# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ

ેમ્બર ૧૯૩૭



આદ્યતંત્રી અને સ્થાપક : શ્રી. જયકૃષ્ણ વર્મા, હાલ દીવાન સાહેબ લુણાવાડા રાજ્ય.

વ્યવસ્થાપક :
નટવરલાલ એ. ઠક્કર
ધિ લુહાણામિત્ર પ્રિં. પ્રેસ,
વડોદરા

તંત્રી :
યજ્ઞેશ હ. શુક્લ
તંત્રી : બાળવિભાગ :
સોમભાઈ પટેલ

પ્રકાશક :
અંબાલાલ વિ. ઠક્કર
'ગુણસુન્દરી' કાર્યાલય :
૧૧૪, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ, ૪



આદ્યતંત્રી અને સ્થાપકઃ જયકૃષ્ણ ના. વર્મા, બી. એ., એલએલ. બી., એમ. એસ. સી. (લંડન)
હાલ દીવાન લુણાવાડા રાજ્ય.

# ગુણસુન્દરી

## અને સ્ત્રીહિતોપદેશ

| વ્યવસ્થાપક : | તંત્રી : | પ્રકાશક : |
|---|---|---|
| નટવરલાલ એ. ઠક્કર | યજ્ઞેશ હ. શુકલ | અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કર |
| લુહાણામિત્ર પ્રિ. પ્રેસ. | ૪૩, કલ્યાણ બિલ્ડિંગ નં. ૧, | ૧૧૪, વિઠ્ઠલભાઇ પટેલ રોડ, |
| વડોદરા. | કાંદાવાડી મુંબઇ, ૪. | મુંબઇ. ૪. |

પુ. ૨૯ મું ] સપ્ટેમ્બરઃ ૧૯૩૭ [ અંક ૧લો

અનુક્રમણિકા



### બાલ વિભાગ

તંત્રી : સોમભાઇ પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪–૬–૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ આઠ આના

## મુંબઇ યુનિવર્સીટીની નવી સ્નાતિકાઓ



મુંબઇ યુનિવર્સીટીનો પદવીદાન સમારંભ ગઇ તા. ૧૭મી ઓગસ્ટે થયો તે પ્રસંગે પદવી ધારણ કરનારી વિદ્યાર્થીનીઓ



**ગો વ્ર ત**

ચિત્રકાર : શ્રી. કનુ દેસાઈ

લોકજીવનમાં શ્રાવણી વદ ચોથનું ચોથ વ્રત ઊજવાય છે. તે દિવસે આખા ગામની ઉપવાસિની ગૃહિણીઓ ગાયને ફૂલહાર પહેરાવી કપાળે કુંકુમનો ચાંદલો કરે અને ગ્રામ કવિતા ગાય કે 'ગાય રે ગાય તું મોરી ગાય'–શ્રી. કનુ દેસાઈના 'વ્રજ ચિત્રાવલિ'માંથી.

# ગુણસુંદરી
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૨૯મું | સપ્ટેમ્બર : ૧૯૩૭ | અંક ૧ લો.


## સ્ત્રીઓની રૂંધાયલી સ્વતંત્રતા

સ્ત્રીઓની સ્વતંત્રતા જે રૂંધાયલી છે તેને પાછી મેળવવાના કાર્યમાં અમે મદદ જરૂર કરીશું, પરંતુ તે પ્રાપ્ત કરવાનો મોટો આધાર તો તમારા બધાના ઉપર રહેલો છે. અમે બધું એ મેળવી આપીશું એવી જો તમે આશા સેવશો તો છેવટે તમને નિરાશા જ પ્રાપ્ત થવાની છે. શ્રી. લીલાવતી બહેને મારી સહાનુભૂતિની વાત કરી. હું સહાનુભૂતિ રાખું એમ કહેવામાં એવો ધ્વનિ મને જણાય છે કે હું સહાનુભૂતિ રાખું છું તેમાં વધારે પડતું કરૂં છું એવો ભાસ આવે છે અથવા તો તેમાં અસહાયપણા જેવું લાગે છે. તમારા દરેક પ્રયત્નમાં મદદ કરવાની મારી ફરજ અદા ન કરૂં તો મારા ધર્મમાંથી ચુકું છું એમ જ ગણાય. પણ એવું બની શકે કે સ્ત્રીઓના પ્રશ્નમાં તમે જે રીતે વિચાર કરો તેમાં મને મતભેદ પણ હોય અને મારા દૃષ્ટિબિંદુ વિષે ખાત્રી પણ આપી શકું. છતાં છેવટે તો તમે જે માર્ગ નક્કી કરો તેમાં મારે મદદ કરવી જોઇએ. એ માર્ગ નક્કી કરવાનો હક્ક તમારો છે. તમારો પ્રશ્ન પુરૂષ વર્ગ ખોટી રીતે સમજે એ પણ સંભવિત છે. આજે કદાચ એમ લાગતું હોય કે પુરૂષ વર્ગ સ્ત્રીઓ પ્રત્યે બેદરકાર છે. એ વાત સાચી હશે તોપણ રોજ ને રોજ એ વાત પર ભાર મૂકવાથી લાભ નહિ થાય. મને લાગે છે કે જુની રૂઢી, અજ્ઞાન અને વર્ષોના બંધાઇ પડેલા વિચારોથી પુરૂષોને તેમની હકુમત ટકાવી રાખવામાં સ્ત્રીઓ જ મદદ કરે છે અને એ બધું જ તેમની આડે આવે છે.

સ્ત્રીઓને લડાયક બનાવવાની બધી પ્રવૃત્તિઓ તમારામાં હોવી જોઇએ. એ લડાયક વૃત્તિનો અર્થ તો એ છે કે જેમ ઘરના માણસોમાં મતભેદ હોય છે અને જે રીતે તેને અપનાવીએ છીએ એજ દૃષ્ટિબિંદુ આ લડાયક વૃત્તિમાં હોતું જોઇએ. તેમાં મુખ્ય દૃષ્ટિબિંદુ લડાઈ વહોરવામાં નહિં પરંતુ તે ઓછી કરવામાં હોવું જોઇએ. આ માટે સ્ત્રીઓએ જોખમ સહન કરવા પણ તૈયાર થવું જોઇએ. જ્યાં સુધી એ જોખમો સહન કરવા તૈયાર ના હોઇએ ત્યાં એવાં જોખમોમાં બીજાને ઉતારતાં પણ વિચાર કરવો જોઇએ.

સ્ત્રીઓ જ્યારે પોતાની શકિત મેળવશે ત્યારે પુરૂષોની હકુમત રહેવાની નથી; પુરૂષો તેની પર હકુમત ભોગવવાના નથી. પરંતુ હુ તો માનું છું કે તે વખતે સમાજ પણ ઉલટી દિશામાંજ હશે. એ ઉલટી દિશામાં પણ તમે પુરૂષોએ તમારી ઉપર ભૂતકાળમાં ગમે તેટલા જુલ્મ કર્યા હોય છતાં તેનો બદલો લેવાનો વિચાર ના કરશો; પરંતુ એ જુલ્મ ભવિષ્યમાં આડે ન આવી શકે એ જાતના જ વિચાર કરજો; તે દિશામાં વિકાસ સાધવા તમે પ્રયાસ કરજો.

અમદાવાદમાં જ્યોતિસંઘની બહેનો સમક્ષ મુંબઇના મહેસુલ ખાતાના પ્રધાન શ્રી. મોરારજી દેસાઇએ કરેલું વકતવ્ય

# ગુજરાતણની આંખો

( ગરબી )

અવનીભરમાં દીઠીં બીજે, ગુજરાતણની આંખો ?
સ્વર્ગ કવિતા એ પર અમરાપુરી ઓવારી નાંખો.

એ તે જીવન મંજરી મ્હોરી,
ફુલડાં કટોરી એ તે ફોરી,
ઉરને વાળે શાતા સોરી,
એ તે આંખો કે આત્માની, આરસી ઝળાંહળાં એ ?
શકે પોપચાં પ્રાણ પદ્મને પરાગ ભાર ઢળ્યાં એ !

શાં મનહર એ અમીકણાં છે ?
ગુંજન એતો ગેબ તણાં રે,
અણદીઠ દોરે દીલ વણ્યાં રે,
ગુપ્ત પ્રાણપતાળથી વ્હેતી એ અમૃત નિર્ઝરણી,
ધ્વનિ કાવ્યની વ્યંજનાશી એ રસ-લહરી ઝીણી

પ્રેમ પ્રેમ મય એ પલકારા,
ઝર મર ઝર વસન્તફુવારા,
એ આંખોની અમૃતધારા,
એતો મંગલ, સુદમય રચ્યા ધ્વનિ કાવ્યની તૂકો,
ગુજરાતણની આંખો કે વસન્ત મદન ઝરૂખો ?!

એ આંખોનાં શાં રસદાને,
પ્રીછી પીધી એ પ્રભુતાને,
પ્રાણ પ્રાણનાં પરાગ પાને ?
કરતી શું છલકા છલકા, કરતી શું મલકા મલકા ?
ગુજરાતણની આંખો કે અવની પરની એ અલકા ?

એ આંખોના અમી આલાપે,
જીવનમાં શું ઉષ્મા વ્યાપે,
ધન્ય જીવન એ ચતુરા ,આપે,
એ આંખોમાં જીવન જીતના અમર ધનુ ટંકારે,
પ્રાણ પ્રાણમાં પ્રકટે જ્યોતિ એ આંખો પલકારે.

એ આંખો તો હમતી હસતી,
એ આંખોમાં શી રસ મસ્તી,
રસનિધિમાં ડોલે ઉર કીસ્તિ,
એક વાર આતિથ્યે પાચ્યા, અમીઝર એ આંખોનાં ?
એની સ્મિતલહરીએ ફુટી પ્રાણ પ્રાણ પાંખોના ?

ऋतुनां कुसुमाकर :

# બંગાળમાં સ્ત્રીઓનું સ્થાન

અંગ્રેજી ઉપરથી પ્રયોજક :

શ્રી રમણીકલાલ જયચંદભાઈ દલાલ,
બી. એ, એલએલ બી.

હિંદમાં અને ખાસ કરીને બંગાળમાં સ્ત્રીઓની હિલચાલ પ્રત્યે ભય ને વહેમની નજરે જોવામાં આવે છે. એથી સાંસારિક શાંતિ અને સુખ વણસી જશે એવું માનવામાં આવે છે. સ્ત્રીઓ સ્વતંત્ર થશે તો એમને બહારનું કામકાજ વધશે ને પરિણામે ઘરની ફરજો ભૂલી જશે એવો ડર રહે છે. હિંદમાં સ્ત્રીઓ ગૃહદેવી ગણાય છે. સગાંવહાલાંની સુખ સગવડ સાચવનાર ગૃહ-સચીવ મનાય છે, એટલે સ્ત્રીઓની હિલચાલ જો કેવળ જાતીય સંગ્રામ બની રહે તો તે નિષ્ફળ જ જશે. આજે જગતભરમાં સ્ત્રીઓ જીવનના દરેક વર્તુલમાં સ્વાતંત્ર્ય ચાહે છે પુરુષો સાથે સમાન હકનો સંગ્રામ ખેલે છે બંગાળની કેટલીક સ્ત્રીઓએ પણ મુક્તિનો આ દુંદુભિનાદ વધાવી લીધો છે: સ્વાતંત્ર્ય માટે ઝઝૂમે છે. પશ્ચિમ ભાવનાભરી ને પાશ્ચિમાત્ય કેળવણી પામેલી કેટલીક સ્ત્રીઓ તેમની અમેરિકન બહેનો જેવી સ્વતંત્ર છે પરંતુ મોટો ભાગ રૂઢીચુસ્ત છે ને આજના પ્રગતિ-વાદી વિચારોથી છેક જ વિમુખ રહે છે. આજની સામાન્ય બંગાળી સ્ત્રી લગ્ન ને સંસારને પોતાનું અંતિમ ને એક જ ધ્યેય માને છે. એટલે મતાધિકાર ને સમાનહક્ક માટે ચળવળ ચલાવતી એમની સ્વતંત્ર બહેનોની મહત્વાકાંક્ષા ને ભાવનાઓ માટે એને ઓછું માન હોય છે કારણ કે સુધારાની ધૂનથી ઘેલી ને પોતાના સ્વાતંત્ર્યથી રોમાંચિત થયેલી એ બેનો પોતાની કહેવાની પછાત બેનો સાથે પોતાના ભાગ્ય જોડવવા આતુર જણાતી નથી અને તેમના સ્વાતંત્ર્ય માટે દિલ દઈને કામ પણ કરતી નથી. રૂઢીચુસ્ત સ્ત્રીઓમાં કેટલીક પ્રકાશમાં આવવા પાછી પડે છે; કેટલીક સર્વોત્તમ ગૃહિણીઓ હોવાથી પોતાના કુટુંબીજનોની અમોલી સંપત્તિ છે. આદર્શ માતાઓ અને પત્નીઓ છે. પોતાના સગાવહાલાં માટે એમનો આત્મભોગ ગજબ હોય છે. અનુકરણીય હોય છે. એટલે બન્ને આદર્શમાંથી એક પસંદ કરવો મુશ્કેલ છે. એટલે આ હિલચાલે બંગાળમાં કયો માર્ગ લેવો એ પ્રશ્ન છે. ઘર જ સ્ત્રીઓનું ક્ષેત્ર છે ને તેમાં વિચાર ને વર્તનમાં સ્વાતંત્ર્ય મળે એથી સંતોષ માનવો કે પાશ્ચિમાત્ય બહેનોને પગલે ચાલી પુરુષના હરીફ થવું ને પુરુષને તેના કાયદેસર ક્ષેત્રમાંથી દૂર કરવા એ વિચારવું ઘટે છે. રૂઢીચુસ્ત અને સુધરેલા—એ બે વિભાગોમાંથી નિશ્ચિત માર્ગ શોધી કાઢવો આવશ્યક છે.

બંગાળમાં બન્ને તત્ત્વો સરખાં છે. બન્ને એક બીજા સાથે અથડામણમાં આવ્યાં નથી. છેલ્લા દશ વર્ષમાં રાજકીય ને કેળવણીના ક્ષેત્રમાં તેમણે ભારે પ્રગતિ કરી છે. સ્ત્રી સ્નાતકો ને લેખિકાઓની સંખ્યા દુહે ને બહુકે વધી રહી છે. બંગાળામાં કન્યાશાળાઓ ને મહિલા પાઠશાળાઓ ખૂબ જ વધી છે એ જ તેની સાક્ષી પૂરે. સ્ત્રીકેળવણી માટે આપણા દેશની પ્રજા જાગૃત થઈ છે. વિદ્યાપીઠની પરીક્ષાઓમાં સ્ત્રીઓ સુંદર

ઉચ્ચ વર્ણના હિંદુઓ હવે પોતાની કન્યાઓને કુમળી વયે પરણાવતા નથી. કદાચ આર્થિક કારણોને લીધે કન્યાઓને મોટી થવા દેવામાં આવતી હશે. હજી બંગાળામાં પર્દાનો રીવાજ છે. એટલે તાજી હવા ને ખુલ્લી હવામાં શારિરીક કસરતો સ્ત્રીઓ મેળવી શકતી નથી. તેથી જ ઘણી ખરી સ્ત્રીઓ ક્ષયના દર્દથી પીડાય છે. દર વર્ષે ક્ષયથી મરણ પ્રમાણ મોટું આવે છે. પુર્નલગ્નનો પ્રતિબંધ છે એટલે યુવાન બાલ વિધવાઓને કપરી તપશ્ચર્યાનું જીવન ગાળવું પડે છે. સંસારનાં સુખ વર્જ્ય ગણાય છે. ને સગાંવહાલાંની દયા ઉપર જ તે જીવે છે ભાવનાશીલ વ્યક્તિઓ વિધવાઓના ફરજીયાત બ્રહ્મચર્ય ઉપર ખુબ ભાર મૂકે છે પરંતુ જીવનનાં પ્રલોભનોની સામે થવાની આ કમનસિબ સ્ત્રીઓની તાકાત તેઓ વિચારતા નથી. સમાજના જુલ્મી ને અમાનુષી રીવાજો તળે એ શહીદ થાય છે. છતાં કોઈ ચૂક્યું તો તેનાં સગાંવહાલાંનાં દ્વાર એને માટે સદા કાળ બંધ થાય છે. ભવિષ્યમાં નવજીવન પ્રાપ્ત કરવાની આશા સમૂળી વણસી જાય છે. તેઓ બહિષ્કૃત ગણાય છે. કેટલીક વાર ...ની વયની કન્યાઓ ઘણા જ વૃદ્ધ પુરુષો [સાથે] પરણાવવામાં આવે છે. વયનો તફાવત જ લેખામાં આવતો નથી. જે માબાપોની સ્થિતિ સારી ન હોય તેઓ આ વાતમાં માથું ઉચકી જ શકતાં નથી ને સમાજની વેદીમાં પોતાની પુત્રીઓનું તેઓ બલિદાન આપે છે. આવી કન્યાઓ જો કમનસીબે રાંડે તો તેમની કુમળી વય જરા પણ ધ્યાનમાં લેવાતી નથી ને મોટો ભાગ વૈધવ્ય પામે છે જ. એમને ફરજીયાત વૈધવ્ય ભોગવવું જ પડે છે. તેઓના વારસા હકમાં પણ ઘણો જ ભેદભાવ રાખવામાં આવેલો છે. બાપની મીલકતમાં ભાઈઓ સાથે તેઓ સહભાગીદાર ગણાતી નથી. એમને ભાઈની મીલકત મેળવવાનો કશો જ હક નથી. એવા ભાઈને સંતાન ન હોય તો પણ પતિનું અવસાન થાય તો પત્નીને નિર્વાહ ઉપરાંત કાંઈજ મળતું નથી. કોઈ પણ કાળે હિંદુ લગ્ન તૂટી શકતું નથી. રોગી કમતાકાત યા ગાંડા પતિઓ સાથે લગ્નબંધનમાં બંધાઈ કેટલીયે સ્ત્રીઓનાં જીવન વેડફાઈ ગયાં છે. નિર્દોષ પત્નીઓને કેટલાય નિષ્ઠુર પતિઓ ત્યજી પણ દે છે. ન્યાયને મનુષ્યત્વની ખાતર પણ સુધારક કાયદાઓની જરૂર છે. સ્ત્રીઓના હક વિસ્તારની જરૂર છે. સ્ત્રીઓને વેદ કે ગાયત્રી ભણવાની છૂટ નથી. હિંદુ ધારાશાસ્ત્રી મનુએ સ્ત્રીઓને સદંતર ગુલામ બનાવી દીધી છે. પુરુષોથી એ કદી સ્વતંત્ર રહી જ શકે નહિ એવો તેનો મત છે.

## એવાં તે કોણ ?

૧

તોફાની આંખો ને હસતું રહેતાં !
એવાં તે કોણ ? એ કોઈ તો કહો :

૨

ગઈ કે આવતી કાલ ન જાણે-
એવાં તે કોણ એક આજને માણે ?

૩

સઉ માને જેને કાલાં ઘેલાં-
એવાં તે કોણ છકછોળ છકેલાં ?

૪

મૂઠાં ઘૂમે છકછોળ એકલાં-
છાનામાંનાં ગમી જાય છબીલાં !

૫

એવાં તો એકજ બાળ રસીલાં !
એને જોઈ માન મૂકે મતીલાં !

લલિત

હોય તેમાં હરકત નથી. સ્ત્રીઓનું આરોગ્ય એ પ્રશ્ન મહત્વનો ગણાવો જોઇએ. નબળી ને માંદલી માતાઓ તંદુરસ્ત બાળકોને શી રીતે જન્મ આપશે ? એટલે છોકરીઓની શારીરિક સંસ્કૃતિ પ્રત્યેનો જાહેર વિરોધ ઘટી જવો જોઇએ. પડદાનો રિવાજ તો તદ્દન નાબુદ થવો જોઇએ. સ્ત્રીઓની શારીરિક સમૃદ્ધિ માટે ઘટતા તમામ પ્રયત્નો કરવા જોઇએ. બાળલગ્નને પરિણામે ઘણી નાની વયમાં છોકરીઓ માતા બને છે ને નબળાં ને માંદલાં બાળકોને જન્મ આપે છે. વળી વહેલું માતૃત્વ આવવાની એમની તંદુરસ્તી પણ કથળી જાય છે. બાળમાતાઓની નબળી તંદુરસ્તીને લીધે બાળકોનું બાળમરણ પ્રમાણ પણ ઘણું વધારે છે. સ્ત્રીઓને કસરત ને આત્મરક્ષા ખાસ શીખવવી જોઇએ. આપત્તિમાં બચાવ કરતાં તો દરેક સ્ત્રીને આવડવું જ જોઇએ. આવા સુધરેલા જમાનામાં પણ અપહરણના અને છેડતીના કિસ્સાઓ બને છે એ એક શરમ છે.

વળી સ્ત્રીઓ ને પુરુષોના નૈતિક ધોરણમા કોઇ પણ જાતનો ફરક હોવો ન જોઇએ. સ્ત્રી-ગુન્હેગારોને તદ્દન જ જુદી ને જુદી નજર કરવામાં આવે છે. જ્યારે પુરુષ સાથીદારોને જતા કરવામાં આવે છે તેમ ન થવું જોઇએ. કમનસિબ સ્ત્રીઓ પ્રત્યે વધુ માનવતા દાખવવાની જરૂર છે. કેટલીક વાર તો બીજાઓને પાપે તેમને સહન કરવું પડે છે. જે સ્ત્રીઓ અવળે પથે ચઢી ગઇ હોય તેમને સુમાર્ગે વાળવી ઘટે છે. એમનો સમૂળો ત્યાગ કરવો ઉચિત નથી. આવી કમનસિબ સ્ત્રીઓ માટે આશ્રય સ્થળો ઉઘાડવાં જોઇએ ને પ્રમાણિક ધંધાઓ શીખવવા પ્રબંધ થવો જોઇએ. ગુંડાઓ પાસેથી સ્ત્રીઓના ઉદ્ધાર કરવા માટે વ્યવસ્થિત યોજના થવી જોઇએ. દેશની નીતિ ને શાંતિ ઉપર ગુંડાઓ તો એક ભારે આફત છે.

સમાજની પુનર્ઘટના માટે નવાં બાળકો સુધરે એ તરફ લક્ષ આપવું ઘટે અને તે માટે સ્ત્રીઓની તંદુરસ્તી પણ સુધરવી જોઇએ. આ માટે પુરુષોએ વધારે સંખ્યામાં સેવાભાવનાથી બહાર પડવાની જરૂર છે. સ્ત્રીઓ ભવિષ્યની માતા છે. સાચી કેળવણીથી યોગ્ય માતા બનવા તેમને લાયક બનાવવી જોઇએ. સ્ત્રીઓ જ બાળકોનું ચારિત્ર્ય ઘડશે ને તેમની કેળવણીનો પાયો નાંખશે એ જવાબદારીના કાર્ય માટે સ્ત્રીઓની યોગ્ય કેળવણી માટે યોજના થવી જોઇએ અને પોતાની જવાબદારી તેઓ સમજતાં થાય તેમ કરવું ઘટે.*

* મૂળ લેખિકા: શ્રીમતી ઉષા વિશ્વાસ.

---

## સ્હેજ સાજ

પાણીનાં ટીપાં ને ગણી સ્હેજ ધુતકારશો મા,
સ્હેજ સ્હેજ ખેતરમાં ધાન્યને ઉગાડે છે;
સ્હેજ સ્હેજ સહચારે પૃથ્વી આજ ચાલી રહી,
સ્હેજ સ્હેજ દુરાચાર સ્વર્ગ અટકાવે છે.
સ્હેજ ને અપમાનો ના; સ્હેજ લાગે સગજ આ
વાત મોટી વિશ્વથી યે કેવી સમજાવે છે !
સ્હેજ સાજ પુણ્ય કરો, સ્હેજ સાજ પાપ હરો,
જુઓ પછી સ્હેજ સાજે કેવો રંગ જામે છે !

"સુહૃદ"

આંદામાન દિન : બંગાળી બહેનોનું સરઘસ



ક્રાન્તિકારી અને બીજી ગજરદારી ચળવળ માટે સજા પામેલા કેદીઓને આંદામાન રાખેલા છે. તેઓએ પોતાને સ્વદેશમાં બોલાવી લેવાની અને બીજી માંગણીઓ કરીને ઉપવાસ શરૂ કરેલા છે. તેમના પ્રત્યે સહાનુભૂતિ બતાવવા હિન્દભરમાં તા. ૧૪મી ઓગસ્ટે આન્દામાન દિન ઉજવાયો. તે પ્રસંગે કલકત્તામાં બંગાળી બહેનોએ સરઘસ કાઢ્યું હતું. એ સરઘસને લાઠી મારી વિખેરી નાખવામાં આવ્યું હતું. કેટલીક બહેનોને ગિરફતાર કરી હતી પણ પાછળથી છોડી મુકી હતી.



વિદ્યાર્થીનીઓ રસ્તો સુધારે છે

પુનાથી હિંગણે જવાનો રસ્તો ઘણોજ ખરાબ થઇ ગએલો છે એ બાબતમાં પુના સ્થાનિક મંડળના સત્તાવાળાઓનું વારંવાર ધ્યાન ખેંચવામાં આવ્યા છતાં કાંઇ થયું નહિ અથી સત્તાવાળાઓનું એ બાબત તરફ લક્ષ ખેંચવા માટે હિંગણેના અનાથ બાલિકાશ્રમ અને કર્વે વિદ્યાલયની વિદ્યાર્થીનીઓએ પોતેજ રસ્તાનું સમારકામ કરવાનું કાર્ય ઉપાડી લીધું છે એ વખતનું આ દૃશ્ય છે

# ગાલપચોળાં*

## [ એક પ્રહસન ]

લેખક
શ્રી. ચુનીલાલ નારણજી શાહ

[ ચંચળબેન ગાલપર હાથ દઇને પીડા અનુભવતા બેઠા છે, ત્યાં રમાબેન આવે છે ]

**રમા**—ચંચળબેન, કેમ આમ થઇ ગયાં છો ? કાંઇ તબીયત બરોબર નથી કે શું ?

**ચંચળ**—રમા જોને હું તો મરી ગઇ આ ગાલે કાંઇક થયું છે તે એવી પીડા થાય છે કે વાત જ પૂછો નહિ અંદર એવા લમકારા મારે છે કે જીવને કાંઇ ચેનજ પડતું નથી

**રમા**—( જરા પાસે જઇને જોઇને ) આ તો તમને ગાલપચોળાં થયા છે તેમાં શું આટલાં બધાં મુંઝાઇ જાવ છો ? એ વર્ષ પહેલાં મને ય ગાલપચોળા થયા હતાં ત્યારે મારૂં મોઢું સુઝીને રાવણરૂપ થયું હતું તમને તો એના ચોથા ભાગનાં પણ ગાલપચોળા નથી મને તો એવી પીડા ઉપડી કે જાણે હમણા જીવ ચાલ્યો જશે પણ અમારાં પાડોશી નિર્મળાબેને એક દવા બતાવી એ દવા ચોપડી કે જાણે કાનમા કીધું-બધીએ પીડા શાંત અને સોજો બધોય ઉતરી ગયો

**ચંચળ**—બેન, તારોજ પાડ મનેય એ દવા બતાવને

**રમા**—આંમલીના પાંદડા વાટીને એને ખદખદાવવાં પછી એને મોઢા ઉપર મૂકશો તો તમારે પીડાનું નામ નહિ રહે આંમલી તો એવી ટાઢીને તે મોઢાની બધી ગરમી તોડી લેશે

**ચંચળ**—આંમલી તો પાડોશમાંજ છે ને ? રતન પાસે મગાવી લઉં રતન, રતન,

**રતન**—શું છે ચંચળબેન ?

**ચંચળ**—જો મગનકાકાના ફળીઆમા આંમલી છે ત્યાંથી આંમલીના પાંદડા લઇ આવ જોઇએ તરત પાછી આવજે જાણે ગર્જ નથી

**રતન**—પાન લઇને આ આવી

**ચંચળ**—રમા, પણ ગાલપચોળું કેમ થતું હશે ?

**રમા**—શરદી થઈ હોય અથવા પેટમા બગાડ હોય, અથવા છાતીમાં કફ ભરાયો હોય, તો ગાલપચોળું થઇ આવે કે કાનમા ચરકાની પીડા થાય આ રતન તો આવી. હુ જઇશ

**ચંચળ**—તું તો હજી હમણાં જ આવીને ! કેમ જાઉં જાઉં કરે છે ? થોડીક વાર તો બેસ જો આ દવા વટાય ત્યા સુધી તો રોકા

**રમા**—ચંચળબેન હું ચુલે ભાત મૂકીને આવી છું. વાત કરવા રોકાઈશ તો તે દાઝી જશે રતન એ આમલીને ઝીણી કરીને વાટજો, પછી જરા ખદખદાવજો ચંચળબેન હું થોડીવાર રહીને આવું છું

**ચંચળ**—રમાબેન આવજો હો

**રમા**—એ આવજો

[ રમા જાય છે ]

[ કાચ લઇને મોઢું જુએ છે, અને મોઢા ઉપર હાથ ફેરવે છે ]

**ચંચળ**—રતન હવે કેટલીક વાર છે

**રતન**—ચંચળ બેન આ લાવી

* શ્રી ભાવનગર મહિલાવિદ્યાલયમા સત્રાન્ત ઉત્સવ સમયે ભજવાયલી નાટિકા.

[ ચંચળ વાટકો લઇને આવે છે ચંચળ-દવા ચોપડે છે. ]

**ચંચળ**—દવા ગરમ ગરમ હતી ત્યાં સુધી જરા ઠીક લાગ્યું. પણ પાછી પીડા શરૂ થઈ.

[ ટપાલી આવે છે. ]

**ટપાલી**—'હરગોવિંદ દ્વારકાદાસ
'મણિશંકર બાલારામ
'મહેતા છબીલદાસ છગનલાલ

[ ટપાલી ચંચળબેનને જોઇને ]

ચંચળબેન, આ શું મેંદી જેવું લગાડ્યું છે ?

**ચંચળ**—રઘુનાથ, ગાલપચોળાં થયાં છે તે રમાબેને આંબલીનાં પાન વાટીને ચૂકવાનાં કીધાં છે.

**ટપાલી**—તમને મારૂં કહ્યું ગળે નહિ ઉતરે; પણ આંબલીના પાન તો ખાટાં હોય, એટલે એની ખટાશ જો તમને ચડશે તો સોજો વધશે.

[ ચંચળબેન મોઢા ઉપર હાથ ફેરવે છે. ]

**ચંચળ**—જો, જો, રતન.

**રતન**—ચંચળ બેન, તમને સોજો વધ્યો લાગે છે. રઘુનાથ આની કાંઈ દવા હશે કે નહિ ?

**ટપાલી**—મારી દવામાં એક પાઈનું ખર્ચ એટલે તમને પૈસાદાર માણસને એ વાતમાં વિશ્વાસ બેસશે નહિ. આક અને કાળી છરી પાણીમાં પલાળીને ચોપડી દો એટલે તમારે ગાલપચોળાનું નામ નહિ રહે. કાળી છરી તો બહુ ઠંડી.

**ચંચળ**—તારી દવાથી મટી જાય તો તારા જેવો ભગવાનેય નહિ. રતન દવા તૈયાર કરીને લાવ જોઇએ.

[ રતન જાય છે. ]

કાલ આખી રાત મને ઉંઘ નથી આવી. આખી રાત પથારીમાં બેઠા બેઠા કાઢી છે.

**ટપાલી**—પણ તમે આ તો રામબાણ સમજો.

[ ટપાલી જાય છે અને રતન વાટકો લઇને આવે છે. ]

[ ચંચળ વાટકો લઇને દવા ચોપડે છે. ]

[ ચંદ્રપ્રભા આવે છે. ]

**ચંદ્રપ્રભા**—કેમ છે ચંચળ ફૈબા ? મને તો રમાએ વાત કરી છે કે તારી ફૈબાને શરીરે સારૂં નથી એટલે હું ખબર કાઢવા આવી છું.

**ચંચળ**—જોને આ કાંઈ ખવાતું નથી. પાણી પીઉં છું તોય મને દુઃખે છે.

**ચંદ્રપ્રભા**—ફૈબા તમે આવી દવા કરવી મૂકી દો. આ બધું ઉટવૈદું કહેવાય.

**ચંચળ**—તું બતાવ ત્યારે મોટી ડાકટરી દવા.

**ચંદ્રપ્રભા**—આના ઉપર તો શેક કરીએ એટલે તરત પીડા નરમ પડે. તમે ક્યાં નથી જાણતા કે જે ન કરે માને બાપ તે કરે શેકનો તાપ ?

**રતન**—સગડી તૈયાર છે; કહો તો લાવું.

**ચંચળ**—એમાં કહેવું'તું શું ? લાવ જોઇએ.

[ રતન સગડી અને ગોદડા લઇને આવે છે. ]

બધાં દરદ સારાં, પણ આ ગાલપચોળું સારૂં નહિ. તાવ હોય તો ગોદડું ઓઢીને પડ્યા રહીએ, પણ આ ગાલપચોળામાં તો અંદરથી એવા લબકારા મારે છે કે જાણે હમણાં જીવ ચાલ્યો જશે.

**રતન**—ચંચળબેન, દરદ એકેય નહિ સારૂં. દરદ માત્ર વસમાં છે. દેહનાં દરદ દેહમાંજ સારાં છે. રૂંવાડે રૂંવાડે રોગ છે;

પણ જેટલાં દરદ બહાર નીકળવાનાં લખ્યાં હોય તેટલાં દરદ જ બહાર નીકળે છે.

[ આસતેલનો ડબો લઈને મીઠી આવે છે. હાથમાં ચીઠી છે. ]

**મીઠી**—મહેતા છબીલદાસ છગનલાલનું ઘર કયું ?

**રતન**—આ ઘર. શું છે ?

**મીઠી**—આસતેલનો ડબો છબીલદાસ મહેતાનો છે.

**રતન**—લાવ, લાવ, અહિં લાવ.

[ ડબો મૂકાવે છે ]

**મીઠી**—બાઈ, કેમ આમ બેસી ગયાં છો ? શું થયું છે તે શેક કરો છો ?

**રતન**—જુઓને, આ ગાલપચોળું થયું છે તે પીડાનો પાર નથી.

**મીઠી**—મારી બાઈ, ગાલપચોળામાં શું મુંઝાઈ ગયાં છો ? આ તે કાંઈ ગાલપચોળું કહેવાય ? ગાલપચોળાં તો થયાં હતાં મારા કાનીયાને અને લખમણને; ગાલ સુઝીને ગોળો થઈ ગએલો. છોકરાં તો ગડેરાડ અને ખોકાંસા પાડે. ગાંધીને હાટે ઓસડીયાં હશે એટલી દવા કરી પણ કાંઈ કારી ફાવી જ નહિ. પછી એક બાબી બાવાએ દવા બતાવી "મૈયા, જાયફળ દુધમાં ઘસીને પાઈ દો એટલે સબ મીટ જાયગા" મેં તો જાયફળ દુધમાં ઘસીને ચોપડયું એટલે ગાલ તો હતા એવા થઈ ગયા; આ મારૂં કીધું માનતા હો તો આ બધું રહેવા દો આ શેકથી તો ઉલટી વધારે ગરમી લાગે, અને ગાલ ફુલીને દડો થશે; માટે આ ઠંડી દવા કરો. પછી તો તમારી જેવી મરજી.

[ મીઠી જાય છે. ]

**ચંચળ**—રતન આ શેક તો મારાથી નથી સહન થતો. જાયફળ તો અભરાઈ પર રાતી શીશીમાં છે. ઘસીને લાવ.

[ રતન જાય છે ]

**ચંચળ**—હે ભગવાન ! આ વેદના મારાથી સહન નથી. રતન, એ રતન, આ રતન કયાં...

**રતન**—કયાંઇ નથી મરી ગઈ; આ આવી.

[ દવા લગાવે છે. ]

**ચંચળ**—હાશ; કાંઈ ઠરવા માંડયું મારૂં થજો એ બાઈનું.

**રતન**—કેટલીકવાર ચપટી ધૂળ કામ કરે છે. એવું કામ તમારે રૂપીઆની રૂપીઆભાર દવા પણ ન કરે.

**ચંચળ**—પણ આ તો ચસકા ફરીથી ઉપડયાં.

[ બ્રાહ્મણ ભિક્ષુક પ્રવેશ કરે છે. ]

**બ્રાહ્મણ**—લક્ષ્મી નારાયણ, એકાદશી ને સોમવાર. ચંચળબેન ગાલે શું ગાંઠ નીકળી છે ?

**ચંચળ**—ના, ભાઈ ના, ગાલપચોળું થયું છે. એટલે એવું લાગે છે.

**બ્રાહ્મણ**—ગાલ પચોળામાં શું આમ થઈ ગયા છો ? હું કહું એમ કરો તો ગાલપચોળું ઉભું ન રહે ગૌમૂતરમાં ખકાયાં છાણાંની રાખ મેળવીને ચોપડશો એટલે જાણે તમને ગાલપચોળું થયું જ નથી. ગૌમૂતરમાં તો કેવા ગુણ છે એ તમને ખબર છે. હવે તો મોટા મોટા સરજન પણ ગૌમૂતર દવામાં વાપરે છે.

**ચંચળ**—રતન, મહારાજને લોટની ચપટી આપ જોઈએ.

[ રતન લોટ આપે છે અને મહારાજ જાય છે. ]

—રતન આ દવા લાવ જોઈએ. સારૂં થયું કે સોનબાઈ આજે જ ઘરમાં છાંટવા ગૌમૂતર મૂકી ગઈ છે.

[ રતન દવા લાવે છે અને ચંચળ તે લગાડે છે. ]

**ચંચળ**—આમાં શું ફેર પડે ?

**રતન**—પણ બેન, દવા ચોપડીએ કે તરત ને તરત કાંઇ ફેર પડે ?

**ચંચળ**—એવા લોટમગાને દવા આવડતી હોય તો કાંઈ લોટ શેનો માગે ? આ કોણ રમેશ આવે છે ? રમેશ આ શું હાથમાં લાવ્યો.

**રમેશ**—માશી, મને તો રસિકે કહ્યું કે માશીને તો ગાલપચોળું થયું છે એટલે હું આ દવા લઇને તરત દોડતો આવ્યો.

**ચંચળ**—કઈ દવા છે ? જો જે હો, મારે તારી અજાણી દવા પીવી નથી.

**રમેશ**—માશી, તમે તારે એના બે ગણોને. આટલી દવાનું શું બેસે એ તમને ખબર છે ? આટલાના બે રૂપીઆ બેસે છે. આ દવા પીએ એટલે ગમે તેવી વેદના ચાલી જાય. આ તો બાયોકેમીક દવા કહેવાય. અમેરિકાના મોટા ડાકટરે આ દવા હમણાં જ શોધી કાઢી છે. જુઓ આંખો મીચીને દવાનો આ ડોઝ પી જાવ.

રતન પાણી લાવજે.

[ રતન પાણી લાવે છે. ]
[ ચંચળ દવા પી જાય છે. ]

**ચંચળ**—રતન, ધાણા લાવ જોઇએ.

**રતન**—ધાણા તો ઢવાઇ ગયા છે.

**ચંચળ**—તો સોપારી લાવ, અરે પણ સોપારી હું કેવી રીતે ચાવી શકીશ.

**રમેશ**—હવે માશી ઘડીક વાર શાંત બેસી રહો. ત્રણ કલાકમાં તમને જરાયે રોગ નહિ રહે.

**ચંચળ**—તું ત્રણ કલાકની વાત કરે છે. ત્યાં તો બાપ ! હું મરી જ જાઉંને.

**રમેશ**—માશી તમારો તો બહુ ખપ છે. હજી તો તમારે રસિકને પરણાવવો છે. એમ કાંઈ તમારાથી જવાશે ?

**ચંચળ**—હવે તું જા અહિંથી. હું દાંત કાઢું છું તોય મને તો દુઃખે છે.

**રમેશ**—માશી, હું ય અહિં બેસવા અને માશીબાને હસાવવા નવરો નથી. મારે ય બહાર જવું છે.

[ જાય છે. ]

**ચંચળ**—આ કોણ મંગળા આવી છે ? મંગળા કેમ છે તારી બાને ?

**મંગળા**—એમને તો હવે આરામ છે પણ તમે કેમ આમ માંદા બોલો છો ?

**ચંચળ**—હું તો મરવા પડી છું. જોને આ ગાલ તૂટી પડે છે.

**મંગળા**—કાકી તમને સાચો ઉપાય બતાવું. તમને સહુએ ઉપાય બતાવ્યા હશે, પણ રોગનું મૂળ જાય એવી દવા કોઇએ નહિ બતાવી હોય.

**ચંચળ**—તું તે ગાંડી થઈ ગઈ ? તું શું બોલે છે ?

**મંગળા**—મને ખાત્રી જ હતી કે તમે મને ગાંડી ગણશો; પણ જુઓ અમને જ્યાં બહેને ગૃહવિજ્ઞાનમાં શીખવ્યું છે કે રોગ માત્રનું મૂળ પેટનો બગાડ છે. તમને કબજીઆત થઈ હશે. કબજીઆત જ બધા રોગનું મૂળ છે. જો તમે એરંડીઆનો એક જુલાબ લઇ લો તો તમારો સોજો તરત ઉતરી જશે.

**ચંચળ**—અરર બાપ ! એરંડીયું ! મરી જાઉં પણ હું એરંડીયું ન લઉં. આ મરીયમ બેન આવ્યા.

**મરીયમ**—કેમ ચંચળ બેન, કેમ શુન્ય મુન્ય થઇને બેઠાં છો ?

**ચંચળ**—જુઓને આ ગાલપચોળું થયું છે, તે કાંઇ સુઝ પડતી નથી. બેન કાંઈ દવા બતાવને. જો જે તું મંગળાની માફક એરંડીયું બતાવતી નહિ.

**મરીયમ**—અરે એરંડીઉ કોણ પીએ ? એક ગરમ ઉપાય બતાવું ? તમને તો મારા પર ભરોસો હોય તો ગાલપચોળું ચાલ્યું જશે.

**ચંચળ**—દવા બતાવને તારો જ પાડ

**મરીયમ**—રતન, રાખની ચપટી લાવજે.

[ મરીયમ રાખ લાવે છે. ]

જુઓ હવે હું ગાલપચોળું ઉશું છું: તમે આંખો મીંચી દો.

( રાખ ચોપડે છે, અને હોઠ ફફડાવે છે. અને ગાલ ઉપર હાથ ફેરવે છે. )

જોને હવે તમને મટી જવાનું. કાંઈ ઓછું થયું લાગે છે ?

**ચંચળ**—તમે રાખ ચોપડતા હતા ત્યારે સારૂં લાગતું હતું.

**મરીયમ**—હવે તમને પીડા નહિ રહે. ચાલ મંગળા, આવે છે કે ?

**મંગળા**—હા મરીયમબેન ચાલો

**ચંચળ**—હું તો હવે મરી ગઇ, પાછી પીડા શરૂ થઇ, આ કોણ આવે છે ? આવો કાનજીકાકા.

[ કાનજી જોશી પ્રવેશ કરે છે. ]

કાનજીકાકા, તમને મેં તેડાવ્યા હતા તો જોશ જોવા, પણ જોશ જોવરાવવાના હોશકોશ મને રહ્યાં નથી. હવે જોશ જુઓ કે આ મંદવાડમાંથી હું ઉઠીશ કે નહિ.

**કાનજીકાકા**—આ મંદવાડ ! ક્યો મંદવાડ ?

**ચંચળ**—ક્યો મંદવાડ ! જુઓને હું મરી જઉં છું. મને ગાલપચોળું થયું છે, એમાંથી મને તાવ આવ્યો છે. હું તો હવે થોડા દિવસની જ મહેમાન છુ.

**કાનજીકાકા**—અરે ચંચળ, તું ગાંડી થઇ

**ચંચળ**—પણ તમે જોશ જુઓ કે હું જીવીશ કે નહિ ?

**કાનજીકાકા**—( ટીપણું લાંબુ કરીને ) ધન, મકર, તુલા–તમને શનિ નડે છે, બ્રાહ્મણને સીધું આપો અને શનિવાર કરો તો તમને આ નડતર બંધ થઈ જાય.

**ચંચળ**—મને ય એમજ લાગે છે. નહિ તો આટલી દવા કરી છતાં ય મટે કેમ નહિ ? કાકા, તમેજ સીધું લેતાં જશો કે રતનને પછી મોકલું ?

**કાનજીકાકા**—હુ તો હવે કામે જાઉં છું; પણ હું અમારા ઘરેથી તારે ત્યાં મોકલીશ. એટલે એ આવીને સીધું લઇ જશે. હું જાઉં છુ.

**ચંચળ**—આવજો કાકા.

[ કાકા જાય છે. ]

આ કોણ પીરોજબેન આવ્યાં ?

**પીરોજાબેન**—અરે ચંચળબેન, ગાલે આ શુ ચીતરામણ કાઢ્યુ છે ? તમે હિંદુ લોકો પરશોત્તમ સામમાં મોઢાંબી ચીતરો કે શું ?

મંગળા એવણે શું કીધું છે ?

**મંગળા**—પીરોજબેન, ચંચળ બેનને ગાલપચોળુ થયું છે. એટલે દવા ચોપડી છે.

**પીરોજાબેન**—આતે તમે લોકો સમજો કે નહિ ? ગાલપચોળું આ ક્યાં છે ? આ તો અવાળુ ફુલી ગયા છે. ડાકટરને દેખાડી કાંઈ દવા લ્યો. તમે હિંદુ લોકો તો સાવ આવા જ રહ્યા.

# આંકડાભીડી

" ચાલો, ચાલોને આજ મારગડો રોકશું
સરખી સાહિલીઓ આંકડા ભીડી,
ગામને ઝાંપેથી ગોધણુ કાનાનું,
વળતું રોકીશું આંકડાભીડી "—ચાલો૰

" જમનાનાં નીર કાન ! પાછા ઠેલાતાં,
અવળાં પાણી ગામ તાણી જશે,
અમને ફીકર કાન ! તમારા જીવની,
તમારું આજ હવે શું રે થશે !—ચાલો૰

કેમ કરી કાન ! તમે રાતલડી કાઢશો
વનરાવનના વાંદર ભૂંડા
તમારું ધણુ કાન ! કયાં ઉભું રાખશો,
અંધારી રાતમાં ખાશો ઠેબાં "—ચાલો૰

કાનુડો :

" વાહરે ! ભલાં થઇ તમે ઉભાં રહો,
આખી જો રાત હા આંકડા ભીડી,
તમારાં બાળ રૂવે દૂધ વીણુ રાતમાં
ગોધણુ મારૂં તો રેઢું નથી. "—ચાલો૰

ગોપીઓ :

" આવોને કાન ! તમે લાવો ગોદાન રે,
તમે છુલ્યા, અમે હાર્યાં સહી.
છોડીઓ આંકડા સહીયર સાથમાં,
રંગે રમીને રાસ જવું સહી ? "—ચાલો૰*

બળદેવ મહેતા

* 'કાનગોપી' નામક ઊર્મિપ્રધાન નાટિકાનું નૃત્યગીત.

# એક રાજસ્થાની ગીતની વાનગી

સંપાદક : પં. માધવરામ

રજપૂતાનામાં ઘણા વીર પુરુષો પાકયા છે એટલે એનાં લોક સાહિત્યમાં વીરરસથી ભરેલુ કાવ્ય સાહિત્ય પણ ઘણું છે; કાઠિઆવાડમાં જેમ ભાટ ચારણો સોરઠા ને દુહા લલકારે છે તેમ રજપૂતાનામાં પણ વીરરસથી ભર્યાં કાવ્યો ખૂબ લલકારાય છે.

વીરરસાત્મક સાહિત્ય રાજસ્થાનમાં જેમ ઘણું છે તેમ કરુણા રસથી ભરેલાં રસિક સાહિત્યથી પણ આ પ્રદેશ ભારે રસપ્રપૂર્ણ છે.

સંસારમાં નારીજીવન કરુણારસનુ મૂર્ત સ્વરૂપ છે; એનું સમસ્ત જીવન કરુણામય છે. એટલે નારીજીવનના પ્રસંગોના કરુણાત્મક ગાન સાહિત્યમાં ઘણાં હોય છે.

આપણે ત્યાં કન્યાઓ અને વિવાહિત નવવધૂઓ આષાઢ ને શ્રાવણમાં વાર વરતોલા ઉજવતાં સાંજના કે રાતના સાહેલીઓના ઝુંડો મળી ગીતડાં લલકારે છે. તેમાં શૃંગાર અને કરુણા રસનાં છાંટણાં ખૂબ હોય છે; આ પ્રદેશમાં પણ કિશોરીઓ અને તરુણીઓ વાર વરતોલાં કરી રાત્રિના શાન્ત વાતાવરણમાં મીઠાં ગીતડાં ગાઈ ગ્રામ્ય જીવનના આનંદ કિલ્લોલમાં ઝૂલે છે. આ આનંદ કિલ્લોલનું મૂલ્ય અણમોલ છે. શહેરી જીવનમાં આ આનંદ કિલ્લોલ અગોચર થતો જાય છે એ મોટા ખેદની વાત છે.

રાજસ્થાની બેનોનાં અનેક મધુર ગીતોમાંથી રસપૂર્ણ, ભાવપૂર્ણ, સાદું પણ સંસાર ચિત્રની સાથે કરુણારસથી વણાએલુ ગીત ગુજરાતી બેનોને વાનગીરૂપે આપું છું :

તરતની પરણેલી એક બાળા સાસરવાસે ગઈ છે તે માતાને સંબોધી પોતાની દિનચર્યાની કથની કહે છે :

( ૧ )

આયી આયી સાવણિયે રી તીજ,
સાવણ મેલી મા મને સાસરે.
ઔર સહેલી એ મા, રમવાને જાય,
બાઇને દીનો સાસ. મોવણો.
સોયો સોયો, મા, છાજ દો છાજ,
અધમણ સોયો બાજરો.

( ૨ )

ઔર સહેલી, એ મા, ઝૂલણને જાય,
બાઇને દીનો સાસુ પીસણો.
પીસ્યો પીસ્યો, મા, ડાલ દો ડાલ,
અધમણ પીસ્યો બાજરો.
ફોડ્, ફોડ્ં, એ મા, ચાકલિયે રોપાટ,
ચાકલિયે રો એ પાટ,
બગડ વખેરં, મા, પીસણો.

( ૩ )

ઔર સહેલી, એ મા, મગરિયેને જાય,
બાઇને દીનો સાસુ પોવણો.
પોયી પોયી, એ મા, રોટયાં રીજોટ,
પછલો પોયો, મા બાટિયો.
નિમટયા નિમટયા, એ મા, દેવર જેઠ,
નિમટયા નણંદા રા ઝૂલરા.

( ૪ )

પરસ્યા પરસ્યા, એ મા, મોટોડા થાલ,
પરસ્યાં નણંદાંરા વાટકા.
ઔરાંને, મા, પરસ્યા, ગવાંરા રોટ,
બાઇને દીવો બાજર બાટિયો.

ઔરાંને, એ મા, પલિયાં પલિયાં ખીર,
બાઇને દીનો પલિયો રાબરો.
ઔરાંને, મા, ધબસે ધબસે ખાંડ,
બાઇને દીતી ચીમઠી લુણરી.
ઔરાંને, મા, મિરિયાં મિરિયાં ઘીવ,
બાઇને, દીનો મિરિયો તેલરો.

( ૫ )

ઔરીયે ઔરીયે દેવરને જેઠ,
પડવે નણદાંરો સુમરો.
બરસે બરસે એ મા મોરી મેહ,
ભીંજે ભાયાંરી બહનડી.
માંજ્યા માંજ્યા એમાં, મોટોડા થાલ,
માંજ્યા નણંદા રા વાટકા.
મોવતડી એ મા બાજર બાટિયો
આણ ને મિનડી લે ગઇ.
મરજ્યો મરજ્યો એ મિનડી થારોડા પૂત,
રાતાં રી નિરણી વીરાં રી બેનડી.

ઉપરોક્ત મધુરી વાનગીનો સાર ગુજરાતીમાં આવો છેઃ—

શ્રાવણની ત્રીજ આવી. પણ મા તેં મને આ શ્રાવણમાં જ સાસરે મોકલી? એ મા! બીજી સાહેલીઓ રમવા ભમવા જાય છે ત્યારે સાસુએ મને દાણો સોવા આપ્યો છે. મા! તે પણ કેટલો? ઓછો ઓછો નહીં હો!! સુંડલો બે સુંડલા; અરધો મણ તો બાજરો સોયો. એ મા! બીજી સાહેલીઓ હીંચકે હીંચકવા ચાલી ત્યારે આહીં તો દળણું દઈ રાખ્યું છે. ડાલાં બે ડાલાં તો દળણું દળ્યું; અરધો મણ બાજરો દળ્યો; મા! એ મા! એવી ખીજ ચડે છે કે ઘંટીની ચકલીને પાટલીના ટુકડા ટુકડા કરી નાંખું! અને આ દળણું વાડામાં વેરી નાંખું!

એ મા! આ સાહેલીઓ તો મેળા જોવા જાય છે ત્યારે સાસુએ રાંધણું દઈ રાખ્યું છે. દગલો એક તો રોટલીયું ઘડી. પછીથી બાજરાનો રોટલો ઘડ્યો; એ મા! દેર જેઠ આવ્યા ને આ નણંદોનુ ટોળું પણ ભરાણું (બધાં ઝાંહિટવા બેઠાં) મોટા મોટા થાળા પીરસાણાં મને નણંદે છીબું આપ્યું; બીજાને ઘઉંની રોટલીઓ પીરસી ત્યારે મારે ભાગે બાજરાનો રોટલો સાસુએ મૂકયો; બીજાને એ મા! કડછાના કડછા ખીર પીરસાઈ ત્યારે મા મને એક કડછી રાબડી મળી. મા, બીજાને ખોબે ખોબે ખાંડ ત્યારે મને મીઠાંની ચપટી પીરસી. એ મા! બધાંને ઘીનાં પાવળાંનાં પાવળાં પીરસ્યાં ત્યારે મને તેલનું એક પાવળું પીરસ્યું.

દેર જેઠ જમી જુદીને પોતપોતાના ઓરડામાં ગયા; નણંદોનું ટોળું એના ઓરડામાં ગયું, એઠવાડ ઉસરડવો મારે રહ્યો;

ઓ મારી માવડી! વરસાદ આવે છે એમાં ભાઈઓની બેન ભીંજાય છે; મોટા મોટા થાળ ઉટકયા નણંદુની થાળીયું પણ ઊટકી, પછી મા મારા સારૂ બાજરાની બે ચાનકી રાતના વાળુ સારૂ બનાવી હતી તે ઢાંકવા ગઇ ને જોયું તો મીંદડી લઇ ગઈ; " એ મીંદડી! તારો દીકરો મરે રાંડ, ભાઇની બેન રાતના નકણી રહી. "

# બાળલગ્ન અને હિંદુ વિધવાઓ

લેખિકા : બ્હેન " નોશાકરી પીલાં "

બાળલગ્ન અને બાળવિધવા આ પ્રશ્નો આજે હિંદુ સમાજમાં ખૂબ ચર્ચાય છે. બાળલગ્ન અને બાળવિધવાના કપરા બનાવો ભયંકર બનતા જાય છે, છતાં હિંદુ સમાજ પોતાના રિવાજોની પાછળ પાછળ હજુયે ભમે છે. સરકારે બાળલગ્નની અટકાયત કરનારો " શારદા ઍક્ટ " પસાર કર્યો છતાં હિંદુ માબાપો પોતાની બાળપુત્રીઓના લગ્ન કરતાં અટકતાં યે નથી. દંડ ભરીને અને જેલની સજા ભોગવીને પણ આ રિવાજનું પાલન કરવા એ સમાજ ઉત્સુક છે. જમાનાઓ થયા સ્ત્રીઓ જેમ સમાજમાં અને સંસારમાં પીસાતી હતી, દુઃખમાં દબાતી રહેતી હતી, તેમજ આજે યે-વીસમી સદીમાં પણ રહે છે. પુત્રી અને ગાયને જેમ હાંકો તેમ એ બિચારી દોરાય. એજ સ્થિતિ આજે યે આ સમાજમાં છે. હિંદુ ન્યાત કે જાતિને સ્ત્રીઓની દશા સુધારવી નથી. એમને તો એક પગ મૃત્યુને કાંઠે હોય છતાં જુવાન સ્ત્રી પરણવાને જોઇએ છે. સીત્તેર વર્ષના વયોવૃદ્ધને પણ સત્તર વર્ષની બાળા જોઇએ છે. માબાપોને તો બાળાઓનું ધર્મદાન કરવું છે. લગ્ન થોડાં કરવાં છે ? હિંદુ સંસારના કરુણ બનાવો વર્તમાનપત્રોમાં વારંવાર આવે છે. પોતાને નહિ ગમતા પુરુષો જોડે પોતાની બાળાઓને માબાપો પરણાવે છે. જાણે માબાપોએ લગ્ન કરવાં હોયને તેમ પોતાની ઇચ્છા મુજબ લગ્ન કરે છે. આવા લગ્નને લગ્ન કહીએ કે ઢીંગલી ધુરીઆની રમત કહીએ ? લગ્ન, એ બે જુદા આત્માઓને એક થવાનો પ્રસંગ છે. આવાં લગ્ન કરાવીને હિંદુ માબાપો ધર્મને પોષે છે કે રિવાજોને ? આવા બનાવો અને લગ્ન માટે સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો માબાપો પોતાની આંખો છતે ધોળે દિવસે પુરુષ ઇચ્છા પોષવાને બાળાઓને વેચે છે. એના પરિણામો સમાજે ઘણાં ભોગવ્યાં છે. પોતાને નહિ ગમતા પુરુષ જોડે જીવન જોડવાને લઇને સેંકડો બાળાઓએ પોતાના પ્રાણ અર્પી બલિદાન આપ્યાં છે. માબાપો જુએ છે, સમાજના અગ્રગણ્ય પુરુષો એ જાણે છે, છતાં હજુયે તેઓ અંધકારમાં જ ધસ્યા જાય છે. જાણે માબાપો કે નેતાઓમાં હૃદય જ ન હોય, સાંભળવાને કર્ણ ન હોય, જોવાને આંખો ન હોય એમ આ બધા વર્તે છે. પરિણામો એ આવ્યાં છે અને આવે છે કે બાળાઓ આત્મહત્યા કરે છે. છાપાઓમાં વારંવાર આવે છે—એક દિવસ પણ એવો ન આવ્યો હોય જેમા યુવાન બાળાઓના આત્મહત્યાના દાખલાઓ બન્યા ન હોય ! અમુક બાળા સાસુના જુલમથી આપઘાત કરીને મરી ગઇ, અમુક બાળા ઉપર પતિનો ભારે સિતમ હોવાથી મરી ગઇ, નણંદના વઢવાડથી બાળા મરી ગઇ, અમુક પતિએ પોતાની પત્નીને સળગાવી મૂકી, અમુકે તેની પત્નીને કાપી નાખી. આવા બનાવોની આજે નવાઇ નથી. અવશ્ય કરી પ્રાઇમસ સ્ટવથી બળી મરવાના રોજીંદા બનાવો આપણે ભીની આંખ્યોએ વાંચીએ છીએ.

પ્રાઇમસ સ્ટોવથી દાઝી મરવાના કહેવાતાં મૃત્યુ માટે કોરોનર સાહેબ શ્રી. આથવલે. વારંવાર પ્રહાર કરે છે. શું આ વાત 'સત્ય છે કે હિંદુ બાળાઓ આ સુલાથી ખરેખર દાઝી જઇને મરી જાય છે ? આવા દાખલામાં સાંસારિક કારણું પહેલું અને મુખ્ય છે, એમ કહું તો માફ કરશો કે પ્રાઇમસ

સ્ટવથી દાઝવાના મરણોમાં તો હિંદુ બાળા-ઓનું સ્વર્ગ છે સ્વર્ગ. એમને માટે એજ માર્ગ છે. જ્યાં પતિ મારપીટ કરતો હોય, સાસુ નણંદના કજીઆ હોય અને વધુને શાંતિ ન હોય ત્યાં એ બિચારીને મૃત્યુનું સુખ અમૃતમય હોય જ ને ? માબાપો પોતાની પુત્રીઓને ખોવાનું દુઃખ આનંદથી સહન કરે છે. પરંતુ ઇચ્છીત પતિ જોડે લગ્ન કરવાનું પુત્રીનું કહેણુ સહન નથી કરી શકતાં એ શોચનીય છે. બાળાઓએ એવા કયા અપરાધ કર્યા છે, બાળાઓએ એવો કયો ગુન્હો કર્યો છે કે તેમના હસ્તમાં લગ્ન પસંદગીની પણ સત્તા નથી ? ધર્મ કંઈ એવું કહે છે ? ના, ધર્મ એવું નથી કહેતો. ખરી વાત એ છે કે હિંદુ માબાપો ધર્મ કરતાં રિવાજને વધારે પૂજે છે. પુત્રીઓના લગ્ન કરવાનો પ્રશ્ન તેમના હાથમાં જ છે એમ સમજે છે; અને પોતાની એ રિવાજી ધુનમાં માબાપો પોતાની બાળપુત્રીના લગ્ન બાલ્યાવસ્થામાં કરી દે છે. બાળકો મોટાં થાય છે. પોતાના પતિને અને પત્નીને જુએ છે. ન ગમે તોયે ઘર માંડવું જ પડે. પરિણામે સંસારમાં ક્લેશ, અને મારપીટ થયા કરે છે. બાળલગ્નની હાનિનું બીજું ઉદાહરણ લ્યો. બાળપણમાં જ લગ્ન થયાં હોય એવાં દંપતીમાં પુરૂષ ભણેલો નીકળે અને સ્ત્રી અભણ રહે એટલે પુરૂષને ન ગમે પોતાની પત્ની. આ જાતના કજોડાં કેમ રહી શકે ? ત્રીજું ઉદાહરણ લ્યો. એમાંથી-સ્ત્રી પુરૂષમાંથી કોઇ વયે જતાં અપંગ, અંધ કે ખામીવાળા નીકળે પછી શું થાય ? આમ ઉલટસુલટી બનાવો બનતા હોઇ બાળલગ્નનો રિવાજ આજના યુગમાં હાનિપ્રદ સાબીત થઇ ચૂકયો છે.

આ કારણોને લઇને આજના યુવાનો જાગ્યા છે. બાળલગ્ન કરવા સામે બંડ જગાડવા તેઓ બહાર પડે છે. ન્યાતિના દુષ્ટ રિવાજો સામે યુદ્ધ જગાડે છે. આજની યુવાન શક્તિ કેળવણી લે છે. કેળવણીથી તેમના મન ઘડાયા છે. તેઓ હવે પોતાના ઇચ્છીત અને મનપસંદ લગ્ન કરવા ઇચ્છે છે. આમ ઇચ્છીત લગ્ન કરવામાં જુના વિચારક લોકોનો, માબાપોનો અને સમાજનો રોષ તેઓ ખેંચી લે છે ખરાં, પરંતુ ક્રમે ક્રમે ગાઢ બંધાયેલ રિવાજો નષ્ટ એજ રીતે થશે. બર્નાર્ડ શૉએ કહ્યું છે તેમ પહેલ કરનારે જગતની નજરે મૂર્ખ બનવાને તૈયાર જ રહેવું જોઇએ. હિંદુ યુવકો આ દિશામાં જાગ્યા છે એ ઉપરથી સમાજના ઉચ્ચ સ્થાનની આશા રહે છે. બાળવયમાં લગ્ન કરવાથી એક બાળા કાં તો વિધવા બને છે કાં તો બાળ માતા બને છે. હિંદમાં સુવાવડના દાખલાઓ પણ ગંભીર બનતા રહે છે. માતાપદને યોગ્ય નહિ હોય એવી બ્હેનો માતા થવાનું એ પરિણામ. સ્ત્રી સમાજની શક્તિ ક્રમે ક્રમે ક્ષીણ થતી જાય છે. જે નાની વયમાં બીજા દેશોની સ્ત્રીઓ ભરયુવાનીના બહારમાં મહાલતી હોય છે ત્યારે એ જ વયમાં આપણા દેશની સ્ત્રીઓ પ્રસુતિના ભારથી નખાયેલ અને વૃદ્ધ થતી જોઇએ છીએ. સ્ત્રીવર્ગની આ કેટલી અધમ દશા ? આ દશા માટે જેમ પુરૂષો તેમ માબાપો પણ જવાબદાર છે. સ્ત્રી વર્ગથી આવી અધમ દશા સહન થતી નથી એટલે એ બીચારી પોતાના જીવનનો અંત આણે છે. હિંદુ સમાજની આવી અધમ દશા માટે કવિઓ પણ કંપી ઉઠયા છે. એવા કંપતા કવિમાંનો એક કહે છે—

" અધમ આ અબળાનો અવતાર,
ઠતલાગી હિન્દ મોઝાર,
પિયરમાં નાની વયથી,
કામ કરવા અપાર,
યૌવનનાં અંકુરો ફુટતાં,
ખોળે રમતાં બાળ,

કુદરતી માર્ગે જવા લલચાય છે. અને આ લાખો વિધવામાંથી જે પાપો, દુરાચારો, અને બાળહત્યા થાય છે તેનો ભાર કોણ ઉપાડશે ? સમાજ, પુરૂષો, માબાપ કે આ નિર્દોષ બાળ વિધવાઓ ? મહાત્મા ગાંધીજી અહિં પ્રશ્ન કરે છે કે " હિંદુ સમાજ અને શાસ્ત્ર કયા વૈધવ્યને વખાણે છે ? કયા વૈધવ્યને વખોડે છે ? પંદર વર્ષની મુગ્ધા, જે વિવાહનો અર્થ પણ નહિ જાણે, વૈધવ્યનો સાર પણ ન સમજે. બાળ વિધવાને માટે વૈધવ્ય ધર્મ નથી. તે અધર્મ છે. પંદર વર્ષની બાળા વૈધવ્યની શોભાને શું જાણે ? તેને સારૂં તો અત્યાચાર જ છે. **બાળ વિધવાઓની સરતીમાં હું તો હિંદુ ધર્મની પડતી જ જોઉં છું. "**

મહાત્મા ગાંધીજીના ઉપરોક્ત શબ્દો સત્ય છે કે હિંદુ વિધવા પ્રકરણમાં હિંદુ ધર્મની પડતી જ થાય છે. હિંદુ વિધવા એ શબ્દ હિંદુ સમાજને માટે એક તિરસ્કાર રૂપ શબ્દ છે. વિધવા પોતે તિરસ્કાર રૂપ છે. અને વિધવાને મન તેનું જીવન પણ નષ્ટ જ હોય છે. હિંદુ સમાજમાં વિધવા, એ મનુષ્ય કાયદાથી ઘડાએલું કારાગૃહ છે. વિધવાથી ન બહાર નીકળાય, ન કંઇમાં ભાગ લેવાય. સ્ત્રીઓ પાસે પતિ મરી જવા પછી અખંડ વૈધવ્ય પળાવવાને સમાજ અને પુરૂષો બળાત્કાર કરે છે. સ્ત્રીઓ જીવન પર્યંત અખંડ વૈધવ્ય પાળે તો પુરૂષો, સ્ત્રીઓના મરણ પછી કેમ વૈધવ્ય ન પાળે ? ધર્મશાસ્ત્ર પક્ષપાતી ન હોય કે સ્ત્રી પુરૂષોના ધર્મો ભિન્ન કરેલા હોય ! આ બધા ધર્મો, ધર્મ પોતે નહિ પરંતુ પોતાનો જ સ્વાર્થ સાધતા પુરૂષોએ બનાવ્યા છે એમ સમજવાની બ્હેનોને હવે જરૂર છે. વિધવાઓની સ્થિતિ જુઓ. સાસરિયામાં સાસુ, નણંદ, સસરો, ભોજાઇની દિવસના ચોવીસે ચોવીસ કલાક આના ઉઠાવતાં યે એને શાંતિ ન હોય. ગૃહનો બોજો ઉપાડવાનું સાધન એ વિધવા જ. અપશુકન વાળો આત્મા એ પણ વિધવા. કોઇ સારાં પ્રસંગે ઘરના બધાં લોકો મોજશોખ ઉડાવે, જ્યારે ઘરના એક ખુણામાં પોતાનાં ભાગ્ય માટે રડતી હોય એ પણ વિધવા જ. સાઠ કે સીત્તેર વર્ષનો વયોવૃદ્ધ પુરૂષ પુનઃ લગ્નબજારમાં કુમારી બાળા શોધે અને વિધવા પડી રહે એ પણ વિધવાઓનાં જ ભાગ્ય. અને સમાજના ઉંધા ચશ્મા. હા, એમણે તો આવી વયમાં પણ બીજી બાળાઓને વિધવા જ બનાવવી હોય છે ને ! હવે વખત એવો આવ્યો છે કે જબરદસ્તીથી એક વિધવા પાસે વૈધવ્યનું પાલન કરાવવું સમાજના અનુયાયીઓ માટે શરમભર્યું લેખાવું જોઇશે. વર્તમાનપત્રોમાં કંપાવનારા બનાવો આપણે વાંચીએ છીએ કે અમુક અમુક વિધવાએ ગામ બહાર કે શહેરમાં તરતના બાળકને જન્મ આપી ગટરમાં નાખી દીધેલું રસ્તા ઉપરથી મળી આવ્યું. કિંવા અમુક વિધવા અમુક માણસ સાથે નાસી છુટી. હિંદુ સમાજ ! તને વિધવા ખુંચે છે જ્યારે આવા નાલેશીના દાખલાઓ તું ખૂશીથી સહન કરે છે. આવી બ્હેનોની ઉન્નતિ કે પુનર્લગ્ન કરાવવાનું તને કયાંથી સૂઝે ? કુમારી . ખીલતી બાળાઓના પુષ્પોનો સુગંધ તારે તો શ્વાસમાં લેવો છે. હિંદુ ભાઇઓ ! તમને એક વાત કહું. જે સ્ત્રી સમાજની દૃષ્ટિએ વિધવા થઇ છે, **પરંતુ જેનું મન વિધવા નથી થયું** તેને તમે વિધવા કહેશો ? અને **જેનું હૃદય પણ વિધવા નથી થયું** તેને પુનઃ આર્ય સમાજની વિધિપૂર્વક પુનઃ લગ્ન કરવાનો હક કાં નહિ આપવો જોઇએ ! બીજી એક વાત કહું. તમારે વિધવા સાથે લગ્ન કરવાં નથી, તો એની જોડે અવ્યવહાર રાખી વિધવા નામને કલંક કાં લગાડો છો ? આવા વૈધવ્યની સ્થિતિ યુવાનીમ બાળાઓ સહન ન કરવાથી હલકા અનીતિ-

બંધા ઉપર પણ હંમેશ માટે આ વર્ગનો એક ભાગ ચાલ્યો ગયો છે, એ પણ જાણો છો ને? તમારામાં જરા એ બુદ્ધિ હોય તો હું ભાર મૂકી કહેવા ઈચ્છું છું કે જે પુરુષો પુનર્લગ્ન કરવા ઇચ્છે છે તેઓએ ખીલતી બાળાઓને લઇ કચડવાને બદલે લાખો વિધવાઓમાંથી-પોતાની સહચારિણી ચુંટવી જોઇએ. જરા વિચાર કરો કે, આવી સ્થિતિમાં વિધવાઓને રાખવાથી કેટલું પાપ થાય છે? વિધવાઓ અયોગ્ય માર્ગે જાય છે, અને હજારો બાળકો કમોતે હિંદ ગૂમાવી દે છે. પોતાની દુષ્ટ ભાવનાને લઇને બાળકોની મોટી કતલ થાય છે. આ બધાનો ભાર કોણ ઉપાડી શકે?

પાપ કરે છે પુરુષો અને તેનો ભાર ખેંચવો પડે છે બાળાઓને! વર્તમાન પત્રોમાં એવા બનાવો નિત્ય આવતા રહે છે. એક માણસે પોતાને ત્યાંની સ્ત્રીને મારી નાંખી, કારણ કે તે બાળકને જન્મ આપવાની સ્થિતિમાં હતી. આવી સ્થિતિમાં મૂકયા પછી પાપ છાંડવાને સ્ત્રીઓને કપરો માર્ગ લેવા રહે છે. છાપામાં છેલ્લા એવા બનાવો પણ મેં વાંચ્યા છે જેમાં એક બાળકની લાશ કચરાના ડબ્બામાંથી બહાર નીકળી હતી. એક બાળકને ગુંગળાવીને પાણીમાં વહેતું મૂકી દીધુ હતું. એક રડતા બાળકને ગટરમાંથી ખેંચી લેવામાં આવ્યું. આવા બાળકોના ખૂન કરવાના બદલા તરીકે ગરીબ બિચારી વિધવાઓ ઘણી વખત પકડાઇ જાય છે. તેઓ ઉપર પોલીસકેસ ચાલે છે, તેમને ભારે શિક્ષા થાય છે. અને ઘણી વખત તો તે ફાંસીએ પણ ચડે છે. આ બધું કોણને ખાતર? સમાજ તારે માટે-તારા પોતાના માટે. આવાં પાપો બંધ કરવાને બે રીતે ઉપાયો યોજવા જોઇએ. જે બ્હેનો પોતાની રાજીખુશીથી વૈધવ્ય જીવન પર્યન્ત રાખવા ઇચ્છતી હોય તેમને ભલે એ દશામાં રહેવા દ્યો. પરંતુ જે બ્હેનો પુનર્લગ્ન કરવા ઇચ્છતી હોય તેમને માર્ગ આપો. એ માટે જે પુરુષો પુનર્વિવાહ કરવા માગતા હોય તેઓએ વિધવા સ્ત્રી જ ચુંટવી જોઇએ. એટલું જ નહિ પરંતુ યુવકોએ પણ વિધવાને વરવા પ્રતિજ્ઞા લેવી જોઇએ. આમ થવાથી વિધવાઓના દુઃખનું નિવારણ થશે. બીજો ઉપાય અયોગ્ય રીતે જન્મેલ બાળકો માટે થવો ઘટે છે. ઇંગ્લાંડમાં ડૉ. બર્નાડોનું બાળકોનું આશ્રમ છે. આ આશ્રમમાં વાલી વગરના બાળકોની માવજત થાય છે. સારી રીતે ઉછેરવામાં આવે છે. લોકો આવાં બાળકોને જન્મતા સાથે જ આશ્રમની સીડી ઉપર મૂકી જાય છે. અને ત્યાંના સંચાલકો તેને લઈ લે છે. જેથી બાળક અને સ્ત્રી ભયંકર પાપમાંથી બચી જાય છે. આ આશ્રમમાંથી ઈંગ્લાંડના આજના ઘણાંક સુપ્રસિદ્ધ પુરુષોના જન્મ થયા છે. કેટલાક શ્રીમંતો જેને ત્યાં બાળકો ન હોય તેઓ પણ આ આશ્રમમાંથી બાળક માંગી લે છે. આ પ્રકારનું મોટા પાયા ઉપર એક આશ્રમ સ્થાપવું જોઇએ. જેથી હતભાગી સ્ત્રીઓ પોતાના બાળકને આશ્રમમાં મૂકી આવી પોતાનું જીવન બહારથી ભય વિનાનું રાખી શકશે. હિંદુ સમાજમાં છે કોઇ એવો ડૉ. બર્નાર્ડ? છે કોઇ બાળકોનો દયાળુ પિતા? મુક્તિ ફોજવાળાઓ એ જાતનું કાર્ય કરે છે ખરા. પરંતુ એ કાર્ય મોટા પ્રમાણમાં થવું જોઇએ.

હિંદુ સમાજ હવે પોતાની નિદ્રામાંથી જાગૃત થઈ સમાજ સુધારવા, વિધવા દુઃખ નિર્વાહ કરવા, બાળલગ્નો દૂર કરવા અને દર વર્ષે આ રીતે મરણ પામતાં ચાર હજાર બાળકોને જીવતદાન આપવા લક્ષ આપે એ ઇચ્છવાજોગ કહેવાશે. આ લેખ લખવાનો હેતુ એવો પણ નથી કે બીજી

જ્ઞાતિમા આવા બનાવો ઓછા બને છે બીજી જ્ઞાતિમા પણ એવા દાખલાઓ તો બને છે પરંતુ તે ન_ ઓછા પ્રમાણમા આજ સુધીના હિંદી બાળાઓએ જેટલુ સહન કર્યું છે તેટલુ બીજી કોઈ પન જ્ઞાતિની બાળાઓએ નથી સહન કર્યું હિંદી બાળાઓની સહનશક્તિને માટે ઇતિહાસના પાના ઉથલાવી જુઓ તમે જુઓ કે બાળલગ્ન, વિધવા સ્થિતિ અને પાઠળથી આત્મહત્યા કરી સતિ થઈને પણ આવા અને આટના આત્મભોગ કોઇ બીજા દેશોની સ્ત્રીઓએ આપેલા છે ? પ્રાણથી અધિક પ્રિય કશુ યે હોતુ નથી એવા મહામૂલ્ય પ્રાણની પણ દરકાર વિના હસતે મુખડે સતિ થનાર અખંડ વૈધવ્ય પાળનાર વિધવાઓ અને માતાઓ કયા દેશે ઉત્પન્ન કરી છે ? નર્મે એવા પુરૂષના અપરાધ માટે બલિદાન આપનાર કયા દેશમા સ્ત્રીઓ પાળ છે ? હિંદ દેશની તે વીરાંગનાઓ છે કે જેઓ પુરૂષના પાપને ઢાંકી પોતે અમર થઈ છે એ એ બનાવ ઉપર કવિ નવલરામના શબ્દોને પુષ્ટિ આપે છે કવિના તે શબ્દો આ રહ્યા—

નિંદા એની જે કરે તે પાપી ગુણ ચોર
દુર્ગુણને દરીયે ડુબે, તોયે હિંદુ દેવાનુ જોર '

બાળલગ્ન અને વિધવા સ્થિતિમા હવે આડી રીતે સુધારો થાય છે ખરો— સમાજનો રોષ વહોરીને પણ વિધવા જોડે લગ્ન થાય છે ખરા, પરંતુ એ મોટા પ્રમાણમા થવા જોઈએ આધુનિક યુવકોએ એ મબળી મંડળો પણ સ્થાપ્યા છે જાહેર ખબરો દ્વારા એ માર્ગને તેઓ સરળ બનાવે છે માર્ગ ખાતર અને પોતાનુ જીવન વ્યર્થ ગુમાવતી વિધવા બ્હેનો માટે ભણેલા યુવકો બહાર આવે હિંમતથી વિધવા જોડે લગ્ન કરે માબાપોના રોષની દરકાર ન કરે અને ન્યાત બહાર મૂકાવાની સમાજની ધમકી નહિ સ્વીકાર તો લાખો હિંદુ વિધવાઓનો સમૂહ ઓછો તો થાય જ કહેવાય છે કે હિંદુ સમાજમા બાળાઓ મળતી નથી બાળાઓ નથી તો વિધવા બાળાઓ છે ને ? અપરિણિત યુવન માટે એક વિધવાને પરણવાનુ કદાચને ખોટુ કહેવાય પરંતુ જે વિધવાઓએ પોતાના પતિદેવને પણ નથી જોયા, જેઓએ સંસાર વ્યવહાર પણ નથી માંડયા તેવી વિધવાઓ સાથે લગ્ન કરવામા કયો વાંધો આવી શકે ? આ કામ આજના નવજવાન યુવકોનુ છે માબાપોનુ કર્તવ્ય ઓછુ છે એમ માની લેવાની પણ જરૂર નથી માબાપોએ બાળલગ્ન કરતા અટકવુ જોઇએ અને પોતાની વિધવા પુત્રીઓ જેઓ પુનર્વિવાહ કરવા ઈચ્છતી હોય તેમને તેમ કરવા ઉત્તેજન આપવુ જોઈએ વળી સાસુ સસરાએ જે વિધવા વૈધવ્ય રાખવા ઈચ્છતી હોય તેમના તરફ સંપૂર્ણ માનની નજર રાખવી જોઈએ માબાપે અને સાસરવાળાએ તેમનુ જ્ઞાન વધારવા પુસ્તકો અને બીજા સાધનો પુરા પાડવા જોઈએ જાગશે હવે એ તુ હિંદુ સમાજ ? ક્યારે તુ જાગશે ? ક્યારે વિધવાઓનો તું ઉદ્ધાર કરશે ?



## ગુજરાતી વાઙ્મયની સમીક્ષા

' સને ૧૯૩૭ના ગુજરાતી વાઙ્મયની સમીક્ષાનુ કામ ગુજરાત સાહિત્યસભા તરફથી આ વખતે પ્રો રાવળને સોંપાયુ છે તો સભા તરફથી ગ્રંથકર્તા પ્રકાશકોને તેમજ લેખકોને વિનતી કરવાની કે તેઓએ પોતાના પુસ્તકો પ્રો રાવળને નીચેને શીરનામે મોકલી આપે —

પ્રો. અનંતરાય મ. રાવળ,
બંગલો નં ૧૦, હીરાબાગ, એલીસબ્રીજ, અમદાવાદ.

# માંડવડે આવજો

માંડવડે આવજો, મોરા રાજ !
મોરા રાજ રે, મોરા રાજ :
મોરા રાજ.

ચાંદનીના કિરણ ગૂંથ્યા હાથે વધાવશું,
પ્હેરાવશું દેવોની માળા
માંડવડે આવજો, મોરા રાજ

તારાનાં ફૂલ ભરી રસ્તા બિછાવશું,
દિશાઓ ચાંપશે પાય.
માંડવડે આવજો, મોરા રાજ.

ઉષાના અર્ઘ ભરી કુંકુથી ભેટશું,
પ્રાણોમાં પ્રાણ પૂરાય :
માંડવડે આવજો, મોરા રાજ

ગંગાનાં નીર ભરી ધારે ન્હવડાવશું,
દેવીઓ લૂછશે કાય :
માંડવડે આવજો. મોરા રાજ

સોમ તેજ ચળકંતી બ્રહ્મ પાંખ વીંઝશું.
ઊડશું અનન્તતા માંય:
માંડવડે આવજો, મોરા રાજ.

મોહિનીચંદ

# શું ગમે ?

ગઝલ

ભલે કરવી સહુને ઊંચી અમલદારી ગમે,
રહેવું જિંદગી સુધી મને વેપારી ગમે

નહિ છુટકે કરાતું કામ લીધું હાથ મહીં,
મટી જાવું ન મને, કેમકે, ઘરબારી ગમે.

તમારી કોમનો માની કદી લેશો ન મને,
અમો અજ્ઞાનીનેન અન્યની હુશિયારી ગમે.

ગુસ્સો કર્યાં કરો સેવી સદાય સંગદિલી,
નહિ, ગુલામો ! પ્રશંસા મને તમારી ગમે .

બની દાનેશ્વરી ઊભા છો તમે દાન લઇ,
ખોઇ બધું, મને થવું પ્રેમના ભીખારી ગમે.

ન ગમે ચેન મને કે ન ગમે ઐશ મને,
મીઠી ઇંચકારી મને, સાથીડા ! તહારી ગમે !

સુણ્યાં કિસ્સાના, કિતાબના, તરાના તજું બધુ,
છતાં, પતીલ, ગઝલ તારી ગમે તારી ગમે !

પતીલ

# વનાનાં વીતક

લેખક :

શ્રી. ઈશ્વરલાલ વૈદ્ય

મંગા ભગતનું ઝુંપડું અનાસની બરાબર ધસ ઉપર જ બાંધેલુ હતું. ઝાબુઆ હદમાં અનાસની પેલે પાર પહાડી ખેતરમાં મંગાએ વાડી બનાવેલી. પોતાના ખપ પુર્તી તમાકુ, મરચી, એરંડી એ ચઢાવેલા ટીંડરીના વેલા, વાળોલાં ને ગલકીના માંડવા; જમરૂખી દાડમડી ને પપૈયા, મોટી વાડને ટેકે કેળો અને આસપાસ આંબા આમલીના જુથ--આ બધાથી મંગાની નાનકડી પણ લેહુરવાડી કેટલાંએ ગાનાર પક્ષીઓને નોતરતી. મંગો અનાસની ધસના કુવા પર કોશ ચલાવે ને એની મા વિનાની એકની એક વના ક્યારીઓમાં પાણી વાળે. આમથી કોયલ તો આમથી બપૈયો લાંબે ને લાબે સુરે ગાયાજ કરે ને વના બેયના સુર ઝીલી ગુંજારવ કરી ઉઠે. કુવાને થાળે મીરાખેડી આશ્રમમાથી લાવી વનાએ ગુલાબ મોગરા ને ચમેલી પણ રોપેલાં ને વસંતના બહારમાં મગાની ઝુંપડી વાડીને આખુ વાતાવરણ મગમગી ઉઠતાં. દૂરે દૂરથી ભમરા રસની લાલચે આવતા ને વના ચિડાઈ ચિડાઈ એની પાછળ પડી ઉરાડવા મથતી. મગ્નીના કંઇ કઈ ભાવો વનાને દેરે નમતા એટલે, કે ભમરાં પુઠે દોડતા લાગેલા શ્રમથી, કે કોણ જાણે પણ વનાનુ ગોરૂં મોઢું લાલ લાલ થઇ ઉઠતું ને પરસેવાના બિંદુ ટપકી ઉઠતાં, જાણે પાણી નીતરતું રાતું કમળ.

વના ૨૦ પુરાની થઈ ગઈ છે પણ એની હોડે ચઢે એવો એને સાથી મળ્યો જ નથી. ભગતબાપને મા વિનાની એકની એક લાડકી દહાડો બધી ક્યારીઓ સિંચવાના શ્રમથી શ્રમિત, રાતે ભગત બાપની ધુણીની બાજુમાં એક તારાના ઝણકાર મંજીરા રણકારને વૃદ્ધ મંગાના અગમ નીગમના ભજનોના મસ્ત લલકારના વાતાવરણમાં ધૂણીમાં બળતા હાલેરડાના ગુગળના ધુપની સુવાસની મસ્તિમાં કોઇક દિવ્ય પ્રદેશમાં વિહરતી વિહરતી ઉંઘી જતી; તે વળી બીજી સવાર સુધી.

## ૨

વનાનો બાપ મંગો હવે હવે ફીકરમંદ થતો જતો જણાય છે. ઘરડો થયો, વના કુંવારી. કદાચ પોતાનો કાળ થાય તો, વના સ્વર્ગભૂમી વાડીમાં પણ એકલી. નજદીકના કોઈ સગાસોહી નહી, વનાનું કોણ ? વનાએ સાથી શોધી પરણવુંજ જોઇએ. હમણાં તો વર્ષાઋતુની મહેર છે, પાણીના ઠીક ઠીક ઝાપટાં પડી ગયા છે. વચ્ચે તો એક હેલી પણ થઈ. અનાસ-માળવી જંગલની રાણી અનાસ-વનાના જેવી જ તોફાની ધુધવાટાભેર એ માથે વહી જાય છે. આવડી મોટી પણ નિર્દોષ અને મસ્તીખોર વના મગરના પુંછડા પકડી પકડી આમથી તેમ વીંઝી, અકળાવી પોતે ખોંખાટભેર હસી, અનાસના ધુધવાટ ...ો એક રસ થઇ ગંમત ગંમત થમ્મા ...ડી કરી મુકતી.

મંગા ભગતને હમણાં કોશનું કે ખેતીનું


VERY HEAVY CAKE SIR, SO I COULD NOT WALK FAST
I HAVE BEEN WAITING FOR THE BATH YOU FOOL!
સન્નારીઓ
આટલું નોંધી રાખો!
કાન્તિની એકજ ગોટી
તમારા આખા કુટુંબના રોજના
વપરાશ માટે સારો અને સુગંધીદાર
ન્હાવાનો સાબુ
પૂરો પાડશે
SWASTIK OIL MILLS LTD BOMBAY.

મંગા ભગતની છોરી વના. તને રોટા, પાણી દૂધ ને કેળાં ખવાડી ટાઢો પાડીશ. મારા બાહની હાથે એક શત ભગતી તો કર. મારી કહેરીને ચીટવે નથી ની તો ભુંડી બનહે. તારૂં બોકડું લેતો પરવાર. તે હાઉ ચાલ. વોંધેલાં ને વાઘણ ભુખ્યાં એની છેડીએ ની. વકરે તો ભારે પડે. પણ જવાન તું બહાદર તો ખરો. કેહરીને દુશાવનાર જુવાન ને વળી કુંવારો લે ચાલ ચાલ ભગત હાથે ઓળખાણ કરાવું. ને વાઘણના પુંછડાં આમળનારીના હાથના રોટા ખાઇ આજે ટાઢો પડ."

જુવાન વનાને નીરખી રહ્યો. હરિયાં કામડી ખભે ભેરવી જુગ જુગના એંધાણ જાગ્યાં હોય તેમ વનાની હથેલી મો હાથ ભેરવી ખભે ખભો અડાડી નીચે ઉતરી. ભગતની પાસે પહોંચવા અનાસ ઓળંગવા મંડયો. અને એટલી આરેક મીનીટમાં તો વાતોના બે વચ્ચે ટોપલે ટોપલા ઠલવાઈ ગયા. ને અનાસની અધવચ્ચેનો છેવટે એકમેકને ભેટી પડી દૂરથી જાણે કોઈ એક જ, અભેદ અને અડગ દિવ્યાકૃતિ હોય એવું દૃશ્ય ખડું કર્યું. શંભાનું જાણે સમાધી. સારસ જોડી પાંખો ફફડાવી મધુર કંઠરવ સમેત કૂદી ઉડ્યું પાસેના પરસાં સંગરની કુંડકીથી જળ કુંડાળા ઊઠયાં.

૪

ચાકળીઆનો ગાંગજી ભડવીરને બહાદુર મંગા ભગતની વનાને પરણી ગયો. ને તે વાતને દશ વર્ષ વીતી એ ગયાં. વચગાળે વર્ષેક દહાડા પછી મંગા ભગત લીલા વિસ્તારી ગયાં. વના ગઇ ને વાડી ઉજડી. ઝુપડી ને ઢોર ઢાંખર, ચાકળીએ ઉઠાવી લઇ ગયો. વના કળશી કુટુંબની સગી છે. વનાને પોતાને પણ એક પછી એક પાંચ બાળકો ને એક બાળકી વારાફરતી થયાં છે ને તે સહુ જીવે છે. ચાકળીઆ ગામની, તે કળંબ ટેકરી વનાને ગંગાજીના ખોરડાંથી માતબર છે. નર્યાં ઢોરઢાંખર ને ભર્યાં ભાદર્યાં ખેતર ને બોકડાં ને કુકડાં ને શાકભાજી ને આંગણાંમાં ખેલતાં બાળકો ને એક સુખી બીલેક ને જોઇએ તેઃબધુંય વનાની કળંબ ટેકરીએ છે.

ને ત્રાણું આવ્યો ભાઇ. વર્ષાદ થોડો આવ્યો અને અટક્યો. બીજ નાખેલાં સુકાયાં. વળી વર્ષાદ અટક્યો. ને બધું સુકું સક, ગઇ સાલ તો દુકાળ જેવું હતું જ. પાણીની ને દાણાની ને ખોડની તાણ હતી જ ને આણ ખરડીયું ત્યાં પૂછવું જ શું ? વનાનું કળશી કુટુંબ વીખઇ ગયું. ખાવાનું ખુટ્યું. ધાસેય ખુટ્યું. એક પછી એક ઢોર મરવા લાગ્યાં બોકડાં પણ બધાં અદશ્ય થયાં ને જે કુકડા વડે સવાર ઉગતી તે છેલ્લો કુકડો પણ અદરય થયો. માથે ભારી વેચી પત્થર ફોડયા, તળાવની માટી ઉલેચી, કંઈ કંઈ વેખલો કર્યાં પણ બાળકોને ટુકડાનાં લાલા પડવા લાગ્યાં. વના સગર્ભા. વકે મુકાદમે રજા આપી. ગાંગજી એકલો કેટલું કમાય ? સરકારે દુષ્કાળ જાહેર કર્યો જ નહિ. એટલે કામ કરનારના આશ્રિતો રવડ્યા જ. વના નિરાશાની મૂર્તિ સમી મહુડાં, કે કેરીના ગુંગણો કે એવાં પર માંડ ચાર ટંકે એક ટંક બાળકોને શેકી જોયા કરે છે, ત્યાં કોક આવીને સમાચાર આપ્યા કે કાળા પીપેરના માળામાં ગાંગજી બેભાન પડ્યો છે. વનાં ચમકી કારણ કે ગાંગજીએ વર્ષોથી પીવાનું બંધ કર્યું હતું. વનાંએ છોરાંને રમતાં મુકી નજર ચુકવી દોટાવ્યું. ગરેડની પાસે ગાંગજીને જોયો. પોતાના કપડાના પાલવે વાયરો નાખી ગાંગજીને કંઇક શાંતા આણી. ગાંગજીએ આંખ ખોલી મોં આગળ આંકણુ કરી પાણીની સંજ્ઞા આપી. વનાને અહીં પાણી ક્યાં મળે ? વના દોડી દોડીને એક ઝુંપડે પહોંચી, પાણી

માગ્યુ પણ આ નીપાણીઆ મુલકમા પાણી કેવુ ? આસપાસ લોકલ બોર્ડના કુવાઓ તો દેખાય છે પણ તે તખતી ચોડવા પુરતાજ. દુકાળમા પાણી માટે થોડા જ હોય છે ! છેવટે છત્રપગ આવી ઝુંપડીના બીજે ઉપર હુમનો કરી માણમાથી પાણી લોટામાં લઈ દોડી પણ ગાગજી તે ભોગવવા રહ્યો નહિ વના પછડાઇ પડી પાણી ઢોળાઈ ગયુ, મારવા દોડેલા ભીલને દયા આવી અત્યારે આ ભીલ વિના વનાનુ કોઈ જ નહોતું વના માંડ શુદ્ધિમા આવી ભીલ બીજાઓને બોલાવી લાવ્યો, ને ગાગજીની પાસેના સુકા નાળામા અત્યેષ્ઠિ ક્રિયા કરી પશુ છાન છાટવા પાણી ! હાય સમાજ ! ! હાય સરકાર ! ! !

વનાએ ટાઢી પડેલી ચેહ પર રોયાજ કર્યું. વનાએ પોતાના આસુથી જ ગાગજીની છાર છાટી બધુ પરવારતા પણ વના ત્યાથી ચસી નહિ—આઘી ખસી નહિ ભુડા ભુખ જેવા ભેગા મળેલા ભીલોએ વનાને શાત પાડવા પ્રયત્ન કર્યો છેવટે વનાનાં બાળકો સગેવહાલે વેરાયા ! ને વના એક કોઇના લીમડાને માંડવે સાત દહાડા બેભાન રહી આઠમી સવારે માડ ભાનમા આવીને વીસ વાળા એક કારમા અટ્ટહાસ્ય સાથે પાણી શબ્દનો પોકાર કર્યો. વના ખાવુ પીવુ બધુ ભુલી બાળકો પણ સગેવહાલે રઝળતા થઈ ગયા વનાનુ ચિત્ત ફટકી ગયુ

વના છેક જ દુનિયાથી અદશ્ય થઈ છે એમ ન માનશો તે દિવસે ભીમપરીને વન-વડયે બેસી ડીંગલાથી ખોદતી ગોહરીઓએ એને જોઇ હતી બાળકોએ પુછ્યુ પણ, " ઇ હુ કરે બાઈ, " વના અકાલે વૃદ્ધ થઇ ગઇ હતી વનાએ જવાબ દીધો " પાણી કાઢુ ભાઈ કુવો ગોડુ " છોરા હસ્યા ખડખડાત હસ્યા, વના પણ હસી તેવુ જ

એવુ વર્ણન ચાકળીઆ થાણાના પોલીસો પણ લુખ્ખી ને હલકટ ભાષામા કરતા હતા ને છેક પરમદિવસે જ મીરાખેડી આશ્રમની સામેની સડક બાવળીએ આશ્રમમા ભણતા વનાના ભાણેજે ભાળી એણે પુછેલુ " માશી હુ કરે ?

પાણી કાઢુ ભાણા ! કુવો ગોડુ "

ને હા, હા, હા હા નુ હ્રદય ભેદી અટ્ટહાસ્ય વાતાવરણને ધ્રુમાવી રહ્યુ



# હિંદની સ્ત્રીઓની કેળવણી તથા તેમનું સામાજીક જીવન

લેખક : શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર

હિંદની સ્ત્રીઓનો દરજ્જો પુરુષ કરતાં હમેશાં નીચો ગણવામાં આવ્યો છે. પુરુષોની ફુરસદના સમયમાં પતિની તે ઢીંગલી બની છે. દેશના રાજકીય તથા સામાજીક જીવનમાં આ સ્થિતિ અસહ્ય ગણી શકાય તેવી છે. જો રાષ્ટ્રનો અર્ધો ભાગ બીજા અર્ધા ભાગને ઉપયોગમાં ન આવે તો તે રાષ્ટ્ર, રાજકીય, સામાજીક, નૈતિક કે બુદ્ધિ વિષયક પ્રગતિ શી રીતે કરી શકે ? પુરુષ અને સ્ત્રી તો રથના બે પૈડાં જેવાં છે અને રથને ગતિમાં મૂકવા માટે બન્ને પૈડાં ફરવાં જોઈએ. એક બીજાને નડી જાય તો ગતિ અટકી પડશે. પુરુષ અને સ્ત્રીને પોતાના હક્ક, ફરજ તથા પ્રવૃત્તિ વિષે સ્પષ્ટ ખ્યાલ ન હોય તો રાષ્ટ્ર અથવા ગૃહનો રથ ગતિ કરી શકશે નહિ. સ્ત્રીને શાશ્વત તાબેદારીમાં રાખીને કોઈ પણ રાષ્ટ્ર કદિ આબાદી પ્રાપ્ત કરી શકશે નહિ. સમાજમાં સ્ત્રીઓની અધોગતિ સાથે હિંદનો રાજકીય તથા આર્થિક હ્રાસ થયો છે તે બીના સુવિદિત છે. કાળાંતરથી પુરુષે સ્ત્રીના હક્ક પર પગપેસારો કર્યો છે પરિણામે આર્થિક દૃષ્ટિએ તથા દરેક જાહેર પ્રવૃત્તિમાં તેણે સ્ત્રીને ગુલામ બનાવી છે. ' સ્ત્રી ગૃહમાં નજરકેદી છે ' એટલે ગૃહિણી, સચિવ, સખીના ઉચ્ચ આસનેથી તેનું અધઃપતન થઈને તે પુરાની ઢીંગલી બની ગઈ તેમાં કંઈ નવાઈ નથી.

**મુખ્ય પ્રશ્ન**—દેશની પ્રગતિને લાભદાયી નીવડે તે રીતે હિંદી સ્ત્રીઓને કેળવણી આપવી જોઈએ. સ્ત્રીની કેળવણીનો પ્રશ્ન આજે રાષ્ટ્રનો મુખ્ય પ્રશ્ન છે. પ્રાચીનકાળમાં હિંદમાં કેળવાયેલ સ્ત્રીઓની ખોટ નહોતી. લીલા, ગાર્ગી, દમયંતી વિગેરે સ્ત્રીઓને રાષ્ટ્ર આજે પણ યાદ કરે છે અને હજુ વર્ષો સુધી યાદ કરશે. હિંદમાં મુસલમાની રાજ્ય તથા સંસ્કૃતિના આગમન સાથે સ્ત્રી કેળવણીમાં થોડો સમય માટે ઠેલો આવ્યો અને શિક્ષિત ગણાતી સ્ત્રીઓ આંગળીના વેઢે ગણી શકાય તેટલી હતીઃ પણ હવે તે સડો દૂર થયો છે. હિંદના દરેક ભાગમાં સ્ત્રીઓની જાગૃતિનાં ચિહ્નો પૂરતા પ્રમાણમાં દેખાય છે. હિંદના જુદા જુદા પ્રાંતોના કેળવણી ખાતાના રિપોર્ટો પરથી જણાય છે કે સ્ત્રી કેળવણી પ્રગતિ કરી રહી છે. પણ પશ્ચિમના પછાત ગણાતા કોઈ પણ દેશની સ્ત્રી કેળવણી સાથે સરખાવતાં આ પરિસ્થિતિ જરાપણ સંતોષકારક નથી.

પ્રશ્ન એ છે કે આપણી સ્ત્રીઓને ' કઈ જાતની કેળવણી આપવી જોઈએ ? જવાબ મળશે કે દેશના સંપ્રદાય, પરિસ્થિતિ તથા આર્થિક સ્થિતિને અનુકૂળ થઈ પડે તેવી કેળવણી સ્ત્રીઓને આપવી જોઈએ. સ્ત્રી કેળવણી અને સ્ત્રી પ્રગતિનો અર્થ એવો નથી કે પશ્ચિમનું આંધળું અનુકરણ કરવું. હિંદના સમાજ અને હિંદના ગૃહોને પોતાના વિશિષ્ટ પ્રશ્નોનું નિરાકરણ કરવામાં સ્ત્રીઓને મદદ કરે તેવી રીતે તેમને કેળવણી આપવી જોઈએ, સમાજની પ્રગતિ માટે પુરુષ તથા સ્ત્રીએ સાથે કૂચ કરવાની છે. આપણી સ્ત્રીઓએ આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવી જોઈએ અને ફક્ત કેળવણી દ્વારા જ તે શક્ય છે. જરૂર પડયે પોતાનું ગુજરાન ચલાવવાને શક્તિ ધરાવે તેવી કેળવણી તેમને આપીને તેમને સમાજનું ઉપયોગી અંગ

બનાવવી જોઈએ. જગતભરમાં હિંદની સ્ત્રીઓ જેવું કોઇ અસહાય નથી. જીવનના ઝંઝાવાતમાં પુરુષોને મદદ કરવાને સ્ત્રીઓની જરૂર પડે.' તે દષ્ટિથી હિંદી સ્ત્રીઓ માત્ર ઇતિહાસ, સાહિત્ય તત્ત્વજ્ઞાન શીખીને બેસી રહે એટલું બસ નથી પરંતુ તેવાઓ સીવવાની, વેતરવાની, ભરતની, ગુંથવાની રમકડાં, બનાવવાની, નેતર ભરવાની, શેતરંજી, બનાવવાની અને છેવટ સંગીત અને ચિત્રની કળા તથા હુન્નરો શીખવી જોઇએ કે જેથી પૈસા પ્રાપ્ત કરી શકાય. સ્ત્રી કેળવણીની આવી વિશાળ યોજનાથી તેઓ પોતાના પગભર ઉભી રહેતાં શીખશે અને આ રીતે પુરુષની કમાણી પર ભારરૂપ થતાં અટકશે.

**બે રીત**—હિંદી સ્ત્રીઓને બે રીતે કેળવણી આપી શકાય. એક તો તેમના માટેની ખાસ સંસ્થામાં તેમને મોકલીને અથવા તો સહશિક્ષણની પ્રથાથી. છેલ્લી પ્રથા સામે હાલમાં દેશમાં વિરોધના સૂર ઉઠયા છે. લોકોનો એક વર્ગ જ્યારે બની શકે ત્યારે તેની સામે વિરોધ દર્શાવવામાં પાછું વાળી જોતો નથી. સહશિક્ષણથી યુવાનવર્ગની નીતિના તંતુનો નાશ થવાનો તેમને સંભવ લાગે છે. તેઓ કહે છે કે છોકરીઓને છોકરા સાથે મોકલી શકાય જ નહિ. કેમકે ' કાજળની કોટડીમાં જવું ને લુગડાં ન બગડે ' તે તો અસંભવિત છે. તેમને શારીરિક જુદા રાખવાનું શક્ય છે પરંતુ વર્ગમાં માનસિક રીતે જુદા રાખવાનું શક્ય નથી. અલબત્ત સહશિક્ષણમાં આ બધી ખામીઓ છે અને કન્યાઓને છોકરાઓ પ્રતિ અને છોકરાઓને કન્યાઓ પ્રતિ અતિ સૂક્ષ્મ આકર્ષણ હોય છે પણ સમય જતાં આ આકર્ષણ ઓછું થઈ જાય છે. પરંતુ જે દેશમાં સ્ત્રીઓ માટે જુદી સંસ્થા સ્થાપવા માટે જાહેર અથવા ખાનગી ફંડમાંથી પૂરતા પૈસા મળી શકતા ન હોય તે દેશમાં સહશિક્ષણની ખામીઓ બને તેટલી સુધારીને છોકરાઓ સાથે જ કન્યાઓને ભણવા મોકલવા સિવાય બીજો રસ્તો નથી. મુંબઈમાં તથા હિંદના બીજા ભાગોમાં સહશિક્ષણ લાંબા સમય થયાં પ્રચલિત છે અને તે અખતરો સારા પ્રમાણમાં ફળીભૂત થયેલો ગણી શકાય તેમ છે. બંગાળમાં પણ આ અખતરો નવીન નથી. વિશ્વભારતી લાંબા સમય થયાં સહશિક્ષણ આપે છે. હિંદના જુદા જુદા વિશ્વવિદ્યાલયોમાં પણ અનુસ્નાતકના અભ્યાસક્રમમાં તે જ પ્રથા ચાલુ છે.

આર્થિક દ્રષ્ટિએ પણ સહશિક્ષણ ઇચ્છવા યોગ્ય દેખાય છે. કેમકે બન્ને માટે જુદી સંસ્થા રાખવામાં મોટું ખર્ચ થાય છે અને પરિણામે દેશના આર્થિક સાધનો પર મોટો બોજો પડે છે.

બીજા ઉદ્દામવાદીઓનો એવો મત છે કે સ્ત્રીઓ માટે કેળવણીનું ક્ષેત્ર ખુલ્લું મુકાવું ન જોઇએ. તેમના મત પ્રમાણે તોઃ

નર ખેડે ભૂમિને નારી રસવાની નીપજાવે,
નર ઝૂઝે સમરાંગણ નારી ઘર આંગણ અજવાળે
નર ભાગ્યે ખાંડાના ખેલો સોય નાર કર ભાવે
બુદ્ધિની બાજી નર હાથે, હૈયું નાર સુહાવે
નર સ્વામી આજ્ઞા કરનારો, નારી આજ્ઞા પાળે
એ વિણ ઘર સંસાર ખરાખે ચડેલ અવળે ચાલે.

પરંતુ કુદરત પરિવર્તનશીલ છે તે આ લોક ભૂલી જાય છે. જુની પ્રથા નવીને સ્થાન આપે છે, ચૂલો ફુંકવાનું મુકીને રણક્ષેત્રમાં ઘૂમતી, સોયને તરછોડી તરવાર ફેરવતી વીરાંગનાઓના અસંખ્ય દાખલાઓ આપણને મળી આવે છે અને આપણે જાણીએ છીએ કે હિંદી સ્ત્રીઓ હુકમ પણ ચલાવી શકે છે.

**જાપાનની પ્રગતિઃ**—જ્યારે આપણે પૃથ્વીના બીજા દેશો–દાખલા તરીકે જાપાનની સ્ત્રીઓ પ્રતિ દષ્ટિ કરીએ છીએ ત્યારે

આપણને જણાય છે કે સ્ત્રીઓ પુરુષો કરતાં જરા પણ પછાત નથી. સમાજમાં પણ તેઓ યોગ્ય કક્ષાએ પહોંચી છે. જાપાનની સ્ત્રી પુરુષ જેટલી-કોઇવાર વધારે-કમાણી કરી શકે છે. હિંદી સ્ત્રીઓ તેમ શા માટે કરી ન શકે તેનું કંઇ કારણ નથી. આપણે હિંદમાં શું જોઇએ છીએ ? હિંદી સ્ત્રીઓ હજુ જુના રીત રીવાજોમાંથી મુક્ત થઇ નથી. અને તેમના જીવનને શુષ્ક બનાવે, તથા તેમના વિકાસને રૂંધી નાખે તેવા રીત રીવાજોમાં તે સબડયા કરે છે આપણી સ્ત્રીઓને શાશ્વત તાબેદારીમાં રાખીને, તેમને કેળવણી તથા મનુષ્ય જીવનના વિશાળ દૃષ્ટિ-બિંદુના અનુભવથી દૂર રાખવામાં બાળલગ્નની અનિષ્ટ પ્રથા જવાબદાર છે. બાળલગ્નના અનિષ્ટને દૂર કરવામાં સારદા કાયદો ઠીક ભાવ ભજવી રહ્યો છે તે એક સુખદ નિશાની છે. ગમે તેમ સમાજના આ સડાનો ધરમૂળથી નાશ થવો જોઇએ.

જો રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરવી હશે તો આપણી પ્રજાના મોટા ભાગ-સ્ત્રીઓ-પ્રતિ બેદરકારી રાખી પાલવશે નહિ. જો સ્ત્રીઓને યોગ્ય કેળવણી આપવામાં આવે તો તે પૃથ્વી પર સ્વર્ગ ખડું કરી શકે તેમ છે. જગતના કોલાહલમાંથી તેઓ સંગીત ઉત્પન્ન કરી શકે તેમ છે. આપણી સ્ત્રીઓને યોગ્ય કેળવણી આપ્યા શિવાય, દેશનું ઉજ્જડ અરણ્યમાં પરિવર્તન થઇ જશે. *

* જ્યોતિરિન્દ્ર મોહન દેવના લેખ પરથી.

---

# ગુલાબ સમોવડી

મને વ્હાલાં ગુલાબ :
બ્હેન ! લાગે ગુલાબ :
રમ્ય લાગે ગુલાબ : ગુલાબમાં ઘૂમતી હુ.

ગોરાં ગુલાબ જેવી ગોરી હું ઘૂમતી;
ગોરાં ગુલાબને હું હેતથી ચૂમતી.

ભરુ ભરુ હું છાબ :
મ્હારી મોંઘેરી છાબ :
કેવી મ્હેકે એ છાબ : ગુલાબમાં મ્હાલતી હું.

ફીફીની કોકિલા જો કેવી કલ્લોલતી;
સનકાનો મોર મ્હારો નાચન્તો નેહથી.

દિવ્ય ફરકન્તું સ્મિત :
બ્હેન ! ફરકન્તુ સ્મિત :
રમ્ય ઝીલન્તી સ્મિત : ગુલાબમાં ઘૂમતી હું.

વ્હાલભરી વાત કરું ગુણિયલ ગુલાબથી;
શીખું હું સ્નેહ-મન્ત્ર હૈયાની હોંસથી.

મ્હારું ચોરે છે ચિત્ત :
બ્હેન ! ચોરે છે ચિત્ત :
મધુર ગાતી ગુલ્ગીત : ગુલાબમાં ઘૂમતી હું. ×

મૂળજીભાઈ પી. શાહ

× પ્રગટ થનાર નવા રાસસંગ્રહ "રાસપદ્ય" માંથી.

# બિચારો માંગ

શ્રી. મામા વરેરકરની
મરાઠી વાર્તાનો અનુવાદ
કરનાર :
શ્રી. યશેશ હ. શુક્લ

નિંદ્યતાની પરાકાષ્ટાનું વર્ણન કરતાં કોઈ ' માંગ ' એવું વિશેષણ તેની પાછળ લગાડે તો તેના હૃદયને ભારે આઘાત થતો. 'માંગ' જાતિમાં તેનો જન્મ થયો હતો. તેનો બાપ પંઢરપુરનો વારકરી હતો. અષાઢી અને કાર્તિકી એકાદશીના દિવસોએ તે નિત્ય નિયમ મુજબ પંઢરીની વારી કરતો.

દર ગુરુવારે એકતારો અને કરતાલ લઈને તે નામદેવ-તુકારામના અભંગ ભાવિક વાણીએ ગાતો. તે સમયે માંગ વાડામાંના નાના મોટા સર્વ સ્ત્રી પુરુષ તેની સાથે વિઠ્ઠલ નામનું સંકીર્તન કરતાં, તેના ભજનમાં સાથ આપતાં.

દૂર આવેલા ઉચ્ચવર્ણની વસ્તીના વિસ્તારમાં ભજનોનો અસ્ફુટ ધ્વનિ ગયા વિના રહેતો નહિ.

તેનો બાપ જેવો ભાવિક હતો તેવી જ તેની માતા ઘણી પ્રેમાળ અને દયાશીલ અંતઃકરણવાળી હતી. તેઓ બન્ને એકતારો વગાડતાં વગાડતાં ઘેરેઘર ભીક્ષા માંગીને જીવન નિર્વાહ કરતાં હતાં. છતાં મધ્યાન્હે ઘરે આવેલા પોતાના સ્વજાતીય પરોણાને બે ચપટી ભાત કે ભાખરી ખવડાવ્યા વિના કદિ પણ વિન્મુખ જવા દેતા ન હતાં.

કીડી મંકોડી સુદ્ધાં પગે જેણે કદિ ચગદી નથી એવા એકને વિશિષ્ટ જાતિમાં જન્મ થવાને કારણે ' માંગ ' એવી સંજ્ઞા પ્રાપ્ત થાય એનું સૌનને ભારે દુઃખ થતું.

માંગવાડા ખાતે, કોઇ દાતાએ એક શાળા ઉઘાડી હતી. તે શાળામાં તે જતો હતો. તેને સારું લખતાં વાંચતાં આવડવા લાગ્યું હતું. કચરામાં પડેલાં વર્તમાનપત્રોના ટુકડા લઈને તે વાંચતો. તેમાંથી વર્તમાન કાળ કદાચ હાથમાં સાંપડતો નહિ છતાં ભૂતકાળના વાંચનથી મન ઉપર અસર થયા વિના રહેતી નહિ.

ગામમાંની વસ્તીમાં જવાની તેને મનાઈ હતી. પરંતુ તેનાથી પાછળ થોડાક અંતર પર આવેલા મહારવાડામાં જતાં તેને કોઇ અટકાવતું નહિં. પણ ઉચ્ચ વર્ણના લોકો તરફથી હડધૂત થતા મહારો ' માંગનો છોકરો ' ' માંગનો છોકરો ' એવો પોકાર કરીને તેને દૂર હડસેલી દે ત્યારે તેને જરૂર આશ્ચર્ય થતું.

તેજ વખતે અસ્પૃશ્યતા નિવારણની ચળવળ જોશભેર શરૂ થઈ હતી. તે સાથેજ ગામમાં મિશનરી લોકોએ આવીને પોતાના ડેરા તંબુ તાણ્યા હતા. રોજ સાંજે આ મિશનરી સ્ત્રી પુરુષ વારકરીઓની માફકજ ભજનોની સામગ્રી લઇને બહાર માંગ વાડાઓમાં ઉપદેશ કરતા. આ ગોરા મિશનરીઓ સાથે વટલીને ખ્રીસ્તી થએલા મહાર -માંગનું એક ટોળું પણ હતું. તેઓમાંથી કેટલાક દરેક જણની ઝુંપડીમાં જઇને પોતાની જુની નવી પરિસ્થિતિનો ઇતિહાસ તેઓને કહેતા. જેમને શરીર ઢાંકવા પૂરતાં કપડાં પણ મળતાં ન હતાં તેઓ કોટ પાટલુન . પહેરી

તે ધર્મનું તમને અભિમાન હોય તો ભલે, તમે ગામની બહાર રહ્યા કરો. સાંભળ્યું ? આ ! હવે તો હું મોટો નોકર થયો છું, દર મહિને સાઠ રૂપીઆ મળે છે. સાંભળ્યું ? સાઠ રૂપીઆ મળે છે ! વર્ષે દહાડે સાતસો વીસ રૂપીઆ મને મળશે. સાતસો વીસ એટલે કેટલા તેની તને ખબર છે કે ?"

"બરાબર સાઠ" એમ બોલતી સોનૂની આ ત્યાં જ સ્તબ્ધ થઇ બેસી પડી.

અને સોનૂના માતપિતા પણ ખ્રિસ્તિ થયાં. તે બ્રાહ્મણોની વસ્તીમાં રહેવા લાગ્યાં. હવે તેમને માંગ કહીને કોઇ તિરસ્કારતું નથી.

સોનૂના બાપે પંઢરપુરની વારી બંધ કરી હતી. ભૂલેચૂકે પણ તે વિઠ્ઠલ નામનો ઉચ્ચાર કરતો નહિ. જેટલી ભાવિકતાથી તે વિઠ્ઠલ નામનું સંકીર્તન કરતો તેટલા જ ભાવિક અંતઃકરણથી તે ખ્રિસ્તનામસંકીર્તન કરવા લાગ્યો.

ખ્રિસ્તિ ધર્મના એક ઉત્તમ પ્રચારક તરીકે, તેની ચોપાસ વાહ વાહ બોલાવા લાગી.

સોનૂની દિવસે દિવસે ઉન્નતિ જ થતી. ગઇ. તેને બસો રૂપીયાનો પગાર મળવા લાગ્યો. કોઇ બ્રાહ્મણ કારકુન કરતાં પણ વધારે દમામથી તે રહેવા લાગ્યો. આખાય કુટુંબની રહેણી કરણી બદલાઇ ગઇ.

એક ખ્રિસ્તિ બાળાએ સોનૂનું દિલ હરિ લીધું. તે બાળાને પણ સોનૂ પર પ્રેમ હતો. બન્ને યે પરસ્પર પરણવાના કોલ દીધા. લગ્નની પરવાનગી મેળવવા માટે સોનૂ ઇસ્થિરના બાપ પાસે હાજર થયો.

લગ્નની પરવાનગી માંગતાંજ ઇસ્થેરના બાપે તેને કહ્યું કે "તારે માટે મને ઘણું જ માન છે. તારી કર્તવ્યશીલતા માટે પણ મને અભિમાન છે. તારા જેવો લાયક છોકરો મારો જમાઇ થાય એનું પણ મને અભિમાન જ થવું જોઇએ, પણ તેમાં એક મુશ્કેલી છે."

સોનૂના પ્રાણ ડોળા સુધી આવી પહોંચ્યા હતા. ઇસ્થિરના બાપના શરૂઆતના ઉદ્‌ગારોથી જેટલી આશા ઉપજી તેટલીજ છેવટના ઉદ્‌ગારે નિરાશાની છાયા તેની નજર આગળ સ્પષ્ટ કરી.

ક્ષણભર સ્થંભીને ઇસ્થેરના પિતાએ કહ્યું "તારે માટે મને ઘણુંજ અભિમાન થાય છે. પરંતુ મારાથી તારી જાત કુજાતું વિસ્મરણ થતું નથી. હું બ્રાહ્મણ ખ્રિસ્તિ છું તું માંગ ખ્રિસ્તિ છે. નિદાન તું મરાઠા ખ્રિસ્તિ હોત તોપણ મેં આંખમિંચામણાં કર્યાં હોત પણ તું તો માંગ ખ્રિસ્તિ !"

તેમણે ડોકું હલાવીને ચશ્મા લુછી આંખે ચઢાવ્યાં. સોનૂએ આજન્મ અવિવાહિત રહેવાનો નિર્ણય કર્યો. ઇસ્થેર પર તેનો ભારે પ્રેમ હતો. તેના મનમાં આવો કોઈ ભેદાભેદ ન હતો. ઇસ્થેરના મનમાં પણ ન હતો પણ બાપના ઉદ્‌ગારથી તે પણ ચમકી ગઇ. તે સજ્ઞાન હતી. તેની ઇચ્છા હોત તો સોનૂ સાથે લગ્ન કરવાનું તેને માટે અશક્ય ન હોતું. છતાં તે ફરી બેઠી. તેણે એક બ્રાહ્મણ ખ્રિસ્તિ સાથે લગ્ન કર્યું.

મળેલા સામાજીક દરજ્જામાંજ સંતોષ માનીને સોનૂ માબાપ સાથે આનંદમાં સમય વિતાવવા લાગ્યો.

એક દિવસ હૃદયની ક્રિયા બંધ પડતાં જ તેનો બાપ મરણ પામ્યો. ખ્રિસ્તિ સમાજમાં તેના પર સર્વનો પ્રેમ હતો. એટલે તેની પ્રેત યાત્રામાં ઘણી મોટી ગિરદી થઇ હતી. તેનું શબ સ્મશાનભૂમિમાં લાવવામાં આવ્યું.

સોનૂ આમ તેમ જોવા લાગ્યો. તેના એક સાહેબ મરણ પામ્યા હતા, અને તેમને જે સ્થળે દફનાવવામાં આવ્યા હતા તે જગા આ ન હતી. સાહેબની પ્રેતયાત્રા વિના બીજા કોઇની પ્રેત યાત્રામાં તે ગયો ન હતો.

પ્રેતયાત્રા સાથે જ પાદરી સાહેબ પણ હતા. તેમને તેણે પૂછ્યું, એટલે રેવરંડે કહ્યું, "છોકરા ! તે જગા ગોરાઓને જ દફનાવવા માટે છે. તારા બાપને ત્યાં લઇ જવાય નહિ."

આથી મોનૂને આઘાત લાગ્યો. અહીં પણ કાળાગોરાનો ભેદ છે શું ? જીવતા હોય ત્યારે સાહેબની પંક્તિમાં બેસીને જમનાર મનુષ્ય તેમની પાસે દાટવાના પણ અધિકારી નહિ ? "

" આગ લાગો તમારા એ ધર્મને. મારે કોઈ પણ ધર્મની જરૂર નથી. જ્યાં ધર્મ છે ત્યાં ભેદાભેદ છે જ. આજ પિતાજીના પ્રેતને સ્પર્શ કરીને પ્રતિજ્ઞા કરૂં છું કે આજથી હું કોઇ જ ધર્મનો નથી. " સોનુ બરાડી ઉઠયો.

બાપની ઉત્તરક્રિયા પૂર્ણ થતાં પહેલાંજ મોનૂ ચાલ્યો ગયો. મર્વે એ ભારે ઉત્સાહથી તેના પિતાની ઉત્તરક્રિયા કરી. સાહેબે અને હિન્દી ખ્રિસ્તિઓએ તેના પિતાનાં ગુણગાન ગાયાં–ભાષણો પણ કર્યાં.

બીજે દિવસે પ્રસિદ્ધ થયેલા વર્તમાન પત્રોમાં તેના પિતાની ઉત્તર ક્રિયાની હકીકત અને ભાષણો અક્ષરશઃ પ્રકટ થયાં હતાં પણ સોનુ ત્યાંથી ચાલી ગયો હતો, એજ એક બીના માત્ર કોઇએ પ્રસિદ્ધ કરી ન હતી.

——૪——

# આત્ર નાનું એવું દરદ !!

મરહુમ શહાનશાહ સાતમા એડવર્ડને એપેન્ડીસાઇટીસનો વ્યાધિ હતો. તેઓ જ્યારે ગાદી ઉપર આવ્યા ત્યારે એમના તખ્તનશીન થવાની દબદબાભરી ક્રિયા જોવાને માટે દુનિયાભરના લોકો આતુર થઇ રહ્યા હતા કમનસીબે, જે વખતે આ મંગળક્રિયા થવાની હતી એજ અરસામાં તેમને પોતાના દરદનો હુમલો થઇ આવ્યો અને તેને લઇને રાજ્યાભિષેકનો દરબાર અમુક વખત લગી મુલતવી રાખવો પડયો, કારણ કે તેઓની નબળી તંદુરસ્તીને લઇને એ દબદબા ભરી ક્રિયાનો શ્રમ અને થાક તેઓ ઉઠાવી શકે તેમ નહોતા. સુભાગ્યે તેમની તબીઅત થોડા જ વખતમાં સુધરી ગઇ અને દુનિયાભરમાં તેમની માયાળુ પ્રજાના દિલમાં આનંદ છવાયો.

આ એક મોટા શહાનશાહની વાત છે—પરંતુ આપણને બધાને–આપણે ગરીબ હોઇએ કે તવંગર–નાના હોઇએ કે મહાન–આપણી જીંદગીમાં પણ એવા પ્રસંગો વારંવાર આવે છે, જ્યારે ઘણી નારાજી અને દિલગીરી સાથે ધારેલુ કામકાજ, અગત્યની મુલાકાતો, લગ્ન જેવા પ્રસંગો, મિજલસો, મહેફીલો, મુસાફરી વગેરે મુલતવી રાખવા પડે છે અથવા સદંતર માંડી વાળવા પડે છે. અને એમ થવાનું કારણ બહુ નજીવું હોય છે. સહેજ બેચેની, ઓચીંતો થઇ આવતો માથાનો દુખાવો, યા દાંતનો દુખાવો કે તાવનું લખલખું આપણને આવી રીતે મુશ્કેલીમા મુકી દે છે. અચાનક થઇ આવતી આવી તકલીફથી ધારેલા પ્રસંગ ની બધી મઝા મારી જાય છે. કોઇવાર કોઇ જાણીતા વક્તાનું ભાષણ સાંભળવા કે જાણીતા સંગીતકારનું સંગીત સાંભળવા કે નૃત્યકારનો નાચ જોવા હજારો માણસો પૈસા ખરચીને શ્રમ લઇને હાજર થયા હોય અને વક્તા કે કલાકાર અચાનક બીમાર થઇ જાય ત્યારે એમને ઘણી નિરાશા વેઠવી પડે છે, ને વખતની બરબાદી થાય છે. આપણા જીવનમાં આવા પ્રસંગો અનેકવાર બને છે અને આપણે એમ માની બેઠા છીએ કે એ પ્રસંગો ઉપર આપણો કાબુ નથી, કારણકે આવી મુશ્કેલીઓ ટાળવાનો કોઇ ખાતરીબંધ ઇલાજ આપણે જાણતા નથી.

પરંતુ હવે સદ્‌ભાગ્યે, વિજ્ઞાને આપણને એક અંત જોરદાર, અકસીર અને અસરકારક ઇલાજ બતાવ્યો છે, જેનાથી આવા અણગમતી અને નારાજી ઉત્પન્ન કરનારી મુશ્કેલીઓનો સફળ સામનો કરી શકીએ છીએ. આ નામ " સારીડૉન " છે, જે જગતભરમાં સહુથી અસરકારક, સહુથી ખાતરી ભર્યો અને સહુથી ઝડપી ઇલાજ છે જેનાથી આવી ફરીઆદો તત્કાળ દુર થાય છે માથાનો દુખાવો, દાંતનો દુખાવો, તાવની શરૂઆત, સંધિવા; વગેરે દરદો ફક્ત સાત મિનિટમાં હટી જાય છે અને છતાં આ દવાની હૃદય ઉપર મુદ્દલ ખરાબ અસર થતી નથી. હજારો માણસોએ જાતે વાપરીને સારીડૉનની અદ્દભુત શક્તિ વિશે તારીફ કરી છે. મુંબઇના એક પ્રખ્યાત ડૉકટર કહે છે કે " માથાનો યા દાંતનો દુખાવો; સ્ત્રીઓને ઋતુ દરમીઆન થતી પીડા વગેરે તત્કાળ મટાડવા માટે સારીડૉન ઘણો જોરદાર ઇલાજ છે જેનાથી કશું નુકશાન થતું નથી " માટે તમને જ્યારે જ્યારે કંઇ પણ દરદ થાય ત્યારે સારીડૉનની મદદ લેજો–એ તમારૂં દરદ તરત દુર કરશે.

# સ્ત્રીઓજ વિજયને પંથે દોરી જશે

નવાં શાસન હેઠળ શરૂ થએલાં પ્રાંતિક બંધારણમાં ઓપ્રધાન થવાનું સન્માન પ્રાપ્ત કરનાર એક માત્ર મહિલા શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે મુંબઇના 'ઇલસ્ટ્રેટેડ વીકલી ઓફ ઇન્ડિયા'ના તા. ૨૨–૮–૩૭ના અંકમાં નવીન ઘટનામાં સ્ત્રીઓનાં સ્થાન વિષે ટુંકો પણ પ્રેરક લેખ લખ્યો છે એ લેખ અહીં ઉતાર્યો છે

લેખિકા :

**શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત**

સ્ત્રીઓના પ્રશ્નો વિષે મારા વિચારો જણાવવાનું મને પત્રકારો અને બીજાઓ તરફથી કેટલીય વાર કહેવામાં આવે છે. જ્યારે જ્યારે આવી કોઇ વિનતિ મને કરવામાં આવે છે ત્યારે ત્યારે સ્ત્રીઓનો પ્રશ્ન શો છે, એનું જ મને આશ્ચર્ય થાય છે.

આપણા જેવો દેશ, કે જે તેની સ્વતંત્રતા મેળવવા માટે જ લડી રહ્યો હોય ત્યાં તો માત્ર એકજ પ્રશ્ન સંભવી શકે : અને તે જેમ બને તેમ જલદી આપણી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો. બીજા કોઇ પણ પ્રશ્નનું આ દેશમાં સ્થાન હોવું ન જોઇએ.

છતાં પ્રશ્ન ઉપસ્થિત કરવામાં આવે છે એટલે મારે જવાબ આપવો જોઇએ એમ મને લાગે છે.

સમાજમાં સ્ત્રીનું સાચું સ્થાન શું છે ? અને પ્રજાને તેમજ દેશને સ્ત્રી સૌથી વધુ ઉપયોગી શી રીતે થઇ શકે ? આ પ્રશ્નની આસપાસ જ સ્ત્રીઓનો પ્રશ્ન વીંટળાઇ વળેલો હોય એમ લાગે છે.

આદર્શો જુદા જુદા હોય છે.

માનવજાતિની સ્ત્રીઓ છાવણીઓમાં રહેતી અને ખોરાક તથા બાળકોની સંભાળ રાખતી એ દિવસોથી પ્રગતિને માર્ગે આપણે ઘણે દૂર સુધી કૂચ કરી છે. આજે સ્ત્રી કોઇ ખાસ ક્ષેત્રમાં જ રૂંધાઇ રહેલી નથી. અને સિદ્ધાંતની દૃષ્ટિએ તો કેટલીક સ્વતંત્રતા પણ સ્ત્રીએ મેળવી છે.

પરંતુ, શરૂઆતના દિવસોમાં, સ્ત્રીને ગુલામીમાં જકડી રાખનારા ઘણા પ્રાચીન રિવાજો પાછળથી નવાં સ્વરૂપે ડોકિયાં કરી રહ્યાં છે અને પ્રગતિના માર્ગમાં વિષમ અંતરાયો ખડા કરે છે.

હાલની કેળવણીએ ( હું હિન્દ સંબંધમાંજ કહું છું ) સ્ત્રીને દુનિયામાં એક વ્યક્તિ તરીકે પોતાનું સ્થાન લેવાને યોગ્ય કરવા કરતાં, મોટા ભાગના દૃષ્ટાંતોમાં, સમાજની એક શોભારૂપ વ્યક્તિ બનાવવામાં જ સહાય કરી છે. ઘર કે દેશ બન્ને માટે તે એકસરખી નિરૂપયોગી છે.

ઇતિહાસના હાલના તબક્કે, સંસ્કૃતિ હજી મોટે ભાગે પુરૂષના હાથમાં જ રહી છે અને સમાજરચનામાં સ્ત્રીએ પોતાનું યોગ્યસ્થાન હજી સુધી લીધું નથી. સંસ્કૃતિ માટે પુરૂષના જેટલીજ સ્ત્રીની પણ જરૂર છે અને આજે સ્ત્રી જીવન નિર્વાહ રળવાના પુરૂષના ઇજારા સામે જ માત્ર લડતી નથી પરંતુ પુરૂષના સંસ્કૃતિના ઇજારા સામે પણ લડી રહી છે.

જાતિનું સંવર્ધન ચાલુ રહે તે માટે સ્ત્રી બાળકોને જન્મ આપે તે પૂરતું નથી. એ બાળકોને કેમ ઉછેરવાં જોઇએ અને તેમને તને અને મને કેમ તંદુરસ્ત બનાવવાં જોઇએ, તે પણ તેણે જાણવું જ જોઇએ.

સત્ય સમજવાને તેઓ શક્તિમાન થાય અને સંજોગોની પરવા કર્યા વિના, સત્યને જ પડખે ખડા રહેવામાં તેઓને સહાય થાય એવા ગુણ એ બાળકોમાં સ્ત્રીએ ઉત્પન્ન કરવા જોઇએ.

પ્રથમ ગૃહરચના એજ સ્ત્રીઓનો એક માત્ર કાર્યપ્રદેશ હતો. રાજ્યનાં વ્યવહારને વ્યવસ્થિત કરવાની હદ સુધી તેઓએ શા માટે આગળ ન જવું જોઇએ, તેનું કાંઇ કારણ નથી.

ભૂતકાળમાં સ્ત્રીઓ માત્ર આદર્શવાદી હતી. હવે તેઓએ તેઓની વિચારણામાં વધારે સંગીન બનવાની જરૂર છે. ઘરોની વ્યવસ્થા જાળવવાને

[ અનુસંધાન પાન ૪૩ પર ]

# ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ, મુંબઈ: અગત્યની ખબરો

**દાદાભાઈ જયંતી :** સ્વ. દેશભક્ત ડૉ. દાદાભાઈ નવરોજીની જયંતી ઉજવવાનો એક મેળાવડો તા. ૪-૯-૩૭ ને શનીવારે સાંઝે ૪॥ વાગે સ્ટાં. ટા. મંડળના હૉલમાં કરવામાં આવશે. સભાસદ બહેનોને વખતસર હાજર રહેવા વિનંતી છે.

**નવાં લાઇફ મેમ્બરો :** સૌ. પુષ્પાવતી હરકીશનદાસ લક્ષ્મીદાસ તથા સૌ. કુસુમ નલિનીકાન્ત લક્ષ્મીદાસ. રૂ. ૧૫૦) ભરી મંડળના લાઇફમેમ્બર થયાં છે.

**સ્વ. પુતળીબાઈ સુળજીભાઇ સ્મારક :** રૂ ૧૫૦૦) સ્વ. શ્રી. પુતળીબાઇની યાદગીરીમાં મંડળના હુન્નર ઉદ્યોગ ગૃહમાં શીખતી લાયક ગરીબ બહેનોને સ્કોલરશીપ આપવા માટે શ્રી. તુલસીદાસ માવજીભાઇ તરફથી ભેટ મળ્યા છે.

**ભેટ :** સ્વ. કુ કમળા સાકળચંદ શાહના સ્મરણાર્થે રૂ. ૨૫) ભેટ મળ્યા છે. એ રકમમાંથી મંડળના સંગીત વર્ગના ઉપયોગ માટે એક સીતાર ખરીદવામાં આવશે.

સ્વ. પ્રબોધચંદ્ર ભવાનીદાસ મોતીવાળાના સ્મરણાર્થે રૂ. ૪૦) લાયબ્રેરી તથા બાળપુસ્તકાલય માટે સૌ. પુષ્પાવતી મંગળદાસ મોતીવાળા તરફથી મળ્યા છે.

ભેટો આપનાર સર્વેનો આભાર માનીએ છીએ.

**શોક :** સૌ. રેવકા મનહરનાથ ખારેખાન તથા સૌ. સુમનબહેન ચુનીલાલ પટેલ તથા સૌ. મહાસુખ મનમોહનદાસના થયેલા સ્વર્ગવાસ માટે અમે ખેદ પ્રદર્શિત કરીએ છીએ.

**ખબરો :** મંડળ તરફથી ચાલતા હુન્નર ઉદ્યોગગૃહમાં તૈયાર થયેલા માલના વેચાણ માટે નીચે મુજબના દિવસો અને ટાઇમ નક્કી કરવામાં આવ્યા છેઃ—

દર મંગળવાર અને શનિવારે ૩॥ થી ૪॥ સુધી ( સ્ટા. ટા. ) માલ ખરીદ કરવા આવનાર બહેનો ઉપલા ટાઇમમાજ આવશે તો કાર્યકર્તાઓને એમના કાર્યમાં સરળતા થશે.

**વક્તૃત્વકળાની હરીફાઈ :** સ્વ. લેડી પરસનબાઇ ગોકળદાસ પારેખ સ્મારક વક્તૃત્વકળાની હરીફાઇ તા. ૨૩-૯-૩૭ ને રોજ બપોરે ૪ વાગે ( સ્ટા. ટા. ) મંડળના હૉલમાં રાખવામાં આવી છે. વિષયની વ્યવસ્થા નીચે મુજબ રાખવામાં આવી છેઃ—

( ક ) મેટ્રિકથી નીચે ભણેલા બહેનો માટે આદર્શમાતા બાળકો માટે શો ભોગ આપી શકે ?

( ખ ) મેટ્રિકથી ઉપર ભણેલાં માટે 'રશિયાનું સ્ત્રીજીવન'. બંને હરીફાઇમાં પહેલાં બે નંબરોને અનુક્રમે રૂ. ૧૫) અને રૂ. ૧૦) પ્રમાણે ઇનામો સ્વ. લેડી પરસનબાઇ સ્મારક ફંડમાંથી આપવામાં આવશે. દરેક ઉમેદવાર બહેનને ૧૦ થી ૧૨ મીનીટનો સમય બોલવા માટે આપવામાં આવશે.

હરીફાઇમાં ઉતરવા ઇચ્છનારાં બહેનોએ પોતાનાં નામ મંડળની ઓફીસમાં ૧૦-૯-૩૭ સુધીમાં મોકલવા.



# પુસ્તકોની દુનિયામાં



પ્રિયબહેન યશ,

હમણાં કેમ તું મુંગી થઇ ગઇ છે ? છેલ્લા બે મહિનાથી તારો કોઇ પત્ર નથી. એવાં તે શા કામમાં પડી ગઇ કે પત્ર લખવાની પણ ફુરસદ મળતી નથી ? તબીયત તો સારી જ હશે એની મને ખાત્રી છે; કારણ કે તેમ ન હોત તો તો મને ખબર આપ્યા વિના તું રહી શકત નહિ પત્ર લખવાની બાબતમા મને આળસુ કહેનારી તું જ હવે આળસુ બની ગઇ છે એમ કહું તો ખોટું ? મારી બાબતમા તો તારૂ કથન ખોટું પૂરવાર થઇ ચૂક્યું છે. હવે જલદી પત્ર લખજે.

આ વખતે પુસ્તકોની સંખ્યા પ્રમાણમા થોડી છતાં એ પૈકીનાં છ સાત પુસ્તકો-બે નવલકથા, બે નવલિકા સંગ્રહો, બે શિક્ષણશાસ્ત્રની ચર્ચા કરતા પુસ્તકો અને એક જીવનચરિત્ર તો વાચી વિચારવા જેવાં છે, એમ તું એ વાંચી રહેશે એટલે તને લાગ્યા વિના નહિ રહે. તે સાથે એ દરેકમાં વિષયની અને શૈલિની વિવિધતા છે, એટલે એ વાચવામાં જેટલી મઝા પડશે તેટલી જ એકબીજાની સરખામણી કરવા જવાનો પ્રયત્ન કરશે તો મુંઝવણ થશે. એ બધાં પુસ્તકો અને એક બાલસાહિત્યને લગતું પુસ્તક છે તે આપણાં સાહિત્યમા જુદીજ ભાત પાડનારાં અને તેથી મહત્વના ઉમેરા સમાં પુસ્તકો છે એમાં શંકા નથી

આટલી સામાન્ય વાત થઇ. 'વિશ્વશાન્તિ' અને 'ગંગોત્રી 'ના કવિ તરીકે અને 'સાપના ભારા 'ના નાટ્યકાર તરીકે ભાઇ ઉમાશંકર જોષીનો તને પરિચય છે જ. એ ઉમાશંકરની ઉર્મિઓ નવલિકાના સાહિત્ય તરફ પણ વળી છે એની તને કદાચ ખબર હશે. 'વાસુકિ 'ને નામે તેમની કેટલીક વાર્તાઓ સામયિકોમાં પ્રકટ થઇ ચૂકેલી છે અને 'ગુજસુન્દરી 'ના એકવારના વાર્તાઅંકમાં 'ઉંદરું છાણું ' નામની વાર્તાનો લેખક 'વાસુકિ' કોણ છે ? એ તેં મને પૂછાવેલું તે હવે તને યાદ આવશે. તે વખતે, તંત્રી તરીકેનો શિષ્ટાચાર જાળવીને મેં તને 'વાસુકિ' કોણ છે તે જણાવવાની ના પાડી હતી અને વખત આવ્યે એ નામધારી નવલિકાકાર કોણ છે તે જાણવામાં આવશે એમ મેં તને જણાવેલું. હવે 'વાસુકિ' એ ભાઇ ઉમાશંકર જોષી એમ તને સ્પષ્ટ કહી શકાય એમ છે કારણ કે એમની વાર્તાઓનો સંગ્રહ 'શ્રાવણી મેળો ' (વાસુકિની વાર્તાઓ) એ શીર્ષક હેઠળ જ પ્રગટ થયો છે.[1]

તને કદાચ એમ થશે કે ઉમાશંકર કવિ છે, નાટ્યકાર છે, હવે નવલિકાકાર તરીકે બહાર આવે છે આમ ગુજરાતી સાહિત્યનાં લલિતવાઙ્મય કહી શકાય એવાં ત્રણ અંગો પર તેણે હથોડી જમાવી દીધી છે. હવે તે એટલેથી જ અટકશે કે ક્યાંઇ આગળ વધશે ? અરે, ઉમાશંકર તો વિવેચક અને નિબંધકાર પણ છે. વખત જતાં એ બે દિશાના એમનાં લેખોના સંગ્રહો પણ પ્રકટ થશે એમાં શંકા નથી.

જરા આડી વાત થઇ ગઇ કવિ અને નાટ્યકાર તરીકે ઉમાશંકરે અજબ જેવી સિદ્ધિ મેળવી છે એમા તો જરાય શંકા નથી. તેમના નાટકોમાં, આપણા લોકજીવનમાં રોજ રોજ બનતા પ્રસંગોની ગૂંથણી એટલી સ્વાભાવિક રીતે થએલી છે કે તે સચોટ અસર ઉપજાવનારી છે એ નાટકોની તાજી જ છાપ તારા મન પર એવી પડેલી છે કે કદાચ આ નવલિકાઓમાં ઉમાશંકરની નાટ્યકળામાં છે તેટલી પ્રતિભા તને નહિ લાગે તો મને આશ્ચર્ય નહિ ઉપજે. અલબત્ત, આ નવલિકાઓમાં પણ વિષયનું વૈવિધ્ય તો આપણા રોજના બનતા જીવન પ્રસંગોનું જ છે. જીવનની આસપાસનું, પોતાની જ દુનિયાનું સૂક્ષ્મ

---

1 શ્રાવણી મેળો [ વાસુકિની વાર્તાઓ ] લે: ઉમાશંકર જોષી, વોરા એન્ડ કું. પબ્લીશર્સ ઠી. ૮, રાઉંડ બિલ્ડીંગ, કાલબાદેવી, મુંબઇ મૂલ્ય રૂા. ૧-૮-૦.

નવલિકાઓની હરોળમાં જ મૂકવાનું મન થાય એવી સાચી કથાઓ ભાઇ સોપાને લખી છે. **'અંતરની વ્યથા'**માં[૨] સત્યાગ્રહના સમરાંગણમા પોતાનાં સર્વસ્વને કે ળઠ લાને તજીને જન્મભૂમિની સ્વતંત્રતા માટે સહન કરનારી પાંચ વ્યક્તિઓની જીવનકથા ભાઇ સોપાને મર્મવેધક રીતે રજુ કરી છે. સત્યાગ્રહની લડતમાં ઝંપલાવવાની પ્રેરણા શાથી થઇ તેનું એ લડત દરમ્યાન થયેલા અનુભવો ઉપરથી આમાં આલેખન થયું છે. પણ એ આલેખન સીધું જીવનકથાના જેવું જ છે એટલે પાછી વાર્તાઓમાં એકજ પ્રકારની ગૂંથણી પુરે છે. સાચી કથાઓ તરીકે આપણા ભાવિ સંતાનોને પ્રેરણા આપે એવી વસ્તુ જરૂર છે. 'અંતરની વાતો' નામની આજ લેખકની અગાઉ પ્રકટ થએલી વાર્તાઓના જેવી જ આ વાર્તાઓ છે

પાચેય કથાઓમાં સત્યાગ્રહમા જોડાય ની પ્રેરણા વિવિધ કારણોએ અને પ્રસંગોએ ઉપજેલી જણાય છે છતાં છેલ્લી બે કથાઓમાં પ્રસંગોનો વિકાસ વધારે રૂચિકર લાગે છે.

સત્યાગ્રહ જેવા ઐતિહાસિક પ્રસંગોમાથી, જીવનને અનેક પ્રકારની પ્રેરણા સ્વાભાવિક રીતે મળી રહે છે. એ પ્રેરણાનો જે કલમ દ્વારા સદુપયોગ કરવામાં આવે તો સાહિત્યમાં પણ ચિર જીવ રહી જાય એવી કૃતિઓ સર્જી શકાય છે. છેલ્લા સત્યાગ્રહ સંગ્રામને પરિણામે આપણા જુવાનોને જેમ અવનવા અનુભવો થયા તેમ આપણા સાહિત્યકારોને પણ નવી જ પ્રેરણા મળી અને એ પ્રેરણાનો આજની અનેક સાહિત્ય કૃતિઓમા ઉપયોગ થઇ રહ્યો છે. એ પ્રેરણાને પરિણામે, સાહિત્યમા નવો વેગ આવ્યો છે.

ભાઇ સોપાન આપણા સત્યાગ્રહ દરમ્યાન પ્રેરણા પામેલા સાહિત્યકાર છે અને તેમણે વાસ્તવિક જીવનમાંના પ્રસંગો વીણીને કલાત્મક આલેખન કરવા માંડયું છે. 'અંતરની વ્યથા 'માં સત્યાગ્રહમાં જોડાયલા સૈનિકોના વિવિધ માનસનો અચ્છો ખ્યાલ આવી શકે તેમ છે.

૨. **અંતરની વ્યથા**: લેખક: સોપાન, અંજલિ ગ્રંથમાળા, રેમકડાં મારકેટ, અમદાવાદ. કિં. એક રૂપિયો.

માગી સામે પડેલી બે નવલકથાઓ ઉમાશંકરની પ્રત્યેક વાર્તા જેમ શૈલી અને વસ્તુ બંનેનાં વૈવિધ્ય વાળી છે. તેમાથી એક સાવ મૌલિક અને બીજી સુવિખ્યાત રશિયન નવલકથાના પાયા પર રચાયલી છે. બંનેના ગુજરાતનાં નવલકથા સાહિત્યમા વિશિષ્ટ સ્થાન છે '

થોડાક સમય ઉપર જ ચર્ચા થઇ હતી. ગુજરાતમાં નવલિકાનું 'સાહિત્ય હાલમાં જેટલું ખેડાય છે અને જેટલું સારું અને પ્રભાવશાળી ખેડાય છે તેના પ્રમાણમાં નવલકથાનું સાહિત્ય નહિવત્ છે. બલકે, ગુજરાતમાં નવલકથાનું સાહિત્ય છેક પાંગળું રહી જવા લાગ્યું છે. એથી ગુજરાતનાં નવલકથાકારો છે જ નહિ કે શું ? આ પ્રશ્ન થાય એ સ્વાભાવિક હતું. નવલિકાનું સાહિત્ય જેટલી વિપુલતાથી પ્રકટ થઇ રહ્યું છે તે જોતા, ગુજરાતમાં નવલકથાનું સાહિત્ય નહિ જેવું જ છે. અને શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇને બાદ કરતા આપણે ત્યાં સફળ નવલકથાકાર તરીકે નામ દઇ શકાય એવા બે ત્રણ લેખકો માંડ હશે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી. હમણાં હમણા એ ફરિયાદ જાણે દૂર થવાની હોય એવાં ચિહ્નો દેખાવા લાગ્યા છે અને શ્રી. ઝવેરચંદ મેઘાણી અને શ્રી ગુણવંતરાય આચાર્યે, પોતાની કલમ નવલકથાના લેખન તરફ વાળી છે એ ઘણાં જ આશાસ્પદ ચિહ્નો બતાવી રહી છે. શ્રી. સોપાન અને બીજા એક બે લેખકો પણ આ દિશા તરફ વળ્યા છે એટલે કદાચ એકાદ દશકામા ગુજરાતમાં સારી જેવી નવલકથાઓ તૈયાર થઇ જશે.

લોકગીતો અને લોકકથાઓના શાસ્ત્રીય સંપાદનકાર્ય પછી. શ્રી. મેઘાણીએ પોતાનાં સ્વરચિત ગીતો અને કાવ્યોદ્વારા કવિ તરીકે સારી પ્રતિભા દાખવી છે. તે પછી તેમણે નવલિકા—અને હવે નવલકથાનાં ક્ષેત્રમાં પ્રવેશ કર્યો છે અને એ પ્રવેશ સફળ થયો છે એમ આ નવલકથા[૩] વાંચનારને લાગ્યા વિના નહિ રહે.

રાણપુરથી પ્રકટ થતાં ' ફૂલછાબ 'નાં ભેટ

૩ **વસુંધરાનાં વ્હાલાં દવલાં**: લેખક. શ્રી ઝવેરચંદ મેઘાણી, પ્રકાશક: નાગરદાસ મોહનલાલ. સ્વાધીન મુદ્રણાલય, રાણપુર, મૂ: દોઢ રૂપિયો.

પુસ્તક તરીકે પ્રકટ થએલી નવલકથા ' વસુંધરાનાં વહાલાં દવલાં ' આજના અનેક સળગતા પ્રશ્નોને સ્પર્શ કરી જઇને આપણને વિચારતા કરી મૂકે છે. એમાં અનીતિ માટે ચાલતા સ્ત્રી બાળકોના વેપારનો પ્રશ્ન છે; જાતીય વિકૃતિ અને આબરૂદાર શેઠોના છૂપા વ્યભિચારના પ્રશ્નો પણ છે. એ દરેક પ્રશ્ન એવો છે કે એની યોગ્ય રીતે ગૂંથણી કરવામાં આવી હોય તો એકેકી જુદી જ નવલકથા લખાય. છતાં આ બધાય પ્રશ્નો શ્રી. મેઘાણીએ કટાક્ષ વેરીને પડતા મૂક્યા છે અને વાચનારને જાણે એ પ્રશ્નો વધારે ઊંડાણથી ચર્ચાયા હોત તો એમ વિચારતા કરી મૂકે છે.

નવલકથાની નાયિકા સમી તેજબા ત્રાજવડા ત્રોફાવનારી તરીકે આરંભમાં જ પ્રવેશ કરીને અમરચંદ શેઠના ચિરંજીવી પ્રતાપનું પ્રેમપાત્ર બને છે અને પરિણામે, તેના પુત્રની માતા બને છે. છતાં એ પુત્રનો પિતા કોણ એ છેવટ સુધી તેના મુખે સ્ફોટ થતો નથી. એ તેજબાનું પાત્ર છેવટ સુધી એટલું પ્રતાપવંતુ આલેખાયું છે કે સારીય નવલકથામાં તેજબા નજર આગળ તરવરી રહે છે. ઉજળીયાત વર્ણનાં અનેક પ્રકારનાં અત્યાચારોનો ભોગ બનવાનું પછાત લેખાતી વર્ણોનાં નસીબમાંજ લખાયલું છે. એવા અત્યાચારનો ભોગ તેજબા પણ બને છે અને એને પરિણામે એનો બે વર્ષનો ગોરો આરસ્‌ત ચબરાક બાળક અનાથાશ્રમનો અને તે પછી એક મદારીની જીવનદોરી સમો જંબૂરીયો બને છે. એ જંબૂરીયો, મદારી અને બહેલી-રીંછ અને માંકડા એટલાનું બનેલું મદારી કુટુંબ પાછળથી તો વાર્તાના પ્રવાહમાં તરી આવે છે. એ દરમ્યાન તેજબા ધર્મને નામે પાખંડ ચલાવતા શયતાનોનો ભોગ બનીને એક ભોળા વાણીયાની ' ચંપા વહુ ' બને છે. ચંપાવહુ તરીકે, આલેખાયલું તેજબાનું સ્વરૂપ અને એ પાત્રનું નિરૂપણ, કાઠિયાવાડમાં જ નહિ પણ ગુજરાતમાં પણ આજે અનીતિનો જે વેપાર ચાલી રહ્યો છે તેનાં સ્વરૂપની કાંઇક ઝાંખી કરાવશે. અલબત્ત, લખમી આ જાતનો વેપાર કેવી રીતે ચાલે છે એના પર સારો પ્રકાશ પાડે છે.

નવલકથાની ગૂંથણી, ચિત્રપટના જેવી થઇ છે. એક પછી એક ચિત્રો પડદે જાય છે અને એ રીતે જ નવલકથાનો પ્રવાહ વહે જાય છે. અંત ભાગમાં ઇન્દ્રનગરની રાણીની જે આલેખના થઇ છે તે મને પોતાને બહુ રુચિકર લાગી નથી જો કે જંબૂર અને મદારીનો દરિયાના અગાધ પાણીના મોજાંઓમાં સમાઇ જવાનો અંત જેટલો સૂચક લાગે છે તેટલો જ આપણી લાગણીઓને બીની કરે છે.

અનેક પ્રશ્નોને છેડીને અધૂરા મૂકવામાં આવ્યા છતાં વાર્તાનો પ્રવાહ જળવાઇ રહે છે. છતાં ક્યાંક ક્યાંક એમ લાગ્યા વિના રહેતું નથી કે આ નવલકથામાં કાંઇક કાંઇક અધુરું રહી જાય છે. એ આલેખનની કચાશ નથી પરંતુ અનેક પ્રશ્નોનું એક જ કથામાં આલેખન કરવાનો પણ લેખકનો હેતુ હોય એમ લગે છે. અથવા ઘણીવાર એમ પણ બને છે કે લખવાની શરૂઆત થતી વખતે કોઇ નિશ્ચિત માંડણી કરી નહિ હોય અને પછી કલમ જેમ જેમ કલ્પના સ્ફુરતી જાય તેમ તેમ પ્રવાહ રેડતી જાય અને તેને પરિણામે આવું થઇ જાય. એ ગમે તેમ હોય, નવલકથા તરીકે એ સફળ છે અને શ્રી. મેઘાણીની કલમને જરૂર શોભા આપે છે.

શ્રી. ગુણવંતરાય આચાર્યની ' ભસ્માંગના '[4] માટે એક વાત તને પ્રથમથી જ કહી દેવાનું મન થાય છે. બહાદૂર રશિયન નવલકથા ' યામા, ધી પીટ ' મેં તને મોકલેલી, તે વાંચીને તું ઘણી જ ખુશ થઇ ગએલી. તે વાંચ્યા પછી તેં મને કહેલું કે આવી કથા ગુજરાતી સાહિત્યમાં કદિ પણ લખાશે ખરી ? એ પ્રશ્નનો મારે હજી પણ નકારમાં જ જવાબ આપવાનો છે. ગુજરાતી નવલકથા સાહિત્યમાં સૈકાઓથી ચાલતી આવેલી વેશ્યાઓની જીવન કથાનું ' યામા 'ના જેવું સ્પષ્ટ અને નિખાલસ આલેખન થવાની આશા રાખવી એ વધારે પડતું છે. અલબત્ત, એ જીવનની ક્યાંક ક્યાંક આછી પાતળી ચર્ચા થઇ છે. શ્રી રમણલાલે ' પૂર્ણિમા ' માં ગણિકાજીવનની કેટલીક ચર્ચા કરી છે પરંતુ ' યામા ' વાંચ્યા પછી ' પૂર્ણિમા ' તરફ નજર કરવાનું પણ મન થતું નથી. ' યામા 'માં આ આખાય પ્રશ્નનું જે વાસ્તવિક આલેખન થયું છે, તે

---

[4] ભસ્માંગના : લેખક ; શ્રી ગુણવંતરાય આચાર્ય, પ્રકાશક : નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, મૂલ્ય રૂ. ૧.

વેશ્યા જીવન પ્રત્યે ઘૃણા ઉપજાવે છે એ ખરું પરંતુ એ જીવનમાં પડેલી વેશ્યાઓ પ્રત્યે પૂરતી અનુકંપા પણ ઉપજી રહે છે. એના આલેખનના લખનારની વાસ્તવિક દૃષ્ટિ એટલી હદે જઇ શકી છે અને તેનું આલેખન એટલું પ્રબળ થયું છે કે વાંચનારની આગળ એ આખા ય જીવનનું સચોટ ચિત્ર અંકાઇ રહે છે. મેં વાંચેલી અંગ્રેજી 'યામા' જ્યારે જ્યારે યાદ કરું છું અને જ્યારે જ્યારે એના પર સહેજ પણ વિચાર કરવા લાગું છું ત્યારે ત્યારે મને એમ થઇ જાય છે કે સાચે જ શું આવું જીવન જીવાતું હશે ? વાસ્તવિક વસ્તુનું આટલું સચોટ આલેખન, એવાં જીવનની છાયા પણ ન જોનારને તો કોઇ અપૂર્વ કલ્પનાત્મક કથા જેવી લાગે. એ આપણા અનુભવની ઊણપ, જીવનનું અવલોકન કરવાની આપણી દૃષ્ટિની કચાશ. 'યામા' ફરી ફરીને વાંચવાનું મન થયા કરે છે.

એટલે જ તને પહેલા કહી દઉં કે આ 'ભસ્માંગના' વાંચવાની શરૂઆત કરે ત્યારે 'યામા'ને પ્રથમ ભૂલી જજે. 'યામા' વાંચી જ નથી, એમ ધારીને વાંચવા માંડજે અને એમ કરશે તો તને લાગશે કે લેખકે, આપણા ગુજરાતી સાહિત્યમાં લગભગ વણસ્પર્શ્યા રહેલા પ્રશ્નની આમાં એકંદરે ઠીક ચર્ચા કરી છે. 'યામા'ના આધારે જ એ લખાયલી હોવા છતાં, એમાં લેખકે ક્યાંક ક્યાંક, જીવનમાંથી વીણેલી આવી સ્ત્રીઓની કથાઓની ગુંથણી કરેલી છે અને આમ વેશ્યાજીવનના પ્રશ્નનો ઉકેલ કઇ રીતે થાય એનું માર્ગદર્શન કરાવવા પ્રયત્ન કર્યો છે 'યામા'ને યાદ રાખીને જો આ વાંચવા માંડશે તો સહેજે સરખામણીમાં ઉતરી પડવાનું મન થશે અને પરિણામે, આમાંનું આલેખન કચાશવાળું કે ઓછી પ્રતિભાવાળું લાગશે પણ 'યામા'ને એક બાજુએ રાખ્યા પછી, જો સમતા, જમના, તમર', અસ્મતજાન વગેરેની કથાઓ પર વિચાર કરવા લાગશે તો તેઓનાં જીવન પ્રત્યે અનુકંપાની લાગણી ઉત્પન્ન થયા વિના નહિ રહે.

વેશ્યા જીવનની શરૂઆતનું મૂળ, સ્ત્રીઓની આર્થિક પરતંત્રતામાં અને સમાજીક અનિષ્ટોમાં હોવાનું લેખકનું વિધાન સાચું છે. સામાજીક રૂઢિઓનો ભોગ બનેલી અનેક સ્ત્રીઓ જીવન નિર્વાહના સાધનોથી વંચિત હોઇને, આખરે આવા પાપ માર્ગે વળે છે અને સમાજના ઉંચા થરના લેખાતાં, ધોળે દિવસે અનેક પાપ કર્યા કરવા છતાં ઉજળે મોંઢે ફરનારા પુરૂષો તરફથી જ એ વ્યવસાયનું પોષણ થઇ રહ્યું છે વેશ્યાઓનું પણ શોષણ થાય છે એ આ નવલકથામાં બતાવાયું છે. અનાથાશ્રમો અને વિધવાશ્રમો કાઢીને સ્ત્રી જાતિનો ઉદ્ધાર કરવાની બડાશો મારનારાઓ આ પ્રશ્નનો સાચો ઉકેલ કરવાનો માર્ગ કાઢતા નથી; બલકે આ પ્રશ્નને વેગ આપનારા જ થઇ પડે છે એ સવિતાબાઇ અને બેરીસ્ટર રજનીનાથના પ્રસંગ પરથી સમજાય છે. આખીય નવલકથા કેટલીક અવાસ્તવિકતા અને કચાશ રહી ગએલી હોવા છતાં પ્રભાવશાળી શૈલીથી આલેખીને લેખકે તેના પર પોતાના વ્યક્તિત્વની છાપ પાડી છે. 'ભસ્માંગના' અનેકને વિચારતા કરી મૂકે એવી છે.

તું પૂછશે, આમાં 'ધૂમકેતુ'ની પ્રસ્તાવનાનો ઉલ્લેખ છે અને હું તેને વિષે કેમ મુંગો છું ? પણ એ પ્રસ્તાવના વાંચવાનું સદ્ભાગ્ય મને મળ્યું નથી. પ્રસ્તાવના અને લેખકનું જો કાંઇ નિવેદન હોય તો તે નિવેદનવાળા ફર્માને સ્થાને આમાં છેલ્લાં પ્રકરણનો ફરમો બાઇન્ડરની ગફલતીથી બંધાઇ ગએલો છે અને પુસ્તકો બહાર મોકલતી વેળા અમસ્તાં પણ પાનાં ફેરવી જોવાની કોઇને ટેવ નથી એટલે મેં તો પ્રસ્તાવના વાંચ્યા વિના જ સંતોષ લીધો છે. તું ય એમ સંતોષ લેજે; નહિ તો બીજે ક્યાંયથી આ ચોપડી મેળવી કે ખરીદી પ્રસ્તાવના વાંચી લેજે.

શિક્ષણશાસ્ત્રને લગતાં બન્ને પુસ્તકો, દક્ષિણામૂર્તિવાળા શ્રી હરભાઇનાં લખેલાં છે. ૫–૬ શિક્ષણ-વિષયક પ્રશ્નોની ચર્ચા કરનારાં માસિક 'નૂતન શિક્ષણ'ની બીજા વર્ષની ભેટ તરીકે પ્રથમ પુસ્તક તદ્દન યોગ્ય કહી શકાય.

ગુજરાતમાં હમણાં હમણાં શિક્ષણને લગતા

---

૫ સ્વાતંત્ર્યનો પ્રયોગ : લેખક : શ્રી. હરભાઇ ત્રિવેદી, પ્રકાશક : 'નૂતન શિક્ષણ' કાર્યાલય, સુરત, આઠ આના,

૬ નવો આચાર-નવો વિચાર : લે. શ્રી. હરભાઇ : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર, બાર આના.

અનેક પ્રયોગો થઇ રહેલા છે. એની પહેલ કરનાર મારી પોતાની જાણમાં છે ત્યાં સુધી તો ભાવનગરનું શ્રી. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન, ત્યાંથી જ આ નવા પ્રયોગોની શરૂઆત થઇ અને હવે ગુજરાતમાં ઠામે ઠામે તેનું અનુકરણ થવા માંડયું છે. આથી આવાં પુસ્તકોની જરૂર પણ અનિવાર્ય થઇ પડી છે. શ્રી. હરભાઇએ ભાવનગરમાંજ દક્ષિણામૂર્તિ સંસ્થામાં રહીને અનેક પ્રયોગો કર્યા છે અને તેને પરિણામે આજે તેઓ બીજાઓને માર્ગદર્શક થઇ શકે એવું સાહિત્ય આપી શકે છે. આ પુસ્તકમાં હેડમાસ્તર અને તેમના મિત્ર શિક્ષકની કલ્પના મૂકીને શિક્ષણની બાબતમાં વિદ્યાર્થીઓને ક્યાં ક્યાં સ્વાતંત્ર્ય આપવું જોઇએ એની સારી અને સૂક્ષ્મ ચર્ચા કરી છે એ આખીય ચર્ચા એટલી રસિક રીતે થઇ છે કે શિક્ષકો સિવાયના બીજાઓ, જેઓને શિક્ષણના વિષયમાં રસ ન હોય તેઓને પણ એ વાંચવામાં રસ પડવા સાથે નવીજ દૃષ્ટિ મળે છે. અને એટલે અંશે હું તને આગ્રહપૂર્વક લખું છું કે શિક્ષણશાસ્ત્રનું આ પુસ્તક છે એમ માનીને અણગમો ન લાવતાં એ બરાબર વાંચજે અને વિચારજે. તારાં જીવનમાં ભવિષ્યમાં એ મનન ઘણું ઉપયોગી થઇ પડશે.

શ્રી. હરભાઇનું બીજું પુસ્તક ' નવો આચાર-નવો વિચાર ' "બદલાતા જતા કેળવણીના વિચારોને અને પલટાતા જતા શિક્ષણના વિચારોને" ગુજરાતી જનતા સમક્ષ રજુ કરે છે. એમાં કેળવણીની જીવનની જરૂરિયાત રૂપે કેટલી ઉપયોગિતા છે તેની ચર્ચા કરી છે માધ્યમિક શાળામાં કયા કયા વિષયોનું શિક્ષણ આપવું જોઇએ, તેની તથા જુદા જુદા કેળવણીના સિદ્ધાંતો, પ્રયોગો વગેરેની સારી અને સરળ ભાષામાં ચર્ચા કરવામાં આવી છે. વળી, એમાંના વિધાનોને પોતાના સ્વતંત્ર પ્રયોગોનો ટેકો છે અને તેટલે અંશે પુસ્તકની ઉપયોગિતા ઘણી છે. શિક્ષણને લગતી વિચારધારા આજે પલટાતી જાય છે અને તેથી, આવાં પુસ્તકો નૂતન શિક્ષણના કાર્યમાં સરળતા કરી આપવામાં ઘણા ઉપયોગી થઇ પડે છે.

ગુજરાતમાં નાટકો અને નાટકોનાં સાહિત્ય પ્રત્યે હવે અભિરૂચિ વધતી જાય છે. શ્રી. બટુભાઇ ઉમરવાડિયાએ નવી જ ઢબનાં નાટકોની શરૂઆત ગુજરાતમાં કર્યા પછી, આજે અનેક લેખકોએ નાટકો લખવા માંડયાં છે અને પુસ્તક રૂપે તો આજે પ્રમાણમાં ઓછી છતાં ઠીક ઠીક કૃતિઓ મોજુદ થઇ છે. અલબત્ત, એમાંથી રંગભૂમિ પર એ કૃતિઓ રજુ કરવાની દૃષ્ટિએ લખાયલી કૃતિઓમાં તો શ્રી. ચન્દ્રવદન મહેતા જ મોખરાનું સ્થાન લઇ જાય છે અને તેમણે, પોતાની તેમજ અન્યની કૃતિઓને રંગમંચ ઉપર રજુ કરીને એ સ્થાન સિદ્ધ કરી બતાવેલું છે: છતાં આ દિશામાં બીજાઓ પણ પ્રયાસ કરી રહેલા છે એ બીના જેટલી નોંધપાત્ર તેટલી જ આવકારદાયક પણ છે.

સુરતવાળા શ્રી. શારદાપ્રસાદ વર્માના ત્રણ નાટકો આ પ્રયાસના નમુનારૂપ છે. એમાંના બે તો ભજવાઇ ચૂકેલાં છે. ત્રણે નાટકો ભજવવાને બરનાં છે એમાં શંકા નથી.

' નવા યુગની સ્ત્રી ', ચંદનહાર, અને મીરાંબાઇ એ ત્રણ નાટકોનો સંગ્રહ આમ આપણા ભજવવા જેવા નાટકોની અલ્પ સંખ્યામાં ઉમેરારૂપે આવકારી લેવો જોઇએ.[૭]

' મીરાંબાઇ ' આ માસિકનાં પ્રકટ થએલી છે અને એમાં ઐતિહાસિક શોધના આધાર માટે ફાંફાં માર્યા વિના જ, મીરાંબાઇ માટે પ્રચલિત જે કથા છે તેનો જ આધાર લઇને નાટકની ગૂંથણી કરવામાં આવેલી છે. એનું આલેખન સ્વાભાવિક અને સંવાદો તથા શૈલી પણ સરળ છે અને એટલે જ શાળાઓની બાળાઓને ભજવવામાં આ નાટિકા ઘણી ઉપયોગી થઇ પડે એવી છે. વળી, મીરાંબાઇનાં અનેક ભજનો, નૃત્યોનો એમાં સ્થાને સ્થાને ઉપયોગ કરી શકાય એવો અવકાશ છે એટલે ભજવવામાં એ ઘણી ઉપયોગી થઇ પડે એવી છે.

સૌથી પહેલું અને તેના પરથી જ પુસ્તકનું નામાભિમાન પામેલું નાટક ' નવાયુગની સ્ત્રી ' નામ પ્રમાણે જ નવાયુગની સ્ત્રીની મનોદશાનો ચિતાર રજુ કરે છે. છતાં એના અંત ભાગમાં

૭ **નવાયુગની સ્ત્રી** : લેખક : શ્રી. શારદાપ્રસાદ વર્મા, યુગાન્તર કાર્યાલય, સુરત. કિં. બાર આના.

વેશ્યા જીવન પ્રત્યે ઘૃણા ઉપજાવે છે એ ખરું પરંતુ એ જીવનમાં પડેલી વેશ્યાઓ પ્રત્યે પૂરતી અનુકંપા પણ ઉપજી રહે છે. એના આલેખનના લખનારની વાસ્તવિક દૃષ્ટિ એટલી હદે જઇ શકી છે અને તેનું આલેખન એટલું પ્રબળ થયું છે કે વાંચનારની આગળ એ આખા ય જીવનનું સચોટ ચિત્ર અંકાઇ રહે છે. મેં વાંચેલી અંગ્રેજી 'યામા' જ્યારે જ્યારે યાદ કરું છું અને જ્યારે જ્યારે એના પર સહેજ પણ વિચાર કરવા લાગું છું ત્યારે ત્યારે મને એમ થઇ જાય છે કે સાચે જ શું આવું જીવન જીવાતું હશે ? વાસ્તવિક વસ્તુનું આટલું સચોટ આલેખન, એવાં જીવનની છાયા પણ ન જોનારને તો કોઇ અપૂર્વ કલ્પનાત્મક કથા જેવી લાગે. એ આપણા અનુભવની ઉણપ, જીવનનું અવલોકન કરવાની આપણી દૃષ્ટિની કચાશ. 'યામા' ફરી ફરીને વાંચવાનું મન થયા કરે છે.

એટલે જ તને પહેલા કહી દઉં કે આ 'ભસ્માંગના' વાંચવાની શરૂઆત કરે ત્યારે 'યામા' ને પ્રથમ ભૂલી જજે. 'યામા' વાંચી જ નથી, એમ ધારીને વાંચવા માંડજે અને એમ કરશે તો તને લાગશે કે લેખકે, આપણા ગુજરાતી સાહિત્યમાં લગભગ વણસ્પર્શ્યા રહેલા પ્રશ્નની આમાં એકંદરે ઠીક ચર્ચા કરી છે. 'યામા'ના આધારે જ એ લખાયલી હોવા છતાં, એમાં લેખકે ક્યાંક ક્યાંક, જીવનમાંથી વીણેલી આવી સ્ત્રીઓની કથાઓની ગુંથણી કરેલી છે અને આમ વેશ્યાજીવનના પ્રશ્નનો ઉકેલ કઇ રીતે થાય એનું માર્ગદર્શન કરાવવા પ્રયત્ન કર્યો છે 'યામા'ને યાદ રાખીને જો આ વાંચવા માંડશે તો સહેજે સરખામણીમાં ઉતરી પડવાનું મન થશે અને પરિણામે, આમાંનું આલેખન કચાશવાળું કે ઓછી પ્રતિભાવાળું લાગશે પણ 'યામા'ને એક બાજુએ રાખ્યા પછી, જો સમતા, જમના, તમર, અસ્મતાન્ન વગેરેની કથાઓ પર વિચાર કરવા લાગશે તો તેઓનાં જીવન પ્રત્યે અનુકંપાની લાગણી ઉત્પન્ન થયા વિના નહિ રહે.

વેશ્યા જીવનની શરૂઆતનું મૂળ, સ્ત્રીઓની આર્થિક પરતંત્રતામાં અને સમાજીક અનિષ્ટોમાં હોવાનું લેખકનું વિધાન સાચું છે. સામાજીક રૂઢિઓનો ભોગ બનેલી અનેક સ્ત્રીઓ જીવન નિર્વાહના સાધનોથી વંચિત હોઇને, આખરે આવા પાપ માર્ગે પળે છે અને સમાજના ઉંચા થરના લેખાતાં, ધોળે દિવસે અનેક પાપ કર્યાં કરવા છતાં ઉજળે મોંઢે ફરનારા પુરૂષો તરફથી જ એ વ્યવસાયનું પોષણ થઇ રહ્યું છે વેશ્યાઓનું પણ શોષણ થાય છે એ આ નવલકથામાં બતાવાયું છે. અનાથાશ્રમો અને વિધવાશ્રમો કાઢીને સ્ત્રી જાતિનો ઉદ્ધાર કરવાની બડાશો મારનારાઓ આ પ્રશ્નનો સાચો ઉકેલ કરવાનો માર્ગ કાઢતા નથી; બલ્કે આ પ્રશ્નને વેગ આપનારા જ થઇ પડે છે એ સવિતાબાઇ અને બેરીસ્ટર રજનીનાથના પ્રસંગ પરથી સમજાય છે. આખીય નવલકથા કેટલીક અવાસ્તવિકતા અને કચાશ રહી ગએલી હોવા છતાં પ્રભાવશાળી શૈલીથી આલેખીને લેખકે તેના પર પોતાના વ્યક્તિત્વની છાપ પાડી છે. 'ભસ્માંગના' અનેકને વિચારતા કરી મૂકે એવી છે.

તું પૂછશે, આમાં 'ધૂમકેતુ'ની પ્રસ્તાવનાનો ઉલ્લેખ છે અને હું તેને વિષે કેમ મુંગો છું ? પણ એ પ્રસ્તાવના વાંચવાનું સદ્ભાગ્ય મને મળ્યું નથી. પ્રસ્તાવના અને લેખકનું જો કાંઇ નિવેદન હોય તો તે નિવેદનવાળા ફર્માને સ્થાને આમાં છેલ્લાં પ્રકરણનો ફરમો બાઇન્ડરની ગફલતીથી બંધાઇ ગએલો છે અને પુસ્તકો બહાર મોકલતી વેળા અમસ્તાં પણ પાનાં ફેરવી જોવાની કોઇને ટેવ નથી એટલે મેં તો પ્રસ્તાવના વાંચ્યા વિના જ સંતોષ લીધો છે. તું ય એમ સંતોષ લેજે; નહિ તો બીજે ક્યાંયથી આ ચોપડી મેળવી કે ખરીદી પ્રસ્તાવના વાંચી લેજે.

શિક્ષણશાસ્ત્રને લગતાં બન્ને પુસ્તકો, દક્ષિણામૂર્તિવાળા શ્રી હરભાઇનાં લખેલાં છે. ૫-૬ શિક્ષણ-વિષયક પ્રશ્નોની ચર્ચા કરનારાં માસિક 'નૂતન શિક્ષણ'ની બીજા વર્ષની ભેટ તરીકે પ્રથમ પુસ્તક તદ્દન યોગ્ય કહી શકાય.

ગુજરાતમાં હમણાં હમણાં શિક્ષણને લગતા

---

૫ સ્વાતંત્ર્યનો પ્રયોગ : લેખક : શ્રી. હરભાઇ ત્રિવેદી, પ્રકાશક : 'નૂતન શિક્ષણ' કાર્યાલય, સુરત, આઠ આના,

૬ નવો આચાર-નવો વિચાર : લે. શ્રી. હરભાઇ : દક્ષિણામુર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર, બાર આના.

એટલે જ એનું આલેખન પ્રભાવશાળી થયું છે.

શરૂઆતના ૪૩ પાનામાં લેખકે પોલાંડના ઇતિહાસની ભૂમિકા લખીને આખા ય દેશનો અને એની પ્રજાનો ખ્યાલ આપી દીધો છે. અને તે પછીથી, પિલસુદ્સ્કીની જીવનકથાનો પ્રારંભ થાય છે. પોલાંડનો ઇતિહાસ એજ પિલસુદ્સ્કીનું જીવનચરિત્ર છે એટલે આ જીવન ચરિત્ર પરથી પોલાંડનો ઇતિહાસ નજર સામે ખડો થઇ જાય છે.

આપણો હિંદ હજી ગુલામીમાં છે. એ ગુલામીમાંથી મુક્ત થવાના આપણા પ્રયાસો ચાલુ છે. એવે સમયે, ગુલામીમાંથી સ્વતંત્રતા પ્રાપ્ત કરનારી પ્રજાની લડતોના ઇતિહાસ આપણાં માટે પ્રેરણા આપનારા છે: અલબત્ત, એ દેશોની અને આપણી લડતની વ્યૂહરચનામાં ફેર હશે છતાં ગુલામીને ફગાવી દેવા માટે પ્રજામાં જે જાતનું નિશ્ચયબળ જોઇએ તે નિશ્ચયબળ તો સર્વ પ્રજાને એક સરખું જરૂરી છે અને એટલે અંશે આ સુંદર અને સુઘડ રીતે છપાયલું જીવન ચરિત્ર આપણા માટે માર્ગદર્શક અને પ્રેરણારૂપ થઈ પડશે.

જુદા જુદા પ્રસંગોએ, તેમજ શરીરને તંદુરસ્ત અને સુંદર રાખવા માટે શું શું આવશ્યક છે: તેમજ સભા સંમેલનમાં મિત્રોમાં તેમજ અન્ય સ્થળે એ કેવું વર્તન રાખવું એ યોગ્ય લેખાય તેની સાદી અને સરળ ભાષામાં સમજણ આપતી એક નાની પુસ્તિકા હિંદીમાં લખાયલી છે. તેનું ગુજરાતી ભાષાંતર 'મહિલા શિષ્ટાચાર'[૯] પ્રકટ થયું છે. એમાં ખાસ નવું કંઇ નથી છતાં ઘણા પ્રસંગોએ ઘણી વાતનો આપણને ખ્યાલ હોતો નથી એટલે સામાન્ય શિક્ષણ પામેલી બહેનો માટે એક માર્ગસૂચિ તરીકે આ પુસ્તિકા સારી છે.

બાલસાહિત્યમાં આજ દિન સુધીમાં પ્રકટ થએલાં પુસ્તકોમાં કદાચ, રૂપરંગમાં સૌથી પ્રથમ સ્થાન મેળવી જાય એવું પુસ્તક શ્રી. નાગરદાસ પટેલે પ્રકટ કર્યું છે. જાડા આર્ટકાર્ડ કાગળ ઉપર બેરંગી શાહીમાં મોટા બીબાંમાં છાપેલું આ પુસ્તક, એમાંની વાર્તાઓ કરતાં એના અત્યંત ચિત્તાકર્ષક સ્વરૂપને કારણે બાળકોને વધુ રુચિ જશે એમાં શંકા નથી આમ કહીને, એમાંની વાર્તાઓને હું ઉતારી પાડવા ઇચ્છતો નથી: છતાં, આ પુસ્તક 'હાથીનું નાક'[૧૦] વધારે રુચિકર થઇ પડશે તે તો તેના આકર્ષક રૂપરંગથી જ એમાં શંકા નથી. બાળવિનોદ માળાની સંખ્યાબંધ પુસ્તિકાઓ પછી, ભાઇ નાગરદાસે શરૂ કરેલી આ બાલ વિનોદ ગ્રંથાવલિનું આ પ્રથમ પુસ્તક, એના હવે પછીના પુસ્તકોનો ખ્યાલ આપી દે છે. શ્રી. જગમોહન મિસ્રીએ એમાંની વાર્તાઓને સચિત્ર કરી છે અને નલિની પ્રિન્ટરીનું મુદ્રણ પણ ધ્યાન ખેંચ્યા વિના રહેતું નથી. એમાંની વાર્તાઓ બાળકોને વારંવાર કહેવામાં મજા પડે એવી છે. કોઇક કોઇક જગાએ આપણને લાગી જાય કે ક્યાંક ક્લિષ્ટ શબ્દો વપરાઇ ગયા છે પણ રોજ રોજ વપરાતા એવા અનેક શબ્દો બાળકો સમજી શકતા હશે એમ માનવામાં કાંઇ ખોટું થતું નથી.

આ વખતના પાર્સલમાં આ પુસ્તકો ઉપરાંત બે ત્રણ સામયિકો પણ મોકલ્યાં છે. એમાં 'સુહિણી' નામની એક પત્રિકાના બે અંકો મોકલ્યા છે તને નામ નવું જ લાગશે. એ સિંધિ નામ છે. 'સુહિણી' એટલે રૂપવતી–ખૂબસુરત. કદાચ આ પત્રિકા એ નામે નીકળ્યા પછી, ગુજરાતી ભાષામાં એ શબ્દ પ્રચલિત થઇ જાય તો નવાઇ નહિ. કરાચીમાં ડીસેમ્બર માસમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું તેરમું સંમેલન મળનાર છે. એની પ્રચાર પત્રિકા તરીકે છ માસ માટે આ માસિક પત્રિકા ત્યાંની સ્થાનિક કારોબારી સભા તરફથી પ્રકટ થવા માંડી છે. આ પત્રિકામાંથી વાચવા જેવી રસિક તેમજ પ્રેરક સાહિત્ય સામગ્રી મળી રહે છે.

પુનાથી 'ચિત્રમય જગત' નામનું ગુજરાતી માસિક નીકળે છે. તે એના ખાસ અંકો

---

૯ મહિલા શિષ્ટાચાર : મૂળ લેખિકા : શાન્તાકુમારી અગ્રવાલ તથા કુમારી લીલાવતી કંવર. એમ. એ. અનુવાદક : હર્ષદ પટેલ, પ્રકાશક : ગુજરાતી સાહિત્ય સભા, મૂલ્ય, ૭ આના.

૧૦ હાથીનું નાક : સંપાદક : નાગરદાસ ઇ. પટેલ, પ્રકાશક : બાલવિનોદ કાર્યાલય: મલાડ, ( મુંબઇ ), સોલ એજન્ટસ ધી જનરલ બુક ડીપો, પ્રિન્સેસસ્ટ્રીટ, મુંબઇ કિંમત છાપી નથી.

માટે જાણીતું છે. એ મરાઠીમાં પણ નીકળે છે. અને મુખ્યત્વે મરાઠીમાં ખાસ અંક નીકળ્યા પછી અથવા સાથે સાથ, ગુજરાતીમાં પણ ખાસ અંક કાઢે છે. એનો જુન-જુલાઇનો સંયુક્ત અંક 'યુરોપ અંક' તરીકે પ્રકટ થયો છે. યુરોપના જુદા જુદા દેશો અને તેનાં રાજકારણ તેમજ પ્રજાજીવનને લગતા વિચાર ભરપૂર લેખો અને ચિત્રો એ અંકની વાચનીય સામગ્રી પૂરી પાડે છે.

યુરોપ અમેરિકામાં આજે એટલાં બધાં સામયિકો નીકળવા માંડયાં છે અને તે બધામાં એવી નવી નવી અનેક બાબતો પ્રકટ થાય છે કે તે વાંચીને પચાવવાનું બધા માટે મુશ્કેલ જ હોય. અને ઘણાંનાં તો નામ પણ ભાગ્યે જ સાંભળવામાં આવે છે છતાં તે ઉપયોગી સામગ્રીઓ આપે છે. આનું પરિણામ એ આવ્યું છે કે જુદા જુદા વિષયો પર જુદાં જુદાં સામયિકોનાં છપાયલાં સાહિત્યમાંથી તારણ કે અવતરણ કરીને અલાહેદાં સામયિકો પ્રકટ થવા લાગ્યાં છે. 'મેગેઝીન ડાયજેસ્ટ' 'વુમન ડાઇજેસ્ટ' એવાં એવાં નામે આજે ઘણાં સામયિકો પ્રકટ થાય છે અને તે વાચવા યોગ્ય લેખોનાં અવતરણો સંગ્રહી રહે છે. હિન્દમાં પ્રકટ થતાં સામયિકોમાંથી આવાં પ્રકારનાં તારણ થાય તો તે ઉપયોગી થઇ પડે એમ મને એ સામયિકો વાંચતાં લાગેલું. અને એ વિચાર હવે તો અમલમાં પણ મૂકાયો છે. મુંબઇથી શ્રી. વામન પી, કબડીના તંત્રીપદે 'Indian Readers' Digest' નામનું માસિક શરૂ થયું છે એના ત્રણ અંકો સાથે મોકલું છું. એમાં હિન્દમાંથી પ્રકટ થતાં જુદાં જુદાં સામયિકોમાંથી વિવિધ રસની વાનગીઓ તારવવામાં આવી છે. આ રીતે હિન્દના સામયિકોનું નવનીત જાણે એમાંથી મળી રહે છે. ઉપરાંત મહિનાના મહત્વના બનાવો, મહત્વનાં પુસ્તકો વગેરેને લગતી માહિતી પણ અપાય છે.

જ્ઞાતિ માસિક હોવા છતાં, અનેકવાર વિચારશીલ અને પ્રેરક સાહિત્યકૃતિઓથી ભરપૂર નીકળતું 'ખડાયતા મિત્ર' એના શ્રાવણના જન્માષ્ટમી અંકમાં કેટલીક રસિક વાચન સામગ્રી આપે છે. એના કવિ લેખક તંત્રી શ્રી. કેશવ હ. શેઠની કૃષ્ણ સંબંધી નવી જ દૃષ્ટિ એમાંથી જણાશે. કવિશ્રી ન્હાનાલાલ, કવિશ્રી ખબરદાર, સ્વ. છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર, અને શ્રી. કેશવ હ. શેઠની સાહિત્ય કૃતિઓ અન્ય જ્ઞાતિજનોને પણ રસિક વાચન પૂરું પાડે એવી છે.

તા ૨૨-૮-૩૭

---

સ્વીકાર : (૧) શ્રી. ચીમનાબાઇ ઉદ્યોગાલય, વડોદરા, ૧૯૩૬ ની સાલનું નિવેદન. સંસ્થાનાં બાવીસમાં વર્ષનો અહેવાલ એની પ્રગતિ સૂચવે છે. (૨) પ્રજામંડળ: જેઠ: અષાઢ: શ્રાવણ, તંત્રી: પ્રાણલાલ ઠા મુનશી, વડોદરા; (૩) ગ્રામસેવા: જુલાઇ: ઓગસ્ટ: તંત્રી સોમાલાલ છ. મહેતા, કરોલ. (૪) કમર: જુલાઇ: તંત્રી: મુહમ્મદ ઉસ્માન, સોદાગરવાળા, સુરત. (૫) સમાજશિક્ષક: જુલાઇ: તંત્રી: ભીમભાઇ નારણજી નાયક સુરત. (૬) પ્રાચીન ગુજરાતી વિદ્યાલય, ૧૯૯૨ ના ચૈત્ર વદ ૮ થી ૧૯૯૩ ના વૈશાખ ૦)) સુધીનો હેવાલ: (૭) પ્રાચીન ગુજરાતી પુસ્તકાલયનો નવમો વાર્ષિક રિપોર્ટ; (૮) વિધવાવિલાપ: જુલાઇ: ઓગસ્ટ તંત્રી એસ. એસ. શિર્કે વડોદરા. (૯) બાલવાચન: જુલાઇ: તંત્રી વલ્લભજી સુંદરજી કવિ, રાજકોટ. (૧૦) આહુતિ: જેઠ: તંત્રી ધનેશ્વર માધવજી દવે, કરાંચી, (૧૧) વ્યાયામ, ઓગસ્ટ: તંત્રી: પ્રો. ના. વિદ્વાંસ, વડોદરા, (૧૨) ગ્રામ્યબંધુ: જુન જુલાઇ ઓગસ્ટ. સંપાદક: પ્રીતમલાલ મહેતા, સુરત (૧૩) મોઢેન્દુ: જુલાઇ, તંત્રી વૈદ્ય વિશ્વનાથ મોકારામ દવે, અમદાવાદ, (૧૪) મહાકાળ ચૈત્ર, તંત્રી નગીનદાસ પુ. સંઘવી, અમદાવાદ, (૧૫) શ્રી સયાજી વૈભવ પુસ્તકાલય નવસારીનો વાર્ષિક રિપોર્ટ, (૧૬) શ્રી જૈનવીરાલ ઓશવાળ કલબનો એકવીસમા વર્ષનો અહેવાલ.

જેને નવા કહી નિંદે છે તે ખરૂં જોતાં જુના લગ્નરિવાજો છે અને પ્રાચીન એટલું બધું સારૂં એમ માનનાર વર્ગે કાંઇ નહિ તો એ જુના છે એટલા ખાતર એને માન્ય કરવા જોઇએ.

આપણાં લગ્નમાં સૌથી નિંદ્ય વસ્તુ તે વર-કન્યાની અતિશય નાની ઉમર છે. દુનિયાના કોઇ દેશમાં એટલી નાની ઉમરે લગ્ન થતાં નથી. આ રિવાજનાં મૂળ એવાં ઊંડાં ઘાલીને બેઠાં છે કે તે શારદા કાયદા જેવા ઢીલા પોચા કાયદાથી નીકળવાનાં નથી. સગીર ઉમરનાં બાળકોનાં લગ્નને ગેરકાયદેસર ઠરાવનારો કાયદો પસાર થશે ત્યારે જ એનો અંત આવશે. ડરપોક હિંદુ માનસ માથા પર કાયદાની તરવાર લટકતી જુએ ત્યારે ગમે તેવા 'ધર્મ' માનેલા રિવાજને પણ વિદાયગીરી આપી દે છે. સગીર ઉમરનાં બાળકોને કોઇ પણ પ્રકારની ગંભીર જવાબદારી માટે કાયદા પ્રમાણે લાયક ગણવામાં આવતાં નથી, તો લગ્ન જેવી સૌથી ગંભીર જવાબદારી માટે નાલાયક જ ગણવાં જોઇએ. આવો કાયદો પસાર થાય તો એકદમ એક મોટા પ્રશ્નનું નિરાકરણ થઇ જાય અને સાથે સાથે બીજા અનેક પ્રશ્નો ઉકલી જાય. બાળલગ્નને પરિણામે થતી તંદુરસ્તીની હાનિ, કેળવણીમાં અવરોધ, બાલવિધવાનાં દુઃખ એ બધા પ્રશ્નોનું સામટું નિરાકરણ થઇ જાય.

કન્યાને મોટી કરી ઉંચી કેળવણી આપનાર માબાપ પણ લગ્નના વિષયમાં તેને સ્વતંત્રતા આપતાં નથી એવા અનેક દાખલા જડે છે. માબાપની પસંદગીની તરફેણમાં સામાન્ય રીતે એમ કહેવામાં આવે છે કે તેઓ દુનિયાના અનુભવી હોવાથી તેમની પસંદગી જ શ્રેષ્ઠ હોય, યુવાન સ્ત્રી પુરુષો તો મોહમાં અંજાઇ જઇ અયોગ્ય સંબંધો બાંધી દે. પણ માબાપમાં કેટલાં પોતાનું ડહાપણ વર કન્યાની પસંદગીમાં વાપરે છે? પૈસાના કે કુળના મોહમાં માબાપ અંજાઇ જાય એવું જ ઘણે ભાગે જોવામાં આવે છે. પોતાનો સ્વાર્થ સાધવા દેવું પતાવવા કે નોકરી મેળવવા જેવા નીચ હેતુથી—પણ કન્યાને માબાપ અયોગ્ય વૃદ્ધ વરને પરણાવે એવા પણ કેટલાએ દાખલા જડે છે. બેનપણીને આપેલા વચન ખાતર કે પોતાને માટે ઘરેણાંની લાલચે પુત્રને માટે અણગમતી કન્યા આણી તેનો ભવ બગાડતી માતાઓ હોય છે. વળી નાનપણમાંથી કરી મુકેલી સગાઇ મોટી ઉમરે જરૂર હોય તો પણ માબાપ પ્રતિષ્ઠા જવાના ભયથી તોડતાં નથી અને 'એ તો ઠેકાણે આવી જશે' એવો સંતોષ માની લગ્ન કરી દે છે. વળી માબાપ તો જ્ઞાતિ પેટાજ્ઞાતિનો જે સાંકડામાં સાંકડો વાડો હોય તેમાંથી જ પસંદગી કરે છે એટલે યોગ્ય પાત્ર મળવાની મુશ્કેલી વધે છે.

યુવાન સ્ત્રી પુરુષો મોહમાં અંજાઇ જઇ ક્ષણિક આવેશમાં લગ્ન જેવી ગંભીર જવાબદારી માથે લેશે તો દુઃખી થવા માટે પણ પોતે જ જવાબદાર રહેશે. માબાપને શાપ નહિ દે. દરેક માણસે પોતાના કૃત્યનાં ફળ ભોગવવા તૈયાર રહેવું જ જોઇએ. પણ માબાપની કે તેમનાં માબાપની ભૂલ માટે સ્ત્રી-પુરુષો જીંદગીભર દુઃખી રહે એ યોગ્ય નથી જ. વળી મનમાને કરેલાં લગ્નમાં પસ્તાવાનો પ્રસંગ આવે એવા દાખલા પણ આપણી જ આસપાસ કેટલાએ નજરે પડે છે.

લગ્નની ભાવના વિશાળ કરવામાં સૌથી મોટો અંતરાય જ્ઞાતિબંધનનો નડે છે. ગુજરાતમાં જ્ઞાતિઓમાં જેટલા પેટા વિભાગ—તેમાં પાછાં તડ, ગોળ છે તેવા બીજા કોઇ પ્રાંતમાં નથી. આ સંકુચિત વ્યવસ્થાને લીધે પસંદગીનું ક્ષેત્ર અતિશય નાનું બની જાય છે, અને તેથી માબાપની ઇચ્છા હોય તો પણ સારૂં પાત્ર મળી શકતું નથી. એટલે જેવું મળે તેવું ચલાવી લઇ તેનાથી સંતોષ માનવો પડે છે અને નસીબને દોષ દઇ સંસારનું ગાડું ચલાવવું પડે છે.

આંતરજ્ઞાતીય લગ્નની વિરુદ્ધ એમ કહેવામાં આવે છે કે જુદી જુદી જ્ઞાતિઓના સંસ્કાર અને રીતરિવાજ જુદા હોવાથી કન્યા મુંઝાઇ જાય છે અને તેથી દુઃખી થાય છે. પણ આ તદ્દન લુલી દલીલ છે. ગુજરાત જેવા નાના પ્રાંતમાં સંસ્કારની ભિન્નતા થોડી હોય છે અને વધતી જતી કેળવણી સાથે તે ભુંસાતી જાય છે. વળી એકની એક જ્ઞાતિમાં દૂર દેશાવર કાશી કે મથુરા સુધી પણ કન્યા આપી શકાય છે અને તે વખતે સંસ્કારની ભિન્નતાનો અંતરાય નડતો નથી! પરદેશમાં લગ્ન કરવાનું હોય એટલે હિંદુનું પારસી કે મુસલમાન સાથે ત્યાં જ સંસ્કાર કે રીતરિવાજના પ્રશ્ન વિષે વિચાર કરવાનો રહે છે. બાકી જુદી જુદી જ્ઞાતિ

કે પેટા જ્ઞાતિમાં કાંઇ એટલું બધું અંતર હોતું નથી. અને જે અંતર હોય તેને કેળવણીથી અને લગ્નસંબંધથી દૂર કરવાનું છે.

જ્ઞાતિ બંધનનો અંતરાય લગ્નમાંથી દૂર થશે ત્યારે જ આપવા લેવાના રિવાજ બંધ થશે. બાકી ઉપદેશોથી, કેળવણીથી કે જ્ઞાતિની પરિષદો ભરવાથી કદિ પણ દૂર થઇ શકવાના નથી. ભણેલા ગણેલા માણસો પણ જ્ઞાતિરિવાજ પ્રમાણે પૈસા લે છે, અને નાનામાં નાની છૂટ પણ મુકતા નથી. વરવિક્રય કરનાર જ્ઞાતિઓમાં તો જેમ વર વધારે ભણેલો તેમ તેની કીંમત વધારે, અને ઘણી ખરી વખત કેળવણીમાં થયેલું ખરચ-હજારો રૂપીયાનું-કન્યાના બાપ પાસેથી લેવામાં આવે છે. જ્ઞાતિની પરિષદો તો ઠરાવો કરી બેસી રહે છે. ઠરાવોનું પાલન કરવાનો કે કરાવવાનો કોઇનો ઇરાદો હોતો જ નથી, એટલે ભંગ કરનાર માટે શિક્ષા કયાંથી હોય ?

વળી જ્ઞાતિની બહાર લગ્ન થવાથી ઝીણી ઝીણી રૂઢિઓના પાલનમાં વખત, શક્તિ અને પૈસાનો વ્યય થાય છે તે બંધ થશે. કારણ કે જ્ઞાતિ બહારનું લગ્ન હોવાથી જ્ઞાતિજનો કે કુળગોર લગ્નમાં ભાગ લેશે નહિ અને એમની બ્હીકે પાળવામાં આવતો લોકાચાર પાળવાની જરૂર નહિ રહે.

મોટી ઉમરે વરકન્યાની પસંદગીથી લગ્ન થાય એટલે ભાઓ "લહાવો" લેવા માટે અને બ્રાહ્મણો પોતાનું તરભાણું ભરવા માટે લગ્નની ઉતાવળ કરે છે તે બની શકશે નહિ. એટલે લગ્ન હાલ જે રમકડાં રૂપ બની રહ્યુ છે તેને બદલે એને સાચું જવાબદારીમયું સ્વરૂપ મળશે.

લગ્નને અંગે નીકળતા બે પ્રશ્નો—છુટાછેડાનો પ્રશ્ન અને વિધવાનો પ્રશ્ન, એ બે વિષે હવે વિચાર કરીશું. છુટાછેડાનો પ્રશ્ન તો દરેક કોમમાં અને દરેક દેશમાં હોય છે, પરંતુ વિધવાનો પ્રશ્ન તો માત્ર હિંદુઓમાં જ હોય છે.

પ્રાચીનતાના પૂજકોની જાણ માટે કહેવું જોઇએ કે, નારદ સ્મૃતિમાં સ્પષ્ટ કહ્યુ છે કે પતિ ખોવાઇ ગયો હોય, મરણ પામ્યો હોય, સન્યાસી થઇ ગયો હોય, પુરૂષત્વહીન હોય તો સ્ત્રી બીજો પતિ કરી શકે. કૌટિલ્ય અર્થશાસ્ત્ર એથી પણ આગળ વધી કહે છે કે પતિપત્નીને એક બીજા તરફથી ભયની શંકા હોય અથવા અણબનાવ હોય તો છુટાછેડા થઇ શકે અને છુટાછેડા માટે એ " મોક્ષ " શબ્દ વાપરે છે હિંદુ ધર્મના ઉંચામાં ઉંચા લક્ષ્ય માટે જે શબ્દ વપરાય તેજ 'મોક્ષ' એ છુટાછેડા માટે વાપરે છે ! અને છુટાછેડા થયા પછી મીલ્કત ઉપર કેવા પ્રકારના હક રહે તેનું ઝીણવટથી વર્ણન કરે છે. સ્ત્રી અને પુરૂષ બન્નેને છુટાછેડા માગવાનો અધિકાર એ વાપરે છે. સ્વભાવની અસમાનતા ઇંગ્લંડ જેવા આગળ પડતાં ગણાતા દેશમાં વીસમીસદીમાં પણ છુટાછેડા માટે યોગ્ય કારણ ગણાતું નથી પણ કૌટિલ્યે તે યોગ્ય ગણ્યું છે.

સામાન્ય રીતે એમ કહેવામાં આવે છે કે હિંદુ લગ્ન એ ધાર્મિક બંધન હોવાથી તે કદિ પણ તુટી શકે નહિ. શા માટે માત્ર હિંદુ લગ્ન જ ધાર્મિક બંધન કહેવાય અને બીજાં લગ્નો ન કહી શકાય તે સમજાતું નથી. પોતપોતાના ધર્મ-વિધિ અનુસાર અને ધર્મગુરૂની હાજરીમાં તો ખ્રિસ્તી, પારસી, મુસલમાન, યાહુદી બધાં જ લગ્ન થાય છે. હિંદુ લગ્ન કંઇ અપવાદરૂપ નથી. લગ્ન તુટી શકતું નથી માટે ધાર્મિક બંધન છે એમ પણ કોઇ કહે છે, પણ એમ તો કાયદા પ્રમાણે કરેલા ઘણાએ કરાર-દાખલા તરીકે મીલ્કત વેચાતી આપ્યાનો કે ૯૯ વર્ષને પટે જમીન ભાડે આપ્યાનો-પણ તોડી શકાતાં નથી. તો એ બધાં પણ ધાર્મિક બંધન ? વળી લગ્ન ધાર્મિક બંધન છે માટે તુટે નહિ અને તુટી શકતું નથી માટે ધાર્મિક બંધન એમ કહેવું એ દલીલ કરવાની અશક્તિ બતાવે છે અથવા દલીલ છેજ નહિ એમ સાબિત કરે છે.

લગ્ન વખતે આપણા દેશમાં બાળકોની ઉમર એટલી હસવા જેવી નાની હોય છે કે તેઓ કોઇ પણ પ્રકારની જવાબદારી માટે લાયક હોતાં નથી. તો લગ્નના જેવી ગંભીર જવાબદારી માટે તો કયાંથી જ લાયક હોય ? એટલી નાની ઉમરમાં વર કન્યાની કોઇ પણ જાતની લાયકાત જણાયા સિવાય મરણ પર્યંતનું બંધન વડીલો બાંધી દે છે અને એ બંધન તુટી શકતું નથી એટલું જ-બાકી એમાં બંધાયલાં દરેક જોડાં સુખી જ હોય છે એમ તો કોણ કહી શકે ?

વળી એકતરફી છુટાછેડા આપણા સમાજમાં છે જ. પુરૂષ ધારે ત્યારે સ્ત્રીને કાઢી મૂકી શકે છે. સ્ત્રીમાં હિંમત હોય અને તેને કોઇની મદદ હોય તો ભરણપોષણ માટે ફરિયાદ માંડે અને એક નાની પાંચ દશ રૂપિયાની માસિક રકમ પતિ પાસે મેળવી શકે છે. ત્યાર પછી એને પતિ સાથે કશો સંબંધ રહેતો નથી અને એ વિધવા જેવું જ જીવન ગાળે છે.

છુટાછેડાનો કાયદો વ્યક્તિઓને રાહત આપતો હશે પણ સમાજ ઉપર એની બહુ ખરાબ અસર થાય છે એમ કહેવામાં આવે છે. ખરી હકીકત એ છે કે કોઇ પતિ પત્ની જુદાં પડે તેની ખરાબ અસર થતી નથી પણ છુટાછેડાને જે ફજેતીનું સ્વરૂપ મળ્યું છે તેથી જ ખરાબ અસર થાય છે. છુટાછેડાનો કેસ કોર્ટમાં ચાલે, લોકો ટોળેટોળાં સાંભળવા જાય, વર્તમાન પત્રોમાં તેનાં રસભર્યાં વર્ણનો આવે અને સમાજ તે હોંશે હોંશે વાંચે એજ નિંદનીય છે, અને એની જ ખરાબ અસર થાય છે. આને માટે એકજ ઉપાય છે કે દરેક છુટાછેડાનો કેસ 'કેમેરા'માં એટલે બંધબારણે ચાલવો જોઇએ અને જાહેર પ્રજાને એની કશી વિગતો મળવી ન જોઇએ. ફજેતીથી ડરીને પશ્ચિમના દેશોમાં પણ ઘણી સ્ત્રીઓ છુટાછેડા માગતી નથી અને દુઃખી જીવન સહન કરી લે છે.

એમ પણ કહેવામાં આવે છે કે છુટાછેડાનો રિવાજ દાખલ થશે તો લોકો વગર વિચારે લગ્ન કરવા માંડી જશે, પણ હાલ રિવાજ નથી તેથી એકેએક લગ્ન બહુજ વિચારપૂર્વક થાય છે? સ્થિતિ એથી ઉલટી જ છે. લગ્ન એક વાર થયું તે કોઇ પ્રકારે તૂટી શકતું નથી, છતાં આગળ પાછળનો કશો જ વિચાર કર્યાં વગર માબાપ આંખો મીંચી બાળકોને લગ્નની વેદીમાં હોમી દે છે.

હાલ એવી વિચિત્ર પરિસ્થિતિ છે કે આપણા દેશમાં માબાપની ભૂલ માટે બાળકોને સહન કરવું પડે છે અને પશ્ચિમના દેશોમા પોતાની ભૂલ માટે પણ યુવક-યુવતીઓને સહન કરવું પડતું નથી–પ્રતિકૂળ સંયોગોમાં લગ્ન તૂટી શકે છે.

આપણા દેશમાં જે જ્ઞાતિઓમાં છુટાછેડાનો રિવાજ છે તેમનામાં પણ તે બહુજ ખરાબ રૂપમાં છે. સ્ત્રી છુટાછેડાની માંગણી કરી શકતી નથી. પુરૂષ ધારે ત્યારે છુટાછેડા આપી શકે છે. પોતે બીજી સ્ત્રી પરણ્યો હોય, પહેલીને રાખવા તે ખુશી ન હોય, કોઇ દિવસ તેનું મ્હોડું પણ ન જોયું હોય છતાં એને છેડાછુટકો ન આપે તો સ્ત્રી કશું કરી શકતી નથી. કાયદાની નહિં પણ જ્ઞાતિના આગેવાનોની હકુમત ચાલતી હોવાથી ખુશામત, લાગવગ, ખટપટ એ બધાનો ઉપયોગ કરી પુરૂષ નિર્દોષ સ્ત્રીને પણ છુટાછેડા આપી શકે છે.

અનીતિ, ક્રુર વર્તન, ત્યાગ, અસાધ્ય દિવાનાપણું અને સ્વભાવની અસમાનતા એ કારણોસર સ્ત્રી અને પુરૂષ બન્ને છુટાછેડાની માગણી કરી શકે એવો નવો કાયદો હોવો જોઇએ પણ છુટાછેડાનો કાયદો થવો જોઇએ એમ કહેવાથી પ્રશ્ન ઉકલી જતો નથી. પતિથી છુટી પડેલી સ્ત્રીનું શું થાય? સમાજ કે એનાં સગાંવ્હાલાં પણ એને રાખવા તત્પર થશે? અત્યારનું આપણા લોકોનું માનસ જોતાં તો કોઇ એને સ્વીકારવા કે ફરી પરણવા તૈયાર નહિ થાય. વળી જેને બાળકો હોય તેનો પ્રશ્ન વધારે વિકટ છે પતિનું વર્તન અસહ્ય હોય છતાં બાળકોના હિત ખાતર ચલાવી લેવું પડે એવા પણ સંયોગો આવે. પતિપત્નીને એકબીજા સાથે બીલકુલ ન બનતું હોય છતાં બન્નેને બાળકો પર બહુ જ પ્રેમ હોય, એમ બને. આવે વખતે ખરી મુશ્કેલી આવે. પણ તેનું નિરાકરણ તો દરેક વ્યક્તિગત દાખલામાં જુદું જુદું જ થઇ શકે, સંયોગો પ્રમાણે તેમાં વ્યવસ્થા કરવી પડે.

છુટાછેડાનો કાયદો થવાથી અસંખ્ય સ્ત્રી-પુરૂષો એનો લાભ લેવા દોડી જશે એમ માનવું ભૂલભરેલું છે. હજારો વર્ષોથી ઘડાયલા હિંદુ માનસને નવો રિવાજ મંજુર કરતાં બહુ વખત લાગશે. સો બસો વર્ષે આપણે ત્યાં યુરોપ-અમેરિકા જેવી સ્થિતિ થઇ જશે માટે છુટાછેડાનો કાયદો કરવો જ નહિં એમ ઘણા કહે છે, પણ એ વખતની પ્રજા જરૂર પડે કાયદામાં ફેરફાર કરશે. આપણે ભવિષ્યની એટલી બધી ચિંતા રાખવાની જરૂર નથી. કાયદો રાહત આપતો થાય અને હાલ તો થોડા દાખલામાં પણ મદદરૂપ બને તો બસ છે.

છુટાછેડાનો પ્રશ્ન તો દુનિયાના બધા જ દેશોમાં છે. પણ વિધવાનો પ્રશ્ન તો માત્ર આપણા જ દેશમાં છે. હિંદુઓ એ એક જ પ્રજા છે કે જેમાં

વિધવાને ફરી પરણવાની મનાઇ છે અને એને સામાન્ય જનસમૂહથી જુદી-એક પશુ જેવી ગણવામાં આવે છે. એક વરસથી માંડીને પંદર વરસ સુધીની લાખો વિધવાઓ હોય એવો આ આપણો " સર્વોત્કૃષ્ટ આર્ય દેશ " જ છે. માબાપની ભૂલ લગ્નનો લ્હાવો લેવાની મુર્ખ આકાંક્ષાને લીધે એ સ્ત્રીઓ ભિખારી જીવન પર અસહ્ય ત્રાસ વેઠે છે.

વિધવાની સ્થિતિ અતિશય ખરાબ હોવાનાં કારણો ઘણાં છે. પ્રથમ તો આપણા દેશમાં પુરૂષોએ પોતાના અસ્તિત્વનું મહત્વ અત્યંત મનાવ્યું છે તેથી પતિના મરણ સાથે સ્ત્રીનું જીવન સમાપ્ત થયું ગણાય છે. ઘણા દાખલામાં, ખાસ કરીને જુવાન પુરૂષ મરણ પામે ત્યારે તેની સ્ત્રીનાં પગલાંને લીધે જ એમ થયું એમ ગણાય છે અને એ પતિની હત્યારી ગણાઇ હડધૂત થાય છે. વિધવાનો વેશ ઉતરાવવાનો રિવાજ એ સ્ત્રીનું હડહડતું અપમાન છે. કોઇ શાળા કે સંસ્થામાં દાખલ થવા માટે વેશ ઉતરાવવાનો હોય તો આપણને કેટલું અપમાન લાગે ? આપણે એ સંસ્થાને ઠોકરે મારીએ, તો ભિખારી વિધવાનું પતિના મરણ જેવા દુઃખદાયક અકસ્માત માટે એવું અપમાન કરવું એ અતિશય નીચતા છે.

વિધવાની સ્થિતિ સુધારવા માટે અનેક ઉપાયો સૂચવવામાં આવે છે. જ્ઞાતિઓની પરિષદો એ બાબત ઠરાવો કરે છે. પણ તેમાં કાંઇ માલ જેવું હોતું નથી. " વિધવાઓની સ્થિતિ સુધારવા પગલાં લેવા પરિષદ ભલામણ કરે છે. " એવી મતલબના કોઇ પણ વ્યવહારૂ સૂચના સિવાયના ઠરાવોથી કોઇ જાતની પ્રગતિ થતી નથી. વિધુરનાં લગ્ન તરફ તિરસ્કારથી જોવાના ઠરાવો પણ કેટલીક વખત થાય છે, તેથી પણ વિધવાને કંઇ લાભ થતો નથી.

સુખી જીવન ગાળતાં સ્ત્રી-પુરૂષો વિધવાને સંયમના ઉપદેશો કરે છે અને ત્યાગનું મહત્વ તેના મન ઉપર ઠસાવવા યત્ન કરે છે. આપણે પેટ ભરીને ખાંઇએ ને ભૂખે મરતાને ઉપવાસના ફાયદા સમજાવીએ તેવું જ આ છે ! વિધવાએ ત્યાગવૃત્તિ કેળવવી જોઇએ એમ કહેવાનો કોઇ વ્યક્તિને કે સમાજને અધિકાર નથી. વળી રિવાજને ખાતર સમાજની બીકથી કરેલો ત્યાગ તે દંભ માત્ર છે. વિધવાનું શરીર ત્યાગનાં બાહ્ય ચિન્હો ધારણ કરે પણ તેનું મન તો સંસારી જ રહે છે. આપણા એક જુના કવિએ કહ્યું છે કે " ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના, કરીએ કોટિ ઉપાયજી " તે વચન સાચું છે. અંતરમાંથી સંસાર તરફ વૈરાગ્ય ઉત્પન્ન ન થયો હોય તો સંસારનાં સુખોનો ત્યાગ થઇ શકે જ નહિ. વળી સમજીને સ્વેચ્છાથી કરેલો ત્યાગ તે જ સ્વાર્પણ કહેવાય. જોર જુલમથી કરાવેલા ત્યાગનું મહત્વ શું છે ? કોઇ વસ્તુ રાજીખુશીથી આપવા ના પાડનાર માણસના હાથમાંથી તે ખેંચી લઇએ તે એણે દાન આપ્યું કહેવાય ?

આપણા પ્રાંતમાં વિધવાઓને ધાર્મિક જીવન ગાળતી કરવા માટે અખતરા થયા છે. પણ તેમાં કોઇ સફળ થયા નથી. કાગળ ઉપર અનેક મોટા આદર્શો દર્શાવતી સંસ્થાઓએ પચીસ ત્રીસ વર્ષના સંચાલન પછી એક પણ સેવિકા ઉભી કરી નથી એજ એ માર્ગની નિષ્ફળતા બતાવવા પુરતું છે. વળી ધાર્મિક જીવન કાંઇ પરાણ્યું પાળી શકાતું નથી; વૈરાગ્યની માફક એ તો સ્વયંભૂ વૃત્તિ છે.

બની શકે તો બીનકેળવાયેલી દ યણોને સ્વચ્છતાની તાલીમ આપવાની યોજના કરવી કે કરાવવી ઘરગથ્થુ દવા વિષે સામાન્ય માહિતીનો પ્રચાર કરવો

મતલબ કે સ્ત્રીઓને ઉપયોગી પ્રશ્નો હાથ ધરવા એક બે વ્યક્તિ આ કાર્ય કરી શકે નહિ. મંડળમાં સારી સંખ્યામાં સેવાભાવી બહેનોએ જોડાઇને વિભાગવાર કામ વહેંચી લઇને વ્યવસ્થિત પદ્ધતિથી કામ કરવાને તૈયાર થવાનું છે! ઘરકુટુંબ ઉપરાંતનું આ કામ દરેક સ્ત્રીએ કર્તવ્ય સમજીને નિયમસર હાથ ધરવાનુ છે. આ સંબંધી કોઇ માહિતિ જોઇતી હોય તો તે અમદાવાદની મધ્યસ્થ સંસ્થાને પૂછાવવાથી મળી શકશે.

[ 'જ્યોતિર્ધર'માંથી ]

## [ ૪ ] ગુજરાતી સાહિત્ય પરિષદ-૧૩મું સંમેલન

ગુજરાતી સાહિત્ય પરિષદનુ ૧૩મું સમેલન આવતા ડીસેમ્બરના છેલ્લા સપ્તાહમાં કરાંચી ખાતે ભરાનાર છે તેની કારોબારી સમિતિ તરફથી કલા પ્રદર્શન ભરવાની યોજના થઇ છે તેમજ નિબંધોની પણ માગણી થઇ છે.

કલાપ્રદર્શનને અંગે પ્રદર્શન સમિતિના મંત્રીઓ પત્રિકામાં જણાવે છે કેઃ

૧૩ મું સાહિત્ય સમેલન-કરાંચી ખાતે ડીસેમ્બર ૧૯૩૭ ના છેલ્લા સપ્તાહમા ભરાવાનું નક્કી થયું છે.

તે પ્રસંગે એક કળા પ્રદર્શન ભરવાનું અમારી સમિતિએ ઠરાવ્યું છે. આ જાહેર પત્ર દ્વારા અમે કલાકારો, સાહિત્યકારો, ચિત્રકારો, ફોટોગ્રાફરો તથા તે વિષયમાં રસ લેનાર સહુ કોઇને નીચે આપેલી યાદીમાંથી કોઇપણ વિષયને લગતા નમુનાઓ પ્રદર્શન સમિતિને વેળાસર મોકલી આપી અમારા કાર્યને સહકાર આપવા વિનંતી કરીએ છીએ.

### વિષય સૂચિ

૧. સિંધ ગુજરાત-મહાગુજરાતના- સામયિકો- માસિક પત્રો, પાક્ષિકો, ત્રિમાસિકો, સાપ્તાહિકો, દૈનિકો

૨ હસ્તલિખિત સામાયિકો, માસિકો વિગેરે.

૩. સિંધના ઐતિહાસિક સાધનો, પ્રાચીન હસ્તલિખિત પુસ્તકો.

૪. વિવિધ પ્રકારની ચિત્રકલા.

કાગળ કે પાદડા પરની રંગકળા, વસ્ત્રો પર રેશમના દોરાનું ભરતકામ, સુતરાઉ દોરાની ગુંથણકળા, તોરણ, ચાકળા, ચંદરવા, રંગોળી ફોટોગ્રાફી.

૫. પ્રાંત અને જાતિવાર વસ્ત્રો, પહેરવેશ.

૬. પ્રાચીન ઐતિહાસિક શસ્ત્રો.

૭ ધાતુ ઉપરનું કોતરકામ, અલંકારો, સોના રૂપાની જુદી જુદી ગૃહઉપયોગી વસ્તુઓ વિવિધ યોજનામાં ( Designs, )

૮. પ્રાચીન અર્વાચીન વાદ્યો.

૯. અર્વાચીન છાપકળા, શણગાર ચિત્રો, વિવિધ આકૃતિના અક્ષરો.

૧૦. ઘર શણગારની બીજી વસ્તુઓ.

૧૧. લેખકોના હસ્તાક્ષરો, તેઓના પત્રો નોંધ વિગેરે.

તા ક:-મોકલેલ નમુના બધી રીતે સુરક્ષિત રહેશે. અને તેના દરેક પ્રકારના સંરક્ષણ માટે સમિતિ જવાબદાર રહેશે.

### નિબંધોની માંગણી

નિબંધ સમિતિ તરફથી નીચે સૂચવેલા અથવા એ યાદી બહારના કોઇ પણ વિષય પર નિબંધ લખીને તા. ૧ લી નવેમ્બર સુધીમા મોકલી આપવાની વિનતિ કરવામાં આવી છે. નિબંધો માટેની વિષય સૂચિ નીચે મુજબ છે.

### વિષય સૂચિ

क શુદ્ધ ભાષાશાસ્ત્ર

૧ ભાષાની ઉત્પત્તિ અને વિકાસ

૨ ગુજરાતી ભાષાનો ઇતિહાસ.

૩ ગુજરાતી ભાષાની આધુનિક પરિસ્થિતિ.

૪ પ્રજા અગર પ્રાંતવાર ભાષા સાહિત્ય, જેવા કે ચારણ, કાઠી, મેર, આહીર, રબારી, હાતી, મૈયાં, વાઘેર, મિયાણા, મીર, ભીલ, ઠાકરડા વગેરે

૫ રાષ્ટ્ર ભાષા.

૬ વિદ્યાપીઠો અને ગુજરાતી ભાષા.

ख સાહિત્ય

૧ સાહિત્ય એટલે શું ?

૨ સાહિત્યના વિભાગો: પ્રત્યેકના ગુણાવગુણથી મીમાંસા.

૩ કાવ્યશાસ્ત્ર ( જૂનું અને નવું ).

૪ રંગભૂમિ.

૫ ગદ્ય સાહિત્ય

૬ ગુજરાતમાં ગદ્યનો પ્રારંભ અને વિકાસ.

૭ વિવેચન.

૮ નવલકથા અને નવલિકા.

૯ પત્રકારિત્વ.

૧૦ મૂકપટો અને બોલપટો.

૧૧ પરભાષાના સાહિત્યની ગુજરાતી સાહિત્ય પર અસર.

૧૨ ગુજરાતી સાહિત્યની પરભાષાના સાહિત્ય પર અસર.

૧૩ બાલ સાહિત્ય.

૧૪ શિક્ષણ સાહિત્ય.

૧૫ જૈનોનું વિશિષ્ટ સાહિત્ય અને તત્વજ્ઞાન તેની સાહિત્ય પર અસર.

૧૬ હાસ્ય સાહિત્ય, વિનોદ, મર્મ, કટાક્ષ.

૧૭ પ્રગતિવાદી સાહિત્યના સ્વરૂપની મીમાંસા.

ग કલા

૧ મહાગુજરાતની સંગીત અને નૃત્યકળા.

૨ ભરતગુંથણ.

૩ ચિત્ર, રંગોળી, શિલ્પ અને સ્થાપત્ય.

૪ અભિનય.

૫ મુદ્ર કલા.

૬ મુદ્રણ કલા.

૭ કલા વિવેચન.

घ સમાજશાસ્ત્ર

૧ સમાજશાસ્ત્ર અને સમાજનો વિકાસ ઇતિહાસ.

૨ સમૂહજીવનનું ભાવિ.

૩ સમાજ પર નવયુગની અસર.

૪ પ્રચલિત ધાર્મિક સંપ્રદાયોની સમાજ પર અસર

च જીવનચરિત્ર

૧ મહાગુજરાત અને સીંધના સંત, સાધુ, પીર, ફકીરોનું અપ્રસિદ્ધ જીવન.

૪ સંગીતાચાર્યોનું જીવન.

૩ મહાગુજરાતના લેખકોનું અપ્રસિદ્ધ જીવન, પત્રો, નોંધ વગેરે.

छ ઇતિહાસ-વિજ્ઞાન

૧ આપણી વીરજાતિઓનો ઇતિહાસ.

૨ ઇતિહાસની અપ્રસિદ્ધ સામગ્રી: નવીન સંશોધનો.

૩ ગુજરાતી સાહિત્યમાં વિજ્ઞાનનું સ્થાન.

૪ સાંપ્રત વિજ્ઞાન સાહિત્ય: વિવિધ શાસ્ત્રો.

૫ વિજ્ઞાન અને મનુષ્ય જીવન.

ज કાઠિયાવાડ કચ્છ અને સીંધનાં વિશિષ્ટ સાહિત્ય-કલા.

૧ લોકજીવન.

૨ કાઠિયાવાડ કચ્છ અને સીંધની શૌર્યકથાઓ.

૩ કંઠસ્થ સાહિત્ય વાર્તા, ગીતો.

૪ ગુજરાતી સાહિત્યમાં ચારણી સાહિત્યની અસર.

૫ કાઠિયાવાડ, કચ્છ અને સીંધનું સ્ત્રી જીવન.

૬ કાઠિયાવાડ, કચ્છ અને સીંધની ગૃહકલા.

૭ ઉત્સવો : જાહેરજીવન : સમારંભો : મેળા.

૮ રાસ : કથા : વાર્તા : નૃત્ય.

૯ ખેતી અને ખેડુત જીવન.

૧૦ કાઠિયાવાડ, કચ્છ અને સીંધનું સફરી જીવન : ખલાસી જીવન : તેનો ઉદ્યોગ : તેનો વિકાસ અને પરિસ્થિતિ.

૧૧ કાઠિયાવાડ, કચ્છ અને સીંધના સંતો, પીર ફકીરો : વિ. ની આખી સંસ્થા.

૧૨ કાઠિયાવાડ, કચ્છ અને સીંધની ભૌગોલિક પરિસ્થિતિ, રણ: નીર: સાગર: જંગલ.

૧૩ કાઠિયાવાડ, કચ્છ, ગુજરાત અને સીંધ-રજપૂતાનાનાં સાંસ્કૃતિક સમન્વયનું ઐતિહાસિક અવલોકન.

નિબંધો બનતા સુધી ટૂંકાણમાં અને મુદ્દાસર આપવા વિનંતી છે.




## સ્વદેશ

**શ્રીમતી હંસા મહેતા:** મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય શ્રીમતી હંસા મહેતાને મુંબઇના પ્રધાનમંડળમાં પાર્લામેન્ટરી મંત્રી નીમવામાં આવ્યાં છે. પાર્લામેન્ટરી મંત્રી તરીકે નીમાનારાં મુંબઇ ઇલાકામાં તેઓ એક માત્ર અને સર્વ પ્રથમ સ્ત્રી છે.

**શ્રીમતી લીલાવતી મુનશી:** મુંબઇ યુનિવર્સીટીની સેનેટમાં મુંબઇ લેજીસ્લેટીવ એસેમ્બલીના પાંચ પ્રતિનિધિઓ પૈકીના એક તરીકે સૌથી વધુ મતો મેળવીને ચુંટાયાં છે.

**કુમારી ઇન્દિરા નહેરૂ:** રાષ્ટ્રપતિ પંડિત જવાહરલાલનાં પુત્રી કુમારી ઇન્દિરા નેહરૂને ગળે કાકડાનું દર્દ હોઇ તેમના પર મુંબઇમાં ગયા માસમાં ડૉ. ડી. એ શાહે ઓપરેશન કર્યું હતું. તે પછી તેઓ પિતા સાથે લખનૌ થઇ અલાહાબાદ ગયાં છે.

**મુંબઇ યુનિ૰ની સ્નાતિકાઓ:** મુંબઇ યુનિવર્સીટીનો પદવીદાન સમારંભ ગઇ તા. ૧૭મી એ ગયો. તે પ્રસંગે ૧૬૯ જેટલી બહેનોએ પદવી મેળવી છે. એ પૈકી ૧૨૦ જેટલી બહેનો બી. એ થઇ છે. ૧૬ બહેનો બી. ટી., બની છે; ૬ બહેનો એમ. એ. બની છે; ૭ બી. એસસી, ૧ બીએસ સી. (ખેતીવાડી) અને ૧૯ એલએલ. બી. બની છે.

**શ્રીમતી સુશીલાબાઈ કાળે:** પેરીસ યુનિવર્સીટી ઓફ બ્યુટીનો ડીપ્લોમા મેળવનાર પહેલા હિંદી સ્ત્રી છે. વાળ રંગવાના મેડલીસ્ટ અને વાળનો કાયમને માટે સરસ મરોડ, સેથો ગુચ્છાં બનાવવાના કામ માટે તેમને પહેલું ઇનામ મળ્યું છે. તેઓ બેલ્જીયમ, હોલાન્ડ, ડેનમાર્ક, જર્મની, સ્વીટ્ઝર્લેંડ અને યુરોપના અન્ય દેશોની મુલાકાત લઇ તા. ૧૬મીએ હિંદ આવી પહોંચ્યાં છે. તેઓ વડોદરા સરકાર તરફથી આ અભ્યાસ માટે ગયાં હતાં.

**વડોદરા રાજ્યનો બાળલગ્નનિષેધક કાયદો** છેલ્લાં ત્રીસ વર્ષથી અમલમાં હોવા છતાં એ કાયદો બાળલગ્નને કાંઇ પણ અસર કરી શક્યો નથી. એવી ફરિયાદ નોંધાવવા માટે પાટીદાર મંડળનું એક પ્રતિનિધિમંડળ વડોદરા રાજ્યના મે. દીવાન સાહેબની મુલાકાતે ગયા ફેબ્રુઆરી માસમાં ગયું હતું. તે વખતે બાળલગ્નને લગતા કેટલાક દાખલાઓ રજુ કર્યા હતા. એવા દાખલાઓમાંથી એક દાખલાને ફરી તપાસવાનો હુકમ થતાં તેમજ કન્યાપક્ષને આ પ્રથમ માત્ર બબ્બે રૂપીયાનો નજીવો દંડ કરવામાં આવ્યો હતો તેને બદલે વર પક્ષ, કન્યા પક્ષ તેમજ ગોર મળીને રૂ. ૧૫૦) નો દંડ ફરીથી ભરી આપવા માટે વરિષ્ટ અદાલતે હુકમ કર્યો હતો.

**વડોદરામાં સ્ત્રીઓ માટે કોલેજ :** વડોદરા રાજ્યની ધારાસભાની બેઠકમાં સ્ત્રીઓ માટે સ્વતંત્ર કોલેજ કાઢવાના પ્રશ્ન ઉપર ઠીક ઠીક ચર્ચા ચાલી હતી. એને પરિણામે, એની યોજના સંબંધી વિચાર કરવા અને ત્રણ માસમાં નિવેડો કરવા વિદ્યાધિકારી શ્રી. ભાટે, રેવન્યુ કમીશ્નર મી. મુકરજી, વકીલ શ્રી. ગિરધરલાલ પરીખ, વકીલ શ્રી. મણિભાઇ દેસાઇ, શેઠ ફરામરોજ ડાભુ, શ્રીમતી સરલા મહેતા, મીસીસ મુકરજી અને મીસ નીડહામની સમિતિ નિમવામાં આવી છે.

**એક વિદુષી સન્નારી :** સતિ સીમંતિની, ધર્મ ગુપ્ત, રૂપરંગ, એ ત્રણ પુસ્તકોનાં કર્તા અને શ્રીમદ્ ભાગવતનું ગુજરાતી પદ્ય ભાષાંતર કરનાર વિદુષી સન્નારી ગં. સ્વ. હરીસુખગૌરી વામનરાવ મહેતા તા. ૩-૮-૩૭ ને રોજ દેવલાલી મુકામે સ્વર્ગવાસ પામ્યા છે. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો.

**પતિને જન્મ કેદ:** કચ્છ માંડવી મુકામે

પોતાની પત્નીનું ખૂન કરવા માટે ગિરફતાર થએલા કચ્છી લુહાણા કલ્યાણજી નારણજીને ભૂજની વરિષ્ઠ કોર્ટના વડા ન્યાયમૂર્તિએ જન્મટીપની સજા કરી છે.

**પુત્રીનું બલિદાન :** સતારા જીલ્લામાં કાંડ તાલુકાના નવુ જંગમ નામના ગામડીયાને સતારાના સેસન્સ જજે પોતાની છ વર્ષની પુત્રીને કૃષ્ણા નદીમાં ડુબાવી દેવને બલિદાન આપવા માટે દેહાંત દંડની સજા કરી છે.

મહારાણી અહલ્યાબાઇ હોલ્કરની પુણ્યતિથિ તા ૩ જી સપ્ટેમ્બરે ઉજવાશે. ઇન્દોરની અખિલ ભારત વર્ષીય અહલ્યોત્સવ સમિતિ તરફથી ગામડે ગામડે આ જયંતિ ઉજવવાની વિનતિ કરવામાં આવી છે.

સ્વ. કમળા નહેરૂના સ્મારક તરીકે અલાહાબાદમાં બંધાનારી હોસ્પીટલનું બાંધકામ હવે ટુંક સમયમાં શરૂ થનાર છે. સ્મારક ફંડમાં સવા લાખ રૂપીયા એકઠા થયા છે.

**પતિદેવ !** મીયાંપુરા ગામના રામ રાખા નામના પુરૂષને બેભાનઇને અગે કરકશાઇ જઇ પત્ની અને પુત્રીનું ખુન કરવાના આરોપસર ફાંસીની સજા થઇ.

**સ્ત્રી પર અત્યાચાર :** ચોરીનો એક કેસ પકડવા માટેએક સ્ત્રી પર સખત અત્યાચાર કરીને મૃત્યુ ઉપજાવવા માટે નડીઆદના સબ ઇન્સ્પેકટર મહમદ હબીબને પાંચ વર્ષની સખ્ત કેદ અને રૂ. ૨૦૦૦નો દંડ અથવા છ માસ વધુ કેદ અને ત્રણ પોલીસ કોન્સ્ટેબલોને સાત સાત વર્ષ સખ્ત કેદની સજા કરી છે.

**“ગુણસુન્દરી”એ ગયા વર્ષમાં શું આપ્યું ?**

+++++++

૧૫૮ ફોટો ચિત્રો
૨૯ વાર્તા–સ્હેજ નાટક
૫૯ સ્ત્રી ઉપયોગી લેખો
૬૫ રાસ કાવ્યો

ઉપરાંત સ્ત્રીજગતના સમાચાર અને ફૂલવેલીની વિચારણીય વિગતો વર્ષ દરમ્યાન વાર્તા અંક, દીવાળી અંક, મહિલા પરિષદ અંક અને બાળક અંક એ ચાર વિશિષ્ટ અંકો આપ્યા. કુલ હજાર જેટલા પૃષ્ઠોનું વાચન

હતી. તે દરમ્યાન ફરજીયાત પ્રાથમિક કેળવણી, સામાજીક અને કેળવણી વિષયક પ્રશ્નો પરત્વે પુસ્તિકાઓનું પ્રકાશન, અનૌરસ બાળક, સુવાવડ, શિશુ કલ્યાણ, સમાન ભાષા, ભીખારીઓનો પ્રશ્ન શાળાઓમાં દાકતરી નિરીક્ષણ, સ્ત્રીઓ અને બાળકોનો અનીતિ માટે ચાલતો વેપાર એ અગત્યના પ્રશ્નોની ચર્ચા કરવામાં આવી હતી. પરિષદ શરૂઆતથી જ જે સામાજીક અને શિક્ષણ વિષયક સુધારાઓ માટે મથન કરી રહી છે તે ધારાસભાઓમાં કાયદા દ્વારા લાવવામાં સહાય અને સહકાર મેળવવા માટે જુદા જુદા પ્રાંતોના વડા પ્રધાનો અને સ્ત્રી કાયદાકારોને સુપરત કરવા માટે એક સર્વગ્રાહી કાર્યક્રમ ઘડવામાં આવ્યો હતો. જેલોની સુધારણા, ગામડાંઓમાં પેદા થએલા માલનાં વેચાણ માટે વધારે સારી સગવડો, ખાણોમાં કામ કરતી સ્ત્રીઓની સ્થિતિ, બાળલગ્ન પ્રતિબંધક કાયદામાં સુધારો, આર્યસમાજ ખીલ સામે વિરોધ, વગેરેની વિગતવાર ચર્ચા કરવામાં આવી હતી.

હિન્દમાં સ્ત્રીઓની ચળવળનો ઇતિહાસ અને સ્ત્રીઓના નાગરિક તરીકેના અને રાજકીય અધિકારો સંબંધમાં બે અગત્યના અહેવાલો અખિલ ભારતીય મહિલા પરિષદની મતાધિકાર પેટા સમિતિના કન્વીનર શ્રીમતી રાણી લક્ષ્મીબાઇ રાજવડેએ પ્રકટ કર્યા છે તે ટુંક સમયમાં પ્રસિદ્ધ થશે.

**સ્ત્રીઓની માંગણીઓ :** અખિલ ભારતીય મહિલા પરિષદની કાયમી સમિતિની છ માસિક સભા કુન્નુરમાં તા. ૩૧ મી જુલાઇ, તા. ૧ લી અને ૨ જી ઓગસ્ટે એમ ત્રણ દિવસ સુધી મળી

**સ્ટવ-સગડીના ભોગ :** ( ૧ ) મુંબઇમાં, કુંભારી સ્ટ્રીટમાં મીઠુબાઇ હીરાચંદ નામની ૧૯ વર્ષની બાઇ નગ્ન પરથી સખ્ત દાઝવાથી મરેલી મળી આવી હતી. ( ૨ ) બાંદરામાં રહેતી મોસીસ રોઝ એડનીસ ડ્રેગો ઘરે સખ્ત દાઝીને મરણ પામી છે. ( ૩ ) અમદાવાદમાં કાળુપુર ટાવરની સામે રહેતી બાઇ મહારાણી રસોઇ બનાવતાં કપડાં



કુ૦ નલિની દલાલ, બી. એ.
અમદાવાદના આ બહેન વધુ
વિદ્યાભ્યાસ માટે વિલાયત ગયા છે.

હિન્દુ વિધવાઓનાં પુનર્લગ્નોમાં નડતી કાયદાને અંગેની સર્વ હરકતો દૂર કરતું એક બીન સરકારી બીલ ત્રાવણકોરની શ્રી ચિત્રા રાજ્ય સભાએ પસાર કર્યું છે. નીચલી સભાએ તો ક્યારનું આવું બીલ પસાર કર્યું હતું. હવે માત્ર ત્રાવણકોર નરેશની સંમતિ મળતાં એ બીલ કાયદાનું રૂપ પામશે. નીચલી ધારાસભામાં શ્રીમતી ટી. નારાયણી અમ્માએ આ બીલ દાખલ કર્યું હતું. ઉપલી સભામાં પ્રગતિવાદી પક્ષના નેતા શ્રી. કે કુંજકૃષ્ણ પિલ્લાઇએ રજુ કર્યું હતું. બ્રિટીશ હિન્દના કાયદાનાં જેવા જ ધોરણનું આ બીલ છે. પતિના મરણ પછી વૈધવ્ય જ પાળવું હોય એવી સ્ત્રી એમ ખુશીથી કરી શકે છે.

આપઘાત : ( ૧ ) મુંબાઇમાં લક્ષ્મીબાઇ શંકરશંકર નામની ત્રીસ વર્ષની યુવતીએ બે બાળકો મરણ પામવાને લીધે લાગેલા આઘાતને પરિણામે ગ્યાસલેટ રેડી કપડાં સળગાવી આપઘાત કર્યો. ( ૨ ) દિલગીરીને અંગે વારંવાર આંકડી આવ સળગી ઉઠવાથી દાઝી મરણ પામી, ( ૪ ) મુંબઇમાં મજગામ ખાતે રહેતી કમળાબાઇ બાબુલાલ નામની ૨૨ વર્ષની સ્ત્રી સગડી સળગાવતા ઘીસલેટ સાડી ઉપર પડવાથી દાઝી મરણ પામી.



કુ૦ મોહીની રેડ્ડી
હૈદ્રાબાદનાં આ બહેન ઉંચી નર્સીની પરીક્ષા પસાર કરીને વિલાયતથી પાછાં આવ્યાં છે.

ખાણોમાં કામ કરતી સ્ત્રી મજુરો : પહેલી ઓક્ટોબરથી કોલસાની ખાણોમાં કામ કરતી જે સ્ત્રી મજુરો કામ પરથી મુક્ત થશે તેઓને કામ પૂરું પાડવાના પ્રશ્ન પર અત્યારે મધ્યસ્થ સરકારનું ધ્યાન ખેંચાઇ રહ્યું છે શરૂઆતમાં એજ ધારવામાં આવતું હતું કે, તેઓને ચાકરો તરીકે ટોપલીઓ બનાવનારી તરીકે કામ આપીને સહાય કરી શકાશે પરંતુ કાયદા પ્રમાણે, જેઓ વંશ પરંપરાથી એ ધંધામાં હોય તેઓને જ આવી સહાય આપી શકાય એમ હોવાનું બિહાર સરકારને માલમ પડ્યું છે. તે વખતે તો પ્રાંતિક સરકારો દસ્તક મૂકવામાં આવેલા ફંડનો ઉપયોગ થઇ શકશે એમ પણ ધારવામાં આવ્યું હતું. હજી સુધી આ પ્રશ્ન પર કાંઇ નિર્ણય થયો નથી.

વાને પરિણામે જીવનથી કંટાળી જઇ કુ. મંજુલા વૈદ્ય નામની ત્રીસ વર્ષની કુમારિકાએ કુવામાં પડી આપઘાત કર્યો. ( ૩ ) પતિના મરણને અંગે લાગેલા આઘાતથી ગૌવરબાઇ મરીઇ ઇરાની નામની ૨૫ વર્ષની બાઇએ મુંબાઇમાં આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો હતો. તેને પકડી જામીન પર છોડવામાં આવી છે. ( ૪ ) મુંબઇમાં પાપામ્યા રાજુ નામની ગામદેવી પર રહેતી સ્ત્રીએ ઘાસલેટ છાંટી સારી સળગાવી આપઘાત કર્યો.

નજર. કેદી ઇન્દુમતીદેવી : જન્મટીપની સજા ભોગવી રહેલા શસ્ત્રભંડાર દરોડા કેસના આરોપી અનંતસીંહના બ્હેન ઇન્દુમતીદેવીને ઘરમાં નજરકેદ રહેવાની શરતોના કહેવાતા ભંગ માટે જેલ કસ્ટડીમાં લઇ જવામાં આવ્યાં છે. શરત એ હતી કે સત્તાવાળાઓની આગળથી પરવાનગી લીધા વીના એમણે ઘર છોડવું નહિ. એમ જણાય છે કે તાજેતરમાં તેઓ ઘરથી બહાર નીકળ્યાં હતાં, અને કોટવાલી અમલદારને મળ્યા હતાં. અમલદાર સમક્ષ એમણે પોતાની બીજે કોઇ સ્થળે બદલી કરવાની



કુ. સા. માર્થા ( કુર્ગ )
૨૨ મી ઇન્ટરનેશનલ મોન્ટેસોરી ડીપ્લોમા મેળવીને આ બહેન વિલાયતથી આવ્યાં છે. નીઝામ રાજ્યની શિક્ષણ સંસ્થામાં તેઓ નીમાયાં છે.



શ્રીમતી રાધાબાઇ સુબ્બારાયન
મદ્રાસના કેળવણી ખાતાના પ્રધાનનાં પત્ની અને જાણીતાં સ્ત્રી કાર્યકર યુરોપથી પાછાં ફર્યાં છે.

વિનંતિ કરી હતી. ખાસ કરીને એટલા માટે કે એમના પિતા પર એમના ઘરમાં બારથી ત્રીસ વર્ષ સુધીની ઉંમરના યુવાનોને આવવા નહિ દેવાનો હુકમ બજાવવામાં આવ્યો હતો.

પ્રકીર્ણ : ( ૧ ) મંગલી વાંસ્યા નામની ૧૯ વર્ષની બાળાનું અપહરણ કરવા માટે થાણાના સેસન્સ જજે અબ્દુલ રહમાન અતફલ્લાને પાંચ વર્ષની જેલની સજા કરી છે. ( ૨ ) મુંબઇ યુનિવર્સીટીનો પદવીદાન સમારંભ ગઇ તા. ૧૭ મીને રોજ થયો. તેમાં કુલ ૧૬૯ સ્ત્રીઓએ પદવીઓ લીધી ( ૩ ) શ્રીમતી મીરાંબહેન તબીયતની સુધારણા માટે ડૉ. હાડસી હવાફેર ગયાં હતાં તેઓ હવે તબીયત સુધરી જવાથી પાછાં વર્ધા સેગાંવ આવી પહોંચ્યાં છે.

શ્રી નવલકથાકારોને ઇનામ : અમેરી

સાહિત્યમાં ઉત્તમોત્તમ કલ્પનાત્મક કૃતિ માટેનું ધી ફ્રેમીનાવાય હુરેયુઝ પારિતોષિક અને તેના જ એક ભાગ સમું ફ્રેન્ચ પુસ્તક માટેનું ટીનેમાન પારિતોષિક આ વખતે સ્રીસાહિત્યકારોને ફાળે ગયાં છે આમાંનું પહેલું પારિતોષિક મીસ માર્ગરેટ લેનને ' ફેઇથ, હોપ એન્ડ નો ચેરીટી ' નામનાં પુસ્તક માટે મળ્યું છે. બીજું પારિતોષિક, મેડમ ઇસ્ચીરે, પેલીસીર ને ' જ્યુક્ષ ડી વીનેન્સ ' માટે મળ્યું છે. આ બે લેખિકાઓ પૈકી મીસ માર્ગરેટ લેન 'ગુણસુન્દરી'ના વાચકોને સુપરિચિત છે, ગયા-થોડાક માસ દરમ્યાન જ ' સ્રીઓ અને પત્રકારત્વ'વાળી રસિક લેખમાળાની લેખિકા તરીકે મીસ માર્ગરેટ લેન હજી ' ગુણસુન્દરી 'ના વાચકોને સુપરિચિત છે. આ બન્ને પારિતોષિકો આપવાનો સમારંભ ક્વીનસ્બેરી પ્લેસમાં ભરાયેલા ઇન્સ્ટીટ્યુટ ફ્રેન્કેઇ ખાતે થયો હતો. બ્રિટિશ કમીટીના પ્રમુખ મીસ કેટ ઓ થામન પ્રમુખસ્થાને બેઠા હતા સર વીલીયમ રોથેન્સ્ટીને બન્ને લેખિકાઓની કૃતિઓ પર વિવેચન કરતાં મીસ માર્ગરેટ લેને બતાવેલી પ્રશંસનીય પ્રતિભાનાં વખાણ કર્યાં હતાં. મીસ માર્ગરેટ લેન અને મેડમ પેલીસરે ઉત્તર આપતાં તરૂણ લેખકોની મુશ્કેલીઓનો ખ્યાલ આપ્યો હતો. મીસ લેને કહ્યું હતું, ઘણા ખરા તરૂણ લેખકોને તેઓનો જીવનનિર્વાહ બીજેથી શોધી લેવો પડે છે અને ફુરસદના સમયમાં જ તેઓ લખી શકે છે. આથી કાંઇક ગુંચવણ, અનિર્ણય અને નિરુત્સાહ મળે છે.



**મૃત માતાના બાળકનો જન્મ :** સગર્ભા માતાના મૃત્યુ પછી, લગભગ ૬૦ સેકંડે શસ્રપ્રયોગ કરીને બાળકને જન્મ અપાવવાનો સફળ પ્રયોગ તાજેતરમાં થયો છે. એ બાળક જન્મ પામ્યું તે વખતે તેને ૧૦૫ ડીગ્રી ટેમ્પરેચર હતું. માતાનું નામ મીસીસ મેરી ઓકાસીની હતું. તેને મેનીન્જાઇટીસ થઇ ગયો હતો અને લગભગ ૧૦૯ ડીગ્રી જેટલી ગરમી ચઢી ગઇ હતી, બાળકને શસ્રપ્રયોગ કરીને જન્માવવા માટે દાક્તરોએ ૨૪ કલાક સુધી માતાનાં મૃત્યુની રાહ જોવી પડી હતી માતાના મૃત્યુ પછી આઠ મીનીટ સુધીમાં બાળકને જીવતું જન્મ અપાવી શકાય એવી દાક્તરોની ગણતરી હતી. આથી દાક્તરોએ શસ્રપ્રયોગના સર્વ સાધનો બાજુના ઓરડામાં તૈયાર રાખ્યાં હતાં. અને માતાનું મરણ થતાંની સાથે જ તેના પર શસ્રપ્રયોગ કરીને બાળકને સાઠ સેકંડમાં જ જન્મ અપાવ્યો હતો. બાળકનું વજન ૩ રતલ હતું. જન્મતી વખતે તેને ૧૦૫ ડીગ્રીનો ટેમ્પરેચર હતો તે પછીને ૧૦૧ થઇ હતી, એટલે બાળક જીવશે એવી આશા બંધાઇ હતી. જો કે કેટલો વખત તે જીવી શકશે તે શંકાસ્પદ છે. ડૉ. કોરબીટે આ શસ્ર પ્રયોગ કર્યો હતો.

**ફિનલેંડની નાટ્યકાર :** હી'લા વુલી જોકી, ફિનલેંડની નાટ્યકાર, કવયિત્રી, રાજનીતિજ્ઞ, ભાષાશાસ્રી તરીકે જાણીતી છે. તેનો લખેલો નાટક ' વીમેન ઓફ પ્રોપર્ટી ' થોડાક સમયમાં લંડનના ક્વીન્સ થીએટરમાં ભજવાયો હતો. એ થીએટરમાં રજુ થનારો આ સૌથી પ્રથમ ફિનીશ નાટક છે. ૪૫ વર્ષની વયથી તેણે દર વર્ષે એક એક નાટક લખવા માંડ્યો છે. અત્યારે તેની વય ૫૧ વર્ષની છે.

**મીસીસ સુયડામ કદીંગને** લાસાની મુલાકાત લેવાનું આમંત્રણ મળ્યું છે. કોઇપણ ગોરી સ્ત્રીને આ ન્હેરાની મુલાકાત લેવાનું આમંત્રણ મળ્યું હોય તો તે મીસીસ સુયડામ કદીંગ જ છે.

**મીસીસ એન. ટેલર** અત્યારે ઇસ્ટ હામના મેયર તરીકે ચુંટાઇ છે. એ સ્થાનમાં તે સૌથી પ્રથમ સ્ત્રી મેયર છે. અત્યારે તેની વય પર વર્ષની છે. તેર વર્ષની વયે તેને શાળા છોડવી પડી હતી અને તે ઘરમાં નોકર બની હતી. જે કુટુંબોમાં તેણે નોકર તરીકે કામ કર્યું હતું તેજ કુટુંબોમાં રહીને તેણે વધારે શિક્ષણ મેળવ્યું હતું.

**વોશીંગ્ટનના લોકો માટે મતાધિકાર :** અમેરિકામાં એક માત્ર વોશીંગ્ટનના લોકો જ એવા છે કે જેમને મતાધિકાર નથી અને તેઓનો પ્રતિનિધિ નથી કોંગ્રેસમાં કે નથી સ્થાનિક સરકારમાં. આથી અમેરિકન પ્રજા માટે મતાધિકાર મેળવવાની ચળવળ 'વોશીંગ્ટન હેરલ્ડ'ના સ્ત્રી તંત્રી મીસીસ ઇવેનોર પેટરસને ઉપાડી છે.

**મા બાપો માટે વિદ્યાલયો :** જાહેર પ્રજાની સેવા કરવાની તમન્નાવાળી કેટલીક નામાંકિત સ્ત્રીઓની પ્રેરણાને પરિણામે રશિયાના ઘણાં શહેરોનાં મા બાપો માટે વિદ્યાલયોની યોજનાઓ થઇ રહી છે. બાળકોને યોગ્ય રીતે કેમ ઉછેરવાં તેને લગતું શિક્ષણ આપવાનો આ વિદ્યાલયોનો ઉદ્દેશ છે. એના અભ્યાસક્રમમાં લગ્ન અને કુટુંબ, બાળકોનો ઉછેર, બાળક માટે આરોગ્યપ્રદ વાતાવરણ કેમ ઉપજાવવું, શાળાઓ દરમ્યાન તેમજ તહેવારો દરમ્યાન બાળકોના ફુરસદના સમયનો ઉપયોગ કઇ રીતે કરવો ? બાળકોની શારીરિક કેળવણી અને વ્યાયામ, બાળકોની ટેકનીકલ કેળવણી, બાળકો અને રંગભૂમિ, પરીક્ષાઓની તૈયારી માટે બાળકોને કેમ સહાય કરવી, વગેરેનો સમાવેશ કરવામાં આવેલો છે. આ વર્ગો માટે મોટી સંખ્યામાં પુરૂષોએ અને સ્ત્રીઓએ નામ નોંધાવ્યાં છે. સાતથી દશ માસનો દરેક અભ્યાસક્રમ છે અને બાળકેળવણીના આગેવાન નિષ્ણાતોને આ વર્ગોમાં વ્યાખ્યાન કરવા આમંત્રણ આપવામાં આવ્યું છે.

**નવ વધુઓ માટે શાળા :** જાપાનમાં છે તેવી જ નવવધુઓ માટેની શાળા શાંઘાહીમાં મીસીસ ટાકુકો ઓકાડા નામની ટોકીયોના પોશાક સજાવટની નિષ્ણાત તરફથી ખુલ્લી મૂકવામાં આવનાર છે. એજ કારણસર તે શાંઘાહી ગએલી છે. આને પરિણામે શાંઘાહીની જાપાની બાળાઓને સુખી લગ્ન માટે તૈયારી કરવાની તક મળશે. ઓછામાં ઓછા ખર્ચે વધારેમાં વધારે સગવડ ઘરમાં કેમ મેળવી શકાય તેનું આ શાળામાં શિક્ષણ આપવામાં આવશે. બાળકોની સંભાળ, રસોઇ, પોશાક બનાવટ, અને પુષ્પ રચનાનો પણ અભ્યાસક્રમમાં સમાવેશ થાય છે.

---

## 'ગુણસુન્દરી'ના ગ્રાહકોને નમ્ર વિનંતિ

'ગુણસુન્દરી'માં વારંવાર જણાવવામાં આવ્યું છે કે વ્યવસ્થા વિભાગને લગતી કચેરી વડોદરા ખસેડવામાં આવી છે, છતાં, મુંબઇની કચેરીને સરનામે વ્યવસ્થાને લગતા પત્રો આવે છે. એ પત્રો વડોદરા મોકલવા પડે છે અને પરિણામે જવાબ આપવામાં વિલંબ થાય છે માટે **વ્યવસ્થા વિભાગને લગતો બધોય પત્રવ્યવહાર મેનેજર, લુહાણામિત્ર પ્રેસ, વડોદરા** એ સરનામે જ કરવો.

---




**પંદરમા વર્ષના આરંભે**

ગુજરાતી બહેનોની યથાશક્તિ સેવા કરતાં કરતાં 'ગુણસુન્દરી 'એ ગયા અંકથી ચૌદ વર્ષો પૂરાં કરીને આ અંકથી પંદરમા વર્ષમાં પ્રવેશ કર્યો છે. આટલાં વર્ષો દરમ્યાન 'ગુણસુન્દરી'એ ગુજરાતી બહેનોના સંસ્કાર વિકાસમાં પોતાનાથી બનતો ફાળો યથાશક્તિ આપ્યો છે. સામાન્ય લખી વાંચી શકતી બહેનોથી માંડીને તે સુશિક્ષિત બહેનોને પણ રસ પડે અને ઉપયોગી લાગે એવું વાંચન પ્રમાણસર આપવાનું ધોરણ 'ગુણસુન્દરી 'એ અત્યાર સુધી જાળવી રાખ્યું છે. અને એ વાચન બની શકે તેટલું વિવિધતા ભર્યું પણ રાખવાની કાળજી રાખવા બનતું કર્યું છે. તે છતાં સાધન અને સગવડના અભાવે અને થોડા ખર્ચમાં જેટલું બની શકે તેટલું વધુ ઉપયોગી વાચન આપવાની લાલચને પરિણામે, ઘણી ખામીઓ ધ્યાનમાં હોવા છતાં તે દૂર કરવાનું બની શક્યું નથી. એ ઉપરાંત, અમારી પોતાની અશક્તિને પરિણામે પણ કેટલીક ખામીઓ રહી જવા પામી હોય એ શક્ય છે, તેમ સંભવિત છે. આથી એમાં રહી જતી ઉણપો માટે અમારે અમારા વાચક વર્ગની ક્ષમાજ માગવાની રહે છે અને અમને આશા છે કે એ ક્ષમા અમને મળશે. એ સાથે; જો માસિકમાં આવતી વાચનસામગ્રી પૈકી અમને કાંઇ સૂચનો કરવા જેવાં લાગે અથવા કાંઇક નવીન પ્રકારની યોજના સૂચવવામાં આવે તો તેનો અમારાથી બની શકશે તેટલે અંશે અમલ કરવાનું અમે ચૂકીશું નહિ.

'ગુણસુન્દરી 'ને નિયમિત રીતે પ્રકટ કરવામાં અને એની વાચનસામગ્રી પૂરતી વૈવિધ્યવાળી રાખવામાં અમને અમારા લેખક મિત્રો તરફથી સુંદર સહકાર મળ્યો છે. આજ દિન સુધી સહકાર જે રીતે મળ્યો છે તેજ રીતે એ મળતો રહેશે એવી અમે આશા રાખીએ છીએ. એ સહકાર માટે તેમનો આભાર માનવાને અમારી પાસે બીજા શબ્દો નથી. તેમના સહકાર વિના 'ગુણસુન્દરી 'ને આટલું વૈવિધ્યભર્યું ભાગ્યે જ પ્રકટ કરી શકાય.

**અભિનંદન**

નવાં બંધારણને અંગે છ પ્રાંતોમાં સ્થપાયલાં મહાસભાવાદી પ્રધાન મંડળમાં પ્રધાનપદનું માન મેળવનાર હિન્દનાં એક માત્ર સ્ત્રી શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતને અભિનંદન આપ્યા પછી, મહાસભાવાદી પ્રધાનમંડળમાં પાર્લામેન્ટરી મંત્રીના પદે નિમાનાર સૌથી પ્રથમ મહિલા શ્રીમતી હંસા બહેનને અભિનંદન આપવાનો પ્રસંગ ઉપસ્થિત થયો છે. મુંબઇના વડા પ્રધાન ઓન. શ્રી. બી. જી. ખેર, શ્રીમતી હંસાબહેન મહેતાની પાર્લામેન્ટરી મંત્રી તરીકે નિમણૂંક કરી છે અને તેમણે પોતાની ફરજ ઉપાડી પણ લીધી છે. આખા ઇલાકામાં આવા પદે નિમાનારાં તેઓ સૌથી પ્રથમ મહિલા છે. શ્રીમતી હંસા બહેનની યોગ્યતા અને કાર્યશક્તિ માટે કાંઇ લખવા જેવું છે જ નહિ. સ્વતંત્ર રીતે એકાદ પ્રધાનપદ તેમને સોંપાયું હોય તો તેની જવાબદારી પણ પૂરતી કુનેહથી પાર પાડવાની તેમનામાં શક્તિ છે. એટલે તેમની આ પદે થએલી નિમણૂંકને અમે વધાવી લઇએ છીએ અને તેમને આ પદે નિમાવા માટે અભિનંદન આપીએ છીએ.

મુંબઇ લેજીસ્લેટીવ એસેમ્બ્લીના મુંબઇ યુનિવર્સીટીના પંચ પ્રતિનિધિઓની ચુંટણી ગયા માસ દરમ્યાન થઇ. તેમાં સૌથી વધુ મત મેળવીને શ્રીમતી લીલાવતી મુનશી ચુંટાયાં છે તે બદલ તેમને પણ અભિનંદન ઘટે છે.

**શ્રી. ગિજુભાઇ સન્માનથેલી**

ગુજરાતમાં બાલસાહિત્યનો—આજે જે વિકાસ થયો છે તે વિકાસનું સર્વ માન શ્રી. દક્ષિણામૂર્તિ સંસ્થાને જેટલું ઘટે છે તેટલું જ શ્રી. ગિજુભાઇને પણ ઘટે છે. શ્રી. ગિજુભાઇના નામ સાથે જ ગુજરાતનું સર્વાંગે વિકસતું બાલસાહિત્ય નજર આગળ ખડું થાય છે. બાળસાહિત્યની અવિરત-સેવા કરતા કરતા શ્રી. ગિજુભાઇ શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાંથી હવે છૂટા થયા છે. અને તેથી તેમનાં સન્માન માટે યોગ્ય પ્રવૃત્તિ થઇ રહી છે, તેમને એ સન્માનને અંગે થેલી આપવાની યોજના થઇ છે અને એ થેલીમાં યથાશક્તિ નાણાં ભરવાની અપીલ વર્તમાનપત્રો દ્વારા થઇ ચુકી છે. ગુજરાતનાં બાળકોની શ્રી. ગિજુભાઇએ જે સેવા કરી છે તે અજોડ છે. એવા અજોડ સેવાધારીની કદર કરવા માટે જે કાંઇ પ્રયત્ન થાય તે પ્રયત્ન પ્રત્યે અમારી સંપૂર્ણ સહાનુભૂતિ છે., અમે આ પ્રવૃત્તિને આવકારીએ છીએ અને અમારા વાચકોને શ્રી. ગિજુભાઇ સન્માન થેલીમાં પોતાનો યથાશક્તિ ફાળો આપવા આગ્રહભરી વિનતિ કરીએ છીએ.

## અખિલ હિન્દ મહિલા પરિષદ તરફથી અમદાવાદમાં સ્ત્રી સપ્તાહ

( ૧૫–૯–૩૭ થી ૨૧–૯–૩૭ )

| | તારીખ | સ્થળ | સમય |
|---|---|---|---|
| ૧ ઉદ્દઘાટન | ૧૫ : ૯ : ૩૭ | પ્રેમાભાઇ હૉલ | ૫. ૩૦ સાંજે |
| ૨ **લોકગીત તથા સંગીતની હરિફાઇ** (મંત્રી શ્રી. રેહગીના કામા, કાંકરીઆ રોડ) | ૧૬ : ૯ : ૩૭ | પ્રેમાભાઇ હૉલ | ૮ રાતે |
| ૩ **વકતૃત્વની હરિફાઇ** (મંત્રી શ્રી. ઇન્દુમતિ મહેતા. મહિલા પાઠશાળા) | ૧૭ : ૯ : ૩૭ | મોતીભાઇ કાપડીઆ હૉલ | ૫ સાંજે |
| ૪ **રમત ગમતની હરિફાઇ** (મંત્રી સવિતાબ્હેન ત્રિવેદી, શારદા મંદિર) | ૧૮ : ૯ : ૩૭ | શારદા મંદિર | બપોરે ૨ થી |
| ૫ **ઉજાણી** (મંત્રી મીસીસ વખારીઆ, એલીસબ્રીજ) | ૧૯ : ૯ : ૩૭ | કાંકરીઆ | બપોરે ૨ થી |
| ૬ **ગરબા તથા પ્રદર્શન** ( રંગોળી તથા રસોઇ ) ( મંત્રી શ્રી સરયૂદા દિવેટીઆ એલીસબ્રીજ ) | ૨૦ : ૯ : ૩૭ | લેડીસ કલબ | ૫ સાંજે |
| ૭ **મેજીકલેન્ટર્ન** રસાઇકના આકર્ષક દેખાવ સાથે ભાષણ ( મંત્રી પ્રમોદા દેસાઇ, ન્યુ બ્રહ્મક્ષત્રિય સોસાયટી, એલીસબ્રીજ ) | ૨૧ : ૯ : ૩૭ | પ્રેમાભાઇ હૉલ | ૬ સાંજે |

**નોંધ** : વકતૃત્વની હરિફાઇ અને ઉજાણીમાં ફકત સ્ત્રીઓ જ આવી શકશે. બાકીના કાર્યક્રમમાં પુરૂષો પણ હાજર રહી શકશે. ગરબા અને હરિફાઇમાં ફકત સોળ વર્ષ ઉપરની બ્હેનો જ ભાગ લઇ શકશે. ઉજાણીમાં જવા માટે ફી દરેક જણ દીઠ આના ચાર રાખવામાં આવી છે. રમતગમતની હરિફાઇમાં ઉતરનાર માટે બે આના ફી રાખવામાં આવી છે.

**વિદ્યાબ્હેન ર. નીલકંઠ**, પ્રમુખ.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી: સોમભાઇ પટેલ,
C/o ધી ન્યુ ઇરા સ્કૂલ, મુંબઈ, ૭.

વર્ષ ૭ : અંક ૯ પુસ્તક ૭ સપ્ટેમ્બર : ૧૯૩૭

## ચાંદામામા

ચાંદામામા અમારા ચાંદામામા,
કેવા દીપે અમારા ચાંદામામા.

આભલામાં ખેલ કરે
વાદળીથી ગેલ કરે
દોડી છૂપાય મારા ચાંદામામા,
કેવા દીપે અમારા ચાંદામામા.

ચાંદનીથી ચોક મઢે
રુપાનાં ફૂલ જડે
તારલા ટમકાવતા ચાંદામામા,
કેવા દીપે અમારા ચાંદામામા.

બાળકૃષ્ણ રાંધેજાવાળા

# ગાડું

( બાલપાઠ )

આ ગાડું છે. ગાડું સુતારે બનાવ્યું. ગાડાને બે પૈડાં છે. પૈડાંની વાટ લોઢાની છે. વાટ લુહારે બનાવી. ગાડું ચાલે ત્યારે ' કચડ કચડ ' બોલે. એ ગાડાનું સંગીત.

ગાડામાં માણુસો બેસે ને ખેતર પાદર જાય ગાડામાં બેસીને બીજે ગામ જાય. ગાડામાં માલ ભરીને લાવે. ગાડામાં ઘાસ ભરાય, અનાજ ભરાય, કપાસ ભરાય, માટી ને ઈંટો પણ ભરાય. બધું જ ભરાય. બધું જ બે બળદો ખેંચે.

ત્યારે બળદો અને ગાડું બંને ખૂબ ઉપયોગી. બંને સેવાભાવી. બંને આદર્શ, બળદોના ગળાના ઘુઘરા, ગાડાના પૈડાનું ' કચડ કચડ 'ને બીજા અવાજો. ગાડું ચાલે છે તેમ મનાવેજ, ગાડું ન હોત તો ?

શાંતિલાલ દામોદરદાસ મહાજન



## હનુમાન બનો

ગુણવાન બનો
બળવાન બનો

કુળ ને ભૂમિના
અભિમાન બનો

જનની—ઊરના
ઉજમાળ બનો

વિજયી, વિનયી
હનુમાન બનો

નટવરલાલ મોદી

# નરસિંહ મહેતા

( ગતાંકથી ચાલુ )

કુંવરબાઇને પરણાવી, મામેરું કર્યું પણ નરસિંહે જરાય ફિકર ન કરી. બારોબાર એ બધું થઇ ગયું. નાગરી નાતમાં કદી ય કોઇએ ન કર્યું હોય એવું પર્વ ઊજવી લીધું પણ એ બધું કેમ બન્યું, એની નરસિંહને ખબર પણ ન રહી. પિતાનું શ્રાદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો તો તે વખતે પણ સઘળું સાંગોપાંગ ઊતરી ગયું અને તે પણ સરસ રીતે. નાગરો બધા આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા અને જેમ જેમ આવા પ્રસંગો ઉકેલાતા ગયા તેમ તેમ એમની અંદર એના તરફ અદેખાઇ પણ વધતી ચાલી.

એમ કરતાં કરતાં શામળશા મોટો થયો. માણેકબાઇને કોઇ કોઇ દહાડો પુત્રને પરણાવી લહાવો લેવાનાં સ્વપ્નો આવવા લાગ્યાં પણ નરસિંહે તો કે દિ એની ચિન્તા કરી હતી તે આજે કરે !

વડનગરમાં મદન મહેતા નામનો એક નાગર વસતો હતો. દિવાનગીરી હતી ને પૈસાની ખોટ નહોતી. એને એક દીકરી. જિંદગીના એકના એક પ્રસંગને સારી રીતે ઊજવી લેવો એ વિચારે એણે ગોરને બોલાવ્યો ને કન્યાને સારું કોઇ કુળવાન ઘર શોધવા ફરમાવ્યું. ગોરે જુનાગઢમાં આવી નાતનાં આગળ પડતાં ઘરોમાંથી છોકરા જોયા પણ એકે ય એની નજરમાં ન બેઠો. નાગરોને રોમે રોમ લાગી ગયું. એમણે ગોરને મશ્કરીમાં નરસિંહનું ઘર બતાવ્યું. ગોરે એ સાચું માન્યું ને નરસિંહને ત્યાં જઇ શામળશાને જોયો. જોયો ને તરત જ એ એની નજરમાં બેસી ગયો સારું મુહૂર્ત જોઇ એણે શામળશાનો વિવાહ નક્કી કર્યો અને એ વડનગર ગયો.

ગોરની વાત સાંભળી મદન મહેતો મુંઝાઇ ગયો. આખી ય નાગરી નાતમાં એ ભિખારી સિવાય બીજું ઘર ગોરને ન મળ્યું એ બાબતનો ઠપકો આપ્યો ને વિવાહ તોડી બીજું ઘર શોધવા જણાવ્યું. ગોરે જવાબ દીધો, ' મારું શોધેલું જો પાછું ઠેલાય તો આપઘાત કરી મૃત્યુ પામું ! ' આખરે લગ્ન લેવાયાં.

ટાણું સાચવે એવા વૈષ્ણવજનોની નરસિંહને ખોટ નહોતી. કોઇ ધનાઢયે એ પ્રસંગ પણ સાચવી લીધો. મદન મહેતા અને એની પત્ની આખા ય પ્રસંગનો ઠાઠ જોઇ હરખાઈ ગયાં અને પુત્રીના ભાગ્યનાં વખાણ કરવા લાગ્યાં. આખરે જાન પાછી વળી અને દ્વારકાંથી આવેલા પેલા ધનાઢયોને વળાવ્યા.

દહાડે દહાડે નરસિંહ આઘેડ થતો ગયો. જુવાનીના વખતે રાધા કૃષ્ણનાં ગીતો ગાતાં એ ધરાતો નહોતો, તે હવે સાચો વૈષ્ણવજન બને છે. અને જેમ જેમ અંદર વધારે ને વધારે વિશુદ્ધ ભાવો જાગતા ગયા તેમ તેમ એની કીર્તિ ફેલાતી ચાલી. બાળપણનો 'ગાંડીઓ' અને યુવાનીનો 'મૂર્ખ નરસૈંયો' હવે 'મહેતાજી'ને નામે લોકોની છભને ટેરવે ચડયો.

ગિરનારની તળેટીમાં દામોદર કુંડ છે. ત્યાં એ ઘણીવાર નહાવા જતો. રસ્તામાં ઢેડવાડો આવે તે વેળા બધા ઢેડ દૂરથી એનાં દર્શન કરે. એક દિવસ કેટલાક ઢેડો એકઠા મળ્યા અને નરસિંહ મહેતાને પોતાના વાસમાં આવી ભજન કરવાનું કહેવા મનસુબો કર્યો. થોડાક આગેવાન ઢેડ, દામોદર કુંડમાંથી નાહી પાછા ફરતા નરસિંહને વિનવવા લાગ્યા:

'મહાંત પુરુષ અમારી અરજ એટલી,
અમારે આંગણે કરો રે કીરતન.'

અને તરત જ નરસિંહે કહ્યું 'જરુર આવીશ. તમારાં આંગણાં લીંપીગુંપી તૈયાર કરજો.' ઢેડવાડો આખો હરખાઇ ગયો. ઘરે ઘરની સાફસૂફી થઇ ગઇ.

અને મહેતાજીએ ઢેડવાડામાં જઇ આખી રાત હરિકીર્તન કર્યું. કરતાલ, મૃદંગ ને ઘૂઘરાના અવાજ વચ્ચે મહેતાજી પદો લલકારતાં, એક પછી બીજું ગીત ગાતાં આખી ય મેદનીને ભકિતરસમાં તરબોળ કરી દે છે.

પણ નાગર જેવો નાગર ઢેડને આંગણે કીર્તન કરે એ નાત કેમ સાંખે? નાગર સ્ત્રીઓ એને ગાળો દે છે, સગાં વહાલાં કકળતાં કકળતાં એને ઠપકો આપે છે, નાતના પટેલિયા એને નાતબહાર કરવાની યુક્તિઓ યોજે છે. ત્યારે નરસિંહ એ બધાંને એક જ જવાબ દે છે.

'એવા રે અમો એવા રે એવા,
તમે કહો છો વળી તેવા રે;
ભકિત કરતાં જો ભ્રષ્ટ કહેશો તો,
કરશું દામોદરની સેવા રે.'

અને

'સઘળા સાથમાં હું એક ભુંડો,
ભુંડાથી વળી ભુંડો રે;
તમારે મન માને તે કહેજો,
સ્નેહ લાગ્યો છે મને ઊંડો રે.'

પણ એના આ જવાબથી તો નાગરો એને નફફટ કહે છે અને એના સંસર્ગથી દૂર ભાગે છે. થોડા દહાડા સુધી તો રોજનાં ભજન કીર્તનમાં આવનારાં લોકો પણ દેખાયાં નહિ.

પણ વળી પાછી દહાડે દહાડે વૈષ્ણવજનોની ઠઠ મહેતાજીને ચોતરે જામવા માંડી. ગામે ગામ એમની કીર્તિ ફેલાઇ રહી. ઠેકઠેકાણેથી લોકો જુનાગઢમાં મહેતાજીનાં દર્શન કરી પાવન થવા આવવા લાગ્યાં.

એને હવે એની છેલ્લી અવસ્થા આવી. એ સમયે એનાં સ્વજનો–માણેકબાઇ કુંવરબાઇ ને શામળશા એકે એકે મૃત્યુ પામે છે. પણ મહેતાજીને તો મૃત્યુની બીક નથી રહી. એ ગાય છેઃ

'સુખદુઃખ મનમાં ન આણીએ,
ઘટ સાથે રે ઘડીયાં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે,
રઘુનાથનાં જડીયાં.'

ઘડીકવાર સ્વજનોની સ્મૃતિ તાજી થાય છે પણ તરત જ એનું મન બીજે વળે છે. એ નાચી ઊઠે છે :

'ભલું થયું ભાંગી જંજાળ
સુખે ભજશું શ્રી ગોપાળ.'

મહેતાજી હવે ચોવીસે કલાક ઇશ્વર સ્મરણમાં ગાળે છે. એમનો ભકત સમુદાય વધતો ચાલે છે તેમ તેમ એ એમને ઉપદેશ આપે છે.

એમ કરતાં મહેતાજીના જીવનનો છેલ્લો દિવસ ઊગે છે. બહાર ચોતરા પર પથારીમાં ટૂંટિયું વાળી એ સૂતા છે. શિષ્યો આજુબાજુ ટોળે વળી બેઠા છે.

જીવનને છેલ્લે દિવસે પણ એ શિષ્યોને ઉપદેશે છે.

'નીરખને ગગનમાં કોણ ઘુમી રહ્યો,
તે જ હું તે જ હું શબ્દ બોલે;
સ્યામના ચરણમાં ઇચ્છું મરણ રે,
અહીંયાં કોઇ નથી કૃષ્ણ તોલે.'

અને ઊંચે ગગનમાં ઘૂમતા સૂરજ સામે મહેતાજી જોઇ રહે છે. ઘડીક પછી એમની આંખો મીંચાઇ જાય છે.

નરસિંહ મહેતા આપણા આદ્યકવિઃ એમના જીવનમાંથી આજે ત્રણસો વર્ષો થયાં આપણે પ્રેરણા મેળવ્યા કરીએ છીએ. એમનાં રચેલાં બાળલીલા, રાસલીલા, દાણલીલા અને સુદામાચરિત્ર આપણને ફરી ફરીને ગાવાનું મન થાય છે તે જ એમનાં કાવ્યોની સાચી કિંમતઃ નરસિંહ મહેતા એમનાં એ કાવ્યોથી આજે ય આપણી વચ્ચે જીવતા જાગતા બેઠા છે.

સોમભાઇ

---

## રાજસિંહ

સ્થળ સંકોચને લીધે આ વખતે ચાલુ વાર્તા આપી નથી. આવતે મહિને આગળનો હપ્તો આવશે.

તંત્રી

# અમે તો ગાડીમાં બેસવાનાંજ !

બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેનું નાનકડું એવું એક સ્ટેશન હતું. ઉનાળો હતો. બપોરના ત્રણ વાગે ગાડી આવવાની હતી.

રેલ્વેનું પ્લેટફૉર્મ ઉતારૂઓથી ભરચક હતું. બિચારા મુસાફરો પગે બળતા હતા અને તડકામાં તપતા હતા. સ્ત્રીઓએ માથે પોટલાં ઊંચકીને કલબલાટ કરી મૂકયો હતો. નાના છોકરાઓ તરસને લીધે બૂમ પાડતા હતા.

ટિકિટ માસ્તરો અને બીજા સ્ટેશનના નોકરો 'આજે પેસેન્જર ટ્રેનમાં કેરીના કેટલા કરંડિયા ઉતરવાના છે અને તેમાંથી પોતાને કેટલી કેરી મળી શકશે.' તેના વિચારમાં મગ્ન હતા.

એકાએક એક જણે બૂમ પાડી "એ ભાઇ બાવડું પડયું" એ સાંભળી મુસાફરો ગાંસડાં, પોટલાં લઈને સાબદા થયા.

આખરે ગાડી આવી, ફડાફડ બારણાં ઊઘડયાં. કોઈ એક ભયંકર યુદ્ધમાં લશ્કરને એકદમ કિલ્લો તોડી પાડવાનો ન હોય ! એવા જુસ્સામાં એ રેલ્વેના ડબ્બામાં ઘસી ગયાં.

દસ માણસની બેસવાની જગ્યાએ સત્તર તો બેઠાં હતાં. તોય તેમણે પોતાનાં ગાંસડાં, પોટલાં લઇ ડબ્બામાં પોતાને પણ ગોઠવ્યાં. બિચારાં !

એ બિચારાં શું કરે ? એમને તો બસ "અમે તો ગાડીમાં બેસવાનાંજ એજ વિચાર."

જગ્યા ન હતી, ઊભા રહેવું પડે એમ હતું, ધક્કા ખાવા પડતા, સામાન માથે રાખવો પણ ભારે પડતો, નાનાં બચ્ચાં રોતાં હતાં, થોડાંક વિરોધપણ પણ કોઈ સંભળાવતું, ઘણીજ મુસીબત હતી—માનવી ન જીરવી શકે તેટલો કોલાહલ હતો—છતાંય "બસ અમે તો ગાડીમાં બેસવાનાંજ"—એ વિચારે દસની જગ્યાએ સત્તર હતાં ત્યાં અમે પણ અડગ ઊભાં—

આમ જેમ તેમ પ્લેટફૉર્મ ખાલી થયું ને ગાડી ઊપડી. થોડાક ભણેલા બોલતા સંભળાયા, "હાય શું કરીએ ? પૈસા આપીએ છીએ છતાં ઘેટાં બકરાંની જેમ પૂરે છે, પણ તેથી શું ? અમે તો ગાડીમાં બેસવાના જ."

પૈસા આપીને એવા ભણેલા શામાટે ઘેટાં બકરાંની જેમ પુરાતા હશે ?

વિદ્યા રસ્તોગી

# વાંદરા

વાંદરા ઘણી જાતના થાય છે. આખી દુનિયાના વાંદરા જો એક જગ્યાએ એકઠા કરવામાં આવે તો ભારે રમુજ આવે. એમનાં જુદાં જુદાં લક્ષણો આપણને ઘણું જ શીખવાડી શકે તેમ છે. એમાની મુખ્ય જાતો નીચે પ્રમાણે અત્યાર સુધી જોવામાં આવી છે:

૧ કાળા મોંના દેશી વાંદરા : જે દરેક ગામડાં કે શહેરમાં જોવામાં આવે છે. એને આપણે સારી રીતે ઓળખીએ છીએ.

૨ મથુરાનાં માંકડાં : લાલ મોંવાળાં ખુબ રમતીયાળ અને ઉઠાવગીર હોય છે. એમને મદારી લોકો પાળે છે. 'નાથીઆ ડોશા ને રતન ડોશી'ના ખેલ ઘણાએ જોયા હશે.

૩ ગોરીલા : આ વાંદરા આફ્રિકાના જંગલોમાં વસે છે. તે છ ફુટ ઉંચા હોય છે. હાથ પગ લાંબા હોય છે. માણસોથી ખુબ ડરે છે. જીવતા જવલ્લે જ પકડાય. નાનાં બચ્ચાં પકડવામાં આવે તો હવાપાણીના કારણે મરી જાય છે.

૪ ઉરાંગ ઉટાંગ–આ જાત સુમાત્રા બેટમાં થાય છે. એના નામ ઉપરથી જ એનાં પરાક્રમો કેવાં ભારે હશે તે જાણી શકાય છે.

૫ ચીમ્પાંઝી : આ વાંદરા આફ્રિકાના છે. ખુબ રમતિયાળ, હેતાળ અને ચપળ હોય છે. એની દોસ્તીએ માણસ જાતને ઘણી હોનારતોમાંથી બચાવી લીધી છે. એના જેવું બુદ્ધિશાળી વાંદરું બીજું એકે નથી.

૬ ગિબન : શરીરે પાતળાં અને લાંબા હાથપગવાળા. ઉંચાઇવર વાંદરાં આળીસ ચાળીસ ફીટ દૂર કુદી શકે છે. મલાયા દક્ષિણ પૂર્વ એશિયા વગેરેમાં થાય છે.

૭ બબુન : કદરૂપા, કૂતરા જેવાં મોં ને વાંદરાને જોઇને બીક જ લાગે. એવું વિકરાળ લાગે છે. દાંત પણ અણીદાર હોય છે. રાતા સમુદ્રની ઉત્તર પૂર્વ બાજુના પ્રદેશમાં હોય છે, કોઇ પાર્કમાં જોવા મળે છે.

૮ લેમુર : ઉંદર ને ખીસકોલી જેવાં વિચિત્ર ઘાટનાં વાંદરાં પણ થાય છે.

૯ મેંડ્રીલ : નામના જાતુની વાંદરામાં યાદશક્તિ, વેર, ઇર્ષ્યા અને ગણિત શક્તિ રહેલી હોય છે.

નટુભાઇ



શ્રીમતી વિજયાગૌરી કાનુગા

હરિપુરા

મહાસભા

સ્વાગત સમિતિનાં

ત્રણ ઉપપ્રમુખો



શ્રીમતી મીઠુબહેન પીટીટ



શ્રીમતી ભક્તિલક્ષ્મી દેસાઇ

# ગુણસુંદરી
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૨૯મું | ઑક્ટોબર : ૧૯૩૭ | અંક ૨ જો



## મૂઠી હાડકાંનો માનવી

ગાંધીજી કેવા અદ્‌ભુત પુરૂષ છે, કેવી એમની આશ્ચર્યજનક અને લગભગ દુર્નિવાર મોહિની છે, અને કેવો એમનો લોકો ઉપર સૂક્ષ્મ પ્રભાવ છે! એમના લેખો અને ઉદ્‌ગારોમાંથી એની પાછળ રહેતા એમના વ્યક્તિત્વનો ભાગ્યેજ પૂરો ખ્યાલ આવે છે; એમનું વ્યક્તિત્વ એમના લેખોથી કલ્પના આવી શકે તેના કરતાં ઘણું વધારે છે. અને હિંદુસ્તાનની એમની સેવાએ કેટલી અગાધ છે! એમણે પ્રજામાં હિંમત અને પુરૂષાતન, શિસ્ત અને સહનશીલતા, ધ્યેયને માટે આનંદથી બલિદાન આપવાની શકિત, અને પોતે અત્યંત નમ્ર હોવા છતાં, ( દેશમાં ) સ્વાભિમાન ઉત્પન્ન કર્યાં; એમણે કયાંક કહ્યું હતું કે શૌર્ય એજ ચારિત્ર્યનો પાકો પાયો છે, શૌર્ય વિના નીતિ ન હોય, ધર્મ ન હોય, પ્રેમ ન હોય. " જ્યાં સુધી માણસ ભયને વશ હોય, ત્યાં સુધી તે સત્ય કે પ્રેમની ઉપાસના કરી ન શકે. " હિંસાનો અત્યંત અણગમો છતાં એમણે આપણને કહ્યું છે કે, " કાયરતા હિંસા કરતાં યે વધારે તિરસ્કારપાત્ર છે. " અને ' માણસનું નિયમપાલન તે પોતાના કાર્યને વળગી રહેશે એ વાતની પ્રતિજ્ઞા–ખોળાધરી છે. ત્યાગ, નિયમપાલન અને સંયમ વિના મુકિત નથી અને આશા યે નથી. નિયમપાલન વિનાનો કેવળ ત્યાગ વંધ્ય છે. " આ કેવળ શબ્દો જ લાગે, કદાચ ધર્મપ્રીત્યર્થે કહેલાં વાક્યો હોય અને ટાહેલાં જેવાં લાગે; પણ તેમ નથી, કારણ એ શબ્દોની પાછળ શકિત રહેલી છે, અને દેશ જાણે છે કે આ મૂઠી હાડકાંનો માનવી તોલ્યા વિના કશું બોલે એમ નથી, જે કહે તેમ કરવાવાળો છે.

[ રાષ્ટ્રપતિ પં. જવાહરલાલ નહેરૂની આત્મકથામાંથી ]

# રેંટિયાની સંસ્કૃતિ : ( ફ્રાધર એલ્વીને કરેલી સમીક્ષા )

" આપણે ગરીબોની સાથે જીવંત સંબંધ રાખવો હોય તો આપણે જાતમહેનત કરવીજ જોઇએ " આપણાં ગરીબો જે શ્રમભર્યું કામ કરે છે તેવું કામ, ઇશ્વરને નામે, આપણે એજ ગરીબો માટે કરીએ એજ મને તો પ્રભુભક્તિનો સાચો માર્ગ લાગે છે. મહાત્માજી જાતમહેનતને કોઇ હલકું કાર્ય નથી લેખતા—અને તેમ એવું કામ કરવામાં આપણે કશો મહાત્યાગ નથી કરતા. પરિશ્રમ કરવો એ તો એક પૂજાનું કાર્ય છે, એમાં તો મનુષ્યનું ગૌરવ પ્રકાશે છે—માનવજાતિમાં રહેલી સર્જક પ્રેરણાનું એમાં પ્રગટીકરણ થાય છે. જાતમહેનતના આગ્રહ પાછળ મહાત્માજીનો ઉદ્દેશ તો ગ્રામજીવનના આખાયે વાતાવરણમાં સર્જનમય કાર્યનો પલટો આણવાનો છે.

સાબરમતીના આશ્રમની રચના આ સૂત્ર પર થયેલી છે. આશ્રમનું જીવન પરિશ્રમથી ભરેલું હોય છે. રસોડાનું કાર્ય, ખજર સફાઇનું કાર્ય, સુથારી કાર્ય, રેંટિયા અને શાળના ઉદ્યોગો બધામાં જ પરિશ્રમનું વાતાવરણ રહેલું હોય છે પરંતુ મહાત્માજીનું સાચું ઓળખાણ તો રેંટિયા અને શાળની પ્રવૃત્તિમાં જ થાય છે. કર્મયોગ જો આર્યજીવનનું ભવ્ય તત્વજ્ઞાન છે તો વર્તમાનયુગમા રેંટિયો જ એ કર્મયોગનું ઉત્તમ પ્રતીક છે. એ કર્મયોગ કંઇ થોડાક તત્વજ્ઞાનીઓના માનસિક કે આધ્યાત્મિક ખેલ નથી. રેંટિયામાં રહેલા કર્મયોગ તો કરોડોને અન્નવસ્ત્રની સંજીવિનિ અર્પણ કરે છે. ભૂતકાળમાં યોગની સાધના કેવળ મુઠીભર આધ્યાત્મિક મુઠીદારોનો અધિકાર ગણાતો અને તેથી તેનો દુરુપયોગ પણ થતો. રેંટિયાના યજ્ઞમાં જે કર્મયોગની સાધના જાગૃત થતા હિન્દની પ્રજા કરે છે તેમા ગરીબમાં ગરીબની સાથે અનુસંધાન રહેલું છે—એમાં રહેલા પ્રેમ અને નમ્રતાના સંસ્કારોનો દુરુપયોગ ભાગ્યે જ થઇ શકે છે. રેંટિયાની સંસ્કૃતિ પ્રેમ અને ત્યાગના ભવ્ય સંસ્કારો પર આર્યપ્રજાનું નવવિધાન યોજી રહી છે.

મહાત્માજીએ એમના જાતમહેનતના સૂત્રનું આખુંયે તત્વજ્ઞાન રેંટિયામાં સમાવી દીધું છે. રેંટિયો કંઇ સંસ્કૃતિનો વિરોધી નથી—એ તો એનું પ્રતીક છે. કાતણ-વણાટની કળા વેદકાળ જેટલી પુરાણી છે. આર્યસંસ્કૃતિનો પરિપાક વેદાન્ત ઋષિ હતો તેવી જ રીતે વણકર પણ એજ સંસ્કૃતિનું પ્રથમ સર્જન હતું. વેદાન્ત તત્વવાય ગણાતો કારણ કે મનુષ્યના આત્માની નગ્નતાને એ ઢાંકે છે—વણકરને તંતુવાય કહેવામાં આવતો—કારણ કે મનુષ્યના શરીરને એ ઢાંકતો. ભારત વર્ષની સુવર્ણયુગની સમૃદ્ધિ તેમજ અમર સંસ્કૃતિ વેદાની અને વણકર—એ બેના જીવનમાં સમાયેલી હતી. વેદાતી ભવ્ય મંત્રદ્રષ્ટા મનાતો—વણકર સાચો કલાકાર લેખાતો.

રેંટિયાનું આર્થિક મહત્વ એ છે કે હિંદની ગરીબાઇનું તે સાચું ઔષધ છે. સહયોગી ઉદ્યોગ તરીકે એની શક્તિ અપાર છે. એમાં મુડિની જરૂર નથી. વિશેષ કૌશલ્યની એમાં જોઇતું નથી એમાથી ઉત્પન્ન થતી વસ્તુઓને બજારની ભારેજ મુશ્કેલી નડે છે—આંદોલનના ફેરફારોની એ ઉદ્યોગ પર નહિં જેવી જ અસર થાય છે. દુષ્કાળ અને બેકારીની આપત્તિઓમાં રેંટિયાની રાહત શક્તિ પ્રચંડ છે. પરંતુ રેંટિયાનું આ આર્થિક મહત્વ એની પ્રચંડ નૈતિક અને આધ્યાત્મિક શક્તિ આગળ ઝાંખુ પડી જાય છે. ગરીબ અને તવંગર, હિન્દુ અને મુસલમાન, પારસી અને ખ્રિસ્તી એ સર્વને વચ્ચે એ પ્રેમનું અનુસંધાન રચે છે, સાદાઇની એ પ્રતિજ્ઞા છે, ત્યાગનું એ મહાકાવ્ય છે. ચારિત્રનું એમાં અજબ ઘડતર થાય છે. ગૃહજીવનનું નવવિધાન કરવાની અને ગ્રામજીવનનું સંપગણ ખીલવવાની એમાં અમોઘ શક્તિ પડેલી છે.

" ભીખારીના ધંધાને એ પદભ્રષ્ટ કરશે; આપણા ફરજીયાત આળસનું એ રામબાણ ઔષધ નીવડશે; ભટકતા મનને તે સ્થિર કરશે; અને હું સાથે જ માનું છું કે જો કરોડો એને યજ્ઞ તરીકે અપનાવશે તો આપણા પ્રભુ જીવનમાં પ્રભુભક્તિનો સાચો પ્રકાશ પથરાઇ રહેશે. રેંટિયાના ચક્રનો પ્રત્યેક ફેરાવો શાંતિ, સદ્ભાવ અને પ્રેમના તાંતણાઓ કાઢે છે. મહાત્માજીની અહિંસાની ભવ્ય ફીલસુફીનું ચિન્હલિંગ રેંટિયો જ છે.

દિ. બ. દિવાનજી

## મસ્તની મસ્તી

તારા ખયાલે મસ્તની મસ્તી હું ચાહું છું;
પીરાન ઘર છે એ મહીં વસ્તી હું ચાહું છું

પળ પળ ખુશ'દી ચાહું છું મારા વિચારની;
એ સાથ દિલગુરૂરની પસ્તી હું ચાહું છું

પાણી વિનાની જિંદગી શું કામની કહો ?
એથીજ મારી આંખ વરસતી હું ચાહું છું

જે મસ્તીથી શરાબને મસ્તી મળા રહે;
એવી અનોખી આંખની મસ્તી હું ચાહું છું

તારા કદમની ખાક એ મારી છે સિજદગાહ
એનીજ ચાહું છું તો પસ્તી હું ચાહું છું

ચાહું છું એવું સ્થાન કે જેની ખબર નથી
પીરાન ચાહું છું હું ન વસ્તી હું ચાહું છું

ઉંચાઇએ ચઢું તો પછી ઠોકરોનું શું ?
શયદા છે કોડ એજ કે પસ્તી હું ચાહું છું.

"શયદા"

## સદ્‌ગુણનો છોડ

તર્જ

ઉગ્યો સદ્‌ગુણનો છોડ હૈયે સ્નેહવારિ સિંચને
ફૂલ્યો ફાલ્યો તે દિનદિને:
સુતનુ સમય સુકરથી ઉપર, વિવિધ વિટપથી
સુભગ પરિમલે ભર્યાં
કુસુમ અવનવાં ખર્યાં-
શું ત્યાં ન વિમુખ ઉઠનનાં ભગનથી આંસુડાં સર્યાં
મન હરતાં
રહો કરતાં
સદા સુખિયારાં સર્વને
તમને તેમજ મને !

પતીલ

# સાહસ અને હિંમત જેનાં જીવનમાં ઓતપ્રોત થયાં રહ્યાં હતાં : ગગનમાં વિહરનારી દુનિયાની અજોડ

# મીસ એમીલીયા

જુલાઇ, ૧૯૩૭ !

વિશાળ પૃથ્વીપટના અંતરોને દૂર કરવા મથતા વૈજ્ઞાનિકો અને વિમાનીઓ માટે આ મહિનો બહુ જ શોકજનક બન્યો છે.

વિમાની તવારીખમાં જુલાઇ, '૩૭ યાદગાર બનશે. એક હાથ પર 'ઇમ્પીરીયલ એરવેઝ'નું હવાઇ જહાજ 'કેલેડોનીયા' અને 'પાન અમેરિકન એરવેઝ 'નું 'ક્લીપર III' એટલેન્ટીક વિમાની વ્યવહારો માટે અખતરા કરવા હતું; ત્યારે બીજા હાથ પર, હાવર્ડ ટાપુઓ પાસે અમેરિકન વિમાનો અને નૌકાપતિઓ ગુમ થયેલી મશહૂર સ્ત્રી વિમાની મીસ એમીલીઆ ઇઅરહાર્ટ તેમજ તેના સાથી કેપ્ટન નુન માટે પેસીફીક મહાસાગર ખુંદી વળ્યા હતા.

વિમાની કમ્પનીઓના ઉડતા જહાજોની સફર સાંગોપાંગ પાર ઉતરી હતી પણ ૨ જી જુલાઇએ લા (ન્યુગીની) થી ઉપડયા પછીથી મીસ એમીલીઆ ઇઅરહાર્ટનો કંઇ પત્તો લાગ્યો નહોતો.

* * *

લાખ્ખો ડોલર ખર્ચીને અમેરિકાની સરકારે પોતાની આ માનીતિ સ્ત્રી વિમાની માટે એકેકે પ્રયાસ જતો કર્યો નહોતો. હાવર્ડ ટાપુઓની આસપાસના મથકો પરથી વિમાનો વાળી રાક્ષસી સ્ટીમરો અને નૌકાદળના જહાજોએ આ ઐતિહાસિક ઓરતને બચાવી લેવા ખૂબ જ દોડધામ કરી મૂકી હતી. પણ આખરે તનતોડ પ્રયાસો છતાં એમાં નિષ્ફળતા મળી અને અમેરિકન સરકારે મીસ એમીલીઆ ઇઅરહાર્ટને મરણ પામેલી માની લઇ તેની શોધ પડતી મૂકી.

તા. ૨ જી જુલાઇએ મીસ એમીલીઆ ઇઅરહાર્ટે ન્યુગીની છોડયું અને તેજ સાંજે એક રેડીયો સંદેશાએ અમેરિકાને ખબર આપી મૂકયું: "માત્ર અડધા કલાક જેટલું જ પેટ્રોલ રહ્યું છે, અને જમીન કયાંય નજરે પડતી નથી." એવો નિરાશાજનક સંદેશો રેડીયો સ્ટેશનોએ પકડતાં તરત જ દોડધામ શરૂ થઇ. તા. ૯ મી જુલાઇએ એક બીજો સંદેશો મળ્યો: "અમે ખૂબ જ હેરાન થયા છીએ, છતાં હજી સુધી ટકી રહ્યાં છીએ." આ સંદેશાએ કંઇક આશાનો સંચાર કર્યો અને શોધ વધુ તીવ્ર બની. બીજા થોડાક દીવસો પછીથી કંઇ પણ સમાચાર ન મળતાં છેવટે આશા પડતી મૂકાઇ.

* * *

મીસ એમીલીઆ ઇઅરહાર્ટ ઉર્ફે મીસીસ જી. પી. પુટનામ અમેરિકાના એક વીખ્યાત પ્રકાશકની પત્ની હતી. થોડે થોડે વિસામે વિશ્વનો વિમાની પ્રવાસ કરવા તે બહાર પડી હતી. આ પ્રવાસ તેની મહત્વાકાંક્ષાની ભૂખની ઓર નિશાની હતી. લાંબા અંતરના ઉડ્ડયન માટેની જરૂરીયાતો અને માનવ શક્તિની કસોટી કરવાનો આ મહાન અખતરો હતો. "ઝડપી અને ખર્ચાળ વિમાનો બનાવવામાં લોકો એટલા બધા મશગુલ બની ગયા છે કે તેમને ઉડાવનાર સ્ત્રી પુરૂષો વિષે તેઓ કંઇજ

## છતાં : મૃત્યુ અને આગ જેની સામે ડોળા ઘુરકાવી

# વિમાની નારી ઈયરહાર્ટ



પરિચય કરાવનાર :
શ્રી. રસિકલાલ ગાંધી

ધ્યાન આપતા નથી." વિશ્વના પર્યટનનો ઉદ્દેશ તેનાં આ વાક્યો પરથી સમજી શકાશે.

છેલ્લા એ ગોઝારા પર્યટન દરમીયાન તા. ૧૮ મી જુને મીસ એમીલીયા કલકત્તા આવી હતી. પત્રકારો સાથે વાતચીત કરતાં તેણે આ પ્રવાસનો ઉદ્દેશ સમજાવ્યો હતો. તેણે જણાવ્યું હતું: "લાંબા અંતરનું ઉડ્ડયન કરતા વિમાનીઓ માટે યોગ્ય પોશાક હું નક્કી કરવા માગું છું; એકી વખતે જુદી જુદી ભાષામાં જુદી જુદી વાતો ગુંજનાર સોએક યંત્રો વચ્ચે રહીને જીવનની હરેક પળ વિમાનની બારીમાંથી ડોકીયું કરવામાં હું કેટલી ઝડપથી કંટાળી જાઉં એ મારે નક્કી કરવું છે...હાલના વિમાની પ્રવાસને હું બહુજ સરળ બનાવવા માગું છું. અને મારી પાસેના સોએક યંત્રોમાંથી કયું યંત્ર સૌથી વધુ ઉપયોગી છે તે હું જાણવા માગું છું."

* * *

# કલાનો વર

લેખક :
શ્રી. ' અરોષ '

કલાના પિતાએ આફ્રિકામાં વેપાર ખેડતા શેઠ ધરમદાસના પુત્ર જમનાદાસ જોડે એના વિવાહ નક્કી કર્યા એ વાત બે ત્રણ દિવસમાં જ ગામમાં વ્યાપી ગઇ. કૉલેજમાં ભણતી કલાએ આ પોતાના વિવાહમાં સંમતિ કેમ આપી હશે એ કલાના મિત્રો માટે એક કોયડો થઇ પડયો. ચિરંજીવ, પરિમલ અને ગિરીશ એ ત્રણ *કલાના બહુ નિકટના મિત્રો* હતા. એ ત્રણમાંથી એક કલાને પરણવા ભાગ્યશાળી થશે એમ કૉલેજનું વિદ્યાર્થીવૃન્દ માનતું. વળી કલાના પિતા કલાને પૂછયા વગર, એની સંમતિ વગર એને પરણાવે એટલા અનુદાર ન હતા એ પણ બધાને જાણીતી વાત હતી. એટલે જ કલાના વિવાહથી બધાને આશ્ચર્ય થયું હતું.

આઠેક દિવસથી કલા કૉલેજમાં ગઇ ન હતી. તેમાં આ વિવાહની વાત સાંભળી એટલે તરૂ તરત એને ઘેર ગઇ. હમેશનાં જેવી જ રમતિયાળ કલા હીંચકે બેસીને કોઇ ચોપડી વાંચતી હતી. તરૂએ પ્રવેશ કર્યો એટલે તેણે હીંચકો ઊભો રાખ્યો અને તરૂને પોતાની જોડે બેસાડી. કલા જ વાત શરૂ કરશે એમ ધારી તરૂ મૂગી રહી. પણ બંને હીંચકે બેસી ગયાં એટલે જાણે કાંઇ જ ન બન્યું હોય એમ કલાએ હીંચકતાં હીંચકતાં ચોપડી વાંચવાનું ચાલુ રાખ્યું. કલાની આવી વિચિત્રતાથી તરૂ અપરિચિત ન હતી. છતાં આજે આટલા દિવસે મળ્યા છતાં કલા આવી વિચિત્રતા દર્શાવે એ માટે તરૂ તૈયાર ન હતી. એટલે એણે મ્હોટો અવાજ કાઢીને કહ્યું, " કેમ રે! બોંઠી, આઠ આઠ દિવસ થયાં બાઇનાં દર્શન દુર્લભ ! અને આમ ઘેર આવીએ છીએ ત્યારે વાત કરવાની પણ ફુરસદ નથી ! "

કલાએ આછું હસતાં ચોપડીમાંથી મુખ ફેરવીને તરૂ સ્હામે જોયું, અને પાછી તરત જ ચોપડી વાંચવા મંડી. તરૂથી હવે આ સહન ન થયું. તેણે કલાના હાથમાંથી ચોપડી પકડી લીધી અને જમીન પર ફેંકી દીધી. કલા તરૂ સ્હામે જોઇ તરત જ હસી પડી અને તેના સ્હેજ લાલ બનેલા મુખને બે ચાર વખત ચૂમી લીધું; પછી બોલી " કેટલી સરસ લાગે છે ! "

" જા ને, હવે ! જાણીએ છીએ અમારા ઉપર હેત ઊભરાઇ જાય છે તે ! "

" બ્હેન મારી આટલી આકુળવ્યાકુળ થઇને કેમ આવી છે આજે ? તને ચીઢવવા અને તે પછી તારા સુન્દર મુખને જોવા માટે તો મ્હેં ચોપડી વાંચવાનું નાટક ચાલુ રાખ્યું. બાકી એક અક્ષરે વાંચ્યો હોય તો સોગંદ છે. અને જો, ચૂમી લેવાનુ આવેશમાં જ થઇ ગયું. પણ નહિંતર તેં કયાં કોઇને એ અધિકાર સોંપી દીધો છે ? "

" તું સોંપવાને તૈયાર થઇ છે તેની જ વાત કરને. અમારૂં તો ઠીક. અને આમ એકાએક કંઇ ? "

" જોને તરૂ, સાચું કહું તો મને પરણવાનું મન થઇ આવ્યું. "

" ઘરડા પુરૂષો બે ચાર વખત પરણે છે તેમ ? "

" એ તો કોણ જાણે ! પણ થોડા દિવસો પહેલાં જ હું એમ માનતી કે પરણવાની બીલકુલ જરૂર નથી. બસ જીવનભર આનંદ કર્યા કરીશું. મિત્રો, સ્નેહીઓ વગેરે હશે—પછી પતિ કે બાળકો ન હોય તો શું ?"

" એ તો અમે ય ધારતા હતા. "

" પણ પછી તો એ વિચાર માંડી વાળ્યો. સમાજમાં રહેવા ખાતર પણ પરણવાની જરૂર છે. બાપાજીએ પણ પરિમલની અને મારી કાંઇક વાતો સાંભળી હશે. પરિમલ જોડે મારી ઇચ્છા હોય તો વિવાહ કરી નાખવાનું મને પૂછ્યું. મેં જ ના કહી. પરિમલ જોડે શા માટે પરણવું ? "

" હા જ તો ! પૈસાદાર વર મળતો હોય તો પૈસા વગરનાને શાની પસંદ કરે ! પણ તારા આ સમાચારથી એને કેવો આઘાત થયો છે એ તને ખબર છે ! "

" પણ મ્હેં તો કદી પરિમલને પરણવાની વાત સરખી ન્હોતી કરી. "

" વાત કરતાં યે ઘણું વધારે કર્યું હતું એ અમે બધા જાણીએ છીએ. "

" તે તમે ગમે તેમ માનો. તો પછી ચિરંજીવ અને ગિરીશ તેમજ કૉલેજના વર્ગોમાં ખૂણે બેસીને મ્હારી પૂજા કરતા બીજા પણ કેટલાક નિરાશ થયા હોય તો હું શું જાણું ? "

" તો જરા સાવધ રહીએ પરણતા પહેલાં. "

" પણ હું તો સાવધ જ હતી; એ કોઇ સાવધ ન હોય તેમાં મારો શો દોષ ? અને મ્હારાથી કાંઇ બધાને તો ઓછું પરણાવાનું હતું ! એટલે એક સિવાય બીજાને તો નિરાશ થવાનું વ્હેલું મોડું આવવાનું જ હતું ને. "

" તું પણ જબરી છે. ઠીક, પણ આ જમનાદાસ શેઠને ક્યાંથી શોધી કાઢ્યા ? પપ્પા શોધી લાવ્યા કે શું ? "

" ના, હું તો એમને શોધવા ન્હોતી જ ગઇ અને વરને તે વળી શોધવા જવાનું હોય ? "

" એટલે એ ત્હને શોધતા આવી ચઢ્યા એમ ? "

" અરે એમ પણ નહિ. ધરમદાસ શેઠનો અમારા ઘર જોડે સંબન્ધ તો બહુ જૂનો. પણ એ વેપારમાં પરદેશ ગયા, અને બાપાજીએ અહિં વકીલાત શરૂ કરી. એમનો દીકરો જમનાદાસ પરણેલો પણ ખરો. હમણાં જ બે વરસની માંદગી પછી એની પત્ની ગુજરી ગઇ. જમનાદાસને વેપારની લત એટલી છે કે ફરીને પરણવાનું એ નામ પણ ન લે. એટલે એને ધૂંસરીમાં નાખવા એણે બાપાજીની સલાહ પૂછાવી. અને તો એ બાબતમાં મદદ કરવા પણ લખ્યું. "

" અને ત્હારું સારું જ કર્યું એમ ચોકખું કહેતાં કાંઇ શરમ આવે છે ? શાબાસ ! આ જ ત્હારો સમજનું મૂળ ? "

" જો ને તું ત્હારી જાતે જ બધો નિર્ણય કરી લેવા માગતી હોય તો મ્હારે કશું યે કહેવાની જરૂર નથી. પણ એમાં અસત્ય ઘણું આવી જશે. માટે પહેલાં હું કહું, તેટલું સાંભળી લે. એ બીચારા ધરમદાસના મનમાં તો સ્વપ્ને પણ મ્હારા વિશે ખ્યાલ નહિં હોય. હું કૉલેજમાં ભણેલી છોકરી એમના જમનાદાસ માટે નકામી નીવડું એમ પણ એ પ્રામાણિકતાથી જણાવી દે. એટલે પપ્પાની સલાહ લેવામાં પણ એમનું લક્ષ મ્હારા ઉપર હોય એમ હું જરા પણ માનતી નથી. પણ એ બધી વાત પપ્પાએ મ્હને કરી એટલે મ્હારા મનમાં એક વિચાર આવ્યો. એક પુરૂષને ધુંસરીએ બાંધવાની વાત હતી. મ્હારા માટે પણ ધુંસરીની જરૂર ન હતી ! મ્હારે પણ વ્હેલું મોડું તો પરણવું જ પડશે ને ? એટલે મ્હેં જ પપ્પાને મ્હારો વિચાર જણાવ્યો. ઉલટું મ્હારા જેવી ભણેલી ભણેલી છોકરી નોકરીએ [illegible]

પહેલાં તો ગળે ન ઉતર્યું, પણ મ્હારો વિચાર, લગ્ન વિશેનું મ્હારું મન્તવ્ય અને અન્તે ધરમદાસ શેઠ જોડેનો અમારા કુટુમ્બનો સંબન્ધ, એ બધું વિચારીને એમણે આ વાત માન્ય રાખી. બોલ હવે, ત્હારે શું કહેવાનું છે? હું તો કહું છું કે ત્હને પણ આવી અનુકૂળતા મળે તો પરણી જા. જેટલા વ્હેલાં પરણીએ તેટલી વ્હેલી નીરાંત."

"વા...રૂ. સલાહ માટે આભાર. મ્હારે જીવનનાં સ્વપ્નોને નથી કચડી મારવાં."

"ગાંડી તરું, સ્વપ્નો કચડાઇ નહિં જાય તો વિલય પામી જશે. સ્વપ્ન તે સ્વપ્ન. સ્વપ્નમાં વિચરીએ પણ સત્ય વસ્તુસ્થિતિ કંઇ ભૂલી જવાની?"

"એ તો ત્હારું હમેશનું ડહાપણ છે. પણ ત્હારા પતિદેવનો તો કંઇક પરિચય આપ."

"જો, એમનો પ્રત્યક્ષ પરિચય તો એક અઠવાડિયા પછી અહિં પરણવા આવશે ત્યારે આપીશ. હમણાં તો પપ્પા પાસેથી સાંભળ્યું છે તેટલું કહું તો કહું?"

"વારુ."

"પણ જો, એમાં ત્હને તો ખાસ જાણવા જેવું કંઇ નહિં લાગે. પણ એટલું તો તું કબુલ કરે છે ને કે સૃષ્ટિ આપણા માટે જ કે આપણી રૂચિનાં માણસો માટે જ નથી સરજાઇ."

"એ બધી ત્હારી દુનિયાદારીથી હું અજાણ નથી. સીધી વાત કર ને."

"તો વાતમાં એટલું જ કે જેની જોડે હું પરણવાની છું તે એક વેપારી વર્ગમાં મુખ્ય એવા માણસ છે. વેપારી, માસ્તર, દાક્તર વગેરે વર્ગો વિશે તો આપણે અનેકવાર વાતો કરી છે એટલે આટલા પરથી તું ઘણું ખરું તો સમજી શકશે. પૈસા કમાવા, તે માટે સાહસ ખેડવાં એ જીવનનું લક્ષ્ય. એ પૈસાનો જીવનમાં કેવો અને કેટલો ઉપયોગ થાય છે એ તો ખરા વેપારીને મન ગૌણ બાબત છે."

"એટલે એ પૈસાથી મોજ મારવા જ તું પરણે છે એમ કહી દેને."

"તું એમ ભેડાઇ ન પડ, તરુ. અને મોજ મારવી કોને નથી ગમતી? આપણે સ્વપ્ન-સૃષ્ટિઓ રચીએ છીએ તે પણ શાને, માટે? પણ એ તો આડી વાત થઇ. એટલે વેપારીમાં જે જાતનું દૃષ્ટિબિન્દુ હોય એવું દૃષ્ટિબિન્દુ મ્હારા ભાવિ પતિનું જીવન તરફ છે. અને તેમને એમાં અસંતોષ ન લાગે એ સ્વાભાવિક છે. ચાર છ મહિના અહિં, ચાર છ મહિના આફ્રિકા એમ અવાર નવાર વેપારને અંગે રહેવું પડે એ પણ તેમને પ્રતિકૂળ નથી લાગતું. પણ એક વિચિત્ર શોખ એમનામાં છે તે પક્ષીઓ પાળવાનો. એ શોખ એમના બાળપણના કોઇ મિત્ર પાસેથી મળ્યો હોય કે કોઇ પૂર્વજન્મના સંસ્કારે. પણ જુહુના એમના બંગલામાં પક્ષીઓનું મઝાનું સંગ્રહસ્થાન છે. અને એ બધાં પક્ષીઓ અહિં જુહુના બંગલામાં જ રહે છે. તેમને આફ્રિકાની મુદ્દર કરવી પડતી નથી. હું યે પરમદિવસે એ પક્ષીઓને જોઇ આવી. અને ખરું કહું—એ પક્ષીઓને જોઇને તો મારો નિર્ણય વધારે મજબુત બન્યો."

"એ પછી ભેગું ધરમદાસ શેઠ એક આ માનવપક્ષી પણ મઝામાં મૂકશે. બીજું શું?"

"તો પણ હું નિરાશ નહિ થાઉં. ગાંડી, તું સ્વપ્નસૃષ્ટિને સદૈવ અમર રાખવા માગે છે? પણ એ તો સ્વપ્નસૃષ્ટિ એટલું ન ભૂલતી. અને જ્યાં સુધી એવી સૃષ્ટિઓ રચવાનો જીવનમાં અવકાશ હશે ત્યાં સુધી જ જીવવાની મઝા. પછી તો શું જીંદગી અને

શું મરણ ? એ સ્વપ્નસૃષ્ટિઓને જીવનમાં પ્રત્યક્ષ કરવામાં પણ રખે સુખ સમજતી. "

" ત્હારી ફીલ્સુફી તો કમાલ છે. વારૂ, પણ કલા તને લાગે છે ખરૂં કે આ લગ્ન કરીને તું ખરેખર સુખી થઈશ ? પ્રેમ, ઉલ્લાસ વગેરે આજ સુધીમાં અનુભવ્યા એવા જ રહેશે ? "

" તરૂ, મ્હેં હજી જીવન અધૂરૂં જ જોયું છે. પ્રેમ, ઉલ્લાસ, એ બધું તો આપણામાંથી જ ને ! કોલેજમાં પણ કર્યા અનેક સાથે આપણે સ્વપ્નવિહાર નથી કર્યો ! એ સ્વપ્નવિહારમાંથી આપણને કોણ અટકાવે એમ છે ! લગ્ન. અરે એ વિહારનો અન્ત લાવે એવા લગ્નને હું તો મૃત્યુ સમાન ગણું અને તું સુખનું કહે છે ! જો સુખ તો મારે જાતે જ ઊભું કરવાનું છે. લગ્નની સમાજિક ઉપયોગિતા તારી બુદ્ધિમાં જ નથી આવતી. અને તને અત્યારે આ બધી ફીલ્સુફી લાગતી હોય તો પછી પણ જોજે ને. "

" વારૂ પણ લગ્નનું ન્હોતરૂં તો અમને મળશે ખરૂં ને ? "

" જરૂર. પરિમલ, ચિરંજીવ, ગિરીશ અને બીજા બધાને પણ. "

" બાળવા, લુચ્ચી ! " કહીને હીંચકેથી ઊઠતાં તરલાએ એક હળવી લપડાક કલાને મારી.

" બળવા અને બાળવામાં પણ કેવી મઝા છે એ તને ય સમઝાશે. પણ પાછી ક્યારે આવીશ ? "

" હવે તો તું સપ્તપદીમાં પગલાં ભરતી હોઈશ ત્યારે જ. " તરલાએ હસતાં હસતાં કહ્યું અને તે જતી રહી.

થોડા દિવસ પછી, લગ્નની ધામધૂમ થઈ. કલાનો વર એને પરણવા આવ્યો. લગ્નની બધી ક્રિયા સમાપ્ત થઈ. કલાનાં મિત્રોએ એને અનેક વસ્તુઓ ઉપહારમાં આપી, કેટલાકે ભગ્નહૃદયે કલાને વિદાય આપી. આવા વેપારીને પરણવામાં કલાનો પરાજય હતો એમ કોઈ કોઈએ એને ખાનગીમાં કહ્યું પણ ખરૂં. કલાએ એમાં જ પોતાનો વિજય માન્યો.



# કોશિતમાં

એક પેટયો છ કોશિતમાં દીપ,
જ્યોત છલી, નેને વરયો રે લોલ.
વિશ્વસાગરના અણખુલ્યાં છીપ
એ પારખે જ્યોતિ છલ્યો રે લોલ.

કૂંણી કિરણોનાં નાનકડાં નાવ
લાગ્યો જલ શોધવા રે લોલ.
પેર્યો જીવનના ઊંડે પાતાળ
અહીકને દેખવા રે લોલ.

ચાહ્યો વામન શો અંતરનો દીપ
વિરાટને વધાવવા રે લોલ.
સીંધુ ગરજે ને ઉછળે અમીત
ખલી-તૃષા છીપાવવા રે લોલ.

બાલ જેવા વીંઝે નાના હાથ
ઘૂમતો હુલાસથી રે લોલ.
એની ઊર્મિ નિરખવાની નાથ
સંતોષજો શ્રીહરિ રે લોલ.

" સુહૃદ "

# બ્રહ્મજન્મની દીક્ષા*

( ગીત )

પ્રાણની પરાગ ઢોળાયે ઓ સુન્દરી ! પ્રાણની પરાગ ઢોળાયે,
મ્હેક મ્હેક કોણ કરે ભરીશું, ' ફુલડાં કટોરી ' ઉરમ્હાયે,
ઓ સુન્દરી ! પ્રાણની પરાગ ઢોળાયે.

પૃથ્વીને આભના ક્ષિતિજ જેવું શું, તારા મૈત્રક રચાયે. ઓ સુન્દરી.
જીવન સરિતના પુણ્યપ્રવાહ શું સૌન્દર્યોદધિમાં સમાયે ઓ સુન્દરી.
અધુરી અમૃતની આછેરી લ્હેર ભરી મીટડી માંડ મંડાયે. ઓ સુન્દરી.
ઊર્મિ આ તે આપણા પગ નીચે ઉછળું ઉછળું શું થાયે ? ઓ સુન્દરી.
આત્માને ફૂટતી આંખો દીસેને, અણજાણ્યું કેમ ઉડાયે. ઓ સુન્દરી.
બ્રહ્મજન્મની દીક્ષા દે શું પ્રેમલ દૃષ્ટિની મ્હાયે. ઓ સુન્દરી.
ફુલડાં મલકે ને મલકે આ તારલા, તરૂવર, સરવર મલકાયે. ઓ સુન્દરી.
સામ સામે મીઠી મીટડી માંડતાં, આવડું શું હસી તે પડાયે ? ઓ સુન્દરી.
યુગના થાક આ આત્માના ઉતરે, વિખડાંનાં અમૃત પાયે. ઓ સુન્દરી.
સુખનાં મરકડાંમાં પુનિત પ્રાણેશ્વરી, એવડી શી પ્રેરણા પાયે ? ઓ સુન્દરી.
દિવ્ય દગોનાં એ ચશમાં કે-કમનીય કીકી પ્હેરાયે ? ઓ સુન્દરી.
પ્રેમની પરાગ શું ઢોળાયે, ઓ સુન્દરી ! પ્રેમની પરાગ ઢોળાયે. ઓ સુન્દરી.

ऋतूनां कुसुमाकर :

---

* " પ્રેમની પીડા કોને કહીએ " એ રસધૂન.



જાપાનના ગ્રામ્યજીવનનું એક દૃશ્ય

# જાપાન પર દૃષ્ટિપાત

પ્રયોજક :

શ્રી. રમણીકલાલ જ. દલાલ
બી. એ., એલએલ. બી.

રૂખુઆરીનું ઠંડુ પ્રભાત હતું. 'પાઇન' વૃક્ષોથી છવાયલી કોબીની ટેકરીએ હીમના મુગટો ધારણ કર્યાં હતા. પાશ્ચિમાત્ય ભારે વસ્ત્રો પહેરી લોકો બંદર પર મિત્રોના સ્વાગત માટે આવ્યા હતા. તેઓ માત્ર રૂમાલ કે ટોપી જ હલાવતા. એક પણ શબ્દોચ્ચાર નહોતો. આંગળીને વેઢે ગણાય એટલા પણ સ્વચ્છ 'હીન રીકી' જાપાનની આગાહી કરતા.

ટોણું નજીક આવ્યું એટલે થોડીક સ્ત્રીઓ નજરે પડી. એમણે યુરોપીય પોશાક નહોતો પહેર્યો. વિવિધરંગી 'કીમોનો' ભરેલી 'ઓબી,' લાકડાના 'ગેટા' ને સફેદ 'તાબી' (મોજા)–એ એમનો પોશાક. બેએક જણે પુરાણી જાપાની પ્રથા પ્રમાણે અંબોડો લીધો હતો. બાકીનાએ સાદી અર્વાચીન રીતે વેણી ગૂંથી હતી. પૌર્વાત્ય

સ્ત્રીઓ સર્વત્ર રાષ્ટ્રીય પોશાક પસંદ કરે છે એ ખુશ થવા જેવી બીના છે.

પ્રથમ દૃષ્ટિપાતે જાપાની સ્ત્રીઓ પાછળ રહેતી જણાય હતી પણ પછી તો એ દરેક કાર્યમાં અગ્રભાગે વિરાજતી માલુમ પડી.

કોબીમાં એક હિન્દી હોટેલ છે ત્યાં નાની પણ ચાલાક હસમુખી જાપાની છોકરીઓ એકદમ મહેમાનનું સ્વાગત કરે છે. કોટ વિગેરે ભારે વસ્ત્રો ઉપાડી લઇ 'હીબાચી' આણી, ખંડને ત્રિ-જપીથી ગરમી આપી તમામ સગવડ કરી આપે છે. શુદ્ધ હિંદી ખાણું–પુરી, દાળ, ચટણી, ભાજી–પી-રસાય છે; રસોડામાં છોકરીઓ કામમાં



સાગર કિનારે સહેલગાહ કરતી જાપાની સ્ત્રીઓ

ગૂંચાયલી હોય છે પરંતુ ઘંટડી વાગતાં જે ખંડમાંથી સંદેશો આવે ત્યાં દોડી જાય છે. કોઇ પણ પ્રકારનું કામ કરતાં તે મોં ચઢાવતી નથી ને કોઇ પણ કાર્યમાં તે મોડી પડતી નથી.

જાપાનમાં ફુટપાથ ઉપર ઝાઝી ભીડ થતી નથી. રસ્તાઓ ઘણા જ સીધા છે. દર પાંચ પાંચ મિનિટે અનેક વિજળીની ટ્રેઇનો દોડે છે. ખાનગી સીડાન ગાડી જેવી ટેકસીઓ ટ્રામો ને બસો પણ છે. ડ્રાઇવરો પુરૂષ જ હોય છે. પરંતુ ટોકીઓ ને ઓસાકાની ઓમનીબસોની 'કંડકટરો' કુમળી કન્યાઓ હોય છે. તેઓ ખૂબ જ ચપળ, સભ્ય ને આનંદી હોય છે. જેવી બસ ઉભી રહે છે કે તુરત જ યુરોપીઅન પોશાકમાં સજ્જ થયેલી હસમુખી નાનકડી છોકરી નીચે ઉતરે છે, નાના મોટા ઉતારૂઓને ચઢતાં ઉતરતાં મદદ કરે છે, આગંતુકોને ટીકીટ આપે છે, ઉતરનારની ટીકીટ લઇ લે છે, સહકાર આપવા માટે બધાનો આભાર માને છે અને દરેકને વિદાય દઇ ડ્રાઇવરને બસ ઉપાડવા સૂચના કરે છે. આ નાનકડી છોકરીઓ મોટા સાહસી વિરેથી ઉતારૂઓને પણ મદદ કરતાં શરમાતી નથી યા તેમનાથી ડરતી નથી. ચાલતી મોટર કે ટ્રેઇનમાં ચડી જવાનો જાપાનમાં કોઇ જ પ્રયાસ ક-

રતું નથી. દરેક ઓમનીબસની કંડકટર એકેએક ઉતારૂની વાટ જુએ છે. કેટલીક વાર નાનાં બાળકો ભીડ બહાર નીકળી શકતાં નથી ત્યારે આ કંડકટરો તેમને બહાર કાઢી હસતે સુખે તેમનાં માબાપ અગર વાલીને સુપ્રત કરે છે.

રેલ્વે પ્લેટફોર્મ જાપાનમાં ભરચક હોય છે. આખો દિવસ મરદો સ્ત્રીઓ ને બાળકો ટ્રેઇનમાં ચઢતાં ઉતરતાં હોય છે. કોબીને ઓસાકામાં રેલ્વેના ડબ્બામાં મરદની સંખ્યા સ્ત્રીઓની સંખ્યાથી ભાગ્યે જ વધારે રહે છે. ટોકીઓમાં મરદની સંખ્યા વધી જાય છે. કદાચ ઓસાકા સ્ત્રીઓને વધુ સ્વાતંત્ર્ય બક્ષતું હશે. એ વ્યાપાર ઉદ્યોગનું મહાન ક્ષેત્ર છે ને ત્યાં સ્ત્રીકારીગરોનો મોટો સમૂહ છે. જાપાની ઉદ્યોગગૃહોમાં સ્ત્રીઓની સંખ્યા મરદો કરતાં વધારે હોય છે. સ્પીનીંગ ને વીવીંગ ખાતામાં લગભગ ૮૨.૪ ટકા સ્ત્રીઓ છે. લગભગ ૭૪૦૫૧૧ સ્ત્રીઓ ને માત્ર ૧૫૮૨૮૧ મરદો કામ કરે છે. તમામ ઉદ્યોગ ધંધાની તારીજ કાઢીએ તો સ્ત્રીઓ ને છોકરીઓ ભેગી



ટોકીઓની સ્ત્રીઓની તબીબી કોલેજ હોસ્પીટલ

સંખ્યા મરણો કરતાં વધી જાય છે. તે લગભગ ૧૩.૪ ટકા છે. આશરે ૮૮૬૨૩૪ વિરૂદ્ધ ૭૭૪૦૫૮ નું પ્રમાણ છે.

ઓસાકામાં નજરે પડતી ઘણી ખરી છોકરીઓ ઓકારીગરો છે. પરંતુ તેમાંની એક પણ મજૂરણ જેવી લાગતી નથી. એકેએક યુવતી સુંદર રેશમી 'કીનોનો' મોંઘી 'ઓબી,' ડાઘ વગરના 'હાબી' અને 'ગેટા' ધારણ કરે છે. જાપાની યુવતીઓ કપડાંનો પૂરો શોખ રાખે છે. ૩૦ થી ૨૦૦ યેન સુધી ખર્ચતાં તે અચકાતી નથી. આપણી મીલની મજુરણ પચીસ રૂપિયાની સાડી પહેરે એમ.

આ યુવતીઓ બાવીસ ત્રેવીસ વર્ષની વયે પરણે છે. લગ્ન પહેલાં ઘણીખરી છોકરીઓ નોકરી કરી પૈસા કમાય છે. તેઓ જાતમહેનતથી પોતાનું ખર્ચ કાઢે છે, માબાપને મદદ કરે છે ને લગ્નની પહેરામણી માટે જોઈતી રકમ બચાવે છે. ટોકીઓમાં સત્તર હજાર સ્ત્રી કારીગરો છે. તેમાંની ૭૬.૫૭ ટકા પોતાનું ખર્ચ કાઢી પોતાના કુટુંબીઓને મદદ કરે છે. આમાંનો મોટો ભાગ સોળથી પચીસ વર્ષની વયની હોય છે: ને માસિક ત્રીસ યેન કમાય છે. એમાંથી તેઓ પોતાનો નિભાવ કરે છે ને થોડું ઘણું બચાવે પણ છે.

જાપાનમાં ફેબ્રુઆરીથી વસંત ઋતુ બેસે છે ને તેની દેવમંદિરો દ્વારા સરકારી જાહેરાત કરવામાં આવે છે છતાં એ ગાળામાં ઓસાકાના ઔદ્યોગિક કેન્દ્રમાં રાજમાર્ગ પરનાં 'ચેરી'-વૃક્ષો હાડપીંજર જેવાં જણાય છે. આમ કુદરત રંગવિહોણી હોવા છતાં જાપાની યુવતીઓના પ્રતાપે શહેર રંગવિહોણું ભાસતું નથી. એ યુવતીઓનાં શરીર કુમકુમથી મઢેલાં હોય છે એટલે કોબી ઓસાકા કે સાનોમીયાનાં ચમકતાં સ્ટેશનો પર જ્યારે એ સ્ત્રીઓ આરોગ્ય ને સૌન્દર્યની મૂર્તિઓ બની ગાડી પકડવા દોડે છે ત્યારે જાપાન જાણે પુષ્પભૂમિ ન હોય તેવો ભાસ થાય છે. ફુલ ગૂંથેલા ઉડતા જાપાની 'કિનોમો' હિંદી સાડી ને ચણીયા પછી જગતમાં સ્ત્રી પોષાક તરીકે બીજે નંબરે આવે. પરંતુ સાડીઓના ટોળા કરતાં 'કીનોમો'નું ટોળું ઘણું જ આકર્ષક લાગે છે; કારણ કે એક પણ ફાટેલો કે રંગ ઉડી ગયેલો 'કિનોમો' નજરે પડતો નથી.



બાળકોની હોસ્પીટલમાં સારવાર

પરંતુ કમનસીબે શાળા જતી કન્યાઓ, બસની બાલાઓ ને રેસ્ટોરાં કે દુકાનો પરની

કુમારિકાઓએ સગવડીઆને વ્યવહારૂ પોષાક તરીકે યુરોપીય ફ્રોક્સ પસંદ કર્યા છે ને પોતાનો સ્વદેશી પોષાક છોડી દીધો છે. છતાં આમ જનના તરફ નજર નાંખીએ તો અર્ધ કરતાં વધારે મરદો અંગ્રેજી પોષાકમાં ને જાપાની સ્ત્રીઓ સ્વદેશી રીતે સજ્જ થયેલી જણાશે.

કારખાનાં ઉપરાંત રેસ્ટોરાં ને મીલ સામાનની દુકાનોમાં સ્ત્રી કામદારો નજરે ચડે છે. રેસ્ટોરામાં છોકરીઓ જ પીરસે છે. ઘરાકો સાચવે છે ને ગલ્લા પર પણ બેસે છે. આ છોકરીઓ મહેનતુ, ચોકકસ, ચાલાક, ચપળ ને હસમુખી હોય છે. પાંચ છ ઘરાકો ઉપર તેઓ એક સામટી નજર રાખી શકે છે ને એમના નાનકડા બે હાથમાં પાંચ સાત ગરમ રકાબીઓ સહેલાઇથી ઉપાડી જાય છે, આ લોકો મહેનતુ ને ચાલાક હોય છે છતાં તેમની આંખો ને કાન કાંઇને કાંઇ તોફાન ઝીલી લેવા હંમેશાં તૈયાર રહે છે. યોકોહામાં ને કોબી સિવાય જાપાની શેરીઓમાં હિંદી સ્ત્રીઓ ભાગ્યે જ નજરે પડે એટલે જાપાની સ્ત્રીઓ વિદેશી સ્ત્રીઓનું ખૂબ જ ભાવભીનું સ્વાગત કરે છે ને વિદાય આપે છે "ફરી જાપાન આવજો: અમારી હોટેલ જરૂર પાવન કરજો" એ તેમનો વિદાય સંદેશ હોય છે.

ઓસાકા અને ટોકીઓમાં અર્વાચીન પ્રકારનાં ઘણાં સુંદર મહાલયો છે. કેટલાક તો આઠ આઠ માળ ઉંચા હોય છે. દરેકમાં લીફ્ટ હોય છે. જાપાની છોકરીઓ જ આ લીફ્ટ સંભાળે છે ને આવનાર જનારને વંદન કરવા તે કદી પણ ચૂકતાં નથી.

રેલ્વે સ્ટેશનો, હોટેલોમાં ને ઘણી ઓફીસોમાં જાપાનીસ છોકરીઓ ટેલીફોન ઓપરેટર તરીકે પણ કામકાજ કરે છે. રેલ્વેની ટીકીટો પણ આ છોકરીઓ જ વેચે છે.

વધુ શારીરિક શ્રમ ન પડે એવા ઉદ્યોગો વધારે હોવાથી જાપાની, સ્ત્રીઓ વધારે પ્રમાણમાં ભાગ લઇ શકે છે. ઘેર રહી રેશમના કીડા ઉછેરતી ને રેશમ એકઠું કરતી સ્ત્રીઓની તો ગણત્રી જ નથી, છત્રીસ ટકાથી વધારે સ્ત્રીઓ ઉપયોગી ધંધામાં લાગેલી જ હોય છે. બાલ મજુરોનું પ્રમાણ દિનપ્રતિદિન ઘટતું જાય છે. છતાં અત્યારે સોળ વર્ષથી નાની વયની છોકરીઓની વસ્તીના દશ ટકા વણાટ ખાતામાં કામ કરે છે.

મરદની મજુરી કરતા જાપાનમાં સ્ત્રીઓની મજુરીના દર સસ્તા છે. આથી પણ સ્ત્રીઓની સંખ્યા વધારે હોવાનો યોગ છે. મજુરીના સરાસરી દર નીચે પ્રમાણે છે.

| | મરદો | સ્ત્રીઓ |
|---|---|---|
| રૂ પીંજવામાં | ૧.૭૦ | ૧.૨૦ |
| વણવામાં | ૧.૫૦ | ૧.૦૦ |

રેશમી વણાટને પીંજણ જાપાનના જુના ગૃહઉદ્યોગો હતા. એટલે રેશમના ધંધામાં તેઓ કારીગર તરીકે સ્વાભાવિક જ જોડાયાં છે. આસામની સ્ત્રીઓને પણ તક આપવામાં આવે તો તેઓ પણ પોતાની જાપાની બેનો પેઠે કારીગર બની શકે તેમ છે.

જાપાની સ્ત્રીઓએ છાપખાનામાં પણ કામકાજ કરવા માંડયું છે. ઓસાકા મૈઇનીચી છાપખાનામાં છોકરાઓ કમ્પોઝ કરે છે ને છોકરીઓ ટાઇપ ફરી ગોઠવે છે. આમ છોકરા કરતાં છોકરીઓનું કામ વધારે અઘરૂં હોય છે.

સ્ત્રીઓની મેડીકલ કોલેજ ઘણીજ વિશાળ છે. એને લગતી ઘણી જ મોટી હોસ્પીટલ છે. એનું મકાન ૭ માળનું છે. એમાં બે વિભાગ છે. એકમાં ક્ષયના ને બીજામાં બીજા દર્દોના દર્દીઓ રાખવામાં આવે છે. છેક જ નવી ઢબનું એ આલીશાન મકાન છે. એમાં ફેફસામાં છેલ્લી ઢબનાં વૈજ્ઞાનિક સાધનો

રાખવામાં આવેલાં છે. જાપાનની એ શ્રેષ્ઠ ને આદર્શ હૉસ્પીટલ છે. આ હૉસ્પીટલ સ્ત્રીઓના વિદ્યાલયને લગતી છે છતાં તેમાં મરદ દર્દીઓ દાખલ કરવામાં આવે છે. રોજના આઠ દાક્તરો ત્યાં કામ કરે છે. ઉંચા વર્ગના વિદ્યાર્થીઓને પણ ત્યાં કામ સોંપવામાં આવે છે. એને લગતો એક વિશાળ ક્લીનીક હૉલ છે. જાપાનમાં તે મોટામાં મોટો છે. એમાં ચારસો વિદ્યાર્થીઓ એકી સાથે બેસી શકે એવી સગવડ છે. એ વિદ્યાલયમાં કુલ એક હજાર વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે.

અંદર પેસતાંજ ઓપ્રમુખ યસોઇ મોરિયોકાનું એક પંચધાતુનું બાવલું નજરે પડે છે. હૉસ્પીટલની સામેના ખુલ્લા ચોકની બરોબર મધ્યમાં તે ગોઠવેલું છે. ૧૯૩૧ માં તે ઉભું કરવામાં આવેલું.

અંદર જતાં જોડા કઢવા પડે છે. વિદ્યાલય તરફથી અપાતી ચાખડીઓ પહેરીને જ મુખ્ય મકાનમાં પ્રવેશ કરવાનો હોય છે. ખાનગી ને યુરોપિયનોનાં મકાનોમાં પણ જોડા ઉતારી અંદર જવાનો ચાલ જાપાનમાં પ્રચલિત છે. આરોગ્યની દૃષ્ટિએ આ રિવાજ ઘણો જ આવકારલાયક છે. હિંદમાં એ ભૂંસાતા લાગો છે છતાં એને ફરી અપનાવી લેવાની જરૂર છે.

એક સરખો પોશાક પહેરેલી સ્ત્રી સેવિકાઓ એ આગંતુકને મહેમાનોના ખંડમાં લઇ જાય છે. ત્યાં એમના સ્વાગત માટે લીલી ચ્હા તૈયાર હોય છે. પછી દાક્તર આવી તેમનું સ્વાગત કરે છે. પછી નાસ્તો આવે છે. છેવટે દાક્તર હૉસ્પીટલનો ખુણેખુણો બતાવે છે. ત્યાં એક્સ રે ખાતું, અલ્ટ્રા વાયોલેટ ખાતું, ઓપરેશનના વિશાળ ખંડો, દુધ તપાસવા, ધોવા, રંધવા, પાણી ઉકાળવા વિગેરે માટેના જુદા જુદા ખંડો છે. સુવાવડ ખાતામાં સુવાવડ પહેલાં દર્દીઓને દાખલ કરવામાં આવે છે. બાળકોનો વિભાગ તદ્દન જુદો છે. ત્યાં નિર્જીવ વૈજ્ઞાનિક સાધનો જ માત્ર નથી હોતાં. તુરતનાં જન્મેલાં બાળકો સગવડવાળાં પારણામાં સુવાડેલાં જણાય છે. એમને કીનોમો પહેરાવેલા હોય છે. એમની રજાઇઓ પણ ચમકદાર રંગોથી ભરચક હોય છે. વજન કરવાના કાંટા બાજુમાં જ રાખવામાં આવે છે. કેટલાંક બાળકોનાં આયાઓ બીજાં માપ પણ લે છે. માતાઓને ત્યાં આવવા દેવામાં નથી આવતી.

બાળકોની હૉસ્પીટલમાં નિષ્ણાત આયાઓ કુમળાં બાળકોની સંભાળ રાખે છે. કેટલાંકની મા નથી હોતી, કેટલાંક હાથ પગ દોરડી ને પેટ ગાગરડી જેવાં બાળકો ત્યાં આવે છે. કેટલાંકને બીજાં દર્દો લાગુ પડેલાં હોય છે. છતાં તેમનાં કોઇ પણ સગાં સંબંધી ત્યાં નજરે પડતાં નથી. કેટલાંક ઉંઘે છે, કોઇ ખાટલામાં બેસી રહે છે. કોઇ રમકડાં જુએ છે. બાજુના ખંડમાં રમકડાંનો એક મોટો ભંડાર રાખવામાં આવે છેઃ તેમાં બાર વર્ષની વય સુધીનાં બાળકો આનંદ લઇ શકે તેવાં રમત ગમતમાં સાધનો હોય છે.

આખું ય મકાન બીજી જાતની મકાનો પેઠે તદ્દન સ્વચ્છ રાખવામાં આવે છે. ત્યાંની દાસીઓ કુલિન કુટુંબની કન્યાઓ જેવી દેખાય છે.

આ વિદ્યાલય ૧૯૦૦ માં એક શાળા તરીકે શરૂ કરવામાં આવ્યું હતું. ૧૯૧૨ માં તે વિદ્યાલય થયું. ૧૯૨૦ માં તે સરકાર તરફથી માન્ય રખાયું.

પચીસ વર્ષ પહેલાં સ્ત્રીઓને વૈદકીય શિક્ષણ આપવું જાપાનમાં યોગ્ય લેખાતું નહિ. એટલે જ આ પ્રયત્ન પ્રથમ સફળ થયેલો નહિ પરંતુ રૂસો જાપાનીઝ યુદ્ધ પછી

જાપાની પ્રજા વૈદકીય જ્ઞાનની અગત્ય પારખતી થઇ. વળી સ્ત્રીઓની પણ ધંધા માટે માગણી વધી મોટી વયે લગ્ન થવા લાગ્યાં. એટલે વૈદકીયને બીજાં ધંધાદારી જ્ઞાન સ્ત્રીઓ મેળવે તે પ્રત્યેની સુગ અદશ્ય થઇ.

ઇસ્વીસન ૧૯૩૧ માં ૧૯૮૬ સ્ત્રી દાકતરો હતી. ૧૫૪૧૫૩ શાળાઓ હતી.

જાપાનમાં તેમજ બીજા દેશોમાં કેટલાક દર્દીઓ કુટુંબ સાથે હોસ્પીટલમાં રહેવા માગે છે એ માટે દર્દી નાણા ખર્ચી શકે તેવી વિવિધ ગોઠવણો રાખવામાં આવી છે મુખ્ય ખંડમાં દર્દીઓના ખાટલા હોય છે. પરંતુ બીજાના ખંડો ખાલી હોય છે ત્યા તેના કુટુંબના માણસો પડાવ નાખે છે ત્યાં તંદુરસ્તી જાળવાય એવી તમામ મગવડ હોય છે ને ખૂબ જ સ્વચ્છતા રાખવામાં આવે છે

વળી બહારના દર્દીઓની સંખ્યા પણ મહોળી હોય છે રોજીંદી હાજરી દર્શાવતા નકશાઓ રાખવામાં આવ્યા છે એ ઉપરથી શિયાળામાં દર્દીઓની સંખ્યા વધારે હોય છે તેની ખાત્રી થાય છે. હિંદમાં સ્ત્રીઆેા આરોગ્યપ્રદ લેખાય છે.

ગરીબો માટે પ્રસુતિગૃહો રોકીઓમાં બીજા વિભાગમા છે ત્યાં સુવાવડી સ્ત્રીઓ એક એક અઠવાડિયું રહે છે. તેઓને દરેક રૂપિયા ખર્ચ થાય છે તેમાં દાકતરનું મહેનતાણું, પ્રસુતિનું ખર્ચ, ખાવાનું આયા વિગેરે તમામનો સમાવેશ થાય છે, તમામ સગવડો સંતોષકારક છે. માતા ને બાલકો માટે બહારના દર્દીઓ માટેની પણ જુદી સગવડ છે. દુધ તપાસવાનું, પાણી ઉકાળવાનું ને પીવાનું કામ પણ ખૂબ કાળજીથી કરવામાં આવે છે. માતા ને બાળકોની સંખ્યા દર્શાવતા નકશાઓ રાખવામા આવે છે

આ હોસ્પીટલમાં ભવિષ્યની માતાઓને પૂરતી સૂચનાઓ આપતા અસંખ્ય નકશાઓ છે. યુવાન માતાઓને આયાઓને પણ સૂચનાઓ આપવાના નકશા છે. યોગ્ય અયોગ્ય ખોરાક, છોકરાં ઉછેરવાની રીતો, પુષ્ટિકારક પદાર્થો ને આરોગ્યના નિયમો તેમા દર્શાવેલા હોય છે.

ટોકીઓમાં સુવાવડો દવાખાનામાં જ કરવામા આવે છે એટલે ત્યા પ્રસુતિગૃહો અનેક છે. કેટલાંક મફત ચલાવે છે કેટલાક લવાજમ લે છે. કેટલાક ખરચાળ પણ છે.

છ થી બાર વર્ષનું દરેક બાળક શાળામાં જાય છે. ઇસ્વીસન ૧૯૨૮ માં ૯૫૬૫૯૫૨ છોકરાં ભણતાં ૯૫૧૪૦૦૦ તો શાળામાં જતાં; ગામડામાં ને શહેરોમાં શાળાના મકાનો ઘણાં જ સુંદર હોય છે, ' જાપાન બાળકો માટે સ્વર્ગ છે '

દશ ટકા છોકરીને આઠ ટકા છોકરાઓ પ્રાથમિક શાળા છોડી વધુ અભ્યાસ માટે જાય છે.

આમ અભ્યાસની પ્રગતિને લીધે જ જાપાની મહિલાઓ સુંદર પ્રગતિ કરી રહી છે. સ્ત્રી કેળવણી જાપાનમા નવી છે કારણ કે ૧૮૭૦ માં જ પ્રથમ કન્યાશાળા શરૂ થયેલી. છતા તેમણે જૂની ઘરેડનો ત્યાગ કરી દરેક ધંધામા મોટી સંખ્યામા પ્રવેશ કર્યો છે ને કેટલાક ધંધા તો માત્ર સ્ત્રીઓએ જ હાથ કરી લીધા છે ×

× અમેરીકા પરથી

# શ્રીદેવી

લેખક :
શ્રી. જીવણલાલ જાની

જગત ઉપર સંધ્યાના આછાં અંધારા ઉતરતાં હતાં. અને ગોદડાં જેવા થઈ અને કાળા ભમ્મર વાદળાંએ આકાશ ઘેરાતું જતું હતું. ટૂકડું ટૂકડું થતો મેઘ પૃથ્વી ઉપર ઝળુંબ્યો હતો, જેવી રીતે કોઈ કાળા હબસીઓની સેના તેના ફિલ્ડમાર્શલનો હુકમ થતાં શત્રુ ઉપર આક્રમણ કરવાની તૈયારીમાં હોય.

પ્રદેશ નિર્જન હતો. અને એ નિર્જન પ્રદેશને પોતાના કલરવ ધ્વનિથી ગુંજિત કરતી એક સરિતા મીઠાં જળ વહાવતી ચાલી જતી હતી.

આ નદીને કાંઠે એક શિવાલય તેના ખંડિત અવયવોએ ભૂતકાળની કોઈ ભવ્ય યાદ આપતું ઊભું હતું. કાળમીંઢ પથ્થરથી ઘડાએલો તેનો દેહ કોઈ અડીખમ યોદ્ધાની જેમ ઊભો હતો.

શિવાલયમાં સાંધ્યઆરતિ શરૂ થઈ. શંખઘંટાના મંગળનિનાદે આસપાસનો નિર્જન પ્રદેશ પડઘા પાડી રહ્યો.

મેઘે પણ વજ્રભેરી બજાવી મુશળધારે વરસવું શરૂ કર્યું. મેઘ અને શંખઘંટા સાથે જાણે કે સ્પર્ધા મંડાણી, આમાં અસમાનતા માત્ર એટલી હતી કે આષાડના પ્રથમ પ્રથમ દિવસો હતા એટલે મેઘ કોઈ કોડીલા નવજવાન શો મસ્ત અને તોફાની જણાતો હતો; જ્યારે ઘંટા સમયની એરણ પર કાળઘણના કપરા પ્રહારોથી ટીપાઈ ટીપાઈને વાર્ધક્યને પામ્યો હતો.

સ્પર્ધા વધુ વખત ન ચાલી. કારણ કે આરતી પૂરી થઈ અને ઘંટા પોતાનો અંતિમ ધ્વનિ વાયુ-હૃદયમાં રાખી નિરવ બની ગયો.

"પિતાજી," આરતી પૂરી થયા પછી શ્રીદેવીએ પૂજારી શિવનારાયણને સંબોધીને કહ્યું: "ચાર પ્રહરની આરતી માટે બિલ્લીપત્ર, ફૂલ, ફળ દુર્વા કાંઈ જ ન લાવી શકાયું."

"એમ કેમ બન્યું, બેટા!" મંદિરના પૂજારી શિવનારાયણે પૂછ્યું.

"રાજમહેલમાં ગઈ હતી. કુમારીની નાદુરસ્ત તબિયતને લીધે મહાદેવી બહુ જ શોકાગ્રસ્ત છે."

"કુમારીને કેમ છે હવે?"

"કાંઈ સારું ન કહેવાય. મહારાજ તો બિચારા ગાંડા જેવા થઈ ગયા છે."

"એક માત્ર કન્યા. વિધિલેખ કોણ ટાળી શકે? કુમારી કદાચ અલ્પાયુ હશે."

"આપ એમ કેમ કહો છો, પિતાજી? શું આપે ભવિષ્ય જોયું?"

"નહિ. ભવિષ્ય તો નથી જોયું. પણ થવા કાળે જે થવાનું હોય તે તો થયા જ કરે ને?"

"કાંઈ ઉપાય ન થઈ શકે?"

"કદાચ થાય, પણ એ બધું તો દૈવાધિન છે. માનવીનું શું ગજું?"

શ્રીદેવીએ એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો અને થોડી વાર કોઈ ઊંડા વિચારમાં પડી ગઈ હોય એવી જણાઈ પણ પછી એ તુર્ત જ ઊઠીને બહાર જવા તૈયાર થઈ.

તેને આમ બહાર જવા ઉદ્યત થએલી જોઈ શિવનારાયણ બોલ્યા:

"આવી આંધી અને વરસાદમાં ક્યાં ચાલી, બેટા, ઘેરે જ બેસને!"

" સામેના જંગલમાં જઈ થોડાં ફળ ફૂલ લઈ આવું. જવાની આજમે દેવતાને શું કામ ઉપવાસી રાખવા. અને આંધીને વરસાદ મને થોડા જ ખાઈ જવાના છે ! "

તે ચાલી નીકળી. અને ઉતાવળે કદમ ઉપાડની આશ્રમહરિણીશી એ સામેના જંગલમાં અદૃશ્ય થઈ ગઈ.

સંધ્યાના ઝાંખા પ્રકાશમાં, વરસતા વરસાદે, જંગલી હરણના જેવી ચંચળ ગતિથી તે ફળ ફુલ ચૂંટતી હતી અને ઝોળીમાં નાખતી જતી હતી.

વરસાદનું જોર ઓછું થયું હતું.

અચાનક કોઈના ઘોડાના ડાબલાનો અવાજ તેની કર્ણેન્દ્રીય ઉપર અથડાયો. એક ક્ષણ એ પાસે ને પાસે આવતા જતા અવાજને સાંભળવા થંભી અને પછી એ અવાજનું જાણે કશું જ મહત્વ ન હોય એમ પાછી પૂર્વવત્ ફળ-ફૂલ ચૂંટવામાં મગ્ન બની ગઈ.

પણ જ્યારે અશ્વારોહીએ પાસે આવી ' ભદ્રે, શહેર તરફ જવાનો રસ્તો કઈ બાજુ ?' એમ પૂછ્યું ત્યારે તેની મગ્નતા તૂટી. એણે જરા તોરમાં માથું ઊંચું કર્યું. કપાળ અને ગાલ પર વેરાએલી અલકલટોને કરાંગુલિથી સરખી કરી અને જવાબ આપ્યો: ·

" જરા સબૂર કરો તો આ મારી ઝોળી ભરાય એટલા ફળ-ફૂલ ચૂંટી તમને માર્ગ બતાવું. "

અને પછી ઊંચું કરેલું મુખ કમનીય રીતે નીચું નમાવી, ફૂલોથી લચી પડતી એક વેલ તરફ એ દોડી અને ફૂલો ચૂંટવા લાગી.

પથિક ખૂબ જ થાકેલો હતો. તેને ભૂખ પણ કકડીને લાગી હતી. તે અધીર બનવા લાગ્યો. બોલ્યો:

" હું ખૂબ જ થાકી ગયો છું. ભૂખ પણ કકડીને લાગી છે મારાથી ઘોડા પર સ્થીર બેસી શકાતું નથી જરા શીઘ્ર..."

પથિકના કરુણાર્નીગળતા આ શબ્દો સાંભળી શ્રીદેવીએ પથિક તરફ નેત્રો માંડ્યા. બોલી :

" તો અત્યાર સુધી કેમ બોલ્યા નહિ, પરદેશી, બહુ લાંબેથી આવતા હશો ? "

" બહુ જ લાંબેથી. મારા શહેરથી દૂર એક ગાઢા જંગલમાં મારા કેટલાક સાથીઓ સાથે હું શિકાર કરવા નીકળ્યો હતો. એક શિકારની પાછળ દોડતાં હું એકલો પડી ગયો. રાત પડી ગઈ. ભયંકર વરસાદ અને આંધીમાં હું માર્ગ ભૂલી ગયો. ગઈ કાલનો ભટક્યા કરું છું પણ નથી માર્ગ જડતો, નથી સાથીઓનો પત્તો લાગતો. "

" ત્યારે તો ભારે આપત્તિમાં આવી પડ્યા. તમે ગઈ કાલના ઉપવાસી છો ! ચાલો, ચાલો, "

આગળ શ્રીદેવી અને પાછળ અજાણ્યો પથિક એમ બન્ને જંગલમાં માર્ગ કાપવા લાગ્યા. થોડી વાર એમ માર્ગ કાપ્યા પછી પથિક બોલ્યો:

" આ રાજ્ય કોનું ? "

" પરમ ભટ્ટાર્ક મહામહોદય રૂદ્રવાહનનું. " શ્રીદેવીએ જવાબ આપ્યો.

જવાબ સાંભળી પથિક ચમકી ઉઠ્યો. ' આટલો બધો દૂર નીકળી ગયો એમ ? ' તે મનમાં જ ગણગણ્યો અને પછી બોલ્યો;

" દેશ આટલો બધો નિરાનંદ કેમ લાગે છે ? "

" મહારાજાની એક માત્ર કન્યા મૃત્યુ-શય્યા પર છે. "

" શું વ્યાધિ હશે ? "

" અસાધ્ય વ્યાધિ હોવાનું કહેવાય છે. '

ચાલતા ચાલતા ઘોર અંધકારમાં અચાનક પથિકનો પગ એક ઝાડના ઠૂંઠા સાથે અથડાયો. અને તે પડતો પડતો માંડ બચ્યો. હાથમાંથી ઘોડાની લગામ છૂટી ગઈ અને

ઘોડો ભડકીને ભાગ્યો. આકાશમાં મેઘ અને મલ્લયુદ્ધ પાછું શરૂ થઇ ગયું.

"મારો હાથ પકડીને ચાલો. પરદેશી!" શ્રીમતી પોતાનો હાથ પથિકના હાથમાં આપતી બોલી. "એક તો અજાણ્યું સ્થળ અને ઉપર પાછું વરસાદનું તોફાન!"

એ સમજવું મુશ્કેલ હતું કે આ જામતી જતી અંધારી રાતમાં અવિરામ વર્ષાના બુન્દોને ઝીલતા આ બન્ને અપરિચિતોનો પરિચય ક્યારે, કેવી રીતે, કયા શુભ મુહુર્તમાં ગાઢ બની ગયો. બંનેમાં ના તો શરમ હતી ન તો સંકોચ. શ્રીદેવીને લાગ્યું કે આ પરદેશીનો હાથ પકડી કોઇ જન્મજન્માંતરથી તે પંથ કાપતી આગળ ને આગળ વધી રહી છેઃ પરદેશીને એમ લાગ્યું કે એના જીવન અને મૃત્યુની માર્ગ-નિર્દેશિકા કલ્યાણકારી નારી આજ છે. વાણી ત્યાં મૂક બની હતી, હૃદય તંદ્રાચ્છન્ન.

મંદિરના દ્વાર પર શ્રીદેવીની પ્રતીક્ષામાં ઊભેલો પૂજારી વ્યાકૂળ બનતો જતો હતો. ત્યાં અચાનક શ્રીદેવીના લાડભર્યા શબ્દો તેના કર્ણ પર અથડાયાઃ

"અતિથિ લાવી છું, પિતાજી!"

પ્રગાઢ અંધકારમાં શિવનારાયણ કાંઇ ન જોઇ શક્યા. પરંતુ અતિ આદરથી એણે પથિકનું સ્વાગત કર્યું.

શ્રીદેવી પથિકને શિવમંદિર પાસેના એક નાના એવા પણ સુઘડ ઘરમાં લઇ ગઇ. શિવનારાયણ પણ ત્યાં આવ્યા.

શ્રીદેવીએ દીપક ચેતાવ્યો. દીપકના પ્રકાશમાં શિવનારાયણે જોયું તો એક સુંદર અને સુગઠિત બદનવાળો બહુમૂલ્ય વસ્ત્રધારી યુવક એનો અતિથિ છે. પથિકની નજર પણ શિવનારાયણ ઉપર પડી અને શ્રદ્ધાથી તેનું મસ્તક નીચું વળ્યું. શિવનારાયણ ઉપરથી નજર ખસીને શ્રીદેવી ઉપર પડી અને એના અપાર આશ્ચર્ય વચ્ચે જાણે એને હિમાલયની તપસ્યારત ગૌરીના સાક્ષાત દર્શન થયાં. શ્રીદેવીએ પણ તે જ ઘડિયે પિછાણી લીધો પોતાના જન્મ-જન્માન્તરના સાથીને.

"બેસ બેટા," પથિકને હજી સુધી ઉભેલો જોઇને શિવનારાયણે કહ્યું. "પરિચયનું કાંઇ પ્રયોજન નથી. ભોજનપાણી લઇ સ્વસ્થ બનો."

પણ શ્રીદેવી ભારે વિમાસણમાં પડી હોય એમ દેખાતું હતું. તે વિચારતી હતી કે આ પથિકને સૂકાં વસ્ત્રો ક્યાંથી આપવાં! પિતાજીનાં ભગવાં વસ્ત્રો કંઇ એને દેવાય?"

શિવનારાયણ શ્રીદેવીની આ વિમાસણ પામી ગયા. બોલ્યાઃ

"બેટા, રાજાધિરાજને પણ ક્યારેક ભગવાં ધારણ કરવા વખત આવે છે. સંકોચ ન લાવો. જે હોય તે આપો."

વસ્ત્રપરિવર્તન બાદ થોડાંક તાજાં ફળ શ્રીદેવીએ લાવીને પથિકને આપ્યાં, જેને આરોગી તે જરા આરામ લેવા આડો પડ્યો.

"હું ભોજન બનાવુંને, પિતાજી?" ધીરેથી શ્રીદેવીએ શિવનારાયણને પૂછ્યું.

શ્રીદેવીના પૂછવાનો મર્મ જાણી શિવ-નારાયણ હસ્યા. પથિકને સંબોધી તે બોલ્યાઃ

"શ્રીદેવી મારી પાલિત કન્યા છે. હું બ્રાહ્મણ છું, તે નહિ. તેની બનાવેલી......"

"પણ હું બ્રાહ્મણ નથી." પથિક વચ્ચે બોલી ઊઠ્યો.

તૃપ્તિથી પથિકે ભોજન કર્યું. એ ભોજ-નનો સ્વાદ એને અદ્‌ભુત લાગ્યો. જિંદગીમાં જાણે આવું સ્વાદુ ભોજન એણે કદી ખાધું જ નથી એમ એને લાગ્યું. શાક, દાળ અને જાડા ભાત એને અમૃત જેવા લાગ્યાં.

ભોજન વિધિથી પરવારી પથિક બોલ્યોઃ

"આજે જો શ્રીદેવી ન મળ્યાં હોત તો મારી તો કોણ જાણે શી ય દશા થાત!"

"દશા તે વળી શું થવાની હતી."

પોતાની પ્રશંસાથી ન ફુલાતાં શ્રીદેવીએ કહ્યું. " આપને સહજમાં માર્ગ જડી આવત. "

" આવી આંધી, વરસાદ, અને રાતના સમયે જંગલમાં ભટકવું એ તમારે મન આપદ નથી એટલે જ તમારાથી બેસી શકાય છે, દેવી."

" તમારું કહેવું સાચું છે, કારણ કે જંગલ મને ઓળખે છે. " શ્રીદેવી હસીને બોલી. " જો એમ ન હોય તો પિતાજી મને જવા દે ખરા ? પણ આજે તો રાજમહેલમાંથી પાછા ફરતા મોડું થયું અને ફળ-ફૂલ ન લાવું તો દેવતા ઉપવાસી રહે એટલે આમ બન્યું. "

" રાજકુમારી અસ્વસ્થ છે એમ તમે મને કહ્યું એ યાદ છે. પણ એકવાર જો..."

" દવા જાણો છો ? " વૃદ્ધ વચ્ચે જ બોલી ઉઠ્યા. તેના વદન પર પ્રસન્નતાની રેખાઓ એવાઇ હતી. " કાલે સવારે જ મારી સાથે ચાલો. "

" ભલે. " પથિક શિવનારાયણને ના ન કહી શક્યો.

" તારું નામ શું, બેટા ? " શિવનારાયણને હવે પથિકનું નામ જાણવાની જિજ્ઞાસા થઇ આવી.

" સુદેવ. "

સુદેવ નામ સાંભળી પૂજારી ચમક્યો પણ પાછી એણે તુરત જ સ્વસ્થતા મેળવી લીધી.

૨

"શ્રીદેવી ! " શિવનારાયણે ખૂમ મારી પણ ઉત્તર ન મળ્યો.

અને ઉત્તર આપે પણ કોણ ? શ્રીદેવી તો સંકોચાઇને-અચેતન જેવી મંદિરને ઓટલે બેઠી હતી. બપોર ક્યારના થઇ ગયા હતા છતાં વાસી કામ બધું એમને એમ પડ્યું હતું. શિવજીના કુંડમાં વાસી ફળ-પાન એમને એમ સડતાં હતાં. પાર્વતીનું મંદીર ઝાડુ કાઢ્યા વિનાનું રહેતું; ધૂપ-દીપ સરખી રીતે ન થતા, ધતૂરાની માળા અપૂર્ણ રહી જતી, પૂજા-ઉપકરણમાં ત્રુટી આવતી, ભક્તિ અને એકનિષ્ઠાનો અભાવ જણાતો, ભક્તિ-ભૂખી નારીને બદલે પ્રેમ વિહ્વલા, મિલન ઉત્સુક પ્રેયસી હોય એવી એ દેખાતી. મંદિરનું આંગણું અસ્વચ્છ રહેતું, પૂજારીના ભગવા વસ્ત્રો વાનર આવી લઇ જતાં ઘૃતના અભાવે મંદિર-દીપ ઝાંખો પડ્યો અને સ્તવ-સ્તોત્રમાં અશુદ્ધિ આવી જતી. વૃદ્ધ પૂજારી આ જોતો અને શ્રીદેવીની આવી સ્થિતિ જોઇ ક્ષુબ્ધ બનતા. પોતાની જ જાતને કહેતા હોય એમ એ બોલી ઊઠતાઃ ' સંકટ છે ! '

" શ્રીદેવી ! " પૂજારીએ ફરી ખૂમ મારી.

શિવનારાયણના અવાજમાં રહેલી કઠોરતા ન પરખી શકે એવી અબૂધ શ્રીદેવી નહોતી. તે સમસમી ઊઠી. જવાબ આપ્યો.

" શું છે, પિતાજી ! "

" કુટિર વાસિનિને રાજરાણીનું સ્વપ્ન જોવું એ ભ્રમ છે. "

શ્રીદેવી વિસ્મિત બની. ' પિતાજી ' આટલા જ શબ્દો તેના મુખમાંથી નીકળ્યા અને પાછી મૌન બની ગઇ.

" આજ પૂર્ણિમા છે. પૂજા-ઉપકરણમાં ત્રૂટી ન આવવી જોઇએ. "

શ્રીદેવી સાંભળતી રહી

" અને આવતી કાલે યુવરાજ અહીંથી જવાના છે એટલે એના ભોજનનો પ્રબંધ પણ વખતસર કરવાનો છે. "

" યુવરાજ ? ! " શ્રીદેવીએ યુવરાજ શબ્દથી ચમકી પ્રશ્ન કર્યો.

" હા યુવરાજ. યુવરાજ સુદેવ. તને ક્યાંથી ખબર હોય પણ તે વાગેશ્વરનો અભિષિક્ત યુવરાજ છે. એની ચિકિત્સાથી

આપણી રાજકુમારી સંપૂર્ણ સ્વરૂપને પામી છે. હવે એ ક્યાં જશે "

" તેના રાજ્યમાં જો તેને સ્થાન નથી તો તે ક્યાં જશે ? " કોઈ ઊંડી મમતા શબ્દોમાં હતી.

તીક્ષ્ણ દૃષ્ટિપાત કરી પૂજારીએ જવાબ આપ્યો.

" આવડું મોટું વિશ્વ પડ્યું છે. ને યુવરાજ કાંઈ બાળક થોડા છે કે આપણને એ સંબંધે વિચાર કરવાનું પ્રયોજન રહે ? "

" તે બહિષ્કૃત શા માટે થયા ? તેનો અપરાધ ? " યુવરાજ સંબંધેની પોતાની અજ્ઞાનતાને લીધે શ્રીદેવીથી પૂછાઈ જવાયું.

પૂજારીના નેત્રો એક ક્ષણ માટે ક્રોધથી લાલ બની ગયાં. પણ પછી તુરંત જ મનને સંયમમાં લઈ, સ્નેહાળ અવાજે બોલ્યા.

" આપણે રહ્યા વનવાસી. વનવાસીને એ બધી રાજદ્વારી વાતો સાથે શી નિસ્બત તું જા બેટા, જો દિવસ નમતો જાય છે "

શ્રીદેવી ઊઠી, ચાલી, પણ તેના પગમાં પહેલાના જેવી સ્ફૂર્તિ નહોતી તેના મસ્તકમાં જાણે વિચારનું તોફાન ગતિમાન બન્યું હોય એમ તેના વદનપરથી ઉલઝનો જોતાં લાગતું હતું.

શિવનારાયણ સાથે થોડા વખત પહેલા થએલી વાતચીત પછી પોતાના માટે એને ધિક્કારની લાગણી જન્મી હતી શિવનારાયણનું કહેવું એને વાસ્તવિક લાગ્યું હતું અને એ વિચારતી હતી કે ક્યાં એ રાજકુમાર અને ક્યાં હું વનવાસિનિ મારે ને એને શું ? મારે તો ધર્મકાર્યમાં ચિત્ત પરોવી પિતાજીની સેવામાં દિવસો વિતાવવા જોઈએ.

પણ તેની આ વિચારણા બહુવાર ન ટકી અને તેનું ચિત્ત પાછું પેલા પરદેશીની યાદમાં પરોવાયું.

બે વિરોધી વિચારોની અથડામણ બહુ જ બૂરી છે. પોતાના પક્ષમાં વિજય મેળવવા તે મથે છે. શ્રીદેવીની સ્થિતિ અત્યારે એવી હતી. એક વિચાર હજી બરાબર મનમાં નહોતો ગોઠવાનો ત્યાં બીજો વિચાર પહેલા વિચાર સાથે આવીને અથડાયો અને તેની સાથે યુદ્ધમાં ઉતરી વિજય મેળવવા મથવા લાગ્યો.

આ બીજો વિચાર હતો પેલા પરદેશી પથિકનો અને એ વિચાર પહેલા વિચાર કરતા એટલો પ્રબળ હતો કે એણે પહેલા વિચાર સાથેના યુદ્ધમાં વિજય મેળવ્યો. અને શ્રીદેવીને એ વિજયી વિચાર જાણે મૂર્ત બનતો લાગ્યો. અને એની સામે જાણે ઉપસ્થિત થયો પેલો રાજકુમાર અને એના ચરણો પાસે બેઠેલી એક ધ્યાનસ્તબ્ધા નારી–તપસ્વીની ગૌરી જેવી-પોતાની સત્તા ખોઈ બેઠેલી-સંપુર્ણ લૂંટાઈ ગએલી.

ક્યાં રાજકુમાર અને ક્યાં રસ્તાની રખડતી ભિખારણ ! જેનું કાર્ય છે જંગલમાંથી ફૂલ ચૂંટી તેની માળા ગૂંથવાનું, દેવાલયનું આંગણું સાફ રાખી, ચંદન ઘસી આપવાનું, શિવજીનું ધ્યાન ધરી તેને પ્રસન્ન કરવાનું, અને જટા સર્પનો મુકુટ પહેલા, એક હાથમાં ડમરૂ અને બીજા હાથમાં ત્રિશુળ ધારણ કરેલા વાઘાંબરધારી સદાશિવ તેને દર્શન ન આપતા.

બપોરનો સમય હતો. શ્રીદેવી મંદિરના ઓટલે બેસી વર્ષાએ પ્રફુલ્લ જણાતી વનશ્રીની શોભા જોવામાં મગ્ન હતી. વૃક્ષોની છાયા નીચે કળા કરીને મયૂરો નાચતા હતા. આમ્ર, આશોપાલવ, આદિ વૃક્ષોની ડાળીઓ પવનમાં ઝુલતી હતી અને તેના પલ્લવો કલરવ કરી મૂકતા. મેના, મોર, બુલબુલ, કોયલ આદિ પક્ષીઓનો મધુર ટહુકાર વાતા-

વરણને ગુંજિત કરી મૂકી એક પ્રકારની નવી જ સૃષ્ટિનું સર્જન કરતો.

શ્રીદેવી આ મધુર અને મનગમતું દશ્ય જોવામાં એટલી તલ્લીન બની ગઇ કે, તે આત્મભાન ભૂલી કોઇ દિવ્ય સૃષ્ટિમાં જાણે ઉડ્ડયન કરતી હોય એમ એને લાગ્યું. એને એમ પણ લાગ્યું કે એ ઉડ્ડયનમાં એ એકલી નહોતી પણ તેનો પ્રિય પરદેશી પણ સાથે હતો.

" વિદાય આપો શ્રીદેવી ! "

અચાનક શબ્દો એના કાન પર અથડાયા અને પોતાના પ્રિય પરદેશી સાથે કો દિવ્ય-સૃષ્ટિમાં ઉડ્ડયન કરતી એ બાળા જાણે કે વસ્તવિક ભૂમિકા ઉપર પછડાઇ. એની અનંત દૃષ્ટિ ઊંચી થઇ અને એણે જોયું તો તેજ તેનો સોહામણો પરદેશી રજા માગતો તેની સામે ઊભો હતો.

જે પરદેશી સાથે હજી હમણા જ કોઇ અણમોલ લહાવો લેતી ઉડ્ડયન કરી રહી હતી તે પરદેશીને વિદાય માગતો એની સામે ઊભેલો જોઇ એને મહાદુઃખ થયું.

પણ રાજકુમાર રજા માગે એમાં કશું નવીન નહોતું. શ્રીદેવી પણ એ જાણતી હતી, કે આ પરદેશીને એક દિવસ વિદાય આપવી પડવાની જ. પણ એક વિચાર એનું અંતર કોરી ખાતો હતો. એ વિચાર હતો, 'કદાચ ફરી ન મળી શકાય તો ?' એનો. 'ત્યારે શું ફરી કદી નહિ જ મળવાનું ?' શ્રીદેવીના કોમળ હૃદયમાં એ વિચારે જાણે કે ચીરો પાડ્યો. 'એક વખત મેળવેલી પ્રિય વસ્તુ પાછી શું ખોઇ નાખવાની ?' ચીરાની અંદર જાણે કે સીસું પુરાતું. શ્રીદેવી અસ્વસ્થ બની ગઇ. તેના વદન પર જાણે વેદનાની કાળી છાયા છવાઇ ગઇ.

પણ પાછી એણે સ્વસ્થતા મેળવી. એક શાન્ત વિચારે એનું મુખ દિપ્ત બની ગયું અને એની પ્રભા એના ચહેરા પર ઝળહળી ઊઠી. એ વિચાર એ હતો કે હું મેળવી તો ચૂકીજ છું પછી મારે ખોવાનું કેવું ? વિદાય માગવી એજ જો એની ઇચ્છા છે તો જગતની દૃષ્ટિએ ભલે એ મારી પાસેથી વિદાય લઇ જાય. હું એને જરૂર વિદાય આપીશ. મને એમ કરવાથી કશીય હાનિ નથી થવાની. વળી ધારો કે એના રાજ્યમાં મારૂં સ્થાન પણ નહિ હોય; પણ મારા રાજ્યમાં તો એ પરદેશીનું સ્થાન અચલ છે ને. મારા હૃદયના જે સિંહાસન પર મેં એને સ્થિત કર્યો છે ત્યાંથી એને પદભ્રષ્ટ કરવાને કોણ શક્તિમાન છે ? કેટલાય વૈશાખ એના ઉપર અગ્નિ વર્ષા વરસાવશે, કેટલાય શ્રાવણ તેની અવિરામ જળધારથી એને પાતાળના અતળમાં ખેંચી જવા મથશે, પોષની કકડતી ઠંડી તેના શીતળ કરોથી એને દલિત કરવા વ્યર્થ પ્રયત્ન કરશે પરંતુ મારા હૃદયના સિંહાસનમાંથી એને તસુભર પણ ચલિત કરવાને કોઇ સમર્થ નહિ બને. શતાબ્દિઓ પછી શતાબ્દિઓ ચાલી જશે પરંતુ અમ બેલડીનું પરિપૂર્ણ યૌવન સ્વાસ્થ્ય એવું ને એવું જ રહેશે. ન તો તેમાં પ્રૌઢત્વ આવવાનું ન તો વૃદ્ધત્વ. અને જરા વ્યાધિનું એટલું સાહસ પણ કયાંથી કે એ અમને સ્પર્શ પણ કરી શકે ?

" આટલા જલદી ? " છતાં પણ વિયોગનું દુઃખ શ્રીદેવીના સૂરમાં છવિત બન્યું. તેની આંખો નીચે ઢળી.

સુદેવ લગભગ શ્રીદેવીની પાસે જ આવીને ઉભો–બસ જ પાસે. એનો શ્વાસ જોસથી ચાલતો હતો. એ શ્વાસની ગંધથી શ્રીદેવીના અણુ પરમાણુ ભરાઇ ગયા.

" જલદી કેમ ? એક માસ તો વીતિ ગયો. "

" એક માસ ? પૂરો માસ ? " શ્રીદેવી વિસ્મિત બનીને બોલી એને તો જાણે સુદેવ કાલે જ આવ્યો હતો એમ લાગ્યું.

સુદેવ હસ્યો. એ હાસ્યમાં વિષાદ હતો. કોકને છોડીને ચાલ્યા જવાનું દુઃખ હતું.

"એક માસ તો પાણીના રેલાની જેમ વહી ગયો, દેવી!" સુદેવે કહ્યું અને એના શબ્દોનો પડઘો પાડતો હોય એમ એક મોર ગળકો ઊઠયો. એ ગળકાટ સાંભળતો હોય એમ સુદેવ એક ક્ષણ ચૂપ રહ્યો અને પછી બોલ્યો, "મને ભૂલી તો નહિ જાઓને? ફરી કોઈ વખત આવું ત્યારે ઓળખશો તો ખરાં ને?"

શ્રીદેવીએ નીચે ઢાળેલી આંખો ઊંચી કરી.

"પરિચય તો અવિનાશી હોય છે, રાજકુમાર! એ પરિચય તમને શે ભૂલાય રે?"

"રાજકુમાર શું કહ્યું તમે, રાજકુમાર! જંગલમાં તમને આ ખબર કોણે આપી, શ્રીદેવી?"

"જંગલમાં પણ પ્રાણ વસે છે. અને પ્રાણવાન વસ્તુ બધીર નથી હોતી."

શ્રીદેવીના જવાબે એની બુદ્ધિપ્રભાએ કુમાર હસ્યો-બોલ્યો:

"પણ લાંબા સમય પછી આવું તો પણ નહિ ભૂલો?"

"મૃત્યુ પછી પણ નહિ ભૂલું-રાજકુમારને નહિ પણ એક સાધારણ મનુષ્યને-વનમાં ભટકતા પથિકને-મારા પરદેશીને."

સુદેવના મુખ પર વ્યથા છવાઈ ગઈ. દુઃખભર્યા શબ્દે તે બોલ્યો:

"રાજકુમાર સાથે આટલી ઘૃણા કેમ, શ્રીદેવી?"

"ઘૃણા! ઘૃણા હોવાનું તો કોઈ કારણ નથી. પણ કુમાર, અનેક પ્રકારના નિયમોથી બદ્ધ એવા કોઈ એક સિંહાસન પર બેસનારનો પરિચય એક કુટિરવાસિની માટે યોગ્ય તો ન જ ગણાય ને! જંગલ જેની દુનિયા છે,-ભાવના અને વિચાર છે તે કોઈ એક સભ્ય, સંસ્કૃત અને કળા આપેલા પૂતળા જેવા રાજાધિરાજને શી રીતે સદાને માટે યાદ રાખી શકે? વનવાસી હોઈને જેનું જ્ઞાન સંકુચિત છે તે સભ્ય જગતના બૃહત રૂપને પોતાની કસોટીમાં શી રીતે કસી શકે?"

"સંકુચિત જ્ઞાન એ વનની વસ્તુ નથી: ત્યાં તો જ્ઞાનનો મહાસાગર ઊછળે છે. પરંતુ રાજધાનીઓની એ પરાજીત વસ્તુ છે ખરી. વનના અણુપરમાણુમાં જે વિરામહિન સ્વાધીનતા છે તે અમારા ભાગ્યમાં ક્યાંથી! પણ જવા દો આ ચર્ચા. હું તમારી પાસે વિદાય માગવા આવ્યો છું; વાદવિવાદ કરવા નહિ. બોલો, વિદાય આપશો ને? વળી વિદાય સાથે એક વચન પણ આપો."

"વચન? વચન શેનું કુમાર?

"કે......કે......"

શ્રીદેવી સમજી ગઈ, રાજકુમાર શેનું વચન માગે છે તે. તેના નેત્રોમાં પ્રકાશ રેલાયો. તેનું મુખ તાજા ખિલેલા કમળ જેમ પ્રફુલ્લ બની ગયું. રાજકુમાર આગળ વાકય પૂરું કરે ત્યાર પહેલા જ એ બોલી ગઈ:

"મારું વચન છે અને રાજકુમારની સ્મૃતિ પણ અમર છે."

"બરાબર કહ્યું." રાજકુમાર પ્રસન્ન થતો બોલ્યો. અને એ બોલના બરોબર એણે શ્રીદેવીનો હાથ પકડી લીધો-આંખે અડાડયો-ચૂમી લીધો.

દૂર દૂર એક કોયલ ટહુકી ઊઠી.

× × ×

નદી કિનારે ભારે ભીડ જામી હતી. સુદેવને વિદાય આપવા માટે ખુદ મહારાજા હાજર રહ્યા હતા. સુદેવની ચિકિત્સાથી રાજકુમારી મૃત્યુદ્વારથી પાછી ફરી હતી એટલે મહારાજા સુદેવ ઉપર પ્રસન્ન હતા. નાવમાં બેસતા પહેલા સુદેવને મહારાજાએ છાની સરસો

ચાંપ્યો અને ધીમેથી કંઈક કાનમાં કહ્યું. અભિવાદ અને આશીર્વાદ પછી સુદેવ નાવમાં બેઠો.

નાવ ચાલી.

—ને સુદેવને ખબર પણ ન પડી કે આટલા બધા લોકસમુદાયથી અલગ, એક ઝાડ ઓથે ઊભીને, એક કોડભરી યુવતી તેને મૂક વિદાય આપી રહી છે.

૩

વર્ષો પછી વર્ષો વીતવા લાગ્યાં, પણ એ કેમ વિત્યાં એની શ્રીદેવીને ખબર પણ ન પડી. એ તો પોતાના હૃદયના કોઈ એક અગોચર ખૂણામાં બેસીને–દિનગતનું ભાન ભૂલીને એના પરદેશીની આરાધનામાં જ વ્યસ્ત હતી. કોઈ કવિના નવા ગવેલા છંદની જેમ રૂમઝુમ કરતી વર્ષાના આવાગમનની એને ખબર પડતી સખીઓના પોકારથી. અને જ્યારે પવનથી વૃક્ષોની ડાળીઓ ઝુલવા લાગતી ત્યારે જાણે કોઈ મધુરા ડિંડણમાં ભટકીને આવી હોય એમ તે તેના વિસ્મિત નેત્રો ઉઘાડતી.

કોઈ વખત તે આંબો કે આમોપાલવની ડાળીએ બેસી દીધિકા સેની અને કારણ-અકારણ ખડખડાટ હસી પડતી. કોઈ વખત એકાદું ગીત ગાતી ગાતી નિજાનંદમાં લીન બની જતી. કોઈ વખત હરિયાળી ઘરના આલિયા ઉપર બેસી, આકાશમાં ઝમૂંળતા કાળા ભમ્મર વાદળા સામે તાકી રહેતી. અને ક્યારે એકાદ વાદળી વરસી પડતી ત્યારે તે મનોગત વિચારતી કે આ વર્ષાની જેમ મારો પરદેશી પણ એક દિવસ જરૂર આવશે. એને આવવાનો સમય પૂરો થશે એટલે એ કોઈ ઓછો જ આવ્યા વગર રહેવાનો છે!

"શ્રીદેવી!" પૂજારીની બૂમે તેનું દીવાસ્વપ્ન મરી ગયું.

"કેમ, પિતાજી!" જરા તેણે પ્રફુલ્લ વદને જવાબ આપ્યો.

"આ ઓજા ભરીને ધતુરો ભેળો કર્યો છે તે એને શું કરીશ?"

"તમને ખબર નથી પિતાજી! આજે હર-પાર્વતીના વિવાહ છે."

પૂજારીના નેત્રોમાં એક ક્ષણ શોકની રેખાઓ ખેંચાઈ ગઈ. પોતાની સામે જ શ્રીદેવીના આ વ્યવહારથી એનું સન્યાસી-હૃદય દુભાયું. તે મનમાં જ વિચારવા લાગ્યો: આ છોકરીનો કન્યાકાળ વીતી ગયો. હવે તેનાં લગ્ન કરી નાંખવા જોઈએ.

"હર-પાર્વતી એની પુત્રીનો વિવાહ જોવા ઇચ્છે છે, બેટા!" તે બોલ્યો.

"કોના વિવાહની વાત કરો છો, પિતાજી," પૂજારીની સંદિગ્ધ વાણી શ્રીદેવીને સ્પષ્ટ ન થઈ.

"તારા જ લગ્નની તો! હવે હું મુક્ત બની જઈશ. તને પાત્રસ્થ કરીને સાધનામાં ચિત્ત પરોવવું ઠીક પડશે."

શબના જેવું વિવર્ણ બની ગયેલું મુખ ઊંચું કરી શ્રીદેવી બોલીઃ

"તમારે મને અહીંથી કાઢવી છે, પિતાજી! તમને છોડીને હું ક્યાંય નથી જવાની." વાણીમાં વેદના હતી.

"એમ તે કાંઈ ચાલે, હું તો હવે કાંઠને કાંઠે બેઠો. મારે હવે કેટલા દિવસ જીવવાનું! મારા જીવતા તને તારા સ્વામીને સોંપી દઉં એટલે ગંગા નાહ્યા."

"ક્ષમા કરો, પિતાજી!" શ્રીદેવી હાથ જોડી ઊભી થઈ ગઈ.

"ના, તારે લગ્ન માટે તૈયાર રહેવું પડશે."

"પણ પિતાજી..."

પૂજારીએ તેને આગળ બોલતી અટકાવી કહ્યું:

"પણ ને બણ. મારું વચન કોઈ મિથ્યા નહિ કરે."

"વચન ! મિથ્યા ! આ આપ શું કહો છો ? શું આપે કોઈને વચન પણ આપી દીધું છે ?"

"હા. એક સુંદર એવો યુવાન મેં શોધી રાખ્યો છે અને તારા એની સાથે લગ્ન કરવા માટે હું વચનથી બંધાઈ પણ ચૂક્યો છું."

"અને આપની કન્યાનાં વચનનું કાંઈ મૂલ્ય ખરું કે નહિ ?"

પૂજારીના મનમાં જે બીક હતી તે ખરી પડી. તેને ઊંડે ઊંડે ચોક્કસ રીતે વહેમ હતો કે શ્રીદેવી સુરેન્દ્રને ચાહે છે પણ તે એ પણ જાણતો હતો કે આ રાજ્ય અને રાજકુમારી સુરેન્દ્રને અર્પણ થઈ ચૂક્યાં છે. અને એથી, રાજકુમાર અહીં આવે અને રાજકુમારીને પરણે ત્યાર પહેલાં, શ્રીદેવીને કોઈ અન્ય સાથે પરણાવી દેવાની એની ઇચ્છા હતી. અત્યારે તે એટલા માટેજ શ્રીદેવી પાસે આવ્યો હતો. સુરેન્દ્ર રાજકુમારી સાથે પરણવાનો છે, આ રાજ્ય તેને સોંપાવાનું છે વગેરે બધું શ્રીદેવીને કહેવાનું તેને મન હતું. પરંતુ જે કહેવા એ આવ્યો હતો એ કહી ન શક્યો. અને એની બીક સાચી પડી.

પૂજારીને આમ વિચાર કરતો જોઈ શ્રીદેવી બોલી:

"પિતાજી, મારાથી બની શકત તો તમારા વચનને મિથ્યા ન થવા દેત. પરંતુ હું પરવશ છું. નિરૂપાય છું. મને ક્ષમા કરો."

પૂજારી ચુપ રહ્યો એનું ગંભીર મુખ અધિક ગંભીર બન્યું.

× × ×

પાછા દિવસ ઉપર દિવસ જવા લાગ્યા. પરંતુ હવે તે પહેલાની શ્રીદેવી નહોતી. દિન પર દિન તેની વિહ્વળતા વધતી ગઈ. ગૃહકાર્ય કરતા દિવસમાં દસ વાર એ નદી તટ પર જઈ બેસતી ને કોઈની વાટ જોતી એના શાંત વહેતા જળને એકીટશે નિહાળી રહેતી. કોઈ

વખત એકાદ નૌકાને દૂર દૂરથી પોતાની દિશામાં આવતા એ જોતી તો એના નેત્રો આશાના ઉત્સાહમાં ચમકી ઊઠતા; પણ એ નૌકા જ્યારે ક્યાંય અટક્યા વગર ચાલી જતી ત્યારે એની નિરાશાનો કોઇ પાર ન રહેતો. કોઇ વખત એમ એઠાં બેઠાં તે દુનિયાનું ભાન ભૂલી જતી. આખી ય સૃષ્ટિમાં રહેતી માત્ર એક અંધારી રાત અને જંગલનો થોડો શો ભાગ કે જ્યાં એક સમયે મત્ત પ્રકૃતિએ બે અપરિચિત હૃદયોને પરિચયની ગહનતામાં બદ્ધ કરી દીધાં હતાં. વર્ષાએ ત્યારે તેની અવિરામ ધારે અભિષેક કર્યો હતો અને પતિનો હાથ ઝાલી પત્ની ચાલી નીકળી હતી–એક સરળ, સીધા, પથમાં–જન્મજન્માંતર માટે.

આ પ્રમાણે નદીતટ પર પ્રતીક્ષા થતી જ રહી અને દિવસો વીતતા જ રહ્યા.

પણ એક દિવસ આ પ્રતીક્ષાનો અંત આવ્યો.

શ્રીદેવીની ખુશીનો પાર ન રહ્યો. એ એટલી ઉત્સાહિત બની ગઇ કે સવારથી સાંજ સુધીમાં એણે મહિના ભરનું કામ કરી નાખ્યું. કોઇને સમજાયું પણ નહિ કે આ છોકરીમાં કામ કરવાની આટલી શક્તિ ક્યાંથી આવી.

આજે સવારના પહોરમાં નદીતટ પર જઇને એ સાંભળી આવી હતી કે સુદેવ આવે છે, કેમ અને કોને માટે આવે છે એ જાણવાની એને જરૂર નહોતી. શહેર શણગારાઇ રહ્યું છે, તો શણગારાવા દો; નદીતટ પર સુદેવના સ્વાગત માટે ભવ્ય તૈયારીઓ થઇ રહી છે, તો થવા દો. એથી એને લાભ–હાનિ કયાં હતી ? એને એવી બધી પાર્થિવ વસ્તુઓ સાથે થોડો સંબંધ હતો ?

આખરે એ આવ્યો, પરદેશી–એનો પરદેશી. સાધારણ વેશમાં નહિ પણ બહુ મૂલ્ય વસ્ત્રો પરિધાન કરીને–ગજમુક્તાનો હાર પહેરીને.

શ્રીદેવી નદીતટપર જઇને ઊભી.

એણે શું જોયું ?

જનતાનો વિશાળ સમુદાય એના પરદેશીને સન્માનવા ત્યાં ખડો હતો.

શ્રીદેવીની ભમ્મરો સંકોચાઇ, એની કાળી કાળી આંખોમાં ક્રોધ–સંમિશ્રિત ભાવની રેખાઓ ખેંચાઇ, એ મનોગત બોલી: ' પરદેશી ! એ તો મારૂં સર્વસ્વ ! એને માટે આ આડંબર શો ? આટલા બધા લોકોનું ભેળા થવાનું પ્રયોજન શું ? એનું સ્વાગત થાય યા ન થાય એ જોવાનું મારે; બીજાને એમાં શું ? '

સો સો કંઠોના સ્વાગત નીચે સુદેવે નૌકામાંથી ઉતરીને નીચે જમીન પર પગ મૂક્યો, જય જયકારના ગગનભેદી નાદે વાતાવરણ ગાજી ઊઠ્યું. તેને હાથી ઉપર બેસાડવામાં આવ્યો અને સરઘસ શહેર તરફ ચાલ્યું. આગળ હાથી ઉપર સુદેવ અને પાછળ બધી જનતા.

પણ શ્રીદેવી ક્યાં ?

શ્રીદેવી તો આ બધું જાણે અસ્વાભાવિક બની રહ્યું હોય એમ વિહ્વળ દૃષ્ટિએ જોતી એક છેડે ઊભી હતી. ન એને એના પરદેશીએ બોલાવી કે ન કોઇ રાજપુરુષે.

અને મોં પર કાલિમા અને સારાય અંગ સાથે અપમાનને લપેટી તે મંદિર તરફ ચાલી નીકળી. બોધહીન, સંજ્ઞાહીન–કેવળ જડ જેવી.

૪

વધુ એક વર્ષ વીતી ગયું.

આ એક વર્ષ દરમિયાન રાજકુમારી સાથે સુદેવના લગ્ન થઇ ગયાં, અને વૃદ્ધ રાજવી મૃત્યુ પામ્યો. સુદેવ સિંહાસન પર બેઠો, અને રાજકુમારી રાણી બની.

× × ×

" પિતાજી, " શ્રીદેવીએ પુજારીને સાદ કર્યો.

" હં, બેટી ! " પુજારીએ માળાનો મણકો પડતો મુકતા જવાબ આપ્યો.

"ભોજન કયારે કરશો ! બપોર નમવા આવ્યા."

"અરે હજી તો પ્રાતઃકાળ છે, પ્રાતઃકાળ !" પૂજારી કરુણા નીંગળતા સ્વરે શ્રીદેવી સામે જોઈને બોલ્યો.

શ્રીદેવીને સમયનું ભાન થયું અને તે શરમાઈ ગઈ.

પૂજારીનું ધ્યાન ફરી આરાધનામાં ન ચોંટયું.

એક દિવસ પૂજારીએ શ્રીદેવીને પોતાની પાસે બોલાવી બહુ જ માયાળુ શબ્દે પૂછયું:

"આપણે કોઈ બીજે દેશ જઈશું, બેટા !"

"કયાં ? કયે દેશ ?"

"કોઈ તીર્થસ્થાનમાં"

"નહિ–નહિ, અહીં જ ઠીક છે," કલાન્ત જેવી બની એણે ઉત્તર આપ્યો, અને પછી 'મારું તીર્થસ્થાન તો અહીં જ છે' એમ કહેવા તેના હોઠ ઊઘડયા પણ શબ્દો બહાર નીકળવાને બદલે બે હોઠ વચ્ચે જ અટકી ગયા.

"તો દેશ–પરદેશ જોવા ચાલીશ ? ચાલો બેટા, થોડા દિવસ સ્થાન બદલો કરી આવીએ."

"નહિ."

અને શ્રીદેવી ત્યાંથી ચાલી ગઈ, સંસાર ત્યાગી વૃદ્ધના નેત્રો સજળ બન્યા.

નદી કિનારે તે જળ ભરવા જતી તો ગાગર જળમાં ડુબાડી સ્થંભિત બની જતી. સંધ્યા ગાઢ થવા લાગતી, પાસેના એક જૂના વડ પર પક્ષીઓ કિલકિલાટ કરી મૂકતા, દૂરદૂરના કો–કો કરતું કાગડાનું ટોળું પડખેથી પસાર થઈ જતું, પણ તે ધ્યાનમાંથી વિચલિત ન થતી. આંખો ફાડીને દૂર દૂર નદી ઉપર દષ્ટિ સ્થિર કરી દેતી, જાણે કે કોઈની પ્રતીક્ષામાં એનાં નેત્રો ન મંડાયા હોય !

અને જયારે અંધારું વધુ ગાઢ બનતું ત્યારે વૃદ્ધ દોડતા દોડતા આવતા. 'શ્રીદેવી !' 'શ્રીદેવી !' પોકારતા અને નદીકાંઠે તેને શોધી કાઢી, જરા ગુસ્સે થઈ કહેતા :

"આટલી રાત સુધી અહીં શું કરે છે ?"

"જોતી હતી."

"કોને ?"

"દૂર–સુદૂર કોઈ અદષ્ટને."

પૂજારીને આગળ શું પૂછવું તે ન સૂઝતું. માત્ર અધીર સ્વરે એ એટલું કહેતો :

"ચાલ, ઘરે ચાલ. તું મને પૂજા–પાઠ કંઈ જ નહિ કરવા દે."

બન્ને ઘરે આવતા. ભોજન કરતા. કામળો પાથરી પૂજારી સૂઈ જતો.

પણ શ્રીદેવીને ઊંઘ ન આવતી.

"પિતાજી, મૃત્યુ સુંદર કે જન્મ ?" કોઈ સંસારત્યાગી મુમુક્ષુની જેમ તે પ્રશ્ન કરતી.

"મૃત્યુની વાત શા માટે ?" પૂજારી જવાબ આપવાને બદલે સામે પ્રશ્ન પૂછતો.

"ના, કહો." તે હઠ કરતી.

"બન્નેમાંથી એકેય નહિ."

"જો એમ છે તો આ જન્મ અને મૃત્યુનું પ્રયોજન શું ?"

પૂજારો કંટાળતો. શ્રીદેવીની આ પ્રશ્નપરંપરા તેને નિરર્થક લાગતી અને જરા ચિડાયેલા જેમ કહેતો:

"જો, આખી રાત વીતી ગઈ છે. અત્યારે ઊંઘી જા. સવારે કહીશ."

શ્રીદેવી ચુપ બનતી. કયારેક ઊંઘી જતી, કયારેક આખી રાત જાગરણ કરી સમય વીતાવતી.

## ૫

પ્રભાતનો સમય હતો. પૂજારી નદીસ્નાન કરી હજી પાછો નહોતો આવ્યો. પૂજા માટેના ફલ–ફૂલ–પત્ર વગેરે એકત્રિત કરી તેના ઢગલા

પાસે શ્રીદેવી બેઠી હતી અને કોઇના ધ્યાનમાં મગ્ન હોય એમ સ્થિર હતી.

" શ્રીદેવી !"

અચાનક બિલકુલ પાસેથી કોઇનો અવાજ તેના કાન પર અથડાયો. તેણે ઉંચું જોયું તો તેનો પરદેશી તેને બોલાવતો તેની પાસે જ ઊભો હતો.

શ્રીદેવીના નેત્રો એની સામે એક ક્ષણ મંડાયા અને પછી માથા પરથી ખસી ગયેલો છેડો સરખો કરી સ્વસ્થ બનીને બોલીઃ

" મહારાજ ! "

" મહારાજ નહિ. શું હું અને નથી પિછાનતી ? " મહારાજ સંબોધનથી આશ્ચર્ય પામીને સુદેવ બોલ્યો.

" પ...ર...દે...શી. "

સ્વપ્નમાં બોલતી હોય એમ શ્રીદેવીએ પોતાના પ્રિય શબ્દનું ઉચ્ચારણ કર્યું.

સુદેવે શ્રીદેવીનો હાથ પકડી લીધો. એ પકડાએલા હાથે તે ધીરે ધીરે ઊભી થઇ.

" હા. તારો પરદેશી, તારોજ. " સુદેવે શ્રીદેવીના મુખ સામે મુખ રાખી કહ્યું. " આજે તારે આવ્યો, તારી સાન્નિધ્યમાં ઊભો છે, બોલો, કાંઇ કહેવું છે ? દેવી ! "

શ્રીદેવીના શરીરમાં એક આછી ધ્રુજારી પ્રસરી ગઇ. સ્પર્શની મોહિનીમાં તે પોતાની સત્તા ખોઇ બેઠી. અવાચક જેવી એ અવનત મસ્તકે પૃથ્વી સામે તાકી રહી.

પણ એકાએક એનું આત્મભાન જાગ્રત થઇ આવ્યું. સુદેવે પકડેલો હાથ ધીરે ધીરે એણે સેરવી લીધો અને દૂર જઇ ઊભી, કાંઇક શરમ અને કાંઇક મનોવેદનાએ એનું મસ્તક નીચું નમી ગયું. અવનત મસ્તકે જ એ બોલી :

" પરિહાસ શા માટે કરો છો, મહારાજ ! કુટિરવાસિની મહારાજાના પરિહાસને પાત્ર નથી." વાણીમાં કટાક્ષ હતો ઊંડુ ઊંડુ દુઃખ પણ હતું.

" પરિહાસ ! શું કહ્યું શ્રીદેવી ? " આશ્ચર્યથી મુગ્ધ બની સુદેવ બોલ્યો.

" હા, પરિહાસ. પરિહાસ નહિ તો વળી બીજું શું ? રાજા અને પ્રજા બન્નેને આત્મ-સન્માન સરખું જ હોય છે. "

શ્રીદેવીનો આ વ્યવહાર સુદેવને સમજાઇ ગયો. આવા અતડા વ્યવહારની પાછળ પ્રેમનો મહાસમુદ્ર લહેરાતો તેણે જોયો. તે હરીને બોલ્યો :

" અવશ્ય, તને હું પૂર્ણ સન્માન અને અખૂટ શ્રદ્ધાથી લેવા આવ્યો છું. "

શ્રીદેવીએ ઉત્તર ન આપ્યો.

" જવાબ આપો શ્રીદેવી, નકામો સમય વ્યતિત થાય છે.

શ્રીદેવી ચુપજ રહી.

" શ્રીદેવી ! દેવી ! હું સુદેવ-તારો પ્રિય પરદેશી તને લેવા આવ્યો છું. હું રાજા હોઇશ તો મારા દેશ માટે-મારી પ્રજા માટે, તારા માટે તો નહિ જ. તારો તો એજ ભટકતો પરદેશી. "

આ વખતે શ્રીદેવી બોલી:

" પરંતુ મારી પિછાણ તો એવા પર-દેશીથી છે, જે શુદ્ધ અને એકનિષ્ટ હોય પવિત્ર જીવન ગાળનાર, અને એકપત્નીવ્રત ધારી છે, અશુદ્ધ, અપવિત્ર બહુ સ્ત્રી સેવીથી નહિ. "

સુદેવ મોટેથી હસી પડયો. માંડ માંડ હસવું ખાળી એ બોલ્યો :

" સમજ્યો-સમજ્યો. પરંતુ શ્રીદેવી, રાજાને તો હજારો રાણીઓ હોય છે એ તું નથી જાણતી શું ? અને છતાં તે શુદ્ધ અને પવિત્ર ગણાય છે. "

" મારે તો કહેવું હતું તે કહી ચૂકી.

રાજા એના રાજ્યનો પ્રભુ છે, મારા મનનો નહિ."

"પરંતુ એનો અધિકારી થવા તો હું પ્રયત્નું છું."

શ્રીદેવી ચુપ રહી.

"આવે છે કે નહિ ?"

"એક વખત તો કહી ચૂકી."

"તો પછી બળજોરીથી લઇ જાઉં ?"

શ્રીદેવી ખડખડાટ હસી પડીને બોલી :

"એવી શકિત દુનિયામાં કયાં છે, જે શ્રીદેવી પર વિજય મેળવે."

"આટલો બધો ઘમંડ !"

"જો સાહસ હોય તો લઇ ચાલો. હું ઊભી જ છું."

સુદેવ મુગ્ધ વિસ્મયતાથી શ્રીદેવી સામે જોઇ રહ્યો. પછી ધીરે ધીરે નીચે બેસી ગયો. આંસુભર્યાં નયન ઊંચે ઉઠાવી તે બોલ્યો.

"તારા પર-મારી દેવી પર મારે વિજય નથી મેળવવો. એટલી શકિત પણ મારા બાહુમાં નથી. હું તો તારા પ્રેમ પર વિજય મેળવી તને લેવા આવ્યો છું. તારા પ્રેમથી છલોછલ ભર્યાં હૃદયે તું મને કહે કે 'જેવો છે તેવો હું તને સ્વીકારું છું' જ્યાંસુધી તું એમ નહિ કહે અને મારી સાથે તું નહિ ચલે ત્યાંસુધી હું તો બેસી રહીશ અહીં. તારે ઠીક પડે તેમ તું કર."

આમ કહી બેસી ગયો એનો પરદેશી એની પ્રિયતમાના પગ આગળ.

શ્રીદેવીને માટે આ પરિસ્થિતિ અણધારી હતી, સુદેવના પ્રેમભર્યાં, શ્રદ્ધાભર્યાં, કરુણા-નીગળતા શબ્દોએ તે વિચલિત તો બની જ હતી તેમાં પાછો આ પ્રેમભર્યો, આત્મીયતા-ભર્યો હઠાગ્રહ, તેના અંતરની કરુણામયી, પ્રેમમયી, ક્ષમાશીલ વત્સલ નારી જાગ્રત બની. રડી ઊઠી.

અને તેણે નીચા નમી સુદેવના બન્ને હાથ પકડી લીધા. આંખમાંથી પ્રેમની નિર્મળધારા જેવા અશ્રુબિંદુ ટપકી પડયાં.

સુદેવ ઊભો થઈ ગયો.

શ્રીદેવીએ તેની છાતીમાં મસ્તક છુપાવી દીધું. અને સુદેવ કંઇ વાર સુધી એના સુંવાળા વાળ ઉપર હાથ ફેરવતો રહ્યો. ×

× સૂચિત.

# ભોજનના પદાર્થ ને તેના ગુણ

લેખક : શ્રી. છગનલાલ વિદ્યારામ રાવળ

પ્રત્યેક માણસે અવશ્ય જાણવું જોઇએ કે, ક્યા ક્યા પદાર્થ ખાવા આવશ્યક છે, અને દરેક ખાવા લાયક પદાર્થથી શા શા ગુણ થાય છે.

માણસ માટે સૌથી ઉત્તમમાં ઉત્તમ ખાવાના પદાર્થમાં ફળો અને અનાજ છે. કોઇ પણ જાતનું અનાજ ખાવાથી માણસ પોતાનું જીવન ટકાવી શકે છે. અનાજને સ્વાદિષ્ટ કરવા માટે મીઠું (સબરસ,—નીમક) ઘી અને બીજા મસાલાનો ઉપયોગ કરવો પડે છે કેમકે રુચિકર પદાર્થ જ રૂચેલા પચે છે.

મસાલો મરચાં, મીઠું અને તેના જેવા પદાર્થ વધારે પ્રમાણમાં ખાવાથી જઠર-અન્નાશય-હોજરી, કમજોર થઇ જાય છે, એટલા માટે તેમને જરા ઓછાં ખાવા જોઇએ.*

શરીરમાં બળ-શક્તિ—લાવવા માટે દાળ જેવો બીજો કોઇ પણ પદાર્થ ઉત્તમ નથી. અડદ, ચણા, મગ, તુવેર અને વાલ વગેરેની જુદી જુદી જાતની દાળ ખાવાથી શરીરમાં માંસ અને બળ એ બન્નેનો વધારો થાય છે. ચોખા ખાવાથી શરીરમાં ગરમી વધે છે, એટલા માટે દાળભાત ખાવાથી શરીરમાં માંસ, બળ, અને ગરમી એ ત્રણેનો લાભ થાય છે.

ચોખા, જવ, ઘઉં, જુવાર, બાજરી અને મકાઇ આદિ પદાર્થોમાં ગરમી ઉત્પન્ન કરવાનો ગુણ વિશેષ રહેલો છે, પણ તેમાં દાળ વાળા (કઠોળ) પદાર્થો જેટલું બળ કે માંસ રહેલું નથી.

દૂધ ખાવાથી બન્ને જાત (માંસ ને બળ) ના ફાયદા થાય છે. તેથી કેટલાક માણસો તો ફક્ત દૂધ ઉપર જ જીવી શકે છે.

જે જે પદાર્થો જેટલા વધારે બળવર્ધક છે, તેટલો તેટલો તેમને પચાવવા માટે વધારે વખત ને પરિશ્રમ પડે છે.

મટરમાં સૌથી વધારે બળ અને માંસ વધારવાની શક્તિ છે, તેમજ ઘઉંની રોટલી—ભાખરી કરતાં જવની રોટલી વધારે ગુણકારી છે. સૌ કરતાં ચોખા વહેલા પચી જાય છે.

નીરોગી માણસના પેટમાં સાધારણ રીતે ક્યા ક્યા પદાર્થોને પચાવવા માટે કેટ કેટલો વખત લાગે છે તે આ નીચે આપ્યું છે.

| પદાર્થોનાં નામ. | પાચન થવાનો સમય |
|---|---|
| ચોખા | ૧॥। કલાક |
| સાબુદાણા | ૧॥। „ |
| જવની રોટલી | ૩ „ |
| ઘઉંની રોટલી—(ભાખરી, ચોપડા વગેરે) | ૩। „ |
| કાચું દૂધ | ૨। „ |
| ગરમ કરેલું દૂધ | ૨ „ |

* પણ હાલના ગુર્જર યુવકો તેલ, મરચાં ને ગોળ બહુ જ વધારે પ્રમાણમાં ખાતા જણાય છે. ને તેથી તેમના શરીરની વહેલી ખરાબી થાય છે. હિંદીમાં કહેવત છે કે "ગોળ ખાય ઘોડા ને તેલ ખાય એડા." તે લોકો તેલને બદલે ઘી અને ગોળને બદલે ખાંડ ખાય છે. તેમ મરચાં ને બદલે કાળાં મરી વધારે વાપરે છે, ને તેથી જ તેમના શરીરનો બાંધો મજબૂત અને બળવાન હોય છે. ડભોઇની લાડ વાણિયાની નાતના જમણમાં વાલમાં ખાવા માટે તેલની તાંબડીઓ ફરે છે! ને ત્યાંના લોકો તેનું બહુ આગ્રહથી માગણું કરે છે! પણ આ ત્રણે પદાર્થો શરીરને નુકશાન કર્યા વિના રહેતા નથી. સામાન્ય રીતે હાલની સ્ત્રીઓ આ ત્રણે ચીજો રસોઇમાં વધારે વાપરતી હોવાથી આપણા ગુર્જરો દિનપ્રતિદિન નબળા પડતા જાય છે.

## સુંદર ઘડીઆળ મફત મેળવો

કુટુંબના રક્ષણ તથા બાળકોની કેળવણી માટે

# ‘ગુજરાત લાઇફ’

ની ડેલી પ્રીમીયમની પોલીસી લેઇ રોજના એક આના જેવી
નજીવી રકમ બચાવી—

## રૂપીઆ ૨૭૫૫ જરૂર મેળવો.



દરેકની આર્થીક સ્થિતી અને જરૂરીઆતોને પહોંચી વળે એવી જુદીજુદી વીમાંની યોજનાઓ "ગુજરાત લાઇફ" પાસેજ છે. ગમે તેટલી મોટી રકમના વીમા સ્વીકારવામાં આવે છે. દર વર્ષે બીઝનેસ, આવક અને ફંડઝમાં સંગીન વધારો થાય છે. કુલ ચુકવેલા દાવાઓ રૂ. ૧,૯૦,૦૦૦ ઉપરાંત. બ્હેનોના વીમા સ્વીકારવામાં આવે છે. આ મહાગુજરાતની સધ્ધર અને લોકપ્રિય કંપનીમાં તમારો વીમો ઉતરાવો અગર એજન્સીનો લાભ લો.

વધુ હકીકત માટે લખો:— કમળા બ્હેન પટેલ.

મેનેજર,

**ભરત એન્ડ કો.**

ચીફ ઓરગેનાઇઝર્સ ફોર ઇન્ડીઆ, બરમા અને સીલોન.

## ગુજરાત લાઇફ એસ્યુરન્સ કું. લી.

જરમહાલ, ધોબી તલાવ, મુંબાઇ નં. ૨.

વળી આ નીચે જુદી જુદી જાતનાં ફળ અને શાકના ગુણ આપ્યા છે.

નારંગી—પાચનશક્તિમાં વધારો કરે છે.

લીંબુ—ગુણકારી છે. પણ થોડાં ખાવાં.

દ્રાક્ષ—રુચિકર અને તાજગી પણ તેવી છે. વાચા-વાણી-ને સુધારે છે.

કેળાં—પચાવવા માટે બહુ વખત જોઇએ. કમજોર કોઠાવાળાએ વધારે ખાવાં નહિ પૌષ્ટિક છે.

કેરીઓ—ઘણીજ પૌષ્ટિક અને સ્વાદિષ્ટ છે, પણ પાચન થતાં વાર લાગે છે.

મૂળા—પાચન થવામાં વાર લાગે છે ઝટ પચી શકે તેવા નથી.

દરેક શાકમાં ઘી, તેલ અને મસાલો નાખવાથી તે બહુજ સ્વાદિષ્ટ થાય છે.

ભોજન કર્યા પછી તરત થોડાં ફળ ખાધાં હોય તો બહુ ગુણ થાય છે. પણ લાવવાં કયાંથી ? "મમ"નું જ્યાં 'ઠેકાણું' ના હોય ત્યાં ફળો ખાવાની વાત શી રીતે બને ? પણ શેઠીઆઓ-શ્રીમંતો માટે એ ઠીક છે ખરૂં.

---

# રાસનાં સ્મરણો

[ રાગ : ભૈરવીઃ તાલ, હિંચ;
લય—આભની અટારીએથી અવનીને આંગણે. ]

ગરવી ગુજરાતણના રમ્ય રાસ જામશે,
રસિયાંનાં હૈયાં રસજ્યોતથી ઝળકાવશે;
સુમનો શી સૌરભ રસાળ ર્‌હેકાવશે,
સહુ આવો, રસીલી બ્હેની આવો હાંરે સહુ (૨)
રાસનાં રસફૂલડાં એ વીણવા. ગરવી૦

રોહિણીના કંથ પૂર્ણ ખીલ્યા આકાશમાં,
કુંદડીઓ લઇને ઘસે તારલાના વૃંદમાં;
ધરણી પર રાસ સુંદરીના સોહાય છે.
નાદ ગાજે, બ્રહ્માંડ નાદ ગાજે હાંરે નાદ (૨)
કુસુમો સુરવૃંદ જો વધાવતા. ગરવી૦

રજની રસસરિતા રેલાવી વહી જાય છે,
ભ્રાંતિ ઉરમાંડી રવ રાસની રહી જાય છે;
આર્યાના કોકિલ શા કંઠ ગુંજી જાય છે,
સખી સ્મરણો, મનમોહક એ સ્મરણો હાંરે સખી (૨)
યુગ યુગ રસભીના રાસનાં. ગરવી૦

હસુમતી ધીરજલાલ દેસાઇ

# વૃદ્ધ પતિ અને યુવાન પત્ની

લેખક :

**શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર**

[ સર્વશાસ્ત્રી તથા તેની પત્ની સોમીદેવી પ્રવેશ કરે છે. ]

**સર્વશાસ્ત્રી :** સાંભળ્યું કે ? મને મળવા આવનાર ગૃહસ્થ પર તેં ગંદુ પાણી શા માટે ફેંક્યું ? હું ત્યારે તો કંઇ બોલ્યો નહિ પણ તેને શાંત કરીને મારી માગીને રવાના કરી દીધા. કારણકે મને ખબર હતી કે હું કંઇ બોલીશ તો તું મારા પર બ્રહ્મરાક્ષસીની માફક તુટી પડીશ.

**સોમીદેવી :** અરે રોતીસુરત, ઘરમાં તે ગૃહસ્થની હાજરીની તમારે મને અગાઉથી વાત કરવી હતીને ? હું તો ધારતી હતી કે બારણા પાસે તમે એકલાજ ઉભા છો એટલે દીવાલ પાછળથી મેં બહાર પાણી ફેંકી દીધુ.

**સર્વશાસ્ત્રી :** એમ, ત્યારે તારે મારા પરજ અભિષેક કરવો હતોને ? સવારમાં વહેલા ઉઠીને મેં લાલ કીનારવાળું ઝીણું ધોતીયું પહેર્યું હતું તે એંઠાપાણીથી આખું ખરાબ થયું છે.

**સોમીદેવી :** હવે બસ થયું. તમારી જીભને હવે કાબુમાં રાખો. તમારો આખો દિવસ મારો વાંક કાઢવામાં જ વ્યતીત થાય છે. બીજું કોઇ તમને મળતું નથી. મારી નાની બેનને જેની સાથે પરણાવી તે વૃદ્ધ બ્રહ્મચારી સાથે મારું લગ્ન થયું હોત તો મારા સુખની સીમા રહેત નહિ. તે મારા કરતાં ત્રણ વર્ષ નાની છે. અને તે છેલ્લા ચાર વર્ષથી વિધવા થઇને લહેર કરે છે. પહેલાં તો મારા પિતાની ઇચ્છા, મને તેની સાથે પરણાવવાની હતી. પણ તમે જમદૂતની માફક વચ્ચે પડીને સો રૂપીઆ વધારે આપ્યા તેથી મારા પિતાએ મને તમારી સાથે પરણાવીને કુવામાં ધકેલી દીધી. તમને જ હું પૂછું કે મારા બનેવી કરતાં તમે જરા પણ નાના છો ? પણ તે ભાગ્યશાળી છે; વિધવાના આચ્છાદન હેઠળ તે બધી સ્વતંત્રતા ભોગવે છે. મારા માટે તો ક્રુર વિધાતાએ મારા લલાટે સૌભાગ્ય લખ્યું છે કે જેથી તમારા હાથે હું દુઃખ ભોગવ્યાજ કરું.

**સર્વશાસ્ત્રી :** ત્યારે હું મરી જાઉં તેવી તારી ઇચ્છા છે ?

**સોમીદેવી :** હું તમને મરેલા શા માટે ઇચ્છું ? તમે તો અક્ષતય મનુષ્ય તરીકે હજાર વર્ષ જીવો ને તમારી પત્નીના આંસુ પડાવીને દુઃખ આપો. હું તો માત્ર એટલું જ ઇચ્છતી હતી કે મને વૈધવ્ય પ્રાપ્ત થાય. તમે મરી જાવ તેમ મેં કદી કહ્યું નથી. વૈદિકી ( ઉચ્ચ જાતના બ્રાહ્મણ ) કુટુંબમાં મારો જન્મ થયેલ હોવાથી એવી લાગણીઓ વ્યક્ત કરવા જેટલી હું મૂર્ખ છું !

**સર્વશાસ્ત્રી :** અલબત્ત, તારામાં ડહાપણ તો છે જ. પણ તારું વૈધવ્ય એટલે મારું મૃત્યુ નહિ ?

**સોમીદેવી :** હું તેમ શા માટે બોલું ? મને અર્થની કે એવી બીજી ખબર નથી, તમે પંડિત છો એટલે તમારી મરજી પડે તેમ અર્થ લઇ શકો છો. તમે પૂજ્ય વૃદ્ધ બ્રાહ્મણ હોવાથી તમારા બોલેલા શબ્દો સાચા પડે તેમ હું ઇચ્છું છું.

**સર્વશાસ્ત્રી :** ના રે ના, તું તો સર્વગુણ સંપન્ન છો. મહેરબાની કરીને મને મારીશ નહિ, હું તારા પગે પડું છું. તારી ગાય છું.

**સોમીદેવી :** હું સર્વગુણ સંપન્ન હોઉં કે નહિ તેમાં તમારે શું ? હું તો પતિને મારું છું તેમ કહી આખા ગામમાં તમે મારી ફજેતી કરી છે. તમારે અંગે તો હું ચીંથરે વીંટયા રત્ન જેવી થઇ પડી છું.

**સર્વશાસ્ત્રી :** કહે, કહે, જેટલું કહેવું હોય તેટલું કહે. તારે કંઇ સંતાન ન હોવાથી તું ગાળો તથા પ્રહાર વડે મારા પ્રતિ વળીને બાળકો પ્રત્યેના વર્તનનો આનંદ મેળવી રહી છે એટલું જ. તને મારી વૃદ્ધ અવસ્થા પ્રતિ જરા પણ લાગણી નથી અને મને વખતસર સુકી ભાત પણ આપતી નથી.

**સોમીદેવી :** મારી નિંદા આનું નામ. હું વાંઝણી છું તેના મેણાં દેવામાંથી તમે પરવારતા નથી. તેમાં દોષ કોનો ? એક પગ કબરમાં હોય તેવા માણસ સાથે લગ્ન થયા પછી બાળકોની ખામી શા માટે હોય ? મારી પહેલાં મૃત્યુ પામેલ તમારી બીજી પત્નીની માફક મેં વર્તન ચલાવ્યું હોત તો મને કુટી બંધ છોકરાં થાત. મને છોકરાં થતાં હોત તો તમે જુઓ તેમાં મને શા માટે દીલગીરી થાત ? ચીરકાળ થતાં જ તમે પથારીમાં પડો છો અને યમની માફક ઘોરો છો. હું અધરથી સાંકળ વાસીને મારી મરજી પર ત્યાં ફરી શકત.

**સર્વશાસ્ત્રી :** અત્યારની પરિસ્થિતિમાં માત્ર નામના આનંદ ખાતર પણ તું મારી પથારીમાં કદી આવે છે ખરી ? મારી કેડ તથા પગ તૂટે ત્યારે હું વૃદ્ધ છું તે વિચારે પણ તું મારી કમર દાબે છે ખરી ? મારા પગ તેં કદી દાબ્યા છે ?

**સોમીદેવી :** પગ નહિ પણ ગળું દાબવાની જરૂર છે. તમારા પર ગમે તેટલા હાથ પડે છતાં તમારું દુઃખ તો છે તેવું જ રહેવાનું છે. માત્ર બે લાકડાં વડે જ તે દુઃખનો અંત આવશે. વૃદ્ધ માણસની દુર્ગંધમાં હું તમારા ઓરડામાં શી રીત સુઇ શકું ?

**સર્વશાસ્ત્રી :** ન સુવે તો કંઇ નહિ. માત્ર મને ગાળો ન દે. તું મારી દુર્ગંધથી ભલે દૂર રહે. હું પણ તારા યૌવનની ગંધ લેવા માગતો નથી. માત્ર મને ઠીક પડે તેવું ભોજન મને વખતસર આપવાની મહેરબાની કર.

**સોમીદેવી :** જરૂર હું તે કરીશ. હું મારા વૃદ્ધ વહાલાને બે વખત મિષ્ટભોજન જમાડીશ.

**સર્વશાસ્ત્રી :** આપણા સગાના ઘરમાં આજે તેમના નાના પુત્રના કેશવપનનો વિધિ થવાનો છે. તું મારા માટે ઘેર તૈયાર ન કરે તો કંઈ નહિ. ત્યાંથી મારા માટે બે લાડુ લાવજે.

**સોમીદેવી :** ચૂપ. તમારા શબ્દોથી હું મળગી ઉઠું છું; તેમના ઘરની વાત મુકો, આપણા ઘરમાં મારા પોતાના કેશવપનની ક્રિયા વખતે હું લાડુ તૈયાર કરીને તમને પીરસીશ, તે તમે આનંદથી ખાજો. પણ મારા જેવી અભાગણી સ્ત્રીને તે ભાગ્ય કેમ પ્રાપ્ત થશે ? હું તમારી સાથે માથાકુટમાં રહીશ તો અંદર ભાત બળી જશે. મારે જવું જોઇએ.*

---

* મૂળ લેખક કે. વીરેશલિંગમ પંતલુ.

## ફૂ * લ * વે * ણી

# [ ૧ ] સ્ત્રીઓમાં ક્રાન્તિ

/ વ્યા.: રાષ્ટ્રપતિ જવાહરલાલ

[ રાષ્ટ્રપતિ પંડિત જવાહરલાલે ગયા માસમાં ગુજરાતનો પ્રવાસ કર્યો તે દરમ્યાન અમદાવાદમાં તેઓ સ્ત્રીઓની સભામાં ગયા હતા. જુદી જુદી ૧૭ સંસ્થાઓના ઉપક્રમથી ભરાયલી એ સભામાં હજારોની સંખ્યામાં સ્ત્રીઓ એકત્ર થઇ હતી અને સ્વયંસેવિકાઓ સુંદર વ્યવસ્થા જાળવી રહી હતી. જવાહર સ્વાગત સમિતિએ એકંદરે રૂ. ૪૪૦૧ ની થેલી કમળા નહેરૂ સ્મારક ફંડમાં અર્પણ કરી હતી. સભામાં પં. જવાહરલાલે આપેલા ભાષણમાંથી મહત્ત્વનો ભાગ નીચે ઉતાર્યો છે. ]

દુનિયા વીસપચીસ વર્ષ પહેલાં કેવી હતી અને આજે કેવી છે ? એ વર્ષોમાં મોટા મોટા બનાવો બની ગયા છે. ક્રાંતિઓ થઇ છે. રશિઆમાં ક્રાંતિ થઇ છે, અને બીજા દેશોમાં પણ થઇ છે પરંતુ એથીયે મહાન ક્રાંતિ તો દુનિયાની સ્ત્રીઓમાં થઇ છે. બધા દેશોમાં સ્ત્રીઓ બદલાઇ ગઇ છે. સ્ત્રીઓ સામેની રૂકાવટ દૂર થઇ ગઇ છે. તેઓ પુરૂષોની સાથે બધા કામમાં ભાગ લઇ રહી છે. સર્વત્ર ક્રાંતિ થઇ છે. આની શી અસર થશે તે કોઇ કહી શકે તેમ નથી. પણ એ વાત સારી છે. દેશમાં કોઇના હાથપગ બાંધી લેવાથી પ્રગતિ થઇ શકતી નથી. જેના હાથ પગ ખુલ્લા છે એ જરૂર આગળ ધપે છે. સ્ત્રીઓ બધી ઠોકરો ખાશે, પડશે, પરંતુ એ ઠોકરો ખાતાં, પડતાં તેઓને ચાલતાં–આગળ વધતાં આવડે છે. છેલ્લાં વીસ વર્ષમાં બહુ બનાવો બની ગયા છે. આંદોલનો થયાં છે. સત્યાગ્રહ થયો છે. કંઇ કંઇ બન્યું છે. એનો જેલમાં ગઇ છે, પરંતુ એ બધામાં એક મહાન વાત બની છે અને તે એ કે સ્ત્રીઓમાં નવીન વિચારો ઉદ્ભવ્યા છે, સત્યાગ્રહ વખતે અમે બધા જેલમાં ચાલ્યા ગયા હતા તે વખતે એકાએક જવાબદારીઓ સ્ત્રીઓ પર આવી પડી હતી. સ્ત્રીઓએ એ કામને આગળ ધપાવે રાખ્યું હતું. સ્ત્રીઓ માટે બહાર આવવાના પ્રસંગ ન હતા. ગુજરાતમાં તો સારૂં છે કે પડદો નથી, પરંતુ બિહારમાં અને અમારા પ્રાન્તમાં લાખો સ્ત્રીઓ કોઇ દિન પડદામાંથી બહાર નીકળી ન હતી. તે પડદો ફગાવી બહાર નીકળી પડી હતી અને દેશના કાર્યમાં જોડાઇ ગઇ હતી. લાઠીઓ ખાધી હતી, જેલમાં ગઇ હતી. સ્ત્રીજાતિના પગમાંથી બંધનની રસીઓ કપાઇ ગઇ છે અને તે આગળ વધી રહી છે.

*

આ બધી સ્ત્રીઓ સભામાં શા માટે આવે છે ? તેઓ તમાશા માટે આવે છે ? તેમના દીમાગમાં જાગેલા પ્રશ્નોના જવાબ માટે આવે છે ? હિંદભરમાં ઠેર ઠેર સભાઓમાં બેસુમાર સ્ત્રીઓ આવે છે. હું દક્ષિણમાં એક શહેરમાં ગયો હતો ત્યાં સભા હતી. હું શહેરમાંથી નીકળ્યો તો શહેર આખુંયે સુમસામ ખાલી. ન મળે કોઇ પુરૂષ, ન મળે કોઇ સ્ત્રી કે બાળક. ખબર પડી કે તેઓ બધાં સભામાં ગયા છે. શું મને એક તમાસો સમજવામાં આવ્યો હતો ? તમે એમ સમજો તો મને વાંધો નથી પરંતુ મારે તો બહુ કામ છે માટે હું તો ઠેરઠેર જઇ રહ્યો છું.

*

આપ સહુ આ બધી બાબતો પર, આર્થિક બાબતો પર વિચાર કરો. સ્ત્રીજાતિના પ્રશ્નો પર વિચાર કરો. કાયદા અને રિવાજો અને બીજી કેટલીયે બાબતો છે જેથી સ્ત્રીઓને પુરૂષોએ ખૂબ દબાવી દીધી છે, સ્ત્રીઓ મુલાયમ હોવાને લીધે પુરૂષોએ એનો વધારે લાભ ઉઠાવ્યો છે. આજે હક્ક માટે લડવાનું છે. એક ત્રાજવાનું એક પાસું ભારે થાય અને બીજું ઉંચું જાય એ બરાબર નથી. એ તો સરખાં હોવા જોઇએ. સ્ત્રીજાતિના પ્રશ્નમાં અમારી સહાનુભૂતિ છે પણ આ

જ હિંમત, શક્તિ પર આગળ વધવું પડશે. પુરુષોની બહુ સહાય નહિ મળે.

*

કેટલું પરિવર્તન થયું છે ? સ્ત્રીઓ માટે કોઇએ આંદોલનો કર્યાં ન હતા. સારા દેશમાં આઝાદીની જબરજસ્ત લહેર આવી ગઇ અને સારાયે દેશને હચમચાવી ગઇ. સહુને એની અસર થઇ ગઇ. સ્ત્રી જાતિમાં કોઇએ આંદોલનો કર્યાં નથી. દેશમાં સ્ત્રીઓની કોઇ એવી મોટી સંસ્થા નથી. હા, મારા ધ્યાનમાં એક સંસ્થા છે. તે અખિલ હિંદ વીમેન્સ કોન્ફરન્સ છે, પણ એની કાર્યવાહીની મને ખબર નથી. એમાં રાણીઓ અને મોટાં મોટાં સભ્ય છે. રાજકીય વિચાર તો તેઓ કરતાં નથી. એમની સભામાં મોટાં મોટાં ભેગાં થઇ હિંદની સ્ત્રીજાતિ તરફથી બધાનો ફેંસલો આપે છે. આ દેશમાં, કોઇ સ્ત્રીસંસ્થાએ મહાન આંદોલનો કર્યાં નથી છતાં મારા પ્રાંતમાં લાખો સ્ત્રીઓ એકીસાથે પડદા તોડી બહાર મેદાનમાં નીકળી પડી. એ શાથી બન્યું ? જ્યારે દેશમાં એક જબ્બરદસ્ત લહેર આવે છે ત્યારે મુલક જાગી ઉઠે છે. એથી સારા દેશને ફાયદો થાય છે. એમાં ભાગ લેનારમાં તાકાત આવે છે.

## [ ૨ ] સ્ત્રીઓ અને રાજકારણ

**આ. શ્રીમતી લીલાવતી મુનશી**

[ અખિલ હિન્દ મહિલા પરિષદની અમદાવાદની શાખા તરફથી યોજાયલાં સ્ત્રીસપ્તાહની ઉદ્‌ઘાટન ક્રિયા ગઇ તા. ૧૯મીને રવીવારે થઇ હતી. તે પ્રસંગે શ્રીમતી લીલાવતી મુનશીએ કરેલાં ભાષણમાંથી. ]

સને ૧૯૨૩ માં, આ હોલમાંજ મારા જાહેર ભાષણની શરૂઆત થઇ હતી. મને શારદાબહેને ઝંડોખોર કહી છે. મને વરસો પછી અહીં નવી દુનીયામાં આવી હોઉં એમ લાગે છે. જુના સંસ્મરણો જાગૃત થાય અને તેના લાભ પણ થાય. મહિલા પરિષદ વિષેનું અજ્ઞાન મને ઘણું છે. એ સંસ્થા સાથે મારો સીધો પરિચય નથી. મુંબઇમાં એના અધિવેશનમાં પ્રેક્ષક તરીકે ગઇ હતી. એ વખતે એ સંસ્થા રાણીઓ, મહારાણીઓ અને જનતાના ઉપલા થરના ભલા માટે કામ કરે છે એવો મને ખ્યાલ હતો. આજે પણ એ સંસ્થા સંબંધી બહુ કહી શકું તેમ નથી, પણ મને લાગે છે કે, સાત વરસમાં આ સંસ્થાએ વધારે પ્રગતિ કરી હોવી જોઇએ. ધીમે ધીમે જનતાના નીચેના વર્ગમાં કામ કરતી સંસ્થા તરીકે એ ઓળખાવી જોઇએ. સ્ત્રીઓ દેશની પરિસ્થિતિથી જુદી પડીને કામ કરી શકે નહિ. જનસમાજના, સ્ત્રીઓના વધારે સંપર્કમાં, આવવું જોઇએ. ને એનાં ફળ પણ એથી મેળવી શકીશું.

આપણે જીવન અને રાજકારણને જુદા પાડી શકીએ તેમ નથી. એમ કરવા જતાં તો આપણાજ ટુકડા થઇ જાય. પુરુષો કોમવાદથી રંગાયેલા હોય છે, ત્યારે પોતાની સંસ્થા મારફત સ્ત્રીઓએ કોમી મતાધિકારનો વિરોધ કર્યો હતો. આ શહેરમાં ચાર વરસ પર આવી હતી, ત્યારથી ખુબ પલટો થયો છે એ વખતે કાયદા ભાંગનારની પત્ની તરીકે આવી હતી. આજે કાયદા ઘડનારની દશામાં આવીને ઉભાં છીએ. જે લાઠીઓના ઘા ભાઇઓ અને બહેનોએ ઝીલ્યાં, જેલોમાં ગયા તેને આભારી છે.

ઉંડા ભૂતકાળ પર નજર નાખું. તે વખતની બહેનોની અને આજની સ્થિતિમાં ઘણો ફેર છે. ૧૩ વરસે લગ્ન, ૧૫ વરસે છોકરો થાય ને વીસ વરસે ક્ષયરોગ લાગુ પડે એ સ્થિતિ હતી. સદભાગ્યે એ સ્થિતિમાંથી આપણે નીકળી ગયા છીએ.

જ્યોતિસંઘ અને વિકાસગૃહ જેવી સંસ્થાઓ, સંગીત અને નૃત્યકળાને બહેનો કલા તરીકે વાપરે એ પરિવર્તન નોંધવા જેવું છે. કલામાં અને બીજી દિશામાં પણ અહીંની બહેનોએ સારી પ્રગતિ કરી છે. રાજકારણમાંથી દૂર રહીને જે ફાયદો જોઇએ છીએ તે નહિ મળી શકે. સ્ત્રીઓની આર્થિક સ્થિતિ સુધારવી હશે તો રાજકારણમાં ભાગ લેવો પડશે, ધારાસભાઓમાં જવું પડશે, થોડી બહેનોને ધારાસભાઓમાં, બીજી સંસ્થાઓમાં મોકલો તમારા પ્રતિનિધિઓ મારફત સારું કામ કરી શકશો. આજે તો વિભાગના વિરહ નથી. એક

ધર્મને બીજાં ધર્મ સાથે તકરાર નથી. તકરાર કરનારા પ્રત્યોપાનીઓ છે.

તમારા શહેરની મ્યુ. માં કેટલી બ્હેનોને તમે પ્રતિનિધ તરીકે મોકલી શકયા છો ? પ્રજાતંત્રવાળા જમાનામાં ચુંટણીની લડાઇ અદર્યો વિના ચાલવાનું નથી. બ્હેનોને તમારી પ્રતિનિધિઓ તરીકે મોકલવામાં આ સંસ્થા સારું કામ કરી શકે. મ્યુ. ને ઘણા પ્રશ્નો ઉકેલ લાવવાનો છે. આરોગ્ય સુખાકારી, પ્રાથમિક કેળવણી, એ બધું જોવાનું છે. ચોકખું દુધ, સારો ખોરાક મળે છે કે નહિ એ પ્રશ્ન નાનો છતાં ગંભીર છે. હોસ્પીટલો છે કે નહિ ? બાળગૃહો છે કે નહિ ? ભીખારીઓનો ઉપદ્રવ કેટલો છે ? વગેરે ઘણા પ્રશ્નો શહેરની મ્યુ. એ ઉકેલવાના છે. બ્હેનોએ એમાં ભાગ લેવો જોઇએ.

સરકાર મદ્યનિષેધનો પ્રયોગ અહીંથી શરૂ કરવાની છે. અમદાવાદની બ્હેનોની કાર્યશક્તિ, પુરૂષોનો ઉત્સાહ અને મીલ મજુરોની વસ્તી જોતાં આ અખતરો સફળ થશે એમ લાગે છે.

## [ ૩ ] આર્થિક સ્વાતંત્ર્યનો પ્રશ્ન

### વ્યા. : શ્રીમતી સરોજિની મહેતા

[ મુંબઇના શ્રી ભગિની સમાજ તરફથી ‘ આપણા પ્રશ્નો ’ એ શીર્ષક હેઠળ શ્રીમતી સરોજિની મહેતાએ આપેલાં ચાર વ્યાખ્યાનો આ વિભાગમાં અત્યાર અગાઉ પ્રકટ થઇ ચૂક્યાં છે. અહીં ૫-૬-૭ માં વ્યાખ્યાનો ‘ ભગિની સમાજપત્રિકા ’માંથી ઉતાર્યાં છે. હવે એ વ્યાખ્યાનો પૂરાં થાય છે. ]

આજના વખતમાં દરેક વ્યકિતના આર્થિક સ્વાતંત્ર્યનો પ્રશ્ન એ સૌથી અગત્યની વસ્તુ છે. કોઇ પણ માણસના કે પ્રજાના આર્થિક સ્વાતંત્ર્ય ઉપર જ તેના બીજા સર્વ પ્રકારના સ્વાતંત્ર્યનો આધાર છે.

દરેક સમાજમાં એવી વ્યવસ્થા હોય છે કે પુરૂષો કામ કરીને કમાય અને સ્રીઓ ઘર સંભાળે. ખરી રીતે જોતાં આમાં કશું ખોટું નથી. સમાજના કામની વ્હેંચણી એમાં બરાબર થાય છે. પણ એવી પરિસ્થિતિ થઇ ગઇ છે કે જે કમાય તેની પદવી વધારે અને ન કમાય તેની ઓછી. સ્રી પોતે કમાઇ શકતી નથી તેથી તેને અનેક પ્રકારનાં અપમાન સહન કરવાં પડે છે. પુરૂષ સ્રીને ગુલામ ગણે છે, કાઢી મૂકે છે, એ બધાનાં મૂળમાં આર્થિક પરાધીનતા જ છે.

આર્થિક સ્વાતંત્ર્ય એટલે સમાજની દરેક સ્રીએ કમાવા મંડી જવું એમ નથી. એની અંદર ચાર વસ્તુઓનો સમાવેશ થાય છે. પ્રથમ એ કે સ્રીને કમાવાની છૂટ હોવી જોઇએ, બીજું કમાવાની શકિત હોવી જોઇએ, ત્રીજું કમાણી વાપરવાનો હક અને ચોથું વારસાના હક.

પુરૂષ મરણ પામે, અથવા અપંગ થાય કે એની કમાણી કોઇ પણ કારણસર બંધ થાય તો સામાન્ય રીતે એમ ધારવામાં આવે છે કે સ્રીએ સગાંવ્હાલાં પાસે માગી-તાગી સંસાર ચલાવવો. આમ ભીખમાં કે બીજાને ભારરૂપ થવામાં શરમ મનાતી નથી. પણ સારા ઘરની સ્રી ધંધો કરી કમાય તે શરમરૂપ મનાય છે. પણ સ્રીઓએ જ સમજવું જોઇએ કે સ્વતંત્ર રીતે કમાણી કરી કુટુંબનો નિર્વાહ કરવા પ્રયત્ન કરવો એજ સાચો માર્ગ છે. બીજા ઉપર તો ન છૂટકે જ આશ્રય રાખવો જોઇએ. કમાવામાં શરમ નથી પણ ભારરૂપ થવામાં જ શરમ છે એ ભુલવું ન જોઇએ.

આપણા સમાજમાં સ્રી કમાવા ઇચ્છે તો પણ તેનામાં કમાવાની શકિત જ નથી. ગરીબ વર્ગની સ્રીઓ તો મહેનત-મજુરી કરી કમાઇ શકે છે. પણ મધ્યમ અને ઉચ્ચ વર્ગની સ્રીઓમાં કમાવાની કશી આવડત હોતી નથી. શારીરિક મહેનતનું કામ તેઓ કરી શકે તેમ નથી; અને બુદ્ધિનું કામ કોઇને આવડતું નથી. દરેક કન્યાને નાનપણમાંથી વાંચવા લખવા સાથે એકાદ ધંધાનું જ્ઞાન આપવું જ જોઇએ અને તે એવું સંપૂર્ણ હોવું જોઇએ કે જરૂર પડે એનો ઉપયોગ કરી એ થોડી ઘણી પણ કમાણી કરી શકે. અલબત્ત, દસ અગીયાર વરસની છોકરીને નિશાળમાંથી ઉઠાડી લેવામાં આવતી હોય ત્યાં આ બની શકે તેવું

નથી જ. કમાવાની શક્તિ હોય તો જરૂર પડે કમાઇ શકાય એટલો એક જ લાભ નથી. જો પુરુષ જાણે કે સ્ત્રી કમાવાને શક્તિમાન છે, પોતાના આશ્રય વગર રખડી નહી પડે તો જરૂર સ્ત્રીની પદવી ઉંચી થવાની જ. અત્યારે તો સ્ત્રીની નિરાધાર દશાનો લાભ લઇને જ એને દબાયલી રાખવામાં આવે છે.

મોંઘવારીના અને બેકારીના જમાનામાં સ્ત્રી ઘેર બેઠાં કોઇપણ ધંધો કરી થોડી ઘણી પણ આવક કરી શકે તો પુરુષોને જરૂર રાહત મળે.

વિધવા બ્હેનો અને કુમારિકા રહેનાર સ્ત્રીઓએ તો આર્થિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા ખાસ પ્રયત્ન કરવાનો છે. વિધવા ઓશિયાળી ગણાય છે તેનું મુખ્ય કારણ એજ છે કે એની પાસે સ્વતંત્ર મીલ્કત કે આવક નથી. જે વિધવાઓ શિક્ષિકા કે નર્સ થઇ જાય છે તે સ્વતંત્ર છે જ. આજે બીજાને આશ્રયે રહેનાર વિધવાઓની જેવી અધમ સ્થિતિ છે તેવી જ આવતી કાલે કુમારિકાઓની થશે—જો તેઓ કમાઇને સ્વતંત્ર આવક નહિ કરે તો.

કુટુંબવાળી સ્ત્રી માટે પશ્ચિમના દેશોમાં ઉત્તમ ધંધો બોર્ડિંગ હાઉસ રાખવાનો ગણાય છે, કારણ કે ઘરમાં રહીને જ એ થઇ શકે છે. પોતાના કુટુંબ સાથે બહારના માણસોને પૈસા લઇ રાખવા અને જમાડવામાંથી સ્ત્રીઓ ઘણી સારી આવક કરે છે. આપણા સામાજિક રિવાજોને લઇ સ્ત્રીઓને કદાચ રાત દિવસ કોઇને ઘરમાં રાખવાનું ન ગમે, પણ જમાડવા માટે ખાનગી વીશી જેવું રાખે તો થોડી આવક થઇ શકે.

કમાણી વાપરવાનો હક એ પણ આર્થિક સ્વાતંત્ર્યનું જરૂરી અંગ છે. મજુર વર્ગોમાં લગભગ દરેક સ્ત્રી કમાય છે. પણ તેને કશી સ્વતંત્રતા નથી. પતિ જોરજુલમથી એ કમાણી લઇ લે અને દારૂમાં ઉડાવી નાખે એવી અનેક બ્હેનોની કથની હોય છે. સ્ત્રી પોતાની કમાણીમાંથી ઘરમાં જરૂરી ફાળો આપે અને પુરુષ બેકાર થઇ જાય તો આખા કુટુંબનો નિર્વાહ પણ સ્ત્રી કરે, પણ એની કમાણીની વ્યવસ્થા એના પોતાના હાથમાં હોવી જોઇએ. વળી સ્ત્રી કમાતી હોવાથી માત્ર આળસને ખાતર ન કમાય એવા પણ પણ્યાખે માણસો એ વર્ગોમાં હોય છે. તે ઉપરાંત ઘેર બેસી રહે છતાં ઘરના કામનો બોજો તો સ્ત્રીને જ માથે રહે છે. પુરુષ એમાં કશી મદદ કરતો નથી. આમ સ્ત્રી ઉપર બમણો બોજો પડે છે. મધ્યમ અને શ્રીમંત વર્ગની સ્ત્રીઓ જો કમાવા માંડે તો તેમણે આ બાબત જરૂર લક્ષમાં રાખવાની છે, અને જરૂર હોય તો કમાણી વાપરવાના હકનો કાયદો પણ કરાવવો જોઇએ.

વારસાના હક એ પણ આર્થિક સ્વાતંત્ર્યનું બહુ આવશ્યક અંગ છે. અત્યારે લક્ષાધિપતિની પત્ની કે પુત્રીને પતિ કે પિતાની મીલ્કત ઉપર કશો હક નથી. વિધવા સ્ત્રી પોતાના પતિની મીલ્કતમાંથી જુજ રકમ ભરણપોષણ માટે મેળવી શકે છે. એટલે કુટુંબમાં મીલ્કત હોય તો પણ સ્ત્રીને કશા કામની નથી. પુરુષ મહેરબાનીની રાહે એને વાપરવા દે એટલું જ એ વાપરી શકે છે. ડૉ. દેશમુખનો નવો ખરડો પસાર થવાથી માત્ર સંયુક્ત કુટુંબમાં મરણ પામનારની વિધવાને પતિનો ભાગ પોતાને માટે મેળવવાનો હક મળ્યો છે. પણ વિભક્ત કુટુંબમાં રહેનારની વિધવાને તેમજ કોઇ પણ કુટુંબની પુત્રીને પત્નીને કશા હક મળ્યા નથી. સમસ્ત વારસાના કાયદાને ફેરવીને નવું સ્વરૂપ આપવામાં આવશે ત્યારે જ એ પ્રશ્નનો નિકાલ થશે.

આપણી સ્ત્રીઓની સ્થિતિ અત્યારે જે છે તેવી કરવામાં સંયુક્ત કુટુંબની સંસ્થાએ મોટો ભાગ ભજવ્યો છે. એ કુટુંબ સંસ્થામાં દરેક વ્યક્તિ કુટુંબનું એક અંગ માત્ર ગણાય છે. માત્ર મુખ્ય પુરુષ કે મુખ્ય સ્ત્રી સિવાય કોઇની વ્યક્તિગત જરૂરીઆતો સચવાતી નથી. તેમાં પણ સ્ત્રીઓ અને ખાસ કરીને વહુઓ તો નિર્જીવ યંત્ર જેવીજ ગણાય છે.

આર્થિક દૃષ્ટિબિંદુથી સંયુક્ત કુટુંબની સંસ્થા બહુ ઉપયોગી સેવા કરે છે એમ કહેવાય છે કારણ કે ન કમાનાર વ્યક્તિઓનું એમાં પોષણ થાય છે. શારીરિક કે માનસિક ખામીને લીધે અથવા બેકારીના કારણથી ન કમાનાર માણસોને આશ્રય મળે એ ખરું છે, પણ સાથે સાથે આળસુ માણસો પણ પોષાય છે એ ભૂલવું ન જોઇએ. અને મોટાં કુટુંબોમાં એવા દાખલા ઘણા જડે છે. તો પોતાનાં સ્ત્રી બાળકોનું કે પોતાની જાતનું પણ પોષણ

કરવાની ચિંતા માથે હોય તો આવા આળસુઓ નભી શકે નહિ. સયુક્ત કુટુબમા જ તેઓ નભી શકે છે.

ઘણા સયુક્ત કુટુબમા પુરૂષોની પદવી તેમની કમાણી ઉપર આધાર રાખે છે વધારે કમાનારને વધારે માન મળે છે અને ઓછુ કમાનારને ઓછુ મળે છે. તેમની સ્ત્રીઓ અને બાળકોને પણ તેજ મુજબ માન મળે છે આને લીધે ઇર્ષા, કલહ વિગેરે કેટલા પ્રવર્તે છે તે કોઇનુ અજાણ્યુ નથી માનીતા બાળકો સ્વાર્થી અને અભિમાની બને છે અને અણમાનીતા અદેખા, લાલચુ બને છે

સયુક્ત કુટુબમા બીનઅનુભવી વહુઓને ગૃહવ્યવસ્થાનો અનુભવ મળે છે એમ કહેવામા આવે છે, પણ મોટા કુટુબોમા વહુઓને માત્ર મજુરીનો અનુભવ મળે છે વ્યવસ્થા વડીલ સ્ત્રીઓના હાથમા જ હોય છે અને પૈસા સબધી વ્યવસ્થાનુ તો એમને બીલકુલ જ્ઞાન મળતુ નથી, કારણ કે પારકે ઘેરથી આવેલી વહુના દેખતા ઘરની આર્થિક સ્થિતિ સબધી વાત કરવામા આવતી જ નથી ઘણી જ્ઞાતિઓમા એવો રિવાજ હોય છે કે વહુ પાસે રધાવાય કે પીરસાવાય નહિ એટલે તે સબધી પણ જ્ઞાન મળતુ નથી

ઘણા લોકો એમ કહે છે કે સયુક્ત કુટુબમા માદા થનારને નર્સ બોલાવવી પડતી નથી કુટુબીઓ જ ચાકરી કરે છે. પુરૂષોના સબધમા આ ખરૂ હશે પણ સ્ત્રીઓના અને ખાસ કરીને વહુઓના સબધમા તદ્દન ખોટુ છે પથારીવશ ન થાય ત્યાસુધી સ્ત્રીના મદવાડને ઢોંગ માનવામા આવે છે સાસરીયાની બેદરકારીથી વહુનુ મરણ થાય એવા એક નહિ પણ અનેક દાખલા નજરે પડે છે

સ્ત્રીના માનની હાનિ પણ સયુક્ત કુટુબમા અનેક રીતે થાય છે. અને સ્ત્રીના ઉતરતાપણાની ભાવના પણ પગલે પગલે જોવામા આવે છે.

જુના વિચારના સયુક્ત કુટુબોમા મર્યાદા પણ હદ ઉપરાંત પાળવી પડે છે પતિપત્નીને શરમાવુ પડે છે, એટલુજ નહિ પણ બાળકોને પણ વડીલોના દેખતા બોલાવાતા નથી બાળકો વડીલોના ગણાય, એમના ખરા માબાપના નહિ એવી પણ આપણી જુની માન્યતા છે. વડીલ સ્ત્રીઓ બાળકોને લડાવી, મોએ ચઢાવી મૂકે છે અને તેમની પોતાની માનુ જ અપમાન કરતા શીખવે છે વળી બાળકોના લગ્નસબધ પણ જુના વિચારના વડીલો ગોઠવે છે, માબાપનુ એમા કશુ ચાલતુ નથી. તો સ્નેહલગ્નની કે મેળે પસદગીની તો વાત જ કયા રહી ?

સયુક્ત કુટુબમા દરેક ચીજ સામાન્ય માલિકીની હોય છે અને વહુઓને કશુ જ સ્વતત્રતાથી વાપરવાની છૂટ હોતી નથી પીયરમા જ એમને વધારે રસ રહે છે કારણ કે ત્યા સ્વતત્રપણે વર્તી શકાય છે.

અસલી વિચારના મોટા સયુક્ત કુટુબનુ એક મોટુ દુખ એ છે કે સ્ત્રીઓથી માનસિક ઉન્નતિ માટે કશો જ પ્રયત્ન થઇ શકતો નથી એક તો કામમાથી ફુરસદ જ મળતી નથી અને મળે તો પણ વાચવુ તે પડિતાઇનો ડોળ ગણાય છે, સભાઓમા જવુ તે રખડેલપણુ ગણાય છે અભ્યાસના વર્ગોમા જવાનુ કે શારીરિક ખીલવણી માટે રમતગમતમા ભાગ લેવાનુ તો અશક્ય જ છે

વિધવાઓને સયુક્ત કુટુબમા આશ્રય મળે છે અને આશ્રમોમા જવાની જરૂર નથી પડતી, એમ કહેવામા આવે છે પણ સયુક્ત કુટુબમા રહેનાર વિધવાઓને જે અસહ્ય ત્રાસ વેઠવા પડે છે તેનો પુરૂષ લેખકોને શો ખ્યાલ હોય ? પતિની હત્યારી ગણાઇ ડગલે ડગલે તે હડધુત થાય છે. અનહદ કામ, મ્હેણા, અપમાન બધુ સહન કરે તો પણ તેની નીતિ ઉપર થતો અત્યાચાર તો અસહ્ય જ છે દીયર, જેઠ કે ખુદ સસરાએ ફસાવી હોય અને પછી ઘરમાથી કાઢી મૂકી હોર એવી કેટલીએ વિધવાબહેનોની કથની હોય છે તે આપણુ અજાણ્યુ નથી

સાસુ—નણદનો વહુ ઉપરનો નિરકુશ જુલ્મ એ સયુક્ત કુટુબનુ સૌથી મોટુ દુખ છે દરરોજ છાપાઓમા સાસરીયાના ત્રાસથી કટાળી આપઘાત કરનાર બહેનોના કિસ્સા આપણે વાચીએ છીએ, છતા સયુક્ત કુટુબની કહેવાતી ઉચ્ચ ભાવનાઓ વિષે કોઇ લખે કે બોલે ત્યારે આપણે એ બધુ એકદમ ભૂલી જઇએ છીએ, અને અજાઇ જઇએ છીએ !

કૌટુમ્બિક જીવનનો આનદ વિભક્ત કુટુબમાજ

ભોગવી શકાય છે, કારણ કે સંયુક્ત કુટુંબમાં અસલી રિવાજ પ્રમાણે સ્ત્રીઓ અને પુરુષો કદિ ભેગાં થઇ બેસી શકતાં નથી અને કદી બેસવાનો પ્રસંગ આવે તો વહુઓ ઘુમટા કાઢી ચુપચાપ બેસી રહે છે. ઘરનાં તમામ સ્ત્રી-પુરુષો સમાનતાની ભાવનાથી ભળી શકતાં હોય ત્યાંજ કૌટુંબિક જીવનનો આનંદ ભોગવી શકાય છે.

સંયુક્ત કુટુંબ આત્મભોગની ભાવનાની ઉપર રચાએલું છે અને વિભક્ત કુટુંબ સ્વાર્થની ભાવના ઉપર એમ ઘણાં કહે છે પણ ખરું જોતા કૌટુંબિક જીવનનો પાયો જ આત્મભોગ છે. ફેર એટલોજ છે કે વિભક્ત કુટુંબમાં પતિ પત્ની એક બીજા માટે અને પોતાનાં બાળકો માટે આત્મભોગ ખુશીથી આપે છે, ત્યારે સંયુક્ત કુટુંબમાં એક મોટો સમુદાય જેમાં લાયક, નાલાયક, પાસેનાં સગાં, દુરનાં સગાં, હિતેચ્છુ, ઇર્ષાખોર એ સર્વને માટે મને કે કમને ભોગ આપવો જ પડે છે. જોરજુ-લમથી આપેલો ભોગ માત્ર માનહાનિ કરે છે, આત્મોદ્ધાર કરતો નથી.

પુરુષ કમાય નહિ ત્યાં સુધી પરણે નહિ અને સ્ત્રી પણ ઉંમર લાયક થયા પછીજ પરણે તો વડીલોના આશ્રયની જરૂર ન રહે જેમને અનુભવ હશે તે જાણતાંજ હશે કે જુદા રહેવાથીજ સંપ જળવાય છે. ભેગાં રહેવાથી અથડાઅથડીના પ્રસંગ ઘણા આવે છે. લઢીને છેવટે જુદાં પડવાથી સંબંધ તુટી જાય છે અને સલાહસંપથી જુદા પડવાથી જરૂર આવે અન્યોઅન્યને મદદ થઇ શકે છે એ દેખીતું છે.

જુના વખતમાં કદાચ અમુક હેતુ પાર પાડવા માટે સંયુક્ત કુટુંબોની જરૂર હશે પણ હાલના જમાનાની વ્યક્તિ સ્વાતંત્ર્યની ભાવના સાથે એ સંસ્થા અનુકૂળ થઇ શકતી નથી.

સ્ત્રીઓની તંદુરસ્તીનો પ્રશ્ન એ બીજા સામાજિક પ્રશ્નો જેટલો જ બલ્કે વધારે અગત્યનો છે, પણ એના ઉપર ધ્યાન બહુજ થોડું અપાય છે. આપણા દેશમાં સરાસરી આયુષ્ય ચોવીસ વર્ષનું ગણાય છે. પણ જો ઉંચી કહેવાતી જ્ઞાતિઓની સ્ત્રીઓની જ ગણતરી કરવામાં આવે તો એથી પણ બહુ જ થોડું પ્રમાણ આવે.

છોકરીની ' હવડી માટી ' ગણાય છે અને " એ તો ઉકરડો છે એની મેળે વધશે " એવા ખ્યાલથી એને પુષ્ટીકારક ખોરાક સારી સ્થિતિનાં માબાપ પણ નથી આપતાં. સાસરામાં સમાસ કરવાને લાયકાં થતાં શીખવા માટે છોકરીઓને ઘરમાં વડીલ સ્ત્રીઓની હાજરીમાં બેસાડી રાખવામાં આવે છે. બાલ્યાવસ્થાને યોગ્ય રમતગમત પણ કરવામાં આવતી નથી.

બાળલગ્ન એ તંદુરસ્તી બગડવાનું મોટું કારણ છે એ જાણવા છતાં હજી દેશમાં કેટલાંએ બાળલગ્ન થાય છે, અને નાની ઉંમરમાં માતા થવાથી કેટલીએ કોમળ કન્યાઓનાં જીવન ચુંદાઇ જાય છે.

ગમે તેવી નાની ઉંમરની કન્યા સાસરે રહેવા જાય એટલે એને ઋષિમુનિઓને પણ દુઃસહ્ય એવી તપશ્ચર્યા કરવી પડે છે. એની ભુખ, ઉંઘ, થાક એ કશા વિષે કોઇ વિચાર કરતું નથી. તેમજ માંદી પડે તો પણ ઘસડાઇને પણ કામ કરવું પડે છે. પુષ્ટીકારક ખોરાક કુટુંબની છોકરીઓનેજ ન મળે તો વહુઓને તો મળેજ ક્યાંથી ? સાજે શરીરે પણ ન મળે અને માંદે શરીરે પણ ન મળે. માંદી વહુને મદદ કરવા પૈસાની સ્થિતિ હોય તો પણ નોકર ન રખાય. આવી સ્થિતિમાં સ્ત્રીઓ તંદુરસ્તી ક્યાંથી સાચવી શકે ?

અજ્ઞાન અને વહેમ એ પણ સ્ત્રીઓની તંદુરસ્તીના મોટા શત્રુ છે. ખાસ કરીને પ્રસુતિને સમયે તો સ્ત્રીના મૃત્યુ માટે આ બે ચીજો જ જવાબદાર છે. મુંબઇમાં વસીને આપણે એમ નથી માનવાનું કે હવે તો બધી સ્ત્રીઓ હોસ્પિટલોનો લાભ લે છે. આપણા દેશમાં દર કલાકે વીસ સ્ત્રીઓ પ્રસુતિમાં મરણ પામે છે અને તેમાંનો મોટો ભાગ અસલી દાઇઓના પાલનથી અને દાયણોના અજ્ઞાનથી જ મરણ પામે છે.

કસરતનો અભાવ એ પણ શહેરી સ્ત્રીઓનાં શરીર નબળાં પાડવાનું મોટું કારણ છે. શહેરોમાં વસવાટને લીધે મહેનત પડે એવું કાંઇ કામ રહ્યું નથી. રાંધવામાં કે તેને અંગે કરવાનાં બીજાં કામોમાં સમયનો વ્યય થાય છે પણ આખા શરીરને કસરત મળતી નથી અને શ્રીમંત સ્ત્રીઓને તો એટલો વખત વ્યય કરવાનું પણ સાધન નથી. બેઠાં રહેવાથી પાચનશક્તિ નબળી પડી જાય છે અને તેમાંથી અનેક રોગો ઉભા થાય છે. કસરત માટે કાંઇ અખાડામાં જવાની જ જરૂર નથી

માત્ર ખુલ્લી હવામા કવાક ચાલવાથી પણ પૂરતી કસરત મળી રહે છે મુબઇ જેવા શહેરોમા ક્યા ફરવા જવુ કે કોની સાથે જવુ એ સવાલ છે ખરો પણ જ્યારે હુ ભુલેશ્વર જેવા લત્તામા સ્રીઓના ટોળા નકામી પરદેશી ચીજો ખરીદ કરવા માટે કે ભીડાભીડવાળા મદિરોમા ધક્કા ખાવા માટે ફરતા જોઉ છુ ત્યારે મને હમેશા લાગે છે કે એ સગાથ અને એ વખતનો ઉપયોગ શારીરિક સુખ માટે ફરવા જવામા થતો હોય તો કેટલુ સારુ ?

કેટલીક શ્રીમત સ્રીઓ મદવાડમા જ મોટાઇ માને છે અને કાઇ રોગ ન હોય તો કાલ્પનિક વ્યાધિઓ ઉભી કરે છે અને એ રીતે શારીરિક નહિ તો માનસિક પીડા તો ભોગવે જ છે કેટલીક સ્રીઓ વળી એવી હોય છે કે માદી હોય તો પણ શરીરની દરકાર ન કરવામા વડાઇ માને માને છે અને કુટુબીઓ આરામ લેવા કે દવા કરવા આગ્રહ કરતા હોય તો પણ ધ્યાનમા લેતી નથી અને જ્યારે રોગ હાથમાથી જતો રહે ત્યારે લાચાર બને છે

એક નાની દેખાતી ટેવ પણ ઘણી સ્રીઓની તદુરસ્તીનુ સત્યાનાશ વાળે છે અને તે મરચા ખાવાની ટેવ પુરૂષોને ખબર નહિ હોય પણ સ્રીઓમા એવી માન્યતા છે કે જેને ગળ્યુ ભાવે તે ગમાર સ્રી ગણાય અને જે ખૂબ મરચા ખાઇ શકે તે ચતુર ગણાય ! મરચા ગળ્યુ, કેરસા હોજરી એ બધુ જ બગાડે છે તે સ્રીઓના મનમા ઉતરતુ જ નથી અને પરિણામે કેટલાએ વ્યાધિ થાય છે

પુરૂષોની બેદરકારીથી પણ અનેક સ્રીઓની તબિયત બગડે છે વિભક્ત કુટુબમા તો મર્યાદાનુ કે વડીલોની આમન્યા સાચવવાનુ બહાનુ પણ નથી હોતુ તે છતા સ્રીઓની તદુરસ્તી તરફ જોઇએ તેટલુ લક્ષ અપાતુ નથી પથારીવશ થયેલી સ્રીને નોકર બિછાના પાસે સામાન આણી આપે અને સ્રી બિચારી મરવાના દિવસ સુધી સૂતી સૂતી કાઢે એવા પણ દાખલા જોયા છે ! અલબત્ત એવા દાખલા અપવાદરૂપ હોય છે પણ સાધારણ માદગીમા સ્રીઓની જોઇએ તેવી સભાળ લેવાતી નથી અને પરિણામે માદગી વધી પડે છે સ્રીની માદગીમા પૈસા ખરચવા માટે પૈસાની તગીનુ બહાનુ ઘણા બતાવે છે પણ એજ સ્રી મરણ પામે ત્યારે એના કારજક્રિયામા અને બીજીવારના લગ્નમા સેકડો કે હજારો રૂપીઆ ન્હેતુ કરીને પાણી ઢોળાવવામા આવે છે !

ઉપરાઉપરી બાળકોના જન્મથી પણ અનેક સ્રીઓના શરીર પાયમાલ થઇ જાય છે અનેક બાળકોથી વીટળાયલી સ્રી સુદર લાગે છે એવા શબ્દો તે માત્ર સ્રીઓને ભોળવવા માટે રચેલી શબ્દજાળ છે બાળકોને જન્મ આપતા અને ઉછેરતા કેટલુ કષ્ટ પડે તે પુરૂષો શુ જાણે ? નિર્બળ માતાઓ અને નિર્બળ બાળકો દેશને ભાર રૂપ બને છે તેનો ખ્યાલ ભણેલા ગણેલા માણસોને પણ નથી આવતો માત્ર સતતિનિયમન તો પાશ્ચાત્ય દેશોને મુબારક હો, અમારે ન જોઇએ ' એટલુ કહી ' વાહ વાહ ' કહેવડાવવી એ આજકાલ રિવાજ થઇ પડ્યો છે જ્યારે એવી સ્થિતિ આવશે કે પ્રજાનુ એક પણ બાળક માતાની મરજી સિવાય જન્મે નહિ ત્યારે જ પ્રજા તદુરસ્ત બનશે

ક્લેશમય સસાર પણ તદુરસ્તીને માટે હાનિકારક છે અને દુર્ભાગ્યે આપણા સમાજની પરિસ્થિતિ એવી છે કે સ્રીઓને ભાગે ક્લેશ જ આવે છે ઘરમા સાસુ નણદ દેરાણી, જેઠાણી સાથે ઝગડા ચાલ્યા કરે તે ઉપરાત રૂઢિના અને બીજા સામાજિક બધનો એવા છે કે સ્રીના મનને પ્રફુલ્લિત રાખવાના પ્રસગ બહુ થોડા આવે અને દુખી મન હોય તો શરીર પણ દુખી જ રહે છે

આપણે આજકાલ માનસિક શિક્ષણ ઉપર ખૂબ ધ્યાન આપીએ છીએ પણ શારીરિક કેળવણી એટલી જ બલ્કે વધારે અગત્યની છે તે ભૂલી જઇએ છીએ. તદુરસ્ત શરીર અને વિકસેલુ માનસ એ બે જેની પાસે હોય તેજ સાચુ માનવી છે

# ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ, મુંબઇ

## સ્ત્રી વિદ્યાલયનો વાર્ષિક સમારંભ

મંડળના શિક્ષણ વર્ગો તથા સ્ત્રી વિદ્યાલયની વાર્ષિક પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર બહેનોને ઇનામો આપવાનો વાર્ષિક મેળાવડો ગઇ તારીખ ૨૪-૮-૩૭ ને રોજ મંડળના હોલમાં મંડળના પ્રમુખ લેડી શ્રી. લક્ષ્મીબાઇ જગમોહનદાસ નાદુરસ્ત તબીયતને લીધે ન આવી શકવાથી શ્રીમતી રતનબહેન મહેતાના પ્રમુખપદે થયો હતો. મેળાવડામાં સારી સંખ્યામાં બહેનોએ હાજરી આપી હતી. મંડળના સેક્રેટરી શ્રીમતી રસિકમણી દેસાઇએ મંડળમાં ચાલતા શિક્ષણવર્ગો તથા સ્ત્રીવિદ્યાલય સંબંધે ટુંક વિવેચન રજુ કીધું હતું. અને હુન્નર ઉદ્યોગ-ગૃહના લેડી સુપ્રીન્ટેન્ડન્ટ શ્રી. લીલાબહેન વોરાએ મંડળમાં ચાલતા ઇન્ડસ્ટ્રીયલ હોમમાં થતા કામકાજનો અહેવાલ રજુ કીધો હતો. સૌ. કાંતાબહેન ખોડવાળાએ પ્રસંગને અનુસરતું વિવેચન કીધું હતું. બાદ વર્ગોમા અભ્યાસ કરનાર બહેનોએ સંસ્કૃતમાં તેમજ અંગ્રેજીમાં-સંવાદ અને રેસીટેશન તથા ગરબા અને ઓરકેસ્ટ્રા વગેરેનો પ્રોગ્રામ સુંદર રીતે રજુ કરી પ્રેક્ષકોના દિલ રંજન કીધા હતા. સંસ્કૃત સંવાદમાં ભાગ લેનાર શ્રી. નવલબહેન શાહને તેમની કુશળતા માટે શ્રીયુત હિમ્મતલાલ અંજારીઆ તરફથી રૂ. ૫) નું ઇનામ મળ્યું હતું.

શ્રી વિદ્યાલયમાં ત્રીજા વર્ષની પરીક્ષામા ૧ લે નંબરે આવનાર ( સામાન્યજ્ઞાનમાં ) શ્રી. કાંતાબહેન શાહ ને લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ તરફથી લક્ષ્મી સુવર્ણચંદ્રક આપવામાં આવ્યો હતો. નિયમિત હાજરી માટે દર વર્ષની માફક ગુણસુંદરી કાર્યાલય તરફથી શ્રી. મધુરી ઝવેરી, શ્રી. પ્રભાવતી શાહ અને શ્રી. સ્નેહબાળા મીઠાઇવાળાને ગુણસુન્દરી ( સીલ્વર ) ચન્દ્રક મળ્યા હતા.

આ ઉપરાંત ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત, સંગીત અને હુન્નર ઉદ્યોગ વગેરેમાં ઉત્તીર્ણ થનાર સંખ્યાબંધ બહેનોને પ્રમાણપત્રો તથા ઇનામો આપવામાં આવ્યાં હતાં—સ્વ. પાર્વતીબાઇ દ્વારકાદાસ ત્રિભોવનદાસ સ્મારકમાથી શ્રી જીવનનો આદર્શ—એ વિષય પરની લેખિત ઇનામી નિબંધની હરીફાઇમાં ૧ લું ઇનામ રૂ. ૨૫) શ્રી. ઉષા મહેતા, ૨ જું રૂ. ૧૫) ઇન્દુમતી છાયા, ત્રીજું રૂ. ૧૦) શ્રી. ગુણવંતી હીરાલાલ મહેતાને આપવામાં આવ્યા હતા: સ્વ. જયાવંતી કુવેરાય સ્મારકમાથી ઇનામી નિબંધની હરીફાઇમાં ૧ લું ઇનામ રૂ. ૩૦) સૌ. નિર્મળા છત્રપતિ, ૨ જું ઇનામ રૂ. ૨૦) કુ ઉષા મહેતા, ત્રીજું ઇનામ રૂ ૧૦) શ્રી. ઉર્મીલા પટેલને મળ્યાં હતા. ( વિષય ગુજરાતનું સ્ત્રી જીવન ). સ્વ. લેડી-પરસનબાઇ ગોકળદાસ પારેખ સ્મારકમાંથી—" શું સારું ? ગ્રામ્ય જીવન કે શહેરી જીવન "ના વિષયની દશ મીનિટ મોઢેથી ભાષણ કરવાની હરીફાઇમા ૧ લું ઇનામ-ગ્રામજીવનમાં ૧ લું ઇનામ રૂ. ૧૫) સૌ. મનોરમા દુર્લભજી દવે, ૨ જું રૂ. ૧૦) શ્રીમતી રામપ્રસાદ મહેતાને-શહેરીજીવનમાં ૧ લું ઇનામ રૂ. ૧૫) ઉષા મહેતા, ૨ જું ઇનામ રૂ. ૧૦) શ્રી. મનુબેન ઝીણાભાઇને મળ્યાં હતાં.

છેવટે પ્રમુખ બહેન શ્રી. રતનબહેન મહેતાએ પ્રસંગોપાત વિવેચન કીધું હતુ. અને મેળાવડો વિસર્જન થયો હતો.

**મંડળમાં નવા પેટ્રન:** સૌ. વેણાંબાઇ ચતુર્ભુજ ગોવર્ધનદાસ સુંદરદાસ રૂપીઆ ૧૦૦૦) ( એક હજાર ) ભરી મંડળમાં પેટ્રન થયા છે. આવી ઉદાર મદદ માટે સેક્રેટરીઓ તેમનો ઘણો આભાર માને છે.

રૂ. ૨૫) સૌ. લીલાવતી ચીમનલાલ વીરચંદ તરફથી ભેટ મળ્યા છે.

———

———



# પુસ્તકોની દુનિઆમાં



પ્રિય બહેન ચરા,

મારા છેલ્લા ટપકા પછી તારો પત્ર મળેલો મને આળસુ કહેનારી તુ આળસને લીધે જ પત્ર ન લખી શકાયો એમ કહીને છટકી જાય એ નવાઇની વાત પણ મારે એ માની લેવુ જ રહ્યુ

તે ગઇ વખતના પત્રમા કેટલીક એવી વાતો લખી છે કે તેનો જવાબ આ પત્રમા નહિ આપુ તને થોડા દિવસમા બીજો પત્ર લખી દઇશ આશા છે કે તને તેથી સંતોષ થશે તારી ચર્ચાને આ પત્રમા સ્થાન નહિ આપવાનુ એક કારણ છે આ પત્રને પુસ્તકોની દુનિયા પૂરતો મર્યાદિત રાખવાનુ મારુ મન આગ્રહ કરે છે

આ પત્રની શરૂઆતમા જ થોડોક ખુલાસો કરી દઉં કવિતા નવલકથા અને નિબંધ સાહિત્યમા ઉત્તમ પૂરવાર થાય એવા ત્રણ તાજા પુસ્તકો વિષે અહીં ઉલ્લેખ નથી કરતો એનુ કારણ છે તને આ ત્રણે પુસ્તકોનો સંતોષ થાય એવી રીતે પરિચય કરાવવો છે એ પુસ્તકો હજી હુ ઉપર ઉપરથી જ ફેરવી ગયો છુ એ વાંચી વિચારીને આવતે મહિને એના વિષે વિગતવાર લખવાની ધારણા છે

તુ પુસ્તકોના નામ પૂછવે તે પહેલા જ એના નામો પણ આપી દઉં તો કાંઇ ખોટુ નથી 'ઇલાકાવ્યો' દ્વારા ભાઇબહેનના પ્રેમને કવિતામા ચિરંજીવ કરનાર ભાઇ ચન્દ્રવદન મહેતા એ ભાઇ બહેનના પ્રેમનો જ ચિતાર 'રતન' નામના કથાકાવ્ય દ્વારા આપ્યો છે ૧૬૪૩ લીટીનુ પૃથ્વી છંદમા લખાયેલુ આ કથાકાવ્ય ગુજરાતી કાવ્યસાહિત્યમા અનોખી જ ભાત પાડનારુ છે એ તુ એ વાચશે એટલે તને સિદ્ધ થઇ જશે અલબત્ત હજી એનો પૂરતો પરિચય પામવા માટે તો તારે રાહ જ જોવાની છે

મે જે નવલકથાનો ઉલ્લેખ કર્યો તે 'પ્રજાબંધુ'ના ગ્રાહકોને ભેટ પુસ્તક તરીકે અપાયલી શ્રી ચુનીલાલ વર્ધમાન શાહની ઐતિહાસિક નવલકથા 'રાજહત્યા' એ પણ હુ હજી વાચી શકો નથી અનેક ઉપાધિઓને લીધે શ્રી ચુનીલાલ ઇતિહાસને પૂરેપૂરા અને વફાદાર રહીને, કથા સર્જન કરનારા વિરલ નવલકથાકાર છે એમની અત્યાર પહેલાની ઐતિહાસિક નવલકથાઓએ ઐતિહાસિક નવલકથાના સિદ્ધહસ્ત લેખક તરીકે તેમને સ્થાન અપાવી દીધુ છે એને વિષે અત્યારે એટલુ જ પૂરતુ છે

અને ત્રીજુ પુસ્તક તો વળી ખૂબ વિચાર કરવા પ્રેરે એવુ છે શ્રી નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલનુ નામ તો તે સાંભળેલુ જ છે તેઓ વયે વૃદ્ધ છે છતા વિચારે તો તેમના જેવા ક્રાન્તિકારી યુવાન આજે મળવા મુશ્કેલ છે 'કુમાર'ના એક અંકમા શ્રી નરસિંહભાઇ પટેલનો પરિચય કરાવતા તેમને 'પલિત યુવાન' તરીકે યોગ્ય રીતે ઉલ્લેખવામા આવ્યા હતા તેમણે આપણી લગ્નસંસ્થાની આદિથી અંત સુધી મીમાંસા કરી છે. 'લગ્નપ્રપંચ'ને તેમણે, 'લગ્નને નામે નરજાતિએ નારીજાતિ ઉપર કરેલા પ્રપંચ' રૂપે ઉલ્લેખ્યુ છે એ આખોય મીમાંસાનુ અવલોકન જરા વિસ્તારથી જુદુ જ કરવાનો હમણા વિચાર છે એટલે એનો ઉલ્લેખ કરીને જ આગળ વધુ

આ ત્રણ પુસ્તકો આગામી પત્ર માટે રાખી મૂક્યા પછી, આ વખતના પુસ્તકો વિષે ઝાઝુ લખવા જેવુ રહેતુ નથી વળી પુસ્તકો પણ થોડા જ છે જો કે એમા વાર્તા, નાટિકા, નવલકથા કવિતા વિજ્ઞાન બાલસાહિત્ય એમ વિવિધતા પૂરતી જળવાઇ રહી છે અલબત્ત બાળસાહિત્ય સિવાય એ સર્વની વાનગી એકેકી જ છે એ જણાવી દેવુ જોઇએ

ગુજરાતી સાહિત્યમા અત્યારે જો સૌથી વધુ વિકાસ પામતુ કોઇ પણ અંગ હોય તો તે નવલિકા સાહિત્યનુ છે એમ જરા પણ સંકોચ વિના કહી શકાય. લોકોમા એ સાહિત્ય વંચાય છે પણ વધારે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી અને એને પરિણામે નવા નવા લેખકો એ સાહિત્ય તરફ આકર્ષાય છે એટલુ જ નહિ પણ સાહિત્યના

એક વા બીજા અંગના ખેડાણમાં પ્રવીણ બનેલા સાહિત્યકારો પણ નવલિકા તરફ વળવા લાગ્યા છે. નવલિકા સાહિત્યના વિકાસ માટે એ શુભ ચિહ્ન છે.

નવલકથાકાર તરીકે, હમણાં હમણાં આગળ તરી આવેલા ભાઇ સોપાને, વાર્તાઓ નથી લખી એવું નથી. છતાં, તેમની એ 'અંતરની વ્યથા' અને 'અંતરની વાતો' મોટે ભાગે પ્રસંગચિત્રો હોઇ, એમાં નવલિકાની કલાનો મોટે અંશે અભાવ હતો એમ કહેવામાં જરાય ખોટું નથી. આથી, 'શ્રીકાંત'ને નામે તેમણે લખેલી નવલિકાઓનો સંગ્રહ કલાયુક્ત નવલિકાઓનાં લેખનમાં તેમનો પ્રવેશ સૂચવે છે. હિન્દુ સમાજજીવનના જુદા પ્રસંગોનું આલેખન કરતી. તેમની દશ વાર્તાઓ '**ઝાંઝવાંનાં જળ**'[1] રૂપે પ્રકટ થઇ છે એમાંથી કેટલીક વાર્તાઓ નવલિકા તરીકે સારું સ્થાન લઇ જાય એવી છે.

આપણા સમાજજીવનનું બારીક અવલોકન કરનારને વાર્તાઓનું વસ્તુ શોધવા માટે દૂર જવાની જરૂર પડે એમ નથી, એ તો હું વારંવાર તને લખી ગયો છું. અને એ રીતે સમાજના જુદા જુદા થરોની પ્રવૃત્તિઓ અને જીવનલીલા પ્રત્યે બારીક અને સૂક્ષ્મ નિરીક્ષણ કરનારાઓ અનેક પ્રશ્નો પકડી શકે છે.-એ પ્રશ્નોને સહાનુભૂતિપૂર્વક વિચારીને, એમાંથી માર્ગસૂચન થઇ શકે એવું સર્જન કરવાનું પણ શક્ય બને છે. ભાઇ સોપાને આમાં આવી વિચારણાઓ રજૂ કરી છે. બધી વાર્તાઓને વાસ્તવદર્શી કહી શકાય તેમ એને ધ્યેયલક્ષી તરીકે પણ ઓળખાવી શકાય. પણ, એમાંનું કેટલુંક તો અપવાદ રૂપે જ આલેખી શકાય.

આ સંગ્રહમાંની છેલ્લી વાર્તા જેના ઉપરથી આ પુસ્તકનું નામ અપાયું છે એમાં અત્યારનાં સ્ત્રી જીવનનું જે આલેખન થયું છે એ માત્ર અપવાદરૂપ માનસનું જ દર્શન છે એમ હું માનું છું.

આમાંની જુદી જુદી વાર્તાઓ વાંચીને એનો તાર મેળવવાનો પ્રયત્ન કરતાં જાણે લેખકે અજાણ્યે પુરુષોની વકીલાત કરવાનું સ્વીકારી લીધું હોય એમ લાગી આવે છે. હસમુખ અને વનસુખ માટે રજુ કરેલા કોયડાઓ, 'જીવનનું કરુણ પ્રકરણ' માં 'નવનીત'ના મૃત્યુના નિમિત્ત રૂપે લેખાતી પ્રભા, 'આશાનું સૌન્દર્ય' અને 'દીવાળીના પુનર્જન્મ'માં કોઇકને કોઇક રીતે સ્ત્રીને જ દોષ ભાગી લેખાવવાના પ્રયાસ થઇ જાય છે. અલબત્ત, એવા પ્રસંગો નથી બનતા એમ મારું કહેવું નથી.- પણ, એવા પ્રસંગોની પાછળ દોષ રૂપ આખીય સંસ્થા અને આપણી સમાજ રચના હોય છે એ વસ્તુનો ખ્યાલ રહેવો જ જોઇએ. નહિતર આ- લેખન એક પક્ષી થઇ જવા પામે છે.

અને આખા સંગ્રહમાં સૌથી વધારે ગમી હોય તો તે એક જ વાર્તા: 'સુમિત્રાનું દર્દ.' સ્ત્રી અને પુરુષ-પતિ અને પત્નીની સંપૂર્ણ સમાનતાનું એ ચિત્ર તને પણ રૂચશે-ગમશે.

એક જમાનો એવો હતો કે ગમે તેવો મેલાવડો હોય, એમાં સંવાદોનું સ્થાન નિશ્ચિત હતું. એમ જેમ લોકોની અભિરૂચિ કેળવાતી જાય છે તેમ તેમ સંવાદોનું સ્થાન નાટકો અને નાટિકાઓ લેતાં જાય છે. છતાં હજી ય સંવાદોના સાહિત્યની ઉપયોગિતા તો રહેલી જ છે. કારણ કે ઘણીવાર, લાંબા નાટકો કે એકાદ સળંગ નાટિકાની રજુઆત માટે, લેવો ઘટે તેટલો પરિશ્રમ લઇ શકાય એમ ન હોય કે એટલાં સાધન સામગ્રી નહિ હોય તો, સંવાદો અથવા નાની નાની નાટિકાઓથી નિભાવી લેવું પડે છે, અને એ સંવાદોનું આલેખન જો જોરદાર હોય તો એ નાટિકા કે નાટકનાં સ્વરૂપને ઘોડીક વાર સજીવન કરી જાય છે.

'**ડૌલતી નૈયા**'[2] માં સબળ આલેખન ધરાવતા, પ્રેરક અને પ્રાણવાન સોળ સંવાદો સંગ્રહાયા છે. ગુજરાતને શ્રી. કેશવ હ શેઠનો પરિચય જેટલો કવિ તરીકેનો છે તેટલો કદાચ નવલિકા કે નવલકથા લેખક તરીકેનો નહિ હોય. છતાં, તેમણે એ દિશામાં પણ સફળ પ્રવેશ કર્યો છે એ સુવિદિત છે. આ પુસ્તકદ્વારા તેમણે સ્વદેશના અને પરદેશના ઇતિહાસમાંથી પ્રસંગો

---

[1] **ઝાંઝવાંનાં જળ** : લેખક : સોપાન, નૂતન પ્રકાશન મંદિર, અમદાવાદ, મૂલ્ય-સવા રૂપિયો.

[2] **ડૌલતી નૈયા** : લેખક : પ્રકાશક : કેશવ હ. શેઠ, ( ખડાયતા મિત્રનું ૧૯૯૩ નું ભેટ પુસ્તક : ) અમદાવાદ, રૂા. ૧.

લઇને, નાની નાની નાટિકાઓ કહી શકાય એવા સંવાદો રચ્યા છે. એમાં માત્ર ત્રણ જ કાલ્પનિક છે. જો કે એ કલ્પના પણ જીવનની નિરીક્ષણાનું જ પરિણામ છે. અને સોળે સંવાદોનો ધ્વનિ જુદો જુદો હોઇ, એમાં વિવિધતા પણ પુષ્કળ ભરી છે.

આપણા સમાજના વિવિધ પ્રશ્નોને લેખકે એમાં છણ્યા છે અને એ પ્રત્યેકની ચર્ચામાં સમાજની અનિષ્ટ રૂઢીઓ પર કટાક્ષ વેરવામાં લેખકે ચૂક કરી નથી. સમારંભોમાં નાટિકાઓ તરીકે, આમાંના સંવાદોને યોગ્ય સાજથી ભજવવામાં સુગમ થઇ પડે એવી શબ્દરચના, અને પ્રાણવાન સંવાદ એનાં મુખ્ય લક્ષણ હોઇ, એ ઘણા જ આવકારદાયક થઇ પડશે.

'ઐતિહાસિક વસ્તુનું નિરૂપણ કરવામાં લેખકે એ ઐતિહાસિક પ્રસંગોના વાચનથી પોતાના મન પર પ્રતિબિંબિત થએલી અસરોને જ પ્રાધાન્ય આપીને આલેખન કર્યું છે એટલે એ આલેખન, હાથલાં રૂપ થઇ જવાને બદલે પ્રેરક થઇ શક્યું છે. અને એજ આમાંના ઐતિહાસિક, પ્રસંગાલેખનની સફળતા છે.

થોડા જ સમય ઉપર મેં તને 'સ્વાર્પણ' નામની એક નવલકથા મોકલી હતી. એ નવલકથાના લેખક શ્રી. ભદ્રકુમાર યાજ્ઞિકની આ બીજી નવલકથા વાંચતાં તને આનંદ થશે કે નિરાશા તે હું તને કહું એના કરતાં તું જ એ વાંચીને તને શું થયું તે જણાવશે તો વધારે સારું થશે. અલબત્ત, તને એક વાત લાગ્યા વિના રહેશે નહિ. 'સ્વાર્પણ'માં જે ઉદાત્ત ભાવનાનું આલેખન થયેલું છે તે ઉદાત્ત ભાવના આ નવી નવલકથા 'સ્નેહત્રિપુટી'માં[3] નથી. જો કે એ આખી ય નવલકથા વાંચ્યા પછી, એમ લખો કે એને 'સ્નેહત્રિપુટી'નું નામ ન અપાયું હોત તો કાંઇ ખોટું નથી. એ નવલકથાની મુખ્ય નાયિકા જ્યોતિર્બાલાને પશ્ચિમના સંસ્કારે ઓતપ્રોત થએલી, ગુજરાતી સમાજમાં અપવાદરૂપે જ મળી આવે એવી નવી સ્ત્રી તરીકે આલેખી છે અને એને પશ્ચિમના નવીન સાહિત્યના વાચનથી 'પ્રેમ એ તો નર્યો દંભ છે દેહવાસનાની ભૂખને સંતોષવાનું ઓઠું છે' એવા વિચારોની હિમાયતી બનાવી છે. એટલું જ નહિ પણ એને એ વિચારોને આચારમાં મૂકતી, છૂટથી, ચિતરી છે. આ પ્રકારનું આલેખન, ભલે અપવાદ રૂપ સ્ત્રીઓ એવી મળી આવે છતાં ઇષ્ટ નથી એમ તો કોઇને ય લાગ્યા વિના રહે એમ નથી

જ્યોતિર્બાલાને આવે માર્ગે લઇ જનારા ઇન્દુકુમાર જેવા પુરૂષો મળી આવવા દુર્લભ નથી. તેમ સુધીર જેવા જ્યોતિર્બાલાના વિચારથી આઘાત પામી જાય એ તો નર્યું સત્ય છે અને સુબોધચંદ્ર તો શું પણ કોઇ પણ પિતા આવું વર્તન સાંખી લે એ માની શકાય એમ નથી.

રમાકાન્ત અને સુરભિના સ્નેહ લગ્ન પછી વર્ષેકમા જ, રમાકાન્તને સુરભીથી કંટાળતો ચિતરીને લેખકે સ્નેહ લગ્નની નિષ્ફળતા ચિતરવાનો પ્રયાસ કર્યો છે. પરંતુ, પતંગિયાની માફક તરલા તરફ એને આકર્ષાતો ચિતરીને અને છેવટે તેની સાથે



[3] સ્નેહત્રિપુટી : લેખક : શ્રી. ભદ્રકુમાર યાજ્ઞિક 'ખેપડીમોજ'નું ભેટ પુસ્તક : ખેપડીમોજ કાર્યાલય, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ મૂ. રૂ. ૨-૮-૦.

પરણાવીને લેખકે પુરૂષના ભ્રમર માનસનો પરિચય કરાવવા ધાર્યો હોય એમ લાગે છે. બાકી તરલાને રમાકાન્ત તરફ આકર્ષતી કરવામાં કોઇ જ કારણ એમાંથી ફલિત થતું નથી. આખીય નવલકથામાં સુરભિનું પાત્રાલેખન સુંદર છે. એટલું જ નહિ પણ વાસ્તવિક છે. સુધીર પણ સારો આલેખાયો છે. બાકી એમાં જુદાં જુદાં પાત્રો દ્વારા રજુ થએલી વિચારસરણી સાથે તો ભાગ્યેજ કોઇ સંમત થઇ શકશે. રશિયા અને વિદેશના સર્વ સમાજશાસ્ત્રીઓ આવી વિચાર સરણીના હિમાયતી છે એમ માનવામાં પણ ભૂલ થતી હોય એમ લાગે છે.

ભાઇ ભદ્રકુમારની શૈલી અને રજુઆત પહેલાં કરતાં ઘણાં સુધર્યાં છે. અને પશ્ચિમના સંસ્કારને પરિણામે વિકૃત થતાં માનસનો તેમણે આમાં ચિતાર આપ્યો છે. એવાં માનસથી બચવા માટે તેમણે આ નવલકથામાં કાંઇક માર્ગદર્શન કર્યું હોત તો તે વધારે રૂચિકર થઇ પડત. આવાં અપવાદરૂપ જીવનનાં આલેખન કરતાં વાસ્તવ જીવનના સામાન્ય આલેખન પ્રત્યે લક્ષ દોડાવશે તો લેખક વધારે સારૂં સર્જન કરી શકશે એ નિઃશંક છે.

નવરાત્રિ સામી આવતી જાય છે એટલે રાસનું સ્મરણ થઇ જાય એ સ્વાભાવિક છે. હું વિચારમાં જ હતો કે હજી કેમ કોઇ રાસસંગ્રહ દ્રષ્ટિએ પડતો નથી. કારણ કે, નવરાત્રિ પહેલાં રાસસંગ્રહોનો થોકડો હમેશા ટેબલ પર ખડકાઇ જતો. આ વખતે એક જ સંગ્રહ હાથમાં આવ્યો છે.

જુદા જુદા વિષયોના ગુજરાતી બહેનોને સહેજે કંઠસ્થ થઇ જાય એવા શબ્દમાં રચાયલા પચાસ રાસનો એ સંગ્રહ 'રાસપદ્મ'[૪] એના લેખક શ્રી. મૂળજીભાઇ શાહનો ઉત્તરોત્તર વિકાસ સૂચવે છે. .અલબત્ત, રાસના વિષયો ખોળવામાં તેમણે તેમના પુરોગામીઓ પ્રત્યે વધારે દૃષ્ટિ રાખી છે અને તેને પરિણામે અનેક વાર ચર્ચાઇ ગએલા વિષયો કાંઇક કંટાળો આપે છે. અલબત્ત, મંજુલ શબ્દાવલી અને ઉર્મિલ ભાવો શ્રી. શાહના રાસને કર્ણપ્રિય બનાવે છે. ,આ સંગ્રહની એક વિશિષ્ટતા છે. અને તે કવિશ્રી ન્હાનાલાલની પ્રસ્તાવના. નવરાત્રિ પ્રસંગે આ રાસમાંથી ઘણાનો ઉપયોગ સુલભ થઇ પડશે.

'કાશીનું મરણ અને સુરતનું જમણ' એ કહેવત આપણે ત્યાં પ્રાચીન કાળથી પ્રચલિત છે. એમાંના 'મરણ' વિષેની સાંભળેલી વાત કરતાં સુરતનાં જમણની વાત તો અનુભવથી સિદ્ધ છે એટલે આપણે સુરતીઓ કદાચ સુરત બહારની રાંધણકલા તરફ તુચ્છકાર સેવતા થઇ ગયા હોઇએ તો નવાઇ નહિ. પણ '**દક્ષિણી રાંધણકળા**'[૫] જીભને પાણી નીતારતી કરે એવી છે. એમાં દક્ષિણી સમાજની રાંધણકળાનો પરિચય થાય છે. અને એમાં આપેલી વિવિધ વાનીઓની બનાવટ વિષે વાંચતાં મોંઢામાં પાણી આવી જાય છે. આમાંની કોઇ કોઇ વાની તું બનાવીને આ તરફ રવાના કરે તો ખોટું નથી. મારી આ નમ્ર સૂચના છે એનો અમલ કરવો ન કરવો એ તારી ખુશીની વાત છે અલબત્ત, આ બધી વાનીઓ અજમાવી જોવા જેવી છે.

આપણી શાળાપાઠશાળાઓમાં વિજ્ઞાનનો વિષય શિખવવામાં આવે છે. પરંતુ એ શિક્ષણ વિદેશી ભાષાનાં વિદેશી જેવા જ તરજુમાઓદ્વારા અપાતું હોવાથી ઘણા વિદ્યાર્થીઓને એ વિષયમાં રસ પડતો નથી. આમ દેખીની રીતે અત્યંત રસિક બની શકે એવો એ વિષય એટલો શુષ્ક બની ગયો છે કે વિજ્ઞાનને નામે જ કેટલાકોને કંટાળો આવે છે. મને પોતાને એવો કંટાળો આવેલો છે અને મારા સ્વાનુભવ ઉપરથી જ આ વિધાન હું કરૂં છું એની તને ખાત્રી કરાવવા આટલું લખું છું.

બાકી, આ સાથે મોકલેલું પુસ્તક એક વાર વાંચવા માંડયા પછી, વિજ્ઞાન એ કેટલો રસિક વિષય છે એનો ખ્યાલ, આવી ગયા વિના રહેશે નહિ. એ લખનાર કોઇ વિજ્ઞાનશાસ્ત્રના પદવી ધર નથી. છતાં વિજ્ઞાનના શિક્ષક છે અને એમણે વિજ્ઞાનના ફુટ પ્રશ્નોને એવી સરળ અને રસિક રીતે રજુ કર્યાં છે કે આમાંના પાઠો એક નાની વાર્તા વાચવામાં મળે એટલો આનંદ આવે છે.

---

૪ રાસપદ્મ : લેખક : મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ, એમ. પી. શાહ, એન્ડ કું. રાવપુરા, વડોદરા, મૂ. એક રૂપિયો.

૫ દક્ષિણી રાંધણકળા : લેખિકા : શ્રી. સુલોચના દીવે, સ્ત્રી સાહિત્ય મંદિર, સુરત. મૂ. ૦-૩-૦,

આ 'વિજ્ઞાનપાઠાવલિ'[૧] માધ્યમિક શાળાના પ્રથમ ધોરણ માટે સુંદર પાઠ્યપુસ્તકની ગરજ સારશે. લેખક પોતે જ ચિત્રકાર હોઇ તેમણે એ પુસ્તકને સચિત્ર કરવામાં પણ ઘણી કાળજી રાખી છે અને આખુંય પુસ્તક સુઘડ રીતે સારા કાગળ પર છપાયું છે. વિજ્ઞાન જેવા વિષયોમાં બાળકોને રસ લેતાં કરવાં હોય તો પાઠ્યપુસ્તકો આવી પ્રવાહી અને બાળકોને રુચિકર થઇ પડે એવી ભાષામાં જ લખાવવાં જોઇએ અને એને સુઘડ રીતે પ્રકટ કરવાં જોઇએ. આ પુસ્તક માટે તો એના લેખક અને પ્રકાશક ગૌરવ લઇ શકે એમ છે. વિજ્ઞાનના આગળના અભ્યાસ માટે પણ લેખક આવાં વધુ પુસ્તકો લખે એવી અપેક્ષા રાખવી અસ્થાને નથી.

બાલસાહિત્યનાં પાંચ પુસ્તક-પુસ્તિકાઓ ૭ થી ૧૧ પૈકીની બે દક્ષિણામૂર્તિ સંસ્થાની છે. અને એમાંની 'બંગાળની લોકકથાઓ' મોંઘી બહેને બાલોચિત ભાષામાં ઉતારીને બે સુંદર વાર્તાઓ બાળકોને પૂરી પાડી છે. 'ટારઝન ભાગ બીજો' પહેલા ભાગની અધુરી કથાને એટલી જ રસિકતાથી આગળ સંભાવે છે. બાળકોને આ બન્ને પુસ્તકો ગમી જવાનાં છે. 'કિલકિલાટ'માં નાનાં બાળકોને ગમી જાય એવા રમકડાં જેવાં જુદા જુદા વિષયોનાં જોડકણાં-ગીતાનો સંગ્રહ કરવામાં આવ્યો છે. બાળકો રમતાં જાય અને ગાતાં જાય તેનો આ સંગ્રહ છે. 'અટકમટક' અને 'છબછબીયાં' એ બન્ને મોન્ટીસોરી વર્ગમાં શિખતાં બાળકો માટે મઝાનાં છે.

પુસ્તકો ઉપરાંત બે વાર્ષિકો તંત્રીને મોકલ્યાં છે. એમાંનું 'ઉષા' મુંબઇની જાણીતી 'ન્યુ ઇરા સ્કુલ'નું પ્રકાશન છે. એમાં એજ શાળામાં શિક્ષણ લેતાં બાળક બાલિકાઓનાં રંગબેરંગી તથા સાદાં છતાં ભાવવાહી ચિત્રો અપાયાં છે, અને એ જ શાળામાં ભણતાં બાળક બાલિકાઓની અંગ્રેજી, ગુજરાતી સંસ્કૃત લેખ પ્રસાદી આપવામાં આવી છે. શાળામાં ભણતાં બાળકોની સાંસ્કારિક પ્રગતિનો ખ્યાલ આવાં પ્રકાશનોથી આવી શકે. તે સાથે શાળાની વર્ષ ભરની પ્રવૃત્તિનું સમાલોચન પણ એમાં સંગ્રહાઇ રહે. કલાત્મક રીતે થએલું એ પ્રકાશન નવા યુગનાં બાળકોની વિકસતી જતી શક્તિનો જાણે પ્રાદુર્ભાવ છે.

બીજું વાર્ષિક, વધારે ગૌરવ ઉપજાવે એવું છે કારણ કે આફ્રિકા જેવા દૂરના પ્રદેશમાં વસતા ગુજરાતી સાહિત્યકારોની સાહિત્ય સેવાનો એ પરિપાક છે. અને એમાંથી આફ્રિકામાં વસતા ગુજરાતી સાહિત્યકારોની પ્રવૃત્તિઓનો ખ્યાલ આવી શકે છે. 'અરૂણ' (તંત્રી શ્રી. મનસુખરામ વૈજનાથ દવે : પ્રકાશક : ગુજરાતી સાહિત્ય ઉત્તેજક મંડળ, બૉક્સ ૧૩૩૫; નાઇરોબી) ને આ રીતે આવકાર આપતાં ઘણો આનંદ થાય છે. એમાં સંગ્રહાયલી વિવિધ સાહિત્ય સામગ્રી આટલા દૂર વસતા ભાઇઓની સંસ્કારિતાનો દ્યોતક છે અને તેથી તો આ પ્રયાસ વધારે આવકારદાયક થઇ પડવો જોઇએ.

બે નવાં સામયિકોનો પણ પરિચય કરાવી લઉં. 'ગુણસુન્દરી'માં કેટલીય વાર દેખા દેતા શ્રી. જમિયત પંડ્યાએ ખંભાતથી '**નવપ્રભાત**' નામનું માસિક શરૂ કર્યું છે અને એમાં હળવા સાહિત્યની કેટલીક રસિક સામગ્રી અપાય છે. અત્યાર સુધીમાં એના ત્રણ અંકો નીકળ્યા છે એમાંનો છેલ્લો જન્માષ્ટમી અંક હોઇ કૃષ્ણ જીવન વિષે વિવિધ લેખ સામગ્રીથી ભરેલો છે.

---

૧ વિજ્ઞાનપાઠાવલિ : ભાગ ૧ લો : લેખક : ચિત્રકાર : શ્રી. અરવિંદ પટેલ પ્રકાશક, સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર, મુંબઇ. ૭, મૂલ્ય ૦-૯-૦

(૭) બંગાળની લોકકથાઓ ભાષાંતર : મોંઘી બહેન, (૮) ટારઝન : ભાગ બીજો : અનુ. શંકર શાહ; બન્ને દક્ષિણામૂર્તિ બાલ સાહિત્ય વાટીકા પુસ્તક ૨૪-૨૫, ભાવનગર, બન્નેનાં મૂલ્ય પાંચ પાંચ આના. (૯) કિલકિલાટ : સંપાદકો : જમુભાઇ દાણી : સોમભાઇ પટેલ : સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર, મુંબઇ ૭, મૂ. ૦-૬-૦ (૧૦) અટકમટક (૧૧) છબછબીઆં : સંપાદક નટુભાઇ આચાર્ય : સુમનબેન આચાર્ય : શરદ બાલશિક્ષણ માળા-મોન્ટીસોરી સાહિત્ય મણકો ૧-૨ : મૂલ્ય બન્નેનો દોઢ દોઢ આનો.

બીજું સામયિક, ' **નવલિકા** ' નામના માસિકનું પ્રકાશન છે. શ્રી. શ્યામજી તેલવાળાના પ્રમુખપદે મુંબઇથી એ નીકળ્યું છે અને મુખ્યત્વે નવલિકા અને નવલિકા સાહિત્યની ચર્ચાનો એનો ઉદ્દેશ છે એ ઉદ્દેશને સફળ કરવાનો તંત્રીનો પ્રયાસ પહેલે જ અંકે દૃષ્ટિગોચર થાય છે.

તા. ૨૩-૯-૩૭.

યશવંત ર. શુક્લ

**સ્વીકાર** : ( ૧ ) **પૂર્ણા** : ઓગસ્ટ : અંક ૧ : તંત્રી રણછોડજી પરાગજી મહેતા, મોટા બજાર, નવસારી, આ નવું સામયિક ઓગસ્ટ માસથી શરૂ થયું છે. ( ૨ ) **ગ્રામજીવન** : **સહકાર્ય** અને ખેતી : સપ્ટેમ્બર : તંત્રી પ્રો. કે. હિં. કામદાર અને મ. સો. પાઠક, વડોદરા, ( ૩ ) **સૌઢેન્દુ** : ( શ્રાવણ ) તંત્રી : વૈદ્ય વિશ્વનાથ દવે, અમદાવાદ, ( ૪ ) **વ્યાયામ** : સપ્ટેમ્બર : તંત્રી ધોંડો નારાયણ વિદ્વાંસ, વડોદરા, ( ૫ ) **ચાંજ્ય-બન્ધુ** : સપ્ટેમ્બર : તંત્રી : ત્રીકમલાલ મા. મહેતા સુરત, ( ૬ ) **વાચન** : સપ્ટેમ્બર : તંત્રી : વટલાલજી સુંદરજી કવિ, રાજકોટ, ( ૭ ) શ્રી. દક્ષિણામૂર્તિ ભવન : ૧૯૩૬-૩૭ નો અહેવાલ અને નાણાં પ્રકરણ, ( ૮ ) શ્રી. પૂર્વ આફ્રિકા સત્સંગ મંડળ, નૈરોબીમાં ભરાયલાં સાતમાં સંમેલનનો હેવાલ.

——૪——




## સ્વદેશ

**સ્ત્રીઓ તરફથી પ્રધાનોને સત્કાર :** સપ્ટેમ્બરના બીજા અઠવાડિયામાં, મુંબઇના પ્રધાન મંડળના સભ્યોના માનમાં મુંબઇમાં અનેક સન્માન સમારંભો થયા હતા. એ પૈકી સ્ત્રીઓ તરફથી બે સમારંભો થયા હતા. બોમ્બે પ્રેસીડન્સી વીમેન્સ એસોસીએશન તરફથી એટહોમનો મેળાવડો કરવામાં આવ્યો હતો, અને બીજો સમારંભ મુંબઇ શહેરની શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, ભગિની સમાજ, તેમજ બીજી મળી સત્તર અઢાર સ્ત્રી સંસ્થાઓ તરફથી માધવબાગમાં શ્રીમતી લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસના પ્રમુખપદે થયો હતો. એ પ્રસંગે પાર્લામેન્ટરી મંત્રી નિમાવા બદલ શ્રીમતી હંસાબહેન મહેતાને પણ અભિનંદન આપવામાં આવ્યાં હતાં.

ના. વડાપ્રધાન શ્રી. ખેર, શ્રી. મુનશી, તેમજ અન્ય સભ્યોના સેવા, ત્યાગ અને કાર્યશક્તિના શ્રીમતી લેડી લક્ષ્મીબહેને તેમજ બીજા વક્તાઓએ વખાણ કર્યાં હતાં અને તેનો ઉત્તર આપતાં ઓન. શ્રી. બી. જી. ખેરે જણાવ્યું હતું કે મહિલાઓના સાથ વિના કેવળ પુરુષો સમાજ તથા રાષ્ટ્રનું ઘડતર કરી શકે એ અશક્ય છે. અસહકારની ચળવળ વખતે સ્ત્રીઓએ જગતને સ્ત્રીશક્તિનું ભાન કરાવ્યું હતું. તેમણે છેવટે હર હંમેશ તેમના કાર્યમાં સહકાર આપવાની વિનંતિ કરી હતી.

સ્વદેશ મંત્રી શ્રી. મુનશીએ જણાવ્યું હતું કે અમે મહાત્માજીની આજ્ઞા ઉઠાવવા નીકળ્યા છીએ એટલે અમને સાથ આપવાની તમારી ફરજ છે. કેવળ કાયદા ઘડવાથી આપણો અર્થ સરવાનો નથી. સ્ત્રીઓને સમાનતા સાંપડે, પરાધીનતા નષ્ટ થાય, હુન્નર ઉદ્યોગ ખીલે, સ્ત્રીઓ કર્તવ્ય પરાયણ બને એજ પ્રાર્થના. શ્રીમતી જયશ્રીબહેન રાયજી, શ્રીમતી અવંતિકાબાઇ ગોખલે વગેરેએ પ્રાસંગિક વિવેચન કર્યાં હતાં.

**કુ. ઇન્દિરા નેહરૂ :** ગઇ તા. ૧૧ મી સપ્ટેમ્બરે મુંબઇથી ઉપડેલી આગબોટ 'વાઇસરૉય ઑફ ઇન્ડિયા'-માં પોતાનો અભ્યાસ આગળ વધારવા માટે રાષ્ટ્રપતિ પંડિત જવાહરલાલનાં પુત્રી કુમારી ઇન્દિરા નેહરૂ વિલાયત જવા ઉપડી ગયાં હતાં. તેમને વિદાય આપવા માટે રાષ્ટ્રપતિ જવાહરલાલ ઉપરાંત બીજા મહાસભાવાદી આગેવાનો પણ મોલ સ્ટેશન પર હાજર રહ્યાં હતા.

**હિન્દી-અમેરિકન લગ્ન :** હિન્દ સેવક સમાજના સભ્ય શ્રી. કોદનરાવે અમેરિકન યુવતી મીસ મેરી એમ. કેમ્પબેલ જોડે સીવીલ મેરેજ કર્યાં છે. મી. કોદનરાવ મીસ કેમ્પબેલને ગયા જુલાઇ માસમાં હોનોલુલુ ખાતે મળ્યા હતા. તે અમેરિકામાં ઓહીયોમાં આવેલા પેઇન્સ શહેરમાં શિક્ષિકા છે.

**ભગિનીસમાજ અંગ્રેજી વર્ગોનો મેળાવડો :** મુંબઇનાં શ્રી ભગિનીસમાજ તરફથી ત્રણ વર્ષથી અંગ્રેજી વર્ગો ચાલે છે. તેના જુદા જુદા વર્ગોમાં ઉત્તીર્ણ થએલી બહેનોને ઇનામ આપવાનો સમારંભ તા. ૨૫ મી ઓગસ્ટે ભગિનીસમાજ બાલમંદિરમાં થયો હતો. સમાજની શિક્ષણ સમિતિ તરફથી શ્રીમતી સરોજબહેન મહેતાએ વર્ગોનો ઇતિહાસ કહ્યો હતો. તે દરમ્યાન જણાવ્યું હતું કે અત્યારે ૬૬ બહેનો આ વર્ગોનો લાભ લે છે. પ્રમુખસ્થાનેથી શ્રીમતી હીરાવતી મનસુખલાલ દલાલે ઉત્તીર્ણ થએલી બહેનોને ઇનામો વહેંચી આપ્યા પછી સ્ત્રીઓની અજ્ઞાનતા દૂર કરવાના સર્વ પ્રયાસોને અભિનંદન આપવું જોઇએ એમ જણાવી નિરક્ષર બહેનોમાં જ્ઞાનનો જેમ બને તેમ વધુ ફેલાવો થાય એવી શુભેચ્છા વ્યક્ત કરી હતી.

**બાલવિધવાની કરૂણ કહાણી :** કોલ્હાપુર ખાતે એક પંદર વર્ષની બાળા પરણ્યા પછી વર્ષમાં જ વિધવા બનતાં ઘણી કફોડી હાલતમાં મૂકાઇ,

કોઇએ તેને લાલચ આપી બે ત્રણ મહિના પર મુંબઇ મોકલી. ત્યાં તેને એક કુટણખાનું ચલાવતી સ્ત્રીને સોંપવામાં આવી. એ વિધવાને ત્યાં અનીતિમય જીવન ગુજારવાની ઇચ્છા ન હોવા છતાં ફરજ પડી આ અસહાય સ્થિતિમાંથી છૂટવાનો આ બાળા પ્રયત્ન કરતી હતી. તેણે એકવાર એક યુવાનને બોલાવ્યો અને તેને બધી કથા કહેતાં યુવાને તેને નર્કાગારમાંથી છોડાવવાની કબૂલાત આપી બદલામાં બાળાએ તેને પરણવાનું કબૂલ કર્યું. આ યુવાને પછી એ બાઇ પાસે વારંવાર જવા માંડ્યું, અને એક દિવસ કુટણખાનાની બાઇને આ બાળાને બહાર લઇ જવા દેવાની માંગણી કરી. બાઇએ સો રૂપિયા માંગ્યા. યુવાને પચાસ રૂપીયા આપ્યા, બાકીના પાછળથી આપવા જણાવ્યું. યુવાન બાળાને ડંકન રોડ પરની પોતાની રૂમ ઉપર લઇ આવ્યો. રાત્રે યુવાન બહાર ગયો તો એટલે બીજા કોઇ બે જુવાનો આવીને બાળાને લોકેશ્વર લઇ ગયા. અને ત્યાંથી જુહુ લઇ ગયા. અત્યાચાર ગુજારી તેઓ તેને વાલકેશ્વર મૂકી ગયા. આ બાળા અત્યારે વીજીલન્સ પ્રાન્યના કબજામાં છે અને પોલીસ તપાસ ચલાવે છે.

**અનીતિની કમાણી** પર ગુજરાન ચલાવવાના આરોપસર મુંબઇમાં ગિરગામ રોડ પરના એક મકાનમાંથી લીલાવતીબાઇ માણેકલાલ ઝવેરી નામની એક સ્ત્રીને ગિરફતાર કરી પાછળથી જામીનપર છોડવામાં આવી છે.

**હરિપુરા મહાસભાની સ્વાગત સમિતિમાં સ્ત્રીઓ :** આવતા ફેબ્રુઆરી માસમાં બારડોલી તાલુકામાં આવેલા હરિપુરા ગામમાં હિન્દી રાષ્ટ્રીય મહાસભાની બેઠક મળશે. એની સ્વાગત સમિતિના પ્રમુખ અને હોદ્દેદારોની ચુંટણી તા. ૨૯ મી ઓગસ્ટે બારડોલી મુકામે મળેલી સ્વાગત સમિતિની બેઠકમાં થઇ ગઇ છે. એમાં શ્રીમતી ભક્તિલક્ષ્મી દેસાઇ, શ્રીમતી વિજયાગૌરી કાનુગા અને શ્રીમતી માકુ બહેન પીટીટ એ ત્રણ બહેનો ઉપપ્રમુખ તરીકે ચુંટાયાં છે અને છ સામાન્ય મંત્રીઓમાં એક મંત્રી તરીકે શ્રીમતી જ્યોત્સનાબહેન શુક્લની પસંદગી થઇ છે. સ્વયંસેવિકા દળના અધિપતિ તરીકે બહેન મૃદુલા અંબાલાલ સારાભાઇની પસંદગી થઇ છે. એ ઉપરાંત વ્યવસ્થાપક સમિતિમાં શ્રીમતી બહેનો ગંગાબહેન ઝવેરી, ચંપાબહેન મહેતા, મણિબહેન જરીવાળા અને મંગળાગૌરી ગોળવાળાને સ્થાન મળ્યું છે.

**સૌન્દર્યની હરિફાઇ :** મુંબઇથી પ્રકટ થતા અંગ્રેજી સાપ્તાહિક 'ધી સન્ડે સ્ટાન્ડર્ડે' 'મીસ ઇન્ડિયા–૧૯૩૮' ની સ્ત્રીસૌન્દર્યની હરિફાઇ જાહેર કરેલી છે. એ હરિફાઇ સામે સુરતમાં સુરત હિન્દુ સ્ત્રી મંડળની શ્રીમતી વસંતબહેન ભારતીયાના પ્રમુખપદે મળેલી સભામાં વિરોધ દર્શાવતો અને ભારતીય આદર્શોને એ હરિફાઇ અનુકૂળ ન હોઇ એ બંધ કરવાની એ પત્રના સંચાલકોને વિનંતિ કરતા ઠરાવો થયા હતા. સરકારને પણ આવી સ્ત્રી સૌન્દર્યની હરિફાઇઓ બંધ કરવાની વિનંતિ કરવામાં આવી હતી.

**સ્ત્રીચિત્રકારને ઇનામ :** જાણીતા ચિત્રકાર શ્રી. કનુ દેસાઇનાં પત્ની શ્રીમતી ભદ્રા દેસાઇ જેઓ પણ જાણીતાં ચિત્રકાર છે તેમને પુનાની વાડિયા કોલેજમાં બોમ્બે આર્ટ સોસાયટી તરફથી ભરાયલાં ચિત્ર પ્રદર્શનમાં ખાસ ઇનામ મળ્યું છે.

**બે નાગર સ્ત્રી-ગ્રેજ્યુએટોને માન :** અમદાવાદની વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં બી. એ. ની સૌથી પહેલી ડીગ્રી મેળવનાર બે બહેનો સૌ. સ્નેહલતા ગિરિકાન્ત પંડ્યા અને કુ. મહેન્દ્રા હીરાશંકર મુનશીને જાહેર અભિનંદન આપવાનો મેળાવડો ગઇ તા. ૧૨ મીએ રાયપુરમાં મગનભાઇની કન્યાશાળામાં સ્મોલકોઝ કોર્ટના જજ શ્રી. ચન્દ્રમુખ ધનવંતરાય પંડ્યાના પ્રમુખપદ નીચે કરવામાં આવ્યો હતો.

શ્રી વડનગરા નાગર બ્રાહ્મણ મંડળ જેના તરફથી આ મેળાવડો કરવામાં આવ્યો તેના મંત્રી ભાઇ કુંજવિહારી જદાએ મંડળનો રિપોર્ટ વાંચતાં કેળવણીના ઉત્તેજનાર્થે મંડળ તરફથી થઇ રહેલા પ્રયત્નોની વિગતો આપી હતી.

શ્રી. લક્ષ્મીપ્રસાદે બન્ને સ્ત્રી ગ્રેજ્યુએટોને અભિનંદન આપીને સૌ. સ્નેહલતાને પ્રતિકૂળ સંયોગમાં પણ અભ્યાસ કરીને આ ડીગ્રી મેળવવા માટે ધન્યવાદ આપ્યો હતો બન્ને બહેનોને તે પછી પુષ્પહાર પહેરાવવામાં આવ્યા હતા. જે પછી તે બન્નેએ અભિનંદન બદલ આભાર માન્યો હતો.

પ્રમુખે સ્ત્રી કેળવણી વધારવા જ્ઞાતિની સન્નારીઓને બોધ આપ્યો હતો. છેવટે તેમને હારતોરા અપાઇ મેળાવડાની ધામી.પટાવી, દૂધ અને ફૂલ પાન લઇ મેલાવડો વિખરાયો હતો.

**શ્રીમતી રામેશ્વરી** નેહરૂ : હરિજન ફંડ એકત્ર કરવા માટે રેંટિયા બારસથી-મહાત્માજીની જન્મતીથી-કાઠિયાવાડનો પ્રવાસ કરનાર છે. કાઠિયાવાડના હરિજન કાર્યકરોએ આ પ્રવાસની યોજના કરી છે. તેઓ રાજકોટથી શરૂઆત કરી, મોરબી, વાણવડ ખંભાળીઆ, દ્વારકા, જુનાગઢ, ચોરવાડ, વેરાવળ, પ્રભાસ પાટણ, વડીયા, જેતલસર લાઠી, અમરેલી, વઢવાણ, ધ્રાંગધ્રા, ભાવનગર, પાલીતાણા, વરતેજ. સોનગઢ અને વીરમગામનો પ્રવાસ કરશે. ત્રાવણકોરનાં મંદિરો હરિજનો માટે ખુલ્લાં મૂકાવવામાં શ્રીમતી રામેશ્વરી દેવીનો ફાળો



**મીસ કે. ભાગવત**
મુંબઇ યુનિવર્સીટીની આ તેજસ્વી વિદ્યાર્થીની પીએચ. ડી. થવા ઇંગ્લાંડ ગઇ છે.

ઓછો નથી. ત્રાવણકોરને પગલે કાઠિયાવાડનાં મંદિરો હરિજનો માટે ખુલ્લાં મૂકાવવાનું સ્વપ્નું શ્રીમતી રામેશ્વરી ઘણા સમયથી સેવી રહ્યાં છે. તેઓ કાઠિયાવાડનાં લગભગ બધા રાજાઓને મળનાર છે.

**સ્ટવ સઘડીનો ભોગ:** (૧) મુંબઇમાં ભૂલેશ્વર રોડ પર મોદી હાઉસમાં પતિ સાથે રહેતી લીલાવતી મગનલાલ નામની સોનારણ, ચક્કર આવતાં બળતી સગડી પર પડી જતાં દાઝી મરણ પામી. (૨) મુંબઇમાં મઝગામ ખાતે રહેતી રામદેવી પરમલ નામની યુવતી અને તેર વર્ષની પુત્રી કુંદાબાઇ કરૂણ સંજોગોમાં મરણ પામ્યા. રામદેવી પુત્રી સાથે એક બાકડા પર બેઠી હતી. તે દરમ્યાન ઘાસલેટનો દીવો એકાએક હાથથી પડયો અને માદીકરીનાં કપડા સળગી ઉઠયાં અને પરિણામે બન્ને દાઝી મરણ પામ્યાં. (૩)



શ્રી કપિલા ખાંડવાળા : શ્રી નિર્મળા સમર્થ : શ્રી સરોજબહેન ઘોષ
જાપાનમાં શિક્ષણ પરિષદમાં હાજરી આપીને પાછાં ફર્યા

મુંબઇમાં પાંજરાપોળ લેઇનમાં રહેતી દેવકોરબાઇ નામની ૩૦ વર્ષની વિધવા સ્ટવ મૂકવા સ્ટવ સળગાવતી હતી ત્યાં સાડીને આંચ લાગતાં દાઝી મરણ પામી હતી. (૪) પતિ વારંવાર સતાવતો અને કજીયા થયા કરતા તેથી કંટાળીને મેરી નામની ૨૫ વર્ષની એક પોલીસ કોન્સ્ટેબલની પત્નીએ ઘાસલેટ છાંટી આપઘાત કર્યો. (૫) અમદાવાદમાં બાદશાપુરમાં પતિ સાથે રહેતી નવિકાંતા કુંજબીહારી નામની ૨૨ વર્ષની સ્ત્રી સ્ટવ સળગાવવા જતાં સખત દાઝી જવાથી મરણ પામી છે. (૬) સુરતમાં સૈયદપુરાની શ્રાવક શેરીમાં રહેતી એક હેન-શ્રી ભાનુમતી જશવંતલાલ મોહનલાલ ચ્હા બનાવવા માટે સ્ટવ સળગાવવા જતા ભડકો થયો તેથી દાઝી મરણ પામી.

**પતિદેવ!** (૧) પત્નીની ચાલચલગત સંબંધી શક જતાં તેને કુહાડાથી મારી નાખનાર આણંદ તાલુકાના અજરપરાના રહેવાસી હરમાન-ભાઇને નડિયાદના સેશન્સ જજે ૧૮ માસની સજા કરી છે. (૨) મુંબઇમા કોલાબા ખાતે પત્ની સાથે રહેતા દોલત ગુરુ નામના સખ્સે પત્ની પર હુમલો કરી તેનુ નાક કરડી ખાધું અને પછી પોલીસનું શરણુ સ્વીકાર્યું. (૩) ચૌદ વર્ષની પત્નીને ગંભીર ઇજાઓ કરવાના ગુન્હા માટે દાપેવાડી ગામના રામા કાસુને સાત વર્ષની સખત કેદની સજા થઇ છે. (૪) વડવાણ કેમ્પમાં રહેતા એક કુમારી રાજપુરના મેળામાં દારૂ જતાં તેણે પોતાની પત્ની પાસે જુગાર રમવા ઘરેણાંની માંગણી કરી. પણ તેણે ના પાડી, એટલે તે ઉંઘી ગઇ ત્યારે તેના પર ગ્યાસતેલ છાંટી સળગાવી દીધી. સદ્‌ભાગ્યે થોડી જ ઇજા થવા બાદ બચી ગઇ છે. પતિદેવને પોલીસે પકડ્યા છે.

**પુનામાં સત્કાર** · પુનાની કેટલીક મહિલા સંસ્થાઓ તરફથી પ્રધાનમંડળ તેમજ એસેમ્બ્લી અને કાઉન્સીલના સ્ત્રી સભ્યોના સત્કાર માટે ગોખલે હોલમાં તા. ૨૩ મીએ શ્રીમતી આનન્દીબાઇ આગાશેના પ્રમુખપદે માનપત્ર આપવામાં આવ્યું હતું. મહાસભાવાદી પ્રધાનોને તેમની સર્વ પ્રવૃત્તિઓમાં, મદ્યનિષેધના કાર્યમાં અને કેળવણીની પુનર્ઘટનામાં સંપૂર્ણ સાથ આપવાની પુનાની સ્ત્રીઓ ખાત્રી આપવામાં આવી હતી સરકારને ટેકો આપવા માટે સ્ત્રીઓ તૈયાર છે તેથી ઓન. શ્રી. બી. જી. ખેરે સંતોષ વ્યક્ત કર્યો હતો.

**પતિ હયાત હોવા છતાં બીજા સાથે લગ્ન** કરવા માટે મીરાંબાઇ અનંત ધુપે ઉર્ફે શ્રીમતી રજનીબાઇ માણેકલાલ દેસાઇ નામની એક સ્ત્રીને પુનામાં એક વર્ષની કેદ અને ૫૦૦ ના દંડની સજા થઇ. ૧૯૩૧ માં નાશિક ખાતે ધુપે સાથે તેનાં લગ્ન થયાં હતાં. ત્રણેક વર્ષ તેની સાથે રહ્યા પછી તે પુના ગઇ અને ૧૯૩૬ માં માણેકલાલને પરણી. આ લગ્નમાં સહાય કરનાર શ્રીમતી જાનકી-બાઇ કુલકર્ણીને રૂ. ૫૦ નો દંડ અથવા ૧૫ દિવસની કેદની સજા કરવામાં આવી છે.

**સ્ત્રી કેળવણીની જરૂર:** હીંગણેમાં હિન્દી સ્ત્રીઓની વિદ્યાપીઠના ૨૧ મા વાર્ષિક ઉત્સવ પ્રસંગે મુંબઇના વડાપ્રધાન શ્રી. બી જી. ખેરે રાષ્ટ્રજીવનમાં સ્ત્રી કેળવણીની અગત્ય ઉપર ભાર મૂકીને તેમણે જણાવ્યું હતું કે લોકો આ સંસ્થાનો સત્કાર કરે છે. એજ તેની ઉપયોગીતા અને પવિત્રતા પૂરવાર કરે છે. સરકાર પાસે તેને માન્ય કરાવવાની ખાસ જરૂર નથી પણ તેમ કરવાનો હું યત્નો જરૂર કરીશ. છોકરાને ભણાવવાથી તે એકલો જ ભણે છે જ્યારે છોકરીને ભણાવવાથી ભવિષ્યનું કુટુંબ ભણે છે. માટે બાળાઓને ભણાવવાની જરૂર છે.

**પિતા નહિ, પિશાચ:** સતારાના સેશન્સ જજે નાગુ બાલપ્પા જંગમ નામના ઉમરાજના રહીશ ધર્મગુરૂને પોતાની છ વર્ષની કુમળી ફૂલ જેવી પુત્રીને, ફૂલ તરીકે મહાદેવને અર્પણ કરવાના ગુન્હાસર દેહાંત દંડની સજા કરી હતી: આ સજા સામે મુંબઇની વડી અદાલતને કરવામાં આવેલી અપીલ રદ કરવામાં આવી છે અને કરવામાં આવેલી સજા કાયમ રાખવામાં આવી છે.

**બાળલગ્ન માટે સજા:** કરાંચીના વધારાના જીલ્લા મેજીસ્ટ્રેટ મારતંડ દેવશંકરને તેમની સગીર વયની પુત્રીનું લગ્ન કરવા માટે રૂા. ૧૨૫ ના અને ગોર મહારાજને રૂા. ૫૦ ના દંડની સજા કરી છે.

**વિદ્યાર્થીનીની છેડતી:** કરાંચીની · ડી. જે. સિંધ કોલેજમાં અભ્યાસ કરતી મીસ સીતલાણી

નામની ૨૦ વર્ષની હુવાન સિંધિ ખાજાની મી. તાલપુર નામના મુસ્લીમ વિદ્યાર્થીએ છેડતી કરવાથી અને કોલેજના પ્રિન્સિપાલે આ ફરિયાદ સંબંધમાં કાંઇ પણ પગલાં નહિ ભરવાથી એક મુસ્લીમ વિદ્યાર્થીનીની આગેવાની હેઠળ ૮૦૦ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ હડતાળ પર ગયાં હતાં. આખરે પ્રિન્સિપાલે તે છોકરાને એક વર્ષ માટે કોલેજમાંથી બરતરફ કરવાનું અને ખરાબ ચાલનું સર્ટીફિકેટ આપવાનું કબૂલવાથી મામલો શાન્ત પડયો પણ પાછળથી મુસ્લીમ વિદ્યાર્થીને અન્યાય થયો છે જણાવી આ સવાલને કોમી રૂપ આપ્યું છે અને સ્વતંત્ર તપાસની માગણી કરી છે.

**ભાષણો કરવાની મનાઇ :** જાણીતાં સ્ત્રી કાર્યકર શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયને દક્ષિણ કિનારાના કોઇ પણ ભાગમાં ભાષણ કરવાની મહેસુર સરકારે મનાઇ ફરમાવી છે.

## ગુણસુન્દરીનો આવતો અંક
## દીપોત્સવી અંક

' ગુણસુન્દરી 'નો નવેમ્બર માસનો અંક ' દીપોત્સવી અંક ' તરીકે પ્રકટ થશે. એમાં ગુજરાતી બહેનોની કલાકૃતિઓ ઉપરાંત ગુજરાતના જાણીતા લેખકોના અને કવિઓના રાસ–કાવ્યો–ગીતો વાર્તાઓ–તેમજ લેખો પ્રકટ થશે.

**ત્રાવણકોરનાં મહારાણીનું સન્માન :** ત્રાવણકોર રાજ્યમાં સર્વ હિન્દુઓ માટે મંદિર પ્રવેશની છૂટ મૂકતી ઐતિહાસિક જાહેરાત માટે કણીયોનમાં મળેલી ત્રાવણકોર રાજ્ય હિન્દુ મહિલા પરિષદે ના. મહારાણીને માનપત્ર આપ્યું હતું. પરિષદમાં હરિજન સ્ત્રીઓ સહિત હજાર ઉપર સ્ત્રી પ્રતિનિધિઓ હાજર હતી. ત્રાવણકોરના દીવાન સર સી. પી. રામસ્વામી આયર અને મહિલા પરિષદનાં પ્રમુખ શ્રીમતી રૂક્મિણી લક્ષ્મીપથીએ વ્યાખ્યાનો કર્યાં હતાં. મહાત્માજીએ નીચેનો સંદેશ મોકલ્યો હતો. " ત્રાવણકોરની મહિલાઓ પોતાના હૃદયમાંથી અસ્પૃશ્યતાનો ખ્યાલ દૂર કરીને અને હવે શરૂ થએલા દારૂનિષેધના કાર્યમાં પોતાનો ફાળો આપીને ધર્મને શુદ્ધ બનાવે એવી મારી અભિલાષા છે. "

**દાયજાના અપરમાં :** દાયજાની ક્રૂર પ્રથાને પરિણામે એક યુવતીએ ફાંસી ખાતે આપઘાત કર્યાના સમાચાર ઓગસ્ટના છેલ્લા અઠવાડિયામાં મળ્યા હતા. એક યુવાન અન્ડર ગ્રેજ્યુએટ સાથે આ યુવતીનું સગપણ થયું હતું. યુવાનના માબાપે દાયજાની માંગણી કરી પણ તે યુવતીના ભાઇથી પૂરી પડી નહિ. પરિણામે યુવકના માબાપે વેવિશાળ વખતે આપેલા દાગીના પાછાં માંગ્યાં અને સંબંધ તૂટી ગયો. યુવતીને આથી આઘાત લાગ્યો અને તેણે પોતાની સાડી પર ઘાસલેટ છાંટી તે સળગાવી જીવનનો અંત આણ્યો.

**શિસ્ત ભંગનાં પગલાં :** બંગાળના કોંગ્રેસ કાર્યકર શ્રીમતી જ્યોતિર્મયી ગંગુલી–જેઓ પ્રાંતિય ધારાસભાની ચુંટણીમાં મહાસભાવાદી ઉમેદવારની હરિફાઇમાં ઉભાં રહ્યાં હતાં તેમની સામે બંગાળ પ્રાંતિક મહાસભા સમિતિએ શિસ્તભંગનાં પગલાં લીધાં છે. તેમને એક વર્ષ સુધી કોઇ પણ મહાસભા સમિતિના સામાન્ય સભ્ય બનવાની અને બે વર્ષ સુધી કારોબારી સભાના સભ્ય બનવાની મનાઇ કરવામાં આવી છે.

**મહાસભાવાદી સ્ત્રીકાર્યકર ગિરફતાર :** પંજાબનાં જાણીતાં કોંગ્રેસવાદી સ્ત્રી કાર્યકર બીબી ફાતમા બેગમને બાટલા ખાતે એક સભામાં કહેવાતી વાંધાભરી કવિતા ગાવા માટે ગુરૂદાસપુરના વધારાના મેજીસ્ટ્રેટના વોરંટ અનુસાર ગિરફતાર કરવામાં આવ્યામાં આવ્યાં હતાં. તેમને પાછળથી જામીન પર છોડવામાં આવ્યાં છે.

**ફ્રેન્ચ હિન્દમાં બાળ લગ્નો પર પ્રતિબંધ** મૂકતા ખરડાને ફ્રેન્ચ પ્રજાસત્તાકના પ્રમુખની મંજુરી મળી ગઇ છે. ફ્રેન્ચ સરકારના હિન્દી ગેઝેટમાં એ કાયદો પ્રસિદ્ધ થશે. તે પછી એના અમલની શરૂઆત થશે. આ કાયદાની મુખ્ય કલમ પ્રમાણે, ૧૬ વર્ષની અંદરના કોઇ પણ છોકરાનું અને ૧૪ વર્ષની અંદરની કોઇ પણ છોકરીનું લગ્ન થઇ શકશે નહિ. આ કાયદાનો ભંગ કરનારને માતા પિતા, વાલી અને લગ્ન કરાવનાર ગોરને ૬

થી ૩૦ દિવસ સુધીની કેદની અને ૫૦૦ થી ૫૦૦૦ ફ્રાન્કના દંડની સજા થઇ શકશે.

### વિદેશ

**સાઇકલ પ્રવાસના બે રેકોર્ડ :** લંડનથી યોર્ક સુધીનું ૧૯૫ માઇલનું અંતર ૧૧ કલાક અને ૨૩ મીનીટમાં સાઇકલ પર પસાર કરવાનો રેકોર્ડ લીડ્સ નજીક આવેલાં બીયસીની રેડા રાઇટ નામની વીસ વર્ષની તરૂણીએ કર્યો છે. આટલેથી સંતોષ ન પામતા ૧૨ કલાકમાં ૨૦૫½ માઇલનું કુલ અંતર કાપવાના ઇરાદાથી તેણે ૩૩ મીનીટમાં બીજા ૧૦½ માઇલનું અંતર કાપ્યું. આ રીતે તેણે બે રેકોર્ડો તોડયા છે. લંડનથી યાર્કનો એક સ્ત્રી સાઇકલીસ્ટ માટેનો રેકોર્ડ તેણે એક કલાક સત્તર મીનીટે તોડયો છે. અને બાર કલાકના કુલ માઇલમાં તેણે ૧૯½ માઇલનો ઉમેરો કર્યો છે.

**મહાન અમેરિકન સ્ત્રી નવલકથાકાર :** અમેરિકાએ ઉત્પન્ન કરેલા સર્વોત્તમ નવલકથાકારો પૈકીનાં એક મીસીસ એડીથ વ્હાર્ટન ફ્રાન્સમાં અવસાન પામ્યાં છે. ન્યુયોર્કમાં તેમનો જન્મ થયો હતો. તેમના પિતાનું નામ મી. જી. એફ. જોન્સ. બોસ્ટનના મી. એડવર્ડ વ્હાર્ટન સાથે ૧૮૮૫ માં તેમનું લગ્ન થયું હતું. લગ્નના થોડાંક વર્ષો પછી તેમણે લેખનપ્રવૃત્તિ હાથ ધરી હતી. તેમનું પહેલું પુસ્તક, અમેરિકન સામયિકોનાં વખતો વખત લખેલી ટુંકી વાર્તાઓનો સંગ્રહ 'ધી ગ્રેટર ઇન્કલીનેશન' હતું. એ પુસ્તક ૧૮૯૯ માં પ્રકટ થયું હતું. તે પછી, તેમનું અવસાન થયું ત્યાં સુધીમાં ભાગ્યેજ એકાદું વર્ષ એવું પસાર થયું હશે કે જ્યારે મીસીસ એડીથ વ્હાર્ટનની કોઇ ને કોઇ કૃતિ પ્રકાશ પામી નહિ હોય. પછી, એ નવલિકાઓ હોય, નવલકથા હોય, કે પ્રવાસ પર્યટનનાં સ્મરણો હોય.

૧૮૯૯ માં પ્રથમ પુસ્તક પ્રકટ થયા પછી થોડાંક વર્ષો એમજ ગયાં. તે પછી ૧૯૦૫ માં તેમનું પુસ્તક 'ઇટાલીયન વીક એન્ડ ગાર્ડન્સ' પ્રકટ થયું. ઇટાલીના બધાય ભાગોનાં મનોરમ ચિત્રો એમાં આલેખવામાં આવેલાં છે. શરૂઆતના આ દિવસો દરમ્યાન પણ એક લેખક તરીકે વસ્તુ નિરૂપણની તેમની કલા દોષરહિત હતી. તેમની શૈલી ઘણી જ પ્રવાહી અને મનોહર હતી અને અયોગ્ય શબ્દોનો ઉપયોગ કર્યાં વિના તેઓ પોતાના વિચારો સ્પષ્ટ રીતે દર્શાવી શકતા. જોઇએ તેટલા જ શબ્દો તોલી તોલીને વાપરવા જોઇએ એવી તેમની માન્યતા હતી અને એને તેઓ ચીવટાઇથી વળગી રહેતાં અને તેમની ભાષા પણ ઘણી જ નિર્દોષ હતી. શરૂઆતમાં જ તેમણે લેખનમાં જે પ્રતિભા બતાવી તે એક પછી એક પ્રકટ થતાં પુસ્તકોમાં પૂર્ણાંશે જળવાઇ રહી હતી એટલું જ નહિ પણ એમાં ઉત્તરોત્તર વધારો થતો ગયો હતો; અને એ સર્વેએ ભારે પ્રશંસા પણ મેળવી લીધી હતી. જેમ જેમ તેઓ વધારે લખતાં ગયાં તેમ તેમ તેમની કળા વધારે પૂર્ણ થતી ગઇ અને પાછળના ભાગમાં લખેલી તેમની વાર્તાઓ તો ઘણી જ કલામય બની હતી. નવલકથા કે વાર્તાની રચનામાં જે હળવાશ અને કલા જોઇએ તે તેમણે સિદ્ધ કરી હતી.

એમની કૃતિઓ એટલી સારી થવા પામી છે અને તેમણે એટલું બધું લખ્યું છે કે, એ બધામાંથી સાહિત્યની દિશામાં તેમના સર્વોચ્ચ ફાળા તરીકે કઇ એક કૃતિને ગણાવવી એ મુશ્કેલી ભર્યું છે. છતાં ૧૯૧૧ માં પ્રકટ થએલી તેમની નવલકથા 'ઇથન ફ્રોમ' ઘણાને પસંદ થઇ પડશે. આ નવલકથા જ્યારે પ્રકટ થઇ ત્યારે એના પર ઘણી જ કડક ટીકા કરવામાં આવી હતી. અને મીસીસ એડીથ વ્હાર્ટન માટે એ નવો જ અનુભવ હતો; એ છતાં, અમેરિકાના ઉત્તમોત્તમ ગ્રંથો પૈકીની એક તરીકે એને જરૂર સ્વીકારવામાં આવે છે. નવાં ઇગ્લાંડના પર્વત પ્રદેશના ગામોમાં જે જીવન જીવાઇ રહ્યું હતું તેનો તેમણે એમાં ચિતાર રજુ કર્યો હતો. મીસીસ વ્હાર્ટનને એનો દશ વર્ષોનો અનુભવ હતો. તેઓ પોતે પણ આ નવલકથાને તેમની સર્વોત્તમ નવલકથા માનતાં. અને તેઓ એમ પણ કહેતાં કે બીજા બધાં પુસ્તકો લખવા કરતાં આ પુસ્તક લખવામાં તેમને કોઇ અનેરોજ આનંદ થયો હતો.

એમની બીજી કૃતિઓમાં 'ધી સ્પીરીટ ઓફ ફ્રાન્સ,' 'ધી બુક ઓફ હોમલેસ,' 'ધી એજ ઓફ ઇનોસન્સ,' અને 'એ સન એટ ફ્રન્ટ'નો

ઉલ્લેખ કરવો જોઇએ. આ પુસ્તકો વિગ્રહના કાળનો ચિતાર આપે છે. 'ધી રાઇઝીંગ ઑફ ધી ટાઇડ' એ પુસ્તકમાં તેમણે તેમના અનુભવોનો ચિતાર આપ્યો છે અને નવલકથા લેખનની કળા વિષે સુંદર માર્ગદર્શન કર્યું છે. 'ટ્રેવલ પોએમ્સ' નામનું બાર કવિતાઓનું એક સુંદર પુસ્તક પણ તેમણે લખેલું છે. 'ધી ચીલ્ડ્રન' નામની એક નવલકથા તેમણે લખેલી છે. તેમાં અમેરિકાના છુટાછેડા પામનારા કરોડપતિઓના બાળકોની હાલતનો સ્પષ્ટ રીતે ચિતાર રજુ કરવામાં આવેલો છે. 'એ બેકવર્ડ ગ્લાન્સ' નામે તેમણે આત્મકથા લખી છે અને 'ધી વર્લ્ડ ઓવર' એ નામે સાત વાર્તાઓનો સંગ્રહ તો છેક ગયા એપ્રિલમાં જ પ્રકટ થયો છે.

મીસીસ વ્હાર્ટન મિત્રો મેળવવામાં પણ સદ્ભાગી હતી. હેન્રી જેમ્સ એ પૈકીના ખાસ હતા. અને મીસીસ વ્હાર્ટનની કૃતિઓ પર તેમની ઘણી છાપ પણ પડેલી છે.

ફિનલેન્ડની મશહૂર સ્ત્રીકાર્યકરનું અવસાન : સ્ત્રી સ્વાતંત્ર્યની ચળવળના પુરોગામીઓ પૈકીનાં એક, ફીનલેન્ડના અગ્રગણ્ય સ્ત્રી-તેના એની ફુરૂજેલમનું ગઇ તા. ૧૭ મી જુલાઇએ અવસાન થયું છે. ૧૯૧૪ થી ૧૯૧૯ સુધી તેઓ ફીનીશ રાજસભાનાં સભ્ય હતાં. ૧૯૨૨ થી ૧૯૨૯ સુધી સ્વતંત્ર ફીનીશ પાર્લામેન્ટનાં તેઓ સભ્ય હતાં અને કદાચ પાર્લામેન્ટનાં તેઓ સૌથી પ્રથમ સ્ત્રી સભ્ય હતાં એટલું જ નહિ લાંબામાં લાંબી સેવા પણ તેમણે જ આપી હતી.

એલાસ્કામાં આવેલાં સીટકા ખાતેના રીફ્રુ કેસલમાં ૧૮૫૯ ની ૧૧ મી ડીસેમ્બરે તેમનો જન્મ થયો હતો. એલાસ્કા તે વખતે રશિયા હસ્તક હતું અને તેમના પિતા એડમીરલ જોહાન હેમ્પસ ફુરૂજેલમ તેના ગવર્નર હતા તેમની માતા આના વોન શોલ્ટ્ઝ તેમની માતાને કારણે રશિયન રાજવંશના હતાં. પાંચ વર્ષ પછી તેમના પિતા દૂર પૂર્વ સાઇબીરીયાના ગવર્નર નીમાયા એટલે તેમણે છ વધુ વર્ષો નીકોલાઇવીસ્ક ખાતે ગાળ્યાં. ૧૧ વર્ષની વયે એનીને શિક્ષણ માટે ડ્રેસ્ડન અને હેલ્સીંગફોર્સ ખાતે રાખવામાં આવી. જ્યારે તે ૧૭ વર્ષની હતી ત્યારે તેમનું કુટુંબ હેલ્સીંગફોર્સથી બહુ દૂર નહિ એવે સ્થાને આવેલી તેમની જાગીર ખાતે રહેવા ગયું. ત્યાં તેમણે પાછળથી બાળકો માટે શાળાની સ્થાપના કરી હતી અને એ ગામની વસતીમાં પરિચારિકા તરીકે ઘણા વર્ષો સુધી કામ કર્યું હતું. પરંતુ શાન્ત ગ્રામ્યજીવનથી તેમને સંતોષ ન થયો અને તેમણે ખબરપત્રી તરીકે લેખન પ્રવૃત્તિની શરૂઆત કરી. ૧૮૯૦ માં એક ફીનીશ વર્તમાનપત્ર માટે પાર્લામેન્ટની બેઠકોના અહેવાલો લખવા માટે તેમને લંડન મોકલવામાં આવ્યાં. ઘણા સમય સુધી તેમણે 'ન્યુટીડ' નામનાં પત્રનું સંપાદન કર્યું, અને ૧૯૦૭ માં સ્ત્રીઓનાં માસિક 'આસ્ટ્રા'નાં તંત્રીપદે તેઓ આવ્યાં.

સ્ત્રીઓની ચળવળમાં તેમને ભારે રસ હતો. ૧૯૦૪ માં આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘની પહેલી મહાસભામાં તેમણે હાજરી આપી અને ત્યાંથી સ્ત્રીઓ માટે મતાધિકાર મેળવવા માટે કામ કરવાનો તેમણે નિરધાર કર્યો. ૧૯૦૭ માં ફીન-

પરણી જઇ પોતાના જ જીવનનું "ખીલતી કળી"નું નવું પુસ્તક લખે છે. આ પુસ્તકમાં સનાતનીઓના દંભ પર ઠીક પ્રહાર કરવામાં આવ્યો છે.

મુંબઇ સમાચાર : ( ૧૮-૯-૩૭ )

*

## સુવાચ્ય વાર્તા

આ એક નવવિચાર પ્રબોધતી અને જુની રૂઢિઓના દંભ પર પ્રહાર કરતી કથા છે. તેની નાયિકા દેવી આ કથામાં ગુપ્ત રહીને ઉપરાઉપરી નવવિચારવંતી નવલકથાઓ રચ્યે જાય છે, ને પ્રકટપણે પોતે છદ્મનામી વાર્તાઓથી ભડકેલા પોતાની આસપાસના સમાજની જ હોવાનો દેખાવ રાખી, એક યુવકના જુનવાણી માનસનું પરિવર્તન કરાવે છે.

નવવિચારના કટ્ટર હિમાયતી મામા વરેરકરની લેખિની જેટલી નાટકોમા ચમકે છે તેટલી આંહી નથી ઝળકતી. છતાં વાર્તા સુવાચ્ય છે અનુવાદમાં દોષ નથી જણાતો.

' કુલછાબ ' : ( ૨-૯-૩૭ )

*



## ગુજરાતણ બ્હેનો બોધ પાઠ લે

નવમતવાદ અને જુનવાણી વિચારો વચ્ચેનાં ઘર્ષણ દાખવતી આ નવલકથા મામા વરેરકર નામના જાણીતા મરાઠી લેખકની વાર્તાનો અનુવાદ છે. તેમાં હદામ વિચારશ્રેણીની એક સ્ત્રી લેખિકાએ લખેલી નવલકથાથી સનાતની સમાજમાં પુષ્કળ ખળભળાટ મચે છે, એ વસ્તુને મધ્યબીંદુ તરીકે રાખીને તેની આસપાસ વિવિધ પ્રસંગો યોજી નવલકથા -લખવામાં આવી છે. ખળભળી ઉઠેલા સનાતનીઓમાંથી બે પકકા જુનવાણી વિચારના ગ્રહસ્થો નવમતવાદના ધસમુસથી વીરોધ કરવા માટે એક સાપ્તાહિક પત્ર શરૂ કરે છે. અને તેમાં એ સનાતની કુટુંબના વાતાવરણમાં ઉછરતા એક યુવક અને યુવતીનું તંત્રી મંડળ રચાય છે, જે નવલકથાએ ખળભળાટ મચાવ્યો છે તેજ પુસ્તકની લેખિકા દેવી આ પત્રમાં પોતાના જ પુસ્તકની વીરૂદ્ધ સમાલોચના લખે છે, તેમજ તે પુસ્તકના વીરોધમાં મળેલી જાહેર સભામાં પોતાની જ નવલકથાનો સખ્ત વીરોધ કરે છે, પરંતુ આખરે તો એ બન્ને યુવક-યુવતીનાં લગ્ન થાય છે, પરંતુ તે પહેલાં સનાતની વીચારના સ્થંભ મનાતા આગેવાનોમાં જ અંગત અશુદ્ધિઓ કેટલી ભયંકર હદે પહોંચી ગઇ છે તે દેવીના બીજા પુસ્તક પછી જાહેર થઇ જાય છે,

આ પ્રસંગોની ઘટના એવી રીતે યોજી છે કે તેમાં કેટલુંક નાટકી તત્વ દાખલ થઇ જતું હોવા છતાં વાંચકના મન પર સચોટ રીતે નવમતવાદના વાજબીપણાની છાપ પડે છે. તેમાં અવાસ્તવિક જેવું કંઇ દેખાતું નથી, તેમ નવમતવાદનો પ્રયત્નપૂર્વક પ્રચાર કરવામાં આવ્યો હોય તેમ પણ લાગતું નથી.

આવું સરસ પુસ્તક " ગુણસુન્દરી "ના સ્ત્રી વાંચકોને ભેટ તરીકે આપવામાં તેના તંત્રી શ્રી.

પહેરા શુકલે ઔચીત્ય જાળવ્યું છે. શ્રી. પહેરી 'ખીલતી કળી 'નો અનુવાદ પણ સરળ છતાં સંસ્કારી ભાષામાં કર્યો છે. 'ખીલતી કળી ' અમને ઘણું જ પસંદ પડ્યું છે, અને ગુજરાતણ બહેનો આ નવલકથા વાંચી તેમાથી બોધપાઠ લે તે માટે અમારી તેમને સાગ્રહ ભલામણ છે.

પ્રજામિત્ર કેસરી : તા. ૧૨ : ૯ : ૩૭

*

## ધર્મને નામે દંભ

ગુજરાતના સાહિત્યરસિક વર્ગના ધ્યાનમાં ન આવેલા મરાઠી લેખકોમાં મામા વરેરકર એક છે તેમના પ્રાગતિક વિચારો વડે તેમણે મરાઠી સાહિત્યમાં ઠીક ઊહાપોહ ઉત્પન્ન કર્યો છે. સાહિત્યની ઉત્પત્તિ કેવળ સાહિત્યને ખાતર જ નહીં પણ કોઇક ઉદ્દેશને અનુસરીને હોવી જોઇએ, એમ માનનારાઓમાંના તેઓ એક છે. આને લીને તેઓ વર્તમાન સમાજના પ્રશ્નો ઉપાડીને તેની આસપાસ પોતાની વસ્તુ રચે છે, એટલું જ નહીં પણ તે પ્રશ્નને પોતાનો કરી તેનું સમર્થન જાણ્યે અજાણ્યે કરે છે. આ રીતે તેઓ પ્રચારક સાહિત્યકાર છે. જૂના વિચારો અને નવા વિચારોનો ઝઘડો ક્યારથી ચાલ્યા કરે છે, અને તે ક્યારે મટશે તે કોણ કહી શકે ? હાલના જમાનામાં જૂનવાણી વિચારો અને નવ મતવાદ વિરો સંઘર્ષણ ચાલે છે. આ પુસ્તકની અંદર પુરાણી ભાવનાને પકડી બેઠેલા લોકો ધર્મને નામે કેવો દંભ અને દુરાચરણ કરે છે તેનો રસિક ચિતાર રજૂ કરવામાં આવ્યો છે.......લેખક ચિતવેધક શૈલીથી વાચકનું મન નવલકથાપર આકર્ષી શકે છે અને અંત સુધી દોરી જાય છે. ગુણસુન્દરી માસિકના વાંચકોને આવી રસવની નવલકથા આપીને તેના સંચાલકોએ યટતું કર્યું છે. અનુવાદ પણ મૂળ લખાણને અનુરૂપ જ થયો છે.

ગુજરાતી : ( ૧૯-૯-૩૭ )

## ગુજરાતી સાહિત્ય પરિષદ–૧૩મું સંમેલન

કરાચીમાં મળનારી ગુજરાતી સાહિત્ય પરિષદના તેરમા સંમેલનના કલાપ્રદર્શ સમિતિના મંત્રીઓ જણાવે છે :

કરાચીમાં ડીસેમ્બર માસના અંતમાં ભરાનાર ૧૩મા ગુજરાતી સાહિત્ય સંમેલન પ્રસંગે કળાપ્રદર્શન ભરવાની તૈયારીઓ ચાલી રહી છે. મુંબઇ તેમજ ગુજરાતભરના ચિત્રકારો તેમજ ફોટોગ્રાફરોને પોતાની કલાકૃતિઓ પ્રદર્શન માટે મોકલવા વિનંતી છે. તમામ દૈનિક તેમજ સાપ્તાહિક અને માસિક પત્રોને પણ પોતાના અંકો મોકલવા માટે વિનંતી છે. હસ્તલેખિત માસિકો વિગેરે જ્યાંથી નીકળતા હોય તેઓ પણ પોતાના અંકો પ્રદર્શનમાં મોકલે એજ વિનંતી.

જવાબદારી સર્વ ગુજરાતીઓની છે. એ પાર પાડવામાં ગુજરાતની બહેનો પાછળ નહિ પડે એવી અમે આશા રાખીએ છીએ.

**ગુજરાતી બહેનોના પ્રશ્નો**

મુંબઇના શ્રી. ભગિની સમાજ તરફથી શ્રીમતી સરોજિની બહેન મહેતાએ 'આપણાં પ્રશ્નો' એ શીર્ષક હેઠળ આપેલાં સાત વ્યાખ્યાનો-જે આ માસિકના 'ફૂલવેણી' વિભાગમાં પ્રકટ થઇ ચૂક્યાં છે તે-ગુજરાતની બહેનો સમક્ષ આજે બનેલી મહત્વના-સર્વ પ્રશ્નોની માર્મિક સમીક્ષા કરે છે. ગુજરાતી બહેનોને આજે સ્પર્શતા એકે એક પ્રશ્નની એમાં ચર્ચા કરવામાં આવી છે અને એમાંથી સ્ત્રીઓને ઘણું માર્ગદર્શન મળે એમ છે. ગુજરાતી બહેનોનું ધ્યાન અમે એ વ્યાખ્યાનો તરફ ખેંચીએ છીએ.

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી: સોમભાઇ પટેલ,
C/o ધી ન્યુ ઇરા સ્કૂલ, મુંબઈ, ૭.

વર્ષ ૭ : અંક ૧૦ | પુસ્તક ૭ | ઓક્ટોમ્બર : ૧૯૩૭

## બાલગુંજન

અમે સૌ નાનાં નીતમ બાળ!
અમારાં અંતર બહુ શરમાળ.
ઘડીમાં હસિયે;
ઘડીમાં રડિયે;
ભેગાં થઇને સૌ કલબલિયે!
અમે તો નાનાં નીતમ બાળ!
અમારાં અંતર બહુ શરમાળ.
ખડખડ હસિયે!
ધમધમ રમીયે;
જય જય જય ટહુકાર!
અમે તો નાનાં નીતમ બાળ!
અમારાં અંતર બહુ શરમાળ.
જ્યાં જઈએ ત્યાં!
નાદ ગજવિયે;
કરતાં રસ કલ્લોલ
આનંદ ઉત્સવ ઊર્મિ હેલે
બાલ અમે રીલી લોલ!

નટુભાઈ.

## પ્રકરણ સાતમું

### "તોતાગઢનો નાશ."

તોતાગઢના દરબાર ગઢમાંથી ધીરે ધીરે ઠકરાણી સીતાદેવીએ કુંવરને જન્મ આપ્યો છે એ સમાચાર શહેરના પ્રજાજનોમાં પ્રસરવા લાગ્યા. શહેરીઓએ એ શુભ અવસર ઉત્સાહથી વધાવી લીધો અને દરેક પ્રજાજને પોતાનો આનંદ જુદી જુદી રીતે બતાવ્યો. રસ્તા ઉપરની દુકાનો શણગારી, રાત્રે ઘરે દીવાઓ મૂક્યા, તોરણો પણ ટાંગ્યાં અને બાળક પાટવી કુંવરને ઘણાએ અનેક વસ્તુઓ ભેટ પણ આપી. દરબારગઢમાં આખો દિવસ નગારાં અને શરણાઇ વાગ્યાં. ઠાકોર સાહેબે પણ ઉત્સાહથી પોતાના સમસ્ત પ્રજાજનને સવાસવાશેર સાકર આપી તેમનાં મોં પણ ગળ્યાં કર્યાં. આ રીતે પાટવી કુંવરનો સત્કાર થયો.

આપણે આગળ વાંચી ગયાં છીએ કે એ પાટવીકુંવર જેને માટે આ બધી ધામધુમ થઇ રહી છે તે તો પરી રૂપાં અને મનુકુમારનો બાળક હતો. છતાંએ અજ્ઞાનતાના પડદા નીચે અંધારા જગતને ચાલાકીથી પોતાના પાટવી કુંવર તરીકે ઠકરાણી સીતાદેવીએ જાહેર કર્યો અને સૌએ એ માન્ય પણ રાખ્યું.

પણ તોતાગઢના સુખી દિવસો વધુ સમય ટકી રહે તેમ ન હતું.

તોતાગઢના નાના રાજ્યની સરહદ ઉપર ઉત્તરની બાજુએ એક મુસલમાન નવાબનું મોટું અને બળવાન રાજ્ય આવેલું હતું. ઘણાં વર્ષોથી નવાબ અને ઠાકોરને મિત્રાચારી હતી. એ મિત્રતાના ભાવે આજ તોતાગઢની દિવાલોમાં ઠાકોર નિશ્ચિંત હતા. પણ કંઇક નજીવા કારણસર એ મિત્રતાએ દુશ્મનાવટ ધારણ કરી અને તેને ઉગ્ર સ્વરૂપ પકડ્યું.

એક દિવસે વહેલી પ્રભાતે તોતાગઢની દિવાલ ઉપરથી ચોકીદારોએ જોયું કે એક પ્રચંડ સૈન્ય તેમના તરફ કૂચ કરી રહ્યું છે. ઠાકોરને સમાચાર જલદી કહેવડાવ્યા. સામનો કરવાની તૈયારી થવા માંડી. કોઇ પણ રીતે તોતાગઢ એ શત્રુને પહોંચી શકે તેમજ ન હતું છતાં ક્ષત્રિયવટની ખાતર પણ લડી મેદાનમાં કીર્તિ ઉજ્જવળ રાખવી એ હેતુએ ઠાકોર યુદ્ધ માટે સંપૂર્ણ સાવચેત થયા.

ગઢના દરવાજા બંધ થયા. બધા સિપાઇઓ એકઠા થયા ત્યારે માંડ માંડ

૫૦૦ સૈનિકોની સેના થવા પામી. ગઢને કાંગરે કાંગરે એક સૈનિક ઊભો. બંદુકો, જૂની તોપો, વગેરે જે હથિયારો હતાં તે બધાં ગઢ ઉપર લાવવામાં આવ્યાં. પ્રજા તો સમાચાર મળતાંની સાથે શહેર ખાલી કરીને જતી રહી હતી. કોઈ રડયા ખડયા અને શૂરા વીર પુરુષો ઠાકોરની મદદે રોકાયા હતા.

આખરે યુદ્ધ શરૂ થયું. શત્રુની તોપની સામે તોતાગઢની દિવાલ તૂટવા માંડી. સૈનિકો ખપી ગયા. દરવાજો તૂટી ગયો અને સાંજ સુધીમાં તો શત્રુઓ શહેરમાં દાખલ પણ થઇ ગયા.

ઠાકોર યુદ્ધમાં વીરની માફક લડતાં લડતાં મૃત્યુને ભેટયો.

દુશ્મનના સૈનિકો શહેરમાં વરુની માફક ઘુમવા લાગ્યા. ઘર ભાંગીને જે કંઇ મળે તે લૂંટવા લાગ્યા. નિરાધાર મનુષ્યોને ગુલામ કરી કેદ કરવા લાગ્યા. અને જે લઇ જવા જેવું ન હતું તેને ભાંગી તોડી નાંખવા મંડયા. એટલેથીજ સંતોષ ન થયો એટલે શહેરને આગ લગાડી બાળી મૂકયું. તોતાગઢને ભસ્મીભૂત કર્યું.

ઠકરાણી સીતાદેવી અને એક વૃદ્ધ દાસી પન્ના મહેલની અંદરના એક ભોંયરામાંથી બાળક કુંવરને લઇને નાઠાં. પણ તેમની પાછળ દુશ્મનો પડયા. પોતાની ફિકર કરતાં ઠકરાણીને બાળકની ફિકર વધારે હતી. તેને સાથે લઇને નાશી જવાનું સુગમ તેને ન લાગ્યું.

થોડે દૂર જતાં એક નદી કિનારે તેને એક પર્ણકૂટી દેખાઇ. તે ત્યાં આવી. એક સન્યાસી અને એક ચેલાને વ્યાઘ્રચર્મ ઉપર બેસીને ગીતા અભ્યાસ કરતા તેણે જોયા. તે ખુશી થઇ. સન્યાસીને પોતાની દશા ટૂંકમાં કહી સંભળાવી બાળકને થોડા વખત રાખવાને વિનંતી કરી અને શાન્ત થયાં. પછીથી પોતે તરતજ બાળકને લઇ જશે તે પણ જણાવ્યું. સન્યાસીને ઠકરાણી ઉપર બહુજ દયા આવી. બાળકને પોતે લઇ લીધું, અને રાણીની થાપણ તરીકે બરાબર સાચવવાને વચન આપી ઠકરાણીને વિદાય કર્યાં.

ઠકરાણી અને પન્નાએ પછી નાસવા માંડયું. દુશ્મનોથી દૂર ઘાડા જંગલમાં આવી એક ગુફામાં તેઓ બચાવને માટે સંતાઇ રહ્યાં.

( ચાલુ )

કાન્તિલાલ ધોળકિયા.

# નાનો ન્યાયાધીશ

સુવર્ણી સખી ઉષાને સૂર્ય પકડી લે, તે પહેલાં મનુ આજે ઊઠી ગયો. ગ્રામોફોન વાગતું હતું. રોજ કરતાં વધારે બે ત્રણ વીજળીના દીવાઓ પણ આજે ઝગમગી રહ્યા હતા. એટલામાં તો 'બા' અને 'બાપાએ' મનુને ચુંબનો અને આશીર્વાદથી નવાજ્યો. આજે મનુની વર્ષગાંઠ હતી. બાપાએ આપેલો રૂપિયો લઇ મનુ કનુ સાથે અમન ચમન કરવા નીકળ્યો.

મનુ કહે, ' મીઠાઇ લઇએ. ' કનુ કહે, ' સીનેમા જોઇશું. ' આમ કરતાં કરતાં એ તો મીઠાઇવાળા દામોદર કાકાની દુકાને આવી પડયા, મીઠાઇના મઘમઘાટથી મનુના મોંમા તો પાણી છૂટયું; પણ જેવો રૂપિયો આપી એ મીઠાઇ લેવા જાય છે, કે, તરત જ દામોદરકાકા ભભુકયા, ' આમ, આજકાલનાં છોકરાં પણ શું બનેલાં ? ખોટો રૂપિયો લઇને મીઠાઇ ખાવાં આવ્યાં છે, મીઠાઇ ? જાઓ, છાનામાના ઘેર જાઓ.' મનુના મોંનું પાણી સૂકાઇ ગયું. બન્ને આગળ વધ્યા.

મનુએ તપાસ્યું તો રૂપિયો સાચે જ ખખડતો ન હતો અને ખોટો હતો. પણ કનુ તો ઉસ્તાદ. એણે તો પાંચ પચીસ ઉપાયો એ રૂપિયો ચલાવવાના ગણાવી દીધા. છેવટે એક ઉપાય પસંદ કરવામાં આવ્યો, કે, સાંજે ચોપાટી ભેળ ખાવા જવું અને ઉતાવળમાં ભેળવાળા ભૈયાજીને આ રૂપિયો ઠઠાડી દેવો.

રૂપિયો ચલાવવાની ફિકરમાં દિવસ એમને ઘણો જ લાંબો લાગ્યો. મનુને વિચાર આવ્યો કે, ' બિચારા ભૈયાજીને આમ કેમ છેતરાય ? એમાં તો ઇશ્વરના ગુનેહગાર થવાય. બાપાજીને સાચું કહી દઉં, તો શું મને એ બીજો રૂપિયો નહિ આપે ? ' છેવટે મનુ તો આવ્યો બાપાજી પાસે અને રૂપિયા વિશે સાચી વાત કહી દીધી.

બાપાએ ઘડીભર મનુ સામે જોયા જ કર્યું. બે ત્રણ મોતી શાં આસું એમની આંખમાંથી ખરી પડયાં. મનુનાં સત્ય, ન્યાય અને પ્રમાણિકતા માટે ધન્યવાદ આપતાં બાપાએ કહ્યું, ' મનુ, તેં આજે ચાર માણસને રોટલો આપી મોટું દાન કર્યું છે. બિચારા ભૈયાજી રોજ આઠેક આના કમાય અને તેમાં બે ત્રણ કુટુંબીઓને પોષે.

તેમાં આ રૂપિયો એની પાસે ગયો હોત, તો ઘરનાં બધાં જ બે દિવસ ભૂખ્યાં રહેત. અને આ ઘણું જ ખોટું થાત. હું તને બે ખરા રૂપિયા આપું છું. જા તારે જે લેવું હોય તે લેજે.'

મનુને તો એક ને બદલે બે રૂપિયા મળ્યા; પણ એણે તો એમાંનો એક પૈસો પણ ન વાપર્યો. આ રૂપિયા ન વાપર્યા એનું કારણ શું હશે ? આ રૂપિયા તો એણે રત્નની જેમ એક બહુ જ સુંદર ડબ્બીમાં રાખ્યા. આ રૂપિયાથી મળેલો બોધપાઠ એને આ રૂપિયા કરતાં તો હજારો ગણો કિંમતી લાગતો, પણ એને બીક રહેતી, કે જો આ રૂપિયા વપરાય જશે, તો પેલો બોધપાઠ, મનુ, ભૈયાજી અને બાપાજી પણ ભૂલાય જવાશે.

આ બોધપાઠે તો મનુના જીવનમાં ઘર કર્યું અને એને મોટો ન્યાયાધીશ બનાવ્યો; પણ પેલા રૂપિયા તો હજી પણ વપરાયા નથી અને વપરાવાના પણ નથી.

*નર્મદાશંકર આદિત્યરામ મહેતા.*

---

## બુઢ્ઢો ખરું જ કહે

એક હતો ડોસો અને એક હતી ડોસી.
તેઓ એક ઝૂંપડામાં રહેતાં.
ડોસા પાસે એક ઘોડો હતો.
એક રાતે છાપરું બળી ગયું.
ડોસો ડોસી ઘોડાને લઇ બહાર નીકળી ગયાં.
બીજું બધું બળી ગયું.
ખાવાને કંઇ રહ્યું નહિ.
ત્યારે ડોશી કહે, " બુઢ્ઢા, ઘોડો વેચી રૂપિયા લઇ આવ. "
ડોસો કહે, " વારુ. "
પછી બુઢ્ઢો ઘોડો વેચવા હાટે જવા નીકળ્યો.
હાટમાં બુઢ્ઢાએ ગાય જોઇ.

બુઢ્ઢાને લાગ્યું, “ ગાય હોય તો કેવું સારું ! રોજ દૂધ ખાવા મળે ! ”

તેણે ગાયના માલિકને કહ્યું, “ હું તને ઘોડો આપું, તું મને ગાય આપ. ”

ગાયના માલિકે કહ્યું, “ ઘણુંજ સારું. ”

બુઢ્ઢાએ ઘોડો આપી ગાય લીધી.

એક પૈસાદાર પટેલ હતો, તેણે આ જોયું.

પટેલને વિચાર થયો, “ આ બુઢ્ઢાને તેની સ્ત્રી જરૂર વઢશે. લાવ, પાછળ પાછળ જઇ શું થાય તે હું જોઉં. ”

ડોસો ગાયને લઇને નીકળ્યો.

રસ્તે એક કુતરાને લઇને ભરવાડ જતો હતો.

કુતરો ઘેટાની રખેવાળી કરતો. તે જોઇ બુઢ્ઢાને થયું, મારી પાસે કુતરો હોય તો કેવું સારું ? મારી અને ડોસીની રખવાળી કરશે. ”

તેણે ભરવાડને કહ્યું, “ ભરવાડ, તું ગાય લે અને મને કુતરો આપ. ”

ભરવાડ કહે, “ ઘણું સારું. ”

બુઢ્ઢાએ ગાય આપી, કુતરો લીધો.

પટેલને આથી વધારે નવાઇ લાગી. તેણે ધાર્યું “ હવે તો એની સ્ત્રી જરૂર વઢશે. ”

રસ્તે બુઢ્ઢાને એક માણસ બિલાડી લઇ જતો મળ્યો.

બુઢ્ઢાને થયું, “ મારી પાસે બિલાડી હોય તો કેવું સારું ! ઉંદર ટકેજ નહિ ” તેથી તેણે તે માણસને કહ્યું, “ ભાઇ, આ કુતરો લે અને મને તારી બિલાડી આપ. ”

તેણે કહ્યું, “ ઘણુંજ સારું. ”

બુઢ્ઢાએ કુતરો આપી, બિલાડી લીધી.

પટેલને લાગ્યું કે, “ હવે તો બુઢ્ઢાને તેની સ્ત્રી જરૂર વઢશે. ”

રસ્તે બુઢ્ઢાને વાજું વગાડતો જતો માણસ મળ્યો.

બુઢ્ઢાને થયું, “ વાજુ હોય તો કેવું સારું ! ”

તેણે તે માણસને કહ્યું “ બિલાડી લે અને વાજું આપ. ”

તેણે કહ્યું, “ ઘણું જ સારું. ”

બુઢ્ઢાએ બિલાડી આપી વાજું લીધું.

પટેલને થયું કે, “ હવે તો બુઢ્ઢાને તેની સ્ત્રી જરૂર વઢશે. ”

પછી હાથમાં લાકડી પકડી જતો એક માણસ ખુઠ્ઠાને મળ્યો.

ખુઠ્ઠાને થયું. " લાકડી હોય તો કેવું સારું ! "

તેણે તે માણસને કહ્યું. " ભાઇ, તું વાજું લે અને લાકડી આપ. "

તેણે કહ્યું. " ઘણું જ સારું. "

ખુઠ્ઠાએ વાજું આપી લાકડી લીધી.

પટેલને લાગ્યું કે, " ખુઠ્ઠાને એની સ્ત્રી હવે તો જરૂર વઢશે. "

રસ્તે ચાલતાં ઝાડ ઉપર એક પોપટ બેઠેલો હતો.

તે ખુઠ્ઠાને જોઇ બોલ્યો, " ખુઠ્ઠાએ ઘોડો આપી,

ગાય લીધી,
ગાય આપી,
કુતરો લીધો,
કુતરો આપી,
બિલાડી લીધી,
બિલાડી આપી,
વાજું લીધું,
વાજું આપી,
લાકડી લીધી,
મૂરખ ખુઠ્ઠો મૂરખ !

ખુઠ્ઠાનો મિજાજ ગયો. તેણે પોપટને લાકડી છૂટી મારી. લાકડી ઝાડની ડાળીમાં ભિરાઇ ગઇ.

ખુઠ્ઠાની લાકડી પણ ગઇ.

પટેલને થયું, " ખુઠ્ઠાને હવે તો તેની સ્ત્રી જરૂર વઢશે. "

ખુઠ્ઠો ઘેર આવ્યો.

પાછળ પાછળ પટેલ આવ્યા.

પટેલ છુપાઇને વાત સાંભળવા લાગ્યા.

ડોસીએ પૂછ્યું, " ખુઠ્ઠા ઘોડો કેટલા રૂપિયાએ વેચ્યો ? "

ડોસો કહે, " ઘોડો આપી, ગાય લીધી. "

ડોશી કહે, " ઘણું જ સારું. દૂધ ખાઇશું. ગાય ક્યાં છે ? "

બુઢ્ઢાને લાગ્યું, “ ગાય હોય તો કેવું સારું ! રોજ દૂધ ખાવા મળે ! ”

તેણે ગાયના માલિકને કહ્યું, “ હું તને ઘોડો આપું, તું મને ગાય આપ. ”

ગાયના માલિકે કહ્યું, “ ઘણુંજ સારું. ”

બુઢ્ઢાએ ઘોડો આપી ગાય લીધી.

એક પૈસાદાર પટેલ હતો, તેણે આ જોયું.

પટેલને વિચાર થયો, “ આ બુઢ્ઢાને તેની સ્ત્રી જરૂર વઢશે. લાવ, પાછળ પાછળ જઇ શું થાય તે હું જોઉં. ”

ડોસો ગાયને લઇને નીકળ્યો.

રસ્તે એક કુતરાને લઇને ભરવાડ જતો હતો.

કુતરો ઘેટાની રખેવાળી કરતો. તે જોઇ બુઢ્ઢાને થયું, મારી પાસે કુતરો હોય તો કેવું સારું ? મારી અને ડોસીની રખવાળી કરશે. ”

તેણે ભરવાડને કહ્યું, “ ભરવાડ, તું ગાય લે અને મને કુતરો આપ. ”

ભરવાડ કહે, “ ઘણું સારું. ”

બુઢ્ઢાએ ગાય આપી, કુતરો લીધો.

પટેલને આથી વધારે નવાઇ લાગી. તેણે ધાર્યું “ હવે તો એની સ્ત્રી જરૂર વઢશે. ”

રસ્તે બુઢ્ઢાને એક માણસ બિલાડી લઇ જતો મળ્યો.

બુઢ્ઢાને થયું, “ મારી પાસે બિલાડી હોય તો કેવું સારું ! ઉંદર ટકેજ નહિ.” તેથી તેણે તે માણસને કહ્યું, “ ભાઇ, આ કુતરો લે અને મને તારી બિલાડી આપ.”

તેણે કહ્યું, “ ઘણુંજ સારું. ”

બુઢ્ઢાએ કુતરો આપી, બિલાડી લીધી.

પટેલને લાગ્યું કે, “ હવે તો બુઢ્ઢાને તેની સ્ત્રી જરૂર વઢશે. ”

રસ્તે બુઢ્ઢાને વાજું વગાડતો જતો માણસ મળ્યો.

બુઢ્ઢાને થયું, “ વાજુ હોય તો કેવું સારું ! ”

તેણે તે માણસને કહ્યુ “ બિલાડી લે અને વાજું આપ. ”

તેણે કહ્યું, “ ઘણું જ સારું. ”

બુઢ્ઢાએ બિલાડી આપી વાજું લીધું.

પટેલને થયું કે, “ હવે તો બુઢ્ઢાને તેની સ્ત્રી જરૂર વઢશે. ”



ગામડાંની ગાડી

ચિત્રકાર : પ્રમોદ કાપડીઆ ( વય વર્ષ ૧૧ )

ગુણસુન્દરી
અને સ્ત્રીહિતોપદેશ

દીપોત્સવી અંક

પુસ્તક ૨૯મું | નવેમ્બર : ૧૯૩૭ | અંક ૩ જો

# પોયણી*

( ગોવાળિયે ઘેલા કીધા રે )

નીચે ઊભી હું ડોકું નીરે,
ચાંદલિયે આંખો ઠરી રે !—( ધ્રુવ )

સોનારૂપાથી ઘડયું નાવડું એ આવશે,
વ્હાલમ હંકારે ધીરે ધીરે ·
ચાંદલિયે આંખો ઠરી રે !

જ્યોતિનાં મોતી તરે આભને સરોવરે,
નાખશે ત્યાં જાળ તદબીરે
ચાંદલિયે આંખો ઠરી રે !

ગરશે કે મોતી નીચે મારે સરોવરે,
ઝીલી તે રાખું મારાં ચીરે :
ચાંદલિયે આંખો ઠરી રે

પૂછે એ ખોળતો ત્યાં આવે ચાંદલિયો,
હુંફણી ભરે હો નીરે તીરે !
ચાંદલિયે આંખો ઠરી રે !—

આવો, ચાંદલિયા ! આ મારા આવાસમાં !
રોજ હું જમાડું મોતી ક્ષીરે
ચાંદલિયે આંખો ઠરી રે !

ઘડીક ઠરી શું ભાગ્યો પાછો ગગનમાં ?
જોઈ સ્નેહ રહેવું તગદીરે !
ચાંદલિયે આંખો ઠરી રે !

રાતભર જોઇ સુધા ઝીલવી શું ફરીથી !
હૈયે શું ન ધારું એ હગીરે ?
ચાંદલિયે આંખો ઠરી રે !

આવો અંધારિયાં, આવો અજવાળિયાં ·
હું તો જડાઈ આ જંજીરે !
ચાંદલિયે આંખો ઠરી રે !

અરદેશર ફ. ખબરદાર

* મારા " મનુરાજ " નાટકમાંથી: પોયણી એ અહીંનું રૂપ છે.

# આશાને ઝૂલે

[ ઢાળ: ' હિત ભજે હો બેરનહાર '—અહનંદ્યા ]

વીણું વીણું ને વેરાઇ જાય,
મ્હોરી મંજરી;
ઘડી ચમકે, ને ઘેરાઇ જાય,
ચારૂ ચન્દની:

ઝીલું ઝીલું અને ઝમી જાય,
સુધા–અંજલિ;
ખીલે ખીલે ને વિરમે જાય,
લીલી વલ્લરી:
હાં રે વીણું ને વેરાઇ જાય, મ્હોરી મંજરી:

ફરફર પડઘા પડે, જાગે જૂનાં હેત;
પ્રતિબિમ્બ પકડાય ના, શા ઇશ્વર સંકેત!

નાચે નાચે ને નમેરા થાય,
કુંજે મોરલો;
ગૂંજે ગૂંજે ને બેસુરો થાય,
તુમ્બી–દોરલો:

જાગે જાગે ને અલોપ થાય,
શય્યા–સોણલાં;
ખુલે ખુલે ને બીડાઇ જાય,
હૈયા–પોયણાં:
હાં રે ગૂંથું ને ગૂંચાઇ જાય, જીવનજોડલાં:

વનવન બજવે જીવનઝરણાં,
પળપળ પજવે સ્નેહલસ્મરણો:
હાં રે સ્મરણો ન ભૂલ્યાં ભૂલાય, ઘૂમું ઘેલડી;
—એક આશાને ઝૂલે ઝૂલાય, આયુવેલડી:
—વીણું વીણું ને૦

કેશવ હ. શેઠ

# નર્મદ

અપ્રકટ નાટકનો અંક બીજો :

લેખક :

શ્રી. ચન્દ્રવદન મહેતા

[ ૧૯૩૩ ના ઓગસ્ટ માસમાં ગુજરાતે વીર કવિ નર્મદની શતાબ્દી ઉજવી હતી. ગુજરાતના એ સમર્થ સુધારક અને વીર કવિની જન્મ શતાબ્દી પ્રસંગે કવિ નર્મદની જ અનેકવિધ કૃતિઓનો ઉપયોગ કરીને ગુજરાતના જાણીતા નાટકકાર શ્રી ચન્દ્રવદન મહેતાએ 'નરમદ રંગલીલા'-ની યોજના કરી હતી. એમાં તાપીદાસ શેઠનો પ્રવેશ ભજવીને તેમણે પ્રેક્ષકોને હાસ્યમુગ્ધ કર્યા હતા. એટલું જ નહિ પણ એ પ્રવેશમાં શ્રી. ધનસુખલાલ મહેતા વગેરે સાથે તેમણે છાજીયા લઇ અમુક વર્ગની ખફગી પણ વ્હોરી હતી. એ આખોય અંક શ્રી. ચન્દ્રવદને તેમણે લખેલાં અને હવે પછી પ્રકટ થનારાં નર્મદ નાટકમાં નવેસરથી લખી એ છાજીયાના વિરોધીઓને સુંદર જવાબ આપ્યો છે. એમાં એમણે ખુદ નર્મદનાજ વિચારો સમર્થનમાં કલાત્મક રીતે વણી લીધા છે. શ્રી. ચન્દ્રવદનનું ' નર્મદ ' નાટક નવીજ ઢબથી અને નવાજ આયોજનથી લખાયું છે અને એ પ્રકટ થતાં સાહિત્યની દુનિયામાં ખળભળાટ મચાવે એવો પૂરતો સંભવ છે.—તંત્રી ]

નવલરામ : ગિરધરલાલ શેઠ ! ( બાજુ પર લઇ જઇને ) સાચા દેશી અને નિસ્પૃહી ભાવનાવાદી તે આવા જ હોય. આવા જીવનને તો ધન્ય છે. દુનિયા પણ જાણશે કે ગુજરાતી ભાષામાં પ્રથમ ૩૯ ગદ્ય લખનાર અને કેટલા કેટલા નવા ગ્રંથો લખવાની પહેલ કરનાર સમર્થમૂર્તિ નર્મદના આ હાલ હતા. શાબાશ છે નર્મદ ! શાબાશ છે.*

[ કવિ આવે છે. ]

કવિ : લ્યો, જરા જતા જતાં પ્રેસમાં આપતા જજો. અરે નવલરામભાઇ ! આપણે કોપ કરવામાં પેલા ભાવનગરવાળાઓએ કંઇ આપણને ઓછા હેરાન કર્યા છે ? આપણે વિધવાવિવાહ અને પુનર્લગ્નની હાક પાડી તે માટે ઓછું વેઠવું પડયું ! નજીવી જેવી સાદી અક્કલની વાત કે બાળલગ્ન બંધ કરો, એટલામાં કેટલુ તોફાન થયુ ? એ તો થવાનું. આ શેરસટ્ટાનુ હોળું સળગ્યું છે, એમાં જોજોની હજી તો કંઇ પાયમાલ થવાના. મને લાગે જ તે એટલુ જ કે બિચારો કરમનદાસ એમાં ફસાઇ ગયો. હોય, નક્કી એ ભલા માણસને કોઇએ ફસાવ્યો જ હશે. હશે. એ પણ એક રંગ છે. જ્ઞાતિભેદ તોડવા બહાર ગામ ભટકવુ પડયુ, ત્યાં કોણે પૈસા આપ્યા હતા ? અને છતાં યે મળી જ રહેતા ને ? એ તો એમ જ હોય. સમય સમેયને માન છે. અને હજી તો કયાં ? હજી તો કયાં...

ગિરધરલાલ : હવે ઠંડા પડો અને આરામ લ્યો. બહુ કર્યું.

કવિ : અરે શેઠ ! હજી તો કયાં ? હજી તો કંઇ કંઇ કરવું છે. સ્ત્રીકેળવણી માટે તો હજી પુરેપુરી ઝુંબેશ ઉપાડવી છે. એમનાં સામાજિક બંધનો તોડવાં છે. હજી વૈષ્ણવ ગુરુઓના ઢોંગધતીંગ પૂરા સ્વરૂપમાં બહાર આણવા છે. બાળલગ્નનો સદંતર નાશ કરવો છે. કેળવણીનો પ્રચાર કરવો છે. વિધવા વિવાહ કાયદાનુસાર કરાવવા છે. જ્ઞાતિભેદ, જાતિભેદ—અને શેઠ ! ઊંચનીચના કુળ મોટાઇના ભેદ પણ તોડવા છે. ગુજરાતને શું, પણ આપણા આ ઘરડા, ચીંથરેહાલ થઇ ગએલા ભારત દેશને એકસંપ કરવો, ફરી જોબનવંતો બનાવવો છે.

ગિરધરલાલ : બસ, બસ હવે. બહુ ફિસિયારી ન મારો.

કવિ : હા, . હા, તમને તો ' ફિસિયારી જ લાગશે. જાત નીચે રેલો આવશે, એટલે ગભગમણ પણ થશે. પણ જોજોની, વખત વખતને આગળ ધપાવશે. આ જાતભાતના ભેદમાં, ઝગડામાં ને ઝગડામાં સ્વત્વ તો ખોઇ, સ્વમાન ખોયું, ધન ખોયું, પછી રહ્યું શું તમારી પાસે ? અને જો વખતસર નથી જાગ્યા તો રહેશે ફક્ત આ મુડદાં જેવાં શરીર, અને દેશ આખો થઇ રહેશે બેકાર આ આપણા સોનાની મૂરત જેવા ભવ્ય માલેતુજાર સુરત શહેરના હાલ જુઓની ? આપણી આ દશા જોઉ છું ત્યારે મને એવું લાગી આવે છે—મારું દિલ ભરાઇ જાય છે પણ કોઇ સાથ નહિ આપશે તો યે હું એકલો ધપીશ, એકલો ઘૂમીશ.

[ કવિ નિસ્તેજ થઇ બેસી જાય છે. પોતાના હાથમાં મોં છુપાવી દે છે. ]

નવલરામ : કવિ ! કવિ ! તમે હિંમત હારશો ?

[ નર્મદ સફાળો ઊઠે છે, નવલરામને બાઝે છે. ]

નર્મદ : નવલરામ ! શું કહું ! કોઇ કોઇ વાર મારું મન બહું મૂંઝાઇ જાય છે. હમણાં હમણાં, ખરું કહું, (ગળગળો થઇને) પ્યાર અને પૈસાની આફતથી મારું મન રાતદહાડો દિલગીરીમાં રહે છે. કેટલાક મિત્રોની બેવફાઇથી અકળાઉ છું, એથી કોઇ કોઇ વખત તો એવો જોસ્સો થઇ આવે છે....

* " મારી હકીકત " પા. ૫૫.

[ નવલરામ એને વાંસે હાથ ફેરવી કહે છે. ]

નવલરામ : કવિ ! કવિ ! હવેલ્લગ ! શાંત થાઓ. અમે ક્યાં એ બધું નથી જાણતા ? હશે, એ દિવસ પણ જશે.

[ અંદરનો પડદો પડે છે. બહારની રંગભૂમિ ઉપર દોડતો દોડતો રંગ્યો પ્રવેશે છે. ]

રંગલો : ( ખીજમાં ) પણ આમ તે કંઈ થાય ? ( ડીં ડીં ડીં ડીં...દાંડી પીટે છે. ) આથી સર્વે લોકોને ખબર આપવામાં આવે છે કે લેખક અને સૂત્રધાર વચ્ચે રંગભૂમિના પાછલા ભાગમાં જબરી છભાજેડી થઈ રહી છે, એ એ.

[ સૂત્રધાર દોડતો આવી, રંગલાને મોઢે હાથ મૂકે છે ]

સૂત્રધાર : અરે, તું તે કંઈ ગધેડો છે કે કોણ ?

રંગલો : કેમ ?

સૂત્રધાર : આવી વાતની બહાર શાની દાંડી પીટે છે ?

રંગલો : ત્યારે શું ઘરમાં દાંડી પીટું ? તમારા બેથી તો તોબા. નાટક કરવા નીકળ્યા છો કે લવાઈ ?

સૂત્રધાર : પણ તું જ કહેને, મારાથી આવાં દશ્યો તખ્તા પર કેમ રજૂ થાય ?

રંગલો : કેમ નહિ ? કવિ નર્મદાશંકરમાં મારા-તમારા કરતાં વધારે અક્કલ હતી. એણે કંઈ અમસ્થા તો નહિ જ લખ્યા હોય ને ?

સૂત્રધાર : પણ એણે તો એના જમાનાના લોકને સુધારવા એવું લખેલું.

રંગલો : ખરી જ વાત છે તો. પણ આજે યે લોકનો મોટો ભાગ એવા જૂના વિચારનો છે તેનું શું ?

સૂત્રધાર : એટલે ?

રંગલો : એટલે આજે પણ એ લખાણોની પહેલાંના જેટલી જ જરૂર છે.

સૂત્રધાર : એટલે અહીંઆં આ ચન્દ્રવદન મહેતાએ પોતાના નાટકમાં ખુદ નર્મદાશંકરનાં લખેલા બે દશ્યો ઘુસાડ્યાં છે, તે ભજવવા એમ ?

રંગલો : હા, હા. એ વિધવાને અહીં લાવી એના માથાના વાળ હજામ પાસે બોડાવવા, એને પઠાણને હાથે હેરાન થતી પણ બતાવવી અને એના પુનર્વિવાહની પણ તજવીજ કરવી—જેમ 'તુળજી વૈધવ્યચરિત્ર'માં કવિએ લખ્યું છે તેમ.

સૂત્રધાર : અરે તું શું વાત કરે છે ! મૂરખા, આ પ્રેક્ષકોનો કંઈ વિચાર કર્યો છે ? એ લોકો ઉભા થઈને ચાલ્યા જશે અને હોહા કરી મૂકશે તે જુદું !

રંગલો : તે જવું હોય તે જાય. ઊભા થઈને નહિ જાય તો બેઠા બેઠા ઓછા જ જવાના છે !

સૂત્રધાર : મશ્કરી નહિ કર. વળી આમાં ચન્દ્રવદને તો કૂટવાનું પણ લખ્યું છે, તે આ લોકોથી કેમ જોયું જાશે ?

રંગલો : તો આંખ બંધ કરશે.

સૂત્રધાર : પણ આનો અર્થ શો ?

રંગલો : તે પૂછ શ્રી ચન્દ્રવદન મહેતાને. આ રહ્યા

[ ચન્દ્રવદન મહેતા પ્રવેશ કરે છે. ]

ચન્દ્રવદન મહેતા : પણ છે શું હવે, જો તે નક્કી કરોને ?

સૂત્રધાર : અમારા પ્રેક્ષક વર્ગથી એવું દેખી નહિ શકાય.

ચન્દ્રવદન મહેતા : હા રતો, કારણ કે આજે હજી એવા અક્કલ વગરના રિવાજો ગુજરાતમાં ચાલી રહ્યા છે.

સૂત્રધાર : કેવા ? વિધવાઓના ?

ચન્દ્રવદન મહેતા : માથું બોડવાના, મૂઆ પછાડી રડવા કૂટવાના, અને મોત પછી જમવાના.

સૂત્રધાર : મેં મુંબાઇમાં તો ક્યાંયે દેખ્યું નથી.

ચન્દ્રવદન મહેતા : કારણ કે તમે આંધળા છો. આવો, તમને હું ખુદ મુંબાઇમાં ફૂટાતું અને માથું બોડાતું બતાવું. એ જ મુંબાઇનગરાઓ અહીંથી પોતાને ગામ જઇને એવાં જ કામો હજી આજે કરે છે. તમારા પ્રેક્ષકોથી સુધારો પમાતો નથી; ખરાબ રિવાજને ખરા સ્વરૂપમાં બતાવીએ છીએ, એટલે સુધારાના ખાં કહેવડાવનારા મનમાં ડઘાઇ બળે છે, ને હોહા કરી મૂકે છે. ખરો રસ્તો તો એ છે કે આવા રિવાજો જ્યાં જ્યાં ચાલુ હોય ત્યાં તે અટકાવવા પગલાં લેવાં જોઇએ. એને બદલે એની ઉપર ઢાંકપિછોડો કરવાથી શું વળવાનું હતું ?

રંગલો : અરે, તમે મને મૂરખ કહો છો, પણ આપણે બધા જ મૂરખા છીએ ! દુનિયા આપણને જંગલી, મૂરખા, વહેમી કહે છે—કહે છે કે હાય ! હાય ! વર મરી ગયો એટલે જુવાન સ્ત્રીઓના વાળ બોડાવવાના ?

સૂત્રધાર : અરે, હવે તો છતે ધણીએ અને કુંવારી છોકરીઓ પણ વાળ કપાવે છે !

ચન્દ્રવદન મહેતા : હં. હ, એ જ પેટમાં દુખે છે ને ! જરા સુધારો મંખાતો નથી. એ કંઇ અસ્તરો લઇ માથે છેલ્લો નંબર ફેરવતી નથી. વધારે સુંદર દેખાવા એમ કરે છે. તમે તો જેમ અને તેમ એંઠ કડછુ કરવાના ઉપાયો કરો છો.

રંગલો : પણ હવે આ શાળનું બંધ કરશો ?

સૂત્રધાર : તું તારે તાપીદાસવાળો દેખાવ શરૂ કરાવ. આ બાકી માટે અમે અંદર નક્કી કરીએ છીએ.

રંગલો : કર્યું કપાળ નમારૂ નક્કી. અંને એવા જિદ્દી માણસ છો !

ચન્દ્રવદન : (ચોપડીમાંથી શોધી) જુઓ, આ નર્મગદ્ય આવૃત્તિ બીજી, પાનું ૨૪૫. કવિએ શું લખ્યું છે વાંચો. "વૈધવ્યચિત્ર.. નાટકશાળામાં દેખાડવ્યાની લોકોના મન ઉપર ઘણી જ અસર થશે અને પછી લોકો વિધવા સ્ત્રીઓના પુનર્વિવાહ ખરેખર કરવા માંડશે અને—'

[ આગળ વાંચવા જતાં સૂત્રધાર ચોપડી ઝુંટવી ફેંકી દે છે અને બંને અંદર જાય છે. ]

રંગલો : એ પણ એક રંગ છે ને ? આજે સો વર્ષે પણ નર્મદાશંકરનાં લખાણો સામે જ વાંધો ! અને આપણે સુધરેલા કહેવડાવીએ છ ! સારૂં છે કે કવિ આજે જીવતા નથી, નહિ તો લોક એનું ખૂન કરત......

સૂત્રધાર : ( જરા આગળ આવી ) એય ! શા લવારા કરે છે ? તાપીદાસવાળો પ્રસંગ ચલાવની !

રંગલો : હા, હા, હા, હા......ભૂલી ગયો. વારૂ બા વારૂ. અરે અમારા તાપીદાસ શેઠ ! આવો બા આવો. આ તમારી અગાશી–કે અટારી. ( તકિયો લાવી ) આ લો તમારા ગાદી તકિયા, અહીં બિરાજો.

[ પાઘડી પહેરણ અને ઝીણું પોતિયું પહેરી, શેઠ તાપીદાસ લ્હેકાતા લ્હેકાતા પ્રવેશે છે અને ગાદીતકિયે ગોઠવાય છે. દરમિયાન રંગલો ક્યાંક અદ્રશ્ય થઇ જાય છે. ]

તાપીદાસ : ( તખ્તાની નીચે જોઇએ ) અરે વાહ. હરકિસનદાસ શેઠ ! કાં ચાઇલા ? ...એમ, એમ, ડડસન કડવા ? વા ભાઇ વા ! હા, હા, કડો ભગવાનને પડસન. બગાબડ છે, બગાબડ છે...હા, આપડે તો અહીં જરા બેઠા છીએ. હારો...પદ્યાડજો, પદ્યાડજો કોઈ વાડ... હીહીહી... ( બીજાને ) જેકિસનભાઆઆઇ ! કાં વળી અદાડના ગોડમાં...હ...હં...હા ભાઇ હા. કંઇ શ્રદ-

સંસાર ચલાઈવા વગર ચાલે ૭ ? કેમ બગંડના સા ખબર છે ?...એમ ? ટાડે લેજો, આપડા પચાસ સેર ગુલામબાબા...હા, હા, ટમાકુ જેવું હાન. મને પણ ટેજીજ બેસે છે. અડે સેઠ, હજાર ટસે હજાર ! હા, હા, આવજોની...ટાડે પેલું ભૂલતા નહિ...જેજે. (ત્રીજાને) કેમ સેઠ ! સું ભાવ દાડો ૭. ટેજીજ ને ?...હા, હા. ટમને જરા મંડી બેસે છ ? જરા ઉઠલો ખાઇને ટા ટેજી જ છે ! હારટા...ટા લેજો આપડા પચાસ... હા. હા. જે જે.

...અડે આવોની, આવોની, આ બાજુકી, ઘણે ડારે મઇળા: આ બાજુ ડાકર છે, આવો, આવો...

[ અંબા સેઠાણી રૂઆબમાં પ્રવેશે છે. ]

અંબા : (તાપથી જ) આ જુઓ, તમારે અહીંઆં બેસવું હોય તો બેસજો ને નહિ બેસવું હોય તો નહિ બેસતા, પણ હમણાં મારી બેનપણીઓ અને સાહેલીઓ આવવાની છે તે અમે અહીં ગરબો ગાવાના છીએ.

તાપીદાસ : અહીં ગડબો ગાવાના છો ?

અંબા : હા, હા. અમે કંઇ તમને કાઢી નથી મૂકવાના. એ તો તમે, તમારે કંઇ હોય તો સ્ત્રીઓને નથી બોલાવતા. અમે તો કહીએ ૭ કે બેસો હિંમત હોય તો.

તાપીદાસ : હેં. એટલે સું ? હિંમટ હોય ટો ? ટે સું અમાડામાં અહીં બેસવાની હિંમટ નહીં હેં !

અંબા : તો બેસજો. પણ વચ્ચે ટક-ટક ના કરતા.

તાપીદાસ : પણ હું કે ૭ સું ! હું અમાડા દેખટાં ગડબો ગાસે ?

અંબા : હા, હા, હા, હા, હા.

તાપીદાસ : અડે કંઇ વાટ છે ? સાલા બૈરાઓનું ટવા સું બેરું ૭ !

[ ગંગાદાસ શેઠ પ્રવેશે છે. ]

ગંગાદાસ : કેમ તાપીદાસ શેઠ ! શું છે ધમાલ ?

તાપીદાસ : કંઇ નહિ. આ જુઓને, આ સાલા આજકાલના બૈરા—

અંબા : ચાલો, ગાળો ન દેતા ! જુઓને ગંગુભાઇ ! આજે અમે અહીં ગરબો ગાવાના છીએ, તે જરા મેં એમને કહ્યું; તેમાં તો આવડો ડોળો ચઢાવે છે. જાણે અમે એમ બી જવાના હઇશું.

ગંગાદાસ : અરે ના ના ના ના, આકળા ન થાઓ. ગાઓની ગરબો, અમે પણ સાંભળશું. એ દિવસ ક્યાંથી ?

અંબા : ઠીક, ઠીક. લો ચાલો, ચા બા મોકલાવું ? હું તૈયારી કરું છું, જરા સમજાવજો એમને.

[ જાય છે. ]

ગંગાદાસ : હાય છણકો ! તાપીદાસ શેઠ, શેઠાણીનો તાપ બહુ જો !

તાપીદાસ : અડે આપખો ને આપખો બળી ચાઇસો. આ જુઓની, આપડી સામે ગડબો ગાવા નીકળી ૭ !

ગંગાદાસ : તો ગાવા દો ની ? જુઓની શેઠ, આપણે બહાર છાનામાના રાધાના ગરબા સાંભળવા જઇએ છીએ ને—આપણે એમ સમજવું.

તાપીદાસ : હા ભાઈ હા, બીજું શું, હાય ? આ ટો આ પેલો નડમડાસંકડ કવિ મૂવો ૭, ટે પેલા ડાંડીઆમા કઇ ટાંલકું લખે ૭ ટે વાંચીને આ ઉરકેડાય છે. હું ટો બહુ યે ના કહું ૭ કે એ છાપું આપડા ઘડમાં નહિ, પણ એ માને જ સાની ?

ગંગાદાસ : શેઠ, મારી ગરીબની સલાહ માનશો ? મારી સાથે જ હમણાં એક ભુવો આવેલો છે. નીચે જ ઊભો છે. શેઠ ! ભુવો તે ભુવો. ભલભલી તીખી બૈરીઓને નરમ ઘેંસ કરી નાખે છે. એક બેચાર રૂપીયાનો ખર્ચ, પણ બૈરી સદાની ગુલામ !

તાપીદાસ અરે ભાઈ ! એ પણ કહીને કહાવજો. હું ઠોકી ગાઈને, ગાદી લીધી, પણ ..

ગંગાદાસ અરે આ તો ઉત્તરનો—કહે છે કે પરસનો બગાડી મુવો છે પરસના બગાડી મહૂ મેગિયાર આવે છે આટલું કીધું છે તો એક વધારે અજમાવી તો જુઓ ?

તાપીદાસ તમારી ખાટડીનો માણસ છે ?

ગંગાદાસ હા, હા, મો ટકા મારી પોતાની બાયડીને મે વશ કીધી જને ? અરે, બીજુ કહું ? જુઓ મેઈને કહેતા નહિ, તમારાથી શું ખાનગી છે ? એક માદળિયું મંતરી આપ્યું તેથી તો વહુને અગરણી આવી છ, અધરણી !

તાપીદાસ : તો બોલાવો, બોલાવો હમણાં જ

ગંગાદાસ ( ત્યાંથી જ નીચે ) ! એ પરસોતમદાસ એ પરસોતમદાસ ! આવો, આવો, ઉપર આવો, માથે ભુવાજી મહારાજને પણ લેતા આવો—આવો, આવો, શેઠ બોલાવે છે આ—આ બાજુ દરવાજાનો દાદર છે,

તાપીદાસ હા, હા, કહોની, માંડ નામડી જરા આઘેરા કહોની ?

ગંગાદાસ ના, ના, આઘવા એ તો

તાપીદાસ માંડ ઘડમાં જરા ખમડ ન પડવા દેતા એ આવે તો વાટ જરાઆમાં ફેંકી નાખજો.

ગંગાદાસ અરે હાસ્તો, એમાં કહેવાનું હોય જ નહિ

તાપીદાસ એ તો તમે તો સમજુ છો પણ ભુવાજીને કહેવાનું

ગંગાદાસ અરે એ પણ સમજી જ જશે એનો પરચો તો જોજો ? મનના વિચાર જાણી લે છે. તમે જોજોની !

તાપીદાસ હા ભાઈ હા, વિડ્યા ગોમના નાપની છે ?

ગંગાદાસ આને તો હાજરાહજુર વશ છે સાસરો ભૂત વશ છે, બહુચરા માતા વશ છે, અને હનુમાનજી પણ વશ છે અરે શેઠ ! મોમાંથી નારીએળ કાઢે છે ! આવડું મોટું નારીએળ ! ત્યો બેસો, હું જરા દાદર પર જોઉં—આવ્યા કે નહિ.

[ અંદર જાય છે ]

તાપીદાસ હા, હા ઝટ નવો કેની ! ડાકડ જરા જૂનો છે પેલી ડોડી બાઢી છે, તે પકડવા કેજોની

[ કઈકવાર રહી ભુવો પરસોતમદાસ અને ગંગાદાસ આવે છે ભુવો લાલ ડોળા કાઢી હાથથી ભુરકી નાખતો હોય એમ શેઠ સામું જુએ છે અને શેઠ ઊભા થઈ બીકના માર્યાં દોડે છે. ગંગાદાસ એમને આશ્વાસન આપતા, પકડીને પાછા તકિયે બેસાડે છે. ]

ગંગાદાસ અરે શેઠ, તમે શા માટે ગભરાઓ છો ? એ તો જરા એનું જોર બતાઈવું બેસો બેસો.

ભુવો શેઠ ! દેખ, તેરી ઓરત તેરે કાબૂમે નહીં...

તાપીદાસ એ શું કહ્યું ?

ભુવો મૈં સમઝતા હૂં તેરી ઓરત તેરે હાથમે નહીં, ઔર તૂ ઉસકે હાથમે હૈ.

તાપીદાસ હા, હા. (હસતા) સચ્ચા ! સચ્ચા ! એમ જ છે

ભુવો મેરે સામને દેખ—આંખોમે દેખ !

[ હાથમાંની ઠીકરાની નાની સગડીમાં જરા લોબાન નાખીને ]

અબ તેરા અચ્છા વખ્ત આ રહા હૈ તૂ તેરેકા બેપાર કરેગા જિસમે બહોત ધન કમાએગા

તાપીદાસ : હા, હા. ઓડ એ બાપડી કા ક્યા ?

ભુવો ઓરત તેરી ગુલામ હો સકતી હૈ, મગર થોડી તકલિફ હૈ...

તાપીદાસ : ( ચંપ કરતો ) અડે જડા ધીમે બોલો ભુવાજી, ધીમે ધીમે ! એ હાંભળસે ટો માડો ડાટ વાળી નાંખસે.

ગંગાદાસ : અરે મહારાજ ! જે હશે તે શેઠ કરશે–એનું કંઇ કરી આપોની, બાપજી ? બડી કિરપા.

ભુવો : રૂપયે પચીસકા ખર્ચ હૈ, ઔર તીન રોજ ઉપવાસ–ફક્ત ફલાહાર. દુસરા સબ મૈં કર દુંગા. જપ, તપ, મંતર, પૂજા...

ગંગાદાસ : બસ ?

ભુવો : નહીં મૈં એક દોરા દુંગા, અભી દુંગા, વહ આઇકો બાંધ દેના.

તાપીદાસ : હાય હાય, એ વાલ્લામોઇ ડોડો ટો બાંઢવા જ સાની ડે ? અડે, મને જીવટો ખાઇ જાય !

ભુવો : સેઠ, જરા દેખો તો સહી. (આંખ મીંચી, કંઇક મંત્ર બોલી, એક દોરો કાઢીને આપે છે. ) લો, જાઓ, અભી બાંધ કર આઓ. મૈં બેઠા હૂં. કયોં નહીં બાંધ સકે ?

ગંગાદાસ : અરે હા શેઠ ! એમ શું હિંમત હારી જાઓ છો ? બૈરીને દોરો બાંધવો તેમાં શી મોટી વાત છે ? મેં તો કંઇ દોરડાં બાંધી નાખ્યા !*

તાપીદાસ : અડે ભાઈ, પણ ટમારી બૈરી જુડી અને માડી બૈરી જુડી !

ગંગાદાસ : અરે, બૈરાં નામે એક ! જાઓ મારા શેઠ, એમ હારી શું ખાઓ છો ? ચાલો, હું આવું છું સાથે.

તાપીદાસ : ના, ના, એમ ટો હું જૈસ. પણ—

ગંગાદાસ : અરે પણ ને બણ વીંધ્યું એ મોતી. ચાલો લો, પકડો દોરો ! ઊઠો.

[ શેઠને ઊભા કરે છે, ગભરાતા બીતા શેઠ આગળ અને પાછળ ગંગાદાસ તેમને વળાવતા નાકા સુધી મૂકવા જાય છે. ]

ભુવો : ઇશ્વરકા નામ લે કે ચલનાં.

ગંગાદાસ : હાં, અને હિંમત રાખવી. એમ જ સમજજો કે જાણે બંગડી પહેરાવવા જ ગયા છીએ. નહિ બાંધાવે તો ઘરેણાંની લાલચ આપવી.

પરસોતમદાસ : અરે ઘરેણાંની લાલચ આપી કે ગમે તેવી સ્ત્રી પણ ગુલામ !

ભુવો : દક્ષિણા લેનેકા બાકી હૈ.

ગંગાદાસ : એની જરા ફિકર નહિ કરો. શેઠ જરૂર આપશે. ખાનદાન ઇસમ છે.

ભુવો : હાં, હાં, વહ તો હોગા હી.

ગંગાદાસ : એ ઓરત બડી તેજ હૈ. બાત અયસા હૈ, ભુવાજી ! કે બાઇ બોત નાસ્તિક હૈ. નહિ દરસન કરનેકુ જાતી, નહિ પતિકુ પ્રભુ સમજીને પૂજતી, ઓર બહાર નદીકિનારે ફરવા જાતી ઓર કભી કભી અંગરેજી સિખવાની બી બાત કરતી હૈ.

ભુવો : હું, હ, ફંદેમેં પડ ગઇ હૈ.

પરસોતમદાસ : હા બાપજી, એમ જ છે. એ અભી સુધારા ચલતા છે, એ પવન લગ ગયા.

ભુવો : તો કયા હો ગયા ! એક ચપટી રાખ, ઔર એક એસી ફૂંક, દેખો–ફુઉઉઉ ! ઇતનેમેં નિકાલ સકતા હૂં. મગર દેખો... '

પરસોતમદાસ . શેઠ આવ્યા.

[ મરેલા માણસ જેવું ડાચું કરી, લથડાતે પગે હતાશ થએલા શેઠ આવીને બેસે છે. ]

ગંગાદાસ : કેમ શેઠ ! બાંધ્યો કે ?

તાપીદાસ : અડે ભાઇ ! બૈડી તે કોઇદી બંઢાય છે ? ટેમાં વડી આ અમાડો ડાગીનો !

ભુવો : કુછ પરવા નહીં. હમ સબ કરેંગે. અચ્છા, વહ દોરા લા દો, ( દોરો લે છે ) દેખો. અબ હમેં પાંચ રૂપયા ઓર દો, ઔર વહ પચીસ ગંગાદાસ સેઠકો દે દેના આજ રાતકો મૈં સ્મશાન જાઉંગા ઔર

* વીર નર્મદ પા૦ ૬.

વહી ગએલો. મીરજાસંગના ' ચકલામાં રાજ-રમણીઓના નાચમુજરામાં જાય છે. નાચ-મુજરામાં !

તાપીદાસ : અરે, મેં પણ ઘણી વાટો સાંભળી છ; પણ સું કરીએ ?

ભુવો : વહ કોન હૈ નર્મદાશંકર ?

પરસોતમદાસ : અરે હૈ, ભુવાજી ! લોક એને કવિ કહેતા હૈ કવિ !

ભુવો : શાયર ? વહ લોક તો બડે શોકીન રહતે હૈં.

પરસોતમદાસ : હાં હાં. એ બી એસા હૈ, મગર ઓરતોકું પરદેકી બહાર નિકાલતા હૈ.

ભુવો : હં હં, ઐસા ? તો જરૂર દાલમેં કુછ કાલા હોગા !

તાપીદાસ : અડે એણે તો ટો આ માડી બૈડીને ચઢાવી મૂકી છ. છેક છકાવી મૂકી છ. ભુવાજી ! ભુવાજી ! સુધાડો, સુધાડો ! વાલ્લા-મોઇ સવાડ પડે છે ને સુધાડાનું નામ લે છે. કહે છ કે અમે ભણવા જાહસું ! અમે મંડળી કાઢસું, ટે સું બૈડાંઓ નોકડી કડવા જસે અને આપડે હવે ચૂલા સંભાળવાના એમ ?

ભુવો : હીહીહીહી. ક્યા જમાના આતા હૈ ? મગર યે સબકા ઇલાજ મેરે પાસ હૈ. ઓરતકી જાત ! વહ ક્યા કર સકતી હૈ ?

ગંગાદાસ : અરે તે જ તો બાપજી ! આ અમારા શેઠનું કંઇ કરી આપો તો ઠીક. રૂપિયા તમારે જેટલા જોઇએ તેટલા લેજો, જે ભૂત-ડાકણ સાધવા લાગે તે સાધજો, પણ આ છટપટાટને તો એક વખત બાંધી આપો.

તાપીદાસ : અડે, ચપ ! ચપ ! એ આવી.

અંબા : લ્યો, આ વળી કંઇ તમારો શેરસટ્ટા વરઘોડો હશે—આ તાર.

ગંગાદાસ : હેં ! ટાડ આઇવો છ, ટાડ ? હાય હાય.

ભુવો : યહ ક્યા ચીઝ હૈ !

અંબા : અરે ક્યા ચીજ શું ? બળ્યો તાર છે, તાર ! એમાં ગભરામણ શાની થાય છે ? એ કરે છે ને ધંધા શેરના, તે હોળી સળગી હશે.

તાપીદાસ : વાંચો વાંચો સેઠ, જુઓની !

અંબા : આટલો તાર વાંચતાં પણ આવડે છે ?

તાપીદાસ : અડે મેડ વલ્લામોઇ ! ટું સું સમજે !

અંબા : હું નહિ સમજું ? તમે જ સમજીને બધી ધાડ મારો છો તે ખબર છે.

ગંગાદાસ : અરે શેઠ, આ તો મોંકાણના સમાચાર છે.

તાપીદાસ : હાય હાય. પાઘડી-લુગડાં ઉનારો ટાડે ટો.

ગંગાદાસ : તમારા કાકાના સાઢુ ગુજરી ગયા.

તાપીદાસ : અડે ભગવાન ! ઓ માડા કાકાના સાઢુ ડેએએ.

અંબા : ઓ રામ ! એંસી વરસે માણસ ગુજરે તેમાં પોક શાની મુકો છો ?

તાપીદાસ : અડે ચુપ ડે' વાલ્લામોઇ !

અંબા : ચાલો, ગાળ ન દીધા કરો—શોભતું નથી તમારે મોં.

તાપીદાસ : અડે મેડ, વાલ્લામોઇ ! વાટો સેની કડે છે ? બોલાવ ટાડી બેનપણીઓને.

અંબા : કેમ ?

તાપીદાસ : ટે પોક મૂકવી પડસે, કૂટવું એમાડડું પડસે. કાકાના સાઢુ જેવા સાઢુ ગુજરી ગયા, ટે કંઇ કૂટણાં-પાથડણાં વિના ચાલસે ?

અંબા : હા, ટો કૂટશે !

તાપીદાસ : અડે કોણ છે હું-ટો ? કંઇ કૂઇટા વિના ચાલસે ?

એએ આવા કાજગરા મોત માટે ફૂટ્યા વેના કેમ ચાલશે રેએએ. લ્યો ચાલો, ઝીલો.

[ તાલ દાદરામાં રાજીઓ રાફ કરાવે છે. ]

લાડડા રે, અગર ચંદનના ઓરડા,
ઓય રે લાડા હાય હાય !
લાડડા રે, સુખડ રચીઆ કમાડ,
ઓય રે લાડા હાય હાય !
લાડડા રે, સાગ સીસમના ઢોલીઆ,
ઓય રે, લાડા હાય હાય !
લાડડા રે, ગલવટ ગાલમશુરીઆ,
ઓય રે લાડા હાય હાય !*

[ એટલામાં ધીમે રહી તાપીદાસ શેઠ હળવી આવી ધબધાક ધબડાક તાલમાં ચલતીમાં લઇ લે છે. ]

તાપીદાસ : હાય ! હાય ! સાડા ફૂટ્યા !
હાય ! હાય ! સેજે સટા !
હાય ! હાય ! ટૂકી પહારીએ

ગંગાદાસ : હાય ! હાય ! બે દિવસમાં
હાય ! હાય ! ખબર ના કીધી,
હાય પરોણા ! હાય ! હાય !
હાય રે ચુડી હાય ! હાય !

પરસોતમદાસઃ એમ શું ફૂટો ! હાય ! હાય !
બોલ્યું–ચાલ્યું હાય ! હાય !
માફ નહિ કીધું હાય ! હાય !

[ સૂત્રધાર ને પાછળ રંગલો ધસી આવે છે. ]

સૂત્રધાર : બંધ કરો ! બંધ કરો ! આ તમાશો બંધ કરો. પ્રેક્ષકો વિરોધ કરે છે.

રંગલો : પ્રેક્ષકોથી પોતાની આવી મશ્કરી સહી શકાતી નથી. બંધ કરો ભાઇ !

સૂત્રધાર : અરે બંધ કરો ભાઇ ! પડદો નાખો. પડદો !

[ એ ત્રણ જણા પોક મૂકતા રહે છે. ]

[ પડદો ]

* નર્મગદ્ય પા. ૨૫૩



## ગાનની નિરર્થકતા

હવે મ્હારે હરિનું ગાણું ન ગાવું : (ટેક)
ના સૂરજ, કે ચાંદની તેજે, ઉષા–સાન્ધ્ય–રસ ન્હાવું,
અંધારાં લોચન મુજ ઘેરે, રૂપ શે ઉરમાં સમાવું ? હવે મ્હારે૦(૧)
પાય જડેલાં બંધન મુજને, વાદળપાર શેં જાવું ?
હિબકે મુજ છાતી હેરાતી, ગાથા કયમ કરી ગાઉં ? હવે મ્હારે૦(૨)
કોટિ કોટિ ઉરમાં અંધારૂં, કયમ દીપક પેટાવું ?
ધૂપ, ગંધ, ધારીશ નહીં કાંઈ, તપ કરી નહીં તન તાવું. હવે મ્હારે૦(૩)
ના મન હરિમંદિર–મૂર્તિમાં, ના સ્તુતિ–સ્તવને શમાવું,
અલખ ઉઠે મન –"વિશ્વવેદના—કયમ કરી સૂણું ? બૂઝાવું !"
હવે મ્હારે મનનું ગાણું ન ગાવું :

ગજાનન વિ. જોશી

# સોણલાં મોરાં રે

( ગરબી )

સોણલાં મોરાં રે
મ્હેક મ્હેક કરતાં શું મ્હારે ઉર,
ઝળઝળ કરતાં શું નયણાં ને નૂર,
જાવું જાવું તમારે દૂર...સોણલાં મોરાં રે.
આઘી આઘી નંદનની વાટ,
આઘા કલ્યાણ ગંગાના ઘાટ,
અસૂરું કરતાં શું મ્હારે માટ ?...સોણલાં મોરાં રે.
ઉન્હા ઉન્હારે મ્હારા શ્વાસ,
વરસે ભવની આ લૂ ચોપાસ,
આંહી ન્હોયે દેવોના . વાસ...સોણલાં મોરાં રે.
મીઠી મ્હાણી બે દિ' મહેમાની,
હસી રડી સંગે કરી વાત છાની,
રહી નથી હત રે હવે રોકવાની...સોણલાં મોરાં રે.
આજ તો ઉંચે ઉંચે ઉડી રહેજો,
પેસી વ્યોમ-ગંગામાં સુખથી વ્હેજો,
સ્વામીને સંદેશો મારો કહેજો ..સોણલાં મોરાં રે.
માજીનાં ચરણ કમલે અમે રહીશું,
સુખ દુઃખ આવે તે સંગાથ સ્હેશું,
કાળજડાંના ઘા નહીં કોઇને કહેશું સોણલાં મોરાં રે.
આપણે હઇડે હઇડાં કેંક ચાંપ્યાં,
આપણે એકલડાં કેંક આ લાપ્યાં.
કંઇકને મૂલવ્યાં ને કેંક માપ્યાં સોણલાં મોરાં રે.
રખે તમ ફુલ પાંખલડીય થાકે,
ઝબક ઝબક કરતાંય જ્યોતિ ઝાંખે,
રેખુંના એરે વિધિયોગ વાંકે...સોણલાં મોરાં રે.
આપણે એક દિ' ઉંચે મળશું.
આજે ભવચક્રીમાં દીલ દળશું,
દ્યોમયો બળદિયા ચાલ્યા હળશું સોણલાં મોરાં રે.
આજ તો જગનાં ભલેરાં ભોતરાં,
કાલે ઘડેલા આજે છો ફોતરાં,
સ્વામીના કાલે આવશે નોતરાં...સોણલાં મોરાં રે.
ઉકરડે રત્નોને કયાંથી રાખું,
મહારાજનાં મહેમાનને વેણ ભાખું,
" રોકાવ "–હસતું દીસે વિશ્વ આખું...સોણલાં મોરાં રે.
ઉંચેથી એક ઘડીક ટહુકજો,
ઝબક દગમાં ઘડીક ઝબુકજો,
મ્હારે ઉરને મંદિર મટકજો ..સોણલાં મોરાં રે.

ऋतुनां कुसुमाकरः




ખેતરને પંથે — ચિત્રકાર શ્રીમતી ભદ્રા દેસાઈ

# :: સંતતિમાં ઉતરતા માબાપના ગુણદોષ ::

લેખક :
શ્રી. સુરેશ દીક્ષિત,
એમ. એ., એમએસ. સી.

એક જાણીતી કહેવત છે કે " બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા. " અને આવી બીજી ઘણીએ કહેવતો છે. ઉપલી કહેવત વિજ્ઞાનનાં સિદ્ધાંતોથી તપાસતાં સર્વાંશે સાચી નથી પરંતુ તેનું રહસ્ય છેકજ ખોટું નથી. આજથી લગભગ પાંસઠ વર્ષ પહેલાં ( ઇ. સ. ૧૮૨૨–૮૪ ) ઓસ્ટ્રીઆમાં મેન્ડલ-નામના સાધુએ વટાણાના છોડ ઉપર પ્રયોગો કરીને સાબીત કરી આપ્યું કે અમુક ગુણ અવગુણ વંશવારસામાં પદ્ધતિસર ઉતરે છે. મેન્ડલના પ્રયોગોના પરિણામના મુદ્દા એ છે કે ( ૧ ) ઘણા ગુણ અને દોષ એકાકી ( unit-character ) હોય છે. ( ૨ ) દરેક ગુણ અથવા દોષ વંશવારસામાં આગળ આવતો ( dominant ) કે પાછળ પડતો ( recessive ) હોય છે. ( ૩ ) દરેક ગુણદોષ પેઢી ઉતાર છુટો પડી એકત્રિત ( segregate ) થાય છે. ઉદાહરણ તરીકે એક કાળા ઉંદરને ધોળા ઉંદર સાથે પરણાવતાં તેની પહેલી પેઢીની બધીજ સંતતિ દેખીતી કાળી થશે. પરંતુ એ કાળી સંતતિને અંદર અંદર પરણાવતાં બીજી પેઢીના બચ્ચાંમાં એક તદ્દન કાળુ, બે કાળાં ધોળાં મિશ્ર અને ચોથું તદ્દન ધોળું થશે. ફરી કાળે કાળાં અને ધોળેધોળાં પરણાવતાં તેમની સંતતિ કાળી અથવા સફેદજ થશે. પરંતુ વચલાં બે મિશ્રની પ્રજા તેમના ભાઇબ્હેન જેવીજ જન્મશે. આથી સ્પષ્ટ થશે કે કાળાશ અને ધોળાશના ગુણ એકાકી છે અને તેમાંય કાળો ગુણ આગળ પડતો અને સફેદ પાછળ પડતો છે. આં બે ગુણ પહેલી પેઢીમાં મિશ્ર થાય છે પણ પછીની પેઢી ઉતાર છુટા પડતા જાય છે. મેન્ડલ પછી અનેક વૈજ્ઞાનિકોએ ઘણા પ્રયોગો છોડ અને પ્રાણીઓ ઉપર કરતાં મેન્ડલના પરિણામોની ખાત્રી કરી છે.*

આ તો ઉંદર જેવાં પ્રાણીની વાત થઈ અને તે કાંઇ માણસને લાગુ ન પડાય. માણસના વંશાવતારમાં ઉતરતા ગુણ દોષનો અભ્યાસ કરવો કઠણ છે. માણસ ઉપર ઉંદર સસલાં જેવા પ્રયોગો થઇ શકતા નથી. માણસના ગુણદોષમાં શારીરિક તેમજ માનસિક એમ બે પ્રકારની ગણના કરવાની છે. છતાંય આ કઠણ અભ્યાસ યુરોપ અને અમેરીકામાં ઝડપથી આગળ વધે છે.

" જેને જેવો સંગરંગ બહુ તેવો એસે " એવી માન્યતા આપણામાં સામાન્ય છે. રહેણી કરણી, વાતાવરણ અને સંગતિની અસર ઉછરતા બાળક ઉપર જરૂર થાય છે પરંતુ તે અમૂક હદ સુધી જ. એની અસર આવડત, મન અને તંદુરસ્તી ઉપર છેજ. અહિં તો આપણે માબાપ દ્વારા સંતતિમાં જન્મથી જ ઉતરતા ગુણદોષનો વિચાર કરીએ છીએ. માબાપે પોતાની જીંદગીમાં પ્રાપ્ત કરેલા ( acquired characters ) ગુણ કે

---

*



## અનિશ્ચિત યોગ

વ્હાલા ! ત્હને દઇ શકું હું વિદાય કેમ ?
ઉરે ઉઠે વિવિધ તર્ક વિતર્ક આજે
કહેવા અને અધીર ઉર ઘણું છતાંયે,
મુખેથી શબ્દ સરી ના શકતા ય એકે

શોકાર્ત વ્યગ્ર મન ધીર ધરી શકે ના,
ભાવી તણો પથ લગીર સુઝે ર્‌હને ના.
એકાન્તને ભય હરે ઉર શાન્તિ નિદ્રા,
ત્હારા વિના દિવસ એ વસમા થશે હા !

વર્ષો થયાં અનુભવ્યો નથી ર્‌હે વિયોગ
ત્હારો સખા ઉર અનિશ્ચિત વિપ્રયોગ
કેવી રીતે સહી શકે, વસમા દિસે હા
આ ભેદ નિશ્ચિત અનિશ્ચિત યોગ કેરાં

પુષ્પા ર વકીલ

વધારે ઉંડા છે, માબાપનુ માણસને તે સમજવો મૂશ્કેલ છે મરઘીના ઇંડાને જો આપણે સુક્ષ્મદર્શક ( Micro scope ) નીચે તપાસીએ તો તેમા શરૂઆતમા એક બારીક “ સેલ ” ( cell ) દેખાશે એ “ સેલ ”મા “ ન્યુક્લીઅસ્ ” ( nucleus ) નામનો એક ભાગ છે તેમા બારીક તતુઓની જાળી દેખાય છે એ તતુઓને “ ક્રોમોસોમ ” કહે છે એ દરેક તતુ અતિ બારીક ભાગ જેને “ જીન ” કહે છે તેનો બનેલો હોય છે આ “ જીન ”મા માબાપના ગુણદોષ છુપાયલા છે માણસમા બાળકના જીવનની શરૂઆત પહેલા મા અને બાપના શરીરમાથી અર્ધો-અર્ધ ( ૨૪ + ૨૪ ) ચોવીસ અને ચોવીસ ક્રોમોસોમવાળા એ “ સેલ ”

ખોડખાપણ બાળકમા સીધા ઉતરતા નથી હાથ કે પગ કપાઇ ગયેલા માબાપના છોકરા કપાયલા અગના નથી જન્મતા જેઓએ બે જોડીઆ ( twins ) બાળકોને ઉછરતા જોયા હશે તેઓને ખબર હશે કે વાતાવરણ અને ઉછેર કરતા એ વધારે અગત્યની જન્મથી વારસામા ઉતરેલી ટેવો હોય છે. એ ટેવો નથી તો ભૂલાવી શકાતી કે નથી તો વાળી શકાતી આથી સમજાશે કે જે સારૂ નરસુ માણસના લોહીમા ઉતરે છે તેના ઉપર આપણે વધારે ધ્યાન આપવુ આવશ્યક છે

લોહીમા ઉતરવુ એટલે શુ ? માતાના શરીરમા બાળકની ઉત્પત્તિ કેમ થાય છે તે સર્વ જાણે છે એ તો નિર્વિવાદ છે કે બાળકના જીવનની શરૂઆત થતા પહેલા મા અને બાપની પચાસ પચાસ ટકા બરાબર અર્ધોઅર્ધ ભાગીદારી અને જોખમદારી હોય છે આ અર્ધા હિસ્સાનો અર્થ દેખાય છે તે કરતા પારામા પારો ભળી જાય એમ એકઠા થાય છે અને તેજ ઘડીએ બાળકના ગુણદોષનો શારીરિક માનસિક પાયો નખાય છે હવે સ્પષ્ટ થશે કે શારીરિક માનસિક રીતે જ માબાપના ગુણ બાળકમા ઉતરે છે અને તેય પેલા “ ક્રોમોસોમ ” લઇ જાય તો જ નહિ તો નહિ બધા પ્રાણી, ઝાડ અને માણસના શરીર આ રીતે જ ઘડાય છે કેટલાક પ્રાણીમા તો આ ક્રોમોસોમ ઉપરથી નર કે નારી જાતી પ્રાપ્ત થાય છે એમ પણ જણાયુ છે

પ્રશ્ન થશે કે આવા અગત્યના “ ક્રોમોસોમ ” ઉપર કેમ અસર થઇ શકે ? પ્રયોગો કરતા જણાયુ છે કે દારૂ, એક્ષ-રે અને બીજા કેટલાક ઝેરી પદાર્થોની એના ઉપર વિકૃત અસર ઉપજાવી શકાય પરતુ એ તો પ્રયોગ પરતુ જ વિજ્ઞાન હજુ એટલી હદ સુધી ફતેહ નથી પામ્યુ કે હુકમ અને ઇચ્છા પ્રમાણે બાળક જન્માવી શકાય અત્યારે તો આપણી પાસે સુગાન્ય

લગ્ન એજ એક મહત્વનો ઉપાય છે. સુયોગ્ય લગ્નમાં પરણનાર સ્ત્રી અને પુરૂષ એમનો જ, નહિ પરંતુ એમની સાતે પેઢીઓના શારીરિક અને માનસિક લક્ષણ ઉપર ધ્યાન આપવું જોઈએ.

યુરોપ અમેરીકામાં ઘણાં ઘણાં કુટુંબોનો અભ્યાસ કરતાં માણસ જાતમાં નીચેના ગુણદોષ બાળકમાં પેઢી ઉતાર જણાયા છે.

(૧) બાળકમાં માબાપના ભળી જાય (blend) એવા ગુણઃ– શરીરનું માપ, ઉંચાઇ, વજન, ચામડીનો રંગ, વાળ, ચ્હેરાનો દેખાવ.

(૨) મેન્ડલના સિદ્ધાંત પ્રમાણે આગળ તરી આવતા ગુણદોષઃ– ચામડીની કાળાશ, ઝાંખાપુંખી, જાડી ચામડી, જાડા વાળ, ફોલ્લા પડે એવી ચામડી, કાળી, માંજરી આંખો, આંખની નિર્બળતા અને રતાંધળાપણું, હાડપીંજરમાં ટુંકી આંગળીઓ, છ આંગળી, જોડાયલાં આંગળાં, ભાગે એવાં હાડકાં, રોગમાં મધુપ્રમેહ અને રક્તપાત.

(૩) અચોક્કસ ઉતરતા ગુણદોષઃ– વાળ અને દાંતની ખોડખાંપણ, જોડકાં છોકરાં અવતરવાં, બહેરાશ, ડાબોડીઆપણું.

(૪) નહિ જણાયલી રીતે ઉતરતા ગુણઃ–બુદ્ધિ, યાદશક્તિ, સ્વભાવ, ગાવા તથા ભણવાની શક્તિ, કળા, ગણિત શક્તિ, ફેફરૂ (epilepsy), ગાંડપણ, આયુષ્ય, હૃદયના રોગ, ગાંડ ઉતરવી, વિગેરે.

કુદરતની ખૂબી છે કે સર્વ ગુણદોષ પહેલી જ પેઢીમાં દેખાય કે સ્પષ્ટ તરી આવે એમ નથી. નિર્બળતાઓ પેઢીઓ સુધી છુપી રહી ઓચીંતી પણ જણાઇ આવે. કેટલાક ગુણદોષ વળી વિચિત્ર રીતે

## 'જીવન જોગવવાં'

મ્હને વાદળ વ્હાલાં વ્હેન, ઝરમરતાં વરસે;
મ્હને વીજળ વ્હાલી વ્હેન, જીવનમાં ચમકે.

ગમે ફુલના ફોરમભાર, હેપે ફોરવવા;
ગમે ધ્રુવતારક એંધાણ જીવન દોરવવા.

મ્હને સરવર નિરમળ નીર આભ ધરન્ત ગમે;
જહેણે નવલખ તારકદીપ અંતર મ્હારે રમે!

મીઠી સાગરની જળવેલ કંઇ મૃદુ બોલ કહે,
એના અદ્ભુત અભિનવ ખેલ જીવનમાં પસરે.

ધીરી ધીરી અધીરી ઓ વ્હેન, હે જરી સાંભળવા
વ્હેતી અનિલ-લહર સન્દેશ; જીવન જોગવવાં.

સુંદરજી ગો. બેટાઈ

ઉતરે છે. ઉદાહરણ તરીકે માણસ જાતમાં રક્તપાત (Haemophilia) નો રોગ'મા'થી પુત્રને અને બાપથી પુત્રીને ઉતરતો ચાલે છે. યુરોપમાં રૂશીઆના ઝાર અને સ્પેનના રાજવંશમાં આ રોગ જાણીતો હતો. તેજ પ્રમાણે ગાયની જાતમાં વધારે દુધ આપવાનો ગુણ ગાયથી આખલામાં અને તેમાંથી ગાયને એમ નરદ્વારા વંશપરંપરા ઉતરે છે. માનવ કુટુંબોમાં નીચ અને હલકા ગુણો ઉતરવાનો એક ઐતિહાસિક દાખલો છે, જે ઉપરથી લગ્ન વખતે ભવિષ્ય કેમ ઘડાય છે તેનો ખ્યાલ આવશે. ઇ. સ. ૧૭૨૦ માં "જ્યુક" નામના બગાબ અને દુષ્ટ માણસના બે છોકરા પાંચ નીચ અને દુષ્ટ સ્ત્રીઓ પરણ્યા. તેમની છ પેઢી ગણતાં પરિવારમાં ૧,૨૦૦ ખરાબ, આળસુ, લુચ્ચી, બદમાશ સંતતિ થઇ. સાત પેઢીમાં ૩૦૦ જ્યુક બચપણમાં મરી ગયા, ૩૧૦ ભીખારાં થયાં, ૪૪૦

રોગીષ્ટ નિકળ્યા; અડધોઅડધ સ્ત્રીઓ વેશ્યા થઈ, ૧૩૦ ગુન્હામાટે સજા પામ્યા, ૬૦ ચોર નીકળ્યા, ૭ ખૂની નિપજ્યા અને ફક્ત ૨૦ જણુ જ કંઇ કામધંધો શીખ્યા તેમાંથી ૧૦ જણુ તો સરકારી જેલમાં ધંધે લાગેલા. આ બધા ન્યુકને પાલવવા અમેરીકાને ૧,૨૫૦,૦૦૦ ડૉલર ખર્ચવા પડેલા. નવ પેઢીએ આ કુટુંબ ૨,૮૨૦ માથાંનુ બનેલુ. આવા બીજા ઘણાય દાખલા આપી શકાય એમ છે.

આપણા દેશમાં સ્મૃતિ કાળથી લગ્નમાં સાવચેતી સચવેલી છે. મનુસ્મૃતિમાં તો અનેક પ્રકારનાં લગ્નોનો નિષેધ આવા કારણોથી કરાયલો છે. આર્યોમાં કુળની પવિત્રતાનો ખ્યાલ સજ્જડ હતો. હાલ આપણે એ પવિત્રતાનો ખ્યાલ વૈજ્ઞાનિક રીતે કરવાનો છે. હજુએ ઘણી જ્ઞાતિઓમાં કુળ જોવાનો રીવાજ છે. જો કે કુળનો મર્મ લોકો નહિ સમજતા હોવાથી એનો અનર્થ થાય છે. ઘણી વખત કુળનો અર્થ પૈસો પણ કરાય છે અથવા તો પુરાણા કાળનો કુટુંબનો શીકો ગણાય છે. હાલમાં જ જર્મની જેવા સુધરેલા દેશમા આર્ય જર્મન ફક્ત એકબીજા સાથે લગ્ન કરે એવો કાયદો થયો છે. ઇટાલીએ એબીસીનીઆ જીત્યા પછી કાળા હબસી સાથે ગોરા ઇટાલીઅન ન પરણે એવો બંદોબસ્ત કર્યો છે. અંગ્રેજો પણ યુરેશીઅનનો તિરસ્કાર કરે છે. આ બધાનો અર્થ રાજકીય છે તેમજ અણઘટતાં લગ્ન અટકાવાનો પણ છે. તેઓ એમ માને છે કે ઉંચી પ્રજાનું લોહી નીચી પ્રજા સાથે મળવાથી નીચી પ્રજા ઉંચે ચઢવા કરતાં ઉંચી પ્રજા નીચે પડવાનો વધારે સંભવ છે.



## અંતર–કસ્તુરી

અંતર-કસ્તુરી રહેકતી પુરી
એ સૌરભથી લુબ્ધ થયો
વનવન ઉપવન ને ગિરિવર તે
મનહરના શોધન કાજ ફર્યો.

ફરી ફરી ફરતાં ભ્રમતા મનને
વિરામે ઉરમાં જ જડી
એ મન રહેકતી જીવન જહેકતી,
તે વતી નાથની સાન મળી

"સુહૃદ"

# ચંડીમાતાનું માહાત્મ્ય દર્શાવનારી એક બંગાળી લોકકથા

# ખુલ્લના

લેખક :
શ્રી મંજુલાલ ર મજમુદાર

રત્નમાલા નામે એક અપ્સરા હતી. તેના નૃત્યમાં એક વખત તાલભંગ થયો. તેથી ઇન્દ્રના શાપથી લક્ષપતિ શેઠને ત્યાં ખુલ્લના રૂપે એ અવતરી.

ખુલ્લના ચંદ્રની કલાની જેમ વધે છેઃ તેના રૂપના છાંટડા પડે છે. બાલપણ વીતાવી યૌવનને ઉંમરે એણે પગ મૂક્યો છે.

એક દિવસ ઉજ્જયિની નગરીનો જુવાન ધનપતિ સોદાગર, મેદાનમાં પારેવું ઊડાડતો હતો. એનું પારેવું, ત્યાંથી ચાલી જતી ખુલ્લનાના પાલવમાં ભરાયું.

ધનપતિએ પારેવું માગ્યુ. આ ધનપતિ ખુલ્લનાનો બનેવી થતો હતો.

જુવાન ચીડાશે એ વિચારથી ખુલ્લનાને મઝા આવી. એ આ મશ્કરીનો પ્રસંગ ચૂકી નહીં.

ખુલ્લના મોં મલકાવતી મલકાવતી ચાલી ગઇ; અને પારેવું આપ્યું નહીં. જુવાન તિરછી આંખે જોઈ રહ્યો.

જુવાનનું માથું ફરી ગયું. રૂપગર્વિતાની મસ્તી એનાથી ન ખમાઇ. એણે મનમાં નિશ્ચય કરી લીધોઃ "એને પરણી, એનું માન ઊતારું ત્યારે જ ખરો !"

ધનપતિ લક્ષ્મીમાં અને કુળમાં શ્રેષ્ઠ હોવાથી એના વિચારને અમલમાં મૂકતાં એને વાર લાગી નહીં.

છતાં લહના–ખુલ્લનાની મોટી બહેનને સમજાવવી તો જોઇએને ? લહના 'શોક્ય મરખું સાલ' લાવનાર ઉપર વંકાઇ બેઠી; પણ પછી માંડ માંડ એના મનનું સમાધાન થયું. નવી વહુ તો રસોયણ બનશે, એકાદ જાડો માલ્લો પહેરશે અને ફક્ત સોનાની ચાર ચૂડી પહેરી સંતોષ માનશે–એવી ખાત્રી મળવાથી, ખુલ્લના સાથે એણે ધનપતિનું લગ્ન થવા દીધું.

લહના જરા જાડી અક્કલવાળી હતી; એના સ્વભાવમાં સરળતા છે, સુંદરતા છે; પણ સાથે ભોળપણ છે. કોઇનું રમકડું બનતાં એને વાર લાગતી નથી. ગમે તેવી ઉશ્કેરણીની એના ઉપર તત્કાળ અસર થાય છે.

લગ્ન થઇ ગયા. પોતાની આગળ 'મેં મચકોડી જનાર કપાળી ખુલ્લનાને પરણી લાવ્યાનો ધનપતિને ભારે સંતોષ થયો.

એટલામાં રાજાની આજ્ઞાથી ધનપતિને ગૌડ દેશ જવાનું થયું. 'મોટી બહેનને ખુલ્લનાની સુપરત કરી, ધનપતિ પરદેશ ગયો.

લહના પતિના ઉપદેશ પ્રમાણે નાની બહેનને, શોક્ય છતાં, ખૂબ ચાહવા લાગી. માની જણી બે બહેનોના વહાલમાં કઇ પૂછવું પડે ? પરંતુ ખુલ્લનાને બહેનનાં લાડ ખૂંચે છે.

એટલામાં એક દાસીના સહજ બોલથી લહનાના મનમાં જુદાઇએ વાસ કર્યો. 'હું આધેડ અને ખુલ્લના જુવાન !' પ્રીતાજીની પ્રીતમાં અદેખાઇનાં બીજ રોપાયાં.

લહનાની સરળતામાં ઝેર ભળ્યું. ખુલ્લનાને હલકી પાડવા એણે પ્રયાસ આદર્યો. પતિના નામનો એક બનાવટી પત્ર લખાવી ખુલ્લના પાસે તે લઇ આવી. પત્રમાં ખુલ્લ-

પ્રસન્ન થયેલાં ચંડીમાએ આશીર્વાદ દીધો:
" पतिपुत्रवती भव । "

હવે ખુલ્લનાને પોતાનું દુઃખ જરા યે લાગતું નથી. દેવીની આશીષથી એનું મન પ્રફુલ્લ થયું છે.

ખુલ્લના તે રાતે ઘેર જ ન ગઈ. લહનાને ખૂબ ચિંતા થવા લાગી: " પતિ મને સોંપી ગયા છે: અને જંગલમાં એને વાઘવરુએ ખાધી હશે તો ? " લહનાના ઊંચા જીવનો પાર નથી.

ખુલ્લના સવાર પડતાં સાજી સમી ઘેર આવી. તેને આવેલી જોઇ લહનાના જીવમાં જીવ આવ્યો. એ તો જાણે ઓશિયાળી થઇ ગઇ હોય તેમ ખુલ્લનાને પહેલાં કરતાં યે વધારે વહાલથી ચાહવા લાગી. માની જણી બ્હેન માટે શોક્યનો ભાવ વિસરી ગઇ. બ્હેન માટે એ ઓછી ઓછી થવા લાગી.

આ તરફ ધનપતિ ગૌડદેશમાં ખૂબ લહેર ઉડાવી રહ્યો છે. ભાગ્યે જ એને ઘર સાંભરી આવે છે. એક રાત્રે એને સ્વપ્નામાં ખુલ્લના આવી. બીજે દિવસે સવારે એણે પોતાનો મુકામ ઉઠાવ્યો.

", હાલો, સીપાઇઓ ! હાલો, બાંધવિયા !
હસકે બાંધો હથિઆર રે ;
મેંદી રંગ લાગ્યો રે—"

—એમ પોતાની 'માનેતી' સાંભરી આવવાથી, ધનપતિ દેશમાં આવી પહોંચ્યો. સોદાગર ઘણે વર્ષે પાછો આવ્યો તેથી કુટુંબમાં ઉત્સવ થઇ રહ્યો.

લહના પોતાની જાતને આકર્ષક બનાવવા અનેક પ્રકારની ટાપટીપ કરવા લાગી. ઘેર અનેક સ્વજનોને નોતર્યા હતા. ધનપતિએ કહ્યું: " રસોઇ ખુલ્લનાને જ કરવા દેજો–" લહનાને તે પરવડ્યું નહીં. એ બોલી:,"એને તે શું આવડે છે ? બેઠાં બેઠાં પાસા ખેલતાં જ આવડે છે–એ તો હું જ બધું રાંધી પાડીશ–"

પણ ધનપતિએ હઠ લીધી; એટલે ખુલ્લના રસોઇ કરવા લાગી. દેવીની કૃપાથી રસોઇ ઉત્તમ બની. સૌ કોઇ તેને વખાણવા લાગ્યાં. લહનાથી આ ખમાયું નહીં. ખુલ્લના મોટી બહેનને પગે પડી. અને માંડમાંડ તેને મનાવી.

સાંજ પડયે સૌ સૌને ઘેર ગયાં. રાત પડતાં સૂવાની ગોઠવણ થવા માંડી. મનમાંથી ગભરાતી લહના ખુલ્લનાને પતિના ખંડમાં જતાં વારવા લાગી. આખરે ખૂબખૂબ સમજાવી ખુલ્લના હસતી હસતી શયનગૃહમાં ગઇ.

ખુલ્લના પતિની છાતી સાથે માથુ દબાવી પોતાની વીતકવાત કહેવા લાગી. કહેતાં કહેતાં એ પોશપોશ આંસુએ રોઇ. ધનપતિ એ બધું સાંભળી રાતો પીળો થઇ ગયો. પરંતુ પાછો મનમાં વિચાર કરવા લાગ્યો કે એ લહનાનો અપરાધી હતો. એ એને પણ ભૂલી ગયો હતો.

સવારે લહનાની ક્રોધમૂર્તિ જ્યારે એના જોવામા આવી ત્યારે એનો ગુસ્સો શરમના રૂપમાં ફેરવાઇ ગયો.

થોડાક દિવસ પછી પિતાના શ્રાદ્ધ ઉપર ધનપતિએ જ્ઞાતિજનોને ભોજનનું નોતરું દીધું. માલાચંદન આપતી વખતે ઝઘડો ઊઠયો. જ્ઞાતિજનોએ પ્રશ્ન ઉઠાવ્યો: " ધનપતિએ ખુલ્લનાને જંગલે જંગલે ભટકાવી છે; અને જંગલમાં એવી રૂપવતી સ્ત્રીને જોઇ, કોઇનું મન ચળ્યું હોય તો ?–તેથી ખુલ્લના જો સાચી સતી હોય તો એણે એનું પારખું આપવું પડશે. તે આપ્યા વગર કોઇથી ભોજન લઇ શકાશે નહીં–"

નાત રમે ચડી. પણ ભોગજોગે આ ધર્મસંકટ વખતે, ખુલ્લનાનો બાપ તેની મદદે આવી પહોંચ્યો. એણે બધાને સમજાવવા માંડયા. ત્યારે ન્યાતે કહ્યું કે " ખુલ્લના જો



બે બહેનો

ચિત્રકારઃ મીસ મેરી હેન્ડરસન

એ નાજુક સુંદરીના એક હાથમાં મહાકાય હાથી છે; એ હાથીને પોતાના ન્હાના સરખા મ્હોમાં મૂકી તેનો એ ગ્રાસ કરવા જતી હોય એવો આભાસ થાય છે!

સોદાગરની આંખ, આવું અદ્દભુત અને ન માની શકાય તેવું દશ્ય જોઇ, કહ્યું કરતી નથી.

હાથી સાથેના સુંદરીના ભારથી, કમળ થરથર કંપે છે! કમળ હમણાં ડૂબશે, હમણાં ડૂબશે–એમ થાય છે છતાં પેલી શાંત અને સ્થિર સુંદરી તેના પર ઝોલાં લેતી દેખાયા જ કરે છે!

ધનપતિ સિવાય બીજા કોઇને આ ઇન્દ્રજાળનું દશ્ય દેખાતું નથી; આખો દેખાવ એ બરાબર યાદ રાખી લે છે.

એમ કરતાં ધનપતિ સિંહલદ્વીપ ઊતર્યો. મૂલ્યવાન ભેટ સાથે રાજાને એ મળ્યો. રાજાએ તેનું ખૂબ સન્માન કર્યું.

વાતેવાતમાં, પ્રવાસની વાત નિકળી. લાંબી વારે નડેલાં સમુદ્રનાં તોફાનની વાત કર્યા પછી, ધનપતિએ પેલા અદ્દભુત દશ્યની વાત રાજાને કહેવા માંડી. આ વખતે, જાણે આખો પ્રસંગ તેની આગળ પાછો ખડો ન થયો હોય તેમ, ઉત્સાહ અને આવેશથી એણે એનું વર્ણન કરવા માંડયું.

બધું તો બધું પણ રાજાએ, અદ્દભુત દેખાવવાળી વાત માનવાની સાફ ના પાડી. કમળવનમાં કમળપર બેઠેલી દેવી જેવી સુંદરી, હાથીનો ગ્રાસ કરે–એ વાત કોઇને યે ગળે ઊતરે તેવી નહોતી.

આખી સભાએ એ વાતને બનાવટી ઠરાવી.

ધનપતિ, પોતે નજરોનજર જોયેલી વાત સાચી મનાવવા રસે ચડયો. સોદાગર, રાજા સાથે હોડમાં ઊતર્યો: એણે રાજા પાસે શરત મૂકી: "એ દશ્ય હું તમને બતાવી શકું તો તમારે મને અર્ધું રાજપાટ આપવું: નહિં તો મ્હારે આખી જિંદગીભર તમારા કેદી થઇને રહેવું—"

ધનપતિના મનમાં હોડ જીતી જવાની લગભગ ખાત્રી જ હતી. તેથી, રાજાને લઇ, એ કાલીપ્રહની ઊંડી ખો આગળ વહાણુ હંકારી ગયો. અને આમતેમ જોવા લાગ્યો.

પણ ચંડીમાતાએ બતાવેલો માયાખેલ અત્યારે એ ક્યાંથી જોઇ શકે? તેથી એ છોભીલો પડી ગયો.

મનની બધીયે હીંમત એ હારી બેઠો. હોડમાં એ હાર્યો હતો. કમળફૂલ પર બેઠેલી સુંદરીને હાથીનો ગ્રાસ કરવા જતી બતાવવાની એની ઉમેદ પાર પડી નહીં.

લાચાર થઈ ગયેલા ધનપતિને કેદખાને પડવું પડયું.

રીસે બળતી ચંડી માતાએ, અવગણનાનું વેર વાળ્યાનો સંતોષ અનુભવતા, એક દિવસ ધનપતિને કેદખાનામાં દર્શન દીધાં.

ધનપતિના ઘરમાં, કેટલીયે પેઢીથી ભોળાનાથ શિવની ઉપાસના થતી હતી, તેથી ચંડીમા પ્રત્યે તેનો ભાવ જોઇયે તેવો નહોતો; અને તેથી જ એણે ચંડી પૂજાને ગણકારી નહોતી.

ચંડીદેવીએ ધનપતિને લલચાવવા માંડયો: દેવીએ કહ્યું: "કેમ? સોદાગર! મારી પૂજાની તું અવગણના કરતો હતો ખરૂંને? હવે, મારી પૂજા કરવા તૈયાર છે? જો તું કબૂલ હો તો હમણાં તને અહીંથી છોડાવું–"

ધનપતિ વિચારમાં પડી ગયો. કંઇ ચોકકસ વચન આપી શકયો નહીં; એટલે દેવી અદશ્ય થયાં.

આ તરફ ઘેર રહેલી ખુલ્લનાને પુત્ર જન્મ્યો. આ વખતે મોટી બ્હેન લહનાએ તેની ખૂબ ખાતર બરદાસ કરી. અદેખાઇને સ્થાને, નાની બ્હેન પ્રત્યે ભાંડુનો નિખાલસ વ્હાલ લહનામાં ઊભરાવા લાગ્યો અને છોકરો

હતો રૂપરૂપનો અવતાર, કહેવાય છે કે માલાધર ગાંધર્વ, મહાદેવના શાપથી, ચંડી-ભક્ત ખુલ્લનાને પેટે પુત્ર રૂપે અવતર્યો હતો।

ચત્તો સૂઇ રહેનાર, અશક્ત અને અસહાય શ્રીમંત ધીમે ધીમે ઘુંટણિયે ખસવા લાગ્યો. ઘરમાં તોડફોડ કરતાં કરતાં તેનાં તોફાન આંગણું અને શેરીના વિશાળ ક્ષેત્રમાં વિસ્તાર પામવા લાગ્યાં.

શ્રીમંત સામે, શેરીનાં બાળકોની ફરિયાદો આવવા લાગી. બાળકોનાં માબાપ પણ તેનાં તોફાનથી કાયર થયાં.

એટલે શ્રીમંતને નિશાળે બેસાડવામાં આવ્યો. નિશાળમાં અનેક બાળકોનો સાથ મળતાં, શ્રીમંતનું તોફાન ઓર વધ્યું.

એક વખત શ્રીમંતે મજાકમાં ગુરુને પ્રશ્ન પૂછ્યોઃ “ ગુરુજી, પૂતના અજામિલ વગેરે પાપીઓને મુક્તિ મળી, ત્યારે બીચારી શૂર્પણખાના ભાગ્યમાં નાક કપાવવાનું કેમ ?”

ગુરુએ વાદવિવાદ થતો અટકાવવા, ટૂંકો ઉત્તર દીધોઃ “ જેવી ભગવાન શ્રીકૃષ્ણની ઇચ્છા ! ”

આ ઉત્તરથી શ્રીમંતને કરવા ધારેલી મજાકનો આનંદ મળ્યો નહીં, તેથી તે ઉશ્કેરાયો.

ગુરુ પણ ઉગ્ર બન્યાઃ બન્ને વચ્ચે બોલાબોલી વધી પડી. ગુરુએ છેવટે મર્મ પ્રહારનો આશ્રય લીધો. તેની માતા ખુલ્લનાના ચારિત્ર માટે જ્ઞાતિજનોએ શંકા લીધી હતી; તેનો 'ગર્ભિત ઉલ્લેખ ગુરુએ કર્યો.

શ્રીમંતનું માથું, આ આક્ષેપથી ફરી ગયું ! રડતો રડતો એ ઘેર પહોંચ્યો.

તે જ દિવસથી એણે પિતાની શોધમાં સિંહલદ્વીપ જવા માટે ' પણ ' લીધું. નાદાન બાળકની આ જકને કોઇએ બહુ ગણકારી નહીં.

છતાં શ્રીમંત જેવો તેજસ્વી બાલક એમ વાતને ભૂલે તેમ નહોતો. સૌએ ખૂબ ખૂબ

## ચુંદડી નો

( રાગ—' રંગભરી

( ૧ )

આપણા તે પોળની પાસેની પોળમાં
રહેતો હતો રંગરેજ,
તેજ જેણે રંગી તુજ ચુંદડી.
તારી એ ચુંદડીના રંગનારની કથા
સાંભળ તું માહરે મુખે જ,
પ્હેરી આજ પાછી તે ચુંદડી.

( ૨ )

આવી રંગાઇ ઘેર તારી આ ચુંદડી
કોણ હતું જાણતું તે વાર,
ચુંદડી ચણોઠીના રંગની !
કે તેને જોયું હતું બીજું પ્રભાત નહિ,
આપી કરીને તૈયાર
ચુંદડી ચણોઠીના રંગની !

( ૩ )

તારી એ ચુંદડીના બારીક પોતમાં
એનો હશે એક તંત
શું ય તે, તું જાણે, ઓ સુંદરી ?
જાણે ન તું ય અને જાણું ન હું ય વળી,
આવ્યો જે માંહીં એહ અંત !
આવ્યો છુપાઇને, ઓ સુંદરી.

( ૪ )

તારી આ ચુંદડી તે છેલ્લી જ ચુંદડી
જેહ એને હાથે રંગાઇ,
રંગનાર એંકેકોની ચુંદડી.
મારી જે આણમિયા પ્હેરે છે ચુંદડી
તેનાં તે મૂલ કેમ થાય !
જિંદગીના રંગભરી ચુંદડી !

રંગનાર :'

## રંગનાર

રાતી શી સુંદડી ! ' ]

( ૫ )

સુંદડીનો રંગનાર ચાલ્યો ગયો, તેને
બીજે દિને જ હતું પર્વ,
ધારી અંગ જ્યારે તેં સુંદડી:
કોને ઉત્સાહ નહિ, કોને આનંદ ન'તો ?
કોને હતો ન વળી ગર્વ,
પ્હેરી જે સવારે તેં સુંદડી ?

( ૬ )

સુંદડીનો રંગનાર સૂઈ રહ્યો તેને
પાડવા ગયું ન કોઇ સાદ,
ખેંચનાર જિંદગી દુરંગની.
સો સોના તાન મહીં સહુયે મશગુલ હતાં,
આવ્યો ન કોઇને એ યાદ,
ગયેલો યાત્રાએ અનંતની !

( ૭ )

પોતાનો મિત્ર હતો, પોતે એ રંગરેજ
છોડી જનારો સંસાર,
પૃથ્વીએ પછાડી નિજ દેહને:
એને ન બેન હતી, એને ન ભાઇ હતો,
પત્ની હતી કે પરિવાર,
કોઈ યા રહાનાર હતું એહને !

( ૮ )

સુંદડીનો રંગનાર લોકે ચાકયો ગયો,
રહેશે સ્મૃતિમાં, છતાંય,
તેહની રંગીલી આ સુંદડી.
ધારી છે અંગ પરે તેં જે આ સુંદડી
તેનાં વખાણ કર્યાં ન થાય ?
રંગની ચગોડીના સુંદડી !

પનીલ

સમજાવ્યો છતાં એણે સિંહલ જવાની હઠ મૂકી નહીં.

ફરી પાછાં સાત વહાણ તૈયાર કરવામાં આવ્યાં: અને અનેક નોકર ચાકર સાથે શ્રીમંત ઊચાળા ભર્યા.

મહાસાગરનાં પાણી કાપતાં કાપતાં વહાણ સિંહલની લગભગમાં આવી પહોચ્યાં. વળી પાછી એની એ ઘટના શ્રીમંતના જોવામાં આવી. કાલીદહની એમાં કમલવન: એ વનમાંના મોટા કમલપર સુંદર દેવી જેવી સ્ત્રી: તેના એક હાથમાં મોટો હાથી: અને સુંદરી તેનો ગ્રાસ કરવા, હાથ મ્હોં આગળ લાવે છે!

આવું અદ્ભુત દશ્ય શ્રીમંતના હૃદયમાં પણ જડાઇ ગયું: પિતાની શોધની વાત ગૌણ બની ગઈ: અને સિંહલના રાજા સાથે પેલું દશ્ય સાચું મનાવવાની હોડ બકવામાં આવી.

રાજાએ શ્રીમંત સમક્ષ કબૂલ કર્યું કે: " જો તું મને એ વન બતાવી શકે તો હું તને અર્ધું રાજપાટ આપીશ અને મારી કુંવરી તને પરણાવીશ. પરંતુ જો તું એમ નહીં કરી શકે તો, દક્ષિણ દિશામાં આવેલા સ્મશાનમાં તારૂં માથું ધડથી જુદું થઇ જશે ! "

શ્રીમંતને પણ પિતાની પેઠે આ હોડમાં હારવાની ઘડી આવી ! કારણ કે માયાવી દશ્ય એ બતાવી શક્યો નહીં.

રાજાની નિરાશા, ક્રોધના રૂપમાં ભભૂકી ઊઠી: હવે શ્રીમંતને શરત પ્રમાણે માથું કપાવ્યે જ છૂટકો હતો. એને સ્મશાનમાં લઇ જવામાં આવ્યો.

માથું કપાવતા પહેલાં શ્રીમંતે સ્નાન કર્યું. પાસેના જળાશય પાસે એ ઊભો. ત્યાં એ ખૂબ રડયો. રડતે રડતે એણે માબાપને સંભાર્યાં: હાથમાં પાણીની અંજલિ લઇ દેવી ચંડીની સ્તુતિ કરવા લાગ્યો. આ

અંજલિમાં આંખમાંથી વહેતાં આંસુની ધારા પણ ભળી હતી.

ચંડી માતાએ દીન બાળકની નમ્ર પ્રાર્થના સાંભળી. સાક્ષાત ચંડીદેવી ત્યાં આવીને ખડાં થઈ ગયાં. માતાએ બાળકને ખોળામાં લીધો!

પહણે માથું કાપવા આવેલા માણસો શ્રીમંતને, ન્હાઈને આવવાની રાહ જોયા કરે છેઃ પરંતુ બહુવાર થઈ તેથી, તે શું કરે છે તે જોવા, તેની તરફ તે આવવા લાગ્યા.

ચંડીમાતાએ પોતાના ભક્તને બચાવવા, ભૂતપ્રેતની બીહામણી સૃષ્ટિ ઉત્પન્ન કરી. શ્રીમંતને મારવા આવેલા મારાઓ, ભૂતાવળ જોતાં, મૂઠીઓ વાળી નાઠા.

અધિકારીએ રાજાને એ સમાચાર કહ્યા. રાજાએ સૈન્ય તૈયાર કરાવ્યુ અને ભૂતાવળને હરાવવા રવાના કર્યું, પણ સૈન્યથી કાંઇ વળ્યું નહીં. ખુદ રાજા યુદ્ધે ચડ્યો, પણ કારમી ભૂતાવળને એયે કાંઇ કરી શક્યો નહીં.

રાજા ખૂબ મૂઝાયો; અને માનભંગ થયો. પછી આપોઆપ એણે ભૂતાવળને શમી જતી જોઇ.

શ્રીમંત જે દિશા તરફ હતો તે તરફ ફાટેલે ડોળે એ જોઇ રહ્યો. ત્યાં એકાએક એણે, બાપદીકરાએ વર્ણવેલું, કમલવન જોયું. ચંડીમાતાની ઇચ્છાથી આખું યે દશ્ય રાજાએ નિરખ્યું. જળમાં હાલતા સુન્દર પાંખડીવાળા કમલપર બેસીને જોયાં તેમના હાથમાં હાથી જેવું પ્રાણી, ન્હાના ફૂલની જેમ હાલતું જોયુંઃ અને જાણે તેનો ગ્રાસ એ કરતાં હોય તેમ સાંગોપાંગ દશ્ય, રાજાએ નિહાળ્યું!

રાજાના આશ્ચર્યનો પાર નથી. તત્કાળ એણે પુત્રને માફી આપી. પિતાને પણ મુક્ત કરાવ્યો.

પિતા પુત્ર ભળ્યાભેટયા! વર્ષોના ખબરઅંતર પૂછ્યાઃ જાણે નવે અવતાર મળ્યા હોય તેમ! સોદાગર ધનપતિને હવે ખુલ્લના સાંભરી આવીઃ તેની ચંડી પૂજા પણ સાંભરી.

ઘેર પહોંચી જવા એ એકે પગે થઇ રહ્યો.

રાજાએ પોતાનું કહેલું પાળ્યું. શ્રીમંત સાથે રાજકુમારી સુશીલાને પરણાવીઃ અર્ધું રાજપાટ આપ્યું, ધનપતિનું ખૂબ સન્માન કર્યું.

થોડાક દિવસે પિતાપુત્ર સ્વદેશ જવા તૈયાર થયા. કારણ કે તેમને સ્વજનો સાંભર્યા હતાં. પરંતુ નવી પરણેલી કુંવરી એકદમ માબાપને છોડી આવવા તૈયાર નહોતી. કુંવરી સુશીલાએ તોડ કાઢ્યોઃ સોદાગરને વિદાય આપીઃ પણ શ્રીમંતને તો વર્ષભર સિંહલદ્વીપમાં રહેવા વિનંતિ કરી.

શ્રીમંતે વર્ષભર સિંહલદ્વીપમાં રાજ્ય કર્યુંઃ જાત જાતનાં સુખ ભોગવ્યાં.

પછી સુશીલાને લઇ શ્રીમંત સ્વદેશ આવવા નિકળ્યો. રસ્તામાં જોખમાયેલા વહાણ કહિંથી પાછાં મળ્યાં. ચંડીમા જ્યાં કૃપા કરે ત્યાં શી કમી રહે?

ગામમાં આવી પહોંચતા વ્હાલસોયી ખુલ્લનાએ, દીકરા તથા વહુનાં ઓવારણાં લીધાં. વરકન્યા ચંડીમાને પગે લગાડયાં. અને પછી જ તેમને ઘરમાં દાખલ કર્યાં.

ચંડીમાએ બતાવેલું કમલવનનું દશ્ય શ્રીમંતે પોતાના દેશના રાજાને પણ બતાવ્યુંઃ એટલે રાજા તથા આખું ગામ ચંડીમાતાનું ભક્ત બન્યું.

ખુલ્લનાને હવે લીલા લહેર થઇને રહી છે. બધાં સ્વજનોની વચ્ચે તેનો બોલ કોઈ ઉથાપતું નથી. આ બધો પ્રતાપ ચંડીમાની પૂજાનો જ એ માને છે, અને ચંડીમાની પૂજા અનેકગણા ભાવથી એ કર્યા કરે છે!

## શ્રી. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા કૃત એક પ્રહસન

# પ્રતિમાની પ્રતિજ્ઞા

પાત્રો :

પ્રતિમા : એક કૉલેજીયન યુવતી.
નિર્મળકુમાર : તેના બનેવી.
સુકીર્તિ : તેની બહેન.
પ્રિતમલાલ : તેના પિતા.
સુમતિ : તેની મા.
સુરેશ : તેનો ભાઇ.
અલક : તેની બીજી મોટી બહેન
સરલકુમાર : તેનો ભાવિ પતિ.
ચંદુલાલ મામા : તેના મામા.
મીસીસ હિરાજી : પૈસાદાર, આધેડ વયની પારસણ.
આમા : તેની ચાકરડી.

[ નોંધ : ફેબલ હૉવર્ડની એક અતિશયોક્તિયુક્ત વાર્તા ઉપરથી અમુક ફેરફારો કરીને 'પ્રતિમાની પ્રતિજ્ઞા.' નામની વાર્તા મેં ૧૯૩૬ માં 'જ્ઞાનસુધા 'માં છપાવેલી. તે પછી મારા 'વિનોદવિહાર' નામના સગ્રહમાં પણ તેજ રૂપે તે પ્રગટ થઇ છએક વર્ષ પહેલાં અમદાવાદમાં શ્રી. સરોજિની મહેતા, શ્રી. વિનોદિની નીલકંઠ, શ્રી તરંગિણી નીલકંઠ વગેરેએ એને નાટક રૂપે ભજવી તા. ૩૦-૬-૧૯ ૭ ને દિવસે મુંબાઇમાં ભગિનીસમાજ તરફથી, રૉયલ ઑપેરા હાઉસમાં શ્રી. સરલા દેસાઇ, શ્રી. ઇન્દિરા મહેતા, શ્રી. પ્રમોદા ગોસળીયા વગેરેએ એ પુનઃ ભજવી. અમદાવાદમાં આ નાટક ભજવાયું તે વેળા પારસી બોલી સરોજિની મહેતાએ તૈયાર કરેલી. મુંબાઇમાં એ બોલી સરલા દેસાઇએ લખી અને ભજવી. અહિં પ્રસિદ્ધ થતાં નાટકમાં સરલા દેસાઇનું લખાણ લીધું છે. આ સન્નારીઓની સાથેનો મારો સંબંધ જોતાં એમનો આભાર માનવાની ધૃષ્ટતા હું કરતો નથી. લેખક : ]

### પ્રવેશ પહેલો :

સ્થળ : સુરતમાં એક ઘરનો ચાહ પીવાનો ખંડ.
કાળ : સવાર.

[ સત્તર-અઢાર વર્ષની, ખુબસુરત પ્રતિમા અમદાવાદમાં પોતાનાં માબાપનું ઘર છોડી, થોડા દિવસ માટે પોતાના બહેન-બનેવીને ત્યાં આવી છે. એક ખુરશી ઉપર બેઠી બેઠી, રાજકવિ વર્ડ્ઝવર્થનું પુસ્તક ધ્યાનથી જોયા કરે છે. ખંડમાં તે એકલી જ છે. ]

પ્રતિમા : ( સ્વાગત )

"Give unto me, made lowly wise
The spirit of self-sacrifice;
The confidence of reason give,
And in the light of Truth thy
boudman let me live."

બસ, પ્રતિમાના જીવનનું લક્ષ્ય આજ રહેશે ! સત્યના પ્રકાશમાં જ પ્રતિમાની જીંદગીનું સાફલ્ય થશે ! ગમે તે ત્યાગને ભોગે પણ હું જગતમાં પ્રસરી રહેલાં અસત્યને કચરી નાખવા પ્રયત્ન કરીશ. સાધારણ બનાવોમાં વપરાતી અસત્ય ભાષા પણ હું કદિ નહિ વાપરૂં; અને એકલી એકલી પણ આખા જગત સામા બાથ ભીડીશ અને મારા પાસેનાં અને વહાલાં સગાં સ્નેહીઓ પ્રત્યે પણ પક્ષપાત નહિ બતાવું !

[ નિર્મળકુમાર હાથમાં છાપું લઇને, સીસોટી મારવાનો યત્ન કરતો દાખલ થાય છે. ]

નિર્મળકુમાર : હલ્લો ! મૉરનિંગ, પ્રતિમા !

પ્રતિમા : ( ગંભીરાઇથી ) ગુડ મૉરનિંગ, થેંકયુ.

નિર્મળકુમાર : ( કંઇક આશ્ચર્યથી ) કેમ પ્રતિમા ! કેં તબિયત ખરાબ છે ?

પ્રતિમા : મારી તબિયત ખરાબ છે એમ તમને શાથી લાગ્યું ?

નિર્મળકુમાર : નાના, ખાસ એવું કંઈ નહિ; પણ તારી રીતભાત ઉપરથી એમ લાગ્યું કે વખતે તબિયત ખરાબ હોય કે– પછી–તને કશાકથી માઠું લાગ્યું હોય !

પ્રતિમા : ના, માઠું બિલકુલ લાગ્યું નથી. ફક્ત મને જેવું લાગે છે તેવું બોલું છું. ખોટું ખોટું હસવાનું અને જૂઠું હેત બતાવવાનું મને પસંદ નથી.

નિર્મળકુમાર : આ કંઈ આડકતરી રીતે મારા ઉપર ટીકા છે ?

પ્રતિમા : આડકતરી રીતે નહિ પણ સીધી રીતે. જ્યારે તમે આ ખંડમાં દાખલ થયા ત્યારે મને ' ગુડ મૉર્નિંગ ' કરવાની અને ખોટું સ્મિત કરવાની તમને શી જરૂર હતી તે કૃપા કરીને તમે કહેશો ? તમારું તે સ્મિત અને ' ગુડ મૉર્નિંગ ' બનાવટી હતાં એમ નાનું છોકરું પણ કહી શકે.

નિર્મળકુમાર : અરે અરે ! પ્રતિમા—

પ્રતિમા : અહંહ ! ખુલાસો કરવાની કશી જરૂર નથી. તમને મારા ઉપર કેટલું હેત છે તે હું જાણું છું. અનેક કારણોને લઈને આપણને આવો સંબંધ રાખવો પડે છે અને આવું આવું બોલવું પડે છે.

[ સુકીર્તિ દાખલ થાય છે. ]

સુકીર્તિ : ( પ્રતિમાને વહાલથી ગાલ ઉપર ટપલી મારતાં ) કેમ ! આજે વહેલાં વહેલાં ઉઠીને તું અને તારા બનેવી શા ગપ્પાં મારી રહ્યાં છો ?

પ્રતિમા : નારે, સહેજ.

સુકીર્તિ : અરે એમ તે હોય, કહે તો ખરી.

પ્રતિમા : તું વહેલી આવી હત તો જાણત. પણ હવે, તારે ચાહ જોઈએ કે કોફી ? મારું માને તો કૉફી જ પીજે, કારણ કે ચાહ તદન પાણી જેવી છે.

સુકીર્તિ : ( ચિંતાથી નિર્મળકુમારને ) કેમ, છે શું ? તે તો કહો.

નિર્મળકુમાર : એને જ પૂછ. મને તો કશી સમજણ પડતી નથી.

સુકીર્તિ : વહાલી પ્રતિમા ! આજ તને કંઈ થયું છે ?

પ્રતિમા : ના, કંઈ જ થયું નથી. ફક્ત મારા હૃદયમાં જે લાગણી થાય છે તે છુપાવ્યા વગર હું સાચાં સ્વરૂપે જણાવી દઉં છું એટલું જ; અને જો તું તેમજ નિર્મળકુમાર, આપણા માબાપ, ભાઈ બહેનો, સરળકુમાર વગેરે બધાં જ જો એમ સાચું જ બોલવાનો નિશ્ચય કરો તો આ દુનિયા કેવી વધુ મીઠી અને પવિત્ર થાય !

નિર્મળકુમાર : ( સુકીર્તિને ) હવે સમજણ પડે છે ?

સુકીર્તિ : ધૂળ અને ઢેફાં ! તું કહે કે નહિ પણ આજે તારે શરીરે સારું નથી. તું ઉઠી શું કરવા ? બહેન ! તારા ઓરડામાં જ ચાહ મંગાવવી હતી ને. તબીયત સારી નહિ હોય તો જરા મોડાં ઉઠીએ. એમાં શું ?

પ્રતિમા : મારી તબિયતને કશું ય થયું નથી. પણ કદાચ એમ ધારો કે નબળી હોત તો પણ હું અહિં જ ચાહ પીવાનું પસંદ કરત; કારણ કે આપણે ત્યાં ચાકરોને ઘણું જ કામ છે, એવું મારું માનવું છે. ઘરમાં ચાકરો ઓછા રાખવા અને સાહ્યબીનો પાર નહિ ! એનું બીજું કંઈ કારણ નથી. તમને મહિને દિવસે દોઢસો રૂપયડી મળે છે અને તમે બતાવવા એમ માગો છો કે પાંચસો મળે છે.

નિર્મળકુમાર : Will you please shut up ! મારાથી આ સાંભળી શકાતું નથી.

[ ખીજમાંથી ખંડમાંથી ચાલ્યો જાય છે. ]

સુકીર્ત્તિ : આનું કારણ શું ? તું અચાનક ગાંડી થઇ ગઇ છે ? નહિં, તો આમ વિના કારણે આટલું અપમાન આપવાનું પ્રયોજન શું ? મેં અને એમણે તારી પરોણાગત કરવામાં બાકી રાખી નથી ત્યારે તું સામી ગાળો ભાંડવાં તૈયાર થઇ છે !

પ્રતિમા : સુકીર્ત્તિ ! તું ટેબલ ઉપર હાથ પછાડીને કેમ બોલતી નથી ? અત્યારે તું મારા ઉપર અતિશય ચીડવાઇ ગઇ છે તે હું જાણું છું; તો પછી તે છૂપાવી રાખવાથી ફાયદો શો ?

સુકીર્ત્તિ : વધારે કહેવું છે ?

પ્રતિમા : તારે જુઠું બોલવું હોય તો તું જાણે; બાકી તારા ચહેરા ઉપરથી જણાય છે કે તું ખૂબ જ ગુસ્સે થઇ છે; પણ-પણ ચાકરના સાંભળતા કેમ લડાય, અને લડીએ તો આબરૂ જાય એવી ખોટી માન્યતાથી તું મોટે ધરે બોલતાં અચકાય છે. કેમ, ખરૂં ને ? અરેરે ! તમે આવા દંભ છોડી દેતાં ક્યારે શીખશો ?

સુકીર્ત્તિ : ચાકરો સાંભળે કે નહિ સાંભળે તેની મારે તલભાર દરકાર નથી, સમજી ? તારા જેવી નિર્લજ અને અપકારી છોકરીના બોલવાની હું લેશમાત્ર દરકાર કરતી નથી.

પ્રતિમા : હંઅં, હવે કૈં સત્ય બોલવાનું શરૂ કર્યું ખરૂં.

સુકીર્ત્તિ : પણ જ્યારે અમે દંભી અને જૂઠી સાહ્યબી કરનારા છીએ, અમારા ધરની ચાહ પાણી જેવી છે, ધરમાં ચાકરોને અમે બહુ દુઃખ દઇએ છીએ અને મને સાચું બોલતાં આવડતું જ નથી ત્યારે એટલું કહેશે કે અમારે ત્યાં આવવાને તું આટલી બધી આતુર શા માટે હોય છે ?

પ્રતિમા : સુકીર્ત્તિ ! તું ખોટું બોલે છે. હું તારે ત્યાં આવવાને આતુર હોતી જ તેમ સાચું બોલાવો તો, તમારા કરતાં કૈંક વધુ બુદ્ધિશાળી માણસોના સમાગમમાં આવવું મને વધુ પસંદ છે. અને હું તારે ત્યાં આવું છું તે તો એટલા માટે—

સુકીર્ત્તિ : અને તે પણ વર્ષમાં બે ત્રણ વાર !

પ્રતિમા : હા, વર્ષમાં બેત્રણવાર. હું ઘેર રહેવાથી કંટાળી જાઉં છું. અહિં પહેલાં એકાદ બે દિવસ મને ઠીક લાગે છે અને તમને પણ નવી નવી કુથલીઓ જાણવાની મળે છે. તે પછી મને કંટાળો આવવા માંડે છે અને તમને તેમજ નિર્મળકુમારને પણ એમ થાય છે કે આ લોથ ક્યારે ટળે ?

સુકીર્ત્તિ : એમ કે ? જ્યારે તું ઘરથી કંટાળે છે ત્યારે જ અહિં આવે છે, એમ જ ને ?

પ્રતિમા : હા, એમ જ. ભૂતકાળમાં મેં તને સ્નેહભર્યા ખોટા ખોટા પત્રો લખ્યા હતા તેને માટે હું દિલગીર છું. પણ હવેથી જ્યારે મેં સત્ય બોલવાની પ્રતિજ્ઞા જ લીધી છે અને સત્ય સીવાય બીજું કૈં બોલવું જ નહિ એવો મેં ઠરાવ કર્યો છે ત્યારે—

સુકીર્ત્તિ : હા, એમાં શું ? ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો.

[ રડી પડે છે. ]

પ્રતિમા : જો સુકીર્ત્તિ ! મારા ઉપરથી તું દાખલો લે. દાંભિકતાનો સદાને માટે ત્યાગ કર ! દૃઢ થા; જે મનમાં વાજબી લાગે તેનું બોલી દેવાની પ્રતિજ્ઞા લે. અસત્યનો જડમૂળથી નાશ કરવામાં મને મદદ કર. અત્યારે તારી એમ જ ઇચ્છા થાય કે મને તારે મારવી છે તો એમ કર.

સુકીર્ત્તિ : ( રડતાં રડતાં ) નિર્લજ, જરા તો શરમ રાખ !

[ પ્રતિમા તાળી પાડી હસે છે. ]

જા, તારે અત્યારે મારૂં ઘર છોડીને ચાલ્યા જવું હોય તો ચાલી જા !

પ્રતિમા : ( આનંદથી ) શાબાશ ! સુકીર્તિ ! આખરે તને મારી શિખામણની અસર થાય છે ખરી. અલબત્ત, જો તું ચીડવાઈ ગઈ નહોત તો સારું થાત. પણ છતાં, તું ખરી લાગણી આમ બતાવી દે એ પણ ખોટું નથી.

સુકીર્તિ : 'બસ, બહુ થયું, માફ રાખ હવે અને ઘર છોડીને ચાલી જા—અત્યારેને અત્યારે જા—નફ્ફટ ! નગુણી !

## પ્રવેશ બીજો :

સ્થળ : અમદાવાદમા પ્રતિમાના પિતાનું ઘર.

કાળ : ગત.

[ ઘરમાં બધાં જમી રહ્યાં હતા અને પાન ખાતાં હતાં ત્યા પ્રતિમા પ્રવેશ કરે છે. ]

પ્રિતમલાલ : ઓહોહો ! દિકરી પ્રતિમા ! આવી પહોંચી ? બહુ અજબ જેવું !

સુમતિ : દિકરી ! તેં તો મને ગભરાવી મારી ! આમ અચાનક કેમ આવી ? તું તો ત્યાં પંદર દિવસ રહેવાની હતી ને ?

[ પ્રતિમા ગંભીર થઇને ખુરશી ઉપર બેસી રહે છે. ]

સુરેશ : બહેનનો ભપકો તો હવે વધી ગયો જણાય છે ને ?

સુમતિ : પ્રતિમા ! તું બોલતી કેમ નથી ? સુકીર્તિ સાથે લઢીને તો નથી આવીને ? એ તો એવી ભલી છોકરી છે-મરતાંને મર પણ નહિ કહે.

પ્રતિમા : હું તો, એની સાથે લઢી નથી. પણ-પણ મને એમ લાગે છે કે એ મારા ઉપર બહુ જ ગુસ્સે થઇ છે.

અલક : કેમ કેમ ?

પ્રિતમલાલ : પણ શા માટે ?

સુમતિ : કંઈ કારણ ?

પ્રતિમા : ફક્ત સાચું કહેવા માટે.

સુમતિ : એટલે શું ? શા વિશે ?

પ્રતિમા : કેટલીક બાબત વિશે, મેં કહ્યું કે તમારે ત્યાં રોજ જે ચાહ થાય છે તે પાણી જેવી થાય છે, તમારા ચાકરોને તમે બહુ દુઃખ દો છો, તમને પાંચમેનો પગાર મળે છે એમ તમે લોકોને બતાવવા માગો છો, તમારો સ્વભવ બહુ આકળો છે, તમારા ઘરમાં હવા ઉજાસ નથી અને બુદ્ધિવાન મનુષ્યોને તમારા સહવાસમાં આનંદ નહિ મળી શકે ! બસ-હું ધારું છું કે મેં એટલું જ કહ્યું હતું. કેમ અલક ! મારા મોં સામું શું જોવાનું છે ?

અલક : મારી મરજી.

સુમતિ : અલક, ચૂપ રહે ! આગળ કંઈ બોલવું છે ? પ્રતિમા !

પ્રતિમા : ના, બસ એટલું જ.

સુમતિ : બસ એટલું જ ! આ પ્રમાણે તું તારી બહેન પ્રત્યે ઉપકારની લાગણી બતાવતી હશે, કેમ ? તારાં જેવી પચાસ પ્રતિમાઓના કરતાં એ વધારે સારી છે, સમજી ? તે બીચારી આકળા સ્વભાવવાળી અને મોટાઇ બતાવનારી, કેમ ? આખી જીંદગી ગઇ પણ આવી તોછડાઇ મેં સાંભળી નહતી અને પાછી તે ઉપર શિરજોરી ! પણ આટલું સાંભળતાં છતાં તમે કેમ આમ મુંગા બેસી રહ્યા છો ?

પ્રિતમલાલ : હાસ—હું કહેવા જ જતો હતો ને; પ્રતિમા, બહેન, તું જરા ઉતાવળી થઇ લાગે છે.

સુમતિ : હજી તો ' પ્રતિમા, બહેન, તું ઉતાવળી થઇ લાગે છે ' ! અરે, હું તો એમ કહું છું કે એણે આપણને બધાંને બૂડી મરવાનું કીધુ છે. બાકી તમારે જો એને ચઢાવી મૂકવી હોય તો—

પ્રિતમલાલ : પણ-પણ-હું એને ક્યાં ચઢાવું છું ? આ તો મકું એમ જે એને કંઈ કારણ મળ્યું હોય.



કાશ્મીરીઓ
ફોટો : શ્રીમતી રમણિકગૌરી મોદી

અલક : તેમ બન્યું હોય એમ મને લાગતું નથી.

સુરેશ : સુકીર્તિનો સ્વભાવ તો ' એ વન ' છે.

પ્રતિમા : તમારે જે કહેવું હોય તે કહો પણ હું તમને જણાવી દઉં છું કે હું જે કંઈ બોલીશ તે સત્ય જ બોલીશ.

પ્રિતમલાલ : ઠીક કહ્યું, દિકરી.

પ્રતિમા : તમને ઠીક લાગે છે ને ? ત્યારે તો સાંભળોઃ મેં પરમ દિવસથી એવો ઠરાવ કર્યો છે કે ગમે તે થાય તોપણ મારે સત્ય સીવાય બીજું કશું બોલવું જ નહિ. અહિં આવીને મેં આનંદ દર્શાવ્યો નહિ એનું કારણ પણ એટલું જ કે તમને બધાંને જોઇને મને આનંદ થયો જ નહિ. નિર્માલ્ય વિષયો ઉપરની તમારી વાતો, અંદર અંદરના કજીયા અને પૈસા સંબંધી તકરારોથી હું કંટાળી ગઇ છું. મારા બાપ એમના જ ઘરમાં અમલ વગરના ફરે તે મારાથી જોવાતું નથી અને માનો કર્કશ અને તીણો ઘાંટો મારા કાન ઉપર ઘણીજ ખરાબ અસર કરે છે. કેમ ? આગળ બોલું ?

પ્રિતમલાલ : નહિ, એક શબ્દ નહિ.

સુરેશ : ના, બાપુ, એને બોલવા દો. બહુ મજા આવે છે.

અલક : પ્રતિમા ! તું હમણા જઇને સુઇ જા. આરામ લે.

સુમતિ : એને જે કહેવું હોય તે કહી દેવા દો.

પ્રતિમા : બધું તે હું હમણાં ક્યાંથી કહી શકું ? પણ હમણાં થોડુંક કહી લઉં. બાકીનું વળી કોઇક વેળા થઇ રહેશે. હું બાપુથીજ શરૂ કરૂં.

પ્રિતમલાલ : ( ખુંખારો ખાઇને ) મારે જરા હમણાં બહાર જવાનું છે.

સુમતિ : પછી જજો.

પ્રતિમા : બાપુ અસલથીજ બહુ પોચા છે. તેમાં વળી નસીબે સુમતિ જેવાં પત્ની મળ્યાં એટલે બિચારાની પુરેપુરી કમબખ્તી. તે ઉપરાંત બાપુ મોટા માણસમાં ખપવા માગે છે. પગાર પુરો ત્રણસોનો અને કુટુંબ મોટું; છતાં નાણા ભરવાની ટીપ આવી કે પોતાના ગજા ઉપરાંત બાપુ બમણું ત્રમણું ભરવાનાજ. ઘરનું ભાડું, લુગડાં લત્તાં અને ખાવાના પૈસા આપે છે તે સીવાય એ પિતાના ઓહ્દાની ભીડ્ કે પણ ફરજ અદા કરતા નથી. તેમના તરફથી કોઇપણ સારો ગુણ આપણને વારસામાં મળ્યો નથી અને મળવાનો પણ નથી.

સુરેશ : કૈં ખાસ ગમત આવતી નથી. હવે માના ઉપર ભાષણ ચાલે તો સરસ.

અલક : એમ કરવાની એ હિંમત કરેજ નહિ.

પ્રતિમા : હું હિંમત કરી શકું છું. માને ગમશે તો નહિ પણ લાચાર. મારી સામા આંખ્ય ઘૂરકાવતી માનામાં સૌથી વધારે અવગુણો છે. પ્રથમ તો એજ કે જુઠાણું એની રગેરગમાં વ્યાપી રહેલું છે અને—

પ્રિતમલાલ : પ્રતિમા ! બસ કર હવે.

સુમતિ : હવે તમારે મુંગા રહેવું છે !

પ્રતિમા : તમે સાંભળવાને શક્ત હો તો કહું; કેટલાક માણસોને મા ખૂબ જ ધિક્કારે છે પણ પાછાં તેજ માણસોને પોતે મળે છે ત્યારે તેમના ઉપર ઓરવાઇ પોરવાઇ જાય છે. ચોરવાના ગુનાહને માટે જે ચાકરોને પોતાને ત્યાંથી કાઢે છે તેજ ચાકરોની ભલામણ સર્ટીફીકેટ કરવાને એ હમેશાં તૈયાર હોય છે.

સુમતિ : હજી કૈં વધારે કહેવું છે ?

પ્રતિમા : બીજું એ કે આ ઘરનાં માલીકની જગ્યા માટે એ જોકે તદ્દન નાલાયક છે છતાં એ પચાવી બેઠી છે.

પ્રિતમલાલ : તેમ છે જ નહિ.

સુમતિ : તમારે મુંગા રહેવું છે !

પ્રતિમા : તમે હમણા જ મારા કહેવાનું દ્રષ્ટાંત જોયું. જ્યારે કંઈ અપજશની વાત હોય ત્યારે મા બાપુને આગળ ધરે છે અને જશ મળવાની તક હોય ત્યારે પોતે લઇ લે છે. હવે હું અલક બાબત કંઇક બોલીશ.

અલક : મહેરબાની કરીને માફ રાખજે.

પ્રતિમા : તારે સાંભળવું ન હોય તો બહાર જા. ગમે તે થાય પણ હું ખોટું બોલવાની નથી. અલકના મનમાં પહેલાં એમ હતું કે ઘરમાં પોતે સૌથી ખૂબસુરત છે. પણ જ્યારે તેણે જાણ્યું કે હું તેના કરતાં સોગણી ખૂબસુરત છું ત્યારે હવે સૌથી બુદ્ધિવાન હોવાનો દાવો કરે છે. આ પ્રયત્ન કરતાં કરતાં ઘણીવાર તે જાહેરમાં પણ મૂર્ખી બની છે. સ્ત્રી સમાજ આગળ ગોવર્ધનરામ વિષે ભાષણ કરતાં તેણે જે અજ્ઞાન બતાવ્યું હતું તે તમે સૌ જાણો છો. જો પોતે ખુલ્લું એમ કહી દેતી હોય કે પોતે તદ્દન સાધારણ દેખાવની, સાધારણ બુદ્ધિની અને સારા પૈસા ઘર વરને અભાવે કુંવારી રહેલી છોકરી છે તો યોગ્ય કહેવાય.

પ્રિતમલાલ : અલક ! તું એના કહેવા ઉપર જરા પણ ધ્યાન આપતી નહિ. એનું મગજ જ ગેપ થઇ ગયેલું લાગે છે.

અલક : હું ધ્યાન આપવાની જ નથી. ( રડી પડે છે. ) પણ તમારે અને માને વિષે એ જે બોલી તેનાથી મને બહુ જ લાગી આવે છે.

પ્રતિમા : સુરેશ બાવીસ વર્ષનો થવા આવ્યો છે છતાં એનામાં કોડીની અક્કલ નથી. દરેક પરીક્ષા ત્રણ ત્રણ ચાર ચાર વર્ષે પાસ કરે છે છતાં મગજમાં ગજબનો ફાંકો રાખે છે. વળી ડ્રેસ પહેરવાની બાબતમાં એવો વિચિત્ર છે કે કોલેજની તમામ છોકરીઓ એને હસે છે.

સુરેશ - ઇટ ઇઝ રોમી રોટ; ઍંડ આઇ કેર એ ફીગ.

[ ગુસ્સામાં બહાર ચાલ્યો જાય છે. ]

સુમતિ : હાડકાં ભંગાવવાની થઈ છે, છોકરી !

[ પ્રતિમાને તમાચો મારવા જાય છે એટલામાં સરલકુમાર દાખલ થાય છે. ]

સરલકુમાર : મહેરબાન સાહેબ ! કેમ ? સુમતિ બા ! આજે કેં જમવામાં મોડું થયું !

સુમતિ : નારે સહેજ જ. ( હસીને ) વળી પ્રતિમા હમણા સુરતથી આવી છે.

સરલકુમાર : કેમ ? એ તો મોડી આવવાની હતી ને ?

સુમતિ : ત્યાં જરા તબીયત ઠીક નહિ રહી એટલે ચાલી આવી.

સરલકુમાર : શું થયું છે ?

પ્રતિમા : મને તો કશુંય થયું નથી. મારી તબીયત ત્યાં સારી રહેતી પણ મારે અને સુકીર્ત્તિને તકરાર થઇ એટલે મારે અહિં આવવુ પડયું. મેં સાચું બોલવાનો યત્ન કર્યો તે તેને ગમ્યો નહિ. તમે આવ્યા તે પહેલાં એ કારણને લઇને મા મને તમાચો મારવા આવતી હતી. પણ એટલામાં તમે આવ્યા એટલે અટકી ગઇ.

પ્રિતમલાલ : હેંહેંહેં ! આગળ જતાં પ્રતિમા હાસ્યરસની લેખક થવાની લાગે છે. હેંહેંહેં !

સુમતિ : સુકીર્ત્તિ સાથે જરા ટપાટપી થઇ એટલે બહેનની તબીયત જરા ઠેકાણે નથી. રાતનો આરામ મળશે કેની એટલે બધુ ઠેકાણે આવી જશે.

પ્રતિમા : મારી તબીયત બગડી જ નથી. માના કરતાં તો અત્યારે હું વધારે શાંત છું. એ એટલા માટે ઉશ્કેરાઇ ગઈ છે કે રખેને હું કંઇક બોલી દઉં તો તમે ચીડવાઇને

વિવાહ તોડી નાખો ! પણ તમે હમણા જતા નહિ. મારે તમારી સાથે વાત કરવી છે.

સુમતિ : (પ્રતિમાની છેક પાસે આવીને) પ્રતિમા ! તારે વાત કરવી હોય તો ખુશીથી કર. અમે આગલા ખંડમાં જઈએ છીએ. (બહુ ધીમેથી) પણ ખબરદાર ! જો કંઈ વધુ પડતું બોલી છે તો.

[ પ્રિતમલાલ, સુમતિ અને અલક જાય છે. ]

પ્રતિમા : કેમ, સરલકુમાર ! તમે પણ સત્યથી બ્હી જશો ?

સરલકુમાર : પ્રતિમા ! તેં શું કર્યું છે?

પ્રતિમા : નહિ નહિ, તમે મારું કહેવું સમજ્યા નહિ. હું એમ કહેવા માગું છું કે તમે ખરેખરા કેવા માણસ છો, અને મારી સાથે તમારા વિવાહ શાથી થયા તે વિશેની ખરી હકીકત તમે જાણવા માગો છો ?

સરલકુમાર : પણ તે તો હું જાણું છું.

પ્રતિમા : ના, તમે નથી જાણતા. અત્યાર સુધી હું જે બોલતી તે ખોટું બોલતી. પણ હવેથી મેં ઠરાવ કર્યો છે કે જે પણ કંઈ બોલવું તે સાચું જ બોલવું. હું તમને એટલું જ જણાવવા માગું છું કે જો તમે મને પરણો તો તમે એવી સ્ત્રીને પરણશો કે જે પોતાની આખી જીંદગીમાં એક પણ વખત જુઠું બોલશે જ નહિ. આ બધું સહન કરવા તમે તૈયાર છો ?

સરલકુમાર : તું સત્યજ બોલે એમાં હું શા માટે નારાજ હોઉં ?

પ્રતિમા : પહેલાં બાપુએ પણ એમજ કહેલું, પણ જ્યારે મેં તેમને કહ્યું કે ઘરમાં તેમનું પૈસાનું ચલણ નથી ત્યારે તે ચીડવાઈ ગયા. સુકીર્તિને જ્યારે મેં કહ્યું કે તમારા ચાકરોને તમારે ત્યાં ઘણું દુઃખ છે ત્યારે એણે મને ઘરમાંથી બહાર કાઢી મુકી. મેં માને કહ્યું કે એના જેવી બીજી જુઠી અને મીજાસી કોઈ સ્ત્રી નથી ત્યારે તે મને તમાચો મારવા આવતી હતી !

સરલકુમાર : પણ સુમતિબાને એમ કહેવાનું કૈં કારણ ?

પ્રતિમા : કારણ બીજું શું હોય ? તે જુઠી છેજ. જો તમે મારી સાથે લગ્ન કરશો તો તમારે પણ એમ જ કહેવું પડશે. પણ એ તો બીજી વાત થઈ; આપણી જ લઈએઃ તમે એક તદ્દન સાધારણ માણસ છો એ તો તમે જાણો છો ને ?

સરલકુમાર : હા, લાગે છે ખરૂં.

પ્રતિમા : એમાં લાગવું'તું શું ? મારી તો ખાતરી જ છે. તમે એમ માનો છો કે તમે ગ્રેજ્યુએટ થયા અને સોલીસીટર થવાના એટલે મોટા માણસ થઈ ગયા. પણ એમાં તમે ભૂલો છો. બી. એ. માં ત્રીજા પ્રયત્ને પાસ કલાસમાં પાસ થયા. એલ્ એલ્. બી.- માંથી કેમ નીકળ્યા તે તમારૂં મન જાણે છે અને હવે સોલીસીટર ક્યારે થશો તે જોવાનું છે ! તમારૂં અંગ્રેજી તેમજ ગુજરાતી સાહિત્યનું જ્ઞાન ઘણું થોડું છે તે તમારી વાતો ઉપરથી અને પત્રો ઉપરથી જણાય છે. રમતગમતમાં તમે ઉસ્તાદ છો એમ તમે હાંકયે રાખો છો પણ ટેનીસ-બેડમીન્ટન અને પીંગ-પોંગમાં હું પણ તમને હરાવી શકું છું.

સરલકુમાર : હું બરાબર પ્રેક્ટીસ કરૂં કેની—

પ્રતિમા : તો પણ તમારૂં કશું નહિ વળે. તમે હદપારની સીગરેટ ફુંકો છો છતાં સગાં સ્નેહીઓમાં એમ બતાવવા માગો છો કે સીગરેટ કેમ સળગાવવી એજ તમે જાણતા નથી. તમારા મત પ્રમાણે તમને ગાતાં વગાડતાં સારૂં આવડે છે અને આજ સુધી હું પણ તમને એ બાબતમાં ટેકો આપતી હતી. પણ હવે મારે કહેવું જોઈએ કે તમારા કરતાં તો બારણે ભીખારી ગાનારા આવે છે

તે પણ મારું ગાઇ વગાડી શકે છે; અને તમારા અવાજને માટે તો કશું કહેવા જેવું જ નથી.

સરલકુમાર : બીજું કૈં ?

પ્રતિમા : બીજું કહેવાનું તો ઘણું છે પણ આટલેથી જ બસ થશે. નવલકથાઓમાં નાયિકા જેમ નાયકને ચ્હાય છે તેમ હું તમને ચ્હાતી નથી. એ તો તમારા કરતાં સારો બીજો મળે નહિ એટલે તમારાથી સંતોષ માનું છું અને તમે પણ એવી જ રીતે મારાંથી સંતોષ માનો. પણ તમે છેક નાખી દેવા જેવા નથી.

સરલકુમાર :. પછી !

પ્રતિમા : તમારા આખા કુટુંબમાં કંજુસાઇ ઘણી જ છે અને—

સરલકુમાર : બહુ થયું. એટલુ બધુ હોય તો મારી સાથે લગ્ન કરવાની તસ્દી લેતાં જ નહિ.

પ્રતિમા : એ તો હું જાણતી જ હતી. તમારાં જેવાં મનુષ્યો સત્ય આગળ ટકી શકે જ નહિ.

### પ્રવેશ ત્રીજો

સ્થળ : પ્રિતમલાલનું ઘર.

કાળ : મોડી સવાર.

[ પ્રિતમલાલ બહારથી આવે છે. ખંડમાં સુમતિ શાક ચડાવી બેઠી છે. પ્રિતમલાલ એ ઓરડામાંથી પસાર થઇને બીજા ઓરડામાં જવા જાય છે. ]

સુમતિ : સાંભળો છો કે ? ઘરની કશી પડી છે જ કયાં કે સાંભળે !

પ્રિતમલાલ : અરે સાંભળું છું તો ખરો; પણ મને એમ કે મેલું જરા પાઘડી અને બેશ ખીંટીએ ભરવતો આવું.

સુમતિ.: પણ તો જરા જવાબ તો દેતા જાઓને ! આ મારે તમારી સલાહ લેવી છે.

પ્રિતમલાલ : (સ્વગત) મારી સલાહ ! વગર માણુએ ઉઘડયાં લાગે છે !

સુમતિ : આ ચંદુભાઇનો કાગળ આવ્યો છે.

પ્રિતમલાલ : હેં ! શું કહો છો ? ચંદુભાઇનો ?

સુમતિ : હા, આજે ચંદુભાઇ અહિં જમવા આવવાના છે.

પ્રિતમલાલ : અહિં જમવા આવવાના ? આપણે ત્યાં !

સુમતિ : ત્યારે મેં કૈં બીજું કહ્યું એમ ? જમવા નહિ તો રાંધવા આવવાના હતા?

પ્રિતમલાલ : પણ એમાં મેં કહ્યું શું ? મને એમ લાગ્યુ કે ચંદુભાઇ વળી અચાનક અમદાવાદ કયાંથી આવે !

સુમતિ : આ રસ્તે જતા હતા એટલે એમને થયું કે લાવ એક ટંક અહિં રોકાઈ જાઉં.

પ્રિતમલાલ : આઆઆલો, બહુ સારું થયું.

સુમતિ : આઆઆલો, બહુ સારું થયું ! આટલી ઉમ્મરે તમને તે કૈં અકકલ છે કે નહિ ? પેલી પ્રતિમાનો વિચાર કર્યો ? એક વખત પેલા મટુએ રમતમાં ચંદુભાઇને બોલ માર્યો હતો તેમાં તેના આખાં કુટુંબને તેમણે વિલમાંથી કાઢી નાખ્યું છે, અને તેમના સામું પણ જોતા નથી. પ્રતિમાએ કૈંક આડું અવળું કહ્યું તો આપણી શી સ્થિતિ ?

પ્રિતમલાલ : હા, માલુ એનું તો મને યાદ જ રહ્યું નહિ. પણ જુઓને ! ત્યારે આપણે એમ કરીએ ? એને એક ઓરડામાં પૂરી દઇએ.

સુમતિ : બહુ અક્કલવાળો વિચાર જણાવી દીધોને ! પછી પેલી ઓરડાના બારણા અફાળીને અને ચીસ પાડીને મોહોલ્લો ગજાવે. તેનું શું ?

પ્રિતમલાલ : હાઆ, એ બી; સાચ્ચું ! ત્યારે એમ કરીએ: ચંદુભાઈને જ અહિં આવતા અટકાવીએ. તો કેમ ?

સુમતિ : હાય રે મા ! તમારાથી તો હાથ જોડ્યા, બાપ ! તે તમે શું ચંદુભાઈને એમ કહેવાના છો કે અમારે ત્યાં ઉતરતા નહિ ?

પ્રિતમલાલ : ( વિચારમાં ડૂબી જઈને ) હા આ,. એ પણ સાચું ! પણ ત્યારે તો– સાચું કહું ? તમે જાણો છો કે મને હમણાં તો બ્લડ પ્રેશર થયું છે અને દાકતરે સાફ સાફ કહ્યું છે કે તમારે મગજને જરા પણ તસ્દી આપવી નહિ. એટલે મને તો કંઈ સૂઝતું નથી. તમે કહો એમ કરીએ.

સુમતિ : એ તો હું જાણતી જ હતી. અરેરે ! મારે તે તમને શું કહેવું ? પચ્ચીસ પચ્ચીસ વરસ થયાં તમને જોતી આવી છું પણ તમે તો એ રામ એના એજ રહ્યા ! પણ હશે. મારાથી એમ થોડું છૂટી પડાવાનું હતું.

પ્રિતમલાલ : પણ ત્યારે આપણે કરવું શું ?

સુમતિ : આપણે છોકરાંને કહી દઈએ કે ચંદુભાઈ ખાસ ખાનગી કામ માટે આવનાર છે માટે એ ત્રણચાર કલાક અહિં રોકાય તે દરમિયાન કોઈએ આપણી પાસે આવવું નહિ. કેમ લાગે છે ?

પ્રિતમલાલ : અરે ઉત્તમ ! ફર્સ્ટકલાસ. ત્યારે તમે જઈને એમને કહેતા જ આવોની. ચંદુભાઈની સવારી હવણા આવતી જ હશે.

સુમતિ : હું હમણા જ કહી દઉં છું.

[ સુમતિ અંદર કહેવા જાય છે. ચંદુભાઈ બહારથી મજુર પાસે સામાન ઉંચકાવીને આવે છે. ચંદુભાઈ પૈસા આપે તે પહેલાં પ્રિતમલાલ મજુરને પૈસા આપી દે છે. એટલામાં સુમતિ પાછી આવે છે. ]

પ્રિતમલાલ : આઇયે આઇયે ! ચંદુભાઈ સરકાર ! આઇયે !

સુમતિ : આવો, ચંદુભાઇ, આ વખતે તો તમે ઘણે લાંબે વખતે આવ્યા, હૌં ! આ આરામ ખુરશીએ જ બેસોને.

ચંદુભાઇ : કેમ પ્રિતમલાલજી ! મજામાં ? આનંદમાં ? અને તું સુમતિ ! ઘરમાં બધાં સારાં છે ?

પ્રિતમલાલ : હારે હા. રાજા. લહેરમાં છું. હેંહેંહેં !

સુમતિ : હા, ચંદુભાઇ, બધાં મજામાં છે.

[ એટલામાં પ્રતિમા એ ઓરડામાં આવવા મથે છે. અલક અટકાવે છે, પણ તેને ધકકો મારીને પ્રતિમા અંદર ધસી આવે છે. ]

પ્રતિમા : મને જવા દે.

અલક : પણ કયાં જાય છે ?

પ્રતિમા : મામાજી બેઠા છે ત્યાં.

અલક : નહિ જવા દઉં.

પ્રતિમા : તો હું ચીસ પાડીશ.

અલક : મર ત્યારે. તારે કરવું હોય તેમ કર.

[ પ્રતિમા આવીને ખુરશીએ બેસવા જાય છે. ]

સુમતિ : દિકરી, પ્રતિમા ! જા, બા, અંદર જા. હમણા નહિ, હં પછી આવજે.

ચંદુભાઇ : એ કોણ છે ? એને પાછી મોકલી દેતા નહિ. જરા આગળ આવ જોઉં; તારૂં નામ શું ? અલક કે પ્રતિમા કે ઇંદિરા ? હં ! કે સરલા કે પ્રમોદ ! આટલાં બધાં ભાણજાં એટલે હું તો નામ જ ભૂલી જાઉં છું.

પ્રતિમા : મામાજી ! એ તો હું પ્રતિમા અને આ મારાં મા સુમતિ અને આ મારા બાપ પ્રિતમલાલ.

સુમતિ : (તેની સામા ડોળા ઘુરકાવતી) પ્રતિમા ! બહુ નહિ બોલ.

ચંદુભાઇ : તેની કશી હરકત નહિ. ઘણા ભાણજાં રહ્યાં એટલે ભૂલી પણ જવાય.

પ્રિતમલાલ : હાસ્તો વળી ભૂલી જવાયજ.

સુમતિ : બાકી તમારી યાદદાસ્ત તો પહેલાંના જેવીજ હો !

પ્રિતમલાલ : આપણા કરતાં દસ ગણી સારી. હાઆ.

પ્રતિમા : તમારી યાદદાસ્ત કેવી છે અને કેવી નથી એ વિષય બહુ મહત્વનો નથી. પણ તમારી બોલવાની ઢપછપ કંઈ જેવી તેવી નથી.

ચંદુભાઇ : કેમ રે, છોકરી ! મારી મશ્કરી કરે છે કે શું ? મને મૂર્ખો બનાવે છે ?

પ્રતિમા : એમાં બનાવવાની જરૂરજ ક્યાં હતી ! બાકી એટલું તો ખરૂં કે જો તમે વધુ વિવેકથી વાત કરી હતે તો શરીર ઘસાઇ જવાનું ન હતું !

ચંદુભાઇ : શું બોલી ?

સુમતિ : પ્રતિમા ? અત્યારે તું તારે અંદર જા, હંઅં; તારી મશ્કરીઓ સાંભળવા કોઇ નવરૂં નથી.

પ્રિતમલાલ : હા હા, જાની દિકરી.

પ્રતિમા : હું મશ્કરી કરતી નથી પણ સાચુંજ બોલું છું. મામાજી ! આમ હર્યા ફર્યા વગર આરામ ખુરશી ઉપર પડયા રહેવાથી તમને સંધિવા થઇ ગયો છે. હં હં ! તપી નહિ જતા ! તમારૂં હાર્ટ એટલું નબળું છે કે જો તપી જશો તો પંચાતી થઇ જશે. પણ વારૂ, મામાજી ! તમારી પાસે પુંજી કેટલી ?

[ પ્રતિમાના આ પ્રશ્નથી સુમતિ અને પ્રિતમલાલ બહુ ગભરાઇ જાય છે, પ્રિતમલાલથી પાતની વારુક પણ પડી જાય છે. ]

ચંદુભાઇ : જો જે, છોકરી, ખબરદાર ! આવી રીતે બોલવાથી તું સાર નહિ કાઢે. એમાંથી પરિણામ સારૂં નહિ આવે. મારી પાસે દશ હજાર રૂપિયા હોય કે દસ લાખ રૂપિયા હોય તેનું—

પ્રતિમા : ( હસી પડીને ) એમ ઓટેઓટું હાંકો નહિ, મામાજી.

ચંદુલાલ : મારી પાસે ગમે તેટલા રૂપિયા હશે પણ તેમાંથી જે છોકરી મારૂં અપમાન કરવાની હિંમત કરે છે તેને અથવા તેના માબાપને અથવા તેના ભાઇભાંડુને એક રાતી પાઇ પણ મળવાની નથી એટલું તો નક્કી સમજજે.

પ્રતિમા : તમે મારા પ્રશ્નનો ઉત્તર બરાબર આપતા નથી તેને માટે દિલગીર છું. તમને લગતો આ એક જ પ્રશ્ન એવો છે કે જે અમને રસમય અને અગત્યનો લાગે.

ચંદુલાલ : ( ક્રોધથી ) શું ?

પ્રતિમા : હાજી, સુમતિબા એમ ધારે છે કે તમારી પાસે પાંચ લાખ રૂપિયા છે અને બાપુ એમ ધારે છે કે બે લાખ છે; તે સીવાય બાપુ તરફથી મને એવી ખબર મળી છે કે તે પૈસા તમે લાંચરૂશવતથી ભેગા કરેલા છે.

પ્રિતમલાલ : મેં કદી એમ કહ્યું જ નથી.

ચંદુભાઇ : હવે ડહાપણ કરવું માફ રાખો.

પ્રિતમલાલ : હું કહો તેવા સોગન ખાવા તૈયાર છું.

સુમતિ : અરે ચંદુભાઇ ! તમે આ માની શકો છો ? આ બિચારામાં એમ બોલવાની હિંમત હોય ખરી ?

ચંદુભાઇ : હું કેમ કહી શકું ?

સુમતિ : બાપુ વળી કહેતા'તા કે આપી આપીને મામાજી શું વરસી જવાના હતા કે ત્રીજે દિવસે અહિં ધામો નાખે છે.

પ્રિતમલાલ : હું–હું—

ચંદુભાઇ : બસ કરો ! આખરે મને સત્યનું કંઇક ભાન થાય છે ખરૂં.

પ્રતિમા : ( ખુશ થઇને, તાળી પાડીને ) વાહ મામાજી ! આખરે તમને સત્યનું મૂલ્ય

સમજાવા માંડયું ખરું. મારે હવે ઝાઝું કહેવાનું રહ્યું નથી. તમે બહુ જ આપ મતલબી, બીકણ અને દગલબાજ છો અને બીજાઓના જેવા જૂઠા પણ હશો જ—

ચંદુભાઈ : બસ થયું ! મારે મોંયે વખાણ કરીને મારી પૂઠ પાછળ મને ગાળો દો છો ! હું અત્યારે ને અત્યારે ઘર છોડીને ચાલ્યો જાઉં છું. સામાન પાછળથી મોકલી આપજો.

[ જવા માંડે છે. ]

પ્રિતમલાલ : હં હં હં ! ચંદુભાઈ ! ચંદુભાઈ !

સુમતિ : પણ તમે જરા સાંભળો તો ખરા.

[ ચંદુભાઈ બંનેને ખસેડીને ચાલ્યા જાય છે. ]

સુમતિ : અરેરે, દિકરી ! તેં તો દાટ વાળી નાખ્યો.

( અપૂર્ણ )



## સનાતન સ્નેહભર્યાં સન્માન

'નૂતન'નાં ભાવભર્યાં સન્માન !
અનોખાં ઝીલવાં એ સન્માન !
ઉજવશું શી રીતે સન્માન ?
અંતર આનન્દ-છોળો આવે : જ્યોતિ પ્રગટે ઉર :
વિમળ હૃદયનાં સ્વાગત ઝીલવા હર્ષે એ આતુર :
પ્રગટતું નવ ઉષાનું પ્રભાત !
અનેરાં નવ કિરણો વનજાત !
આશાભરી ઊંડી રાત વીતાવી : છલકે વહાલપપૂર :
પ્રેમપૂજારણ દર્શન કાજે પૂજનમાં ચકચૂર :
પ્રગટતાં અદ્‌ભુત નવતા—ગાન !
જગતમાં નવ પ્રભાતનું ધ્યાન !
આત્મ તણા અભિલાષ તેજોમય : જ્યોતિ પ્રગટે આજ :
કોઈ અભાગી કજીયા-રાગી મંગળદીપક, રાજ !—
પ્રગટતાં અંધારે મસ્તાન !
બજાવો સ્નેહવિજયનાં ગાન !
ભૂલ ભરી કે જ્ઞાનકળાની રીતની નહિ કશી વાત :
વર્ષ જતાં સૌ પાપ ભૂલી એ ભેટો આત્મની જાત !
અમોલાં શાંત લઈ-દઈ માન !
મધુરાં દુર્લભ એ રસપાન !
જૂનું આથમે નવું ભળે છે : સૃષ્ટિ સર્જન જ્ઞાન :
ઐક્ય હૃદયનાં પાવાં ય પીવાં એજ ખરાં મિષ્ટાન્ન :
સનાતન સ્નેહભર્યાં સન્માન !
નૂતન વર્ષે આ પ્રીતિ વહાણ !
'નૂતન'નાં ઓજસ્વી સન્માન !

અંબાલાલ નૃ. શાહ

# વીર માતા

શ્રી. તારાચંદ પોપટલાલ અડાલજા
એલ. ટી એમ.

## ૧. વહુના માગાં ?

" કેવી સુંદર ઘોડી ! આલ્હા ! આ રત્ન તો રાજદ્વારે શોભે ! "

" હશે રાજન્ ! પરંતુ પ્રભુએ તો એને અમારી રંક ઝુંપડી શોભાવવા માટે જ નિર્માણ કરી છે ! "

ઠંડો–હાવકો ઉત્તર રાજા પરિમાલને ન ગમ્યો.

" પરંતુ તને આ એકને બદલે એવી બીજી એકવીસ ઘોડી આપું તો ? "

" એકવીસ શું પરંતુ એક હજાર આપો તો પણ નહિ. " આલ્હાએ બેપરવા જવાબ વાળ્યો.

" ત્યારે તું કહે તે તેની કિંમત આપું, પછી છે કંઈ ? " રાજાને ઘોડીની રઢ લાગી હતી.

" એ ઘોડી તો અમારા શ્વાસ અને પ્રાણ છે. એની તે વળી કિંમત હોય ? " આલ્હાના ભાઈ ઉદલે વાત ઉડાવવા પ્રયત્ન કર્યો.

" જુવાનીના જોમમાં તમે સભ્યતાને પણ ભૂલી જાઓ છો. ગમે તેમ તો પણ હજી તમે નાદાન કહેવાઓ. તમારા માતુશ્રી દેવળદેવીને પૂછી જૂઓ. મારી ખાત્રી છે કે મારી માગણી એ કદી નહિ નકારે ! "

બને યુવાનોને આ સૂચના ન રૂચી. રખેને પોતાની માતા રાજાની શેહમાં દબાઈ જાય અને હા કહી બેસે !

પરંતુ તેમની મુશ્કેલીનો તોડ કાઢવા માટે જ જાણે આવી હોય તેમ એક વડારણ ત્યાં આવી ચડી. તેણે રાજાને નમન કર્યું, અને ગંભીરતાપૂર્વક વેણ ઉચ્ચાર્યાં.

" મહારાજાને ઘણી ખમ્મા ! અમારા બાઈશ્રી કહેવરાવે છે કે માગાં તો દીકરીનાં હોય, વહુના નહિ ! આપ જેવા સમજુ અને શાણા રાજવીને વધારે શું કહેવાનું હોય ? "

રાજા પરિમાલ સમજી ગયો. ચતુર રજપૂતાણીએ એક જ વાક્યમાં બધું રહસ્ય ઉકેલી દીધું હતું. હવે બીજું કહેવા સમજાવવા જેવું બાકી ક્યાં રહ્યું હતું ? અત્યારે તો ગમ ખાઈ જવામાં જ પોતાનું ભૂષણ છે એમ સમજી તે મનમાં ને મનમાં અકળાતો ત્યાંથી ચાલ્યો ગયો.

## ૨. હદપાર !

રજપૂતાણીના વચનોમાં તથ્ય છે એમ પરિમાલનો મનોદેવતા સાક્ષી પૂરતો હતો, પરંતુ અશ્વોમાં જૂદી જ તરી આવતી થનગનતી ઘોડલી રાતદિવસ એની આંખે ચડતી અને એનું આકર્ષણ વધુ ને વધુ તીવ્ર બનતું હતું. કોઈ પણ રીતે એ ઘોડી મેળવવી જ એવો તેણે નિશ્ચય કર્યો.

એનો સલાહકાર પુરિહર માહિલ એની વ્હારે ધાયો. તેણે રાજાના કાનમાં ફૂંક મારી, ' એને આપેલી જાગીર છીનવી લઈ આપની હદ છોડી જવાની તાકીદ કરો એટલી જ વાર. એની ગરજે એ આવીને આપના ચરણે પડશે અને ઘોડીની ભેટ ધરશે. '

પરિમાલને આ માર્ગ ઠીક લાગ્યો. તેણે આલ્હા અને ઉદલને બોલાવીને પોતાની આજ્ઞા સંભળાવી દીધી.

પરંતુ એ ટેકીલા રજપૂતો એમ નમતું આપે તેવા નહોતા. તેમણે જાગીરનો મોહ જતો કર્યો, અને મહોબાનો ત્યાગ કર્યો.

કાંઇનાં બાજથી - કમાઇ ખાનારાને ક્યાં જઇશું અને શું કરશું એવી ચિંતા હોતી નથી, એ વીર ભ્રાતાઓ પોતાના કુટુંબ પરિવાર સહિત કનોજ ગયા. કાન્યકુબ્જપતિએ તેમની વીરતાના વખાણુ સાંભળ્યા હતા, તેણે તેમનો આદરપૂર્વક સત્કાર કર્યો, અને તેઓ સન્માનપૂર્વક રહી શકે તેવી જાગીર આપી.

પરિમાલે જ્યારે આ જાણ્યું ત્યારે તેનું અંતર ઇર્ષાથી-બળી ઉઠયું. એણે તો એમજ માની લીધું હતું કે આ ભાઇઓ રખડી રઝળી-કંટાળીને પાછા પોતાના પગે પડતા આવશે અને માફી માગીને પોતાની ઇચ્છીત વસ્તુ આપી દેશે! પરંતુ એની મનની મનમાંજ રહી ગઇ.

### ૩. બીજું ઝડપ્યું !

અને વાત એટલેથીજ અટકી નહિ. જે પુરૂષો માફી માગતા આવીને પોતાના પગમાં પડે તેમ તે ઇચ્છતો હતો એજ વીર યુવકોની સહાય યાચવાનો તેને વખત આવી લાગ્યો.

દિલ્લીના અંતિમ હિંદુ સમ્રાટ પૃથ્વીરાજ ચૌહાણે સમેતાની રાજકન્યાનું હરણ કર્યું ત્યારે રક્ષણ માટે જે સેના પાછળ રહી હતી તેને ચંદાઇલ કુળના રાજા પરિમાલે મહોબા નામના સ્થળે પકડી પાડીને તેનો સંહાર કરી નાખ્યો. પૃથ્વીરાજે આ જાણ્યું અને એ નરકેસરીએ પરિમાલને શિક્ષા દેવા માટે સિરસા નામના સ્થળે પરિમાલના સૈન્યનો કચ્ચરઘાણ વાળી નાંખ્યો. પરિમાલ ગભરાયો. ચૌહાણ ભૂપ પૃથ્વીરાજ જો મહોબા ઉપર આક્રમણ કરે તો તો સત્યાનાશ વળી જાય! ત્યારે હવે શું થાય ?

તેણે પોતાના સેવકોની સલાહ લીધી, પરંતુ પૃથ્વીરાજ જેવા બળિયાની સામે બાથ ભીડવાની કોઇની હિંમત ન ચાલી.

પરિમાલની પત્ની માલિનીદેવી કાર્યકુશળ હતી. પતિની મુંઝવણ મટાડવાનું તેણે બીડું ઝડપ્યું. આલ્હા અને ઉદલને સત્વર બોલાવી મંગાવવા તેણે પોતાના પતિને વીનવ્યું.

"મારા હાથે જ ભયંકર અન્યાય અને અપમાન સ્હેનારા એ ભાઇઓ મારા બોલાવવાથી અહીં આવે એ આશા આકાશ-કુસુમ સમી છે," પરિમાલે નિરાશા બતાવી.

"તો એમને બોલાવવા એ મારૂં કામ-એ આવે એટલે એમને સન્માનવા અને સંતોષવા એ તમારૂં કામ." માલિનીએ-માનભર્યો માર્ગ શોધી કાઢ્યો.

માલિનીએ પોતાના એક વિશ્વાસુ સેવકને દૂત તરીકે કનોજ મોકલ્યો અને ત્યાં જઇ કેવી રીતે કામ લેવું તેની પણ સૂચના આપી દીધી.

### ૪. શાબાશ બેટા !

રાજદૂત કનોજ પહોંચી ગયો. માલિની દેવીનો સંદેશો એ વીર બંધુઓને સંભળાવ્યો અને સત્વર મહોબા આવવા વિનંતિ કરી.

"રાણીશ્રીને કહેજો કે તેમના સદ્‌ભાવ માટે અમે તેમના આભારી છીએ, પરંતુ હવે અમારાથી એ પ્રદેશમાં પગ નહિ જ મુકી શકાય!" આલ્હાએ રોકડું પરખાવી દીધું.

"વીરવર ! જરા શાંતિથી સાંભળી લ્યો. ચૌહાણ સમ્રાટ મહોબા ઉપર ચડી આવ્યા છે, સિરસાદેશ ભસ્તીભૂત થઇ ગયો છે, આખું રાજ્ય ચૌહાણોના હાથમાં જવા બેઠું છે......"

"તે કાલે જતું હોય તો ભલે આજે જાય. અમારે તે સાથે શી નીસ્બત છે ?" ઉદય અકળાયો. તે તડ ને ફડ નિકાલ કરવા અધીરો બન્યો.

પરંતુ દૂતના ચહેરા ઉપર અધીરાઇ કે અકળામણનું એક પણ ચિન્હ ન્હોતું. તેણે શાંતિપૂર્વક સમજાવવા માંડયું, "જુઓ, વીરપુત્રો, વાત એમ છે કે રાજા પરિમાલ છેક બાલ-

વયના હતા ત્યારે તેમના પિતાએ પોતાના મૃત્યુ સમયે તેમને આપના પિતા જશરાજ અથવા વત્સરાજજીના હાથમાં સોંપ્યા હતા. વત્સરાજે મહોબા પચાવી પાડનાર તોફાની ગોંડ જાતિને તાબે કરીને મહોબા તેમના હાથમાંથી છીનવી લઇ રાજા પરિમાલને સોંપ્યું હતું, અને એની સેવામાં જ પ્રાણ સમર્પણ કર્યાં હતા. એ સ્વામીભક્ત જશરાજના આપ સેક્ત છો. પરિમાલના આપત્તિ કાળે આપનાથી આમ કરાય ? "

" જેણે અમારા ઉપર આફત ઉતારતાં વિચાર ન કર્યો, તેની આફતનો અમે શા સારૂ વિચાર કરીએ ? " ઉદલ અકળાયો.

" એ ગઇગુજરી સંભારવાનો આ વખત નથી, વીરનર ! રાજાશ્રી પરિમાલને ખાતર નહિ તો રાણીશ્રી માલિનીદેવીને ખાતર પણ આપે અત્યારે ત્યાં આવવું જોઇએ. આપના માતુશ્રી મલિનીદેવીને વારંવાર કહેતા કે મારા કુંવરો જીવનપર્યંત આપના હિતેચ્છુ જ રહેશે. "

" અને મારા એ વચનો સત્ય હતા અને સત્ય જ નીવડશે. " દેવળદેવી દૂતનો સંદેશો અને વિનવણી સાંભળી રહી હતી તેણે છેવટે વાત પકડી લીધી.

" શું મહોબા જવું ? જ્યાંથી અમને હડધૂત કરીને કાઢ્યા હતા ત્યાં ફરી પગ મૂકવો ? એ નહિં બની શકે. હવે તો કનોજ એજ અમારૂં નિવાસસ્થાન. "

દેવળદેવીની આંખો ફરી, " આ હું શું સાંભળી રહી છું ? મારા પુત્રો આવાં અવિચારી વેણ ઉચ્ચારે છે ? ગમે તેમ તો પણ રાજા પરિમાલનું આપણે લૂણ ખાધું છે. નજીવા કચવાટને ખાતર શું તેના આફતના વખતમાં તેને છેહ દેશો ? તો તો પછી મારે જ તલવાર લઇને યુદ્ધમાં ઉતરવું પડશે. "

આલ્હા અને ઉદલે એક અક્ષર પણ ન ઉચ્ચાર્યો.

## કોયલરાણી

**આ શું માંડયો વિલાપ સૂર તાણી ?**
**કોયલરાણી, ધીરાં પડો ! ધીરાં પડો !**

**હતું કંઠે શું કયાંક ગયું ચાલી ?**
**કોયલરાણી, ધીરાં પડો ! ધીરાં પડો !**

**લાગી અંબાની મંજરી શું ખાટી ?**
**કોયલરાણી, ધીરાં પડો ! ધીરાં પડો !**

**ઉષાપુરી રંગોળી તે નં રુચી ?**
**કોયલરાણી, ધીરાં પડો ! ધીરાં પડો !**

**પેલા રવિએ શું આજ્ઞા ઉવેખી ?**
**કોયલરાણી, ધીરાં પડો ! ધીરાં પડો !**

**કે વસન્તે નવીન વધુ ગોતી ?**
**કોયલરાણી, ધીરાં પડો ! ધીરાં પડો !**

**ભુલા કાગડી શું કીધી તમારી ?**
**કોયલરાણી, ધીરાં પડો ! ધીરાં પડો !**

**જનહૃદયની શું શ્યામતા નિહાળી ?**
**કોયલરાણી, ધીરાં પડો ! ધીરાં પડો !**

**લાગી શ્યામતા શરીરની અકારી ?**
**કોયલરાણી, ધીરાં પડો ! ધીરાં પડો !**

**જયમનગૌરી પાઠકજી**

તેમને મૌન સેવતા જોઇને દેવળદેવીનું શરીર ક્રોધથી કંપી ઉઠયું " મારા પેટે આવા કુલાંગાર કાં પાકયા ? રજપૂતાણીની કુખે જન્મ લેનાર અને ક્ષત્રિયાણીનું દૂધ ધાવનાર આવા રણભીરૂ ન હોય ! પોતાના સ્વામીને માટે જીવનસર્વસ્વ સમર્પણ કરી દેનાર મારા વીરપતિ વત્સરાજના પુત્રો આવાં કર્તવ્યભ્રષ્ટ ? પરમાત્મા ! આવા કાયર પુત્રોની માતા તરીકે જીવાડવાને બદલે મને મોત જ કાં નથી આપતો ? "

માતાને થનો સંતાપ પુત્રોથી ન જોઇ શકાયો. એની વીરવાણીએ તેમને કર્તવ્યનું

" એમાં જોખમ શાનું ? જો વિજય થશે તો કર્તવ્યપાલનનો પરમ સંતોષ અને જગભરમાં ભારે કીર્તિની કમાણી થશે. લડતાં લડતાં મૃત્યુ થશે તો સ્વર્ગનો અનુપમ લ્હાવો મળશે. " દેવળદેવીએ દ્રઢતાપૂર્વક કહ્યું અને યુદ્ધનો પ્રારંભ કરી દેવા સૂચવ્યું.

જાણે પૃથ્વીરાજને પડકાર કરવામાં આવતો હોય તેમ ત્રણવાર શંખધ્વનિ અને ત્રણવાર વિજયડંકા વગાડીને સેનાને તત્પર થવાની આજ્ઞા અપાઇ ચૂકી.

આલ્હા અને ઉદલ શસ્ત્રાસ્ત્ર સજી તૈયાર થયા. જવા પહેલા તેમણે વીરાંગના દેવળદેવી પોતાની વીર માતાના આશીર્વાદ માગ્યા.

દેવળદેવીએ તેમના મસ્તકે હાથ મુકી શુભાશિષ આપતાં છેવટનો ઉપદેશ આપ્યો, " મારા વીર પુત્રો ! ' કાર્ય' સાધયામી વા દેહં પાતયામી ' એ મહામંત્રને લક્ષમાં રાખી કાંતો વિજયમાળ વરજો અથવા યુદ્ધમાં ખપી જજો, અને તમારા કૂળની કીર્તિને ઉજ્વળ કરજો ! "

માતુના આવા ઉત્તેજીત વચનો સાંભળીને તેની બંને પુત્રવધુઓએ પણ વીરતાભર્યા વેણ ઉચ્ચાર્યાં, " બરાબર છે, અને અમે પણ આપની પાછળ પાછળજ સ્વર્ગે સંચરવા તૈયાર છીએ. "

આલ્હા અને ઉદલ આવી વીરમાતા અને વીરપત્ની મળવા માટે પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા અને બમણા ઉત્સાહથી તેઓ યુદ્ધભૂમિ ઉપર આવી લાગ્યા.

× × ×

" જુઓ જુઓ પૃથ્વીપતિ ! આવા મરણિયા વીરોજ રાજપૂતોનો કીર્તિધ્વજ ફરકતો રાખી શકે છે ! " ચંદ બારોટે પૃથ્વીરાજનું લક્ષ ખેંચ્યું.

" શાબાશ ! વીરનરો, શાબાશ ! મોતને મુઠીમાં લઇનેજ જાણે લડતા ન હોય ? ભલા એ કોણ છે તે આપ જાણો છો ? "

" હા ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ! આ વીર બંધુઓ આલ્હા અને ઉદલ નામના બંધુઓ છે, રણખેલનના બડા રસિયા છે. એક વખત મેદાને પડયા એટલે આ પાર કે પેલે પાર કર્યા વિના તેઓ રણભૂમિનો ત્યાગ નહિજ કરે ! તેમાં વળી આ વખતે તો એની વીરમાતા દેવળદેવીએ એમને ખાસ આદેશ આપ્યો છે ! " ચંદ બારોટે વીરબંધુઓનો પરિચય આપ્યો, વીરમાતાની વાત કહી અને પોતાના જાણવામાં આવી ગયેલી સર્વ હકીકત જણાવી દીધી.

પૃથ્વીરાજ ઉંડા વિચારમાં ઉતરી પડયો. પોતે કંઇ સંકલ્પ કરી લીધો હોય તેમ તે બોલી ઉઠયો, " યુદ્ધ બંધ રખાવો. નજીવા કારણ માટે આવા મરજીવાનું મોત હું નથી ઇચ્છતો. મહોબા ભલે શાંત પરિમાલ ભોગવે ! "

" ધન્ય ઉદારચરિત દિલ્લીશ્વર ! " ચંદે પૃથ્વીરાજને બિરદાવ્યો.

જોતજોતામાં બંને સૈન્યમાં વાત પ્રસરી. યુદ્ધનો યશ વીરમાતા દેવળદેવી અને તેના વીરપુત્રોના ભાગે ગયો. સૌ કોઇ તેમને હાર્દિક અભિનંદન આપવા લાગ્યા, ' ધન્ય વીર માતા ! ધન્ય વીર પુત્રો ! '

પણ એ નથી લાગતી ? હૃદય જેને સમર્પ્યું તે પરપુરુષ થયો છતાંય ક્રમભ્રષ્ટ દિલ તેને ભૂલી શકતું નથી એટલું જ નહિ, પણ પોતાને ખાતર ફકીરી હાલમાં એ ઝૂરતો હોય છતાં એની અને પોતાની વચ્ચે મેરુ દુર્ગ હોય આ અવસ્થા અખંડ વિરહાવસ્થા નથી ? કવિ ન્હાનાલાલની ચંદ્રિકાની માફક કુમુદ પણ નિત્યવિજોગણ રસજોગણ છે

" હૈયાના હેત તો મતાવે, માહેનડી !
ઉરના એકાન્ત માન ભડકે બળે "
( ન્હાનાલાલ )

એ સ્થિતિ એની જ છે આપઘાતના બબ્બે-વાર પ્રયાસ એના દુઃખમવેગની તીવ્રતા જ સૂચવે છે સીતાની માફક એના મહનતપનને સીમા નથી

'કેટલી સુવાસ ભરી છે આ પુષ્પમાં ? પ્રાચીનના પતિદત્ત મસ્કારે કેળવણી ઇ નો લાભ કુમુદને પૂરો મળ્યો છે ચૌદપકરવર્ણની રમે તેના જ્ઞાન, સંસ્કાર, શીલ ગાળીય આદિ સંપિત્વ છે સરસ્વતીચંદ્ર પરનો એનો પત્ર જ જુઓને એના ટેમન પર પ્રમાદધન અંગ્રેજી કવિઓ, સંસ્કૃત કવિઓ સૃષ્ટિપદાર્થજ્ઞાનના ગ્રંથો, મનુસ્મૃતિ, અધ્યાત્મ રામાયણ વગેરે જુએ છે એના દોરેલા ચિત્રો વિરહી શકુન્તલા ને સીતાના એનું સંગીત આત્માને ઉન્નત કરનાર, સરસ્વતીચંદ્ર જેવા ભાનભૂલતાને ઉગારનાર આ સાથે ચારિત્ર્યની નિર્મળતા સાત્ત્વિકતા, ને સુન્દરતા પણ એની અસામાન્ય છે કે અસંસ્કારી સાસરીયામાં સૌને પોતાની ગુણસમૃદ્ધિથી ગઢ ગરીબ ગાય જેવી આ કુમુદસુન્દરી વશ કરી લે છે થોડા જ દિવસ એ ભદ્રેશ્વર જવા નીકળે ત્યારે એને વળાવતા બુદ્ધિધન, સૌભાગ્યદેવી, અલકકિશોરી એ સૌ ગળગળા થઈ નિશ્વાસ નાખવા માંડે તે તો ઠીક પણ ઉન્મત્ત અલકકિશોરી નણંદના સર્વસ્વ જતાં કરી ભાભીની એને સુધી પ્રશમન ને શિખવ ગને છે ? તેના પર આણ મૂકાતા પોતાના જ ભાઈને શિક્ષા કરાવતા બુદ્ધિધનને કહે છે બુદ્ધિધન વેવાઈને લખતા કહે છે કે ' કુમુદસુન્દરી ગયા ત્યારથી મારું સર્વસ્વ ગયું કુમુદસુન્દરી સાક્ષાત લક્ષ્મીજી કે સરસ્વતીનો અવતાર હતા " નામચંદ્રજીને વનમાં છોડી અયોધ્યા પાછા ફરતા સુમન્તની વેદના અનુભવતો ગાડીવાન પણ ઉચ્ચારે છે

" એના પગના તો દૂધે ધોઈને પીએ એવા !
એમને પેટે તો અવતાર લઈએ એવા ! "

ખરેખર કુમુદનો આત્મા એના શરીર જેટલો જ કદાચ તેથી વધુ સુંદર છે

આમ છે તેથી જ સરસ્વતીચંદ્રનો લેખ સમજાય છે વિદ્યાચતુરને ત્યાં દરમાણથી પ્રારબ્ધ લેખ લખાય તે પહેલા પત્રોદ્વારા કુમુદ અને સરસ્વતીચંદ્રના મનોમન મળી ચૂક્યા હતા ને ' આત્માએ આત્મને ઓળખ્યા ' હતા વૈરાગ્ય કઠોર આત્મા કુમુદના એક પત્રથી જ દ્રવી ઉઠે, એની છબી હાથીદાંતમાં મઢાવી તૈયાર કરે, તેને ભેટ આપવા હજારોને ખર્ચે મણિમુદ્રા તૈયાર કરાવે, બાપનું બીજું ગમે તે કઠોર પ્રવચન સાંખી રહે પણ આવી કુમુદ વિશે પિતાની યદ્વાતદ્વા વાણી સાંભળતા સરસ્વતીચંદ્ર ઘરબાર છોડી ચાલી જવા તત્પર થાય એમાં શું આશ્ચર્ય ? ગૃહત્યાગ કરતાં એ બોલે છે ' પણ કુમુદ વિસરવાની નથી ' શાની વિસરે ? એને છોડી જતાં એને જ જોવા સુવર્ણપુર ભણી એ અગમ્યો ઘસડાય છે ? તેણે જહાંગીરી ફકીરી ભલે લીધી, પણ એ દુહાગી ફકીર કુમુદની જ બાગ હરદમ પુકાર્યો કરે છે તે પણ સમજી શકાય છે ભૂપસિંહના દરબારમાં જતાં આવતાં કે સુવર્ણપુર છોડતાં, અર્ધરાતે જંગલમાં કે ચંદ્રગઢ પર બહારવટીઆઓની સાથે ભેટતાં એને કુમુદ સાંભરી આવે છે કારણ સામાન્ય આ માટે આ વાત ? કુમુદના

આત્માની સુંદરતા જ આ બધું કરાવી શકે છે.

આ બધી ગુણસામગ્રીનું માતાએ બંધાવેલ ભાથું લઇને કુમુદ પ્રમાદધન જોડે સહજીવન ગાળવા સાસરે આવે છે. આવર્તાવંત અસંસ્કારી સાસરીયું તેને ગુંગળાવે છે, પણ તે ઘડીભર જ. એની સુશીલતા, ડહાપણ સહનશીલતા, મીઠાશ, નરમાશ આદિ ગુણોથી થોડા જ વખતમાં સાસરીયામાં સમાસ કરી લે છે. પણ એના ચિત્તની સ્થિતિ શી છે ? સરસ્વતીચંદ્રને આ મુગ્ધા ભૂલી શકી નથી. પોતાને ભૂલી જઇ પ્રમાદધનને સેવવાનો વિદાય સંદેશ સરસ્વતીચંદ્રે કુમુદને આપ્યો હતો તે વિષના પ્યાલા મીરાંની માફક તે પી ગઇ. એ શ્લોક બિચારીનું એક માત્ર એકાન્તનું આશ્વાસન બને છે, પણ તેમાંની સલાહનું પાલન અશક્ય છે. કુમુદ તો ચંદ્રને જ વર્યું, સૂર્ય આગળ તો એ બીડાઇ જ જાય. ને હૃદય શું એવી સસ્તી ચીજ છે કે ગમે ત્યારે એના ફાવે તેમ સોદા થાય !

છતાં સમય ધર્મને અનુસરવા એ બાળા ભગીરથ પ્રયાસ કરે છે. અંતરમાં લાવા ઉકળતો હોય છતાં વદન પ્રસન્ન રાખવું એમાં કેટલી તાકાત જોઇએ છે એ તો કુમુદ જ જાણે. એની વિદ્યા તથા સંસ્કાર એને શીખવે છે કે પ્રાપ્ત ધર્મ જ હવે તેણે બજાવવાનો રહ્યો છે. સરસ્વતીચંદ્રને ભૂલી ' પ્રમાદધન મુજ સ્વામિ સાચા ' એ નિશ્ચય મનમાં ઘૂંટી ઘૂંટીને ઠસાવવા એ મથે છે. પ્રમાદધનમાં જરાક આવડત કે સંસ્કાર કે પ્રેમની ઉષ્મા હોત તો કુમુદનું આ કાર્ય સરળ બનત. પણ વિદ્યાચતુર પાછળથી કહે છે તેમ તેને એ સુગંધવાળું ફુલ સુંઘતાં ન જ આવડયું; તે ચોળાઇ ગયું. પતિની કૃષ્ણકલિકા સાથેની કુચાલ પ્રત્યક્ષ જોઇ જોતાં તેના હૃદયને જે સંતાપ થયો, તેના કરતાં પેલી 'કાળકાના કુમાંડ'થી ઉલટો ચોર કોટવાળને દંડે તેમ તેના ભદ્રેશ્વર ગયા પછી પ્રમાદધને પોતાના પર નવીનચંદ્ર જોડે ગુપ્તસંબંધનું આળ મૂકવાના રચેલા એતની વનલીલાના પત્રદ્વારા ખબર મળતાં વધુ દુઃખ થયું. સુભદ્રાનું શરણ તેને આને મુકાબલે મીઠું લાગે છે. પત્થર જોડે રત્ન અફળાયું, ને ફુટી ગયું.

આ દુઃખના તાપને શંકરની માફક એ સ્વસ્થતાથી પી જાય છે. પતિની કુચેષ્ટા છતાં તેના પ્રત્યે ક્ષમાશીલ બનતી કુમુદને ગોવર્ધનરામ પ્રશંસાપુષ્પોથી વધાવે છેઃ

" આર્યા ! લગ્નોચ્છેદક ધર્માસન ( Divorce court ) આપે તેના કરતાં વધારે સુખ પ્રાપ્ત કરવાની શક્તિ તારા આર્યહૃદયમાં છે. એ ધર્માસનનું સુખ અનાર્ય લોકોને જ હજો. "

ભલે, પંડિતવર, ભલે. પણ લગ્નવિચ્છેદ એને તત્કાળ બધા દુઃખનો પણ વિચ્છેદ કરાવી સુખી કરત એનું શું ? તમે એના આર્યહૃદય પર મોહી પડયા, પણ એની ભીતરની **અંતર્ગૂઢ ઘનવ્યથા** નો કંઇ ખ્યાલ આવ્યો તમને ? એની આર્ય ગુણસમૃદ્ધિ અલબત વંદનીય છે એની કોઇ ના નથી પાડતું.

બીજી બાજુ એના હૈયામાં તો જ્વાળામુખી ધીકી રહ્યો હોય છે. જે એને માટે ઝુરી ઝુરી ભટકે છે તેની એ નથી રહી, મનને મારી મારી જેને વળગવા ચ્હાય છે તે તેનો નથી. પંટીનાં બે પડ વચ્ચે પીસાતા દાણાની માફક એનો સ્નિગ્ધકોમળ આત્મા દારુણ મનોયાતના અનુભવી રહે છે. હૃદય ને બુદ્ધિ વચ્ચેનું તુમુલ સંઘર્ષણ એને પીસી નાખે છે. હૃદય પોતાના સ્વામીને દૂર કરી શકતું નથી, બુદ્ધિ પ્રાપ્ત સંજોગોને વશ વર્તવાનું ફરમાન કરે છે; આથી તેની દશા

" અંગે, પણ હૃદયની આજ્ઞા એક
ને ચરણનાં ચાલવાં બીજાં "
- ( ન્હાનાલાલ )

જેવી કરુણ બને છે. " પ્રમાદધનમય બનેલું જીવન સરસ્વતીચંદ્રહીન થઈ શકયું નહિ. એક ભવની પતિવ્રતા બીજા ભવના પતિને ભૂલી શકી નહિ. " કારણ ? કારણ " પ્રાણનાથ શું માણુ જડયા છે. "

આ સ્થિતિમાં એનો વિધાતા વધુ ક્રૂર બની એને સતાવે છે. પોતાના નવા ભવના ધર્માનુસાર જેને ભૂલવા મથે છે છતાં જે ભૂલ્યો ભૂલાતો નથી તે પ્રિયજનને એની સમક્ષ ખડો કરે છે. અને તે એકવાર નહિ, બે વાર: એક વખત બુદ્ધિધનને ઘેર, બીજી વખત યદુશૃંગ પર. એ બિચારીનો તરફડાટ વધુ તીવ્ર બને છે. કૂવાકાંઠે તૃષાથી મરવા જેવું એને લાગે છે. પ્રિયજન પાસે છતાં એની સાથે વાત કરવાનો તો શું, પણ મીટ માંડીને જોવા જેટલોય પોતાનો અધિકાર રહ્યો નથી ! તેણે પોતાનું નામ તથા વેષ બદલ્યા છે છતાં આ દમયંતીથી એ બાહુક ઢાંકયો રહેતો નથી. આ સમયનું એનું મનોમંથન માપવાનો ગજ કયાંથી લાવવો ?

એક વાર બિચારી વિકળ વિવશ થઇ ભાન ભૂલી જાય છે, અને બુદ્ધિધનના ઘરમાં પોતાની જોડેના જ ખંડમાં સુતેલા નવીનચંદ્ર નામધારી સરસ્વતીચંદ્રની પાસે જવા વચલા બારણા સુધી પગ પણ ઉપાડે છે. એ રાત્રે એની મનોદશાની વંટોળચકડી કદી ભૂલાય તેવી નથી. બારણા આગળ આવતા જ દીવાના પ્રકાશથી પડેલી પોતાની જ છાયાને જોઈ એ છળી પડે છે, તરત જ એને ભાન આવે છે અને તેનો સમસ્ત વિકારરાશિ ઓગળી જઇને વિશુદ્ધ બને છે. વિશુદ્ધિના જાગ્રત ભાન સાથે અત્યંત અનુકંપાથી ઉભરાતી તેના પોતાના હિતને ખાતર સરસ્વતીચંદ્રને મુંબઈ જવા સલાહ આપવાના આશયથી એ તેના ઓરડામાં જઈ તેના ખીસ્સામાં એક પત્ર મૂકી આવે છે. એ પત્રની પંક્તિએ પંક્તિ આંસુની શાહીથી જાણે લખાઇ છે; એની

'નવ ઉડાયે પોતાથી,
પણ પ્રિયની વિમાનગતિ જોઇ
રાચવું એટલું રહ્યું ભાગ્ય,
તે શાખ–નીકર રહેશું રોઇ.'

એ પંક્તિદ્વયમાં તો કુમુદે પોતાના જીવનની સમગ્ર કરુણા નીચોવીને નથી ઠાલવી દીધી ? અને યદુશૃંગ ઉપર ભગવા અંચળામાં ઢંકાએલા પ્રિય શરીરને સૌમનસ્ય ગુફામાં મળવા જતાં એ અર્ધબેશુદ્ધ દશામાં જે કરુણગાન જોગીજનો સંબોધીને રેલાવી રહે છે એમાંય આંસુના ઓઘ ઉભરાતા નથી ? ખરેખર કુમુદસુંદરી કારુણ્યમૂર્તિ જ છે.

કુમુદ નવીનચંદ્રને તે રાત્રે મળવા ગઈ તે પ્રસંગ પરથી કેટલાક વિદ્વાનોને કુમુદના સતીત્વ વિશે શંકા ઉપજી છે. એ શંકા માટે નો શું કહેવું ? ' પવિત્ર ઉત્કૃષ્ટ સતી ' એ ગોવર્ધનરામનો વિશેષણપ્રયોગ તથા ' સતી તું શુદ્ધ શાણી રે ' એ સરસ્વતીચંદ્રના ઉદ્‌ગાર જ એ શંકાની સામા ધરી દેવા બસ છે. વળી કુમુદનું બધું જ વર્તન જુઓને, કયાંઇ તેના ચારિત્ર્યમાં ડાઘ કે દૂષણ જેવું દેખાડી શકાય એમ છેજ કયાં? નવીનચંદ્રનું દર્શન ગમતાં છતાં એ પોતાને ઘેર પરોણા તરીકે આવે એ કુમુદની પતિવ્રતાવૃત્તિને નથી ગમતું. એક પળવાર પણ કોઇ વખત તેણે નવીનચંદ્રની સામા ઉંચી નજરે જોયું નથી. યદુશૃંગની સાધ્વીઓને મન પ્રમાદધન ભલે એનો જાર હોય, એ પોતે તો તેને જ પતિ તરીકે પ્રમાણે છે અને સાધ્વીઓને રોકડું પરખાવે છે કે ' સૂક્ષ્મપ્રીતિને માટે પણ અભિસરણ

કરું એવી હું નથી' ને 'મારે પતિત નથી થવું,' 'પ્રસાદધન મુજ સ્વામિ સાચા,' એ પાઠ પણ તેણે કેટકેટલો ગોખીને હૈયે રાખ્યો છે? તેના મરણ પછી વૈધવ્ય પાળવાને પણ એ તેટલી જ તત્પર છે. સરસ્વતીચંદ્ર જ તેને કેવો અર્ઘ્ય આપે છે?

" નવા અવતારમાં પાછલો અવતાર ન ભૂલનારી પતિવ્રતા! મને વરેલો પતિ મનથી છુટો નથી પડતો. વરેલા પતિને છોડી મન વ્યભિચારી નથી થતું. શરીરે વરેલા પતિને છોડી શરીર અન્યત્ર નથી રમતું! અહા! બળવાન બાળકી! મનના પતિ પર આટલો આવેશ છતાં તેના ભણી પાંપણનો પલકારો પણ નહિ! કેવાં બળવાળી? પુરુષ, તું સ્ત્રી છે. અને સ્ત્રી! તું પુરુષ છે."

## વીજળી

એકલી આકાશે ઘૂમતી વીજળી
એને અંતર શું શું થાય રે
એકલી આકાશે ઘૂમતી વીજળી.
એનો મારગ ઘેરે વાદળાં
વીંઝે તેજતણો ઝબકાર રે
એકલી આકાશે ઘૂમતી વીજળી.
નેનપલકારે નિહાળતી વિશ્વને
જુએ જુએ ને નેન મીંચાય રે
એકલી આકાશે મતી વીજળી.
એનું સાથી ન કો યે શૂન્યમાં
એકલી ઊડે અનન્તને અવકાશ રે
એકલી આકાશે ઘૂમતી વીજળી

બાદરાયણ

નથી લાગતું કે સરસ્વતીચંદ્રને પોતાને જ મુકાબલે કુમુદ તેના કરતાં ઘણી બળવત્તર છે? સરસ્વતીચંદ્રને ક્યાં કુમુદની માફક પોતાનું મન જેમાં કોળે નહિ તેવી વ્યક્તિ જોડે પરણવું પડ્યું હતું ને આમ દ્વિધા જીવન જીવવું પડ્યું હતું! સરસ્વતીચંદ્રમાં બહુ બહુ તો દુઃખ ને પશ્ચાત્તાપ તથા કુમુદની ઝંખના જ છે, ત્યારે કુમુદમાં તો બુદ્ધિ અને હૃદય વચ્ચેનો ભીષણ જંગ હરદમ ચાલે છે ને તેમાં બન્ને રીતે તેણે વિશુદ્ધ પણ રહેવાનું છે. કેવી કાતિલ ટક્કર તેણે ઝીલી છે તેનો કંઈ ખ્યાલ આવે છે!

ને આમ છતાં આખરે તો એ માનવી છે, ને વધુમાં સ્ત્રીય છે ને! કેટલીકવાર તંગ હાલતમાં રહી શકે એ? એથી જ એની અસાવધ પળમાં અને તે પણ એ એકજ વાર–તે રાત્રે તેને વિકાર થઈ આવે છે. છતાં બીજી જ પળે આપ મેળે કેવી વિશુદ્ધ એ બની જાય છે એ પણ જોવાનું છે. સરસ્વતીચંદ્ર જેવો પુરુષ અલકની વિકારમૂઢ અવસ્થા વખતે કેવો લપસવાની અણીપર હોય છે, તેમજ સૌમનસ્યગુફામાં કુમુદની બેશુદ્ધ દશામાં પણ વિકારી વાયરા તેના આત્માને કેવા હલાવી જાય છે? તો આ તો સ્ત્રી, અને છતાં વિકાર સામે ટક્કર ઝીલે છે. પોતાની જ છાયામાંથી સૂચન મેળવી "બલિષ્ઠ અને નિરંકુશ મોહના આવરણને ફાડી નાખનાર" એની "વિશુદ્ધિનું મહિમન ગવાય તેટલું ઓછું છે' એમ ગોવર્ધનરામે નથી કહ્યું?

આ બધું છતાં કુમુદ સતી નહિ! અહલ્યા સતી, દ્રૌપદી સતી, મંદોદરી સતી, અને કુમુદ નહિ!

પ છતાં, એક ભવની પતિવ્રતા આગલા ભવના પતિને ભૂલી શકી નહિ. એ બાબત પરથી જ એના સતીત્વમાં શંકા લવાય તો

## અભિસારિકા

ઢાળ—' વા વાયા ને વાદળ ઉમટયાં '

મખમલની પહેરૂં મોજડી,
ઝાંઝરના ઝણઝણકાર રે !
પ્રીતમના પંથ નિહાળવા.

કંઈ ઊડતા કંઈક ઢળી જતા,
પાંપણના પલપલકાર રે !
પ્રીતમના પંથ નિહાળવા.

ઘમ્મર ઘેરાળા ઘાઘરે,
ગૂંથેલી ઝૂલતી ઝૂલ રે !
પ્રીતમના પંથ નિહાળવા.

મુખચંદ અલકલટ ઉડતી,
વેણીએ ગૂલમહુલ રે !
પ્રીતમના પંથ નિહાળવા.

મ્હારે વ્યોમવરણને ઓઢણે
ઝળકંતી ઝળહળ દેહ રે !
પ્રીતમના પંથ નિહાળવા.

લાગે જગ ઝબકાવણ વીજળી
સતાતી હૈયને છેહ રે
પ્રીતમના પંથ નિહાળવા.

મ્હારે તરલ નયનથી નીતરે
નવલખ તારાનાં નૂર રે
પ્રીતમના પંથ નિહાળવા.

પૃથ્વીએ ના પગલી પડે,
ગગને ઘૂમતી હું દૂર રે
પ્રીતમના પંથ નિહાળવા.

ઓ ઉપવન કુંજે ઉગતો
તેજીલો તરુણ અરુણ રે
પ્રીતમના પંથ નિહાળવા.

હું પ્રાણે પૂજીશ પ્રાણને
અણરામ ઉપ[illegible] ઉરધૂન રે
પ્રીતમના પંથ નિહાળવા.

રમણિક અરાલવાળા

પણ આ કેટલુંક જોવાનું છે. યદુશૃંગ પર બાવીઓ તેને સ્પષ્ટ સમજાવે છે કે એનો ખરો પતિ તો સરસ્વતીચંદ્ર જ, અને પ્રમાદધન તો જાર માત્ર. પેલા સ્વપ્નમાં સૌભાગ્યદેવી કુમુદને ' મારો પુત્ર તે તારો પતિ નથી ' એમ કહી એના શુદ્ધ પતિ જોડે એનો નિયોગ કરાવી આપે છે. ચંદ્રલક્ષ્મીની છાયા સરસ્વતીચંદ્ર તથા કુમુદને ' પુત્ર અને વધૂ ' એમ સંબોધન કરે છે, ધર્મલક્ષ્મી એમને ' જામાતા અને પુત્રી ' કહે છે, અને ભારતી પાંચાલી પણ ' પુત્ર–વધૂ ' કહી સંબોધે છે. યદુશૃંગ પરનાં આર્યસંસ્કૃતિને સાચ્ચી રીતે જીવતા, મથતાં સાધુસાધ્વીઓથી તેમજ પિતૃલોકનાં, દિવ્યવાસીઓથી અનુમોદાએલા કુમુદના આ સૂક્ષ્મ પ્રેમમાં પેલી શંકા ડૂબી જ જતી નથી ? સતીત્વના મૂલ્યાંકનનું ' આત્મા ઓળે તે વર ' એવું નવું ધોરણ ગોવર્ધ... અહીં નથી રજુ કરતા ? વળી કુમુદ સામ· નૈતિક ધોરણે પણ નિષ્કલંક રહી છેરતો.

યદુશૃંગ પરની કુમુદ એ જુદી જ વ્યક્તિ બની જાય છે. એ વેળાં વિરહાવધિ પછીની શકુન્તલા કે સીતાના જેવી અથવા તપશ્ચર્યાથી કૃશ બનેલી ઉમાની જેવી એ લાગે છે. બાવાઓ સરસ્વતીચંદ્રને બચાવીને ત્યાં લાવે છે, કુમુદને બાવી બચાવીને ત્યાં લાવે છે. પછી તો કુમુદનું નામે ય ફરી જાય છે, એ મધુર મધુરીમૈયા બને છે–ભવ્ય, ઉન્નત ને નિર્મળ. સરસ્વતીચંદ્ર પણ પંચમહાયજ્ઞની નવયુગને અનુકૂળ ફીલ્સુફી ત્યાંના વિષ્ણુદાસ મહંત પાસેથી જીવનપાથેય તરીકે મેળવે છે. કુમુદના ' સૂક્ષ્મ શરીરના વિશોધન અર્થે ' ચંદ્રાવલી તથા બીજી મૈયાઓના સંકેતથી એ પર્વત પર સૌમનસ્ય ગુફામાં કુમુદનું સરસ્વતીચંદ્ર જોડે પાંચરાત્રિક મિલન યોજાય છે. એ વેળા કુમુદે ગાએલા રૂપ[illegible]ગાનમાં એના હૃદયનો [illegible]

નીકળી જાય છે, ને પછી એ નિર્મળ, સ્વસ્થ બનવા લાગે છે. એને હવે એક જ વાસના રહી છે તે આઃ

' સેવે દષ્ટિથી શશીને કુમુદ !
જુવે દૂરથી ને બને કુલ્લ !
છોડી મલિન મદનના ઉપાધિ,
દષ્ટિ સેવા પ્રભુની કરું આવી,
તો હું ભાગ્ય ખોયેલું પામું,
બોધ શાંતિ સુધાપાન ભરું. '

તેણે ત્યાગથી રસના મળ નીચોવી નાખ્યા છે અને હવે તો સરસ્વતીચંદ્ર કને એ ' અશરીર બોધપ્રબોધ ' માગે છે. પરિણામે બંને જણ ' પ્રશપ્રીતિયજ્ઞ ' રચે છે, અને સૂક્ષ્મપ્રીતિનું એમનું અદ્વૈત સાધુજનોની ને સ્વપ્નમાંનાં દિવ્ય સત્ત્વોની મંજુરી મેળવે છે. એ અદ્વૈતસિદ્ધિને બળે સ્વપ્નવિહારમાં બંને એક જ સ્વપ્ન નિહાળે છે. પ્રેમના નિર્મળ, ઉદાત્ત, પુણ્યમંગલ સ્વરૂપનું દર્શન ગોવર્ધનરામ આપણને ત્યાં કરાવે છે. કુમુદ ને ચંદ્ર નામો પણ સાર્થ કરે છે.

એ પ્રેમમાં હવે સ્થૂળ તત્ત્વોની વાસના સરખી નથી જ. એ ' હું ' ' તું 'માં સમાઇ જતો સંકુચિત પ્રેમ પણ નથી. સૂક્ષ્મપ્રીતિનું એમનું અદ્વૈત લોકયાત્રા કાજે છે એ અભિનવ આદર્શ ત્યાં સ્થાપિત કરવામાં આવ્યો છે. જનસેવાના મુદિતાશયમાં બંને સહધર્મચરણ કરે, એ કંઠમાંથી એક જ સંગીત નીકળે એ ભૂમિકાએ પ્રેમને લઈ જવામાં આવ્યો છે. જનસેવાના માર્ગમાં સરસ્વતીચંદ્ર કુમુદનો સ્ત્રીજાતિના ઉદ્ધાર, કેળવણી, સેવા ઇ. અર્થે ઉપયોગ કરવા માગે છે, માટે એકલો પોતે કંઇ કરી શકશે નહિ એમ કહી કુમુદની એ પવિત્ર સેવાકાર્યમાં સાહાય્ય યાચે છે. કુમુદ એ સાધ્યમાં સાધનભૂત થવાનું વચન આપે છે. દર્દેહીલી ને હૈયાશેક ગયા પછીની સમાશ્વાસક જ્ઞાનજન્ય

## આશાની દોર

આશાની દોર, મારી આશાની દોર,
જીવન પતંગ ને આશાની દોર.

ઉષાને પોપચે ઊઘાડી મીટ મેં,
માપી મહીતલની કોર;
સન્ધ્યાની સુરખી સુંઘી સુંઘીને,
ફીધી આ દુનિયા નઠોર રે.
જીવન પતંગ ને આશાની દોર.

સૂસવતે વાયરે છૂટયો એ જાય, ને
ભરવા આ આભનું બાથ;
ખેંચી ખેંચીને તાણી રાખું, તોય
દોરી રહે નહિ હાથ રે.
જીવન પતંગ ને આશાની દોર.

કોટી સૂરજ ને કરમાં લઈને,
કરતો આકાશમાં ખેલ;
તગતગતા તારલા ચન્દ્રમા રચીને,
રમતો અવનીને રૂઠેલ રે.
જીવન પતંગ ને આશાની દોર

વિધવિધ રંગો અંગે ભરેલા,
ઝરતા કુસુમની સુવાસ;
શ્વાસે શ્વાસે એને, યમુનાજી ઊછળે,
રેતીના કણનો ત્યાં વાસ રે.
જીવન પતંગ ને આશાની દોર.

ચૌદે ભુવનમાં ઘૂમી વળીને
ઊંચે ચઢે રસપૂર;
કીકીનાં કિરણો પ્હોંચે નહિ ત્યાં,
વેગે ઉડે દૂર દૂર રે
જીવન પતંગ ને આશાની દોર.

આશાની દોર, મારી આશાની દોર
જીવન પતંગ ને આશાની દોર.

મોહિનીચન્દ્ર

શાંતિ હવે સરસ્વતીચંદ્રને તેમ કુમુદનેય સાંપડે છે. આ સ્થિતિએ આવ્યા પછી કુમુદનું સમાજદૃષ્ટિથી પણ સરસ્વતીચંદ્ર જોડે પુનર્લગ્ન થાય તો કંઇ ખોટું નથી એટલે સુધી ગોવર્ધનરામ આવી ગયા.

નવાઇ માત્ર આટલી થાય છે કે ત્યારે કુમુદનું લગ્ન સરસ્વતીચંદ્ર જોડે કેમ ન થયું? તેને માટે અનુકૂળ ભૂમિકા બધી આમ તૈયાર હતી તો તો બિચારીની બેવડી 'બીગરી' સુધારવાની તક ગોવર્ધનરામ જેવા શાણા વિચારકે જવા કેમ દીધી? અરેરે ગોવર્ધનરામ, એટલુંયે ન સૂઝ્યું તમને? જે વિદ્યાચતુર પ્રથમ બોલેલો—

"Conventional widowhood! Social terrorism! Must you stand between me and my love and my duty to my dear child!......Is it proper in a father to submit to the control and see the child writhing before his eyes, because he is a *social-moral-coward*?"—

તે પણ સમાજ કે નીતિનો ડર વેગળો કાઢી દઇ પુત્રીના સુખ ખાતર પોતાનું પ્રધાનપદું પણ ડૂલ કરવા તૈયાર થાય છે. આટલે સુધી પરિસ્થિતિ અનુકૂળ હતી તોય ગોવર્ધનરામ કેમ ચૂકી ગયા? ગોવર્ધનરામની સમાજભીરૂતા અને જોઇજોઇને ડગલાં ભરવાની અતિ સાવધાન નીતિ જ આને માટે જવાબદાર છે. એ રહ્યા સમન્વયવાદી, એટલે એમણે એવો વચલો તોડ કાઢ્યો કે તેમણે કુમુદ–સરસ્વતીચંદ્રનું સૂક્ષ્મપ્રીતિનું અદ્વૈત યોજ્યું, અને કુસુમ જોડે સરસ્વતીચંદ્રનું સમાજલગ્ન ગોઠવ્યું. વળી, વિધવાનાં પુનર્લગ્નનો પ્રશ્ન એમની નજરે નહોતો; કુમુદનું કે 'સ્નેહમુદ્રા'ની વિધવાનું વૈધવ્ય તો એક અકસ્માત છે, ખરી વાત તો આત્માના ઓળખેલા વરને સમાજ વરવા નથી દેતી એ વસ્તુસ્થિતિના અનર્થ બતાવી સ્નેહલગ્નની અભિનવ ભાવના રજુ કરવાની છે, એ ભાવનાને સારી રીતે ઉપસાવી ગોવર્ધનરામ આઘેથી એના ઉપાય તરફ આંગળી ચીંધી અટકી ગયા. જુના તથા નવા આદર્શ જુનવાણી તથા સુધારક બંને પક્ષમાંથી એકેને દુભવ્યા વગર કેવી સિફતથી પોતે રજુ કરી શક્યા છે. એનો ખ્યાલ આવતાં એ કુશળ પંડિત મનમાં કેવા મલકાયા હશે?

આ ઉપરાંત બીજી રીતેય એમનું વલણ સમજી શકાય. કુમુદ તથા સરસ્વતીચંદ્ર જનસેવા માટે મથવાનાં હતાં. જો એ લગ્નગ્રંથિથી જોડાય તો સમાજ એમની સેવા નકારે તો શું પણ તેમને માટે સેવા કરવાનું જ અશક્ય કરી નાખે તેવો સંભવ મોટો હતો. આથી સમાજસેવાના મોટા ધ્યેય આગળ વ્યક્તિગત ભોગ આપવાનું ગોવર્ધનરામે બતાવ્યું. પણ એમાં સરસ્વતીચંદ્રને તો ખાસ મોટો ભોગ આપવો પડતો નથી, એનાં તો કુસુમ જોડે લગ્ન થાય છે. ત્યારે કુમુદને જ ભાગે લગ્યકરણ આત્મવિસર્જન કરવાનું આવે છે. હિંદુ સંસારમાં પુરુષ કરતાં સ્ત્રીને જ વધુ સહન કરવું પડે છે ને વધુ ભોગો આપવા પડે છે તેનું તો પ્રતિબિંબ યોજવા નહિ ધાર્યું હોય લેખકે? અથવા, પોતાના જમાનાના ગુજરાતના બધા સળગતા પ્રશ્નોની મીમાંસા હાથ પર લેતાં પ્રથમ પ્રશ્ન આપણી લગ્નસંસ્થાનો લઇ ગોવર્ધનરામે તેથી સ્ત્રીજાતિને કેટલું બધું સોસવું પડે છે તેનો હૂબહૂ ચિતાર આપવાનું જ પ્રધાન લક્ષ્ય રાખ્યું, તેમ કરતાં અનેક કુમુદોની એક પ્રતિનિધિ તરીકે જ કુમુદનું આલેખન કર્યું અને એના વીતકોની કરુણા અચ્છી રીતે વ્યક્ત કરવા અંત લગી એ દુ:ખીયારી જ રહે એમ ચિતરવું નકારણ પસંદ

કર્યું હોય તો નવાઈ નહિ. 'સ્નેહમુદ્રા'માં પેલી વિધવાની કથામાં પણ આમ જ છે, એક રીતે કહીએ તો 'સરસ્વતીચંદ્ર'માંની કુમુદ એટલે એ વિધવાની સુધારેલી વધારેલી આવૃત્તિ.

ગમે તેમ પણ આપણને એક લાભ તો આથી થયો છે. કુમુદના આત્માની અશેષ સુંદરતાનું તેમજ તેના અદ્ભુત ભવ્યકરુણ આત્મવિસર્જનનું પુનિત દર્શન અન્ય કયા સંજોગોમાં આપણને થાત ? પોતાની જાતનો નિતાન્ત લોપ કરી નાખી કુસુમને સરસ્વતીચંદ્ર તરફ વાળવાનો સફળ પ્રયત્ન કરતાં અને સ્વપ્નમાં સરસ્વતીચંદ્રની વાત્સલ્યભાવે 'માતા' બનતાં મધુરીમૈયા એ માનવી નથી રહ્યાં, દિવ્ય મૂર્તિજ બની જાય છે.

અને છતાં આપણાં માનવી હૃદયને એનું આખું ય જીવન અત્યંત કરુણ નથી લાગતું ? રામભદ્રને પાછાં મળતાં વસુંધરામાં અલોપ થઇ જતાં સીતાદેવીની માફક કુમુદનું યે માનવીજીવન અહીં પૂરું થાય છે એમ નથી લાગતું ? એની ભસ્મમૂર્તિ જ બાકી રહે છે જાણે, મૂળ કુમુદની વિડંબના કરતી હોય તેવી.

ગોવર્ધનરામે સુંદર વાસ્તવિક સામાજીક ચિત્ર વફાદારીથી આલેખ્યું એની .ના નથી. પણ એની રોગચિકિત્સા :( Diagnosis ) કરી તેમ એનું ઔષધ તેમણે આપ્યું નથી. સ્થૂલસૂક્ષ્મપ્રીતિનો કુમુદનો માર્ગ બધી સ્ત્રીઓ અનુસરે તો ? તો, બીજું તો કંઈ નહિ, પણ કેટલી તંગ મંથનપૂર્ણ હાલતમાં એ બળોના તાણ ( Tension )માં એમને કાયમ માટે રહેવું પડે ? એ સ્થિતિ આત્મ-વિઘાતક તો છેજ, ને બધી વ્યક્તિઓ ઓછી જ કુમુદો હોય છે કે એ ટક્કર ઝીલી શકે ? જરાક વધુ હિંમત કરી કુમુદને સરસ્વતીચંદ્ર જોડે પરણતી ચીતરીને ક્રાન્તિને પંથે પ્રયાણ ગોવર્ધનરામે કર્યું હોત તો કેવું સારું થાત ?

એક વસ્તુ જરા ખૂંચે છે તે કુમુદનો અત્યંત સહનશીલ, નરમ મોળો (Passive) સ્વભાવ. વિધાતા નાખે તેટલો દુઃખનો ભાર મુંગે મોઢે ચું કે ચાં કર્યા વગર સહી લેવાનો જ પોતાનો ધર્મ સમજતી હોય તેવી એ છે. આને લીધે જાણે એનું પોતાનું કશું જ તેજસ્વી વ્યક્તિત્વ એને હોય નહિ અને વધસ્તંભે દોરાતા પશુના જેવી જ કોઇવાર એ લાગે છે. ઘણીવાર થઇ આવે છે કે કુમુદ, તેં પ્રમાદધન વેરે તારાં ઉતાવળમાં લગ્ન કરતાં માબાપને સબુરી પકડવા એ શબ્દો જ ઉચ્ચું માથું કરી કહ્યા હોત ! અથવા યદુશૃંગ ઉપર ચંદ્રકાન્તના સમાજભીરુ નિર્ણયને જરાક પુણ્યપ્રકોપથી પીંખી નાખી સરસ્વતીચંદ્રને સાથે લઈ નવી જ દુનિયા સર્જવા પ્રયત્ન કર્યો હોત ! પણ નહિ, કુમુદ બંડ કરી શકે

જ નહિ, એ તો ગરીબડી ગાય જેવી છે. એના સૌમ્ય, મૃદુ, સાત્વિક, ને શીળી ચાંદની જેવા સ્વભાવમાં જ એ નથી. આર્યસંસ્કારની ગળથૂથી પીધેલી અનેક સ્ત્રીઓની એ પ્રતિનિધિ છે. વ્યક્તિ કરતાં પ્રકાર જેવી એ વધુ લાગે.

ગોવર્ધનરામનો દાવો છે કે નવલકથામાં તેમણે આદર્શ તેમજ વાસ્તવિક અને અંશો સરખા પ્રમાણમાં રજુ કર્યાં છે. કુમુદના જીવનના બધા પ્રસંગોનું નિરૂપણ વાસ્તવિક છે, તેટલું એના સ્વભાવ, ચારિત્ર્ય ઇ. નું આલેખન આદર્શ છે, અને એકંદરે આદર્શ અંશ વધુ લાગે છે. ચૌદ પંદર વર્ષની વયમાં આટલી વિદ્યા, જ્ઞાન, સંસ્કાર, સમજણ, ચારિત્ર્યશુદ્ધિ, સહનશીલતા, વિશુદ્ધ દૃઢ પ્રેમ, ત્યાગ, પરિપક્વતા વગેરે જરા વધારે પડતાં લાગે: વાસ્તવિક ગુજરાતના કરતાં પોતાની મનોમય સૃષ્ટિનું માનવી ગોવર્ધનરામ અહીં પકડી લાવ્યા છે એમ લાગવું સ્વાભાવિક છે. આદર્શ કોઇક દિવસ સત્ય બનશે એવી એમની શ્રદ્ધાએ પણ આમાં કામ કર્યું છે. આર્ય સ્ત્રીત્વનો નવયુગનો આદર્શ રજુ કરવાનો પ્રયાસ પણ થોડે અંશે કુમુદના આલેખનમાં મૂર્ત થયો છે. આથી કોઇક વખત વ્યક્તિત્વની ચમક વિનાની નમાલી વિદ્વત્તાની પુતળી જેવી પણ એ લાગી જાય છે. છતાં એનું વ્યક્તિત્વ અનોખું છે અને સાત્વિકવર્ણું છે.

ગુજરાતી સાહિત્યની પાંખડીઓ ને જયાઓ, મંજરીઓ ને દેવયાનીઓ, રંજનો ને રાજેશ્વરીઓ, કોકિલાઓ ને ખેમીઓનાં આયુષ્ય જેટલાં હોય તેટલાં, પણ એ સર્વથી વિશિષ્ટ ને ઉજ્જવળ દીપ્તિથી ભરેલી કુમુદનું આયુષ્ય ગુજરાતી સાહિત્ય જેટલું રહેવાનું એમાં શક નથી. યદુશૃંગવાસી સાધ્વીઓની કૃપાપાત્ર થએલી મધુરીમૈયા, તને સીતાની માફક

**शिशु वा स्त्रैणं वा भवतु**
**ननु वंद्याऽसि जगतः**

એવી પ્રણામાંજલિ જ નતમસ્તકે અમારે આપવાની રહે છે.



## બોલજે સાવ સાચું

મૃદુલ શુલગુલાં શી આંખથી આંખ શોધી
હૃદય મુજ નિહાળ્યું આંખમાં ખુબ હારી
લપતી છપતી મારી ઊર્મિ ને છેક ખુલ્લી
થઇ, પ્રીત છલકી તે જોઇ ને શું ખુશાલી
ઉપજી તમ ઉરે કે ? બોલજે સાવ સાચું.

" સુહૃદ "




TATA
TOMCO

## લાઈમ્સ અને ગ્લીસરાઈન

વાળના મુળને મજબુત બનાવે છે
અને તેને ખરી પડતા અટકાવી
વાળનો જથ્થો વધારે છે.

## ડાયમન્ડ બ્રીલીઅનટાઇન

વાળને ચીકણા કર્યા વગર સુંદર
કુદરતી ચળકાટ આપે છે.

ધી તાતા ઓઈલ
મીલ્સ કું. લી.
તાતાપુરમ અને મુંબઈ.

卐

ધી ટોમકો સેલ્સ ડીપાર્ટમેન્ટ
પી. ઓ. બોક્ષ ૫૨૮
મુંબઇ.

# ચોકબજારની વેશ્યા

લેખક
**શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ**

હું ગરીબ માતપિતાને ત્યાં જન્મી હતી. મને સારાં વસ્ત્રો પણ પહેરવા મળતાં નહિ, પછી સોના–ચાંદીનાં ઘરેણાંની તો વાત જ શી ? પરંતુ મને યાદ છે કે જ્યારે હું દસ વર્ષની હતી અને કન્યાશાળામાંથી ઘેર જતી, ત્યારે પાસેની જ શાળામાં અભ્યાસ કરતા છોકરાઓ મારી સામે જોઇ જ રહેતા. માર્ગમાં પણ જુવાન પુરૂષો પસાર થતા તેઓ મારી સામે એકાદ દૃષ્ટિપાત કર્યા વિના ભાગ્યેજ આગળ વધતા. તે વખતે જ મને ભાન થયું કે મારામાં સુંદરતા હોવી જોઇએ. સુંદરતા કોને કહેવાય તેની મને ખબર નહોતી, પરંતુ સુંદરતા તરફ સૌ આકર્ષાય છે એટલું તો હું જાણતી હતી.

મારી ઉજળી ચામડીની બહેનપણીઓમાં હું સુંદર કહેવાતી નહિ, કારણ કે મારા કરતાં વધારે ઉજળી ચામડીવાળી ઘણી બહેનપણીઓ પોતાને મારા કરતાં વધારે સુંદર માનતી હતી; પરંતુ જુવાનોનું આકર્ષણ મારી તરફજ વધારે થતું હું એમ હું જોઇ શક્તી હતી.

પિતા મૃત્યુ પામ્યા, એટલે હું એક ગરીબ રાંડીરાંડની પુત્રી ગણાવા લાગી. અમારી નાની અને જૂના આચાર–વિચારવાળી ન્યાતમાં મને કેવો પતિ મળશે તેનો મને કોઇ કોઇ વાર વિચાર થયા કરતો હતો. અંગ્રેજી ત્રણ ધોરણ સુધી અભ્યાસ કરીને મેં શાળા મૂકી દીધી–ના, માતાએ શાળા મૂકાવી દીધી.

હું ગરીબને ઘેરજ જવાની, ત્યાં મારે મહેનત મજૂરી કરવાનાં, મારો પતિ પણ કોઇ સાધારણ ભણેલો અને નાના સરખા પગારવાળો જુવાન હોવાનો, એ બધી ગણત્રીએ મને વધુ ભણાવવાની માતાને ઇચ્છા થવા દીધી નહિ.

પરંતુ માતાની એ બધી ગણત્રી ઉલટી પડી. મરઘાભાઇ દેસાઇનો સુમંત રાંડયો, મારી માતાએ દેસાઇને ત્યાં જઇ કહેણ મૂકયું, દેસાઇ મને ઓળખતા હતા એટલે તેમણે તુરત તે સ્વીકારી લીધું, અને હું એક ધનવાન, જુવાન, સુંદર ગ્રેજ્યુએટને પતિ તરીકે પામી ! તેથી માતાને અને મને કેટલો આનંદ થયો હશે તેની કલ્પના કોઇ કવિજ કલમદ્વારા મૂર્તિમંત કરી શકે.

સુમંતની વય બાવીસ વર્ષની હતી, મારી વય સોળ વર્ષની હતી સુમંત એક પેઢીમાં પચાસ રૂપિયાની નોકરી કરતો હતો, પરંતુ મારા સસરાને ત્યાં દેસાઈગીરી હોવાથી જમીન–જાગીર અને ધનનો તોટો નહોતો ખરેખર, મારા સુખનો કાંઈ પાર નહોતો

મોટી રકમની પહેરામણીને મારા સસરાએ તુચ્છકારીને એક ગરીબ કન્યા પસંદ કરી એથી લોકોને ખૂબ આશ્ચર્ય થયું હતું કોઈ કહેતું કે મારી સુંદરતા પર દેસાઈ કુરબાન બન્યા હતા, કોઈ કહેતું કે સુમંતની મરણ પામેલી પત્ની એક ધનવાન કુટુંબની છોકરી હતી તેનો મિજાજ દેસાઈથી વેઠાતો નહોતો અને તે વડીલોની આમન્યામાં રહેતી નહોતી, તેથી દેસાઈએ આગ્રહપૂર્વક આ વખતે ગરીબ ઘરની કન્યા જ પસંદ કરી હતી, પણ હું તો માનતી હતી કે મારા મહદ્ભાગ્યની રેખાએ જ પૂરું જોર કર્યું છે.

હું પરણીને પતિગૃહે આવી લોકો મારા સસરાને કહેતા " નહિની પૂરી નમીમદાર છોકરી, નહિ તો બાપ વિનાની ગરીબ ઘરની છોકરીને આવી ન્યામત અને ગ્રેજ્યુએટ પતિ ક્યાંથી મળે ? "

મારા પતિને તેના મિત્રો હસતા હસતા કહેતા

'" સુમંત તું ખરેખર ફાવી ગયો છે હો ! દલીચરૂ લઈ ગયો, દલીચરૂં ! '

*

બારેક માસ પૂરા નહિ થયા હોય, એટલામાં એક બાજુએ મારી માતા મરણ પામી, બીજી બાજુએ મારી સાસુ મરણ પામ્યાં

મારા સસરા હવે અસ્વસ્થ દેખાવા લાગ્યા તે વારંવાર પલંગમાં સૂતા સૂતા છાતી પર હાથ મૂકીને વિચારમાં પડી જતા હું માનતી કે પત્નીના મૃત્યુથી તેમના હૃદયને ધક્કો લાગ્યો હશે, તે કાળ જતાં ધીરે ધીરે ભુલાઈ જશે હું ખના ડાઘને કાળનો ધસારો જ નાબૂદ કરી શકે છે

પણ જેમ જેમ કાળ જવા લાગ્યો તેમ તેમ તેમની અસ્વસ્થતા વધતી જણાવા લાગી, અમારા ઘરમાં આછી–પાછી લાજનું અસ્તિત્વ હતું, એટલે હું જરા આધું ઓઢીને સસરા સાથે વાતચીત કરી શકતી તેમની અસ્વસ્થતા માટે કોઈ કોઈ વાર હું પૂછતી ત્યારે તે કહેતા " હમણાં શરદીને લીધે માથું બહુ દુખ્યા કરે છે, ક્યાંય ચેન પડતું નથી "

સ્વાભાવિક રીતેજ હું માથું દબાવવાની માગણી કરતી અને તે હા કહેતા એટલે હું તેમનું માથું દબાવતી એક–બે વાર તેમણે પગ દબાવવાનું કહ્યું મને એ ગમ્યું તો નહિ, પણ વિચાર્યું કે ઘરમાં સાસુ નથી, તો તે બિચારા મારા સિવાય બીજા કોને કહે ? હું પગ પણ દબાવતી

એક વાર હું તેમનું માથું દબાવતી હતી, ત્યારે તેમણે દર્દના આવેગમાં એકદમ મારા ખોળામાં માથું મૂક્યું ! હું એકદમ ઊભી થઈ ગઈ અને થોડીવાર ઊભા ઊભા માથું દબાવીને ચાલી ગઈ

પછી તો કોઈ કોઈ વાર તે મારા સૂવાના ઓરડામાં આવતા અને મારી સાથે વાતો કરવા લાગતા મને તેમની આ બધી ચેષ્ટામાં દુષ્ટતાનો ભાસ થવા લાગ્યો, પણ સસરા તો પિતાતુલ્ય, મારાથી એ વાત કાંઈ કોઈને કહી શકાય ? અને કહું તો માને પણ કોણ ?

' મુઝાવા લાગી એ વાત કોને કહું તેનો વિચાર મને થયા કરતો હતો માતા મરણ પામી હતી, ભાઈ કે પિતા મારે હતા જ નહિ, પાડોશીઓ પાસે એ વિષે એક અક્ષર પણ બોલી શકાય નહિ, ત્યારે હું એ વાત પતિને કરું ? '

હું એ હિંમત કરી શકી નહિ એ વિદ્વાન

પિતૃભકત અને સુશીલ પુરૂષને હું નકામી દુઃખમાં નાંખું તે પહેલાં તો મને મરણ આવે તો સારૂં એવી જ મને ઇચ્છા થઇ.

*

મારા પતિનો એક પરમપ્રિય મિત્ર માત્ર પુરૂષોત્તમ હતો. તે અમારે ત્યાં ઘણીવાર આવતો જતો હતો. મારે ને તેને બોલચાલનો પવિત્ર સંબંધ હતો. સૌની હાજરીમાં પણ હું તેની સાથે વાતચીત કરતી. પુરૂષોત્તમની સલાહ લઇને મારા દુઃખનું નિવારણ કરવાનો કાંઇ માર્ગ કાઢવાનો મને વિચાર થયો.

મેં તેને એક પત્ર લખ્યો અને એક અકથ્ય દુઃખના નિવારણ માટે તેને મળીને તેની સલાહ માંગવાના વિચારથી તેને કોઈ સ્થળે મળવાની મેં ઇચ્છા દર્શાવી. એ સ્થળ અને સમય નકકી કરીને પુરૂષોત્તમે જ મને જણાવવાનું હતું.

પણ બીજે દિવસે એ પત્રે મારા પર જ દુઃખનો પહાડ તોડી પાડયો !

પુરૂષોત્તમના પિતા નારાયણભાઈના હાથમાં જ ટપાલીએ એ પત્ર મૂકયો અને સરનામાંના અજાણ્યા અક્ષર જોઇને તેમણે, તે ફોડીને વાંચ્યો ! બસ, કોઇ પણ સ્ત્રી પોતાના પુત્ર ઉપર આવો પત્ર લખીને પોતાના પુત્રની જીંદગી ખરાબ કરે એ તેમને અસહ્ય લાગ્યું. તે ઘેર કશું બોલ્યા ચાલ્યા વિના એ પત્ર લઇને મારા સસરા પાસે આવ્યા અને તેમના હાથમાં એ પત્ર મૂકી ધુંવાંપુંવાં થતા તેમની પાસેથી જવાબ મેળવવા તાકી રહ્યા.

મારા સસરાએ પત્ર વાંચ્યો અને તે નિઃશ્વાસ નાંખીને બોલ્યાઃ " નારણભાઇ ! બસ, હવે આજથી અમારા કુળનો સૂર્ય આથમવા લાગ્યો, બીજું શું ? "

નારાયણભાઇ કરડાકીથી બોલ્યાઃ " જુઓ દેસાઇ, આ ગરીબ ઘરની દીકરી લેવાનું ફળ ! જે ઘરમાં કોઇની દેખરેખ ન હોય તે ઘરનું છોકરૂં બહેકેલી જ રહીએ તેનો આ દાખલો. મારા સાળાની કુસુમનું કહેણ તમે માન્યું નહિ, નહિ તો તમને એ છોકરીના ગુણોની મિઠાશ......પણ જવા દો એ વાત ! ગઇ તિથિ વાંચવાનો કશો અર્થ નથી. પણ દેસાઇજી ! મારે હવે એટલું જ કહેવાનું કે પારકા ઘર બગાડનારી આ તમારા પુત્રની ગૃહલક્ષ્મીને અંકુશમાં રાખજો, નહિ તો આમાંથી ભુંડી થશે ! "

મારા સસરાએ મારા પતિને બોલાવ્યા, મને બોલાવી, પુરૂષોત્તમને પણ બોલાવ્યો. મારા પતિ તો શૂન્યમૂન્ય જેવા બેસી રહ્યા, જાણે ડઘાઇ ગયા હોય. પુરૂષોત્તમે કહ્યું કે " મારે આજ સુધી નન્દિની સાથે કશો પત્રવહેવાર થયો નથી, પરન્તુ આ પત્રમાં એવું કશું વાંધાભર્યું નથી કે તમે બધા અકળાઓ છો. મારા જેવા ભાઇને નન્દિની ભાભી જેવી બહેન મળીને કાંઇ દુઃખની વાત કહેવા ઇચ્છતી હોય..."

નારણભાઈ એકદમ તડુકી ઉઠયાઃ " બસ, બસ, ચબાવલા ! જોયો ન હોય તો નન્દિની ભાભીનો ભાઇ ! "

મેં કહ્યું " પુરૂષોત્તમભાઇ ખરૂં કહે છે. મારે એક દુઃખની વાત તેમને કહેવાની હતી..."

મારા સસરા એકદમ ઉશ્કેરાઇને બોલ્યાઃ " તારે વળી દુઃખ શાનું, કર્કશા ? તેં મારૂં કુળ બોળ્યું, તેં મારૂં મ્હોં કાળું કર્યું..." અને પછી તે એવું એવું બોલ્યા કે તે હું અહીં લખી શકતી નથી. સામો જવાબ આપવાની મારી શક્તિ જ તેથી હરાઇ ગઇ. આવે પ્રસંગે માત્ર ઘરને ખૂણે બેસીને રડવા સિવાય બીજી કઇ શક્તિ આર્યલલનામાં અવશિષ્ટ રહી છે ?

રાત મેં રોઈ રોઇને કાઢી. તે રાત્રે પતિએ મને દર્શન પણ આપ્યું નહિ.

## સ્મૃતિ

પ્રખર શરદ તાપથી તપેલ
રસકસહીન કૃશાંગ, વિસ્તરેલ.
જગ, રસવતુ અભ્ર શિર્ષ આવી
ક્ષણ કરી જાય રસાર્દ્ર વિશ્વવાડી !

દિશ દિશ નિશ અંધકાર છાયે
ઉડુપ નિધિ લઇ હાથ ઉર દાબે,
તવ ઝીણી, ઝીણી તોય દીપ-માળ,
હ્રત ઉર આશ તણી પુરે સુરેખ !

તરૂ, ખગ, વન, સર્વ શબ્દહીન,
અનહદ નિર્ઝરનું પ્રશાંત બીન,
તહીં પડપડ વીંધતો અચિંત્યો
પ્રિયજન શો સ્વર મિષ્ટ કોકિલાનો !

વિષમ વિકટ કંટકે તરેલાં
દયિત સુખે વન આ વિષે ફરંતાં,
ત્યમ, કરતી પીયૂષવૃષ્ટિ, કાન્તે !
સ્મૃતિ તુજની ક્ષણ આત્મ આ ઝુલાવે!

कारमलन

પરોઢમાં મને પહેર્યે લુગડે ઘરબહાર કાઢી મૂકવામાં આવી !

*

પતિગૃહનો આશ્રય નાશ પામ્યો, પિતૃગૃહનો આશ્રય હતો જ નહિ, કોઇ સગાંઓનો આશ્રય લેવાની મને ઇચ્છા થઇ નહિ, એટલે હું ઘર અને ગામ છોડીને અફાટ જગતમાં ઓચિંતી આવી પડી.

પરોઢના ઝાંખા અજવાળામા હું ગામ છોડીને ક્યાં જતી હતી તેની મને ખબર રહી નહિ. ચાલતાં ચાલતા થાકી ત્યારે એક ઝાડ હેઠળ બેઠી અને ત્યાં ને ત્યાં જ હું ઉંઘી ગઈ.

જ્યારે હું ઉઠી ત્યારે સાંજ પડવા આવી હતી. હું ઉઠીને ચાલવા લાગી અને બહુ દૂર ગઈ નહિ હોઉં, ત્યાં કોઈ દેવમંદિરનો ઘંટ વાગતો મેં સાંભળ્યો. નજીકમાં ગામ અને મંદિર હોવાનો મને ખ્યાલ આવ્યો એટલે હું તે દિશાએ ચાલવા લાગી.

ગામની બહાર એકાંતમાં દેવમંદિર હતું. હું ત્યાં પહોંચી ત્યારે સાંજ પડી ગઇ હતી, દીવા થઇ ગયા હતા, મંદિરમાં આરતી ચાલતી હતી.

આરતી પૂરી થઇ એટલે એકઠા થએલા થોડા લોકોમાં પૂજારીએ પ્રસાદ વહેંચવા માંડ્યો. ભૂખ એટલી લાગી હતી કે એ પ્રસાદનાં કોળીયા જેટલા અન્ન માટે પણ પેટ તરફડીયાં મારતું હતું ! સૌની સાથે મેં પણ પૂજારી સામે હાથ ધર્યો. પૂજારીએ મારા હાથમાં ઉપરા ઉપરી બે વાર પ્રસાદ મૂક્યો ! મેં ધાર્યું કે ભૂખ્યાનું, બીજું કોઇ નહિ પણ પ્રભુ તો છે જ ! પ્રભુદ્વારે જ મને અન્ન મળ્યું એ તેનો થોડો ઉપકાર હતો ?

કૃતજ્ઞતામાં મેં ઉંચું જોયું, તો મારા રોમ થરથરી ગયાં !' પૂજારીની કામલોલુપ દૃષ્ટિ મારા ભણી તાકી રહી હતી ! મારા હાથમાંથી પ્રસાદ પડી ગયો. પૂજારી ગુસ્સે થવાને બદલે મમતાથી બોલ્યો' "બાઇ ! તુ ક્યાં રહે છે ? "

" જહન્નમમાં રહું છું, તારે શું કામ છે ? "

મારા આ જવાબથી તે ભોંઠો પડીને મૂગો મૂગો ચાલ્યો ગયો.

*

. હું મંદિરમાં પાછી ફરવા જતી હતી, એટલામાં કોઇનો હાથ પાછળથી મારા ખભા પર પડ્યો. મે પાછું વાળીને જોયું તો એ એક બાઈ હતી, વિધવા હતી.

તેણે કહ્યું: " બાઈ ! તું અજાણી અને ગભરાયલી જણાય છે. "

મે કહ્યું· " તેની તમને શી ચિંતા ? "

" ભૂખી અને અજાણી સ્ત્રીની ચિંતા એક સ્ત્રીને હોય તેમા નવાઇ શી ? પૂજારીની લુચ્ચાઇ મેં જોઈ છે, અને નારી ભૂખ પણ

મારી જાણ બહાર રહી નથી."

આ સહાનુભૂતિના ઉદ્દગારો સસરાનું ઘર છોડયા પછી પહેલીજ વાર મેં સાંભળ્યા હતા. મારી આંખમાં આંસુ ચમકી ઉઠયાં.

તે બાઈ બોલીઃ "બહેન, મુંઝાઈશ નહિ, ચાલ મારે ઘેર."

" તમે કોણ છો ? "

" હું આ ગામની કન્યાશાળાની વડી મહેતીજી છું. મારૂં નામ મણીગૌરી."

" તમે મને કાંઈ નોકરી–ચાકરીના બદલામાં ખાવાનું આપશો ? "

" હા, આપીશ. " તેણે કહ્યું.

હું મણીગૌરીને ત્યાં રસોઇ કરવાને રહી. બીજે દિવસે હું રસોડામાં બેઠી બેઠી રાંધતી હતી, એટલામાં ત્યાં તાલુકા લોકલ બોર્ડના પ્રમુખ રણજીતભાઇ આવ્યા. તે ઠેઠ રસોડા સુધી આવી પહોંચ્યા અને મને જોતાં જ તેમની આંખોમાં દીપ્તિ પ્રકટી !

રણજીતભાઇએ મણીગૌરીને આજ્ઞા કરીઃ " આ બાઇને કાલે મારે ત્યાં મોકલી આપજે. મારી જુની ચાકરડી જતી રહી છે, તેથી ઘરકામમાં બહુ અડચણ પડે છે. "

મણીગૌરીને નિરૂપાયે જવાબ આપવો પડ્યોઃ " સારૂં સાહેબ ! "

## દૂરના પંથે

—રાસ—

દૂર દૂરના પ્રદેશ લાગે મીઠડા,
દીઠા નથી મેં તોય આજ કાં સખી !
સ્વાર્થ, છળ, દંભ ભરી લાગે આ દુનિયા,
અહીંયા ઘડીય હવે રહેવું નથી.–દૂર.
કોણ જાણે કેમ મને ઓછું ઓછું લાગતું,
નાનકડું જીવન જીવવાતણું;
જંપે ન જીવ ત્યાં રહેવું શું ઠાલું,
હૈયું ખોલી ન કયાંય બોલવાપણું–દૂર.
બોલું તો સાદ મારો કયાંય સંભળાય ના,
અમથું અમથું શું રાખ્યા કરું ?
ચાલોને ! આજ જઇ પંથે ગરુડના
એકલપંથી રૂં ઊડયા કરું–દૂર.
દૂર દૂર કેરો માર્ગ જહન્નમમાં જાય તોય,
અહીંયા ઘડિય હવે રહેવું નથી.
ઉંચે ચડીને ભલે થાઉં વિલીન તોય
ગુંગળાઇ આજ દુઃખ રહેવું નથી–દૂર.

બળદેવ મહેતા

બીજે દિવસે રહવારે હું રણજીતભાઇને ત્યાં જવાને બદલે મણીગૌરીને ઘેરથી નીકળીને ગામ જ છોડી ગઇ. પાછળ કદાચ કોઈ પકડવા આવશે એ ચિંતાને લીધે હું કયાંય થોભ્યા વિના જેટલે દૂર જવાય તેટલે દૂર જઇને, જ્યારે થાકી ત્યારે થોભી.

હવે કયાં જવું ? એ મુંઝવણ ભરેલા પ્રશ્ને મને ભૂતકાળનાં બધા દરદોની હારમાળાનું સ્મરણ કરાવ્યું; એ સ્મરણે મારા ચિત્તમાં જે નવું કિરણ પ્રકટાવ્યું તેના પ્રકાશમાં હું સ્તબ્ધ બની ગઇ.

હું ભણતી'તી ત્યારે છોકરાઓ અને જુવાનો મારા ભણી કેમ તાકી રહેતા હતા ?

મરઘાભાઇએ પોતાના પુત્રને માટે મારા જેવી ગરીબ કન્યાને કેમ પસંદ કરી હતી ?

મારા સસરા ગારી સમક્ષ કુચેષ્ટા કેમ કરતા હતા ?

પુરૂષોત્તમ ઉપર નિર્દોષ પત્ર લખવા છતાં મારા પર આળ કેમ આવ્યું ?

છેલ્લી રાત્રે પતિએ પણ મારો ત્યાગ કર્યો અને મારે ઘર કેમ છોડવું પડ્યું ?

પૂજારીએ મને બે વાર પ્રસાદ કેમ આપ્યો ?

રણજીતભાઇ મને પોતાને ઘેર નોકરડી તરીકે શા માટે રાખવા ઇચ્છતા હતા ?

હું અત્યારે આ રણવગડામાં કેમ આવી પડી છું ?

આ બધી પ્રશ્નપરંપરાનો મને એક જ જવાબ મળતો હતો: "નન્દિની ! તું સ્ત્રી છે અને વળી સ્વરૂપવતી છે. તારા સુસંસ્કાર, તારી ભાવના, તારી સુશીલતા, તારા ગુણ-દોષ—એની કોઇને જરૂર નથી; માત્ર તું સ્ત્રી છે અને તારા એ સ્ત્રીત્વની જ આ દુનિયાને જરૂર છે ! તારા વિચારની કશી કિંમત નથી; તારા આત્માની કશી કીમત નથી. આ જગતમાં કિંમત છે માત્ર તારા સુંદર દેહની !"

એ કડવા સત્યનો મને જે ક્ષણે સાક્ષાત્કાર થયો તે ક્ષણે હું ખૂબ રડી.

પણ એ સત્યને હું મારી અસાધારણ શોધ માનતી હતી. પુરૂષ અને સ્ત્રીના ...મનું કોઇ અભૂતપૂર્વ રહસ્ય મેં જાણ્યું ...ય એવું મને લાગવા માંડ્યું.

*

"હવે હું ક્યાં જઉં ? સસરાને ઘેર ? ...ા, તેમને મારી જરૂર છે. પણ હું તેમને ...ર વેશ્યા બનીને રહું તો !" છેલ્લીવાર જ્યારે સસરાએ મને ગાળો દીધી હતી ત્યારે તે એક એવું વાક્ય બોલ્યા હતા કે "તારા કરતાં ચોકબજારની વેશ્યા પણ સારી !"

"જગતમાં મારી કીંમત જો સ્ત્રી તરીકે જ છે, તો તે ઉપર જીવનનિર્વાહ કેમ ન ચલાવી શકાય ? વેશ્યાના પગની ધૂળ ચાટતાં ઘણાય મોટા માણસોએ પોતાના સર્વસ્વનો ભોગ ક્યાં નથી આપ્યો ? એજ ખરૂં જીવન ! પુરૂષો પર સત્તા ગજાવી શકાય ! અરે તેમને પગ હેઠળ છૂંદી પણ શકાય !"

એ વિચારે મારામાં અદ્ભુત શક્તિ ઉત્પન્ન કરી. હું ઉઠી અને નગરમાં પ્રવેશ કરતાં "ચોકબજાર ક્યાં ?" એ પૂછવા લાગી.

હું ચોકબજાર શોધતી પૂછતી આગળ વધવા લાગી. સાંજ પડી અને મેં એક રસ્તે જનારને પૂછ્યું : "ચોકબજાર ક્યાં ?"

"બાઇ ! આજ ચોકબજાર, પણ સારા માણસ માટે આ ઠેકાણું ઇષ્ટ નથી."

મને હસવું આવ્યું. મેં એક ખડકીની સાંકળ ખખડાવી. એક બાઇએ બારણું ઉઘાડ્યું અને પૂછ્યું: "કોનું કામ છે ?"

"તમારૂં જ, આ ઘરમાં તમે રહો છો ને ?"

"હું તો નોકરડી છું. આ સુંદરી વેશ્યાનું ઘર છે."

"તે હું જાણું છું; મને ખુદ સુંદરીનું કામ છે."

અમે બેઉ ઉપર સુંદરી પાસે ગયા. સુંદરીએ પૂછ્યું: "તું કોણ છે ?"

"હું એક સ્ત્રી છું." હું હસતી હસતી તેની પાસે જઇને બેઠી. તે માનવા લાગી કે હું ગાંડી થઇ ગઇ હોઇશ.

સુંદરીએ મારા ખભા પર હાથ મૂકીને કહ્યું: "બાઇ ! તું ભૂલી પડી હોય તેમ લાગે છે. આ એક વેશ્યાનું ઘર છે. અહીં દેહનાં વેચાણ થાય છે."

"ભલે ! મને તેજ જોઇએ છે. અહીં પુરૂષો આવે છે અને રોકડા પૈસા આપે છે ને ? આ સમાજના આરામ-વિરામનું સ્થળ છે ને ? બસ, મને તેજ જોઇએ છે. અનેક પરણેલા પુરૂષોના અને અનેક ધનિક વૃદ્ધોના જીવ અહીંજ ભટકતા હોય છે અને તેમના ખજાના અહીંજ ખાલી થાય છે તે હું જાણું છું."

"પણ બાઇ ! અહીં ખરાબ માણસો જ આવે છે."

"ભલે આવે ! અહીં પુરૂષોનું નિયંત્રણ નથી ને ? અહીં વિચાર અને ઇચ્છાનું સ્વાતંત્ર્ય છે ને ? અહીં પુરૂષોને લાત મારી શકાય છે ને ? તો કુછ ફીકર નહિ, ભલે ગમે તે આવે !"

અને તે વખતે હું જેટલું હસી હતી તેટલું પૂર્વે કોઇ વાર હસી નહોતી, કારણકે મને મૌલિક લાગતા સંશોધનનો એ આનંદ હતો.

# દૂધ

લેખક : ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા

પૃથ્વીની ઉપર જે જે પ્રવાહી પદાર્થો છે તે સૌમાં દૂધ સૌથી વધારે અદ્ભુત છે.

પાણી સૌથી વધુ વ્યાપક છે એ ખરું. અને પાણીની ઉપર આખી પૃથ્વીના સર્વ જીવો જીવે છે એ પણ સાચું. પાણીની લીલાઓ પણ અપરંપાર છે. છતાં પાણીથી વધુ રહસ્યભરી ઘટના બીજા બે પ્રવાહીઓમાં છે જેની ઉપર પણ ચેતનાનો તથા ઘણા જીવોનો આધાર છેઃ આ બે પ્રવાહીઓ તે દૂધ અને લોહી–રક્ત.

આપણા જન્મ પછી હવાની પછી બીજે નંબરે જો કોઇ પણ ચીજની આપણને જરૂર પડી હોય તો તે માતાનું દૂધ છે.

દૂધનાં ઘણાં તત્ત્વોમાં એક મ્હોટું તત્ત્વ પાણી છે. જો કે આપણા દૂધવાળો–કે દૂધવાળી–ઘણી વાર એ મહત્ત્વના તત્ત્વનો ભાગ દૂધમાં મૂળથી હોય છે તેમાં વધારે નાંખીને આપણને દૂધ આપે છે, ને તેથી આપણે સ્વાભાવિક રીતે નારાજ થઇએ છીએ, તો પણ દૂધમાં જે પાણી મૂળથી છે તે કાંઇ ઓછું નથીઃ એક સો રૂપિયાભાર દૂધમાં ૮૫ રૂપિયાભારથી ય વધારે પાણી હોય છે. એટલું જ નહિ પણ એ પાણીની ઉપર દૂધના ઘણા ગુણોનો તથા પોષણનો બહુ આધાર છે.

દૂધને ઉકાળી ઉકાળી, ઘૂંટી ઘૂંટી, આપણે આ પાણીને વરાળરૂપે દૂર કરીએ છીએ, પણ તેથી બાસુદી, રબડી, માવો વગેરે જે જે પદાર્થો થાય છે તે પચવામાં વધારે મુશ્કેલ થાય છે. બાળકોના ઘણા પેટન્ટ ખોરાકો આવા જ હોય છે–દાખલા તરીકે મશહૂર "ગ્લેક્સો" એ તદ્દન સૂકવી નંખેલ દૂધ જ છેઃ તેથી કરીને એમાં પ્રમાણસર પાણી ઉમેર્યા વિના તે લઇ શકાત નથી. સેનેટોજન, પ્લાસ્મન, વગેરેમાં ય સૂકવેલા દૂધનાં થોડાં કે વધુ તત્ત્વો એ મુખ્ય છે. જ્યાં તથા જ્યારે દૂધ મળી ન શકતું હોય ત્યાં તથા ત્યારે એ બહુ સારાં છે. પરંતુ એ તો સ્પષ્ટ છે કે ખોરાકની દૃષ્ટિએ સીધા સાદા સારા ને તાજા દૂધની તોલે એ કદિ આવે નહિ. છતાં કાંઇક જાહેરખબરનાં સુન્દર ચિત્રોનાં આકર્ષણથી, કાંઇક દેખાદેખીથી, કાંઇક ફેશનને ખાતર, કદિ કદિ "દાક્તરો"ની સલાહથી, આપણે ત્યાં ય "ગ્લેક્સો–બેબિઝ" ઘણાં થવા લાગ્યાં છે.

આપણા જીવનનો સૌથી પહેલો કાળ, ખરેખરા વિકાસનો ને જોખમનો કાળ, આપણે માના દૂધની ઉપર જ રહી ગાળીએ છીએ. એ વાત આપણામાંનાં ઘણાં મ્હોટાં થઇને સાવ વિસરી જાય છે ખાસ કરીને માતાઓ પોતે.

મ્હોટા થયા પછી માનું દૂધ સુલભ નથી, તેમજ આપણા દેહને માટે જોઇતું પોષણ આપી શકે એમ નથી. પરંતુ ગાય ને ભેંસ એ બન્નેનાં દૂધ એનું સ્થાન ઉત્તમ રીતે સાચવી શકે છે.

પણ આ દૂધની સ્હામે આપણે ત્યાં પુષ્કળ અભાવ, અણગમો, વહેમ, ને સૂગ પણ છે. ધાવણ છોડાવતી વખતે માતાઓ જે જે ઇલાજો લે છે, તેમાં ય આ અણગમાનું ને વહેમનું મૂળ નહિ હોય ? આ પ્રશ્નની ખૂબ તપાસ કરવા જેવી છે. અને એવાં કોઇ કારણો હોય–જે છે એમ અવલોકન તેમજ અનુભવ બન્ને આપણા મનની ઉપર છાપ પાડે છે–તો તે કારણોને, તેની રીતિઓને

તથા ઇલાજોને જેમ જલ્દી દૂર કરવામાં આવે તેમ મારૂં. કુટુમ્બના વડાઓએ, માતાઓએ ને માતામહી-પિતામહીઓએ આ કામ ખાસ કરવાનું છે.

વળી ઘણાં ય કુટુમ્બો-દૂધ વાપરનારાં કુટુમ્બો દૂધના વપરાશમાં ઘરમાં પુષ્કળ પક્ષપાત કરે છે એ સૌ જાણી શકે એવી વાત છે. દૂધ ઘરમાં અમુક માણસો પી શકેઃ ખાસ કરીને પુરુષો જ. પોતાનાં બાળકોને સરખા હેતથી ચ્હાનારાં પણ છોકરીને દૂધ ન આપે; છોકરાની વહુને તો પછી શેનું જ આપે ?

છોકરીઓને પછી દૂધ ઉપર અભાવ થાય એમાં શી નવાઇ ? એથી સુવાવડમાં માંદગીમાં કે એવે મુશ્કેલીને મમયે દૂધ પીવું એ ઓસડ કરતા ય વધારે કડવું લાગે છે. " દૂધ ઉપર રહેવું " એના જેવી કપરી સજા બીજી કોઇ થઈ શકતી નથી. આપણે એમને સમજાવીએ, હોસલાવીએ, ધમકાવીએ: પણ એમનો કેટલો વાંક છે એ કોણ જુએ છે ?

દરેક બાળકને પોતાના વિકાસને માટે દૂધ અનિવાર્ય છે. કેવળ શરીરની વૃદ્ધિ-ઉંચાઇ, પહોળાઇ, વજન, શકિત-એટલાને જ માટે નહિ ( જો કે એય કાંઇ ઓછું છે ? ) પરંતુ શરીરના આરોગ્યને જાળવવા તથા દૃઢ કરવાને માટે, તેમ જ ઘણા રોગો, ચેપો, ઇત્યાદિની સ્હામે ટકાવ કરવાની શકિતને માટે પણ દૂધના જેવી બીજી કોઇ આહારની ચીજ નથી.

જગતમાં ઘણા દેશોમાં ય દૂધને માટે વ્હેમ છે: કહે છે કે ચીન-જાપાન જેવા સંસ્કૃતિવાળા દેશોમાં ય દૂધ પીવું એ ખરાબ-ગંદુ-ગણાય છે. તેમ છતાં આહારની કીંમત સમજનારા સર્વ આહારશાસ્ત્રીઓ હવે દૂધની તરફ વધારે ને વધારે વળ્યા છે. મ્હોટાં મ્હોટાં મંડળો, કમિટીઓ, સભાઓ હવે પ્રજાને માટે વધારે ને વધારે દૂધની માગણી કરે છે. યુરોપ-અમેરિકામાં થયેલ આ વિચાર-પરિવર્તનના પડઘા આપણા દેશમાં ય વાગ્યા છે.

આપણે ત્યાં-દૂધ તથા દૂધમાંથી બનતા પદાર્થોની કાંઇ નવાઇ નથી. અને ગુજરાત-કાઠિયાવાડના ઘણા ભાગો તો આજે ય સારા ને પુષ્કળ દૂધનાં મુખ્ય ધામ છે. દૂધ ઉપરાંત ઘી, માખણ, મલાઇ, દહીં, છાશ, માવો વગેરે એકંદર ખૂબ વપરાય છે.

છતાં દૂધનો પ્રચાર, ને છાશ-દહીંનો પણ, ઓછો થઇ ગયો છે એ સ્પષ્ટ છે એનાં ઘણાં કારણો છે: ચ્હાનો પ્રચાર એ એક મુખ્ય છે. જૂની ટેવો છોડી નવી પાડવી -સારાસારનો વિચાર કર્યા વિના-એ, આ જમાનાનું એક લક્ષણ છે, તે પણ જેવું તેવું મ્હોટું કારણ નથી.

ચ્હાની સ્હામે થોડાં વર્ષ પહેલાં આપણે ત્યાં સખ્ત ચળવળ થઇ હતીઃ પણ આજે એમાંથી એટલું જ રહ્યું છે કે કેટલાક માણસોએ તે વખતે ચ્હા છોડી ને હજી પીતા નથી-અથવા કવચિત જ પીએ છે: ચ્હાના ગુણદોષમાં ઉતરવાનું આ સ્થળ નથીઃ એમાં ગુણ ને દોષ બન્ને છે, પરંતુ એક વાત નિર્વિવાદ છે કે રોજ દૂધ ને છાશ પીવાતાં ત્યાં એમને બદલે ચ્હા આવી એ તો બહુ જ હાનિકારક થયું છે. દૂધ-છાશની જગ્યા ચ્હા કદિ લઈ શકે નહિ

ખોરાકનાં લગભગ સર્વ તત્ત્વો, સર્વ આવશ્યક તત્ત્વો અનુકૂળ પ્રમાણમાં ને અનુકૂળ ( એટલે સ્હેલાઇથી પચે એવા ) રૂપમાં, દૂધમાં આવેલાં છે. આવો બીજો એકકે ખોરાક પૃથ્વીની ઉપર નથી. દૂધને લગભગ આદર્શ-આહાર કહી શકાય દૂધનાં

સાથે ફળ–શાક વગેરે લેવાય તો એ સર્વ રીતે સંપૂર્ણ આહાર થાય.

આ પ્રમાણે દૂધ સર્વને માટેનો ખોરાક છે. ખાસ કરીને આપણા પ્રાન્તોમાં જ્યાં ઈંડાં, માછલી, માંસાદિ વર્જ્ય ગણાય છે, ત્યાં તો દૂધ તદ્દન અનિવાર્ય છે. દરેકના ખોરાકમાં તે હોવું જોઈએ.

ધાવણ છોડયા પછી બાળકોને ગાય–ભેંસનું દૂધ બીજા ખોરાક સાથે મળવું જોઈએ. આહારશાસ્ત્રીઓ કહે છે કે બાળકોને દરરોજ બે પાઇન્ટ, એટલે અઢી રતલ દૂધ મળવું જોઈએ: એટલે લગભગ ૧૦૦ તોલા ભાર.

તે જ પ્રમાણે, રોજનું એટલું જ દૂધ, માંદાઓને, વૃદ્ધોને, તેમ જ સુવાવડપહેલાં અને પછી સ્ત્રીઓને પણ મળવું જોઈએ. અન્ય સ્ત્રીપુરુષોને તેથી અર્ધું, સવા રતલ, બસ થાય.

આ સ્થિતિએ ગુજરાતી કુટુંબો પહોંચે તે માટે જબરદસ્ત પ્રયાસ કરવો ઘટે છે. આ સવાલના ઉકેલનો મ્હોટો ભાર આપણી બ્હેનોની ઉપર છે. બધી બ્હેનો–માતા, દાદી, પત્ની, પુત્રી–સૌ એમાં પુષ્કળ સહાય કરી શકે. આપણા રાષ્ટ્રજીવનનો મ્હોટામાં મ્હોટો એક પ્રશ્ન પ્રજાના દેહને પૂરું પોષણ અર્પવાનો છે. અને સર્વ પોષક પદાર્થોનો રાજા દૂધ છે.

# ભાઇબીજ*

લેખક :
અમૃતલાલ ત્રિવેદી

**લક્ષ્મી**—આજે તો ભાઇ-બીજ થઇ ભાઇ-બીજ એ શબ્દ બ્હેનોની હૃદયમા કેવા ઉમળકા લાવે છે એ તો માત્ર બ્હેનનુ હૃદયેજ જાણી શકે છે કારણકે,

યમરાજ પણ બ્હેની ઘરે આનંદથી આજે ગયા
સુભદ્રા ઘરે શ્રી કૃષ્ણચંદ્ર સ્નેહથી છે પરવર્યાં
માડીજાયો વીર મારો આજ જમવા આવશે
નયને નીરખતા ભાઇને અંતર ઉમળકા લાવશે

ભાઇ-બીજના સપરમા દિવસે જમવા માટે બ્હેનો આવવા કહ્યુ હોવા છતા આવ્યો બરો મોડો કેમ થયો હશે ? ભગવાન મારા વીરાની આખડી પાખડી સાચી રાખે

પૃથ્વી પરે ફરતાં તને શ્રીરામનુ રક્ષણ હજો
ચારે દિશામા વિચરતા સૌ દેવ તુજ રક્ષક થજો

**સુધાકર**—ખરૂ છે
કુરાગ જોના ભાઇને બ્હેની સદાયે સ્હાય છે
બ્હેની હૃદયના ભાવ ખુલવા આજ અહીંયા થાય છે

**લક્ષ્મી**—આખા વરસમા માત્ર એકજ દિવસે બ્હેનના ઘરે જમવા જવાનો ભાઇ હક્ક ધરાવે છે તે ભાઇ-બીજના દિવસેજ જમવા આવવામા આટલુ બધુ મોડુ કરાય ?

**સુધાકર**—મ્હોટા બ્હેન !
નૂતન વર્ષે કુદરતતણા હુ કામમા ડુબી ગયો
બ્હેન જોશે વાટ એ વાત પણ ભુલી ગયો
તેમા આટલી બધી અધિરાઇ શા માટે ?

**લક્ષ્મી**—એ પ્રશ્નનો જવાબ મેળવવા માટે મને નહીં પરતુ ભાઇને મળવાને અધિરી બની રહેલ બ્હેનને પુછ

ઠેસ વાગે બ્હેનને ખમ્મા વીરાને થાય છે
ભાઇ વિનાની બ્હેનડી આસુડે ઉભરાય છે
બ્હેની હૃદયની આશ એકજ ભાઇથી પુરાય છે
ભાઇને જોતા સદાયે બ્હેનડી મલકાય છે

**સુધાકર**—
માફ કર મુજ બ્હેનડી મોડુ કદિયે નહી કરૂ
બ્હેની હૃદય સંતોષવા હુ પાછ પાછો નહી ધરૂ

**લક્ષ્મી**—ભગવાન તને સો વરસનો કરે ભાઇનુ મ્હો જોવા માટે મે કેટના કેટલા વ્રત, બાધા અને આખડીઓ લીધી છે તે તુ શુ જાણે ? એક લોકકવિ આ બાબતમાં શુ કહી ગયેલ છે તે સાભળ

મા વિના નહીં માયરૂ ને બાપ વિના નહીં લાડ
ને ભાઇ વિનાની બ્હેનડી એનો એળે ગયો અવતાર

**સુધાકર**—સમજ્યો મ્હોટા બ્હેન ! બ્હેની હૃદયમાં ભાઇને માટે કેવી ઝખના હોય છે તે હુ બરાબર જાણી શક્યો છુ

સ્નેહી સગા જગ છો રહ્યા પણ બ્હેન તો મળશે નહીં
બ્હેની હૃદયના ભાવની જોડી જગે જડશે નહીં

**લક્ષ્મી**—ભાઇ તો પિતાના કુળનો દિવો છે.
પીતૃ ઘરના દ્વાર સદાયે ભાઇથી ખુલ્લા રહે
ભાઇ વિનાની બ્હેનડીનો વિશ્રામ જગમા ક્યાં કહે ?
માતા પિતા જાતા જગતથી દીકરીનુ કોણ છે ?
ભાઇ વિના મૂડીવર મહીં કહે બ્હેનડીનુ કોણ છે ?

## ભાગ ૨ જો

**સુધાકર**—ખરૂ છે મ્હોટા બ્હેન
બેહુન જગનો તાત પાસે ધેન નહીં તો કંઇ નહીં
કેઇ બીઓ લાખો રહ્યા પણ બ્હેન નહીં તો કંઇ નહીં

**લક્ષ્મી**—હા વીરા
પોષ સુદી પુર્ણિમા પોષી પુનમ કહેવાય છે
ભાઇ કેરી બ્હેનનુ વ્રત તે દિને ઉજવાય છે
ઉપવાસ કરી આખો દિવસ રાત્રે ચંદ્ર પુજન થાય છે
ભોજન બનાવ્યુ વીરની બસ હા થતા જમાય છે
ભાઇનુ મ્હો જોવા બ્હેનો કેટલી કેટલી જ રાખો,
વ્રતો અને ઉપવાસો કરે છે તે તુ શુ જાણે ?

**સુધાકર**—તેવા આકરા વ્રતો કરતી બ્હેનોની ક્યાથી હુ પુરો માહિતગાર છુ

**લક્ષ્મી**—પરતુ તુ એ નહી જાણતો હોય કે આ વ્રત ઉજવનારી ભાઇની બ્હેનો જ્યારે આનંદમા ગરક હોય છે ત્યારે ભાઇ વિહોણી બ્હેનોની આંખો આસુડે ઉભરાતી હોય છે અને તુ એ ન ભુલી જતો કે

આ બ્હેન પણ એક દિન સાગર આસુનો ભરતી હતી
મુખ જોવા ભાઇનુ એ વ્રત અનેક કરતી હતી

**સુધાકર**—તે તો બ્હેનનો ભાઇ પ્રત્યેનો પ્રેમ જ જણાવી આપે છે

**લક્ષ્મી**—તારૂ મ્હો જોવા મે ચદ્રદેવનુ વ્રત લીધુ હતુ અને બાધા લીધી હતી કે

આ વ્રત થકી ઇશ્વર ભાઇ મને જો આપશે
એ બાળ મહીં મુજ વીરના અન્ન બ્હેની માપશે
ઉપવાસ તે દિવસે હશે રાત્રે ચદનુ પુજન થશે
જે અન્ન રહેશે હાથમા તે થકી ભોજન થશે

**સુધાકર**—ત્યારે તો હુ ચાર પાચ વરસનો થયો હઇશ ત્યા સુધી તો તો તમારે વ્રતના દિવસે ભુખ્યાજ રહેવુ પડ્યુ હશે

**લક્ષ્મી**—સસારમા ભાઇ વિનાનુ એશી ચાળુ જીવન ગાળવુ તેના કરતા અર્ધા ભુખ્યા રહીને વીરાનુ મ્હો જોઇ મલકાવુ તે ઉત્તમ નથી ?

**સુધાકર**—બરાબર છે બ્હેની હૃદયનો પ્રેમ સદા સર્વદા ભાઇના હીતમા જ રાચતો હોય છે અને તેથી ભાઇબીજના આજના માગલિક દિવસે આ ફુલ નહી તો ફુલની પાખડી સ્વીકારી તમારા અભીાર્યાં આશીર્વાદ આપે

**લક્ષ્મી**.— ગાયન
વિરા પિતાના કુળનો દિપક બનીને,
કીર્તિ અમોની વધારજે
જીવ જુગ જીવીને માડીના જાયા
માતાની કુખને ઉજાળજે
લીની વાડી તારી વધતી જાશે ને
રીદ્ધિસીદ્ધિ તારી દાસી થાશેને

---

* ધી નેશનલ ગ્રામોફોન રેકોર્ડ મેન્યુફેક્ચરિંગ કંપની લિમિટેડ તરફથી ભાઇબીજના તહેવાર માટે

## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના સભાસદ બહેનો જોગ

# નવાં વર્ષ નિમિત્તે બે બોલ

કહેનાર : શ્રીમતી હંસા મહેતા

દીવાળીને શુભ પ્રસંગે ગુજરાતી સ્ત્રીઓ સમક્ષ બે બોલ મુકતાં પહેલાં એમને દીવાળીનું અભિનંદન આપુ છું. નવા વર્ષમાં સ્ત્રીઓ પોતાની નવીન જવાબદારી સમજી અનેક કામો ઉપાડી લે એમ ઇચ્છું છું.

સ્ત્રીઓની જવાબદારી એટલે સાધારણ માન્યતા એમજ હોય છે કે ઘરની જવાબદારી, અને ઘરની જવાબદારીમાં પણ બાળકો પેદા કરવાની-એને સારી રીતે ઉછેરવાં જોઇએ એ તો સવાલ હોતો જ નથી-અને રસોડું સાચવવાની. આ બે જવાબદારીનું પણ સ્ત્રીઓને ભાન છે કે કેમ એ એક પ્રશ્ન છે. બાળકોને પેદા કરવાં એમાં તો જવાબદારીનો પ્રશ્ન જ નથી. ખરેખર તો બીન જવાબદાર લોકો જ જોઇએ તે કરતાં વધારે બાળકો પેદા કરે છે. આમા ખરી જવાબદારી તો બાળકોને સારી રીતે ઉછેરવાની છે. બાળકો તન્દુરસ્ત રહે, એમની શારીરિક તેમજ માનસિક શક્તિ ખીલે અને ભવિષ્યમાં એ સારા નાગરિક બને એ જવાબદારી માતાની છે. આપણા દેશના લોકોની શારીરિક તેમજ માનસિક દુર્દશા જોતાં આ જવાબદારી સ્ત્રીઓએ પૂરી અદા કરી નથી એમ કહ્યા વિના ચાલતું નથી. આનું મુખ્ય કારણ અજ્ઞાનતા જ છે. એ અજ્ઞાનતા દૂર કરવી એ દરેક સુશિક્ષિત સ્ત્રીનું કર્તવ્ય છે.

તેજ પ્રમાણે બીજી જવાબદારીનો વિચાર કરીએ. સ્ત્રીઓ રસોડું સાચવે તેમાં કેવળ રાંધતાં જ આવડવું જોઇએ એવો ખ્યાલ હોય છે. આ ખ્યાલ પણ ખોટો છે. પાક શાસ્ત્ર એ શાસ્ત્ર છે. બાળકોને શું ખવડાવવું, મોટાંને શું ખવડાવવું, વૃદ્ધોને શું ખવડાવવું માંદા માણસોને શું ખવડાવવું એનું જ્ઞાન પાકશાસ્ત્રમાં આવી જાય. કયું ખાવાનું રૂચિકર થશે, ભોજનમાં નવીનતા શી રીતે આણી શકાય વગેરેનું જ્ઞાન એ પણ પાકશાસ્ત્રમાં આવી જાય. આ જ્ઞાન વિષે મોટે ભાગે સ્ત્રીઓ અજ્ઞાન છે એ કહેવાની જરૂર નથી. એટલે સાધારણ રીતે જે જવાબદારી સ્ત્રીઓને માથે છે તે જવાબદારીનું ભાન પણ આજે તો સ્ત્રીઓને નથી. એજ કારણથી મનમાં શંકા રહે છે કે જે નવીન જવાબદારીઓ હવેથી સ્ત્રીઓને લેવાની છે તેને માટે સ્ત્રીઓ કેટલે અંશે તૈયાર છે.

અત્યાર લગણ સ્ત્રીઓને ઘરકુકડી થઇને રહેવું પડતું પરંતુ હવે સ્ત્રીઓને મોટા પ્રમાણમાં મતનો અધિકાર મળ્યો છે. મતનો અધિકાર એટલે રાજતંત્રમાં અમુક અંશે પોતાનો હિસ્સો-સ્ત્રીઓ પોતે મોટા પ્રમાણમાં ધારાસભાઓમાં કે મ્યુનીસીપાલીટીમાં જઇ શકે નહિ પરંતુ કોને મત આપીને ધારાસભામાં અથવા મ્યુનીસીપાલીટીમાં મોકલવા એ સ્ત્રીઓનું કર્તવ્ય રહેશે. આ કર્તવ્ય સમજપૂર્વક પાર પાડવા માટે સ્ત્રીઓએ ઘરબ્હારની દુનિયામાં રસ લેતાં થવું પડશે.

જે લોકો એમ માને છે કે સ્ત્રીઓએ જાહેર જીવનમાં રસ ન લેવો તે કેવળ સ્વાર્થ-દૃષ્ટિએ જ એવી વાતો કરે છે. જાહેર

જીવન એટલે ઘરની બ્હારનું જીવન, સમષ્ટિનું જીવન. એક તરફ કુપમંડુકની માફક પોતાના ઘરની ચાર દીવાલોમાં રહીને કેવળ પોતાની દુનિયામાં જીવ્યા કરવું તે, જ્યારે બીજી તરફ બીજા લોકોના જીવનમાં પણ રસ લેવો, સમાજનું શું છે, ગજતંત્ર એટલે શું, મ્યુનીસીપાલીટી એ શું છે વગેરેનું ભાન હોવું. ટુંકમાં સમષ્ટિનું જીવન જીવવું. સ્ત્રીઓ કેવળ સંકુચિત જીવન જીવશે તો તેથી એમને પોતાને તેમજ સમાજને નુકશાન છે. અત્યારે એમને જે મતાધિકાર મળ્યો છે તેનો ઉપયોગ શી રીતે કરવો એ જ્ઞાન પણ આવી સકુંચિત જીવન ગાળનારી સ્ત્રીઓને નહિ જ આવી શકે. માટે જ સમાજના હિત ખાતર સ્ત્રીઓને આ પોતાની નવીન જવાબદારીનું ભાન કરવાની જરૂર પડે.

સ્ત્રીઓને આજે બે જાતના મતનો અધિકાર છે. એક તો મ્યુનીસીપાલીટી અથવા સ્થાનિક સ્વરાજ્યતંત્રમાં મત આપવાનો. મ્યુનીસીપાલીટીની ચુંટણી દર ત્રણ વર્ષે થાય છે. મ્યુનીસીપાલીટી એટલે શું એ સ્ત્રીઓએ પહેલું સમજવાનું છે. મ્યુનીસીપાલીટીની ફરજો શું શું છે એ પણ જાણવાની જરૂર છે અને અત્યાર સુધી મ્યુનીસીપાલીટીએ એ ફરજો અદા કરી છે કે નહિ એ પણ જાણવાની જરૂર છે. મ્યુનીસીપાલીટીનું કાર્ય એટલે સ્વચ્છતા જાળવવાનું કાર્ય, સારા રસ્તાઓની સગવડ, લોકોના આરોગ્ય માટે કાળજી રાખવાની એટલે સ્વચ્છ ખોરાકની સગવડ, હવા અજવાળાવાળાં સ્વચ્છ ઘરોની સગવડ વગેરે વગેરે. આ કાર્યમાં તો સ્ત્રીઓને ખાસ રસ હોવો જોઇએ. સારા સગવડવાળાં અને સ્વચ્છ ઘરો હોય એમાં તો સ્ત્રીઓને જ લાભ છે એટલે આવાં ઘરો ન હોય ત્યાં સ્ત્રીઓએ જ પોકાર કરવાનો. તેજ પ્રમાણે પાણીની સગવડ કે સ્વચ્છ દૂધ વગેરે. ખોરાકની સગવડ એ પણ સ્ત્રીઓને લગતા જ વિષયો છે તો એને માટે પણ સ્ત્રીઓએ જ કાળજી રાખવાની જરૂર છે અને જ્યાં આ વસ્તુઓ ન મળી શકે ત્યાં સ્ત્રીઓએ લઢીને લેવાની છે. અત્યાર સુધી મોટે ભાગે ઘરવાળાઓ જ મ્યુનીસીપાલીટીમાં ગયા છે અને તે પણ ભાડુતોના મતને લીધે. એ ઘર-

---

## લાવો ભજિયાં

રચ

**રામમોહનરાય**

[ આવો ફુલડાં મધુરાં રે, આપણ સંગે રમિએ : એ રાહ. ]

**લાવો ભજિયાં રસીલાં રે, આપણ સંગે જમિએ;**
**દિન એક તો રંગમાં રે, આનન્દે નિર્ગમિએ-લાવો૦**

**બહુ ભાવે મધુરાં રે, વડાં દહીં સાથ રૂડાં;**
**રસ સ્વાદ મઝેનાં રે, ખુલે દિલડાંય બધાં.-લાવો૦**

**રહી પુષ્કળ પ્રીતિ રે, મીઠી જ્યાં ગલેફી બને;**
**ખૂબ ખોબલે લીધી રે, ઉડાવો ઉમંગે હસે.-લાવો૦**

**તમ સુખડું સલૂણું રે, લાગે પાતરાં ! વ્હાલું;**
**પીરસણ નહિં ઉનું રે, જમણ તે સહુ ઠાલું !-લાવો૦**

**ગોળા ગરમાગરમી રે, તરતાં જ પીરસાયે;**
**અહા ! દેવ ને દેવી રે, ખાવાને લલચાયે !-લાવો૦**

**લીલો કુમળો મસાલો રે, સુધારે ભજિયાં સદા;**
**ઉર હર્ષ ઉછાળો રે, પમાડે પૂર્ણસુધા.-લાવો૦**

**ત્યારે, લાવો રસીલાં રે, આપણ ભજિયાં જમિએ;**
**દિન એક તો ભેળાં રે, ભાવે જમી નિર્ગમિએ-લાવો૦**

વાળાઓ જ્યારે જ્યારે ઘરભાડાંનો સવાલ આવે અથવા તો સગવડવાળા સ્વચ્છ ઘરોનો સવાલ આવે ત્યારે ત્યારે એ વાતને ઉરાડી જ દે છે તો જે લોકોને મતનો અધિકાર છે તેઓએ અને ખાસ કરીને સ્ત્રીઓએ તો આવા લોકોને મત આપવો જ નો જોઇએ. તે જ પ્રમાણે રાજતંત્ર. રાજતંત્રની સત્તા જબરદસ્ત. સામાજીક કાયદાઓ ઘડવાનું કાર્ય એના હાથમાં છે. હિંદુ કાયદામાં સ્ત્રીઓને અન્યાય થયો છે એ તો બધા જ જાણે છે. બાળલગ્નથી સમાજને કેટલું નુકસાન થયું છે એ પણ સર્વ વિદિત છે. તે ઉપરાંત બીજા અનેક કાયદાઓ છે કે જે આજે સમાજને નુકસાન કરી રહ્યા છે. આ બધા કાયદા બદલવાની જરૂર છે પરંતુ કહેવત છે કે માગ્યા વિના મા પણ ન પીરસે. તેમ જ્યાં લગી આ બાબતમાં સ્ત્રીઓ જ માગણી નહિ કરે ત્યાં લગી કંઇ વળવાનું નથી. સ્ત્રીઓએ સંગઠિત થઇને મક્કમ પણે આ લડત ચલાવવાની છે અને મતનો ઉપયોગ એ દૃષ્ટિએ જ કરવાનો છે.

રાજ શું કે મ્યુનીસીપાલીટી શું એ તો સ્ત્રીને એક વ્યક્તિ તરીકે જ ગણે છે. ત્યાં સ્ત્રી પુરુષના ભેદભાવ હોતા જ નથી. એટલે સ્ત્રીએ પણ વ્યક્તિ તરીકે આ બંને સંસ્થાઓ સાથે પોતાનો સંબંધ રાખવાનો છે.

એ રીતે સ્ત્રીએ કેવળ સ્ત્રીનું જ જીવન જીવવાનું નથી પરંતુ એક વ્યક્તિ તરીકે સમાજજીવન-રાષ્ટ્રજીવન જીવવાનું છે. સમાજમાં પોતાનું સ્થાન સુધારવા માટે પણ સ્ત્રીએ જાહેર જીવનમાં ભાગ લેવાનો છે. અત્યાર સુધી એ જાહેરજીવનથી અલગ રહી છે એટલે જ એને પોતાને તેમજ સમાજને પારાવાર નુકસાન થયું છે આશા છે કે આ નવા વર્ષમાં સ્ત્રીઓને પોતાની જવાબદારીનું ભાન થાય અને એ જ્ઞાનના ઉદય સાથે આપણાં સામાજીક જીવનના અંધકારનો નાશ થાય,

---

## મોદક મહિમા

નાર :
**જશવન્તરાય**

[ પ્રભુ મહિમા ગુણ ગાઓ રે, સર્વ મંગલ થાશે : એ રાહ. ]

**મહિમા મોદક સહુ ગાઓ રે, સર્વ સુન્દર થાશે;**
**ભાવે ભાજી બહુ ખાઓ રે, પેટ પૂર્ણ તણાશે !–મહિમા૦**

ત્રિભુવન પાલન, બ્રહ્મ સમાન જ,
ગોળમટોળ શું ધ્યાઓ રે:—સર્વ૦
ધ્યાન નિરન્તર ત્રણ ' ગગ્ગા 'નું,
બસ, એજ ધૂન લગાવો રે:—સર્વ૦
પત્રાવલીનાં પુણ્ય તીરથમાં,
મોદકજીને વધાવો રે:—સર્વ૦
અમૃત શું ? ઘૃત ભોજન આગળ,
ચૂરમું ખૂબ ચોળાવો રે:—સર્વ૦
ક્ષુલ્લક અન્ય પદાર્થો ત્યજીને,
લાડુ જ, લાડુ ઉડાવો રે:—સર્વ૦
પગ ઉપડે નહિં, રે પેટ ફાટે !
સૂતા સૂના ઘેર જાઓ રે:—સર્વ૦

# ગુજરાતની જ્યોતિર્ધર બહેનોને

લેખક :
શ્રી. સીતારામ જે. શર્મા

રાષ્ટ્રપતિ જવાહરલાલ જ્યારે અમદાવાદ ગયા, ત્યારે સ્ત્રીઓની જાહેર સભામાં ભાષણ કરતાં તેમણે જે વચનો ઉચ્ચાર્યાં હતાં, તે વચનોમાં રહેલી ગંભીરતાનો પ્રત્યેક ગુજરાતણે ખૂબ જ ખ્યાલ કરવાની જરૂર છે.

પં. જવાહરે કહ્યું હતું કે: ' હિંદમાં જબરદસ્ત પરિવર્તન થઇ રહ્યું છે. આપણે સ્વરાજ માટે લડયા, જેલ ગયા, પણ તમે કદી એ વિચાર કર્યો છે કે સ્વરાજ એ શું છે અને તેમાં તમારા બાળકનું સ્થાન કયાં હશે ? સ્વરાજ મળ્યા પછી તેમાં તમારા બાળકના સ્થાન માટે તમે પ્રયત્ન કર્યો છે ? '

અને પછી રાષ્ટ્રપતિએ હિંદમાં નવી દુનિયા ખડી કરવાની પોતાની ઉમેદ વ્યક્ત કરતાં કહ્યું હતું કે: ' તમે કદી બચી જશો, પણ તમારાં બાળકો નહિં બચી શકે, એમને સ્વરાજની લડતનો બોજો જરૂર ઉઠાવવો જોઇશે. '

* * *

રાષ્ટ્રપ્રમુખનાં આ અર્થગાંભીર્યવાળા વચનોનો માત્ર ગુજરાતની માતાઓએ જ નહિં, પણ ગુજરાતના સમસ્ત નારીસમાજે વિચાર કરવાની જરૂર છે.

હજુ તો આપણી સ્વાધીનતાની લડતનો આરંભ જ થયો છે: તેનો અંત કયાં અને કેવો હશે ? તે આજે કોઇ કહી શકે તેમ નથી. છતાં અત્યાર પહેલાં આપણે એ દિશામાં જેટલી કુચ કરી શકયા છીએ, તેમાં આપણને જે જે અનુભવ થયા છે, તે પરથી સંપૂર્ણ સ્વતંત્રતાની સિદ્ધિ પહેલાં આપણે તેની પુરેપુરી કિંમત આપવી પડશે જ એટલો નિશ્ચય તો સહુ કોઇએ કરી લેવાની જરૂર છે.

પૂર્ણ સ્વરાજની સિદ્ધિ માટે આપણે માત્ર બ્રિટનના શાહીમૂડીવાદીઓની સાથે જ અથડામણમાં આવવું પડશે એમ કોઇ ન માની લે. એ અથડામણ આખરી સ્વરૂપ લે તે પહેલાં એમની ચાલબાજીથી આપણે આપણા જ દેશના સ્થાપિત હિતવાળાઓની સાથે, તેમજ બીજા સ્વાર્થી વર્ગો સાથે અથડામણમાં આવવું જ પડશે.

એ અથડામણ ભોગ માગશે: ભોગ લેશે. તે વખતે પોતાના પુત્રો, પતિઓ કે સંબંધી સ્વજનોનો રાષ્ટ્રયજ્ઞમાં હોમ થતો જોઇ ભીરૂ ન બનવા જેટલાં ધૈર્ય અને સ્વદેશભકિત ગુજરાતણોયે ખીલવવાં પડશે.

* * *

સ્વાધીનતાની વાતો જેટલી સહેલી છે તેથી અનેકગણી મુશ્કેલ સ્વાધીનતાની—સંપૂર્ણ સ્વતંત્રતાની સિદ્ધિ છે. અને તેથી પણ વિશેષ મુશ્કેલી અત્યારના સ્વાર્થલોલુપ અને શોષણ ભૂખ્યા યુગમાં એ સ્વતંત્રતાને સાચવવી તે છે.

સ્વાધીન એબિસીનીયાને ઇટાલી ઓહીયાં કરી ગયું, સ્વાધીન ચીનને જાપાન ભરખી જવા બેઠું છે, અને સ્પેનમાં પોતાના જ દેશબંધુઓનાં ખૂન ફ્રાન્કો વહાવી રહ્યો છે. એ સમકાલિન ઘટનાઓ પરથી પણ સ્વતંત્રતા મેળવવાનાં તેમજ તેને ટકાવી રાખવાનાં કેટલાં મૂલ્ય ચૂકવવાં પડે છે, તેનો આપણને પુરેપુરો ખ્યાલ આવી શકે છે.

તે પરથી હિંદની સ્વાધીનતાની લડતનો

તેમજ તેની સિદ્ધિ પછીની જવાબદારીનો ખ્યાલ ગુજરાતણો કરે, એવી ઇચ્છા રાષ્ટ્રપતિએ બતાવી છે.

*    *    *

સ્પેનમાં જેઓ સરકારની સામેના ફ્રાન્કોના બળવાને ટેકો આપે છે, તેમાં ત્યાંના શ્રીમંત ધર્માચાર્યોનો સહુથી વધુ ફાળો છે. તેઓ, પોતાના સ્વાર્થ ખાતર, પોતાના જ દેશની અને દેશીઓની પાયમાલી કરી રહ્યા છે.

એ વાત સ્પેનની સ્ત્રીઓ સારી રીતે સમજે છે, અને પોતાના દેશની લોકશાસનવાળી સ્વતંત્રતા સાચવવા માટે તેઓ કેટલાં મોંઘાં બલિદાન આપે છે, તેનું એકજ દૃષ્ટાંત બસ થશે.

પોતાના નવે નવ જુવાન પુત્રોને ફ્રાન્કોના ભાડૂતી મારાઓ સામે લડવા મોકલનાર એક માતાએ લેખક–પત્રકાર સાથે વાત કરતાં કરતાં દૃઢતાથી કહ્યું: 'મારા નવે પુત્રો આ યુદ્ધમાં ખપી જાય, હું પણ ખપી જાઉં, અમારું સર્વસ્વ ફના થઈ જાય, તો પણ મને તે વાતનો જરા યે ખરખરો નથી: અમારા દેશની લોકશાસનવાળી સ્વાધીનતાનું કોઇ પણ ભોગે સંરક્ષણ થવું જોઇએ એજ અમારું ધ્યેય છે.'

મૅડમ ચ્યાંગ–કાઇ–શૅક આજે પોતાની માતૃભૂમિ ચીનની સ્વાધીનતાના સંરક્ષણ માટે એજ સરફરોશીની તમન્ના બતાવી રહી છે.

*    *    *

રશિયન ક્રાંતિ પછી સામ્યવાદના ઘરના દુશ્મનોએ જે આંતરવિગ્રહ જગાડ્યો હતો ત્યારે પણ રશિયન પત્નીઓએ અને માતાઓએ પોતાના રાષ્ટ્રની સાચી સ્વતંત્રતાના સંરક્ષણના એ મહાયજ્ઞમાં પોતાના પતિઓને તેમજ પુત્રોને હસતે મુખડે વિજય વરવા મોકલ્યા હતા.

અતાતુર્ક કમાલે જ્યારે તુર્કસ્થાનમાં ક્રાંતિની જ્યોત જગાવી ત્યારે પર્દામાં રહેનારી તુર્ક વીરાંગનાઓએ પણ પોતાના દેશની સ્વતંત્રતા અને તેમાં પોતાનાં બાળકોના ગૌરવભર્યા સ્થાન માટે એવી જ દિલેરી બતાવી હતી.

પં. જવાહરલાલે અમદાવાદના ભાષણમાં ગુજરાતણોને એવી તાકાત, હિંમત, ધિરજ અને સ્વાધીનતાની તમન્ના માટે હાકલ કરી છે.

* * *

આજે તો પરાધીન હિંદમા યુવકોને લશ્કરમાં સ્થાન નથી. નૌકાકાફલાઓ કે હવાઇ કાફલાઓ તો માત્ર નામથી જ આપણે જાણીએ છીએ. પરંતુ જ્યારે આપણો દેશ સ્વતંત્ર થશે ત્યારે તો રાષ્ટ્રના સંરક્ષણનો તમામ બોજો આપણા યુવાનોની ઉપર જ રહેશે. અને ત્યારે લશ્કરી જોખમો જેલ અને લાઠી કરતાં વિશેષ હશે.

અલબત્ત સ્વરાજની લડતમાં ગુજરાતણોએ ગુજરાતને શોભાવે તેવો ફાળો આપ્યો છે, છતાં પૂર્ણ સ્વરાજની લડત તો વધુ આકરી તાવણીની કસોટીએ આપણને ચડાવશે. એ માટેની વ્યાપક તૈયારીઓ ગુજરાતણોનાં મંડળો દ્વારા થતી રહે એ ખાસ જરૂરી છે. મહાસભાવાદી પ્રધાનમંડળો થયાં તેથી આપણે રાચવાનું કે સંતોષ માનવાનું નથી, કેમકે તે તો પૂર્ણ સ્વરાજની લડતનો માત્ર આરંભ જ છે.

ગુજરાતની સ્ત્રીશક્તિ એ વાત બરોબર સમજે છે, પરંતુ ગુજરાતભરની સ્ત્રીશક્તિને તે વાત સમજતી કરવી એ રાષ્ટ્રપતિનું મહાસ્વપ્ન સફળ કરવાનું કાર્ય ગુજરાતની જ્યોતિર્ધર બહેનોએ બજાવવુ પડશે. તેમને એ કાર્યમાં સફળતા મળો એજ નૂતન વર્ષની શુભેચ્છા.



# દેશની દુર્દશાનું કારણ

લેખિકા
શ્રીમતી જયશ્રી રાયજી

આપણા દેશની અધોગતિનું એક મુખ્ય કારણ અજ્ઞાન છે. બાળલગ્ન, બાળમરણ, બાળવિધવા, લગ્ન મરણ વખતે ખોટા ખર્ચ, વિધવા ઢેડ ભંગી તરફ અમાનુષી વર્તન, બહુ પત્નીના રિવાજ, તથા જે અનેક દુષ્ટ રૂઢી ઘર કરી બેઠી છે તે સર્વનું કારણ દેશની અજ્ઞાનતા છે. આપણાં દેશમાં દર વર્ષે ૨૦,૦૦૦ બાળમાતાઓ સુવાવડમાં મરણ પામે છે એટલે દર મીનીટે ૨૦ માતાઓ મરણ પામે છે અને દર ૧૦૦૦ બાળકો જન્મે તેમાંથી ૪૦૦ બાળક મરણ પામે છે. આપણાં ગામડાંમાં સ્ત્રીઓને ઘરના પશુ ગાય બળદ કરતાં પણ ઉતરતી ગણવામા આવે છે. પશુનું જતન થાય છે તેનાથી અર્ધાગણું જતન પણ સ્ત્રીઓનું થતું નથી. સ્ત્રીઓ ઘાણીના બળદની પેઠે સ્હવારના ચાર વાગ્યાથી જે ઘર વૈતરાની જુંથરીમાં જોડાય છે તે મોડી રાત સુધી ન તેને બે અક્ષર શીખવાની ફુરસદ કે ન તેના શરીરની સંભાળ લેવાની સવડ. એક ન્હાનકડી ઓલીમાં રસોઇ પાણી, બાળઉછેર, સુવાવડ, મંદવાડ બધું એક જ સ્થળે: આવા વાતાવરણમાં આ દેશની લાખો સ્ત્રીઓનો જીવનક્રમ ચાલે છે. આ દેશની દુર્દશા થાય તેમાં શી નવાઇ ?

દેશમાં જો કોઇ એક મોટો રાજકીય પક્ષ હોય જેણે સ્ત્રીઓને સન્માન આપી આગળ પડવાની તક આપી હોય તો તે કોન્ગ્રેસ પક્ષ છે. આજે આ પક્ષે દેશના નવા બંધારણ પ્રમાણે હોદ્દા સ્વીકારી રચનાત્મક કામ ઉપાડ્યું છે. નવાં પ્રધાનમંડળો પ્રાન્તોમાં ચુંટાયા છે તેમાં કેટલેક સ્થળે સ્ત્રીઓ પણ અંદર કાર્યકર્તા તરીકે છે. આ પ્રધાનમંડળ આરોગ્યોદ્ધારનું કામ ઉપાડે ત્યારે પહેલી તકે જે એકપક્ષી સમાજબંધનથી સ્ત્રીઓને અન્યાય થએલો છે તે દૂર કરશે જ એવી અનેક સ્ત્રીઓ ઉમેદ રાખે એ સ્વાભાવિક છે. ઠેકઠેકાણે સ્વચ્છ ન્હાવા ધોવાની તથા જાજરૂની સવડ ગામડામાં થવાની જરૂર છે. વળી અત્યાર સુધી ગામડામા માત્ર છોકરાઓને ભણાવવા માટે જ સવડ છે. છોકરીઓને કેળવણી આપવા તરફ દુર્લક્ષ અપાયું છે. જ્યાં માતા પોતે જ અભણ રહે ત્યાં બાળકોનાં માનસ ઉપર કેવી છાપ પાડી શકે ? બાળલગ્ન કરાવવા માટે અથવા લગ્નમરણના ખોટા ખર્ચ કરવા માટે જે સ્ત્રીઓ હઠ કરે છે તેનું કારણ પણ તેઓની અજ્ઞાનતા જ છે. હુન્નર ઉદ્યોગ ગામડાંમાં શીખવવા માટે વાત થાય છે, પણ આ પણ પુરૂષોને લાયક હુન્નર ઉદ્યોગ. સ્ત્રીઓને તેમના ફુરસદના વખતમાં શું હુન્નર આપવો તેનો કોઇએ વિચાર સુદ્ધાં કર્યો છે ? સ્ત્રીઓને લાયક કયા હુન્નર ઉદ્યોગ છે અને અત્યાર સુધી કેટલી સ્ત્રીઓને હુન્નર ઉદ્યોગમાં રોજી મળે છે તેની ગણત્રી સુદ્ધાં કરવામાં આવી છે ?

પુરૂષ ભલે એક ઉપર બીજી સ્ત્રી લાવી પહેલી સ્ત્રી તરફ ગુલામ કરતાં ખરાબ વર્તન રાખે, તેને મારેકુટે પણ સમાજમાં કોઇએ પણ સ્ત્રીને આમાંથી બચાવવા પ્રયત્ન કર્યો છે ? સામાજીક દુષ્ટ રૂઢીને અંગે બાળ

વિધવા-બીચારી સ્ત્રી-દુરાચારી પુરૂષનો ભોગ બની સમાજમાં ત્યકતા થાય, તે કદાચ પોતાના ગેરકાયદેસર અવતરેલાં બાળકનો જીવ લેવા માટે જનમટીપની સજા ભોગવે. ત્યારે આ બાળકનો પિતા સમાજમાં માન-પાન ભોગવી સ્વચ્છંદી જીવન ગુજારે તે શું અન્યાય ઓછો છે ? આવી સ્ત્રીઓને માટે આશ્રમ હોવા જોઇએ. જ્યાં તેમના જીવનને પાછું સન્માર્ગે દોરવા પ્રયત્ન થવો જોઇએ. સ્ત્રીઓને હિંદુ કાયદામાં, વારસાનો હકક નહીં, વાલી થવાનો હકક નહીં તેમજ લગ્ન કાયદામાં પણ અનેક અન્યાય. તે ક્યાં સુધી સમાજ નીભાવી લેશે ? પોતાની બાપુકી મીલ્કત અથવા પતિની મીલ્કતમાં સ્ત્રીને ભાગ નહીં-ઘરમાં બાળકને માતા જન્મ આપે, ઉછેરે, પતિની કમાણીનો વહીવટ કરી તેને સાચવી મંઘરી ભેગી કરે, પણ પતિના મરણ પછી આજ સ્ત્રીને જો વીલમાં ન હોય તો આ કમાણીમાં હકક નહીં. ઘરમાં પગાર-દાર નોકરને વધારે આર્થિક સ્વતંત્રતા, જ્યારે શેઠાણી થઇ વૈભવ ભોગવતી સ્ત્રી એક દિવસ નીરાધાર થાય. હજારો વર્ષો પૂર્વે જે હિન્દુ કાયદા થયા તે શું આ જમાનાને લાયક ગણાય કે તેને તે ચીલામાં કાયદાનું ગસીયા ગાડું ચલાવ્યાં જ કરવું ? પુરૂષોને જ્યારે જ્યારે કાયદામાં કંઇ પ્રતિકૂળ લાગે છે ત્યારે ત્યારે લાગુવારમાં તે ફેરફાર કરાવી શકે છે માત્ર સ્ત્રીઓને માટે જ કાયદાની લોખંડી સાંકળ તોડવી મુશ્કેલ પડે છે. ભક્ત તુલસીદાસ કહે છે કે,

तुलसी हाय गरीबकी, कभु न खाली जाय
मुआ ढोरके चर्मसे, लुहा भस्म हो जाय.'

તો શું આ દેશની અવદશા પણ આપણા દેશની લાખ્ખો નીરાધાર ગરીબ સ્ત્રીની હાય ને નીસાસાનું તો પરિણામ નહીં હોય ?



# સ્ત્રીઓના વારસાહક્ક

## એની ઉત્પત્તિ, ઇતિહાસ, વિકાસ અને સુધારણા

મધ્યસ્થ ધારાસભામાં ડૉ. દેશમુખ-હિન્દુ સ્ત્રીઓના વારસા હક્કને લગતા બીલની જે સ્થિતિ થઇ તે સુવિદિત છે. એ બીલની ચર્ચાને અંગે એ આખોય પ્રશ્ન જનતા સમક્ષ હજી તાજોજ છે એમ કહી શકાય. એટલે સ્ત્રીઓના વારસા હક્કને લગતા પ્રશ્નનો એની ઉત્પત્તિથી માંડીને અત્યારની સુધારણા સુધીનો ઇતિહાસ જાણવા જેવો તેમજ રસિક છે. બનારસ હિન્દુ યુનિવર્સીટીના પ્રાચીન સંસ્કૃતિ અને ઇતિહાસના અધ્યાપક ડા. અ. સ. આળતેકરના મરાઠી લેખ ઉપરથી

ગુજરાતીમાં ઉતારનાર

શ્રી. મૂળશંકર ન દ્વિવેદી

સ્ત્રીઓના વારસાહક્ક વિશેનો ખરડો ડૉ. દેશમુખે એસેમ્બ્લીમાં રજૂ કર્યો ત્યારથી તે સંબંધે ચોમેરથી ચર્ચા થવા લાગી છે. આ ખરડો પસાર થશે તો તેટલેથી જ પતવાનું નથી. ખરડો પસાર થઇ જાય એ હેતુથી તડજોડ કરી છોકરીના વારસા હક્કનો પ્રશ્ન આગળ લંબાવવામાં આવ્યો છે. એ જ રીતે વિધવાને મળનારો વારસો મર્યાદિત હોવો જોઇએ કે નહિ તે સંબંધે હજૂ મતભેદ છે. સ્ત્રીઓના વારસા હક્કની ઉત્ક્રાન્તિ કેમ કેમ થતી ગઇ તેનું ઐતિહાસિક વિવેચન આ સ્થળે અસ્થાને નથી. સુધારણામાં સમાજની પ્રગતિ, સ્ત્રીઓનું શિક્ષણ અને ફરજ અને તે વિશેનો આદર, વ્યક્તિને વધારે મહત્વ આપવું કે કુટુંબને આ વિશે સમાજનો મત, આ કારણોને લીધે સામાન્યતઃ સ્ત્રીઓના વારસા હક્કની મર્યાદા જુદા જુદા સમાજમાં નક્કી થતી જાય છે, આપણે ત્યાં પણ એમ જ બન્યું છે.

ઘણુંખરૂં રાની સમાજમાં સ્ત્રીઓનો દરજ્જો અને માલિકીનો હક્ક ઓછા પ્રમાણમાં હોય છે. હાથમાં સત્તા હોય તો દુબળાને ત્રાસ આપવો એ રાની મનુષ્યના સ્વભાવની સ્વાભાવિક પ્રવૃત્તિ હોય છે. આને લીધે ઘણાખરા સમાજોમાં શરૂઆતમાં સ્ત્રીઓને પૂરી રીતે છેતરવામાં આવતી હતી. અને તેના માલિકી હક્ક કબૂલ કરવામાં આવતા ન હતા. સ્ત્રીઓ ગાડી, ઘોડા, જમીન, દાગીના એ પ્રમાણે મિલ્કતનો એક પ્રકાર છે. તેને પોતાને પોતાની મિલ્કત હોવી શક્ય નથી, એમ સામાન્ય રાની મનુષ્યોની પ્રામાણિક સમજ હતી. આ સંબંધે અનેક દાખલાઓ રજુ કરી શકાય. સુસંસ્કૃત મનાતા સમાજમાં પણ સ્ત્રીઓના માલિકી હક્કોને ઘણા સમય પછી થોડી થોડી માન્યતા મળતી ગઇ. રોમમાં સ્ત્રીની ઉમર ચાહે તેટલી મોટી હોય તો પણ, તેને ઇસ્વીસનની શરૂઆત સુધીમાં માલિકી-હક્ક આપવામાં આવ્યો ન હતો. વિવાહ થઇ ગયો હોય તો, તે કાયદા પ્રમાણે ધણીની 'છોકરી' ગણાતી લગ્ન ન થયાં હોય તો તે બાપની છોકરી ગણાતી. એટલે તેને માલિક તરીકેનો જુદો

હક્ક ન હતો. ઘણા જૂના સમયમાં રોમમાં ધણી પોતાની સ્ત્રીને વેચી પણ શકતો, અને તેને વ્યભિચાર માટે ઠાર મારવામાં ભોભો ગણાતો. ક્રિશ્ચિયન લોકો ખંડણીના પૈસાને બદલે રોમન લોકોને સ્ત્રીઓ વેચતા હતા. ટ્યુટન લોકોમાં સ્ત્રીઓ મિલ્કતનો એક પ્રકાર છે એમ સમજાતું. મધ્યયુગમાં યુરોપમાં લશ્કરી નોકરી કરવા માટે સૈનિકને જમીન અપાતી અને તે પગારરૂપે ગણાતી, પણ એકાદો ઉમરાવ અગર સૈનિક જો મરણ પામે, તો રાજા તરત જ તેની જમીન અને સ્ત્રીને પણ બીજા એક ઉમરાવ અગર સૈનિકને પોતાની મરજી પ્રમાણે દઇ શકતો. ખ્રિસ્તી ધર્મમાં સ્ત્રીઓને ઘણી હીન લેખવામાં આવી છે. સ્ત્રીઓ એટલે નરકનું દ્વાર; કેમકે ઇવની ભૂલને લીધે આદમને નંદનવન છોડવું પડેલું. એમ ખ્રિસ્તિ સંન્યાસીઓની સમજ હતી, આપણામાં પણ નિવૃત્તિ માર્ગના ગ્રંથમાં આવા જ પ્રકારના ઉદ્દગારો મળી આવે છે.

બીજા લોકોની જેમ ઘણા જૂના કાળમાં આપણા સમાજમાં પણ સ્ત્રીઓ એ મિલ્કતનો એક પ્રકાર છે એવી માન્યતા હતી. આ માન્યતાના આધારે જ યુધિષ્ઠિરે દ્રૌપદીને હોડમાં મૂકેલી. દ્રૌપદીને સભામાં લાવવામાં આવી તે વખતે તેણે ભીષ્મને જે પ્રશ્નો પૂછ્યા છે, તેમાં મને હોડમાં મૂકવાનો અધિકાર ન હતો, હું દાસી થઇ નથી, એવા પ્રકારની વિચારમાળા નથી. તેનું કહેવું એટલું જ છે કે, પોતે જાતે જ પહેલેથી ગુલામ બનવાથી યુધિષ્ઠિરને મારું સ્વાતંત્ર્ય હોડમાં મૂકવાનો હકક નથી. ધણી પોતે જ ગુલામ થઇ જાય તો પછી સ્ત્રી સ્વાતંત્ર્ય રહે છે જ ક્યાં એમ કર્ણે તે પ્રસંગે સવાલ કરેલો. આ ઉપરથી સમજાય છે કે ઘણા જૂના વખતમાં પત્ની ઉપર પતિની પૂરેપૂરી સત્તા હતી. આપણે એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે, તે સમયે કુટુંબના કર્તાહર્તાને સ્ત્રી પ્રમાણે છોકરાં તથા ભાઇ ને વેચી નાંખવાનો અધિકાર હતો. આ પ્રકારનો એક શ્લોક મનુસ્મૃતિ, મહાભારત અને નારદસ્મૃતિ એ ગ્રંથોમાં મળી આવે છે.

**भार्या पुत्रश्च दासश्च त्रय एवाधना स्मृताः ।**
**यत्ते समधिगच्छंति यस्य ते तस्य तद्धनम् ॥**

પુત્ર, પત્ની અને ગુલામ એને પોતાની જુદી મિલ્કત હોતી નથી, તેઓ જે કાંઇ મેળવે છે તે તેની માલિકીનું ન થતાં તેના ધણીની માલિકીનું થાય છે.

ઉપર લખી વિચાર પદ્ધતિ જો કે સ્મૃતિ વગેરે ગ્રંથોમાં મળે છે ખરી પણ વૈદિક સમયમાં પ્રત્યક્ષ પરિસ્થિતિ તેવી નહતી. સ્ત્રીઓ, પુત્ર વગેરેનો માલિકીહક્ક સમાજે માન્ય કર્યો હતો તે છતાં તાત્ત્વિક ગ્રંથોમાં પૂર્વકાલીન વિચાર સરણીનો અનુવાદ તેમાં દેખાય છે. હમણાં કેનેડા, ઓસ્ટ્રેલિયા વગેરે વસાહતોમાં પાસ કરેલો ઠરાવ એકદમ કાયદાનું સ્વરૂપ પામે છે. તેને બ્રિટિશ રાજાની સમ્મતિ મળવી જોઇએ. અને તે મળે છે જ. ઇંગ્રેજ સરકાર વસાહતીના કાયદાઓને સમ્મતિ દેવાનો પોતાનો તાત્ત્વિક હક્ક કાગળ પતર ઉપર રાખવાનું ભૂલતા નથી. તે જ પ્રમાણે આપણા ગ્રંથોમાં છોકરાં અને સ્ત્રીઓના હક્કો કબૂલ કરનાર સ્મૃતિકારો છોકરાં અને સ્ત્રીઓ જે કાંઇ મેળવે તે બાપ અગર ધણીની માલિકીનું થાય છે એમ સૂચવવાનું ભૂલતા નથી.

વૈદિક સમયમાં સ્ત્રીઓ એટલે પુરુષની ગુલામ એમ જો કે મનાતું નહતું, તેને સ્ત્રી ધન ઉપર મર્યાદિત માલિકી આપવામાં આવી હતી, તોપણ સ્ત્રીના વારસા હકકને સામાન્યતઃ માન્યતા મળેલી નહતી.

( ૧ ) " तस्मात् पुमान्दायादोऽदायादा स्त्रीः " શત. બ્રા.–' એટલે પુરુષોને વારસા–હક્ક હોય છે, સ્ત્રીઓને નથી હોતો. ' ( ૨ ) ' तस्मात्स्त्रियो निरिंद्रिया अदायादोः " તૈત્તિરીય સંહિતા–' સ્ત્રીઓ એ નિર્બળ છે એટલે તેને વારસા હકક નથી. ' ( ૩ ) ' स्त्रियो दायस्य नैशत ' શતપથ બ્રાહ્મણ–'વારસાહકક ઉપર સ્ત્રીઓની સત્તા જ નથી. '

આ પ્રકારના ઉદ્દગારો ઋગવેદની જ અંદર નથી તો પણ ઉત્તરકાલિન સંહિતા ગ્રંથોમાં મળી આવે છે. આ ઉપરથી સમજાય છે કે સ્ત્રીઓનો વારસાહકક સમાજને માન્ય ન હતો.

આજે પતિને અને પિતાને પોતાની પત્ની કે છોકરી માટે પ્રેમ ઉત્પન્ન થાય છે તેમ પૂર્વે પ્રેમ થતો ન હતો કે શું ? આગળના પુરુષો ખરેખર પત્થર હૃદયના હતા કે શું ? એમ કોઇ પ્રશ્ન કરી શકે. એ લોકોને જવાબ આપવો મુશ્કેલ નથી. અગાઉ પણ આજની જેમ જ પિતાને છોકરી માટે અને પતિને પત્ની માટે પ્રેમ થતો હતો. પણ તે સમયમાં તેમનો વારસા હકક માન્ય કરવો એ અવહેવાર લેખાતું. મિલ્કત બે પ્રકારની હોય છે, સ્થાવર અને જંગમ. જંગમ મિલ્કત એટલે દાગિના. તેની ઉપર સ્ત્રીઓનો માલિકી હક્ક મોટા પ્રમાણમાં માન્ય કરવામાં આવ્યો હતો એ આગળ બતાવવામાં આવશે. સ્થાવર મિલ્કત એટલે મુખ્યતઃ જમીન, કેમકે તે સમયે જમીનની બહુ કીંમત ન હતી. હાલમાં સરકારી દફતરમાં પોતાનો હકક નોંધાવવાથી સામાન્ય રીતે કોઇ પણ માણસને પોતાની જમીન કબજામાં લેતાં આવડે છે. અતિપ્રાચીન સમયમાં તેવી સ્થિતિ ન હતી. જો કે જમીન ગામના પ્રત્યેક કુટુંબોને વહેંચી આપેલી હોય, તો પણ તેની માલિકી ગ્રામસંસ્થાની અગર રાજાની ગણાય. જેને પોતાની જમીન, જરૂર પડે તો બીજાની વિરુદ્ધ ઝઘડીને પોતાના તાબામાં રાખતાં આવડે તેમ જ ખરેખર મહેનત કરી સરકારી કર ભરવાની તાકાદ હોય, તેને જ જમીનની માલીકીની જવાબદારી ઉઠાવવી શકય હતી. આવી દશામાં સ્ત્રીઓને જમીનનો વારસાહકક દેવો અવહેવાર હતો. સ્ત્રીઓ એ નિર્બળ છે માટે તેને વારસાહક્ક ન હોય એમ તૈતિરીય સંહિતામાં લખ્યું છે તેનો અર્થ વાચકો સમજી શકશે. ઉપર લખ્યા પ્રમાણેની પરિસ્થિતિમાં પુરુષોને વૈયક્તિક વારસાહકક પણ બહુ વધી શકે તેમ ન હતું. ' संहति कार्यसाधिका ' એ ન્યાયે કુટુંબ કે સામુદાયિક ઘટકનું મહત્વ વધ્યું અને તેની જ જમીનની માલિકી માન્ય કરવામાં આવી. વારસાહકક હોવા છતાં પુરુષોને પણ તેને વ્યવહારમાં મૂકવું દુષ્કર અને સગવડ વગરનું લાગ્યું. અને આજની જોઇંટ સ્ટોક કંપના પ્રમાણે મોટા પ્રમાણની એકત્રિત કુટુંબો જ પેઢી દર પેઢી મિલ્કતના સામયિક માલિક તરીકે રહેતા હતા. વ્યક્તિગત હકકોની જાણ અને મહત્વ જે હમણાં વધ્યુ છે, તે આપણે ન ભૂલવું જોઇએ.

પૈસાટકા, દરદાગીના પોતાના કબજામાં રાખવા એ જમીન કબજે રાખવા કરતાં વધુ સહેલું છે, એટલે તે પરની સ્ત્રીઓની માલિકીનો હકક ઘણા જૂના સમયથી હિંદુ સમાજે માન્ય કર્યો હતો. વસિષ્ઠ, બૌધાયન, આપસ્તંબ વગેરે સ્મૃતિકારો સ્ત્રીઓનો વારસાહકક માન્ય કરતા નથી, તે સૌ સ્ત્રીના ધન ઉપરના હકકો આનંદથી કબૂલે છે. સ્ત્રીધન ઉપરનો હકક તરતજ માન્ય કરવામાં આવ્યા તેનું એક કારણ એ હતું કે તે ઘણીવાર સ્ત્રીના પિતા તરફથી મળતું. ઘણા જૂના સમયમાં છોકરી વેચવાનો ચાલ જગતભરમાં હતો. વરને છોકરી વેચી તેથી બાપને

છોકરી ઉપર પ્રેમ નથી હોતો એવું નથી. છોકરીને વેચતાં જે રકમ આવે તેમાંથી ઘણો મોટો ભાગ સ્વાભાવિક રીતે છોકરીને પ્રેમ ભેટ તરીકે પાછો અપાતો, એટલે સ્વાભાવિક રીતે તેની ઉપર પત્નીની માલિકી થઇ. પતિ તેને હાથ લગાડી શકતો નથી આસુર વિવાહથી થયેલાં લગ્નમાં છોકરી જો અપુત્ર મરણ પામે તો સ્ત્રીનું ધન બાપને પાછું મળે એવો જે નિયમ સ્મૃતિમાં આપ્યો છે તેનું કારણ ચતુર વાચકો સમજી શકશે સ્ત્રી ધનનું ક્ષેત્ર સ્મૃતિકારો હળવે હળવે કેમ વધારતા ગયા તે જાણવું મનોરંજક અને બોધપ્રદ છે. પણ તેમ કરતાં અતિ લંબાણ થઇ જવાનો ભય છે. પતિ જો સ્ત્રીધન પોતાના કામને માટે લે તો તે તેણે વ્યાજ સાથે પાછું આપવું જોઇએ અને જો તે સ્થાવર હોય તો તે પર સ્ત્રીની સંપૂર્ણ માલિકી રહે છે અને તે પોતાની મરજી પ્રમાણે વેચી શકે છે એમ કેટલીક મધ્યયુગની–એટલે ઇ. સ. ૫૦૦ થી ૮૦૦ સુધીનો સમય–સ્મૃતિઓમાં લખેલું છે આ ઉપરથી અતિ પ્રાચીનકાળના

**भार्या पुत्रश्च दासश्च त्रय एवाधनाः स्मृताः।**
**यत्ते समधिगच्छन्ति यस्य ते तस्य तद्धनम्॥**

જેવી પરિસ્થિતિથી આવ વિસંગત એવાં વચનોને કેટલું માન અપાતું હશે તે આપણને સમજાય એવું છે. આજે પણ તેજ રીતે યોગ્ય તે દિશામાં સ્ત્રીઓના વારસા હકમાં ફેરફાર કરવો જરૂરી છે.

આપણા સમાજમાં છોકરીનો વારસાહક પત્નીના વારસાહક પહેલાં કબૂલ કરવામાં આવ્યો છે. અપુત્ર પિતાની છોકરીના વારસાહક માટે હાલ કોઇ સવાલ નથી, પણ તેનો ઇતિહાસ ઘણો મનોરંજની છે. જે વેદકાળમાં સ્ત્રીઓને વારસાહક ન હોવો જોઇએ એમ લોકમત હતો, તે વખતે ભાઇ વગરની છોકરીનો વારસાહક માન્ય કરવામાં આવ્યો હતો. એનું કારણ એ છે કે, દેખીતી રીતે મિલ્કત સ્ત્રી વારસ પાસે ગઇ હોવા છતાં તે ખરૂં જોતાં તે પહેલાં છોકરીના પતિ પાસે અને પછી છોકરા પાસે જાય છે. એટલે સ્થાવર મિલ્કત કબજામાં કઇ રીતે રાખવી એની બહુ કાળજી રહેતી નહિ. સિવાય છોકરીનો છોકરો પોતાના માતામહને પિંડ પણ આપી શકે, એટલે પિંડદાનની અડચણ પણ ન રહે.

આજકાલ પોતાના પિતાની વારસદાર કન્યા સાથે લગ્ન કરવાની હોંશ ઘણા યુવકોમાં જોવામાં આવે છે. પણ આથી અવળી સ્થિતિ વેદકાળમાં હતી. ભાઇ વગરની છોકરીને બાપની મિલ્કત મળતી પણ વર મળવો મુશ્કેલ હતો એ

**अभ्रातर इव योषास्तिष्ठंतु हतवर्त्मनः।**

અથર્વવેદના આ દૃષ્ટાંતથી સમજાશે. લગ્ન કરીને નવી મિલ્કત મેળવવા કરતાં પોતાના કુટુંબનું અબાધિત સાતત્ય જાળવવા તરફ લોકોનું ધ્યાન વધારે હતું. ભાઇ વગરની છોકરીના છોકરાં માતામહની અટકથી ઓળખાતાં એટલે જમાઇ પોતાનો વંશ આગળ ચલાવી શકતા નહિ, એટલે એવી કન્યા સાથે વિવાહ કરવા માટે લોકો ખૂબ નાખુશ રહેતા આજે આ વાત ઉપર કોઇને વિશ્વાસ ન આવે.

સૂત્રકાલમાં એટલે ઈ. સ. પૂર્વે ૮૦૦ થી ૨૦૦ વર્ષ સુધીના સમયમાં છોકરીને ઉપનયન અને શિક્ષણ આપવાનું બંધ થયું. અને વિવાહ કરવાનું જ ચાલુ રહ્યું. આને લીધે ભાઈ વગરની છોકરીનો વારસાહક નષ્ટ કરવો એવો મત પ્રચારમાં આવવા લાગ્યો. એ વસ્તુ ગૌતમ અને વસિષ્ઠના ધર્મસૂત્રોમાં દેખાય છે. પણ તેવી છોકરીનો વારસાહક માન્ય કરનારા, સનાતનમાં માનનારા તે વખતે

પણ હતા. મહાભારતના અનુશાસન પર્વમાં ધર્મરાજાએ કહ્યું છે કે પિતાનો વારસો છોકરાની જેમ છોકરી પાસે પણ જવો જોઈએ. કેમકે પિતાએ છોકરા તેમજ છોકરી પ્રત્યે સમાન વર્તણુંક રાખવી જોઈએ, એમ પ્રતિપાદન કર્યું છે—

'पुत्रवद्धि पितुस्तस्य कन्या भवितुमर्हति'

ભીષ્મે આ તત્ત્વ માત્ર ભાઈ વગરની છોકરીઓની બાબતમાં જ માન્ય કર્યું છે. આવી છોકરીનો વારસો યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં વગર સંદેહે પ્રતિપાદન કર્યો છે. નારદસ્મૃતિમાં છોકરા પ્રમાણે છોકરી પણ બાપના શરીરથી જ ઉત્પન્ન થયેલી છે એ માટે તેની હૈયાતીમાં વારસો બીજાને સોંપવો એ અત્યંત અનુચિત છે એમ કહેલું છે—

अंगादंगात्संभवति पुत्रवद् दुहिता नृणाम् ।
तस्मात् पितृधनं त्वन्यः कथं गृण्हीत मानवः ॥

આ પહેલાંના કાળમાં એટલે ઈ. સ. ૫૦૦ પહેલાં ભાઈવગરની છોકરીના વારસા હક્ક ઉપર કોઈએ હલ્લો કરેલો નથી.

અત્યારે વિવાદનો પ્રશ્ન બનેલો છે તે ભાઈવાળી કન્યાનો વારસાહક્ક છે. સમાજ આનો મોટો વિરોધ કરે છે. એટલે સરકાર પણ તે માનવા તૈયાર નથી. એટલે જ ડૉ. દેશમુખને પણ પોતાના ખરડામાં સમાધાનીનો માર્ગ લેવો પડયો.

આ વારસાનો ઇતિહાસ જોતાં એમ લાગે છે કે જે સમયે સમાજમાં સ્ત્રીશિક્ષણ મોટા પ્રમાણમાં ચાલુ હશે અને છોકરીનાં લગ્ન કરવાં એ ખાસ આવશ્યક નહિ ગણાય, તે સમયે હિંદુ સમાજમાં ભાઈ હોવા છતાં, બહેનનાં લગ્ન ના થયાં હોય તો બાપની મિલ્કતમાંથી વારસો મળશે. ઋગ્વેદમાં આવી પરિસ્થિતિ દેખાડનારાં વચનો મળે છે. વિવાહ થયા પછી પતિની મિલ્કતમાંથી બહેનને ભાગ મળે છે એટલે ભાઈએ પોતાની વડિલોપાર્જિત મિલ્કતમાંથી ભાગ દેવો નહિ. એવો સામાન્ય મત હતો એ—

'न जामये तान्वो रिक्थमारैकचकार गर्भं सनितुर्निधानम्' ૩-૩૧-૨

આ મંત્ર પરથી દેખાશે. તે સમયમાં છોકરીને વિવાહ કરવાની કાયદેસર, ધાર્મિક કે સામાજિક બંધી ન હતી. એટલે સ્વેચ્છાથી કહો કે અનિવાર્ય કારણ ને લીધે કહો, પણ જે કન્યા લગ્ન કરતી નહિ તેને વારસાહક્ક માન્ય કરવાનું સમાજને યોગ્ય લાગ્યું હતું. આવી છોકરીઓનું "अमाजूः" એટલે બાપને ઘેર વૃદ્ધ થનાર છોકરી એવું નામ રહેતું. ભાઈ હોવા છતાં બાપની મિલ્કતમાંથી તેને હક્ક મળતો એ,

'अमाजूरिव पित्रोः सचा सती
समानादा सदसस्त्वामिये भगम्'
ऋग्वेद २-१७-७

—"જે પ્રમાણે અવિવાહિત કન્યા પોતાના વડિલ પાસેથી મિલ્કતનો ભાગ માગે છે, તે પ્રમાણે, હે ઈંદ્ર, હું પણ તારી કને ધન માગું છું." આ વચનો ઉપરથી સ્પષ્ટ થાય છે. તેને ભાઇના જેટલો જ વારસા હક્ક મળે કે ઓછો મળે; એ સમજવાનો રસ્તો નથી. તેના ઉપર પોતાના કુટુંબની જવાબદારી નથી એટલે તે ઓછા પ્રમાણમાં મળતો હોવો જોઈએ. આગળ જતાં છોકરીને શિક્ષણ આપવાનું બંધ થયું, અને લગ્ન આવશ્યક મનાયું. એથી ભાઈવાળી અવિવાહિત કન્યાના વારસા હક્કનો પ્રશ્ન નિર્મૂળ થયો. એ પ્રશ્નની ચર્ચા આગળ ઉપર મળતી નથી.

ભાઈ હોય તો પણ બહેનને વારસો ન મળવો જોઈએ એમ સામાન્ય રીતે સ્મૃતિ-ગ્રંથોનો અભિપ્રાય છે. ઇ. સ. પૂ. સુમારે

૫૦૦ વર્ષથી છોકરીઓએ અવિવાહિત ન રહેવું, એવો મત સમાજમાં રૂઢ થયો હતો. સમાજમાં સ્ત્રીશિક્ષણની પૂર્ણાહુતિ એ જ વખતે ઉપનયન સંસ્કાર બંધ પાડવાથી થઈ. એથી કન્યા માટે પિતાને શિક્ષણનું ખર્ચ કરવું પડતું નહિ. એટલે છોકરી સંબંધેનું મુખ્ય ખર્ચ એટલે લગ્ન પ્રસંગ. એ વિશે સ્મૃતિ ગ્રંથોમાં ઠીક ઠીક ગોઠવણ કરી છે. લગ્ન ખર્ચની જવાબદારી પિતાના મરણ પછી ભાઈ ઉપર મૂકવામાં આવેલી.

'अविद्यमाने पित्रर्थे स्वांशादुधृत्य वा पुनः
अवश्यकार्याः संस्कारा भ्रातृभि पूर्व
संस्कृति : ॥'
नारद स्मृति १३-१४

ઉપર રજૂ કરેલાં નારદ સ્મૃતિના વચનો પરથી સમજાય છે કે વડિલોપાર્જિત મિલ્કત ન મળી હોય તો પણ જાતમહેનતથી મેળવેલી મિલ્કતમાંથી બહેનનાં લગ્નનો ખર્ચ કરવો એમ સમાજના આગેવાનોનો મત હતો. પણ બહુમતવાળાઓનું કહેવુ એમ હતું કે, બહેનના લગ્ન માટે બાપદાદાની મિલ્કતમાંથી ચોથીઓ ભાગ મળવો જોઈએ.

'भगिन्यस्तु निजादंशाद्दत्वांशं तु
तुरीयकम्'

આ પ્રકારનાં વચનો અનેક સ્મૃતિગ્રંથોમાંથી છૂટાં છવાયાં મળી આવે છે. પહેલાં કન્યા-વિક્રય પ્રમાણે વરવિક્રય અથવા વાંકડાની પ્રથા બહુ પ્રચારમાં ન હતી, એટલે ચોથિયો ભાગ છોકરીના લગ્ન માટે પુરતો હતો. ચોથિયા ભાગની ચોકકસ વ્યાખ્યા હજૂ સમજાઈ નથી. (૧) મિલ્કતના ચાર ભાગ પાડી તેમાંથી ત્રણ ભાઈઓમાં વહેંચવા અને એક ભાગ બહેનમાં વહેંચવો. (૨) પ્રત્યેક બહેનનો હિસ્સો ભાઈનો ચતુર્થાંસ રાખવો. (૩) કિંવા બહેન જો ભાઈ હોય તો તેને જે ભાગ મળ્યો હોય તેનો ચોથો ભાગ તેને આપવો, એમ ત્રણ અર્થ નીકળે છે. સ્મૃતિકારોને કયો અર્થ સંમત હતો એ કહેવું મુશ્કેલ છે. બહેનનાં યોગ્ય પ્રકારનાં લગ્ન થાય તે માટે જરૂરી ખર્ચ ભાઈએ વડિલોની મિલ્કતમાંથી કરવો એવો ધ્વનિ તેમાંથી નીકળે છે. મિલ્કત થોડી હોય તો ભાઈએ પોતાના હિસ્સા જેટલું ખર્ચ બહેનનાં લગ્ન માટે કરવું જોઈએ એવો મત સ્મૃતિચંદ્રિકામાં પ્રતિપ્રાદિત કરેલો છે—

' अल्पे विभाज्यधने पुत्रभागसाम्यं । '

જો તે મોટી હોય તો તે કરતાં ઓછું ખર્ચ કર્યું હોય તો ચાલે એમ વીર મિત્રોદય કહે છેઃ—

' तस्मात्संस्कारोपयुक्तद्रव्यस्य दानमात्रं
विवक्षितम् । '

આ ચોથા હિસ્સામાંથી લગ્ન ખર્ચ બાદ કર્યા પછી બાકી રહેલો ભાગ બહેને પોતાની સાથે સાસરે લઈ જવો એવો મત ફક્ત શુક્ર સ્મૃતિમાં મળે છે. પિતાના અવસાન પછી ધન-મિલ્કતના ભાગ કરતી વખતે ભાઈએ પોતાના હિસ્સાનો ચોથો ભાગ બાને અને પોતાની બહેનને આઠમો ભાગ દેવો એમ આ સ્મૃતિમાં પ્રતિપાદન કરેલું છે.

मृताधिपे तु पुत्राद्या उक्तभागहराः स्मृता
मात्रे दद्याच्चतुर्थां भगिन्यै मातुरर्धकम्॥
४-६-२९९

બાપે પોતાની હૈયાતિમાં ભાગ પાડ્યા હોય તો તેણે શુક્રના મત પ્રમાણે લગ્ન કરેલી છોકરીને અર્ધો ભાગ આપવામાં મોભો છે એમ નીચેના ઉતારા પરથી ખબર પડશે.

' समानभागा वै कार्याः पुत्राः स्वस्य
च वै स्त्रियः ।
स्वभागार्धहरा कन्या दौहित्रस्तु
तदर्धभाक् ॥

દેવયાની ઉપર પ્રાણ કરતાં વધુ પ્રેમ કરનાર શુક્રાચાર્ય (અથવા તે સંપ્રદાયના શિષ્ય) છોકરીના વારસા હકકની તરફેણ કરે એ સ્વાભાવિક છે. પણ તેમનો એ મત સમાજને ગમ્યો નહિ. બહુમતવાળા સ્મૃતિકારો આ હકકના વિરોધી હતા. અને તેમનો જ મત આખરે પ્રભાવશાળી નિવડ્યો.

પરણેલી છોકરીને વડિલોની મિલ્કતમાંથી ભાગ ન મળે એવો સમાન્ય મત હતો, તો પણ વ્હેવારમાં બધા તે પ્રમાણે વર્તતા જ એમ નથી. શિલાલેખોમાં કોઇક ઠેકાણે પરણેલી છોકરીને ભાઇ સાથે સ્થાવર મિલ્કતમાંથી હિસ્સો મળે, એવા પ્રકારના પુરાવા મળે છે. મ્હૈસુર રાજ્યના મુદગેરે ગામમાં એક બારમા સૈકાનો શિલાલેખ મળી આવ્યો છે. અને તે એપિગ્રેફિયા કર્ણાટિકાના છઠ્ઠા ભાગમાં પ્રસિદ્ધ થયો. તે પરથી માચી નામના માણસે પોતાની જમીન પોતાના છોકરા અને છોકરીને વહેંચી દીધી હતી એમ સમજાય છે. ભાગ પડ્યા પછી બીજી પેઢીમાં છોકરીના છોકરાંઓએ છોકરાની જમીન ઉપર અતિક્રમણ કર્યું. શિલાલેખમાં આ ઝઘડાનો ઉલ્લેખ કર્યો છે. છોકરાને તેનો ભાગ ભોગવવા મળ્યો, છોકરીનાં છોકરાંઓ પાસે હતી તે જમીન ન મળી.

પણ એકંદર સ્મૃતિગ્રંથ, સંસ્કૃત વાઙ્મય અને શિલાલેખોનું અવલોન કરતાં સામાન્ય રીતે પરણેલી છોકરીને ભાઇની સાથે વડિલોની મિલ્કતમાંથી ભાગ મળતો નહતો એમ દેખાઇ આવે છે. [ ચાલુ ]

# જનોતી પૂનમને અજવાળિયે

[ ગમગીત ]

જનોતી પૂનમને અજવાળિયે,
આવોને રમિયે·

જોને ! ઉઘડ્યાં ઉજમાળાં–
કેવાં ઉગ્યાં જ રુપાળાં !
આવો અજવાળિયાંમાં નાહિયે, બ્હેનડી ! રૂમઝુમિયે !

હસે ઉર વાતે વાતે,
એવી રઢીયાળી રાતે;
અમીરસ તેજના રેલાય, જગમાં ભરી ઉછાળા !

ઉજળી શીતળ એકાંતે–
વિસામા વળે નિરાંતે ;
શીતળ શાંતિમાં લ્હેરાય, ઘેને, કંઇ દુ:ખીયારાં !

હળવાં હૈયાં ત્યાં ઝળકે–
હેતે ભરપૂર છલકે :
પુલકે રોમે રોમે ને મલકાય ગાતાં મુખડાં !
ધરણી રળીઆમણીનાં પુણ્ય ખીલ્યાં ઝીલો ભવ સુખડાં !

લલિત

# ઉપહાર

કિનખાબશા રેશમના પટે રૂડે,
સોનારૂપેરી ગૂંથી મોર મેના :
રમણીય એ એક કલાનમૂનો,
તૈયાર કીધો તુજને સમર્પવા.

માળીતણી છાબમહીંથકી રૂડે,
વીણી લીધાં સૌરભથી ભરેલાં !
પુષ્પો સુકુમાર-કુમાશવાળાં,
માળા ગૂંથી છે તુજને સમર્પવા

અને રચી છે ગીતમાળ તેવી,
ગૂંથી મહીં કૈં કમનીય કલ્પના
વસન્તના રંગ ભરેલ વ્યંજના :
સ્વીકારી લે આ ઉપહાર સુન્દર !

સત્કારવામાં સુજ આ કલાને,
સ્વીકાર શું સુજ નથી અપાયો ?

જનાર્દન પ્રભાસ્કર

# આપણી લગ્નવિધિ

લેખક :
ડૉ. અમૃતલાલ હં. પટેલ, ડી. પી. એચ
મેડીકલ ઓફીસર ઓફ હેલ્થ,
સુરત મ્યુનીસીપાલીટી

આપણા દેશમાં દરરોજ સેંકડો લગ્નો થતાં હશે. જુદી જુદી કોમના લોકોમાં તેમના ધર્મશાસ્ત્રાનુસાર લગ્નવિધિ કરાવવામાં આવે છે. આ આખી વિધિનું સાહિત્ય અમુક પુરાણી ભાષામાં રચાયલું હોય છે. આ જુની ભાષાઓ સેંકડો વર્ષો અગાઉ પ્રચલિત કાળ અને તે સમયમાં લોકો તે ભાષા લખી, વાંચી અને બોલી જાણતા હશે પરંતુ અત્યારે આ ભાષાઓ જીવતી નથી. લોકોનો મોટો ભાગ તે ભાષાના એક અક્ષરને પણ સમજતો નથી છતાં આપણી લગ્નક્રિયાઓના શ્લોકો આ જુની ભાષામાં જ હજુ બોલાય છે.

લગ્ન મનુષ્યની જીંદગીમાં અગત્યનું સ્થાન ભોગવે છે. તેના ઉપર જીંદગીના આદર્શનો અને સુધરેલા જનસમાજની નૈતિક અને સામાજીક સહીસલામતીનો પાયો રચાયલો છે દંપતીજીવનના અથવા કહો કે સંસારમાં સ્વર્ગ ભોગવવાના લગ્નક્રિયાથી મંડાણ મંડાય છે. આવી અગત્યની ક્રિયામાં લગ્નવિધિ કરાવનાર શું બોલે છે, વરકન્યા પોતે શું બોલે છે, કેવી પ્રતિજ્ઞા લેય છે, કઇ કઇ જોખમદારીઓ સ્વીકારે છે આ બધાનું કાંઇ પણ જ્ઞાન લગ્ન કરનારને અત્યારના જમાનામાં ઘણે ભાગે નથી હોતું. આ વસ્તુસ્થિતિ બીલકુલ ઇચ્છવાજોગ નથી.

હાલના જમાનામાં કોઇ પણ મનુષ્ય જ્યારે દુનિયાના વ્યહવારને અંગે કોઇ પણ જાતનો દસ્તાવેજ કરે છે ત્યારે તે પોતે સમજી શકે તેવી ભાષામાં તે લખાવે છે. જો તે પોતે સમજી નહિ શકે તેવી ભાષામાં દસ્તાવેજ લખવામાં આવ્યો હોય તો તે માણસ સહી કરતી વખતે પોતાની ભાષામાં દસ્તાવેજની નીચે એવું લખે છે કે ઉપરનો દસ્તાવેજ મને વંચાવવામાં આવ્યો છે અથવા તેનો તરજુમો મને સંભળાવવામાં આવ્યો છે અને તે દસ્તાવેજ ઉપર મેં જાણી જોઇને વિચારીને અને અક્કલ હોશીયારીથી સ્વસ્થ મને સહી કરી છે.

જીંદગીના વ્યવહારના એક સાધારણ કરારનામા માટે આટલી સાવચેતી લેવામાં આવે છે; જ્યારે, લગ્ન જેવા અત્યંત ગંભીર અને પવિત્ર અને અગત્યના કરારનામા વિષે લગ્ન કરનાર પોતે કાંઇ પણ જાણતો નથી. આથી પણ વધારે શોચનીય વાત તો એ છે કે અત્યારના લગ્ન કરાવનાર બ્રાહ્મણો પણ આખી લગ્નક્રિયાના સેંકડો શ્લોકોમાંથી બે પાંચનો અર્થ ભાગ્યે જ જાણતા હશે !

આપણા દેશમાં એવી માન્યતા છે કે *જુનું તેટલું બધું સારું અને તેમાં આવશ્યક* ફેરફારને સ્થાન જ નથી. આ માન્યતા, ખાસ કરીને ધાર્મિક અને સામાજીક વિષયો માટે ઘણી સજ્જડ છે. આ બાબતમાં પશ્ચિમના લોકો વધારે વ્યહવાર અને સાદી સમજપૂર્વક કામ કરનારા જણાય છે. યુરોપના ઘણા ખરા દેશોમાં લગ્નવિધિ દેશની ચાલુ ભાષામાં જ લખાયલી હોય છે;

આ વિધિ કરાવનાર અને લગ્ન કરનાર સ્ત્રી પુરૂષ જો સાધારણ ભણેલા હોય તો પણ આ આખી વિધિને સમજી શકે છે. આવી રીતે લગ્નવિધિ સમજવાથી અને પોતે જાણતા હોય તે જ ભાષામાં લગ્નની પ્રતિજ્ઞા લેવાથી લગ્નની જોખમદારી અને ગંભીરતાનું પરણનાર સ્ત્રી પુરૂષને બરાબર ભાન થાય છે. આ બાબતમાં આપણે પશ્ચિમનું અનુકરણ શા માટે ન કરવું?

આપણા દેશમાં લગ્ન-વિધિને નામે જે ફારસો થાય છે તે હસવા જેવા છે. આજથી લગભગ વીસ વર્ષ અગાઉ મુંબઇ ઇલાકાની કડવા પાટીદાર જ્ઞાતિમાં એવો રીવાજ હતો કે દર દસ વર્ષને અંતરે જ લગ્નની મોસમ આવે. અને દર દસ વર્ષે ફકત એક જ વખત, એક જ દીવસે અને એક જ વખતે નાના મોટા બધા જ બાળકોનાં લગ્ન થઇ જાય! આ વિચિત્ર રિવાજને લીધે લગ્ન કરાવનાર બ્રાહ્મણોની લગ્નને દીવસે બહુ જ ખોટ પડતી. દાખલા તરીકે અમદાવાદ જેવા શહેરમાં કડવા પાટીદાર કોમનાં આશરે વીસો હજાર કુટુંબો હશે. આમાંથી લગભગ દરેક ઘરે લગ્ન તો હોય જ કારણ કે લગ્ન



## બટમોગરો

( આજ મ્હારી આંખડીએ અજ પો—એ ઢાળ )

રાજ ! મ્હારે આંગણીએ મોગરો
કે ઊગ્યો બટમોગરો:
રાજ ! મ્હારે બાગમાંહી મોગરો
કે ખીલ્યો બટમોગરો.

એની ડાંખળીઓ કાંઇ નીચી ઢળે:
જાણે ધરતીમાને ચરણે હળે:
રાજ ! મ્હારે આંગણીએ મોગરો,
કે ઊગ્યો બટ મોગરો.

એની સુવાસ પમરે દિગદગન્તમાં:
એની સુરભિ છાયે વિશ્વ અનન્તમાં:
રાજ ! મ્હારે આંગણીએ મોગરો,
કે ઊગ્યો બટ-મોગરો.

એની પાંખડીઓમાં ચેતનનાં પૂર છે:
કલા-કુદરતનાં નીતરનાં નૂર છે:
રાજ ! મ્હારે આંગણીએ મોગરો,
કે ઊગ્યો બટ-મોગરો.

રાજ ! મ્હારે બાગમાંહી મોગરો,
કે ખીલ્યો બટમોગરો:
રાજ ! મ્હારે આંગણીએ મોગરો,
કે ઊગ્યો બટમોગરો.

રમણીક કીશનલાલ મહેતા



હોય છે. આ કારણને લીધે ગરમાગરમ સ્હા અને બામણીયા પાણી વેચનારા બ્રાહ્મણોનો લગ્નક્રિયા માટે ભાવ પૂછાય છે.

વખતના વહેવા સાથે આપણા સામાજીક અને સાંસારિક જીવનમાં અને વિચારોમાં ફેરફારો થાય છે. આજથી પાંચ હજાર વર્ષ ઉપર જે લગ્નવિધિ નક્કી કરવામાં આવી હતી તે આખી યે આપણને અત્યારે અનુકુળ હોઇ શકે જ નહિ. આમાં આવશ્યક ફેરફાર શા માટે કરવો નહિ ? અંગ્રેજોની જુની લગ્ન વિધિમાં પત્નીને એવી પ્રતિજ્ઞા લેવી પડતી કે તે હમેશા ધણીનો હુકમ માની તેને જ આધીન રહેશે. સ્ત્રી પુરૂષોની સમાનતાના જમાનામાં આ પ્રતિજ્ઞા આંગ્લ સ્ત્રીઓને પસંદ પડી નહિ અને નવી ધર્મ ક્રિયામાં પ્રતિજ્ઞા કાઢી નાખવામાં આવી છે !

સંસ્કૃત ભાષા માટે આપણને ગમે તેટલું માન હોય છતાં જે ભાષાનો એક આંકડો, જનસમાજનો મોટો ભાગ ન સમજે તેમાં લગ્નક્રિયાનું સાહિત્ય હોય અને તેનો જ ઉપયોગ લગ્ન ક્રિયામાં થાય તો તે ભેંસ આગળ ભાગવત જેવું ગણાયઃ જો અંગ્રેજી ભાષામાં રચાયલી લગ્નક્રિયાથી અંગ્રેજોના લગ્ન થઇ શકે તો ગુજરાતી હિંદી, મરાઠી વગેરે ભાષામાં આપણી પ્રાચિન લગ્નક્રિયાના શ્લોકોનું અનુષ્ટુપ જેવા સરળ છંદોમાં ભાષાંતર થાય અને તે વડે જ લગ્નક્રિયા થાય તો શું વાંધો હોઇ શકે ?

હિંદુ સમાજમાં પ્રચલિત કાળની લગ્ન ક્રિયાઓમાં, વૈદિક રીતી અનુસાર જે લગ્ન ક્રિયા આર્ય સમાજના પંડીતો કરાવે છે તે એકંદર સૌથી શ્રેષ્ઠ છે. કારણ કે તેમાં ભાષાંતર કરતાં પુસ્તકોની મદદથી વિવાહ પ્રતિજ્ઞા વર વધુ જાતે બોલે છે અને લગ્નમાં જે જે ક્રિયાઓ આવે છે તેનો ઉદ્દેશ વરવધુને સમજાવવામાં આવે છે. વળી આ ક્રિયાઓમાંથી, ચોરી ગોઠવવાની, કુંભારવાડે જઈ માટી લાવવાની અને પરણ્યા પછી વર વધુને થાળીની અંદર કંકુનું પાણી નાંખી તેમાં રૂપીઓ ને સોપારી વગેરે નાંખી રમાડવાની કેટલીક નકામી અને હાસ્યજનક રૂઢીઓ બાદ કરવામાં આવી છે.

આપણી લગ્નક્રિયાને ધર્મની દ્રષ્ટિએ જેટલી પવિત્ર ગણવામાં આવે છે તેટલી કાયદાની દ્રષ્ટિએ બંધનકર્તા ગણવામાં નથી આવતી. આપણી લગ્ન ક્રિયામાં એક પત્નીવ્રત અને પતિવ્રતનો સિદ્ધાંત છે પણ તે કાયદાની દ્રષ્ટિએ ફરજીયાત નથી. અમુક કાયદામાં જેવી રીતે તેની દરેકે દરેક કલમો કાયદાના અંગ રૂપે ગણાય છે અને જો કાયદાની અમુક કલમનો ભંગ કોઇ કરે તો તે જેવી રીતે સજાને પાત્ર થાય છે તેવી રીતે સ્ત્રી અને પુરૂષ બન્નેને લગ્ન ક્રિયાની દરેક પ્રતિજ્ઞાઓ, કાયદાની દરેક કલમોની માફક જ બંધનકર્તા હોવી જોઇએ. આમ જો થાય તો લગ્નની ક્રિયાની અગત્ય જનસમાજ સ્વીકારે અને છેલ્લા દશકામાં, કહેવાતા પ્રેમને નામે, એક સ્ત્રી હયાત હોવા છતાં અને તેને બેત્રણ બાળકો હોવા છતાં, કેટલાક ભણેલાઓ બીજી સ્ત્રીને પરણે છે અને કેટલીક સ્ત્રીઓ આવા પતિઓને સ્નેહ (?) ની ખાતર પસંદ કરી લગ્ન કરે છે તેના પર અંકુશ મુકી શકાય. વળી આપણી લગ્ન ક્રિયામાંથી બહુ પત્નીત્વના સિદ્ધાંતને તિલાંજલી આપવાની જરૂર છે અને તેને માટે હિંદુ કાયદામાં આવશ્યક ફેરફાર કરવાની ખાસ જરૂર છે.

# કલાનું સૌન્દર્ય

અનુવાદક: શ્રી. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

આપણા દેશમાં કલાનો જેવો અનર્થ થઇ રહ્યો છે તથા કલાની જેવી અધોગતિ થઇ રહી છે તેવું જગતમાં બીજા કોઇ દેશમાં નહીં જણાય. આ બાબતમાં કંઇક દૃષ્ટાંત જરૂરી છે. દેશના કેટલાય ધનવાનો પુષ્કળ પૈસા આપીને ચિત્રો ખરીદે છે; સુંદર ફર્નીચરથી દિવાનખંડો શણગારે છે અને પોતાના મિત્ર સ્નેહીઓને બતાવીને પૂછે છેઃ ' કેમ આ કેવી સરસ સજાવટ છે ? ' સખેદ કહેવું પડે છે કે એવા ધનવાન શોખીનોને કલાનું બિલકુલ જ્ઞાન હોતું નથી. તેઓ, એ પણ જાણતા નથી કે સાચી કલા કોને કહેવી ? એવા લોકો કેવળ અમુક તરંગથી ખરીદી કરતા રહે છે, પણ એમાં જેઓ આપણા દેશની પ્રાચીનતામાં ગૌરવ લે છે તેઓ કંઇક અંશે સાચી કલાને અપનાવી જાણે છે; અને જેઓ ' અપ-ટુ-ડેઇટ ' બની ગયેલ છે તેઓનાં હૃદયમાં કલાની લેશ માત્ર પિછાણ હોતી નથી. અપ-ટુ-ડેઇટ ધનાઢ્યોનાં જીવન એવાં હોય છે કે, જેમ એક એંજીનીયર કઢંગી મોટી બેડોળ ઇમારત બનાવરાવીને નાણાંનો વ્યર્થ અપવ્યય કરાવે છે. આપણે એવાં અનેક મકાનો જોઇશું કે જે તાડના ત્રીજા ભાગ જેવડાં ઉંચા હોય છે અને જેમાં કલાને નામે એવું તો ભરછક ઢંગધડા વિનાનું શિલ્પ કોતરકામ હોય છે, કે જે જોતાં ઉબકા આવે. સાચા કલાકારને એ બિલકુલ નહિ રૂચે.

કલાનું મૂળ સ્વરૂપ સાત્વિક ભાવાપન્ન કલામાં છે. એના પ્રત્યક્ષ ઉદાહરણ તરીકે, તમે ગામડાંઓ જુઓ. ગામડાના લોકો અનેક રંગ બેરંગી પુષ્પો એકઠાં કરીને હાર બનાવે અને પછી તે શ્રદ્ધાપૂર્વક પ્રભુને સમર્પે છે. આ ઉદાહરણ ઉપરથી કલાનો સાચો અર્થ એવો તારવી શકાય છે કે—જે કામ માણસ પોતાના અંતરાત્માની પ્રેરણાથી, પોતાની સમય બુદ્ધિ, કુશળતા અને અનુભવથી આર્થિક લાભ વિના કરે છે તેનું નામ કલા છે. જેમાં સ્વાર્થનો અંશ માત્ર ન હોય, કેવળ લોકોનાં હૃદયમાં ઉત્કૃષ્ટ ભાવના ઉત્પન્ન કરવા માટે પોતાનું હૃદય રેડીને જે નિપુણતા પૂર્વક તૈયાર કરવામાં આવે છે એજ કલા છે અને એનાથી જ જગત પર કંઇક ઉપકાર કરી શકાય છે.

જે વસ્તુ કેવળ પૈસો કમાવા માટે કરવામાં આવે અથવા જેનો ઉપયોગ કેવળ ધનવાનો જ કરી શકે, એને કલા કહેવી, એ વાસ્તવિક રીતે ' કલા ' શબ્દની બદનામી છે. કેટલાક લોકો કલાનો અર્થ વિલાસિતા સમજી બેઠા છે, જે વડે અધિક ને અધિક મોહવ્યામોહ ઉપજે એનું નામ કલા એવું તેઓ માને છે. પણ એ કલાનું અધઃપતન છે.

સ્વ. ગાયનાચાર્ય શ્રી વિષ્ણુ દિગંબર પલુસ્કરે ' સંગીતની અવનતિ ' નામના પોતાના એક વ્યાખ્યાનમાં એક વેળા કહ્યું હતું કેઃ ' આપણા દેશમાં સૃષ્ટિના આરંભથી સામવેદનાં ગાન થતાં હતાં, અને શ્રી. ભર્તૃહરિજીના સમય સુધી એમ સમજવામાં આવતું હતું કે—સાહિત્ય, સંગીત અને કલા વિનાનો મનુષ્ય એ શિંગડા વિનાનો પશુ છે પણ ધીમે ધીમે સંગીતકલાનો એટલો બધો અનાદર થયો કે સાચા સંગીતને લોક વિસરી ગયા. સમ્રાટ અકબરના સમય સુધી ભગવદ્

ભક્તિના રૂપમાં સાત્ત્વિકભાવ ઉત્પન્ન કરવા માટે સંગીત થતું હતું.

" પણ એ પછી વિલાસી રાજા મહારાજાઓને પ્રસન્ન કરવા માટે સંગીતાચાર્યોએ રાજાઓની પ્રશંસાનાં ગીત રચ્યાં; અથવા કામોદ્દીપન કરનારાં શૃંગારિક અને મદિરાપાન આદિનાં ગીત ગાવા માંડયાં; જેને પરિણામે સંગીતની એવી ખરાબ છાપ પડી ગઇ કે જે આજકાલ ભુંસી નાંખવી એ કઠણ કામ થઇ પડ્યું છે. આ દેશમાં સંગીત ગાનારાઓ તરફ ઘૃણાની લાગણીથી જોવામાં આવે છે ! ! ગાયન ગાનારી સ્ત્રી, તે શું કદી પતિવ્રતા હોઈ શકે ખરી એમ ખોટી રીતે માની લેવામાં આવે છે. વિલાસિતાના યુગમાં કેવળ આર્થિક લોભને લીધે જે ખરાબ છાપ સંગીતાચાર્યોએ પાડી છે તેનાં આ ફલ છે ! આજીવિકાની દૃષ્ટિથી વેશ્યાઓએ જ્યારથી સંગીતનો ધંધો ગ્રહણ કર્યો ત્યારથી આપણામાં ઉપર્યુક્ત ખરાબ છાપ પડી ગઇ છે. "

મહાન્ સંગીતાચાર્ય સ્વ. શ્રી વિષ્ણુ દિગમ્બરજીએ સમ્રાટ અકબર સંબંધે એક વધુ કથન પણ કહ્યું હતું. સમ્રાટ અકબરે એકવાર કલા માટે એવું કહ્યું હતુ કે–" જો કલાને વિવેકબુદ્ધિથી અપનાવવામાં આવે તો તે ઈશ્વરનું ઈશ્વરતત્વ સમજવાના સાધનરૂપ થઇ પડે છે. તેની મારફત મનુષ્ય પોતાની માનસિક અને આધ્યાત્મિક શક્તિને પૂરેપૂરી વિકસિત કરી શકે છે કે જેને લીધે મનુષ્યમાં કુવૃત્તિઓ જાગૃત થવાનો કદાપિ ભય રહેતો નથી. "

કલાનું સેવન આથી જ, શ્રેયસ્કર કલાની સમજદારી આથી જ, ઉપયોગી છે. કલાનો ઉપયોગ, આથી જ, વિવેકપૂર્વક કરવો જોઇએ કે જે જીવનમાં સહાય રૂપ થઇ પડે.

કલા સંબંધી લોકોએ વિભિન્ન પ્રકારના મત પ્રસ્થાપિત કર્યા છે. કેટલાકનું એમ કહેવું છે કે, કલા બીજાં તત્ત્વો કરતાં જુદી જ વસ્તુ છે અને બીજા વિષયોની માફક તે બધાને શીખવી શકાતી નથી, પણ એ કથન બરાબર નથી. કલા એક એવું તત્વ છે કે જે ભલાઇ–બુરાઇનો ભેદ શીખવે છે. જે લોકો જીવનમાં સફળતા વાંચ્છે છે અને હૃદયગત ભાવથી નવી સૃષ્ટિ રચવા ચાહે છે તે કલાનો પ્રેમ કરી જાણે છે. આધુનિક શિક્ષણમાં કલાનું સાચું સ્થાન છે જ નહી.

આપણા દેશમાં આજકાલ જે પ્રકારે શિક્ષણ અપાય છે તે પ્રકારમાં જ કલાનો નાશ થાય છે. પ્રાચીન કાલમાં શિક્ષણ–પ્રણાલિમાં કલાનું ઉચ્ચ સ્થાન હતું. એ શિક્ષણ-પ્રણાલિનો પુનરુદ્ધાર થવાની જરૂર છે.

કલાના પ્રભાવથી મનુષ્યનું કોઇપણ કાર્ય સમુન્નત થાય છે અને વિશ્વજીવનની સાથે મનુષ્યને જે સંબંધ છે તેના નિયમોનો આપોઆપ કલા દ્વારા સાક્ષાત્કાર થાય છે. કલાથી મનુષ્ય–જીવનમાં રસજ્ઞતાનો આવિર્ભાવ થાય છે, કે જે રસજ્ઞતા પરમાત્માની મહાન સૃષ્ટિ-વ્યવસ્થાની છાયારૂપ છે.

કલાના ઉદ્યોગ સાથેના સંબંધનો વિચાર કરતાં કહેવું જોઇએ કે–જો વિવેકપૂર્વક ઉદ્યોગમાં કલાનો આવિષ્કાર થાય તો તેનું મહત્વ વધી જાય છે. **Fitness and beauty really turn love and worship** એમ એક સ્થળે કહ્યું છે તે કલાને લાગુ પડે છે. વસ્તુની સુવ્યવસ્થાને અને સૌંદર્યને જો કલા કહીએ તો તેની દ્વારા પ્રેમ અને ભક્તિ-ભાવ નીપજે છે. આ પરિણામ લાવવા માટે સાચી સુવ્યવસ્થા અને સાચા સૌંદર્યનું પૂરૂં જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. તેમ થતાં કલા સહજ અદ્ભુત થશે.

મનુષ્યની બુદ્ધિનો વિકાસ, આત્મા અને

કલા ઉચ્ચી સ્થિતિએ પહોંચે ત્યારે જ પૂર્ણ રૂપે દેખાય છે. એમાં જેટલી ક્ષતિ તેટલે અંશે તે ભયંકર છે. વર્તમાન સમયને machine-age કહેવામાં આવે છે. આ યાંત્રિક યુગમાં લોકો પોતાની કલા યંત્રોમાં પ્રદર્શિત કરે છે. એમાં વ્યાપાર-ભાવ હોવાથી કૃત્રિમતા આવી જાય છે. રોમના ઉન્નતિ-યુગમાં આવી કૃત્રિમતા અને આડમ્બર, કલામાં ખૂબ જ ભળી ગયાથી કલાનું પતન થયું. કલાની ધાર્મિકતાનો ત્યાં નાશ થયો એટલે જ તેમાં ભ્રષ્ટતા આવી. અત્ર જે ભ્રષ્ટ કલાનો પ્રભાવ યુરોપમાં દેખાય છે તે રોમની પ્રાચીન ભ્રષ્ટ કલાનો વારસો છે.

આપણા દેશમાં મોગલ સમયમાં સમ્રાટ અકબરની પછી કલાની આવી જ અવદશા થઇ ગઇ. પવિત્રતાને બદલે કલામાં વિલાસિતાનો ભાવ અહુજ દાખલ થઇ ગયો. શૃંગાર-પ્રધાનતા એજ કલા; કામ-વિકારની જેનાથી ઉત્પત્તિ થાય એજ કલા: આવી વૃત્તિ વધી ગઇ; વિશ્વભાવનાનો અભાવ થયો. આત્માની વિવેકબુદ્ધિ ઓછી થઇ ગઇ અને તેથી કલાની અધોગતિ થઇ.

જે સાચી કલા છે તે સહસાજ જનતાના અંતરાત્મામાં પ્રવેશ કરી શકે છે. કલા કેવળ રાજમહેલોમાં અને ઉત્સવોમાં પરિસમાપ્ત થતી નથી. તે તો પ્રત્યેક મનુષ્યના જીવનમાં ઝલકે છે—જો તેની બરાબર શોધ કરવામાં આવે તો. જે દેશમાં જેવી સંસ્કૃતિ તેવો જ તેનો કલા-વિકાસ. જ્યાં વિચારોની સ્વચ્છતા, અને આચારમાં સુવ્યવસ્થા અને સૌંદર્ય ત્યાં કલાની સાચી પ્રતીતિ, જે દેશમાં સામાજિક વ્યવસ્થા ભ્રષ્ટ ત્યાં કલા પણ ભ્રષ્ટ.

ભારતની ઉન્નતિ ઇચ્છનારા કલા-પ્રેમીઓનું, આથી જ, કર્તવ્ય છે કે, જો તેઓ ભારતીય કલાનું સાચું પુનરુત્થાન ચહાતા

[ અનુસંધાન જુઓ પાન ૨૫૪ ]

## માતાઓને

તમે માની શકશો કે બાળકો આપણને અનેક પ્રકારની તાલીમ આપવા આપણે ત્યાં જન્મેલા છે ?

*

માતૃત્વ એ એક તાલીમ છે. બાળઉછેર એ એક તાલીમ છે. બાળશિક્ષણ એ એક તાલીમ છે.

*

માતા થવું તપશ્ચર્યા, ત્યાગ, તિતિક્ષા અને સમતા માગે છે. માતા થવું શરીરનું સ્વાસ્થ્ય, બુદ્ધિની નિર્મળતા અને હૃદયની વિશાળતા માગે છે.

*

માતા થવું એટલે બાળકમાં પોતાના આત્માનું દર્શન કરવું એ છે. અને બીજાનામાં આત્માનું દર્શન કરવું એટલે પોતાના ભાવે બીજાને જોવું.

*

માતા બાળકોની સેવા કરે છે, તેમાં તે પોતાની જ સેવા કરે છે. બાળકો માતાના ઋણી તો ભલે થતાં પણ માતા બાળકોની ઋણી છે કેમકે બાળકોમાં માતાને આત્મવિકાસ કરવાના સાધનો મળે છે.

*

બાળકો આપણાં ઘરેણાં જેવી આપણી મિલ્કત નથી પણ આપણા આત્મા જેવી આપણી મૂડી છે.

*

ત્રિગુણાતીત બાળકો હંમેશ દર્શનીય છે. જેઓ શિક્ષણ આપતા નથી એવા મહાન સદ્ગુરુઓ જેવાં બાળકો છે. જેનું અંતર ઉઘડે છે તે જેમ પત્થરમાં પ્રભુ ભાળે છે તેમ બાળકોમાં પણ ઇશ્વરી શક્તિઓનું દર્શન કરે છે.

પશુઓ માટે આ દર્શન અશક્ય છે.

મનુષ્યો માટે આ દર્શન સુલભ છે.

**ગિજુભાઈ**

# સ્વદેશી

લેખિકા: સૌ. શ્રીમતી મજમુદાર

જેમ કોઇ પણ માણસને જન્મથી જ તેનો ધર્મ વળગેલો હોય છે, તેમ સ્વદેશી ધર્મ પણ દરેકને વળગેલો છે. સ્વદેશીનું પાલન એ કાંઇ નવું વ્રત નથી.

તેથી જ આપણે કહીએ છીએ કે આપણી સંસ્કૃતિમાં, આપણા સામાજિક રિતરિવાજોમાં, કુટુમ્બ વ્યવસ્થામાં, રોજગારમાં, ભાષામાં, રાજ્ય પ્રકરણીય વિષયોમાં કળા-કૌશલ્યમાં, અને પહેરવેશમાં, એમ સર્વ વિષયોમાં સ્વદેશીધર્મનું પાલન કરવુ એ મહુની પવિત્ર ફરજ છે.

જ્યારથી હિન્દુસ્થાન સ્વદેશીની ઉપાસના કરવામાં બેદરકાર બન્યું ત્યારથી જ તેની પડતી થઇ. આપણે પરદેશી માલ લેવા લાગ્યાં; અને, તકલાદી વિલાયતી માલની આયાત રૂપી જીવલેણ જળો ત્યારથી, આપણને વળગી.

આજે આપણે એટલાં પરાધીન થઇ ગયાં છીએ કે, ટાંકણીથી માંડીને મોટર સુધી, અને ઘરમાં દીવાથી માંડીને સોયદોરા સુધી આપણે પરદેશી વસ્તુ વાપરતાં થઇ ગયાં છીએ.

આ પરાધીન સ્થિતિનું ભાન આપણને આજથી એક પચ્ચીશી ઉપર થયું. ૧૯૦૬ માં સ્વદેશીની ભાવનાએ આંખ ઉઘાડી, સ્વદેશી વસ્ત્ર અને સ્વદેશી કેળવણી માટે લોકોએ પ્રતિજ્ઞા લીધી. હિન્દીઓની આંખ હવે ઊઘડી હતી.

પરદેશી માલની મોહિનીએ એવું શું કર્યું ? આપણો હિન્દી જન્મ્યો ત્યારે એણે જોયું અને જપ્યું કેઃ—

"હું તો જાગું જોઉં ને દેશી સાંભરે રે
હું તો દાતણ કરું ને દેશી સાંભરે રે
મારો પાઉડર પરદેશથી લવાય રે
જાગું જોઉં ને દેશી સાંભરે રે

હું તો નાવણ કરૂં ને દેશી સાંભરે રે
મારો સાબુ પરદેશથી લવાય રે
જાગું જોઉં ને દેશી સાંભરે રે.

હું તો ભોજન કરૂં ને દેશી સાંભરે રે
મારાં વાસણ પરદેશથી લવાય રે
જાગું જોઉં ને દેશી સાંભરે રે.

હું તો ગોરો જોઉં ને દેશી સાંભરે રે
મારા પૈસા પરદેશ વહી જાય રે
જાગું જોઉં ને દેશી સાંભરે રે."

અને તેથી જ આજે સૌ પોકારી ઊઠે છે કે,—

"આઘા આઘા વિદેશી ફેરીઆ રે
મ્હારાં આંગણીઆં અભડાય;
આઘા આઘા વિદેશી ફેરીઆ રે"

પરદેશીને આપણે પેસવા દીધા અને, પરદેશી કારીગરોને ઉત્તેજન આપી દેશીઓને ભૂખે માર્યા. તેનું ભાન મોડું મોડું પણ આજે આપણને થવા પામ્યું છે, તે ઠીક છે.

પરદેશીએ આપણું શું શું નથી બગાડ્યું ? એ "પરદેશી ભૂખ્યાં ટોપીવાળાનાં ટોળાં" એ, આપણને અનેક રીતે પાયમાલ કર્યાં છે. ચલણી નાણાંદ્વારા એ કરોડો રૂપીઆ એંચી ગયા. લોન અને કરન્સી નોટોથી વેપાર વધાર્યો, અને કલાઈ જમતના સિક્કા એમણે ચાલતા કર્યા, પરદેશીના રાજ્યમાં !

"હીરા ને હેમ ગયાં, કાગળ ને કાચ રહ્યા,
કથીર નાણું ચાલું કીધું:
ભારત પરદેશીએ પાયમાલ કીધું!"

પરંતુ એકલા પૈસાથીજ તે ધરાયા નહીં. આપણા કારીગરો અને, એમની હાથકળા પણ ખૂંચવી લીધી,—

"હાથની કળા હણી સૌ સંચે હીન્દીતણી,
સંચે સત્યાનાશ કીધું!:
ભારત પરદેશીએ પાયમાલ કીધું!
અંગુઠા આંગળી કાપી કારીગરી,
ઢાકા મલમલ બંધ કીધું,
ભારત પરદેશીએ પાયમાલ કીધું!"

પણ આટલેથી આપણું સ્વદેશી વ્રત ડગાવવામાં એ અટક્યા નથી. આપણને નાસ્તિક બનાવતારી કારકુનીયા કેળવણી આપી. પરીક્ષા મારફત એમણે યુવાનોનું અને યુવતીઓનું લોહી ચૂસી લીધું છે.

એટલું તો જાણે ઠીક; પરંતુ એમણે ધર્મમાં પણ હાથ નાંખ્યો છે; અને આપણી દેહ એમણે અભડાવી છે:

"શીતળાની ટાંકમાં સહુ હિન્દુના હાડમાં,
ગૌરક્ત ભરી, ભ્રષ્ટ કીધું
ભારત પરદેશીએ પાયમાલ કીધું."

આમ, પરદેશીના રાજ્યમાં, 'દેવ ડુંગરે ચાલ્યા ગયા, અને પીર મક્કે ગયા'—એમ પાદરીઓએ આપણને શીખવવા માંડયું છે.

શરીરનાં સત્ત્વ ઘટયાં અને લશ્કરી તાલીમ મળતી બંધ થઇ. આપણને હથિયારબંધીનો કાયદો કરી, ઓઝલમાં પૂર્યાં એટલે,

"શરાનું ઘર ગયું, દૈવત દેવોનું ગયું,
વીરોનું 'પણ' પણ લીધું;
ભારત પરદેશીએ પાયમાલ કીધું!"

જે દેશમાં આપણો જન્મ થયો, તે દેશનીજ આપણે સેવા કરવી અને તે દેશનીજ સેવા આપણે લેવી—એવો સ્વદેશીનો સિદ્ધાંત છે.

"સભી ભૂમિ ગોપાલકી" ગણવા છતાં સ્વદેશીનો સાચો ઉપાસક જન્મ અને સ્વભાવ દ્વારા, પોતાને ભાગે આવેલી સ્થિતિ પૂરતોજ વિચાર કરે એમાં કાંઈ ખોટું નથી.

કારણકે સ્વદેશીધર્મ એ 'પતિવ્રતા ધર્મ' જેવો છે. પતિવ્રતા સ્ત્રી જેમ, ગમે તે સ્થિતિ વચ્ચે પણ, પતિની જ સેવા કરશે તેવીજ રીતે, સ્વદેશીનો ઉપાસક પણ ગમે તે સ્થિતિમાં પણ સ્વદેશી ધર્મને જ વળગી રહે એમ થવું ઘટે છે.

સ્વદેશી ધર્મનાં પાલન ઉપર જુદે જુદે વખતે પ્રજાજીવનનાં જુદાં જુદાં અંગો ઉપર હુમલા થવાનો સંભવ રહે છે. માટે તે કાળે અને તે બાબતમાં આ ધર્મનું રક્ષણ કરવા ભગીરથ પ્રયત્ન કરવો એ આજનો પણ યુગધર્મ છે.

કોઇ પૂછશે 'સ્વદેશી તે શું ?' અને તે શા માટે ?

'આજે હવે કોઇને સમજાવવું પડે એમ નથી કે, સ્વરાજ્ય પ્રાપ્તિનું મોટામાં મોટું સાધન સ્વદેશી છે: કારણકે સ્વદેશી દ્વારા જ દેશનો આર્થિક સ્રાવ બંધ થશે. કરોડો ગરીબ લોકોને ધંધા મળશે. ગામડાંઓ પગભર થશે: જીવલેણ દરિદ્રતા ઓછી થશે. અને દેશમાં સ્વાભિમાન જાગશે.

વળી દેશના રિવાજો તથા સામાજિક આદર્શો વિષે આદર વધશે, અને સ્વધર્મનિષ્ઠા જાગશે. સ્વદેશી દ્વારા સ્વદેશી સંસ્કૃતિનો ખ્યાલ આવશે અને તે દ્વારાજ સ્વદેશને અનુરૂપ, રાષ્ટ્રીય શિક્ષણ પણ મળી શકશે, અને એ રીતે આપણે સ્વરાજ્યને લાયક બની શકીશું.




## સ્વદેશ

**બાળલગ્નના કાયદામાં સુધારાની માંગણી :** મુંબઈની ૪૨ જેટલી અગ્રગણ્ય સ્ત્રી સંસ્થાઓના આશ્રયે ગઇ તા. ૨૯ મી સપ્ટેમ્બરને બુધવારે મુંબઇની વિલ્સન કોલેજના હોલમાં મીસીસ મેક્‌કીનના પ્રમુખપદે સ્ત્રીઓની જાહેર સભા મળી હતી. તેમાં મધ્યસ્થ ધારાસભામાં શ્રી. બી. દાસે દાખલ કરેલાં ૧૯૨૯ ના બાલલગ્ન પ્રતિબંધક કાયદામાં સુધારો કરનારા બીલના સિદ્ધાંતને ટેકો આપતા ઠરાવો અને ભાષણો થયા હતા. સભાએ, આ બીલને પ્રથમ સ્થાન આપીને એને વહેલી તકે પસાર કરવાની હિન્દી સરકારને, મધ્યસ્થ ધારાસભા અને રાજસભાના સભ્યોને વિનંતિ કરતો ઠરાવ પસાર કર્યો હતો. સમિતિએ વધુમાં એવો ઠરાવ પસાર કર્યો હતો કે, બ્રિટિશ હિન્દની બહાર જઇને બ્રિટિશ હિન્દની પ્રજા બાળલગ્ન પ્રતિબંધક કાયદાનો ભંગ કરે છે અને એ રીતે કાયદા હેઠળની સજામાંથી છટકી જાય છે એમ થતું અટકાવવા માટે અને બ્રિટિશ હિન્દની સર્વ અદાલતોમાં એક સરખું કાયદાનું ધોરણ રહે તે માટે મી. બી. દાસે દાખલ કરેલા બીલમાં એક એવી કલમ વધારવી કે જેથી બ્રિટિશ હિન્દની હદ બહાર આ કાયદા સામે કરેલા ગુન્હાઓ માટે બ્રિટિશ હિન્દની પ્રજા હિન્દી ફોજદારી કાયદા હેઠળ થએલા ગુન્હાઓની માફક જ સજાપાત્ર ઠરી શકે.

મીસીસ મેક્‌કીને પ્રમુખસ્થાનેથી બાળલગ્નના પ્રશ્ન ઉપર પ્રકાશ પાડતું વિવેચન કર્યું હતું. માજી ન્યાયમૂર્તિ મી. પાટકરે આ સર્વ સુધારાઓ વિગતવાર સમજાવ્યા હતા. તેમણે જણાવ્યું હતું કે પુરૂષોએ રચેલા કાયદાઓને કારણે કેટલાય યુગોથી હિન્દી સ્ત્રી અન્યાય ભોગવતી આવી છે. હિન્દુ કાયદો તો ખાસ કરીને સ્ત્રીઓને વારસા હક્ક, વાલીપદ અને લગ્નની બાબતમાં અન્યાય કરે છે, એટલે એ કાયદાઓમાં સુધારા કરવા માટે સ્ત્રીઓએ ચળવળ કરવી જ જોઇએ. ૧૯૨૯ માં બાળલગ્ન પ્રતિબંધક કાયદો પસાર થયો ત્યાં સુધીના બાલલગ્ન નિષેધને લગતી ચળવળનો વિગતવાર ઇતિહાસ કહીને એ કાયદામાં ક્યાં ક્યાં સુધારાની જરૂર છે તે તેમણે સમજાવ્યું હતું. ડૉ. મીસ જરબાનુ મીસ્ત્રી, શ્રીમતી સુલોચના મોદી, શ્રીમતી લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ, શ્રીમતી સરોજિની મહેતા, શ્રીમતી જયશ્રી રાયજી, શ્રીમતી શરીફા તૈયબજી, શ્રીમતી અવંતિકાબાઇ ગોખલે, શ્રીમતી ડૉ. માલિની સુખથનકર, શ્રીમતી શાન્તાબાઇ ડોંડકર અને શ્રીમતી બચુબહેન ઠક્કર પણ બોલ્યા હતા. શ્રીમતી સુલોચનાબહેન મોદીએ વસ્તીગણતરીના આંકડાઓ દ્વારા બાળલગ્નની કરૂણતાનું ધ્યાન કર્યું હતું. તેમણે કહ્યું, ૧૯૨૧ માં ૧૫ વર્ષની હેઠળની વયની વિધવાઓની સંખ્યા ૩,૩૧૫૭૦ ની હતી મુંબઇ ઇલાકામાં જ ૧૯૩૧ માં પાંચ વર્ષથી ઓછી વયની વિધવાઓની સંખ્યા ૧૧૪૭૧ ની હતી. બાળલગ્ન પ્રતિબંધક કાયદો પસાર થવાના સમય દરમ્યાન હજારો બાલલગ્નો થયા હતા તેમાં કેટલાક તો શરમજનક હતાં. ૨૫ વર્ષના એક યુવાનનું અઢી વર્ષની બાળા સાથે અને ત્રણ વર્ષના બાળકનું દશ માસની કન્યા સાથે લગ્ન થયાના બનાવો એ દરમ્યાન નોંધાયા છે.

મીસીસ તારાપોરવાલાએ પ્રમુખનો આભાર માન્યા બાદ સભા વિસર્જન થઇ હતી

**બાળપત્નીપર અત્યાચાર ગુજારનાર પતિદેવ !** તેર વર્ષની બાળપત્નીને નિર્દય માર મારવા માટે મુંબઇમાં ગાયવાડીમાં રહેતા વીસ વર્ષના એક ગુજરાતી યુવકને ત્રીજા પ્રેસી. મેજીસ્ટ્રેટ મી. ડી. એન. ડી. ખંડાળાવાળાએ એક માસની સાદી કેદ અને રૂ ૧૫૦ નો દંડ અને દંડ ન ભરે

તો ૬ અઠવાડિયાની વધુ કેદની સજા કરી છે. આ યુવક એક વર્ષ ઉપર પરણ્યો હતો. તા ૧ લી સપ્ટેમ્બરે તેણે તેની પત્નીને નિર્દય રીતે મારી હતી. આરોપીની સ્ત્રી એક પવિત્ર આસનીયા પર બેઠી હતી. આરોપીએ તેના પર બેસવાની તેને મનાઈ કરી હતી. એથી ચીઢાઈને રૂમના બારીબારણા બંધ કરીને પત્નીને ખૂબ મારી હતી. બાળાની બૂમ સાંભળી પડોશીએ બારણામાંથી જોયું હતું. સાંજના ૪-૩૦ વાગ્યાથી ૬ વાગ્યા સુધી આમ ચાલ્યા બાદ આરોપીના સગાએ બારણા ખોલ્યાં હતાં. એક પાડોશીએ આ બીનાની પોલીસને ખબર આપી. બાળાને જી. ટી. હોસ્પીટલમાં ખસેડવામાં આવી. બાળાને શરીર પર ૧૭ જગાએ માર પડયો હતો. આ છતાં કોર્ટમાં પત્નીએ તો હિન્દુ પતિવ્રતા નારીની માફક જ પતિનો બચાવ કર્યો હતો. મેજીસ્ટ્રેટે આરોપીને સજા કરતાં સખત ટીકા કરી હતી અને દાખલો બેસાડવા માટે આ સજા કરી હતી.

**આપઘાત :** આઠ આઠ વર્ષના પરિણિત જીવન પછી પણ સંતાન ન થવાથી હતાશ થઈને મણિબાઈ મોહનલાલ નામની ૨૪ વર્ષની ગુજરાતી સ્ત્રીએ મુંબઈમાં શરીર પર ઘાસતેલ છાંટી ને સળગાવી આપઘાત કર્યો.

**મુસ્લીમ બની :** બચુબાઈ ઉર્ફે લક્ષ્મીબાઈ નામની ૩૦ વર્ષની વયની એક ભાટીયા સ્ત્રીએ મુસ્લીમ ધર્મ અખત્યાર કર્યો છે. મુંબઈના વડા ઇલાકા મેજીસ્ટ્રેટ સમક્ષ તેણે ડેકલેરેશન નોંધાવ્યું છે, તે લક્ષ્મીદાસ સુંદરજીની વિધવા છે. મુસ્લીમ સાથે પ્રેમમાં હોવાને કારણે આ પગલું લીધાનું જણાય છે.

**સુરતમાં સ્નેહલગ્ન :** સુરતમાં સગરામપરામાં કાળા મહેતાની શેરીમાં રહેતી ત્રાગડ સોની ન્યાતની બાળા કુસુમના વિવાહ એ જ જ્ઞાતિના લગભગ પચાસ વર્ષની ઉમરના નગીનદાસ મોતીરામ સાથે થયા હતા કુસુમને તેની જ જ્ઞાતિના યુવક નટવરલાલ નાથુભાઈ ભગત સાથે સ્નેહ હતો એટલે બન્નેએ અશ્વિનકુમાર જઈને હિંદુ વિધિ પ્રમાણે સ્નેહલગ્ન કર્યાથી જ્ઞાતિમાં ભારે સનસનાટી ફેલાઈ ગઈ.

**પતિદેવ !** અમદાવાદમાં એલીસબ્રીજમાં જૈન સોસાયટીમાં રહેતી ૧૮ વર્ષની બાઈ હમિયા પર તેના પતિએ એસીડ નાખ્યો કહેવાતાં પોલીસ તપાસ કરે છે.

**પવિત્ર કુંડમાં ન્હાવાની ના :** હરિજન પ્રશ્નના પ્રચારાર્થે કાઠિયાવાડનાં પ્રવાસે નીકળેલ જાણીતાં સ્ત્રી કાર્યકર અને હરિજન સેવક સંઘના ઉપપ્રમુખ શ્રીમતી રામેશ્વરી નેહરૂ જુદાં જુદા સ્થાનોની મુલાકાત લઇ દ્વારકા ગયાં હતાં. ત્યાં દ્વારકાના શહેરીઓએ તેમનો સત્કાર કર્યો હતો. પણ તેમણે દ્વારકાધીશનાં દર્શન કરતાં પહેલાં પવિત્ર કુંડમાં ન્હાવાની ઇચ્છા થતાં ત્યાં ગયાં પણ કેટલાક સનાતનીઓએ પવિત્ર કુંડમાં સ્નાન કરતાં પહેલાં એક શુદ્ધિસ્નાન કરવાની માંગણી કરી. એનો સ્વીકાર ન કરતાં ભારે શોરબકોર થયો અને સ્નાન કર્યા વિના જ તેમને પાછા ફરવું પડયું. દ્વારકાધીશના મંદિરમાં પણ તેમને દાખલ થવાની શ્રીમાન શંકરાચાર્ય તરફથી મનાઇ કરવામાં આવતાં તેમણે ત્યાં દર્શનાર્થે જવાની ના પાડી હતી. બેટમાં પણ મંદિરમાં દર્શનાર્થે જવાની તેમની ઇચ્છા હતી છતા વડોદરા સરકારના મહાલકારીએ તેમને જણાવ્યું હતું કે મંદિરમાં પ્રવેશવા નહિ દેવાનો તેમને હુકમ મળ્યો છે.

**સ્ત્રીઓ માટે ઉદ્યોગવર્ગો :** દિલ્હીમાં નવેમ્બર માસથી સરકારી કોટેજ ઇન્ડસ્ટ્રીયલ ઇન્સ્ટીટયુટના મકાનમાં દર રવિવારે સવારે ૧૧ થી બપોરના ૩ વાગ્યા સુધી સ્ત્રીઓ માટે ખાસ ઉદ્યોગ વર્ગો શરૂ કરવામા આવનાર છે. આ વર્ગોમા વિદ્યાર્થીનીઓને ધોવાની, ડાઇ કલીનીંગની, અને રંગવાની કળાનું વ્યવહારૂ અને બીજું જ્ઞાન આપવામાં આવશે. ગૃહઉદ્યોગમાં અનુકૂળ બને તેવાં સાધનો અને વૈજ્ઞાનિક પદ્ધતિ પણ તેમને શિખવાશે.

**પતિની ચિતામાંથી ખેંચી કાઢી:** મમીરપુર જીલ્લા ( યુકત પ્રાંત )નાં લક્ષ્મણસિંગ નામના એક પોલીસ સિપાઇનું અવસાન થતાં તેની પત્નીએ પતિની ચિતામાં ચઢી સતિ થવા પ્રયત્ન કર્યો પરંતુ કલેકટર અને પોલીસ સુપરિ. એ તેને ચિતાપરથી ખેંચી કાઢી મરતાં બચાવી હતી. પતિના મરણથી તે ગાંડી જેવી થઇ ગઇ હતી.

**મુસ્લીમ લીગ : નારી વિભાગ :** મુસ્લીમોની સંસ્થા અખિલ હિન્દ મુસ્લીમ લીગનું વાર્ષિક અધિવેશન લખનૌમાં મળી ગયું તેમાં આ

વર્ષે મુસ્લીમ લીગ નારી વિભાગની સ્થાપના થઇ છે. એનાં પ્રમુખ નાનપરાના સીનીયર રાણી છે. ઉપપ્રમુખ બેગમ વાસીમ, મંત્રી મીસીસ ઝહીદ ખલીક, સંયુક્ત મંત્રીઓ બેગમ અબ્દુલ હાફીઝ અને બેગમ મેમુના ખાતુન છે. અત્યાર સુધી કોમી પ્રશ્નમાં હિન્દ સમસ્તની સ્ત્રીઓએ એકતા બતાવીને અપૂર્વ સંગઠન દાખવ્યું હતું. એટલે આવો કોમવાદી નારી વિભાગ શરૂ કરવાનું પગલું તદ્દન ઇચ્છવાજોગ નથી.

પ્રકીર્ણ : ( ૧ ) સ્વ. અબ્બાસ બાપુના પુત્રી કુ. હમીદા તૈયબજી શિક્ષણ શાસ્ત્રના અભ્યાસ માટે જર્મની ગયા છે. ( ૨ ) કુર્ગની તરૂણી કુ. પદ્માવતી ચિન્નાપા લંડનની બેડફર્ડ કોલેજની ડીપ્લોમા લઇને પાછી હિન્દ આવી છે. તેને ખાતાની શિષ્યવૃત્તિ મળી હતી. ( ૩ ) મુંબઇમાં કુસુમ બાળચંદ્ર ચીપળે નામની ૧૫ વર્ષની દક્ષિણી વિદ્યાર્થીની સપ્ટેમ્બરની આખરે ગરમ પાણી કરવા બંબો સળગાવવા જતા દાઝી મરણ પામી. ( ૪ ) બંગાળ સરકારે મીદનાપુર જેલમાં બંગાળ દમન ધારા હેઠળ રાખવામાં આવી સ્ત્રી નજરકેદી કુમારી લીલા નાગને તેના પિતા સાથે ઢાકામાં રહેવાની છુટ અપાઇ છે. છએક વર્ષ પહેલાં તેની ધરપકડ થઇ હતી.

## વિદેશ

**વિદ્યાર્થીનીઓને લશ્કરી વિદ્યાનું જ્ઞાન :** તુર્કીની માધ્યમિક અને હાઇસ્કુલોમાં તેમ જ યુનિવર્સીટીમાં શિક્ષણ લેતી સર્વ વિદ્યાર્થીનીઓને લશ્કરી વિજ્ઞાનનું જ્ઞાન આપવાનો નિર્ણય કરવામાં આવ્યો છે. એને માટે જુદા જુદા અભ્યાસક્રમો તૈયાર કરવામાં આવ્યા છે. તે પૈકી પ્રથમ અભ્યાસક્રમ એવો છે કે બાળાઓને સૈન્ય ભરતી અને જમાવટને લગતી વિગતોનું જ્ઞાન આપવું; ઉપરાંત લશ્કરી શિસ્ત અને લશ્કરી કાનૂનનો પણ એમાં સમાવેશ થાય છે. હથિયારો અને નકશાઓના ઉપયોગની પણ એમને તાલીમ આપવામાં આવશે. વિમાનોના હલ્લા સામે રક્ષણ લેવા માટે એન્ટી એરક્રેફ્ટ ગનના ઉપયોગની પણ તેમને પરિચિત કરવામાં આવશે. વળી વૈદકીય શાર્હનતાં કાર્યની તેમ જ લશ્કરી માહિતીઓ કેમ પૂરી પાડવી તેની પણ સમજણ અપાશે. બીજાં વર્ષના કાર્યક્રમમાં મશીનગનોનો ઉપયોગ, શેલ અને તોપખાનાનો અભ્યાસ, ટોપોગ્રાફી, યુક્તિ પ્રયુક્તિઓ અને દાવપેચનું જ્ઞાન,' અને મોખરાની પડખે રહીને કરવાનાં કાર્ય વિષેની માહિતીઓ અપાશે.

**સ્ત્રી વિમાનીનો રેકાર્ડ :** ન્યુઝીલેન્ડની જાણીતી સ્ત્રી વિમાની મીસ જીન બેટન તા. ૧૩ મી ઓક્ટોબરે ન્યુ સાઉથ વેલ્સના રીચમોન્ડ ખાતેથી ઓસ્ટ્રેલીયા-ઇંગ્લાંડના એકલ ઉડ્ડયને ઉપડી હતી. તા. ૨૦ મીએ તે રંગુન પહોંચી હતી. અને ત્યાંથી તા. ૨૧ મીએ અલાહાબાદ જઇ ત્યાંથી પણ આગળ વધી તા. ૨૪ મીને રવિવારે સાંજે ૩-૪૬ વાગ્યે ઇંગ્લાંડમાં લીમ્પની ખાતે પહોંચી છે; આમ પાંચ દિવસ અઢાર કલાક અને સોળ મીનીટમાં તેણે પ્રવાસ કરીને ૬ દિવસ, ૮ કલાક અને ૪૫ મીનીટનો મી. બ્રોડબેન્ટનો રેકાર્ડ તોડયો છે.

**સીઆમની સ્ત્રીનો પોકાર :** સીઆમની ધારાસભાની આગામી ચુંટણીમાં મીસ આનોંગ બુનાગે ઉમેદવારી કરી છે. તેઓ નિવેદન કરે છે કે: જ્યારે કાયદામાં એક કરતાં વધુ સ્ત્રી પરણવાની સત્તા નથી તો પરણી નથી શકતી એવી સ્ત્રીઓએ શું કરવું ? હમણાં જે સગીર પરણેતરોને થએલા બાળકો સામે તેમના પિતાઓને અરકમાં રાખવા દેવાની મનાઇ કરતો કાયદો છે તે ફેરવવાની જરૂર છે. એ કાયદાને લીધે ઘણી વખત આવાં બાળકોને કોઇ પણ જાતનો વારસો મળ્યો નથી. બાળાઓને પરણવા દેવાની સંપૂર્ણ છૂટ આપવી જોઇએ. કારણ કે છેલ્લી વસ્તીગણતરીના આંકડા મુજબ સીઆમમાં બાળક બાળકીઓના જન્મનું પ્રમાણ ૧ : ૪ છે.



# નોંધ

**નવા વર્ષનાં અભિનંદન**

આથી નવેમ્બરથી શરૂ થતાં વિક્રમ સંવત ૧૯૯૪ નાં નવાં વર્ષ પ્રસંગે અમારા સર્વ વાંચક ભાઈ બહેનોને અભિનંદન આપતાં અમને ઘણો જ હર્ષ થાય છે. કાલની ગતિ ચાલુ જ હોવાથી, સમય એના ક્રમ પ્રમાણે વધો જ જાય છે અને વધો જ જવાનો. એટલે જુનાનાં શુભ તત્ત્વોનું સ્મરણ કરીને નવાને નવી આશા–અભિલાષાઓથી સત્કારવાનો આપણો સ્વભાવ થઇ પડ્યો છે. એ સ્વભાવાનુસાર નવા વર્ષમાં આપણે પ્રવેશ કરીએ. પૂરાં થતાં વર્ષ દરમ્યાન આપણે કરેલી સિદ્ધિઓનું અવલોકન કરીએ; એમાં રહી ગએલી ઉણપોનો વિચાર કરીએ; થઇ ગએલા દોષોનું પ્રાયશ્ચિત કરીએ અને એ ઉણપો પૂરવા, એ દોષો નિવારવાના મક્કમ નિશ્ચય સાથે વધારે મક્કમતાથી નવા વર્ષમાં પ્રયાણ કરીએ. એ પ્રયાણ સુખદ હો: સિદ્ધિદાતા હો.

'ગુણસુન્દરી'ના વાંચકવર્ગના હાથમાં દીપોત્સવી પ્રસંગે હમેશની જેમ વિવિધ પ્રકારની સાહિત્ય સામગ્રીઓ રજુ કરતાં પણ અમને એટલો જ આનંદ થાય છે. ગુજરાતભરના નામાંકિત કવિઓ, લેખકો, વાર્તાકારો અને નાટ્યકારોની કૃતિએ એમાં પ્રકટ થઇ છે. એમાં શુદ્ધ સાહિત્યનું વિવેચન છે; રસ-ભર્યા રાસ છે; પ્રેરણા આપે એવી કવિતાઓ છે. અનેક પ્રકારની વિવિધતાથી ભરેલો આ અંક જુદી જુદી રસવૃત્તિને પોષે એવી કૃતિઓ રજુ કરે છે. એમાંની થોડીકનો પરિચય અત્રે કરાવવો અનુચિત નહિ ગણાય.

ગુજરાતના માનીતા કવિશ્રી અરદેશર ફરામજી ખબરદારની પહેલે જ પાને પ્રકટ થતી કૃતિ 'પોયણી' શ્રી. કેશવ હ. શેઠ, શ્રી. બાદરાયણ, શ્રી. સુન્દરજી બેટાઇ, શ્રી. પતીલ, શ્રી. જયમનગૌરી અને શ્રીમતી દીપકબાની કાવ્યકૃતિઓ વિવિધતાભરી છે. ગુજરાતને વીરરસની ભેટ કરનાર અને ગુજરાતી સાહિત્યની અનેકવિધ નવી દિશાઓ ખોલનાર વીર કવિ નર્મદ-ના જીવનનું નિરૂપણ કરતું નવીન આયોજનાવાળું નાટક 'નર્મદ' શ્રી. ચન્દ્રવદન મહેતાએ લખ્યું છે. એમાંથી બીજો અંક અત્રે પ્રકટ થયો છે. એ આપણા જુના પુરાણા રિવાજ ઉપર સચોટ કટાક્ષ રજુ કરે છે. શ્રી. ધનસુખલાલ મહેતા 'ગુણસુન્દરી'ના પાનાંઓ પર ઘણે લાંબે સમયે દેખા દે છે છતાં જાણે એ બધાય સમયનો ખંગ વાળી દેતા હોય તેમ તેમણે 'પ્રતિમાની પ્રતિજ્ઞા'નું પ્રહસન ભેટ ધર્યું છે. ગુજરાતમાં ભજવવા જેવાં નાટકો–પ્રહસનો જુજ જ છે તેમાં આ એક આવકાર-દાયક ઉમેરો કરે છે. શિષ્ઠ હાસ્યરસની આ કૃતિ ગુજરાતી બહેનોને ખુબ રમુજ આપશે.

શિષ્ટ સાહિત્યના વિવેચનનો એક લેખ આ અંકમાં પ્રકટ થાય છે. ગયે વર્ષે સરસ્વતી ચન્દ્રનાં અમર પાત્ર 'ગુણસુન્દરી'–જેનું નામાભિધાન આ માસિક પણ ધરાવી રહ્યું છે–નો પરિચય કરાવીને શ્રી. અનંતરાય રાવળે નવી જ ઢબે વિવેચન કર્યું હતું. આ વખતે અમારી વિનતિને માન આપી તેમણે, 'કુમુદસુન્દરી'નો પરિચય કરાવી આપ્યો છે. વિવેચન જેવા શુષ્ક ગણાતા વિષયને પણ તેઓ કેવો રસિક બનાવી શકે છે તેનો આ લેખ સુંદર પુરાવો પૂરો પાડે છે

વાર્તા સાહિત્યમાં શ્રી. ચુનીલાલ શાહની આપણા સામાજીક પ્રશ્નની સમસ્યા રજુ કરતી વાર્તા 'ચોક બજારની વેશ્યા' શ્રી. અરાલજીની ઐતિહાસિક વાર્તા અને શ્રી. મજમુદારે રજુ કરેલી બંગાળી લોકકથા રસિક સાહિત્ય પૂરૂં પાડે છે. વિજ્ઞાન વિષયક સાહિત્યના બે લેખો ખાસ ધ્યાન ખેંચે છે. ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યાએ 'દૂધ'

વિષે ટૂંકો લેખ લખીને, પોષક પદાર્થોમાં દૂધનું સ્થાન કેટલું મહત્વનું છે તે બતાવ્યું છે. ' સંતતિમાં ઉતરતા માબાપના ગુણો ' વિષે ટૂંકા લેખમાં શ્રી. સુરેશ દીક્ષિત ઉપયોગી વિગતો રજુ કરે છે.

ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળની સભાસદ બહેનો લેગ ' બે બોલ 'માં શ્રીમતી હંસાબહેન મહેતાએ ગુજરાતી બહેનો માટે કેટલીક પ્રેરક બાબતો રજુ કરી છે. એ ઉપરાંત બીજા લેખો પણ ઉપયોગી વાચન પૂરું પાડશે. શ્રી સીતારામ શર્મા, શ્રી. ડૉ. અમૃતલાલ પટેલ, શ્રી મૂળશંકર દ્વિવેદી, ભાઈ ધનશંકર ત્રિપાઠી તેમજ બીજાઓની કૃતિઓ આ અંકને સાહિત્ય સામગ્રીથી અલંકૃત કરે છે. અમને આ સાહિત્ય સામગ્રી પૂરી પાડનારા અમારા સર્વ લેખક ભાઈ બહેનોનો અમે આભાર માનવાની અત્રે તક લઈએ છીએ.

ગયા વખતની માફક આ વખતે પણ અમે અમારી બહેનોની પીંછીની પ્રસાદી સારા પ્રમાણમાં પ્રકટ કરવા ભાગ્યશાળી થયા છીએ. સાધન સામગ્રીની ઉણપને પરિણામે અનેક રંગોમાં શોભી ઉઠે એવી આ મૂળ કૃતિઓને અમે એક જ શાહીમાં છાપી શક્યા છીએ એથી અમને જરા ખેદ થાય છે છતાં આ અંકમાં સંગ્રહાયલી ચિત્રકૃતિઓ ગુજરાતી બહેનોમાં તેમજ બીજી બહેનોમાં ચિત્રકલા પ્રત્યેની અભિરૂચિ વધતી જાય છે અને તેઓ અનેક પ્રદર્શનોમાં ઇનામો મેળવવા જેટલી સફળતાએ પહોંચી છે એ જાણીને સૌ કોઇને આનંદ થશે. આ અંકમાં રજુ થએલી વિવિધ કૃતિઓ માટે અમે શ્રીમતી કુમીબહેન દલાલ, શ્રીમતી ભદ્રાબહેન દેસાઇ, શ્રીમતી રમણિકગૌરી મોદી, કુ આલુ મુકાદમ, કુ. મનુબહેન જોષી, મીસ મેરી હેન્ડરસનનાં આભારી છીએ ' ગુણસુન્દરી 'ને ભવિષ્યમાં પણ તેમણે સંપૂર્ણ સહકાર આપવાની તત્પરતા બતાવી છે, તે બદલ અમે તેમના ઋણી છીએ. આ અંકની એક જ રંગીન કૃતિ અગીઆર વર્ષની બાલિકાની ચિત્ર પ્રસાદી છે. મુંબઇની ન્યુ ઇરા સ્કુલમાં એ બાળા તાલીમ લે છે અને એ સ્કુલના સૌજન્યથી જ અમે એ કૃતિ અત્રે પ્રકટ કરી શકીએ છીએ, એ સૌજન્યનો સ્વીકાર કરતાં અમને આનંદ થાય છે.

એક વાર ફરીથી અમે અમારા સાહિત્ય કાર્યમા સહકાર આપનારા સર્વને નવાં વર્ષમાં અભિનંદન આપીએ છીએ અને નવું વર્ષ દરેક રીતે આનંદ અને સુખ આપનારૂં નીવડે એવી અભિલાષા વ્યક્ત કરીએ છીએ.'

---

[ કલાનું સૌન્દર્ય : અનુસંધાન પાન ૨૪૭નું ]

હોય તો Highest art is the art of good living એ નિયમે સૌથી વધુ ઉચ્ચ ઉન્નત કલા સુંદર જીવન છે, એ ખાસ લક્ષમાં રાખે. અને પોતાનાં જીવનને, જીવન-વ્યવહારને, બની શકે ત્યાં સુધી, વધારે સુંદર અને વધારે સુવ્યવસ્થિત બનાવે.

રાજસ્થાનના એક પ્રસિદ્ધ ઉત્તર હિંદુસ્થાની લોકનાયકે એક વેળા ચિત્રો સંબંધી કહ્યું હતું કે–" જે ચિત્રોથી સદ્‌ભાવ અને સુરૂચિ ઉત્પન્ન થતાં નથી તે મારી માન્યતા મુજબ, કલા નથી–જો એવા ભાવ રહિત ચિત્રોને કલા કહેવામાં આવે તો તે ગંદી કલા છે એમ કહેવું જોઇશે. " કાવ્યો અને સંગીતને પણ આ નિયમ લાગુ પડે છે. જેના શ્રવણથી હૃદયમાં ગ્લાનિ ઉત્પન્ન થાય એ જેમ સાચું કાવ્ય કે સંગીત નથી તેમ જે કલાને જોઇને અભાવ થાય તે સાચી કલા નથી.

સુરૂચિ, સદ્‌ભાવ, સુંદરતા, સુવ્યવસ્થા, ઇત્યાદિથી બુદ્ધિના વિકાસની, આત્માની ઉચ્ચતાની, પ્રતીતિ થાય છે અને જ્યાં એ સર્વ છે ત્યાં સાચી કલા છે–ત્યાં કલાનું સૌંદર્ય છે.*

* હિંદી ઉપરથી.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : સોમભાઇ પટેલ,
C/o ધી ન્યુ ઇરા સ્કૂલ, મુંબઈ, ૭.

વર્ષ ૭ : અંક ૧૧ | પુસ્તક ૭ | નવેમ્બર : ૧૯૩૭


## માળીડા

માળીડા ! ફૂલડાં લાવે.

નાનાં નાનાં,
નાજૂક નમણાં,
કેવાં રૂપાળાં !
રસ ભરિયાં.
માળીડા ! ફૂલડાં લાવે.

ભાત ભાતનાં,
જાત જાતનાં,
કેવાં રસિયાં !
દીલ હરિયાં.
માળીડા ! ફૂલડાં લાવે.

વાસ મધૂરી,
ખાસ અનેરી,
કેવી ગમતી !
મનમાં રમતી.
માળીડા ! ફૂલડાં લાવે.

રસુલભાઈ ન. વહોરા

# પ્રજ્ઞાનો તારો

રાત પડી ગઈ હતી. આખું યે આકાશ નાના મોટા તારાથી ઝગમગતું હતું.

સરલાબહેનની નાની બહેન પ્રજ્ઞા વાળુ કરીને પથારીમાં આવી પડી. હમણા સરલાબેન આવી તેને વાર્તા કહેશે તે સાંભળી પ્રજ્ઞા ઊંઘી જશે.

બારીમાંથી તારા ટીપકીવાળું આકાશ દેખાતું હતું તે પ્રજ્ઞા જોઇ રહી હતી ત્યાં બા આવી ને પ્રજ્ઞાની પથારીમાં આડી થઇ.

આકાશની શોભાને નિહાળતી પ્રજ્ઞાએ બાની ગોદમાં ભરાતાં ભરાતાં કહ્યુ, "બા ! જો તો ખરી આકાશમાં તારા કેવા ઉઘડયા છે !" ત્યાં એક નાનકડો ચમકતો તારો ખરી પૃથ્વી તરફ આવતો દેખાયો. નીચે નીચે ને નીચે. કેવો હળવી ગતિએ આવી રહ્યો હતો !

પ્રજ્ઞાએ આવી રીતે ખરતા તારાને પહેલી જ વાર જોયો હતો.

પ્રજ્ઞા બોલી ઊઠી, "બા ! જો તો ખરી આકાશમાંથી એક તારો આપણી તરફ આવે છે !"

બા બોલી, 'એલા હાભઇ, કેવો મજાનો તારો ! કોઇ કોઇ વાર તારા આપણી પૃથ્વી તરફ આવે છે ચાલો પ્રજ્ઞાબહેન, આવા તારા ખરે ત્યારે આપણે આપણા મનમાં જે કાંઇ સારું ઇચ્છીએ તે ભગવાન બર લાવે છે. તમે પણ આવું કાંઇ સારું ઇચ્છો ને પોઢી જાઓ.'

પ્રજ્ઞાને ખુબ નવાઇ લાગી. તે કહેઃ 'બા ! હું તો એમ ઇચ્છું છું કે આ ખરતો તારો આપણા બગીચામાં કયાંક આવી પડે. પછી કાલ સવારે રમતાં રમતાં મને તે જડે ને પછી હું તને આલું.'

બા હસી પડીઃ પ્રજ્ઞાને હૈયા સરસી ચાંપી બાએ તેના રતુમડા ગાલ ઉપર ચૂમીઓનો વરસાદ વરસાવ્યો. 'દેજો, જરૂર દેજો, પ્રજ્ઞાબહેન.' ને પ્રજ્ઞા તારાનાં સ્વપ્ના સેવતી ઉંઘી ગઇ.

થોડાક દિવસ વીતી ગયા. વસંત ઋતુ બેસી ગઇ હતી. હવા ખૂબ જ ખૂશનુમા હતી. ચારે કોર નવપલ્લવતા ઉભરાતી હતી. પતંગિયાં, મધમાખીઓ, ભમરાઓ પ્રજ્ઞાના બાગમાં ફૂલો સાથે ખેલતાં હતાં.

સવારનો નાસ્તો પરવારી પ્રજ્ઞા, નીલા ને તેનો નાનો ભાઇ નલિન અડખે પડખે એક લટાર મારવા નીકળ્યા.

બાએ કહ્યું: 'છોકરા ફરવા જાઓ છો તો જરા આ ચિઠ્ઠી ઉમામાશીને આપતા જજોને.'

ત્રણે ભાંડરડાં ઉપડયાં. નલિન બાબાગાડીમાં બેઠો હતો ને પ્રજ્ઞા ગાડીને ઠેલતી હતી.

થોડેક ચાલ્યાં ત્યાં ઉમામાશીનું 'કોયલકુંજ' આવ્યું. આસપાસ સુંદર બગીચો હતો. એક નાજુક ફુવારો ઊડી રહ્યો હતો. બાબાગાડી ઊભી રાખી પ્રજ્ઞાએ કહ્યું: 'નીલા જા તો બંગલામાં જઇ માશીને ચિઠ્ઠી આપી આવ. ભાઇને સાચવીને હું ઊભી રહું છું.'

નીલા ગઇ. પ્રજ્ઞા બગીચાની મનોહર રચના જોતી ઊભી હતી ત્યાં પાસે જ ગોંદરી પર ઉગેલા એક ફૂલરોપ પર એની નજર ઠરી. પોતાના બાગમાં ન હતાં એવા ફૂલનો એક સુંદર ગુચ્છ એ ફૂલ રોપ પર ઝૂલતો હતો.

પ્રજ્ઞાને તે ફૂલદાનીના શણગાર માટે લેવાનું મન થયું અને તે ત્યાં ગઇ.

ફૂલગુચ્છ તેણે ચૂંટયો ને તે પાછી ફરતી હતી ત્યાં ગોંદરીમાં કોઇ ચકચકતી વસ્તુ તેણે જોઇ. એની આંખો ચમકી ઊઠી.

પ્રજ્ઞાએ તે વસ્તુ લીધી. તેને થયું કે રાત્રે જોયેલા નાનકડા ખરતા તારા જેવું આ શું હશે ? એ તારો તો નહિ હોય !

બાએ કહ્યું હતું કે તારાના ખરતી વખતે ઇચ્છેલું બર આવે છે. સાચે જ એ વેળા મેં ઇચ્છયું હતું તેમ આ તારો જ છે ! બાને એ બતાવીશ.

સાચવીને એણે તો પોતાના ખીસ્સામાં એ વસ્તુને મૂકી દીધી.

ફરીને બધાં ઘેર આવ્યાં. રસ્તામાં પ્રજ્ઞાએ વિચાર કરી નાખ્યો. બાને આજે ને આજે નહિ બતાવું. પરમ દહાડે નલિનની જન્મગાંઠ છે એટલે એને હું એ તારો ભેટ આપીશ. સૌ ચકિત થશે.

એણે કોઇને કહ્યું નહીં
બે દિવસ વહી ગયા.

આજે જન્મગાંઠ હતી. ઘરમાં બધાં ખુશખુશાલ હતાં. નાનકડી ઉજાણી ગોઠવાઇ હતી અને એ વેળા બાપા, બા, બહેનો અને બીજાં સૌ નલિનને ભાત ભાતની ભેટો આપવાનાં હતાં. પ્રજ્ઞા કૂદતી કૂદતી એ મંડળીમાં આવી. આનંદ ગમ્મત કરતાં કરતાં ભેટ આપવાનો વિધિ ચાલ્યો.

બાપાએ, બાએ, ફોઇબાએ, માસીબાએ, કાકા કાકીએ નવી નવી જાતની સાડી તેમજ કિંમતી ભેટો આપી. કોઇ એક જણ આપી રહે એટલે પ્રજ્ઞા આપવા તૈયાર થાય પણ તેનો તો વારો જ આવે નહીં.

છેવટે પ્રજ્ઞા નલિનની નજીક આવી ને ભાઇનાં મીઠડાં લઇ કંકુનો ચાંદલો કરી ચોખા ચોડયા. અને તેના હાથમાં પોતે સંઘરી રાખેલી પેલી વસ્તુ મૂકીઃ "બાને કહેજે તારી કંઠીમાં આ મઢાવી આપે" તે બોલી.

બધાં એ સાંભળી ચકિત થયાં. એવું તે એ શું હતું ?

નલિન પાસેથી પ્રજ્ઞાએ આપેલી વસ્તુ બાએ જોવા લીધી. ને સાચ્ચેજ તે ચકિત થઇ. આ ક્યાંથી ?

પ્રજ્ઞાએ ગર્વ અને આનંદ સાથે કહ્યું કે 'બા, તું એ ભૂલી ગઇ હઇશ પણ મને એ યાદ છે. તે રાત્રે પેલા ખરતા તારાને જોઇ તેં મને જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે મેં કર્યું એટલે સાચ્ચેજ તે દિવસે અમે ફરવા જતાં ઉમા માશીને ત્યાં ચિઠ્ઠી આપવા ગયેલાં ત્યારે ગોંદરોમાંના એક ફૂલરોપની પડખેથી પેલો ખોવાયેલો તારો મને જડયો અને તે આ—તારું કહેવું કંઇ ખોટું પડે !'

બા તો ખરેખરી હસી પડી. 'ભારે કરી પ્રજ્ઞાબહેન, તમે તો ભારે કરી. તે રાત્રે થયેલી વાત તમે ઠીક સંભારી રાખી પણ, 'હવે બધાંની હાજરીમાંજ એક સાચી વાત કહી દઉં. આ પ્રજ્ઞાબહેનની નલિનને મળેલી ભેટ ખરી રીતે ખોવાયેલો તારો નથી પણ ખોવાયેલો હીરો છે. અમારા એક ઝવેરી મિત્રે અમારાં લગ્ન વેળા અમને તે ભેટ મોકલેલો અને તે મારી કંઠીમાં હું પહેરતી. એક વાર ઉમાબહેનના બંગલે ઉત્સવ હતો તેમાં હું ગયેલી ને ત્યાં અચાનક કંઠી તૂટી જતાં હીરો પડી ગયો. ઘણો શોધ્યો પણ જડયો નહીં. આજે અચાનકજ એ પાછો આવે છે. અને તેય નલિનભાઇના જન્મદિવસે. ચાલો આજે બેવડો ઉત્સવ. પ્રજ્ઞાબહેનની ભેટ આપણા સૌની ભેટ કરતાં ચડી ગઇ.'

પછી તો એ હીરો બધાએ ધરાઇ ધરાઇને જોયો અને પ્રજ્ઞાબહેનને ખુબ શાબાશી આપી.

પ્રજ્ઞાના આનંદનો પાર ન હતો. આજે એના એકના એક ભાઇનો જન્મગાંઠનો દિન હતો.

અને આજે એણે આપેલી ભેટે કુટુંબમાં આનંદનાં પૂર વહાવ્યાં હતાં.

( સૂચિત ) ગિરીશ.

---

## જરા ચક્કર હશે ?

દાક્તરી શીખવનારી પાઠશાળા–મેડિકલ કોલેજ નવીસવી નીકળી હતી. એમાં એક વિદ્યાર્થી, શિક્ષકની નોકરી છોડી અભ્યાસ કરવા ગયો.

એને થયું કે દાક્તરનું શીખવાથી વિદેશનું વૈદકજ્ઞાન મળશે. દાક્તરી આવડવાથી અનેકના રોગ સારા કરી શકાશે. અનેકનાં દુઃખ દરદ દૂર કરી શકાશે.

પણ એ માણસ ગરીબ હતો. એનાં માબાપ ગોવાથી મુંબાઇ આજીવિકા મેળવવા આવ્યાં હતાં. તેઓ માટીનાં રમકડાં બનાવતાં. એમાં તે કેટલું કમાઇ શકે ? પણ એ હોંશિયાર એટલે નિશાળમાં ઇનામો વગેરે મેળવતો. એમ ગાડું ગબડતું. એમ એ પાસ થયો. નોકરી મળી. પણ ભાઇસાહેબ, આમ પરોપકાર કરવા નોકરી છોડી ભણવા મંડયા.

જરા ચક્કર હશે ?

એ તો કોણ જાણે. પણ એણે કંઇક કામ મેળવી લીધું. પછી કોલેજના પુસ્તકાલયમાં કામ કરવા લાગ્યો. એને પગાર મળતો. એમાં વળી શિષ્યવૃત્તિ મેળવી.

એ વખતે એક પરીક્ષા થતી હતી, ખાસ સ્કૉલરશીપની જ. એમાં ઉપલે ન બરે પાસ થનારને એ શિષ્યવૃત્તિ મળતી. આ ભાઇસાહેબ તો તરત એમાં બેઠા જ છે ને.

એ સ્કૉલરશીપ એમને મળી પણ એમણે લીધી નહિ. એના પછીના ગરીબ વિદ્યાર્થીને મળે એમ એણે કહ્યું. ભાઇસાહેબને ભણતાં ભણતાં નોકરી કરવી પડતી. છતાં સ્કૉલરશીપ મળતાં બીજાને આપી દીધી. કારણ પેલાને પણ જરૂર હતી–એને તો પગાર મળતો હતો. પછી વધારે પૈસાની શી જરૂર ?

જરા ચકકર જ હશે ને ?—

—કે પરમાર્થ માટે, બીજાને માટે એટલી લાગણી !

પછી ભાઇસાહેબ પાસ થઇ દાકતર થયા.

એ વખતે મેડિકલ કોલેજ નવીસવી નીકળી હતી. એમાં વાઢકાપ કરવું પડે એટલે બહુ વિદ્યાર્થી દાખલ થતા નહિ. એથી પાસ થનારને કોઇ ઇસ્પિતાલમાં તુરત દાકતર નીમતા. એમને પણ એવી નોકરી મળી.

એવી નોકરી મેળવવા આજે પણ કેટલાક દાકતરો ઇચ્છે છે. પણ આ ભાઇસાહેબે થોડા વખતમાં જ નોકરી છોડી દીધી. દવાખાનું ખોલી બેઠા.

એ વખતે લોકોને અંગ્રેજી દવા પર બહુ વિશ્વાસ નહોતો. હિંદુઓને ધાર્મિક બાધ પણ લાગતો. આમ છતાં એમણે તો ઝંપલાવ્યું. કોઇ પૂછે તો કહે નોકરીમાં શું

વળે ? મારે તો નવી નવી શોધ કરવી છે. મારે તો આપણા ઇતિહાસ ને કલા વિષે પણ નવું કહેવું છે. મારે તો લોકોનું થાય તેટલું દુઃખ દૂર કરવું છે. ખૂબ કમાવું છે; કમાઇને લોકોને ખૂબ આપવું છે. આ બધું નોકરીમાં બને ?

આમ આ ભાઇસાહેબ જવાબ આપે.

આજે કોઇ નવાસવા દાક્તરને એમને એમ બેઠેલા જોઇ આ વાત યાદ આવે તો એને ચક્કર જ માનોને ?

પણ થોડો વખત વીત્યો ને એનું દવાખાનું ચાલવા માંડયું. લોકો બહારગામથી પણ એમને બોલાવવા લાગ્યા. એમની કમાણી કહે છે કે મુંબાઇમા સો દાક્તરોથી વધારે જામી.

એવામાં એક ધર્માદા દવાખાનું ખોલાયું. એમાં એ જતા. અનેક દરદીને તપાસતા. દવા આપતા. પોતાના દવાખાનાનો કે ધર્માદા દવાખાનાનો ભેદ નહિ ગણતા. ઉલટું ગરીબ માણસને દવા ઉપરાંત ખર્ચ પણ આપતા.

આ કામમાં એમના નાનાભાઇ મદદ કરતા. એ પણ દાક્તર થયા હતા.

પણ આમ દવા આપીનેજ એ બેસી નહોતા રહેતા. વૈદક ઉપર અંગ્રેજી ઉપરાંત આપણાં પુસ્તકો વાંચતા. સંસ્કૃત ગ્રંથોમા લખ્યા પ્રમાણે વનસ્પતિની શોધ કરતા. વનસ્પતિના ગુણદોષ તપાસતા; ચિત્રો કઢાવતા. એ માટે જરૂર જણાતાં પાંચસો પાંચસો રૂપિયા પણ ખર્ચતા. જાતે જવાય એમ હોય તો જંગલમાં જતા વળી એ માટે બાવા, વૈરાગી, સાધુ, ફકીર, ગોસાઇઓને મળતા. એની સેવા કરતા, આ બધું જૂની વનસ્પતિ જાણવા માટે.

—એમાં તે શું ? નવી શોધ થાય તો કેટલા પૈસા મળે ? એને તો પૈસાજ મેળવવા હતા ને ? સુંદર રીત શોધી !

પણ એમણે એવા રોગની દવા શોધી કે જે રોગ ગરીબોને જ વધારે થાય છે. રસ્તામાં રખડતાં, હાથપગ ખરી ગયેલા ભિખારીને જોયા છે ને. એ રોગ રક્ત પિત્તના નામથી ઓળખાય છે. એ રોગ ચેપી મનાય છે. છતાં આ દાક્તર એવા ગરીબોને પણ જાતે તપાસતા. એના ઘા ધોતા. દવા ચોપડતા. પાટા બાંધતા, એમ ગરીબોને–રોગીને, સાજા કરવા કૈં કૈં કરતા.

અને ગરીબો પાસેથી શું મળે ?

યુરોપમાં એક સાધુ થઇ ગયા છે. એમણે રક્તપીત્તિયાની જ સેવામાં જીવન ગાળ્યું હતું.

એ વાત આ વાંચતાં યાદ આવે છે. આ દાક્તર કંઇ એવા સાધુ નહોતા. છતાં એમને માણસ જાત માટે કેટલી લાગણી ! આ શોધથી એમની કીર્તિ દેશપરદેશ પ્રસરી. પરદેશથી પણ એમની દવા માટે દરદી આવતા હતા.

અને આ દવાની શોધ જ્યારે બરાબર પૂર્ણ પામે ત્યારે જાહેર કરી દેવાના હતા.

જરા ચક્કર હશે ?

જરા ચક્કર જ હશે. નહિ તો વળી આવું વૈદું મૂકી બીજામાં પડે ખરા ?

એમને લાગેલું કે લોકોનું અજ્ઞાન દૂર થાય તો જ ખરી ઉન્નતિ થાય. એનો પહેલો ઉપાય સ્ત્રીશિક્ષણ. મૂળે શિક્ષણ તો ઓછું ને તેમાં છોકરીઓને તો કોઇ ભણાવવા કરે જ નહિ, એટલે એમણે એક શાળા કાઢી. પોતે જ બધો ખર્ચ વેઠવા લાગ્યા.

વળી દાન પણ જરા વિચિત્ર રીતે કરતા. કોટની બે બાજુ બે ખીસા કરાવતા. એ બંને ખીસામાં ચાંદીનાજ સિક્કા ભરતો. ભિક્ષુકોને જે હાથમાં આવે તે, ચાલતા ચાલતા આપ્યે જતા.

વળી એ અન્યાય સાંખી શકતા નહિ. એક વખત એક ગરીબ માણસને અન્યાય થએલો. એ વાતની એમને ખબર પડી. એમણે ન્યાય મેળવવા કોર્ટમાં દાવો નોંધાવ્યો. એ ખાતર એમને કેટલું બધું વેઠવું પડયું ! રૂપિયા દશેક હજારનો ખર્ચ થયો. વળી કેટલા વિરોધી ઊભા થયા.

પણ એવા વિરોધીથી એ ડરતા નહિ. પોતાને સારી કમાણી થતી હોય એમ છતાં તે પક્ષની વાત અયોગ્ય લાગે તો બેધડક કહેતા. કરસનદાસ મૂળજીની વાત જાણો છો ને ? એમના મુકદ્દમામાં વૈષ્ણવ મહારાજની વિરૂદ્ધ સાક્ષી આપી આવેલા. એથી એમને હજારો રૂપિયાનું નુકસાન થયેલું.

એટલુંજ નહિ, દાક્તર તરીકે આટલા જાણીતા હતા એટલુંજ નહિ પણ વિદ્વાન તરીકે પણ એટલાજ પ્રખ્યાત હતા.

એ હિંદુસ્થાનમાં અનેક સ્થળે ગયા હતા. જઇને જૂના લેખો શોધતા, તપાસતા, ઉકેલતા, એ પરથી નવી નવી શોધો કરતા. એમ કહેવાય છે કે ૨૦૦૦ વર્ષ પરની કોઇ પણ જૂની વાત વિષે જાણવું હોય તો એમની પાસે એ વિષે લેખો મળી શકતા. એમ કહેવાય છે કે એ જૂનાં લખાણો, શિલાલેખની નકલો, એમણે એટલી બધી ભેગી કરી હતી કે એ બધું ભેગું કરી ફક્ત છપાવતાંજ રૂપિયા સાઠ હજારનો ખર્ચ થાય.

આવી શોધખોળો એ એકલા ન કરી શકે. એ બધે જાતે જઇ ન શકે. એથી એ વિદ્વાન માણસોને પોતાના સાથી તરીકે રાખતા. પં. ભગવાનલાલ ઇંદ્રજી એમની સાથેજ કામ કરતા હતા. પંડિતજીનું જ્ઞાન અને ખ્યાતિ એમના સમાગમે વધ્યાં હતાં.

આ શોધખોળો અને એના પરનાં લખાણો નવેજ પ્રકાશ પાડતા હતા.' અને એવા વિદ્વાન તરીકે વિદેશના વિદ્વાનો પણ એમની વિદ્વતા વખાણતા વળી વિદેશની અનેક વિદ્વદ્‌મંડળીના એ સભાસદ હતા. બર્લિન, લંડન, પેરિસ, ન્યુયોર્ક. ગઇ સદીમાં વિદેશના વિદ્વાનો પોતાની મંડળીમાં સભાસદ તરીકે નોતરે એ કેવું માન !

આવા એ વિદ્વાન હતા. પરોપકારી હતા. દુઃખી, દીન; દરિદ્ર પ્રત્યે દયા દાખવનાર હતા. વિજ્ઞાનની અનેક શાખાઓના શોધક હતા એ મુંબઇમાં થઇ ગયા દાકતર ભાઉ દાજી લાડ.

શારદાપ્રસાદ વર્મા.

---

# ગધેડો અને શિયાળ

ગધેડા અને શિયાળને ભાઇબંધી. મજાનું લીલું તાજું ઘાસ ખાઇને આનંદમાં અને આનંદમાં ગધેડો પાસેના ઊકરડા ઉપર ખૂબ આળોટયો અને પોતાના ભાઇબંધ શિયાળને મળવા ચાલ્યો.

શિયાળ પણ ગધેડાને ઘણા દિવસથી નહિ મળ્યો હોવાથી એકદમ નદી ઓળંગીને આવતો હતો. નદી ઉતરતાં તેનો એક પગ કાદવમાં ખરડાયો.

શિયાળનો કાદવભર્યો પગ જોઇને ગધેડાભાઇ તો નદીને કાંઠે લીમડાના ઝાડ નીચે ઊભા રહી ગયા, અને બોલ્યાઃ

'જા, રે ! અલ્યા શિયાળીઆ; તારી સાથે તે કોણ ભાઇબંધી રાખે ! જોને, તારો પગ કેવો ગંદો ભર્યો છે ?'

લીમડા ઉપરથી બેઠાં બેઠાં એક કાગડાએ કહ્યું, 'અરે, ઓ ! ગદ્ધા, મૂરખના જામ, તું તારું તો સંભાળ !'

અને બિચારો ગધેડો શરમનો માર્યો નીચે મોઢે ત્યાંથી ચાલ્યો ગયો.

ગુલાબસિંહ બારહટ

આદ્યતંત્રી અને સ્થાપક: જયકૃષ્ણ ના. વર્મા, બી. એ; એલએલ. બી., એમ. એસ. સી. (લંડન)
હાલ દીવાન લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

| વ્યવસ્થાપક : | તંત્રી : | પ્રકાશક : |
|---|---|---|
| નટવરલાલ એ. ઠક્કર | યજ્ઞેશ હ. શુક્લ | અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કર, |
| લુહાણામિત્ર પ્રિં. પ્રેસ. | ૪૩, કલ્યાણ બિલ્ડિંગ નં. ૧, | ૧૧૪, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, |
| વડોદરા. | કાંદાવાડી મુંબઈ, ૪. | મુંબઈ. ૪. |

પુ. ૨૯ મું ] ડીસેમ્બર: ૧૯૩૭ [ અંક ૪થો

## અનુક્રમણિકા



## ખાસ વિભાગ—તંત્રી : સોમભાઈ પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪-૬-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ આઠ આના



પદ્મિનીનો મહેલ : ચિતોડગઢ





શાહજહાં જ્યાં કેદી બન્યો હતો : આગ્રા

ફોટો · શ્રીમતી રમણિકગૌરી મોદી

ગુણસુન્દરી
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૨૯મું — ડીસેમ્બર : ૧૯૩૭ — અંક ૪ થો

## કલ્પનાનાં ફુલ

કલ્પનાનાં ફુલ મ્હારાં ખીલે ખીલે ને
ખીલતાં ને મ્હેકતાં રે બ્હેન !
રૂપેરી તારલા શાં ઝૂલે ઝૂલે ને
ઝલતાં ને ઝૂરતાં રે બ્હેન !

મ્હારાં રે ફુલડાં નાજુક નમણાં
ભાવનાની ભોમમાં ઉગેલાં,
પાંખડીએ પાંખડીએ વેદનાના રંગ છે,
સાત સાત કિરણે રસેલાં:
રે હાં ! કલ્પનાનાં ફુલડાં
ખીલતાં મ્હેંકતાં ને ઝૂરતાં. (૧)

મ્હારાં રે ફુલડાં રંગી તરંગી
સાગરનાં ગાનથી સરેલાં,
શ્વાસે નિશ્વાસે વહે અંતરના ભાવ એ,
આંસુના અક્ષરે ગૂંથેલાં;
રે હાં ! કલ્પનાનાં ફુલડાં
ખીલતાં મ્હેંકતાં ને ઝૂરતાં. (૨)

મ્હારાં રે ફુલડાં પૃથ્વીથી દાઝતાં
સંધ્યાના કાંઠડે વિલાતાં,
હૈયા વરાળથી નિત નિત ભીંજતાં
શમણાંની લ્હેરમાં તણાતાં;
રે હાં ! કલ્પનાનાં ફુલડાં
ખીલતાં મ્હેંકતાં ને ઝૂરતાં. (૩)

જ્યોત્સ્ના શુકલ

# વીજળી રમણુ ચડી

કે વીજળી રમણુ - ચડી, રસબાલ !
વીંધ્યાં વાદળ, ફોડયા મેઘ, ધોધની ઝડી પડી, રસબાલ !
કે વીજળી રમણુ ચડી, રસબાલ !

પ્રચંડ તણુખે તેજ ઉછાળે,
ધધણ્યાં ધરતીમૂળ પતાળે;

ભીષણુ પડછન્દે ફરકી શંભુની આંખડી, રસબાલ !
કે વીજળી રમણુ ચડી, રસબાલ !

વિરાટની એ વહ્નિજવાળથી,
હીમ ગળ્યાં હીમાદ્રિમાળથી:

લેદે જુગ જુગ જૂના લેદ ચિતાની ચુન્દડી, રસબાલ !
કે વીજળી રમણુ ચડી, રસબાલ !

દિગન્ત ડોલે, અનન્ત ડોલે,
સમાધિમસ્ત મહન્ત ડોલે;

ડોલે અખંડ દીવડે જલતી દેવળ–દીવડી, રસબાલ !
કે વીજળી રમણુ ચડી, રસબાલ !

જાગી સુરતા, ઝળુકયો જ્યોતિ,
પ્રકટી યુગ, કિરણાવલિ કોટિઃ

નવયુગની દેવીને દ્વાર શશિબીજ ઊઘડી, રસબાલ !
શક્તિબીજ ઊઘડી, રસબાલ !
કે વીજળી રમણુ ચડી, રસબાલ !

કેશવ હ. શેઠ

# ભટકતો માનવી : બંગાળનાં સુપ્રસિદ્ધ લેખિકા શ્રીમતી હેમલતાદેવીની એક વાર્તાનો અનુવાદ કરનાર :

**શ્રી. રમણલાલ સોની**

**[ શ્રીમતી હેમલતાદેવી બંગાળનાં એક જાણીતાં લેખિકા છે. તેમની વાર્તાઓ નવીન જ ઢબની છે. શાંતિનિકેતનવાળા સુપ્રસિદ્ધ સાહિત્યકાર શ્રી જગદાનંદ રાય તેમને વિષે લખે છે : ' તેમની એક પણ વાર્તા નિરર્થક લાગણીઓથી ભરપૂર નથી. તેમનાં તમામ લખાણમાં વિચાર જેવું વસ્તુ મળી આવે છે. તેમની સરસ વાર્તાઓનાં હાસ્યરૂદનમાં વાચકને ઘણું જાણવા વિચારવાનું અવશ્ય મળી રહેશે—અને તેમ છતાં એ વાર્તાઓ નિશાળોમાં પાઠ્યપુસ્તકોમાંની નીતિધર્મની વાર્તાઓ જેવી નથી. બંગાળી ભાષામાં આ જાતની વાર્તાઓ નથી કહીએ તો ચાલે. તેમની વાર્તાઓ બંગાળી સાહિત્યને અવશ્ય સમૃદ્ધિશાળી બનાવનારી છે એમ હું માનું છું.' ]**

ઉઘાડા પગ છે, શિરે ફાટેલી ચાદર વીંટાળી છે, કંઇક સાધુ બાવા જેવો, તો કંઇક ભિખારી જેવો વેષ છે: આવો એક માણસ કેટલાક દિવસથી નગરમાં બારણે બારણે ફરતો જોવામાં આવે છે. નથી કોઈની પાસે એ કશું માગતો. ફક્ત બારણે જઇ ઉભો રહે છે. કોઇ બેસવાનું કહે તો બેસે, ખાવાનું આપે તો ખાય, કોઇ કંઇ બોલે નહિ તો પળવાર ઉભો રહી પાછો વળી જાય. કોઇ પર અણગમો રાખતો નથી. કોઇને ચીડવતો નથી. બસ, આવે છે ને જાય છે.

*

આવી રીતે તેને કેટલાં વરસ વીતી ગયાં તેની કોઇને ખબર નથી. તે પોતે ય નથી જાણતો, કે આમ રસ્તામાં તેણે કેટલાં વરસ વીતાવ્યાં. તારીખ વાર તે ગણતો નથી, આજકાલનો વિચાર કરતો નથી. માત્ર ચાલુ પળનું જ જાણે તેને ભાન છે. જે જગાએ ઉભો હોય તેટલી જમીન જ તે જાણે પિછાને છે, એવાં તેનાં લક્ષણ છે.

એ મસ્તફકીર છે કે કોઇ મઠનો સંન્યાસી છે, પેટનો ખાડો પૂરવા પોતાના જ પર આધાર રાખે છે કે ભિક્ષા માગી પૂરું કરે છે એ સમજવું અઘરું છે. કોઈ દિવસ રસ્તા પર ઉંઘતો પડેલો દેખાય છે, તો કોઇ દિવસ નદી કાંઠે સૂતેલો દેખાય છે, તો કોક દિવસ ખુલ્લા ખેતરમાં હાથપગ લાંબા કરી પડેલો હોય છે.

બીજું ગમે તે હોય, પણ એ પાગલ તો નથી. એના બોલવામાં ગાંડપણનું કંઇજ નિશાન જણાતું નથી, જો કે બોલે છે જવલ્લે જ, અને એનો અવાજ પણ કંઇક નરમ છે.

*

ફાટેલી ચાદર વીંટાળી પાછલી રાતે એક દિવસ એ ગંગાતીરે પડેલો હતો. બેચાર સ્ત્રીઓ ગંગાસ્નાન માટે જઇ રહી હતી; ઉતાવળમાં એક સ્ત્રીનો પગ ઓચિંતો એનાં શરીર પર પડ્યો. સ્ત્રી બોલી ઉઠી: ' કોણ સૂતું છે રે ? હાય ! પગ પડ્યો, કોણ છો ભાઇ ? '

એ બોલ્યો: ' માણસ. '

' અહીં કેમ સૂઇ રહ્યા છો ? તમારે શું ઘર નથી ? '

'આજ તો મારું ઘર. આ પૃથ્વી અને આ માટી. માટીનાં જ તો લોકો ઘર બનાવે છે.'

'આવા ખુલ્લામાં શું પડી રહ્યા છો, ભાઈ!'

'વાહ! આવડું મોટું આભલું માથે ઓઢેલું છે ને!'

'વરસાદ, ટાઢ તડકો કંઈ શરીરે લાગતું નથી? એમાંથી કેવી રીતે બચો છો?'

'તમે કપડાં કેવી રીતે પહેરી રાખી શકો છો?'

'અમને એવી ટેવ પડી છે.'

'તો મને પણ આ વરસાદ વગેરેની ટેવ પડી છે, એ બધાં મારાં વસ્ત્રો છે.'

આ સાંભળી એ સ્ત્રીના મનમાં ભારે કુતૂહલ જાગ્યું. આગળ વાત લંબાવવા તેણે પૂછ્યુંઃ 'તમે જમો છો ક્યાં?'

'મળે ત્યાં.'

'કરો છો શું?'

'કશું જ નહિ.'

'તમારે કંઈ ધંધો છે કે નહિ?'

'છે, ફરતા ફરવાનો.'

'એથી શું મળે છે?'

'આનંદ.'

'આનંદમાં બધું આવી ગયું?'

'હા.'

'તમારું સગુંવહાલું?'

'ખબર નથી. મેં કદી કોઈને પૂછ્યું નથી, કે એ કોઈ મારા સગા છે કે નહિ! એટલે મને શી ખબર પડે કે મારું સગું કોણ છે?'

'તમારાં બાપ મા નથી?'

'યાદ નથી.'

'તમારું નામ શું?'

'ખબર નથી. બાપ મા તો યાદ નથી, નામ કોને પૂછું?'

'આમ રહેવામાં તમને ખૂબ આનંદ લાગે છે?'

'આનંદ, આનંદ સિવાય કંઈ જ નહિ.'

'તમે તો કોઈ અજબ લાગો છો!'

'સરજનહારે મને એવો જ ઘડયો લાગે છે.'

'બાપ માની તો ખબર નથી, તો સરજનહારને કેવી રીતે જાણ્યો?'

'કાં તો બાપમા છે કે કાં તો સરજનહાર છે; એકને તો કબૂલ કરવો જ પડશે ને? બાપ મા કહીએ તો લોકો કહે છે કે દેખાડો, નામ ઠામ કહો; સરજનહાર કહેવાથી કાંઈ જ ધાંધલ નહિ, કોઈ જોવા યે ન માગે, નામઠામે ન પૂછે, એક શબ્દમાં પતી જાય.'

બાઈનું કુતૂહલ વધવા લાગ્યું. તે બોલીઃ 'તમારે મારે ઘેર આવવું પડશે. કંઈ દુઃખ નહિ પડે, હું તમારી આગતા સ્વાગતા કરીશઃ ચાલો મારે ઘેર.'

'મને લઈ જઈને શું કરશો? હું તો કંઈ કામમાં નહિ લાગું.'

'કામની જરૂર નથી, ફક્ત વાતો સાંભળીશું.'

'ચાલો.'

બંને જણ ઘર તરફ ચાલ્યાં. તે દિવસે તે બાઈનું ગંગાસ્નાન થયું નહિ.

## ૨

સવાર થઈ છે. રસ્તા પર લોકો જાઆવ કરે છે. બાઈ આગળ અને ફાટેલી ચાદર ઓઢેલો માણસ એની પાછળ પાછળ જાય છે. થોડીવાર પછી એક વિશાળ મકાન સામે આવી બાઈ ઊભી રહી. તે બોલીઃ 'આ મારું ઘર, અંદર આવો.'

ઘર સામે જોઈ માણસ બોલ્યોઃ 'આ જગા તો ચારે તરફથી બંધિયાર છે, સરસામાનથી, સોનારૂપાથી, આશાથી, નશાથી,

હસોહસ ભરેલી છે ! એમાં પગ દેતાં તો હું ગૂંધાઈ મરી જાઉં ! '

બાઈ જરા શરમાઈને બોલી: ' પાસે જ મારો બગીચો છે, ત્યાં ઘરબાર કશું યે નથી, તમે ત્યાં નિરાંતે રહી શકશો. ચાલો, ત્યાં તમને લઈ જાઉં. '

આમ કહી ઘરમાં પેઠા વગર જ માણસને સાથે લઈ તેણે પાછું ચાલવા માંડ્યું.

પાસે જ બાગ હતો. હારોહાર કેટલાંક સોપારી અને નાળીએરીનાં ઝાડ હતાં, આંબાની થોડીક ઘીચ ઝાડી પણ હતી, બે ચાર જાયફળ, તાડ વગેરેનાં પણ ઝાડ હતાં, અને વચમાં બે પુકુર હતાં. પુકુરને ખાબોચીયાં કહીએ તો ચાલે; એકનું તો પાણી સરસ હતું અને તેને ઘાટ પણ બાંધેલો હતો. પાડોશમાં આઠદશ મકાન મોચી ચમાર ને ચંડાલનાં હતાં. એક બે ગાઉ ફરતી ભદ્ર ગૃહસ્થ ઘરની વસતી નથી એમ કહીએ તો ચાલે. ભાગ્યે જ એકાદ બે ઘર હશે.

બાગ ઘણો વખતનો સૂનો હતો. કોઈ કદી પણ ત્યાં જતું નહિ. મોચી ચમારની સ્ત્રીઓ દિવસે બે ચાર ઘડા પાણી ભરી જવા બગીચામાં જાઆવ કરતી–પુકુરનું પાણી મીઠું હતું એટલે, સાંજ પછી એ તરફ માણસનો પગસંચાર બંધ હતો. માણસ બાગમાં પેસતાં જ બોલ્યો: ' હં, અહીં મને ફાવશે. ' તેને ત્યાં રાખી બાઈ ઘેર પાછી ગઈ.

થોડીવાર પછી મેવા મિષ્ટાન્નથી ભરેલી એક છાબડી માથે લઈ એક મજૂર બગીચામાં આવી પહોંચ્યો. છાબડી પર શરીરે ઓઢવા માટે એક નવી ચાદર હતી. માણસની સામે છાબડી ઉતારી મજૂર બોલ્યો: ' માજીએ આપને માટે મોકલી છે. ' આમ કહી છાબડી મૂકી મજૂર ચાલ્યો ગયો.

*

એ વાગે આસપાસની નીચ વર્ણની સ્ત્રીઓ પુકુરમાં પાણી ભરવા આવી. માણસે તેમને બોલાવી કહ્યું: ' આ બધું લઈ જાઓ તમે, વહેંચી ખાજો, બધાને આપજો. જેને ઓઢવા પહેરવાનું કશું યે ન હોય તેને આ ચાદર આપજો. ' આમ કહી ચાદર સાથે આખી છાબડી માણસે એક સ્ત્રીના માથા પર ચઢાવી દીધી.

સાંજે બાઈએ આવીને જોયું તો માણસ ચૂપચાપ પડી રહ્યો છે, ફાટેલી ચાદર શરીર પર જેમ હતી, તેમજ હતી. મેવા મિઠાઈનો એક ટુકડો પણ ક્યાંયે પડેલો નહોતો. શું થયું હશે, કશુંયે સમજી ન શકવાથી બેચાર શબ્દો કહ્યા, પછી તે દિવસે તો તે પાછી ગઈ.

બીજે દિવસે બીજી એક છાબડી મજૂરના માથા પર આવી. બપોરે સ્ત્રીઓ આવીને એ બધું લઈ ગઈ. ધીમે ધીમે એ રોજીંદું થઈ ગયું.

રોજ આવી રીતે ખાવાનું મળવાથી માણસની આગળ સ્ત્રીઓનો ભય સંકોચ ઓછો થતો ગયો. હવે તેઓ ઉભી રહીને તેની સાથે થોડીક વાતો પણ કરે છે.

એક દિવસ એક સ્ત્રી બોલી: ' ખબર છે, આ તો ભૂતિયો બાગ છે. તમે રાતે એકલા અહીં શી રીતે રહો છો ? બીક નથી લાગતી ? '

' ના. '

' ભૂતની તમને બીક નથી લાગતી ? '

' બિલકુલ નહિ. '

' ભૂત આવી પડશે તો શું કરશો ? '

' મારી કાઢીશ. '

' ઓ મા ! તમે ભૂતને મારી કાઢો છો ! તમે ભૂતના પીર લાગો છો ! '

' ના, હું પીર નથી, પણ જોર કરીને ભૂત

દોડી આવશે તો મારી કાઢીશ. એક વખત ખબર પાડીશ કે ફરી ભૂત કદી નામ નહિ દે.'

' ભૂત તે કદી કોઇથી બીએ ? ઉલટું ભૂતથી જ બધા બીએ છે. '

' એટલે જ તો ભૂત સહુની ગરદન ઝાલે છે. એક વખત એને બીવડાવ્યો હોય તો પછી કોઇ તેનાથી બીએ નહિ. '

' એ મા, ભૂતને વળી કોઇ બીવડાવી શકે ! તમે શું ભૂતને બીવડાવી શકો છો ? '

' તમે પણ બીવડાવી શકો. '

' બાપરે ! અમે તો ભૂતથી ખૂબ બીએ છીએ. '

' પછી બીવું નહિ પડે, પછી તો ભૂતજ તમને જોઇને ભાગી જશે. '

' કેવી રીતે ? '

' નજરે દેખાશે. '

આશ્ચર્ય પામી સૌ એકબીજાના મોં સામું જોવા લાગી અને અંદર અંદર કઇ વાત કરતી કરતી જતી રહી.

૩

આ તરફ બાઇ વિચાર કરે છે કે રોજ હું આટઆટલું ખાવાનુ મોકલુ છું તે બધું કોણ ખાય છે ? જરા જોવું જોઇએ. એક દિવસ બપોરે ચુપચુપ આવીને બાગમાં એક ખૂણે તે ઉભી રહી. જોયું તો માણસે સ્નાન કરી, બગીચાના ઝાડ પરથી એક પાકું બીલું પાડી, ખાઇ થોડુંક પાણી પીધુ. થોડીવાર પછી એક મોચીની છોકરી પાણી ભરવા આવી. પાણી ભરી તે માણસની પાસે આવી બોલીઃ 'મારો નાનો ભાઇ ધૂણે છે, તેને ભૂત વળગ્યું છે. બાએ તમને તેડી જવાનું કહ્યું છે. તમને પગે પડું બાબા, મારા ભાઇને તમે ભૂતના મોંમાંથી બચાવો. '

થોડીવાર વિચાર કરી માણસ બોલ્યો; ' ભલે, ચાલો. ' ખાવાની છાબડી છોકરીના માથા પર ચડાવી દઇ માણસ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો, છોકરી આગળ હતી.

થોડે દૂર મંતાતી રહીને બાઇ પણ તેની પાછળ પાછળ ચાલી.

બે વરસનો એક છોકરો ઘરના બારણા આગળ જમીન પર પડયો. પડયો તરફડતો હતો. પાસે જ તુલસીનું ઝુંડ હતું. તેનાં થોડાં પદડાં લઇ રસ કાઢી ઝટપટ ગરમ કરી ખવડાવતાં જ છોકરાની તાણ બંધ-થઇ ગઇ, છોકરો સાજો થઇ ગયો.

છોકરાની મા માણસના પગે પડી બોલીઃ ' ભૂતને મારી કાઢી મારા છોકરાને તમે જ બચાવ્યો છો બાબા ! તમે જ બચાવ્યો છે ! ' આમ કહી વારંવાર આજીજી વિનંતિ કરી પોતાની કૃતજ્ઞતા પ્રકટ કરવા લાગી.

માણસ બોલ્યોઃ ' ઘરબાર ગોદડાં પથારી ખાટલો કંઈ પણ વસ્તુ, કે શરીર પણ જો ગદું રાખીશ, અને સડેલું માંસ, માછલી કે એવું કંઇ ખાઇશ, તો ભૂત આવી વળગશે, અને હું બચાવી નહિ શકું. માટે જો સાવધાન, આજથી ખૂબ સાફસફ રહેજે, ચોતરફ ખૂબ સાફ રાખજે. '

સૌ એક સાથે બોલી ઊઠયા ' સાફ થતાં જ ભૂત ભાગી જશે ? '

' જરૂર કદી આવશે જ નહિ. '

એ દિવસથી તેમણે ઘરબાર, ખાવાની વસ્તુઓ શરીર બધું સાફ રાખવા માંડયું ત્યારપછી એ જાતનો રોગ એમનામાં કદીપણ દેખાયો નહિ.

*

બાઇએ છુપાઇને બધું જોયું અને એ દિવસે એને મળ્યા વગર જ ત્યાંથી ઘેર જતી રહી. એના મનમાં ભારે ઉથલપાથલ મચી ગઇ હતી.

બીજે દિવસે બપોરે ફરી તે છુપાઇને જોઇ રહી. જેનો છોકરો સાજો થયો હતો

તે મોચણ કંઇક ખાવાનું લઈને આવી માણસની સામે ધરી બોલી: 'બાબા, જરા ભોજન કરો.' તરત જ માણસે તેનું બધું ખાઇ નાખ્યું. ખાવાનું બીજું કંઇ નહોતું, માત્ર મમરા ગોળ ભેળા કરી ગરમ કરી તેનો લાડુ બનાવેલો હતો.

ત્રીજે દિવસે સવારે બાઇ મજૂરના માથા પર છાબડી ભરેલું ખાવાનું લઇ, તેની સાથે જઇ, બહાર તેને ઊભો રાખી, થોડુંક ખાવાનું હાથમાં રાખી માણસની સામે જઇ બોલી: 'બાબા, મારા હાથનું આટલું તો આજે તમારે ખાવું જ પડશે. તમે એક પણ દિવસ મારું ખાધું નથી, એ મેં નજરે જોયું છે. કોઇ મોચણ ખાવાનું આપે તો તમે કેટલાયે ખુશ થઇને ખાઓ છો, એ પણ મેં જોયું છે. મારું કેમ ખાતા નથી, એ શું ખરાબ છે ?'

'ખૂબ સરસ છે, તેથી જ તો બધાયે એ ખાવાનું મન કરે છે. અને બધાને ભાવે છે એ વધારે મહત્ત્વનું છે. તેથી તારા ખોરાકની રોજ સેવા થાય છે. મોચણના ઘરનું ખાવાનું તો કોઇને ગમે નહિ, પરંતુ એ પણ કોઇકે તો ખાવું જોઇએ, એટલે હું જ એ ખાઉં છું.'

આ માણસ સાથે જ્યારે જ્યારે એ વાત કરે છે ત્યારે ત્યારે તેના મનમાં કંઈ કેનુંયે થઈ આવે છે. આજની વાતથી પણ તેના મનમાં ખૂબ ઉથલપાથલ મચી. તે બોલી: 'મારા મનમાં બાબા, જરાયે સુખ નથી. હું કેવી રીતે સુખ પામું તે કહો. મારે બધુંયે છે, ફક્ત સુખ નથી. તમારી પાસે કશુંયે નથી, ફક્ત સુખ છે. તમારા મારામાં કેટલો તફાવત છે ! હું કેવી રીતે સુખી થાઉં, મને કહો !'

'સુખ કંઇ કોઈ વસ્તુ નથી કે એ મળતાં જ સુખ મળી જાય. સુખ તો મનની એક સ્વાભાવિક અવસ્થા છે. કેટલાક વખત સુધી મનને સહજ ભાવમાં રાખી શકાય સુખ એની અંદરથી આપોઆપ જાગી ઊઠશે.

'કેવી રીતે સ્વાભાવિક અવસ્થા પ્રાપ્ત થાય, કેવી રીતે મનને સહજ ભાવમાં રાખ શકું તે મને કહો.'

'આ પેલાં લોકોની વચમાં રહો—આ બધા મોચી, ચમાર, ચંડાલમાં જઇને રહે એમને ખવડાવો; છવાડો,- સુધારો—સુખ એ મેળે આવશે.

'બાબા, મને તો ખૂબ મન થાય છે મારે ઘેર લઇ જઈ એમને ભાવથી ખવડાવું પણ એ લોકો તો ઘરે નહિ આવે. એ લો પણ મારા તરફ તુચ્છકાર રાખે છે. પતિતા છું.'

'રસ્તે નીકળી પડયા કે પછી પતિત અપતિતા બધું એક થઇ જશે, કોઇ ભે નહિ રહે. રસ્તામાં શું કોઇ કોઇની પૂછપર કરે છે ? નીકળી પડો, ઊભી વાટે નીકળ પડો, આકાશનું કરો ઘર, પવનથી ભરો પેટ, દુનિયાને કરો દેશ, ભય ન રહેશે લેશ.'

આ સાંભળી બાઇ તો મૂઢ બની જઇ એના મોં સામે જ તાકી રહી; જાણે એને પોતાની ચોતરફ બધું ખાલી ખાલી લાગતું હતું. તે એકદમ બોલી ઊઠી: 'મારાં નામઠામ બદલવાં પડશે, બાબા, મને સૌ ઓળખે છે.'

'નામની શી જરૂર છે ? નામની જ તો બધી પંચાત છે. નામ છોડી દીધું કે બધી પંચાત મટી ગઇ. અને ઠામ ? કોઇ પૂછે તો બતાવી દેજે પેલાં મોચી ચમારનાં ઘર.'

'બતાવો બાબા, મને રસ્તો બતાવો. કેવી રીતે એ રસ્તે ચાલું એ બરાબર સમજાવી દો.'

'એ રસ્તો કોઇને દેખાડવો પડતો નથી. સૌ પોતે જ જાણી લે છે; પોતાનો રસ્તો માણસ પોતે જ શોધી લે ને અનુસરે; ઘેર જા, ઘરમાં બેઠાં બેઠાં જ રસ્તો દેખાશે !

જાણે બાઇને પોતાના અંતરમાંથી જવાબ મળવા લાગ્યો. પળવાર સ્તબ્ધ બેસી રહી તે, ઊઠી ધીરે ધીરે ઘેર ગઇ.

બાઇ રસ્તે રસ્તે ઘેર જાય છે, પણ આજે તેને રસ્તાનું કશું નજરે દેખાતું નથી. બધું જાણે ઝાંખું ઝાંખું, બધું જાણે ઢંકાયેલું. જાણે આજે તે બેધ્યાન બની ગઇ છે; તેના મગજમાં શોર. મચ્યો છેઃ ' નીકળી પડો, રસ્તા પર નીકળી પડો. ', તે નથી જાણતી કે કયા નીકળી પડવું, કયે રસ્તે જવું; નથી જાણતી કે તે રસ્તો ક્યાંથી શરૂ થાય છે.

માણસે તેને કહ્યું છે કે ઘરમાં બેઠાં રસ્તો દેખાશે, પણ આજે તો તેને ઘર જેવું કંઈ છે જ નહિ. એના ઘરમાં કોણ છે? જે છે તે તેનાં કોઈ સગાં નથી? એ લોકો ઓછાં જ રસ્તાનાં માણસ છે! તો પછી ત્યાં જવું શા સારૂં? કંઈક સ્પષ્ટ, ને કંઈક અસ્પષ્ટ ભાવે આવી જાતના અનેક વિચારો તેના મનમાં ઘોળાવા લાગ્યા.

ક્યારની તે પોતાના ઘરના બારણા આગળ આવીને ઉભી રહી છે તેની તેને ખબર નથી. સાંજ તે વખતે થઇ ગઇ હતી. ઘર સામે જોતાં જ તેને લાગ્યું જાણે ધરતી તેના પગ નીચેથી સરી જાય છે, પગ નીચે જાણે ઉંડી ગુફા છે અને તેમાં તે ધીરેધીરે ઊતરી રહી છે, સામે ઘર જાણે માથે તતુલી રહ્યું છે–હમણાં જ તેના માથા પર તૂટી પડી તેને દાટી ઘાલશે. એનું માથું ભમી જતાં તે ત્યાં બેભાન થઇ પડી ગઇ.

આંખો ઉઘડી ત્યારે જોયું તો એક ખુલ્લા ખેતરમાં તે સૂતેલી છે, ચોતરફ અંધકાર છે, માથા પર ઉઘાડું આકાશ છે–એનાં હૈયામાં ઢગલો તારા ટમટમી રહ્યા છે; થોડે દૂર પેલો માણસ મસ્ત બની ફરી રહ્યો છે,

એ માણસને બાગમાં લાવી રાખ્યા પછી દિવસે એને રસ્તામાં ભટકતો કોઇએ કદી જોયો નહોતો, પરંતુ રાતે તેને રસ્તામાં ભમતો ફરતો ઘણાએ જોયો હતો.

હવે એને સૌ ઓળખી ગયા હતા. કોઇને એમાં કશી નવાઇ લાગતી નહિ. સૌ સમજતું કે એને એવી જ ટેવ છે.

દૂર ખેતરમાં એને જોઈ બાઇના હૃદયમાં ભારે ઉથલપાથલ મચી ગઈ. તેને લાગ્યું, જાણે એ માણસ એને ક્યાંક ખેંચી લઈ જઈ રહ્યો છે; જાણે હવે એ બદલાઇ ગઈ છે.

તે ઊઠી ઊભી થઇ, લથડિયાં ખાતી જેમ તેમ કરી તે માણસની પાસે ગઇ. પાસે જઇ બોલી ઊઠીઃ ' બાબા, હું ક્યાં આવી છું? '

' આ અહીં જ, બહાર. '

' અહીં શું છે? '

' જે જોઇએ તે, બધુ છે. '

' ક્યાં, મને તો કાંઇ હાથમાં આવતું નથી. '

' તું તો હજી હમણાં જ બહાર આવી છે! જરા સ્વસ્થ થઇ ઉભી રહે, તો મળશે. '

' મને તો બધુ ખાલી ખાલી દેખાય છે. '

' ના, કશું યે ખાલી નથી, બધુ ભરેલું છે, માથાથી પગ સુધી ભરેલું છે. પ્રાણથી, ચેતનાથી, જ્ઞાનથી, રસથી, આનંદથી બધું ભરેલું છે–એકદમ છલોછલ ભરેલું છે, બિંદુ પણ ખાલી નથી. '

' એ લેવાની શક્તિ મારામાં હોય એમ નથી લાગતું, બાબા! હું તો એમાંથી કશું યે લઇ શકતી નથી! '

' વાર લાગશે, વાર લાગશે. થોડાક દિવસ આમાં જ પડી રહેવું પડશે. ઘરમાં રહેવાની ટેવ પડી ગઈ હતી, બહાર તો કદી આવી નહોતી;–એટલે બહારનાંનો તને

પરિચય નથી ! ધીમે ધીમે બધું સ્વાભાવિક બની જશે ! '

બાઈ શાંત થઈ તેના પગ આગળ પડી રહી.

૬

સવાર થઈ છે, ખેતરમાં માણસનો અવર-જવર નથી, બાઈ એકલી છે. ઊભી થઇ કઈ તરફ જવું તેનો પળવાર વિચાર કર્યો. પછી મોચી લોકનાં ઘર તરફ જ ચાલી.

મોચી, ચમાર, ચંડાલની સ્ત્રીઓએ હજી હમણાં જ ઘરકામ શરૂ કર્યું હતું. ચુપચુપ એક ખૂણે એક સ્ત્રીને ઉભી રહેલી જોઇ એક જણે પૂછ્યું: ' કોણ છે ? '

' સ્ત્રી. '

' ક્યાંથી આવે છે ? '

' ખેતરમાંથી. '

' શું જોઇએ છે ? '

' અહીં રહેવું છે. '

' કોણ નાત છે ? '

' મારે નાત નથી. '

' અહીં શું કરીશ ? '

' તમારું કામ કરીશ. '

' શું કામ ? '

' જે કહેશો તે. '

' અમારું કામ કરવાથી તને શું મળશે?'

' સુખ મળશે. '

' તારે સુખ જોઇએ છે ? '

' હા, મારે બધું હતું, ફક્ત સુખ નહોતું. એટલે તમારી સૌની પાસે સુખ લેવા આવી છું. '

' અમારી પાસે સુખ છે એમ ? '

' હા. '

' અમે તો કંઇ જાણતાં નથી ! '

' તમે નથી જાણતાં, પણ હું જાણું છું.'

' જાણતી હોય તો લે, રહે પેલા ઘરમાં.'

આમ કહી, પાસે જ એક ચમારનું ઘર ખાલી પડ્યું હતું, કેટલાક દિવસ થયાં એ લોકો બીજે ગામ જતાં રહ્યાં હતાં, એ ઘર તેણે બતાવી દીધું.

ઘર જોઈ બાઈ ખૂબ ખુશી થઇ બોલી: ' હાશ, ખૂબ આનંદ થયો. તમારું ભલું થાઓ. '

' તારું નામ શું ? '

' મને ' ખુશાલી ' કહેશો તો ચાલશે.'

' વાહ ! નામ તો સરસ છે. અમારી સાથે સરસ મેળ ખાશે. '

' તમારી સાથે મેળ ખાઈ જાય તો મને યે ખૂબ આનંદ થશે. '

૭

તે માણસને ત્યારપછી એ બાજુ કોઇએ જોયો નથી. એક દિવસ સવારના પહોરમાં ફાટેલી ચાદર વીંટાળેલું એનું શરીર ગંગાનાં પાણીમાં તણાતું દેખાયું. ચાદર રોજની જેમ જ તે વખતે પણ વીંટાળેલી હતી. ઉભા ઉભા જોઈ રહેલા લોકોને સ્મશાનના નોકરે કહ્યું, ' મશાય, કાલે રાતે એ આવ્યો, લાંબો થઇ પાણી ઉપર સૂઈ ગયો, ન હાલ્યો, ન ચાલ્યો, ડૂબ્યો પણ નહિ, બસ આમ ને આમ સ્વાભાવિક ભાવે સૂતો સૂતો તણાવા લાગ્યો. અત્યારે પણ એમ જ તણાઈ રહ્યો છે, નવાઇ લાગે છે ! '

નોકરની આ વાત કોઇએ માની, કોઇએ ન માની.

આ તરફ જોતજોતામાં ગંગાનાં ભરતી આવી એના શરીરને કોણ જાણે ક્યાં ઘસડી ગઈ.

જોનારા પાછા ફર્યા. રસ્તે જતાં જતાં એક જણ બોલ્યો: ' નહાવા જતાં એ ગંગામાં ડૂબી ગયો હશે. '

બીજો બોલ્યો: ' બનવાજોગ છે. '

પહેલો બોલ્યો: ' પણ માણસ અજબ હતો, હાં ! '

બીજો બોલ્યો: ' એમાં શો શક ! '

# શીખબ્હેનની રેંટિયાભક્તિ

લેખક : શ્રી. દિલખુશ ખ. દિવાનજી

૧૯૩૪ના જુનની ૬ઠ્ઠી તારીખ હતી. સીમલાની ટેકરીઓ પાસે આવેલા ધરમપુર સેનેટોરીયમમાં મારા એક વિદ્યાર્થીમિત્રની સારવારમાં હું રોકાયલો હતો. ક્ષયરોગીઓ માટે આ સેનેટોરીયમ બહુ સારૂ ગણાય છે. ત્યાં રહી હું એ સંસ્થાનો જે કંઇ અનુભવ મેળવી શક્યો તે પરથી એમ લાગે છે કે ત્યાં દાખલ થતા ક્ષયરોગી દર્દીઓમાંથી ૭૦ ટકા તો સારા થઇ જાય છે. એ દિવસે હું ત્યાંના દુગ્ધાલયના વ્યવસ્થાપક સરદાર કિરતારસિંહને ઘેર ગયો હતો. ધરમપુરમાં હું ચાર-પાંચ માસ રહ્યો હોઇશ. અને મારો પરોડાચક હું સાથે લઇ ગયો હતો. અમારા બંગલાના ઓટલા પર હું રોજ કાંતતો અને ત્યાંનો કામ કરનારો ગરીબ નીચ વર્ગ એ જોઈ પ્રસન્ન થતો. આખા સેનેટોરીયમમાં મારો એકજ રેંટિયો ચાલે છે એમ મને લાગતું. એટલામાં મને કોઇકે કહ્યું કે દુધ આપનાર શીખને ઘેર એમના પત્ની રેંટિયો ચલાવે છે. અને એ બ્હેન પણ સેનેટોરીયમના એક ધરમાંજ રહે છે-સરદાર કિરતારસિંહ કોઇ કોઇ વખત અમારી પાસે આવતા. એમને મેં વાત કરી અને એઓ પણ મારો પરોડાચકને ( આટલા નાની પેટીમાં સમાઇ જતા રેંટિયાને ) જોઇ ખુશ થયા-પોતાની પત્નીને એની વધામણી આપી-રેંટિયો ચલાવનાર એ શીખબ્હેનને મળવાને હું તો ઉત્સુક હતો જ એટલામાં સરદારશ્રીએ મને જ એક દિવસ આવી- આમંત્રણ આપ્યું.

" તમે આ તમારો પેટી રેંટિયો લઇ મારે ત્યાં જરૂર આવજો. મારા પત્ની તમારો રેંટિયો જોવા માગે છે. "

બે ત્રણ દિવસમાં હું ગયો અને પેલા રેંટિયા કાંતનાર બ્હેનને મળ્યો. તે દિવસે સામાન્ય ઓળખાણ થયું અને એમનું કાંતેલું સુતર તથા એમાંથી વણાવેલી ખાદીના નમૂના જોયા. પંજાબી ઢબનો સુંદર કલામય રેંટિયો ઓરડામાં પડયો હતો, અને એ બ્હેન ખૂબ આસાનીથી તાર કાંતતા હતા. પછી હું અવાર નવાર એમને મળવા જતો અને એ બ્હેન મારી સાથે ખૂબ વાતો કરવા લાગ્યા. શીખ બ્હેનની હિંદી ભાષા હું પુરી રીતે સમજી શકતો પરંતુ મને હિંદી તો ભાગ્યુ તુટયુ જ આવડે. છતાં એક દિવસ તો એ બ્હેને બહુ લાંબો વખત મને રોકયો. મારી પાસે સુંદર નવસારી રૂની પુણી હતી અને એ બ્હેન તો જેવા તેવા રૂમાંથી એમને એમ જ કાંતતા. પ્રથમ તો હું વિચારમાં પડયો. એ બ્હેન પાસે પુણી જેવું કશું ન હતું. હાથમાં ઝાલેલી વસ્તુને મેં તપાસી તો ગાદલામાંથી નીકળેલા જુના રૂનું અકડ થઇ ગયેલું ચોસલું હતું.

" બ્હેન, તમે આવા રૂમાંથી કાંતો છો ? પુણીઓ નથી બનાવતા ? "

" ભાઇ, ગામમાં તો પીંજારા પુણી કરી દે તે કાંતું. પરંતુ આ ઉંચી ટેકરીઓ પર પુણી ક્યાંથી લાવું ? અને અમને તો આવા જુના રૂના ચોસલામાંથી એમને એમ કાંતવાની ટેવ પડી ગઇ છે. "

" એવું તમારી પાસે કેટલું રૂ છે ?"— મારા આ સવાલના જવાબમાં બ્હેન જે પર બેઠા હતાં તે આસન બતાવ્યું. જુનાં રૂનું એ આસન જેવડું મોટું ચોસલું હતું. એ પર બેસી એ કાંતે – હાથમાંનું રૂ થઇ રહે એટલે પેલા રૂના આસનમાંથી એક ચોસલું ખેંચી કાઢે. હું તો આ જુના રૂનો થઇ રહેલો આ ઉપયોગ જોઇ દીંગ થઇ ગયો. મને શંકા ગઇ કે આવા રૂમાંથી કંતાતું સૂતર જાડું તો હોય જ પરંતુ તે તદ્દન ખરાબ હશે અને એની ખાદી તરત ફાટી જતી હશે. બ્હેન ઉઠયાં અને દુવાલ, પિછોડી ખેસ વગેરે મારી આગળ રજુ કર્યાં. અને ખુબ હોંસથી અને મ્હાલ કરતાં બોલી ઉઠયાં:

—" જુઓ આજ રૂમાંથી આજ રીતે કાંતેલા સૂતરની આ બધી ખાદી બિલકુલ ટકાઉ છે – અને બરાબર કામ આપે છે."

## હૈયાની નાવડી

( ઢાળ:—અંધારી રાતના ડુંગર ડોલે રે )

હૈયાની નાવડી હેલે ચઢી રે
જગજૂના ભાવને હિંચોળે
સોહાગિયાં !
હૈયાની નાવ મ્હારી હેલે ચઢી રે...૧

રસનાં સમુદ્ર તીર આતમના ચંદ્રથી
ભરતીનાં પૂર આજ રેલે
સોહાગિયાં !
હૈયાની નાવડી હેલે ચઢી રે...૨

નવલા જ કોડ મ્હારે અંતરિયે ઊઠતા
જાણ્યું ના જોયું આની તોલે
સોહાગિયાં !
હૈયાની નાવ મ્હારી હેલે ચઢી રે ..૩

જુગજુગના જોગ તજી, હૈયું ભોગી બને
નચવી શું આંખડી કિશોરે
સોહાગિયાં !
હૈયાની નાવડી હેલે ચઢી રે .૪

ભૂલી હું ભાન અને સાન યે સખીરિ
હૈયું ને રેહલતા ડોલે
સોહાગિયાં !
હૈયાની નાવ મ્હારી હેલે ચઢી રે...૫

ભમતું બ્રહ્માંડ મ્હને લાગે કો બોધ જો
હૈયાને બોધના બોલે
સોહાગિયાં !
હૈયાની નાવડી હેલે ચઢી રે...૬

વિવિત્સુ

સાચે જ એ ખાદી જાડી છતાં સરસ ટકાઉ હતી. ૧૦–૧૨ આંકના એ સૂતરને એમના જ ગામડાના વણકરો રૂપિયે ' ત્રણ રતલ વણી દેતા. એમના જ ગામમાં ૧૨૦ ઘરો છે તેમાં ઘણાં ઘરમાં હાથના સૂતરને વણનાર વણકરોની શાળો છે. શીખ ગ્રામબ્હેનો ફાજલ સમયમાં કાંતે અને પ્રત્યેક કુટુંબમાં સ્હેજે ૨–૩ મણ રમાટ વર્ષમાં કંતાઇ જાય. ઘણા બ્હેનો તો ગાદલાના નકામા રૂના 'ચોસલા'જ કાંતે છે. ઉત્સાહથી અને અનંદથી એ શીખબ્હેન એમની ગ્રામકથા સંભળાવી રહ્યા હતાં," ત્યાં મેં પૂછ્યું:

" બ્હેન તમને આટલો બધો ફાજલ સમય કયાંથી મળે છે ! બ્હેનોને ઘરકામનથી હોતું ?"

" ઘરકામ તો હોય જ ને ! અમે કંઇ શેઠિયા લોક છીયે કે ઘરકામ માટે નોકર ચાકર રાખીએ ! અમારા ગામડામાં વહુઓ

# શીખબ્હેનની રેંટિયાભક્તિ.

લેખક : શ્રી. દિલખુશ બ. દિવાનજી

૧૯૩૪ના જુનની ૬ઠ્ઠી તારીખ હતી. સીમલાની ટેકરીઓ પાસે આવેલા ધરમપુર સેનેટોરીયમમાં મારા એક વિદ્યાર્થીમિત્રની સારવારમાં હું રોકાયલો હતો. ક્ષયરોગીઓ માટે આ સેનેટોરીયમ બહુ સારૂં ગણાય છે. ત્યાં રહી હું એ સંસ્થાનો જે કંઇ અનુભવ મેળવી શક્યો તે પરથી એમ લાગે છે કે ત્યાં દાખલ થતા ક્ષયરોગી દર્દીઓમાંથી ૭૦ ટકા તો સારા થઇ જાય છે. એ દિવસે હું ત્યાંના દુગ્ધાલયના વ્યવસ્થાપક સરદાર કિરતારસિંહને ઘેર ગયો હતો. ધરમપુરમાં હું ચાર-પાંચ માસ રહ્યો હોઇશ. અને મારો પરોડાચક્ર હું સાથે લઇ ગયો હતો. અમારા બંગલાના ઓટલા પર હું રોજ કાંતતો અને ત્યાંનો કામ કરનારો ગરીબ મીત્ર વર્ગ એ જોઈ પ્રસન્ન થતો. આખા સેનેટોરીયમમાં મારો એકજ રેંટિયો ચાલે છે એમ મને લાગતું. એટલામાં મને કોઇકે કહ્યું કે દુધ આપનાર શીખને ઘેર એમના પત્ની રેંટિયો ચલાવે છે. અને એ બ્હેન પણ સેનેટોરીયમના એક ઘરમાંજ રહે છે-સરદાર કિરતારસિંહ કોઇ કોઇ વખત અમારી પાસે આવતા. એમને મેં વાત કરી અને એઓ પણ મારો પરોડાચક્રને ( આટલા નાની પેટીમાં સમાઇ જતા રેંટિયાને ) જોઇ ખુશ થયા-પોતાની પત્નીને એની વધામણી આપી-રેંટિયો ચલાવનાર એ શીખબ્હેનને મળવાને હું તો ઉત્સુક હતો જ એટલામાં સરદારશ્રીએ મને જ એક દિવસ આવી- આમંત્રણ આપ્યું.

" તમે આ તમારો પેટી રેંટિયો લઇ મારે ત્યાં જરૂર આવજો. મારા પત્ની તમારો રેંટિયો જોવા માગે છે. "

બે ત્રણ દિવસમાં હું ગયો અને પેલા રેંટિયા કાંતનાર બ્હેનને મળ્યો. તે દિવસે સામાન્ય ઓળખાણ થયું અને એમનું કાંતેલું સુતર તથા એમાંથી વણાવેલી ખાદીના નમૂના જોયા. પંજાબી ઢબનો સુંદર કલામય રેંટિયો ઓરડામાં પડ્યો હતો, અને એ બ્હેન ખૂબ આસાનીથી તાર કાંતતા હતા. પછી હું અવાર નવાર એમને મળવા જતો અને એ બ્હેન મારી સાથે ખૂબ વાતો કરવા લાગ્યા. શીખ બ્હેનની હિંદી ભાષા હું પુરી રીતે સમજી શકતો પરંતુ મને હિંદી તો ભાગ્યુ તુટયું જ આવડે. છતાં એક દિવસ તો એ બ્હેને બહુ લાંબો વખત મને રોક્યો. મારી પાસે સુંદર નવસારી રૂની પુણી હતી અને એ બ્હેન તો જેવા તેવા રૂમાંથી એમને એમ જ કાંતતા. પ્રથમ તો હું વિચારમાં પડ્યો. એ બ્હેન પાસે પુણી જેવું કશું ન હતું. હાથમાં ઝાલેલી વસ્તુને મેં તપાસી તો ગાદલામાંથી નીકળેલા જુના રનું અકડ થઇ ગયેલું ચોસલું હતું.

" બ્હેન, તમે આવા રૂમાંથી કાંતો છો ? પુણીઓ નથી બનાવતા ?"

" ભાઇ, ગામમાં તો પીંજારા પુણી કરી દે તે કાંતું. પરંતુ આ ઉંચી ટેકરીઓ પર પુણી કયાંથી લાવું ? અને અમને તો આવા જુના રૂના ચોસલામાંથી એમને એમ કાંતવાની ટેવ પડી ગઇ છે, "

" ભાઇ તમારો એ પેટી રેંટિયો લાગે છે તો બહુ રૂપાળો–પરંતુ બહુ કોમળ. સરદારજી મને એ વસાવવાનું બહુ કહે છે. પરંતુ મને તો આ મારો ચરખો જ ગમે. તમારો રેંટિયો વસાવું તો બાળકો ભાંગી નાખે–અને મારો આ ચરખો !–ગામનો 'લહાઇ' ઝટ ઘડી દે–અને તે કેવો મજબુત !–ગોહીયું હાલે તો ' લહાઇ ' ઝટ ઠીક કરી દે–અને લુહાર ' ચાત્રી ' બનાવી દે. "

× × ×

શીખબ્હેનની એ રેંટિયાભક્તિના દર્શન કરી હું પાવન થયો. શહેરના સુખી કુટુંબના બ્હેનોના વૈભવી જીવન મારી આંખ આગળ ખડાં થયાં–નોકરે રસોઇઆ–પંખોખા–યંત્ર-લોટ–વગેરેની પુષ્કળ સગવડોમાં રહેતાં એ બ્હેનોમાં રેંટિયા પ્રચાર કરવાના અનેક પ્રસંગો મને મળેલા–અને બધે એકજ દલીલ સાંભળવી પડતી–" વખત ક્યાં મળે છે ? "–તે વખતે તો હું એ દલીલ ઘણે અંશે સાચી માનતો. શીખબ્હેનના આ અનુભવથી હું વિચાર કરતો થઇ ગયો કે " ઘરકામમાં ખુંચી ગયેલા આ શીખબ્હેનોને રોજ કાંતવાનો ફાજલ સમય મળે–અને ઘરકામમાંથી છૂટી ગયેલી સુખી કુટુંબની બ્હેનોને એ સમય કેમ નહિ મળતો હોય "–પ્રથમ તો આ કોયડો લાગતો પરંતુ ગ્રામજીવનનો વધુને વધુ અનુભવ મળતો જાય છે તેમ તેમ એ કોયડાની ગુંચ ઉકેલાતી જાય છે " ફાજલ સમયની દલીલ " " ફાજલ સમય "ની નથી–એ દલીલ પાછળ તો ગામડાની સંસ્કારિતા–ઉદ્યોગી ટેવો–સ્વાશ્રયી જીવનની બલિહારી–શ્રદ્ધાનું કર્તવ્યબળ–અને બીજી તરફથી શહેરી જીવનની વિલાસીતા–શરીશ્રમનો કંટાળો–પરાશ્રિત જીવનની નિષ્ક્રિયતા–અને પુસ્તકિયા કેળવણીમાં ઘસાઇ જતી શ્રદ્ધામાંથી ઓસરી જતાં કર્તવ્યબળના અનેક સામાજીક રાષ્ટ્રીય અને આર્થિક મહાપ્રશ્નો–ઓંટી-ઘુંટીઓનો કરૂણ ઇતિહાસ પડેલો છે. ગાંધીજી જેવા મહાન તપસ્વી અર્વાચીન રાજકારણની મુત્સદ્દીગીરીના અનેક સાચા ખેલો રમી દેશના સમસ્ત રાજકારણના સિંહાસને વિરાજેલા દેખાય છે અને છતાં એજ ગાંધીજી એમના જીવનની મહામોંઘી શક્તિઓ તો શેગાવની ગરીબ પ્રજાને ઉદ્યોગનું અને સ્વાશ્રયનું સાચું શિક્ષણ આપવામાં તનમય થઇ બેસી ગયા છે. પેલાં શીખ બ્હેનને એમના અસંખ્ય ઘરકામમાંથી માંડમાંડ પરવાર મળે છે અને બહુ જ પ્રેમ અને પ્રસન્નતાથી રેંટિયો કાંતવામાં એ ' પરવાર 'નો સદુપયોગ કરે છે. શહેરમાં રહેતી સુખી કુટુંબની બ્હેનોને ઘર કામ તો બહુ ઓછું રહે છે છતાં " કાંતવાને વખત ક્યાં મળે છે, " એ દલીલ હંમેશા સંભળાયા જ કરે છે. આજે ગામડાઓ ખખડી ગયા છે. અને એના રહીગયેલા કેટલાક તેજસ્વી અવશેષો પર શહેરની વિલાસી અને આળસુ સંસ્કૃતિ પ્રચંડ ઘસારો કરી રહી છે–એ ઘસારામાંથી ગામડાઓને બચાવી લેવાં એજ ગંધીજીની આખીયે ગ્રામસેવાની પ્રવૃત્તિનું રહસ્ય છે. શેગાવમાં ગયા પછી તો એમની એ શ્રદ્ધા ખૂબજ વધી ગઇ છે અને આપણી પ્રજાના જીવનમરણનો પ્રશ્ન એ ગ્રામ–સંઘટનની પ્રવૃત્તિ પર લટકતો એ નિહાળી રહ્યા છે. અમદાવાદની સાહિત્ય પરિષદમાં એમણે જે કરૂણ હૃદયદ્રાવક ઉદ્‌ગારો કાઢયા એમાં એમના હૈયામાં ચાલી રહેલા એ મંથના જ ભણકાર હતા. અને તેથી જ એ પોકારી પોકારીને કહી રહ્યા છે કે:

" I have been saying that if untouchability stays Hinduism goes–even so I would say that if villages perish India will perish. "†

× ×

† Harijan, 29-8-36.

અને એમની ગ્રામસેવાની આ પ્રવૃત્તિનું મહત્ત્વ જો આટલું બધું છે તો—એ પ્રવૃત્તિ આજના શિક્ષિત વર્ગને કેમ આકર્ષી શકતી નથી ! એ વિચારો પણ થયા કરે છે. શહેરના યુવાનો આજે બેકારીમાં ટળવળે છે. મોટી મોટી પદવીઓનું શિક્ષણ લઇને જાય તોયે એમને કોઇ સંઘરતું નથી. અને છતાં એ વર્ગને શહેરો છોડવા ગમતા નથી. ગામડામાં જઇ કંઇક ઉદ્યોગ કરવાનું સુઝતું નથી. તે દિવસે શેગાવમાં ગાંધીજીને જર્મનીનો એક અમલદારી પત્રકાર મળવા આવ્યો ત્યારે એણે પણ આજ પ્રશ્ન કર્યો હતો. ગાંધીજીએ ' શિક્ષિત ગણાતા ' આ શહેરી વર્ગની બેકારીના કોયડાનો અને ગ્રામસેવા પ્રતિની એમની ઉદાસીનતાના કોયડાનો ઉકેલ કરતાં બહુ અનુભવી વચનો ઉચ્ચાર્યાં હતા·

" And then there is no overproduction of intellegence -but overproduction of degrees The brain power has **not** at all increased, only the art of memorility has been stemulated, and these degrees Can t be carted to the villages Only the brains-if there are any left can be used This reading for degrees has deprited us of initiative It makes us unfit to go to the villages The mechanical university study deprives us of the de sire for Originality. Years of memorility causes a fatigue of the mind that makes most of us fit for clerical work. "*

* Harijan, 3-7-37

---

## યા હોમ

[ હરિગીત ]

જે ઉચ્ચ આત્મા અન્યને રસપૂર્ણ અર્પી હા શકે,
વળી અન્ય દુઃખભાગી બની કંઈ અલ્પ દુઃખ કરી શકે:
રોતાં જીગરના જખમને આશ્વાસને રૂજવી શકે;
હૈયાં ભરેલાં હાયથી કંઇ શાન્ત ઉર કરી શકે. ૧

એ દુઃખમાં ડૂબ્યાં હશે કદી રૂઢિબંધન બેડીમાં,
આદર્શ ઉરના ધૂળમાં અતિ કષ્ટકારી સમાજમાં;
જોડ્યું હશે જીવન કઇ ક્રૂર મંદ બુદ્ધિ સાથમાં,
પણ આત્મ આનંદે સુખી દુઃખી અન્ય ઉર ઉલ્લસતાં. ૨

કંઇ રગડતાં દુઃખી દિલની દુવા મીઠી મળતી હશે,
વળી ઇશ આશીર્વાદથી ભાવીજીવન સુખમાં જશે;
પરવા કદીના રાખશો સેવા પ્રિયે સ્વાત્માર્પણે,
યા હોમ કરવું પ્રેમથી નિજ બંધુ ભગિની કારણે ૩

**મનોરમા મંગળજી શાસ્ત્રી**

# શ્રી. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા કૃત એક પ્રહસન

# પ્રતિમાની પ્રતિજ્ઞા

[ નોંધ : કેબલ હોવર્ડની એક અતિશયોક્તિયુક્ત વાર્તા ઉપરથી અમુક ફેરફારો કરીને ' પ્રતિમાની પ્રતિજ્ઞા ' નામની વાર્તા મેં ૧૯૧૬ માં ' જ્ઞાનસુધા 'માં છપાવેલી. તે પછી મારા ' વિનોદવિહાર ' નામના સંગ્રહમાં પણ તેજ રૂપે તે પ્રગટ થઇ. છએક વર્ષ પહેલાં અમદાવાદમાં શ્રી. સરોજિની મહેતા, શ્રી. વિનોદિની નીલકંઠ, શ્રી. તરંગિણી નીલકંઠ વગેરેએ એને નાટક રૂપે ભજવી. તા. ૩૦-૯-૧૯૩૭ ને દિવસે મુંબાઇમાં ભગિનીસમાજ તરફથી, રૉયલ ઑપેરા હાઉસમાં શ્રી. સરલા દેસાઇ, શ્રી. ઇન્દિરા મહેતા, શ્રી. પ્રમોદા ગોસળીયા વગેરેએ એ પુનઃ ભજવી. અમદાવાદમાં આ નાટક ભજવાયું તે વેળા પારસી બોલી સરોજિની મહેતાએ તૈયાર કરેલી. મુંબાઇમાં એ બોલી સરલા દેસાઇએ લખી અને ભજવી. અહિં પ્રસિદ્ધ થતાં નાટકમાં સરલા દેસાઇનું લખાણ લીધું છે. આ સન્નારીઓની સાથેનો મારો સંબંધ જોતાં એમનો આભાર માનવાની ધૃષ્ટતા હું કરતો નથી. —લેખક ].

પાત્રો :

પ્રતિમા : એક કૉલેજીયન યુવતી.
નિર્મળકુમાર : તેના બનેવી.
સુકીર્તિ : તેની બહેન.
પ્રિતમલાલ : તેના પિતા.
સુમતિ : તેની મા.
સુરેશ : તેનો ભાઇ.
ચપલા : તેની બીજી મોટી બહેન.
સરલકુમાર : તેનો ભાવી પતિ.
ચંદુલાલ મામા: તેના મામા.
મીસીસ હિરાજી. પૈસાદાર, આધેડ વયની પારસણ.
આયા : તેની ચાકરડી.

[ ગયા અંકથી ચાલુ ]

## પ્રવેશ ચોથો

સ્થળ : મીસીસ હિરાજીને ત્યાં.
કાળ : સવાર.

( એક આધેડ વયની, ચોરસાઇ, 'હું માંદી છું' એવા ભ્રમથી પીડાતી પારસી બાઇ-મીસીસ હિરાજી આરામ ખુરશીમાં સુતેલી છે. આયા દોડાદોડ કરે છે )

[ પ્રતિમા આવે છે. ]

મીસીસ હિરાજી : આઇયા ! જોની, કેન અંદર આવું ?

આયા : પ્રતિમાબાઇ; આપણે ઘેર નોકરીએ રહેવા માગે છે તે.

મીસીસ હિરાજી : ( ચશ્મા ચઢાવતાં ) હંઅં-પેલી કોતની એજન્સીએ મોકલીયાં હોસે: એના જેવી ખરાબ એજન્સી મેં તો બીજી નથી જોઇ જો ! આઇયા !

આયા : જી, બાઈ !

મીસીસ હિરાજી : પેલી પીલ્સ લાવની-અને રૂમની તેમ્પરેચર જોની-કોઇ એકદમ આવેચની ને બાન્નુ ખુલ્લું મુકેચ કે બા, મને તો કોલ્દ જેવું લાગે છ જો !-હં, બાઇ ! તમારું નામ સું ?

પ્રતિમા : જી, મારૂં નામ પ્રતિમા.

મીસીસ હિરાજી : હઅં, હોસે. પન એતલે મોતેથી બાંગ મારવાની કૈંજ જરૂર ઉની નહિ. જરા એમ આવો જૉઉં-લાઇનમાં ઉભાં રેહેવની-તમારૂં મોનું બરાબર જોઉં. આઇયા ! કૈન ચલાવ-પણ જોજે હં, એક જ મીનીટ-ને પહેલાં જ પોઇન્ત પર રાખજે -નહિ તો વરી મને કોલ્દ થસે. તમારૂં મોઢું તો ઠીક લાગેચ જો. પન તમારી ઉમર કેટલી ?

પ્રતિમા : લગભગ વીસ વરસની.

મીસીસ હિરાજી : ઓ ગૉડ ! એજન્સી-વાળાઓમાં અક્કલ જ નથી ખરી જો ! આતલી નાલ્લી પોત્તીને હું સું કરું ?...... આઇયા ! પેલી દવાનો તાઇમ થયો કે ? જરા એક બે લેમનની પેપરમીત બી લાવની –( પ્રતિમાને ) હું તમુને શું કહેતી'તી માય ?–તમારું નામ બસું એવું છે કે બા, યાદ નહિ રહેતું જો !

પ્રતિમા : આપ એમ કહેતાં હતાં કે હું ઘણી નાની છું. એમ હોય તો હું જાઉં કારણ કે— -

મીસીસ હિરાજી : નહિ રે નહિ બા, એમ ઇમ્પેસન્ત નહિ થઇએ–તમુને કહ્યું ને કે મારી તબીયત ખરાબ છે જો–એમાં તમે મને-એક્સાઇત ના કરો. એઇજનો વાંધો કૈં ઘનો મોત્તો નથી–ચાલસે......હંઅં, પન તમારો અવાજ-વોઇસ કેવો છે ? સ્વીત છે કે ? માય ! એમ ઈંદીયતની કાની ઉભાં નહિ રહીએ–જોવની, પેલાં તેબલ ઉપર કોઈ નોવેલ હોસે તેમાંથી મોસેથી વાંચો જોઉં ! આઇયા ! પેલી દવા લાવી કે ? અને આય પંખાનું સું ? એક મીનીટનું કહ્યું ને આ તો બે થેઈ બી ગેઈ. જલ્દી બંધ કરની–તુંને હમના હમના થયુ ચ સું ? એવી સ્તુપીદ કાંય થઇ ગેઇચ ? અરે આઇયા ? ઓ આઇયા ?

આયા : ( સ્વગત ) આખો દિવસ 'આઇયા, આઇયા, આઇયા' કરીને જીવ ખાઈ ગાઈ. ( મોટેથી ) આવી જી.

મીસીસ હિરાજી : ( પ્રતિમાને ) કાંય માય ! તમે કાહરે વાંચો છ ? સરૂ નહિ કરતાં !

[ પ્રતિમા વાંચવાનું શરૂ કરે છે. ]

મીસીસ હિરાજી : બસ બા, બસ–સબ્બૂર કરો. આમ તો નહિ ખમાય જો ! તમે તો વાંચતાં વાંચતાં ઘના જ એક્સાઇત થાવછ જો. એમ તો મારી હેલ્થની ધૂલ મતી જાયની ! દોક્તરે કહેલું છેની કે ગેમે તે થાય પણ એક્સાઇત તો નહિ જ થવાનું–હંઅં–ઓ માય–આય ખુરસી કેટલી ચું ચું કરે છ–આઇયા–બીમ કેતીમા–તમે લોક કાંય સમજતાં નહિ–બેઉ બહેરાં છેવ કે શું ? એને જરા તેલ લગારજોની. પન ઘનુ નહિં, હંન્નહિ તો વરી સ્પ્રીંગ બકુ લુઝ થઇ જસે અને હું ગબરી પરસ–પન માય, તમે કાંય થોભીયાં ? તમે ચલાવોની.

પ્રતિમા : માફ કરજો, મીસીસ હિરાજી ! પણ તમે મને હવે નોકરીએ રાખીને ?

મીસીસ હિરાજી : નોકરીએ રાખી ? આય સવાલ હમના પૂછવાનો...તમે ખરેખર મારી તબીયત બગારસો જો.

પ્રતિમા : તે ખરું, પણ મને નકામો વખત ગુમાવવો પરવડે તેમ નથી.

મીસીસ હિરાજી : એમ મને ગભરાવીને થસી જવુંચ ! આઇયા ! પેલો પરદો જરા ખસારની–તનેક ધુંય–ઘનો નહિ, સમજેચ કે ? (પ્રતિમાને) પન મને જો નક્કી કરવાનું જ હોય તો–તમુને રાખી લેઉંય–પન આઇયા ! જરા દોક્તર હચીનસનને ફોન કરીને આવી જવાનું કેહેની–મને તમે એક્સાઇત ના કરો–મારી તબીયત ખરાબ થસે જો.

[ પડદો પડે છે અને વરત પાછો એજ દ્રશ્યથી ઉઘડે છે. એટલે વચમા પાંચ છ દિવસ વીતી ગયા છે. ]

મીસીસ હિરાજી : નહિ માય–આય ઉન નહિ ચાલસે જો !–લાઇતર સેડ જોઇએ–બીજો સેડ લઇ આવોની.

પ્રતિમા : મીસીસ હિરાજી ! આ તમારા ઉનને માટે હું આજે પાંચ વખત બજારમાં જઇ આવી. છઠ્ઠી વખત હવે આજે નહિ

જવાય, થાકી ગઇ છું. જરૂર હશે તો કાલે જઇશ.

મીસીસ હિરાજી : કાલે જવસ ! અ–તમુને એક ઉન લાવવાનું કેહ્યું તેમાં થાકી ગીયાં ? તારે હું તમુને પગાર સાને વરે આપુંય ? મેં તમારે વરે આટલું કીધું તે બધું પાનીમાં કે ? હા, બા–તમે તમારે આય ઇઝીચેર ઉપર સુધ રહેવ–તમુને સું ?

પ્રતિમા : મીસીસ હિરાજી ! એ બધું રહેવા દો. હું અત્યારે જ નોકરી છોડીને ચાલી જાઉં છું.

મીસીસ હિરાજી : હંઅં–સુ બકેચ ?

પ્રતિમા : હું એમ કહું છું કે, તમારી નોકરી છોડીને હું ચાલી જાઉં છું.

મીસીસ હિરાજી : પન કાંય ? અરે આપયા ! તું કહાં મરી ગેઇ? તમુને પગાર ઓછો પરીયો હોસે–બસ તમું લોકોને પૈસો ને પૈસો જ–બીજું છેજ સું !

પ્રતિમા : પૈસાને માટે નથી. મારો પગાર બમણો કરી આપો તો પણ મારે રહેવું નથી. તમારી નોકરી કરવી એજ મને શરમભરેલું લાગે છે.

મીસીસ હિરાજી : હંઅં–પોત્તી ! તું સું બકેચ ?

પ્રતિમા : તમે નકામા ઉશ્કેરાઓ નહિ. નહિ તો તમારી તબીયત ખરાબ થઇ જશે. તમારી નોકરી કરવી એજ શરમભરેલું છે. જરા મન ઉપર કાબુ રાખીને સાંભળો: તમારી સાથે ઓરડામાં ઊભા રહીએ છીએ તો પણ મન ઉપર ઘણી ખરાબ અસર થાય છે. તમારું સ્વાર્થીપણું એટલું વધી ગયેલું છે કે એને એક રોગ ગણીએ તો પણ ચાલે. ઊંઘમાં પણ તમારું કટકટ કરતું મોં અને મરવાની બ્હીકથી બ્હાવરી બનતી આંખો મને બ્હીવડાવે છે. એવી જાતના સ્વપ્નાનો બદલો પૈસાથી નથી મળતો, અને તેથી જ હું તમારી નોકરી છોડી જાઉં છું.

મીસીસ હિરાજી : બસ, હું વધારે સમજવા નહિ માંગતી–મહેરબાની કરીને બહાર જાવ ને જરા આયાને મોકલતાં જાવ.

પ્રતિમા : હું બહુ વાર ઉભી રહેવા માગતી પણ નથી, પણ જાઉં તે પહેલાં તમારી ખરી સ્થિતિનું ભાન કરાવવું તે મારી ફરજ છે. હું તમારી તબીયતમાં કશો બગાડ જોતી નથી. જરા ખાવાનું ઓછું કરી નાખશો તો બરાબર ઠેકાણે આવી જશે.

મીસીસ હિરાજી : ઓ માય ! આય તો કોઇ મેટ છે જો !

પ્રતિમા : હું ગાંડી નથી અને તમે પણ તે જાણો છો. ફક્ત તમે જીંદગીમાં નહિ સાંભળેલું સત્ય સાંભળો છો તેથી ગભરાઇ ગયાં છો. તમને કદિ પણ એવો વિચાર આવ્યો હતો કે મારા જેવી નાની ઉમરની છોકરી થાકી જતી હશે ? તમારી રીતભાત વગરની ઢબથી મારું હૈયું વિંધાઇ જતું હશે ? શું તમે જે નજીસ પગાર આપતાં હતાં તેના બદલામાં મ્હાઓ તેવો જૂલમ ગુજરવાનો તમને હક્ક હતો ?

મીસીમ હિરાજી : મે તારા જેવી ખરાબ દુકતી નથી જોઇ જો !

પ્રતિમા : મને પણ તમારી પાસે રહેવાથી કાંઇ આનંદ મળતો નહતો. તેમ છતાં હું કાંઇ તમારા ઉપર ચીડવાઇ નથી. મને તો તમારી દયા આવે છે.

મીસીમ હિરાજી : બસ, જા, ચૂપ–નીકલ અહિંથી, જરા એજન્સીવાલાને કહેજે કે હું કોઇ દહારોણી એ લોકને બાન્ને પગ નહિ મૂકસ !

પ્રતિમા : બસ, એટલું જ ? એજન્સીમાં તો તમારું નામ સાંભળતાં જ બધાં

હસી પડે છે, તેઓ તો તમને ગાંડા જ ગણે છે મીસીસ હિરાજી, હું ખરૂ કહુ છુ કે જ્યા સુધી તમે બીજાની દરકાર નહિ કરો ત્યા સુધી સુખી થવાના નથી તમારા ગરીબ સગાવ્હાલાને મદદ કરો નાના બાળકો સાથે હળોમળો તમારી દોલતમાથી તેમની કેળવણી પાછળ થોડુ ખરચો કેમ, મીસીસ હિરાજી! તમે એટલુ નહિ કરો ?

મીસીસ હિરાજી હુ એટલુ કરૂમ કે તુ જો આય ઘેર છોડીને હમના ને હમના નહિ ચાલી જાય તો પોલીસને બોલાવીને તુને પકરાવી દેવમ!

પ્રતિમા લાચાર! તમારા જેવા દુનિયાને ભારરૂપ માણસો નહિ જ સુધરવાના–તમારા જેવા–

મીસીસ હિરાજી (ગુસ્સાથી લાલચોળ બનીને, ખુરશીમાથી ઊભા થઇ જઇને) કહારોની–કોઇ આય દુકતીને મારા ઘેરમાથી–પોલીસને બોલાવો–દાકતરને બોલાવો–ઓ માય–આઇયા! આઇયા!

[ આયા દોડતી અને ગભરાતી હાથમા સ્મેલીંગ સૉલ્ટસ લઇને આવે છે. પ્રતિમા ધીમે પગે બહાર જાય છે પડદો પડે છે ]

## પ્રવેશ પાંચમો

સ્થળ પ્રિતમલાલને ત્યા

કાળ ગતે વાળુ કર્યા પછી.

[ પ્રિતમલાલ સુમતિ અને અલક બેઠા હોય છે ત્યા પ્રતિમા ગ્લાન વદને, મેલા, અવ્યવસ્થિત વસ્ત્રોમા પ્રવેશે છે. ]

સુમતિ અરે! પ્રતિમા! તુ ક્યાથી?

પ્રિતમલાલ હુ તો એમ જાણતો'તો કે તું મુબઇ છે.

અલક પાછા આવી પહોચ્યા કે શુ?

પ્રિતમલાલ પ્રતિમા! દિકરી! તુ થાકી ગયેલી જણાય છે, દો!

સુમતિ તારે એકાદ કાર્ડ તો લખવો હતો કે તુ ક્યારે આવવાની છે! પણ તને બીજાની લાગણીની દરકાર જ ક્યા છે? તુ અચાનક ઘર છોડીને ચાલી જાય અને લોક પૂછે ત્યારે અમે કેવા દેખાઇએ તેનો વિચાર તને આવ્યો હતો? અને પાછી આવી પણ એવી રીતે! હજી આજે સવારે મે પેલા કનકમહેનને કહ્યુ કે પ્રતિમા તો ડાક્ટરીનુ શીખવાનો વિચાર કરે છે અને એટલા માટે એ મુબઇ ગઇ છે ત્યા તો કોઈ ભિખારીની પેઠે તુ પાછી આવી પહોચી પણ તમે કેમ કાઈ બોલતા નથી? છેક મુગા કેમ થઈ ગયા છો?

પ્રિતમલાલ હમ, હા આ, પણ–પણ એને જરા થાક તો ખાવા દ્યો, બિચારી થાકી ગયેલી જણાય છે

અલક પણ બાપુ! મા શુ ખોટુ કહે છે? અહિ આવવાનો વિચાર થયો ત્યારે કાગળ તો લખવો'તો ને હુ તો તારે કે કાગળ લખ્યા સીવાય આવું જ નહિ

સુમતિ પ્રતિમા! તુ કેમ બોલતી નથી?

પ્રતિમા (ધીમેથી) મે કાઈ ન લખ્યો કારણ કે મારી પાસે પૈસા ન હતા

પ્રિતમલાલ શુ? પૈસા ન હતા?

અલક પણ ત્યારે તુ આવી શી રીતે?

પ્રતિમા માડ માડ એટના પૈસા ભેળા કર્યા

પ્રિતમલાલ હાય! હાય! ત્યારે તો તુ થર્ડક્લાસમા આવી હશે!

સુમતિ અરે એને થર્ડક્લાસ અને સેકન્ડક્લાસ, ગમે તેમ કરીને આપણને અપ જશ અપાવવો હશે!

પ્રતિમા એવુ નહોતુ તમને હુ પૈસાનુ પત્ર લખત પણ ન લખ્યુ એનુ કારણ

એટલું જ કે તમને બધાંને મેં જે દુઃખ આપ્યું હતું તેનો મને પસ્તાવો થતો હતો. તમારું જે અપમાન મેં કર્યું હતું તે સંભારીને મને અત્યારે કૈં કૈં થઇ જાય છે. હું શું કરું !–

[ ગળગળી થઇને ઓરડાના ખુણા તરફ ચાલી જાય છે. ]

સુમતિ : અલક ! જા તો જરા, જલ્દી, સરલકુમારને બોલાવી લાવ.

[ અલક જાય છે. ]

( પ્રિતમલાલને ) ચાલો, આપણે વરંડામાં બેસીએ.

[ સુમતિ અને પ્રિતમલાલ જાય છે. ]

પ્રતિમા : ( સ્વગત ) આખરે મારી સત્ય બોલવાની પ્રતિજ્ઞા તોડવી પડે છે. પણ પણ શું કરું ? મીસીસ હિરાજીને ત્યાંથી નીકળી બીજે ગઈ. ત્યાંથી ત્રીજે એમ કેટલા ય ઠેકાણા બદલ્યાં પણ અનુભવ વધારે કડવો અને અસહ્ય થતો ગયો. જીવન મારા સિદ્ધાંતોને અનુરૂપ નહિ થઈ શક્યું એટલે મારે નિરૂપાયે જીવનને અનુરૂપ થવું પડે છે ! લાચાર !

[ સરલકુમાર આવે છે. ]

સરલકુમાર : કેમ પ્રતિમા !

પ્રતિમા : ( નીચું જોઇને ) સુમતિબાએ તમને બોલાવ્યા હતા તેની મને ખબર ન હતી.

સરલકુમાર : તેનો અર્થ એમ તો નહિ ને કે હું આવ્યો તે તમારી ઇચ્છા વિરૂદ્ધ ? ( પ્રતિમાના જવાબની રાહ જોઇને ) કેમ કૈં ઉત્તર દેતાં નથી ? ગઈ વખતે તો તમે એકદમ સાચું કહી દેતાં.

પ્રતિમા : ( ધીમેથી ) ત્યાર પછી તો ઘણુંય વીતી ગયું.

સરલકુમાર : શું વીતી ગયું ? ( પ્રતિમા બોલતી નથી એટલે ) નહિ બોલો ? પ્રતિમા ! નહિ બોલે ?

પ્રતિમા : હમણા મારાથી એ બધું નહિ કહેવાય. આજે તો મારે તમને માત્ર એક પ્રશ્ન પૂછવો છે.

સરલકુમાર : શું ?

પ્રતિમા : એજ કે તે દિવસે મેં તમને જે કહ્યું હતું તેની માફી મળી શકશે ?

સરલકુમાર : પણ એ તો બધું સાચું જ હતું ને ?

પ્રતિમા : નહિ, હવે એ શબ્દ કૃપા કરીને તમે વાપરતા નહિ. જ્યાં સુધી જીવું ત્યાં સુધી હવે એ શબ્દ મારે સાંભળવો નથી. મેં તે અમલમાં મૂકી જોયું પણ નથી ચાલતું. વર્ડ્ઝવર્થની દુનિયા તે આપણી દુનિયા નથી અને આપણે બધા વર્ડ્ઝવર્થ નથી. તેના કાવ્યમાંથી મેં આવો અર્થ ઉપજાવ્યો એથી મેં ઘણું સહન કર્યું અને મારાં સ્નેહીઓને ઘણું દુઃખ આપ્યું. મારે હવે એટલું જ પૂછવાનું કે તમે મને માફ કરી શકશો ?

સરલકુમાર : ત્યારે તમારો કહેવાનો એવો અર્થ તો નહિ ને કે મારે વિશે તમે જે કહ્યું હતું તે સાચું તો હતું જ પણ તમે કહેવા માંગતાં ન હતાં ?

પ્રતિમા : ( સરલકુમાર સામે ક્ષણભર જોઈ રહીને ) ના, ના. હું જે બોલી હતી તે ખોટું હતું.

સરલકુમાર : ( તેના ખભે હાથ મૂકીને ) પ્રતિમા ! બસ થયું ! મારે વધુ ખુલાસો સાંભળવો જ નથી. એ તો તને ખરાબ સ્વપ્ન આવ્યું હતું એટલું જ. એ આપણે ભૂલી જઇએ.

[ પડદો પડે છે. ]

# ગુજરાતણના હાથે ને

ગુજરાતણના હાથે ને એ ગુજરાતણના ઓઠે,
સ્વર્ગતણી કવિતા શી રમતી: અમરજ્ઞાનની ગોઠે.

હરિ કરુણાની એ છે દેવી,
પ્રભુ પ્રસાદી ગુંજિયલ કેવી,
ઉતરે તાતનાં તેજે તેવી,
ગુજરાતણનો સ્વર મીઠો ગરવું જીવન-ગાયન છે,
ગુજરાતણનું હાસ્ય મધુરું જીવન જેમ રસાયણ છે.

એનાં નેત્ર-મણિ, મણિ મોંઘાં,
હરિકૃપાએ સુલભ ને સોંઘાં,
જીવન ધન બનતાં ખપ જોગાં,
ગુજરાતણનાં ચુમ્બન, નેત્રો, નૈર્દોષ્ય તણાં રક્ષક છે,
કાલાગ્નિનાં કારમી જ્વાલે, પાપતણાં ભક્ષક છે

આરોગ્ય-અમી તનુ વલ્લરી દીપે,
યુગની તૃષા પ્રેમામૃત છીપે,
તેજ વર્તુળો તરે સમીપે.
ગુજરાતણ નિર્બંધતા પ્રેરે હસ્તકમળને કોટે,
ગુજરાતણને કુમકુમ પગલે પ્રેમ-શૌર્ય આલોટે.

ગુજરાતણ છે નખશિખ ગૃહિણી,
કરકસરે કાન્તા શી સુહિણી,
હેત-પૂતળી સદા અમી ભીની,
ગુજરાતણ ઘરમાં ઘુમે ત્યાં સુરજ ચાંદો-દીવો,
મહાન જીવન-કાવ્ય રચાવે એનો સ્પર્શ નજીવો.

ગૃહ ઉદ્યોગ સાશ્વત સંપત્તિ,
કુમળે સ્મિત વેરે વિપત્તિ,
પ્રેમવચન બાળે આપત્તિ,
જ્યારે જીવન જંજાળે કરમાઇ બનતું ફીકું,
ત્યારે તેનાં ઉરોજ ધડકતાં, મીઠું કુણું ઉશીકું.

ઓઠો વિશ્વાસુ ઉર-મન્ત્રી,
પ્રાણપ્રાણની ઝઝણે તન્ત્રી,
અમર નંદને રહે નિમન્ત્રી.
અમર પ્રાર્થના મંદિર પેલી-ગુજરાતણની આંખો,[1]
ઉતરાવે પ્રભુ આશીર્વાદો અજવાળે પંથ ઝાંખો.

ऋतूनां कुसुमाकरः

---

૧ સ્વાધ્યાય અને સ્વાનુભૂતિનો ગરબો

# સ્ત્રીઓના વારસાહક્ક

## એની ઉત્પત્તિ, ઇતિહાસ, વિકાસ અને સુધારણા

* મધ્યસ્થ ધારાસભામાં ડૉ. દેશમુખના હિન્દુ સ્ત્રીઓના વારસા હક્કને લગતા બીલની જે સ્થિતિ થઇ તે સુવિદિત છે. એ બીલની ચર્ચાને અંગે એ આખોય પ્રશ્ન જનતા સમક્ષ હજી તાજેજ છે એમ કહી શકાય. એટલે સ્ત્રીઓના વારસા હક્કને લગતા પ્રશ્નનો એની ઉત્પત્તિથી માંડીને અત્યારની સુધારણા સુધીનો ઇતિહાસ જાણવા જેવો તેમજ રસિક છે. બનારસ હિન્દુ યુનિવર્સીટીના પ્રાચીન સંસ્કૃતિ અને ઇતિહાસના અધ્યાપક ડૉ. અ. સ. આળતેકરના મરાઠી લેખ ઉપરથી

ગુજરાતીમાં ઉતારનાર

શ્રી. મૂળશંકર ન. દ્વિવેદી

[ ગયા અંકથી ચાલુ ]

હાલ કાયદો કેવો હોવો જોઈએ તેનું થોડું વિવેચન કરીશું. સમાજની પરિસ્થિતિ પ્રમાણે પ્રાચીન હિંદમાં કાયદો બદલાતો હતો એ આપણે ઉપર જોયું છે.

પ્રાચીન સમયમાં સુલભા સરખી વિદુષી સ્ત્રીયો જ્ઞાન પ્રાપ્તિના હેતુથી સ્વેચ્છાએ અવિવાહિત રહી શકતી હતી. હમણાં પણ સમાજમાં અવિવાહિત પ્રૌઢ કુમારિકાનો વર્ગ, લગ્ન કરવામાં અડચણ નડે છે તેથી અગર સમાજસેવા કરવાની હોંશથી વધતો જાય છે એ ધ્યાનમાં રાખવું જોઈએ. પરણેલી બહેનને પતિ પાસેથી મિલ્કત મળવાનો સંભવ હોય તોપણ, આ અવિવાહિત પ્રૌઢ કુમારિકાઓની સ્થિતિ તેવી નથી. તેમને પોતાના બાપની મિલ્કતમાંથી વારસાહક્ક દેવો ઇષ્ટ અને ન્યાયી છે. તેઓ પરણનાર નથી એટલે તેની કૌટુંબિક જવાબદારી પરણેલા ભાઈના કરતાં ઓછી હોય એ સહજ છે. એટલે તેનો હિસ્સો ભાઈ કરતાં ઓછો હોવો જોઈએ એ બરાબર છે. ભાઈ બહેનના શિક્ષણનું ખર્ચ બાદ કર્યા પછી જે મિલ્કત બાકી રહે, તે એવી રીતે વહેંચવી જોઈએ કે, ૨૧ મે વર્ષે કુમારિકા હોય તે બહેનને, તેના ભાઈને મળે તે ભાગ કરતાં અર્ધો ભાગ હોવો જોઈએ. અવિવાહિત કુમારિકાવસ્થા હોય ત્યાં સુધી તે મર્યાદિત હોવો જોઈએ. અવિવાહિત કુમારિકાઓ માટે સુચવેલો આ સુધારો આપણી પૂર્વની સંસ્કૃતિને અને હાલની પરિસ્થિતિને અનુસરીને જ બનશે.

વિવાહ કરનાર બહેનને બાપની મિલ્કતમાંથી હક્ક આપવો કે કેમ, એ પ્રશ્નનો વિચાર હવે કરવાનો છે. મુસલમાની કાયદા પ્રમાણે આવી બહેનને ભાઈ કરતાં અર્ધો ભાગ મળે છે. તો પછી હિંદુ કાયદામાં તેવો સુધારો કેમ ન કરવો ?

આ પ્રકારનો હક્ક જો કાયદાદ્વારા આપવામાં આવે તો વ્યવહારમાં ઉતારવો તે ઘણો મુશ્કેલ બને છે. મિલ્કતની વહેંચણી સામાન્ય રીતે પિતાના અવસાન પછી થાય છે. લગ્ન પછી દર વર્ષે એક છોકરીનો બાપ

અવસાન પામે પછી મિલ્કતના ભાગ પાડવાના છે. એમ આપણે કલ્પના કરીએ. આ દસ વરસના ગાળામા છોકરી ઘણું ખરૂ સાસરે જ હોય. એને લગ્ન પછી પોતાના પિતાના કુટુંબની સાંપત્તિક હાલત કેવી હતી, એની પૂરેપૂરી કલ્પના હોવી અશક્ય છે. કુટુંબની પરિસ્થિતિ ઉતરતી હોય, દરદાગિના વેચવા પડે, છોકરીને એમ લાગે કે ભાઇ મિલ્કત દબાવી બેઠા છે. સામી બાજુથી સ્વાર્થી ભાઇ બહેનને મિલ્કત ન જાય તે માટે જાણી જોઇને દરદાગિના સંતાડી રાખે. જંગમ મિલ્કત બેંકમાં રાખનાર માણસો આપણે ત્યાં થોડાં હોય છે, એટલે જંગમ મિલ્કતના ભાગ પાડતી વખતે ભાઇ બહેન ના મન ઉંચા થવાનો પૂરો સંભવ છે. મુસલમાની કુટુંબમાં બાપના મરણ વખતે છોકરી ઘરમાં હાજર હોય, તો તેને જંગમ મિલ્કતમાંથી યોગ્ય ભાગ મળે છે, એમ મને એક મુસલમાન સદ્‌ગૃહસ્થ પાસેથી સમજાયું છે.

સ્થાવર મિલ્કતમાંથી ભાગ આપવો એ વ્યવહારિક દૃષ્ટિએ ઘણુ જ મુશ્કેલ છે. લગ્ન પછી બહેન ગમે ત્યાં પતિને ત્યાં જશે. એ ગામ જો છેટું હોય તો પોતાના હિસ્સાની જમીનની વ્યવસ્થા કરવી ખૂબ મુશ્કેલ છે. તેના ભાઇને પોતાના હિસ્સાની જમીનમાંથી જે ઉત્પન્ન પ્રત્યક્ષ હાથમાં આવે તેનો અર્ધો ભાગ પણ બહેન દૂર રહેતી હોવાને કારણે મળે નહી. આપણે ત્યાં જમીનના ટૂકડા અતિશય પડી ગયા છે એટલે યોગ્ય રીતે ખેતી કરવાની મુશ્કેલી નડે છે. બહેનને હિસ્સો આપવાથી જમીનના ભાગ ખેવડાય છે અને તેના ઘણા નાના ટૂકડા થવાનો સંભવ છે. રાષ્ટ્રીય અર્થશાસ્ત્રની દૃષ્ટિએ આ એક મોટી આપત્તિ છે.

તો પછી સવાલ એ થાય છે કે વિવાહિત સ્ત્રીઓને પોતાની મિલ્કત જેવું કશું ન હોવું જોઇએ કે શું ! તેની આર્થિક પરિસ્થિતિ સુધારવાનો યોગ્ય ઉપાય એટલે તેને હાલનાં કરતાં વધુ સ્પષ્ટ અને વધારે માલિકી હક્ક તેના ધણીની મીલકતમાં આપવા તે છે; એ પ્રસ્તુત લેખકને લાગે છે. પોતાના પતિત્વના હક્કોનો અમલ કોર્ટ મારફત કરવાનો હિંદુ પતિને હક્ક નષ્ટ કરવો જોઇએ. પત્નીને જો પોતાના પતિ વિરુદ્ધ તેવો હક્ક નથી તો પતિને તે શા માટે હોવો જોઇએ ? જો દુર્વ્યસન, ક્રૂરતા વગેરે જેવા યોગ્ય કારણો માટે પત્નીને પતિથી જૂદા રહેવાની ફરજ પાડે છે, તો સ્ત્રીને કોર્ટ દ્વારા પતિની મિલ્કતમાંથી યોગ્ય હિસ્સો મળવો જોઇએ. હાલમાં તેને પતિત્વના હક્કની અમલ બજાવણીની ફરિયાદ કરવાથી, સ્ત્રી રહી શકતી નથી, આ કારણથી તેને પેટગુજારો આપવાનું બંધ કરી શકાય છે, તે અશક્ય કરવું જોઇએ. સિવાય યોગ્ય કારણો માટે જૂદી રહેનાર સ્ત્રીને માત્ર પેટગુજારો ન મળતાં, તે વખતે પતિની મિલ્કતના ભાગ પડે તે વખતે છોકરાનો જેટલો હિસ્સો મળે તેટલો સંપૂર્ણ હિસ્સો તેને મળવો જોઇએ.

આ પ્રકારની વ્યવસ્થા કરીએ એટલે પરણેલી બહેનને પિતાની મિલ્કતમાંથી વારસો લેવાની જરૂર નહી રહે. સામાન્ય રીતે ૯૦ ટકા જોડાંઓ સંપ અને પ્રેમથી રહે છે. આવી પરિસ્થિતિમાં સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્યની જરૂર નથી હોતી. જો દુર્દૈવથી સ્ત્રી પુરૂષને ન બને, તો જ તેના આર્થિક સ્વાતંત્ર્યનો પ્રશ્ન વ્યવહારિક રીતે ઉભો થાય છે. આવી પરિસ્થિતિવાળી સ્ત્રીયોને મદદ કરવી એ સામાજિક કર્તવ્ય છે. પણ તેને મદદ કરવાનો યોગ્ય માર્ગ એટલે બાપની મિલ્કતમાંથી વારસો આપવો એ નથી પણ પતિની મિલ્કતમાંથી હિસ્સો આપવો એ છે. બાપની મિલ્કતમાંથી

ભાગ આપવો એ વ્યવહારિક રીતે કેટલું અગત્યભર્યું છે તે ઉપર બતાવેલું છે.

છોકરીના વારસા સંબંધે નીચેના પ્રકારની સુધારણા થવી જરૂરી છેઃ

( ૧ ) બાપની મિલ્કતમાંથી ભાઈને જે હિસ્સો મળે, તેની અર્ધા સુધીનો ખર્ચ પોતાના શિક્ષણ માટે અને વિવાહ માટે કરવાનો હક્ક છોકરીને હોવો જોઈએ. સ્મૃતિગ્રંથોમાં આ કારણે માટે ચોથિયો ભાગ સૂચવેલો છે. પણ હાલમાં શિક્ષણ માટે જૂદું ખર્ચ કરવું આવશ્યક હોવાને કારણે તે હિસ્સામાં વધારો કરવો જરૂરી છે.

( ૨ ) જો મિલ્કત મોટી હોય, યોગ્ય શિક્ષણ અને વિવાહ માટે અર્ધા જેટલો હિસ્સો ખર્ચવો જરૂરી ન લાગે, તો બાકી રહેલા હિસ્સા ઉપર લગ્ન પછી તેનો અધિકાર ન રહેવો જોઈએ. વિવાહ થયા પછી પતિની મિલ્કતમાં હક્ક મળવો જોઈએ.

( ૩ ) જો મિલ્કત નાની હોય તો છોકરીને શિક્ષણ અને વિવાહ માટે છોકરાના ભાગ જેટલો હિસ્સો બાપની મિલ્કતમાંથી મળવો જોઈએ.

( ૪ ) જો છોકરી પરણે નહીં, તેને તે તેમ ન કરે ત્યાંસુધી પોતાના ભાઈના હિસ્સાનો અર્ધો ભાગ મળવો જોઈએ.

વૈદિક વિવાહ સૂક્તોમાં 'सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी भव श्वश्रर्वाम्' એ પ્રકારના આશીર્વાદ નવી વહુને : ગૃહપ્રવેશ કરતી વખતે આપેલા મળી આવે છે. 'દંપતી' આ શબ્દ 'દમ (=ઘર) પતિ' એનો અપભ્રંશ હોવાથી તેમાં પતિ અને પત્ની એ ઘરના અને મિલ્કતના સમાન માલિક છે એમ અર્થ નીકળે છે. આપસ્તંબ ધર્મસૂત્રમાં 'जाया पत्योर्विभागो न विद्यते पाणि ग्रहणत्याद्धि सहत्वकर्मसु । तथा पुण्यफलेषु । द्रव्य परिग्रहेषु च । न हि भर्तुर्विप्रयासे नैमित्तिके दाने स्तेयमुप दिशंति । ( સંપત્તિ ઉપર પતિ પત્નીની સમાન માલિકી છે. પતિની ગેરહાજરીમાં પત્નીને કૌટુંબિક મિલ્કતમાંથી યોગ્ય તે ખર્ચ કરવાનો સ્વંભૂ અધિકાર છે ) એવી વિચાર સરણી મળી આવે છે.

સમાન અધિકારનાં જે તત્ત્વો ઉપરના ઉતારામાં મળી આવે છે, તેનો વ્યવહારમાં કેટલે સુધી ઉપયોગ થતો તે આપણે જોઈએ. આગળ ઉદ્ધૃત કરેલ વૈદિક વાઙ્મયના ઉતારામાં સ્ત્રીઓને વારસા હક્ક ન હોય એવાં વિધાનો મળી આવે છે. પતિપત્નીની કૌટુંબિક મિલ્કત ઉપર સમાન અધિકાર હોય, તો પતિની અનુમતિ સિવાય પત્નીએ કૌટુંબિક મિલ્કત વેચવી યોગ્ય ન કહેવાય. એમ સ્મૃતિના ટીકાકારો અને નિબંધકારો સિદ્ધ કરવા ઇચ્છે છે. સ્ત્રીઓને જો સ્થાવર મિલ્કત વેચી, ગિરવી મૂકી, કે કોઈને ભેટ આપી તો તે વ્યવહાર ગેરકાદેસર છે એમ નારદ કહે છે. આથી એકંદર વિચાર કરતાં પતિપત્નીના સમાન અધિકારનું તત્વ કાયદાથી અગર ધર્મથી માન્ય કરેલું હોય, તો પણ તેથી વ્યવહારમાં સ્ત્રીને મોટો લાભ થતો ન હતો એમ કહેવું પડશે. પતિ સ્ત્રીને છોડીને બીજું લગ્ન કરે તો પ્રથમની સ્ત્રીને કાંઇક પેટગુજારો અગર હિસ્સો મળે એ નીચેનાં સ્મૃતિવચન પરથી સમજાશે.

'अधिविन्नस्त्रियै दद्यादाधिवेदनिकं धनम्।
न दत्तं स्त्रीधनं यासां दत्ते त्वर्धं
प्रकीर्तितम् ' ॥

પણ ત્યજેલી સ્ત્રીને મિલ્કતનો કેટલો ભાગ મળે, તેને ધણીના જ ઘરમાં રહેવું પડે કે કેમ, એની સ્પષ્ટ સમજ સ્મૃતિગ્રંથો પરથી થતી નથી. 'પત્ની એ પોતાના હિસ્સાની સંપૂર્ણ માલિક છે,' 'પતિને પત્નીની લેખી સંમતિ સિવાય તેની (બાપીકી)

મિલકત વેચી શકે નહિ '-એ પ્રકારનો નિર્ણય કાઢી શકાયો હોત.' પણ સ્મૃતિકારોએ તેમ કર્યું નથી. સામાજિક પરિસ્થિતિ તેમ કરવા માટે અનુકૂળ ન હતી.

વર્તમાન પરિસ્થિતિમાં કાયદામાં કેવી વધઘટ કરવી જોઇએ તે સૂચવેલું જ છે. દુર્વ્યસની કિંવા ક્રૂર પતિને પતિત્વના હક્ક તરીકે સ્ત્રીને પોતાને ત્યાં રાખવાનો અધિકાર ન હોવો જોઇએ. તે જૂદી રહી શકે. ઉપરના યાજ્ઞવલ્કયના વચનોના ધ્વનિ પ્રમાણે યોગ્ય તે માલિકી હકક પતિની મિલકતમાં હોવો જોઈએ. તે હકક કેવળ પેટગુજારા પુરતો મર્યાદિત ન રહેવો જોઇએ. ભાગ પડે તો જેટલો છોકરાને મળે તેટલા હકક તેને મળવા જોઈએ. કૌટુંબિક મિલકત પત્નીની લેખી સંમતિ વેચવાનો હક્ક પતિને ન હોવો જોઈએ. દુરાચારી પતિ મિલકતને વેડફી નાખે છે અને સ્ત્રીને ખાવાના સાંસા પડે છે ઉપર આ રીતે થોડો ઘણો પ્રતિબંધ મૂકી શકાશે.

પતિ પોતાની હૈયાતીમા મિલકતના ભાગલા પાડે તો પત્નીને છોકરા જેટલો જ હકક મળે એમ યાજ્ઞવલ્કય સ્મૃતિમાં લખ્યું છે.

' यदि कुर्यात्समानंशान्पत्न्यः
कार्याः समांशिका
न हतं स्त्रीधनंयासां
भर्ता वा श्वशुरेण वा '

આવે વખતે બાપે બે હિસ્સા પોતાની પાસે રાખવા એમ નારદ સ્મૃતિમાં કહ્યુ છે તેનું કારણ બીજો ભાગ પત્ની માટે રાખવો એજ હોવું જોઇએ. હવે કાયદામાં આવા પ્રસંગોમાં પત્નીનો હિસ્સો માન્ય કરવામાં આવ્યો છે એટલે ચર્ચાને કારણ નથી. હમણાં પત્ની પોતે ભાગ પાડવાની માગણી કરી શકતી નથી, પણ ખાસ સંજોગોમાં તે હકક તેને હોવો જોઇએ એ ઉપર કહેલું છે.

પતિના મરણ પછી છોકરાઓએ ભાગ પાડયો હોય તો માતાને છોકરા જેટલો હક્ક હોવો જોઈએ એવો મત સ્મૃતિઓમાં પ્રતિપાદન કરેલો છે; અને તે હાલની અદાલતે પણ માન્ય કરેલો છે. ગઈ કાલ સુધી માતાને ભાગ માગવાનો અધિકાર ન હતો, તે હવે નવા કાયદાથી મળ્યો છે. સામાન્યતઃ તે વ્યવહારમાં મૂકવાનો પ્રસંગ દત્તક માતા કે નવી માને આવશે.

હાલમા હિંદુ સમાજમાં વિધવાનો વારસા હક્ક એ મુખ્ય પ્રશ્ન છે. તેનો ઇતિહાસ આ પ્રમાણે છે.

અનેક શતકો પહેલાં, એટલે ઈ. સ. પૂ. ૨૦૦ વર્ષ સુધી હિંદુ સમાજે પતિની મિલકત ઉપર વિધવાનો વારસાહક્ક માન્ય કર્યો ન હતો. સ્ત્રીઓ વારસ થઈ શકતી નથી એ પ્રકારનાં અનેક વચનો આગળ ઉતારેલાં છે. તેમાં મુખ્ય ભાર વિધવા ઉપરજ છે. એનાં શા કારણો હતાં તેનો આપણે વિચાર કરીશું. પ્રાચીનકાળમાં આજની સ્થાવર મિલકત કબજામાં રાખવી સહેલી ને હતી તે એક. જરૂર પડે તો તે માટે ઝઘડો કરીને પણ તાબે રાખવી પડતી. વિધવા સ્ત્રીને માટે એ બધું કરવું સહેલું ન હતુ. બીજું કારણ એ હતું કે, સમાજમાં અપુત્ર વિધવાઓની સંખ્યા બહુ ન હતી. છોકરીઓના લગ્ન પ્રૌઢ વયે થતાં હતા. વૈધવ્ય પ્રાપ્ત થાય તો પુનર્વિવાહ થઈ શકતો. ઘણુંખરું તે બે કે ત્રણ છોકરાઓવાળી હોઈ શકતી.

આપણા સમાજમાં બે પ્રકારના વારસદાર પુત્રો હોય છે, ઔરસ અને વારસ. ધર્મ શાસ્ત્રોમાં બાર પ્રકારના પુત્રો લખ્યા છે. એટલે ઇ. સ ૩૦૦ વરસ સુધીના સમયમાં હિંદુ મનુષ્યનું ' અપુત્ર ' મરણ થવું ઘણું

# આ કંઇ ઝેરની બાટલી નથી પણ—



તદ્દન નજીવા કારણોને લીધે ગૃહનો આનંદ અને સંપ કલેશથી ગુમાવવા યોગ્ય નથી—ખરેખર આ પણી જીંદગી આવા કલેશો અને તકરારો માટે ઘણી ટુંકી છે.

પણ જો પત્ની બજારૂ તદ્દન હલકા પ્રકારના અને તીવ્ર સર્ના હેરઓઇલ મમત કરીને વાપરે કે જેથી તેના પતિને ગુસ્સો આવે એ કાંઇ ઇચ્છવા યોગ્ય નથી જય વાળને માટે બનાવટો આવા ઘરોમા શાન્તિ અને એકયતા કરશે અને તમારી સુંદરતામા વધારો કરશે

**jai** જય હેર ઓઇલ ઉત્તમ પંકિતનુ અને સુમધુર સુવાસીત છે અને આકર્ષક બાટલીઓમા પેક કરેલું છે—

જય બ્રિલીયન્ટાઇન ચોકખુ અને સુવાસિત-સુંદર બેકેલાઇટ બોક્ષમા પેક કરેલુ છે



## 'ધી તાતા ઓઇલ મીલ્સ કું. લી. તાતાપુરમ અને મુંબઇ.

ટોમકો સેલ્સ ડીપાર્ટમેન્ટ

પી. ઓ, બોક્ષ, ૫૨૮. મુંબઇ.

भरणं चास्य कुर्वीरन् स्त्रीणामाजीवनक्षयात्।
रक्षंति शय्या भर्तुश्चेदाच्छिद्युरितरासु च ॥
अन्यत्र ब्राह्मणात्किंतु राजा धर्मपरायणः।
तत्स्त्रीणां जीवनं दद्यादेष धर्मः सनातनः ॥

છેવટના શ્લોકમાં વારસદાર વગરની મિલ્કત રાજા પાસે જાય તો ચાલે પણ વિધવા પાસે ન જવી જોઇએ, એવો વિચિત્ર મત પ્રતિપાદિત કરેલો દેખાય છે. પૈઠીનગીરસ્મૃતિનો મત પણ આવો જ હતો.

જે સમયમાં આ પ્રમાણે બે મત પ્રસર્યાં હતા તે સમયે નિયમ પ્રમાણે સમાધાન કરનાર પક્ષ પણ નીકળી આવ્યો. વ્યાસસ્મૃતિમાં વિધવાને ૨૦૦૦ ની મિલ્કત આપી દેવી એવો મત મળી આવે છે. મહાભારતમાં એક સ્થળે આ આંકડો બેહજાર પરથી ત્રણ હજાર પર લઇ જવામાં આવ્યા છે. બે અગર ત્રણ હજાર એ ચાંદીના 'પણ' હતા. એ દરેકનું વજન ૭ આનીભાર હતું, અને તે વખતે હાલના કરતાં લગભગ ૭ ગણી સસ્તાઇ હોવાને લીધે તેની વેચાણ કિંમત આજના બે રૂપિયા જેટલી હતી. એટલે બે હજારની મિલ્કત એટલે આજના રૂ. ૪૦૦૦ જેટલી થાય. તે વખતે વ્યાજનો દર સેંકડે ૧૨ થી ૬૦ સુધી હશે. એટલે વિધવાને આપેલી મિલકત પણ ઘણી મોટી હતી અને તેનું ઉત્પન્ન પણ મારૂં આવતુ હશે એમ માન્ય કરવું જોઇશે.

વિધવાહક્કના મતદારોએ આ સમાધાની કબુલ ન કરી. બૃહસ્પતિ, વૃદ્ધમનુ અને પ્રજાપતિ એ એમાં મુખ્ય હતા. એનો સમય ઇ. સ. ૫૦૦ થી ૯૦૦ સુધી હોવો જોઇએ. પત્ની એ પતિની અર્ધાંગી છે; તે જ્યાંસુધી જીવતી છે ત્યાંસુધી પતિ પૂરી રીતે અવસાન પામ્યો છે એમ કહી શકાય નહિ અને તેની મિલ્કતનો વારસો બીજાને આપવો એ અન્યાયી છે, એમ બૃહસ્પતિનો મત હતો એ નીચેના શ્લોકો ઉપરથી સમજાશે.

आम्नाये स्मृतितंत्रे च लोकाचारे च सूरिभिः ।
शरीरार्धं स्मृता भार्या पुण्यापुण्य फले समा ॥
यस्य नोपरता भार्या देहार्धं तस्य जीवति ॥
जीवत्यर्धे शरीरे तु कथमन्यः स्वमाप्नुयात् ॥

પ્રજાપતિ સ્મૃતિમાં તો જમીન, ઘર, ધાન્ય, સોનું, ચાંદી, રોકડ, વગેરે સર્વ માલ મિલકતનો વારસો વિધવાને મળવો જોઇએ એમ ચોકખેચોકખું કહેલું છે.

ધીમે ધીમે વિધવાના વારસા હક્ક પ્રતિપાદન કરનારાઓનો ગજ ખૂંચવા લાગ્યો. સમાજને તે મત યુકત અને ગ્રાહ્ય કરવા જેવો લાગ્યો. પણ તેમ થતાં ઘણો કાળ વીતી ગયો.

ઉત્તર હિંદમાં ઇ. સ. ૧૨૦૦ સુધી વિધવાનો વારસાહક્ક માન્ય કરવામાં આવ્યો નહતો. શાકુંતલના છઠ્ઠા અંકમાં ધનવાન વેપારી મરવાથી દુષ્યંત રાજાના અધિકારીઓને તેની તમામ મિલકત સરકાર જમે કરવાની પળ આવી છે એ સુવાર્તા તેને પહોંચાડવામાં આવે છે. પણ તે વેપારીને અનેક સ્ત્રીઓ હતી. પણ તેમને સરકાર તરફથી ફક્ત પેટ જોગું જ મળવાનું હતું. ગૂજરાતમાં બારમા સૈકામાં જૈન ધર્મી કુમારપાળ રાજાએ વિધવાનો વારસા હકક પ્રથમવાર માન્ય કર્યો. એ વસ્તુ 'કુમારપાલ પ્રતિબોધ' નામના નાટક ઉપરથી દેખાઇ આવે છે. કૃતયુગમાં ઉત્પન્ન થયેલા રઘુ, નહુષ, ભરત વગેરે પુણ્યશ્લોક રાજાઓએ જે 'રૂદતી વિત્ત' પરનો એટલે રડનાર દીન વિધવાની સંપત્તિ

પરનો અધિકાર જવા દીધો નહિ, તે આપ મેળે છોડી દઇને, પુણ્યશ્લોક રાજાઓમાં સર્વશ્રેષ્ઠ હોવાનું તે સિદ્ધ કરેલું છે, એમ, સદરહુ નાટકમાં તે રાજાની સ્તુતિ કરેલી છે. આ ઉપરથી વિજ્ઞાનેશ્વર અને જીમૂતવાહનના સમય સુધી ઉત્તર હિંદમાં વિધવાનો વારસાહક્ક માન્ય થયો નહનો એ દેખાઇ આવે છે.

આ હક્ક માન્ય કરવામાં દક્ષિણહિંદે પ્રગતિ કરી હતી. ઇ. સ. પૂ. ૮૦૦ ના સુમારમાં દક્ષિણપથમાં સ્ત્રીઓના હક્ક લોકમાન્ય થયા હતા, એ નિરૂકતો પરથી દેખાઇ આવે છે. ચોલવંશના બીજા રાજાનો એક શીલાલેખ ઉપલબ્ધ થયો છે. તેમાં આપણા રાજ્યમાં વિધવાને પોતાના પતિની જમીન, રોકડ, દર દાગીના, ઘરદોર, વગેરે વારસા હક્કથી મળશે, એમ તેણે જાહેરનામું કાઢેલું છે. બેલગાંવ જીલ્લામાં એક ગામમાં મળેલાં બારમા શતકના શિલાલેખમાં પણ પુત્ર વગરના માણસના મૃત્યુ પછી તેની વિધવા એ જ વારસ થાય, એવું વિધાન મળી આવે છે. આ શિલાલેખમાં આપેલો વારસાહક્કનો ક્રમ મિતાક્ષર પ્રમાણે છે.

નવીન સુધારણા કરતાં કરતાં અમે જૂના શાસ્ત્ર પ્રમાણે ચાલતા આવ્યા છીએ એમ કહેવાતી પદ્ધતિ હિંદુ સમાજમાં ઘણા જૂના કાળથી રૂઢ થયેલી છે. હાલ જેમ અસ્પૃશ્યતા નિવારક સુધારક ધર્મશાસ્ત્રાદિ ગ્રંથોમાં અસ્પૃશ્યતાને આધાર નથી એમ પ્રતિપાદન કરે છે, તે પ્રમાણે મિતાક્ષરકારાદિ સુધારકો વિધવાના વારસાહક્કને સ્મૃતિનો જરાપણુ વિરોધ નથી એમ અટ્ટહાસથી પ્રતિપાદન કરતા દેખાય છે. નારદ વગેરે સ્મૃતિમાં રાજાએ મિલ્કત કબજામાં લઇને મરણ પામેલ માણસની સ્ત્રીને પેટ જોગી મિલ્કત આપવી—'मरणं चास्य कुर्वीरन् स्त्रीणामाजीवन क्षयात्।' એમ જે કહેલું છે તેનો શો

ગ્મતો ? આ પ્રશ્નમાં ' અહીં સ્ત્રી એટલે ખરાબ ચાલની સ્ત્રી કિંવા રક્ષા એવો અભિપ્રેત છે ' એમ કુલ્લૂક નિલકંઠાદિ નિબંધકાર છાતી ઠોકીને કહે છે અને છૂટા થઇ જાય છે. બદલાયેલી પરિસ્થિતિમાં નારદ સ્મૃતિમાંના કાયદા એક કોર મૂકી દેવા જોઇએ એમ કહેવાની તેણે હીમ્મત કરી નથી. કદાચ તેણે તેમ કર્યું હોત તો તેની વિચાર સરણી અમાન્ય થઇને વિધવાનો હક્ક માન્ય પણ ન થયો હોત !

વિજ્ઞાનેશ્વરે જો કે વિધવાનો વારસા હક્ક માન્ય કર્યો છે, તો પણ તે પતિ વિભક્ત સ્થિતિમાં મરેલો હોય તો જ. અવિભક્ત સ્થિતિમાં જો તે મરણ પામે તો વિધવાને મિતાક્ષર પ્રમાણે પેટ ગુજારાનો જ હક્ક મળી શકે. અસલ યાજ્ઞવલ્કય સ્મૃતિનો સંદર્ભ જોઇએ તો **' पत्नी दुहितरश्चैव '** વગેરે શ્લોક વિભક્ત મનુષ્યો માટે જ છે, એ સ્પષ્ટ દેખાય છે. મિતાક્ષરનો મત મૂળ ગ્રંથને અનુસરીને છે એ સ્પષ્ટ છે એમાં શંકા નથી. પણ બારમા સૈકાના સુમારમાં બંગાળમાં લોકમત અવિભક્ત કુટુંબની વિધવાને પતિનો વારસો મળે એ તરફ ઢળતો ચાલ્યો હતો. એટલે ત્યાના પ્રસિદ્ધ પ્રબંધકાર જીમૂતવાહને વિજ્ઞાનેશ્વરથી એક ડગલું આગળ મૂકયુ. વિધવાનો વારસાહક્ક તેનો પતિ મરણ સમયે અવિભક્ત હોય તો પણ નષ્ટ થાય નહી એમ નિર્ણય આપી દીધો. એક વાર એક વાત શાસ્ત્રસિદ્ધ છે એમ નક્કી કરવાનું નક્કી કર્યું હોય, એટલે હિંદુ ધર્મગ્રંથોનાં વચનોની થોડી બહુ તાણ કરવાથી તેમ કરવું મહેજે શકય બની રહે છે. કારણ કે આપણા ધર્મગ્રંથો જુદા જુદા સૈકાઓમા અને જુદી જુદી પરિસ્થિતિમાં લખાયેલ હોવાથી તેમાં પરસ્પર વિરોધી વચનો જોઇએ તેટલાં મળી શકે છે. જીમૂતવાહને પોતાના સિદ્ધાન્ત માટે અનેક કારણો આપ્યાં છે, પણ એ બધામાં મહત્ત્વનાં એટલે કે વિવાહ થતાં જ ઉત્પન્ન થયેલી પતિની મિલ્કતમાંથી પતિના-અવસાનથી સ્વામિત્વ–પછી તે વિભક્ત હોય કે અવિભક્ત–નષ્ટ કઇ રીતે થઇ શકે ? હિંદુ સમાજને એક બાબત એકવાર 'સમજાઇ એટલે તે ૧૫ મા અગર ૧૬ મા સૈકા સુધી તે બાબત વિરોધી શાસ્ત્ર વચનો હોય તો પણ નવો યુગ નવો ધર્મ એ ન્યાયથી તે તરત સ્વીકારાઇ જાય છે; માત્ર નિષ્કારણ જૂના સમયની વાતોમાં કાલક્ષેપ કરતી નથી. **' वचनात् प्रवृत्तिर्वचनान्निवृत्तिः. '** આજકાલ એ તત્ત્વની સ્તુતિ તરફ વૃત્તિ વધતી જાય છે.

બંગાળમાં દાયભાગ પ્રમાણે પતિ જો અવિભક્ત સ્થિતિમાં અવસાન પામે તો તેની વિધવાને પોતાના ભાગે પડતો હીસ્સો વારસાહક્ક તરીકે મળે છે. તે પ્રમાણે મિતાક્ષરી કાયદામાં ફેરફાર કરીને હિંદભરમાં તેનો અમલ કરવો અત્યંત જરૂરી થઇ પડયો હતો. સદ્દગત સુધારણા ડૉ. દેશમુખે રજૂ કરેલ અને હમણાં જ પસાર થયેલા કાયદાએ કરી દીધી છે. ખરી રીતે જોતાં આ કાયદાથી મોટી ક્રાંતિ થઇ છે એવું નથી. આ કાયદો પસાર થયા પહેલાં મહલાગીદારોમાથી ફક્ત એક પણ ભાગીદાર ત્રણ પૈસાનું પતું લખી ' હું છૂટો થાઉં છું ' એમ લખી મોકલે તો કુટુંબનું એકત્રપણું નષ્ટ થઇને વિભક્તપણું સ્થાપિત થતુ હતું. એને લીધે એકત્રિત કુટુંબપદ્ધતિનું અસ્તિત્વ કમળદળ–જળ પ્રમાણે ક્ષણભંગુર થયું હતું. જે ભાગીદાર ' હું છૂટો થાઉં છું ' એમ પત્ર લખીને છૂટી જાય છે, તેની સ્ત્રીને પહેલાં સંપૂર્ણ વારસાહક્ક મળતો હતો; જો બંન્નેનો પરસ્પર સ્નેહને કારણે પોતાના પતિને છૂટા થવાની સલાહ આપતી નહિ, તેને તેનું મારાપણ

માટે વારસાહક્કથી વંચિત રાખવાનો જે પ્રસંગ આવતો હતો તે હવે નહિ આવે. પત્ની એ પતિની અર્ધાંગના હોવાને કારણે તે જીવે ત્યાં સુધી તેના પતિના હિસ્સાને બીજો કોઈ કઈ રીતે હાથ અડકાડી શકે ? 'जीवत्यर्ध शरीरे तु कथमन्यःस्वाम्नुयात्' એવું જે બૃહસ્પતિનું વચન છે, તેને આધારે નવો કાયદો પૂરેપૂરો ધાર્મિક ઠરે છે. જીમૂતવાહને આવો ચૂકાદો ૭૦૦–૮૦૦ વર્ષ પહેલાં આપી દીધો હતો. જો કે મિતાક્ષરમાં દાયભાગ પ્રમાણે વારસાહક્કથી પ્રાપ્ત થયેલી મિલકત સ્ત્રીધન માનવામાં આવી નથી, તો વિજ્ઞાનેશ્વરે પણ એકત્રિત કુટુંબની વિધવાને વારસા હક્ક આપ્યો હોત.

આ હક્ક અગાઉ મરણ પામેલ પુત્રની વિધવાને દેવો જરૂરી છે, અને તે આપવામાં આવ્યો છે. મિતાક્ષર પ્રમાણે છોકરાને વડિલોપાર્જિત બાપીકી મિલકતનો વારસા હક્ક



## સંબોધન

ઉરમાં આનન્દિની રે ! આશા સ્ફુરાવજે;
રેલજે સુભાવ ભર્યા રાસ:
વેરજે લલિત મંદ હાસ:
આનન્દિની રે ! આશા સ્ફુરાવજે.

*

પ્રાણમાં પ્રવાસિની રે ! ચેતન તું પૂરજે;
બોલજે આનન્દભર્યા બોલ:
ડોલજે જીવનમાં કલ્લોલ:
પ્રવાસિની રે ! ચેતન તું પૂરજે.

*

સુરની સન્દેશિની રે ! દુનિયાને પ્રેરજે;
દેવોના દિવ્ય કે આદેશ:
સૂરજના તેજના સન્દેશ:
સન્દેશિની રે ! દુનિયાને પ્રેરજે.

*

વિશ્વની વિહારિણી રે ! જીવનને રંગજે;
શીખવજે સ્નેહભરી વાત:
ગાજે કે ગીત સાત સાત:
વિહારિણી રે ! જીવનને રંગજે.

*

પુણ્યની પ્રકાશિની રે ! વિશ્વને ઉજાળજે;
ટાળીને ઉરના અન્ધાર:
રેલીને તેજના અંબાર:
પ્રકાશિની રે ! વિશ્વને ઉજાળજે.

મૂળજીભાઈ પી. શાહ



જન્મથી જ પ્રાપ્ત થાય છે. એને લીધે જો તે બાપની પહેલાં અવસાન પામે તો તેની વિધવાને વડિલોની મિલકતમાંથી પેટગુજારા પુરતો હક્ક તો મળતો જ. પરંતુ દાયભાગ કાયદા પ્રમાણે વડિલોપાર્જિત મિલકતમાં સુદ્ધાં છોકરાનો માલિકી હક્ક બાપના અવસાન પછી પણ ઉત્પન્ન થાય છે. તેથી બંગાળમાં એકાદ છોકરો વડિલોની હૈયાતીમાં મરણ પામે તો તેની વિધવાને સસરા તરફથી અથવા દેરો તરફથી કાયદેસર રીતે પેટગુજારો મેળવવાનો હક્ક પ્રાપ્ત થતો નહતો. તેને તેના પતિના હક્ક મળશે અને તેનો પતિ અવસાન પામે તે સમય પિતા જીવતો હોવાથી તેને મિલકતમાં કૈ જ હક્ક પ્રાપ્ત થતા ન હતા. તેથી વિધવાને પણ પેટગુજારો માગવાનો હક્ક નથી એવી સ્થિતિ બંગાળમાં હતી. હવે પછી તે બદલાઈને નવા કાયદા અનુસાર તેને વારસાહક્ક પ્રાપ્ત થયો છે.

વિધવાને વારસાહક્કથી જે મિલકત

હાલમાં મળે છે તે ઉપર તેની સત્તા મર્યાદિત છે. તેને તે ગીરવી ન મૂકી શકે કે ભેટ ન આપી શકે કે વેચી પણ ન શકે. ડૉક્ટર દેશમુખના કાયદાના અસલ લખાણમાં વિધવાને વારસા હકકે દ્વારા પ્રાપ્ત થયેલ મિલકત ઉપર સંપૂર્ણ હક્ક હોવો જોઇએ એવી કલમ હતી, પણ તે માન્ય ન થઇ શકી. ભવિષ્યમા આ પ્રશ્ન ફરી ધારાસભામા આવવાનો સંભવ છે. એટલે તેની થોડી ચર્ચા અહીં કરી છે.

વિષ્ણુ ધર્મસૂત્ર, યાજ્ઞવલ્કયસ્મૃતિ, વગેરે જે ગ્રંથોમા વિધવાના વારસા હકકની જે તરફદારી કરેલી છે, તેમાં જો તે હકક મર્યાદિત સ્વરૂપનો હોવો જોઇએ એવુ વિધાન ન હોય, તો તેના મનમાં તે અમર્યાદ સ્વરૂપમાં બહાલ રાખવાનો હતો એમ કહેવુ વધારે પડતુ છે. આ સ્મૃતિકારો સ્વકષ્ટાર્જિત સ્થાવર મિલકત ઉપર બાપને પણ અમર્યાદિત વેચાણ કે ગીરો મૂકવાના હકક દેવા તૈયાર નથી, તો પછી તે વિધવાને તેવો હકક દેવાને કયાંથી તૈયાર હોય ? વિધવા પતિની મિલકતની ઉત્પન્નનો ગમે તે ઉપયોગ કરી શકે, તેને તે વેચી ન શકે. આ પ્રકારના સ્પષ્ટ વચનો 'मुंजीतामरणात्क्षाता दायादा अर्ध्वमाप्नुयुः ।' નારદ સ્મૃતિમાં મળે છે. હાલમાં કોર્ટમાં માન્ય કરવામા આવેલા વિધવાના હકક પરનાં બંધનો સ્મૃતિને અને નિબંધકારને માન્ય છે. એમાં શંકા નથી. નિબંધકારોમાંથી ૧૭ મા સૈકામાં મિત્રમિશ્રે મિલકત ઉપર વિધવાનો હકક મર્યાદિત સ્વરૂપનો ન હોવો જોઇએ, તેને તેની વ્યવસ્થા કરવાનો અધિકાર હોવો જોઇએ એવો મત પ્રતિપાદિત કરેલો છે. પણ એ મત સર્વમાન્ય ન થઇ શકયો. શિલાલેખોમાં વિધવાએ આપેલ જમીનમાં દાનો ઘણું ખરૂ ઉત્તરાધિકારીની સંમતિથી આપેલાં દેખાય છે. એટલે વિધવાના હકો પરના બંધનો સમાજ માન્ય હતાં એમાં શંકા નથી

તે બંધનો એમને એમ ચાલુ રાખવાં કે કાઢી નાંખવા એ પ્રશ્નનો જવાબ દેવો કઠણ છે. સ્ત્રી હકક પ્રતિપાદકોને આ બંધનો વિનાશકારક લાગે છે, અને તે દૂર કરવાં જોઇએ એવો તેમનો મત છે. જંગમ મિલકતનો પ્રશ્ન ઘણે અંશે ઉત્પન્ન થતો નથી. કેમકે વિધવા તેની ગમે તે વ્યવસ્થા આજે પણ કરી લે છે. સ્થાવર મિલકત ન વેચી શકાય એ જેમ એક દૃષ્ટિથી બંધન છે તેમ બીજી દૃષ્ટિથી સંરક્ષણ પાત્ર છે તે ન ભૂલવુ જોઇએ. પંજાબમાં ખેડૂતોની સ્થાવર મિલકત વેચી નાખવાનો અધિકાર તેમના હિતની દૃષ્ટિએ ઘણો ઓછો કરી નાખવામા આવ્યો છે. પેલેસ્ટાઇનમાં હાલ જે આરબોએ બંડ શરૂ કરેલું છે તેનું મુખ્ય કારણ એટલે તેમની હોય તે મિલકત વેચી નાખવાનો અધિકાર એ છે. યહુદી લોકો જમીન માટે ગમે તે કીમ્મત આપવા લાગ્યા એટલે આરબોએ પોતાની જમીન સપાટાબંધ વેચી નાખી અને આવેલા પૈસામાંથી ઘણા નવા લગ્નો કરી નાંખ્યાં. લગ્ન વગેરે કામોના ખર્ચમાં જમીન વેચીને મેળવેલાં નાણાં પુરાં થયાં અને જમીન તો પહેલીથી જ વેચી નાખી હતી. આવી પરિસ્થિતિમાં પોતાની ગરીબીનો દોષ યહુદીઓ પર નાખવા લાગ્યા તેમ કરવાનો અવકાશ ન મળે એ હેતુથી પીલ કમીશને દેશના બે વિભાગ કરી એક આરબ લોકોમાં અને બીજો યહુદી લોકોમાં વહેંચી નાખવાનું ઠરાવ્યુ. હવે પછી આરબ વિભાગની જમીન આરબો યહુદીને વેચી શકશે નહીં. આ રીતે માલિકીના સંરક્ષણ માટે આરબોને મર્યાદિત હકક આપવામાં આવ્યા છે.

સ્થાવર મિલકત વેચી ન શકાય એ એક બિનઅનુભવી માલિક માટે સંરક્ષણરૂપ છે. તે સહજ દેખાઇ આવે છે. એટલે તે હમણાં

હમણાં વિધવા પાસે ખૂંચવી લેવું ઠીક નથી એમ મને લાગે છે. દેશની ૯૫ ટકા વિધવા અશિક્ષિત અને કાયદાના જ્ઞાનની ગંધથી પણ વંચિત છે તે આપણે ન ભૂલવું જોઇએ. તેને સ્થાવર મિલકત વેચવાનો અનિર્બંધ હકક મળે એટલે તેના બિનઅનુભવનો ફાયદો ધૂર્ત લોકો લેવા લાગશે. જમીનના વેચાણમાંથી મળેલા પૈસા વિધવાના હાથમાં અથવા બીજા કોઇના હાથમાં ઘણા દિવસ ટકી શકે નહીં. તે પૈસા પૂરા થઇ જાય પછી વિધવાની દશા અત્યંત દયાપૂર્ણ બની જશે. એટલે હાલ તરત તો વિધવાનો વારસાહકક અમર્યાદિત ન હોવો જોઇએ. તેને જો મિલકત વેચવાનો અધિકાર આપવામાં આવે, તો તેને કોર્ટની પૂર્વ સંમતિ લેવાની જરૂર હોવી જોઇએ. એટલે લુચ્ચા લફંગા લોકોના આપમતલબી કારસ્થાનો ઉપર કાંઇક અંકુશ રહી શકે. ભણેલી વિધવાઓને આ શરત અપમાનકારક લાગશે. પણ અભણ વિધવાના હિતની દૃષ્ટિથી તે હોવી જરૂરી છે. વસિયતનામા દ્વારા પોતાની હૈયાતી પછી પોતાની મિલકત ગમે તેને વેચી નાખવાનો અધિકાર વિધવાને આપવો જોઇએ.

સ્ત્રીઓના વારસાહકકના ઇતિહાસનું અત્યંત સંક્ષેપ વિવેચન આ બે લેખો દ્વારા આપેલાં છે, તે પરથી આપણા હિંદુ સમાજમાં પરિસ્થિતિને અનુસરીને આ હકકોનો સંકોચ વિકાસ–બાંધ છોડ–કેમ થતો ગયો તે દેખાઇ આવશે. આજની પરિસ્થિતિમાં આપણી સ્મૃતિના કાયદા ઉપર ભાર મૂકવાથી ચાલી શકશે નહીં. તેમાં યોગ્ય સુધારો કરવાથી જ યાજ્ઞવલ્કય, વ્યાસ, વિજ્ઞાનેશ્વર વગેરે સુધારણાવાદી સ્મૃતિકારોની ઉજ્જવલ, હિતકારક અને સમાજસંવર્ધક પરંપરા આપણે આગળ ચલાવી શકીશું.

(સંપૂર્ણ)

# વસંત

લેખક : શ્રી. ઇશ્વરલાલ વૈદ્ય

વસંતના તડબુચ મણમણના ને એનો બરફ જેવો ઠંડો લાલ રવાદાર ગર બે ઘડી આથાજ કરો. વસંતની વાડીની ગુવાર લાંબી ને માખણીયા. તેવાંજ કુણાં ને લીલાંછમ ભીંડા. બજારમાં વસંતની વાડીના શાકની હાક બોલે. વસંત ફળીયામાંથી, લો રે લીલવા, લો રે ચોળાફળી, લો રે ભીંડા કરતી જાય ત્યારે ભલભલા બખીલના મોંમાં પાણી આવે ને વસંતના ભાવ પણ સારી, બજારથી હમેશાં શેરે પૈસો ઓછોજ લેવાની.

દાહોદની દધીમતી નદી જોળને આરે ખાન નદીને મળવા જતાં પીરઘરેથીજ એક જબરો વળાંક લે છે. એટલે વચ્ચે કેટલાએ એકરનો સુંદર બેટ પડી ગયો છે. એની ઉપર કિનારે કુવા ઓદી વાડીઓ બનાવી કેટલાએ વાઘરી કુટુંબો આવી પડયાં છે. તેના ભેગો જમીનનો એક ટુકડો રોકી વસંત પણ પડી છે. ખરે ઉનાળે જ્યારે દાહોદીયા ધોમ ધખતા હોય, જ્યારે વડલાના ને આકડાના દૂધ સુકાયા હોય ત્યારે પણ વસંતની વાડી લીલી કુંજાર ને વસંતની બકરી કુવા ફરતી દરોડી ચરી મબલખ દૂધ દે. વસંત ભર ઉનાળે પણ ડોલેડોલે નદીને કુવેથી પાણી ઉલેચી દૂધી, તડબુચ, ગવાર ભીંડા ને ચોળાફળીની કયારીઓ તર રાખતી.

વસંતની તરસાડાની ઝુંપડી પણ કળા ભરી; ઉનાળે ઠંડીગાર ને શિયાળે હુંફાળી. વસંતની મઢુલીમાં થોડાં પુસ્તકો જ્યારે જુઓ ને શ્રીકૃષ્ણની છબીની સામે કદીક અગરબત્તી ને ઘીનો દીવો જુવો, તો ઘડીક ભુલી જ જાવ કે કોઇક દેવ મઢીમાં તો નથી આવ્યા?

વાઘરી ભેગી રહેતી આવી વસંત તમને થશે કે કોણ હશે? ત્યારે લો જાણીજ લો કે વસંત વાઘરીજ છે; પણ વડોદરા રાજ્યમાં ૭ ચોપડી ભણી નાઠી છે, ને કોણ જાણે કયાંકથી સંસ્કારો પણ પામી બેઠી છે. વખાની મારી સગાવહાલાને ટેકે અહીં વાડી કરી બેઠી છે. વસંત ભારે કદરૂપી, છે તો વીશનીજ. ચમકતી આંખો, નગણું નાક, ને સુંદર દંતપંક્તિ ને છાતીનો ઉઠાવ પણ સપ્રમાણ છતાં કદરૂપી. વસંતનો રંગ વિલાયતી કોલસા જેવો. તે માટેજ એને કોઇએ ભણેલી છતાં શિક્ષિકાની જગા ન જ આપી.

વાઘરી કોમ ગામમાં ન રહી શકે. સરકારે થોડીક કોમોને ગુનેહગાર કોમ ગણી બહાર કાઢી નાંખી છે. એમને રોજની સરકારમાં હાજરી નોંધાવવાની; કામ પડે રજા લેવાની, ને એ અંગેની કોચવણ? પ્રભુ તોબા. સરકાર એમને કેળવી આવા ત્રાસમાંથી મુક્તિ બક્ષે તો? પણ વસંતની હાજરી માફ છે. વસંત પાસે ભણતર પુરૂં કર્યાનું સરટીફીકેટ છે.

વસંતને આસપાસના વાઘરીઓ વહની કહી બોલાવતા. ચોવીશે કલાક એમની ભેળા જ રહેવાનું, એટલે ભણતર છતાં સંગનો રંગ કેમ છોડે? છેલ્લાં નોરતાંમાં ખૂબ કાળી છતાં સુઘડ વસંત બીજી વાઘરી યુવતીઓ સાથે ગામમાં જવેરા ફેરવવા નીકળી પડી હતી. રાતનો ગામનો માગેલો એંઠવાડો વસંતને ખપતો નો'તો, પણ નોરતાની દાણાની ભીખમાંથી હિસ્સો લેવામાં એને આનાકાની નો'તી.

બધી યુવતીઓ ભેળી વસંતે ગાની, હમે

તીણે સોંચ ભરે મધુર અવાજે; " જવેરા ભવાનીમાં, અંબા ભવાનીમા, નવે દનના નોરતા કરેશ મૈયાલાલ " ને શેરીઓમાં આ રણકો ગાજી જ રહેતો. રોતાં બાળકો છાના રહી બહાર જવા મથતાં, વાસણ માંજતી ગૃહિણીઓ રાખ માટીવાળા હાથ મુંડે કરી બારીએ ડોકાવવા નીસરી પડતી. " પુજા કરેશમા સેવા કરેશમા, દશમે દાડે હોમે હોમેશ મૈયાલાલ "

વસંતનો અવાજ ખરેખર અપાર્થિવ, દૈવી, ચમત્કારી ? અદ્ભુત ? અરે ? યોગ્ય એવા કોઈ વિશેષણ જ નથી જડતાં ? જે ગૃહલક્ષ્મીને શેર ચોખા આપવાની મરજી કે શ્રદ્ધા હોય તે બમેર આપીને જ જંપે. ને આ ઠંઠે રામદવારાની બાજુને લીમડે આવી ઠરેલા બંશીને સીતાર વાદનના ઉસ્તાદ એવા બિહારી, સુરદાસ પર પણ છાપો માર્યો. એની બંશીનો ગર્વ ગળી ગયો. એની બંશીની મીઠી રેલ એ તો એમને વસંતના કંઠના મધુર લોચનો એઠવાડો લાગ્યો. બાવાજીએ વસંતનું નોરતા ગીત જ્યાંસુધી સંભળાયું ત્યાંસુધી ધ્યાન દઇને સાંભળ્યું.

·· ચાણેકહારી પુનમની આગલી રાને ગરબા ચાદશને કારણે ગૌશાળા સામેના કોળીવાડામાં યુવાન કોળણોએ ગરબો માંડી વસંતને ખાસ તેડી આણી હતી. વસંત સામે લીમડેથી બંસીના સુરની ઝમાવટથી મુગ્ધ બની સુનમુન એક કોળણને ઓટલે ઘુંટણે ચીબુક ટેકવી બેસી પડી. બાવાજીની બંસી-ચગતી જ ચાલી. પીલુના સુર પરથી કાફીએ પહોંચ્યા ને કાલીંગડાની તીવ્ર ઝમાવટે વસંતને ઉઠાડી જ. આસપાસ બબ્બે ફર્લાંગ સુધી કરુણાના ઓઘ ઉલટાવ્યા. બીજી કોળણો વસંતને મહારાજને લીમડે જતી જોઇજ રહી. મુરકાયથી ભગીનીની જેમ વસંત છેક બાવાની ધુણી સામેજ જઇને બેઠી ને સ્તબ્ધ બની ગઈ. અણચિંતવી બંશી ટીપને સ્વરેજ બંધ થઇને વસંતને બીમરાઇ વળેલી કોળણો એને ઢંઢોળી કોઇક સમાધીમાંથી કલાબકોર ફરી જગાડતી હતી. વસંત ઉભી થઇ કોળણોની પાછળ પાછળ ગઈ. કોળીવાડો આખો ચાળીમાર લોકે ઉભરાઈ ગયો હતો તે ચોરી ગરબે આવી કેરકુંદડીમાં સામેલ થઇ. પહેલાં તો બે ત્રણ ગરબા હોંશીલી કોળણોએ ગાયા. પણ લોકને મઝા ન આવી. ટોળામાંથી બિહારી મહારાજનો અવાજ ને તેનો ઝીલાયેલો પડઘો, " વસંત, વસંત " એમ ગુંજી રહ્યો ને વસંતે " લેમડે લેમડે લેમડે રે મારાં પીયરને ચોકને લેમડે "વાળો ગરબો ગજવ્યો ને લોકસમુદાય પાણી પાણી થઇ ગયો.

બીજા તો પછી ઘણાએ ગરબા ગવાઇ ગયા. ને છેલ્લો વળી વસંતે ઉંચક્યો " નહિ જાઉં સાસરીએ નહિ જાઉં. નહિ જાઉં, નહિ જાઉં, નહિ જાઉં રે, સાસરીએ નહિ જાઉં. " નણદીના મેણા જેઠાણીની ઇર્ષાને દેરાણીની ખોટાઇ, ને છેવટે માવડી મુખા નાવલીઆએ માને હાથે નાની વહુને વીંઝાતી જોઇ પુંઠ ફેરવી, એ છેલ્લી ટુંકને સાતમે આસમાને ચગાવી. " સાસરીએ નહિ જાઉં "નો ગરબો પુરો કર્યો. આખો કોળીવાડો ચકડોળે ચડ્યો. લોકો કેમેકર્યાં ઓસરેજ નહિ. હજી વસંત એક ગાય તો સારૂં પણ મોટા મગરકાનો ફુકડો બોલ્યો ને ગરબો વખર્યો. વસંત ઓટલે ચઢીને લોક નિરાશ થઇ ચાલી નીકળ્યાં.

બેસી રહ્યા બિહારી—મહારાજ, ગરબા દીવડાને અજવાળે બેઠેલા બિહારી બાવાને અવારનવાર જુવાન કોળણો આવી જોઇ ગઈ. કેમ સુરદાસ હજી તમો અહીંજ છો ? " લીમડાની ધુણીતરફ઼ીયે કેમ નથી જતા ? મુકી જઇએ ? " ના મા, હું જાતેજ જઇ શકીશ. પણ વસંત કેવી છે એ તો મારી

આંખે દેખી શકીશ નહિ પણ બે બોલતી લેવડદેવડ કરવા ઇરાદો તો છેજ" ને કોલણો ફેમક ફેસક હસતી હસતી વસંતને બહાર ઢમડી લાવી. "લો આ તો પેલા ગાગરીયા ભટની મેનકાને વિશ્વામિત્ર જેવુંજ થયું." "વસંત આવી ? તને ભજનો આવડે છે ?" "હા મહારાજ, પણ એમાં તમારી બંસી ને સિતારની મઝા જરાય નથી." "કંઇ ફીકર નહિ કોઇ કોઇ વાર એ ભજનો મને સંભળાવશે ?"

"જરૂર, આમ તો નદી ઓળંગી તમે આવી શકો નહી ને હું ધુણીએ આવી બેસી સંભળાવું તો લોક શું કહે ? છતાં જોઇશું."

"અચ્છા" ને સહુ છુટા પડયા.

એક કપરો દુકાળ વસંતને પણ પુગ્યો. દધીમતીને તેની આસપાસ ઉંડે ઉંડે ક્યાંય પાણી જ નહિ તો વાડી શાની ? પીવાનું માંડ કાદવીયા પાણી વસંત ભરી લાવતી. વસંત શું ખાય ? બિહારી બાવાની અવધુત સ્થિતિ વસંતને ગમી ગઇ હતી, છતાં દહાડાના ભીખ માગવા વસંત નહિ જ નીકળી શકતી. રાતે નીકળતી પણ એના ગળામાંથી નીકળતો અમૃતપ્રવાહ શી રીતે અછતો રહે ? એ ભીખમાં દાણા પૈસા, ફળ ને કપડું કદીક મળે તો સ્વીકારતી. એના જેવું મળીએ રહેતું. પણ આડવાટ હોવા છતાં ગામનું ચક્કર પુરૂં કરી બિહારી બાવાને લીમડે થઇને જે પાછી આવતી ને ત્યાં ધીમે ધીમે ચાલી મીરાં, કબીર નાનક કે દાદુદયાળનું આખું ભજન પુરૂં કરી ચાલી જતી. બાવાજી તો ઉપર થતા. માળા, બંશી સીતાર કે બીજું કંઇ પણ ચાલુ હોય તે કોરે મુકી વસંતનું ભજન સાંભળી ભાવોમાં તરબોળ થઇ રહેતા. આસપાસ બેઠેલા ભગતલોક આ કૌતુક જોઇ રહેતા. આજે પણ દૂરથી "હરિના મંદીરીયામાં મીરાંબાઇ નાચે ને તાલ વગાડે અતિ ચુટકી, રૂમઝુમ, રૂમઝુમ નૂપુર બાજે મેં લાજે છોડી હૈ ઘુંઘટકી–નાથ તુમ જાનત હો સબ ઘટકી." ગાતી સંભળાઇ ને બાવાજી ઉભા થઇ ગયા. એકતારો–ને મંજીરાના ધીમા પુરણુ સાથે આખું ભજન ગાતી ગાતી વસંત પસાર થઇ ગઇ. "નાથ તુમ જાનત હો સબ ઘટકી" ભજન દૂર દૂર વીલાઈ ગયું ત્યાં સુધી બાવાજી ઉભા જ રહ્યા. ભગતે હાથમાં ચલમ મૂકી ત્યારે જ તેને ભાન આવ્યું હોય તેમ સ્વસ્થ થઇને બેઠા.

આજે બિહારી મહારાજ ખૂબ જ મોડા ઉઠ્યા. ધુણી પણ ફજળી ગઇ. રાંધ્યું ખાધું એ નહિ. પડી જ રહ્યા. ભગત લોકોએ આવી ચલમના બે દમ મરાવ્યા તેજ માફ. બાવાજી અસ્વસ્થ છે. બાવાજીએ પડી રહીને જ દિવસ વિતાવ્યો. બાવાજીની અંધ મુખમુદ્રાપર કોઇક દૃઢ નિશ્ચય તરવરતો હતો. રાત પડીને વસંતનો સૂર કોઇક ગેબમાંથી આવતો સંભળાયો. "ઉભી ઉભી વાટ જુએ છે મીરાં રાંકડી. વાટ જુએ છે મીરાં રાંકડી, ઉભી ઉભી વાટ જુએ છે મીરાં રાંકડી." પછી તો પકવાન, લવીંગ, એલચીવાળા પાનના બીડાં બધુંય આવ્યું અને છેવટે "સાવ સોનાના સોગઠાં માંડયાં, રમવા આવો તો જાય રાતડી, ઉભી ઉભી વાટ જુએ છે મીરાં રાંકડી" ને બાવાજી ખભે સીતાર ભેરવી કેડે બંશી ખોશી બગલમાં ખંજરી ને ડાબા–જમણી કમંડલને ચીપીયા સાથે વસંતની પાછળ ચાલી નીકળ્યા. ભગતલોક હો, હો, કરતા જ રહ્યા. સંસારની સુની રાતડી, બે બરોબરીઆ દિલના અડધીમાં સામસામે બેસી હમદર્દીને સાવ સોનાને સોગઠે રમે તો જ નીંદે ? અંધ બિહારી કાળી વસંતની પુંઠે, તેથીએ વધારે કાળી રજનીમાં અદ્રશ્ય થયો.

બે વર્ષો વસંત ને બિહારીના યુગલને દેશાટનમાં વીત્યાં. દરમિયાન બિહારીના ૨૫-

રગની જ એક ખૂનસુરત મુન્ની વસતની ગોદમા ખેનતી થઇ છે આજે મોગા ગામની ડૉ મથુરાદાસની ઇસ્પીતાનને એક ખૂણે બંશીના મારકણા સૂર છેડાયા છે ડૉક્ટરે ઉડી બસીની દિશા તરફ જ જઇ બાવાજીને પૂછ્યુ "કયો મહાગજ કયો તશરીફ લાયે ? " મહાગજે અધ આખો બતાવી ડૉક્ટરે તપાસી ઓપરેશન માટે હાથ પકડી બાવાજીને માથે ઇસ્પીતાનના ઓપરેશન ટેબન તરફ લીધા

"ઇતની ઉમગ્મે એ મોતીયા કૈસા મહાગજજી, બહુત દુ:ખ પાયા દીખતા, કહો ક્યા તકલીફ થી ? "

બિહારીએ દર્દભરી બાનીમા એક રાજ દ્વારી કિસ્મામા જેલ, બહુ જ લાબી જેલ સેવેલી, તેમા છોટા ચક્કર કે જેને સામાન્ય રીતે યાતના ચક્કર જ કહેવામા આવે છે, ત્યાની અધારી, ચક્કી, ખટમલ કોટરી પાની કોટરી, ઉજાગર કોટરી, ઘાની, વગેરેનુ બ્યાન કર્યું પણ ડાક્ટરે ખટમન, પાનીને ઉજાગર કોટરી વિશે વિશેષ કુતુહન બતાવતા અનુક્રમે ખૂબ માકડથી ભરેલી કોટડીમા મહીનાઓ કેદીને રાખી એને બાવરો બાવરો બનાવી દેવામા આવે, પાની કોટડીમા શીયા ળાની કડકડતી ઠડીમા પાણી ભરી કેદીને પુરી પાછા ઉપરથી રાતભર અવાર નવાર ઠડા પાણીની છાનકા મારવામા આવે ને ઉજાગર કોટડીમા કેદીને રાતભર વાસના તીણા દડાના ગોદા મારી જાગતો જ રાખ વામાં આવે તે કહી બતાવી બાવાજી મૂર્છા પામતા બચ્યા એ દુ ખે જ અધાપો આવ્યો ને બાવાજીને છોડી મૂકવામા આવ્યા ડૉક્ટર વિચારમા પડી ગયા ઓપરેશનનુ લેન્સેટ બાજુએ મૂકી બાવાજીની પાસે જ ફસડાઇ પડયા વિચારતા હશે કે હવે નવા પ્રધાનો જેનમા અવાર નવાર ડૉકાવી આ અમા નુષી યત્રણા મટાડશે ડૉક્ટરે એક ઉડો નિસાસો નાખી બેય આખમાથી વીજળીના ઝમકાર પેઠે મોતીયા કાઢી પાટા બધાવી દર્દીને ખાટલા ભેગો કર્યો

આજે મહીનો પુરો થયો છે આજે બિહારીની આખનો પાટો છુટશે આજે બાવાજી દુનિયાની રોશનીના વળી દર્શન કરશે

વસત બાવાજીનુ માથુ પસવારે છે ને દુધની રકાબી હોઠ આગળ ધરી દુધ પાય છે ત્યા આ શુ ? બાવાજીના ગાન ઉપર બે ઉના બિંદુ શા ?

બાવાજીએ હાથ ઉચો કરી ચમકભેર વસતને ગાલે પસવાર્યાં ને ચમકી ઉઠયા આ શુ ? 'વસત રડે છે ' ઉત્તરમા ડુસકા સભળાયા 'આનદને બદને રૂદન ?"

હા મહારાજ આજે આપ આપની વસતને આપના સ્વર્ગને નજરે નિહાળશો ને કદાચ મૂર્છામા ઢળી પડશો તમારી વસતની કાળી ચામડી તમને ગાડા બનાવી દેશે મારા સુખ સ્વર્ગની પણ આજે ઇતિશ્રી જ મહારાજ એકવીશ વર્ષની વસત સાથે ઉજ્જન ને શિપ્રા તટે શાદી કરતા તમને કેમ ખ્યાલ જ ન આવ્યો કે વસત હજી કવારી કેમ ? મારી આ કાળાશથી કોઇ ગોઝારા વાઘરીએ પણ મારો હાથ ન સ્વીકારેલો તેવીને ચાદના ટુકડા જેવા તમે તમારી સાથે ફરતી શી રીતે રાખશો ? '

' વસત આટઆટલા સહવાસ કેડે પણ મારૂ હાર્દ તુ ન જ સમજી તારી સાથેનો સબધ તો તારા મીરાના ભજનોએ, તારા મધુર કઠરવની મારફત, તારા દિવ્યાત્માના દર્શન કરાવીને જ જોડયો છે ને ચાંદનો ટુકડો ધોળા દિવસ કરતા કાળી રાતમા જ વધારે નથી

# લોખંડનો રસ

લેખક:
શ્રી. મામા વરેરકર

ભઠ્ઠી ધગધગતી હતી. મધ્યાહ્નના તપેલા સૂર્યની માફક તેમાંથી લોખંડનો રસ નીગળતો હતો.

રસના નીગાળા સાથે તેનાં ઝીણા ઝીણા તણખા ચારે તરફ ઉડતા હતા. એ તણખા તરફ તેની નજર એકસરખી સ્થિર થઇ રહી હતી.

એ જગા એવી હતી, જ્યાં અંધકારનું જ સામ્રાજ્ય પ્રસરી રહ્યું હતું છતાં ધગધગતા રસનો જેટલો પ્રકાશ પડતો હતો તેટલા પ્રકાશમાં પણ તેનો ચહેરો ભયંકર દેખાતો હતો. મવાલીની ક્રૂરતા તેના ચહેરા ઉપર આવી ગઇ હતી.

એકાદા ખુરસી ટેબલ પર બેસીને તે કામ કરતો હોત તો તેનો ચહેરો આવો ક્રૂર દિસત ખરો ? આવા મવાલી જેવો તે દેખાત ખરો ?

એ ઉગ્રતા પ્રકાશને કારણે આવી હતી. તપેલા લોખંડના રસની છાયા તેના ચહેરા પર પડી હતી. લોખંડની કઠોરતાનું પ્રતિબિંબ તેના ચહેરા પર છવાઇ ગયું હતું.

હોઠ પીસીને તે તેનું કામ કરતો હતો. તેનો સારો ય જીવ આ વખતે તેની આંખમાં ભરાઇ બેઠો હતો. એ રસ વિના તેની નજરે બીજું કાંઇ દેખાતું ન હતું.

તે રસની ભઠ્ઠીમાં જો ફેરફાર થયો હોત તો આખી યે ભઠ્ઠી નકામી થઇ ગઇ હોત. એ જવાબદારીનું ભાન એ રસની માફક જ તેના હૃદયમાં ધગધગતું હતું.

એટલામાં કોઇએ તેને બૂમ મારી. તેણે ચમકીને પાછળ જોયું તો મુકાદમ આવીને તેને હાંક મારતો હતો. હાંક મારવાનું કાંઇ જ કારણ નહતું, પરંતુ એમ કર્યા સિવાય મુકાદમે માટે બીજું કામજ શું હતું ? કોઇ કામ કરે કે ન કરે, પણ મુકાદમ તેને હાંક ન મારે તો તે મુકાદમ શાનો ? પોતે છે એટલેજ બધું કામ સારી રીતે ચાલે છે એ અહંતા પ્રસ્થાપિત કરવા માટે કોઇને પણ હાંક મારવીજ જોઇતી હતી. તે જો ધુમાધુમ ન કરી મૂકે તો તે હિન્દી કારખાનાંનો મુકાદમ શાનો ? સરળતાથી જો બધુંય કામ ચાલતું હોય તો આપણે હિન્દી કારખાનદાર શાના ?

એ હાંક તો તેના એક કાનમાંથી બીજા કાન વાટે નીકળી ગઈ, પણ તેના પર એની કાંઈ અસર થઈ નહિ. તેનું લક્ષ તો રસ પ્રત્યે એકાગ્ર થયું હતું. એક ક્ષણભર તે અટક્યો પણ ફરીથી તેણે રસ તરફજ દૃષ્ટિ એકાગ્ર કરી. મુકાદમ ચાલી ગયો હતો.

તેના અંગમાંથી પરસેવાના રેલા નીતરતા હતા. શરૂઆતથીજ મેલા થઈ ગએલા તેનાં કપડાં આ પરસેવાની ધારાને કારણે વિશેષ મેલાં થયાં અને તે એટલે સુધી કે એનો રૂપરંગ શો હતો એ પણ કોઇથી કહી શકાય એમ રહ્યું ન હતું.

વિલાયતનાં કારખાનાંઓની હકીકત મેં માત્ર વાંચી જ હતી. તેનાં વર્ણનો સાથે આપણે ત્યાંના આ દૃશ્યનો જરાય મેળ મળતો નહતો. કપડાંની બાબતમાં હિન્દુસ્તાનમાં જો એવી વ્યવસ્થા થાય તો એનું નામ

તેનાં સુંદર કપડાંને થોડો જ ડાઘ લાગવાનો હતો !

મેનેજરે કહ્યું: "ચાલો, આપણે બીજું ખાતું જોઇએ."

એ મહેમાનમાં જો કાંઇક પણ અક્કલ હોત તો તેણે વધુ થોડાક પ્રશ્નો પૂછ્યા હોત એમ તેને લાગ્યું. જગતભરને જીવ તોડીને બધું કહી દેવું એમ પણ તેને લાગ્યું, પણ કહેવું કોને ? ક્યાં અને કેવી રીતે ? જ્યારે જ્યારે આવી તક આવતી ત્યારે ત્યારે પોલીસ–સિપાઇની માફક મહેમાનની સાથે મેનેજર સદોદિત હાજર રહેવાનો જ.

આ તો મોંઢામાં ડૂચો મારીને મૂગો માર મારવામાં આવતો હતો.

મહેમાન માટે પહેરેલાં કપડાં ઉતારીને, ફેંકી દઇને તેણે પોતાનાં હકકનાં કપડાં પહેરી લીધાં અને તે બહાર નીકળ્યો. તે સાથે જ મુકાદમે તેને એક તમાચો ચોડી નાખ્યો.

તે ખડખડાટ હસ્યો. મુકાદમ બોલ્યો :

"નક્કી કરી રાખેલા જવાબ છોડીને ભળતાજ જવાબ તેં કેમ આપ્યા ? શો જવાબ આપવો તે તને બરાબર સમજાવી રાખ્યું હતું. આમ હોવા છતાં, તારી પોતાની કલ્પના દોડાવવાની શી જરૂર હતી ? કારખાનાંની આબરૂની તને કાંઇ પરવા છે ખરી ?"

ભઠ્ઠીમાંના લોખંડના રસની માફકજ તેના અંતઃકરણમાંથી જીવનરસ ઓગળતો જતો હતો. સ્વસ્થતા લાવીને તેણે કહ્યું: "કારખાનાંનાં વિસ્તારમાં સાચું સુદ્ધાં બોલવાનું નથી ?"

'"નહિ." મુકાદમે બરાડીને કહ્યું. "ગમે તે મહેમાનને જે ઉત્તર સાંભળવાનો ગમે તેમાં જરા સરખો પણ ફેર પડવો ન જોઇએ. કારખાનાનું કામ કેવું એકતંત્રથી ચાલે છે તે બહારની દુનિયાને જણાવવું જોઇએ."

"ઠીક છે:" તે બોલ્યો, "તો મને જરા છૂટ આપો. હવે પછી મહેમાન આવશે ત્યારે, અમે બધાય મળીને ઉત્તર આપશું–પણ તમે પઢાવેલા નહિ,–અમને લાગશે તે. અમને તે વખતે જે જવાબ આપવા જેવા લાગે તે–જે જગતને જાણવાની જરૂર છે તે. તમે મોટી મોટી જાહેરખબરો આપો છો, બુલેટિનો કાઢો છો, કારખાનાની, અમારી સુખસગવડ માટે શું શું કર્યું છે તેનાં અતિશયોક્તિભર્યાં વર્ણનો છાપો છો, ફોટો સુદ્ધાં છાપો છો. અંતઃકરણ સળગતું હોય છે છતાં ફોટો લેતી વેળા તમે અમને હસવાને કહો છો અને અમે હસીએ છીએ! શાને માટે ? તમારે માટે નહિ. અમે અમારાં કર્મને હસીએ છીએ. પેટ ભરાતું નથી એટલે અહીં આવીએ છીએ અને સળગતી ખાઇમાં કામ કરીએ છીએ. તમે હિન્દુસ્તાનનો ઉદ્ધાર કરો છો. કારખાનાંઓ ચલાવો છો અને તે કારખાનામાંના અમે મજુર; એ અમારૂં કર્મ. એ જોઇને અમે રડીએ છીએ.—"

"મુંગો રહે હવે !" મુકાદમે કરડાકી કરી. રોષના આવેગમાં તેણે એકવાર ફરીથી તેને લપડાક લગાવી દીધી.

તે હસતો જ રહ્યો. તેનો ગાલ સણસણતો હતો. માથાની શીરાઓ તપતપ થતી હતી. રોષની જવાળા અંતઃકરણમાંથી બહાર નીકળવા મથતી હતી. મુકાદમની ટોકી પકડીને મરડી નાંખવાનું તેને મન થતું હતું.

મુકાદમ ગભરાયો. તેને લાગ્યું, આને હર્ષોન્માદ તો નહિ થયો હોય ? મુકાદમે બરાબર વિચાર કરી લીધો, માથાં ફરેલ માણસ સામે ઉભા રહેવું નહિ. મુકાદમ ત્યાંથી ચાલ્યો ગયો.

જમવાનો ડબ્બો લઈને આવેલી તેની પત્ની સામે જ ઉભી હતી. મુકાદમે પતિના ગાલ પર થપાટ લગાવી તે વખતે ભયની મારી તે કંપારી અનુભવી રહી હતી.

આ કારખાનાનું ચિત્રઃ આ અમારાં દેશી કારખાનાં!

બાજુના વરંડા પર તે બેઠો. તેણે ડબ્બો કાઢીને તેની સામે મૂકયો. સામે ભાખરી જોઈને જ તેના રોષની જ્વાળા ભભુકી ઉઠી.

"આ ભાખરી!" તેણે રાડ નાખી. "આ ભાખરીને ખાતર! આ પેટનો ખાડો પૂરવો જોઈએ તે માટે આ બધી ઉપાધી! એટલે જ આ ગાલ પર તમાચા ખાવાના?—"

તેણે ભાખરી હાથમાં લીધી. એનો ભુકો કરીને તેણે ફગાવી દીધો.

"આમ શું કરતા હશો?" તેની પત્નીએ કહ્યું, "અન્નનું આવી રીતે અપમાન ન કરો."

તેના પોતાના પ્રત્યેજ તે હસતો હતો. ડબ્બામાંથી કાંદો લઈને તે કચડ કચડ ચાવી ગયો. બીજો કાંદો છુંદીને તેણે તાળવાં પર મૂકયો.

પત્ની પ્રત્યે તે ચમત્કારિક રીતે જોતો હતો. પણ તેની આંખોની કીકી તેની જગ્યા પર ન હતી. તે પણ તેના તરફજ જોઈ રહી હતી. તેણે ડબ્બાને લાત મારી.

*

પાછો તે કામ પર ચાલ્યો ગયો. ફરી ભઠ્ઠી શરૂ થઈ. ફરી લોખંડ ધગધગવા લાગ્યું, ફરીથી તેનો રસ થવા લાગ્યો. ફરીથી તે ફરવા લાગ્યો.

જગતના રગસિયાં ગાડાંની માફક તે કારખાનાનું રગસિયું ગાડું પણ ચાલ્યા કરતું હતું.

સાંજ પડી. રમતગમતના મેદાન પર બધાં માણસો એકઠા થયા હતા. કારખાનામાંના ખેલાડીઓમાં નામાંકિત બોલર તરીકે તેની જ ગણના થતી હતી.

એકદમ સ્વચ્છ પોશાક પહેરીને પગે લેગગાર્ડઝ બાંધીને હાથમાં હાથમોજા ચઢાવીને તે બેટ પકડી ઉભો હતો. મહેમાન એક આરામખુરસીમાં પડયા પડયા ચીરૂટ ફૂંકતા હતા.

તેને કાને શબ્દો પડયા: "વાહ વા, આવી સમતા કોઈ જગાએ જોવાની મળતી નથી. મજુર–માલેક બન્ને એકજ ક્રીડાંગણ પર રમે છે!"

એ ઉદ્‌ગાર તે મહેમાનના હતા.

તેણે હાથમાંનું બેટ ફેંકી દીધું. મહેમાનની સામે આવીને તે ઉભો રહ્યો. "શું કહ્યું? મજુર અને માલેક એકજ ક્રીડાંગણ પર રમે છે? અરે આ માલેકને પૂછી તો જુઓ કે રોજ તેઓ આવી રીતે રમે છે ખરા કે? અમારી નજીક પણ એ કદિ આવે છે ખરા કે? તમારા જેવા મહેમાન સમક્ષ અમારૂં પ્રદર્શન કરવા માટે રોજ બળજબરીની પ્રેકટીસ કરવી પડે છે. તે વખતે માલેક અમારી સાથે રમતા નથી. તે વખતે તો અમે મજૂર તરીકે જ રમીએ છીએ. તમારા જેવા મહેમાન આવે, શેરહોલ્ડરો આવે. કોઈ રાજસ્થાની અમલદારો આવે, આગેવાનો આવે, ત્યારે મદારીના માંકડા જેવું અમારૂં પ્રદર્શન કરવાનું હોય છે એટલે અમારા પર રમવાની પણ બળજબરી કરવામાં આવે છે અને એ બળજબરી અમારા કલ્યાણ માટે કરવામાં આવે છે એમ અમને કહેવામાં આવે છે. તમને પણ એમજ કહેવામાં આવે છે. પણ અમારા પેટમાં અન્ન કેટલું જાય છે એની તમે મહેમાન લોકો કદિ તપાસ કરો છો ખરા? ગામમાં કલેકટર આવવાનો હોય અને પોલીસ

પટેલ જેમ બધા રસ્તા વાળી ઝુડીને સાફ કરી નાંખે છે તેમજ અમારા આ કારખાનાનું પણ ચાલે છે. તમારે જો ખરેખર જ કાંઈ જોવું હોય તો મજુર થઇને અહીં આવો, અને થોડાક દિવસ નોકરી કરી જુઓ એટલે આપને ખાત્રી થશે. આપતો શેરહોલ્ડર છો, આગેવાન છો, મોટા માણસ છો, એ વાત થોડીક પળ માટે ભૂલી જઇને મજુર થઇને અહીં આવો અને પછી અમારા માલેક તમારા પ્રત્યે કેવું વર્તન રાખે છે તે જુઓ અને પછી તમારો રીપોર્ટ પ્રસિદ્ધ કરો. ત્યાંસુધી અમારાં બુલેટિનો વાંચીને નકામી ગેરસમજ કરી ન લેશો."

..મહેમાનની હોલવાઇ ગએલી ચીરૂટ સળગાવવા માટે દીવાસળી પેટાવીને સામી ધરતાં મેનેજરે કહ્યું: "એ તો જરા ગાંડો છે. ગમે ત્યાંથી કાંઇનું કાંઈ લાવીને વાંચે છે અને ગમે તેવું બકબકે છે, બાકી કામમાં તો ઘણોજ ઉત્તમ માણસ છે. અમારા કારખાનામાં એની જોડીનો બીજો કોઇ કામદાર નથી. એ છે તો મારૂં આ આખું કારખાનું ચાલે છે એ પણ હું જાણું છું. પણ હું એ જાણું છું એની એને કયાં ખબર છે? એ કાંઈ મોઢેથી કહેવાની વાત થોડી જ છે! એ તો જાણનારા જ જાણે. અંતઃકરણથી એ તો ઓળખાય. મોટા માણસોને મજુરોએ કહેવું પણ કેટલું એની પણ મર્યાદા છે."

તેના પગથી માથા સુધી લોહી ચડી આવ્યું. માલેકનું આ દાંભિકપણું જોઇને તેના શરીરમાં જાણે જ્વાળા સળગી ઉઠી હતી.

તે ચાલ્યો ગયો. રમતમાં તેનું દિલ ચોંટયું નહિ. તે દિવસે મેચ રમાઇ નહિ. મહેમાનને મેચ જોવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત થયું નહિ.

રાત્રે નાટક થયું. એ નાટકમાં તેણે કામ કર્યું હતું. તેનાં કામની પણ જ તારીફ થતી હતી. મહેમાને પોતે આવીને તેની સાથે હસ્તધૂનન કર્યું. માલેક મંદ મંદ હસતો હતો. તેની પીઠ પર હાથ ફેરવીને કહેતો હતો: "વાહ તું છે તો મારૂં કારખાનું ચાલે છે."

*

મહેમાન ચાલી ગયા. માલેકે તેને પોતાની સમક્ષ બોલાવ્યો. એજ ક્ષણે તેનો પગાર ચૂકવી દેવામાં આવ્યો; તેને રજા આપવામાં આવી.

લોખંડના કારખાનાં ઉપરાંત બીજા કોઈ પણ પ્રકારનાં કામની તેને ખબર ન હતી. તે જાતિનો પણ માંગ હતો. મુકાદમની થપાટો તેણે કાંઇ ઓછી ખાધી ન હતી.

નોકરી પરથી ફારેગ થતાં તેણે કહ્યું, "હું છું એટલે તો કારખાનું ચાલે છે ને?' માલેક એમ કહે છે. હવે હું જાઉં છું. તમે મને કાઢી મૂકો છો. હવે તમારૂં કારખાનું કેવી રીતે ચાલશે?"

"તારા જેવા સેંકડો માણસો તૈયાર કરવાની તાકાદ આ શરીરમાં છે એટલે તો હું આ કારખાનું ચલાવું છું."

"મને તેની ખબર છે, માલેક! પણ પેલા મહેમાનને તમે ખોટું શા માટે કહ્યું? હું છું એટલે કારખાનું ચાલે છે! આજ સુધી મને પણ એમ લાગતું હતું, કે હું છું એટલે કારખાનું ચાલે છે. તમારા કારખાનાંમાં હું લખતાં-વાંચતાં શીખ્યો. મારા ઉપર મોટો ઉપકાર થયો. એ હું ભૂલનાર નથી. તમે મોટરમાં ફરો છો, પણ અમને પેટપૂરતું અન્ન પણ મળતું નથી..."

બોલતાં બોલતાં તેના શબ્દો થરકાવા લાગ્યા.

તો પણ માલેક હસતાં હસતાં બોલ્યો: " જા, નકામો માથું ન ફેરવ. બીજી કોઈ જગાએ જશે ત્યાં પણ મનુષ્યની માફક કામ કરજે. આવી ભળતીજ કલ્પના મનમાં લાવતો નહિ. "

એટલું કહીને માલેકે તેની પીઠ પર હાથ ફેરવ્યો.

માલેકને એક લપડાક લગાવી દેવાનું તેને મન થયું પણ તેનાં લોહીમાં જ એ તત્ત્વ ન હતું. તેણે માલેકના પગ હેઠળ માથું નમાવ્યું. તેની આંખોમાં આંસુ આવ્યાં હતાં. માલેકને લાગ્યું તેને પશ્ચાત્તાપ થયો. તે ઉભો રહ્યો. તેણે ફરીથી રામરામ કર્યા. માલેકને લાગ્યું કે પશ્ચાત્તાપની પરમાવધી થઇ ગઈ. તેને ક્ષમા આપવાનું તેમને મન થયું. ફરીથી તેને કામ પર ચઢાવવાનું મન થયું પણ શિસ્ત આડી આવી.

શિસ્ત વિરૂદ્ધ વર્તન કરનારાને ક્ષમા આપી તો કારખાનામાં શિસ્તભંગ વધી જશે. શિસ્ત વિરૂદ્ધ વર્તન કરનારને ક્ષમા મળે છે એ ભાવના મજુરોના અંતઃકરણમાં ઉત્પન્ન થશે. એમ થાય એ તો ચાલે જ નહિ.

માલેકે ફરીથી તેની પીઠ પર હાથ ફેરવ્યો. અને કહ્યું, " જા ભાઇ! ખુશીથી જા. ઇશ્વર તારૂં કલ્યાણ કરો. ".

*

તે ચાલ્યો ગયો. પણ ઇશ્વરે તેનું કલ્યાણ કર્યું નહિ. આથી ઇશ્વર પરનો તેનો વિશ્વાસ પણ ઉડી ગયો. આવડો મોટો માલેક, તેણે ઇશ્વરને હુકમ કર્યો હતો કે આનું કલ્યાણ કર. પણ આ ઇશ્વરે આવડા મોટા માલેકનું કહ્યું પણ માન્યું નહિ. આવડો મોટો માલેક, આવડો મોટો કારખાનદાર, હિન્દુસ્તાનના ભાગ્યનો ભગવાન તેનો શબ્દ સુદ્ધાં ઇશ્વરે સાંભળ્યો નહિ! એથી તો ઇશ્વર પરની તેની શ્રદ્ધા પણ ઉડી ગઈ.





# પુસ્તકોની દુનિઆમાં



પ્રિયબહેન યશ,

તારી અધીરાઇથી હું એવો ટેવાઇ ગએલો છું કે તારો છેલ્લો પત્ર પણ મેં એકદમ શાન્તિથી વાંચીને મારા જવાબ આપ્યા વિનાના પડી રહેલા મોટા થોકડામા સેરવી દીધો છે. ગયો અંક દીપોત્સવી અંક હતો એટલે, આમંત્રેલા મહેમાનો માટે સ્થાન કરી આપવું જ રહ્યુ. પરિણામે મેં લખી રાખેલો પત્ર પણ પ્રેસમાં મોકલેલો નહિ. હવે તો નવાં પુસ્તકો પણ એમા સમાવીને આ સળંગ પત્ર લખી દઉં છું.

'રતન'[1] વાચવાને તું અધીરી બનેલી છે એ હું જાણું છું. પણ હવે તારે ઝાઝીવાર અધીરાઇ બતાવવી નહિ પડે. આજે સૌથી પહેલા 'રતન'ને જ હું અહી હાથ લેખું છું. પૃથ્વી જેવા ખડબચડા અને કિલષ્ટ લેખાતા છંદમાં ભાઇ ચન્દ્રવદને ગ્રામ્ય જીવનની એક કથાને એમાં એવી સુંદર રીતે વણી લીધી છે કે બસ આક્રંદ પોકારવાનું મન થઇ જાય છે

'રતન'ની વિશિષ્ટતાઓ ઘણી છે. એ બધીનુ બહુ બારીક અવલોકન કરવાની મારી ગુંજાશ નથી. છતા એમા જે જે લક્ષણોએ મારા દિલ પર અસર કરી છે તે બધાયનો હું અહીં ઉલ્લેખ કર્યા વિના રહી શકું એમ નથી.

ગુજરાતી સાહિત્યમાં ભાઇ બહેનના પ્રેમને કવિતામાં ઉતારવામાં ભાઇ ચન્દ્રવદન પહેલા અને એકલા ગણાય છે એ તું જાણે છે. એમના 'ઇલા-કાવ્યો' એ આ કારણે જ ગુજરાતી સાહિત્યમાં અનેરું સ્થાન મેળવી લીધેલું છે. 'રતન'માં પણ ભાઇ બહેનના નિર્દોષ પ્રેમની નિર્મળી વહી રહે છે. તે સાથે ગ્રામજીવનની મધુરતાનો એમા સચોટ નિર્દેશ છે. આપણા ગુજરાતી કાવ્ય સાહિત્યમાં આવું કથા કાવ્ય, મારાં વાંચવામા બીજું આવ્યું નથી.

ગ્રામ્યજીવન, અને ગામડાંની પ્રજાના ભાગ્યનું કવિતામાં આલેખન કરતાં ભાઇ ચન્દ્રવદન, વાસ્તવિકતાને ભૂલ્યા નથી. ગામડાઓ કેવાં હતાં, અને આજે કેવા થઇ ગયાં છે, ખેડુતોની હાલત કેવી હતી અને વિદેશી સત્તાની ગુલામી પછી આજે ખેડુતોની દશા કેવી પાયમાલ થઇ ગઇ છે, એ બધાંનું ધ્યાન ભાઇ ચન્દ્રવદને કર્યું છે. પહેલી ૧૬૫ પંક્તિઓમાંથી આપણને આ સ્થિતિનું સચોટ ધ્યાન મળે છે. એક વખતની રસકસવાળી, સમૃદ્ધ જમીનના માલેક ખેડુતો આજે રસવિહોણી જમીનના ઢોર વિનાના માલેક રહ્યા છે એ પંક્તિઓ આ રહી:

હતા જઠર પોષનાર! પરદેશી. સત્તાધીશે<br>
કનિષ્ઠ ગણી ખેડને વળી કનિષ્ઠ ખેતી ગણી<br>
અનેક વિષ બીજ વાવી ઉગાડાવી આ ભોમમાં<br>
અનંત જીરવીણુ અહીં લોહની શરખલા.<br>
રહ્યો કસ કંઇક તેય વળી ખેત જાદુગરે<br>
જમાવી નિજ મોઢળાળ અહીં લીધ ચૂસી લીધો,<br>
કરી રસ વિહોણી ભોમ હરી હીર ખેડુતનું.

(પૃ. ૯)

વિગતોમાં ઉતરતાં પહેલાં તને ટુંકામાં વાત કહી દઉં. મુખી પટેલ નામના એક ખેડુતને ભાણો અને ધનો નામના બે છોકરા. પિતાએ બન્નેને પાળીપોષી મોટા કર્યાં અને 'જમીન જળ ને જહેમત'નું તેમને જ્ઞાન આપી ખેડુતને જોઇતું સર્વજ્ઞાન અનુભવી વૃદ્ધને હાથે આપ્યું. વયમાં આવતાં બન્ને પુત્રોને ડોસાએ પરણાવ્યા અને ભાણાને રતન અને ધનાને હીરો નામના પુત્રી-પુત્ર રત્ન સાંપડયાં. અને મુખીપટેલ સુવર્ણ ઝરતી ધરાની મિલકત આપીને વિદાય થયા. ધનો જરા

---

[1] રતન: લેખક: ચન્દ્રવદન ચીમનલાલ મહેતા, ૧૧ મો રસ્તો, ખાર, કિં. રૂ. ૧.

બેફિકર. એટલે ભાણુાને માથે કુટુંબનો ભાર આવી ગયો. ધનો મહેનતુ ખરો. પણ પછી તો બન્નેની વહુઓ ગુજરી ગઇ. અને ભાણા પર વિજળી પડી એટલે તેના હાથ જુદા પડયા. અત્યારસુધી સંયુક્ત કુટુંબની ભાવનામાં મસ્ત બન્ને હતા. પાણ્ભાણાના હાથ જુદા થતાં તેને દીકરી 'રતન'ની ચિંતા થઇ અને તેને અંગે ધના સાથે જમીન બાબતમાં બોલાચાલી થઇ. જમીનના ટુકડા થાય તે ધનાને ન રૂચ્યું અને તે વતન તજીને કયાંક ચાલ્યો ગયો, હીરાની ભાણાને ભેટ ધરીને.

રતન અને હીરા બન્ને પિતરાઇ છતાં જાણે સગાં ભાઇ બહેન. અને બન્ને વચ્ચે ભારે હેત. ધનો ચાલી ગયો એટલે ભાણાને પણ ભૂલ સમજાઇ અને તેમાં પ્રાયશ્ચિતરૂપે હીરાને લાડથી ઉછેરવા માંડયો. ભાઇ બહેન વચ્ચેનો પ્રેમ વધતો જ ગયો. ભાણાને ધનાને કરેલા અન્યાયનું સાલ એટલું સાલતું હતું કે તે કોઇ પણ રીતે હીરાને આગળ લાવવા ઇચ્છતો હતો અને તેણે હીરાને વધારે જ્ઞાન મેળવવા નગરમાં મોકલ્યો. નગરમાં ગયા પછી હીરામાં પરિવર્તન થયું. ભાણો ગમે તેવી આપદા વેઠીને હીરાને નગરમાં તકલીફ ન પડે એની કાળજી રાખતો. પણ એવામાં દિવસો ખરાબ આવવા લાગ્યા. ભાણો પણ ગુજરી ગયો અને ભાઇને આઘાત લાગે એમ ધારી રતને તેની ખબર સુદ્ધાં ભાઇને ન આપી. ભાઇ નગરની લોલુપતાએ પૂરો ફસ્યો. તે રતનને પણ ભૂલ્યો. પણ પાછળથી તેની એ મોહિની પણ ગઇ અને ભાઇબહેન પાછાં મળ્યાં. ભાઇ ભાભીનો સંસાર જોઇ રતન પણ દુનિયાને તજી ગઇ. પણ ભાભીની કુખે કુળનો દીપક પ્રગટયો તેજ વખતે 'રતન પ્રાણનો દીવડો ગયો બુઝાઇ.'

એક હજાર છસો તેંતાલીસ લીટીમાં આટલી કથાને, પ્રસંગને અનુસરતાં વર્ણનો, સ્વભાવ ચિત્રો વગેરેમાં વણી લીધી છે. અને એ આખી ય કથા વાચ્યા પછી લાંબા કાળ સુધી મન પર અસર કરતી રહે છે.

કાવ્યની પંક્તિઓ ટાંકવા બેસું તો પાર ન આવે એટલી ભાવભરી અને પ્રેરક પંક્તિઓ આમાં ચોકબંધ છે. હીરાને નગરમાં ભણવા મોકલતી વખતની રતનની વિદાયનું આખું ય શબ્દ ચિત્ર એટલું વેધક છે કે વાંચનારની આંખ પણ પળવાર ભીની થવાની તૈયારી કરે છે. નબળા પોચા લાગણી વાળા વાંચનારની આંખોમાંથી તો આંસુ ટપકી પણ પડે એટલી એ વેધક છે. છત્રીસથી બત્રીસ એ: છ પાનાંઓ પરની આ સર્વ પંક્તિઓ વારંવાર વાંચ્યા કરવાનું મન થાય છે.

ગામડું અને શહેર એ બન્નેની સંસ્કૃતિ ભિન્ન છે. એ આ કાવ્યમાં સારી રીતે બતાવ્યું છે. પણ શહેરની તાકલદી સ્થિતિ પર દીપતી સંસ્કૃતિ પર ચોત્રીસ અને પાંત્રિસ પાનાઓ પરની પંક્તિઓમાં કરેલા કટાક્ષ આજે કોને આબેહુબ નહિ લાગે? એની સામે ગ્રામજીવનની નિખાલસતાનું એમાં સચોટ આલેખન થયું છે.

પ્રસંગોપાત એમાં કરવામાં આવેલાં વર્ણનો આખા ય સ્થળને આપણી નજર આગળ ખડું કરે છે અને આખી ય કથા જાણે આપણી સમક્ષ ખડી થતી હોય એવી અસર એ વાચનાંજ થઇ જાય છે. મધુર વાણી, સરળ ભાષા અને સચોટ શૈલીથી રચાયલું આ કાવ્ય સાહિત્યમાં જરૂર અનોખું સ્થાન લઇ જાય છે. ચંદ્રવદનની કવિ તરીકેની પ્રતિભાને એ વિશેષ ઉજ્વળ કરે છે.

કવિતાની વાત કરૂં છું ત્યારે સાથે સાથે 'રાસરજની[૨]'ની નવી આવૃત્તિ તૈયાર થઇ છે તેનો ઉલ્લેખ કરી લઉં. તેત્રીસમાં પહેલી અને ૩૫ માં બીજી આવૃત્તિ થયા પછી આ ત્રીજી આવૃત્તિ સાડાત્રીસમાં પ્રકટ થાય છે એ જ એની લોકપ્રિયતા સૂચવે છે. આગલી આવૃત્તિઓની સરખામણીમા જરાય ન ઉતરે બલકે ચઢી જાય એવું આ આવૃત્તિનું રૂપરંગ છે. અને એમાં અનેક નવા રાસ પણ ઉમેરાયલા છે. પાને પાને સુશોભનો પણ મૂકયાં છે એટલે સામાન્ય વર્ગને આ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડશે. એનું વૈવિધ્ય સારૂં જળવાયલું છે.

કવિ વર્ડ્ઝવર્થની 'We are Seven' એ કવિતાને 'અમે છૈયેં સાત'[૩] નામે ગુજરાતીમાં

---

૨. રાસરજની : પ્રકાશક : એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. રૂા: ૧-૧૨-૦

૩. અમે છૈયેં સાત : કર્તા : મીસ કુલસુમ એ. સુરૈયા, શ્રી. ગુજરાતી સાહિત્ય મંડળ, ઇસ્માઇલ કોલેજ; જોગેશ્વરી, મુંબઇ.

રૂપાંતર કરીને બહેન કુસુમ એ. સુરૈયાએ એક આંગ્લ કવિની ભાવનાને ગુજરાતીઓ સમક્ષ ઉચિત રીતે રજુ કરી છે એમ કહેવું જોઇએ. એ ગુજરાતી પંક્તિઓ ઉપરથી, એમનામાં કવિત્વ શક્તિનાં બીજ જોઇ શકાય છે એટલે એમના તરફથી સ્વતંત્ર કવિતાઓની આપણે આશા રાખીએ તો ખોટું નથી.

ગુજરાતી સાહિત્યમાં આજે નવલકથા લખનારાઓની સંખ્યા ઘણી થોડી છે. અને બીજા સાહિત્ય કરતાં સારી નવલકથાઓ પ્રમાણમાં લખાય છે પણ ઘણી થોડી, એમા ય ઇતિહાસને મોટે અંશે વફાદાર રહીને ઐતિહાસિક નવલકથા લખનારા તો શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ મુખ્ય છે એમ કહ્યા વિના ચાલતું નથી. એમની 'પ્રજાબંધુ'ની ભેટ તરીકે પ્રકટ થએલી 'રાજહત્યા'[૪] વાંચનારને, કેટલીક જગાએ આધુનિક વિચાર ધારાઓ વહેતી લાગે એમ છે. છતાં એકંદરે ઇતિહાસનાં વાતાવરણને જાળવવામાં એમણે ઘણી વફાદારી રાખી છે એમ કહેવું જોઇએ.

સોલંકી વંશના કુમારપાળ પછી ગુજરાતની ગાદીએ આવેલા અજયપાળનો ઇતિહાસ એક અવિચારી અને શિઘ્રકોપી રાજાના શાસનનો કરુણ ઇતિહાસ છે. શૈવ અને જૈન ધર્મના ઓછાયા ગુજરાતનાં શાસન પર સારો પ્રભાવ પાડનારા હોવા છતાં, કુમારપાળ પૂર્વે થએલા શૈવી રાજાઓએ કોઇ પણ પ્રજા વર્ગ ઉપર ધર્મને કારણે દ્વેષ ધારણ કર્યો ન હતો; પણ અજયપાળે જૈનો ઉપર અનિષ્ટ આચરણો કર્યાં. અને અજયપાળ ઉપર જૈનો કોપાયમાન થયા. આને પરિણામે અંતે અજયપાળની હત્યા થઇ. એ રાજહત્યાને કેન્દ્રસ્થ રાખીને આ નવલકથામાં અજયપાળના જૈનો પરના અત્યાચારો, જૈનોના તેના પરના રોષ વગેરેનું સચોટ બયાન કરતાં પ્રસંગો આમાં આ લેખાયા છે.

કેટલાંક ઐતિહાસિક પાત્રોનાં આલેખન ઉપરાંત આમાં 'દેમતી' જેવું કાલ્પનિક પાત્ર આલેખીને, શ્રી. મુનશીની 'મંજરી'ની માફક જ અમર રહી જાય એવું પાત્ર શ્રી. ચુનીલાલે સર્જી આપ્યું છે અને આખીય નવલકથા પૂરી થયા પછી પણ આ પાત્ર ભૂલાતું નથી એમ એનું સબળ આલેખન પૂરવાર કરી આપે છે.

એ નવલકથા વાંચ્યા પછી, એક બીજી નવલકથાનો પરિચય કરાવતાં મને પોતાને પણ કંટાળો આવે છે. એટલે તને એ વાંચતાં કંટાળો આવે તો મને નવાઇ નહિ લાગે 'રવિવાર'ની ભેટ તરીકે પ્રકટ થએલી એ 'ગુજરાતણ'[૫] નવલકથાની બીજી આવૃત્તિ થઇ છે. શી રીતે તેની મને હજી સમજ પડતી નથી, બાકી એમાં 'ગુજરાતણ' નામને સાર્થક કરે એવું કાંઇ જ નથી. કેટલીક જગાએ ઉદ્દામ વિચારો દર્શાવવા ખાતર વાસ્તવિકતાનો અને વર્તમાન સામાજીક કે કાયદાની પરિસ્થિતિનું પણ અજ્ઞાન પ્રદર્શિત કરવામાં આવ્યું છે. ક્રાન્તિકારી વિચારોની રજુઆત કરતી વખતે પણ વાસ્તવિક પરિસ્થિતિને અસરાઇએ મૂકવાનું ભાગ્યેજ પરવડી શકે. બાકી વાર્તામાં છૂટાછેડાના પ્રશ્નને લગનો મુદ્દો સારો હઠાવેલો છે. માત્ર એની આવશ્યકતા દર્શાવવા માટે જોઇએ તેવી સબળ ભૂમિકા તૈયાર કરી શકાઇ નથી.

નવલિકાઓનો એક જ સંગ્રહ મળ્યો છે. અને તે ગુજરાતના એક નવા નવલિકાકારનો પરિચય કરાવના પૂરતો છે એમ કહેવું જોઇએ. ભાઇ દુર્ગેશ શુકલની વાર્તાઓ 'છાયા'[૬] રૂપે રજુ થયા છે એ આપણને ગમે છે, એમાંની આઠેઆઠ વાર્તાઓ વિવિધ રસની છે અને નવલિકા સાહિત્યમાં એ સારૂં સ્થાન જમાવી જાય એવી છે. 'જીવલીનું જીવતર' 'હૈયા સુનો' 'અન્નપૂર્ણા' તો વખતોવખત વાંચવાનું મન થાય એવી વાર્તાઓ છે.

શ્રી. દક્ષિણામૂર્તિ[૭] બાલસાહિત્ય વાટિકાનાં

૪. રાજહત્યા : લેખક : શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ, 'પ્રજાબંધુ' પ્રિન્ટીંગ વર્કસ, ખાડીયા, અમદાવાદ, મૂલ્ય રૂા. ૧-૧૨-૦.

૫ ગુજરાતણ : લેખક : શ્રી. જયસુખ પંડયા : 'રવિવાર' કાર્યાલય, લેમીંગ્ટન રોડ, મુંબઇ ૪.

૬ છાયા : લેખક : શ્રી. દુર્ગેશ શુકલ, પ્રકાશક : ચોંપશી કિ. ઉંશી : પોલોકસ્ટ્રીટ, કલકત્તા, મૂ. ૧-૮-૦

૨૬ અને ૨૭ માં પુસ્તકો તરીકે પ્રકટ થએલાં બન્ને પુસ્તકો બાળકોના જ્ઞાનદીપને વિશેષ ચેતાવે એવાં છે. "વિજ્ઞાનના દ્રષ્ટાઓ"૭ (ભાગ બીજો)માં શ્રીમતી મોંઘી બહેને એડીસન, માર્કોની અને સર જગદીશચંદ્ર બોઝ એ ત્રણ વિજ્ઞાનવેત્તાઓનો સાદી અને સરળ ભાષામાં પરિચય કરાવ્યો છે. જ્યારે શ્રી. ગિજુભાઇએ તેમની સૌન્દર્ય દૃષ્ટિનો પરિચય 'સૌન્દર્યની દૃષ્ટિએ 'માં૮ કરાવ્યા ઉપરાંત વાંચનારાઓની સૌન્દર્યની દૃષ્ટિ ખીલે એવી સામગ્રી પૂરી પાડી છે.

'શું શીખ્યા 'માં૯ શ્રી. હર્ષદ પટેલે બાળકોને બોધ દેતી વાર્તાઓ રજુ કરી છે.

સ્વીકાર : (૧) સુહિણી : પત્રિકા : ત્રીજી અને ચોથી : તેરમાં ગુજરાતી સાહિત્ય સંમેલનની માસિક પ્રચાર પત્રિકા, યાકુબખાન રોડ કરાંચી, છુટક પ્રત બે આના. (૨) મોઢેન્દુ : ભાદ્રપદ-અશ્વિન, તંત્રી વૈદ્ય વિશ્વનાથ મીઠારામ દવે અમદાવાદ : બે માસનો આ સંયુક્ત અંક દીવાળી અંક તરીકે પ્રકટ કર્યો છે એમાં જ્ઞાતિ સમાચાર ઉપરાંત બીજા લેખો આપેલા છે. (૩) કિરણ : સપ્ટેમ્બર અને ઓક્ટોબર : તંત્રી ચુનીલાલ જયશંકર ઓઝા, અમદાવાદ. (૪) વ્યાયામ : ઓક્ટોબર : ઘોરો નારાયણ વિઠ્ઠલ, વડોદરા: (૫) શ્રી કેખશરૂ બાયજી સાર્વજનિક સ્ત્રી અને બાળ પુસ્તકાલયનો સાલ ૧૯૩૬-૩૭ નો વાર્ષિક રિપોર્ટ અને હિસાબ. (૬) શ્રીમાન મુનિ મહારાજ શ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાયબ્રેરી તથા સંસ્કૃત પાઠશાળાનો ૧૯૩૪ થી ૧૯૩૬ સુધીનો રીપોર્ટ તથા હિસાબ

(૭ : ૮) : વિજ્ઞાનના દ્રષ્ટાઓ ભાગ ૨ શ્રી મોંઘીબહેન અને સૌન્દર્યની દૃષ્ટિએ : શ્રી. ગિજુભાઇ, દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર ભાવનગર : પાંચ આના બન્નેનાં. (૯) શું શીખ્યા ? લે. હર્ષદ પટેલ, આપણું બાળ કાર્યમંદિર, ભરૂચ. કિં. ૦-૩-૦.




## સ્વદેશ

**મુંબઈ મહિલા પરિષદ :** અખિલ ભારતીય મહિલા પરિષદની મુંબાઇ શાખાની વાર્ષિક બેઠક તા ૧૩ મી નવેમ્બરે સાંજે બ્લેવસ્કી લોજમાં રાણી લક્ષ્મીબાઇ રાજવાડેના પ્રમુખપદે મળી હતી. આ પ્રસંગે મીસીસ બાથીમોરીયા શ્રી. કપીલા ખાંડવાળા, શ્રીમતી અન્નપૂર્ણા દેશમુખ, શ્રીમતી શાન્તાબાઇ વેંગાસકર, ડૉ મીસીસ માલિનીબાઇ સુખથનકર, શ્રીમતી જયશ્રી રાયજી, મીસીસ મસાણી, શ્રીમતી ગંગાબહેન પટેલ, શ્રીમતી બાબીબાઇ ગણેજી, શ્રીમતી સરોજબહેન ઘોષ, શ્રીમતી પન્ના દફતરી, મીસ મહેર મસાણી, મીસીસ સુલોચના મોદી, શ્રીમતી બચુબહેન ઠક્કર હાજર હતા

શ્રીમતી રાણી લક્ષ્મીબાઇ રાજવાડેએ તેમનાં ભાષણમાં જણાવ્યું હતુ કે: થોડા અઠવાડીયા અગાઉ પંડિત જવાહરલાલે જાહેર ભાષણમાં અખિલ હિંદ મહિલા પરિષદના સંબંધમા ટીકા કરતાં જણાવ્યું હતું કે સ્ત્રી જાગૃતિ કોંગ્રેસના પ્રયત્નોને આભારી છે. અખિલ હિંદ મહિલા પરિષદની પ્રવૃતિને આભારી નથી અને વધુમા તેઓ જણાવે છે કે એ સંસ્થા તો ઉમરાવશાહી સંસ્થા છે. તમને એ સાંભળી આશ્ચર્ય થશે કે એ ભાષણનો અહેવાલ સાંભળીને મને પંડિતજીની દલીલ માનવા યોગ્ય લાગી છેલ્લા દશકા દરમ્યાન મહિલાઓમાં જે જાગૃતિ આપણે જોઇ છે તે બેશક મહાસભાની પ્રવૃત્તિને મોટે ભાગે આભારી છે, પરંતુ મારો મુદ્દો એ છે કે તે અનિવાર્ય હતું. શુષ્ક કાર્યક્રમવાળી સંસ્થા આપણને સામુદાયિક રીતે જાગ્રત કરી ન શકે, પરંતુ રચનાત્મક કાર્યક્રમ ભોગ તથા રાષ્ટ્રપ્રવૃત્તિમયાં પ્રયત્નો જાગ્રત કરી શકે.

મહાસભાએ હિંદની સ્ત્રીઓને જ ખાસ રીતે જાગૃત કરી નથી; મહાસભાએ હિંદના સમાજને તળેટીથી શીખર સુધી જાગૃતિના પુરથી ઉભરાવી છે અને સ્ત્રીઓ પણ અનિવાર્ય રીતે લાગી છે. મહાસભાની પ્રવૃત્તિ કે જે મુખ્યત્વે કરીને રાજકીય છે અને તેના પરિણામે આવેલી જાગૃતિ વચ્ચે કાંઇ ફેર તમે જુઓ છો ? કાંઇ ફરક છે જ નહિ.

રાજકીય છોળ સાથે હંમેશાં લગભગ સર્વ પ્રવૃત્તિઓમાં નવું જોમ આવે છે. સંગીત, શિલ્પકળા, વગેરે ક્ષેત્રોમાં પણ તે અસર કરે છે. રાષ્ટ્રના સામાન્ય જીવનના અંધાર ખુણાને પણ તે ઝગઝગીત કરે છે. હું પંડિત જવાહરલાલ નહેરૂ સાથે સંમત થવામાં ઉતાવળ કરતી નથી પરંતુ ચોક્કસ રીતે માનું છું કે, હિંદની મહિલા જાગૃતિ સીધી કે આડકતરી રીતે કોંગ્રેસને જ આભારી છે.

આપણે જો આપણી ચળવળનાં મુળ ઉંડા નાખવા માગતા હોઇએ તો અવશ્ય આપણે સામુદાયિક પ્રવૃત્તિ ઉપાડી લેવી જોઇએ; નહિ તો મને ભય રહે છે કે તે ભવિષ્યમાં હજાણું કાર્ય કરી શકશે નહિ પણ મૃતપ્રાય થશે. આપણે મુખ્ય જરૂરીયાતોની અગત્ય ખાસ સમજીને આપણી પ્રવૃતિને આગળ દોરવી જોઇએ. કોંગ્રેસે પોતાનાં મુળ ઉંડા નાખ્યાં છે જેમાં સર્વે વર્ગોનો અવાજ આપણે જોઇએ છે અને તેથી જ કરીને સંસ્થા બળવાન અને શક્તિશાળી બની છે અને રાષ્ટ્રીય બિંદુ મુખ્ય બન્યું છે. જો કે હજી આપણું ધ્યેય અત્યારે અલગ રહ્યુ છે. જરૂરીઆત ઉભી થઇ નથી.

અત્યારે હિંદી મહિલાઓની મુખ્ય જરૂરીયાતો કેળવણી સામાજીક સુધારાઓ, રાષ્ટ્રીય પુનરૂદ્ધાર, ઉન્નત બનાવટો, આર્થિક સુધારણા, ઉંચી પ્રકૃતિ આજીવિકા, સુખાકારી અને હવા ઉજાસ છે. રાજકીય સ્વતંત્રતાનો પ્રશ્ન સામાન્ય રીતે ગૌણ હોવો જોઇએ. પરંતુ અડધી સદીથી આપણે જોઇએ છીએ કે આંદોલનો પ્રાથમિક અગત્યના બન્યા છે. હું રાજકીય સુધારા તથા સમાજ સુધારા કે જેના વિભાગો છેલ્લી પેઢીએ જે પ્રમાણે પાડયાં છે તે પ્રમાણે પુરાણી પ્રણાલિકાને આધીન થઇ નથી.

નવા બંધારણની રૂએ નવું પ્રધાનમંડળ નીમાયું છે. તેની સત્તા કેટલા પ્રમાણમાં છે તે હું જાણતી નથી. પરંતુ આપણી જાગૃતિના પુરાવા જે સુધારાએ રજુ થાય તે સરકારે માન્ય કરાવવા યત્ન કરવો જોઇએ. અને રાજકીય સત્તામાં પુરૂષો સાથે છેલ્લાં દશકાથી લડતી સ્ત્રીઓને પણ અધિકાર મળવો જોઇએ. સ્ત્રીઓએ પોતાની યોગ્યતા પ્રાપ્ત કરી બતાવી છે. અને સ્વતંત્રતાના ધ્યેયની પણ જાહેરાત કરી છે. એ ધ્યેય લક્ષમાં રાખ્યું છે. મુસ્લીમ લીગની મહિલા શાખા પણ શરૂ થઇ છે તેનું ધ્યેય પણ દેશની આઝાદીનું હશે કારણ કે મુસ્લીમ લીગે પણ દેશની આઝાદીનું ધ્યેય જાહેર કર્યું છે.

આપણું કર્તવ્ય હવે આપણું સેવા ક્ષેત્ર વિસ્તૃત બનાવવામાં છે. ખેડુત અને મજુર વર્ગને પણ લક્ષમાં રાખવાનો છે કે જે આપણામાં ૯૦ ટકાનો બનેલો છે જેની આપણે સેવા કરવાની છે તેઓ મુખ્ય ભાગે ગામડાઓ તથા શહેરમાં મોટા પ્રમાણમાં વસે છે, આપણે તેમની સમીપમાં જઇને તેમની સેવા કરવી જોઇએ એટલું જ નહિ પણ આપણે તેમને ઉપયોગી થઇ પડવું જોઇએ. જો આપણાથી તેમની સેવા તેમની સમીપમાં રહીને ન થઇ શકે તો આર્થિક રીતે પણ મદદ કરવી જોઇએ, અને કાર્ય કર્તાઓને મદદ કરવી જોઇએ.

ગ્રામ્ય પ્રદેશમાં વસતી સ્ત્રીઓમાં સામાન્ય બુદ્ધિ છે, અને શીખવાનો ઉત્સાહ પણ છે. પરંતુ તેઓ અશક્ત છે, અને તેથી જ કરીને તે પ્રગતિશીલ બની નથી. જો તેની દોરવણી થઇ શકે તો અવશ્ય તે પણ કાંઇક ઉન્નતિ કરી શકે અને કુરિવાજોમાંથી મુક્તિ મેળવી શકે. જ્યાં સુધી આપણે તેમને કેળવણી તથા તાલીમ આપીશું નહિ ત્યાં સુધી તે કાર્ય કરી શકશે નહિ તેને દોરવણીની જરૂર છે. આ માટે તો દેશની કેળવાયેલી મહિલાઓ જેટલું કરે તેટલું ઓછું છે. પ્રધાન મંડળોએ પણ આ કાર્યમાં મદદ આપવી જોઇએ. એ તેની પણ ફરજ છે. પ્રધાન મંડળે આ બાબતમાં કારણો બતાવી અળગાં રહેવું જોઇએ નહિ. અને ખરેખર એ રીતે જાદુઇ પરિવર્તન થતું આપણે જોઇ શકીશું.



**શ્રી. હીરામણી ચોકસી**

અમદાવાદના જ્યોતિસંઘના શીવણ વિભાગમાં કામ કરી રહેલાં શ્રીમતી હીરામણી ચોકસીએ લંડનની ધી ટેલર એન્ડ કટર એકેડમીનો, કટીંગના વિજ્ઞાન તથા કળાનો અભ્યાસક્રમ પુરો કરીને ડીપ્લોમા ઓફ મેરીટ મેળવ્યો છે. વિદેશની આ પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર હિન્દભરમાં તેઓ પહેલાં જ બહેન છે.

તેમણે પુનાની નાદવ ટેલરીંગ કોલેજમાં સવા વરસ સુધી અભ્યાસ કર્યો હતો. ત્યાંની ઉંચામાં ઉંચી પરીક્ષામાં પ્રથમ વર્ગમાં પ્રથમ નંબરે આવ્યાં હતાં.

હિંદની રાષ્ટ્રીય સ્વતંત્રતા તરફ આપણી સહાનુભૂતી હોવી જોઇએ અને સામાજીક તથા કેળવણીનું ક્ષેત્ર વિશાળ કરવું જોઇએ અને સામાજીક સુધારાઓ પ્રગતીશીલ બનાવવા જોઇએ. મુંબઇની મહિલાઓને હું અરજ કરું છું કે તેમણે ઉપરોક્ત જણાવ્યા પ્રમાણેની જાગૃતિને વેગ આપવો જોઇએ. હું આશા રાખું છું કે તેઓ પ્રાંતની તથા દેશની સારી સેવા બજાવશે. ”

**પસાર થએલા ઠરાવો**

( ૧ ) આ પરિષદ સરકારને મુંબઇ શહેર અને પરાંઓમાં બનતી ત્વરાએ પ્રાથમિક કેળવણી ફરજીઆત ને મફત કરવાની આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

આ પરિષદ તદુપરાંત કેળવણીના બંધ રણની આધુનિક પદ્ધતિ ઉપર નવેસરથી પુનર્ઘટના કરવાની, શારીરિક અને ઔદ્યોગિક જાતના શિક્ષણ ઉપર ભાર મૂકવાની તથા બાળકોની તંદુરસ્તી

પુષ્ટિકારક અને તથા શારીરિક કેળવણી ઉપર ખાસ ધ્યાન આપવાની સરકારને અરજ કરે છે.

શ્રીમતી યમુનાબાઇ હિરલેકરે આ ઠરાવ મુક્યો હતો તેને કુમારી કપીલા બહેન ખાંડાવાલા, શ્રીમતી ઇંદીરા જોશીએ ટેકો આપ્યો હતો.

( ૨ ) હિન્દુ વારસા હકને લગતા કાયદામાં નીચે પ્રમાણેના ફેરફાર કરતો ખરડો જલદીથી ધારાસભા આગળ રજુ કરવાની મુંબાઇ સરકારને આ પરિષદ ભલામણ કરે છે

હિંદી વારસાનો કાયદો કે જેને અંગ્રેજીમાં " Indian Succession Act " કહેવામાં આવે છે તે બધા હિન્દીઓને લાગુ પાડવો

ઉપરોક્ત ઠરાવ શ્રીમતી ડોકટરે રજુ કર્યો હતો તેને શ્રીમતી પન્નાબહેન દફતરીએ તથા ડૉ. મીસીસ માલિની સુખથનકરે ટેકો આપ્યો હતો

( ૩ ) હિન્દુઓને લાગુ પડતા લગ્ન અને છુટાછેડાના હાલના કાયદામાં નીચેના સુધારા અને ફેરફાર કરવાની આ પરિષદ મુંબઇ સરકારને વિનંતી કરે છે.

૧ એક પુરૂષને એક જ પત્ની હોવી જોઇએ.

૨ સંતાનનો કબજો બનતા સુધી માતાને જ મળવો જોઇએ.

૩. ઓછામાં ઓછી લગ્નની ઉમર છોકરીઓ માટે ૧૭ વર્ષની અને છોકરાઓ માટે ૨૦ વર્ષની થવી જોઇએ

૪ છોકરી ઉમરલાયક ન હોય તો છોકરી અને તેના થનાર પતિની ઉમર વચ્ચે વીસ વરસથી વધુ તફાવત ન હોવો જોઇએ,

૫. હિન્દુઓને લગતા કાયદામાં છુટાછેડા નીચેના કારણોસર શકય થવા જોઇએ.

( ક ) ત્યાગ

( ખ ) ગાંડપણ

( ગ ) ક્રૂર વર્તણુક.

( ઘ ) વ્યભિચાર



અખિલ ભારતીય મહિલા પરિષદની મુંબઇ શાખા તરફથી બ્લેવેત્સ્કી લોજમાં રાણી લક્ષ્મીબાઇ રાજવાડેના પ્રમુખપદે વાર્ષિક વિભાગી પરિષદ મળી હતી તે વખતે લેવામાં આવેલો ફોટો.



બોમ્બે વીમેન્સ એસોસીએશનની વાર્ષિક સભા ગયા માસ દરમ્યાન મળી તે વખતે
લેવાયલો મુંબઇના સ્ત્રી કાર્યકરોનો ફોટો

શ્રીમતી સુલોચના બહેન મોદીએ આ ઠરાવ રજુ કર્યો હતો. તેને શ્રીમતી જયશ્રીબહેન રાયજી અને શ્રીમતી શેંફરશીએ ટેકો આપ્યો હતો.

( ૪ ) ' બોમ્બે ચાઇલ્ડરન એક્ટ " ની જે કલમો બાળ ભીખારીઓને લાગુ પડે છે તે કલમોનો અમલ વધુ સખ્તાઇથી કરવાની આ પરિષદ સરકારને ભલામણ કરે છે. નિરાધાર રસ્તામાં રખડતા બાળકોને માટે વધુ બાળગૃહોની જરૂરિયાત તરફ આ પરિષદ સરકારનું ધ્યાન ખેંચે છે. આ પરિષદ જનતાને બાળભીખારીઓને દાન આપી ઉત્તેજન આપવાને બદલે આવા બાળગૃહોને મદદ આપવાની ભલામણ કરે છે.

( ૫ ) જે કારખાનાઓને હાલના ' ફેક્ટરી એક્ટ ' લાગુ ન પડતા હોય તેવા કારખાનાઓમાં કામ કરવાના કલાક કાબુમાં લાવવા માટે કારખાનાને લાગુ પડતા કાયદાની જરૂરીઆત તરફ આ પરિષદ સરકારનું ધ્યાન ખેંચે છે

મીસ મહેરાં મસાણીએ આ ઠરાવ રજુ કર્યો હતો તેને મીસ ગોદાવરી અને મીસ મીસ્રીએ ટેકો આપ્યો હતો.

**સ્વદેશી પ્રદર્શન :** અખિલ મહિલા પરિષદની મુંબાઇ શાખા અને શ્રી ગુજરાતી સ્ત્રી સહકારી મંડળના સંયુક્ત આશ્રય હેઠળ સ્વદેશી વસ્તુઓનું પ્રદર્શન તા. ૧૩ મી નવેમ્બરે વનિતા વિશ્રામ હોલમાં ભરવામાં આવ્યું હતું. તેની ઉદ્ઘાટન ક્રિયા શ્રીમતી લક્ષ્મીબાઇ રાજવાડેએ કરી હતી. તેમણે સ્વદેશી વસ્તુઓને ઉત્તેજન આપવા તરફ ભાર મૂકયો હતો અને સ્વદેશીના લાભો સમજાવ્યા હતા

**નવાં ગુજરાતી સ્ત્રી વકીલ** . મુબઇ યુનિવર્સીટીની ગયા ઓક્ટોબર માસમા લેવાયલી બીજી એલ એલ બી ની પરીક્ષામા કુમારી સરલા કનૈયાલાલ મુનશી પાસ થયા છે

**બીજી એલ સી પી એચ્ની** પરીક્ષામા નીચેના બહેનો પસાર થયા છે મીસ પ્રેમવતા અદુર, મીસ સરોજિની ભાળે, મીસ વત્સલા ભોસલે, મીસ તીર્થ ક્રેનાની, મીસ શૈલા હલીયેર, મીસ સુશીલ ગિરિ મીસ વિજયા કર્ણિક, મીસ યમુ નાયક, મીસ શાન્તા લલ્લુભાઇ પટેલ, મીસ વિનોદિની માધવલાલ શાહ, મીસીસ આયર સુબ્રહ્મણ્યમ, મીસ સુના સુનાવાળા, મીસ મે યારેસ મેસુદીન

**નવા સ્ત્રી ગ્રેજ્યુએટ** · બી. એ ની પરીક્ષામા નીચેના બહેનો પસાર થયા છે . શ્રીમતી બહેનો રેશન દાદીબરજોર, લુસી તાનાજીભાઇ દર, મેરીલ રીષ, આલુ જાફરાબાદવાળા, સુવા કાત્રક હોમાઇ તલાટી, એડવીના તેમીસ, હંસા સાતઘરે, માલતી ટેબે, આનુ ગાંધી, અમી માદન, કમલ ગનેરકર, ઇન્દુમતી મોમે, સુધા સાઠે, કમલા પરાજપે નિર્મળા રેશવાલી, પાર્વતી રામચંદની પેર્ય શાહાણી, ફેરખાનુ જમાત, પીરોજા આદરજી તલાટી, નાનુ દુબાશ

**બી. એસસી** ની પરીક્ષામા પાસ થએલા બહેનો સુશીલા વિઠ્ઠલ અરવકર, શકુન્તલા તામાને, લક્ષ્મી હીંગોરાણી અને તેજકુમારી મનવાની પાસ થયા છે

**પહેલી એલ એલ બી**મા શરીથી બી. આર્મીક, સરલા વિક્રમ મજમુદાર, બપાઇ મીસ્ત્રી, હરદેવી સામદાસાની બીજા વર્ષમા પાસ થયા છે

**સ્ટવનો ભોગ** મુબઇમા શકરશેઠ રોડ ઉપર શ્રીનીલામા પતિ સાથે રહેતી મનુબહેન જયન્તીલાલ સ્ટવની આગ લાગતા સારી સળગી જવાથી દાઝી મરણ પામી

**સ્ત્રીઓ માટે સેવાનાં ક્ષેત્રો** અખિલ હિન્દ મહિલા પરિષદની ગુજરાત શાખાની મળેલી સભામા પરિષદની આગામી બેઠક માટે પ્રચાર કરતા શ્રીમતી જયવતી દેસાઇએ એક ભાષણ આપ્યુ હતુ. શ્રીમતી જયવતી દેસાઇએ કહ્યુ કે કેવળ વાતો કરવાને બદલે આપણે કામ કરવા લાગવુ જોઇએ તત્કાળ કરવા જોગ કામો પણ ઘણા છે. મહાસભાની સરકાર નિરક્ષરતા ટાળવા માગે છે ને દારૂબધી ટાળવા માગે છે આ બને પ્રવૃત્તિઓમા એક તો શુ પણ સેકડો બહેનો કામે લાગી શકે એવુ એ બહોળુ ક્ષેત્ર છે. મહાસભા વાદી સરકાર આજે કેળવણીની પદ્ધતિમા મૂળગત પલટાઓ કરવા માગે છે, એને સમયે આપણે એમની પાસે માગવુ જોઇએ કે આજની દૃષ્ટી યતી કમાણીના ને વધતા જતા ખર્ચના જમા નામા કન્યાઓના અભ્યાસમા ગૃહઉદ્યોગોની તાલીમ જરૂર દાખલ કરવી જોઇએ આ ઉપરાત સમાજ સુધારણાના ક્ષેત્રમા પણ ઘણુ અને ઘણી જાતનુ કામ પડયુ છે. પરતુ આપણે એટલુ યાદ રાખીયે કે જે કાઇ કામ કરીયે તેમા સેવાનો દભ નહિ પણ સેવાની ભાવના રાખવી જોઇએ છે

**બાળલગ્ન માટે સજા :** બાળલગ્ન પ્રતિબધક કાયદાનો ભગ કરીને બાળલગ્ન કરવા માટે દાહોદમા એક નિવૃત્ત પોલીસ કોન્સ્ટેબલને રૂ ૭૫ નો દડ અથવા સાત દિવસ કેદની સજા થઇ છે

**પતિને સ્થાને પત્ની** મધ્ય પ્રાતની ધારા સભાના મહાસભાવાદી સભ્ય મી નસીમુદીન અહમદ મૃત્યુ પામતા તેમની જગા ખાલી પડી છે એ જગા માટે મહાસભાવાદીઓએ તેમના પત્ની બેગમ નસીમુદીનને ઉમેદવાર તરીકે ઉભા કરવાનો નિશ્ચય કર્યો છે

**અનીતિના હેતુ સર સ્ત્રીઓનો વેપાર** કરતી એક ટોળીના પાચ માણસો જબલપોરમા પકડાયા છે આ લોકોએ સો જેટલી સ્ત્રીઓને ભગાડીને પજાબમા—તેના—વેચાણ—કર્યાની—બીના બહાર—આવી છે

**સ્ત્રીઓ અને રાજકારણ :** અખિલ હિંદ મહિલા પરિષદની અયોધ્યા શાખાના વાર્ષિક અધિવેશનને પ્રમુખ સ્થાનેથી શ્રીમતી વિજયાલક્ષ્મી પડિતે નીચે મુજબ ભાષણ કર્યું હતુ

"સ્વતત્ર દેશોમા સ્ત્રીઓને રાજકારણમા પડવાની કાઇ જરૂર નથી પણ પરદેશીઓની ગુલામી તળે સબડતા દેશની સ્ત્રીઓએ તો રાજકારણને ધર્મ ગણીને અપનાવવુ જોઇએ સ્ત્રીઓની સસ્થાઓ સ્થપાય છે ખરી પણ તે ફક્ત સોબાઇક

આંતર વ્યવહાર માટે જ. ગૌઇપણ જાતની પ્રગતિ એમાં સધાતી નથી પણ હવે તો એવો વખત આવી પહોંચ્યો છે કે જ્યારે સ્ત્રીઓએ પોતાની નબળાઇ પારખવી જોઇએ. દિવસે દિવસે દુનિયા નાની થતી જાય છે અને એક ઠેકાણે બનતા બનાવોના પ્રત્યાઘાતો બીજે ઠેકાણે પડે છે. હિન્દની ગુલામીની અસર બીજે ઠેકાણે થયા સિવાય રહેનાર નથી. દેશની આઝાદીની લડતમાં ભાગ લઇને સ્ત્રીઓએ પોતાની શક્તિ પુરવાર કરી બતાવવી જોઇએ.

આપણા ભાઇઓ કોમવાદી મુદ્દાઓ ઉઠાવે છે એ જોઇ મને ખુબ દીલગીરી થાય છે. ધાર્મિક મતભેદો વડે જીવનને કુરૂપ ન બનાવવું જોઇએ ધર્મ તો એક વ્યક્તિને સવાલ છે.

હું માત્ર સ્ત્રીઓની જ હીમાયતી નથી. હું તો માનું છું કે જીવનનાં બધાં ક્ષેત્રમાં સ્ત્રી-પુરૂષ બંનેએ સરખો ભાગ લેવો જોઇએ. આપણે આપણા હકો માટે પુરૂષો સાથે લડત ચલાવવાને બદલે જાતે જ ક્રાન્તિ સાધવી જોઇએ. આપણે લાયક થઇશું એટલે કોઇની મગદુર નથી કે આપણને આપણાં હકો ન આપી શકે. આપણે આત્મજનો અને આપણાં બાળકોની સુધારીને આપણાં દેશની જ નહિ પણ સારીએ માનવજાતની મુક્તિ માટે લડત ચલાવવી જોઇએ."

સાસુનું રાજ્ય : કલકત્તાના એડીશનલ ચીફ પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટની અદાલતમાં એક મુકદમો ચાલ્યો.

મુકદમો પોલીસે માંડયો હતો. એની વિગત એવી છે કે ભગવતીદાસી નામની એક બાઇને સચીન્દ્રપાલ નામનો પુત્ર હતો. એ પુત્રની ચૌદ વર્ષની પત્નીનું નામ સરસ્વતીદાસી હતું.

સરસ્વતી રૂપની નહોતી ને વધારામાં ગરીબ માબાપની પુત્રી હતી. પિયરથી એને આણું થયું નહિ. એ કારણે સાસુએ એને પજવવા માંડી. પજવણી હદ બહારની થવાથી એક દિવસે આ પુત્રવધુએ પોતાની સાડીમાં ઘાસલેટ છાંટીને સાસુના રાજ્યનો ને આ ફાની દુનિયાનો સદાને માટે ત્યાગ કર્યો. લાશ ઉપર કોરોનરની જ્યુરીએ નિર્ણય આપ્યો કે સરસ્વતીએ સાસુના સંતાપથી આત્મહત્યા કરી છે.

પોલીસે સાસુ ઉપર પુત્રવધુને સતાવવાનો કેસ કર્યો ને પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટે સાસુને સજા કરી છે.



સાહીબા ગુએકચન
કમાલપાશાની 'ધર્મની પુત્રી' જે તુર્કીની બાળાઓને વીમાની તાલીમ આપે છે.

પંજાબના શ્રી નેતાને સજા : લાહોરના જાણીતા કોમેસવાદી શ્રી કાર્યકર બીબી ગુલામ ફાતમાને બતાલામાં મળેલી જાહેર સભામાં રાજદ્રોહી ગીત ગાવાના આરોપસર વધારાના જીલ્લા મેજીસ્ટ્રેટે છ માસની સખ્ત કેદ અને રૂા. ૧૦૦ ના દંડની સજા કરી છે.

અપહરણ : કાંગ્રા નજીકના એક ગામમાં રહેતી હિન્દુ કુમારિકાનું તેનાં રૂપને કારણે અપહરણ થયું છે. તેનાં સૌન્દર્યને કારણે આસપાસના ગામોમા તેની ખ્યાતિ ઘણી જ છે. થોડાક દિવસ પર હથિઆર બંધ ટોળીએ તેના ઘર પર ધાડ પાડી તેનું અપહરણ કર્યું હતું. લાંબી તપાસ પછી પોલીસે તેને એક ગામમાંથી શોધી કાઢી હતી. જે ઘરમાંથી આ કુમારિકા મળી આવી હતી તે ઘરના માલીકની ધરપકડ કરવામાં આવી છે.

રાષ્ટ્ર જાગૃતિ અને સ્ત્રીઓ : અખિલ ભારતીય મહિલા પરિષદની મદ્રાસ શાખાના વાર્ષિક અધિવેશનના પ્રમુખસ્થાનેથી શ્રીમતી રૂક્મિણી લક્ષ્મીપથીએ જણાવ્યું હતું કે પક્ષીય રાજકારણને અખિલ હિન્દ સ્ત્રી પરિષદમાં સ્થાન ન આપવા વિષે ગમે તેટલી દલીલો કરવામાં આવે

પરંતુ રાષ્ટ્ર જાગૃતિ સાથેનો સંસર્ગ નિવારી શકાય નહિ. હિન્દના કરોડો કંગાલોના નામે બોલી શકે એવી એક માત્ર સંસ્થા મહાસભા જ છે અને પ્રજાહિત માટે કામ કરવા એ બંધાયલી છે એમજ મહાસભાવાદી પ્રધાન મંડળને ટેકો આપવો એ આપણી ફરજ છે. '

**પુનર્લગ્ન :** ( ૧ ) સુરતી દશાલાડ વણિક જ્ઞાતિનાં શ્રી. હિરાલાલ જીવણલાલ ભગતે શ્રી. લક્ષ્મીચંદ મહાદેવભાઇના વિધવા પુત્રી શ્રીમતી ભદ્રબાળા સાથે મુંબાઇમા પુનર્લગ્ન કર્યું. ( ૨ ) આકોલાનાં જૈન વિધવા આશ્રમના આશ્રયે શ્રી. ગરીબદાસજી જૈને શ્રીમતી કેશરબાઇ નામના વિધવા સાથે પુનર્લગ્ન કર્યું.

**પ્રકીર્ણ :** ( ૧ ) દાહોદની મ્યુનિસિપલ સ્કુલ બોર્ડમાં શ્રીમતી જમુબહેન રમણલાલ શેઠની ચુંટણી થઇ છે ( ૨ ) રાજકોટમા ભરાયલી કાઠિયાવાડ રાજકીય પરિષદના ઠરાવ અનુસાર ૧૧ સભ્યોની પરિષદની કાર્યવાહી નીમાઇ છે તેમા શ્રીમતી ભક્તિબા દેસાઇ નીમાયાં છે. ( ૩ ) દીવાળી દરમ્યાન ફટાકડા ફોડતા દાઝી જવાથી મુંબઇમાં કૈલાસવતી ધનશ્યામ નામની બાળકી મરણ પામી.

## વિદેશ

**નવો વિમાની રેકોર્ડ :** વિમાનમા ઇંગ્લાંડથી કેપ અને કેપથી પાછા ઇંગ્લાંડ આવવાનો રેકોર્ડ મીસીસ ડર્બીશીને ફ્લાઇંગ ઓફીસર કતાકરટન સાથે કર્યો છે. કેપટાઉનથી ક્રોઇડન એરોડ્રામ ખાતે પાછા આવતા ૫૭ કલાક ૨૨ મીનીટ જેટલો સમય લાગ્યો હતો. એમા ઉડ્ડયનનાં કલાકો તો ૪૨ જેટલા જ હતા, આ રીતે તેઓએ મી. ક્રુકનો કેપથી ઇંગ્લંડ આવવાનો રેકોર્ડ ૩૮½ કલાકે તોડયો છે. ઉડ્ડયન માંટે કુલ સમય ૫ દિવસ, ૧૭ કલાક ૨૭ મીનીટ જેટલો સમય લાગવાથી મીસ એમી જોનસનનો ૭ દિવસ ૨૨ કલાક અને ૮૨ મીનીટનો રેકોર્ડ પણ તૂટયો છે.

**સ્ત્રી વિમાની ને ચંદ્રક :** લંડનની રોયલ એરો ક્લબે તેનો સુવર્ણચન્દ્રક શહેનશાહતમાં ઘણા ઉડ્ડયનો કરવા માંટે મીસ જીન બેટનને આપવાનો નિર્ણય કર્યો છે.

મેક્ષીકોની કોંગ્રેસને સંદેશો આપતાં તેના પ્રમુખ સીનોર કારડેનાસે સ્ત્રીઓને મતાધિકાર સહિત સમાન અધિકારો મળે એવી રીતે કાયદામા સુધારો કરવાની અગત્ય દર્શાવી હતી

લગ્નને કારણે સ્ત્રી નોકરોને બરતરફ કરવાની વિદેશી કંપનીઓને મનાઇ કરતો ઠરાવ આર્જેન્ટાઇનની સેનેટે મંજુર કર્યો છે. નવા કુટુંબોની રચનામા આવાં પગલાથી વિક્ષેપ પડતો હોવાનું કારણ આ મનાઇના સમર્થનમા આપવામા આવ્યું છે.

**બલ્ગેરીયામાં મતાધિકાર :** દરેક બલ્ગેરીયનને ૨૧ વર્ષની વય થતાં મતાધિકાર આપે અને ૩૦ વર્ષની વય થતા ઉમેદવારીનો હક્ક આપે એવું નવું મતાધિકાર બીલ પ્રધાનમંડળે પસાર કર્યું છે.

**પ્રથમ ઇરાની સ્ત્રી દાકતર :** ઇરાનના ખાજાન આગા ઇમામ ઝાદેહે પેરીસની દાકતર ઓફ મેડીસીનની પદવી મેળવી છે. તેઓ ઇરાનના પ્રથમ સ્ત્રી દાકતર છે. તેઓ પોતાના જ દેશમા પ્રેકટીસ શરૂ કરનાર છે.

# ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, મુંબઇ

મુંબઇમાં વિઠ્ઠલભાઇ પટેલ રોડ ઉપર આવેલા શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળમાં, (હોમક્લાસીસ) ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત, સંગીત, શીવણ, ભરત, ગુંથણ, પેન્ટીંગ, ડ્રોઇંગ વગેરે શીખવાના વર્ગો અને ગુજરાતી પાંચ ધોરણ સુધીનો અભ્યાસ કરનાર બ્હેનો માટે સ્ત્રી વિદ્યાલય-ત્રણ વર્ષના અભ્યાસક્રમથી ચાલે છે. બપોરના ૨ થી ૫ સુધી.

સૌ લેડી તારાબાઇ ચુનીલાલ મહેતા તરફથી મંડળના આશ્રય હેઠળ (ટુંકી વર્ગ) કપડાં ધોવા વગેરે શીખવાનો વર્ગ, માંદાની માવજત તથા અકસ્માત વખતે તાત્કાલિક સારવાર કરતાં શીખવાનો વર્ગ તથા કસરત માટે વ્યાયામ વર્ગ અને સારી રીતે સમજી, વાંચી લખી બોલી શકાય એવું શીખવા માટે અંગ્રેજીનો એક વર્ગ પણ હમણા શરૂ કરવામાં આવેલો છે.

**નૂતનવર્ષનું સ્નેહસંમેલન**—નૂતનવર્ષ નિમિત્તે દર વર્ષની માફક આ વર્ષે પણ તા. ૭મી ડીસેમ્બર ૧૯૩૭ મંગળવાર અને બુધવારે-સાંજે ૪ વાગ્યે (સ્ટે. ટા.) કોટમાં સર કાવસજી જહાંગીર હોલમાં થશે. આ પ્રસંગે, નૃત્ય, ગરબા, સંવાદ, ઑરકેસ્ટ્રા વગેરેનો રસિક વિવિધ કાર્યક્રમ રજુ કરવામાં આવશે.

સ્નેહસંમેલનમાં દરેકને બેસવા વગેરેની યોગ્ય વ્યવસ્થા સચવાય તે માટે મંડળની વ્યવસ્થાપક સમિતિએ નીચે પ્રમાણે ગોઠવણ રાખવાનું યોગ્ય ધાર્યું છે.

જે સભાસદ બ્હેનો ઉપલા સ્નેહસંમેલનનો લાભ લેવા ઇચ્છતાં હોય તેઓએ પોતાની સીટ માટે ઓછામાં ઓછા આઠ આના ભરી મંડળની ઓફીસમાંથી કૂપન પાસ મેળવી લેવો.

પોતાની એક સીટ ઉપરાંત પોતાના બાળકો માટે જો વધારે ખુરસી (સગવડ) જોઇતી હોય તો તેના આઠ આના ભરી કૂપન-પાસ લેવા પડશે. પોતાની છોકરીઓ સિવાય પાંચ વર્ષની ઉમર ઉપરના છોકરાઓને દાખલ કરવામાં આવશે નહીં.

આ કૂપન-પાસો મંડળની ઓફિસમાંથી દરરોજ બપોરના ૨ થી ૫ (સ્ટે. ટા.) વાગ્યા સુધી તા ૫ મી ડીસેમ્બર ૧૯૩૭ સુધી મળી શકશે ત્યારબાદ કૂપન-પાસો મળી શકશે નહીં.

જે દિવસનો કૂપન-પાસ લીધો હશે તેજ દિવસે તે પાસ લઇને આવવું જોઇએ. અમોને સંપૂર્ણ આશા છે કે દરેક સભાસદ બ્હેનો આ નૂતનવર્ષના આનંદદાયક સ્નેહસંમેલનનો લાભ અવશ્ય લેશે.

**નવા લાઇફ મેંબર**—સૌ. વિલાબ્હેન ચેતનલાલ ઠક્કર રૂ ૧૫૧) લવાજમ ભરી લાઇફ મેંબર થયાં છે. સૌ નર્મદાબ્હેન રતીલાલ પારેખ, સૌ. કુસુમબ્હેન મથુરાદાસ શામળદાસ કોઠારી, સૌ. નવલબ્હેન લક્ષ્મીકાંત પારેખ દરેક બ્હેન રૂ ૧૫૦) ભરી લાઇફ મેંબર થયાં છે. તેઓનો સેક્રેટરીઓ ઘણો આભાર માને છે.

**ચાંદરોડ શિક્ષણવર્ગો**—મંડળના આશ્રયે ચાંદરોડ પાસવાળા બિલ્ડીંગમાં-શિવણ તથા ફેન્સી વર્ક શીખવા માટે એક વર્ગ ચાલે છે. તેનો બ્હેનો સારી સંખ્યામાં લાભ લે છે. આ જગ્યાની પાસે રહેનારાં બ્હેનોને આ વર્ગનો લાભ લેવા વિનંતિ છે.

---o---

# સામયિકોની દીવાળી

ગુજરાતનાં અનેક સામયિકોએ, હમેશ મુજબ દીપોત્સવી પ્રસંગે ખાસ અંકો પ્રકટ કર્યાં છે. એ અંકો તૈયાર કરવા પાછળ વેઠવા પડતા પરિશ્રમનો ખ્યાલ તો એના સંપાદકો જાણે. એટલે, એવા અંકોમાં રહી જતી અનેક ક્ષતિઓ છતાં, એમાંની મોટાભાગની ક્ષતિઓ તો સાધન-સામગ્રીની ઉણપને આભારી હોય છે એ અમે સારી રીતે જાણતા હોવાથી, એના સંપાદકો અભિનંદનના અધિકારી છે એમ કહેવું જોઇએ.

' ગુણસુન્દરી ' કાર્યાલયને મળેલા દીપોત્સવી અંકો પૈકી દૈનીકમા ( ) 'હિન્દુસ્તાન પ્રજામિત્ર', સપ્તાહિકોમાં, (૨) ' બે ઘડી મોજ,' (૩) ' ગુજરાતી, ' (૪) ' ગુજરાતી પંચ, ' (૫) 'પ્રતાપ.' (૬) ' શ્રી શકિત, ' (૭) ' મહાગુજરાત, ' અને (૮) ' બહુરૂપી, ' માસિકોમાં (૯) ' નવચેતન, ' (૧૦) ' શારદા, ' (૧૧) ' સમાજ, ' (૧૨) ' ઝાલર, ' (૧૩) ' નવપ્રભાત, ' (૧૪) 'બાલમિત્ર,' (૧૫) ' બાલજીવન 'નો પાક્ષિક (૧૬) 'જ્યોતિર્ધર' નો, અને વાર્ષિક (૧૭) ' પ્રભાત 'નો સમાવેશ થાય છે.

' હિન્દુસ્તાન પ્રજામિત્ર 'નો દિપોત્સવી અંક, એની હમેશ મુજબની કલા અને સાહિત્યની વિવિધતા જાળવી રાખે છે અને એની આકર્ષક ગોઠવણી, લેખોની પસંદગી, અને લેખોની શણગારવાની કલાદષ્ટિ હમેશ મુજબ ધ્યાન ખેંચે છે. લેખોમાં અને વાર્તાઓમાં નિશ્ચિત ધ્યેય પ્રત્યેનું દષ્ટિબિંદુ જળવાઇ રહે છે અને આગલા વર્ષના અંક જેટલી આ વખતના અંકની કલા સમૃદ્ધિ ન હોવા છતાં, એક સુંદર વાર્ષિક તરીકે એનું સ્થાન નિશ્ચિત છે. ભાઇ બકુલેશનું દીપોત્સવી અંકનું સંપાદન કાર્ય યશસ્વી રહ્યું છે અને રહે એવી આપણે જરૂર આશા રાખીએ.

આ વખતના અંકની કલાસમૃદ્ધિ એકદમ પ્રશંસા માગી લે તેવી નથી એમ નિખાલસ રીતે કહેવું જોઇએ. કવરચિત્ર જોઇએ તેવો ઉઠાવ આપતું નથી. છતાં, શ્રી. ચુગતાઇનું ' સાકી ' નવેન્દ્રનાથ ટાગોરનું ' કૈકેયી ' સતીશચન્દ્ર સિન્હાનું 'માનતા' અને જગજીવન શાહનું ' ગોવાલણી ' સારી કલાકૃતિઓ છે.

લેખોનું વૈવિધ્ય આ વખતે પણ હમેશની જેમ સારૂં જળવાયું છે. રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય રાજકરણનાં વાર્ષિક અવલોકનો, ઉપરાંત પ્રાસંગિક છતાં પ્રેરક થઇ પડે એવા ડૉ. સુમન મહેતા, પ્રો. કે ટી. શાહ, શ્રી. વકિલના લેખો, વાર્તાઓમાં, શ્રી. બકુલેશની તેતરની જોડી, શ્રી. જયન્ત ખત્રીની ' શેર માટીની ભૂખ ' શ્રી. શર્માની અભિલાષનાં અવસાન, ખાસ ઉલ્લેખ કરવા યોગ્ય છે એ ઉપરાંત પણ બીજા અનેક રાજકીય તેમજ સામાજીક વિષયોને ચર્ચતા લેખો વાર્તાઓ સરસ વાચન પૂરૂં પાડે છે. કવિતાઓ પણ ઠીક ઠીક સામેલ કરી છે.

ગુજરાતભરના જાણીતા લેખાતા એવા અને કેટલાક તદ્દન નવા પણ, એવા લેખકોની અનેક વિષયો પરની કૃતિઓનો સુંદર સમુચ્ચય જોવાની જેની ઇચ્છા હોય તેણે, ' બે ઘડી મોજ ' અને ' પ્રતાપ ' એ બે સાપ્તાહિકોના અંકો જોવા. અનેક દષ્ટિએ આ બે અંકોની તુલના થઇ શકે એમ નથી એટલે એ બન્ને વચ્ચે સરખામણી કરવાનો જરા ય આશય નથી, છતાં બન્ને અંકોમાં ઉપલું એક તત્વ એટલું બધું સામાન્ય લાગે છે કે તેનો ઉલ્લેખ આમ થઇ જાય છે.

' બે ઘડી મોજ 'નો આ વખતનો દીપોત્સવી અંક, પ્રકટ થએલા સર્વ અંકોમાં સહેજે પહેલું સ્થાન લઇ જાય છે એમ બધા દિવાળી અંકો જોનારને સહેજે જણાઇ આવ્યા વિના નહિ રહે પ્રભાત ફિલ્મ કંપનીની બાહનટી ' વાસંતી ' નું નિર્દોષ અનેક રંગી કવર ચિત્ર અંકને ઓર ઉઠાવ આપે છે અને એમાં પ્રકટ થએલી શ્રી. ભાનુ સ્વાર્તની ' પેમળ જ્યોત ' શ્રી. નસરવાનજીની ' ઉષા ' શ્રી. દવે કૃત ' છલકાતું બેડલું ' જગમોહન મીસ્રી કૃત ગોવાલણ એ સુંદર કલાકૃતિઓ છે. શ્રી અહીવાસી કૃત ' શિયાળો ' એક રંગી હોવા છતાં અનુપમ કલાકૃતિ છે.

અને એમાં રજુ થએલી સાહિત્ય સામગ્રીમાં વૈવિધ્ય એટલું બધું છે કે, ગુજરાતી સાહિત્યના

સર્વ અંગ ઉપાંગોને સ્પર્શે એવી કોઇ ને કોઇ કૃતિ એમાં જણાયાં વિના રહેતી નથી. અલબત્ત બધી કૃતિઓ એમાં ઉત્તમોત્તમ જ છે એમ કહેવાનો આશય નથી છતાં એમાં રજુ થએલી વાચન સામગ્રી લાંબો સમય સુધી સારું અને શિષ્ટ વાચન પૂરું પાડે છે. હિંદુ-મુસ્લીમ લેખકોનો આવો સહકાર મેળવવા માટે ભાઇ શયદા જેટલા જ આ અંકના સંપાદક ભાઇ ભદ્રકુમાર પણ અભિનંદનને પાત્ર છે. ભાઇ ભદ્રકુમારની સંપાદન કળા ઉત્તરોત્તર ચડતી જાય છે. એ જોઇને સહેજે આનંદ થાય છે.

'પ્રતાપ'ના દીપોત્સવી અંકમાં જેટલું લેખકોનું વૈવિધ્ય છે તેટલું જ વિષયોનું પણ વૈવિધ્ય છે. પરંતુ આવી વિવિધતા જાળવવા જતાં 'અર્ધાં અર્ધાં' પાનાંનાં લખાણો પણ સારી સંખ્યામાં સ્થાન પામી ગયાં છે. છતાં કલાની દૃષ્ટિએ સાદો પણ રસિક વાચનસામગ્રી આપનારો એ અંક છે. શ્રી. કનુ દેસાઇનું 'વૈષ્ણવજન' એ એક જ ચિત્ર 'પ્રતાપ'ના કલા વિભાગને દિપાવવા પૂરતું છે.

દીપોત્સવી અંકો પ્રકટ કરવાની ગુજરાતમાં પહેલ કરનાર મુંબઇનું જુનું અને જાણીતું સાપ્તાહિક 'ગુજરાતી' એના આ. વર્ષના દીપોત્સવી અંકને કલાની દૃષ્ટિએ અવગણીએ તો પણ એમાંની વિચારણીય ગંભીર લેખ સામગ્રી પ્રત્યે આંખ આડા કાન કરી શકાય નહિ. હંમેશ મુજબના એવા ગંભીર લેખો એમાં સ્થાન પામેલા છે. બાકી વાર્તાઓ જેવા લલિત વિષયની પસંદગી કરવામાં કાંઇક કલાદૃષ્ટિ રખાય એ વધારે ઉચિત છે. વાંચી વિચારીને પચાવવી પડે એવી ઘણી સામગ્રી 'ગુજરાતી'ના અંકમાંથી મળી આવશે :

આ વર્ષથી જ દીપોત્સવી અંક પ્રકટ કરવાની શરૂઆત 'ગુજરાતી પંચે' પણ કરી છે અને રૂપરંગે 'ગુજરાતી'ના જેવી એની સ્થિતિ હોવા છતાં, એની લેખ સામગ્રી જોઇએ તેટલી ઉંડી કે વિચાર પ્રેરક નથી. બાકી સામાન્ય વાંચકવર્ગને રૂચિકર થઇ પડે તેવું એમાંથી કાંઇક ને કાંઇક જરૂર મળી આવ્યા વિના નહિ રહે.

શ્રી સંકેત 'એ વાર્તા લેખ કવિતા વગેરેથી પોતાનાં ગજા પ્રમાણમાં અંકને શોભાવ્યો છે. જ્યારે 'બહુરૂપી'માં ભેદભરમોવાળી ડીટેકટીવ વાર્તાઓ ઉપરાંત કેટલાક અન્ય રંગભૂમિ, બોલપટને સ્પર્શતા લેખો આવ્યા છે. કરાંચીનાં 'મહાગુજરાતે' જુદું જ દૃષ્ટિબિંદુ પકડીને કરાંચીમાં ગુજરાતીઓનું સ્થાન શું છે તે દર્શાવે એવા વિવિધ અને ઉપયોગી માહિતીથી ભરપુર લેખોવાળો અંક પ્રકટ કર્યો છે.

માસિકોમાં 'નવચેતન' હંમેશની જેમ વાંચનની વિવિધતા આપવામાં સદ્ભાગી નીવડ્યું છે. કવર ઉપરનું ચિત્ર જરાય સારો ઉઠાવ આપતું નથી, છતાં મુખપૃષ્ઠ તરીકે આપેલું શ્રી અમદાવાદીનું 'સંત હરિદાસ' અને શ્રી. કનુ દેસાઇ કૃત 'દિવ્ય સંગીત' એ બે કલાકૃતિઓ ખાસ ઉલ્લેખ માંગી લે એવી છે. વાચનની વિવિધતા પણ સારી છે. 'શારદા'ના ઓકટોબર-નવેમ્બરના અંકો ખાસ છે. એમાં અકટોબરનો દીવાળી અને નવેમ્બરનો 'પ્રવાસ અંક' છે અને હમેશ મુજબની વિષય વૈવિધ્ય વાળી સામગ્રી એમાં દેખા દે છે.

'સમાજ'ના અંકમાં સીનેમા નટીઓની અને બીજી ચિત્રકૃતિઓ ઉપરાંત સામાજીક લેખો, વાર્તાઓ અને સાહિત્ય વિષયક ચર્ચા કરતા લેખો સારું વૈવિધ્ય પૂરું પાડે છે.

'બાલજીવન' અને 'બાલમિત્ર'માં બાળકોને રૂચિકર સાહિત્ય સારું છે.

'પ્રભાત'ના દીપોત્સવી અંકમાં ગુજરાતના જાણીતા લેખકો પૈકી અનેકનો સહકાર મળેલો છે એટલે એનું સાહિત્ય સારું વાચન પૂરું પાડે છે.

કરાંચીથી પ્રગતિવાદી ગુજરાતી સાહિત્યનાં માસિક તરીકે ઓકટોબરથી શરૂ થએલાં 'ઝાલર'ના બે અંકો નીકળ્યા. તેમાં નવેમ્બરનો દીવાળી અંક છે. આ બે અંકો પૂરતી તો એની સામગ્રી ખાસ ચઢીયાતી લાગી નથી.



# નોંધ

### સ્ત્રીઓ અને રાજકારણ

ડીસેમ્બર માસની આખરે, નાતાલના તહેવારો દરમ્યાન અખિલ ભારતીય મહિલા પરિષદનું બારમું અધિવેશન ભરાનાર છે એ અધિવેશન માટે પ્રતિનિધિઓની ચુંટણી કરવા માટે તેમજ ઠરાવોની ભલામણ કરવા માટે જુદા જુદા વિભાગોની પરિષદો ગયા માસ દરમ્યાન મળી ગઈ છે લગભગ એ બધીય પરિષદમા આ વખતે સ્ત્રીઓ અને રાજકારણના પ્રશ્ન ઉપર ખુબ ચર્ચા થવા પામી છે એ જોતા સ્વાભાવિક રીતે એમ લાગી આવે છે કે આ વખતની અખિલ ભારતીય મહિલા પરિષદમા પણ એ પ્રશ્ન ચર્ચાનું અગત્યનું સ્વરૂપ ધારણ કરે અખિલ ભારતીય મહિલા પરિષદની અત્યારની સ્થિતિ મુખ્યત્વે એક સામાજીક સસ્થા જેવી જ રહી છે અને મતાધિકાર અને સ્ત્રીઓના અન્ય રાજકીય અધિકારો માટે વખતો વખત પ્રવૃત્તિ કરવા છતા પરિષદ મુખ્યત્વે રાજકીય પ્રશ્નોની ચર્ચાથી અલિપ્ત રહી છે અને એમા હિન્દના મોટા મોટા અમલદારોની પત્નીઓ રાણીઓ અને બીજી ઉમરાવજાદીઓ સારા પ્રમાણમા રસ લેતી હોઇને એની પ્રવૃત્તિ ઉપલા થરની સ્ત્રીઓ પરત્વે ઘણીજ મર્યાદિત રહેવા પામી છે આ સ્થિતિને નિવારીને, મહિલા પરિષદને અખિલ હિન્દની સામાન્ય સ્ત્રીજનતાના લાભની સસ્થા બનાવવી હોય તો, હિન્દી રાષ્ટ્રીય મહાસભાના બધારણાનુસાર એનુ ક્ષેત્ર વ્યાપક બનાવવું જોઈએ ગાંધીજી સાથેની વાટાઘાટો બાદ, જવાહરલાલ નહેરુ, ... મહિલા પરિષદની અગીઆરમી બેઠકના પ્રમુખસ્થાનેથી શ્રીમતી માર્ગરેટ કઝીન્સે પણ, રાજકીય પ્રશ્ન પરત્વે ભાર મૂક્યો હતો। આમ મહિલા પરિષદને રાજકીય પ્રશ્નોમા પડવાનો આગ્રહ વધતો જાય છે એ જોતા, પરિષદ રાજકારણને ખુલ્લા દિલથી અપનાવી લે એમા જ હિન્દની મહિલાઓનું હિત છે

### ભાવનગર મહિલા વિદ્યાલય

સ્ત્રી શિક્ષણના ભેખધારી સ્વ અમૃતલાલ દાણીને હસ્તે સ્થપાયેલા ભાવનગરના મહિલાવિદ્યાલયની ઉન્નતિ પતી જોઇને સ્ત્રી શિક્ષણના પ્રશ્નમા રસ લેનાર કોઇને પણ આનંદ થયા વિના નહિ રહે શ્રી ભાવનગર સ્ત્રી કેળવણી મંડળ અને મહિલા વિદ્યાલયના ૧૯૩૬ ૩૭ ના અહેવાલ જોનારને એ સંસ્થાની પ્રગતિનો સાચો ખ્યાલ આવી શકશે ચોદ કન્યાઓથી આ સસ્થાએ પોતાના કાર્યની શરૂઆત કરી હતી અને આજે એમા ૩૦૦ કન્યાઓ શિક્ષણ લે છે નવ વર્ગોથી એની શરૂઆત થયા પછી આજે વિદ્યાલય કુલ બાર શિક્ષણવર્ગો ચલાવે છે એકલા પાઠયપુસ્તકોના અભ્યાસ પાછળ જ સમય ન રોકતા સસ્થા તરફથી વ્યાખ્યાનો વગેરેની યોજના થાય છે ઉપરાંત, ક્રીડાગણ, પુસ્તક પ્રકાશન છાત્રાલય વગેરે પણ ચલાવવામા આવે છે આવી સસ્થાઓ માટે આર્થિક સહાયની જરૂરીયાત સામાન્યત રહે છે જ તેમ આ સસ્થાને પણ આર્થિક સહાયની જરૂર છે અને એને બનતી શકતી મદદ કરવી એ સ્ત્રી શિક્ષણમા રસ લેનારા સો કોઇની ફરજ છે,

### મહાન વિજ્ઞાનવેત્તા સર જગદીશચંદ્ર બોઝ

જગતના વૈજ્ઞાનિકોમા સાનભર્યું સ્થાન પ્રાપ્ત કરનાર અને હિન્દને વૈજ્ઞાનિક ક્ષેત્રમા સ્થાન અપાવનાર પ્રથમ હિન્દી વૈજ્ઞાનિક સર જગદીશચંદ્ર બોઝનું ૭૮ વર્ષની વયે હૃદય બંધ પડી જવાથી ગિરિડીહ ખાતે અવસાન થયું છે આ સમાચારથી હિન્દ સમસ્તમા શોકની લાગણી ફેલાઇ છે વિજ્ઞાન જેવા કપરા ક્ષેત્રમા પોતાની બુદ્ધિ અને શક્તિનો પરિચય કરાવનાર આવી જમહાન વિભૂતિ ચાલી જવાથી, હિન્દને મહાન ફટકો પડી છે એમના પત્ની શ્રીમતી લેડી અબલા બોઝ બંગાળના એક અગ્રણી સ્ત્રીકાર્યકર છે એમના પર આવી પડેલા વૈધવ્ય પ્રત્યે સમસ્ત હિન્દની વૈજ્ઞાનિક જગતની સહાનુભૂતિની લાગણી વેદિચાઇ રહી છે એમા અમે અમારો નમ્ર સુર શાનીએ છીએ

ગોકળદાસ રાયચુરાની હમેશા થોડાજ શબ્દોમાં ઘણું કહેવાની કલાદૃષ્ટિ હમેશા મુજબ, લેખોમા અને વાર્તાઓમા નિશ્ચિત ધ્યેય પ્રત્યેનું દૃષ્ટિબિંદુ જળવાઇ રહે છે અને આગલા વર્ષના અંક જેટલી આ વખતના અંકની કલા સમૃદ્ધિ ન હોવા છતા, એક સુંદર વાર્ષિક તરીકે એનું સ્થાન નિશ્ચિત છે ભાઈ બચુભાઈ દીપોત્સવી અંકનું સંપાદન કાર્ય યશસ્વી રહ્યું છે અને રહે એવી આપણે જરૂર આશા રાખીએ

આ વખતના અંકની કલાસમૃદ્ધિ એકદમ પ્રશંસા માગી લે તેવી નથી એમ નિખાલસ રીતે કહેવું જોઇએ, ક્વચિત્ર જોઇએ તેવો ઉઠાવ આપતું નથી છતા, શ્રી ચુગતાઇનું 'સાકી' નરેન્દ્રનાથ ટાગોરનું 'કેદી' સતીશચન્દ્ર સિન્હાનું 'માનતા'

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી: સોમભાઇ પટેલ,
C/o ધી ન્યુ ઇરા સ્કૂલ, મુંબઈ, ૭.

વર્ષ ૭ : અંક ૧૨ | પુસ્તક ૭ | ડીસેમ્બર : ૧૯૩૭

## તારા

તારા ! ઓ તારા !
ભાઇ રે મારા.
વાગ્યા છે દસ
હવે તો બસ
રાત છે તારી
સલામ મારી
જાઉં છું સુવા.
હમણાં તું મલક
ઝીણું ઝીણું પલક
સુરજ આવશે
પછી ન ફાવશે
તું તો ભાગીશ
પણ હું તો જાગીશ
દડો લઇશ
ને રમવા જઇશ.

અંબેલાલ નાયક

# ફરજ પાલન*

અંધારી ઘોર રાત્રી હતી. એક હાથને છેટે શું છે એ દેખી શકાય એમ ન હતું. પવન પણ સુસવાટા કરતો વાતો હતો. અધુરામાં પુરૂં આકાશ વાદળાંથી ઢંકાઇ ગયું હતું. એ વખતે આખો દિવસ લડીને થાકેલું એક લશ્કર મેદાનમાં સૂતું હતું. એ મેદાનની એક બાજુએ ઝાડી આવેલી હતી. ત્યાં એક યુવાન્ પહેરેગીર ફરતો હતો. ખભા ઉપર બંદુક રાખી ધીરે ધીરે ટુંકાં પગલાં ભરતો ફરતો હતો. મન વિચારોથી ઘેરાતું હતું. 'ઘરની સ્થિતિ કેવી હશે ? માતાપિતાને કેમ હશે ? બૈરી છોકરાં સાજાં હશે કે કેમ ? કંઇ ખરાબ તો નહિ બન્યું હોય ? લાંબા વખતથી સમાચાર પણ નથી.' આવા આવા વિચારો કરતો તે પોતાની ફરજ સંભાળી રહ્યો હતો. વિચારમાં ને વિચારમાં તે છેક ઝાડી નજીક આવી પહોંચ્યો. પાછો ફરવાને તે જેવો પગ ઉપાડવા જાય છે ત્યાં ઝાડીમાં કોઈ ધીમે ધીમે વાતો કરતું હોય તેવો અવાજ તેની કર્ણેન્દ્રીય પર અથડાયો. તે ચમક્યો, સજ્જ થયો, પાછળ જોયું. આંખો ફાડીને જોયું. પરંતુ કંઇ દેખાયું નહિ. 'પવનથી થયું હશે' એમ ધારી પાછા ઘરના વિચારો કરતો તે આગળ ચાલ્યો.

થોડીવાર થઈ. અચાનક પાછળથી તે યુવાન પહેરેગીરના શરીરને કોઈ અણિદાર વસ્તુ અડકી, અને તેના હાથમાંની બંદુક કોઇકે ખુંચવી લીધી. ચમકીને તેણે પાછળ જોયું તો બે માણસો દીઠા. બંને જણે કાળા ઝભ્ભા પહેરેલા હતા. એકના હાથમાં કટાર અને બીજાના હાથમાં બંદુક હતી. એ બેમાંથી એક જણ ખૂબ ધીમેથી પણ સૂસવતા અવાજે બોલ્યો—"શાંતિથી ઉભો રહેજે જો બાયડી છોકરાં ભેગું થવું હોય તો. જો તારા એક પણ અક્ષરથી તારા સાથીઓમાંથી કોઈ જાગી જશે તેજ ક્ષણે આ કટાર તારા પેટમાં અમે ખોસી દેશું."

થોડીક ક્ષણો સુધી ત્રણે જણા ચુપકીદીથી ઉભા રહ્યા. પહેરેગીર બીચારો યુવાન હતો. તે મૃત્યુ પામે તો તેના માતાપિતા તથા બૈરી છોકરાંની સ્થિતિ કેવી બને એ તે જાણતો હતો. જે ક્ષણો મળી તેમાં તેણે વિચાર કર્યો–'બુમ પાડું કે ન પાડું ? હું

---

* એક અંગ્રેજી કવિતા ઉપરથી.

શા માટે મારો જીવ ખોઉં ? જે થવાનું હશે તે થશે.' પરંતુ બીજીજ ક્ષણે તેણે વિચાર કર્યો, " જો હું બુમ નહિ પાડું તો નિંદદેવીના ખોળામાં પોઢેલા ઉમદા અને શૌર્યવાળા આ મારા સાથીદારોની શી વલે થશે ! એથી તો હું મારા માલીકને પણ બેવફા નિવડયો એમ કહેવાય. જેમણે પગાર આપી મને તથા મારા કુટુંબને પોષ્યું તેમને હું બેવફા કાં બનું ? મારી ફરજ હું શા માટે ચુકું ?" આમ વિચારી તરતજ તેણે બુમ પાડી–' હથિયાર, હથિયાર. દુશ્મનો ચે....તો.'

પુરેપુરૂં બોલી રહે તે પહેલાં તો તેની છાતીમાં ખંજર ભોકાઇ ગયું. પડતાં પડતાં તેણે પોતાના સૈનિકોના શસ્ત્રોનો અવાજ સાંભળ્યો અને પોતાનું સઘળું દુઃખ ભૂલી જઇ તેણે પોતાનું અવશેષ રહેલું બળ એકઠું કરી ફરી બુમ પાડી– ' દુ....શ્મ....નો '....'

પરંતુ પુરેપુરૂં બોલી રહે તે પહેલાં તો તે મરણ પામ્યો.

ધન્ય છે આવા કર્તવ્યનિષ્ઠ માણસોને !

કાંતિલાલ ગાંધી.

——o——

## આમંત્રણ

ખીસકોલીને કુતરો કહે છેઃ " મારી સાથે આવીને
ભોજન કરશો ખીર સાકરીઆ, પ્યાલામાં પીરસેલી જે. "
ના ભાઇ ! ઉપકાર તમારો, " ખીસકોલી કે'છે એને;
શાને આવું એ ગમ્મતમાં, અતિથિને આહાર થવાને. "

જયંતિલાલ શાહ

# મરઘી અને કૂતરૂં

( બાલપાઠ )

એક મરઘી હતી. ફળીયામાં લહેરથી આમ તેમ ફરતી હતી. નાનાં જીવડાં ને અનાજના દાણા ખાતી હતી. સ્વતંત્ર રીતે અત્યારે ફરતી હતી.

એટલામાં એક કૂતરૂં દોડતું આવ્યું. મરઘીની પુંઠે પડયું. મરઘી "કૂક કૂક" કરતી બચાવ માટે આમતેમ દોડી કૂતરાની ઝડપ વધી. લગભગ કૂતરો મરઘીની પાસે જ આવી પહોંચ્યો. મરઘી ગભરાઇ. હવે શું કરવું તેનો વિચાર કરવા લાગી.

એક મોરીનું બાકું હતું. સહેજ પહોળું હતું. આગળ પાછળનો વિચાર કર્યા વગર તે તેમાં ભરાઇ ગઇ. કૂતરો ત્યાં ખૂબ વખત ઉભો રહ્યો. મોરીમાં ભરાવા યત્ન કર્યો. પણ નિષ્ફળ નીવડયો. ફળીયાવાળાંએ કૂતરાને હાંકી મૂકયો.

પણ મરઘીનું શું ? ભરાઇ તો ખરી પણ નીકળાયું નહિ. બહાર પહોળી પણ મોરી અંદરથી તો સાંકડી હતી. મરઘી સપડાઇ. જે રસ્તેથી પેઠી હતી તે રસ્તેથી નીકળવા માંગતી નહતી. કારણ કે તે કૂતરાથી બીતી હતી. બીજે રસ્તે નીકળવા જતાં સંકડાઇ ગઇ.

ઘરના માલીકે તેને કાઢવા ખુબ યત્ન કર્યા. મરઘી ન નીકળી. કદાચ અંદર મરી પણ જાય. એ હિસાબે મોરી ખોદી. પથરો ઉઘાડયો, મરઘીબાઇ તો ફરરર કરીને ઉડયાં. જાણે જેલમાંથી છુટયાં ને ખુશ થઇ ગયાં. જે મરવાની અણી પર હતી તેને તો જીવન બચવાથી ખૂબ જ આનંદ થઇ ગયો.

ફરીથી તે મરઘી ચરવા લાગી પણ કુતરાથી અને પેલી મોરીના બાકાથી તો દૂર જ ભાગતી.

શાંતિલાલ દામોદરદાસ મહાજન

——o——

# કમલરાજ

માથા પર સૂર્ય સોળે કળાએ તપી રહ્યો હતો. પૃથ્વી તેના તાપે બળીઝળી થઈ રહી હતી, અને મનુષ્યો શીતળતા શોધતા ફરતા હતા. સુખીઓને શીતળતા મળતી, ગરીબોને તાપમાં તપે જ છૂટકો હતો. પણ કોણ જાણે છે કે, તાપમાં તપતો ગરીબ સુખી છે કે શરબતના પ્યાલા ઉદરમાં પધરાવતો તવંગર ?

આ બિચારો ગરીબ ? પ્રભુ ? પગમાં પહેરવાનું સાધને ય નથી. ખરા બપોરે પણ બિચારાને દાઝતાં જ મુસાફરી કરવાની ! દિનેશ એ કોણ છે ? ચાલ જરા તપાસ તો કરીયે.

એટલામાં ગરીબ લથડીયાં ખાતો ઝાડ નીચે પડયો. તેનો કંઠ ભૂખ અને તરસથી બેસી ગયો હતો .અને મૂશ્કેલીથી ચાલ્યો આવતો હતો. બોલવાની શકિત પણ ન હતી.

બંને મિત્રોએ તપાસ કરીઃ ચહેરા ઉપરથી તેઓને કોઇ કુળવાન માણસ લાગ્યો. તેમણે તેની સારવાર કરવા માંડી. પાસેના તળાવમાંથી પાણી લાવી મૂકયું. થોડી વારે તેને કંઇ આરામ થયો, અને ધીમેથી કહ્યું: 'ભાઇ હું ભૂખ્યો છું.' તેના અવાજમાં કરૂણતા વરસતી હતી. તરત જ બંનેએ ટેકો આપી તેને ઉઠાડયો. અને અશ્વિનના મકાન તરફ ચાલવા માંડયું. મકાને પહોંચ્યા. સારી સારવારને અંગે આજથી તેઓ દિલોજાન દોસ્ત બન્યા.

એક બીજા પ્રત્યે તેઓ પૂર્ણ વિશ્વાસ ધરાવવા લાગ્યા, એટલે જે કંઇ કામ કરતા તે ત્રણેય એકઠા મળી કરતા.

ગરીબ કોણ હતો, તે તેઓ પાછળથી જાણી શકયા. તે એક નાના જાગીરદારનો પુત્ર હતો.

તેના પિતા તેને બાર વર્ષની વયે મૂકી મરી ગયા હતા. તેથી તેના કાકાને તેની જાગીર પચાવી પડવી હતી, તેથી તેઓએ તેને મારી નાખવાનો ઇરાદો કર્યો હતો. તે રાતોરાત પોતાની જાગીરમાંથી નાસી છૂટયો. તેનું નામ હતું કમલરાજ. દિનેશનો મિત્ર એકાકી હતો, એટલે તેને ત્યાં બંનેને રહેવાનું ઠીક પડયું.

કમલરાજ બહાદુર, સદ્‌ગુણી, રૂપવાન અને તેટલોજ વફાદાર હતો. તેથી દિનેશના માતાપિતાને દિકરા કરતાં વધારે વહાલો થઈ પડયો. દિનેશના પિતાને પણ તે સ્વેચ્છાએ મદદ કરતો. એમાં તેને નાનમ ન હતી.

દિનેશના પિતાને ત્યાં પ્રસંગોપાત એક અશ્વ લાવવામાં આવ્યો હતો. તેના પિતા પાવા જતા હતા. કારણ કે દિનેશને બરોબર બેસતાં નહોતું આવડતું. કમલરાજ તેઓને સામો મળ્યો. 'પિતાજી મને અશ્વ પાવા જવા દો;' કમલે ઇચ્છા દર્શાવી. આથી તેઓ અશ્વ ઉપરથી ઉતર્યા. કમલ સ્વાર થયો. તેણે અશ્વને રવાલમાં (ઝડપમાં) નાખી નાણી જોયો.

ગરીબ, પણ રજપુતનો બચ્ચો હતો, તેને ઘોડે બેસતાં સારૂં આવડતું હતું.

'કેમ ઘોડો પાણીદાર તો છે ને?' પિતાજીએ પૂછ્યું.

'પિતાજી, આજે લગભગ સાત આઠ વર્ષે હું ઘોડા પર સ્વાર થયો. મારા પિતાજી જીવતાં મને અશ્વ પર બેસવાનો ઘણો શોખ હતો. કમનશીબે હાલ મારે ખડવું પડે છે!'

'કમલ ગભરાઇશ મા, તારે મનપસંદ ઘોડો ખરીદી લાવ.'

'પૈસા!'

'હું આપીશ.' રમણના પિતાએ કહ્યું:

કમલ આજકાલ સાત આઠ વર્ષથી રહેતો હોવાથી તે આખા ગામમાં જાણીતો હતો. દિનેશના પિતાએ તેને માટે એક પાણીદાર અશ્વ આણ્યો. અને તેને કેળવવામાં પણ તેણે બાકી ન રાખી.

તે અશ્વને જ્યારે પાણી પાવા છોડતો ત્યારે અશ્વના નૃત્ય સામું સર્વ જોઇ રહેતા.

રખેને નિશાળીઆને છુટતી વખતે પાણી પાવા ગયો હોય તો તેના અને અશ્વના 'બાર વાગતા.' છોકરાઓ કલાક સુધી જવા દેતા નહી, અને તેના અશ્વનું નૃત્ય કરાવવાનો આગ્રહ કરતા. આમ તે લોકપ્રિય થયો હતો.

હવે આપણે તેની જાગીર તરફ જઈશું.

અહીંઆં તેણે તેના પચાસ મિત્રો તૈયાર કર્યા હતા. દિનેશના પિતા ધનવાન હોવાથી તેને જોઈએ તેટલા પૈસા પુરા પાડવા તૈયાર હતા.

તેની જાગીરમાં તેના કાકાના ત્રાસથી લોકો કંટાળ્યા હતા તેણે લોકો ઉપર અનેક પ્રકારના કર, વેરા તથા રૈયતની સૌન્દર્યવાન સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરવા માંડયા હતા.

પણ બિચારી રૈયત શું કરે ? તે પોતાના રાજાને શોધતી હતી.

આ ખબરો કમલને મળતી. અને તેનાં રૂવાં ઉભાં થઈ જતાં. પ્રજાનું આ દુઃખ તેનાથી સહ્યું જાય તેમ ન હતું. તેના મિત્રો સાથે તેણે જાગીર તરફ પ્રયાણ કર્યું. રસ્તાઓનો ભોમીઓ હોવાથી, રાજધાનીમાં પ્રવેશ કરતાં વાર લાગે તેમ ન હતું.

દિનેશ, અશ્વિન અને પોતે મહેલમાં દાખલ થયા. અને કાકાને કેદ કર્યો.

પ્રભાતમાં તો જાગીરનો સર્વ કબજો કમલરાજને પ્રાપ્ત થયો. પ્રજા આનંદમાં આવી ગઈ.

પ્રજાએ હર્ષથી તેનો રાજ્યાભિષેક કર્યો. કાકા આખરે એક વડિલ હતા. અને કમલ તેઓનું સંતાન હતું. કમલે સદ્ભાવથી તેને છોડી દીધા, અને પેન્શન આપવાનું કર્યું.

વાંચકો ! આપ જાણો છો કે કમલને મદદ કોની હતી ? દિલોજાન દોસ્ત કે જુ બન્યા હતા ? તેમને તે ભૂલી ગયો હશે ? નહિ જ તેણે દિનેશને દિવાનની પદવીએ મૂક્યો. અને અશ્વિનને પોતાની પાસે જ હજુરીઓ રાખ્યો

એટલું જ નહિ:

પણ, દિનેશની બેનને હાથે જ પોતાને રાજતિલક કરાવી રાજ્યાભિષેકમાં કુટુંબીજનોને આનંદ આપવાનું પણ ન વિસર્યો.

સી. ટી. પરેલ

---



# 'નવચેતન'

એપ્રીલ : ૩૬ અંકથી દર
માસે ૧૦૮ પાનાનું વાંચન ને
અનેક ચિત્રો આપે છે.

.... .... ....

આ નવા, દળદાર ને આકર્ષક
" નવચેતન "ના જરૂર
ગ્રાહક થાઓ.

વાર્ષિક રૂ. ૬।= હિંદ બહાર રૂા. ૮॥ છુટક ૦॥

લખો " નવચેતન " ઓફીસ
૨૫, પોલોક સ્ટ્રીટ, કલકત્તા.

આદ્યતંત્રી અને સ્થાપકઃ જયકૃષ્ણ ના. વર્મા, બી. એ; એલએલ. બી., એમ. એસ. સી. (લંડન)
હાલ દીવાન લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

વ્યવસ્થાપક : નટવરલાલ એ. ઠક્કર, લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, વડોદરા.
તંત્રી : યજ્ઞેશ હ. શુકલ, ૪૩, કલ્યાણ બિલ્ડિંગ નં. ૧, કાંદાવાડી મુંબઇ, ૪.
પ્રકાશક : અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કર, ૧૧૪, વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબઇ, ૪.

પુ. ૨૯ મું ] જાન્યુઆરીઃ ૧૯૩૭ [ અંક ૫મો

અનુક્રમણિકા



બાલ વિભાગ—તંત્રી : સોમભાઇ પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪–૬–૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ આઠ આના

શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ : સ્નેહસંમેલન



'વધામણી' એ ભાવવાળી નૃત્ય રજુ કરનાર
કુ. સુધા પારેખ

# ગુણસુન્દરી
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૨૯મું | જાન્યુઆરી : ૧૯૩૮ | અંક ૫ મો


# બે રાસ

(૧)

## પરવણી

નીલ ફુવારા પૂર્વમાં કંઇ પશ્ચિમ સોનલ મેહ રે,
આજ રંગપરવણી આભમાં રે,
આજ રંગપરવણી આભમાં. ...થાવા
દક્ષિણ વ્યોમે વિસ્તર્યો અભિનવ રૂપે ઘનશ્યામ રે, ... કાઢે છે, એ
આજ કૃષ્ણપરવણી વિશ્વમાં રે, .]
આજ કૃષ્ણપરવણી વિશ્વમાં. ... એક પોણું પોણુંના
આજ શિખર શિખર નર્તન્ત દિસે, ...ાંખ. બીજા બધા ચોપડી
કંઇ મેઘલ અંતરમાં વિલસે, ...નસો. જે તોફાન કરશે એને
રમે શ્યામની શીતલ છાયમાં વિજલ રાધા
આજ પ્રેમપરવ બ્રહ્માંડમાં રે અંદર અંદર વાતો કરે છે.
આજ પ્રેમપરવ બ્રહ્માંડમા બહુ હુશિયારી કરે છે"
...વાત છે એની." "તે દી માર
કંઇ અનિલ સુશીતળ સંચર ભૂલી ગયો લાગે છે." વગેરે વગેરે
બ્રહ્માંડહૃદે નવલું ...રસ સંભળાય છે. માસ્તર... પૂલમાંથી
...દિશ દિશ નવસંચારનાં ઉ... ઊભા થાય છે.]
માસ્તર : ( પરવારતાં, એક છોકરાને )
આજ પરવ નવલ સ્ફુરણ પૈસાનું એક શેર શાક મળે તો ત્રણ
આજ પરવ નવલ સ્ફું...નું શું ?
કંઇ છલક છલક ! શિવલો : સાહેબ, પણ મારા બાપાએ
નવ તારા શું વિખેરેલાં! કાંઇ પણ પૈસા લેવાની ના પાડી છે.
સન્ધ્યાના ભંડાર ખુલ્લા : માસ્તર : મૂરખના સરદાર ! હું તો દાખલો
આજ પરવ નવલ પૂછું છું - દાખલો. એમાં આપવાનું યે નહિં
આજ પરવ નવ... ને લેવાનું યે નહિં. બોલ, નથી આવડતું ?...



બધાય ગધેડા છો. ઠીક હવે બેસો. જુઓ તમે તમારૂં લેસન કરો ત્યાં હું ખાઇને આવું છું. કોઇએ મોટેથી પાઠ કરવાનો નથી. અને શિવલા, કોઇ આવે તો અંદર મને બોલાવવા આવજે અને માસ્તર સાહેબની તબિયત બરાબર નથી એમ કહેજે હોં.

[ માસ્તર જવાને ચાલવા માડે છે એટલામાં દ્દેજને એક ખૂણેથી અવાજ આવે છે. ]

" માસ્તર સાહેબ–એ...માસ્તર સાહેબ. "

માસ્તર : કોણ છે એ બહારથી ? અંદર મરતાં શું થાય છે કોણ જાણે ?

નરસી : ( ધીમેથી અંદર આવતાં ) .. એ તો હું નરસી...માબાપ, ખેતરમાં કામે ગીયો તો તે તમારે હારૂ સીંગ લેતો આવ્યો છું.

[ સીંગ ભોંય પર હવે છે. ]

માસ્તર : ( ચમકીને...ક્રોધથી ) કોણે નરસીડો ! ઢેઢ–હત્ કમજાત...આ મારી નીશાળ અભડાવી મારી...ને મારી ખીચડી ! ઠીક એ તો બહુ આવી છે–શિવલા, પાણીની છાંટ નાંખી સીંગ લઇ લે. આ સાલા ઢેડા પણ ફાટયા છે. તને અંદર મરતાં શરમ ન આવી ?

નરસી : પણ તમે કીધું ને અંદર આવવાનું–માબાપ !

માસ્તર : તે મને શી ખબર કે તુ ઢેઢો મુઓ હશે. જા મર હવે, આખી નીશાળ ધોવી પડશે.

નરસી : પણ માબાપ, હું તો ભણવા આવ્યો છું ને.

માસ્તર : બેસ, બેસ હવે ભણવાવાળાના દીકરા સા...લા. ઢેડાઓને પણ હવે તો પંડિત થાવું છે. જા હાલતો થા નીકર સીપાઇને બોલાવીશ ને માર ખાવો પડશે.

નરસી : માબાપ, અમે ઢેઢ એટલે માણ હમાં પણ નઇ શું ? ભગવાનનું નામ જાણીએ એટલુ તો ગનાન આપો.

માસ્તર : જા, જા, હરામી...પંડિત થાવું'તું તો ઢેઢ શું કામ જન્મ્યો ?

નરસી : એમાં મારો શું વાંક, બાપજી ? દયા કરો, મને ભણવા દિયો. હું તો નીશાળમાં જ બેહીશ.

માસ્તર : નથી જાવું એમ ? શિવલા, જા, રસુલસિંમાં જમાદારને બોલાવી લાવ. આપણે ક્યાં એ-સાલા ઢેઢને અડકીએ ?

[ શિવલો જાય છે એટલામાં ' ભાઇ...એ . ભાઇ...' બૂમ મારતી નરસીની બેન છબુ અંદર ચાલી આવે છે. અને તેથી ભાઇને વળગી પડે છે. ]

નીકળી. અરે ભગવાન; દુનિયાનું તે શું થવા બેઠું છે ? જા, જાં, હવે ડાયલી. તારા ભાઇને પણ સમજાવીને લઇ જા નીકર બંનેનું આવી બન્યુ સમજજો. જેલમાં પડશો જેલમાં.

છબુ : બાપજી, અમ શું ... રાખો. ભાઇ, ચાલને આપું શું કામ છે ?

[ એટલા ગામના વેપારી ... આવે છે હાથમાં લાકડી, માથે પાઘડી, કપાળમાં તિલક છે. ઉંમર ... પ્રવેશ ]

શે.

માંડી છે ? નીશાળ તો ઠીક ચાલે છે ને ? પણ મારો છોકું કેમ દેખાતો નથી ?

માસ્તર : આવો શેઠ પધારો; છોકું તો આજ આવ્યો જ નથી. પણ શેઠ આપ વળી ક્યાં આ આભડછેટમાં આવી ભરાણા ? આ સાલા ઢેઢા નીશાળમાં ... આવ્યા છે ને !

શેઠ : અરરર...માસ્તર ... બાર તળાવે જવુ પડશે. નહિંતર શેઠાણી ઘરમાં પણ નહિં પેસવા દે. પણ છે શું આ બધુ ?

છે, મેં કેટલી ના પાડી છતાં અહિં અડ્ડો જમાવ્યો છે. એને...સા...લાને અડકે પણ કોણ ?

શેઠ : પણ માસ્તર, એને સમજાવીને કાઢોને. ગામમાં નકામું ધાંધલ ઊભું કરવું. આ ગાંધીવાળાએ તો ઢેઢાને ફટાવીને દાટ વાળ્યો છે.

માસ્તર : (શેઠને બાજુએ લઇ જઇને) તલકચંદ શેઠ, મને તો આ છોકરો તદ્દન માથાફરેલ લાગે છે. અને જાતનો ઢેઢ એટલે કાળમીંઢ પત્થર જેવો છે. સમજાવ્યો સમજે એમ મને તો લાગતું નથી. આપ કાંઇ બીજો રસ્તો બતાવો તો સારૂં.

શેઠ : એને ગામમાંથી કાઢીએ તો કેમ ?

માસ્તર : તો તો નીરાંત થાય શેઠ, આખું ગામ તમારી વાહ વાહ બોલાવશે. અને વાણીયા વગર આવો રસ્તો બીજો કોણ સુઝાડે ? વાણીયા વગર તો રાવણનું રાજ ગયું શેઠ. આખા ગામમાંથી પાપ કાઢવા જેટલું પુણ્ય મળશે, શેઠ.

શેઠ : એલા એ. જા; જા, માગી ખા ગામમાં. અહિં કેમ આવ્યો છે ? આ કાંઇ ઘર મુથી તારા બાપનું. આ તો નીશાળ છે નીશાળ.

નરસી : હાં માબાપ, નીશાળ છે ઇ મને ખબર છે એટલે જ ભણવા આવ્યો છું ને. તમારી દયા...માબાપ...દેવ છો તમે બધા તો.

શેઠ : બેસ, બેસ દેવના ભગતડા...તારે નથી જ જાવું, એમ ને ? (માસ્તરને બાજુએ) માસ્તર, આ છોકરો ખરેખર માથાનો ફરેલ છે. ગામમાંથી ત્રાસ કાઢવાનો એક રસ્તો છે. આને ગાંડો ગાંડો છે એમ કૂટી મારી શહેરમાં ઇસ્પિતાલમાં મોકલાવી દઇએ.

માસ્તર : એમાં તો શેઠ, તમારા જેવાનું કામ: જો પોલીસપટેલને સમજાવીને રસ્તો કરવા જેવું કામ છે. આજે તો આ એક જ છે અને કાલે એવા સેંકડો નરસીઆ ગામમાં ઊભા થાય. માટે પાણી પહેલાં પાળ બાંધવી એ જ ઉત્તમ માર્ગ છે.

શેઠ : અરે તમે તમારે જોયા કરોને માસ્તર; હું બેઠો છું ને ગામનો ધરમ રસાતાળ જવા દઇશ ?

[એટલામાં રસુલમિયાં જમાદારને લઇને શિવશો પ્રવેશ કરે છે.]

માસ્તર : લ્યો, શેઠ, આ જમાદાર પણ આવ્યા.

શેઠ : રસુલમિયાં, હાલ ને હાલ આ છોકરાને ચોરામાં લઇ જાઓ. એટલામાં એનું શું કરવાનું છે તે બાબતમાં હું પોલીસપટેલને મળું છું. અને, જુઓ—નીશાળ જેવી જાહેર સંસ્થા અને આ ત્રિપુરાશંકર જેવા સુપાત્ર બ્રાહ્મણનું ઘર અભડાવવાનો આરોપ એના પર છે.

માસ્તર : અને શેઠ, આ છોકરાને બહાર કાઢી રસુલમિયાંને નીશાળમાં આમ તેમ જરા ફરવા દો એટલે મારે નીશાળને ધોવી પણ ન પડે.

નરસી : બેન, આ જમાદાર મને લઇ જશે. માટે તું તારે જા. ગરીબનાં નસીબ જ ગરીબ હોય છે.

છબુ : ના, ભાઇ હું તો તને છોડીને ક્યાંય નહીં જાઉં. જમાદાર, શેઠ, દયા કરો માબાપ.

રસુલ : જા, જા, છોકરી. ચાલ, નીકળ તું પણ બહાર આની જોડે. શેઠ, તમે લોકો જ આવાં ઢેઢાને ખાવાનું પીવાનું આપી, દયા બતાવી છકાવી નાંખો છો:

માસ્તર : અરે જમાદાર, અમે, તો આવાંને આંગણે ઊભા યે ન રહેવાં સહી પણ હમણાં હમણાં તો આ ... જાય. વાળાઓએ દાટ વાળ્યો છે.

શેઠ : ત્રિપુરશંકર માસ્તર, ધર્મનું રસાતાળ જવા બેઠું છે. આપણા બાપદાદાઓનું નામ બોળવા બધા તૈયાર થયા છે. મારા બાપ બીચારા દરરોજ બાર વખત ન્હાતા. અને હુ પણ પાંચ સાત વખત તો–શીયાળો ન હોય તો–નાહી નાંખું છું. પણ મારો છોરિયો કેટલો ધરમ પાળશે ઇ તો ભગવાન જાણે. હરિ હરિ હરિ.

રસુલ : ઠીક, શેઠ હું આ બેયને લઇ જાઉં છું. તમે પોલીસપટેલને મળજો હોં. નહિંતર હલકું લોહી હવલદારનું. મારી ધૂળ નકાળી ખંખેરી નાંખશે.

શેઠ : અરે હમણાં જ હું ચાલ્યો ભાઇ.

[ જમાદાર ભાઇબ્હેનને લઇને અને શેઠ પોલીસપટેલને મળવા ચાલ્યા જાય છે. ]

માસ્તર : જાઓ છોકરાઓ. આજે ચાલ્યા જાઓ: મારે તો આજે આ બધી ધર્મભ્રષ્ટતા ધોઇ નાંખવા આખો દિવસ બગાડવો પડશે. પ્રભુ–પ્રભુ–ખીચડી પણ ચૂલે જ રહી આજે તો...

[ છોકરાઓ રમતા કુદતા ચાલ્યા જાય છે. ]

## પ્રવેશ બીજો

[ સ્થળ : ગામનો ચોરો. ચોરા ઉપર એક ખાટલો છે અને તેની ઉપર ગોદડું પાથરેલું છે. ખાટલા ઉપર ગામના મુખી રણછોડ પટેલ બેઠા છે. બાજુમાં દેવજી બાજંદ એક નાની ખરલમાં અફીણ ઘૂટે છે ]

મુખી : કેમ દેવા, કસુંબાનો રંગ કાંઇ આવ્યો કે નઇ ?

દેવજી : નારે, બાપુ ! આજ તો આ અફીણ ભેળસેળવાળું લાગે છે. ઘૂટી ઘૂંટીને મારો તો હાથ રઇ ગીયો. આ વેપારીઓને તો ભગવાને ન પહોંચે.

નરશી : ઈ તો ઠીક, પણ ભલા આજ દમાં પણ નઇ મદાર કેમ દેખાતા નથી ? એટલું નો ગનાનપ ! કામદારને ઘેર નો આજ મેમાનનું ધાડું આવ્યું છે. આઠ જણનું તો હું આજ હવારમાં વતું કરી આવ્યો. બાપુ, મને લાંબી પંચાત કરવાની ટેવ નઈ. પણ કામદાર બાપુએ જ કીધું કે દેવજી જોજે હોં આ તો સુરતના મેમાન–એવી દાઢી બનાવ કે આપણું ગામ યાદ કરે.

મુખી : અને તારે મોઢેથી વગર ઢોલે વાત ગામ બધામાં પહોંચશે.

દેવજી : નારે બાપુ, આ તો તમને કીધા વગર કાંઇ છૂટકો ? બાકી મારા પેટનું તો પાણીયે નો હાલે.

મુખી : ઠીક, હવે જરાક ઈ કહુંબો રેવા દે ને હુકો ભર જોઉં. ( દેવજી જવા માંડે છે ) જો, ઓલો નવો ગડાકુ આજ આવ્યો છે ને ઈ ભરજે હોં.

[ દેવજી જાય છે. ]

[ નરસીને લઇ જમાદાર પ્રવેશ કરે છે. ]

કેમ, જમાદાર. આ શું લફરું લઇ આવ્યા વળી ?

જમાદાર : બાપુ, આ તો મેઘા ઢેડનો છોકરો નરસીઓ છે. તલકચંદ શેઠે એને લઇને મને અહિં મોકલ્યો છે.

મુખી : પણ છે શું ? એને પૂજવાનો છે ઇયાં ?

જમાદાર : બાપુ, ગામની નીશાળમાં જઇને એણે નીશાળ અને માસ્તરનું ઘર પણ અભડાવ્યું.

મુખી : એ...મ ! માળાં ઢેડાં પણ ફાટયાં હવે તો. તે એલા એ, તારા બાપનું નીહાળમાં શું દાટયુંતું વળી ?

[ દેવજી હુકો તૈયાર કરીને પ્રવેશ કરે છે. ]

નરસી : હું તો ભણવા ગીયો તો પણ અને માસ્તર સાહેબ મારે શીંગ લઇ શેકાણી આપવા ગીયાતા. ... છે શું

મુખી : ભણવા ? ... જો ... આ મને પેળાં આવ્યાં ... થ ...

છે અ
છે ભા

દેવજી : બાપુ. અમારી નતમાં પણ ઓલા ભગાશાતનો છોકરો ભણીને અંગ્રેજી નીશાળમાં માસ્તર થીયો છે. મોટો ઢોલા જેવડો થીયો છે પણ ... અક્ષરો ઝાલતાં આવડતો નથી.

મુખી : (...)
તો બામણવાણિયાનો છોકરો, તારે વળી ભણીને ક્યાં જોષ જોવા છે કે નામું લખવું છે ?

નરસી : બાપુ, મને તો ભગવાનનાં ભજન ગાવાનું બઉ ગમે છે એટલે ભણવા ગીયોતો.

મુખી : તે ભજન તો ભણ્યા વગર જ હારાં આવડે, મુરખ. ભણે ઇ તો બધાય ભૂલકણા. ... વગર જ ના પડે. કેમ, દેવ...

દેવજી : હા, બાપુ. ... માને પંચોતેર એંશી થીયાં હશે પણ બધુંય મોઢે. ને ચોપડીનું તો મોઢુંય જોયું નથી કોઈ દી.

મુખી : દેવ, ઇ જમાનોય હવે તો જવા બેઠો છે. એલા નરસિયાં, જા તો ગામમાંથી કે બારથી ઘાસના પાંચ સાત પૂળા લઇ આવ. સાંજે થાણદાર આવવાના છે. ને જમાદાર, તમે ડેલીએ બેહો. દેવા, હુકો ભાગ્યો નઇ બરાબર. મેં કહુંઆને કેટલી વાર છે ?

દેવજી : તૈયાર છે બાપુ; લાવો બીજો ગડાકુ નાંખી આવું.

[ જાય છે ]

[ શેઠ પ્રવેશ કરે છે. ]

તલકચંદ : કેમ, પટેલ ! આ કહુંબો આમ વાસી-થઇ ... છે ?

... : આવો, પધારો શેઠ ! ઇ તો ... જરા હુકે જમાંવવા ગીયો છે.

(બેસતાં, આજુબાજુ જોઇને) કેમ, રસુલમિયાં ઓલા છોકરાને લઇને હજી નથી આવ્યો કે શું ?

મુખી : હા, હાં, શેઠ. રસુલ તો ડેલીએ બેઠો છે અને મેં જ ઇ છોકરાને થાણદાર સાહેબની ઘોડી હારૂ ઘાસ લેવા મોકલ્યો છે. પણ બાબત શું છે ઈ મને કઇ દિયોને શેઠ.

તલકચંદ : જાણે જુવો, ઇ નરસિયે ત્રિપુરાશંકરની નીશાળ ને એનું ઘર-બધુંય અભડાવ્યું. અમે એને ગામમાંથી કાઢવાનો એક રસ્તો તૈયાર કર્યો છે.

મુખી : ઇ તો તમે કરો ઇ ખરૂં, શેઠ, પણ ગામમાં છે તો છોકરો કામમાં આવે છે.

તલકચંદ : તમે પણ શું પટેલ બોલો છો ? ઢેડના એક છોકરા વગર આપણું ગામ નહિં ચાલે ? એનો ગુન્હો જોઇને તો એના ઉપર ફોજદારી જ થાય. પણ આપણે એના જેવા કયાં થઇએ ? અને ઈ છોકરામાં ખુમારી કેટલી છે ઇ તમે કયાં નથી જાણતા ?

મુખી : એમાં તો તમે કરો ઇ ખરૂં શેઠ. તમ બેઠાં અમને વળી ગામની શું ચિન્તા હોય ? પણ કામ પાકું કરજો શેઠ.

તલકચંદ : (ગજવામાંથી કાગળ કાઢીને) જુઓને બધું કામ મેં તો તૈયાર રાખ્યું છે. આ લખાણ ઉપર તમારી અને જગજીવન કામદારની સહી અને સાક્ષી તરીકે મારી અને ત્રિપુરાશંકરની સહી આવશે એટલે કોના ભાર છે કે આમાં શંકા કરે ? (કાનમાં કાંઈક વાત કરીને) લ્યો, ત્યારે કરો સહી.

[ દેવજી હુકો લઇને આવે છે. ]

દેવજી : લ્યો બાપુ, સલામ શેઠ સાહેબ.

મુખી : શેઠ, હુકો લેશો ? વાણિયાંના પાણીનો ભરાવું ?

તલકચંદ : ના રે ના પરેલ, ઇ બધો ...

ભાઇ છે. પાંચમી ચોપડી ભણે છે. તમે ભણવા નથી જતાં ?

નરસી : બેન, અમને કોણ ભણાવે ? અમારા પડછાયાથી તમે અભડાઇ જાઓ છો. અમને અડકવાથી તો તમને પાપ લાગે છે. અમને નીશાળમાં આઘે બેસીને પણ કોઇ ભણાવતું નથી.

કમળા : હું મારા બાપુને કહું તો માસ્તરને કહેશે.

નરસી : કોણ તમારા બાપુ ?

કમળા : તલકચંદ શેઠ.

નરસી : અરેરે બેન, તમે ઘેર જાઓ. આજે આ મારી બેનને અડકવા માટે તમારા ઉપર પણ જુલમ થવાનો. તમારા બાપુ તો તમારી ચામડી ઉતરાવશે. જાઓ, બેન જાઓ. અમારૂં નશીબ અમારી સાથે.

કમળા : હેં ?

નરસી : હા, બેન–તમારા બાપુએ મને જમાદાર પાસે પકડાવ્યો. ગામમાંથી કાઢી મૂકવાની ધમકી આપી. ભગવાન એમનું ભલું કરે. પણ અમ જેવાનું તો કોઇ નથી દુનિયામાં.

કમળા : ના, ના, ભાઈ હું મારા બાપુને સમજાવીશ ગામનાં છોકરાં ભણે તે માટે તો એમણે કેટલા બધા પૈસા આપ્યા'તા !

નરસી : અરેરે બેન–પણ અમારી તો ગામમાં ગણતરી નથી. કુતરાં અને બીલાડાં ગામમાં અનેક નભે છે અને નભશે પણ અમે તો ઢેડનાં છોરૂ—

[ આરદ્ર બેસે છે ત્યાં દૂરથી ગવાતું નીચેનું ગીત સંભળાય છે તે ત્રણે ચકિત થઇને સાંભળી રહે છે. ]

જુગનો મહારાજ આજે મહાકાળ જાગિયો ને
ધરમ કેરાં ધારણ કાંટા માંડે હો જી:
સતને ત્રાજવડે મારાં કરોડ ચડાવિયાંને
શિષ તો નમાવ્યું સાધનદરે હોજી.

સોસો રે સલામું મારાં ભાંડુડાંને કેજો રે
ઝાઝેરા જુહાર જગને દેજો હોજી.
હરિ કેરાં તેડાં અમને–આવી છે વધામણી રે,
દલિતોને દુઃખે હાકલ પડી છે હોજી.
હસતાં મુખડાંની અમને દિયો રે વિદાયું વ્હાલાં !
રખે કોઇ રોકે નયણાં રડીને હોજી.
સો સો રે સલામું—
( ઝવેરચંદ મેઘાણી )

ગીત ગવાઇ રહ્યા પછી કે ગીત ગાતો ગાતો એક સ્વયંસેવક પ્રવેશ કરે છે. ]

સ્વ : ( છોકરાંને જોઇ ) છોકરાંઓ, આ ગામમાં હરિજનો કયાં રહે છે ?

નરસી : હરિજનો ? કિયા હરિજનો બાપુ ? પણે મંદિરમાં જઇને પુછો, માબાપ.

સ્વ : ભાઈ, હરિજનો એટલે ઢેઢ, ભંગી, ચમાર...બધાયે. જેમને માણસો હડધૂત કરે છે, અડકતાં પણ અભડાય છે તે બધા હરિજનો–ભગવાનનાં માણસો.

નરસી : માબાપ, ઢેઢ તો હુંય છું...ને... આ મારી બેન છ્બુ. આ બેન તો શેઠનાં દીકરી છે. બઉ દયાળુ છે, માબાપ.

સ્વ : ( કમળાને ) શાબાસ બેન, આમ છોકરાં–બાળકો આભડછેટને હાંકી કાઢશે ત્યારે જ મોટાંને સાન આવશે. ( નરસીને ) તારૂં નામ શું ભાઇ ?

નરસી : નરસી, માબાપ.

સ્વ : તું ભણવા જાય છે કે નહિ ?–ને આ તારી બેન ?

નરસી : અમને કોણ ભણાવે માબાપ ? ને આ છ્બુનેય ભણવું તો બઉ ગમે છે. રાસડા ને ભજન બધુંયે અમે વાંચશું–પણ નીશાળમાં તો માસ્તર પગ પણ મૂકવા દેતા નથી.

સ્વ : ફીકર નહિ. આપણે નવી નીશાળ કાઢીશું હોં. તમે બધાં–ગામનાં બીજાં છોકરાં પણ આવશે. આપણે ત્યાં બાગ બનાવશું, ફુલ વાવશું, રમશું, ભણશું...હોં.

નરસી : તો તો માબાપ-તમારું બધુંય કામ હું કરીશ. પણ ઓલુ ભજન તમે હમણાં ગાતાતા તે ? ઈ ગાઓને માબાપ.

સ્વ : એ ભજન પણ હું તને શીખવીશ. હું તારી જોડે જ નીશાળે આવીશ. પછી જોજેને માસ્તર પણ ના નહિં પાડે.

નરસી : અરે માબાપ તમે માસ્તર સાહેબને જોયા જ નથી. ભગવાન આવીને કહે તોય માને એવા નથી. હું નીશાળે ગીયો તો મને જમાદાર પાસે પકડાવી દીધો. મારી બેન બીચારી બે દહાડાથી ભૂખી-રડીને સુકાઈ ગઈ છે.

સ્વ : લો હું તમને ખાવાનું આપું (ઝોળીમાંથી એક એક મોસંબી કે સંતરું આપે છે. પેલા બેની જોડે કમળા પણ તે લે છે) તમે રહો છો કયાં ?

નરસી : અમારે રહેવાનું કેવું માબાપ ! આજે અહિંઆ તો કાલે બીજે કયાંય પડી રહીએ. ગઈ સાલ અમારું ઝૂંપડું કોઈએ સળગાવી દીધું-પછી અમને નવું ઝૂપડું ય કોણ બનાવી દીયે ?

સ્વ : કંઈ નહિં-હું તમને મારી સાથે રાખીશ, સરસ વાર્તાઓ કહીશ-ભણવાની, વાંચવાની ચોપડીઓ આપીશ.

નરસી : તમે તો અમારા ભગવાન-માબાપ.

સ્વ : જગતમાં કોઈપણ માણસ ભગવાન નથી, ભાઈ ! (સ્વગત) અરેરે આ લોકોને અમે-આપણે કેટલા હીણા બનાવી દીધા છે કે જરાક સદ્‌ભાવ બતાવો કે આપણને એ ભગવાન માની બેસે છે. આવા બધાયનો ઉદ્ધાર કર્યા વગર-એમનામાં સૂતેલું મનુષ્યત્વ જાગ્રત કર્યા વગર હિન્દનો ઉદ્ધાર કેમ થાય ! (કમળાને) બહેન, તારે નીશાળે જવું હોય તો જા.

કમળા : ના, ના, હું તો તમારી જોડે જ આવીશ મને તો અમારી નીશાળમાં જરાય ગમતું નથી.

સ્વ : સારું બહેન, તારા બાપુને પણ હું સમજાવીશ. આપણે બધાં સાથે જ નીશાળે જઈશું. માસ્તરને સમજાવીશું. ગામના લોકોને સમજાવીશું; અને છતાં તેઓ બધાં નહિં માને તો આપણે નવી નીશાળ ચલાવીશું અને ત્યાં ગામનાં બધાં બાળકો-ગમે તે જાતનાં ભણવા આવશે-રમવા આવશે-મઝા કરવા આવશે. ચાલો...ચાલો...મને નીશાળ બતાવો આ બધું કામ કરવા જ હું આ ગામમાં આવ્યો છું.

[ નરસી આગળ થાય છે. બધાં જાય છે. ]

## પ્રવેશ પાંચમો

[ સ્થળ : નિશાળ. માસ્તર અંદરના ઓરડામાં છે એટલે ચાર પાંચ છોકરાઓ બેઠેલા છે તે અંદર અંદર વાતો કરે છે, જરા જરા લડે છે પણ ખરા. એટલામાં શિવલો આવે છે અને બધાને શાન્ત પાડે છે. ]

શિવલો : કેમ એ ? ચાલો સહુ પોત પોતનું લેસન કરો, નહિંતર માર ખાવો પડશે.

ચંદુ : હવે બેસ માર મારવાવાળા. તું તો માસ્તરથી પણ વધારે રોફ કરવા જાય છે !

શિવલો : તે તારા બાપાનું ઘર નથી. આ. આ તો નીશાળ છે નીશાળ; સમજ્યો ?

ચંદુ : નીશાળ હોય કે ઘર હોય-પણ હવે વધારે રોફ માર્યો છે તો એક ચાલતી દઈશ.

[ બાંય ચડાવીને તૈયારે થઈ શિવલા પાસે જવા માંડે છે ]

શિવલો : એમ, આવી જા ત્યારે.

[ એ પણ બાંય ચડાવી સેજની વચ્ચે આવે છે. એક બીજાને બથ ભરવા જાય છે એટલામાં પાછળથી માસ્તર પ્રવેશ કરે છે. ]

માસ્તર : ( પ્રવેશ કરીને ) એ...ગામા અને ઇમામબક્ષના દાદાના દીકરાઓ ! આ તે મલ્લકુસ્તી કરવાનો અખાડો છે કે કક્કો બારાખડી ભણવાની નીશાળ ? ઉભા રહો; તમારી પહેલવાનીને ઠેકાણે કરી દઉં.

[ અંદર જઇ કપડાં ધોવાનો ધોકો લઇ આવે છે. બેસી જાઓ-બેસી જાઓ મારવા માટે નજીક જાય છે. ]

ચંદુ, શિવલો : ( બંને સાથે ) સાહેબ, અત્યારે તો જવા દઉં છું—પણ આજે તળાવને કાંઠે કે ગામને પાદરે એને જોઇ લઇશ. તમારા માન ખાતર અત્યારે તો જવા દઉં છું,

માસ્તર : અરે પ્રતાપ, શિવાજી અને પરશુરામના બહાદુર વંશજો. બહુ બહાદુરી બતાવશો તો સરકાર તરફ તમારાં નામ લડાઇમાં ભરતી કરવા મોકલવાં પડશે. ચાલો, તમે બધા યે કેટલું લખ્યું ? કેટલા દાખલા ગણ્યા તે બતાવી જાઓ જોઉં.

બધા : ( સાથે ) બધા એકબાજુ જોડે લડતા હતા એટલે અમે કાંઇ લખ્યું નથી. હમણાં લખીએ છીએ સાહેબ !

માસ્તર : યાદ રાખજો, આવા ઝઘડા કરશો તો બધાના ધુમાડા કાઢી નાંખીશ. બદમાશો, ભણવુંગણવું નહિં ને ખોટા ધમપછાડા કરો છો ? કેમ શિવલા, આજે કાંઇ ગાજરભાજી લાવ્યો નથી ?

શિવલો : સાહેબ, મારા બાપા મૂળા લાવ્યા'તા પણ અમારી ભેંસ ચાવી ગઇ. મેં તો એના મોઢામાંથી થોડા લઇ લીધા'તા અને અહિં લાવતો'તો પણ મારા બાપાએ મને ન લાવવાં દીધાં.

માસ્તર : ચૂપ...તારૂં ડહાપણ જવા દે એ બધું. બોલ; નરસીઆની કાંઇ ખબર પડી કે નહિં પછી ?

શિવલો : સાહેબ, હું નીશાળે આવતો'તો ત્યારે જમાદાર મળ્યા'તા અને એમણે તો કીધું કે નરસીઆને છોડી દેવો પડ્યો છે.

માસ્તર : એમ ? અરે ભગવાન ! પણ જુઓ તમે બધા ખબરદાર ! એની જોડે વાત ન કરતા. આપણે બધા ઊંચ જાતના કહેવાઇએ હો !

ચંદુ : સાહેબ, આ શિવલો જ રોજ એની જોડે બોર ખાવા, પોંક ખાવા કે શીંગ ખાવા જાય છે.

માસ્તર : કેમ શિવલા ?

શિવલો : સાહેબ, એ તો ગપ મારે છે—કોક દી જાઉં છું સાહેબ; પણ પાછો તળાવે નાહીને હું તો આવું છું. ( એટલામાં બહારથી સ્વયંસેવક "માસ્તર સાહેબ, એ માસ્તર સાહેબ" એમ બૂમ મારે છે. )

[ જરા ઠીકઠાક થઇ—અંદરથી પાઘડી મંગાવે છે. ]

માસ્તર : શિવલા, જો, જો કોણ આવ્યું ? સાહેબનો પટાવાળો તો નથી ને ?

શિવલો : ( બહાર જઇ આવીને ) સાહેબ કોઇ ગાંધી ટોપીવાળો—પરગામનો લાગે છે બોલાવી લાવું ?

માસ્તર : ગાંધીવાળાનું અહિં શું દાટયું હશે કોણ જાણે ! જા બોલાવી લાવ.

[ શિવલો બહાર જઇ સ્વયંસેવકને લઇ આવે છે તેની સાથે નરસી, છગુ અને કમળા પણ અંદર આવે છે. માસ્તર નરસીને જોઇ સ્તબ્ધ થઇ જાય છે. ]

સ્વયંસેવક : નમસ્કાર, માસ્તર સાહેબ.

માસ્તર : અરે ખાડમાં પડયા તમારા નમસ્કાર. કોણ છો તમે ? આ ઢેડાંઓને અંદર લઇને આવતાં તમને શરમ નથી આવતી ?

સ્વયંસેવક : સેવા મહિં શાની શરમ ? માસ્તર સાહેબ, તમને છોકરાં ભણાવતાં શરમ આવે છે ખરી ? હજામને હજામત કરતાં કે લુહારને હથોડા ઉપાડતાં શાની શરમ ?

માસ્તર : જુઓ, ભાઇ હું તમારી સાથે જીભાજોડી કરવા માંગતો નથી. આ નિશાળ

જાહેર મકાન છે અને તેમાં આવીને ધાંધલ કરવાનો તમને શો હક છે ?

[ એટલામાં છોકરાઓમાં જરા કોલાહલ થાય છે એટલે તેમને ધમકી આપી શાન્ત કરે છે. ]

સ્વયંસેવક : માસ્તર સાહેબ, જાહેર મકાન છે એટલે જ મને હક છે. હક તો તમને નથી કે જાહેર મકાન તમારૂં પોતાનું ઘર હોય તેમ માની જાહેર પ્રજાને તેમાં આવતી અટકાવવાનો પ્રયત્ન કરો છો.

માસ્તર : ( ક્રોધથી ) પણ આ ગામમાં તમારે શું લાગે વળગે છે ? ક્યાંથી આવો છો તમે ? આ તે શું ધર્મશાળા છે કે તમારો હક સાબીત કરવા આવો છો, અને તે પણ આ ઢેડાંને લઈને ? છો કોણ તમે ?

[ એટલામાં " કેમ ત્રિપુરાશંકર, આજ વળી આ નવું શું ધાંધલ માંડ્યું છે ? તમારે પણ રોજ દીવાળી કે હોળી બનતી લાગે છે " એમ બોલતા તલકચંદ શેઠ પ્રવેશ કરે છે. ]

માસ્તર : ( તલકચંદ પાસે જઈ ) આવો આવો શેઠ, તમારી જ જરૂર હતી. હવે તો જે આવે છે તે નીશાળના ધણી થાતા જ આવે છે. અને અમે માસ્તર તો જાણે ભાજીમૂળા ! આ જુઓને આજે વળી નવી મૂર્તિ આવી ચડી છે.

શેઠ : ત્રિપુરાશંકર, તમે એમ અકળાઈ જાઓ મા. જુઓ તો ખરા. ( સ્વયંસેવક તરફ ફરી ) કેમ ભાઈ, તમારે આ નીશાળમાં શા માટે આવવું પડ્યું ? તમને તો ગામમાં પણ કોઈ દી જોયા હોય એવું લાગતું નથી. ( " બાપુ, બાપુ " કરતી કમળા શેઠને વળગી પડે છે ) બેસ, બેસ, બાપુની ડાહલી–તું પણ આ ઢેડાં સાથે આવી ? અરે રામ રામ રામ...( છોકરીને બાજુએ ધકેલી દે છે. )

સ્વયંસેવક : શેઠ, હું હરિજન સેવા સમાજનો મોકલેલો સ્વયંસેવક છું. આ ગામના હરિજનોનો ઉદ્ધાર કરવા–તેમને ભણાવવા ગણાવવા મને મોકલવામાં આવ્યો છે !

શેઠ : ઢેડાં–હરિજનો ?

સ્વયંસેવક : હા, જેને તમે ઢેડાં ગણી તિરસ્કારી કાઢ્યાં છે, ગામનાં કૂતરાં બીલાડાં કરતાં પણ જેને અપવિત્ર અને હલકાં ગણ્યાં છે એ હરિજનો છે–પરમાત્માનાં વહાલાં મનુષ્યો છે. એ તમને, આ માસ્તર સાહેબને અને ગામનાં બધાં માનવીઓને સમજાવવા હું આવ્યો છું.

શેઠ : હાહાહાહા, માસ્તર, ભગવાનનો દશમો અવતાર થઈ ગયો. અરે ભાઈ, એમનો ઉદ્ધાર કરવાનો તમને ધખારો હોય તો તો ગામનાં બધાં ઢેડાંને ગળે બાંધીને લઈ જાઓને કોણ રોકે છે તમને ?

સ્વયંસેવક : શેઠ–જરા વિચાર કરો. બધાં ઢેડાંને લઈ જઈશ તો તમે સુખી થશો એમ માનો છો ? એમનું કામ કોણ કરશે ? તમે કે આ ત્રિપુરાશંકર મહેતાજી ?

માસ્તર : અમે અમારૂં ફોડી લઈશું– તમે વિદાય થાઓ ને એટલે પત્યું.

સ્વયંસેવક : અમે વિદાય થઈએ ? આ લોકો શીંગ લાવી આપે, વણેલાં કપડાં લાવી આપે, તમારાં ઢોર માટે ઘાસ લાવી આપે– એ બધું તમારે જોઈએ છે; પણ એનો પડછાયો લેવો નથી !

શેઠ : ( ક્રોધથી ) તે એમનાથી જ અમે બધા નભતા હશું ? તમારા જેવા કેટલાએ ધંધા વગરના આજ કાલ હાલી નીકળ્યા છે તે આ લોકોને ફટાવે છે, છકાવે છે. આ ગામમાં તમારૂં એ ધાંધલ નહિં ચાલે, સમજ્યા મહાત્મા.

સ્વયંસેવક : શેઠ, મને શ્રદ્ધા છે કે તમને પણ સત્ય સમજાશે. તમારા આ બાળકોને પૂછો. જે ખોટી ભેદદૃષ્ટિ આ

બાળકોમાં નથી તે તમારા અને આ માસ્તર સાહેબના જેવામાં વરસોના સંસ્કારોથી જડ ઘાલીને બેઠી છે. આ છોકરાંઓને પણ તમે શું જ્ઞાન અને સંસ્કાર આપ્યા છે.

[ શિવલો બધાને તૈયાર કરીને "ચાલો, ચાલો, આપણે રમવા જતા રહીએ." એમ બોલે છે. નરસીને પણ બુમ મારીને રમવા બોલાવે છે. માસ્તર બધાને દમ મારીને બેસાડી દે છે. ]

સ્વયંસેવક : જુઓ, આ તમારી ભણાવવાની રીત. છોકરાઓ પાસે કામ કરાવવું–વહીતરું કરાવવું ને શીખે એમનાં નશીબમાં હોય તે. બાળકો, મારી જોડે આવશો ? આપણે બધાં રમીશું, ભણીશું, મઝા કરીશું. ( બધા છોકરા જોરથી 'હા, હા' એમ જવાબ આપે છે ) જુઓ, માસ્તર સાહેબ, અને શેઠજી તમે પણ જુઓ. આ બાળકોની ઉછળતી માનવતાને કચડી ન નાંખો.

શેઠ : તમારા જેવા તો કેટલાયે ધોળી ટોપીવાળા આ ગામમાં આવી ગયા, સમજ્યા ! તમારી ખાતર અમારો હજારો વર્ષોથી ચાલતો ધર્મ પાણીમાં બોળીશું ?

સ્વયંસેવક : ધર્મ ? શેઠ, ધર્મની તો વાત જ ન કરો. આજ સુધી આંખે પાટા બાંધીને બેઠા છો ત્યાં ધર્મ ક્યાં જોયો તમે ? જમાનો બદલાયો છે, એટલાથી ચેતો તો બસ નહિતર કાળના ધમારા પાસે તો ભલભલાને પણ નમી જવું પડશે.

માસ્તર : શેઠ, શા માટે આવા જોડે કાળું થૂંક ઉડાડો છો ? એમને ઘેર કાંઈ જન્મ નથી આવ્યું કે આપણે ડરવું પડે ?

સ્વયંસેવક : ભૂલો છો માસ્તર સાહેબ. આજે રાજ્ય અધિકારીઓનું નથી રહ્યું–પ્રજાનું થયું છે. તમારે ત્યાં પણ પ્રજાની ઇચ્છા હશે તો હુકમ આવશે કે હરિજનોને અસ્પૃશ્ય ન ગણતા.

[ એટલામાં રસુલખાન જમાદાર મુખી પાસેથી એક આજ્ઞાપત્ર લઈને આવે છે અને માસ્તરને આપે છે. ]

માસ્તર : ( આજ્ઞાપત્ર પર નજર ફેરવતાં ફેરવતાં ) શેઠ...શેઠ...તમે વાંચો આ. મારી આંખે તો અંધારાં આવે છે. અરે ભગવાન શું થવા બેઠું છે દુનિયાનું ?

[ આજ્ઞાપત્ર શેઠને આપે છે. ]

શેઠ : (નજર ફેરવતાં) શું ? આજ્ઞાપત્ર ? કળિયુગ પૂરો બેસી ગયો–ત્રિપુરાશંકર. બસ; ધર્મ, નીતિ, સદાચાર બધું પરવારી ગયું દુનિયામાંથી.

સ્વયંસેવક : ( શેઠના હાથમાંથી આજ્ઞાપત્ર લેતાં ) શું છે, શેઠ ? તમે બંને અકળાઓ છો કેમ, જાણે જમરાજાનો પત્ર આવ્યો હોય તેમ ! ( આજ્ઞાપત્ર વાંચે છે ) "શ્રીમન્ત મહારાજાની આજ્ઞાથી આજથી રાજ્યનાં તમામ મંદિરો, તળાવ, કૂવાઓ અને રાજ્યની તમામ શિક્ષણ શાળાઓ પ્રજાની દરેક કોમ માટે–હરિજનો માટે પણ ખુલ્લાં છે એમ જાહેર કરવામાં આવે છે. આજ્ઞાનો ભંગ કરનારને દંડ તેમ જ કેદની ઘટતી શિક્ષા કરવામાં આવશે." જુઓ શેઠ, હું કાળના બોલ બોલતો હતો એવું ભાન તમને થયું કે નહિ ? તમારા ધર્મને ઘરમાં પૂરી દો. જો જો અભડાઈ જાય નહિ.

શેઠ : ત્રિપુરાશંકર, શા માટે ગભરાઓ છો ? રાજાની ખાતર ધર્મ જવા દઈશું ? અરે પ્રાણ જાય તો પરવા નહિ. આવા આવા હુકમો કરનારની સામે આપણે પણ આપણું બળ અજમાવશું.

માસ્તર : પણ મારી તો નોકરી, શેઠ ? શું કરું ? બહુ તો નીશાળ ભણાવીને રોજ નાહી નાખીશ તળાવમાં.

શેઠ : અરે તમે ... પણ શું . આવા આપણા

ગૃહમાં કળા પ્રદર્શન



શ્રી ગુજરાતી સ્ત્રી સહકારી મંડળ તરફથી મુંબાઇના ટાઉન હોલમાં ' ગૃહમાં કલા પ્રદર્શન ' ભરવામાં આવ્યું હતું. તેની ઉદ્દઘાટન ક્રિયા વેળા લેવામાં આવેલો ફોટો : વચ્ચે મુંબઇ સરકારના વડા પ્રધાન ઓન. શ્રી. બાળા સાહેબ ખેર અને ઓન. શ્રી. નરી છે. સાથે શ્રીમતી હંસાબ્હેન મહેતા, શ્રીમતી ઉર્મિલાબ્હેન મહેતા અને અન્ય કાર્યકર બહેનો છે.



દાદરની કીંગ જયોર્જ સ્કુલની આ વિદ્યાર્થીનીઓ
માથેરાનના આનંદ પર્યટને ઉપડી છે.

બની જાઓ છો ? ધર્મની આડે આવે તો પેટ ફોડી નાખતા શું થાય છે ? ધર્મભ્રષ્ટ થઇને પેટ ભરશો ? ભગવાને બ્રાહ્મણનું ખોળીયું આપ્યું છે તેનું તો સાર્થક કરો

સ્વયંસેવક શેઠ, શામાટે ગરીબ બ્રાહ્મણને શૂળી પર ચડાવો છો ? કાળના પલટા સાથે પલટતા શીખો નહિતર પ્રવાહના પૂરમાં તણાઇ જશો

શેઠ હવે તણાયા પૂરમાં ? આવા તો આજ્ઞાપત્રો કેટલાયે જોઇ નાખ્યા જોઉં છું કે કેટલા દિવસ તમારૂં આ આજ્ઞાપત્ર ટકે છે ? ધાર્મિક પ્રજાનો હજુ નાશ નથી થયો જગતમાંથી અમને પણ હક છે રાજ્ય કરનારને પૂછવાનો ત્રિપુરાશંકર, ગભરાશો નહિ હું પણ રાજ્યમાં જઇને બધુ બળ અજમાવું છું જોઉં છું કે કેટલા દિવસ આ આજ્ઞાપત્ર ટકે છે

[ ચાલવા માંડે છે ]

માસ્તર પણ મારી નોકરી, શેઠ ? હું ગરીબ બ્રાહ્મણ માર્યો જાઉં, શેઠ ?

[ શેઠ જતા રહે છે ]

સ્વયંસેવક . માસ્તર સાહેબ, સમજી જાઓ જમાનાને પલટાવવાના શેઠનાં તો સ્વપ્નાં છે આ નરસી ને છગન આજથી આ નિશાળમાં

માસ્તર ( કરગરતાં ) પણ ભાઇ, મારો ધર્મ, આચાર ને પૂર્વજોનું પુણ્ય ! બધું પાણીમાં ?

સ્વયંસેવક એ પુણ્ય આડે આવે છે ત્યારે તો આજે સત્ય સમજાય છે માસ્તર સાહેબ, જમાનાને ઓળખો તો જીવાશે ને જીતાશે બરોબર, તમે બધા નરસી ને છગન સાથે ભણશો ને ?

છોકરાઓ . હા, હા અમે તો રોજ સાથે જ રમીએ છીએ નરસી તો અમારો દોસ્ત જ છે

સ્વયંસેવક શાબાશ, તમે જ દેશના ખરા ઉદ્ધારકો છો બોલો મહાત્મા ગાંધીજીનો જય

છોકરાઓ મહાત્મા ગાંધીજીનો જય

નરસી તમારૂં ઓલું ભજન ગવડાવોને અમને

[ બધા ભજનની એકાદ કડી બોલે છે ]*

* મુંબાઇની કમીબાઇ હિન્દુ હાઇસ્કુલમાં ભજવાયું.

❧

## વાદળી ગરબો

અંબર આભે ઓઢણી પૂરતી
પારસ મહેલે કાંગરા ચણતી
મોતન મણિના ચોક સમારી
રાસ રમે રમણી

ગગનાંડ ગણ્યુ મંડપ રચીને
તારાના સ્વસ્તિકો કઇને
ચંદ્ર સૂર્ય અંકિત કરીને
રાસ રમે ઘેલી

ઝાંખા તારા સુખે મલકે
વાદળી ફરતી રાસે વેગે
વિજળી ચમકે ગરબા વચ્ચે
ગીતની હેલ લાગી

ઐરાવતના ગર્જન થાએ
ઇન્દ્ર ધનુષ શાં બાણુ તણાયે
રંગ રંગ અંકિત ત્યાં થાએ
ગરબો વેરાયે

નભના વૈભવ સૌ લુંટાયે
વાદળી નાચે હૈયા ભારે
મોતીની થાળો વેરાયે
વરસા જો વરસે

ભગવત્ રામચન્દ્ર ભટ્ટ

**માનવતાના ભવ્ય આદર્શની ઉપાસના કરતાં કરતાં જીવનનું સર્વસ્વ થનારી દુનિયાની ગણીગાંઠી વ્યક્તિઓમાં સ્થાન પામનાર અમેરિકન**

# ક્લે.રા

**અમેરિકાની એ**

અમેરિકાના નવસર્જનના ઇતિહાસની આ વાત છે. એ નવી ભૂમિએ આઝાદીના મંદિરના ઉંબરા પર તરતના જ પગ મૂકયા હતા. તેવામાં એક પ્રશ્ને અમેરિકાના બાલ પ્રજાસત્તાકને ખળભળાવી મૂકયું. અમેરિકામાં આંતરવિગ્રહની આગ ભભૂકી.

આ વિગ્રહ, માનવ ઇતિહાસની એક અગત્યની ઘટના પરથી ઉપસ્થિત થયો હતો. ગુલામીની રાક્ષસી પ્રથા અમેરિકાને તેના શૈશવકાળના ઘડતરમાં ખૂબ જ મદદરૂપ બની હતી પણ આ ત્રાસદાયક પ્રથા અમેરિકાના મહાન પ્રમુખ અબ્રાહમ લીંકનને ખૂંચી. તેમની માનવતાની લાગણીએ આ અઘોર પ્રથા સામે બંડ ઉઠાવ્યું અને ગુલામી પર પ્રતિબંધ મૂકતા તેમના ફરમાને ગુલામીની પ્રથાના પાયા પર પોતાનો વૈભવ રચનારાઓમાં ક્રોધની લાગણી પ્રકટાવી.

અનેક નવયુવાનોએ આ માનવતાની વેદી પર પોતાના બલિદાન આપ્યાં. તે પ્રસંગે અમેરિકાની એક નાજુક સ્ત્રીએ ઘવાએલા સૈનિકોની સેવાની અદ્‌ભૂત સેવા કરી હતી. અમેરિકાની એ 'ફ્લોરેન્સ નાઇન્ટીન્ગેલ'ની આ જીવનકથા છે.



આંતરવિગ્રહ વખતની પરિચારિકાઓ

* * *

વર્જીનીયાના ઘોર રણક્ષેત્ર પર એક તરૂણ વેદનાની ચીસો પાડતો પડયો હતો. જે હાથોમાં થોડાક સમય પર શાળાના પુસ્તકો લઇ જતો તેજ હાથો આજે હથિયાર ઉચકી શકવાને પાંગળા બન્યાં હતાં. તેના બન્ને હાથે ઇજા થઇ હતી.

મોતની વાટ જોતો તે ચીસો પાડતો હતો. બચવાનો એકે ઉપાય નહોતો. જીવનદીપકને બુઝાતો અટકાવવાની એક માત્ર આશા હતી અને તે પણ કેટલી નીરાશાજનક ! તેના મનમાં હતું કે કદાચ તેની ચીસો દુશ્મનોના ડોળી લઇ ફરતા માણસોનું ધ્યાન ખેંચે. છતાં પણ તે બચે તેમ

હોમી દઇને શહીદ રેડક્રોસની સ્થાપક

# બાર્ટન

ફ્લોરેન્સ નાઇટીંગેલનો પરિચય કરાવનાર :

શ્રી. રસિકલાલ એચ. ગાંધી



માનવતા માટે જીવન હોમનાર ક્લેરા બાર્ટન

નહોતું. જંતુઓથી ખદબદતી સરજ્યનની છરીઓ તેના ઘા પર પડે અને તેમાંથી ઘા જરૂર વકરે એ તે જાણતો હતો. એ વખતે ૧૮૬૨માં રેડક્રોસની રક્તવર્ણી ચોકડી કોઇએ જોઇ ન હતી.

અચાનક તેણે એક માનવ ફીરસ્તાને પોતાના પર ઢળતો જોયો. તેની કાળી આંખો અને આછા હોઠમાંથી દયા ઝરતી તેણે જોઇ. અને તેની જ માતાનો હાથ તેના શરીર પર ફરતો હોય તેમ તેને ઘડીભર ભ્રમ થયો. તરત જ તેણે આ વ્યક્તિને ઓળખી. એ હતી તેની જુની શિક્ષિકા મીસ બાર્ટન-ક્લેરા બાર્ટન-રણક્ષેત્રપરના પ્રત્યેક સૈનિકની તે દેવી હતી.

* * *

આ નાનકડી લાગતી પણ પ્રૌઢ સ્ત્રી માનવોએ સર્જેલા યુદ્ધની વીટંબણાઓનો સામનો કરતી હતી. અમેરિકન આંતરવિગ્રહ વખતે કોઇપણ સ્ત્રી મોરચા પર જઇને ઘાયલ થએલાઓની સુશ્રુષા કરવાની કલ્પના પણ કરી શકતી નહોતી. 'યોગ્ય પતિનો શીકાર કરવા ફરતી' યુવતીઓને હરરોજ મોરચા પરથી દૂર હડસેલી દેવામાં આવતી અને લશ્કરી નર્સો મથકપરની હોસ્પીટલમાંથી ભાગ્યે જ ખસકી શકતી. આ હોસ્પીટલોમાં બહુ જ થોડા ઘાયલ થએલા સૈનિકો આવી શકતા.

આવા પ્રતિકૂળ સંજોગો છતાં ક્લેરા બાર્ટને હીંમત કરી ઝંપલાવ્યું. તેને કોઇ સંસ્થાનું પીઠબળ નહોતું. કોઇ જાતની સરકારી લાગવગ નહોતી. સેનાપતિઓ, ડોક્ટરો, સેનીટરી કમીશન, ક્વૉર્ટર માસ્તરો, અને લશ્કરી ટ્રેઇનોના ડ્રાઇવરોની સાથે પાસ માટે લડતી ઝઘડતી તે રણક્ષેત્ર પર ઘાયલ થયેલા સૈનિકો પાસે દોડી જતી. કેટલીક વખત તેને

પોતાનો માર્ગ સરળ બનાવ્યો. સરકારી વિરોધ છતાં લશ્કરી અમલદારોની મિત્રાચારીથી તે આગળ વધતી. ખુનખાર જંગની આગાહી આ અમલદારો તેની આગળ કરતા. ' તોપના ગોળા પાછળ ચાલવું, ' એ એનો જીવનમંત્ર બન્યો અને જ્યારે જ્યારે જંગ વચ્ચે ઘૂમતી કલેરાને સૈનિકો જોતા ત્યારે તેઓ તેને ' તોફાનના દૂત ' તરીકે સંબોધતા.

ફ્રેડરીક્સબર્ગમાં રેગ્યુલર સૈન્ય સાથે ક્લેરા ગોળીઓના વરસાદ વચ્ચે રાહદારી ઓળંગતી હતી ત્યારે એક ગોળીએ તેનો પોશાક વીંધી–ચીરી નાંખ્યો હતો. એન્ટીએમમ ખાતે એક તરસ્યા સીપાહીને પાણી પાવા જતાં તેને પોતાના હાથમાં જ ગોળીથી વિંધાતો તેણે જોયો હતો. આ ગોળીએ તેનો હાથ પણ ચીરી નાંખ્યો હતો. આ બનાવથી તેના હૃદયમાં પડેલો કારી ઘા કદી રૂઝાયો નહોતો. વાઇલ્ડરનેસના યુદ્ધ પછીથી ઘાયલ સૈનિકોની અવદશા જોઇ તે રડી ઉઠી. તરત જ તે વોશિંગ્ટન દોડી ગઈ અને સત્તાવાળાઓ પાસેથી ફ્રેડરીક્સબર્ગની મગરૂબ મહેલાતોનો કબજો લેવાની પરવાનગી મેળવી અને શહેરના ફેડરલ અમલદારોની બીનઆવડત વિષે તપાસ કરવાની તેણે ફરજ પાડી.

* * *

અમેરિકામાં તેના જેટલું જ દયાર્દ્ર હૃદય ધરાવનાર મહાન અબ્રાહમ લીંકનને કલેરા કદી મળી શકી નહોતી. એ વખતે તે તેની મુલાકાતે ગઇ હતી પણ રાજ્યના કામકાજ અને લશ્કરી અમલદારને કારણે તે નિરાશ બનીને પાછી ફરી હતી. પણ લીંકને કલેરાના કામને પીછાણ્યું હતું. પ્રેસીડન્ટ જોનસને અધુરી મુકેલી યોજનાનો બોજો તેણે કલેરા પર નાંખ્યો અને ખોવાતા માણસો, કેદીઓ, અને રણક્ષેત્ર પર પડેલા હજારો અજ્ઞાત સૈનિકોની નામાવલિ તૈયાર કરવાનું ફરમાવવામાં આવ્યું. યુદ્ધ ખતમ થતાં કલેરા કેદીઓની છાવણીના સૌથી ભયંકર મથક એન્ડરસનવીલા ખાતે પહોંચી અને કેદીએ તૈયાર કરેલી નામાવલિની મદદથી જેલરોના હાથે ધરતી માતાના પેટાળમાં પોઢનારા સેંકડોની કબરો શોધી કાઢી, આતુર કુટુમ્બીજનો અને ખોવાતા માણસોની શોધ માટે તેણે એક ' કોરસ્પોન્ડન્સ ' (પત્રવ્યવહાર) બ્યુરો સ્થાપી.

* * *

યુદ્ધગ્રસ્ત વર્જીનીયામાં પુનઃ શાંતિ સ્થપાતાં બધાએ નીરાંતનો દમ ખેંચ્યો. યુદ્ધના આંસુ સુકાઇ ગયાં હતાં અને જખ્મો પણ રૂઝાવા માંડયા. આવે સમયે કલેરાની જગ્યાએ જો કોઇ બીજી સ્ત્રી હોત તો માનવતાની તેણે કરેલી સેવાથી સંતોષ માનીને બાજુએ ખસી જાત. પણ કલેરા બાર્ટનના હૃદયમાં એક જુદી જ આગ જલતી હતી. તેને ખબર નહોતી કે જે વસ્તુ માટે તે સ્વપ્ન સેવી રહી હતી તેની ચળવળ યુરોપના દરિયાપારના દેશમાં વેગવંતી બની હતી. હેન્રી ડુનાન્તનું માનવ સેવાનું સ્વપ્ન ત્યાં સક્રીય સ્વરૂપ લઇ રહ્યું હતુ. ૧૯૬૪ માં જીનેવામાં આંતરરાષ્ટ્રીય રેડક્રોસની સ્થાપના પણ થઇ ચુકી હતી! ચીન, મેક્સીકો, અને અમેરિકા સિવાયના સઘળા સંસ્કારી રાષ્ટ્રોએ રેડક્રોસની તટસ્થતા જાળવવાનું વચન આપી તેમાં જોડાયા હતા. મારો વિચાર પદ્ધતિને કારણે અમેરિકાએ આ યોજના તિરસ્કારી કાઢી હતી પણ અમેરિકન પ્રજા તેમજ અખબારો રેડક્રોસની સ્થાપનાથી અજ્ઞાન હતા. મીસ કલેરા જ્યારે યુરોપ ગઇ ત્યારે તેની પણ આવી જ હાલત હતી.

યુદ્ધના રાક્ષની ઝપટમાં ઝડપાયેલાઓની સુશ્રુષા કરવામાં કલેરાએ પોતાની શારીરિક હાલતની પણ પરવા કરી નહોતી એટલે યુદ્ધનો અંત આવતાં આરામ અને શાંતિની

# ઓ રાજહંસ ! પાંખ ત્હમારી કિલ્લોલે

( ગીત )

પાંખ ત્હમારી કિલ્લોલે.
ઓ રાજહંસ ! પાંખ ત્હમારી કિલ્લોલે.
એકલ પંથ પ્રવાસી પેલી, ગ્રીષ્મતણી બાદળીઓ,
ગિરિશૃંગોને ઉર તમન્ના તેની સંગ જવા લળી ઢળી હો !
મૂકભુજ ઉર ખંસી એ બોલે,
ઓ રાજહંસ ! પાંખ ત્હમારી કિલ્લોલે.
ખરરર, સરરર વૃક્ષરાજીએ, અધૂરં ઉડી ચાલી,
હિમ હિમન્તના પડદાની કિનારી શકે એણે આ ઝાલી ?
કોઇ ખ્વાબ ખુદાઇને ખોળે,
શું આ સૃષ્ટિ સકલ હિલોળે; ઓ રાજહંસ.
સન્ધ્યાના ધૂસરધોયો શું આ સ્વપ્ન બુદ્બુદ ફુટ્યો,
તારાકણીના વ્યોમ ઝુમ્મરનો-સાજ શું નવલખ તૂટ્યો ?
દિશા દિગન્ત આ શું રોલે,
ઓ રાજહંસ ! પાંખ ત્હમારી કિલ્લોલે.
ઉર-સાગરની વીચિ વીચિ ઉછળે તીવ્ર આ શી તમન્ના ?
પ્રાણની પાંખે પ્રસરી ક્યારે, વ્યોમ વીંઝે પ્રસન્ના ?
સાંભરે સ્વામીનો શું કોલે,
રાજહંસ ! પાંખ ત્હમારી કિલ્લોલે.
કારમી આ શું વેદના ઉરમાં ભવ્ય વસન્ત વસન્ત,—
કિલકારી શી કાળજડે આ, દિવ્ય અનન્ત અનન્ત !
તાતનાં તેજામૃત અમોલે,
ઓ રાજહંસ ! પાંખ ત્હમારી ઝબોળે.
નંદનવનના ભવ્ય 'પ્રાસાદની સાંભરે પેલી ટોચે,
ईशावास्यमिदम् सर्वम्—ત્યાં શું ઉર સંકોચે,
દેવલદ્વારો પેલાં ખોલે,
ઓ રાજહંસ ! પાંખ ત્હમારી કિલ્લોલે !
ચાર દિવસનું ચાંદરણું આ જીવન ટુંકુંટુંકું,
એને માટ અમૃતઓવારાનાં રસબિન્દુ શું ચુકું ?
પાર્થિવ શું પ્રભુની દ્યુતિ તોલે,
ઓ રાજહંસ ! પાંખ ત્હમારી કિલ્લોલે.
શું કરૂં સ્થૂલ ! ઝંખું હું ફૂલ-જ્હારે જોઇએ અમર એ ફૂલો,
બ્રહ્મ પરાગ ઢોળે એની તેજ પાંખડીનો સ્મિત ઝૂલો.
सोऽहम् સૂર ઉરની પાંખડી સોળે,
ઓ રાજહંસ ! પાંખ ત્હમારી કિલ્લોલે.

ऋतूनां कुसुमाकरः

# પાડોશી ધર્મ

લેખક:
શ્રી. નાગરદાસ ઇ. પટેલ

'સુમનબ્હેન ! તમારી ખાંયણીપરાઇ આપોને.' અમારાં પાડોશી દેવકુંવરે કહ્યું.

'અમારી ખાંયણી કામ આવે એવી નથી.' સુમને જવાબ આપ્યો.

એ સાંભળી દેવકુંવર ગઇ.

એના ગયા પછી મ્હેં સુમનને બોલાવી. હું જાણતો હતો કે સુમને આપેલો જવાબ ઊડાવનારો હતો એ વાત મ્હને ગમી ન હતી.

'સુમન ! આપણી ખાંયણી શાથી તૂટી ગઇ ?' મેં પૂછ્યું.

'તમને કોણે કહ્યું કે તૂટી ગઇ ?' સુમને સામો સવાલ કર્યો.

'કેમ હમણાં જ તેં દેવકુંવરને જવાબ આપ્યો ને.'

'એ એવા જવાબને લાયક હતી. પહેલાં એ લઇ ગઇ ત્યારે બરાબર સાફ કર્યા વિના આપી ગઇ હતી અને એ ઘણી બેદરકાર છે તેથી એને કંઇ આપવાનું મ્હને મન નથી થતું.' સુમને ખુલાસો કર્યો.

'પણ એટલા ખાતર આવો જવાબ અપાય ! એને સમજાવીએ અને એક બેવાર બતાવીએ તો એ સુધરે તેમજ બીજી વખત બરાબર સાફ કરીને આપી જાય. આ રીતે કંઇ ના કહેવાય ?'

'એ પણ કરી જોયું છતાં એનામાં ફેર ન પડ્યો પછી શું થાય !'

વાત એમ હતી કે સામાન્ય રીતે ઘરની વ્યવસ્થા બાબત હું કદી માથું મારતો નહિ સુમન પોતાને યોગ્ય લાગે તેમ વ્યવસ્થા ક સરમુખત્યાર હતી પણ જ્યારે મ્હારી ન- આગળ આવો પ્રકાર બને ત્યારે એને અક્ષર કહેવાની મ્હારી ' હતી,

'હોય, સૌ કંઇ સરખા હોય છે ! કોઇ વહેલું સમજે કોઇ મોડું સમજે. બાકી આ રીતે કોઇને ના પાડવામાં આપણી શોભા નથી.'

'ત્યારે એ બગાડીને લાવે તેમાં શોભા છે ?'

'એમ પણ નહિ. બધી ચીજ બધી જ બધાને ઘેર હોય છે. પાડપાડોશી પાસેથી અવારનવાર કોઇ ચીજ માગવી પણ પડે. એ તો પાડોશીધર્મ છે.'

'પણ તમારો પાડોશીધર્મ આપણી ચીજો બગાડવા દેવાની પણ છૂટ આપે છે ?'

'એમ નહિ સુમન! પાંચે આંગળી સરખી હોય છે ? કોઇથી બગડે પણ ખરૂં. આપણાથી નથી બગડતું ? આપણે ભાંગફોડ નથી કરતાં ? જરા મન મોકું રાખવું જોઇએ અને આ રીતે માગવા આવે તેને સાવ નન્નો વાસવો છોડી દેવો જોઇએ. આપણે પાડોશી તરીકેની આપણી ફરજ બજાવવી જોઇએ.'

'તે આપણે ક્યાં નથી બજાવતાં ? કોઇ સાજુમાંદુ હોય, કોઇને અડીઓપડી હોય, અડચણ સડચણ હોય ત્યારે આપણે ક્યાં પાડોશી ધર્મ બજાવતાં નથી ? ચાર ચાર રાતના ઉજાગરા કરતાં આપણે પાછી

# રાયચુરા કૃત પુસ્તકો

ગુજરાતમાં ગૃહે-ગૃહે વંચાતું રસિક સાહિત્ય : પ્રેમશૌર્ય ભર્યું લોક સાહિત્ય બળવંત સમાજ સાહિત્ય પીતા અને પુત્રી સાથે વાંચી શકે તેવું નિર્દોષ સાહિત્ય રચવામાં

## રાયચુરા આજે સર્વત્ર પંકાય છે

| | |
|---|---|
| સ્નેહપૂર્ણા : ( સચિત્ર ) | રૂ. ૩- ૦-૦ |
| સોરઠી વીરાંગનાની વાર્તાઓ : સચિત્ર | ,, ૨- ૦-૦ |
| દાલચીવડાની દશ વાર્તાઓ : સચિત્ર | ,, ૧- ૮-૦ |
| રાયચુરાની રસીલી વાર્તાઓ : [ બીજી આવૃત્તિ ] સચિત્ર | ,, ૧- ૮-૦ |
| કાઠિયાવાડની લોકવાર્તાઓ : [ બીજી આવૃત્તિ ] સચિત્ર | ,, ૧- ૮-૦ |
| રાસ મંદિર : [ બીજી આવૃત્તિ ] સચિત્ર | ,, ૧- ૦-૦ |
| કાઠિયાવાડી દુહા : [ બીજી આવૃત્તિ ] સચિત્ર | ,, ૧- ૦-૦ |
| રસિયાના રાસ : સચિત્ર | ,, ૧- ૦-૦ |
| વ્યાસજીની વાર્તાઓ : સચિત્ર | ,, ૧- ૮-૦ |
| પારેવાં : ( બીજી આવૃતિ ) | ,, ૦- ૬-૦ |
| નવગીત : | ,, ૦- ૬-૦ |
| પ્રેમલીલા : પ્રથમ ભાગ સચિત્ર | ,, ૧- ૪-૦ |
| ગાંધીયુગની વાર્તાઓ : સચિત્ર | , ૦-૧૨-૦ |
| મહીપાળદેવ : સચિત્ર | ,, ૨- ૮-૦ |
| દાલચીવડાનો દાયરો : સચિત્ર | ,, ૧- ૮-૦ |
| રાયચુરાની રસકથાઓ : સચિત્ર | ,, ૧- ૮-૦ |
| સોરઠી લોકવાર્તાઓ : સચિત્ર | ,, ૧-૧૨-૦ |
| સોરઠ રાણી : સચિત્ર | ,, ૧- ૮-૦ |
| રાયચુરાની રસમસ્તી : | ,, ૨- ૮-૦ |
| ગ્રહરાજ : ( સચિત્ર ) | ,, ૧- ૮-૦ |
| સંગીત લહરી : | ,, ૦- ૮-૦ |

લખો

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા**

પ્રકાર છે. અત્યાર લગી આ પ્રકારના તારા હકની આડે હું આવ્યો નથી–'

' ત્યારે આપણે એમ કરીએ કે આજથી ચાર દિવસ લગી તમે કહો છો તે રીતે પાડોશીધર્મનો અમલ કરીએ અને જે કોઇ પાડોશી જે કાંઈ ચીજ–વસ્તુ લેવા આવે તે તેને આપીએ અને ચાર દિવસ પછી આપણને એમ લાગે કે એ અખતરો સફળ થયો છે તો હંમેશને માટે એ વર્તાવ ચાલુ રાખવો. '

' અને જો અફળ નિવડે તો, તારે તારી પદ્ધતિએ ઘરકારભાર ચલાવવો અને તારી રીતે પાડોશીધર્મ પાળવો. '

' કબુલ. ' સુમન બોલી ઉઠી.

' તો પછી આજથી જ એ યોજના અમલમાં મૂકીએ. ' મ્હેં સૂચના કરી.

' ભલે ' કહીને સુમને એને વધાવી લીધી.

અમે આ નિર્ણય પર આવ્યાં એવામાં જ અમારા સ્નેહી ભગવાનદાસ આવી પહોંચ્યા.

' કેમ છો નટવરભાઇ ! મઝામાં તો ખરાને ! આજે આપણે ત્યાં ફીકાની વરસગાંઠ છે અને સતનારાયણની કથા રાખી છે તે તમને બેઉને કહેવા આવ્યો. '

' ભલે. ' મ્હેં કહ્યું.

' સુમન બ્હેન ! તમારે પણ આજે તો આવવાનું છે હો. ' એમણે આગ્રહ કરવા માંડયો.

' પણ આપણે તો આજે જગુભાઇને ત્યાં લગનમાં જવાનું છે અને મુંબાઇ જવાએ. એટલે મોડું થાય. ' સુમને કહ્યું.

' અરે ! એ તો હું ભૂલી જ ગયો હતો. ભગવાનદાસ ! તમારે ત્યાં આવવા હું તો તૈયાર હતો પણ આ લગનની વાત જ હું ભૂલી ગયેલો ! એમને ઘેર ન જઇએ તો સગા સગામાં ખોટું લાગે. '

' હારનો. જગુભાઇને ઘેર તો તમારે ગયા વિના છૂટકો નહિ. ' ભગવાનદાસ બોલ્યા, ' ભલે તમે ત્યાં જજો. આપણો વહેવાર જૂનો છે. હરકત નહિ પણ નટવરભાઇ ! તમારે ત્યાં ગ્રામોફોન છે ? '

' આ રહ્યું. ' મ્હેં જવાબ આપ્યો.

' અને રેકૉર્ડો પણ હશે, એ બેઉ આપોને. ' ભગવાનદાસે માગણી કરી.

' લ્યો લઇ જાવને. તમારે કામ ન આવે તો એ શા ખપનાં છે ! ' મ્હેં કહ્યું.

' અને પેલી તમારી પેટ્રોમેક્સની બત્તી પણ આપજોને. ' ભગવાનદાસે ઉમેર્યું.

' હારે હા ! એ પણ લઇ જજોને. '

' તમારા ઘાટીને એ લઇને મોકલોને. ' ભગવાનદાસે કહ્યું.

એ પણ ઠીક. મ્હેં ઘાટીને બોલાવ્યો અને ભગવાનદાસની સાથે એને ફોનોગ્રાફ, રેકૉર્ડોની પેટી અને પેટ્રોમેક્સ લઇને મોકલ્યો.

સુમન એ જોઇ રહી. મ્હને લાગ્યું કે એને કૈં કહેવાનું મન થયું હતું પણ એ બોલી નહિ અને મ્હેં પણ કૈં પૂછવાનું ઉચિત ધાર્યું નહિ.

ભગવાનદાસ ગયા એટલામાં અમારા બીજા સ્નેહી રામરાવ આવ્યા.

' કેમ છો નટવરલાલ ! તબિયત કસી કાય આહે ? '

રામરાવ હતા દક્ષિણી પણ એમનો દાવો એવો હતો કે તેઓ ગુજરાતી બહુ સારૂં બોલી શકે છે. અલબત્ત, તેઓ ગુજરાતીને ગુજરાથી જ કહેતા અને એમાં અર્ધા ઉપરાંત મરાઠી શબ્દો ઘુસાડતા.

' ઠીક છે. ' મ્હેં જવાબ આપ્યો, 'કેમ કૈં અત્યારે ફુરસદ મળી ? '

' એમ જ. તમારા પાસે અલબત્તા આહેને, મીં ત્યા કરિતા આવ્યો છે. ' રામરાવે કહ્યું.

'હા રે ! ખલ છે તો ખરો.' મ્હેં જવાબ આપ્યો.

મ્હારે ત્યાં કાળા આરસ પહાણનો મઝાનો ખલ હતો અને એને બહુ જ સંભાળથી સુમને રાખ્યો હતો.

'તરિ દ્યા. અગદી એના ખાસ કામ છે.' રામરાવે માગણી કરી.

રસોડામાંના કબાટમાંથી મ્હેં ખલ લાવીને રામરાવને આપ્યો અને કહ્યું: 'જરા ધ્યાન રાખીને વાપરજો. ચીજ નાજુક છે. કામ થઇ રહે કે તરત જ પાછો આપી જજો.'

'હો હો ! તુમી બીલકુલ કાળજી કરૂ નકા, બીઉં નકા. નિર્ધાસ્ત રહા.' રામરાવે જવાબ આપ્યો અને એ ખલ લઇને ગયા.

મ્હારી મોએ મો ટકા ખાત્રી હતી કે સુમન ખલ ન જ આપત; જો અમે જે નિર્ણય પર આવ્યાં તે નિર્ણય ન થયો હોત તો.

અમે જગુભાઇને ત્યાં લગ્નમાં જવાની તૈયારી કરવા માંડી. સાંજના પાછા ફરતાં મોડું થશે એમ જાણી સુમન બાજુવાળા જ્યાબ્હેનને દૂધ લેવાનું કહેવા અને કોઈ આવે તો જવાબ આપવાનું જણાવવા ગઇ. જયાબ્હેનના વર મનુભાઇ ઘરમાં જ હતા. એ તરત જ મ્હારી પાસે આવ્યા.

'અરે નશ્વરભાઈ ! તમે તો આજે બહાર જવાના છો ને મ્હારે તો તમારા સંચાનું કામ હતું.' મનુભાઇએ કહ્યું.

'કયા સંચાનું ?' મ્હેં પૂછ્યું.

'સીવવાના સંચાનું.' એમણે જવાબ આપ્યો. 'મ્હારે થોડુંક સીવવાનું હતું.'

આ મનુભાઇને પણ શું કહેવું ? ગામમાં દરજી ક્યાં મરી ગયા હતા કે મ્હારે એમને સીવી આપવું ? એક વખત ના છૂટકે એકાદ બખીયો મારી આપેલો તેથી એ ફરીથી પાછા એ કામ કરાવવા માગતા હતા.

'જુઓને ભાઇ ! આ રહ્યો સંચો તમે તમારે સીવી લો.' મ્હેં કહ્યું, 'મને વખત નથી.'

'તે તો હું જાણું છું. તમે બહાર જાવને હું અહીં બેઠો બેઠો સંચો વાપરૂં એ ઠીક નહિ.'

'ત્યારે તમને એમ ઠીક ન લાગતું હોય તો સંચો તમારે ઘેર લઇ જાવ.' મ્હેં સૂચના કરી.

'એ ઠીક છે.' એમ કહીને મનુભાઇ મ્હારા ઘાટી પાસે ઉપડાવીને સિવવાનો સંચો પોતાને ઘેર લઇ ગયા.

આમ પેટ્રોમેક્સ બત્તી, ગ્રામોફોન, રેકોર્ડની પેટી, ખલ અને સિવવાનો સંચો એક જ દિવસે મ્હારા પાડોશીઓ લઇ ગયા. આ રીતે આપણી ચીજો આપણા જ સંબંધીઓના ઉપયોગમાં આવે એનાથી રૂડું બીજું શું ? મ્હને એનાથી સંતોષ થયો.

આજ રીતે બીજે દિવસે ગુંદરની બાટલી, થર્મોમીટર, ટેબલનું ઘડિયાળ અને બાબાગાડી ગયાં.

ગુંદરની બાટલી અને ટેબલનું ઘડિયાળ છગન લઈ ગયો. એની પરીક્ષા હતી એટલે વહેલા ઉઠવા માટે એલાર્મવાળા ઘડિયાળની જરૂર હતી. ગુંદરની બાટલી એને ચોપડીઓના પુઠાં ચોટાડવા જોઇતી હતી.

થર્મોમીટર દયાબ્હેન લઇ ગયાં. એમનો દિયર માંદો હતો અને એને તાવ આવતો હતો તેથી.

બાબાગાડી કાશીબ્હેન લઇ ગયાં. એમની દિકરીની બેબી માટે. આઠેક દહાડા માટે નવી ગાડી ક્યાં વસાવવા જાય ! આઠ દસ દિવસમાં તો એમની દિકરી પાછી પોતાને સાસરે જવાની હતી.

ત્રીજે દિવસે શેક કરવાની કોથળી, બે મોટાં તપેલાં, ચાનીનો ઝુમખો અને નિસરણી ગયાં.

ચાવીનો ઝુમખો તો સુમને તરત મંગાવી લીધો પણ એમાંની એક ચાવી ધનુભાઇના તાળામાં ભરાઇ ગયેલી તે તૂટી ગઈ ત્યારે નીકળી એટલે એ રીતે એક ચાવીના ધટાડા સાથે મળ્યો. ધનુભાઇની ચાવી અંદર રહેલી ને તાળું વસાઇ ગયેલું તે ઉઘાડવા એ અમારો ઝુડો લઇ ગયેલા પણ અમારી ચાવી બગડી અને એમને તો તાળું તોડવું પડયું. જે ચાવી ભાગી ગઇ તે સુમનની ટ્રંકના તાળાની ચાવી હતી.

ચોથે દિવસે પણ એજ રીતે એક ગાલીચો, 'ક્રોકિયું' અને કેરમબોર્ડ ગયાં.

આ રીતે ચાર દિવસમાં સત્તર ચીજો બહાર ગઇ તેમાંથી ચાવીનો ઝુડો ઉપર જણાવ્યા મુજબ પાછો આવ્યો. બાકીની સોળ ચીજો આવી ન હતી.

ચાર દિવસનો અખતરો પુરો થયો. આટલો વખત સુમને ધીરજ રાખી.

' હવે તમારી એ સોળ ચીજો સાજી સમી પાછી જોઇતી હોય તો બધાંને ઘેર જઇને લઇ આવો ' સુમને મને સૂચના કરી. ' આપણા લોકો લઇ જવાનું શીખ્યા છે તેટલું દઇ જવાનું નથી શીખ્યા. '

## માંગણી

ઓ પરમ પ્રભુજી !
નિત નિત માગું આટલું.
નીલાંબરમાં ઝગમગ ઝગતા
રાતે તારા કેવા !
તેમ જીવનમાં સદ્દગુણ ઝગજો;
દુઃખ સમયમાં એવા !
ઓ૦

ક્ષમા ગુણ વસુધાનો દેજો,
ઉદારતા નભની;
પાપક્ષયે દિનકર રૂપ દેજો,
પુણ્ય પ્રભા શશીની.
ઓ૦

એક અડગતા નગાધીપની,
નમનતાઇ તરૂની;
રસ ચાંદનીની ભીતર શ્વેતતા,
પ્રસન્નતા દ્વિજની.
ઓ૦

તુચ્છ બુદ્ધિ બાળક શું ઉચરે !
વિરાટ રૂપ પ્રભુ તારૂં;
વાટે ઘાટે ખૂણે ખોચરે,
ગીત તારૂં પોકારૂં.
ઓ પરમ પ્રભુજી !
નિતનિત માગું આટલું.

મોહિનીચન્દ્ર

' એ તો તું અન્યાય કરે છે. કોઇને કંઇ રોકાણ હોય તેમાં વહેલું મોડું થઇ પણ જાય. ' મ્હેં કહ્યું.

' એમ પણ હશે, છતાં તમે જાતે જ અનુભવ કરશો એટલે ખાત્રી થશે. એક દિવસને વાયદે લઇ જનાર ચાર દહાડે પણ પાછું આપવા ન આવે એ તે કેવું કહેવાય ! '

' દુનિયા આખીને તે આપણે શી રીતે નિયમિત કરવાનાં હતાં ! '

પણ સુમનની સૂચના વ્યાજબી હતી. ભગવાનદાસની સત્યનારાયણની કથા પુરી થયે ચાર દિવસ થયા હતા છતાં એમણે પેટ્રોમેકસ બત્તી, ગ્રામોફોન અને રેકૉર્ડની પેટી પાછાં મોકલાવ્યાં ન હતાં એટલે સૌથી પહેલો તો હું એમને ત્યાં ગયો.

બારણામાં દાખલ થતાં જ ગ્રામોફોનનો બેસાસુર અવાજ મ્હારે કાને અથડાયો. ભગવાનદાસનો દિકરો બેદરકારીથી ગ્રામોફોન વગાડતો હતો.

' આવો નટવરભાઇ ! કેમ મઝામાં તો ખરાને ! ' ભગવાનદાસે આવકાર આપ્યો. ' અલ્યા ગટુ ! વાજું બંધ કર અને નટુકાકાને ત્યાં જઇને તું અને ચંદુ આપી આવો. '

ગટુએ વાજુ બંધ કર્યું અને રેકોર્ડો પેટીમાં મુકવા માંડી ત્યાં મ્હારી નજર એમના ઉપર પડી. બે ત્રણ રેકોર્ડોમાં તડ પડી હતી. અને એકાદની કિનારી તૂટી ગઇ હતી.

'આ છોકરાંને ના ના કહ્યું પણ નટવરભાઇ'! એ કંઇ માને! તમારી એકાદ રેકોર્ડ બગડી હશે તે માફ કરજો. અને પેલી બત્તીનો ગોળો ફૂટી ગયો છે. એકાએક કાકડો ફાટી ગયો અને ગોળો ફુટી ગયો.'

'એ તો ઠીક કરાવી લઇશું.'

ભગવાનદાસે બત્તી મ્હને જ વળગાડી. ઘેર આવીને મ્હેં જોયું તો બત્તીનો કાકડો ખલાસ થયેલો, ગ્લોબ ફુટી ગયેલો અને અંદર મેશનો પાર નહિ. બારમા બે ક્યાંક માથાફોડ કરી ત્યારે બત્તી ઠેકાણે આવી. કાકડોને ગ્લોબ તો નવા નાખ્યાં.

રેકોર્ડોની પેટી જોઇ તો ચાર રેકોર્ડને તડ પડેલી, બેની કિનારી તૂટેલી ને ઘણી ખરી ઘસાઇને લાદિયા જેવી થઇ ગયેલી.

એ જોઇને સુમનનો તો જીવ બળી ગયો.

'આવા બેદરકાર માણસને આપણી ચીજ આપીને ઉલટા હેરાન થવાનું!' એણે કહ્યું, 'પોતાનું હોય તો સંભાળીને વાપરે ને પારકું હોય તેની સંભાળ જ નહિ.'

એનું કહેવું બરાબર હતું.

લેવા આવતી વખતે દરેક જણ ગરજ બતાવતું આવ્યું હતું પણ એ ગરજ સરી એટલે પાછું આપવાનું એમને યાદ જ આવતું ન હતું.

ગમગવને ત્યાં હું ખલ લેવા ગયો, પણ ગમગવનો પત્તો ન હતો. એની બૈરીએ તો મ્હને ઓળખ્યો નહિ. ત્રણેક ધક્કા ખાધા ત્યારે ગમગવનો મેળાપ થયો.

'આતા કાય ગાંગું નટવરલાવ! અગ્ની ગંમત આવી કે તમાગ ખલ હતાંનૂત પડી ગયા ને અગદી બે તૂકડા થઇ ગયા.' ગમગવે કહ્યું.

અરેરારીની! આવો સુંદર આરસપહાણનો ખલ પડી ગયોને એના બે ટુકડા પણ થઇ ગયા! અને તે પણ હું ખલ લેવા જાઉં છું ત્યારે કહે છે! આ માણસને કહેવું પણ શું? અને એ ખલ તો સુમન કોઇને આપતી નહિ હતી છતાં મ્હેં આ મૂર્ખને આપ્યો અને એણે તોડી નાખ્યો. હવે મ્હારે પણ સુમનને શો જવાબ દેવો? આવા બેદરકાર માણસને કોઈ ચીજ વાપરવા અપાય ખરી?

મનુભાઇ પાસે સીવવાનો સંચો માગ્યો ત્યારે એમણે ખુલાસો કર્યો કે સોય તૂટી ગઇ હતી અને બખિયો ખરાબ થઇ ગયો હતો. ઉપરના દોરા નીકળી જતા હતા.

સંચો ઘેર લઇ આવીને કેટલીયે માથાકૂટ કરીને સમો કર્યો.

છગન પાસે ઘડિયાળ ને સુંદરની બાટલી મળ્યા ત્યારે એણે કહ્યું કે સુંદરની બાટલી તો બેબીએ તોફાન કરતાં ભાગી નાખી હતી અને ઘડિયાળની કમાન છટકી ગઇ હતી. પરીક્ષા રૂપી કર્કશાની પીડાને લીધે આ બેઉ ચીજો પાછી આપવાની એને ફુરસદ મળી નહતી.

ઘડિયાળ લઇ આવ્યો અને ઘડિયાળીને ત્યાં ઠીક કરવા મોકલાવ્યું.

દયા બહેનને ત્યાંથી થર્મામીટર મંગાવ્યું તો તે તૂટી ગયેલું ને એનો પારો નીકળી ગયેલો. પારો ઉતારતાં ટેબલમાં અથડાયું ને તૂટી ગયું એવો એમણે ખુલાસો કર્યો.

બાબાગાડી પાછી આવવાને હજી વાર હતી.

શેક કરવાની કોથળીમાં એના સગા આગળ કાણું પડ્યું હતું. કોથળી ભરીને બેદરકારીથી ઉંચકી હશે તેથી ખેંચાઇને કાણું પડેલું. તપેલા આવ્યાં પણ એના તળિયા કાળા મેંશ હતા. બગબર અજવાળ્યાં જ નહિ તે!

નિસરણી સાજીતાજી પાછી આવી.

ગાલિચો આવ્યો તેમાં બાળકોના પિશાબની વાસ આવતી હતી તે એને તડકે નાખ્યો.

ઘોડિયું તો માજુ રહ્યું પણ એના પાંગરા તૂટી ગયા હતા.

કેરમબૉર્ડની એક પટી તૂટી ગઇ હતી, એના ઉપર કોઇ છોકરું ઉભુ રહ્યું હશે તેથી એ તૂટી ગયેલી હોવી જોઇએ.

આઠ દિવસ પછી બાબાગાડી લઇ આવ્યો પણ એનાં બે પૈડાંના સળિયા નીકળી ગયેલા એટલે બે પૈડાં નવાં નખાવવા પડ્યાં.

ચાર દિવસમાં આ રીતે જેટલી જેટલી ચીજો આપી તે પાછી લાવતાં, સમી કરાવતાં ને તૂટી તે નવી વસાવતાં મ્હારી હેરાનગતિનો પાર ન રહ્યો.

પાડોશીધર્મની મ્હારી વ્યાખ્યા તો બરાબર હતી પણ એનો અમલ કરવામાં સાગસારના વિવેકની ખામી હતી એમ મ્હને લાગ્યું.

'જે માણસ આપણને બેદરકાર લાગે તેને બીજી વખત કોઇ ચીજ આપવી ન જોઇએ.' સુમને કહ્યું, 'આ રીતે નથી આપતાં તો એવાં માણસ આપણી પીઠ પાછળ બોલે છે પણ તેની દરકાર કરવી ન જોઇએ.'

'તારો અનુભવ ખરો છે.' મ્હેં જણાવ્યું, 'પાડોશીધર્મની તારી વ્યાખ્યા તને મુબારક એમાં માથુ મારવાની મ્હારી ઇચ્છા નથી.'

અને તે પછી સુમનના ગૃહરાજ્યમાં મ્હેં માથું મારવાનું છોડી દીધું. એને યોગ્ય લાગે તેમ કરવા એ સરમુખત્યાર હતી



## ૩૫ અને રસની માલા

કોણે ગુંથી તુજ સેર, ફુલમાલા !
કોણે ચુંટી ફુલવેલ,
પરોવ્યા હીરની સેરે ?

કોણે રચી તુજ દેહ, રૂપબાલા !
કોણે ચુંટી રસવેલ,
પરોવ્યા એકજ સેરે ?

નીસર્ગ-બાલકતણાં મૃદુ હાસ્ય-ફૂલો
કોણે ચુંટી રજતસેરની ગુંથી માલા ?
સૌન્દર્યમાં રસિક ભાવ રસી મધુરા
કોણે સૃજી અનુપ સર્જન જેવી બાલા ?

જેણે રચી જગવેલ, ફુલમાલા !
જેણે ચુંટી જગવેલ
પરોવ્યા હીરની સેરે,

તેણે રચી તુજ દેહ, રૂપબાલા
તેણે ચુંટી રસવેલ
પરોવ્યા એકજ સેરે.

"સુહૃદ"

# રેણુ

........ શ્રી. અનુપની હિન્દી વાર્તા ગુજરાતીમાં ઉતારનાર

શ્રી. રમણિકલાલ કીશનલાલ મહેતા

તે વિધવા હતી–એક બાલવિધવા. જેવી હેની સહજ સુન્દર આકૃતિ હતી, તેવી હેની મધુ–મનોહારી વાણી હતી. તેનું હૃદય નવનીત સમું કોમળ, કલ્પના સમું સુકુમાર, સંગેમરમર જેવું સ્વચ્છ અને જાહ્નવીજલ જેવું પવિત્ર હતું. એમાં માધુરી હતી, ભોળપણ હતું, સરલતા હતી.

માતા–પિતા સ્નેહથી હેને રેણુ કહેતા.

સ્નેહમયી માતાએ લાડપૂર્વક એને ૫પાળી હતી, પવિત્ર હૃદયી પિતાની ગોદ હેનું જીવન હતું. પરન્તુ, સમાજની ક્રૂરતાને કારણે દૂરદર્શી પિતાને અદૂરદર્શીતાના દારૂણ અગ્નિમાં પોતાની લાડકી કન્યાની આહૂતિ આપવી પડી હતી. પિતાએ જે દિવસે પોતાની સ્નેહમયી કન્યાનુ લગ્ન કર્યું હતું તે દિવસે હેમના અંતસ્તલમાંથી નિર્મળ પીડાની ચિનગારી નીકળી પડી હતી; શૂન્ય આંખોમાંથી વેદનાનાં બે આંસૂ સરી પડ્યાં હતાં, પરંતુ તે બાલદંપતીને જોઇને પડોશની પ્રૌઢ અને વૃદ્ધ સ્ત્રીઓ મરી પડતી હતી અને કહેતી હતી કે " આ જોડી વિધાતાએ પોતાના ફુરસદના વખતે નિર્માણ કરી છે." માતાનું હૃદય આ સાંભળીને થનગની ઉઠતું. પરંતુ કોને ખબર હતી કે એ આનંદમાં પણ વિષાદની છાયા તરવરી રહી હતી.

જે દિવસે રેણુની માતાને વિનોદપુરથી સમાચાર મળ્યા કે ઉદયકૃષ્ણ ગર્ઈ રાત્રિએ કોલેરાની બિમારીમાં અવસાન પામ્યા છે તે દિવસે સ્નેહઘેલી માતા બાલ–વિધવા રેણુને ગોદમાં લઇને વિષાદના આંસુમાં પોતાના ભાનને ડૂબાવવા લાગી. તે વખતે પાડોશની સ્ત્રીઓની ભીડ જામી હતી. 'હાય ! રેણુ! રેણુને શી ખબર કે તેના સુકુમાર હાથની ચૂડીઓ શા માટે તોડી નાખવામાં આવતી હતી ? હેને શી ખબર કે હેનું સૌભાગ્ય ચિહ્ન ચાંદલો શા માટે હેના કપાળમાંથી ભૂંસી નાખવામાં આવતો હતો ? હેને શી ખબર કે હેની માતા પછાડ ખાઇને જમીન પર સંજ્ઞાવિહોણી બનીને અસ્તવ્યસ્ત સ્થિતિમાં શા માટે પડી છે ?

કેટલાક દિવસ માટે રેણુને પોતાને સાસરે જવું પડયું. પુત્ર શોકથી સંતપ્ત બનેલી અભાગિની સાસુએ હેને ગોદમાં લઇને હેનું મુખ ચૂમ્યું. કુટુંબની અન્ય સ્ત્રીઓએ એના લલાટ પર બે બે આંસુ સાર્યાં. સસરાએ હેના માથા પર સ્નેહભર્યો હાથ ફેરવ્યો; અને નાના દિયરે અપરિચિત પરંતુ સૌન્દર્યની પ્રતિમા રેણુને પોતાના હૃદયનું ચદન બનાવી. રેણુ આજ અપરિચિત સ્થાનમાં આવી હતી એ સાચું, પરંતુ હેને અપરિચિત જેવું કાંઇ લાગ્યું જ નહિ.

પરંતુ રેણુની માતા ક્યાં સુધી પોતાની અભાગિની પુત્રીને પોતાની આંખોથી દૂર રાખી શકે ? થોડા માસ પછી રેણુ પોતાના પિતાને ત્યાં આવી. તે દિવસે હેના હૃદયમાં કોઇ અજ્ઞાત વેદના જાગૃત થઈ. આહ ! કેવી હતી એ વેદના !

× × ×

વસંત રેણુનો બાલ્યકાળનો સહચર હતો. તે હેનો પાડોશી હતો, બંને વચ્ચે ગાઢ

મૈત્રી હતી, બંને વચ્ચે આંતરિક અનુરાગ હતો, અને બંને એક જ શાળાના વિદ્યાર્થી હતાં.

બાલવિધવા હોવા છતાંયે રેણુ પહેલાંની માફક વસંતને મળતી, ત્હેની સાથે રમતી, અને સાથે અભ્યાસ કરતી.

૨

જીવનને માટે જે આંધીનો વખત કહેવાય છે તે રેણુને માટે પણ આવ્યો. એણે યૌવનના પગથારે પગ મૂક્યો યુવાનીનો નશો. આંખોની પલકો પર છાઈ રહ્યો, દિલની મસ્તી જાગૃત થઇ, તે હૈયું દાબીને ઠંડા નિશ્વાસ ભરવા લાગી. આહ ! એ નિષ્ઠુર ઉચ્છવાસની વેદનામાં કેવું દર્દ ભર્યું હતું ? છતાંયે તેણે પોતાની જાતને સંભાળી–સંભાળવાની કોશિષ કરી, પરંતુ એ દર્દ કાંઇ સાધારણ નહોતું.

એવામાં એક દિવસ રેણુના પિતા ત્હેની આહોને પોતાની સાથે લઇને આ સંસારમાંથી સદાને માટે ચાલ્યા ગયા. વિધવા માતા પર જાણે વજ્ર પડ્યું. તે ઘરમાં એકલી અટૂલી હતી. નહિં, નહિં, ત્હેની સાથે બાલવિધવા રેણુ પણ હતી, અને સાથે સાથે રેણુની આહ પણ હતી. વળી સાથે યૌવનની ચઢતી ભરતીનું માદકપણું હતું.

વિધવા માતાની સંભાળ કોણ લે ? હા, વસંત ત્હેના આંસુને યથાશક્ય લૂછવાની ચેષ્ટા કરતો. ત્હેને સાંત્વન આપતો, કાંઇક ધીરજ બંધાવતો અને ઘરના કામકાજમાં થોડી મદદ પણ આપતો. આથી તેના હૈયામાં શાંતિ પથરાતી. તે ત્હેને સ્નેહભરી આંખે જોતી અને કહેતી કે વસંત ત્હેનો પોતાનો જ પુત્ર હતો, નહીં તો કોઇ પારકાને ત્હેની સંભાળ લેવાનું કયાંથી સૂઝે ? આમ છતાંયે માતાના હૃદયની સુષુપ્ત વેદના પોતાને માટે નહોતી, કારણ કે તે પોતાની જીવનયાત્રાનો લાંબો પન્થ વટાવી ચૂકી હતી. તે વેદના હતી રેણુ માટેની અને ત્હેની દિવાની યૌવનરૂપી આંધીને માટે.

નવવિધવા માતાએ પોતાને મારીને, સંસાર તરફ દ્રષ્ટિ ફેરવી અને લોકલજ્જાનું સ્મરણ કરીને ત્હેણે રેણુને સાવધ રહેવાનું સમજાવ્યું અને કહ્યું, " બેટા ! દુર્ભાગ્યે આપણો પીછો પકડયો છે; પરંતુ ધીરજ અને વિવેક એ આપણા હાથની વસ્તુ છે. હવેથી તું ગામમાં, પાડપાડોશીમાં આવી રીતે ખુલ્લે છોગ ન જઇશ. લોકો કઇ કંઇ વાતો કરશે, આંગળી ચીંધશે, અને સંસાર હસશે. "

" હું એવું કયું કામ કરૂં છું કે મા..."

રેણુનું મુખ ઉતરી ગયું. ત્હેની આંખમાં આંસુ આવી ગયાં. તેનાથી વિશેષ કાંઇ બોલાયું નહિ.

" ના રે દીકરી ! તું તો સમજદાર છે: પણ આ તો મ્હેં ત્હેને સ્વાભાવિક રીતે જ કહ્યું છે "

તે દિવસથી રેણુનું બ્હાર આવવા જવાનું બંધ થયું.

તે પોતાના ઘર કામમાં ગુંથાયેલી રહેતી. માતાની સેવાચાકરી કરતી, ત્હેને ધીરજ આપતી અને આ બધામાંથી થોડો ઘણો વખત મળતો તો કાંઈ વાંચતી. વાંચવા તરફ ત્હેની વૃત્તિ હતીઃ ત્હેને વાંચવું ખૂબ ગમતું. જ્યારે તે વાંચવામાં તલ્લીન બનતી ત્યારે ત્હેના મનને આનંદ થતો–ત્હેની મનકલિકા વિકસિત થતી. વસંત ગ્રામ્ય–પુસ્તકાલયમાંથી ત્હેને પુસ્તકો લાવી આપતો અને જ્યાં ત્હેને સમજણ ન પડતી ત્યાં વસંત તેને સમજાવતો. રેણુ વસંતને પોતાનો જ માનતી અને કદાચિત વસંત રેણુને પોતાની સમજતો હતું કારણ આજ હતું. વસંત રેણુને નહિ મળ્યો હોય તેવો ભાગ્યે જ કોઇ દિવસ વીતતો; અને સંજોગ-

વગાત્ એવુ બનતુ ત્યારે તે દિવસે રેણુ બ્હારીએ ઊભી રહી ત્હેની પ્રતીક્ષા કરતા રાત્રિ વીતાવતી

એક દિવસ રેણુના આનન્દ–અભિનય પર અકસ્માત્ પડદો પડયો રેણુએ માતાના મુખે સાભળ્યુ કે વસન્ત ત્હેના પિતાની સાથે મુમ્બાઇ ચાલ્યો ગયો છે ત્હેના પિતાને ત્યા સારી નોકરી મળી છે અને વસન્ત પણ કદાચિત્ ત્યા પોતાની ઉન્નતિ સાધવાનો સારો યોગ પ્રાપ્ત કરશે

રેણુએ આ બધુ સાભળ્યુ સાભળીને તે કાઇ પણ ન બોલી–અને તે બોલે પણ શુ ? પરન્તુ ત્હેના હૃદયની અજ્ઞાત વેદના પુકારી રહી હતી કે " વસન્ત આટલો નિષ્ઠુર શા માટે બન્યો ? ત્હેણે જવાની ખબર સરખીયે ન આપી મ્હને તે મળ્યો પણ નહિ ! "

પરન્તુ ત્હેનો ઉત્તર કોણ આપે ?

૩

જોતજોતામા પાચ વર્ષ વીતી ગયા

તે દરમ્યાન, કોઇ કોઇ વાર વસન્તના પત્રો આવ્યા હતા રેણુએ કોઇ વાર ઉપેક્ષાથી તો કોઇ વાર સ્નેહપૂર્વક તે વાચ્યા હતા પણ કદાપિ–એકવાર પણ–ઉત્તર નહોતો આપ્યો, પોતાના કુશળ–સમાચાર સરખા યે જણાવ્યા નહોતા. " વસન્ત મ્હને મળ્યા વિના શા માટે ચાલ્યો ગયો ? ' એવુ કદાચ ત્હેના મનમા હશે–હતુ અને એજ પ્રશ્ન ત્હેને વારે–વારે દુ ખિત બનાવતો. તે કલાકોના કલાક સુધી વિચારમગ્ન બેસી રહેતી ત્હેનો અન્તરાત્મા પુકારી ઉઠતો, ત્હેના હૃદયના ઘા તાજા બનતા, તે રડી પડતી–કયા સુધી રડયા કરતી ત્હેની કોને ખબર ? ત્હેના આસૂ લુછનાર કોણ હતુ ? કદાચ ઈશ્વર પણ તેમ કરવામા અસમર્થ નીવડે

કેટલી મુશ્કેલીઓથી ત્હેણે એ વિયોગ–લાબા પાચ વર્ષો–વીતાવ્યા હશે ? ત્હેની વેદનામા કોણ પ્રવેશ કરી શકે તેમ હતુ ? કદાચ તે પોતે પણ ત્હેમા પ્રવેશ કરવાનુ સાહસ ન કરી શકત

× × ×

એક દિવસ વસન્તને ઘેરથી સમાચાર આવ્યા કે ત્હેના પિતા, પોતાના પુત્ર તથા નવપરિણિતા પુત્રવધુની સાથે પોતાને વતન આવવાના છે અને તે દિવસ આવ્યો પણ ખરો–સૌ કોઇ પોતાને ઘેર આવી ગયા પાડપાડોશની સૌ સ્ત્રીઓ વસન્તની પત્નીને જોવા માટે ગઇ એ સ્ત્રીઓમા રેણુની માતા હતી માતાએ રેણુને સાથે આવવા માટે કહ્યુ હતુ, પરન્તુ ત્હેણે હસવામા ઉડાવતા કહ્યુ "જા, મા આજ તુ જ જોઇ આવ–મ્હારી ત્યા શી જરૂર છે ? ' ત્હેની વાણીમા વેદનાભરી હતી

માતાએ ત્હેની વેદનાભરી વાતો સાભળીને નિશ્વાસ નાખ્યો, પરન્તુ સામાજિક બંધન તો દૂર રહ્યા, માતા વિચારવા લાગી–કે જો પોતે નહિ જાય તો વસન્ત શુ કહેશે ? નહિ, "મ્હારે તો જવુ જોઇએ" તે એક નવી રેશમી સાડી અને થોડા રૂપિયા લઇને ગઇ

માએ આવીને કહ્યુ " આહા ! રૂપ કેવુ નીતરી રહ્યુ છે ! જેવો વસન્ત છે, તેવી જ–ત્હેને અનુરૂપ લક્ષ્મીવહૂ પ્રાપ્ત થઇ છે "

રેણુએ આ સાભળ્યુ, પણ કાઈ ઉત્તર આપ્યો નહિ

વસન્ત લજવાતો લજવાતો એક દિવસ રેણુને ત્યા આવ્યો. ત્હેણે ત્હેની માતાના ચરણોને સ્પર્શ કરીને પ્રણામ કર્યા અને ત્હેની પાસે બેસીને ગત પાંચ વર્ષોમાં અનુભવેલ સુખદુ ખની ચર્ચા કરવા લાગ્યો વસન્ત પોતાને ઘેર આવ્યો હતો તે કાઇ રેણુથી છુપુ રહ્યુ નહોતુ. ત્હેની વાતો પોતાના કાને પડતી હતી

જ્યાં તે પોતાના ખંડમાંથી બ્હાર ન નીકળી કદાચ તે વિષાદનો શૃંગાર સજી રહી હશે!

વસંતે પૂછ્યું "રેણુ કેમ જણાતી નથી મા! ક્યાં છે એ? શું કરે છે?"

માતાએ ઉત્સુકતાપૂર્વક કહ્યું "હશે, ક્યાંક ગાંડી છોકરી! એને તો વાંચવાનો રોગ લાગુ પડ્યો છે તે તો હમેશાં ચોપડીઓ વાંચ્યા જ કરે છે—તું આપી ગયો હતો ને? એ" વસંત રેણુના ખંડ તરફ ચાલ્યો.

વસંતે ત્હેના ઓરડામાં જઈને પાછળથી ત્હેની આંખો દાબી, અને પોતે ચુપચુપ ઊભો રહ્યો હવે રેણુ શું કરે? ત્હેના દેહમાં વિદ્યુતનો પ્રવાહ ફેલાઈ ગયો અંગ પ્રત્યંગમાં રોમાંચ થયો ત્હેનું માન ઉતરી ગયું તે મીઠી ખીજથી બોલી. "ગાંડા ન બનો વસંત! હાથ મૂકી દો"

વસંત ખિન્નખિન્નાટ હસી પડ્યો, અને રેણુની પાસે બેસી ગયો તે બોલ્યો "કેમ રેણુ! તું મ્હારા પર ચીડાઈ છે શા માટે?"

રેણુના અધરપલ્લવો પર લાલિમા છાઈ રહી, પણ તે કાંઈ બોલી શકી નહિ! મૌનભાવે જ બેસી રહી

વસંત ફરીથી બોલ્યો "કેમ રેણુ! મ્હારા પર ચીડાઈ છે કે શું?"

આ વખતે રેણુના ઓષ્ઠ પર હાસ્ય ફરક્યું અને તે ધીમા સ્વરે બોલી "હું ચીડાઉં શા માટે? અને તેય ત્હમારા પર!"

"કેમ રેણુ!' ઉતાવળા બની વસંતે પૂછ્યું, "આમ વ્યંગમાં શા માટે બોલે છે? ચીડાવું તો મ્હારે જોઈએ કારણ કે કેટલાયે કાગળો લખવા છતાંયે ત્હેં કુશળ સમાચાર પણ લખ્યા નહિ તું તો ખરેખર કઠોર હૃદયની નીકળી... .'

હવે નારીહૃદયમાં સાહસનો સંચાર થયો રેણુ બોલી "હું તો કઠોર છું જ વસંત! પ્રભુએ જ મ્હારૂં હૃદય કઠોર બનાવ્યું છે તો પછી હું કોમળ શી રીતે બની શકું? પરંતુ ત્હમે જેને "ત્હમારી"

## વીરાને

ઊઠને વીરા! ઉન્નતિ કાજ તું,
આપણું અવનતિમાં આવાસ જો!
સબળ તું વીર દુર્બલ દેશનો
પ્રાણ, પ્રભાવ, પ્રકાશ જો!

જીવનજોધ! તું અશ્વ પલાણજે
જીવનજુદ્ધ જગે ખેલાય જો!
ત્હારે મારગડે મૃત્યુ ભેટશે
તોને ત્હેની લગીર ન પરવાય જો!

પૂણ્ય પ્રકોપ પગરણ પ્રોજ્જવલાં
ખેલ ખેલાડી રણખેલ જો!
ધરજે ઉર અર્જુનના આદર્શને
ઉત્તેજક કૈં કૃષ્ણતણા સન્દેશ જો!

કોતરજે વીરા જીવન કંદરે
કર્મવાદ અને ઉદ્યમવાદ જો!
રણસ્મરણે શિવાજી રાખજે
પૃથુ પ્રતાપ, પ્રતાપ જો!

વીરા નોતરજે ન નિરાશાને
તું ચે સર્વતણી છે આશ જો!
સુખ દુખ ફેન ફિરસ્તા આવશે
સહનો સાગર એમ તરાય જો!

વીર! શહીદ થઈ તું સિધાવને
સાથ રહેલ નિવાર જો!
લડતાં,-રણમાં પડતાં, ઊઠતા
આખર એમ વિજેતા થવાય જો!

ત્હારે કાજે તોરણિયાં બન્ધાવશું
જેમાં જીવનના આદેશ જો!
વીર! વિજેતા થઈને તું આવજે
ત્હેની વધાવી હરખાય જો!

વેણીભાઈ જમનાદાસ પુરોહિત

કહી શકાય; ત્હેનું હૃદય તો અત્યંત સુકુમાર છે ને ?'

વસંત તે સાંભળી રહ્યો. ત્હેને સ્મરણ થયું કે રેણુનો ઉપાલંભ કાંઈ સાધારણ નહોતો. તે અત્યંત ખિન્ન બન્યો અને રેણુનો હાથ પોતાના હાથમાં લઈ તે બોલ્યો "રેણુ! તું ફાવે તેમ કહે. ઈશ્વર જાણે છે કે મ્હારો ત્હારા પ્રત્યે કેટલો સ્નેહ છે ? તે દિવસે હું ત્હને મળી શક્યો નહોતો; કારણ કે તું મ્હારા સમાચાર જાણીને દુઃખી થાત, અને ત્હારૂં એ દુઃખ મ્હારાથી ન જોઈ શકાત. અત્યારે ત્હારે જે કાંઈ કહેવું હોય તે કહે, પરન્તુ હું કોઈ પણ રીતે મ્હારી સચ્ચાઈની સાબિતી આપી શકું તેમ નથી."

"હું સાબિતી નથી માગતી, વસંત! અને ત્હેની આવશ્યકતા પણ નથી." આટલું બોલી રેણુ મૌન બની. વસન્ત પણ શાંત થઈ બેઠો. તેનું હૃદય ભાવનાઓના આઘાત-પ્રત્યાઘાતોથી અવ્યવસ્થિત-વિચલિત-બની રહ્યું હતું. તે આજે પોતાની દૃષ્ટિએ પોતાની જાતને નીચી કક્ષામાં ઉતરી પડેલી માનતો હતો. થોડી વારે નિસ્તબ્ધતાનો ભંગ કરતાં ત્હેણે કહ્યું 'રેણુ! મ્હારાથી એક નહીં પણ બે ભૂલ થઈ ગઈ છે અને તે કઈ ભૂલો છે એ તું જાણે છે. પછી જાણી જુઝીને એ ભૂલોને માટે ત્હારી પાસે ક્ષમા કેવી રીતે માગું ? પણ પાછળથી થયેલી ભૂલ એ મ્હારી ભૂલ નથી. રેણુ! હું શું કરૂં ? તું જાણે છે કે પિતાજીની આજ્ઞા..."

રેણુની આંખોમાં નારીસુલભ અભિમાન ઝળકી ઉઠ્યું. તે મોઢ ઉપર ધીમું હાસ્ય રેલાવતા બોલી 'કેમ બાળકોની માફક મશ્કરીની વાતો કરવા માંડી કે ? વસંત! તમને દોષિત શા માટે માનું ? જવા દો એ વાતોને. હવે પ્રભુ તમારી જુગલજોડીને યુગયુગને માટે જીવિત રાખે!"

રેણુના હોઠ પર આછી હાસ્યની રેખા તરી આવી અને તે ફરીથી બોલી "મ્હને હવે જરા રજા નહિ આપો ? માનું શરીર હમણાંથી સારૂં રહેતું નથી. હજુ ઘરનું થોડું કામકાજ પણ બાકી પડ્યું છે અને ત્હમારે પણ મોડું થતું હશે."

રેણુ ઉત્તરની અપેક્ષા રાખ્યા વિના ત્યાંથી હસતી રમતી બહાર આવી, વસન્ત પણ સાથે જ બહાર નીકળ્યો. બન્નેના હૃદયમાં જૂદા જૂદા ભાવ હતા. એકમાં વેદનાની સાથે ઉલ્લાસ હતો, બીજામાં વેદના અને ગ્લાનિ બન્ને હતાં.

વસન્ત બહાર આવીને બોલ્યો, "મા! એક દિવસ માટે રેણુને મ્હારે ઘેર નહિ આવવા દો ?"

માએ હસીને કહ્યું "એક દિવસ માટે કેમ ? રેણુ ત્હારી બ્હેન છે લઈ જા એને!"

૪

રેણુ વસન્તને હળતી-મળતી નથી પણ ત્હેને ત્યાં જાય-આવે છે. વસન્તની નવપરિણીતા પત્ની માધવી સાથે ત્હેને ગાઢ મૈત્રી બંધાઈ છે. રેણુ અત્યંત હેતપૂર્વક ત્હેના શણગાર સજાવે છે—એક જ નહિ, પરંતુ અનેક રીતે—જૂદી જૂદી ઢબે, અને આંખો ફાડી ફાડીને ત્હેના રૂપ-લાવણ્યને વારે-વારે નિહાળે છે, ત્હેના અધરને સ્પર્શ કરીને કહે છે "ભાભી! આજે ત્હારૂં કેવું રૂપ ખિલી ઉઠ્યું છે!—સાક્ષાત્ રૂપની પ્રતિમા છે તું ભાભી!"

માધવી રેણુના ગાલ પર ધીમી ચપાટ મારતાં બોલી ઉઠતી "બ્હેન! ત્હમે જ ક્યાં મ્હારાથી ઉતરો તેવાં છો! ત્હમારાં રૂપ આગળ હું તે શી વિસાતમાં ?"

આ ઉત્તર સાંભળીને રેણુના હૃદયમાંથી દીર્ઘ નિશ્વાસ નીકળી પડે છે અને તરંગ ઉચ્છ્વાસો સાથે હૃદય ભેદતી વેદનાનું દર્દ! એ દર્દ કેવું છે, તે તે નથી જાણતી, કદાચ વસન્ત પણ નહીં જાણતો હોય.

## [ ૧ ] જુદા જુદા દેશોમાં સ્ત્રીઓનો દરજ્જો અને અધિકાર

દુનિયાના જુદા જુદા દેશોમા પ્રચલિત કાનૂનો અને પ્રથા અનુસાર સ્ત્રીઓનો દરજ્જો અને અધિકાર શા છે એ પ્રશ્ન પર રાષ્ટ્રસંઘની (League of Nations) સભાઓમા આ વર્ષે ઠીક ઠીક ચર્ચા થવા પામી છે, એમ રાષ્ટ્રસંઘના સમાચારો આપતી પાક્ષિક પત્રિકા ઉપરથી જણાય છે

આ પ્રશ્નની ચર્ચા કરનારી સૌથી પ્રથમ કમીટીએ એવી ભલામણ કરવાનો નિર્ણય કર્યો હતો કે, આ ઘણાજ મહત્વના અને દીર્ઘદૃષ્ટિની જરૂરી આતવાળા પ્રશ્નનો સર્વગ્રાહી અભ્યાસ કરવા માટે નિષ્ણાતોની એક નાની સમિતિ રાષ્ટ્રસંઘની કાઉન્સીલે નીમવી જોઇએ.

સ્ત્રીઓના દરજ્જાનો પ્રશ્ન સૌથી પ્રથમ બે વર્ષ પહેલા રાષ્ટ્રસંઘની એસેમ્બલીમા ચર્ચાયો હતો આર્જેન્ટાઇન બોલીવીયા, ક્યુબા ડુમીનીકલ રીપબ્લીક, હૈતી, હોન્ડુરાસ મેક્ષીકો, પનામા, પેરૂ અને ઉરૂગ્વે એ દશ દેશોમા પ્રતિનિધિમંડળની સહી હેઠળ મોકલવામા આવેલી અરજીને પરિણામે એ ચર્ચા પ્રત્યે જાહેર પ્રજાનુ ધ્યાન ઠીક ઠીક પ્રમાણમા ખેંચાવા પામ્યુ હતુ કાર। કે ૧૯૩૩ના ડીસમ્બરમા મળેલી પાન અમેરિકન યુનીયનની સભામા ચર્ચાયેલા સમાન અધિકારના કહેવાતા મોન્ટીવીડો કરારને બધા દેશોના કાનૂન મુજબ પુરૂષો અને સ્ત્રીઓના વર્તન માટેના યોગ્ય પાયા રૂપે રજુ કરવામા આવ્યા હતા

૧૯૩૫ની એસેમ્બલીએ મોન્ટીવીડો કરારો મંજુર કર્યાં નહિ ખરી વાત તો એ હતી કે આ વિષય પર આતરરાષ્ટ્રીય ધોરણનો સ્વીકાર કરવો એ કાઇ સત્ય વસ્તુસ્થિતિનો સામનો કરવાનો યોગ્ય માર્ગ નથી કારણ કે ઘણા દેશોમા સ્ત્રીઓનો કાયદાને અગેનો તેમજ રાજકીય દરજ્જો પુરૂષો કરતા ઘણોજ પ્રતિકૂળ છે છતા એસેમ્બલીએ આ પ્રશ્નમા રસ લીધો છે અને રાષ્ટ્રસંઘની સભા હોય એવા અને સભા ન હો। એવા દેશોની સરકારો પાસેથી તેઓના દેશોમા આના સબંધમા શી પરિસ્થિતિ પ્રવર્તે છે તેની માહિતી મગાવવાનો નિર્ણય કરવામા આવ્યો વળી, આતરરાષ્ટ્રીય મહિલા સસ્થાઓ જો કાઇ નિવેદનો કે રજુઆતો કરવા માગતી હોય તો તેમ કરવા દેવાની પણ સગવડ કરી આપવામા આવી સ્ત્રી અને પુરૂષ બન્નેને અસર કરતી રોજીની હાલતના પ્રશ્ન પર નિવેદન કરવાની આતરરાષ્ટ્રીય મજુર સસ્થાને વિનતિ કરવામા આવી અને એ સસ્થાએ ૧૯૩૬ના જુન માસમા મળેલી સામાન્ય પરિષદમા એ પ્રશ્નની આ દૃષ્ટિએ વિચારણા કરવાનુ કાર્ય સ્વીકાર્યુ છે

એથી, જ્યારે આ વર્ષે એસેમ્બલીની બેઠક મળી ત્યારે તેની સમક્ષ એસેમ્બલીની વિનતિને પરિણામે જુદા જુદા દેશોની સરકારોએ મોકલેલી માહિતીઓના સખ્યાબંધ નિવેદનો રજુ થયા હતા રાષ્ટ્રસંઘની સભા જોગ નીચેની સરકારોએ નિવેદન મોકલ્યા હતા યુનીયન ઓફ સાઉથ આફ્રિકા ઓસ્ટ્રેલીયા બેલ્જીયમ બ્રાઝીલ યુનાઇટેડ કીંગડમ બલ્ગેરીયા ચીન કોલમ્બીયા ઝેકોસ્લોવાકીયા, ડેનમાર્ક ઇજીપ્ત ઇસ્થોનીયા ફીનલેન્ડ હંગેરી, આઇસલેન્ડ હિંદ લેટવીયા મોનાકો નીધરલેન્ડસ ન્યુઝીલેન્ડ નોરવે પોલાંડ (ડાન્ઝીગ) રૂમાનીયા સ્વીડન સ્વીટ્ઝરલેન્ડ તુર્કી યુગોસ્લાવીયા યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકાએ પણ આ વિષય ઉપર સર્વગ્રાહી હેવાલ એસેમ્બલી પર મોકલ્યો હતો સ્ત્રીઓની નીચે જણાવેલી આતરરાષ્ટ્રીય સસ્થાઓએ પણ નિવેદનો મોકલેલા છે ઇન્ટર નેશનલ એલાયન્સ ઓફ વીમેન ફોર સફ્રેજ એન્ડ ઇક્વલ સીટીઝનશીપ વર્લ્ડ્સ યંગ વીમેન્સ ક્રિશ્ચિયન એસોસીએશન સેન્ટ જોન્સ સોશીયલ એન્ડ પોલીટીકલ એલાયન્સ ઇન્ટરનેશનલ કાઉન્સીલ ઓફ વિમેન ઇક્વલ રાઇટ્સ ઇન્ટરનેશનલ ઇન્ટર નેશનલ યુનિયન ઓફ કેથોલીક વીમેન્સ લીગ્ઝ વીમેન્સ કન્સલ્ટેટીવ કમીટી ઓન નેશનાલીટી અને ઇન્ટર નેશનલ ફેડરેશન ઓફ બીઝનેસ એન્ડ પ્રોફેશનલ વિમેન

આ પ્રશ્ન પર એસેમ્બ્લીમા ચર્ચા ચાલે તે વેળાએ વક્તા તરીકે સ્વીડીશ પ્રતિનિધિમડળવાળા મીસ કરસીન હેસ્કલ્ગ્રીનની નિમણૂક કરવામા આવી હતી. સરકારોએ અને આતરરાષ્ટ્રીય સસ્થાઓએ મોકલેલા નિવેદનોમાની માહિતીનુ તેમણે તેમના પ્રારભિક ભાષણમા ઘણુ જ રસિક સાર દોહન કર્યું હતુ જે માહિતીએ પૂરી પાડવામા આવી હતી તે ૩૮ દેશો સાથે સબધ ધરાવતી હતી અને તેના પરથી નીચેની હકીકતો સ્પષ્ટ થતી હતી

( ૧ ) દશ દેશોમા સ્ત્રીઓને તેઓના પોતાના જ દેશાવના અધિકારની સમાનતા આપવામા આવે છે જ્યારે વીસ દેશો એનો ઇનકાર કરે છે આઠ દેશોએ કાઇ જ માહિતી આપી નથી.

( ૨ ) ચોવીસ દેશોમા સ્ત્રીઓને પુરુષોના જેવા જ પાર્લામેન્ટરી ચુટણીમા મત આપવાના અને પાર્લામેન્ટની ચુટણીઓમા ઉમેદવારી કરવાના અધિકારો છે અને ૧૪ દેશોમા એનો ઇનકાર કરવામા આવ્યો છે જે પૈકીના નવ યુરોપીય દેશો છે.

( ૩ ) ૨૯ દેશોમા સ્ત્રીઓને સ્થાનિક સરકારમા સમાન ધોરણે મતાધિકાર તેમજ ઉમેદવારી કરવાનો અધિકાર છે સાત દેશોએ એનો ઇનકાર કર્યો છે જેમા ચાર યુરોપીય દેશો છે બે દેશો તરફથી કાઇ પણ માહિતી મળી નથી

( ૪ ) પરિણિત સ્ત્રીઓને પોતાના વસવાટના સ્થાન ( ડમીસાઇલ )ની પસદગી કરવાનો સમાન અધિકાર માત્ર ચાર દેશોએ આપ્યો છે ૨૪ દેશોએ એનો ઇનકાર કર્યો છે દશ દેશોએ કાઇ માહિતી આપી નથી

( ૫ ) સાત દેશોમા પરિણિત સ્ત્રીઓને તેઓના બાળકોના વાલીપદનો અધિકાર છે વીસ દેશો એ અધિકાર સ્ત્રીઓને આપતા નથી અગીઆર દેશોએ કાઇ પણ માહિતી આપી નથી

( ૬ ) સ્ત્રીઓના કામ કરવાના અધિકારના પ્રશ્નનો જવાબ ... કેસ વિની માહિતી ઉપર આપવાનુ ઘણું કરવા માટે થઇ પડયુ હતુ છતા એમ જણાય છે કે ... માત્ર દેશો પરિણિત કે અપરિણિત સ્ત્રીને ... ના કાર્યમા રોકાવાની છૂટ આપે છે ૧૬ દેશોમા જુદી જુદી બાબતોમા અકુશો મૂકવામા આવેલા છે જ્યારે દશમા આ અધિકારનો ઇનકાર કરવામા આવ્યો છે ચાર દેશોએ કાઇ માહિતી આપી નથી

( ૭ ) મિલ્કત, આવક અને કમાણી સબધમા ૨૪ દેશોમા સ્ત્રીઓને સમાન અધિકારો આપવામા આવેલા છે જ્યારે દશ દેશોએ એનો ઇનકાર કર્યો છે. ચાર દેશોમાથી એના વિષે કાઇ જ માહિતી અપાઇ નથી

આ અને ચર્ચા દરમ્યાન ઉપસ્થિત થએલી બીજી વિગતો પર પછેથી સમિતિની ત્રણ બેઠકોમા ચર્ચા થઇ હતી ચર્ચા ઉપરથી એટલુ સ્પષ્ટ થયુ હતુ કે કાયદા અને નાગરિક જીવન હેઠળ પુરુષો અને સ્ત્રીઓ માટે સમાન વર્તાવનો સિદ્ધાત લાગુ પાડવાનો પ્રશ્ન એ માત્ર સ્ત્રીઓને જ કે સ્ત્રીઓના ખાસ મડળોને જ સ્પર્શતો પ્રશ્ન નથી ફ્રેન્ચ પ્રતિનિધિએ જણાવ્યુ હતુ તેમ એ પ્રશ્ન તો માનવતાના વિશાળ પ્રશ્નો પૈકીનો એક બન્યો છે અને તેથી રાષ્ટ્રસઘના લક્ષ માટે એનો સ્પષ્ટ દાવો ઉભો થતો હતો બેલ્જીયમના પ્રતિનિધિ પોતે આતરરાષ્ટ્રીય કાનૂનના ઉડા અભ્યાસી છે તેમણે જણાવ્યુ હતુ કે જાહેર ચિતાની સર્વ બાબતોમા સ્ત્રીઓ અને પુરુષો પ્રત્યે સમાન વર્તાવની જરૂરનો સ્વીકાર કરાવવા તરફ સામાન્ય હીલચાલ કરવી એ અર્વાચીન સામાજીક વિકાસનુ લક્ષણ છે. સામાજીક જીવનના વિકાસનુ બરાબર પ્રતિબિબ જો કાયદાએ પાડવુ હોય તો તેણે આ ચળવળના બળ અને લક્ષણનો વિચાર કરવો જ રહ્યો કેટલાક પ્રતિનિધિઓએ, તેઓની સરકારો તેઓના કાયદામા, સામાજીક વિકાસમા અને સામાજીક વ્યવસ્થામા આ અર્વાચીન તત્વને લક્ષમા લઇ રહી છે એવી વિગતો પૂરી પાડી હતી

સ્ત્રીઓનો દરજ્જો સુધારવા માગની આ ચળવળને રાષ્ટ્રસઘે લક્ષમા લેવી જોઇએ અને એની કેટલીક જવાબદારી તેને શીરે છે એ સ્પષ્ટ જણાયુ હતુ. તે છતા શા પગલા લેવા જોઇએ તેનો નિર્ણય કરવા શકય બને તે માટે હજુ પૂરતી માહિતી મળી શકી નથી. એટલે આ પ્રશ્નનો પદ્ધતિસર અભ્યાસ કરવા માટે રાષ્ટ્રસઘે નિષ્ણાતોની એક નાની સમિતિ નીમવાની ભલામણ કરવાનો એસેમ્બ્લીએ નિર્ણય કર્યો છે આ સમિતિ બન્ને જાતિના સભ્યોની બનેલી હોવી જોઇએ જુદ

જુદા દેશોમા કાયદા અને રૂઢી મુજબ સ્ત્રીઓનો દરજ્જો શો છે તેના અભ્યાસનુ ક્ષેત્ર પણ આ સમિતિએ નક્કી કરવુ જોઇએ ઇન્ટર નેશનલ ઇન્સ્ટીટ્યુટ ફોર ધી યુનીફિકેશન ઓફ પ્રાઇવેટ લૉ જેવી જુદી જુદી સસ્થાઓ પાસે તેણે પોતપોતાના ક્ષેત્રોમા માહિતી મગાવવી જોઇએ અને આતરરાષ્ટ્રીય મહિલા સસ્થાઓની સાથે મત્રણા કરવાની તેમજ આ અગત્યના કાર્યમા તેઓનો સહકાર મેળવવાની તેને સત્તા હોવી જોઇએ

આ સમિતિના કામ માટે જરૂરી ખર્ચ કરવાનો અદાજ પણ એસેમ્બ્લીએ પસાર કર્યો છે અને ૧૯૩૮ ના જાન્યુઆરીની આખરે કાઉન્સીલનુ અધિવેશન જ્યારે મળશે ત્યારે આ સમિતિની રચના વિષે વિચારણા થાય એ પણ શક્ય લાગે છે

આ પ્રશ્ન પર એસેમ્બ્લીએ લીધેલા પગલાનુ પરિણામ બે રીતે અગત્યનુ થશે. એક સીધી રીતે અને બીજુ આડકતરી રીતે કાયદા અને રૂઢી હેઠળ સ્ત્રીઓ અને પુરૂષો તરફ થતા વર્તાવના ઘણા વિશાળ ક્ષેત્રમા પદ્ધતિસર અભ્યાસ કરવાનો પ્રથમ જ પ્રયત્ન નિષ્ણાતોની આ સમિતિના કાર્યથી થશે એના પરિણામો આ રીતે દરેક દેશમા, સામાજીક કાયદા અને કાનૂનોમા રસ લેતા લોકો અને સરકારને તો ઘણી જ કીંમતી માહિતી પૂરી પાડશે. આડકતરી રીતે આથી સામાજીક વ્યવસ્થામા સુધારણા કરવા માટે દરેક દેશમા ધીરજ અને હિમતથી કાર્ય કરી રહેલા લોકોને ભારે ઉત્સાહ પણ આવશે

## [ ૨ ] પ્રાંતિક સ્ત્રી પરિષદો

અખિલ હિન્દ મહિલા પરિષદ સાથે જોડાયલી પ્રાન્તિક સસ્થાઓ તરફથી ગયા માસમા અને ચાલુ માસમા પ્રાન્તિક પરિષદો દેશના જુદા જુદા ભાગમા ભરવામા આવી હતી આ સર્વ પરિષદોના હેવાલ વાચતા સ્ત્રીઉન્નતિના સર્વ હિતેચ્છુઓને અતિ સતોષ અને આનન્દ થશે એવો અમારો અભિપ્રાય છે પ્રત્યેક પ્રાન્તમા શિક્ષિત સ્ત્રીઓમા જાગૃતિ બહુ મોટા પ્રમાણમા અને ત્વરાથી આવતી જાય છે ચાળીસ પચાસ વર્ષ પૂર્વે જે સુધારકોએ સ્ત્રીઓના પ્રશ્નોનો ઉકેલ કરવાનો પ્રયત્ન કર્યો હતો તે સુધારકો અને દેશહિતેચ્છુઓના શુભ પ્રયત્નોના ફળ ઠામઠામ જોવામા આવે છે સ્ત્રીઓ પોતાના હક, સમાજમા પોતાનુ સ્થાન, સ્ત્રી-જીવનના પ્રશ્નો યા ઉકેલનો માર્ગ, સમાજ પ્રત્યે સ્ત્રીઓનુ કર્તવ્ય સમાજના અનિષ્ટ અને અન્યાયી ધોરણથી સ્ત્રીઓને વેઠવા પડતા કષ્ટો, તે દૂર કરવાના માર્ગ-વગેરેનુ ચિન્તન કરે છે, તે વિશે વિચારવિનિમય કરે છે અને કાયદાની મદદથી તેમા જેટલો લાભ મળી શકે તે મેળવવા પ્રયત્ન કરે છે

સ્ત્રીઓની સર્વ પરિષદોમા સહુથી વિશેષ આનન્દની વાત એ છે કે એમનામા કોમી દૃષ્ટિની સપૂર્ણ ગેરહાજરી છે પ્રત્યેક કોમની અને પૃથક પૃથક ધર્મની સન્નારીઓ સમસ્ત સ્ત્રીજાતિના સર્વસામાન્ય પ્રશ્ન વિશે વિચાર અને ચર્ચા કરે છે આ સર્વ ચર્ચામા કોમી ભાગલાઓ કોમી હકો કોમી દૃષ્ટિ કોઇ પણ સ્થળે જોવામા આવતી જ નથી અમદાવાદમા મળેલી પ્રાન્તિક સ્ત્રી પરિષદે પસાર કરેલા અનેક ઠરાવોમા એક ઠરાવ નીચે મુજબનો હતો આ પરિષદનો એવો અભિપ્રાય છે કે લગ્ન અને વારસા સબધીના કાયદા જુદી જુદી કોમોને માટે જુદા જુદા ન હોવા જોઇએ અને સામાજિક હિતના એ ક્ષેત્રમા કોમી ભેદભાવને સ્થાન હોવુ ન જોઇએ. આ ધ્યેય લક્ષમા રાખીને હિન્દુ મુસલમાન પારસી, ખ્રિસ્તી વગેરે કોમોના લગ્ન, અને વારસા બાબતના જુદા જુદા કાયદા દૂર કરી અખિલ હિન્દમા સ્ત્રી પુરૂષ બન્નેના વ્યકિત અને સમષ્ટિનુ હિત, આર્થિક અને સામાજિક સ્વાતન્ત્ર્ય તથા સામાજિક જીવનના ઉચ્ચ આદર્શો લક્ષમા રાખી લગ્ન અને વારસા સબધી સર્વ સામાન્ય કાયદા ઘડાવા જોઇએ " પુરૂષોની કોઇ પણ પરિષદમા આવી ભાવના દર્શાવતો ઠરાવ અમારા વાચવામા હજી આવ્યો નથી

સામાજિક કેળવણીવિષયક અને કામદાર તથા કારીગર વર્ગને લગતા ઠરાવો આખા દેશમા બધી સ્ત્રીપરિષદોમા લગભગ એક જ પ્રકારના થયેલા જોવામા આવે છે આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે સમસ્ત ભારતવર્ષની સ્ત્રીઓ દેશોન્નતિને લગતા પ્રશ્નો લગભગ એક જ સર્વસામાન્ય દૃષ્ટિથી જુએ

છે. આ પ્રકારની એકતા એ આપણા દેશના ઉજ્જવળ ભવિષ્ય માટે આશાજનક ચિહ્ન ગણાય.

સ્ત્રીઓની પરિષદોમાં પસાર કરવામાં આવેલા ઠરાવો ઘણે મોટે ભાગે વ્યવહારૂ દૃષ્ટિથી ઘડવામાં આવેલા જણાય છે. એથી એક વાત સ્પષ્ટ સાબીત થાય છે કે સ્ત્રીઓ સ્વભાવથી ભાવનાશીલ અને લાગણીપ્રધાન હોવા છતા લોકકલ્યાણના પ્રશ્નો આવે ત્યાં વિચારશીલ અને વ્યવહારૂ બની શકે છે અને પુરૂષોની કેટલીક પરિષદોની માફક તેમના ઠરાવો કેવળ તરંગમય અને હવાઇ કિલ્લા બાંધનારા નથી હોતા. આપણા પ્રાન્તોમાં રાજ્યવહીવટમાં સ્ત્રી સભાસદોની સંખ્યા વધારે થાય અને રાજ્યવહીવટનો મોટો હિસ્સો તેમને સોંપવામાં આવે તો દેશની ઉન્નતિ ત્વરિત ગતિએ થાય એ નિઃસંશય છે.

લગભગ બધા પ્રાન્તોમા લગ્નવિચ્છેદની આવશ્યકતા સ્ત્રી પરિષદોએ સ્વીકારી છે અને તે માટે કાયદાની જરૂર હોવાનો મત દર્શાવ્યો છે. લગ્નજીવનની અન્યાયી સ્થિતિના કષ્ટો મોટે ભાગે સ્ત્રીઓને ભોગવવા પડતાં હોવાથી તેમની તરફથી આ માગણી રજુ કરવામાં આવે એ બહુ જ સ્વાભાવિક છે અને એવા કાયદાની આવશ્યકતા એ બહુ મહત્વની સાબીતી છે.

સંતતિનિયમનની આવશ્યકતા અને તેના ઉપાયો માટે પણ લગભગ બધી પરિષદોમા સ્ત્રીઓનો એક મત લેવામાં આવે છે. અનારોગ્ય અને મોટી સંખ્યામાં સંતાનો, ઉપરાઉપરી પ્રસુતિનાં કષ્ટો શરીરની ઉત્તરોત્તર નિર્માલ્યતા, બાળકો ઉછેરવાની જંજાળ અને જહેમત, આ બધું સ્ત્રીઓને-ઘણે ભાગે અનિચ્છાએ વેઠવું પડતું હોવાથી આ બાબતમાં સ્ત્રીઓનો મત જ વજનદાર ગણાવો જોઇએ.

આમ સમાજોન્નતિના લગભગ બધા પ્રશ્નો સ્ત્રીજીવનને સ્પર્શ કરનારા હોઇ સ્ત્રીઓ જ તેમનો ઉકેલ યથાયોગ્ય રીતે લાવી શકે એ સ્પષ્ટ છે. પુરૂષોએ સ્વાર્થથી, હકુમત અને સત્તાના બળથી, સ્ત્રીઓના કલ્યાણની દૃષ્ટિનો ખોટો ડોળ કરીને રચેલા સમાજના નિયમો, રિવાજો અને રૂઢિઓ બદલવી છે અને તે ન્યાયી અને કલ્યાણકારક ધોરણ ઉપર રચવાનો સંભવ સ્ત્રીની વ્યવસ્થાશક્તિ અને વિચાર શક્તિ ઉપર જ રહેલો છે.

અમદાવાદમાં ૮ક્મી નવેમ્બરે પ્રાન્તિક સ્ત્રી પરિષદ ભરવામાં આવી હતી. વડોદરામાં સ્ત્રી કલ્યાણની અનેક સંસ્થાઓમાં મૂગી પણ સંગિન સેવા કરનાર શ્રી જયવતીબ્હેન દેસાઇ પ્રમુખસ્થાને હતાં. આ પરિષદોમાં રાજારજવાડાની સ્ત્રીઓ, લખપતી શેઠાણીઓ અને શ્રીમંત સન્નારીઓ પ્રમુખ હોય છે એવા આવા આક્ષેપોને આ પરિષદના પ્રમુખની પસંદગીથી સબળ ઉત્તર મળી રહે છે. શ્રી જયવતીબ્હેન મધ્યમ વર્ગનાં સન્નારી છે અને સાદું સરળ ગૃહજીવન ગાળી શક્તિ અને સમય અનુસાર સ્ત્રીઉન્નતિના કાર્યમાં સારો સક્રિય ભાગ લઇ શકે અને એ રીતે દેશોન્નતિના કાર્યમાં સ્ત્રી કેટલો હિસ્સો આપી શકે તેના માર્ગદર્શનનું વ્યાખ્યાન હતું.

પરિષદમાં કરેલા ઠરાવો ચાર - વિભાગમાં વહેંચવામાં આવ્યા હતાઃ-(૧) સામાજિક ઠરાવો (૨) કામદાર વર્ગ સંબંધી ઠરાવો (૩) સામાન્ય ઠરાવો અને (૪) કેળવણી વિષયક ઠરાવોમાં સરદા કાયદામાં શ્રી. બી દાસે રજુ કરેલા સુધારાને ટેકો આપનારો ઠરાવ, આર્ય લગ્નના કાયદામાં રહેલી અપૂર્ણતા બતાવી નવો આન્તર્જ્ઞાતીય લગ્નનો કાયદો ઘડવાનો ઠરાવ, લગ્ન અને વારસાની બાબતમાં સર્વ કોમને માટે એકસરખા કાયદા કરવાનો ઠરાવ, જન્મ અને મરણની નોંધણીની માફક લગ્નની નોંધણી ફરજીયાત કરવાનો ઠરાવ, અનેક પત્ની કરવાનો રિવાજ કાયદાથી બંધ કરવાનો ઠરાવ, સ્ત્રીઓને પોતાની મરજી વિરૂદ્ધ, ગમે તે સંજોગોમાં, પતિને કબજે સોંપવાની ફરજ પાડતો કાયદો રદ કરવાનો ઠરાવ, વિવાદનું ક્ષેત્ર વિસ્તારવાનો અને કન્યાવિક્રય તથા વરવિક્રય અટકાવવાનો ઠરાવ, સ્વદેશીની ભાવના સર્વત્ર સ્વીકારવાનો અને પરિષદની કાર્યવાહક સમિતિના સભ્યોને માટે સ્વદેશી પોષાક ફરજીયાત રાખવાનો ઠરાવ, સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્ય માટે ઉદ્યોગ વર્ગો કાઢવાનો ઠરાવ, સંતતિનિયમનના જ્ઞાનના પ્રચારનો અને ખાસ કરીને મજુર વર્ગ અને ગરીબ વર્ગોના લત્તામાં 'બર્થ કંટ્રોલ કિલનિકસ' કાઢવાનો ઠરાવ ફસાઇ પડેલી અને અવળે માર્ગે દોરાયલી સ્ત્રીઓના બચાવ ને ઉદ્ધારઅર્થે 'રેસ્ક્યુહોમ'-અબળા-

શ્રમો ઉદ્યોગનો ઠરાવ, અને હરિજનકાર્યમાં તથા મદ્યનિષેધના કાર્યમાં સક્રિય સદ્ભાવ આપવાનો ઠરાવ એ મુખ્ય હતા. આ ઠરાવોના સમર્થનમાં જે જે સન્નારીઓએ પોતાના વિચાર જણાવ્યા તે બહુ સચોટ રીતે, દાખલાદલીલો સાથે અને પૂરેપૂરી સ્પષ્ટતાથી રજુ કરવામાં આવ્યા હતા. સ્ત્રીઓની સામાજિક વિટંબનાઓનો હૃદયમાં પૂરો સાક્ષાત્કાર જેમને થયો હોય તેઓ જ આ વિષેના વિચાર ખરેખરી લાગણીપૂર્વક અને અનુભવપૂર્વક રજુ કરી શકે એ આ ઠરાવોની રજુઆત કરનાર સન્નારીઓના વ્યાખ્યાનોથી સ્પષ્ટ થતું હતું. સમાજમાં ફેલાયલી કુરૂઢિઓ દૂર કરવાનો ઠરાવ રજુ કરતાં શ્રી. ઇન્દુમતી દિવાને જણાવ્યું કે – ' રાજકીય ગુલામીના કારણો તપાસવા જતાં પણ આપણી સામાજિક દુર્દશા જ તેના મૂળમાં લાગ્યા વિના રહેશે નહિ " " જે કેળવણી અને સુધારા આપણને થયેલા લાગે છે તે માત્ર ઉપલા થોડા વર્ગમાં જ છે પ્રજાનો મોટો ભાગ તો હજી રૂઢિઓના બંધનથી જકડાયલો અને અજ્ઞાન છે."

સંતતિનિયમન વિષેનો ઠરાવ રજુ કરતે શ્રી આસ્માય અકરેશ્વરીઆએ બહુ જ લાગણીપૂર્વક અને દાખલાદલીલો સાથે સચોટ ભાષણ કર્યું હતું. તેમનો મુખ્ય વિરોધ સંતતિનિયમન માટેની ઊંટવૈદોની જાહેરાત સામે હતો. " જે દવાઓની જાહેરાત કરવામાં આવે છે તે પેટમાં નહિ પણ ગટરમાં નાખી દેવાને લાયક હોય છે. પરંતુ સંકટમાં આવી પડેલી સ્ત્રીઓ, દુઃખના આવેશમાં પેટે પાટા બાંધીને પણ અજ્ઞાનના અને ભોળપણમાં આવી નુકશાનકારક દવાઓનો આશરો શોધે છે."

ફોસલાવવાથી કુમાર્ગે ઘસડાઇ ગયેલી બાળાઓને રક્ષણ આપી સુમાર્ગે દોરવા માટે અબળાશ્રમ સ્થાપવાનો ઠરાવ રજુ કરતાં લેડી તનુમતી ચીનુભાઇએ જણાવ્યું કે –' અનીતિને માર્ગે ઘસડાઇ ગયેલી સ્ત્રીઓની બાબતમાં જ્યાં જ્યાં તપાસ કરવામાં આવી છે, ત્યાં ત્યાં એવું જણાયું છે કે તે પોતે વિવશ અને પરાધીન હોઇ અનિચ્છાએ કુમાર્ગે ઘસડાઇ ગઇ હોય છે અને એકવાર એ કીચડમાં પડયા પછી તેમાંથી નીકળવાની પ્રબળ ઇચ્છા હોવા છતાં તે અતિ મુશ્કેલ કાર્ય છે. એવી દુર્ભાગી સ્ત્રીઓના જીવન બચાવવા માટે ઠેરઠેર અબળાશ્રમ કાઢવાની આવશ્યકતા છે."

કામદાર વર્ગોના હિત માટેના ઠરાવોમાં ઘરકામ કરતા ખાનગી નોકરોના સંબંધમાં નીચે મુજબ ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો – ઘરકામ કરતા ખાનગી નોકરોને માટે કામનો નિયમિત સમય, પગારનું નિશ્ચિત ધોરણ અને સગવડ, કામની વ્યવસ્થા, અને તેમની પ્રત્યે સનુકાઇભરેલું તથા સ્વમાન સચવાય તેવું વર્તન હોવાં જોઇએ અને તેમનો એ વાજબી હક તેમને પ્રાપ્ત થાય તે માટે તેમના સંગઠિત અને વ્યવસ્થિત મંડળો રચવાની જરૂર છે એવો આ પરિષદનો અભિપ્રાય છે. એ દિશામાં વ્યવસ્થિત કાર્ય કરવાની તથા ઘરકામના નોકરો રાખનારાની મનોવૃત્તિમાં ફેરફાર કરવા માટે પ્રચારકાર્ય અને સમજુતી કરવાની પરિષદના સભ્યોને આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે. આ પ્રકારનો ઠરાવ અદ્યાપિ પર્યંત કોઇ પરિષદમાં રજુ થયેલો અમારી જાણમાં નથી. ખાનગી ઘરકામના નોકરો પ્રત્યેની ' શેઠો 'ની જોહુકમી, ગુલામી જેવી મજુરી, સહાનુભૂતિ અને વિવેક તથા સ્વમાન જાળવવાની ભાવનાનો અભાવ, અનિયમિત પગાર વગેરે ત્રાસ મૂંગે મોઢે સહન કરનાર આ નોકરવર્ગની સ્થિતિ સુધારવાનો આ ઠરાવ બહુ આવકારદાયક છે. આ ઠરાવ શ્રી ટહેમીના ધામાએ રજુ કરતાં યુરોપના દેશોના નોકરોના હક સંગઠન, તેમની પ્રત્યેની વર્તણૂક પગારના તથા રજા અને આરામના ધોરણો વિષે લાંબુ વિવેચન કર્યું હતું. આ ઠરાવની ચર્ચા જરા ગરમાગરમ થઇ હતી અને સભામાં સ્થળે સ્થળેથી ' શેઠો "ના બચાવમાં અને નોકરોના મીજાજ, અનિયમિત અને બેદરકારીથી થતું કામ તેમને હાથે થતો બગાડ વગેરે અનેક ફરિયાદો રજુ કરતા વિરોધી સૂર સંભળાતા હતા. છેવટે સર્વાનુમતે ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. એ સમયે વિરોધી પોકાર ઉઠાવવામાં આવ્યો હતો. તે મૂડીવાદીઓના મજુર પ્રત્યેના, જમીનદારોના કિસાન પ્રત્યેના, અધિકારીના તાબાના નોકર પ્રત્યેના વડીલના સગીર પ્રત્યેના અને રાજકર્તા અગર સત્તાધારી વર્ગના સ્વતંત્રતા માગનાર પ્રજાજન પ્રત્યેના વિરોધ જેવોજ વિરોધ હતો. એ જ પ્રકારના માનસનું પ્રદર્શન જણાતું હતું.

સામાન્ય ઠરાવોમાં ભિખારીઓને માટે ઉદ્યોગગૃહ સ્થાપી તેમનો ત્રાસ દૂર કરવાનો તથા અપંગ

અપંગ ભિખારીઓ માટે વ્યવસ્થા કરવાનો ઠરાવ, ત્રીજા વર્ગમા મુસાફરી કરતી સ્ત્રીઓ માટે જુદી ટીકીટ ઓફિસો (ખસ કરીને જવાને સ્થળે), અને સ્ટેશને જવા આવવાના જુદા દરવાજા, તથા સ્ત્રી ટીકીટ ઇન્સ્પેક્ટરો રાખવાનો ઠરાવ, ધારાસભામા ચૂટાયલા સ્ત્રીપ્રતિનિધીઓને અભિનન્દન આપવાનો અને તેમને સ્ત્રી ઉન્નતિના કાર્ય માટેના આવશ્યક કાયદા કરાવવામા આગેવાની કરવાની વીનતીનો ઠરાવ, સ્પેન અને ચિનના વિગ્રહમા વર્તાવવામા આવતો ત્રાસ અને ખૂનામરકી પ્રત્યે વિરોધનો ઠરાવ અને વિશ્વશાન્તિ સ્થાપવાના સર્વ પ્રયાસોને અભિનદન અને અનુમોદન આપવાના ઠરાવ મુખ્ય હતા ધારાસભામા ચૂટાયલા સ્ત્રી પ્રતિનિધિઓ બાબતનો ઠરાવ રજુ કરતા શ્રી મનોરમા ચીનુભાઇએ જણાવ્યુ કે—"આપણો દેશ આજે પોતાને અનુકૂળ રાજબધારણ ઘડવાનો પ્રયત્ન કરી રહ્યો છે તેવે સમયે ધારાસભામા સ્ત્રીપ્રતિનિધિઓ હોવાથી કોઇપણ જાતના સ્ત્રીપુરૂષ કે જાતિ ધર્મના ભેદવિનાના સર્વને સમાન હકો આપણને મળશે એવી આશા રાખીયે તો તે વધારે પડતુ ન ગણાય."

કેળવણીવિષયક ઠરાવોમા મફત અને ફરજીયાત કેળવણીનો ઠરાવ, પ્રાથમિક શાળાઓમા બાળકો બહુજ જુજ અભ્યાસ કરીને છોડી દે છે તે અટકાવવાનો ઠરાવ, પ્રાથમિક શાળાઓમા હસ્તકળા અને ઉદ્યોગના શિક્ષણની વ્યવસ્થાનો ઠરાવ. મોટી ઉમરના સ્ત્રીપુરુષો માટેના શિક્ષણવર્ગોનો ઠરાવ, સ્ત્રીઓની શિક્ષણ સંસ્થાઓમા આરોગ્યશાસ્ત્ર, અને જીવનવિજ્ઞાન (બાયોલોજી) તથા આવશ્યક જાતીય વિજ્ઞાનનુ શિક્ષણ ફરજીયાત રાખવાનો ઠરાવ હિંદુસ્થાની ભાષાનુ શિક્ષણ દરેક શાળામા દાખલ કરવાનો ઠરાવ અને શ્રી નાથીબાઇ ઠાકરસી મહિલા વિદ્યાપીઠ અને એવી બીજી સ્વતત્ર અને શિક્ષણના કાર્યમા સફળ અને ઉપયોગી પ્રયોગ કરતી શિક્ષણ સસ્થાઓને મજુર કરવાનો ઠરાવ એ મુખ્ય હતા.

અમદાવાદમા મળેલી આ પરિષદોના ઠરાવોમા વિશેષતા એ હતી કે જાહેર સસ્થાઓને તથા સ્થાનિક સ્વરાજ્યની સસ્થાઓને તેમજ સરકારને વિનતિ કરવા ઉપરાત પરિષદના સભ્યોને સક્રિય કાર્ય કરવાની ભલામણ દરેક ઠરાવમા કરવામા આવી હતી અમદવાદમા મદ્યનિષેધના કાર્યમા એ પરિષદના સભ્યોને હુવર અને ઉત્સાહપૂર્વક જોડાવાનો ખાસ આગ્રહ કરવામા આવ્યો હતો અને એ માટેનુ કાર્ય સોપવાની માગણી અત્રેના મજુર મહાજનને પરિષદ તરફથી કરવામા આવી હતી

આ પ્રમાણે શિક્ષિત સ્ત્રીઓમા જાગૃતિના સ્પષ્ટ ચિન્હો જણાય છે અને જો કે એમનુ કાર્યક્ષેત્ર હાલ તો શહેરોમા અને મોટા ગામોમા જ મર્યાદિત થઇ રહ્યુ છે, ગામડાની જનતાને તેમણે સ્પર્શ કર્યો નથી, પરતુ ગામડાની જનતાના સામાજિક પ્રશ્નોથી એ વર્ગ અજાણ નથી તેમ તે દિશામા કાર્ય કરવાને ઉત્સુક પણ છે. અમને એક જ માત્ર ખેદનો વિષય એ જણાય છે કે પરિષદમા ભેગા થયેલા સન્નારીઓ જેટલી ધગશ અને ઉત્સાહ, અત્યારની કોલેજમા અભ્યાસ કરતી બાળાઓ અને નવી ગ્રેજ્યુએટ થયેલી બ્હેનોમા જોવામા આવતા નથી

[ 'જ્યોતિર્ધર'માથી ]



સ્ત્રીજીવનને સ્
કેલ યથાયોગ્ય રીતે લ
પુરૂષોએ સ્વાર્થથી, હકુમત અ
સ્ત્રીઓના કલ્યાણની દૃષ્ટિનો ખ્યા
રચેલા સમાજના નિયમો, રિવાજો અ
એકપક્ષી છે અને તે ન્યાયી અને કદ

સાહિત્યની સૃષ્ટિમાં એક અમૂલ્ય પુસ્તકનો વધારો. જેની લાંબા વખતથી પ્રજામાં ખોટ હતી તેજ

# ઋગ્વેદ સંહિતા

## નુ ગુજરાતી ભાષાંતર.

અનુવાદક: રા. મોતીલાલ રવીશંકર ઘોડા, બી. એ. એલએલ બી.

આ પુસ્તકની ઉપયોગિતા માટે લખવાનું હોયજ નહીં. દરેક ઘરની લાયબ્રેરીમાં આ પુસ્તક હોવુંજ જોઈએ. આવાં પુસ્તકો જેની લાયબ્રેરીમાં ન હોય તે લાયબ્રેરી નહીં પણ ખાલી શોભાનું સંગ્રહસ્થાનજ કહેવાય.

આ ગ્રંથ સાયણાચાર્યે કરેલ ભાષ્યના આધારે તૈયાર કરેલો છે. તે કુલ આઠ અષ્ટક-૧૬ ભાગમાં વહેંચાયલો છે.

૧ લા તથા બીજા અષ્ટકના બે ભાગ તૈયાર હોઈ ને દરેક ભાગના ૪૦૦ પૃષ્ઠ અને પાકું પૂઠું હોવા છતાં મૂલ્ય રૂ ૨-૦-૦. દરેકના.

લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, ટાવર પાસે, વડોદરા.

---

શિરોહીના ઈતિહાસના સાચા હૃદયભેદક બનાવોથી ભરપુર, એક ઐતિહાસીક વસ્તુને આબેહુબ રજુ કરતી પ્રજામાં ખુબ વખણાયલી

સુંદર નવલકથા

## બલહઠ બંકા દેવડા

યાને

## મહારાય સૂરતાણ

ભાગ ૧-૨

મૂલ્ય : રૂા. ૬-૮-૦

લખો :

મેનેજર લુહાણામિત્ર પ્રિં. પ્રેસ,
ટાવર પાસે, વડોદરા.

---

તમે વસાવ્યું છે ?

ગુજરાતી સાહિત્યનાં બે અમૂલ્ય પુસ્તકો.

## સીતા

અને

## બુદ્ધભગવાનની વાર્તાઓ

દરેક પુસ્તકની કીંમત છ આના.

લખો : મેનેજર : પુસ્તક પ્રકાશન વિભાગ :

લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, વડોદરા.

# બે સમારંભો : કલા અને અભિનયના

## [ ૧ ] ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ · સ્નેહ સંમેલન

નૂતન વર્ષ નિમિત્તે શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના સભાસદ બહેનો માટેનો સ્નેહસંમેલનનો સમારંભ ગઇ તા ૮ મી ડીસેમ્બરને રોજ મુંબાઇના આલીશાન સર કાવસજી જહાંગીર હોલમાં સાંજે ચારથી સાત વાગ્યા સુધી યોજવામાં આવ્યો હતો અને એ પ્રયોગોમાં ભાગ લેનારા સર્વ બહેનોને સ્વ શ્રીમતી ઉર્મિલાગૌરી રતિલાલ ઠક્કર સ્મારક ફંડમાંથી પારિતોષિકો તરીકે બહેનો ઉપયોગમાં લઇ શકે એવી વસ્તુઓ આપવામાં આવી હતી

સ્નેહસંમેલન પ્રસંગે બહેનોએ રજુ કરેલા વિવિધપ્રયોગો માટે એકંદરે પ્રશંસાના ઉદ્‌ગારો જ કાઢવાના રહે છે આવા પચરંગી કાર્યક્રમમાં એકાદ બે બાબતો પ્રેક્ષકોની દૃષ્ટિએ નમળી જાય એ સ્વાભાવિક છે પણ સમગ્ર રીતે જોતાં મંડળની મનોરંજક કલાપ્રવૃત્તિ આગળને આગળ ધપતી લાગે છે સંમેલનનો આરંભ ' જય જય ગરવી ગુજરાત ' એ ગુજરાતગૌરવ ગીતથી અને અંત ' વંદેમાતરમ ' ના મંગનથી કરવામાં સારું ઔચિત્ય જળવાયુ છે એ બન્ને ગીતો મધુર સરોદોથી ગવાયા હતા કાર્યક્રમમાં બે ગરબા અને એક રાસ રખાયા હતા એ પૈકી છેલ્લો રાસ ઘણો જ સારો ગવાયો હતો નાની બાળાઓનો ગરબો એ બાળાઓનું ગજુ જોતા ઘણો મઝાનો કહી શકાય ગરબા અને રાસ બન્નેના અભિનય અને લયના વૈવિધ્ય ધ્યાન ખેંચે એવા હતા ' ખેનદો ' ભજન પણ મીઠી હલકથી ગવાયુ કુ નલિનીબહેનનું સંગીત અને કુ રૂપા મુનશી અને કુ સુધા પારેખનાં નૃત્યો એ ત્રણે બાલિકાઓના સંગીત નૃત્યકળા પ્રત્યેનાં આશાસ્પદ ભાવિનું સૂચન કરેછે 'ચોપડીઓનો કિલ્લો અને ' એક પ્રશ્ન ' એ બન્ને સંવાદો કટાક્ષ અને નર્મહાસ્ય ઉપજાવવામાં સફળ નીવડયા હતા ' કોઇનો લાડકવાયો ' એ મૂકઅભિનય વિશ્રાંતિ પછી તરત જ શરૂ કરવાને પરિણામે, પ્રેક્ષકોની આવજાવના ઘોઘાટ ભર્યા વાતાવરણમાં બરાબર અસર પાડી શક્યો નહિ બાકી એ પ્રયોગ શ્રોતાઓની આંખો ભિંજવી શકવા જેટલો કરૂણ થઇ શકે એમ છે

મંઘવાદન ( ઓરકેસ્ટ્રા ) માટે ખાસ ઉલ્લેખ કરવો જોઇએ આપણી ગુજરાતી બહેનોમાં શાસ્ત્રીય સંગીત પ્રત્યેની અભિરૂચી હવે વધતી જાય છે એની આ સાબીતી છે સંઘવાદનમાં જુદાં જુદાં વાજીંત્રો પર બહેનોએ બતાવેલો કાબુ એ કળામાં તેમની પ્રગતિ સૂચવે છે અને આ દિશામાં વિશેષને વિશેષ પ્રગતિ થતી જોઇ અમને આનંદ થાય છે હવે સંઘવાદનમાં વૈયક્તિક શક્તિઓનો વિકાસ સારી રીતે જણાઈ આવે એવી ગીતના વાદનનો વધારે પ્રમાણમાં ઉપયોગ થવાની જરૂર છે

અહીં કલાકનું મનોરંજન આપતા આવા પ્રયોગોમાં હવે કાંઇક એવી પણ યોજના થવી જોઇએ કે જેથી અમર બીજા સ્નેહ સંમેલન સુધી તાજી રહે અનમત્ત, આ બધા પ્રયોગોમ ઉતરનારી બહેનો અને એમને તૈયાર કરવા

માટે પરિશ્રમ લેનાર સર્વ, પોતપોતાના પરિશ્રમ માટે અભિનંદનનાં તો અધિકારી છે જ.

આ પ્રયોગો દરમ્યાન વચ્ચે સમેલનમાં ભાગ લેનાર બહેનોમાંથી થોડાંક બહેનોને પારિતોષિક આપવાનો સમારંભ યોજાયો હતો. પારિતોષિકો જામનગરના ભાણીબા સાહેબ શ્રીમતી યશવંતકુંવરબાના હસ્તે વહેંચાયાં હતા. વાંસદાના ના. રાણી સાહેબા તેમજ શિરોહીનાં મહારાણી સાહેબા પણ સમારંભમાં હાજર હતા. શરૂઆતમાં મંડળના પ્રમુખ શ્રીમતી લેડી લક્ષ્મીબાઈએ મહારાણીઓનો સત્કાર કરી મંડળ વિષે થોડાક શબ્દો કહ્યા હતા. તે બાદ ઇનામોની વહેંચણી થઇ હતી.

ના. મહારાણી સાહેબાએ પ્રમુખસ્થાનેથી સ્ત્રી શિક્ષણ વિષેના પોતાના વિચારો પ્રદર્શિત કર્યા હતા. આભાર પ્રદર્શન અને ફુલહાર અર્પણના વિધિ પછી સંમારંભ પૂરો થયો થયો.

## [ ૨ ] ફેલોશીપ સ્કુલ ઉત્સવ

મુંબઇમાં સહશિક્ષણ અને નૂતન શિક્ષણ આપતી જે શાળાઓ છે તેમાં ફેલોશીપ સ્કુલ ઘણી આગળ પડતી છે. એ સંસ્થા એના બાહોશ પ્રિન્સિપાલ શ્રી. શંકરપ્રસાદ શુકલ અને સેવાભાવિ અધ્યાપક મંડળના પ્રયત્નોને પરિણામે પ્રગતિ કરી રહી છે. એના ઉત્સવનું અવલોકન અમારા એક વિદ્વાન કલાવિવેચક મિત્રે કરી મોકલ્યુ છે તે અત્રે આપ્યુ છે'

આ વરસે ફેલોશિપ સ્કુલના ઉત્સવમાં મીરાબાઇના જીવન ઉપરથી પ્રયોજેલી એક નાટિકા ભજવવાનો પ્રયાસ થયો હતો અને સંગીત તેમજ નૃત્યને એ નાટિકાના અંગ તરીકે જ લઇને મીરાબાઇના જીવનની કથાને ગીત, વાદ્ય, અને નૃત્યદ્વારા પ્રેક્ષકો સમક્ષ રજુ કરવામાં આવી હતી.

નૃત્ય અને સંગીત બને ઉત્તમ પ્રકારનાં રજુ થયાં હતા એ પ્રથમ જ કહી દેવું જોઇએ ! મીરાંના જ ગીતોને અભિનય દ્વારા અને સંગીત દ્વારા સજીવન કરવામા સારી સફળતા એ અને અંગોના સયોજકોએ સિદ્ધ કરી હતી એ સ્પષ્ટ કહેવાની જરૂર છે. મીરાંનાં પદોમાં લાગણીનું જે નૃત્ય છે તેનો સમાર્દ્ર આવિર્ભાવ સમર્થ નૃત્યકાર જે રીતે દર્શાવવા પ્રેરાય તે પ્રમાણે ભક્તિમય વાતાવરણ જમાવવામાં એની સફળતાનું માપ મળી આવે છે. મીરાંના હૃદયનું દર્દ, એના જીવનનો ભક્તિમય ઉલ્લાસ, એની લાગણીઓનો તરવરાટ, એનો સાધુજનો માટેનો નિરવધિ પ્રેમ, સંસાર સુખ તરફની એની અનાસક્તિ– આ બધું કુશળ નૃત્યાચાર મૂકવાણી દ્વારા પણ દર્શાવી શકે છે નૃત્યની મૂકભાષા સાથે વાણી મૂકવી એ તો સૂક્ષ્મનું સ્થૂલ દર્શન જ છે.

પણ આ ઉત્સવમાં તો પ્રધાન વસ્તુ શ્રી. પુલિનદત્તની રચેલી ચાર પ્રવેશની નાટિકા હતી. રવિબાબુની 'નટીરપૂજા' નું સ્મરણ આ નાટક રચતા દત્તબાબુને કદાચ હોય. ચાર પ્રવેશ જેટલા પ્રદેશમાં મીરાંના સમગ્ર જીવનનું દર્શન કરવા કે કરાવવાનો મોહ કોઇ ન રાખે અને રાખે તો સફળ પણ ન થાય. એટલે આ પ્રવેશોમાં મીરાના જીવનનો અર્ક સમાવવાનો પ્રયાસ લેખકે કર્યો હોવા છતા નાટક તરીકે જે વેગ અને વસ્તુની અપેક્ષા આપણે રાખીએ તે આમાં ન હતા. સંવાદોમા નાટકના ઉચિત વણાટની ખામી સહેજે જણાઈ આવતી હતી. પણ સંગીત નૃત્ય દ્વારા વસ્તુનો જેમાં વિકાસ સાધવામાં આવે અથવા તો વસ્તુનું દર્શન કરાવવામા એવુ નાટકનું સ્વરૂપ આપણે લક્ષમાં રાખીએ તો આ ન્હાની નાટિકાનું વાસ્તવિક સ્વરૂપ આપણને સમજાય. અને એ વાસ્તવિક સ્વરૂપ સમજવાનો પ્રયત્ન પણ ન

કરવામાં આવે તો નાટિકાના લેખક અને પાત્ર ભજવનાર ભાઈ બ્હેનોને પણ આપણે અન્યાય કરી બેસીએ આ રીતે વિચાર કરતાં મીરાંનું પાત્ર ભજવનાર બહેન સારી સફળતા સાધી શક્યા હતા છતાં મીરાંની મસ્તી નાટકના વસ્તુમાં હોત તો એ બ્હેનના અભિનય, નૃત્ય વગેરેને દીપી નીકળવાનો વધારે અવકાશ અવશ્ય મળત રાજગુરુ, કુંભારાણો, તેની બ્હેન, માનતી અને અન્ય પાત્રો પણ ઠીક પ્રમાણમાં સ્વાભાવિકતા લાવી શક્યા હતા

ઐતિહાસિક સંશોધનથી પ્રાપ્ત થયેલ વસ્તુને બદલે લેખકે વધારે આધાર પ્રચલિત વાતોનો લીધો છે એટલે તે વિશે કાંઈ કહેવું નિરર્થક છે પરંતુ જેમ જેમ વધારે સંશોધન થતું જાય અને અમુક વિગતો ચોક્કસ થતી જાય તેમ પ્રચલિત જૂની વિગતોનો નિગમ થવો જોઈએ એ બાબત ઐતિહાસિક વસ્તુનો ઉપયોગ કરનાર દરેક લેખકે લક્ષમાં રાખવાની છે

વસ્ત્રપરિધાન અને રંગભૂમિની અન્ય સામગ્રી યોજવામાં કલાદૃષ્ટિ ખાસ ધ્યાન ખેંચે તેવી હતી તેમ જ સંગીત અને નૃત્યને લીધે જે ભાવનામય વાતાવરણ ઉત્પન્ન થાય તેને અનુરૂપ હતી પ્રાચીનતાનું વાતાવરણ ઉત્પન્ન કરે, એ સમયના સાદા જીવનનો ખ્યાલ આપે એવી સામગ્રી પણ રંગભૂમિ ઉપર ઉચિત રીતે રજૂ કરવામાં આવી હતી એકંદરે જે કાળનું વાતાવરણ ખડું કરવાનું હતું તેને પોષક તત્ત્વો સંયોજકોએ પૂરા પ્રમાણમાં લક્ષમાં લીધાં હતાં એ માટે એ સર્વ અભિનન્દનને પાત્ર છે ઉત્સવનું સમગ્ર દર્શન કરતાં શ્રી દત્ત, શ્રી ભીમરાવ શાસ્ત્રી અને શ્રી નવકુમારસિંહ એ કલાકારત્રિપુટીને આ પ્રયોગની સફળતાનો સર્વ યશ ઘટે છે અને ફેલોશિપ સ્કૂલના આચાર્ય શ્રી શુક્લ એમની શાળાના ઉત્સવમાં આ ત્રિપુટીનો આવો સુભગ સંયોગ મેળવી શકે તે માટે તેમને પણ અભિનન્દન ઘટે છે

અન્તમાં બે ત્રણ બાબતો તરફ લક્ષ ખેંચવાનું મન થાય છે એક તો છપાયેલી પુસ્તિકામાં જે અશુદ્ધિઓ છે તે દૂર કરવામાં આવી હોત તો વધારે સારું થાત. રેકાર્ડમાંથી સાંભળેલા ગીતોનું વસ્તુ છાપવામાં વિશેષ ભૂલો રહી ગઈ જણાય છે બીજું બીજા દશ્યમાં એક સુરદાસનું ગીત મીરાંના પાસે ગવડાવ્યું છે તે શા માટે? મીરાંની એવા જ ભાવના બીજાં ગીતો હોય સમગ્ર નાટિકાનું વાતાવરણ મીરાંના ગીતોમાંથી ઉત્પન્ન કરવામાં આવ્યું હોય ત્યારે આવું એકાદ ગીત પણ અવશ્ય ખૂંચે ત્રીજું માણસો વગેરેના પહેરવેશ નવા જ કરવામાં શો આશય હશે? ખર્ચનો બચાવ થાય અને જૂનાં વસ્ત્રો વધારે ઉચિત લાગે ત્યારે આવી દાર્શનિક અસર ઉપજાવવાનો પ્રયત્ન ઉચિત નથી. આવી આવી બાબતો કદાચ સંયોજકોના લક્ષમાં હોય પણ ખરી કારણ કે કેટલીક બાબતો લક્ષમાં આવે છતાં તે બધીને તત્કાળ દૂર કરવી સહેલી નથી એ આવા ઉત્સવોના સંયોજનનો જેને અનુભવ હોય તે સહેલાઈથી સમજી શકે એવી બાબત છે. એટલે આ બાબતોનો નિર્દેશ કેવી વૃત્તિથી પ્રેરાઈને કરવામાં આવ્યો છે, તે સમજવામાં સંયોજકો ભૂલ નહિ કરે એવી મને આશા છે બાકી સમગ્ર રીતે જોતાં ઉત્સવ માટે અન્તે તો અમારાં અભિનન્દન જ છે.

## પુસ્તકોની દુનિયામાં

# પુરૂષનો શિકાર બનેલી નારી

પ્રિયબહેન યશ,

લગ્નગાળાની મોસમ શરૂ થઇ ચૂકી છે એને વખતે જ, લગ્નના પ્રશ્નની ઉંડી ચર્ચામાં તે મને ઉતારી દેવાનો નિશ્ચય કર્યો હોય એમ લાગે છે. અને મારે મને કે કમને એ ચર્ચામાં ઉતર્યા વિના છૂટકો પણ નથી; કારણ કે, અગાઉ એ કાર્ય મેં માથે લઇ લીધું છે. એટલે હવે તો, આ વખતના લગ્નગાળામાં તારી જે જે સખીઓ 'લગ્ન'ની 'જાળ'મા ફસાય તેને 'લગ્ન પ્રપંચ'[1]ની જ ભેટ આપવાના તારા નિર્ણયને વખાણીને જ શરૂઆત કરૂં.

તેં જે કેટલાક સવાલો કર્યા છે તે ઉપરથી, તું એ સાદ્યંત વાચી ગઇ છે એટલું સમજી શકાયું છે અને આખુંય લગભગ ૭૦૦ ઉપર પાનાનું પુસ્તક તું રસપૂર્વક વાચી ગઇ હોય એમ પણ સ્પષ્ટ જાણી શકાય છે. એટલે આપણે કદાચ ચર્ચા કરવાનો સારો ખોરાક આ પુસ્તકમાંથી મેળવી શકીશું એમ મને લાગે છે. અલબત્ત, આટલા એક પત્રથી જ હું તો આ વાતને પતાવી દેવા માંગું છું.

'લગ્નપ્રપંચ'ની વ્યાખ્યા શ્રી. નરસિંહભાઇએ પોતેજ આપી દીધી છે: 'લગ્નને નામે નરજાતિએ નારીજાતિ ઉપર કરેલો પ્રપંચ' અને એટલું સમજપૂર્વક વાંચનારને આ પુસ્તકમાં લગ્નના પ્રશ્નની સમીક્ષા કરવામાં આવી હોવી જોઇએ એમ સમજાઇ જાય છે. પણ હું તો એથીય આગળ વધીને એમ કહી શકું કે, લગ્ન એ સ્ત્રીને સતત ગુલામીમાં સંડોવી રાખનારી ભયંકર જાળ છે એવો ધ્વનિ પણ એમાંથી નીકળી શકે છે અને એ કારણે તો મેં આ મોટું પુસ્તક ઘણી કાળજીથી વાંચ્યું છે. અલબત્ત, એ બધાં ઉંડાણનો, અથવા એમાં શ્રી. નરસિંહભાઇએ જે કેટલીક સચોટ દલીલો દૃષ્ટાંતો સહિત રજુ કરી છે તેનો વિગતવાર ખ્યાલ આ પત્રમાં ભાગ્યેજ આપી શકાય. તેમજ, એમાં બધી દલીલો કે બધી બાબતો એમને એમ સ્વીકારી લઇ લેવાય એવી છે એમ પણ મારૂં કહેવું નથી. કેટલીક બાબતોમાં શ્રી. નરસિંહભાઇના વિચારો સંરક્ષક વૃત્તિના લાગે, કોઇક જગાએ એમના જેવા ઉદ્દામ વિચારક પણ જાણે જુનવાણી માનસ બતાવતા હોય એવું લાગી જાય પણ એકંદરે આખાય પુસ્તકનો ધ્વનિ તો સ્ત્રીજાતિ માટે ખરેખરી જાગૃતિ પ્રેરનારો છે અને 'સ્ત્રીજાતિને પોતાને માટે પુરૂષોમાંથી શ્રી. નરસિંહભાઇ જેવા વકીલો મળવા દુર્લભ છે એવું' શ્રી. કિશોરલાલ મશરૂવાળાનું વિધાન સાચું લાગે છે.

આપણાં સામાજીક જીવનમાં અત્યારે જો સૌથી વધુ ચર્ચાસ્પદ કોઇપણ પ્રશ્ન હોય તો તે લગ્નનો છે. આપણા સામાજીક રિવાજો, રૂઢીઓ અને જુનવાણી વિચારોએ, આપણી લગ્નપ્રથાને હાસ્યાસ્પદ સ્થિતિમાં મૂકવા માંડી છે અને પશ્ચિમના વિચારો અને સંસ્કારો જેમ જેમ વધારે પ્રચલિત થતા જાય છે તેમ તેમ આપણી પ્રચલિત લગ્ન સંસ્થા પ્રત્યે ઘૃણાભાવ પણ ઉપસ્થિત થવા લાગ્યો છે. આમ લગ્નનો પ્રશ્ન હરેક રીતે આજે કસોટીની એરણ પર ચઢયો છે. એવે સમયે, લગ્ન અને એની પાછળ રહેલી સાચી ભાવના વિસારે મૂકીને, પુરૂષ જાતિએ માત્ર પોતાની વિષયલોલુપતાને પોષવા માટે, સ્ત્રીને સતત ગુલામીમાં જકડી નાખવા માટે, યોજેલા પ્રપંચ કેમ બની ગયો તેની ઐતિહાસિક પુરાવાઓ સહિતની માહિતી આપતું તેમજ એનું કડક રીતે આલોચન કરતું આ પુસ્તક

---

૧. લગ્નપ્રપંચ : લેખક : શ્રી. નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ, બૃહદ ગ્રંથાવલિ, પુ. દશમું, પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. મૂ. રૂ. ૩-૮-૦.

આપણાં સામાજીક સાહિત્યમાં આવકારદાયક થઇ પડશે એટલું જ નહિ પણ આખીય સમાજરચના પર એ દ્યોતક પ્રકાશ પાડતું હોઇ નવીન માર્ગનું દર્શન કરાવનારું પણ નીવડશે એમ કહેવામા જરાય અતિશયોક્તિ નથી

શ્રી. નરસિંહભાઇએ આ ગ્રંથને છ ખંડોમા વહેંચ્યો છે; ( ૧ ) લગ્ન સંસ્થાનો વિકાસ ( ૨ ) હિંદુલગ્ન–સંસ્થાનો વિકાસ, ( ૩ ) પુરુષની કામલોલુપતા, ( ૪ ) સંતતિનિરોધ, ( ૫ ) નારીની પરાધીનતા અને ( ૬ ) લગ્નની કલ્યાણ ભાવના. એ ઉપરાંત, શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ લખેલો ઉપોદ્‌ઘાત તેમજ પૂરક અધ્યાય પણ એમા સામેલ કરવામા આવ્યા છે. સમગ્ર ગ્રંથના સંદોહન જેવા 'નવનીત'મા ૩૬ મુદ્દાઓ તારવીને પણ એમા સમાવવામા આવ્યા છે.

પ્રત્યેક ખંડને અધ્યાયો પાડીને એક જ વિષયને સ્પર્શતા જુદા જુદા પ્રશ્નોને એમા ગ્રથી લેવામા આવ્યા છે. એ રીતે પ્રથમ ખંડમા માનવ જાતિમા લગ્ન ભાવનાનો ઉદ્દય ક્યાંથી થયો એની શરૂઆત વનસ્પતિ અને પ્રાણીના દૃષ્ટાંતોથી કરવામા આવી છે અને એ લગ્ન ભાવના અનેકપતિ લગ્ન, અનેક પત્ની લગ્ન, એકપતિ લગ્ન, લગ્નના જુદા જુદા પ્રકાર, લગ્ન વિચ્છેદ, વગેરેથી લઇને કુટુંબ સંસ્થાની સ્થાપના અને તેના પ્રકાર સુધી લઇ જવામા આવી છે. આ બધાય પ્રશ્નોની ચર્ચા કરતા જુદા જુદા દેશોમા અનાદિ કાળથી શી સ્થિતિ ચાલતી આવેલી છે અને આજના કહેવાતા સંસ્કારી યુગમા શી પરિસ્થિતિ પ્રવર્તે છે તેનું તેમણે આધારભૂત રીતે બ્યાન કર્યું છે. લગ્ન સંસ્થાના શૈથિલ્યનો પ્રશ્ન પણ એમા એમણે છેડ્યો છે અને પુરુષે કાંડા બળના જોરે ધીમે ધીમે સ્ત્રીને કેવી ગુલામ બનાવી દીધી છે. તેની એમા ચર્ચા કરવામા આવી છે આ બધી ચર્ચાને અંગે વૈધવ્ય, સતિની પ્રથા, લગ્નના ક્ષેત્ર વગેરેની ચર્ચા પણ તેમણે કરી છે. કુટુંબ સંસ્થામા પિતૃગૃહની સ્થાપના થઇ ત્યાથી પહેલો ખંડ તેમણે પૂરો કર્યો છે

બીજો ખંડ પણ એજ રીતે લગ્ન ભાવનાના ઉદયથી માંડીને પ્રાચીન કાળમા હિન્દુ સ્ત્રીની સ્થિતિ શી હતી તે દર્શાવવાની હદ સુધી જાય છે

પણ એમા મુખ્યત્વે હિન્દુ જાતિને લક્ષમાં રાખીને આખીય છણાવટ કરવામા આવી છે. મહાભારતના કાલથી તેમણે આ ચર્ચાની શરૂઆત કરી છે અને તે સમયમા લગ્નબંધન જેવું કોઇ હતું નહિ 'તેઓ ( સ્ત્રીઓ ) સ્વતંત્ર ઇચ્છામા આવે એમ રતિસુખને માટે વિહાર કરતી હતી હે સુભ્રો, તે સ્ત્રીઓ કૌમાર વયથીજ પુરુષ પુરુષાન્તર વિહાર કરતી, પણ તે અધર્મ ગણાતો નહિ.' એ દશામાથી સર્વ રીતે પરાધીન–ગુલામ જેવી દશામા સ્ત્રી કેમ મૂકાઇ ગઇ, એની જુદા જુદા સંપ્રદાયો, જુદા જુદા કાળ વગેરેના દૃષ્ટાંતો સાથે ચર્ચા કરવામા આવી છે. નારીની અવગણના કેવી રીતે થઇ, તે દર્શાવતા છેવટે તેમણે " કેટલીક વિરલ સ્ત્રીઓના અપવાદ વિના એકંદરે તે કાળે–( પ્રાચીન કાળે ) નારીજનની સ્થિતિ ઉન્નત ન હતી, તે પુરુષની મિલકત જ હતી " એમ પ્રતિપાદન કરવામા આવ્યુ છે

એ સર્વની પાછળ રહેલું સાચુ કારણ એ 'પુરુષની કામલોલુપતા' હતું એ ત્રીજા ખંડમા એવી સચોટ રીતે દર્શાવવામા આવ્યુ છે કે, એનો વિગતવાર ઉલ્લેખ કરતાં પાનાના પાના ભરાઇ જાય આ આખાય ખંડમા નરને કારણે નારીની પરાધીનતા એકદમ ગુલામીનું રૂપ કેવી રીતે પામી ગઇ તેનો જુદી જુદી રીતે વિચાર કરવામા આવ્યો છે. સવનન, બલાત્કાર, કામકલા એ સર્વ પુરુષની કામ લોલુપતાએ સ્ત્રીને જીવન પર્યંત પોતાની ગુલામ અને ઢીંગલી બનાવી રાખવા માટે યોજેલા રસ્તા છે એમ પ્રતિપાદન કરતા લેખકે કેટલીક ઉદ્દામ વિચારસરણી રજુ કરી છે અને જુદા જુદા સમયની તેમજ દેશોની સ્થિતિ પરત્વે અવલોકન કરીને તેમણે રશિયાનુ દૃષ્ટાંત આગળ કર્યું છે " પારીસ બર્લિન, લંડન, રોમ અને યુરોપના બીજા નગરોમા દુકાનોની બારીઓ ઉપર સ્ત્રીઓના નગ્ન ચિત્રો મુકાય છે, પણ રશિયનો એવા દર્શનને ધિક્કારે છે. ગ્રાહકોને આકર્ષવા માટે માલ દેખાડવા કુમારિકાઓને દુકાન ઉપર રાખવાની પદ્ધતિને પણ તેઓ ધિક્કારે છે, ગ્રાહક વધારવા માટે માસિક અને દૈનિક પત્રોમા અશ્લીલ છબિઓ તેઓ કદાપિ છાપતા નથી " એ આખીય ચર્ચા

દરમ્યાન જનસમાજની દૃષ્ટિ અને ટીકાની રૂચિ ઘડાવવામાં કેટલી હદે ગઇ છે તે જણાવાયું છે. પુરૂષની કામ લોલુપતાની ચર્ચા કરતાં તેમણે સ્ત્રી કરતાં પુરૂષોમાં અનેકગણી વધારે કામ લોલુપતા છે એ સિદ્ધ કરીને એમાંથી જ વેશ્યા સંસ્થાનો ઉદ્ભવ થવા પામ્યો છે એવું સ્પષ્ટ આરોપણ પુરૂષો સામે નિડરતાથી કર્યું છે. અને તે સાથે, ' એ સંસ્થાને નાબુદ કરવાના કે નિયમિત કરવાના તમામ પ્રયત્નો આવા કામલોલુપ પુરૂષો રદ કરવાના છે ! ' એમ તેમણે સ્પષ્ટ જણાવી દીધું છે.

આ બધી ચર્ચા દરમ્યાન, સ્ત્રીજાતિને અપમાન આપનારા મહાપુરૂષો માટે પણ સખ્ત શબ્દપ્રયોગો કર્યા વિના તેઓ રહ્યા નથી. દ્વારં કિમેકં નરકસ્ય નારી ? એવા પ્રશ્ન દ્વારા સ્ત્રીને નર્કનું દ્વાર ઠરાવનારા શંકરાચાર્યને પણ તેમણે વાજબી રીતે છોડયા નથી તેઓ લખે છેઃ " વિશ્વ સમસ્તને બ્રહ્મ માનનાર સંન્યાસી શંકરાચાર્ય નારીને નરકનું દ્વાર ઠરાવીને માતૃજાતિનું આવું હડહડતું અપમાન કરે એ તો છેક જ અસહ્ય છે. સ્ત્રીના હાથમા પુરૂષ સમાજને હાંકવાની સત્તા ન હોવાથી જ એ પુરૂષને નરકનું દ્વાર નથી ઠરાવી શકી, બાકી સાચી વાત તો એ છે કે પુરૂષે જ સ્ત્રી ઉપર લગ્નપ્રપંચ રચીને પૃથ્વી ઉપર નરક ઉતાર્યું છે " અને એ પછી તેમણે, આ કથનનું સમર્થન કરતી સચોટ દલીલો કરી છે.

એ પછી તેમણે વિધવા, વેશ્યા અને વ્યભિચાર એ ત્રણ વિષયની ચર્ચા કરતાં એનાં અસ્તિત્વથી માંડીને તે અત્યારની સ્થિતિ સુધીનો, અને એમા પુરૂષના ફાળાનો વિચાર કરવામાં આવ્યો છે. લગ્નના ઉદયની સાથે જ તેમણે વ્યભિચારનો પણ ઉદય થવાનું જણાવ્યુ છે. અને વેશ્યા સંસ્થાના કારણોની સમીક્ષામા સ્ત્રી વિના પુરૂષોનો નગરવાસ અને લગ્નવ્યવસ્થાની દુરવસ્થા, બળાત્કારે વૈધવ્ય, હિન્દુ સ્ત્રીઓ વારસામાંથી વંચિત ગણાય, તે અને સ્ત્રીની આર્થિક પરાધીનતા એ કારણો દર્શાવીને આખાય પ્રશ્નની તલસ્પર્શી ચર્ચા કરી છે. એ આખીય વિચારણા પાછળ સમાજરચનાનું ઊંડું અને સૂક્ષ્મ અવલોકન રહેલું જણાઇ આવે છે. આ સર્વ બાબતો પણ સ્ત્રી માટે તો પુરૂષે જ્યા ને ત્યા મર્યાદાઓ બાંધીને તેને માટે સ્વતંત્ર વર્તનનું કાંઇ સ્થાન જ રહેવા દીધું નથી એ પણ પ્રતિપાદન કરી દીધું છે.

સંતતિનિરોધને લગતા ચોથા ખંડનાં વિધાનો પ્રત્યે ઘણાઓને મતભેદ ઉપસ્થિત થયા વિના રહેશે નહિ. આજે સમગ્ર જગતમાં સંતતિનિયમનના પ્રશ્ન પરત્વે એક કે બીજી રીતે સખ્ત ચર્ચા થવા લાગી છે અને માતાઓનાં થતાં અકાળ મરણને કારણે તેમજ જીવન નિર્વાહનાં સાધનોના અભાવને કારણે આ પ્રશ્ન ઘણા દેશોમાં આગળ પડતી ચર્ચા માગતી લે છે અમેરિકા અને યુરોપના કેટલાક દેશોમાં, સંતતિ નિયમનનાં વૈજ્ઞાનિક સાધનોનો સરકારદ્વારા સ્વીકાર થયો છે અને એનો ઉપયોગ પણ છૂટથી થઇ રહ્યો છે. હિન્દમાં પણ હમણાં હમણાં એ પ્રશ્ન ઉગ્ર ચર્ચા પામી રહ્યો છે અને શિક્ષિત મહિલાઓએ એની ઉપયોગિતા સ્વીકારીને, મહિલા સંસ્થાઓ અને પરિષદોદ્વારા સંતતિનિયમનની આવશ્યકતા સ્વીકારી છે અને એને માટે વૈજ્ઞાનિક સાધનોના ઉપયોગની હિમાયત કરીને, એને લગતું જ્ઞાન આપવા માટે ઠામ ઠામે ક્લીનીકો કાઢવાની માંગણી કરી છે. મુંબઇમાં તેમજ બીજે એવાં ક્લીનીકો ચાલે છે ખરાં પણ ખાસ કરીને હિન્દની શિક્ષિત મહિલાઓએ આ પ્રશ્નને ખૂબ મહત્વ આપી દીધું છે અને એની આવશ્યકતા સમજાવવાના તેમણે સતત પ્રયાસ પણ આરંભ્યા છે. આથી એક વાત જરૂર કહી શકાય કે હિન્દની મહિલાઓ આ પ્રશ્નની અગત્ય સ્વીકારી છે એટલું જ નહિ પણ તેઓ સંતતિનિયમન ઇચ્છે છે અને એના માટે વૈજ્ઞાનિક સાધનોનો ઉપયોગ કરવાની હિમાયત કરે છે.

આમ જે વર્ગને આ પ્રશ્ન પરત્વે ખૂબ લાગે વળગે છે તે વર્ગ-સ્ત્રીઓ-આ પ્રશ્નની હિમાયત કરતી હોય તો સામાવર્ગે પુરૂષ વર્ગે એ પ્રશ્નનો વિરોધ કરવામાં ઔચિત્ય રહેતું નથી. છતાં એ પ્રશ્ન આખા સમાજને સ્પર્શતો હોઇ, એની ચર્ચામા તેઓ જરૂર ભાગ લઇને પોતાના વિચારો દર્શાવી શકે છે.

એ આખોય પ્રશ્ન એવો છે કે દુનિયાના વૈજ્ઞાનિકો કે ડાક્તરો એ વિષય પર હજી એકમત થઇ શક્યા નથી. મીસીસ માર્ગરેટ સેંગર જેવા અમેરિકન વિદુષીએ એ સાધનોના ઉપયોગ દ્વારાં

આ બધી પરાધીન સ્થિતિમાંથી સ્ત્રીને જાગવાની પ્રેરણા આપતાં શ્રી. નરસિંહભાઈએ યોગ્ય જણાવ્યું છે કે, “ ઘેટાંનાં ટોળામાં સિંહનું બચ્ચું ઉછરે ને પોતાનું સાચું સ્વરૂપ ભૂલી પોતાને ઘેટું જ જાણે, એમ ગુલામગીરીમાં ઉછરી સ્ત્રી પોતાનું સાચું સ્વરૂપ ભૂલી પોતાને પુરૂષની ગુલામ માની રહી છે. પણ એથી તો એનો પોતાનો ને સમાજનો વિનિપાત થઇ રહ્યો છે એ એણે હવે જાણવું જોઇશે. એણે જાણવું જોઇશે કે ‘ હું ગુલામ નથી, પણ પુરૂષની સહચરી, સહધર્મિણી, સહભાગિની છું. ’ એણે જાણવું જોઇશે કે ‘ હું પોતે અબળા નથી, પણ પ્રબળા, ચંડી, રૂદ્રી, કાલી, ભવાની છું, હાથમાં તલવાર લઇ સિંહને આસને બેઠેલી અંબા છું. મહીષાસુરમર્દિની છું. હું શક્તિ છું. શિવ પોતે પણ શક્તિ વિના શવ જ છે. મારા વડે તો શંકર અર્ધનારીશ્વર છે. ’ અને એ પછી ઉત્તિષ્ઠત જાગ્રત પ્રાપ્ય વરાન્નિબોધત નો સુયોગ્ય ઉપદેશ તેમણે આપ્યો છે.

છેલ્લો ખંડ લગ્નની કલ્યાણભાવનાનો છે એમાં લગ્નનો હેતુ, એની પાછળ રહેલી સાચી ભાવના, એ બધામાં વિકૃતિ આવતા આજે લગ્નનો સાચો આદર્શ કેમ નષ્ટ પ્રાય થઇ ગયો છે તેની ચર્ચા કરીને સ્નેહ લગ્ન, મોહ લગ્ન, વગેરેની ચર્ચા કરી લગ્ન વિચ્છેદના અધિકાર આપવાની હિમાયત કરવામાં આવી છે. એજ વિભાગમાં નર નારીના સેવા વિભાગને લગની ચર્ચા પણ કરવામાં આવી છે. આ આખાય પ્રકરણમા લગ્ન ભાવનાનું સાચુ રહસ્ય શું છે તેનું વિવરણ કરવામાં આવ્યું છે. બાળ ઉછેર, સહશિક્ષણ, સ્ત્રીકેળવણી વગેરે સંબંધે પણ તેમણે તેમનું મંતવ્ય એમાં વ્યક્ત કર્યું છે. એમાંના કેટલાક વિચારો પરત્વે મતભેદ ઉભો થાય એવું ચોકકસ છે છતાં હવે તો આ પત્ર ઘણો લાંબો થઇ જતો હોવાથી, એની વિગતવાર ચર્ચામાં ઉતરતો નથી. તેમ આમાં બાકી રહી ગએલી વિગતો શ્રી. કિશોરલાલ ભાઇએ એમના પૂરક અધ્યાયમાં પૂરી કરી છે. તેમણે ઉપસ્થિત કરેલા મુદ્દાઓ પૈકી કેટલાક તો વિવાદ ઉભો કરે એવા જ છે, પણ તેની ચર્ચા પણ ભવિષ્યમાં કોઇક વાર કરવા પર રાખ્યા વિના છૂટકો નથી.

આમ આખુંય પુસ્તક લગ્નના વિષય પર એક અમુલ્ય ગ્રંથ જેવું છે. એમાં કોઇને વૈજ્ઞાનિક પદ્ધતિની વિચારણા ભલે ન લાગે છતાં, એમાં અનુભવજ્ઞાનની વિશદ દ્દષ્ટિનો પરિપાક સ્થાને સ્થાને જણાઇ આવે છે. સ્ત્રીજાતિ માટે શ્રી. નરસિંહભાઇએ આ પુસ્તકમાં જે વકીલાત કરી છે તે વકીલાત વાજબી હોઇને, આવકારદાયક થઇ પડશે. કેટલીક જગાએ ખંડોની રચનાના કારણે પુનરૂક્તિ જેવું લાગી જાય છતાં એકંદરે આવા ગભીર પ્રશ્નની ચર્ચામાં સંપૂર્ણ રસ જળવાયલો રહે એવી રીતે આ પ્રશ્ન ચર્ચવામાં આવ્યો છે. એટલે આ પુસ્તક ગુજરાતના સ્ત્રીસમુદાય માટે એક અત્યંત ઉપકારક ગ્રંથની ગરજ સારશે. વાંચી જાણતી એક પણ ગુજરાતી બહેન આ પુસ્તક વાંચ્યા વિના નહિ રહે.

આટલા લાંબા પત્ર પછી બીજાં પુસ્તકો આગામી પત્ર પર મુલત્વી રાખ્યા વિના છૂટકો નથી.




## સ્વદેશ

**ગૃહમાં કળા પ્રદર્શન:** મુંબઇના શ્રી. ગુજરાતી સ્ત્રીસહકારી મંડળ તરફથી ટાઉનહોલમાં ભરવામાં આવેલાં 'ગૃહમાં કળા' પ્રદર્શનની ઉદ્ઘાટન ક્રિયા ગઇ તા. ૨૫ મી નવેમ્બરે મુંબઇના વડા પ્રધાન ઓન. શ્રી. બાળા સાહેબ ખેરના હસ્તે થઇ હતી. એ પ્રસંગે મંડળના પ્રમુખ શ્રીમતી હંસાબહેન મહેતાએ પ્રદર્શનના હેતુ વિષે વિવેચન કરી ગુજરાતી સ્ત્રી સહકારી મંડળનો પરિચય કરાવ્યો હતો. ઓન. શ્રી. બાળાસાહેબ ખેરે પ્રદર્શન ખુલ્લું મૂકતાં જણાવ્યું હતું કે સ્ત્રીઓ પોતાના ખાસ ક્ષેત્રોમાં કેવી યોજક શક્તિ ધરાવે છે તેનો આ પ્રદર્શન પુરાવો છે. હસ્તકળા અને બીજી કળાઓના નમુનાઓનું પણ એમાં પ્રદર્શન થયું છે અને ઘરમાં ઉપયોગી થઇ પડતી એ ચીજોનો સંગ્રહ ખાસ ઉલ્લેખ માંગી લે છે. પ્રદર્શનમાં એક ખંડની ઓરડી, બે ખંડની ઓરડીઓ, અને દીવાનખાનાંની રચનાને લગ્નના વિભાગો અને બાળકો માટેના જુદી જ ઓરડીની રચના વગેરે સુંદર અને આવકારદાયક થયાનું તેમણે જણાવ્યું હતું. આ પ્રદર્શન તા. ૨૫મી નવેમ્બરથી તા. ૫મી ડીસેમ્બર સુધી ખુલ્લું રહ્યું હતું અને એમાં જુદા જુદા ગરબા, ફેન્સી ડ્રેસ, ચામડાના પ્રયોગ વગેરે મનોરંજક કાર્યક્રમો પણ વારંવાર યોજવામાં આવ્યા હતા.

આ પ્રદર્શન ભરવામાં શ્રી ગુજરાતી સ્ત્રી સહકારી મંડળને ભગિની સમાજ, ભાટીઆ સ્ત્રી મંડળ, ચંદારામજી ગર્લ્સ હાઇસ્કુલ, ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, જ્યોતિસંઘ ( અમદાવાદ ) રતન તાતા ઇન્સ્ટીટ્યુટ, વનિતા વિશ્રામ ટ્રેઇનીંગ કોલેજ વગેરે સ્ત્રી સંસ્થાઓનો સહકાર મળ્યો હતો અને તેમાં એ સંસ્થાઓ તરફથી તૈયાર થએલા કળા કારીગરી, હુન્નર, ભરતકામ, પેઇન્ટીંગ, વણાટકામ, પેપવર્ક, ચામડા કામ, રમકડા, ક્રેટવર્ક, વાળ અને કાચલામાંથી બનાવેલી કળાકૃતિઓ વગેરે રજુ કરવામાં આવ્યા હતા. ચિત્રકળા અને ફોટોગ્રાફીના વિભાગો પણ રાખવામાં આવ્યા હતા અને તેમાં શ્રીમતી ભદ્રાબહેન દેસાઇ, શ્રીમતી કુમીબહેન દાલાલ, શ્રીમતી રમણિકબહેન મેદી, કુ. સૌદામીની, મીસીસ તારા ગોફ, શ્રીમતી સુધા સાવે, મીસ હોમાઇ મુલ્વાં, શ્રીમતી શકુન્તલા તવગે, કુ વસુમતી, મીસ કાપડિયા, કુ સરલા મારફતીયા, કુ મુનશી, વગેરે બહેનોની વિવિધ અનેકરંગી કલાકૃતિઓ રજુ થઇ હતી




'ગૃહમાં કળા પ્રદર્શન'ની જાહેરાત કરતું એક કલામય પોસ્ટર

પ્રદર્શનનાં ખાસ લક્ષણ તો એક ઓરડી, બે ઓરડીવાળા રહેઠાણોની રચના કેવી થવી જોઇએ, દીવાનખાનું સંપૂર્ણ સ્વદેશી વસ્તુઓથી કેવુ શણગારી શકાય અને બાળકો માટેના ઓરડાનું સ્થાન કેવું હોવું જોઇએ વગેરે દર્શાવવામા આવ્યું હતું અને અનેક પ્રકારના મોડેલો રજુ કરવામાં આવ્યાં હતાં.

પ્રદર્શનમાં રજુ થએલી વસ્તુઓ માટે ઇનામોની યોજના પણ રખાઇ હતી. એ પૈકી જે સ્ત્રી સંસ્થાઓ અને બ્હેનોને ઇનામો મળ્યાં છે તેનો

ઉલ્લેખ અત્રે કરીએ. હિન્દી ઢીંગલીઓમાં ચિતરેલી સાડીની બોર્ડર માટે ભગિનીસમાજ (પુષ્પા મહેતા) ને રૂા. ૧૫ નું પહેલું ઇનામ મળ્યું. બાળકો માટેનાં વિભાગનાં ચિત્ર માટે મીસ નેહરૂ દાવરને રૂા. ૫૦ નું પહેલું ઇનામ મળ્યું. હિન્દી પોશાકના સર્વોત્તમ કટ માટે સર રતન તાતા ઇન્ડસ્ટ્રીયલ હોમને રૂા. ૨૫ નું પહેલું ઇનામ, શ્રીમતી તેહમીના દાદાભાઇને રૂા. ૧૫ નું બીજું ઇનામ અને ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ ( વિદ્યાવતી દલ )ને રૂા. ૧૦ નું ત્રીજું ઇનામ; હિન્દી પોશાકની સર્વોત્તમ સીલાઇ માટે શ્રીમતી તેહમીના દાદાભાઇને પહેલું, રૂા. ૨૫ નું ઇનામ, સર રતન તાતા ઇન્ડસ્ટ્રીયલ હોમને રૂા ૧૫ નું બીજું અને ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ (વિદ્યાવતી દલ)ને ત્રીજું રૂા. ૧૦નું ઇનામ. એમ્બ્રોઇડરી વિભાગમાં પહેલું રૂા. ૧૫ નું ઇનામ ભગિનીસમાજ ( પાર્વતીબાઇ )ને બીજું અને ત્રીજું રૂા. ૧૦ અને ૫ નું ઇનામ ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળને (શ્રીમતી રંભાબ્હેન શાહ અને શ્રીમતી કાન્તાબ્હેન કાન્તિલાલને) મળ્યું છે. ગેપવર્કમાં પહેલું-બીજું ઇનામ ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળને, અને ત્રીજું સર રતન તાતા ઇન્ડસ્ટ્રીઅલ હોમને; હસ્તકળામાં ભગિનીસમાજ, સર રતન તાતા હોમ, અને વનિતાવિશ્રામને અનુક્રમે ત્રણ ઇનામો મળ્યાં. લેધર વિભાગમાં તારાબ્હેન ઓફ અને શ્રીમતી લીલી દિનકરરાવ તથા શાન્તિનિકેતનને અનુક્રમે ઇનામ મળ્યાં.

લાકડ કામમાં મીસ વીણા મુનશીને બીજું ઇનામ, બાંધણીકામ માટે જ્યોતિસંઘને અને નજમ માટે મીસીસ બાબીબેન જયકર અને શેલવર્ક માટે મીસ ઇરયર અને મીસ એલીઝાને બીજું અને ત્રીજું તેમજ ખાદી સુવા માટે મીસીસ સરયૂદા દીવેટીયાને રૂા. ૩ નું ઇનામ મળ્યાં છે.

**સેવાસદનની મુલાકાતે :** મુંબઇના વડા પ્રધાન ઓ. શ્રી. બાળાસાહેબ ખેરે તા. ૨૯ મી નવેમ્બરે મુંબઇના સેવાસદનની મુલાકાત લીધી હતી અને એક કલાક જેટલો સમય એ સંસ્થામાં ગાળ્યો હતો. સેવાસદનના પ્રમુખ મીસીસ કેઇ તૈયબજી અને મંત્રી મીસ બી. એસ. ઇન્જીનીયરે તેમને સત્કારીને સંસ્થાનાં જુદાં જુદાં ખાતાઓમાં ફેરવ્યા હતા. ઉદ્યોગ, દરજી કામ અને હોઝીયરી ખાતાંઓ તેમજ લોંડ્રી ખાતાની તેમણે પ્રથમ મુલાકાત લીધી હતી. પછી ટ્રેઇનીંગ કોલેજ, શિક્ષણ વર્ગો અને આશ્રમોની મુલાકાત લીધી હતી.

સેવાસદન સોસાયટીનો ૧૯૩૨-૩૩નો હેવાલ પ્રકટ થયો છે એમાં સંસ્થાની વિવિધ પ્રવૃત્તિઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સોસાયટીના આશ્રય હેઠળની શાળાઓમાં ૪૦૦ વિદ્યાર્થીનીઓ ભણે છે. અને આશ્રમોમાં ૫૧ સેવિકાઓ કામ કરે છે.

**પ્રો. કર્વેની ૮૧મી જન્મજયંતિ :** પુનાની શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટીના સ્થાપક અને અગ્રગણ્ય સુધારક પ્રો. ધોંડો કેશવ કર્વેની ૮૧મી જન્મ જયંતિ ઉજવવા સંબંધમાં મુંબઇના શહેરીઓની સભા તા. ૩૦મી નવેમ્બરે મળી હતી તેમાં માજી ન્યાયમૂર્તિ શ્રી. એસ. એસ. પાટકરના પ્રમુખપદે એક ઉત્સવ સમિતિ નીમવામાં આવી છે. ડૉ. મીસ કાશીબાઇ નવરંગે ઉપપ્રમુખ છે.

**સંતતિનિયમન હિન્દના હિતમાં :** ' હિન્દનાં હિત માટે તેમજ રાષ્ટ્રીય કલ્યાણ માટે સંતતિ નિયમન જરૂરી અને સલાહકારક છે ' એ વિષય ઉપર મેરેજ હાઇજીન કાઉન્સીલ અને સોશીયલ વર્કર્સ લીગ તરફથી ગઇ તા. ૩જીએ સર કાવસજી જહાંગીર હોલમાં ચર્ચા ગોઠવવામાં આવી હતી. શ્રી. ભુલાભાઇ દેસાઇ પ્રમુખસ્થાને હતા. લેફ. કર્નલ જોલાલ શાહે દરખાસ્ત રજુ કરતાં વૈદકીય દૃષ્ટિએ સંતતિનિયમનની આવશ્યકતા ' જણાવી હતી. તેમણે જણાવ્યું હતું કે પરિણિત લોકો માટેજ સંતતિનિયમન છે. છતાં જો અપરિણિત લોકો એનો ઉપયોગ કરે તો તેઓનું વર્તન ખેદજનક છે. સંતતિનિયમનનો અર્થ કાંઇ ગર્ભાવસ્થાને નાબુદ કરવાનો નથી. પરંતુ બાળકના જન્મના સમયમાં અંતર રહે અને સ્ત્રી બાળકોને ગર્ભમાં સરળતાથી ધારણ કરી શકે તે માટે એની આવશ્યકતા છે. પ્રો. કોરીયા આલ્ફોન્ઝોએ દરખાસ્તનો વિરોધ કરી એને માનવ જાતિના નાશની નિશાની લેખે સૂચવ્યું હતું. મીસ કપિલા ખાંડવાળાએ દરખાસ્તની તરફેણ કરી હતી. બીજા લેખકોએ પણ તરફેણમાં તેમજ વિરૂદ્ધમાં વિવેચનો કર્યાં હતાં. એ બાદ શ્રી. ભુલાભાઇ દેસાઇએ ઉપસંહાર કરતાં બન્ને પક્ષની દલીલોનું તારણ રજુ

કર્યું હતુ છેવટે મત લેવાતા દરખાસ્તની તરફેણમા વધુ મતો મળ્યા હતા

**નવા સ્ત્રી દાક્તરો** એલ સી પી એન્ડ એસ ની ફાઇનલ પરીક્ષામા મીસ શાન્તા ભુસારી મીસ મારગરેટ ઠકુન્ઠા, મીસ શકુન્તલા દેવધર, મીસ ગેહુ દેશકુળ મીસ શાંતા કૃષ્ણ દેશપાંડે, મીસ સરલા ખાલસા મીસ કમળ ખેટ, મીસ રમી ખુંર, મીસીસ વેણુબાઇ નેને, મીસ બાવન એક, મીસ એથીન ઓનીલ મીસ વત્સલા વાઘ મીસ અનસુયા વાવળુ પસાર થયા છે.

**નવી શિક્ષિત દાયણો** બોમ્બે નર્સીસ મીડવાઇફ અને હેલ્થવીઝીટર્સ કાઉન્સીલ તરફથી ગયા નવેમ્બરમા લેવાયલી દાયણો માટેની પરીક્ષામા ૪૫ ઉમેદવારોમાથી ૨૬ બહેનો પાસ થઇ છે એમા શ્રીમતી ધીરજબાઇ કાલીદાસ સૌમૈયા ૬૪ માર્ક મેળવીને પ્રથમ નબરે આવ્યા છે પાસ થએલા બીજા ગુજરાતી બહેનો શ્રી કુસુમગૌરી વી દવે, મરીયમ રણછોડ, વાલીબાઇ દયારા કર પડયા છે

**સ્ત્રીઓ અને નવું બધારણ** બોમ્બે વીમેન્સ વર્ક ગીલ્ડના આશ્રયે શ્રી ખુરશેદ બેન નરીમાને 'સ્ત્રીઓ અને નવુ બધારણ' એ વિષય ઉપર ગઇ તા ૧૦ મીએ સાજે પ્રિન્સેસ વિક્ટોરીયા મેરી જીમખાનામા ભાષણ આપ્યુ હતુ તે દરમ્યાન શ્રી નરીમાને હિંદી સ્ત્રીઓને તેઓમા આવેલી રાજકીય જાગૃતિ માટે અભિનદન આપી જણાવ્યુ હતુ કે એ રાષ્ટ્રીય વિકાસમા અતરાય રૂપ લેખાતી કોમી અને બીજી સકુચિત વિચારણા ના અભાવને આભારી છે જો સ્ત્રીઓના હાથમા કોમી પ્રશ્ન મૂકવામા આવે તો એનો ફડેચ ટુક સમયમા તેઓ કરી નાખે એવી તેમણે ખાત્રી આપી હતી. મ્યુનિસિપાલીટીમા અને બીજી સસ્થાઓમા વધારે પ્રતિનિધિત્વ મળે તે માટે પ્રયત્ન કરવાની અને અક્ષરજ્ઞાનનો પ્રચાર, સામાજીક અને આર્થિક હિતના પ્રશ્નો, કેળવણી વગેરે માટે પ્રયત્ન કરવાને તેમણે સ્ત્રીઓને વિનતિ કરી હતી

**નવા ગવર્નરના પત્નીનુ સન્માન** મુબઇના નવા ગવર્નર સર રોજર લમલીના પત્ની લેડી લમલીનો સત્કાર કરવા માટે નેશનલ ઇન્ડિયન એસોસીએશનની મુબઇની સ્ત્રી શાખા તરફથી ગઇ તા ૭ મીએ સમારભ થયો હતો લેડી લમલી એ સસ્થાના પ્રમુખ છે એ પ્રસગે ઇનામો પણ વહેચવામા આવ્યા હતા

**મરાઠા બાળા રક્ષા માગે છે** મુબઇની પ્રેસીડેન્સી મેજી ની અદાલતમા શાંતા નામે એક મરાઠા બાળા જાતે હાજર થઇ એણે અરજ કરી કે મારી ઉમર સોળ વર્ષની છે અને તેની સાથે મારૂ લગ્ન થયુ છે એ પતિની ઉમર ચૌદ વર્ષની છે મારા પતિની ઘણી નાની વયને કારણે મારી માનસિક ને શારીરિક સલામતી માટે હુ અદાલત પાસેથી રક્ષણ માગુ છુ મેજીસ્ટ્રેટે શાંતાની સાસુને પૂછતા એણે કહ્યુ કે 'અરજદાર શાંતાને કોઇ સારા સ્થળે અદાલત તરફથી રાખવાનો હુકમ કરવામા આવે તો મને એમા કશો વાંધો નથી' આ ઉપરથી મેજીસ્ટ્રેટે શાંતાનો પતિ જ્યા સુધી ઉમર લાયક ન થાય ત્યા સુધી લેડી નોર્થકોટ અનાથાશ્રમમા અદાલત તરફથી રાખવાનો હુકમ કર્યો.

શાંતાને આવી અરજ કરવાનુ શુ કારણ મળ્યુ એ તો જાણવામા નથી શાંતાના સાસરિયાના ત્રાસની કશી ફરિયાદ નથી સાસુને પણ સાનુકૂળ સ્થાપવાની કાઇ તાલાવેલી નથી આ બહારથી દેખાતી સ્વચ્છતાની ભીતરમા કાઇ નાના મોટા વાંધા હોય તો એ જાણવામા નથી છતા એકદરે આ વસ્તુ ઇચ્છવા જોગ ગણાય અપકવ ઉમરના બાળકો-પછી ભલેને હિન્દુ-પત્ની હોય એની-માનસિક અને શારીરિક સલામતીની જોગવાઇ કરવાની અદાલતની ફરજ છે એવુ આ વાત આપણને કહે છે

**શાન્તાક્રુઝ ગુજરાતી હિન્દુ સ્ત્રીમડળ** તરફથી ગઇ તા ૧ લીએ શાન્તાક્રુઝમા ટાગોરરોડ પરની સસ્થાની જગામા સ્નેહ સમેલનનો સમારભ થયો હતો શ્રીમતી હીરાવતી બહેન મનસુખલાલ છગનલાલ પ્રમુખસ્થાને હતા શ્રીમતી ગગાબહેન પટેલે પ્રમુખ બહેનનો પરિચય કરાવીને મડળ તરફથી ચાલતી વિવિધ પ્રવૃત્તિઓનુ બ્યાન કર્યુ હતુ. અને પ્રમુખ બહેને આવી પ્રવૃત્તિઓની



શાન્તાક્રુઝ ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળની બહેનોનું સ્નેહસંમેલન

ઉપયોગિતા સમજાવી હતી ગરબા સંગીત સંવાદ અને અલ્પાહારનો કાર્યક્રમ પણ રખાયો હતો. શ્રીમતી લીલાવતી બહેન સંસ્થાને રૂ. ૫૦૧) આપી એના પેટ્રન બન્યા છે.

**સ્ટવ સગડીના ભોગ.** (૧) સુશીલાબાઇ કાંતિલાલ શ્રોફ નામની મુંબાઇમાં વિઠ્ઠલભાઇ પટેલ રોડ પર લાડવાડીમાં પતિ સાથે રહેતી ગુજરાતણ દાઝી મરણ પામી (૨) મુંબઇમાં વિઠ્ઠલવાડીમાં રહેતી લીલાવતીબાઇ રતીલાલ નામની ૧૫ વર્ષની ગુજરાતણ વરંડામાં સળગતી સગડીમાં સાડીનો છેડો લાગી જવાથી તે સળગી ઉઠતા દાઝી મરણ પામી છે. (૩) હસમુખબાઇ ડાહ્યાભાઇ નામની ૨૫ વર્ષની એક ગુજરાતણ મુંબઇમાં પોઇબાવડી જ કરાન પર વાહેદીના મેન્શનમાં રહેતી હતી તેણે શરીર પર ઘાસલેટ છાંટીને સળગાવી આપઘાત કર્યો (૪) સેંડહર્સ્ટ રોડ પર હરરવાળા બિલ્ડીંગમાં રહેતી કમળાબાઇ સાકરલાલ સ્ટવની આંચથી સાડી સળગી જતા દાઝી મરણ પામી.

**અમદાવાદ મ્યુનીસીપાલીટીની** સ્કુલબોર્ડે શિક્ષિકાઓ તરીકે વિધવાઓ અને કુમારિકાઓને જ રાખવાનો અને તેઓ પરણતા જ તેમણે તેઓની જગાનું રાજીનામું આપવું એવી શરત રાખવાની નીતિનો સ્વીકાર કર્યો છે. મ્યુ. બોર્ડે એ ભલામણ પસાર કરી છે. શાળાઓમાં શિક્ષિકાઓ ઘોડિયા બાંધી બાળકોને રાખે છે તે રૂઢીને ફેરવવાના મીસ કામાના ઠરાવને અંગે આ નિર્ણય થયો છે. એની સામે શિક્ષિકાઓએ સખ્ત વિરોધ ઉઠાવ્યો છે.

**સુધારક લગ્ન:** (૧) ગુજરાતનાં અગ્રગણ્ય સ્ત્રી કાર્યકર શ્રીમતી લેડી વિદ્યાગૌરી રમણભાઇનાં પુત્રી કુમારી તરંગિણી નીલકંઠ જેઓ અમદાવાદની સ્ત્રી પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લે છે તેમણે મુંબઇમાં શાન્તાક્રુઝ ખાતે રહેતા શ્રી. રસિકલાલ પોપટલાલ ચોકસી સાથે રજીસ્ટર્ડ પદ્ધતિથી લગ્ન કર્યું છે. (૨) અમદાવાદના શેઠ અંબાલાલ સારાભાઇનાં પુત્રી શ્રી. લીનાબહેનનાં લગ્ન શેઠ મગળદાસ ગિરધરદાસના પુત્ર શ્રી મદનમોહન સાથે રજીસ્ટર્ડ તેમજ વૈદિકવિધિ મુજબ થયાં

**સ્વયંસેવિકાઓ જોઇએ છે:** હરિપુરામાં મળનારી મહાસભા માટે ચાર હજાર સ્વયંસેવિકાની જરૂર છે. એને અંગે પ્રચારકાર્ય કરવા વડોદરાના જ્યુબીલી પાર્કમાં તા ૨૮ મી નવેમ્બરે સ્ત્રીઓની જાહેરસભા મળી હતી. તેમાં હરિપુરા મહાસભાના સ્વયંસેવિકા દળનાં અધિષ્ઠાત્રી કુમારી મૃદુલા અંબાલાલ સારાભાઇએ પ્રવચન કર્યું હતું. તેમણે અમદાવાદમાંથી સ્ત્રીઓની સ્વયંસેવિકાઓ તરીકે સારી ભરતી થએલી હોવાથી વડોદરાની શિક્ષિત બહેનો એમાં પાછળ ન રહી જાય એમ કરવાનો આદેશ કર્યો હતો તે પછી ગયા માસમાં તેમણે કાઠિયાવાડનો પ્રવાસ આ હેતુથી કર્યો હતો.

**પોરબંદરમાં આર્યકન્યા વિદ્યાલય:** શેઠ શ્રી. નાનજી કાલિદાસ મહેતાએ સ્થાપિત કરેલ પોરબંદર આર્યકન્યા વિદ્યાલયનો ઉદ્‌ઘાટન સમારંભ ઉત્સવ ગઇ તા. ૪-૫-૬ ના રોજ ગોઠવાયેલ હતો.

તા. ૬ના રોજ બહારના ગુરૂકુલોનાં કુમારો તેમજ કુમારિકાઓનું સરઘસ કાઢવામાં આવેલું હતું. ત્યાર પછી યજ્ઞયાગાદિક ક્રિયાઓ થયેલ અને વિવિધ વ્યાખ્યાનો થયાં. તેજ દિવસે બપોરે કન્યાઓ તરફથી સંવાદ થયા હતા.

તા. ૪ના દિવસે એ મકાનની ઉદ્‌ઘાટન વિધિ થઇ. તેમાં મહારાણા તેમજ મહારાણી સાહેબ તથા સાતથી આઠ હજાર સ્ત્રી-પુરૂષોએ હાજરી આપી હતી. બહારથી આવેલી બ્રહ્મચારિણીઓએ સંગીતના આકર્ષક પ્રયોગો રજુ કર્યા કુ. સવિતા

નાનજીભાઇ મહેતા, યશોદાકુમારી લલિતાકુમારીએ કન્યાકેળવણીની આવશ્યકતા વિષે વિચારો રજુ કર્યા હતા તે પછી શ્રી નાનજી કાલિદાસ મહેતાએ છાપેલું ભાષણ વાચ્યુ ત્યાર પછી આર્યકન્યા મહાવિદ્યાલય તરફથી શ્રી નાનજીભાઇને તથા શ્રીમતી સતોકબેનને માનપત્રો અપાયા હતા

સ્વામી શકરાનદજીએ એની ટીકાત્મક અને વિચારશીલ શૈલિમા અરધો કલાક વ્યાખ્યાન આપ્યુ તેમણે કહ્યુ હતુ કે આજની શિક્ષણ પ્રગતી ફરજીયાત જે કરવામા આવે છે તેમા કેટલીક વખત સ્થિતિચુસ્ત મનોદશા ઘર કરી જાય છે સસ્કૃતિનો વિકાસ સ્વયભુ અને સ્વાત્મક હોવો જોઇએ સ્ત્રીના જીવનનો વિકાસ આપણા હૃદયની સાચવ ી જેવો કાળજીથી થવો જોઇયે

ત્યારપછી મહારાણા સાહેબે જણાવ્યુ કે આજના પ્રગતિકારક યુગમા જો આપણે જમાનાની સાથે નહિ રહીએ તો આપણે જરૂર પાછળ પડી જશુ અને આપણે એકલા પડી જતા આપણુ સ્થાન ક્યાયનુ નહિ રહે સ્ત્રી આ યુગની સર્વ પ્રગતિમા મોખરે જ વિરાજી રહી છે આપણા લોકોમા અત્યારે એક વસ્તુ એવી રીતે મનાઇ રહી છે કે દેશની પરાધીનતા સરકાર અને રાજાઓ જ છે, પણ ખરી રીતે કહીએ તો એ વાક જનસમૂહ નો જ છે આ બાબત કહેતા કોઇને ખોટુ લાગે તો મને માફ કરશો તેઓને સુધરવુ નથી અને એવા વાક જ કાઢવા છે, પરાધીનતામાથી સ્વતત્ર થઇ શકાય

ત્યારપછી તેમણે એમને બક્ષાએલુ સુરકુવનુ રજત મોડેલ વિદ્યાલયમા જ આપ્યુ

શ્રી નાનજીભાઇએ આ કન્યાવિદ્યાલયની માસિક ફી કન્યા દીઠ રૂા ૧૪ રાખી છે પણ મુકાએલી રકમમાથી ઉપજતી આવકની પૂર્તિ જેટલી જ આ ફી રખાઇ છે જે ગૃહસ્થ રૂા ૧૦૦ આપશે તેમના તરફથી એક કન્યા મફત ભણી શકશે અગર અહીંયા ભણતી કન્યા તેમાથી મફત શિક્ષણ લઇ શકશે

મડપમા તે જ વખતે પોતાનો ફાળો ભરાવવા માડયો હતો આ કાર્યક્રમ સાડાચાર કલાક ચાલ્યો હતો બપોરે પણ વ્યાખ્યાનો અને દુહાઓ થયા હતા તા ૬ ના રોજ પણ જુદા જુદા પડિતો સ્નાતિકા તેમજ અન્ય ગુરૂકુળોના વિદ્યાર્થીઓના ભાષણો થયા હતા

**બહેન શાન્તાનો ખૂની છુટી ગયો**

વઢવાણમા થોડા માસ પર થએલા બહેન શાન્તાના કરપીણ ખૂનને લગતા કિસ્સાથી 'ગુજસુન્દરી' ના વાચકો પરિચિત છે ધોળે દિવસે ગુડાએ શીયળ લુટવા કરેલા હલ્લાનો સામનો કરતા બહેન શાન્તા ગુડાની છરીના ભોગ થઇ પડેલા એને અગેના કેસમા જેની સામે આરોપ મુકવામા આવ્યો હતો તે આરોપીને નિર્દોષ ઠરાવી છોડી મૂકવામા આવ્યો છે આથી વઢવાણ વાસીઓમા સખ્ત રોષ ફાટી નીકળ્યો છે

**પીંજરાની કેદનો ભયકર પ્રતાપ** આજથી દશેક વર્ષ ઉપર ભાવનગર તાબાના એક ખસીયા ગરાસદારે પોતાની સનખડાવાળી પત્ની બાઇ મોઘીને પાચ ફુટના એક પાજરામા ૧૧ માસ સુધી પુરી રાખેલી અને પછી પોલીસે તેને બચાવી તેના પતિને લાબી સજા અપાવી હતી ત્યારબાદ આ બાઇને ભાવનગરના દવાખાનામા મોકલેલી અને સાજી થતા પિતાને ઘેર રાખવામા આવી દરબારમા તેને મહિને રૂા ૨૫ જીવાઇ તરીકે આપવામા આવ્યા ખસીયા દરબાર થોડા વખત પછી છુટી જતા બાઇને જીવાઇ આપવા જતા આ વાતને સાત વર્ષો થયા બાઇને ગર્ભ રહ્યો નોક ચર્ચાને વખોડી બાઇએ પોતાના ધણીનો જ ગર્ભ હોવાનો દાવો કર્યો પણ પુરા માસે તેને પ્રસુતિ ન થઇ કેમકે પાજરામા પૂરાઇ રહેવાથી અદર પેસી ગએલા હાડકા નડવા લાગ્યા અને તેનુ મૃત્યુ થયુ પોલીસને શકા જતા શકના કાગળીયા કર્યા અને મૂડદુ બાળવાની રજા આપી

**ડૉ મીસીસ તારાબાઇ પુનીયા** સિધના જાણીતા સ્ત્રી કાર્યકર અખિલ હિંદ મહિલા પરિષદની કાયમી સમિતિના સભ્ય કરાચીની મ્યુનિસિપલ સ્કુલ બોર્ડના ઉપપ્રમુખ ડૉ મીસીસ તારાબાઇ પુનીયાને બોમ્બે મેડીકલ સર્વિસમા નિમવામા આવ્યા છે સિધ સરકારની ભલામણ પરથી આ નિમણુક કરવામા આવી છે અને આ સ્થાને નીમાનાર તેઓ સિધમા પ્રથમ સ્ત્રી છે

**લગ્ન ફોક કર્યા** કરાચીમા ખેબરજાન

નામનાં એક મુસ્લીમ બહેનનાં સૈયદ કરીમ નામના એક મુસ્લીમ સાથે ઇસ્લામ વિધિ મુજબ લગ્ન થયાં. ખૈમરજાન ઉમર થતાં સ્વેચ્છાથી ફઝલ રહેમાન નામના મુસ્લીમ પુરુષની સાથે બીજીવાર લગ્ન કર્યાં.

આ ઉપરથી હયાત પતિ છતાં બીજા પતિ સાથે લગ્ન કરવાના ગુન્હા સબબ પૂર્વ પતિ સૈયદ કરીમે ખૈમરજાન સામે ફોજદારી ફરિયાદ કરી.

સ્પે. ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટે આરોપીને છોડી મૂકતાં ઠરાવ્યું કે ઇસ્લામી શરિયત મુજબ બાળ વયમાં માતાપિતાએ કરેલાં લગ્નને ફોક કરવાનો અને ફોક માનવાનો મુસ્લીમ સ્ત્રીને ઉમર લાયક થતાં અધિકાર છે, એટલે આરોપીએ પહેલા પતિ સાથે એના માબાપે બાળ વયમાં કરેલાં લગ્નને ફોક માનીને પુખ્ત વયમાં આવ્યે બીજાં લગ્ન કરવામાં કોઇ જાતનો વાંધો નથી. એનાં પહેલાં લગ્ન ફોક છે, બીજાં લગ્ન કાયદેસરજ છે.

**આંતર કોમી લગ્ન :** અલાહાબાદનાં જાણીતા સ્ત્રી ધારાશાસ્ત્રી અને નેહરૂ કુટુંબનાં પુત્રી કુમારી શ્યામકુમારી નેહરૂએ સીવીલ મેરેજીસ એક્ટ મુજબ સંયુક્ત પ્રાંતના પોલીસદળવાળા મી. જમાલખાન સાથે લગ્ન કર્યું છે. લગ્ન કરનાર બન્ને પક્ષે જાહેર કર્યું હતું કે તેઓ બન્ને પોતપોતાનાં ધર્મમાં માનતાં નથી.

**સ્ત્રી કાર્યકરનો આપઘાત :** સંયુક્તપ્રાંતની ધારાસભામાં છેલ્લી ચુંટણી દરમ્યાન મહાસભા ઉમેદવાર તરીકે ચુંટાયલા શ્રીમતી શર્મદા ત્યાગી લાંબા સમયથી માંદા હતાં. તેમણે માનસિક ઘેલછામાં દિલ્હી ખાતે આપઘાત કર્યો છે. યુકતપ્રાંત ધારાસભામાં તેઓ દેહરાડુન જીલ્લા સામાન્ય ગ્રાપ વિભાગમાંથી ચુંટાયાં હતા અને તેમણે તાજેતરમાંજ એમની જગાનું રાજીનામું આપ્યું હતું. દેહરાડુનમાં એમના અવસાનના સમાચાર પછી શોક ફેલાયો હતો અને હડતાળ પાડવામાં આવી હતી.

**વકતૃત્વકળાનું ઇનામ :** અલાહાબાદ યુનિવર્સીટી યુનિયન તરફથી પદવીદાન સમારંભ પ્રસંગે યોજાયલી વકતૃત્વકળાની હરિફાઇમાં વિદ્યાર્થીનીઓ માટેનું ઇનામ મુંબઇની વિલ્સન કોલેજવાળાં કુમારી ઉપાલતાને મળ્યું છે.

**શાસ્ત્રોક્ત લગ્ન કાયમ:** અલાહાબાદ પાસેના એક ગામમાં સુમુખી નામની વિધવાને એક બાર વર્ષની પુત્રી હતી. આ પુત્રીનું માગુ હરનાથ નામના એક માણસે કર્યું. વિધવાએ એ માગુ સ્વીકાર્યું નહિ. આ ઉપરથી હરનાથ પોતાના ભાઇ રામનાથની સાથે સદરહુ છોકરી ભણવાને કન્યાશાળામાં જતી હતી ત્યાંથી ઉપાડી ગયો; ને એની સાથે શાસ્ત્રપદ્ધતિએ લગ્ન કરી નાંખ્યાં.

સાંજ પડી પણ છોકરી ઘેર ન આવતાં માતાએ પોલીસમાં ફરિયાદ કરી ને પોલીસે હરનાથને ઘેરથી સુમુખીની પુત્રીનો કબજો મેળવ્યો. અદાલતમાં હરનાથ ને રામનાથ બન્નેને અનુક્રમે બે વર્ષ અને એક વર્ષની સજા થઇ

આ પછી આ લગ્નને રદ જાહેર કરવા સુમુખીએ હાઇકોર્ટમાં અરજ કરી. સાથે સાથે હરનાથ ને રામનાથે પણ અપીલ કરી.

હાઇકોર્ટે હરનાથ ને રામનાથની સજા કાયમ રાખી ઉપર બસો બસોના દંડ ઉમેર્યો.

પણ લગ્ન તો સશાસ્ત્ર વિધિથી થયું હોવાથી કાયમ રાખ્યું !

**લગ્ન કરાવનાર ગોરજ પરણી બેઠો :** નહાનમાં ૧૪ વર્ષની એક બાળાનું લગ્ન થવાનું હતું પણ જેની સાથે લગ્ન થવાનું હતું તે વર સાથે પરણવાની બાળાની ઇચ્છા ન હતી. એથી વરયાત્રા આવે તેના ત્રણ દિવસ પહેલાં, લગ્ન કરાવનાર ગોર બાળાને એક ગામમાં ભગાડી ગયો અને ત્યાં એ બાળા સાથે છુપું લગ્ન કરી નાખ્યું. આથી છોકરીના માબાપે દાવો માંડયો. એટલે ગોરે એવો બચાવ કર્યો કે, છોકરીની સંમતિથી તે પરણ્યો હતો પણ છોકરીએ ના પાડતાં ગોરને રૂા. ૨૦૦ નો દંડ અથવા એક માસ સાદી કેદની સજા થઇ છે.

**બૈરીને મારવાનો હક્ક છે !** ધણીને પોતાની બૈરીને મારવાનો હક્ક છે કે નહિ ? ધણી બૈરીને મારે ત્યારે બૈરી એ સામે વિરોધ બતાવી શકે કે નહિ ? આ સવાલોનો જવાબ અલહાબાદની હાઇકોર્ટે એક ફેંસલામાં આપ્યો છે. હકીકત એવી છે કે: ઇસુરી નામનો એક પુરૂષ ડાંગરી નામની પોતાની સ્ત્રીને માર મારતો આથી ત્રાસીને ડાંગરી પોતાના પતિનું ઘર છોડી ગઇ; ને

પછી બાઇએ પોતાના પતિ સામે ભરણપોષણ માટે દાવો કર્યો. નીચલી કોર્ટે આ દાવો એ કારણે કાઢી નાખ્યો કે ઇશ્વરી પોતાની પત્નીને પોતાના ઘરમા રાખવા તૈયાર છે અને ડાગરીએ ત્યા જઇને રહેવુ જોઇએ ન રહેવુ હોય તો એને ભરણપોષણ માગવાનો હક નથી રહેતો

આ સામે ડાગરીએ હાઇકોર્ટમા અપીલ કરી. ઇશ્વરીએ એવો બચાવ કર્યો કે 'હુ બાઇનો ધણી છુ ને મને એને મારવાનો કાયદેસર ને નૈતિક હક છે બાઇને હુ મારા ઘરમા રાખવાને તૈયાર છુ મે એને કાઢી નથી મૂકી. એ પોતાની મેળે ચાલી જાય અને પછી ભરણપોષણ માગે એ વિચિત્ર છે'

હાઇકોર્ટે પોતાના ફેસલામા ફરમાવ્યુ છે કે કોઇપણ ધણીને પોતાની બૈરીને માર મારવાનો અધિકાર કાયદો આપતો જ નથી હાઇકોર્ટ નીતિ વિષે ચુકાદો નથી આપતી, પરતુ જજોનો અગત અભિપ્રાય એવો છે કે બૈરીને મારવી એ ધણીપણુ નહીં પણ પશુપણુ છે જે બાઇને ધણી મારતો હોય એ ધણીનુ ઘર સાચવવાની કાયદેસર ફરજ નથી, જે ઘરમા બાઇ રહી શકે નહિ એ ઘરમા બાઇને રાખવાની ધણીએ ફરજ પાડવાનો અધિકાર નથી બાઇને ભરણપોષણના મહીને રૂા દશ આપવા '

હાઇકોર્ટનો આ ફેંસલો હિન્દુ પતિઓના એક દેવદત્ત હક ઉપર તરાપ મારે છે ને ! બહાર માર ખાઇ ખાઇને ઘેર આવતા બૈરીને પણ માર ન મરાય તો કહે ને જીવનમા પછી મજા શી રહી ?!!

નજરકેદમાથી મુક્તિ પામેલી બગાળની સ્ત્રીકાર્યકરોને કોઇક ને કોઇક ખાતામા નોકરી આપવાનો પ્રશ્ન કલકત્તા કોરપોરેશનનુ શિક્ષણ ખાતુ વિચારી રહ્યુ છે અને એને અગે મીસ કલ્યાણીદાસ એમ. એ ને એક શાળાના મુખ્ય શિક્ષિકા તરીકે નીમવામા પણ આવ્યા છે

શ્રીમતી સરોજિની નાયડુના માનમા બગાળની પી. ઇ એન ક્લબના સભ્યોએ તા. ૨૮ મી નવેમ્બરની સાંજે સમારભ યોજ્યો હતો તે પ્રસગે શ્રીમતી સરોજિની નાયડુએ જણાવ્યુ હતુ કે હાલની પળે મોટામા મોટી કવિતા એ દેશની મુક્તિ છે એવા પ્રસગો પણ આવે છે કે જ્યારે કવિએ તેના શબ્દોના સૌન્દર્યને બાજુએ મૂકીને તેની બુદ્ધિ અને શક્તિનો ઉપયોગ રાષ્ટ્રીય

પ્રશ્નને આગ્રહ ધપાવવામાં કરશે જોઇએ. આ દિશામાં કવિવર રવીન્દ્રનાથ ટાગોરે કરેલી મહાન રાષ્ટ્રીય સેવાઓનો તેમણે ઉલ્લેખ કર્યો હતો રાષ્ટ્રીય ચળવળ હિન્દનાં સાહિત્ય અને ભાષાઓને સમૃદ્ધ કરી રહી છે. રાજકીય નેતાઓના ફાળાનો ઉલ્લેખ કરતાં તેમણે મહાત્મા ગાંધીજી અને સરદાર વલ્લભભાઇએ ભાષાને આપેલા નવાં જોમનો નિર્દેશ કર્યો હતો. બંગાળી સાહિત્યકારો સાથે બે કલાક સુધી વાતચીત કરીને આંતરપ્રાંતીય અને આંતર કોમી સંબંધ વધે એવા પ્રકારનાં સાહિત્ય સર્જન પ્રત્યે તેમણે ભાર મૂકયો હતો. શ્રીમતી સરોજિનીનાયડુ હિન્દી પી. ઇ. એન. કલબના ઉપપ્રમુખ છે. નાટયકારો નવલકથાકારો કવિઓ વગેરે સાહિત્ય કારોની આંતરરાષ્ટ્રીય સંસ્થાની એ હિન્દી શાખા છે.

**શ્રી કાર્યકર ગિરફતાર :** ચોવીસ પરગણા ( કલકત્તા, બંગાળ ) ના બસીરહાર ખેડુત સમાજના મંત્રી શ્રીમતી તરૂલતા મંડળને ગણોતીયાઓ અને જમીનદારો વચ્ચેના ઝઘડાને કારણે ગિરફતાર કર્યાં છે.

**ઢાકા યુનિવર્સીટી** કોર્ટનાં સભ્ય તરીકે બંગાળ એસેમ્બ્લીનાં સભ્ય મીસીસ હસીના મુરશેદની નિમણુંક થઇ છે. આ પદ ઉપર આવનાર તે સૌથી પ્રથમ બંગાળી મુસ્લીમ સ્ત્રી છે.

**મીસ લીલા ચેટરજી :** બરાઇપુર (બંગાળ) ના શ્રી. સુરેન્દ્રકુમાર ચેટરજીની બાર વર્ષની પુત્રી છે. ગયા ઓકટોબર માસમાં હુગલી નદીમાં ૩૦ માઇલ તરવાની અખિલ હિન્દ મોટેની હરિફાઇ થઇ હતી. તેમાં તેણે અપૂર્વ કુશળતા બતાવી હતી. આ હરિફાઇ દુનિયાભરમાં લાંબામાં લાંબુ અંતર તરવાની હરિફાઇ લેખાય છે. કલકત્તામાં હુગલી ગોળ ઘાટથી માંડીને આહીરીતુલ્લા ઘાટ સુધીનું ત્રીસ માઇલનું અંતર એમાં તરવાનું હોય છે. આ હરિફાઇમાં ઉતરેલી બાળાઓ પૈકી એક મીસ લીલા ચેટરજી જ આ અંતર જેટલું તરી શકી હતી. અને બાર હરિફોમાં તે છઠ્ઠે નંબરે આવી હતી. ૧૯૩૫માં મી શાન્તી પોપની દેખરેખ હેઠળ તેણે તરવાનું શીખવા માંડયું હતું અને અત્યાર સુધીમાં તો તે ઘણી ટ્રોફીઓ જીતી ગઇ છે અને તરવાની કળામાં કુશળ લેખાતી બાળાઓમાં તેની ગણતરી થાય છે.

**૧૦૬ વર્ષની વયની** ચીન્સુરા ( બંગાળ )ની એક બ્રાહ્મણ વિધવાનું તા. ૨૪મી નવેમ્બરે અવસાન થયું. ૧૮૫૭ના ઐતિહાસિક બળવાના કેટલાક પ્રસંગો તેણે નજરે જોયા હતા.

**મ્હૈસુરની મહારાણી કોલેજની વિદ્યાર્થીનીઓ** અને સ્ટાફ સમક્ષ ભાષણ કરતાં મદ્રાસ સરકારના જાહેર આરોગ્ય ખાતાંના પ્રધાન ડૉ. ટી. એસ. રાજને જણાવ્યું કે " હિન્દી સ્ત્રીઓ પુરૂષો ઉપર જાણવાજોગ પ્રભાવ પાડી શકે છે. અલબત્ત નમ્ર અને શાન્ત રીતે. હિન્દી સ્ત્રીત્વ માટે ભાવિ પણ ઘણું જ આશાભર્યું છે.' હિન્દના વહીવટમાં સંયુકત પ્રાંતમાં પ્રધાન તરીકે શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત લાક્ષણિક પ્રતિનિધિત્વ ધરાવી રહ્યાં છે.

**મીસીસ અન્ના ચંડીની** ત્રાવણકોરના જીલ્લા મુનસફ તરીકે નિમણુંક થઇ છે. ન્યાયખાતાંમાં નીમાનાર આ પ્રથમ હિન્દી મહિલા છે.

**હિન્દી મહિલા પરિષદની** બેઠકનાં પ્રમુખ સ્થાનેથી ગઇ તા. ૧૭ મીએ શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે ગ્રામ્ય ઉદ્ધારના કાર્યમાં તેમજ નાગરિક તરીકેની જવાબદારીઓના કાર્યમાં સક્રીય રસ લેવાની વિનતિ કરી હતી. તેમણે કહ્યું કે હિન્દીઓએ ગ્રામ્ય ઉદ્યોગોને અને હિંદમાં જ બનેલા માલને ઉત્તેજન આપવું જોઇએ કારણ કે એમ કરવાથી તેઓ ગામડાના લોકોની સંપત્તિમાં વધારો કરે છે અને તેઓની સારી સ્થિતિ ઉપર જ દેશનો સાચો આધાર છે. સ્ત્રીઓના સહકાર વિના ગામડાંઓ, શહેરો કે કસ્બાના આરોગ્યને લગતી સ્થિતિમાં સુધારો થશે નહિ. તે પછી તેમણે કોંગ્રેસના ટીકાકારોને જવાબ આપ્યો હતો.

**બેલ્જીયન સ્ત્રીશોધક હિન્દમાં :** ૧૯૩૨ ના પ્રાચીન અવશેષોની જાળવણીને લગતા સુધારેલા કાયદા અનુસાર હિન્દમાં પ્રાચીન ઇતિહાસને લગતા અવશેષોની શોધખોળ માટે ખોદકામ કરવાની પરવાનગી બેલ્જીયન વિદુષી ડૉ. મીસ સાયમન કોરબીનેસને માંગી છે. પૂર્વકાલિન ઇતિહાસ અને તેને લગતા શિલાલેખો વગેરેમાં તેઓ ખાસ રસ ધરાવે છે અને એના સંબંધમાં કેટલાય ગ્રંથો તેમણે લખ્યા છે. બેલ્જીયમથી તેઓ ઓકટોબરની આખરે હિંદ આવ્યાં હતાં અને તેમણે અનેક સંગ્રહસ્થાનોની માર્ગમાં મુલાકાત લીધી

હતી. આનાતોલીયામાં તેઓ રોકાયા હતા. ત્યાંથી કરાચી આવી મોહેંજોદેરો જોઇને દિલ્હી ગયાં હતાં. તેઓ સિંધુ નદીની ખીણમાં ખોદકામ કરવાનો ઇરાદો રાખે છે.

**ક્ષયના નિવારણ માટે પ્રયાસ :** હિન્દભરમાં ક્ષયરોગનો સામનો કરવા માટે ના. વાઇસરોયનાં પત્ની લેડી લીનલીથગોએ એક યોજના બહાર પાડી છે અને એને અંગે પ્રાન્તપ્રાન્તમાંથી ફાળો ઉઘરાવવાની શરૂઆત થઇ છે. એ ફાળામાં સારી સરખી રકમ એકઠી થઇ ગઇ છે.

**અપહરણ માટે સજા :** લાહોરમાં બાર વર્ષની એક છોકરીનું તેની બહેન અને માતા સાથે અપહરણ કરવા માટે સોહનન જયમલ અને તેની માતાને બબ્બે વરસની કેદની સજા કરવામાં આવી છે.

**યુવતીને જન્મટીપ :** લાહોરમાં ગુજરાનવાલા જીલ્લાની એક યુવતીને અન્ય સાથે પ્રેમ હોવાને કારણે તેના પતિ, બાળક અને પાડોશીની છોકરીને ઝેર દઇ મારી નાંખવા માટે ફાંસીની સજા થએલી પણ હાઇકોર્ટે તે સજા ઘટાડી તેને જન્મટીપની સજા કરી છે. અલબત્ત, સાથે તેનો આશક પણ જન્મટીપ પામ્યો છે.

**ખેડુત સ્ત્રીઓને સજા :** બિહારમાં મોંઘીર જીલ્લાના ગોડ્ડા ગામમાં, શેખપુરામાં આવેલા હુસેનાબાદના નવાબના ઠીકાદારોના હળ આગળ સુઇ જઇને સત્યાગ્રહ કરવાના આરોપસર ૧૬ કિસાન સ્ત્રીઓને બે માસ સાદી કેદની સજા કરવામાં આવી છે. આમાંની બાર સ્ત્રીઓ ધાવણાં બાળકો સાથે જેલમાં ગઇ છે.

**સ્ત્રીઓને ખાણોમાં કામ કરવાની મનાઇ** કરતા હુકમને અંગે જેમની નોકરી છૂટી ગઇ હોય એવી સ્ત્રીઓને બીજી નોકરી આપવાની યોજના બિહાર સરકારે તૈયાર કરી છે. તેઓને હાથ શાળ ચલાવવાનું તેમજ ટોપલીઓ ગુંથવાનું કામ શીખવવામાં આવશે. આ કામ માટે બિહાર સરકારે રૂ. ૪૦૦૦ મંજુર કર્યાં છે અને હિન્દી સરકારે રૂ. ૩૦૦૦૦ ની રકમ ત્રણ વર્ષ દરમ્યાન વહેંચવા મંજુર કરી છે. ૩૦ સ્ત્રીઓને તાલીમ આપવા માટે બે સંસ્થાઓ સ્થાપવામાં આવશે.

**પુનર્લગ્ન :** ( ૧ ) કચ્છી વીશાવાગડ જ્ઞાતિનાં વિધવા શ્રીમતી રતનબહેને એ જ જ્ઞાતિના બીદડવાળા શ્રી પાસુભાઇ ખીમશી સાથે પુનર્લગ્ન કર્યું છે. જ્ઞાતિમાં આ ચોથું પુનર્લગ્ન છે ( ૨ ) અમદાવાદમાં દશાનીમા જ્ઞાતિના શ્રી. રમણલાલ સુ કાચવાળાએ પોતાની જ્ઞાતિના વાડાશીનોરના શેઠ લલ્લુભાઇની વિધવા પુત્રી કુસુમતી સાથે પુનર્લગ્ન કર્યું.

**બાળલગ્ન માટે સજા :** ( ૧ ) બાળલગ્ન પ્રતિબંધક શારદા કાયદાનો ભંગ કરીને પુના જીલ્લામાં શીઉરવાડી ખાતે સગીર બાળાનું સગીર બાળક સાથે લગ્ન કરવા માટે છોકરાના પિતા સીતારામ સખારામ તાનપુરે અને છોકરીની માતા લક્ષ્મીમા શિંડેને રૂ. ૧૫ ના દંડની અને બીજા ચાર જણને ગુન્હામાં મદદ કરવા માટે રૂ. ૧૦ દંડની સજા કરી છે. ( ૨ ) શીતાપુરમાં બાળલગ્ન કરવા માટે સીતારામ બગ, જોડામલ બંનેને અને તેની પત્નીને દરેકને રૂા ૨૦૦ નો દંડ કર્યો જોડામલ અને તેની પત્ની પાસે એક વર્ષ માટે સારી ચાલચલગતના જામીનખત લીધા હતા.

**પ્રકીર્ણ :** ( ૧ ) અધેરીમાં અંધ સ્ત્રીઓ માટે હાજી અલારખીયા સોનાવાળા અંધાશ્રમના મકાનનો પાયો નાખવાની ક્રિયા લેડી જહાંગીરને હાથે નંખાયો છે ( ૨ ) સાતેક વર્ષ પર મુસ્લીમ ધર્મ સ્વીકારનાર બાઇ આમીનાની અમદાવાદ હિન્દુ મીશન તરફથી શુદ્ધિ કરવામાં આવી છે અને તેનું નામ જમનાબાઇ રાખવામાં આવ્યું છે ( ૩ ) વડોદરાના ના. મહારાણી ચીમનાબાઇ તા. ૩૦ મી ડીસેમ્બરને રોજ વિદેશથી હિન્દ પધાર્યાં છે ( ૩ ) વલસાડમાં કેટલાક દિવસ પર અખિલ હિન્દ મહિલા પરિષદ માટે પ્રચાર કરવા કુ શાન્તા ભાલેરાવ આવ્યાં હતાં. તેમણે સ્ત્રીઓની સભા ભરી મહિલા પરિષદનો ઉદ્દેશ સમજાવ્યો હતો અને વલસાડમાં મહિલા મંડળ સ્થાપવા માટે પ્રાથમિક સભ્યો બનાવ્યા હતા. ( ૪ ) બાળલગ્ન પ્રતિબંધક કાયદાના ભંગને અંગે થતા દંડમાંથી ઉપજતી રકમમાંથી દશ હજારની રકમ ચૌદ વર્ષ ઉપરની વયની પછાત કોમની ગરીબ કન્યાઓને શિષ્યવૃત્તિમાં આપવાનો વડોદરા રાજ્યે ઠરાવ કર્યો છે. ( ૫ ) કમળા નેહરૂ સ્મારક હોસ્પીટલ ફંડમાં તા ૬-૧૨-૩૭ સુધીમાં રૂ.

૧,૬૫,૪૮૯-૧૨-૯ ભરાયા છે. ( ૬ ) કોચીનની ધારાસભાએ દાસણોને રજીસ્ટર કરવાને લગતું બીલ સીલેક્ટ કમીટીને સોંપ્યું છે. ( ૭ ) આસામની ધારાસભાએ મ્યુનિસિપલ ચુંટણીમાં સ્ત્રીઓને સભાસદ માટે ઉભા રહેવાનું મ્યુ. બીલ પહેલા વાચનમાંથી પસાર કર્યું છે. ( ૮ ) મુંબઇમાં ફણસવાડી ખાતે શ્રી. સીતારામ પોદ્દાર બાલિકા વિદ્યાલયનો પાયો નાખવાની ક્રિયા મુંબઇના વડા પ્રધાને ગઇ તા. ૧૩ મીએ કરી હતી. ( ૯ ) મુંબઇની સરકારી ઓફિસો માટે સ્ટોરની ખરીદી સંબંધમાં મુંબઇ સરકારે નીમેલી સમિતિમાં શ્રીમતી લીલાવતી મુનશીની નિમણૂંક થઇ છે. ( ૧૦ ) ભાવનગરમાં અખિલ હિન્દ મહિલા પરિષદની શાખા સ્થપાઇ. ( ૧૧ ) બર્માનાં ગવર્નરનાં પત્ની લેડી કોકેઇનનું અર્ધા લાખની કિંમતનું ઝવેરાત ચોરાઇ ગયું છે. ( ૧૨ ) મુંબઇ શહેરમાં મ્યુનિસિપલ તેમજ બીજી શાળાઓમાં ૩૦૪૦૭ બાળાઓ પ્રાથમિક કેળવણી લે છે ( ૧૩ ) અલાહાબાદ યુનિવર્સીટીના સુવર્ણ મહોત્સવને અંગે શ્રીમતી સરોજિની નાયડુને ડોક્ટરની પદવી અપાઇ છે ( ૧૪ ) થાણા જીલ્લા મહિલા પરિષદ આવતા માર્ચ માસની તા. ૨૬-૨૭ મીએ મળશે. જેનું પ્રમુખસ્થાન શ્રીમતી અનસુયાબાઇ કાળે ( નાગપુર ) એ સ્વીકાર્યું છે.

## વિદેશ

**શિક્ષિકાને હજાર પૌંડનું ઇનામ :** લંડનની પ્રકાશનસંસ્થા મેસર્સ હોડર એન્ડ સ્ટાફ્ટન તરફથી શિક્ષણના વ્યવસાયમાં પડેલાઓ માટે નવલકથાલેખનની હરિફાઇ યોજવામાં આવી હતી. એમા એક હજાર પૌંડનું ઇનામ 'A Stranger and a Sojourner' નામની નવલકથાને મળ્યું છે. એની લેખિકા મીસ નોરા કે. સ્મીથ મોચેસ્ટરમાં પેટ્રીક્રોફ્ટ ખાતેની સુઇ સ્ટ્રીટ કાઉન્સીલ સ્કુલની મુખ્ય શિક્ષિકા છે. ડર્બીશાયરની ટેકરીઓ પરનાં ખેતરોનાં જીવનની કથા આ નવલકથામાં ગુંથવામાં આવી છે. અને લેખન શૈલી ઘણીજ પ્રતિભાશાળી છે.

**મીસ લીલીયન બેરી બેલીસ :** લંડનના જાણીતાં થીએટર ' ઓલ્ડવીક 'ની છેક ૧૮૯૮ થી વ્યવસ્થાપક તરીકે કામ કરનાર મીસ લીલીયન બેરી બેલીસ તા. ૨૫ મી નવેમ્બરે અવસાન પામી છે સેડલર્સ વેલ્સ થીએટરની પણ તે વ્યવસ્થાપક હતી. કાયમને માટે શેક્સ્પીયરનાં નાટકો ભજવવાનો હિંમતભર્યો પ્રયોગ તેણે કર્યો હતો. ઇંગ્લાંડ અને દક્ષિણ આફ્રિકાનો તેણે પ્રવાસ કર્યો હતો અને તે પોતે કુશળ સંગીત શિક્ષિકા હતી તેની કારકીર્દિ દરમ્યાન ' ઓલ્ડવીક ' થીએટરે ઘણી જ સારી નામના મેળવી. અને એ કાર્યની કદર તરીકે ઓક્સફર્ડ યુનિવર્સીટીએ તેને ૧૯૨૪ માં એમ એ. ની ઓનરરી પદવી આપી હતી. યુનિવર્સીટીની બહાર આવી રીતે પદવી મેળવનાર તે બીજી સ્ત્રી હતી. ૧૯૨૯ માં તેને કમ્પેનીયન ઓફ ઓનર બનાવવામાં આવી હતી. સીસીલી હેમીલ્ટન સાથે મળીને તેણે ' ધી ઓલ્ડ વીક ' નામનું પુસ્તક લખેલું છે.

**અલ્સ્ટર સરકારમાં સ્ત્રી સભ્ય :** ઉત્તર આયર્લેન્ડની સરકારમાં પહેલી જ વાર એક સ્ત્રી હોદ્દા પર આવી છે. એનું નામ મીસીસ દેહરા-પારકર છે. અલ્સ્ટરનાં કેળવણી ખાતાંના પ્રધાન મંડળમાં પાર્લામેન્ટરી મંત્રી તરીકે એમની નિમણુક કરવામાં આવી છે ઘણા વર્ષોથી મીસીસ પારકર યુનિયનીસ્ટ પક્ષના આગેવાન સભ્ય છે. ૧૯૨૧ થી ૧૯૨૯ સુધી લંડનડરીનાં સભ્ય તરીકે અને ૧૯૩૩ થી દક્ષિણ લંડનડરીનાં સભ્ય તરીકે તેઓ પાર્લામેન્ટમાં બેસતાં હતાં.

**સોવીયેટ રશિયાની ચુંટણી** ગયા માસમાં થઇ ગઇ તેમા ૧૮૪ સ્ત્રીઓ ચુંટાઇ છે.

**સ્ત્રી દાક્તરની શોધ :** મિસ એડિથ કલેમ-પેરેર આસ્ટ્રિયાના વીએના શહેરની એક પ્રખ્યાત ડોકટર છે અને મનુષ્યના શરીરની રક્તવાહિનીઓની ખાસ અભ્યાસી અને સંશોધનકર્તા પણ છે. શરીરના સામાન્ય અભ્યાસીઓને ઉપયોગી થઇ પડે એ માટે એણે માણસની ખોપરી જેવી એક કાચની ખોપરી બનાવી છે અને તેમાં ' નીયોન ' નામના પ્રકારવાળી વીજળીક બત્તીની સહાયથી એણે માણસના મગજમાં જે જે રક્તવાહિનીઓ આવેલી છે, તે સઘળી ગોઠવી છે. આ સઘળી રચના માટે એણે નાની મોટી ૨૦૦ ' નીયોન ' કાચની બત્તીઓ વાપરી છે અને દરેક રક્તવાહિનીના ઉપયોગની સમજ આપવા માટે વાદળી, લીલો, કીરમજી,

સુશ્રાવી, પરવાળાંનાં રંગ જેવો અને લીસો પ્રકાશ આપતી 'નીયોન' લાઇટની નળીઓ ગોઠવી છે. સામાન્ય ખોપરી કરતાં તે આઠગણી મોટી હોઇને આખી આકૃતિ છ ફીટ જેટલી મોટી છે. આ નમુનો બનાવવાનું કાર્ય ઘણું નાજુક હતું એટલે પ્રથમ-વાર સારીય ફરમો તારના વાળાનો બનાવવામાં આવ્યો હતો.

**માનાં દૂધનો ઉપયોગ:** માનું દૂધ ન પામવાને લીધે ઘણાં બાળકોની આવરદા ટૂંકી થાય છે. આથી ધાવણ ચઢી જતી માતાઓને તેવી તકલીફમાંથી બચાવી લેવા અને બાળકોને અકાળે મરતાં બચાવી લેવા માટે પશ્ચિમના વૈજ્ઞાનિકોએ નવા રસ્તાઓ શોધ્યા છે. તેઓ વૈજ્ઞાનિક પદ્ધતિવાળા યંત્રોથી આવી સ્ત્રીઓનું વધારાનું ધાવણ ખેંચી લે છે, અને પોષણ માંગતા બાળકોને તે પહોંચતું કરે છે. લોસ એન્જલ્સમાં ધાવણ ચઢી જતી સ્ત્રીઓનું ધાવણ અને તેના કુટુંબની તંદુરસ્તીની ખાત્રી થયા બાદ, તેવી પસંદગી પામેલી સ્ત્રીઓ પોતાના બાળકને સંતોષ્યા પછી, બાળકને લઇ આવી દુકાનો પર જાય છે. જ્યાં બાળકને બરાબર ધવરાવ્યું છે યા નહીં તેની પૂરી ખાત્રી થયા પછી વૈજ્ઞાનિક પદ્ધતિએ ધાવણ લઇ લેવામાં આવે છે અને ચોકકસ જાતની કાચની બાટલીમાં તે ભરી લઇ, ૧૪૫ ડીગ્રીની ગરમી આપ્યા બાદ તેને પૂરતા જથ્થાવાળા બરફના રૂમમાં સંઘરી રાખવામાં આવે છે. સ્ત્રીઓને તેમના ધાવણ માટે એક પોઇંટના સાડાચાર શિલિંગ અપાય છે અને એ રીતે એક સ્ત્રી વરસ આખરે ચારસો પાઉન્ડ કમાઇ હતી. દૂધ વેચનારા આ દૂધ ૧૨॥ શિલિંગે એક પોઇંટના હિસાબે વેચે છે ફ્રાંસમાં પણ હવે સ્ત્રીઓના ધાવણ વેચવાની દુકાનો ખુલી છે।

*જેરૂસલેમમાં રીવોલ્વર અને દારૂગોળો રાખવા માટે લશ્કરી અદાલતે પહેલીજવાર એક સ્ત્રીને દશ વર્ષની કેદની સજા કરી છે.*

**આફ્રિકાનાં સર્વોચ્ચ શિખરે ચઢી:** આફ્રિકાનાં સર્વોચ્ચ લેખાતા શિખર કીલીમાંજરો ઉપર પહોંચનાર સર્વ પ્રથમ સ્ત્રી તરીકેનું માન ફ્રોલીન હર્સુલા આટમીનસે મેળવ્યું છે. અત્યાર પહેલા બ્રિટનો અને જર્મનો આ શિખર ઉપર ચડયા છે. પરંતુ સ્ત્રી તો આ પહેલીજ છે. ૧૯૨૦૦ ફીટ ઉંચા શિખર ઉપર હર્સુલા વિમાન માર્ગે પહોચી હતી. આ ચઢવાનુ કાર્ય ઘણુંજ મુશ્કેલ હતુ. અને તેમાય આ શિખરનુ ચઢાણ તો સૌથી ખરાબ હોવાનુ લાંબા સમયથી મનાતું આવ્યું હતું. વળી, ગમે તે ઘડીએ પણ સરી પડવાનો ભય હોવાથી, અને પવનનો ભારે સુસવાટો તેમ બરફનો વરસાદ વરસતો હોવાથી, મૃત્યુનોજ સામનો કરવા જેવી પરિસ્થિતિ હતી.




**પરિણિત સ્ત્રીઓ-ના અધિકાર પર તરાપ**

દુનિયાભરના દેશોમાં પરિણિત કે અપરિણિત સર્વ સ્ત્રીઓ માટે, પુરૂષોના જેવાજ સમાન અધિકાર અને દરજ્જાની માંગણી માટે સ્ત્રીસંસ્થાઓ સખ્ત લડત ચલાવી રહી છે અને સ્ત્રીઓના દરજ્જા અને અધિકાર સંબંધમા પ્રવર્તતી સ્થિતિ વિષે રાષ્ટ્રસંઘ જેવી આંતરરાષ્ટ્રીય સંસ્થા સમક્ષ ઉહાપોહ મચાવવામાં આવ્યાને પરિણામે, એના સંબંધમાં હેવાલ કરવા માટે નિષ્ણાતોની એક સમિતિ નિમવાનુ ઠરાવવામા આવ્યું છે. ( જેને લગતી વિગતો ' ફૂલવેણી ' વિભાગમા આપવામા આવી છે. ) આ બધી બાબતોમા હિન્દ પણ રસભર્યો ભાગ લઇ રહ્યુ છે. અને હિન્દી સ્ત્રીઓના અધિકારો સંબંધમાં હિન્દી સંસ્થાઓ સારી લડત ચલાવી રહી છે. એવે સમયે અમદાવાદની મ્યુનિસિપાલીટીએ, મ્યુનિસિપલ શાળાઓમાં રોકવામા આવતી શિક્ષિકાઓ સંબંધી એક ઠરાવ કરીને, સ્ત્રીઓના અધિકારો ઉપર ગંભીર ફટકો મારવાનો પ્રયાસ કર્યો છે. અમદાવાદ મ્યુનિસિપાલીટીનો ઠરાવ એવો છે કે: " મ્યુનિસિપલ શાળાઓમા રાખવામા આવતી શિક્ષિકાઓ તરીકે બનતાં સુધી કુમારિકાઓ તથા વિધવાઓનેજ પસંદગી આપવી. કોઇ શિક્ષિકા બાળકને લઇને આવે તે ધોરણ સ્કુલબોર્ડ પસંદ કરતું નથી. તેમજ જે કુમારિકાઓ આવે તેમને પણ એ શરતે પસંદગી આપવી કે તેઓ પરણીને સગર્ભા થતાં શાળાની નોકરી છોડી દે. "

પરિણિત સ્ત્રીઓના અધિકાર ઉપર આ ગંભીર તરાપ છે–એટલું જ નહિ પણ, મધ્યમવર્ગની સ્ત્રીઓ માટે, માનભર ધુંધો રહેલો એક માત્ર શિક્ષિકાનો વ્યવસાય પણ તેમના હાથમાંથી છિનવી લેવાનો આ પ્રયાસ છે. મ્યુનિસિપાલીટીનો એ ઠરાવ સાથે જ વખોડવા જોગ છે પરિણિત શિક્ષિકાઓ સંબધમાં આવો ઠરાવ કરવાનાં મ્યુનિસિપાલીટી સમક્ષ જે કારણો રજુ થયાં છે તે એટલાં બધાં ક્ષુલ્લક લાગ્યાં છે કે, અમદાવાદ જેવી આગેવાન ગણાતી મ્યુનિસિપાલીટી, એ કારણો દૂર કરવાનાં માર્ગનો આશ્રય લેવાને બદને, એના મૂળને ઉખેડી કાઢવાનો પગપર કુહાડો મારવા જેવો પ્રયાસ કરે છે એ ખેદની વાત છે. મ્યુનિસિપાલીટી તરફથી ૧૯૩૪ મા પ્રથમ આ પ્રશ્ન ઉપસ્થિત થયો તે વખતે નીચેનો સક્યુંલર કાઢવામાં આવ્યો હતો:

" શાળાઓમાં ઘણી શિક્ષિકાઓ બાળકની માતા હોવાથી તેમનો ઘણો સમય ઘેર તથા શાળામાં બાળકોની પાછળ જ જાય છે, એટલું જ નહિ પણ તેઓ બાળાઓને પોતાના બાળકોનુ મેલું સાફ કરવાનું પણ સોપે છે. જો બાળકો મોટાં હોય છે તો તેઓ શાળામાં દોડાદોડી તથા તોફાન કરે છે અને ચોપડીઓ ખણ ફાડે છે. અને એ બધાં કારણોને લીધે કામ થઇ શકતું નથી અને ખરી રીતે તેઓ મફતનો જ પગાર ખાય છે.

આથી આવી સ્થિતિ બધ કરવી જ જોઇએ, એમ સ્કુલ બોર્ડને લાગે છે. સ્ત્રીઓથી બાળકોની સંભાળ અને શિક્ષણ આપવાનું એ બે કાર્ય સાથે ના થઇ શકે. તેમનું પોષણ કરવા માટે તેમના પતિઓ બંધાયલા છે અને તેથી સ્કુલ બોર્ડ પરણેલી સ્ત્રીઓને રાખવી નહિ એવી નીતિ પસંદ કરે છે અને પહેલી સુવાવડ પછી તેને વિદાય આપવામાં આવશે. "

આ સક્યુંલરમાં પરિણિત શિક્ષિકાઓ સંબંધમા કરવામાં આવેલી ફરિયાદો ન ચલાની લેવા

જેવી છે એ સાચું છે પણ એ ફરિયાદો દૂર કરવા માટે શું કોઇ બીજો માર્ગ જ નથી ? શિક્ષિકાના વ્યવસાય વિના બીજા વ્યવસાયોમાં પડેલી સ્ત્રીઓ માટે આવા પ્રસંગે શાં પગલાં લેવાય છે તેનો વિચાર કરવામાં આવ્યો છે ખરો ? મીલ ઉદ્યોગમાં પડેલી સ્ત્રીઓ માટે જુદાં બાળગૃહો રાખવા સંબંધમાં મ્યુનિસિપાલીટી જેવી સંસ્થાઓએ પણ પ્રયત્નો કરેલા સુવિદિત છે અને એ રીતે દશ દશ કલાકની કઠોર નોકરી મજૂર વર્ગની સ્ત્રીઓ કરે છે તો પાંચ કલાકની શિક્ષિકાની નોકરી કરનારી પરિણિત સ્ત્રીઓનાં બાળકો સંબંધમાં શું કોઇ યોજના નહિ કરી શકાય ? અમ[દા]વાદ મ્યુનિસિપાલીટીના સભ્યો શું આટલી સામાન્ય બાબતનો કોઇ ઉકેલ શોધી નથી શકતા ? અમને એથી જરૂર ખેદ થાય છે આ સંબંધમાં સુરત મ્યુનિસિપાલીટીએ કાઢેલા ઉકેલનો જરૂર વિચાર કરવો ઘટે સુરતની મ્યુનિસિપાલીટીએ એવો નિર્ણય કર્યો હતો કે, 'મ્યુ તરફથી શિક્ષિકાઓનાં બાળકોની સંભાળ રાખવા સગવડ કરવી અને તે માટે આયાઓ પણ રાખવી અને તે માટે શિક્ષિકાઓના પગારમાંથી અમુક રકમ કાપી લેવી સુરત મ્યુ માં આજે આ નિયમ ચાલુ છે. અમને લાગે છે કે આ નિર્ણય જેવો જ નિર્ણય કરવામાં અમદાવાદ મ્યુનિસિપાલીટીએ જરૂર ડહાપણ વાપર્યું હોત પણ અમદાવાદ મ્યુ. માં આવા પ્રકારનું સૂચન થવા છતાં એવો ઠરાવ ન થતાં ઉપર જણાવેલો ઠરાવ થવા પામ્યો છે અને એ રીતે સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતા માટેની લડત પર સખ્ત ફટકો પડ્યો છે ટુંકા પગારના મધ્યમ વર્ગના કુટુંબોની આજીવિકામાં આ રીતે મળતી થોડી ઘણી સહાય દૂર થવાની પરિસ્થિતિ કેટલી વિષમ બનશે તેનો પણ વિચાર કરવો જોઇએ એટલે અમદાવાદ મ્યુ ના ઠરાવ સામે સ્ત્રી સંસ્થાઓએ સખ્ત વિરોધ કરીને એ ઠરાવ રદ થઇને પરિણિત સ્ત્રીઓના અધિકારો અબાધિત રહે એમ કરવું જોઇએ

અમદાવાદમાં ડીસેમ્બરની તા ૪-૫ મીને રોજ રંગભૂમિ પરિષદ ભરાઇ ગઇ

**રંગભૂમિ પરિષદ** એમાં રંગભૂમિની સુધારણા માટે લાંબાં લાંબાં વિવેચનો થયાં, ચર્ચાઓ થઇ, ઠરાવો થયા અને રંગભૂમિના ઉદ્ધાર માટે નાટ્યમંદિરની સ્થાપના સંબંધમાં એક કમીટીની નિમણુંક પણ થઇ પણ આ બધી ચર્ચાને અંતે રંગભૂમિના વિકાસની સાચી દિશામાં શું કાર્ય થઇશકશે તે વિષે અનેક સ્થળેથી જે શંકા દર્શાવાઇ રહી છે તે સાચી છે એમ લાગ્યા વિના રહેતું નથી રંગભૂમિ પરિષદના યોજકોએ સામાન્ય પરિષદોમાં રોજના અભિનય કલા વગેરેના પ્રયોગો સુદ્ધાં આ વખતે યોજવામાં નિષ્ફળતા મેળવી એ આ દિશામાં સાચી ધગશથી કામ કરવાનો અભાવ તો સૂચવતું નથી ને ? વળી, કેમ જાણે રંગભૂમિના ઉદ્ધારનો પ્રશ્ન એકલા પુરુષોથી જ ઉકેલાવાનો હોય અને સ્ત્રીઓ વિના એ પ્રશ્નમાં તેઓ ચલાવી લઇ શકવાના હોય તેમ, પરિષદે નિમેલી સમિતિમાં રંગભૂમિના પ્રશ્નમાં રસ લઇ રહેલી કોઇપણ લાયક સ્ત્રીને સ્થાન આપવામાં આવ્યું નથી રંગભૂમિ પરિષદના સંચાલકોએ જો ધાર્યું હોત તો આ બાબતમાં અત્યંત રસ લઇ રહેલાં શ્રીમતી હંસાબહેન મહેતા, કુ સરલા દેસાઇ, શ્રીમતી સરોજિની મહેતા, શ્રીમતી મધુરિકાબહેન મહેતા અમદાવાદનાં કલારસિક બહેનો પૈકી કેટલાંક તેમજ બીજાં નામ દઇ શકાય એવાં ઘણાં બહેનોની સેવા મેળવી શકાઇ હોત પણ રંગભૂમિ પરિષદનો કાર્યક્રમ તો અનેક પરિષદો વિષે છે તેમ કમીટી નીમવામાં જ પૂરો થયો છે એટલે એ બાબતમાં વધારે ચર્ચા કરવી અયોગ્ય લાગે છે

એક બીજી વાત પણ લક્ષમાં લેવા જેવી છે રંગભૂમિ પરિષદે અત્યારની ધંધાદારી રંગભૂમિનો સહકાર મેળવવાનો પ્રયાસ કર્યો નથી શ્રી. બાપુલાલ અને શ્રી જયશંકર 'સુંદરી' સિવાય ધંધાદારી રંગભૂમિના સંચાલકો પૈકી કોઇએ આ પરિષદને સહકાર આપ્યો નથી અને અમારા મત મુજબ તો એવો સહકાર કદિ મળવાનો સંભવ પણ નથી આથી રંગભૂમિ પરિષદ માટે રંગભૂમિ ઉદ્ધારના પ્રયાસમાં એમેચ્યોર્સના સહકારની અપેક્ષા વધારે રાખવાની જરૂર હતી એવો સહકાર પણ પરિષદ ન મેળવી શકી હોય એમ રંગભૂમિ પરિષદ માટે રાખવામાં આવેલા નાટ્ય અને અભિનયના પ્રયોગો પડતા મૂકવા પડ્યા અને શ્રી ચન્દ્રવદન મહેતા જેવા ગુજરાતભરમાં નવી રંગભૂમિનું સ્વપ્ન વ્યવહારમાં ઉતારવાના પ્રયાસ કરતા

યુવાનનો સહકાર પણ ન મેળવી શકાયો એ ઉપરની જણાય છે. આ બધી સ્થિતિમાં રંગભૂમિ પરિષદના સંચાલકોએ જરા વિશાળ દષ્ટિનો ઉપયોગ કરીને સર્વ કોઇનો સહકાર મેળવવાના પ્રયાસ કર્યા હોત તો પરિષદમાં જરૂર સંગીન કાર્ય થઇ શક્યું હોત.

**શ્રી. ગિજુભાઈનું સન્માન** બાળકોની ' મુછાળી મા ' સમા શ્રી. ગિજુભાઇને સન્માનવા માટેનો સમારંભ અમદાવાદમાં તા. ૨૧ મી નવેમ્બરે દરબાર શ્રી. ગોપાળદાસ દેસાઇના પ્રમુખપદે થઇ ગયો અને તે પ્રસંગે દરબારશ્રીને હસ્તે શ્રી ગિજુભાઇને દશ હજારની થેલી આપવામાં આવી એ પ્રસંગ ગુજરાત પોતાની સેવા કરનારાંઓની કદર કરવામાં હવે ચૂકતું નથી એમ પૂરવાર કરે છે આ પ્રસંગે થએલાં વિવિધ વ્યાખ્યાનો, શ્રી. ગિજુભાઇએ ગુજરાતનાં બાળકો માટે કરેલી સેવાઓનું સચોટ દિગ્દર્શન કરતાં હતાં અને શ્રી. ગિજુભાઇએ એ સેવા પાછળ આપેલા ભોગની પણ વાજબી રીતે કદર કરતાં હતા. શ્રી. ગિજુભાઇએ પોતે પણ આ પ્રસંગને ' બાલ સન્માન સમારંભ ' તરીકે ઉચિત રીતે ઓળખાવ્યો છે શ્રી ગિજુભાઇને ગુજરાતનાં બાળકોની અને તે દ્વારા ભારતવર્ષમાં બાળકોની સેવા કરવાને લાંબુ આયુષ્ય મળો એટલી પ્રાર્થના સહિત એ કદરદાનીમાં અમે પણ અમારો સૂર પૂરાવીએ છીએ.

---

**કલાવિવેચક કનૈયાલાલ** ગુજરાતમાં જ નહિ, હિન્દમાં જ નહિ પણ દેશદેશાવરોમાં એક કડક અને નિષ્પક્ષ કલાવિવેચક તરીકે સન્માન પામનારા ગુજરાતી કલાવિવેચક શ્રી. કનૈયાલાલ હરદેવરામ વકીલનાં નવેમ્બર માસની આખરે થએલાં અવસાનથી કલાવિવેચનના ક્ષેત્રમાં મોટી ખોટ ગઇ છે. ' બોમ્બે ક્રોનીકલ 'ના કલા વિવેચક તરીકે, ' દષ્ટિ ' નામનાં કલાવિવેચનાનાં માસિકના તંત્રી તરીકે, તેમજ અનેક કલા ગ્રંથોના લેખક તેમજ કલા કૃતિઓના કલાવિવેચક તરીકે તેમણે સંપાદન કરેલી પ્રતિષ્ઠા, અને હિન્દી કલાને ઉચ્ચતર સ્થાન અપાવવા માટે તેમજ, હિન્દી સરકાર પાસે પણ એનો સ્વીકાર કરવા માટે તેમણે ઉઠાવેલી જહેમતનો જ્યારે વિચાર કરવા બેસીએ ત્યારે એમ લાગે છે કે, શ્રી. કનૈયાલાલની ખોટ લાંબો સમય સુધી પુરાવાની નથી, અને આંતરરાષ્ટ્રીય કલા જગતમાં વિવેચક તરીકે માનભર્યું સ્થાન પામનાર ગુજરાતી કલાવિવેચક તો જ્યારે ગુજરાત નિપજાવે ત્યારે ખરૂં. શ્રી વકીલ એકલા કલાવિવેચક નહોતા. તેઓ સંગીત અને બીજી શિલ્પ સ્થાપત્ય કલાના પણ અભ્યાસી હતા અને તેથી તો તેમના જેવા સમર્થ કલાવિવેચકની ખોટ લાંબો સમય સુધી સાલ્યા કરશે.

---

# આવતો અંક : મહિલા પરિષદ અંક

હમેશ મુજબ આવતો ફેબ્રુઆરી માસનો અંક મહિલા પરિષદ અંક તરીકે પ્રગટ થશે. એમાં નાતાલના તહેવારો દરમ્યાન નાગપુરમાં મળનારાં અખિલ ભારતી મહિલા પરિષદનાં અધિવેશનના સંસ્મરણો, ભાષણો, ઠરાવો, કાર્યવાહી વગેરે પ્રકટ થશે. ઉપરાંત હરિપુરા ખાતે મળનારી ૫૧મી મહાસભા સંબંધી પણ લેખો આપવામાં આવશે. એ અંક માટે લેખો–ફોટા–વગેરે મોકલવા ઇચ્છતાં બહેનોએ તા. ૧૦ મી જાન્યુઆરી સુધીમાં મુંબઇને સરનામે મોકલી આપવા વિનતિ છે.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી. સોમભાઇ પટેલ,
C/o ધી ન્યુ ઇરા સ્કૂલ, મુંબઈ, ૭.

વર્ષ ૮ : અંક ૧ | પુસ્તક ૮ | જાન્યુઆરી : ૧૯૫૮

## મારે–

પેલી ઉંચી ડુંગર ધારે
છુપી વાદળિયાં પુકારે;
પેલી ઉંડી ડુંગર ખીણે
પરી સોણાં ફુલ જ્યાં વીણે
 મારે ખેલવા ત્યાં જાવું !

*

પેલાં ઝરણાંને કલનાદે
સંતાઇ પડઘા સાદે;
પેલા પતંગીયાં ફુલફુલે
રચી હિન્ડોળો જ્યાં ઝૂલે.
 મારે ખેલવા ત્યાં જાવું !

*

પેલાં સાગર મોજાં તાને
રે' છીપલાં તેડી શાને,
પેલા તારલીયાયે ત્યાંથી
બોલાવે, 'સાથી, સાથી !'
 મારે ખેલવા ત્યાં જાવું !

મોહન ઠક્કર

# અજોડ દેશસેવક

" ઝન્ડા ઉંચા રહે હમારા " ગાતું ગાતું સરઘસ નિશાળ આગળ આવી લાગ્યું. નિશાળમાં ચોપડીમાં માથું ઘાલી બેઠેલા ઘેલાભાઇનો કાન ચોંકયા. એ ઉઠયા અને જોડાયા સરઘસમાં. બિચારા માસ્તરસાહેબ તો ' ઘેલા.......ઘેલા ' કર્યા જ કરે; પણ હવે ઘેલાભાઇ પાછા ફરકે ? એમને તો મફતની રજા મળી ગઇ એટલે મલકાઇ ગયા.

સરઘસ તો આખું યે ગામ ફરી વળ્યું. છેવટે થોડાં દેશગીતો ગાઇ વિખરાઇ ગયું. સૌએ ઘરભેળાં થયાં. ઘેલાભાઇ પણ ઘેર આવી ગયા.

ઘેલાભાઇને આમ વહેલા ઘેર આવેલા જોઇ, બાએ ખિજાઇને પૂછયું, ' અલ્યા ઘેલા, કેમ આજે આટલો વહેલો ઘેર આવી ગયો છે ? કંઇ ભણે છે, કે આમ તેમ રવડી રવડીને જ આવતો રહે છે ? ' ઘેલાભાઇ તો જવાબ આપવાને તૈયાર જ હતા. ભવાં ચઢાવી બોલ્યા, ' બા, તમે ભણેલાં નહિ, તે શું સમજો. જ્યારે ગામમાં હડતાલ પડતી હોય અને બધાં જ માણસો સરઘસમાં ફરતાં હોય, ત્યારે પેટુડા-સ્વાર્થી બની ભણાય જ કેમ ? અરે એ વિચાર જ કેમ આવે ? પોતાના દેશને ખાતર આટલો ભોગ ન આપીયે, તો આપણને સો ફિટકારે જ ને ? હું તો સરઘસ નિશાળ પાસે આવ્યું, કે, તરત જ જોડાઇ ગયો. માસ્તર તો રહ્યા બૂમો પાડતા. સરઘસ વેરાતાં અહિં આવ્યો.'

બાએ કહ્યું, તારામાં દેશસેવા જાગે એ તો હું જરૂર ઇચ્છું છું. પણ તે સાચી; અવિચારી, ઉપરચોટીયા નહિં. જ્યારે તને હું ખાદીનાં કપડાં પહેરવાનું કહું છું, ત્યારે તું આમ તેમ બ્હાનાં કહાડે છે. અને પેલો તે દિવસે જાડો ભાત રાંધ્યો એમાં તો તું રિસાઇને બેઠો તો, તે યાદ છે ને ? આ બધાં દેશસેવાનાં પગથીયાં છે. તે તો તારે ચઢવાં નથી, અને આમ રમી ખાવાનું મળે એટલે જોડાયા ભાઇ સરઘસમાં. લે, ત્યારે કહે, એ હડતાલ અને સરઘસ શા માટે નિકળ્યાં હતાં ?

ઘેલાભાઇ તો કારણ જાણતા જ ન હતા. એમણે તો રજા મળે એટલે આંધળીયાં ઝીંકયાં'તાં. બિચારા નિરુત્તર જ રહે ને ? શરમાઇ ગયા ભણેલા ઘેલાભાઇને અભણ ' બા ' આગળ નમતું આપવું પડયું. છેવટે નીચે મોઢે બોલ્યા, ' બા, સાચું કહું, તો, તેની મને ખબર જ નથી. '

બા હસી પડી અને બોલી, ' ઘેલા, આજે તેં પહેલું પગથીયું તો દેશસેવાનું જરૂર ફતેહથી પસાર કર્યું. ' સત્ય ' એ હરકોઇ કાર્યનું પહેલું પગથીયું છે. તું સાચું બોલતો થયો એટલે એટલી તો તારી પ્રગતિ જરૂર થઇ. પણ, સાંભળ, જો આપણે જોયાજાણ્યા વગર આવાં પગલાં લઇયે તો દેશસેવાને બદલે દેશહાનિ જ કરી મૂકીયે

અને દેશ અધોગતિયે પહોંચી જાય. માટે જે કાંઈ કરવું તે વિચાર કરીને જ કરવું જોઈએ. અવિચારીપણે કામ કરી દેશસેવાની ઘેલછામાં ઘણાંએ દેશને નુકશાન કર્યું છે. માટે, બેટા, જે કરે તે વિચારીને કરજે અને દેશસેવક થજે.'

ઘેલાભાઈને વાત તો સાવ સાચી લાગી. એમણે તો 'બા'નો બોધ તરત જ અમલમાં મૂકવા નિશ્ચય કરી દીધો.

બાપા આ બધું અંદરના ઓરડામાં રહી સાંભળતા હતા તેઓ બહાર આવ્યા, અને ઘેલાભાઈને પૂછ્યું, 'ઘેલા, આજે શું થયું છે ? તારી 'બા' કંઇ બહુ બોલતી હતી ને ?' ઘેલાભાઈએ નીચે મોંએ બધી હકીકત કહી દીધી અને પોતાનો નિશ્ચય પણ બાપાને જણાવી દીધો.

બાપાના આનંદનો પાર ન રહ્યો. તેઓ બોલ્યા, 'ઘેલા જો તું તારી 'બા'નો અમૂલ્ય પાઠ ધ્યાનમાં રાખી દેશસેવા કરીશ, તો તે સાચી ગણાશે અને દેશ જરૂર પ્રગતિને પંથે સંચરશે. તારી બાએ, જો કેવી અજોડ દેશસેવા હમણાં જ કરી બતાવી.'

ઘેલાભાઈને છેલ્લા વાકયમાં સમજણ ન પડી. તેમણે બાપાને પૂછ્યું, 'બાપા 'બા'એ કયી સેવા કરી ? નથી એ તો સરઘસમાં જોડાયા, કે નથી કર્યું ભાષણ; અને ભણ્યા વિના ભાષણ કરે પણ કેવી રીતે ?'

બાપા હસ્યા અને બોલ્યા 'ઘેલા, તારા જેવા સાચા દેશસેવકને આજે કોણે તૈયાર કર્યો ? દેશસેવકો કરતાં દેશસેવકો તૈયાર કરનારની મોટી સેવા ન ગણાય ? ભાષણ અને ભણતર એ તો માત્ર બોલવાની વાતો છે; જો અમલમા ન મૂકાય તો. ખરૂં કે નહિ ?

ઘેલાભાઈને સત્ય સમજાયું. 'બા'ને એણે અજોડ દેશસેવક માની અને એની પ્રેરણા લઈ દેશકાર્ય શરૂ કર્યું. છેવટે એ તો થયા સાચા અને મોટા નામચીન દેશસેવક. દેશાન્તરમાં ઘૂમી ઘણાય ભોગો આપી દેશસેવા કરાં રહ્યા, પણ પેલી 'બા' તો મનમાંથી ન જ ખસેને ?

મહેતા નર્મદાશંકર આદિત્યરામ

---

## વિનંતિ

'બાળક અંક' માટે તમારો લેખ મોકલશો. આ માસની આખર સુધીમાં મને એ મળી જાય એટલું જોશો—

તંત્રી.

**વડો પ્રમુખઃ** માતા પિતામાંથી ચૂંટાએલ, મુરબ્બી તથા બાળકોનો એટલે આખા સંઘનો પ્રમુખ બાળકમાંથી જ કોઇ નીમાશે.

**સંઘ પ્રમુખઃ** ,, ,, ,,

**ઉપ પ્રમુખઃ** ,, ,, ,,

**કોષાધ્યક્ષ :** ,, ,, ,,

અથવા પ્રમુખ જેને નીમે તે.

**મંત્રીઓ :** જે બેન કે ભાઈ દર અઠવાડિયે બાળકોને પ્રવૃતિ આપવાનું માથે લે તે.

**ફી :** દર સભાસદે દર માસે એક પૈસો ફી તરીકે આપવો પડશે.

**વડા પ્રમુખનું કર્તવ્ય :** મુરબ્બીઓને પ્રેરણા આપવી. મંત્રીઓનો રીપોર્ટ મંજુર કરવો. મંત્રીઓને કાર્યક્રમ બાબત સુચના કરવી. કોઇ કોઇવાર મંત્રીની વિનંતિથી સંઘની પ્રવૃતિ જોતા રહેવી.

**સંઘ પ્રમુખનું કર્તવ્યઃ** સંઘનું કામકાજ મંત્રી સાથે વિચારવું અને બહાર પાડવું.

**ઉપ પ્ર. નું કર્તવ્યઃ** પ્રમુખને તેના કામમાં મદદ કરવી.

**મંત્રીઓનું કર્તવ્યઃ** સંઘ માટેના તમામ કાર્યક્રમો પ્રમુખ સાથે બેસી યોજવા અને તેનો અમલ કરવો, મુરબ્બીઓની અવાર નવાર સભા ભરવી તેમનાં લવાજમ ઉઘરાવવાં, કામોનો અહેવાલ સભા પાસે મૂકવો અને વડા પ્રમુખના મંત્રી તરીકે મુરબ્બીઓની બાબતમાં તે સૂચવે તે કામો કરવા.

**કોષાધ્યક્ષનું કર્તવ્યઃ** તમામ નાણાં એકઠાં કરવાં તથા નક્કી કરવામાં આવે તે મુરબ્બીને ત્યાં જમા રાખવાં અને આવક જાવકનો હિસાબ રાખવો.

**ચૂંટણીના નિયમો :** કાર્યવાહક મંડળ તથા તેના હોદ્દેદારોની ચૂંટણી દર વર્ષે નવી થશે. આ કાર્યવાહક મંડળ મુરબ્બીઓમાંથી ચૂંટાશે. કાર્યવાહક મંડળમાંથી તેના હોદ્દેદારો વર્ષ માટે ચૂંટાશે.

સભ્યો માટેના નિયમોઃ સભ્યોએ સ્વચ્છ રહેવું. બીડી પીવાનું છોડી દેવાનો પ્રયત્ન કરવો. ગાળો દેવી નહિ. ભૂડું બોલવું નહિ. મારામારી કરવી નહિ. એક બીજાને સભ્યતાથી બોલાવવા. પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રીઓ, વડા પ્રમુખ તથા મુરબ્બીઓને માન આપવું. તમામ કાર્યક્રમમાં ઉત્સાહથી ભાગ લેવો. રમવું, કુદવું, મઝા કરવી અને આનંદ કરવો જેઓ રોગીઆ હશે, જેમને રમવુ અને રમત સાથે જ્ઞાન લેવાની ઇચ્છા હશે નહિ તેને દાખલ કરવામાં આવશે નહિ જેઓ ફી નહિ આપે તેને ત્યારથી રદ કરવામાં આવશે. નિયમ ન માનનારને રજા આપવામાં આવશે અને ફી પાછી મળશે નહિ.



## ચાલો ઉજાણી

ભાગળ પાદર ચાલો ઉજાણી,
મોજ પડે મીઠું જમવાની.
ઝટપટ ચાલો,
ચટપટ ચાલો.
મીઠું મીઠું
ભાણું પીરસો.
ગમ્મત સાથે ગીત ગાવાની,
જમતાં જમતાં જીત થાવાની;
ભાગળ પાદર ચાલો ઉજાણી.

# ધુમસ ને ઝાકળ

( બાલપાઠ )

( ૧ )

શિયાળામાં સવારે વહેલા ઉઠજો.
બહાર ફરવા જજો.
આકાશ કાળું થયું હશે.
ઘરો દેખાતા હોય નહિ.
દૂરના ઝાડો અદૃશ્ય થઈ ગયાં હોય.
ટાઢ પણ ખૂબ લાગતી હોય.
ત્યારે જાણજો કે આ તો ધુમસ વરસી છે.

( ૨ )

સવારે ખેતરોમાં જજો.
ઝાડ પરનાં પાન ઉપર પાણીનાં ટીપાં બાઝયાં હશે.
ઘાસના દરેક પાન ઉપર નાનાં ગોળ પાણીનાં ટીપાં દેખાશે.
કદાચ તમારા ખુલ્લા માથાના વાળ ઉપર પણ ટીપાં લાગશે.
દૂરથી આ ટીપાં મોતી જેવાં જ જણાય.
લલચાઇને લેવા જાવો ત્યારે છેતરાઓ
ઉગતા સૂર્યનો તડકો પડતો હોય.
કિરણો એ ટીપામાંથી પસાર થતાં હોય.
ટીપાં રંગીન લાગતાં હોય.
ખૂબ તડકો પડે ને ટીપાં ઉડી જાય.
તમારો આનંદ નાશ પામે.
આ શાના ટીપાં ?
રાતના પડેલા ઝાકળનાં.

શાંતિલાલ દામોદરદાસ મહાજન

સ્ત્રીસુન્દરી

## અખિલ ભારતીય મહિલા પરિષદ:
## બારમું અધિવેશન: નાગપુર



ડાબી બાજુથી પહેલા શ્રીમતી ગુલીસ્તાન બીલીમોરીયા (મુંબઇ) અને છેના શ્રીમતી એસ એન રાય (કલકત્તા) મહિલા પરિષદમા બોલતા જણાય છે વચ્ચે શ્રીમતી અનસુયાબાઇ કાળે છે, તેઓ મધ્યપ્રાંતની એસેમ્બ્લીમાં ડેપ્યુ સ્પીકર છે



અ ભા મ પરિષદના બારમા અધિવેશનના પ્રમુખ
શ્રીમતી રાજકુમારી અમૃતકુંવર ( ડાબી બાજુ )
અને શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત

ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

મહિલા પરિષદ અંક

પુસ્તક ૨૯મું | ફેબ્રુઆરી • ૧૯૩૮ | અંક ૬ ઠો

# પૂજને

[ 'ચાલો જઇએ વર્ષા ઋતુને વારણે સખિ'—એ રાગ ]

ચાલો જઇએ મહાસભાના પૂજને સખિ!
લક્ષ્ય પૂર્ણ સ્વરાજનું સેવી રહી
ચાલો જઇએ—

અર્ધી સદી વીતિ ગઇ, તોય એ યૌવન વતી,
ખંડ ખંડમાં કીર્તિ વિકાસી રહી·
ચાલો જઇએ—

ત્રિરંગી નિશાન પ્યારૂં, શ્વેતરંગી સૈન્ય ન્યારૂં,
વર્ણ-જન્મના ભેદ ભૂલાવી રહી:
ચાલો જઇએ—

તિમિર ભિરૂતા ન્હાસે, તેજ શૌર્ય જો પ્રકાશે,
ઝીલી વજ્ર પ્રહાર અજીત રહી:
ચાલો જઇએ—

દીન ને દલિત જાગે, કિસાનનાં દુઃખ ભાગે,
ભય સંકટ સર્વ નિવારી રહી.
ચાલો જઇએ—

મુક્તિનું સતત ધ્યાન, સત્ય-અહિંસા મુકાન,
ઉર સ્વાર્પણ ભાવ જગાવી રહી:
ચાલો જઇએ—

જ્યોત્સ્ના શુકલ

અખિલ ભારતીય મહિલા પરિષદને જો નામ માત્રમાં જ નહિં પણ કાર્યમાં બનવું હોય તો આજની સ્થિતિમાં

# ઘરમૂળનો

નાગપુરમાં ગયા ડીસેમ્બર માસની આખરે મળેલાં અખિલ ભારતીય મહિલા પરિષદનાં પ્રમુખસ્થાનેથી શ્રીમતી રાજકુમારી અમૃતકુંવરે આપેલું વ્યાખ્યાન અનેક દૃષ્ટિએ પરિષદનાં કાર્યમાં રસ લઇ રહેલી બહેનોની આંખ ઉઘાડનારૂં છે. પરિષદે કરેલી સિદ્ધિઓ માટે તેનાં ગુણગાન ગાયા કરવા કરતાં તેમણે પરિષદે અત્યાર સુધીમાં જે બાબત પરત્વે લક્ષ નથી આપ્યું તે બાબત તરફ પરિષદનું લક્ષ ખેંચીને સાચું કામ તો ગામડાંઓમાં વસતી અસંખ્ય બહેનોનું પ્રતિનિધિત્વ મેળવવાનું કરવાની જરૂર છે એમ સચોટ રીતે દર્શાવ્યું છે. ને સાથે રાજકીય પ્રશ્નોને પરિષદે હવે અસ્પર્શ્ય માનવા ન જોઈએ એમ જણાવીને એ બાબતમાં સ્પષ્ટ વિચારદર્શન કરાવ્યું છે. તેમનું એ આખુંય બોધક અને પ્રેરક વ્યાખ્યાન વારંવાર વાંચી વિચારવાનું મન થાય એવું છે.

બહેનો,

આજે તમારી સમક્ષ ખડાં થતાં મને ઘણો જ સંકોચ થાય છે કારણ કે, એક સંસ્થાના પ્રમુખનું કાર્ય ઘણું જ જવાબદારી ભર્યું હોય છે અને એ ભાર કુશળતાથી વહન કરવાની મારી શક્તિ વિષે મને શંકા છે. છતાં, તમે મારામાં જે વિશ્વાસ દર્શાવ્યો છે અને આપણે આજે જે સ્થળે મળી રહ્યાં છીએ તે નાગપુરનો મારે માટે આગ્રહ હોવાથી, અને પરિષદ કે જેના કાર્ય સાથે છેલ્લાં નવ વર્ષથી હું ઘણા જ ગાઢ સંસર્ગમાં રહી છું તેના પ્રત્યેના મારા પ્રેમને કારણે આ હોદ્દો સ્વીકારવાની મને ફરજ પડી છે. તમે મારા પ્રત્યે જે પ્રેમ બતાવ્યો છે અને મને જે માન આપ્યું છે તે માટે તમારો વળતો આભાર માનીને હું ઇશ્વરને પ્રાર્થના કરું છું કે આ દેશના ભલા માટે, આ સંસ્થાને સાચી શક્તિ શાળી બનાવવા માટે, આપણી પાસેથી જે કાંઇ કાર્યની અપેક્ષા રખાતી હોય તે કરવામાં આપણને તેની સહાય મળે.

મારી સૌથી પહેલી અને સુખદ ફરજ હિન્દના જુદા જુદા ભાગોમાંથી અથવા તો વિદેશથી આવેલા આપણા સર્વ મહેમાનોને અંતઃકરણપૂર્વક આવકાર આપવાની છે. બ્રિટનની સ્ત્રી સંસ્થાઓ સાથેના ઇંગ્લાંડમાંના આપણા લેસન ઓફિસર તરીકે આપણામાં સારી રીતે જાણીતાં થયેલાં મીસીસ લૅંકેસ્ટર આજે આપણી વચ્ચે છે એથી મને પોતાને

પણ અખિલ ભારતીય સંસ્થા

# ફેરફાર

કરવો જ પડશે. એમ નાગપુરમાં મળેલાં અખિલ ભારતીય મહિલા પરિષદનાં બારમા અધિવેશનનાં પ્રમુખ **શ્રીમતી રાજકુમારી** અમૃતકુંવરનાં વ્યાખ્યાનનો એ પ્રધાન સંદેશ છે



શ્રીમતી રાજકુમારી અમૃતકુંવર

અનહદ આનંદ થાય છે તેમની સાથે બે વર્ષ પર્યંત કાર્ય કરવાનું સદ્ભાગ્ય મને મળ્યું છે અને આપણી પરિષદના ઉત્તમોત્તમ હિતો માટે તેમણે એકધારી ભક્તિથી કેવી સેવા કરી છે તે હું જાણું છું. જ્યારે જ્યારે તેમની સેવાઓની માગણી થઇ છે ત્યારે ત્યારે ગમે તેવી મુશ્કેલીઓને પણ તેમણે ગણકારી નથી. તેમણે ઇંગ્લાંડમાં દર મહિને જે ન્યુઝ બુલેટીન પ્રકટ કર્યું હતુ તેમાં અંગ્રેજ પ્રજા સમક્ષ હિન્દનું દષ્ટિબિંદુ સ્પષ્ટ અને સચોટ રીતે રજુ કરવામાં આવ્યું હતું. છેલ્લાં ચાર વર્ષો સુધી તેમણે આપણે માટે જે પરિશ્રમ સેવ્યો છે તે માટે આપણા સર્વ તરફથી હું તેમનો આભાર માનું છું.

૧૯૨૭ માં, યુરોપમાં હું માંદગી ભોગવી રહી હતી. તે વખતે પરિષદની રચના વિષેના સમાચાર વાંચીને મને ખૂબ આનંદ થયો હતો અને તે વર્ષમાં પુના ખાતે જે નાનકડું સમેલન ભરાયું હતુ તેમાં મારો આત્મા જાણે હાજર રહ્યો હતો એ પછી તો ઘણો સમય વહી ગયો છે અને દર વર્ષે ભરાતાં આપણાં વાર્ષિક સમેલનોએ આપણી સમક્ષ નવી નવી દષ્ટિ રજુ કરી છે અને ભવિષ્ય માટે આપણને વધારે મહાન પ્રવૃત્તિઓ કરવા તરફ પ્રેર્યા છે ચ હુ વધ માટે પણ આપણુ કામ ચલાવવા માટે આપણી પાસે કેટલીકવાર પૂરતા નાણાં નહતા, એ હકીકત હોવા છતાં આપણે પાછાં હઠયાં નથી કારણ કે જે આદર્શોની પરિપૂર્તિ માટે આપણી પરિષદ અસ્તિત્વમાં આવી છે તે આદર્શોમાં આપણને શ્રદ્ધા છે. આ અધિ-

વેશનોમાં જે અંગત સંબંધ બંધાય છે, જે કાયમી મિત્રાચારી બંધાય છે પ્રશ્નો પર સંપૂર્ણ અને છૂટથી ચર્ચા થાય છે અને એના ફેલ આપણી અભિલાષાઓનો હેતુ બની રહે છે, આપણા સંમેલનોનું જે સર્વ-કોમી ( કોસ્મોપોલીટન ) સ્વરૂપ છે; દેશના જુદા જુદા ભાગોમાં પ્રવર્તતી જુદી જુદી પરિસ્થિતિનું જે જ્ઞાન મેળવવામાં આવે છે જાતિ, પ્રાંત, વર્ગ, જ્ઞાતિ કે ધર્મના સર્વ ભેદભાવો નાબુદ થાય છે અને સખ્ત તેમજ ગરમાગરમ દલીલો છતાં મિત્રાચારીનો જે જુસ્સો પ્રવર્તી રહી છે—આ સર્વ બાબતો આપણા પ્રત્યેક જણ માટે અપૂર્વ અનુભવનો અને શબ્દોમાં ન વર્ણવી શકાય એવા પ્રકારનો વિષય બની છે એ હું જાણું છું. આ બધાને પરિણામે આપણે એકમેકની નજીક આવ્યાં છીએ અને આપણી માતૃભૂમિની સેવાના સમાન ધ્યેય માટે એ આપણને હમેશાં એકત્ર રાખશે.

આપણા અસ્તિત્વનાં અગીઆર વર્ષો દરમ્યાન જે કાંઇ થોડુંઘણું મેળવ્યાનો દાવો આપણે કરીએ છીએ તેના વિષે હું લંબાણથી આજે કહેવા માંગતી નથી. અને તો લાગે છે ઘણું જ વિશાળ કાર્યક્ષેત્ર આપણા લક્ષને કેન્દ્રિત કરવા માટે રાહ જોઇ રહ્યું છે.

કોઇપણ નવી સંસ્થાના જીવનના શરૂઆતનાં થોડાંક વર્ષો સંગઠન અને જ્ઞાનપ્રાપ્તિ માટે ચર્ચાઓ અને સભાઓ ભરવામાં તેમજ એના સ્ત્રીઓ અને બાળકોને સ્પર્શતા ખાસ પ્રશ્નો પ્રત્યે સામાન્ય લક્ષ કેન્દ્રિત કરવા માટે પ્રચારકાર્ય કરવામાં જાય એ કુદરતી જ છે. એ સંસ્થાના સ્થાપકો અને મુરબ્બીઓ—એ સંસ્થા મુખ્યત્વે કેળવણી અને સમાજ સુધારાને આગળ ધપાવવાના હેતુથી જ સ્થપાયલી હોવાથી—હિન્દી સ્ત્રીઓના બુદ્ધિવાન વર્ગમાંથી તેમજ ધનિક અને ફુરસદીયા વર્ગમાંથી આવ્યા હોય એ પણ એટલું જ કુદરતી છે અજ્ઞાન અને અવગણના, યુગોથી ચાલતા આવેલા પૂર્વગ્રહો અને રૂઢીઓ અને આપણી પોતાની વ્યવસ્થા શક્તિના અનુભવની ઉણપ વગેરે સામે આપણે લડવું પડયું છે અને હજી લડવું પડશે. આપણે આપણી વ્યવસ્થા ચલાવી શકયાં છીએ, આપણે આજે બધાય પ્રાંતિ અને ઘણાં દેશી રાજસ્થાનોને સ્પર્શતી ૧૧૮ જેટલી નાની મોટી શાખાઓ ધરાવીએ છીએ, આપણા સર્વ કાર્યકરો સ્વયંસેવાભાવિ છે અને તેઓ પૈકીની કેટલીક તો સ્ત્રીઓ અને બાળકોની જરૂરીઆતોને લગતા પ્રશ્નો ઉપર ઝીણવટભર્યું જ્ઞાન ધરાવે છે: આપણી શાખાઓની બેઠકો સર્વ વર્ગની સ્ત્રીઓ માટે ખુલ્લી છે, કોમી વિભાગોએ આપણી દૃષ્ટિમાં વિક્ષેપ પાડયો નથી અને નવાં બંધારણમાં સ્ત્રીઓનાં સ્થાનને લગતી બાબતમાં કોમી ચુકાદા સામે, જુદાં મતદાર મંડળો સામે અને કોમી ધોરણે બેઠકો અનામત રાખવા સામે, તેમજ આડકતરી ચુંટણી સામે, મિલકતના હકકને ધોરણે મતાધિકારને મર્યાદિત કરવા સામે અને એ સર્વ ઉપરાંત તો સમગ્ર હિન્દી કાયદા સામે આપણે એકત્ર વિરોધ દર્શાવી શકયાં એ બધી બાબતો તો એવી છે કે, આપણું અસ્તિત્વ યથાર્થ હતું એટલું આપણા ટીકાકારોને પણ કબૂલવું પડે એની મને ખાત્રી છે. ઘણી બહેનોએ મને કહ્યું છે કે, જો તેઓના લત્તામાં પરિષદની શાખા ન હોત તો કદાચ તેમને તેમની જવાબદારીનું ભાન ન થાત અથવા તો સેવા કરવાની તેમની ફરજનું સુદ્ધાં તેમને ભાન ન થાત. આપણા ઘણાખરા સભ્યો આપણી શાખાઓ પૈકીની કોઇને કોઇના આશ્રયેજ કામ કરતાં હોવાથી, તેઓના ઉત્સાહ અને સેવાને યોગ્ય કાર્ય પણ પૂરું પડી રહ્યું છે. એ ગમે તે હોય, સ્ત્રીત્વનું સમાનબંધન અને સ્ત્રીઓ માટે તેઓનું ગુમાયલું અને સાચું સ્થાન પાછું મેળવવાના અને એ રીતે

દેશની વધારે સારી સેવા કરવાનો એક માત્ર હેતુ આપણા સભ્યોનાં હૃદયમાં સ્થાન ધરાવી રહેલો છે અને મારા નમ્ર મત પ્રમાણે, આપણાં અસ્તિત્વ માટે એ પુરતુ કારણ છે આપણાં વાર્ષિક અધિવેશનોમાં જ નહિ પણ આપણી શાખાઓની બેઠકોમાં સુદ્ધાં છેલ્લાં અગીઆર વર્ષોમા, એકી અવાજે પસાર થએલા ઠરાવો તરફ નજર સરખી પણ કરનારને, એમાં સમાયલા વિશાળ દૃષ્ટિબિંદુનો ખ્યાલ આવ્યા વિના નહિ રહે તેમજ એમા રહેલા સૂર અને જુસ્સો કોઇ કડક શબ્દવાદી પ્રગટે એવો જ છે એમ સ્વીકાર્યા વિના પણ ચાલે એમ નથી વાર્ષિક અહેવાલ ઉપર તેમજ શાખાઓમાં થતા કાર્યના વધારે વિગતવાર અહેવાલ ઉપર નજર નાખનારને એ પણ જણાયા વિના નહિ રહે કે, એ ઠરાવોનો અમલ કરવા માટે ઘણા સભ્યો કેટલીકવાર તો એકને હાથે, પોતપોતાના વિસ્તારોમાં પ્રમાણિકતાથી પ્રયાસ કરે છે

પણ, જે થોડી ઘણી સેવા કરવાની આપણને તક મળી છે તેનુ સાચુ મૂલ્ય તો ત્યારે જ અંકાય કે જ્યારે તે આપણને નમ્ર બનાવે અને જ્યારે તે આપણને આપણુ સાચુ નિરીક્ષણ કરતાં અને આપણને વધારે મહાન કાર્ય કરવને પ્રેરતાં બનાવે અને એ માર્ગમાં જ પ્રગતિ રહેલી છે પરિષદની સ્થાપના જે આદર્શો માટે થઇ એ આદર્શો વાજબી હતા એ બીના સામે કોઇ વાંધો નહિ લઇ શકે છતાં કેટલાક સમયથી અને હજી અત્યારે પણ, આપણી કાર્યરીતિઓ પરત્વે અને આપણાં હિતો અને પ્રવૃત્તિઓનાં ગુંચગળાયલાં સ્વરૂપ સામે ચોક્કસ ટીકા થયા જ કરે છે આપણે કોઇક ટીકા કરી શકે એવુ કરી શકીએ છીએ એ બીના જ સુખદ ચિહ્નરૂપ છે આપણે એનો વિરોધ નહિ કરીએ ઉલટુ એમાંથી આપણે મઝા લઇને જ્યાં સુધારાની જરૂર હોય ત્યા સુધારા કરવાનો નિર્ણય કરીએ અને જ્યાં યોગ્ય હોય ત્યાં ટીકાનો નમ્ર ભાવે સ્વીકાર કરીએ તેથી તમને આત્મ નિરીક્ષણ કરવાનુ કહેવા સાથે, આપણી સંસ્થાની ભાવિ નીતિ શી હોવી જોઇએ તે વિષે તમારી સાથે મારા વિચારો જણાવવાનો હુ આજે પ્રયત્ન કરીશ.

કોઇ પણ પ્રજાના જીવનમાં અગીઆર વર્ષો એ તો આંખનો પલકારો માત્ર છે અને છતાં જેઓ પોતાની મનોભૂમિકામાં અગીઆર વર્ષ પહેલાની પરિસ્થિતિનો ચિતાર રજુ કરી શકે એમ હોય તેઓ આ ટુંકા સમય દરમ્યાન આ મહાન દેશના જુસ્સામાં જે પરિવર્તન થયુ છે તે જરૂર સમજી શકશે દેશમાં એવી જાગૃતિ એવો અસંતોષ પરિવર્તન માટેની એવી તમન્ના વ્યાપી છે કે જે કોઇની પણ નજરે પડ્યા વિના નહિ રહે નવુ બંધારણ અસ્તિત્વમાં આવ્યું છે અને ઓએ વિસ્તાર પામેલા 'મતાધિકારનો લાભ ઉઠાવ્યો છે એટલું જ નહિ પણ નવા હિન્દી કાયદાની ભયંકર મર્યાદાઓ છતા, બ્રિટિશ હિન્દના કું ભાગ જેટલા પ્રદેશ પર આજે શાસન કરી રહેલી એ લોકપ્રિય સરકારોને સત્તા પર લાવવામાં પણ ઓઓના મતે બેશક સહાય કરી છે. નધારણીય રીતે વેઓ માટે અનામત રાખવામાં આવેલી બધી બેઠકો ઓઓએ ભરી દીધી છે એટલું જ નહિ પણ કેટલીક સામાન્ય બેઠકો માટે પણ તેઓએ સફળતાથી હરિફાઇ કરી છે નવી પ્રાંતિક સરકારોમાં વિશ્વાસ અને જવાબદારીનાં સ્થાનો પણ તેઓ ધરાવી રહી છે તેને માટે તો આપણાં તેમને અભિનંદનો છે—અને આપણને ખાત્રી છે કે યોગ્ય સેવા કાર્ય માટેની તેઓની શક્તિ બતાવીને ઓઓનુ ગૌરવ તેઓ જરૂર જાળવશે આ એકજ વાત એવી છે કે, અગીઆર વર્ષો

પહેલાં તો સૌ કોઇએ એને ચમત્કાર અને શંકાસ્પદ માની હોત. એટલે, અહીં, ઘણાં વર્ષો પર સ્ત્રી પુરુષની સંપૂર્ણ સમાનતામાં દર્શાવેલી માન્યતા માટે અને એ સિદ્ધાંતનો અમલ કરવાની તક મળી ત્યારે તેનો વ્યવહારુ રીતે સ્વીકાર કરવા માટે મહાસભા પક્ષ પ્રત્યે તમામ તરફથી આપણી આભારની લાગણી જો હું વ્યક્ત નહિ કરું તો હું ફરજમાંથી ચૂકેલી ગણાઉં.

પરિસ્થિતિનાં પરિવર્તન સાથે નવું દૃષ્ટિબિંદુ, નવા વિચારો, નવી ઇચ્છાઓ અને નવી અભિલાષાએ અનિવાર્ય રીતે આવે જ છે અને જો એ વિચારોનો અભ્યાસ કરીને એની યોગ્યતા પ્રમાણે એનો સ્વીકાર કે અસ્વીકાર કરવામાં ન આવે અને એ પ્રસંગ હાથ ધરી લેવામાં ન આવે તો એક વ્યક્તિની માફકજ, સંસ્થા પણ પ્રગતિની આગે કૂચમાં પાછળ રહી જાય છે અને એની ઉપયોગિતા ઘટી જાય છે. જે કાંઇ બનાવો બની રહ્યા છે તે જોતાં, આપણી પોતાની સ્થિતિનું પુનરાવલોકન કરવાની આજે ચોક્કસ જરૂર ઉપસ્થિત થઇ છે. દેશભરમાં આજે વ્યાપી ગએલાં નવાં જીવનમાં પૂરેપૂરા અંશે આપણો ફાળો આપવાને આપણે શક્તિમાન થઇએ એવી રીતે આપણે આપણી સ્થિતિને સંભાળી લેવી જોઇએ.

જેમને માટે કાર્ય કરવાને આપણે પ્રતિજ્ઞાબદ્ધ થયાં છીએ તે હિન્દની સ્ત્રીઓ સાથે ગાઢ સંસર્ગમાં આવવાની બાબતમાં આપણે હજી સુધી શક્તિમાન થયાં નથી એ જો હું કબૂલ કરું તો મને ખાત્રી છે કે કોઇ સભ્ય એનો અસ્વીકાર નહિ કરે. એનું મુખ્ય કારણ એ છે કે, આપણે શહેરોમાં વસીએ છીએ જ્યારે સાચું હિન્દ ગામડાંઓમાં રહે છે. વળી, કેટલાક અપવાદો સિવાય, આપણાં જીવન એવાં થઇ ગયાં છે કે ખુદ આપણા પોતાના કુરસદોવા વર્ગમાં સામાજીક પ્રવૃત્તિઓ કરવા માટે આપણો ઘણો સમય ખર્ચાઇ રહ્યો છે. વળી, પશ્ચિમની જીવન રીતિઓ અને પદ્ધતિઓનાં આંધળાં અનુકરણને કારણે, આપણું જીવન ધોરણ ખર્ચાળ થઇ ગયું છે એટલું જ નહિ પણ, આપણી અને આપણી જાતિના મોટા ભાગ વચ્ચે ચોક્કસ રીતે વિશાળ અંતર પડી ગયું છે. તેથી આપણું બંધારણ અને ચુંટણીની રીતિઓ કાગળ ઉપર લોકશાસનવાદી છે છતાં આપણી કાર્યવાહક સમિતિ હોવી જોઇએ તેવી પ્રતિનિધિ સંસ્થા નથી. સામાન્ય રીતે કહીએતો, દરેક વિભાગનો સભ્ય તેના પોતાના જ અથવા તો તેની સમિતિના વિચારોનું પ્રતિનિધિત્વ ધરાવે છેઃ નહિ કે, તેના જ વિસ્તારમાં રહેતી હજારો સ્ત્રીઓના વિચારોનું પ્રતિનિધિત્વ. તેથી, જો આપણે નામ માત્રમાં જ નહિ પણ કાર્યમાં પણ અખિલ ભારતીય સંસ્થા બનવું હોય તો આજની સ્થિતિમાં, ધરમૂળને ફેરફાર કરવો જોઇએ. આપણી દરેક શાખાએ ગરીબ બહેનોને ઘણી વાર ભેગી કરવી જોઇએ, તેમને ઘેર જવું જોઇએ, તેમની રહેવાની સ્થિતિ કેવી છે ને તેમને શાની વાણ છે તે તપાસવું જોઇએ, એમને ને એમનાં બાળકોને કેવળ અક્ષરજ્ઞાનનું જ નહિ પણ સુઘડ રહેણીનું ને પાડોશીઓ સાથે કેવી રીતે વર્તવું જોઇએ તેનું શિક્ષણ આપવું જોઇએ અને એ બહેનોમાંથી ઘણી ખરી જે દુઃખો ભોગવે છે તેના તરફ સત્તાવાળાઓનું ધ્યાન ખેંચવું જોઇએ. આપણી બધી શાખાઓ શહેરી વિસ્તારોમાં જ હોવાથી, જો આપણે, આપણી ફુરસદના સમયનો ઉપયોગ આ ઉમદા કાર્યમાં કરવાનો નિર્ણય કરીએ તો એ કાંઇ અશક્ય કાર્ય નથી. માત્ર ઠરાવો કરીને જ નહિ પણ, સ્ત્રીઓના મિત્રો બનીને અને તેઓના અંધકારભર્યાં જીવનમાં પ્રકાશ પડે અને તેઓ જે ભારે બોજે

સહન કરી રહ્યાં છે તે ઓછો થાય એવું રચનાત્મક કાર્ય કરીને આપણે સ્ત્રીઓના સાચાં હિમાયતી બનીએ એ સમય હવે આવી પહોંચ્યો છે. અને ગામડાંઓનું શું? આપણે આપણી મેંઢેથી અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘની સ્થાપનાને આવકાર આપ્યો છે અને તેના આદર્શોની પરિપૂર્તિ માટે કામ કરવાનું વચન આપ્યું છે છતાં, આપણે થોડાક અપવાદો બાદ કરતાં, જરાય ઉત્સાહથી આ જરૂરી કામ હાથ ધર્યું નથી. જો આપણી ચહેરી સમિતિઓ તેઓના વિસ્તા-રોમાંનું માત્ર એકજ ગામ સ્વીકારે અને ત્યાં સતત કાર્ય કરે તો એ રીતે આપણે જરૂર આપણું અસ્તિત્વ પૂરવાર કરીએ એમ ખચીત માનજો. વળી, જો આપણે સર્વ આપણા ઉપયોગ માટે જ્યારે જ્યારે શક્ય હોય ત્યારે ત્યારે હાથે બનેલી વસ્તુઓજ ખરીદવાની પ્રતિજ્ઞા લઈએ, તો આપણે ગૃહઉદ્યોગોના વિકાસને ઉત્તેજન આપવા સાથે એ વસ્તુઓની જાત અને પ્રકારમાં સુધારણા કરવાની પણ તક આપશું. આવું કોઈપણ કાર્ય સરકારનાં ઉત્તેજનથી પણ નહિ બની શકે. કારણ કે, આપણાં ઘરો અને આપણી આસપાસનું વાતાવરણ સુંદર બનાવવું, રોજના ઉપયોગની આકર્ષક વસ્તુઓ માટે માંગણી ઉભી કરવી, ટુંકામાં સાચાં કલા અને સૌન્દર્યનાં ધોરણને જાળવી રાખવામાં પ્રવૃત્ત થવું એ તો સ્ત્રીઓનો ખાસ અધિકાર છે. આપણે એક સંસ્થા તરીકે સ્વદેશી ઉદ્યોગોને ઉત્તેજન આપવાને બંધાયલા છીએ. હું એ પણ જાણું છું કે આપણામાંના ઘણાં પોતાની ખરીદી પ્રમાણિક રીતે સ્વદેશીની જ કરે છે છતાં ઘણું કરવાનું બાકી રહે છે અને પ્રતિજ્ઞાને જો સાચે જ અસરકારક બનાવવી હોય તો આપણામાંના પ્રત્યેક જણે એને આચારમાં મૂકવી જોઈએ. અહીં હું ભાર પૂર્વક ખાદી માટે ખાસ અપીલ કરું છું. હું તમને હાથે વણેલી, અને હાથે કાંતેલી ખાદીનાં શાસ્ત્રનો અભ્યાસ કરવા વિનવું છું. યંત્રથી બનેલાં સ્વદેશી કે વિદેશી માલની જાત અને કિંમત સાથે એનું મૂલ્ય સરખાવવાને હું કહેતી નથી. હું તો તમને હૃદયોને સમ-જવાની દૃષ્ટિએ એના તરફ જોવા જણાવું છું. પંડિત જવાહરલાલ નેહરુએ એને હિન્દની રાજકીય સ્વતંત્રતાની સંજીવની કહી છે. એના ઉપયોગથી આપણા ભૂખે મરતાં કરોડોને રોટી મળે છે એ કારણે એને પવિત્રતાનાં એક ચિહ્ન રૂપે માનવા હું સ્ત્રીઓને વિનવું છું. આપણી દરેક શાખા તેનાં મુખ્ય મથકે એક સ્વદેશી ભંડાર ચલાવવાની ફરજ સમજે અને તેવા બધા ભંડારોમાં ખાદીને આગળ પડતું સ્થાન આપે એમ હું ઇચ્છું છું.

આજે અગીઆર પ્રાંતોમાંથી સાત પ્રાંતોમાં અત્યાર સુધી જે આદર્શો માટે આપણે દબાણ કર્યા કર્યું છે તેની પરિપૂર્તિ માટે સરકારો પોતાનાથી બનતું સર્વ કાંઈ કરી રહી છે એ આપણે માટે સદ્ભાગ્યની વાત છે. ગાંધીજીએ તાજેતરમાં પ્રધાન મંડળોએ લક્ષમાં લેવાની બાબતો વિષે ઉલ્લેખ કર્યો હતો ત્યારે નીચેની બાબતનો પણ ઉલ્લેખ કર્યો હતો: " કોમી સહકાર અને મિત્રાચારી, દારૂ અને અફીણની ટેવોના બંધાણીઓનો ઐચ્છિક સંયમ, અસ્પૃશ્યતાનું નિવારણ, સ્ત્રીઓનો સામાજીક મતાધિકાર, પુખ્ત વયના લોકોને સામુદાયિક કેળવણી આપીને નુકસાન-કારક પૂરવાર થએલા વહેમોમાં પ્રગતિમાન સુધારણા, મધ્યમવર્ગના થોડાક લોકોને બદલે કરોડોની માંગને પૂરી પાડે એવી, ઉચ્ચતર કેળવણીની પદ્ધતિમાં સંપૂર્ણ પુનર્ઘટના, ન્યાય શુદ્ધ અને ઓછખર્ચાળ બને તે માટે કાર્યકર્તાની સંસ્થામાં ઉદ્દામ પરિવર્તન, જેલોનું રીફોર્મ-મેટરીઓમાં પરિવર્તન, જ્યાં કેદ એ સજા નહિ હોય પણ ખોટી રીતે કહેવાતા ગુન્હેગારો

કે જેઓ સાચી રીતે તો કામ ચલાવે મનોક્ષતિવાળા છે તેઓને શિક્ષણ મળે." "આ" તેઓ વધુમાં કહે છે, 'કાંઈ ભયંકર રીતે લાંબું કાર્યક્ષેત્ર નથી. મેં સૂચવેલી એકેએક બાબત જરાય' અંતરાય વિના, 'જો આપણી ઇચ્છાજ હોય તો આજે જ અમલમાં મૂકી શકાય" અહીં ખાસ કરીને સ્ત્રીઓ માટે વિશાળ કાર્યક્ષેત્ર ખુલ્લું થાય છે અને એમાં આપણે પૂરતો પરિશ્રમ કરી શકીએ. દા. ત. મદ્યનિષેધ એ ચોક્કસ રીતે સ્ત્રીઓનું જ કાર્ય છે કારણ કે મદ્યપાનનો શાપ, એના બંધાણીના કરતાં સ્ત્રીઓ ઉપર જ વધારે ભારરૂપે પડે છે. આ સરકારો આપણી પાસેથી જે રીતે સહાય માગે તે રીતે તેને સહાય કરવામાં પરિષદ તેનાં સાધનો ખુલ્લાં મૂકશે? મને આશા છે કે, આ પ્રાંતોમાં આપણી શાખાઓ આ પ્રશ્નના સાથે સંબંધ ધરાવતા પ્રધાનો સાથે સંસર્ગમાં આવશે અને આ સુધારાની બાબતમાં તેઓ તરફથી સાચા દિલનો ટેકો મળવાની ખાત્રી આપશે આના કરતાં ઓછા નસીબવાન પ્રાંતોમાં અને રાજસ્થાનોમાં આપણી શાખાઓ એવી ચળવળ કરે કે જેથી ત્યાંની સરકારો પણ આ ઉરોળમાં આવીને જરૂરી કાયદાઓ કરે એવી મને આશા છે. છતાં આપણે એ ભૂલવું ન જોઇએ કે, કોઈ પણ ચોક્કસ અનિષ્ટ નાબુદ કરવા માટે કાયદાઓની સહાય અનિવાર્ય થઇ પડે છે છતાં, અગત્યની વાત તો એ છે કે અમ્મ અને કેફી પદાર્થોના બંધાણીઓનો હૃદય પલટો કરવો જોઇએ. મદ્યનિષેધના પ્રચાર કાર્ય સંબંધમાં સ્ત્રીઓએ આગેવાની ભર્યો ભાગ લેવો જોઇએ અને શુદ્ધ પ્રેમનાં નૈતિક દબાણથી, કે જે આપણે એનો ભોગ થનારાઓ ઉપર વ્યક્તિગત કે સામુદાયિક રીતે લાવી શકીએ એમ છીએ તેથી બીજા કાઇના પણ કરતાં વધારે સારી અને કાયમી અસર થવા પામશે. કોમી એકતાની બાબતમાં અત્યારે જ્યાં સર્વત્ર અંધકાર દેખાય છે ત્યાં 'આપણે સ્ત્રીઓએ જ પ્રકાશ લાવવો જોઇશે.

કાયદાને અંગે આપણને નડતી હરકતો દૂર કરવા માટે જરૂરી કાયદો કરવાની આપણે લાંબા સમયથી માગણી કરી રહ્યા છે. સાત પ્રાંતોની લોકપ્રીય સરકારો આપણી બૂમને વધુ સમય માટે નિરર્થક બરાડા રૂપે રહેવા નહિ દે એની મને ખાત્રી છે. પરંતુ આપણે તેમની સમક્ષ આપણી સંગીન દરખાસ્તો રજુ કરવી જોઇએ. અને આપણા સભ્યો પૈકી કેટલીક આ બાબત હાથ ધરી છે એથી મને ખુશાલી ઉપજે છે. આના સંબંધમાં હું એક સૂચના કરવા ઇચ્છું છું. મને આશા છે કે તમે એના પ્રત્યે સમભાવથી વિચાર કરશો. ચાલુ કાયદાઓમાં સુધારો કરવાનો પ્રયત્ન કરવાને બદલે લગ્ન, વારસો, મિલકત વગેરે માટે યોગ્ય કાનૂનોનો સમાવેશ થઇ જાય એવો જ એક સમગ્ર કાયદો તૈયાર કરવાનું શું વધારે સરળ નહિ થઇ પડે? આ કાયદા મુજબ અમલ કરવાનું કોઇ પણ કોમના સભ્ય માટે ઐચ્છિક હોઇ શકે. આમ કરવાથી, હાલની વ્યવસ્થામાં કાંઇ પણ ફેરફાર કરવા સામે ધાર્મિક કારણોસર થતો વિરોધ આપણે સમાવી શકીશું અને તે સાથે જ, આપણે એવા આદર્શ પ્રત્યે આગળ ધપીશું કે જેનો અમલ જો સફળ થશે તો એનો સર્વદેશીય સ્વીકાર થશે અને આપણા એકીકરણનું એ એક સાધન થઇ પડશે એ નિર્વિવાદ છે.

શિક્ષણવિષયક સુધારાની બાબતમાં આપણે શરૂઆતથી જ એવો આગ્રહ રાખ્યો છે કે, પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત હોવી જોઇએ. સામાન્ય રીતે શિક્ષણના પ્રચારમાં આડે આવતા ફંડના અભાવ કરતાં પણ શિક્ષકોના અભાવને લીધે કન્યા કેળવણીને ઘણું ખમવું પડ્યું છે અને ખુદ શિક્ષણ પ્રથાજ ખોટી છે અને આપણી બુદ્ધિમત્તા અને

પરંપરાને અનુરૂપ ધોરણે એ અનુસરી નથી. આ બાબત પ્રત્યે આપણી લોકપ્રિય સરકારોનું ધ્યાન કેન્દ્રિત થએલું હોવાથી જે નવા આદર્શો અને વિચારો રજુ કરવામાં આવે છે તેને આપણે અપનાવવા જોઇએ અને અનુકૂળ ધોરણે કેળવણી ઘડવામાં આપણાથી બની શકતી સહાય આપવી જોઇએ. જ્યાં સ્વયંસેવાભાવી શિક્ષકોની જરૂર હોય ત્યાં આપણા સભ્યોએ તેઓની સેવાઓ આપવા માટે ખુશીથી આગળ આવવું જોઇએ. ફૂરસદવાળા વર્ગોની તમામ તરૂણ સ્ત્રીઓને, તેઓનું શિક્ષણ પૂરૂં થાય પછી અને તેઓ પરિણિત જીવનમાં પ્રવેશ કરે તે પહેલાં તેઓના જીવનના ઓછામાં ઓછાં બે કે ત્રણ વર્ષો તેઓના વિસ્તારમાં રહેતા પુખ્ત વયના લોકોને અથવા ગરીબ બાળકોને ઐચ્છિક શિક્ષણ આપવામાં ગાળવાને તૈયાર રહેતી જોવાની મારી ઇચ્છા છે.

લેડી ઇરવીન કોલેજને જેટલે અંશે આપણે આપણાં સર્જન રૂપે માનીએ તેટલે અંશે, એ સંસ્થા હિન્દને સાચી સેવા આપતી યોગ્ય સંસ્થા બને એવું કરવાની હું સભ્યોને વિનંતિ કરૂં છું. ૧૯૩૮ ના વર્ષમાં આ કોલેજ એના નવા મકાનમાં પ્રવેશ કરશે એ સારી વાત છે. એ વર્ષ વિદ્યાર્થિનીઓ માટે પણ નવા યુગનું પ્રભાત ઉપજાવનારૂં નીવડે એવી મને શ્રદ્ધા છે. આ કોલેજની સ્થાપના ગૃહ વિજ્ઞાન અને તેને આનુષંગી વિષયો પર બાળાઓને તાલીમ આપવાના હેતુથી થઇ હતી, કે જેથી એ જ્ઞાન મેળવીને તેઓ એનું શિક્ષણ ગામડાંઓની બાળાઓને આપી શકે. એના સિદ્ધાંતનો અર્થ જ સેવામાં સાચું જ્ઞાન એ છે. અત્યારે શિક્ષણમાં જે નવી દષ્ટિ આવી છે તે જોતા, મને આશા છે કે, આપણે આપણા અભ્યાસક્રમમાં કોઇક પ્રકારની ઔદ્યોગિક તાલીમને પણ સ્થાન આપીશું કે જેથી આ દિશામાં ઘણી જ જરૂરી એવી પ્રગતિમાં ફાળો આપવાને આપણી વિદ્યાર્થિનીઓ યોગ્ય થઇ શકે. વધારાના વિષયો પૈકીના એક તરીકે ડેરી કામ રાખવાની અને જે બાળાઓ હિન્દુસ્તાની ન જાણતી હોય તેઓ માટે દેવનાગરી કે ઉર્દૂ લીપીમાં હિન્દુસ્તાની ફરજીયાત કરવાની હું સૂચના કરૂં છું. ગામડાંના અને હરિજન બાળકો માટે એક પ્રાયોગિક શાળા પણ આપણા જ મકાનોમાં સ્થાન પામે એ જોવાની મારી ઇચ્છા છે. આપણી વિદ્યાર્થિનીઓ કોલેજમાં હોય તે દરમ્યાન સાદું જીવન—ખોરાક અને કપડાંમાં—રાખે એવા આગ્રહનું કડક નિયમ તરીકે પાલન થવું જોઇએ એમ પણ મને લાગે છે અહીંથી ડીપ્લોમા મેળવનારી પ્રત્યેક વિદ્યાર્થિની ઓછામાં ઓછાં ત્રણ વર્ષની સેવા શિક્ષણના વ્યવસાયમાં આપે એવી હું આશા રાખું છું. આપણને ફંડની ઘણી જ જરૂર છે એ હું જાણું છુ પરંતુ ઘણા સમયથી જેની જરૂર રહી છે તે જો આપણે પૂરી પાડીશું તો પૈસાના અભાવની ભૂખ આપણે માટે રહેશે નહિ એની મને ખાત્રી છે. લેડી ઇરવીન કોલેજને જો આપણે આપણા આદર્શો અનુસારની યોગ્ય સંસ્થા બનાવવી હોય તો આ પરિષદના સભ્યોએ એમાં સક્રીય અને સંગીન રસ લેવો જ જોઇશે.

આપણામાંની પ્રત્યેક જણ જે સેવા મહેચ્છાથી કરી શકે એમ છે તેની સામાજીક સેવાની વિગતોની ચર્ચા કરવાની જરૂર હું જોતી નથી. અસ્પૃશ્યતા-નિવારણ, દારૂનિષેધ, સ્વદેશી અને ખાદી, કોમી એકતા, હિન્દુસ્તાની, ગ્રામ્યઉદ્યોગો, શહેર અને ગામડાંના આરોગ્ય તંદુરસ્તી માટે કાર્ય કરવા તરફ આપણે જો આપણું લક્ષ કેન્દ્રિત કરીએ તો આપણે આપણા દેશની જરૂર સારી સેવા કરીશું. આપણા પૈકીની કેટલીક આ બાબતમાં પ્રયત્ન કરી રહી છે પરંતુ કાર્યકરોની ઘણી

મોટી ફોજની જરૂર હોવાથી ઘણી બહેનોએ એ કાર્યમાં જોડાવાની જરૂર છે. ઇંગ્લાંડની સ્ત્રીઓએ આખા દેશમાં ચળવળ ચલાવી શોર મચાવ્યો તેથી, કે બારીઓના કાચ ફોડ્યા કે આગો લગાડી તેથી કોલેજમાં લાંઘણો કરી તેથી કંઇ એમને અબાધિત મતાધિકાર મળ્યો નહોતો. પણ મહાયુદ્ધને વખતે એમણે પોતાને માથે પડેલી જવાબદારીઓ સ્વેચ્છાએ ઉઠાવી લીધી ને કુશળતાથી પાર પાડી તેને લીધે, જે વસ્તુને માટે તેમણે વરસો સુધી લડત ચલાવી હતી તે વસ્તુ તેમને જાણે પલકવારમાં મળી ગઇ. એટલે મને વિશ્વાસ છે કે જો આપણે ભારતવર્ષની મહિલાઓ આપણામાં ઇશ્વરે આપેલી જે શક્તિ છે ને જે આપણે આપણા જ વાંકે ગુમાવી છે તે શક્તિ ખીલવીએ, આપણે નિઃસ્વાર્થ સેવામાં પરોવાઇ જઇએ તો આપણને જકડી રાખનારાં બંધનો પણ આપોઆપ ખરી પડતાં આપણને જણાશે.

પરંતુ આપણે જો આપણું અસ્તિત્વ વ્યાજબી ઠરાવવું હોય તો આપણે કાંઇક વધુ પણ કરવાની જરૂર છે. હિન્દી રંગભૂમિ ઉપર આજે સ્વતંત્રતાની લડત કેન્દ્રસ્થ સ્થાન ધરાવે છે, એ હકીકત ખોટી છે એમ કોઇથી કહી શકાય એમ નથી અને એમ હોય એ કુદરતી જ છે કારણ કે વિદેશી રાજ્યની જંજીરોમાંથી હિન્દ જ્યાં સુધી સ્વતંત્ર નહિ થાય ત્યાંસુધી હિન્દ એનાં સાચાં સ્વરૂપમાં શી રીતે આવી શકે ? જીવન એ વિભાગ ન પડી શકે એવું એક સ્વરૂપ છે અને રાજકીય અને આર્થિક સુધારાઓથી આપણે સામાજીક અને કેળવણી વિષયક સુધારાઓને છૂટા ન પાડી શકીએ. જેમ આપણે પુરૂષથી સ્ત્રીને છૂટી પાડી શકતા નથી, બધી પ્રગતિ અને બધા સુધારા એકમેક સાથે સંકળાયલા છે અને આજના બળતા પ્રશ્નો ઉપર આપણો અભિપ્રાય ઉચ્ચારવાના અધિકારનો જો આપણે ઇન્કાર કરીએ તો આપણે હિન્દી સ્ત્રીત્વ પ્રત્યે બેવફા થઇશું એમ મને લાગે છે. આ પરિષદ રાજકીય સંસ્થા બની જાય એમ હું ઇચ્છતી નથી, તેમ આપણે કોઇ એક રાજકીય પક્ષના છીએ. એમ બતાવવાની પણ હું સલાહ આપતી નથી. આપણે ચૂસ્ત રીતે બીનપક્ષીય રહેવું જોઇએ અને હિન્દભરના દરેક વિચાર ધરાવતા વર્ગ અને પક્ષમાંથી આપણે આપણા સભ્યો મેળવવાં જોઇએ. પરંતુ આપણા દેશ માટે લાભકર્તા કે નુકસાનકર્તા હોય એવી સર્વ પ્રવૃત્તિઓની ટીકા કરવાની કે તેને નૈતિક સક્રીય ટેકો આપવાની સ્થિતિમાં તો આપણે હોવાં જ જોઇએ એ બાબતમાં મને જરા સરખી પણ શંકા નથી.

આપણે જો વાયવ્ય સરહદના ગામડાંઓ પર ફેંકવામાં આવેલા બોમ્બના ગોળા સામે વિરોધ દર્શાવી ન શકીએ કે સામ્રાજ્યવાદની ચડાઇઓ જ્યાં થતી હોય તેને વખોડી ન કાઢી શકીએ તો ઇટલી એબીસીનીયાને જીતી લે કે જાપાન ચીન પર નિર્દય રીતે ચઢાઇ કરે એની સામે આપણે કયે મોઢે વિરોધનો સૂર કાઢી શકીએ ? આપણા પોતાના જ દેશમાં જેઓ કોમીડસ્ક જણાવે છે તેમને જો આપણે ન વખોડીએ તો સ્પેનમાં ચાલી રહેલા આંતરવિગ્રહને વિષે દુઃખ કેવી રીતે પ્રદર્શિત કરી શકીએ ? આપણા રાષ્ટ્રને એની આઝાદીની લડતમાં આપણે મદદ ન કરીએ તો આપણે પોતે ગુલામીની જંજીરોમાંથી છૂટવાની માગણી શી રીતે કરી શકીએ ? પરદેશોમાં હિન્દીઓ જે કષ્ટો સહન કરી રહ્યા છે તેની ઉપેક્ષા આપણું સ્ત્રીહૃદય કરી શકશે ખરૂં ? ભારતવર્ષના નવયોદ્ધિયા જુવાનોને દેશપાર કરવામાં આવ્યા છે ને જેઓ વરસો થયાં કેદખાનાંમાં સડે છે એમના તરફ આપણે

સમભાવ પ્રગટ કર્યા વિના કેમ રહી શકીશું ? જે કેદીઓને હમણાં જ મુક્તિ મળી છે તેને વિષે આપણે આનંદ નહિ પ્રગટ કરીએ ? અને ખુનામરકીના માર્ગ પરથી પોતાનો વિશ્વાસ ઊઠી ગયેલો જાહેર કરનાર સહુ રાજદ્વારી કેદીઓને છોડી મૂકવાની વિનંતિ નહિ કરીએ ?, આપણા કરોડો ભાઇબહેનો ભૂખમરાથી ને રોગથી પીડાઇને ક્ષીણ થઇ રહ્યા છે તેના તરફ આપણે આંખ મીચીશું ? એ દુઃખોનું મૂળ કારણ દૂર થવું જોઇએ એમ છડેચોક જાહેર નહિ કરીએ ? આપણને રાષ્ટ્રીય કલ્યાણની પ્રવૃત્તિઓ માટે પૈસા મળતા નથી ને લશ્કરની પાછળ દર વરસે કરોડો રૂપિયાનો ધુમાડો કરવામાં આવે છે એનો વિરોધ આપણે નહિ કરીએ ? આજે જગતમાં સામ્રાજ્યવાદ પૂરજોશમાં ચાલી રહ્યો છે એ જોયા છતાં આપણે સામ્રાજ્યવાદની લડાઇમાં ધસડાવવાની ધસીને ના નહિ પાડી દઇએ ? છેવટે, આપણો દેશ આઝાદીને અભાવે ચોમેરથી પીડાઇ રહ્યો છે એ જોયા છતાં આપણે આપણી ઇચ્છાને સંમતિ વિના જ આપણી જંજીરોને વધારે મજબુત કરે એવું સમૂહતંત્રનું બંધારણ સ્વીકારવાની ના નહિ પાડી દઇએ ?

આપણે આપણી પ્રવૃત્તિઓ અને હિતોનું ક્ષેત્ર વિસ્તારવાનો પ્રયત્ન કરીશું તો આપણે "આપણા મળ્યો પૈકીના કેટલાક અને આપણી બધીય રાજસ્થાની શાખાઓ ગુમાવી બેસીશું" એમ મને કહેવામાં આવ્યું છે. આપણે જો સાચી દૃષ્ટિથી વસ્તુસ્થિતિ તરફ નીહાળીશું અને આપણે પોતે પ્રમાણિક હોઇશું તો આવા પ્રકારના ભયનું માનસ આપણને ડારી શકશે એમ મારાથી માની શકાતું નથી, ભક્તિ અને આત્મભોગની ભાવનામાં જન્મેલી અને પોષાયલી, આપણી વીરાંગનાઓ કે જેની જીવન કથાઓએ દુનિયાના ઇતિહાસમાં પણ તેજ પૂર્યું છે તેની અજોડ હિંમતની પ્રાચીન પરંપરાની વારસદાર આપણે હિન્દી સ્ત્રીઓ આપણને ભયનો ભોગ થવા દઇશું ? પ્રવર્તી રહેલા અન્યાયો સામે વિરોધ ન દર્શાવી શકે એવી કોઇ સંસ્થા જીવવાને યોગ્ય હોઇ શકે ખરી ? અને તેય એક મહિલા સંસ્થા ! આપણી રાજસ્થાની શાખાઓ, રાજસ્થાની પ્રજાના અધિકાર માટે કદિ પણ જાગૃત થવાની નથી ? રાજસ્થાની પ્રજા શું આપણા જ લોહી અને હાડમાંસની બનેલી નથી ? બીજે કયાંય પણ હોય એવા અન્યાય અને દુખો શું રાજસ્થાનોમાં નથી ? જ્યાં કાંઇ આવા અન્યાયો હોય ત્યાં તેને ખુલ્લા કરવામાં અને અન્યાયો દૂર કરવા માટે પ્રયત્ન કરવામાં શું આપણે સ્ત્રીઓએ જોડાવું નહિ ? બ્રિટિશ હિન્દ કે હિન્દી હિન્દને નામે ઓળખાતા પ્રદેશમાં રહેતા કોઇપણ હિન્દીમાં લાગણીઓ જુદી હોય છે ખરી ? મને લાગે છે કે આ પ્રશ્નનો પૂરતો વિચાર ન કરનારાઓ તરફથીજ કદાચ આવા વાંધાઓ દર્શાવાયા હશે

આ પરિષદે જો સજીવ સંસ્થા બનવું હોય, જો એણે સાચેજ આખા હિન્દને સ્પર્શવું હોય તો આજે સાંકડી દિવાલોમાં જકડાઇ રહેવાનું તેને પાલવે એમ નથી, બધાય સામાજીક, કેળવણી વિષયક કે આર્થિક સુધારાઓ સ્વતંત્રતા માટેની વધારે વિશાળ, લડતની પૂર્તિરૂપ છે એમ હું માનું છુ; એટલે આપણાથી સ્વતંત્રતાની લડત પ્રત્યે અવગણના સેવી શકાય નહિ અને આપણે આપણું દૃષ્ટિબિંદુ જો ફેરવશું નહિ તો જીવનમાં જે ઉદેશ છે—આપણા જીવનના પ્રત્યેક વિભાગનાં નૈતિક અને આધ્યાત્મિક મૂલ્ય પર ભાર મૂકવો તે એમ હું માનુ છુ—ને પરિપૂર્ણ કરવામાં આપણે નિષ્ફળ નીવડીશું.' આપણા દેશને માટે એકંદરે આપણને જે પ્રવૃત્તિ

હીતકારક લાગે તેમાં ભાગ લેવાનો, અને તેને વિષે અભિપ્રાય ઉચ્ચારવાનો આપણને હકક મળે, અને જે પ્રવૃત્તિ બંધારણીય મર્યાદામાં રહે તે માટે આપણા બંધારણમાં ફેરફાર કરવાનો આગ્રહ કરવા માટે અહીં હાજર રહેલા પ્રતિનિધિઓને હિંમતપૂર્વક આગળ આવવા હું આગ્રહપૂર્વક વિનંતિ કરૂં છું. આથી તેને કે તેની શાખાને નુકસાન થશે એવો ભય કોઇએ રાખવાની જરૂર નથી. જો આપણામાં શ્રદ્ધા હશે તો લાબે કાળે આપણે, આપણને પોતાને અને આપણા પ્રશ્નને ચોકકસ લાભ કરી શકીશું.

આ સંસ્થાનું નામ કોઇક હિન્દી નામ રાખવાની પણ હું તમને વિનંતિ કરૂં છું.

નાની બાળાઓમાં સેવાની ભાવના જાગૃત કરવા માટે આપણે આપણા પ્રત્યેક મુખ્ય મથકે બાલિકાસમાજ સ્થાપવાની અને આપણાં વાર્ષિક અધિવેશનોમાં તેઓના પ્રતિનિધિઓને ' પ્રતિનિધિ ' તરીકે મોકલવાનું જણાવવાની પણ હુ સૂચના કરૂં છું.

દરેક પ્રાંત માટે પ્રવાસી અને નિમાયક મંત્રીઓની હવે જરૂર છે એમ મને લાગે છે. એટલે આપણા પ્રથમ પૂર્ણ સમયના કાર્યકર તરીકે શાન્તા ભાલેરાવને આવકાર આપવાની હું આ તક લઉં છું. તેમણે ઉપયોગી કાર્ય કર્યું હોય અને સેવા માટે જીવન અર્પણ કર્યું હોય એવા ઘણાં કાર્યકરોની આપણને જરૂર છે.

વાર્ષિક નાની રકમ આપતાં સભ્યો નોંધવાનો સમય પણ આપણે માટે આવી ચૂકયો છે એથી દરેક સ્ત્રીને એમ લાગશે કે જરૂરને સમયે તે પણ ખપ આવી શકે છે

આ રીતે જ પરિષદ-આજે બુદ્ધિમાન વર્ગની પ્રતિનિધિ છે તે-જીવનનાં પ્રત્યેક ક્ષેત્રમાં સ્ત્રીઓની પ્રતિનિધિ બની શકશે. જો આપણું કાર્ય પૂરતી ખંતથી હાથ ધરવામાં આવે અને આપણે જરૂરી સંખ્યામાં કાર્યકરો ઉત્પન્ન કરી શકીએ તો પૈસા આવી મળશે એ વિષે મને કાંઇ જ શંકા નથી.

છેવટે આપણા સર્વ આદર્શોની સિદ્ધિ માટે આપણાં ધ્યેય તરીકે અહિંસાનો સ્વીકાર કરવાનું સલાહકારક હોવા વિષે, નહિ, અત્યંત જરૂરી હોવા વિષે, વિચાર કરવાની હું તમને સર્વને વિનંતિ કરૂં છું. વિગ્રહના વાદળોથી ઘેરાયલી દુનિયામાં આપણે જીવીએ છીએ, આપણી પોતાની જરૂરીઆતો ગમે તેટલી અગત્યની અને તાત્કાલિક હોવા છતાં અને તેના પ્રત્યે લક્ષ આપવાની આપણી અનિવાર્ય ફરજ હોવા છતાં-આપણે વિશ્વની પરિસ્થિતિની અવગણના કરી શકીએ નહિ. બજિયાના બે ભાગના સિદ્ધાંતે માનવ જાતિને ભયંકર સ્થિતિમાં લાવી મૂકી છે-જે સ્થિતિ આજે આપણે જોઇ રહ્યા છીએ. સ્વાર્થ પરાયણતા, શોષણનીતિ, દમનનીતિ, શાહીવાદ, ક્રૂરતા એ બધાં એનાં સીધા પરિણામો છે. પૃથ્વીના નબળા રાજ્યોના જેવી જ રીતે આપણે સ્ત્રીઓએ આપણું શોષણ થવા દીધું છે કારણ કે આપણા ભાવિના અંતિમ ઘડવૈયા તરીકે પાશવી બળના સિદ્ધાંતનો અમલ કરવામાં આપણે પુરૂષો સાથે હાથ મિલાવ્યો છે. આપણે જો આપણી સાચી સ્થિતિએ પહોંચવું હોય અને એ રીતે માનવ જાતિને પણ ઉંચે ચઢાવવી હોય તો, આપણે પ્રેમનાં શસ્ત્રોથી સજીત થવું જોઇએ કારણ કે બધાં ય શસ્ત્રો અંતે તો એની આગળ નમવાનાંજ.

આપણો દેશ એ જ એક એવો દેશ છે કે જ્યાં આ સિદ્ધાંતના મૂળ આજે નાખી શકાય એવો આપણે દાવો કરીએ એમ છીએ અને પરમકૃપાળુ પરમાત્માએ આપણને માર્ગ રાહ બતાવવા માટે હિન્દનો આ મહાન પુત્ર

આવ્યો છે અને તેને પરિણામે અહિંસાએ મૂળ નાખ્યા પણ છે. એ છોડની શાખાઓ આપણા ઉપર છાયા પ્રસારે અને આજે દુનિયાને બાળી રહેલા તિરસ્કારરૂપી ક્રૂર તાપથી આપણને સંરક્ષણ આપે તે માટે જો આપણે એ છોડને પાણી પાઈ ઉછેરશું નહિ તો આપણા જીવન ઉદ્દેશને સફળ કરવામાં આપણે નિષ્ફળ જઈશું. અહિંસાનો માર્ગ એ દુઃખ સહનનો માર્ગ છે એ હું જાણું છું પરંતુ તે સાથે હું એ પણ જાણું છું કે, એ સીધો અને સાંકડો માર્ગ જ આપણને જીવને પ્રત્યે દોરે છે. સ્ત્રીના પ્રેમ વિના કોઈ ઘર પૂર્ણ ગણાય જ નહિ. સ્ત્રીઓ તરીકે આપણે પ્રેમ વિનાનું જીવન કલ્પી જ શકતા નથી. ત્યારે જગત હિંસા પર જીવી શકે ખરું ? અલબત નહિ જ. ત્યારે અહિંસાએ આપણું સ્ત્રીઓનું બિરુદ ન હોવું જોઈએ ? અહિંસા ધર્મને કેવળ જીભ પર જ નહિ પણ હૃદયમાં સુપ્રતિષ્ઠિત કરીને આપણે આ ૧૯૩૮ ના વરસનો આરંભ કરીએ. ત્યારે ભય માત્ર અદૃશ્ય થઈ જશે, શંકા માત્રનું નિરસન થઈ જશે, અને ઈશ્વરની કૃપા વડે આપણે આપણાં સર્વ ચિરમેચિત સ્વપ્નો સિદ્ધ થવાની શ્રદ્ધા પૂર્વક આશા રાખી શકીશું. કલ્યાણકર્તા ઈશ્વર આપણને આપણું આ પરમ કર્તવ્ય પાર પાડવાની શક્તિ આપે.

" હે ભગવાન મારી પ્રાર્થના એ છે કે મને પ્રેમનું પરમ બળ આપ. તારી ઈચ્છા પ્રમાણે જીવવાની, આચરવાની અને મહેવાની, સર્વસ્વનો ત્યાગ કરવાની કે આખું જગત તજી દે તોયે એકલા ઊભા રહેવાની શક્તિ આપ.

મારી પ્રાર્થના એ છે કે મને પ્રેમની પરમ શ્રદ્ધા આપ, મૃત્યુમાં પણ જીવન જ છે, પરાજયમાં પણ વિજય છે, ક્ષણભંગુર સૌન્દર્યમાં પણ શક્તિ છુપાયેલી છે, ઈજા ભોગવનાર પર સામી ઈજા ન કરનાર અહિંસામાં ખરું ગૌરવ રહેલું છે, એ સમજવા જેટલી શ્રદ્ધા આપ."



## સ્ત્રીઓની દુર્દશાની પરમાવધિ

સ્ત્રીઓની દુર્દશાની અને ગુલામગીરીની પરમાવધિ જો કયાંય પણ નજરે દેખાતી હોય તો તે જાતે ઉદ્યોગધંધો કરનારી કામદાર સ્ત્રીઓમાં. મિલો અને કારખાનાઓમાં સૂરજ ઉગેથી તે આથમતાં સુધી રીબાવાનું, સમયનું કોઈ જાતનું બંધન નહીં, કરેલા કામની મહેનતના બદલ પૂરા દામ મળશે કે કેમ તેની કોઈ ખાત્રી નહિ, માલિક, મુકાદમની તુમાખી અને જુલ્મ સાથે ઉચ્છૃંખલ રીતે બોલવા ચાલવા પર કોઈપણ પ્રકારનો પ્રતિબંધ નહીં, એવી સ્થિતિમાં સાંજ પડતાં કોઈપણ રીતે દિવસ તો ભરાયો એમ મન મનાવી, શિક્ષા અને એ બધું સહન કરતાંયે જે ચાર પૈસા હાથ આવ્યા તે લઈને ઘર ભણી જવાનું ! કરેલું તનતોડ કામ, સહન કરેલી સઘળી યાતનાઓ, બીજા કોઈ પાસે તો શું પણ પોતાની નજર સાંમે રહેલા ધણી સાથેય તે બોલવા સુદ્ધાંની સગવડ નહિ, એવી તો તેની સ્થિતિ !

પણ આ સ્ત્રીઓ અશિક્ષિત, અણઘડ હોવા છતાંય તે તેમને યોગ્ય એવું માર્ગદર્શન મળતાંની સાથે જ સામાન્યતઃ મધ્યમ વર્ગની બહેનોમાંય જે અસંભવિત એવું એક જૂથ તેઓમાં થઈ શકે. નિર્ભય મનથી મક્કમપણે, ચાહે તે ત્રાસ અને અવહેલના સહીને પણ તેઓ પોતાની ધ્યેયપ્રાપ્તિ માટે યોગ્ય રીતે ઝુંબેશ ઉઠાવી શકે છે એવું માલુમ પડે છે.

[ શ્રી-કિશોરીકરવાડી ]



વર્ષોની પરાધીન દશામાંથી આઝાદી પ્રાપ્ત કરવા માટે પુરૂષો સાથે ખભે ખભો મિલાવીને લડનારી, અને શાન્તિનાં વર્ષોમાં પ્રજાનાં ઘડતરમાં અને જીવનની અનેકવિધ દિશાઓમાં પ્રાણ રેડનારી

આ લેખનાં લેખિકા શ્રીમતી હીરા બાનાસિન્સ્કાનો પરિચય 'ગુણસુન્દરી'ના વાંચકોને કરાવતાં અમને ઘણો આનંદ થાય છે. વર્ષોની ગુલામી પછી, પોતાનાં આપબળે સ્વાધીન બનેલા પોલાન્ડના મુંબઇ ખાતેના એલચી ડૉ. બાનાસિન્સ્કીનાં તેઓ પત્ની થાય છે. સ્વાધીનતા માટે પોતાના દેશની પ્રજાએ-ખાસ કરીને સ્ત્રીઓએ આપેલા વીરલ આત્મભોગોની વાતો તેમણે અમારા આમંત્રણથી અહીં 'ગુણસુન્દરી'ના વાચકો માટે ખાસ રજુ કરી છે. 'ગુણસુન્દરી'ના તંત્રીને તેમને ત્યાં યોજેલા; ગુજરાતના અગ્રણી કલાકાર શ્રી. રવિશંકર રાવળના વ્યાખ્યાન પ્રસંગે તેમના આતિથ્યનો લાભ મળેલો એ પ્રસંગના પરિણામે આ લેખ લખાયો છે.

મેડમ બાનાસિન્સ્કાનો પરિચય પણ અત્રે કરાવી દઇએ. ૧૯૦૧ માં તેમનો જન્મ થયો હતો. સાઇબીરીયામાં તેમના પિતા ઇજનેર હતા એટલે તેમનો બાલ્યકાળ ત્યાં જ વીત્યો હતો. બે વર્ષ સુધી તેમણે ટશ્કેન્ટની માઇનીંગ કોલેજમાં ગાળ્યાં હતાં. પણ તે પછી વિશ્વ યુદ્ધ ફાટી નિકળતાં તેમનો અભ્યાસ ખોરવાઇ ગયો હતો. ૧૯૨૧ માં ડૉ. બાનાસિન્સ્કી સાથે તેમનું લગ્ન થયું. ડૉ. બાનાસિન્સ્કી પોલાન્ડમાં પોલીશ પ્રજાને સંગઠિત કરી રહ્યા હતા. તે પછી જાપાન ખાતેના પોલાન્ડના એલચી ખાતામાં ૧૯૨૫ માં તેમની નિમણુંક થઇ. પછી થોડાં વર્ષ તેઓ ચીનમાં અને જાપાનમાં રહ્યા: જાપાનમાં જાપાની નૃત્યકળા અને ચિત્રકલાનો તેમણે અભ્યાસ કર્યો. અને ૧૯૩૧ માં તેઓ જ્યારે પાછાં વોરસો ગયાં ત્યારે તેમણે તેમની ચિત્રકૃતિઓનું પ્રદર્શન ભર્યું હતું અને તેમને બહુમાન મળ્યું હતું. તેમના દેશની નૃત્યકળાનો પણ તેમને સારો પરિચય છે. પોતાની માતૃભાષા ઉપરાંત રશીયન, ફ્રેન્ચ, જર્મન, અને અંગ્રેજી ભાષા પર તેઓ અચ્છો કાબુ ધરાવે છે. જાપાની અને હિન્દુસ્તાની પણ ઠીક ઠીક સમજી શકે છે. ૧૯૩૩ માં તેઓ હિન્દ આવ્યાં ત્યારથી જ હિન્દની સંસ્કૃતિ અને સામાજીક જીવનમાં તેઓ ઉંડો રસ લઇ રહ્યાં છે અને એવી પ્રવૃત્તિઓમાં સારો રસ લે છે, આ ઉપયોગી માહિતી ભરેલા લેખ માટે તેમનો અત્રે આભાર માનવો અનુચિત નહિ થઇ પડે.

ગુજરાતની જનતા સમક્ષ પોલાંડના નારીજીવન વિષે કંઇક કહેવાની તક આપવા માટે 'ગુણસુન્દરી' અને 'શ્રીહિતોપદેશ'ના તંત્રીનો આભાર માનું છું. આવડા ટૂંકા લેખમાં પોલાંડના નારીજીવનની વિવિધ પ્રવૃત્તિઓ અને મારા દેશના જીવનમાં તેઓ જે ભાગ લઇ રહી છે તેનો પૂરતો ખ્યાલ ભાગ્યેજ આપી શકાય તેથી અહીં તો એ બધા વિષે નિર્દેશ માત્ર થઇ શકે એમ છે.

ભારતની મહિલાઓ મારા દેશના પ્રતિ-

# પોલાન્ડની નારી

અનેકવિધ સાહસ અને શૌર્યનો
ઉલ્લેખ કરનાર :

**શ્રીમતી ડીરા બાનામિન્સ્કા**

હાલથી પરિચિત નહિ હોય એટલે મારા દેશના નારીજીવનની ઐતિહાસિક સમીક્ષા જ મારે આપવી જોઈએ વર્ષો થયાં પોલાન્ડની સ્ત્રીઓએ એના દેશના ઘડતરમાં મહત્વનો ભાગ લીધો છે ચૌદમી સદીમાં પોલાન્ડમાં એક તરુણ લગભગ બાલિકા જ કહી શકાય એવી સ્ત્રીએ મહત્વનો ભાગ ભજવ્યો છે એ સ્ત્રી તે પોલાન્ડની તરુણ રાણી યાડવીગા પંદર વર્ષની વયે તે પોલાન્ડની ગાદીએ આવી હતી તેણે યૌવનમાં પ્રણયવચન છોડી દઈને એના દેશને લીથુઆનીઆ સાથે રાજકીય સંબંધથી જોડવા માટે ત્યાંના વિધર્મી (ક્રિશ્ચિયન નહિ તેવા) ડયૂક સાથે લગ્ન કર્યું અને એ રીતે ડયૂકને અને એની પ્રજાને ઇસાઇ ધર્મની દીક્ષા આપી જર્મનીના પશ્ચિમાભિક્રમણ સામે સંગઠન કર્યું

મધ્યયુગના પોલાન્ડમાં તાર્તાર અને તુર્કોના આક્રમણ સામે સ્વદેશનું રક્ષણ કરવા પુરુષો લશ્કરમાં જતા હતા એ વખતે પ્રાંતીય કારોબારમાં સહકાર આપવાનું, અંગત મિલકતની જાળવણી કરવાનું, ખેડુતો સાથે જમીનની વ્યવસ્થા જાળવવાનું કામ સ્ત્રીઓ જ કરતી હતી બાળકોનુ



ચરખો કાંતતી પોલાન્ડની નારી

શિક્ષણ અને સંભાળ તો હમેશનો સ્ત્રીનો ધર્મ થઇ પડયાં હતાં.

રિનેસાંસની સર્વદેશીય પ્રવૃત્તિના સમયથી પોલાન્ડની સ્ત્રીઓ સાહિત્ય, કલા અને રાજકારણમાં વધારેને વધારે ભાગ લેતી થઇ છે. પોતાના અભિપ્રાયોને જાહેરમાં ચર્ચવાની પોલાન્ડની સ્ત્રીઓને એવી ભારે ધગશ હતી કે એ વખતના એક લેખકે ( ૧૫૯૮ માં ) એ પ્રવૃત્તિ સામે કટાક્ષમાં " પાર્લામેંટ ઓફ વિમેન " ' સ્ત્રીઓની પાર્લામેન્ટ ' નામે એક પુસ્તક પણ લખ્યું હતું. એ સમયમાં પોલાન્ડની સ્ત્રીઓમાં રાજકારણનો જે અતિરેક થઇ રહ્યો હતો તેનો લેખકે એમાં કટાક્ષ કર્યો હતો. સ્ત્રીઓની લાગવગ એટલી બધી હતી કે વિદેશી મુસાફીઓએ અને એલચીઓએ પોલીશ દરબારની ચોક્કસ સ્ત્રીઓ અને તાજ સામે સંબંધ ધરાવતી વ્યક્તિઓની પત્નીઓની સહાનુભૂતિ અને લાગવગ ઉપર વારંવાર ભાર મૂકયો હતો.

અઢારમી સદીમાં પણ પોલીશ સ્ત્રીઓએ પોતાના દેશના રાજકારણમાં ભાગ લેવાનું ચાલુ રાખ્યું હતું. જ્યારે સેક્ષન વંશે પોલાન્ડની ગાદી ગુમાવી ત્યારે સેક્ષનીનો વારસ પોલાન્ડમાં સેક્ષન પક્ષનો નેતા બન્યો. તેણે નવા રાજા સીગીસ્મંડ ઓગસ્ટ પોનીયાતોવસ્કી સામે ક્રાન્તિકારી ચળવળ ચલાવી અને તેમાં ભાગ પણ લીધો હતો. એ ક્રાન્તિમાં બે સ્ત્રીઓ તરફથી તેને નાણાં અને શસ્ત્રોની મદદ મળી હતી. એ બે શક્તિશાળી મહિલાઓ તે પ્રિન્સેસ મેરી લુબોમીરસ્કી રેઝવી અને પ્રિન્સેસ સાપીહા. વીએના અને પેરીસના દરબારોમાં તેઓ ઘણી જ લાગવગ ધરાવતી હતી અને તેમણે ફ્રાન્સમાંથી આ ચળવળ માટે, ઉપર ઉલ્લેખેલી સહાય મેળવી આપી હતી.

પોલાન્ડે તેની સ્વતંત્રતા ગુમાવી ત્યારે અને પરાધીનતાના દુઃખદ વર્ષોમાં પોલાન્ડમાં દરેક વર્ગની સ્ત્રીઓએ સ્વાધીનતાની લડતમાં પુરુષોને સંપૂર્ણ સાથ આપ્યો છે. બધુંય ગુમાવી ચૂકયા હોઇએ એવી પરિસ્થિતિમાં ઉત્સાહ અને પ્રેરણા રેડીને રાષ્ટ્રની અસ્મિતા એમણે ટકાવી રાખી છે, ઘવાએલાની સુશ્રૂષા એમણે કરી છે, સ્વાતંત્ર્ય યુદ્ધના સૈનિકોની બરદાસ્ત કરી છે ક્રાન્તિવાદીઓને રક્ષણ આપ્યું છે અને દેશભક્તોની સરદારી નીચેની દેશની સ્વાધીનતાની લડતમાં સાથ આપવા માટે પ્રજાજનોમાં અગ્નિસંચાર કર્યો છે. વૉરસોના ઘેરામાં રશિયન સૈનિકો સાથે હાથોહાથની લડાઇમાં પોલાંડની સ્ત્રીઓ ઉભી રહી છે.

૧૮૩૦ ની સ્વાધીનતાની બીજી લડત નિષ્ફળ થઇ. એ વખતે પોલાન્ડની સ્ત્રીઓએ જોયું કે સ્વદેશનું અસ્તિત્વ જાળવી રાખવું હોય તો એમના વિજેતાઓ જેનો નાશ કરવા ઇચ્છતા હતા તે રાષ્ટ્રીય અસ્મિતા અને રાષ્ટ્રભાવના જાળવી રાખવાં જોઇએ. એ વખતે દરેક પોલાન્ડવાસીનું ઘર રાષ્ટ્રજીવનનું મધ્યબિંદુ થઇ પડયું. અને એ વખતે રાષ્ટ્રજીવન, રાષ્ટ્ર ભાષા અને રાષ્ટ્રીય પરંપરાનું સંરક્ષણ પોલાન્ડની સ્ત્રીઓએ જ કર્યું છે. ઘરમાં જ નહિ પણ ગામડાંઓમાં ઘરે ઘર ફરીને તેમણે ખેડુતોનાં બાળકોને સ્વભાષાનું જ્ઞાન આપ્યું છે. અને ઝારશાહીની આંધીમાં ત્રાસી રહેતા ખેડુત કુટુંબોને મદદ કરી છે. શહેરોમાં અધિકારીઓની નજર હેઠળ રાષ્ટ્રીય જાગૃતિનું કાર્ય વધારે મુશ્કેલ હતું. છતાં ય રાષ્ટ્રીય જાગૃતિનું આ મહાન અને મુશ્કેલ કાર્ય તેમણે છૂપી રીતે પણ ઘણી કુશળતા પૂર્વક કર્યું.

ફ્રેંચ લેખક મીચેલેટ પોલાન્ડની સ્ત્રીઓના ઉત્સાહી જીવન વિષે નીચેની કરુણ હકીકત લખી છેઃ

" આ દેશની સ્ત્રીઓ પ્રેરણામૂર્તિ

અખિલ ભારતીય મહિલા પરિષદ :
બારમું અધિવેશન : નાગપુર



મહિલા પરિષદની વ્યવસ્થા જાળવનારી સ્વયંસેવિકાઓ.

યવમાં પાછી પડી નથી. ઘોર દુ ખના સમ-યમાં અને વીરોચીત પ્રયત્નોમા એમના પતિઓનો સાથ તેમણે ક્યાં છોડયો નથી ” પ્રેમ એ પોલાન્ડમાં કોઇ મામુલી શબ્દ નથી ક્રાંતિના વર્ષોમાં સાઇબિરિયામા દેશનીકાલ થતા હજારો પતિઓની સાથે બેહજાર માઇલના એ હીમવિસ્તારમાં એમણે મયવારો અપ્યો છે બેડીઓ પહેરેના એમના પતિઓની પાછળ સેંકડો સ્ત્રીઓએ બાળકોને હાથમાં રાખી, લોહી વહેતા પગે શહિદીનો માર્ગ લીધો છે એમની નિરભિમાન સાધુતાએ આ વેદનાને પુનિત કરી છે અને માત્ર પ્રેમથી જ સાઇ-બિરિયાના નરકાગારને પણ તેમણે સ્વર્ગ બનાવ્યુ છે ”

પોતાના દેશની સ્વાધીનતાની લડતમાં એમિલી પ્લેટર, મેરી રોઝ નોવિચ અને એન્ટની ટેમાઝેસ્સ્કાએ ક્રાન્તિકારી લશ્કરની ટૂકડી-ઓને દોરવી છે

ઓગણીમમી સદીની આખરે રાષ્ટ્રભાવ-નાને ચેતનવતી કરવાને માટે જનતાના પ્રગતિવાદી સમૂહે મમાજવાદને અપનાવ્યો સમાજવાદીઓ કરતાં એ સમૂહ રાષ્ટ્રવાદી વિશેષ હતો અને એમનુ ધ્યેય ખેડુતોને જાગૃત કરી સ્વાધીનતાની પ્રવૃતિ માટે એમને એકત્ર કરવાનુ હતુ એ પ્રવૃતિમાંથી પોલીશ સોશી-આલીસ્ટ પાર્ટીનો જન્મ થયો એના સસ્થા-પકોમાંના એક માર્શલ પિલસુદસ્કી હતા. એનો મુખ્ય ઉદ્દેશ માર્શલ પિલસુદસ્કીએ લખ્યો હતો કે લોકશાસનવાળા સ્વાધીન પોલાન્ડ માટેની લડત ”

રશિયાની ઝારશાહી સામેની લડતમા પોલીશ સોશીયાલીસ્ટ પાર્ટીમાં રહીને ૧૯૦૫માં આખા રશિયામાં ક્રાન્તિની જ્વાળા સળગી ત્યારે અને તે પહેલાં અનેક સ્ત્રીઓએ એમા સાથ આપ્યો છે

પોલાન્ડ ખેતીપ્રધાન દેશ છે છેક ૧૮૯૫માં સ્ત્રીઓએ એક સ્ત્રીઓની કૃષિસંસ્થા શરૂ કરેલી એ નોંધવા યોગ્ય છે એ સસ્થાનુ ધ્યેય ખેતીની અને ઘરની સ્થિતિને સપૂર્ણ બનાવવનુ, રાષ્ટ્રભાવના જાગ્રત રાખવાનુ અને સમાજને ઉન્નત કરવાના પ્રયત્નો કર-વાનુ હતુ. એ સસ્થામાં માત્ર સ્ત્રીઓજ ખેડુતો અને જમીન ખેડવાનુ કામ કરતી સ્ત્રીઓજ સભ્ય થઇ શકતી આ નિયમ તો આજે પણ ચાલુ છે

દેશના રક્ષક સૈન્યમાં જેમનુ પરિવર્તન થયુ તે 'બદુકધારીઓની સમાજ' ૧૯૧૩માં પિલસુદસ્કીએ સ્થાપી એમાં પણ સ્ત્રીઓને દાખલ થવાની છૂટ હતી. ૧૯૧૪માં એ સંસ્થામાં સ્ત્રીઓની સખ્યા ૬૦૦ ની હતી જેમાં મુખ્યત્વે વિદ્યાર્થિનીઓ, શિક્ષિકાઓ અને સ્ત્રી અધ્યાપકોજ હતા મેડમ પિલસુદસ્કા એ બધી પ્રવૃત્તિનાં પ્રાણ હતાં. ૧૯૧૪મા લશ્કરની સહાયક સ્ત્રી સસ્થા ( Womens Military Assistance League ) શરૂ થતાં ૨૭૦૦૦ સ્ત્રીઓ એ સસ્થામા એકી સાથે જોડાઇ હતી એ સસ્થા ગેરકાયદેસર જાહેર થતા લડાવાનો પણ સભવ હતો. માર્શલ પિલસુદસ્કીએ સ્થાપેલી પોલીશ રાજ-કીય સંસ્થાના સ્ત્રીવિભાગને ઘણીવાર ગુપ્તચર કાર્ય સોંપવામાં આવતુ તેઓને દુશ્મનના પુલો રસ્તાઓ, ટેલીગ્રાફ લાઇન વગેરેનો નાશ કરવાનુ, તથા હથીઆર અને દારૂગોળો લઇ જવાનુ કામ સ્ત્રીઓને સોંપવામાં આવ્યુ હતુ આપત્તિઓને ગણકાર્યા વિના એક સરહદથી બીજી સરહદમાં એમણે જ ટપાલ લઇ જવાની હતી એ સાહસમા ઘણી સ્ત્રીઓ બદુકની ગોળીનો ભોગ થઇ પડી હતી, કેટલીકને પક-ડીને કેદ પૂરવામાં આવી હતી. ત્યાંથી નાસી છૂટીને પણ તેમણે દેશસેવા કરી હતી સ્વાધીન પોલાન્ડે એમની વીરતાની કદર કરી છે, અને

એમને સર્વશ્રેષ્ઠ લશ્કરી આભુષણના—Virtuti Militariના લશ્કરી ક્રોસની નવાજેશ કરી છે.

પોલીશ લશ્કરી સંસ્થાના સ્ત્રીવિભાગ ઉપરાંત પણ એક બીજી સ્ત્રી સંસ્થા પોલાન્ડમાં છે. એનું નામ ક્રુ પોલેક છે અને એના સભ્યોની સંખ્યા એક લાખ જેટલી છે અને આખા દેશમાં એનો વિસ્તાર છે. રશિયન ક્રાન્તિ પછી પોલીશ સૈનિકો તેઓને ઘરે પહોંચી ગયા હતા. ત્યારે ક્રુ પોલેકે લશ્કરી સહાયની આ સંસ્થા સ્થાપી હતી અને પોલીશ સૈનિકોના મિત્રોની સમાજના સહકાર સાથે, બોલ્શેવિક ક્રાન્તિને કારણે શિથિલ બની ગએલા આ સૈનિકોને પોષણ આપીને તેમજ શસ્ત્રો આપીને તેમનામાં આત્મભાન પ્રેરવામાં અમૂલ્ય સહાય કરી હતી

મહાવિગ્રહથી નાશ પામેલાં અને એમાંથી ફરીથી ભાગ્યે જ જીવન પામેલાં પોલાન્ડે એક નવીન આક્રમણકારી સામે લડવાનું હતું. અને એ બોલશેવીકો સામે નવી જ મેળવેલી સ્વાધીનતાનું તેણે રક્ષણ કરવાનું હતું અને તે કરવામાં સ્ત્રીઓએ તેમના દેશપ્રેમ અને અતુલ આત્મ ભોગનો પુરાવો આપ્યો છે.

૧૯૨૦ માં જ્યારે બોલ્શેવિક લશ્કરે પોલાન્ડ પર હલ્લો કર્યો ત્યારે ૨૪ સભ્યોની રાષ્ટ્રીય બચાવ માટેની નાગરિક સમિતિ સ્થાપવામાં આવી હતી. એ સમિતિમાં ત્રણ તો સ્ત્રીઓ હતી. સ્ત્રીઓની ટુકડીઓએ એમાં આગલી હરોળમાં રહીને પુરુષો સાથે લડાઇમાં ભાગ લીધો હતો. એમની વીરતા અતુલ હતી. એનો પુરાવો આપવા માત્ર એક જ દાખલો આપું: દુશ્મન લશ્કરે જ્યારે લ્વીવાવ શહેરને ઘેરી લીધું હતું ત્યારે ઓમરકના કિલ્લામાં ૭૦ સ્ત્રી સૈનિકોની એક ટુકડીએ એક માસથી વધુ સમય પર્યંત દુશ્મનોનો સામનો કર્યો હતો.

છૂપા જાતમીલ્દારો તરીકે પણ યુદ્ધમાં સ્ત્રીઓએ અજોડ સેવા આપી છે. આ કામમાં ખૂબ સાવચેતી અને સમયસૂચકતાની જરૂર હોય છે. પચાસ સ્ત્રીઓ આ કામ પર રોકાઇ હતી, એમાંથી ઘણી ખરી સ્ત્રીઓને જર્મની અને રશિયામાં કેદ ભોગવવી પડી છે અને સાતને તો કોર્ટ માર્શીયલથી દેહાંત દંડ થયો છે. એમને માર્શલ પિલ્સુદસ્કીએ નીચે મુજબ અંજલિ આપી છેઃ

" યુદ્ધમાં બીજા સૈનિકોની જેમ પુરુષોને જવાનું હોય છે પણ તમારે તો કોઇના સાથ વિના સૈનિકોના મૃત્યુ કરતાં વધારે ભયાનક મૃત્યુને ભેટવા તૈયાર રહેવાનું હોય છે."

મારા દેશની સ્વાધીનતાની લડતમાં સ્ત્રીઓના સહકારની, એમના અનેક વિધ યત્નોની હકીકત તમે જાણી. યુદ્ધકાળના ઘડતરે શાંતિક્ષેત્ર માટે એમને તૈયાર કરી રાખી હતી. નવસર્જીત પોલાન્ડનાં ઘડતરમાં બધી દિશામાં નવરચના કરવાની હતી. એમાં તો સ્ત્રીઓએ અવિરત શ્રમ, ખંત અને ઝીણી નજરનું કામ કરવાનું હતું, અને તેમણે દેશની પુનર્ઘટનામાં મહત્વનો ફાળો આપ્યો એમ કહેવું જોઇએ. પોલાન્ડની પહેલી પાર્લામેંટમાં (૧૯૧૯) આઠ સ્ત્રી સભ્યો હતી. હવે તો, પાર્લામેંટમાં સ્ત્રી સભ્યોની સંખ્યા ઘણી વધારે છે. પોલીશ સેનેટમાં પણ સ્ત્રી સભ્યો છે, અને મ્યુનિસિપાલીટી તથા સ્થાનિક સંસ્થાઓમાં સ્ત્રીઓનો સહકાર અગત્યનું સ્થાન ધરાવે છે.

પોલાન્ડમાં સ્ત્રીઓને આળસુ જીવન વિતાવવાનો શોખ નથી. શહેરમાં કે ગામડાંઓમાં ખેતરમાં કે રેંટીયા પર, શાળામાં શિક્ષક તરીકે કે વિદ્યાપીઠમાં અધ્યાપક તરીકે કંઇ ને કંઇ પ્રવૃતિઓમાં સ્ત્રીઓ દેખાશે જ દેખાશે. ધારાશાસ્ત્રી અને ડોક્ટરી, શિલ્પ અને એન્જીનીઅરીંગ બધામાં સ્ત્રીઓએ સ્થાન મેળવ્યું છે.

અનીતિના આંતરરાષ્ટ્રીય સંબંધોની તકેદારી રાખતી સ્ત્રી પોલીસોની સંસ્થાને તો લીગ ઓફ નેશન્સના પ્રતિનિધિઓ તરફથી પણ પ્રશંસા મળી છે.

નાગરિક પ્રવૃત્તિઓને આગેવાળગે છે ત્યાં સુધી નાગરિક ધર્મનો સુમેળ યોજતી ઘણી સ્ત્રી સંસ્થાઓ છે એમાં "સ્ત્રીઓનું સમાજસેવા મંડળ ( Women's Union For Social Service ) જાણીતું છે. વ્યાખ્યાનો, સ્વ-શિક્ષણના પાઠ અને પુસ્તકાલયો દ્વારા આ સંસ્થાની પ્રવૃતિ ચાલે છે. લોકસભા અને ધારાસભા ( Parliament and Senate ) ના સ્ત્રી સભ્યો સ્ત્રીઓના રાજકીય હકોનું રક્ષણ કરે છે અને સરકાર તથા સરકારી ખાતામાં નોકરી કરતાં કુટુંબોની સામાજીક સુખાકારી તરફ એ માટેની સ્ત્રી સંસ્થાઓ નજર રાખે છે.

સાહિત્ય અને કલાના ક્ષેત્રોમાં સ્ત્રીઓએ ઓગણીસમી સદીમાં જ વિશિષ્ટ સ્થાન લઈ લીધું હતું. સાહિત્યમાં એવી ઘણી લેખિકાઓ છે કે જેમની કૃતિઓનાં યુરોપની બીજી ભાષાઓમાં અનુવાદો થયા છે. એમાંથી થોડીનો જ હું ઉલ્લેખ કરીશ. મારીઆ કોનોપાનેટ્રસકાના દેશાભિમાનભર્યાં કાવ્યો પ્રજાના હૃદયમાંથી જ ઉભરાતા હોય એવાં કાવ્યો તો પરાધીનતાના વર્ષોમાં પ્રાર્થના રૂપે છુપાઇને ગવાતાં હતા. નાના બાળકોને માતૃભૂમિ માટે પ્રેમશૌર્યની દીક્ષા આપી તેની સ્વાધીનતા માટે લડવાની પ્રેરણા આપના માતાઓએ આ ગીતો ગાયાં છે.

મારિઆ રોડઝીએવિચ અને એલીઝા ઓરઝેસ્કોવાએ, શહેરનું રંગીલું જીવન છોડીને ધરતીના ટુકડા સાથે પોતાનો આત્મા ઓતપ્રોત કર્યો છે એવા મહેનતુ અને શાંત ખેડુત જીવનની પ્રશસ્તિ ગાઈ છે. પોલાન્ડને સ્વાધીનતા મેળવવી હોય તો એમની ધરતીનો નાનો સરખો ટુકડો પણ વિદેશીઓના હાથમાં ન જાય એ જોવાનું હતું એ તેમનો સંદેશ છે.

આ સિવાય ઘણી સ્ત્રી લેખિકાઓએ કાવ્યો, નવલકથાઓ, નાટકો લખ્યાં છે. પોલાન્ડના નૂતન સાહિત્ય સર્જનમાં પુરુષો કરતાં સ્ત્રીઓ આગળ પડી છે. એમાંની સમકાલિન સાહિત્યકાર સ્ત્રીઓમાં કાઝી મીરા ઇલાકીવીકઝોવના, મારીયા ડામ્રોવસ્કા, ઝોસાક ઝુકકા, ઝોફની નાકોવસ્કા, ઉલ્લેખ યોગ્ય છે.

ઓગણીસમી સદીમાં અભિનયકળાના ક્ષેત્રમાં આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા મેળવનાર કળાકારને પોલાન્ડે જન્મ આપ્યો હતો. મારીયા, મોરેઝેવસ્કા નામે આ નટીએ સારાહ બર્નહાર્ટ જેટલી જ ખ્યાતિ મેળવી હતી અને હમણાં પણ ટુરકો અને યર્મિનસ્કા યુરોપભરમાં જાણીતી થઈ ગઈ છે. બ્રોનિસ્લાવા નિજિન્સ્કા અને ડૉ. આર્નોલ્ડ ઝિદમેનની દોરવણી નીચે પોલીશ બેલેટ યુરોપની રંગભૂમિના શોખીનોનું ધ્યાન ખેંચી રહ્યું છે. એ નર્તકીઓમાં ઓલ્ગા સાવિસ્કા તથા ઝીઝી હાસામાં એ રાષ્ટ્રીય નૃત્યની પરંપરા સાચવી રાખી છે

સ્ત્રી ચિત્રકારો સોફીઆ સ્ટ્રીજીન્સકાએ પોલાંડના લોકજીવનને લોકકથાઓને તથા પ્રાન્તીય વેશ-પરિધાનની વિવિધ છટાને રંગભર્યાં આલેખનોથી શોભાવ્યાં છે. શિલ્પિઓમા મેરી લેકનિકા, અને નિયોવાએ આંતરરાષ્ટ્રીય નામના મેળવી છે.

યુરોપના જે થોડા દેશોનાં ખેડુતોએ પોતાનો રંગબેરંગી રાષ્ટ્રીય પોશાક પહેરવાનું ચાલુ રાખ્યું છે એમાં પોલાન્ડ એક છે. વેશ નહિ પણ ઘરની ઉપયોગિતાની નાની વસ્તુઓમાં એમના નૃત્યો અને ગીતોમાં પ્રાંતોની વિશિષ્ટતાઓ છે ખેડુત કુટુંબોમાં થતી હાથ બનાવટની વસ્તુઓ વાપરવાનો શહેરની શ્રીમંત સ્ત્રીઓએ શોખ કેળવી એ કારીગીરીને ઉત્તેજન

આપવું ચાલુ રાખ્યુ છે. વિદેશ મંત્રીના પત્ની શ્રી માડવીગા બેકાવાના પ્રમુખપણા નીચે એક પ્રચાર સમિતિ નીમી છે તેના દ્વારા દેશ પરદેશની હાથ બનાવટની વસ્તુઓના ઘાટ ઘડામણ વિગેરે સંબંધમા બેહુત કુટુંબોને એમના ઉદ્યોગમાં નવી સૂચનાઓ આપવામાં આવે છે. પોલાન્ડમા જ બનેલા હાથે કાંતેલાં વણેલાં રેશમી કાપડનો ઉપયોગ વધે એ માટે શોખીનો અને શ્રીમંતો અને રાજદ્વારીઓની પાર્ટીઓ ગોઠવવામાં આવે છે જ્યાં બધા આમંત્રિત મહેમાનોએ એજ સ્વદેશી કપડાના પોશાક પહેરીને આવવાનુ હોય છે

વિજ્ઞાનના ક્ષેત્રમાં પોલાન્ડના જ નહિ પણ સ્રી જગતની શોભારૂપ–માદામ ક્યુરીએ રેડીઅમ વિષે સંશોધન કર્યું છે દુનિયાભરની સ્રી વૈજ્ઞાનિકોમાં રેડિયમની સહશોધક તરીકે મેરી સ્ક્લોડોવસ્કા ક્યુરીનું નામ સુવિખ્યાત છે ૧૮૬૭ મા એક ગરીબ કુટુંબમા મેરી સ્કોડોવ્સ્કાનો જન્મ થયો હતો નાની વયમાંજ ગોરીને પેરીસની સોરબોન યુનિવર્સીટીમાં વૈજ્ઞાનિક અભ્યાસ ચાલુ રાખવા માટે જરૂરી સાધનો એકઠા કરવાની ફરજ પડી હતી. ફીઝીકસ અને ગણિતશાસ્ત્રની ડીગ્રીઓ મેળવીને તે ત્રણ વર્ષ પછી પાછી વોરસો આવી હતી પરંતુ તે વખતે યુનિવર્સીટીઓના હોદ્દાઓ પર સ્રીઓને સ્થાન આપવામા આવતુ ન હતુ તે પાછી પેરીસ ગઇ અને પીએર ક્યુરીને પરણી. પ્રેમાળ પત્ની અને બે બાળકોની વત્સલ માતા એવી મેરી ક્યુરીનું નામ આ યુગની મોટી મહાન શોધ રેડીયમ સાથે અમર બન્યું છે. તેના પતિના કરુણ અવસાન પછી સોરબોનની યુનિવર્સીટીનું ખાલી પડેલુ અધ્યાપક પદ તેને આપીને ફ્રાન્સે તેનું સન્માન કર્યું હતુ બે વાર તેને નોબેલ પારિતોષિક મળ્યુ હતું અમેરિકાની સ્રીઓએ ૭૫૦૦૦ ડોલરની કિંમતનુ એક ગ્રામ જેટલું રેડીયમ–જે તેની ઘણી જ વ્હાલી વસ્તુ હતી તે તેને ભેટ આપીને તેનુ સન્માન કર્યું. બીજું એક ગ્રામ જેટનું રેડીયમ મીસીસ માનોનીના પ્રયત્નથી મેડમ ક્યુરીને આપવામાં આવ્યુ હતું; તે તેમણે પોલીશ પ્રજાએ મેડમ ક્યુરીને સન્માનવા માટે વોરસોમા સ્થાપેલી પોલીશ રેડીયો લોજીકલ ઇન્સ્ટીટયુટને આપી દીધુ હતું.

મેડમ ક્યુરીનાં એક પુત્રી મેડમ જોલીયો કે જેણે માતા પિતાનુ વૈજ્ઞાનિક કાર્ય ચાલુ રાખ્યું છે તેમને મોં. લીયોં બ્લુમના ફ્રાન્સના પ્રથમ સમાજવાદી પ્રધાનમંડળમાં જોડાવાનું આમંત્રણ અપાયું હતુ.

મેડમ ક્યુરી અવસાન પામ્યાં છે પરંતુ વોરસોમા રેડીયો લોજીકલ ઇન્સ્ટીટયુટની ફરતેના યાર્ડમા તેમની સ્મારક પ્રતિમા શાન્ત અને સૌમ્ય મૂર્તિ સમી ખડી છે. પોલાન્ડની નામાંકિત સ્રી શિલ્પી લડવીકા નીચોવાની એ કલાકૃતિ છે.

યુરોપના બીજા દેશો અને અમેરીકાની જેમ રમત ગમતના ક્ષેત્રમાં પોલાન્ડની સ્રીઓ આગળ પડતી નથી. મહાયુદ્ધ પહેલાનાં પરાધીનતાના વર્ષોમાં એણે વધારે અગત્યનું રાષ્ટ્ર સન્માનના સંરક્ષણનું કામ કરવામાં બીજી પ્રવૃત્તિઓ તરફ લક્ષ આપવાનું શકય નહોતુ સ્વાધીનતાના છેલ્લાં ૧૫–૧૭ વર્ષોમા સ્રીઓએ રમતગમતોમા ભાગ લેવા માંડયો છે અને ચોમ એન્જેનીસ તથા બર્લિનના ઓલીમ્પીક સમારંભમાં ભાગ લઇ સારા દેખાવો કર્યા છે

જીવનના બધાં ક્ષેત્રોમાં યુદ્ધના સમયમા અને શાંતિના વર્ષોમાં પોલાન્ડની સ્રીઓએ પુરૂષોને સાથ આપ્યો છે એમની પ્રેરણા અને ઉત્સાહ ભર્યા સહકારને પુરૂષોએ હંમેશાં સત્કાર્યો છે. વિજયના અને દુખના વર્ષોમાં, ઘરમાં કે સાઇબિરિયાના કેદખાનામાં કે

યુદ્ધભૂમિ પર પોલાન્ડના સ્ત્રીત્વની ખૂબ કસોટી થઇ છે. આ અગ્નિપરીક્ષામાંથી વધારે ઉજ્જ્વલ થઇને એ આવી છે. એમાં એણે સ્ત્રીત્વનું માર્દવ અને સુંદરતા ગુમાવ્યાં નથી પત્ની માતા, ભગિની કે પુત્રી તરીકેનાં ગૃહજીવન અને સામાજીક જીવનમાં જેની જરૂર છે.

૧૯૩૫ માં પોલાન્ડની સ્વાધીનતાના સર્જક-માર્શલ પિલસુદસ્કીનું અવસાન થયું એની માતાએ એને નાનપણમાં રશિયન ઝારશાહીના જમાનામાં દેશપ્રેમની દીક્ષા આપી પ્રેરણા મંત્ર ફુંક્યો હતો

પોતાના હૃદયને એની માતાની કબરમાં દાટવાની એની અંતિમ ઇચ્છામાં એનો માતૃપ્રેમ જણાઇ આવે છે એનો દેહ વાવેલમાં દાટવામાં આવ્યો છે પણ એનું હૃદય એક ચાંદીની પેટીમાં એની માતાની કબરમાં દાટવામાં આવ્યું છે અને ત્યાંની આરસની તકતી પર નીચેના શબ્દો લખ્યા છે

**" માતા અને એના પુત્રનું હૃદય "**

# ધન્ય હુઈ વાણી

[ નાગપુરમા મળેલાં અ. ભા. મ. પરિષદનાં બારમા અધિવેશનના પ્રમુખ શ્રીમતી રાજકુમારી અમૃતકુંવરનું સ્વાગત કરતું આ પદ્ય શ્રીમતી સુભદ્રાકુમારી ચૌહાને રચેલું છે. શ્રીમતી સુભદ્રાકુમારી હિન્દી સાહિત્યમાં નામાંકિત સાહિત્યકાર છે. કવયિત્રી તરીકે અને નવલિકાનાં નિષ્ણાત લેખિકા તરીકે તેઓ જાણીતાં છે. તેમનું આ હિન્દી પદ્ય સહેલાઇથી સમજાય એવું છે. ]

સ્વાગત મંગલમયિ કલ્યાણી ।
નારી કે નિઃસ્પૃહ જીવન કી હો આદર્શરૂપ તુમ રાની ॥ ધ્રુ ॥

સ્વાગત આત્મત્યાગ કી ગરિમા ।
અનુકંપા કરુણા કી પ્રતિમા ।
દૌડ પડી પદ માન ભૂલ કર ।
સુન દુઃખિયોં કી કષ્ટ કહાની ॥ ૧ ॥

સક્રિય જીવન કી પરિભાષા ।
દલિત દેશ કી ઉન્નત આશા ।
'અમૃત કૌર' તુમ્હારા સ્વાગત ગા ।
ધન્ય હુઇ હમ સબકી વાણી ॥

સુભદ્રા કુમારી ચૌહાન

# અખિલ ભારતીય મહિલા પરિષદનું નાગપુરમાં મળેલું

# બારમું અધિવેશન

સ્મરણો આલેખનાર : શ્રીમતી વિદ્યાબહેન ર. નીલકંઠ

છેલ્લી નાતાલ દરમીયાન નાગપુર મુકામે અ. હિં. મ. પરિષદનું બારમું અધિવેશન થયું હતું. આ પરિષદને સંપૂર્ણ સફળતા મળી હતી એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી. નાગપુર હિંદના મધ્ય સ્થળે આવેલું હોવાથી ચારે તરફનાં પ્રતિનિધિઓને હાજર રહેવાની સુગમતા હતી અને સવાબસો પ્રતિનિધિ બહેનોએ હાજરી આપી હતી. હિંદની સર્વે રેલ્વેઓ આ પરિષદનાં પ્રતિનિધિઓને એક ટીકીટે બે વાર મુસાફરી કરવાની સર્વ વર્ગમાં જાહેરાત આપે છે તેને લીધે જનારાની સંખ્યા વધે છે. ફક્ત બી. બી. સી. આઇ રેલ્વે આ રાહત આપવામાં કોઇ વખત પણ શામેલ થતી નથી. વારંવાર એ બાબતમાં કરેલી વિનંતિઓ નિષ્ફળ થઇ છે.

રાજકુમારી અમૃત કુંવર અધ્યક્ષ સ્થાને હતાં અને તેમનું મનનીય વ્યાખ્યાન સર્વ બહેનોને જાગ્રત કરે તેવું છે. તેમનું અસાધારણ વ્યક્તિત્વ પરિષદને સફળ બનાવવામાં સાધનભૂત હતું. શ્રી. સરોજિની નાયડુની હાજરી ઉત્સાહપ્રદ બની હતી અને પરિષદના કામકાજ માટે ફંડની માગણી અસરકારક શબ્દોમાં તેમણે કરી હતી જેથી ત્રણ હજાર રૂપીઆથી વધુ રકમ અડધા કલાકમાં ભરાઇ ગઇ હતી.

ઉદ્‌ઘાટનને દિવસે ( તા. ૨૮ ) હમેશના રીવાજ મુજબ સ્ત્રી પુરૂષોનું ભેગું સંમેલન હતું જેમાં મધ્યપ્રાન્તના મુખ્ય પ્રધાન ડૉ. ખરેએ તેમજ શ્રી. જમનાલાલ બજાજે તથા શ્રી. વિજયાલક્ષ્મી પંડિતે ( યુક્તપ્રાંત મંત્રી ) જોરદાર વ્યાખ્યાનો કર્યાં હતાં. સર હરિસિંગ ગૌર તેમજ સર મોરોપંત જોશીએ પરિષદના કાર્યની પ્રશંસા કરતાં ભાષણો કર્યાં હતાં.

પરિષદની શાખાઓ તરફથી અનેક ઠરાવો આવે છે અને તેમાંથી ચાળી કાઢી અગત્યના ઠરાવો મૂકવાની પદ્ધતિ હોવા છતાં પણ ઠરાવોની સંખ્યા ઘણીજ મોટી થઇ જાય છે જેથી મોટો ભાગ પ્રમુખસ્થાનેથી રજુ કરવા પડે છે. એવા ઠરાવોમાં મતભેદને સ્થાન હોતું નથી. પ્રત્યેક શાખાના હેવાલો પણ વંચાયા હતા. લગ્ન વિચ્છેદ, સંતતિ નિયમન સરખા ઠરાવો પર વિવેચનો થયાં હતાં અને બંને ઠરાવ સર્વાનુમતે પસાર થયા હતા. કેળવણીના ઠરાવોમાં 'shift system' વિભાગી વર્ગોની પદ્ધતિસર ચર્ચા થઇ હતી અને વધુમતીથી પસાર થયો હતો.

પરિષદનાં પ્રતિનિધિઓ માટે ઉતારાની ગોઠવણી સારી રીતે કરવામાં આવી હતી. તેમને જવા આવવાનાં વાહનોની પણ યોગ્ય ગોઠવણ હતી. ભોજનની ગોઠવણ ઉત્તમ પ્રકારની હતી એમ કહેવું જોઇએ. ચાલીશ પચાસ સ્વયંસેવિકાઓ નાની મોટી, કેળવાએલી બીનકેળવાએલી તમામને હસ્તક એ વિભાગની વ્યવસ્થા હતી અને દક્ષિણી બહેનો જેને માટે ગર્વ લઇ શકે તે પીરસવાની સર્વ વ્યવસ્થા એ બહેનો જાતે જ કરતી. ચ્હા, નાસ્તો,

ભોજન મુખવાસ વગેરે સર્વને સંતોષ આપે તેવાં હતાં અને નાગપુરની બહેનોને તે' ખાતે પરિષદ ધન્યવાદ ઘટે છે. પરિષદ માટે ખાસ પોષ્ટ અને તાર ઓફીસ ખોલી હતી જેથી બહારની બહેનોની પૂરી સગવડ સચવાઇ હતી.

અમરાવતીના વ્યાયામ મંડળની બહેનોનું બેન્ડ તેમજ તેમના વ્યાયામના પ્રયોગો અતિ આકર્ષક હતા.

પરિષદ એક જંગી મંડપમાં ભરવામાં આવી હતી અને લગભગ ચારથી પાંચ હજાર સ્ત્રીઓની દરરોજ હાજરી રહેતી. ઘણું ખરૂ એમ બને છે કે ઠરાવોના દિવસે હાજરી ઓછી થઇ જાય પરંતુ અહીં બધા દિવસ સરખી હાજરી હતી. પરિષદનું કામકાજ અંગ્રેજીમાં તથા મોટે ભાગે મરાઠી અને હિંદીમાં ચલાવેલું જેથી સર્વ બહેનોને સમજવાની અનુકૂળતા હતી. તેને જ પરિણામે ઠોસોઠોસ મંડપ ભરેલો રહેતો હતો.

પરિષદ હોય ત્યાં પ્રદર્શન ભરવાનો રિવાજ છે તે મુજબ નાગપુરમાં સ્વદેશી પ્રદર્શન સૌ. શારદા બહેનને હાથે ખુલ્લું મુકાયું હતું. દેશી માલની દુકાનો વિશેષ કરીને એમાં હતી.

સ્થાનિક અગ્રેસરો તરફથી પ્રતિનિધિઓના સ્વાગત માટે એકાદ મેળાવડો હોય કે જેમાં બધાં છૂટથી હરીફરી મળીહળી એક બીજાં સાથે વાત કરી વિચારોની આપલે કરી શકે એ ઇચ્છવા જેવું છે પરંતુ આવી પાર્ટીઓની પરંપરા થઇ જાય છે જેમા યજમાનને પુષ્કળ ખર્ચ અને મહેમાનોને દોડાદોડ સિવાય કાંઇ રહેતું નથી. આવાં નકામાં ખર્ચાને કરવાની ભલામણ હવે પછીની પરિષદનાં કાર્યકર્તાઓને કરવી અસ્થાને નહીં ગણાય. એક બીજાની હરીફાઇમાં એ ખર્ચાનો સુમાર રહેતો નથી. અને કોઇને પણ એમાં આનંદ મળતો નથી. નિરર્થકનાં ખર્ચો જેટલા ઓછા થાય તેટલું ઇષ્ટ છે. ત્રણ કે ચાર દિવસના કાર્યક્રમમાં ચાર પાંચ પાર્ટીઓ એ ઘણી જ વધારો પડતી કહેવાય. પરિષદને અંગે સંગીત તથા નાટ્ય પ્રયોગો થયા હતા.

પરિષદની બાર વર્ષની કાર્યવાહીમાં સ્ત્રીઓની જાગૃતિ તથા સંગઠન કલ્પ્ય જોઇએ તેવાં નહીં હોય પરંતુ સર્વ કક્ષા, સર્વ ધર્મ, સર્વ વિચારો અને સર્વ જાતિઓને એક કરવાના પ્રયત્નમાં પરિષદ સફળ થઇ છે એ નિઃસંશય છે. શ્રી. સરોજિની નાયડુએ પોતાના વ્યાખ્યાનમા એજ સૂર કાઢયો હતો કે કોઇપણ સંસ્થા આટલાં વિધવિધ પ્રકારનાં બહેનોને એકત્ર કરવા શકિતમાન થઇ નથી. પરિષદને હજુ ઘણું કામ કરવાનું છે. તેમનું કાર્યક્ષેત્ર ગામડામાં પ્રચારનાની જરૂર છે. કેળવણી, સમાજનાં અનિષ્ટો વગેરે બાબતોમાં હજી માત્ર પ્રવેશ જ થયો છે. બહેનો પોતાના અવકાશનો થોડો હિસ્સો આ કામ પાછળ આપે તો કાર્ય સિદ્ધિ થાય.

પરિષદના બંધારણમાં રાજકીય કાર્યને દાખલ કરવા માટે લંબાણ ચર્ચા થઇ હતી. રાજકીય પ્રશ્નો બીજાથી અલગ રાખી શકાય એ શકય નથી છતાં સર્વ બહેનોને અનુકૂળ પડે તેવો વચલો રસ્તો નીકળ્યો હોત તો પરિષદ એક પગલું આગળ વધી કહેવાત. ચર્ચાને અંતે છે તે જ બંધારણ કાયમ રહ્યું હતું.

એમની દરેકે દરેક બાબતમાં તેમને સંમત થવું પડે છે. ઉચ્ચ શ્રેણીની વિદ્યાર્થિનીઓ સાથે સબંધ રાખવો એ કોલેજ કે શાળાઓમાં એક ગૌરવની વાત ગણાય છે.

હું સ્વભાવે બહુ શરમાળ હતી. હું જ્યારે મારાથી ઉંચા વર્ગમાં અભ્યાસ કરતી યુવતીમિત્રો પાસે જતી ત્યારે મારું મોઢું સીવાઇ જતું. એમની સમક્ષમાં એક શબ્દ પણ હું ઉચ્ચારી શકતી નહોતી. અલબત્ત, મારી સમવયસ્કાઓ સાથે હું હસી હસીને વાતો કરતી.

એક દિવસે મારાથી ઉપલા વર્ગોમાં અભ્યાસ કરતી વિદ્યાર્થિનીઓ એની ચર્ચા કરી રહી હતી. તે વખતે હું ત્યાં હાજર હતી. હું તેમની વાતોમાં રસ લઇ રહી હતી. તેમની વાતો સાંભળી મારા કાન ચમકી ઉઠ્યા અને હૃદય ધડકવા મંડ્યું. મારા મોઢાનો લાલાશનો રંગ ચઢતો ઉતરતો હોય એમ મને લાગ્યુ. પ્રભુની એટલી કૃપા હતી કે એ વખતે મારા પ્રત્યે કોઇનું ધ્યાન ખેંચાયું નહિ.

સૌ કોઇ પોતપોતાની વાતોમાં મશગૂલ હતું. એ વાતોના પ્રસંગમાં જ એક વિદ્યાર્થિની બોલીઃ " હું માનું છું કે એ એક સુયોગ્ય કવિ છે પણ કર્મ કરવાથી અલિપ્ત છે. તેઓ લેખો તો લખે છે, દેશ ભક્તિ અને કિસાનોની દુર્ગતિ પર; પરંતુ એ કવિ મહાશય જાતે ક્યાં રહે છે એ કોઇએ નજરોનજર જોયું છે ? એક મહારાજકુમારની માફક એ કવિ મહાશય રહે છે. કવિતાઓ રચવા સિવાય એને બીજું કાંઇ કામ પણ કરવું પડતું નથી. બસ, જ્યારે મરજી પડે ત્યારે કલમ ઉઠાવી દીલમાં આવે તે ઘસડી નાંખે છે.

કોણ જાણે કેમ પણ એ મહાશયની પ્રદેશી કલમ કિસાનોની દુર્ગતિ પર દોડે છે. કોઇ કદાચ એમને કોઇ હળ ખેડવાનું કહે તો એમની કવિતા ક્યાંયે નહાસી જાય. આપણને એવા કવિઓની આજે જરૂર નથી. આજ કાલ તો પોતાના વિચારો અમલમાં મૂકનાર વાસ્તદર્શી કવિઓની જરૂર છે. "

હું આ સાંભળી ન શકી. તરત જ હું ગર્જી ઉઠીઃ " હવે બહુ થયું; હવે રહેવા દો. " બધી વિદ્યાર્થિનીઓ મારા તરફ જોવા લાગી. મારું મુખ ગુસ્સાથી લાલચોળ થઇ ગયું હતું. મેં બોલવાનું ચાલુ જ રાખ્યું:

" અહિં બેઠેબેઠે કોઇના પર ટીકાઓ કરવી આપણને બહુ જ ગમે છે. તમે બધીઓ એ કવિના અવાસ્તવદર્શન તરફ અંગૂલિનિર્દેશ કરો છો પરન્તુ તમારામાં પોતાનામાં પણ કાર્ય કરવાની શક્તિ કેટલી છે તે તો કહો ?

શું તમે સર્વ એમ માનો છો કે માત્ર હળ જોડવાથી વાસ્તવદર્શી કવિ થઇ જવાય છે ? જગતમાં જે જે કવિઓએ સમર્થ કવિતા લખી છે એ બધા શું કવિતામાં રચેલા જીવન પ્રમાણેનું વાસ્તવ જીવન જીવતા હતા ?

કવિઓ તો જનતાના પ્રતિનિધિઓ છે. જનતાની મૂંગી વાણીમાં તેઓ વિચાર રેડે છે. તમે તો જાણે એવા વિચારો ધરાવો છો કે બધાએ ઢોર પીટવા પણ ગાવું કોઇયે નહિ. "

આટલી બધી વાતો હું કેમ બકી ગઇ તેનું પણ મને તે વખતે ભાન ન રહ્યું. મારી આંખોમાં અશ્રુધારા વહેવા લાગી. મેં એ વિદ્યાર્થિનીઓને કહ્યું; " તમને કોઇને એ કવિની બાબતમાં શબ્દ ઉચ્ચારવાનો અધિકાર નથી. એ તો એક મહાન કવિ છે. "

વળી પાછી હું ચોધાર આંસુએ રડવા મંડી. ઘડીભર ત્યાં સનસનાટી ફેલાઇ રહી. મારી આ સ્વતંત્ર વાણી સાંભળીને બધીને આશ્ચર્ય થયું. મને લાગ્યું કે આ બધી

મને પાગલ તો નથી સમજતી ને ? બધી વિદ્યાર્થિનીઓએ આશ્ચર્યચકિત નયને મારા મુખ તરફ ક્યાંય સુધી જોયા કર્યું.

કેટલોક વખત વીત્યા પછી આ પ્રસંગના કારણભૂત બનેલી અધિપ વિદ્યાર્થિની બોલી "બસ બસ, હવે બહુ વધારે બોલવાની જરૂર નથી. હું તારાથી વિશેષ જાણું છું એના નામ પર તારે રડવાની શી જરૂર છે ? એ તારો શો સગો થાય છે ?"

હું શરમની મારી નીચું જોઈ રહી, અને હું પૃથ્વીમાં પેસી ગઈ હોઉં એમ મને ઘણીવાર ભાસ થયો.

આ વખતે બીજી વિદ્યાર્થિનીઓ અંદર અંદર અટ્ટહાસ્ય કરીને મારી મશ્કરી કરી રહી હતી. એક બીજી વિદ્યાર્થિની-જેણી આંખમાં અમી વર્ષી રહ્યું હતું-મારી નજીક આવી તે કહેવા લાગી "તારા જેવી પ્રશંસક જેને મળી હોય તે કવિને ખરેખર ધન્યવાદ ઘટે છે. એની તરફદારી કરી એના પર મરનારી તું ખરેખર એક ફૂલ જ છે "

મારું દિલ રોષ અને અપમાનથી પ્રજ્વળી ઊઠ્યું. પળભર માટે મને એવો વિચાર આવી ગયો કે કવિઓની આ બધી નિન્દકોને ઠાર મારી નાંખું. મારી મીઠી સ્મૃતિઓને આ ચાંડાલિનીઓએ કલુષિત કરવાનો પ્રયત્ન કર્યો હતો એ હું જાણતી હતી પરન્તુ મારા અપમાનનો ઘૂંટડો હું એ વખતે તો ચૂપચાપ ગળી ગઈ

હું આ મંડળમાંથી સત્વર ઊઠીને ઘેર ચાલી ગઈ. ક્યાંય સુધી એ વિદ્યાર્થિનીઓના હાસ્યપડઘા મારા કાનમાં અથડાયા કર્યા

ઘેર આવતાં જ માએ પૂછ્યું "આજે આટલી જલદી પાછી કેમ ફરી ?"

પરંતુ કારણ માટે પ્રથમ તો મેં કશો જ ઉત્તર ન આપ્યો. પરંતુ એથી માને સંતોષ થાય એમ ન હતું. એટલે છેવટે મારું હૃદય ખુલી ગયું. ધ્રૂસકે ધ્રૂસકે રડતાં મેં મારી માતાને બનેલી સર્વ હકીકત જણાવી દીધી.

મલકાતે મુખડે માતાએ કહ્યું "ગાંડી એમાં રડવા જેવી બાબત શું છે ? દરેક દરેક કવિમાં કંઈને કંઈ ઉણપ હોય જ છે. કવિ પણ આખરે તો મનુષ્ય જ છે ને ? કવિ કે લેખક માત્ર સામાન્ય કોટિના જ માણસો છે કોઈ પણ વ્યક્તિ એ આપણા લેખકો કે કવિઓની ગમે તેવી વાતો કરી શકે છે."

મેં કહ્યું "મા, એ ગમે તેમ હોય પણ મારા કવિની બાબતમાં કોઈને કહેવાપણું રહેતું જ નથી."

માતાએ ગંભીર બનતાં કહ્યું "મન્સા, તારે એવી રીતે બોલવું ન ઘટે હવે તો તું શાણી થતી જાય છે "

મારા પર કોઈએ પાણીનો એકદો ઢોળ્યો હોય એમ મને માતાના ઉપરના વચનો સાંભળીને પણ છેવટે મને લાગ્યું કે "મારી માતા પણ મારે માટે એવો જ કંઈક ખ્યાલ ધરાવી રહી છે "

હું વિચાર તન્દ્રામાં ડૂબી ગઈ. એ કવિ તરફનો મારો પ્રેમ કેવો છે ? મને તો એ મીરાં ભાવની જેવો પવિત્ર લાગે છે. મારા એના પ્રત્યેના વિશુદ્ધ પ્રેમમાં પાર્થિવ પ્રેમની ગંધ પણ નથી માત્ર ભક્તિભાવથી ભરેલો એ વિશુદ્ધ પ્રેમ હતો.

અજ્ઞાનની પરાકાષ્ઠા સમજાઈને એનો ભાર માત્ર એવી જ કલ્પનામાં તણાઈ જાય છે. મારી પણ એવી જ દશા હતી.

આ પછી મારા મનમાં અનેક તરેહના વિચારો આવ્યા; પળભર મનમાં જાગૃતિ આવી હોય એવો ભાસ થયો મને લાગ્યું કે

" મારો ભગવાન ગમે તેવો પણ મનુષ્ય છે." એક નિરાકાર અને અવ્યક્ત મૂર્તિ પ્રત્યે પ્રેમ દર્શાવવો એ ઇષ્ટ છે પરન્તુ લૌકિક વસ્તુ પ્રત્યે પ્રેમબંધનથી બંધાતાં પહેલાં ઘણી જ સાવધાની રાખવી ઘટે છે.

પ્રભુનો પાડ માનું કે એ દિવસ પછી મારા પિતાની બદલી થઇ અને મારે એ શાળા છોડવાનો વખત આવ્યો.

મારો અભ્યાસ ત્યારપછી પણ ચાલુ રહ્યો હતો. આ નવી શાળામાં હું ભણતી હતી ત્યારે એકાએક મારી એ કલ્પનામૂર્તિ કવિના મને એકાએક દર્શન થયાં.

અમારા ગામમાં આ કવિ મહાશય પધાર્યા હોવાથી એમનો સત્કાર કરવા માટે અમારી શાળા તરફથી એક સભા યોજવામાં આવી હતી. હું એ વખતે મારી શાળાના સાહિત્ય–સંઘની મંત્રી હતી.

મેં એમના સત્કાર સમારંભની યોજનામાં કશી પણ ઉણપ નહોતી રાખી. અમે બોલાવેલી સભામાં માનવમેદની પણ જંગી ભરાઇ હતી.

સભાનું કામકાજ શરૂ થયું. કવિ મારાથી દૂર હતા. એમણે પોતાનું કાવ્ય વાંચન શરૂ કર્યું. હું મંત્રમુગ્ધ બનીને એમની ઓજસભરી વાણી સાંભળી રહી હતી.

સભાના પ્રમુખ મહાશયે કવિનો કાર્યક્રમ પત્યા પછી કવિની કાવ્યરચના વિષે ભારોભાર પ્રશંસા કરી. એ વખતે મારા અંગેઅંગમાં આનંદની લહરીઓ ફરી રહી હતી.

ભાષણ સમાપ્ત થાય તે પહેલાં પુષ્પમાલા લઇને પ્રમુખ મહાશયે કહ્યું, " હું આપની સર્વની ઇચ્છા પ્રમાણે કવિ મહોદય તથા તેમની પત્નીનો સત્કાર કરું છું. કવિ તેમજ કવિપત્નીએ અહીં પધારીને આપણા બધા પર કૃપા દર્શાવી છે તે બદલ હું તેમનો આભાર માનું–છું. "

ઉપરના વાક્યો સાંભળતાં જ મારા પર વિજળી પડી. મારા શરીરનું તમામ લોહી સૂકાઇ જવું લાગ્યું. મને આંખે અંધારા આવવા લાગ્યાં.

આ પછી સભાપતિ શું શું બોલી ગયા તેનું પણ મને ભાન ન રહ્યું. હું ત્યાં કેટલો વખત સુધી એજ સ્થિતિમાં બેસી રહી તેનો પણ મને ખ્યાલ ન રહ્યો.

જ્યારે પ્રમુખનું ભાષણ પૂરું થયું અને સભાજનોએ તાળીઓના ગડગડાટ શરૂ કર્યા ત્યારે જ હું વિચારતંદ્રામાંથી જાગી ઉઠી.

તે પછી એક સ્ત્રી, સ્ત્રીસમુદાયમાંથી ઉઠી મંચ તરફ જઇ રહી હતી. સભાજનોએ એ કવિપત્નીને તાળીઓના ગડગડાટથી વધાવી લીધી. આ વખતે એક જણે મારી પાસે આવીને કહ્યું. " તમારે આ કવિપત્નીના કંઠમાં પુષ્પહાર પહેરાવવો એવી પ્રમુખની ઇચ્છા છે. "

હું તરત જ ઉઠી. શરીરમાં તાકાત નહોતી, ગળું સુકાઇ રહ્યું હતું. તે છતાં હું મંચ પર ચડી ગઇ અને કવિપત્નીને મેં પુષ્પહાર અર્પણ કર્યો.

હું મારી જગ્યા પર આવીને બેસી ગઇ. કરતલધ્વનિ ચાલુ જ હતો. હવે તો હું વિચારતંદ્રામાંથી જાગીને તદન જ સ્વસ્થ થઇ ગઇ હતી.

હવે, કવિપત્નીને મેં જરા ધ્યાનપૂર્વક જોઇ અને હું ચોંકી ગઇ. " અરે, આ શું ? એ તો એજ છે. "

ઘેર આવીને હું સૂઇ ગઇ. મારી માતા મારી નજદીક બેસી મને પંખો વીંઝી રહી હતી. મારી આંખો ખૂલતાં જ માતા મારા મસ્તક પર હાથ ફેરવતાં બોલી " મન્ના હવે તારા જીવને કેમ છે ? "

કાંઇ પણ જવાબ આપ્યા વિના મેં 'પાણી' માંગ્યું.

# વિશ્વયુદ્ધ અને આપણા દેશની સ્ત્રીઓનું કર્તવ્ય

લેખિકા :
શ્રીમતી શારદાબ્હેન મહેતા, બી. એ.

વિશ્વયુદ્ધનાં દુંદુભી ચારે દિશાએથી સંભળાય છે. જાપાન ચીનને કચરી નાંખવા તૈયાર થયું છે. સ્પેઇનનો આંતરવિગ્રહ ચાલ્યા કરે છે. બ્રિટનના વાવટાનું અપમાન ચીનમાં જાપાને કર્યું છે—અમેરિકન વહાણને જાપાન તરફથી નુકશાન થયું છે. મુંબઇ શહેરનું રક્ષણ વિમાની બૉમ્બ મારાથી કેવી રીતે કરવું તેની તાલીમ અપાઇ રહી છે. શસ્ત્રસરંજામમાં પારાવાર વધારો કરવામાં આવ્યો છે. સંગ્રામનો અંત સંગ્રામદ્વારા જ આવી શકે એવી એક પ્રકારની માન્યતા ફેલાઇ રહી છે. સ્ત્રીઓ તો સ્વભાવતઃ સંગ્રામની વિરૂદ્ધ જ હોય—વિશ્વશાંતિ માટે મુખ્યત્વે સ્ત્રીઓએ જ પ્રચાર કામ કર્યું છે—અને કરે છે. અલબત્ત સ્ત્રી અને પુરૂષ બન્નેનું કર્તવ્ય તો વિગ્રહ થતો અટકાવવાનું જ હોવું જોઇએ. અને તેટલા માટે શક્ય તેટલા ઉપાય લેવા જોઇએ. પણ મુડીવાદી જગતમા અત્યારના સંજોગોમાં લડાઇ અનિવાર્ય થઇ પડે, લડાઇ વિના બીજો ઉપાય જ ના રહે, અને જીંદગી જોખમમાં આવી પડે તો તેવે પ્રસંગે શું કરવું તેનો વિચાર કરવા તે વખતે ના બેસી શકાય. આપણા દેશમાં ધારો કે અહિંસક વિગ્રહ આરંભવો પડે પણ તે વખતે પણ સ્ત્રી પુરૂષ બન્નેએ વિજય પ્રાપ્ત કરવાના માર્ગનો તો વિચાર કરવો જ પડે. આજની આંતર રાષ્ટ્રીય પરિસ્થિતિનું અંતીમ પરિણામ કેવું આવશે તે કહી શકાય નહિ. મહાન્ વિશ્વયુદ્ધ સંભવિત છે ને તેમાં હિન્દુસ્તાન પણ કદાચ સંડોવાય—ચીનના આક્રમણ પછી હિન્દુસ્તાન કાંઇ બહુ દૂર નથી. વળી બ્રિટિશ સામ્રાજ્ય તરફથી ફેડરેશન ઠોકી બેસાડવાની વાતો ખૂબ ચાલી રહી છે. રાષ્ટ્રીય મહાસભાએ તેનો વિરોધ દર્શાવવા માંડ્યો છે. તો ૧૯૩૦–૩૨ ની સ્થિતિ, કે તેથી વિષમ સ્થિતિ ફરી ઉભી થાય તો સ્ત્રીઓની તૈયારી કેટલી છે ? સમગ્ર દેશની વસ્તીમા અર્ધી વસ્તી સ્ત્રીઓની કહી શકાય. અસલના વખતમાં સ્ત્રીઓ ઘર કામમાં જ રોકાએલી રહેતી હતી, અને સઘળો સરંજામ ઘરગથ્થુ કામમાંથી ઉત્પન્ન કરી શકાતો હતો. ત્યારે સ્ત્રીઓને બહારનાં કામકાજ કરવાની જરૂર રહેતી નહોતી, કે વ્યવસ્થિત ક્ષેત્રમા શામીલ થવાની ગરજ રહેતી નહોતી. પુરૂષો જ બધી શક્તિ પૂરી પાડતા. આજના જમાનામા ઘરગથ્થુ કામને બદલે વ્યવસ્થિત કારખાનાદ્વારા ઘણાં કામ થઇ રહ્યા છે. શાળાઓ, કૉલેજો, ઇસ્પીતાલો, વિશાળ ધોરણ પર દેશપરદેશનો વ્યવહાર, વ્યાયામ, સુધરાઇ, આરોગ્ય, સ્વચ્છતા, ઇત્યાદિ અનેક પ્રવૃત્તિઓને લીધે વ્યક્તિગત પ્રયત્નો અને કામમાં ફેર પડી ગયો છે. ક્રમે ક્રમે દરેક કાર્યક્ષેત્ર વ્યવસ્થિત થતું ગયું છે, અને મોટા પ્રમાણમા લેવડદેવડ થવા માંડી છે ગામડાની ન્હાનામાં ન્હાના ઉપયોગની વસ્તુઓ લોટ, તેલ, જેવી—હવે સંચાઓ મારફત તૈયાર કરવામાં આવે છે—કાપડ અનેક ભિન્ન ભિન્ન સ્થળોમાં ઉત્પન્ન કરવામાં આવે છે. ગામડામાં શિક્ષણ આપવાને દૂર દૂર શહેરોમાંથી શિક્ષકો અને શિક્ષિકાઓ જાય છે. ઇસ્પીતાલોમાં પગારદાર નર્સો, માંદાં મનુષ્યોની સારવાર કરે છે. ઉત્પાદનનું અને સેવાનું કામ કોઇને કોઇ વ્યવસ્થિત સંસ્થાઓ મારફત થઇ રહ્યું છે રોજની જરૂરીઆતો

પણ એજ પ્રમાણે મેળવી શકાય છે. નોકરી માટે કોઈક કારખાનું કે સંસ્થામાં જોડાવાની આવશ્યકતા ઊભી થવા માંડી છે. કોઈને માટે કામ કરીએ તો આપણું કામ થાય એવી સ્થિતિ ઊભી થઈ છે. કોઈ વ્યક્તિ સ્વેચ્છા પ્રમાણે પસારો કરી શકે નહિં.

મહા વિશ્વ યુદ્ધમાં જે પ્રમાણે યુરોપની સ્ત્રીઓએ ઘાયલ થએલા સૈનિકોને મેદાન પરથી ઉપાડવામાં કે તેમનાં ખોરાકનાં સાધનો પેક કરીને રણમેદાનમાં મોકલવાના પાર્સલ કરવામાં કે કપડાં સીવીને મોકલવામાં પોતાની શક્તિ ને વખતનો ઉપયોગ કર્યો 'હતો તેટલું' હવે બસ ના થાય. હવે તો સ્ત્રીઓએ એથી વધારે મહત્ત્વનો ભાગ લેવો પડશે. રણમેદાન પર નર્સો તરીકે, સરસામાન તૈયાર કરવામાં ને એવાં બીજાં સક્રિય કામમાં ભાગ લેવો પડશે. શાન્તિને સમયે પણ જરૂરીઆતના અવસર માટે તાલીમબદ્ધ થવાની જરૂર છે. દરેક કામ કરનારને ત્રણ વસ્તુ ખાસ આવશ્યક છે:

૧. તંદુરસ્તી અને કૌવત.

૨. કેળવણી.

૩. હાથ, આંગળાં, આંખ, અને સ્નાયુઓની તાલીમ.

પ્રજાનું આરોગ્ય અને કૌવત સુધારવા અને વધારવા માટે જેટલું કરીએ તેટલું ઓછું છે.

સંગ્રામ સમયે કે શાન્તિને વખતે સક્રિય કાર્ય માટે કે મહેનત મજુરી માટે, દરેકમાં સારું કામ કરી બતાવવા માટે આરોગ્ય, અને તંદુરસ્તીની ઘણી જ જરૂર છે. નબળા પોચા માંદલાંઓ ભાગ્યે જ કોઈ કામને પહોંચી ના વળે, હવે વારે જે માંદાં પડી જાય, થાકી જાય, અથવા મહેનત પણ બોલે જોઈએ. છાતી ના શકાય, કે બીમારી વેઠી ના શકાય એવા માણસો કંઈ કામમાં આવી શકે નહિં. તેથી ખરેખરું દેશનું જેને કામ કરવું હોય તેને પહેલામાં પહેલું તો પોતાનું શરીર મજબૂત કરવાની જરૂર છે, અને તે માટે રહેવાનાં મકાન, ખોરાક, કસરત અને કેળવણી સહુ યોગ્ય રીતે મળવાં જોઈએ. આપણા દેશમાં સ્ત્રીઓ મોટે ભાગે શહેરમાં ને ગામડાંમાં નબળી અને માંદલી હોય છે. પુષ્ટિકારક ખોરાક, અને પૂરતી કસરતનાં સાધન અને આરોગ્ય સાચવવાની માર્ગદર્શક સૂચના દરેકને મળવી જોઈએ.

સારી રીતે કામ પાર પાડવા માટે જે જે સૂચનાઓ મળે તે પૂરેપૂરી સમજવા જેટલી બુદ્ધિ હોવી જોઈએ. તેટલા પૂરતું તો જ્ઞાન મળવું જ જોઈએ. વાંચતાં, લખતાં, સાદું ગણિત, તોલ માપનાં કોષ્ટકો એટલું તો આવડવું જ જોઈએ, નહિં તો મોટા જૂથમાં કામ કરવાનું મુશ્કેલ બને છે. દાખલા તરીકે લંબાઈ પહોળાઈના માપનું ભાન હોય નહિં તો કપડાં કાપવાનું કે પાટાનાં બંડલો વીંટાળવાનું, અમુક ઈંચ, ફીટ, અને વાર પ્રમાણે કાપવાનું શી રીતે થઈ શકે? થર્મોમીટર જોતાં આવડતું ના હોય, કે ઘડીઆળ જોતાં આવડતું ન હોય તો વખતસર દવા શી રીતે આપી શકાય? એક સ્થળેથી બીજે સ્થળ સરસામાન મોકલવાનો હોય તો નકશો જોતાં, માલની રસીદ આપતાં લેતાં, તેની નોંધ કરવાની એ બધું તાકીદે કરતાં આવડવું જોઈએ. વપરાશની વસ્તુઓ પારખતાં, જુદા જુદા હથીઆરો સાધનોનો બરોબર ઉપયોગ કરતાં—આ પ્રકારની ન્હાની ન્હાની પણ અતિ ઉપયોગની વસ્તુઓનો આધાર કેળવણી ઉપર છે. પુરુષોને વધારે જોરવાળાં કામ કરવા માટે યુદ્ધ કરવા માટે રોકવાનું અને દરેક બીજું કામ સ્ત્રીઓને હાથમાં સોંપવું પડે. એને માટે ઊંચા પ્રકારની કેળવણીની જરૂર છે. આપણા દેશમાં સામાન્ય

મુશ્કેલ રાજનૈતિક તેમજ સામાજીક પ્રશ્નો ખડા છે; એ પ્રશ્નોનું આપણે સાહસ અને આત્મવિશ્વાસથી નિરસન કરવાનું છે. માનવ-સમાજનાં ઉત્થાનનું કોઇપણ કાર્ય મહિલાઓના સહકાર વિના સફળ થઇ શકવાનું નથી એ તો સ્પષ્ટ છે. એટલે એવા સહકાર માટે આપણે તૈયાર રહીએ અને એ સહકાર આપવાની યોગ્યતા આપણે પ્રાપ્ત કરીએ એ આપણું કર્તવ્ય છે. આ સર્વ પ્રશ્નોનો ઉકેલ કરવા માટે આપણે મહિલા પરિષદને વધારે ક્રિયા-શીલ, પ્રગતિશીલ અને ઉપયોગી બનાવવાની છે. માત્ર વાદવિવાદ કરવાનો જમાનો વહી ગયો છે: કામ કરવાનો યુગ આવી પહોંચ્યો છે. માતૃજાતિ તથા માતૃભૂમિના ઉદ્ધાર માટે કમર કસીને કામ કરવા માટે આપણે ઉતરી પડવાનું છે. મહેલો અને પ્રાસાદોનો રાહ છોડીને આપણે ઝુંપડી તરફ જવાનું છે. શહેરોના વૈભવ છોડીને ગામડાંની સ્મશાન શાંતિ તરફ જવાનું છે. મધ્યમ અને ઉચ્ચ વર્ગના લોકોને છોડીને ગરીબ જનતા તરફ વધારે લક્ષ આપવાનું છે. ધનિકોને બદલે પીડિત અને અસહાય માનવસમાજ તરફ આપણે લક્ષ આપવાનું છે. નાગપુરનું આ અધિવેશન એ દિશાઓમાં અવશ્ય માર્ગદર્શન કરાવશે એવી મારી ખાત્રી છે.

આ ઉપરાંત સ્ત્રીઓના પોતાના પણ પ્રશ્નો છે કે જેનો આપણે વિચાર કરવાનો છે. આ સ્વાધીનતાનો યુગ છે. દુનિયાની સર્વ જાતિઓ અને સમાજ પોતાની સ્વતંત્રતા મેળવવાના ઉપાયો લઇ રહી છે. ગરીબ, શ્રમજીવી, ગુલામ સર્વ વર્ગના લોક પોતપોતાનાં બંધનો તોડવાનો પ્રયત્ન કરી રહ્યાં છે. આપણા દેશના મહિલા સમાજ પર પણ એની અસરનો પ્રભાવ પડ્યો છે. ભારતની સ્ત્રીજાતિ પણ સ્વતંત્રતા મેળવવાને આકાંક્ષી બની છે.

આપણા સમાજમાં સ્ત્રીઓનાં સ્થાન સંબંધમાં અનેક પ્રકારના વિચારો પ્રચલિત છે. કેટલાક લોકો એમ કહે છે કે સ્ત્રી સ્વતંત્રતા મેળવવાને યોગ્ય નથી. તો કેટલાક લોક એમ પણ કહે છે કે જ્યાં સ્ત્રીઓની પૂજા થાય છે ત્યાં દેવતાઓ નિવાસ કરે છે. વળી કેટલાકો કહે છે કે મહિલાનું સંપૂર્ણ ક્ષેત્ર તો ઘર છે તો કેટલાકો કહે છે કે પુરૂષોની માફકજ સ્ત્રીઓ શા માટે બહાર ન આવે? સ્ત્રી, આર્થિક સ્વતંત્રતા મેળવીને પોતાની જાતીય સ્વાધીનતાની પ્રાપ્તિ શા માટે ન કરે?

આવા આવા વિવિધ પ્રશ્નો આપણી સમક્ષ ઉપસ્થિત થાય છે. એ સર્વ પર ગંભીરતાપૂર્વક વિચાર કરીને આપણે એનો ઉકેલ કરવો જોઇએ. એ પ્રશ્નોનો નિર્ણય કરતી વખતે આપણે આપણા ઉચ્ચ આદર્શોને ભૂલવા ન જોઇએ. એ આદર્શોની પ્રતિભાથી તો ભારતની માતૃજાતિનું મુખ સદા ઉજ્જવળ રહ્યું છે. જેની પ્રેરણાથી આપણને ત્યાગ, સેવા અને બલિદાન માટે બળ મળ્યું છે. જેના પ્રતાપથી આપણને સંસારમાં પ્રેમ, સાહસ અને વીરતાનો સંચાર કરવાની શક્તિ મળી છે, જેનાં દિશાદર્શનથી આપણે દેશ તથા માનવજાતિના ઉત્થાનના પ્રત્યેક આન્દોલનમાં ક્રિયાત્મક સહકાર આપ્યો છે, એ આદર્શ એ પ્રેરણા, એ સ્ફૂર્તિ, આપણું સૌથી મોટું બળ છે અને જ્યાંસુધી આપણે એ બળનો સદુપયોગ કરતી રહીશું ત્યાંસુધી આપણે આપણાં સુંદર અને ગૌરવયુકત ભવિષ્યની બાબતમાં નિશ્ચિંત રહેવું જોઇએ.

બહેનો, આજે જ્યારે આપણે કર્મણ્યતા અને ક્રિયાશીલતા તરફ પદાર્પણ કરી રહ્યાં છીએ ત્યારે શ્રીમતી રાજકુમારી અમૃતકુંવર જેવાં પ્રતિભાશાળી મહિલાનું નેતૃત્વ પ્રાપ્ત થયું છે એ પણ આપણે માટે સૌભાગ્યની

[ અનુસંધાન જુઓ પાનું ૪૩૦ ]

હોવા છતાં વિશાળ હૉલ મધ્યમ વર્ગોની સ્ત્રીઓથી ખીચોખીચ ભરાઇ ગયો હતો અને મોડાં આવનારને ઉભા રહેવાની પણ જગા ન મળવાથી પાછા ફરવું પડ્યું હતું. આ સંમેલનનું બધું કામ હિંદી અને મરાઠીમાં થયું હતું.

તેજ દિવસે સાંજે ચાર વાગે વિશાળ મંડપમાં લગભગ ચાર હજાર સ્ત્રી પુરુષોની હાજરીમાં પરિષદ ખુલ્લી મૂકાઇ. પરિષદના આજ કાર્યક્રમમાં પુરુષોને આમંત્રણ આપવામાં આવે છે. પણ હજારો સ્ત્રીઓની સમક્ષ ચારસોએક પુરુષોની હાજરી નહિ જેવી લાગતી હતી. સ્વાગત ગીત ગવાયા પછી સ્વાગત સમિતિના અધ્યક્ષ લેડી ચિટનવિસનું હિંદી વ્યાખ્યાન તેમની વૃદ્ધાવસ્થા અને નાદુરસ્ત તબીયતને લીધે તેમનાં પુત્રવધૂ શ્રી પદ્માબાઇએ વાંચી સંભળાવ્યું. ટુંકા વ્યાખ્યાનમાં તેમણે સ્ત્રીઓને વાદવિવાદ અને એશઆરામ છોડી દેશની ઉન્નતિમાં સક્રીય ફાળો આપવા વિનંતિ કરી હતી. આ ભાષણ પછી મધ્યપ્રાંતો અને વરાડની જુદી જુદી સ્ત્રી સંસ્થાઓ તરફથી લગભગ ચાળીસેક હાર પ્રમુખ બ્હેનને પહેરાવવામાં આવ્યા. પ્રાંતની સ્ત્રી જનતાનો પરિષદને સાથ આપતો આ દેખાવ ભવ્ય હતો.

ત્યારપછી પરિષદનાં પ્રમુખ શ્રી રાજકુમારી અમૃતકોરનું ભાષણ થયું. ભાષણનો અર્ધ ઉપરાંત ભાગ હિંદીમાં વાંચ્યો અને છેવટનો થોડો ભાગ ઇંગ્લીશમાં. રાજકુમારીનું પૂર્વજીવન ન જાણનારને આ કદાચ વિચિત્ર લાગે તેઓ હિંદી પિતા પરંતુ યુરોપીયન માતાની પુત્રી હોઇ જન્મથી અંગ્રેજી જ શીખ્યાં હતાં અને એમને શિક્ષણ પણ બધું ઇંગ્લંડમાં જ મળ્યું હતું. હિંદી ભાષાનો અભ્યાસ તો-બોલવા પૂરતો પણ-એમણે ઘણી મોટી ઉંમરે કર્યો અલબત અત્યારે વાતચીતમાં તો તેઓ હિંદી સ્વભાષા પેઠે જ બોલી શકે છે. પણ ભાષણ હિંદીમાં કરવું એ હજી એમને કાંઇક મુશ્કેલ લાગે છે, અને એમને આખું ભાષણ હિંદીમાં તૈયાર કરવાનો વખત નહિ મળ્યો હોય, તેથી જ થોડો ભાગ અંગ્રેજીમાં વાંચ્યો. એમના ભાષણના મુખ્ય મુદ્દા આટલા હતા: ( ૧ ) પરિષદે હવે રાજકીય વિષયોમાં ભાગ લેવો જોઇએ. ( ૨ ) પરિષદનું કાર્ય વિસ્તૃત કરવા દરેક શાખાએ ગામડાંમાં રચનાત્મક કાર્ય શરૂ કરવું જોઇએ. અને બહુ થોડું લવાજમ-વાર્ષિક બે એક આના જેટલું લઇ પરિષદનાં સભ્યો વધારવા. ( ૩ ) ખાદી અને સ્વદેશીને ઉત્તેજન આપવા દરેક શાખાએ પોતાના સ્વદેશી સ્ટોર કાઢવા જોઇએ. ( ૪ ) વારસા ઇત્યાદિના કાયદાઓમાં સુધારા કરાવવાને બદલે એક નવો સર્વદેશીય અને વિશાળ ભાવનાવાળો કાયદો ઘડાવવા યત્ન કરવો જોઇએ. ( ૫ ) સારી આર્થિકસ્થિતિવાળી દરેક કન્યા શિક્ષણ પૂરું થયે બે કે ત્રણ વર્ષ સમાજ સેવામાં આપે. ( ૬ ) હિંદુસ્તાની ભાષા ફરજીયાત કરવી. ( ૭ ) દરેક ધ્યેય પ્રાપ્તિ માટે અહિંસાનો જ માર્ગ ગ્રહણ કરવો. પ્રમુખ બ્હેનનું ભાષણ તેજસ્વી અને વિચારશીલ હતું, અને કોઇ પણ વિષય ઉપર કરીને કે ગોળગોળ ભાષામાં તેમણે વિચારો દર્શાવ્યા ન હતા.

પ્રમુખના ભાષણ પછી શ્રી. જમનાલાલ બજાજ, સર મોરોપંત જોશી, સર હરિસિંગ ગૌર અને મધ્યપ્રાંતના મુખ્ય પ્રધાન ડૉ. ખરેનાં ભાષણ થયાં. ઇંગ્લંડમાં પરિષદ તરફથી નીમાયલાં લીએઝોં ( સંબંધ બાંધનાર ) ઓફિસર તરીકે ચુંટાયલાં મીસીસ લેંકેસ્ટર જે પરિષદ માટે ખાસ આવ્યાં હતાં તે પણ બોલ્યાં. પણ સૌથી આકર્ષક તો હિંદનાં એક માત્ર સ્ત્રી પ્રધાન ઓન. શ્રી વિજયાલક્ષ્મી પંડિતનું હિંદીમાં થયેલું ભાષણ હતું; પરિષદ મહાસભાના નામ માત્રથી ભડકે છે

જેમનું જીવન અને મરણ પવિત્ર અને ગૌરવભર્યાં હતાં : જેમણે જવાહરલાલને જન્મ આપીને ભારતવર્ષનું સદાકાળને માટે કૃતજ્ઞતાપૂર્ણ સ્મરણ મેળવી લીધું છે એવાં

# માતા સ્વરૂપરાણી નેહરૂ

એમના વીરલ ત્યાગની યશોગાથા : આખું રાષ્ટ્ર એમની સ્મૃતિને પ્રેમભાવથી પૂજશે.

કેટલીક વ્યક્તિઓ જન્મથી મહાન હોય છે. કેટલીક મહત્તાને પ્રાપ્ત કરે છે એવી એક વિચારકની ઉક્તિ છે. શ્રીમતી સ્વરૂપરાણી નહેરૂ વિષે આ ઉક્તિ સાચી પડી છે

ઓગણીસમી સદીના અંધકારયુગમાં સ્વરૂપરાણીનો જન્મ થયો હતો પ્રાચીન ખાનદાનીનો વારસો જેને મળ્યો હતો એવા કાશ્મીરી બ્રાહ્મણ કુટુંબમાં સ્વરૂપરાણીનો બાલ્યકાળ વીત્યો હતો. આર્ય સ્ત્રીનાં આદર્શોને માન્ય રાખતા તેમના પિતાના કુટુંબમાં તેમને જુનવાણી હિંદી સરકારનો વારસો મળ્યો હતો. એ વખતે હિંદમાં પશ્ચિમનાં સંસ્કારોનો પ્રારંભ થયો હતો પશ્ચિમની સંસ્કૃતિ, પશ્ચિમના વિચારો, સમાજ અને નારી વિષેની પશ્ચિમની કલ્પનાઓ હિંદમાં ધીમે ધીમે પ્રસરી રહ્યાં હતા પરંતુ સ્વરૂપરાણીનાં માતૃગૃહો તો રૂઢીચૂસ્ત હિંદુ સમાજનું જ વાતાવરણ પ્રવર્તતું હતું. ને એ વાતાવરણમા જ સ્વરૂપરાણીનો આત્મા ઘડાયો હતો.

તેર વર્ષની તેમની વય થઇ ત્યારે તેમના માતાપિતાએ તેમનાં લગ્ન કરી નાંખવાનું નક્કી કર્યું. કારણ કે તે વખતે અને આજે પણ કન્યાનાં બાળલગ્નો પ્રચલિત હતાં એટલું નહિં પણ તે રીતે વધારે વયની પુત્રી થાય અને તેનાં લગ્ન ન થયાં હોય તો તેના માતાપિતા લોકચર્ચાને પાત્ર બનતાં સ્વરૂપરાણીનાં પિતાએ તેમને માટે વર શોધી કાઢ્યો. કાશ્મીરમાંથી જ આવેલા ઉચ્ચ અને ખાનદાન કુટુંબના મોતીલાલ નહેરૂ સાથે ૧૮૮૨ ની સાલમાં સ્વરૂપરાણીનાં લગ્ન થયાં.

તે વખતે પંડિત મોતીલાલ નહેરૂ એક ઉગતા ધારાશાસ્ત્રી હતા. લખનૌની અદાલતમાં મોતીલાલજી વકીલાત કરતા હતા. ધંધાનો પ્રારંભ હતો. પૈસા મળ્યા ન હતા. કીર્તિ સાંપડી ન હતી. અને જીવનવિગ્રહ આકરો હતો. સ્વરૂપરાણી આદર્શ ગૃહિણીની માફક શાંત જીવન જીવી રહ્યાં હતાં. એ જીવન સુખી ગૃહસંસારનું હતું. એમાં તોફાનો ન હતા. જંજવાત નહતો, ધમાલ ન હતી. મોતીલાલજી ધીમે ધીમે પગથીએ પગથીએ આગળ આવી રહ્યા હતા. સ્વરૂપરાણી તેમના ઘરનું જતન કરી રહ્યાં હતાં.

વીસમીસદીનો પ્રારંભ પણ થયો નહતો તે પહેલાં સ્વરૂપરાણીએ એક પુત્રને જન્મ આપ્યો. એ વખતે તેમને કે મોતીલાલને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે આ પુત્ર ભવિષ્યમાં અદ્‌ભૂત નામના કાઢશે કે તે હિંદનું રત્ન બનશે. માબાપમાં હોય છે એવા નૈસર્ગિક વ્હાલથી તેમણે પુત્રનું જતન કર્યું. તેનામાં સંસ્કાર રેડ્યા ને તેનું ચારિત્ર્ય ઘડ્યું.

આ વખતે પંડીત મોતીલાલની કમાણી ધીખતી થઇ ગઇ હતી. તેઓ સામાન્ય ધારાશાસ્ત્રી મટીને કીર્તિને શિખરે પહોંચ્યા હતા. શ્રીમંત અને જમીનદાર અસીલોની મોટી વણઝાર બંધાઇ ગઇ હતી. ને જેમ જેમ મોતીલાલજી પાસે પૈસો વધતો

ગયો તેમ તેમ તેમના અમીરી સ્વભાવ પ્રમાણે તેમનો વૈભવ અને પ્રતાપ વધતાં ગયાં. તેમનું જીવનધોરણ ઉન્નત થતું ગયું. તેમની રહેણી ખર્ચાળ બનતી ગઈ. તેમનો દમામ બાદશાહી બન્યો અને વધારે સુખ અને વધારે સગવડથી તેઓ રહેવા લાગ્યા.

પરંતુ એ કાળમાં શ્રીમંતો અને સમાજનાં સમૃદ્ધ લોકોમાં પશ્ચિમના અનુકરણનો પવન ખુબ ફેલાયો હતો, ને મોતીલાલજી પણ તેનાથી મુક્ત રહ્યા નહિ. તેમણે ઘરમાં બધી પાશ્ચિમાત્ય પદ્ધતિ દાખલ કરી. તે પશ્ચિમની ઢબે રહેવા લાગ્યા. નાના જવાહરલાલને પણ એજ શિક્ષણ ને વાતાવરણમાં રહેવું પડ્યું. ને તે છતાં માતાના અસલ સંસ્કારોની છાપ તેમના પર પડયા વિના રહી નહિ ને તે કારણે પશ્ચિમનું શિક્ષણ, પશ્ચિમનો સંસર્ગ ને પશ્ચિમનાં વાતાવરણ નીચે તેઓ રહ્યા છતાં તેમનો આત્મા હિંદીમય રહી શકયો. આ સર્વનો યશ સ્વરૂપરાણીને જ ફાળે જાય છે.

દિનપ્રતિદિન મોતીલાલજીનો વૈભવ તો વધતો જ ચાલ્યો. રાજરાજેન્દ્રોને પણ શરમાવે એવો બાદશાહી તેમનો મહેલ હતો. મોતીલાલજીના આ વૈભવે કંઈક કંઈક દંતકથાઓ લોકોમાં પ્રચલિત કરી. કોઈ કહે કે તેમને ત્યાં એટલા બધા મહેમાન આવે છે કે દરેક મહેમાનને તેમનાં પ્રાંત કે દેશની વાનીઓ જમાડવાની મોતીલાલજીએ ગોઠવણ કરી હોઈ તેમને ૧૦૦ તો રસોયા રાખવા પડે છે. કોઈએ વળી પેરીસમાં ધોવાતા પંડિતજીનાં કુટુંબના કપડાની વાતો કરી. એવા અપૂર્વ વૈભવકાળે પણ સ્વરૂપરાણી ગર્વાન્વિત બન્યા નહિ કે પોતાનું ગૌરવ ભૂલ્યાં નહિ. જેમ તેમણે સામાન્ય ગૃહજીવન વિતાવ્યું તેમજ અપૂર્વ વૈભવને પણ તેઓ જીરવી શકયાં.

બંગભંગના કાળે હિંદમાં જબ્બર રાજકીય ઉલ્કાપાત થયો, પરદેશી રાજ્ય સામેની એ પ્રથમ જોરદાર ચળવળ હતી. પરંતુ તે પ્રવૃત્તિની અમર મોતીલાલજીના કુટુંબ જીવન પર બહુ થઇ નહિ. પંડિતજી રાજકારણમાં ભાગ લેતા. કોંગ્રેસમાં, કમીટીઓમાં કામ કરતા. પરંતુ તે વખતનું રાજકારણ એટલે તો આરામ ખુરશીનું રાજકારણ, ધારાસભાઓની બુદ્ધિપૂર્વકની દલીલો તથા નિવેદનોનું રાજકારણ, એમાં સહન કરવાનું હતું નહિ તેમ ત્યાગનો પ્રશ્ન પણ હતો નહિ.

લોકમાન્ય તિલકે મહાસભામાં પહેલવહેલાં ઉદ્દામવાદ દાખલ કર્યો. પરંતુ મોતીલાલજી સ્વભાવથી ઉગ્ર હોવા છતાં એ ઉદ્દામવાદમાં ભળ્યા નહિ.

હિંદનાં રાજકારણમાં પ્રથમ પલટો મહાત્માજીના આગમને આણ્યો. તેમણે રાજકીય લડતને નવું સ્વરૂપ આપ્યું, નવો વેગ આપ્યો, નવી દિશા ઉઘાડી. મહાત્માજીના વ્યક્તિત્વે ભલભલાને આંજ્યા ને અનેકો ધીકતી કમાણી મૂકી ને સેવાયજ્ઞમાં પડયા.

મહાત્માજીના એ પ્રતાપની અસર કોઇ આખા કુટુંબ પર સૌથી વધારે પડી હોય તો તે નહેરૂ કુટુંબ પર. મોતીલાલજી જેવા અમીરી પુરુષના હૃદયમાં પણ ત્યાગનો સંદેશ ઉતરી ગયો. જવાહર, સ્વરૂપરાણી, કમળા, વિજયાલક્ષ્મી બધા પર એ ત્યાગમૂર્તિએ જાદુ કર્યો. તે એક વખતની શાહશાહીને મોતીલાલજીએ તિલાંજલિ આપવા માંડી.

જીવનપ્રવાહમાં આવા પલટો આવે એ કાળ ઘણો કઠણ હોય છે. વર્ષો જતાં જીવનને ફેરવવું મુશ્કેલ પડે છે. ચાલતી આવતી રહીને તજવાનું કામ સહેલું નથી; વિચારોનું પરિવર્તન તો કદાચ બહુ મુશ્કેલી વિના થઇ શકે. પરંતુ જે રહેણીથી આપણે ટેવાઈ ગયા હોઇએ તે રહેણી બદલવી આકરી છે: ને તેમાંય જ્યારે માણસ સુખ, સગવડ, આદિથી

નાજુક ને કોમળ બની જાય છે ત્યારે તે કોમળતા ત્યજતાં ખુબ મંથન થાય છે.

નૂતન વિચારોનો સ્વીકાર હિંદમાં પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે ઝડપથી કરી શકતી નથી. રૂઢીચુસ્તતા તથા પ્રણાલિકાના બંધનો સ્ત્રીઓને વધારે હોય છે. એટલે જે નવો પવન દેશમાં વાયો તેનો સ્વીકાર સ્વરૂપરાણીએ કર્યો હશે તે પહેલાં તેમને અનેક મંથનોનો અનુભવ કરવો પડયો હશે, કારણ કે જે વસ્તુનો તેમને સ્વીકાર કરવાનો હતો તેને પગલે મરીબાઇ, જેલ, કારાવાસ અને યાતનાઓ રહેલી હતી.

પરંતુ આવા પરિવર્તનો કોઇ આકસ્મિક થતાં નથી. આત્માનાં સંસ્કાર હોય તોજ ઉન્નત આદર્શો ને ભવ્ય ભાવનાઓ ઝીલી શકાય છે, એટલે મોતીલાલજીનો વૈભવ જેટલો ગગનગામી હતો તેટલો જ તેમનો આત્મા ઉચ્ચ સંસ્કાર પામેલો હતો. એ ન હોત તો મહાત્માજીનો ઉગ્ર ત્યાગનો આદેશ તેઓ ઝીલી શકત નહિ.

સામાન્ય રીતે સ્ત્રીઓ-ઘર સંસારમાં રાચે છે. પુત્રપરિવારની લીલીવાડી જોતાં તેની આંખ ઠરે છે. આભૂષણો, મકાનો, દોલત અને એવી સમૃદ્ધિ જોઇને તેમનું દિલ ઠરે છે, તેમને મન જીવનનો સર્વ આનંદ આ સાંસારિક સિદ્ધિઓમાં આવી જાય છે. એ દૃષ્ટિએ જોતાં સ્વરૂપરાણીનું જીવન સંપૂર્ણ હતું. તે છતાં એ બધું ત્યજીને તપ અને યાતનાના વેરાનમાં પગ માંડતાં તેમનાં અંતરને કેટલી વ્યથા અનુભવવી પડી હશે તથા કેટલી મથામણ થઇ હશે તેની માહિતી આપણી પાસે નથી.

તે છતાં પુષ્પથી પણ વધારે સાચવણ જેની કરી હતી, તે એકનો એક પુત્ર હોઇ જેનાં પર આખું અંતર વારી જતું હતું એવા લાડકવાયા, ફૂલસમા જવાહરલાલને કારાવાસે વિદાય થવા દેનાર માતાનો આત્મા કેટલો ઉન્નત હશે તે સમજી શકાય તેવું છે. જવાહરના પ્રથમ કારાવાસના દિવસે સ્વરૂપરાણીના અંતરમાં શી શી વેદના થઇ હશે!

ને ત્યાર પછી તો મોતીલાલજીએ ત્યાગનો જાણે કે વર માંડયો: દેશસેવાનો ભેખ લીધો. ધીકતી કમાણી છોડી દીધી. મીલકત વરાળથી ઉડી જતાં પાણીની માફક ઉડી જવા લાગી. ને અમીરી જીવને એવીજ ફકીરી સ્વીકારી. આ નૂતન પરિવર્તનને સ્વરૂપરાણી અનુકૂળ બની ગયાં. જવાહરના કારાવાસ છતાં દિનપ્રતિદિન જે નૂતન કીર્તિ કલગીઓ પોતાના પુત્રને વરી રહી હતી તેથી તેમનો આત્મા પ્રફુલ્લ બનતો ગયો. ને પોતાની નજર સામે પોતાના પુત્રને રાષ્ટ્રનો ભાગ્યવિધાતા થતો જોઇને કઇ માતાનું હૈયું ફુલે નહિ? એ ભાગ્ય તો અનેરૂં છે.

સવિનય ભંગના દિવસો આવ્યા. તે કાળ દેશમાં આત્મત્યાગની અપૂર્વ ભાવના જાગી ને સ્વરૂપરાણી પોતાનાં કુટુંબીઓની સાથે આગળ આવ્યાં. મોતીલાલ, જવાહર, કમલા, વિજયાલક્ષ્મી બધાંએ કારાવાસ સ્વીકાર્યો. વીર માતા પણ સંગ્રામમાં જોડાઇ. ૧૯૩૨ના દિવસોમાં અલાહાબાદમાં સરઘસ નીકળેલું. સરઘસની આગેવાની સ્વરૂપરાણીએ લીધી. પોલીસે સરઘસ અટકાવ્યું. લાઠીચાર્જ કર્યો, ને વૃદ્ધ સ્વરૂપરાણીના માથા પર લાઠીના ફટકા પડયા. તે બેભાન થઇ ઢળી પડયાં. મસ્તકમાંથી લોહી વહેવા માંડયું. રસ્તો ઉજજડ બન્યો. રસ્તા પર લોહી નીગળતા પડેલી વૃદ્ધાને એક પોલીસ અમલદારે જોઇ અને તેમને ઘરે પહોંચાડયાં.

જેલમાં રહેલા જવાહરને આ બનાવની ખબર પડી. તે બનાવનું હુબહુ વર્ણન જવાહરે પોતાની આત્મકથામાં લખ્યું છે. પરંતુ સૌથી

રસિક વાત તો જવાહરે એવી લખી છે કે "મારી માતા પર લાઠીના ફટકા પડતા જોઈને વર્ષોથી અહિંસાના જે પાઠ હું ભણ્યો હતો તે નીભાવી શકયો હોત ? ને મેં અહિંસાનો ભંગ કર્યો હોત તો તેનાં કેવાં પરિણામો આવ્યાં હોત ?"

તે દિવસથી સ્વરૂપરાણીની તબીયત કથળી ગઇ. તે છતાં તેઓને તો આ બનાવથી હર્ષ જ થયો હતો. અનેક સૈનિકોની સાથે તેમની માફક લાઠીમાર ખાવામાં તેમને લ્હાવો લાગ્યો હતો. સવિનયભંગ દરમ્યાન પોતાના પુત્રને મળવા જતાં તેમનું જેલ અમલદારે અપમાન કર્યું હતું અને તેમને પાછાં કાઢ્યાં હતાં.

આ બનાવ પછી તેમની તબીયત એવી બારીક બની ગઇ કે ૧૯૩૩ ના ઓગસ્ટની ૩૦ મી તારીખે સરકારે જવાહરને જેલમાંથી મુકત કર્યા હતા. તેમની માંદગી તે પછી ચાલયા જ કરી. સારવાર માટે તેમને મુંબઇ લાવવામાં આવ્યાં હતાં. પરંતુ તેમની તબીયત સંપૂર્ણ સારી તો ન જ થઇ.

તેમનું મૃત્યુ પણ આકસ્મિક થયું. નવમી જાન્યુઆરીની રાત્રે દશ વાગ્યા સુધી તો જવાહર, વિજયાલક્ષ્મી તથા સ્વરૂપરાણી વિ. ભોજન લઇને બેઠા હતાં. મુંબઇની કારોબારીની સભામાંથી જવાહરલાલજી પાછા ફર્યા હતા. પહેલાં તો આ દિવસો દરમ્યાન તેઓએ સરહદનો પ્રવાસ નકકી કર્યો હતો. પણ પાછળથી તેમાં ફેરફાર કર્યો હતો.

શ્રી. વિજયાલક્ષ્મી પંડિત તેજ રાત્રે પ્રવાસે જવાના હતાં. સ્વરૂપરાણી હસતા આનંદ કરતાં પોતાના શયનગૃહમાં ગયાં. શ્રી. વિજયાલક્ષ્મી પોતાનો સામાન સ્ટેશને મોકલાવી માતાની છેલ્લી રજા લેવા ગયાં. નેત્રં હજુ તો વાત કરે છે ત્યાં સ્વરૂપરાણી બેભાન બની ગયાં, જવાહરને બોલાવ્યા તબીબો આવ્યા પણ તેઓ ભાનમાં આવ્યાં જ નહિ ને તા. ૧૦ મી જાન્યુઆરીને પરોઢીએ પાંચ વાગે તેઓ મૃત્યુ પામ્યા. મૃત્યુ વખતે તેમની વય ૬૯ વર્ષ ને ૯ મહિના હતી પંડિત મોતીલાલ બરોબર એજ વયે મૃત્યુ પામેલા.

એવી માતાનું મૃત્યુ પણ ધન્ય છે. ગાંધીજીએ પં. જવાહરને કહ્યું છે કે એ આદર્શ માતા ને આદર્શ પત્ની હતાં.

સ્વરૂપરાણીનાં મૃત્યુ વિષે 'હરિજન બંધુ' માં શ્રી. મહાદેવભાઇએ જે નોંધ લખી છે, તે સ્વરૂપરાણીને યોગ્ય એવી અંજલિ આપે છે. એ નોંધ નીચે મુજબ છેઃ—

"સ્વ. સ્વરૂપરાણીને આ જગતમાંથી ઉપાડી લેતાં તો યમરાજને પણ ગર્વ થયો હશે. ગાંધીજીએ પંડિત જવાહરલાલને મોકલેલા તારમાં જણાવ્યું છે તેમ એમનું જીવન અને મરણ બંને પવિત્ર અને ગૌરવ ભર્યાં હતાં. અને એમને જવાહરલાલને જન્મ આપ્યો એટલા સારૂ જ ભારત વર્ષ સદાકાળ એમનું કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ કરશે. વરસો પર એક ઓસ્ટ્રીયન લેખકે મને લખેલું કે ગાંધીજીનાં માતાની જીવનકથા લખાએલી મળે છે ખરી ? એણે ગાંધીજી વિષે વાંચેલું તે એમને વિષે એને પુસ્તક લખવું હતું ને પણ જે ગરવી માતાએ એમને જન્મ આપ્યો એને વિષે કંઇપણ જાણ્યા વિના એ ગાંધીજીનું જીવનચરિત્ર શી રીતે લખી શકે ? ગાંધીજીના માતાની જીવનકથા તો લખેલી નથી જ અને સ્વરૂપરાણી નેહરૂની પણ લખેલી જીવનકથા તો નહીં હોય પણ એમની સત્કીર્તિ શાશ્વત કાયમ કરી રહેવાને સારૂ તેઓ જવાહરલાલનાં માતા હતાં એથી અધિક કશી હકીકત નોંધવાની જરૂર છે ખરી ?

જવાહરલાલની આત્મકથા જેમણે વાંચી

હશે તે તો કારુણ્ય અને આશા પુણ્ય પ્રકોપથી ભરેલાં એક પ્રકરણમાં આલેખેલું એ વીરાંગનાનું શબ્દ ચિત્ર સ્મરણમાં રહી જ ગયું હશે ! આપણા રાષ્ટ્રના ગયા નવ વરસના ઇતિહાસમાં એમણે એવી જ વીરતા દાખવી છે. પતિના, પુત્રના, તેમજ પુત્રીઓના તથા જમાઇના દીર્ઘકાળના કારાવાસો, અને પતિ તથા પુત્રવધૂના મૃત્યુ જેવા અનેક કારમા આઘાતો એમણે જીવનમાં સહેલા. પણ એ તો એમની ગૌરવશાળી જીવન કથાને વધુ ગૌરવવંતી બનાવે છે. એમની ઉજ્જવળ યશકથાને વધુ ઉજ્જવળ બનાવે છે. આખું રાષ્ટ્ર એમની સ્મૃતિને ગર્વ ને પ્રેમભાવથી પૂજશે. ”













# નિસર્ગ રંગ

સખિ ! જોને વૃક્ષ પત્ર પુષ્પે, શશિ અનંત તેજે ઝળુકતો,
મધુમધુરા અનિલ, સાગરનાદ, કો કવિ હો રાચતો,
સખિ ! જોને કુદરતના રંગ સૃષ્ટિસૌન્દર્ય દીપાવતા,
ઝુલતો ત્યાં પરબ્રહ્મ, જગતનાં દ્વાર ઝુલાવતા.

( ૨ )

સખિ ! સૂણુ ઝરના સંદેશ, મેઘ ધાર સરાવતો
તેની ધારે ભિંજાય માત, ગગન વાદળી પ્રસારતોઃ
સખિ ! સૂણુ તેનો ધડકાર, વિશ્વનાં બારણું જાવતો
એવા એના ઉર અદેશ, સુંદર કુંજે સુહાવતો.

( ૩ )

સખિ ! જોને પેલા કલામય મોર, ઢેલ સાથ ટહુકતા,
પચરંગી પિચ્છગુચ્છ, દીશ દીશ સૌન્દર્ય શોભાવતા,
સખિ! જોને પેલી મયુરવૃંદ સાથ, ઢેલડી પ્રેમલ પ્રાણ પૂરતી,
એવા મીઠાં મીઠાં મયુરવૃંદનાદ જગકલ્લોલ સુજાવતા.

( ૪ )

સખિ ! જોને પહાડઝરણાં વર્ષાબિન્દુ વહાવતાં,
ત્યાં પંખીઓ કલરવ કરે, કોકિલ ગાન ગજાવતાં.
સખિ ! જોને ગોપાળ ધેનુચારી ગૃહે સંચારતા,
રૂડા સ્વર્ગના મૃદંગ વાજે, દિવ્ય શક્તિ ધરાવતા.

( ૫ )

સખિ ! જોને આકાશમાંહિ દિવ્ય તેજ દીસતું,
પેલા ન્હાના ચન્દ્રને તારામાળ ગૂંથતું,
સખિ ! જોને પેલો શ્વેતચન્દ્ર સુધા અર્પતો,
ન્હાના દિવડા શોભે જગત જ્યોત ઝગઝાવતો.

માલતી દવે



ઓન. શ્રી વિજયાલક્ષ્મી પંડિત
હિન્દના સર્વ પ્રથમ સ્ત્રી પ્રધાન

# જીવનનાં હરેક ક્ષેત્રમાં
# સાડત્રીસનું



મેડમ ચાંગ કઈ શેક
ચીનની સાચી ભાગ્યવિધાતા



મીસ જીન બેટન
અનેક વિમાની ઉડ્ડયનના અનેક રેકોર્ડ કર્યા

૧૯૩૭ ! હિન્દના જ નહિ, જગતના નારીસમાજ માટે જાણે ચમત્કારનું વર્ષ ! એ વીતેલાં વર્ષ દરમ્યાન, જગતની નારીએ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં પ્રગતિનાં પગલાં માંડ્યાં છે; સાહિત્ય નો, રાજકારણ નો, વિજ્ઞાન નો, મુસાફરીગિરિ નો, પ્રત્યેક ક્ષેત્રમાં દુનિયાની નારીએ કોઈને કોઈ રીતે પ્રગતિનાં ડગલાં માંડેલાં સ્પષ્ટ જણાય છે

૧૯૩૭ ના એ વર્ષમાં માનવભક્ષી વિશ્વ ઘમાં મૃત્યુ મૂકીને સ્ત્રીઓ લડી છે તો બીજી બાજુએ કવિતા લખીને પ્રતિષ્ઠિત પણ સ્ત્રીએ જ મેળવ્યા છે રાજકારણમાં માન વંતા હોદ્દા પર સ્ત્રીઓ આવી છે. તેમ વિમાની ઉડ્ડયનના રેકોર્ડ પણ સ્ત્રીઓએ તોડ્યા છે હિન્દમાં વિશાળ મતાધિકાર મેળવી ચૂંટાયેલી નારીએ પ્રાન્ત કારોબારમાં એક સ્ત્રીને પ્રધાનપદે બિરાજતી કીધી છે તો બીજી બાજુએ આયર્લાન્ડના પ્રજાશાસનની ધારાસભામાં પહેલી જ વાર એક સ્ત્રીને ગૌરવભર્યું સ્થાન મળ્યું છે.

વિશ્વ ! માનવસંહારની એ વેદી, છતાં એક કે બીજી રીતે, ઘડી રહેલી રાષ્ટ્રોના તેનાં ભાવિ ઘડતરમાં કે ઘરકરી પ્રતિભાસ સર્જવામાં એક કે બીજી રીતે

# પ્રગતિનાં ડગ માંડતું

# નારી જગત



**મીસ થેલ્મા કાઝાલેટ**
બ્રિટનની પ્રથમ પાર્લામેન્ટરી-
રહસ્ય મંત્રી



**મીસ એમીલીયા ઇયરહાર્ટ**
વિમાની ઉડ્ડયન પાછળ જે શહીદ થઇ



**મીસીસ ફલેરા ફાઇફ**
બ્રિટિશ રૂઢીચૂસ્તોની પરિષદની પ્રથમ સ્ત્રીપ્રમુખ

સ્ત્રીઓએ હિસ્સો આપ્યો જ છે. પ્રાચીન કાળથી આવા વિગ્રહોમાં ભાગ લેનારી મહિલાઓના દાખલા મોજુદ છે. બોઆડીશીયા, ચાંદબીબી, ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ જેવાં દ્રષ્ટાંતો ઘણાં મળી આવે એમ છે, અને જાણે એ પ્રાચીન કાળનું સ્મરણ કરાવવા માટે જ સ્પેનના આંતરવિગ્રહે ૧૯૩૭ માં અર્વાચીન વિગ્રહના દુઃખો, રાજકીય આદર્શોને ખાતર સહન કરતી હજારો વીરાંગનાઓનાં દર્શન કરાવ્યાં છે. પણ એના કરતાં યે વધારે ભવ્ય દ્રષ્ટાંત તો આપણા પૂર્વમાંથી જ મળી રહે છે. પોતાના સ્વાર્થી હેતુઓ પાર પાડવા માટે ચીન પર આક્રમણ કરી રહેલા જાપાનનો સામનો કરવાને મથતા ચીનાઇ સૈન્યની દોરવણી પાછળ જેનો હાથ છે એવી એ મનોહર વીરાંગના મેડમ ચાંગ કઇ શેક, ચીનની સાચી ભાગ્યવિધાતા છે. ચિન-જાપાન વચ્ચે જામેલા વિગ્રહમાં તે મહત્વનો ફાળો આપી રહી છે, વિગ્રહ સભાઓમાં તે હાજરી આપે છે, વિગ્રહને લગતી વ્યૂહ રચનામાં તેની સલાહ કીમતી થઇ પડે છે. અર્વાચીન ઇતિહાસમાં એના જેવો દાખલો મળવો વિરલ છે. મેડમ ચાંગ કઇ શેક વિરલ પ્રતિભા દાખવી રહી છે.

અને રાજકારણનું ક્ષેત્ર પણ ચમત્કાર વિહોણું રહ્યું નથી. અત્યાર સુધી પુરુષોના ઇજારારૂપ રહેલું તાજના એક પ્રધાનના પાર્લામેન્ટરી સહાય મંત્રીનું પદ ઇંગ્લાંડના ઇતિહાસમાં પહેલી જ વાર એક નારીને ફાળે ગયું છે. મીસ થેલ્મા કાઝાલેટ એ પદે ગતવર્ષમાં નીમાયાં.

બ્રાઝીલની સ્ત્રીઓનું અપૂર્વ સન્માન ધરાવનારાં મેડમ બર્થા લુઝ બ્રાઝીલની પ્રજાશાસનવાદી કોંગ્રેસના સભ્ય ચુંટાયા અને આ બહુમાન મેળવનારાં તેઓ સૌથી પ્રથમ મહિલા હતાં બ્રાઝીલની સ્ત્રીઓનાં હૈયાં એથી જરૂર પુલકિત થયાં છે.

અને હિન્દ કાંઇ કમ પડે એમ થોડું જ છે ? પરાધીનતા સાથેની હિન્દી પ્રજાની લડતમાં અનેક પ્રકારના આત્મભોગો સહન કરનારી હિન્દી મહિલા, નવા બંધારણ હેઠળ જે વિશાળ મતાધિકાર મેળવી શકી છે તે મતાધિકારનો તેણે સુયોગ્ય ઉપયોગ કર્યો અને એનું ફળ પણ તેણે પ્રાપ્ત કર્યું. પ્રાંતીય ધારાસભાઓમાં આજે ૬૭ ઉપર સ્ત્રીઓ સ્થાન મેળવી શકી છે. કદાચ કોઇ દેશની ધારાસભાઓમાં આટલી મોટી સંખ્યામાં સ્ત્રીઓ ધારાસભામાં બેસતી નહિ હોય; એટલુંજ પુરતું નથી. એક સ્ત્રીને પ્રધાનપદ પણ પ્રાપ્ત થયું છે. સંયુક્ત પ્રાંતના મહાસભાવાદી પ્રધાનમંડળમાં સ્થાનિક સ્વરાજ ખાતાનાં પ્રધાનપદે નીમાયલાં શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત, એ માન મેળવી ગયાં છે. અને પાર્લામેન્ટરી મંત્રીપદનું માન મુંબઇમાં શ્રીમતી હંસાબહેન મહેતાને ફાળે ગયું છે. એ સિવાય, ડેપ્યુટી સ્પીકર પદે તેમજ એવા બીજા માનભર્યાં સ્થાને ચુંટાવાના બનાવો પણ સારા સરખા મળી શકે એમ છે.

અને મુત્સદ્દીગિરિ બતાવવાનાં સ્થાનો કાંઇ ખાલી રહે એમ નથી. અમેરિકાના રૂથ બ્રાયન ઓવન ડેનમાર્ક ખાતેનાં અમેરિકાનાં એલચી હતાં અને નોર્વે ખાતેના એક વખતનાં રશિયન એલચી મેડમ કોલેન્ટી હતાં; ૧૯૩૬ ની એ વાત. પણ હવે ૧૯૩૭ માં યુરોપના મુત્સદ્દીમંડળમાં ત્રણ સ્ત્રીઓ એવું ગૌરવભર્યું સ્થાન ધરાવે છે. સ્વીડન ખાતેના સ્પેનના એલચી એક સ્ત્રી છે એમનું નામ મેડમ ડી પાલેન્ચીન. સ્ત્રીઓને મતાધિકાર આપનાર સૌથી પ્રથમ દેશ નોર્વેના અમેરિકન પ્રતિનિધિ મીસ ફ્લોરેન્સ હેરીમેન છે." અને એ ઉપરાંત આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવનારાં શહેર જીનીવામાં અમેરિકાના એલચી તરીકે મીસ હન્ના સારી નામના મેળવી ગયાં.

૧૯૩૭ના વર્ષ દરમ્યાન ફ્રાન્સમાં પ્રજાસત્તાક તરફથી મળતું ઉંચામાં ઉંચું બહુમાન એક સ્ત્રીને ફાળે ગયું છે. મેડમ લૌરા ડ્રેફસ બાર્નીને લીજીઅન ઓફ ઓનરનાં ઓફીસર બનાવવામાં આવ્યાં હતાં. રાષ્ટ્રસંઘ સાથે વર્ષો પર્યંત કરેલાં કાર્યની અને વિશ્વશાંતિ માટે તેમણે કરેલાં પરિશ્રમપૂર્વકનાં કાર્યની એ ઉચિત કદર કહી શકાય.

કેમ જાણે કે રેકોર્ડ તોડવાનું કામ સ્ત્રીઓનું જ હોય તેમ વિમાની ઉડ્ડયનનાં ક્ષેત્રોમાં સારા રેકોર્ડ કરવાનું માન પણ સ્ત્રીઓ જ ખાટી ગઇ છે. ૧૯૩૭ના અંત ભાગમાં જ ઓસ્ટ્રેલીયાથી ઇંગ્લાંડનું લગભગ દશહજાર માઇલનું એકલ ઉડ્ડયન કરીને મીસ જીન બેટને ૧૪ કલાક બ્રોડમેન્ટનો રેકોર્ડ તોડયો. મુશ્કેલ હવામાન છતાં પાંચ દિવસ અને સત્તાવીસ કલાકમાં તેણે આ રેકોર્ડ ઉડ્ડયન કર્યું હતું. અને વર્ષની શરૂઆતમાં 'ફ્લાઇંગ લેબોરેટરી' વિમાનને નડેલો કરુણ અકસ્માત નોંધપાત્ર છે. વિમાની ઉડ્ડયનની દિશામાં અનેક સિદ્ધિઓ મેળવનારી મશહૂર અમેરિકન સ્ત્રીવિમાની મીસ એમીલીયા ઇયરહાર્ટની ૧૯૩૭ના જુલાઇમાં જાહેર થએલી મૃત્યુકથા તો સૌ કોઇને પ્રેરણા આપતી રહેશે.

૧૯૩૬ માં લંડનથી કેપ ઉડવાનો મીસ એમી જોનસને કરેલો રેકોર્ડ ૧૯૩૭માં એક બીજી સ્ત્રીએ તોડયો હતો. મીસીસ કર્બી ગ્રીને લંડનથી કેપટાઉનનું ઉડ્ડયન ૪૫ કલાકની અંદર કર્યું હતું.

અને હવે આવે છે સાહિત્યની દુનિયા. 'ધ મેન ઇન ધી મુન' એ મુશ્કેલ વિષય પરની કવિતા રચીને મીસ માર્ગરેટ સ્ટેન્લી વ્રેન્ચે કવિતા માટેનું ન્યુડીગેટ પારિતોષિક મેળવ્યું હતું.

દરિયાપારના પીઆનો વગાડનારાઓની હરિફાઇ લંડનમાં થઇ હતી. તેમાં મીસ મેરી હુન જાતે અંધ હોવા છતાં સેક્ષન નોબલ પારિતોષિક જીતી ગયાં હતાં.

આજે દુનિયામાં સૌથી રૂઢીચૂસ્ત લેખાતી એક સંસ્થાનું પ્રમુખપદ પણ ગયે વર્ષે એક સ્ત્રીએ મેળવ્યું હતું. ગયા ઓકટોબરમાં સ્કારબરો ખાતે મળેલી કોન્ઝર્વેટિવ પરિષદનું પ્રમુખસ્થાન મીસીસ કલેરા ફાઇફને ફાળે ગયું હતું.

વળી બ્રિટિશ એસોસીએશનની સભાઓમાં એક વિભાગનાં પ્રમુખસ્થાને એક સ્ત્રી હતાં. એ એડીનબરો યુનિવર્સીટીવાળાં ડૉ. મેરી કોલીન્સ. બાળકો અને વ્યાપારનાં માનસશાસ્ત્રમાં તેઓ પ્રમાણભૂત લેખાય છે. વળી ઈંગ્લાંડમાં ટેલીવીઝનથી મોકલવામાં આવનારા એક પચરંગી કાર્યક્રમમાં પ્રથમ પાઠ ભજવવાનું માન પણ એક સ્ત્રીને જ મળ્યું હતું. એ માન મેળવનારી તરૂણી મીસ શીલા ડગલાસ પેનાન્ટ.

અને જાણે બાકી રહી જતું હોય તેમ આરકટની શરતમાં સોનાનું કપ મેળવનાર પણ એક સ્ત્રી નીકળી. એ નશીબદાર બાનુ લેડી ઝીરમ વર્નહર.

આટલા તો મુખ્ય બનાવો. ઝીણી વિગતમાં ઉતરીએ તો ચમત્કારોની સંખ્યા ઘણી વધી જાય.

ઉપરનાં અવલોકનમાં સાડત્રીસના વર્ષની અપૂર્વ લેખાય એવી સિદ્ધિઓ વિષે વિગતવાર ઉલ્લેખ કર્યો છે. હવે સાડત્રીસની બીજી સિદ્ધિઓ વિષે દેશવાર ટુંકી તવારીખ રજુ કરી લઇએ.

**આંતરરાષ્ટ્રીય :** રાષ્ટ્રસંઘની એસેમ્બ્લીમાં ૧૯૩૭ માં સ્ત્રીઓના દરજ્જાના પ્રશ્નની ચર્ચા થઈ. એ ચર્ચાને પરિણામે એ પ્રશ્નનો અભ્યાસ કરવા માટે નિષ્ણાતોની એક સમિતિ નીમવામાં આવી છે

**અાફઘાનીસ્તાનમાં** સ્ત્રીઓને પડદો રાખવાની મનાઇ થઇ છે. સ્ત્રીઓની મુક્તિની દિશામાં આ પગલું હમેશાં આવકારણીય રહ્યું.

**આર્જેન્ટાઇન :** સાન્તાફે સ્ટેટે સ્ત્રીઓને મતાધિકાર આપવાનું બીલ પસાર કર્યું છે.

**ઓસ્ટ્રેલીયા :** વિકટોરીયા સ્ટેટની ધારાસભામાં એક સભ્ય તરીકે સ્ત્રીની પહેલીજવાર નિમણુંક થઇ.

**બોલીવીયા :** સ્ત્રીઓને નાગરિક તરીકેના અધિકારો આપતો કાયદો પસાર થયો અને એ મુજબ સીવીલ કોડમાં સુધારો પણ કરવામાં આવ્યો.

**બલ્ગેરીઆ :** એક જ વર્ષમાં સ્ત્રીઓએ બે વિજય મેળવ્યા. એક તો કાયદેસરનાં બાળકોની માતાઓ માટે મ્યુનિસિપાલીટીમાં મતાધિકાર મળ્યો. બીજો, પરિણિત સ્ત્રીઓને પાર્લામેન્ટરી મતાધિકાર મળ્યો. અલબત્ત, આ બન્ને બાબતમાં સ્ત્રીઓ હજી ઉમેદવારી કરવાને લાયક ગણાતી નથી.

**ફ્રાન્સ :** પાસપોર્ટ કે પરિચયનો કાર્ડ મેળવવાની અરજી કરતી વખતે પરિણિત સ્ત્રીઓએ હવે તેઓના પતિઓની સંમતિ રજુ કરવી નહિ પડે. ચેમ્બરે એક બીલ પસાર કર્યું છે. એ બીલદ્વારા પરિણિત સ્ત્રીઓને નાગરિક તરીકેના ઘણા અધિકારો મળે છે. ભવિષ્યમાં પત્નીનાં કાર્યો માટે

પતિની સંમતિ એ માત્ર વિધિસરનો અધિકાર રહેશે, અને પત્નીને અદાલતોમાં અપીલ કરવાનો અધિકાર રહેશે આ વર્ષને અંતે આ બીલ સેનેટમાંથી ચેમ્બરમાં પાછું મોકલવામાં આવ્યું છે. સેનેટની પ્રત્યાઘાતી સુધારણાઓ ચેમ્બર સ્વીકારશે કે કેમ એના ઉપર આ બીલ પસાર થવાનો આધાર છે

**ગ્રેટબ્રિટન** : પાર્લામેન્ટમાં અગીઆરમી સ્ત્રી ચુંટાઇ. સ્ત્રી સંસ્થાઓના વિરોધ છતાં, કોન્ટ્રીબ્યુટરી પેન્શન્સ બીલ પસાર થયું. આ બીલ મુજબ, વૃદ્ધ વયનાં પેન્શનની યોજનામાં ઐચ્છિક ફાળો આપનારા પુરુષો અને સ્ત્રીઓ વચ્ચે આવક મર્યાદાનું અસમાન ધોરણ નક્કી થયું છે

**હોલાન્ડ** : બીજી ચેમ્બરમાં ચાર અને સેનેટમાં એક સ્ત્રી ચુંટાઇ,

**ઇરાન** : પહેલી જ ઇરાનીયન સ્ત્રીએ દાક્તર ઓફ મેડીસીનની પદવી મેળવી. સોરબોનમાં આ પદવી લઇને તેમણે ઇરાનમાં 'પ્રેકટીસ' શરૂ કરી તેહેરાનની યુનિવર્સીટીમાં પહેલીજવાર યુરોપીયન સાહિત્યના અધ્યાપકપદે એક સ્ત્રી નીમાઇ.

**આયર્લેન્ડ** : સ્ત્રીઓના વિરોધ છતાં આયર્લેન્ડના નવા બંધારણમાં સ્ત્રીઓ પ્રત્યે ભેદભાવ દર્શાવતી કલમો ચાલુ રહી

**મેક્ષીકો** : સીનોરીટા પાલ્મા ગુરીનની ડેનમાર્ક ખાતેના મેક્ષીકોના પ્રધાન નીમાયા.

**ફિલીપાઇનસ** : સ્ત્રીઓને મતાધિકાર આપવાની બાબતમાં સ્ત્રીઓના મતાધિકાર લેવામાં આવ્યો તેમાં ચાર લાખ સ્ત્રીઓએ ભાગ લીધો. વિજય માટે ઓછામાં ઓછા એક લાખ મતની જરૂર હતી

**પોર્ટુગલ** : નેશનલ એસેમ્બ્લીમાં ત્રણ સ્ત્રીઓ છે.

**પોર્ટોરીકો** : સેનેટમાં પહેલીજ વાર એક સ્ત્રી સભ્યની ચુંટણી થઇ.

**સીયામ** : પહેલી જ સ્ત્રી દાક્તર બની અને તેણે બાંગકોકમાં પ્રેકટીસ શરૂ કરી.

**દક્ષિણ આફ્રિકા** : યુનીયન પાર્લામેન્ટમાં ત્રીજી સ્ત્રી ચુંટાઇ.

**સ્વીડન** : રીક્સડાગ ( નીચલી સભા ) માં બે વધુ સ્ત્રીઓ સભ્ય થતાં કુલ સંખ્યા બારની થઇ. ધીમે ધીમે સ્ત્રી અને પુરુષ શિક્ષકો માટે પગારનું ધોરણ સમાન થાય એવી પદ્ધતિ સ્વીકારતો કાયદો પસાર થયો.

**સીરીયા** : પહેલીજ વાર એક સ્ત્રી ધારાશાસ્ત્રી થઇ

**અમેરિકા** : ન્યુયોર્ક સ્ટેટમાં જ્યુરી પર બેસવાનો સ્ત્રીઓને અધિકાર આપવામાં આવ્યો

**અવસાન** : ગયા વર્ષ દરમ્યાન કેટલીક જાણીતી સ્ત્રી કાર્યકરો અવસાન પામી છે. ફિનલેન્ડનાં મીસ એની ફુરૂજેલમ અને ગ્રેટબ્રિટનનાં મીસ ક્રીસ્ટલ મેકમીલન આંતરરાષ્ટ્રીય સ્ત્રીમતાધિકાર સંઘનાં જુનાં અને કસાયેલાં કાર્યકર હતાં. તેમણે સ્ત્રીઓ માટે કરેલું કાર્ય ન ભૂલાય એવું છે. સંઘની ડેનમાર્કની શાખાનાં માજી પ્રમુખ ફ્રુ મેરી જેલ્સમર, સ્વીડનની સ્ત્રીમતાધિકાર પ્રવૃત્તિનાં અગ્રણી કાર્યકર મીસ આના બૅગમૅન, અને સ્ત્રીઓની શાન્તિ અને શસ્ત્રવિસર્જન કમીટીના ખજાનચી સ્વીટઝરલેંડ વાળાં મેડમ ગયરી ડ આરકીસનાં અવસાનની ખોટ લાંબો સમય સુધી પૂરાવાની નથી. મીસ માર્ગરેટ એશ્ટનનાં અવસાનથી ગ્રેટબ્રિટને અને મીસીસ લુક્રેશીયા બ્લેકનવર્ગમાં અવસાનથી અમેરિકાએ સ્ત્રીમતાધિકાર આંદોલનમાંથી બે આગેવાન વ્યક્તિઓને ઉપાડી લીધી છે

# વીતેલું વર્ષ

[અખિલ ભારતીય મહિલા પરિષદના ૧૯૩૭ના વર્ષનો અહેવાલ નાગપુરનાં બારમાં અધિવેશનમાં પરિષદનાં મંત્રી શ્રીમતી હીના અમાનાએ રજુ કર્યો હતો તેમાંથી.]

બાર વર્ષ પહેલાં કેળવણીના પ્રશ્નમાં સહાય કરવાના અને એની પ્રગતિને વધારવાના નમ્ર હેતુથી અખિલ ભારતીય મહિલા પરિષદે તેમાં કાર્યની શરૂઆત કરી હતી. થોડાંક વર્ષો પછી, વધારાની પ્રવૃત્તિ તરીકે આપણે સામાજીક સેવાનું મહાન કાર્ય હાથ ધર્યું અને શહેરીઓ તરીકે સ્ત્રીઓનાં હક્કોના સ્વીકાર માટે પણ આપણે કાર્ય કરી રહ્યાં છીએ. આ દિશામાં સ્ત્રીઓની પ્રગતિ અને આપણા દેશની મુક્તિના માર્ગમાં ચાલુ વર્ષ સીમાસ્તંભ નાખે છે. હિન્દના ઇતિહાસમાં પહેલી જ વાર ૧૯૩૫ના હિન્દી સરકારના ધારાએ ધારાસભાઓમાં ચુંટાવાનું સ્ત્રીઓ માટે શક્ય બનાવ્યું અને ધારાસભાઓમાં સ્ત્રીઓ વિશ્વાસપાત્ર હોદ્દાઓ ધરાવી પણ રહી છે. અખિલ ભારતીય મહિલા પરિષદ તરફથી તેઓને મળેલી સફળતા માટે જાહેર રીતે અહીં તેમને અભિનંદન આપવાની હું તક લઉં છું અને આપણી પરિષદમાં હાજર રહેવાના અમારા આમંત્રણનો સ્વીકાર કરવા માટે તેમનો આભાર માનું છું. હિન્દના એક જ્વલંત અને નિઃસ્વાર્થ દેશભક્તનાં એક પુત્રી ઓન. શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત પ્રધાનમંડળમાં પ્રધાનનો હોદ્દો ભોગવનાર સૌથી પ્રથમ મહિલા છે અને તેઓ આજે આપણી સાથે છે એ બીના સુખદ છે. પરિષદના ટૂંકા આયુષ્ય દરમ્યાન પરિષદે પોતાને ખાતે ઘણી સિદ્ધિઓ જમા કરાવેલી છે. પરિષદના પ્રયત્નોને પરિણામે, સંમતિવય બીલ અને શારદા કાયદો પસાર થયા. કેળવણીને લગતા સુધારા વિષેનું આપણું નિવેદન શિક્ષણસત્તાવાળાઓને પણ ઉપયોગી નીવડ્યું હતું. એજ્યુકેશન ફંડ એસોસીએશનના પ્રયત્નોને પરિણામે આપણે સૌથી પ્રથમ ગૃહવિજ્ઞાન માટેની સ્ત્રીઓની કોલેજ સ્થાપી શક્યા છીએ. અને આપણા દેશના જાહેર પ્રશ્નોમાં હિન્દની સ્ત્રીઓ માટે સ્થાન મેળવી આપવામાં પણ આપણી પરિષદે નાનો સુનો ભાગ ભજવ્યો નથી. આપણો રાજકીય દરજ્જો સુધારવા માટેની આપણી બંધારણીય લડતને પરિણામે, સ્ત્રી કામદારોની સંખ્યા બાબતમાં દુનિયાભરનાં રાષ્ટ્રોમાં હિન્દ નવાં બંધારણ હેઠળ આગળ પડતું સ્થાન ધરાવે છે. કારણ કે આજે ધારાસભાઓમાં સભ્યપદ ધરાવતી સ્ત્રીઓની સંખ્યા ૬૦ જેટલી થવા જાય છે. એમાંની ઘણી સ્ત્રીઓ તો આપણી કાયમી સમિતિની સભ્ય છે કે હતી અને આપણી પરિષદની મંત્રણાઓમાં તેઓ સક્રીય રસ લે છે એ પણ આનંદની બીના છે.

વીતેલા વર્ષ દરમ્યાન આપણા હોદ્દેદારોએ તેમજ વિભાગોએ રચનાત્મક કાર્ય કરવાનું ચાલુ રાખ્યું છે. આપણા કાર્યકરો પૈકીનાં એક શ્રીમતી રાજકુમારી અમૃતકુંવરના પ્રયત્નોને પરિણામે-તેઓ શિક્ષણને લગતા અખિલ હિન્દનાં સલાહકારક મંડળમાં સભ્ય છે-તેમજ હિન્દી સરકારના કેળવણી ખાતાના કમીશનરની ઉદારતાથી હિન્દની પ્રાથમિક શાળાઓમાં કન્યાકેળવણીના અભ્યાસક્રમનો વિચાર કરવા માટેની પેટા સમિતિના હેવાલના ખરડા પર વિચાર ચલાવવાની તક પરિષદને મળી હતી. ફેબ્રુઆરીમાં મળેલી છમાસિક સભામાં આપણી કાયમી સમિતિએ એના પર વિગતવાર વિચારણા કરી હતી અને આપણી ભલામણો તથા સૂચનાઓ કેળવણી ખાતાના કમીશનરને મોકલવામાં આવી હતી, જે ઘણીજ ઉપયોગી નીવડવાનું તેમણે જણાવ્યું હતું. પ્રાથમિક કેળવણીની સામાન્ય યોજના સાથે એ ભલામણોની નકલ વર્ધાની શિક્ષણ સમિતિને તેની આગામી બેઠકમાં ચર્ચા અને વિચારણા માટે મોકલી આપવામાં આવી છે.

આપણા કેટલાક વિભાગો તરફથી ગ્રામ્ય શાળાઓ ચલાવવામાં આવે છે તેમાં સરાસરી ૧૦૦ છોકરા છોકરીઓની હાજરી રહે છે. ઉપયોગી તેમજ કલાત્મક ગૃહઉદ્યોગોના વર્ગોની લોકપ્રિયતા વધતી જ જાય છે અને એવા વર્ગોમાં તાલીમ પામેલા શિક્ષકોને જ રોકવામાં આવે છે તેમજ ગામ લોકોએ તૈયાર કરેલી ચીજોનો વિકાસ કરવા માટે પણ આપણા વિભાગો કાળજી રાખે છે. રાત્રિ-

શાળાઓ અને વર્ગો દ્વારા પુખ્ત વયના સ્ત્રી પુરુષોને મફત કેળવણી આપવા માટે આપણી સ્થાનિક સમિતિઓ દ્વારા પ્રયત્નો થય છે. કેટલીક વાર અનાથ અને ગરીબ વિદ્યાર્થીઓને મફત કપડા તેમજ પુસ્તકો વગેરે વહેંચવામા આવે છે.

હિન્દ માટે એક જ સમાન ભાષા હોવી જોઇએ એમ આપણે મક્કમ રીતે માનીએ છીએ અને આપણી સમાન ભાષા પેટા સમિતિ એ હિન્દુસ્તાનીના પ્રચાર માટે ઉપયોગી યોજના રજુ કરી છે. આપણી ઘણી ખરી વિભાગીય પરિષદોના સ્થાનિક માતૃભાષામા જ કામકાજ ચાલે છે અને જે વક્તા પોતે માતૃભાષામા સ્પષ્ટ રીતે પોતાના વિચારો દર્શાવી શકે એમ ન હોય તો જ અંગ્રેજી માટે છૂટ આપવામા આવે છે. વડોદરા રાજ્યના વિભાગ તરફથી ઘણો જ સંતોષકારક હેવાલ મળ્યો છે. રાજ્યમા ભાષા ગુજરાતી હોવા છતા રાજ્યની બધી પ્રાથમિક શાળાઓમા હિન્દી ફરજીઆત વિષય છે અને હિન્દી સાથે ચોથું ધોરણ પસાર કર્યું ન હોય એવા કોઇ પણ વિદ્યાર્થીને માધ્યમિક શાળામા પ્રવેશ મળતો નથી. રાજ્યના બધા અમલદારો, સ્ત્રી ડાક્ટરો, નર્સો, શિક્ષિકાઓને હિન્દીની પરીક્ષામા ફરજીયાત પાસ થવું પડે છે કેટલીક પ્રાન્તિક સરકારોએ પણ આ બાબત ગંભીર રીતે વિચારી છે એ બીનાની નોંધ લેતા આનંદ થાય છે ચર્ચાઓ, વ્યાખ્યાનો, બ્રોડકાસ્ટ વાર્તાલાપો, સીનેમા ફિલ્મો, વગેરે દ્વારા હિંદુસ્તાનીના પ્રચારમા ઘણી સહાય મળે પરંતુ તે સાથે એટલી પણ સૂચના કરવી આવશ્યક છે કે જ્યા શક્ય હોય ત્યા શાળા કોલેજોની લાયબ્રેરીઓમા અને ગામડા અને શહેરોના વાચનાલયોમા હિંદુસ્તાની સાહિત્ય પૂરૂ પાડવું જોઇએ.

હિન્દી, તાત્કાલિક સહાય, ગૃહપરિચર્યા, ગૂંથણકામ, ભરત ભરવા, સીવણ લેઝી કામ અને રમકડા બનાવવાના કાર્યના વર્ગો લગભગ દરેક જગાએ ચાલે છે. એ બાબતો વિષે વિગતવાર ઉલ્લેખ લાગે જ થઇ શકે. આ દિશામા આપણા વિભાગો પહેલા કરતા વધારે ઉત્સાહથી કામ કરે છે એટલું જ કહેવું પરતું થઇ પડશે.

વીતેલા વર્ષ દરમ્યાન પરિષદનું સામાજીક કાર્ય ઘણું વિશાળ, વિસ્તૃત અને વિવિધતાભર્યું હતું. આપણી કાયમી સમિતિએ તેની છ માસિક સભામા કાયદાઓ વિષે કાર્યક્રમ તૈયાર કર્યો હતો. તે નવી પ્રાંતીય સરકારના વડા પ્રધાનોને અને ધારાસભાઓની ઓસ્કરોને મોકલી આપવામા આવ્યો હતો. તેઓને, નીચેના સામાજીક અને કેળવણી વિષયક સુધારાઓ તેઓના કાર્યક્રમમા આમેજ કરવાની વિનંતિ કરવામા આવી હતી.

( ૧ ) દેશની શિક્ષણ પ્રથામા એવી રીતનો સુધારો કરવો કે જેથી (ક) છોકરાછોકરીઓને સરખી રીતે ફરજીયાત મફત પ્રાથમિક કેળવણી મળે; (ખ) બધી શિક્ષણ સંસ્થાઓનું વૈદકીય નિરીક્ષણ થાય (ગ) ઔદ્યોગિક અને પારિશ્રમિક તાલીમ મળે (ઘ) લીપીની પસંદગી સાથે હિન્દુસ્તાની ફરજીયાત બીજી ભાષા રહે

( ૨ ) બાળલગ્ન પ્રતિબંધક ( સારડા ) કાયદામા સુધારો.

( ૩ ) જન્મ, મરણ અને લગ્નની ફરજીયાત નોંધણી.

( ૪ ) દરેક પ્રાંત માટે બાળકો માટેનો કાયદો.

( ૬ ) માંદા, ઇજા પામેલા, વૃદ્ધ અને બેકારોને સહાય કરવા માટે અને ભીખારીનો પ્રશ્ન ઉકેલવા માટે સામાજીક વીમાનો કાયદો.

( ૭ ) ગામડાઓની આર્થિક, શારીરિક અને નૈતિક પુનર્ઘટના.

( ૮ ) અસ્પૃશ્યતાનું નિવારણ અને તેઓને નડતી સમાજીક હરકતો દૂર કરવી

( ૯ ) સ્ત્રીઓના વારસા હક્ક, લગ્ન અને છૂટાછેડાના અધિકારોમા તેમજ સ્ત્રીઓને નડતી કાયદાની નડતરોમા સુધારો.

( ૧૦ ) દેવદાસીની પ્રથા તેમજ વેશ્યાવૃત્તિ દ્વારા પોષાતા સ્ત્રીઓ અને બાળકોના વેપારની અટકાયત અને દરેક પ્રાંતમા સરકાર આશ્રિત ઓછામા ઓછા એક અનાથાશ્રમની સ્થાપના.

( ૧૧ ) નુકશાનકારક દવાઓ અને કેફી પદાર્થોનો નિષેધ

( ૧૨ ) જેલોમા સુધારણા

સામાજીક પ્રશ્નો જનસમુદાય સારી રીતે સમજે તે માટે પરિષદે અગત્યના પ્રશ્નો પરત્વે પુસ્તિકાઓ પ્રકટ કરી તેનો પ્રચાર કરવાનો નિર્ણય કરેલો છે. દાયણો અને નર્સોની નોંધણીને લગતું બીલ દાખલ કરવાની પણ અમે હિમાયત કરેલી છે.

અસ્પૃશ્યતા નિવારણ માટે પણ આપણું કાર્ય આગળ ધપી રહ્યું છે. આપણા કેટલાક વિભાગોએ ઉચ્ચ વર્ગના હિન્દુઓ માટે અદ્યાપિ પર્યંત અનામત રહેલા તળાવો અને કુવાઓ ખુલ્લા મૂકવાને મ્યુનિસિપાલીટીઓને સમજાવી છે. આપણા એક વિભાગ તરફથી ૪૦ હરિજન વિદ્યાર્થીઓ માટે મફત શાળાઓ ચાલે છે. બે હરિજન બાળાઓએ મધ્યમ વર્ગની પરીક્ષા પસાર કરી છે અને અત્યારે તેઓ ટેકનીકલ કેળવણી લઇ રહી છે. કલકત્તામાં ૧૯૩૪ માં હરિજન રાત્રિશાળા શરૂ થઇ હતી તેમાં પુરૂષો, સ્ત્રીઓ અને બાળકો સહિત ૮૩ વિદ્યાર્થીઓ છે.

વિભાગીય પરિષદો સાથે સ્વદેશી પ્રદર્શનો ભરાય છે અને તેમાંની ચીજો પ્રત્યે સારૂં આકર્ષણ થાય છે. ગામડાઓમાં બનાવેલી ચીજો વેચવા સંબંધમાં આપણા ખેડુતો અને માલ ...ાઓને પડતી મુશ્કેલીઓને અંગે આપણી ઉદ્યોગ પેટા સમિતિએ એક યોજના તૈયાર કરીને જુદા જુદા પ્રાંતો અને રાજસ્થાનોના ઉદ્યોગ ખાતાના ડીરેક્ટરોને મોકલી છે. અનિયંત્રિત ઉદ્યોગોની બાબતમાં પણ યોજના તૈયાર થઇ રહી છે.

આપણા ઘણાખરા વિભાગોએ ચાનપુનર્ઘટનાના કાર્યમાં પણ રસ લઇ ઠીક ઠીક કાર્ય કર્યું છે. ત્યાં કલા, હુન્નર, પ્રાથમિક કેળવણી, વગેરેના વર્ગો કાઢયા છે અને શિશુ કલ્યાણનાં કેન્દ્રો પણ શરૂ થયા છે.

બાળલગ્ન સામેનો પ્રચાર પણ સખ્ત રીતે ચાલુ છે અને અમારા વિભાગમાં એક લગ્ન અટકાવાયું પણ હતું. છતાં શારદા કાયદો પૂરતો નથી. એમાં જો સુધારો કરવામા નહિ આવે તો એની અસર કાંઇ નહિ રહે.

સ્ત્રી કેદીઓ અને ખાણમાં કામ કરતી સ્ત્રીઓને રાહત આપવા સંબંધમા પણ પરિષદે પ્રવૃત્તિ કરી છે. ડા. દેશમુખના સ્ત્રીઓના વારસા હકને લગતા બીલને હળવું બનાવવા સામે વિરોધ દર્શાવાયા છે તેમ આર્ય સમાજ હિન્દુ લગ્ન કાયદેસર કરાવવાને લગતા કાયદામાં અનેક પત્નીત્વ સામે કલમ ન હોઇ વિરોધ દર્શાવવામા આવ્યો છે.

પરિષદને વીતેલાં વર્ષ દરમ્યાન ૩૮ શાખાઓ ૧૦૦ પેટા શાખાઓ છે. ફલટણનો એક વધુ શાખાએ એમાં ઉમેરાઇ છે.



## દુનિયામાં સૌથી નાનામાં નાની 'એમ. પી.' બાળા

દુનિયાભરની કોઇપણ પાર્લામેન્ટમાં સૌથી નાનામાં નાની સભ્ય હોવાનું માન રશિયા ખાટી જાય છે. નવાં બંધારણ હેઠળ થોડાજ સમય પર રશિયામાં ચુંટણી થઇ ગઇ. તેમાં ઓગણીસ વર્ષની એક બાળા ચુંટાઇ આવી છે. આ બાળા કારખાનામાં કામ કરે છે અને મોસ્કોમાં મળેલી યુનાઇટેડ કાઉન્સીલની બેઠકમાં તેણે હાજરી આપી હતી.

# મહાગુજરાત મહિલા પરિષદ

[ગુજરાતી સાહિત્ય પરિષદનું તેરમું સંમેલન ગયા નાતાલના તહેવારો દરમ્યાન કરાચીમાં મળ્યું. એ પ્રસંગે, સાહિત્ય સંમેલનના સંચાલકોએ, સ્થાનિક કાર્યવાહીમાં કરાચીની ગુજરાતી બહેનોનો સહકાર લીધો નહિ એથી, કરાચીની બહેનોને મહાગુજરાત મહિલા પરિષદ ભરવાનો વિચાર સ્ફૂર્યો અને તા. ૩૦ મી ડીસેમ્બરને રોજ શ્રીમતી લીલાવતી મુનશીના પ્રમુખપદે એ પરિષદ ભરાઇ પણ ખરી. એ સંમેલનના સ્વાગતાધ્યક્ષ શ્રીમતી સમજુબહેન છોટાલાલ ખેતશી અને પ્રમુખ શ્રીમતી *લીલાવતી મુનશીના વ્યાખ્યાનમાંથી મહત્વનો ભાગ તેમજ પરિષદે પસાર કરેલા દશ ઠરાવો અત્રે આપ્યા છે*]

## [ શ્રીમતી સમજુબહેન ખેતશીના ભાષણમાંથી ]

કરાચી ને સિંધમા ગુજરાતીઓનો વસવાટ છેલ્લા બસો વર્ષનો છે ગુજરાતના વ્યાપારનો વિકાસ સાધવાને, કાઠીઆવાડ અને કચ્છમા વસી રહેલા ગુજરાતીઓની દૃષ્ટિ સિંધ ઉપર પડી. ધીમે ધીમે વ્યાપારની ખીલવણી સાથે, ગુજરાતી શ્રમજીવીઓની પણ સંખ્યા વધતી ચાલી. એ જમાનામા અહિ આવી વસેલા પુરૂષનું જીવન સુખી અને સંતોષી બનાવવા આર્યસંસ્કારો પોષતી ગુજરાતણ પતિ સાથે આવીને વસી. તે સમયમા એનું સ્થાન માત્ર ગૃહના શણગારરૂપ હતું. એનો આદર્શ માત્ર પતિસેવા, બાળઉછેર, ને ઘરરખ્ખુ ગૃહિણી બનવાનો જ હતો. સામાજીક પ્રવૃત્તિઓમા ભાગ લેવાનો એને વિચાર પણ ન આવે એવા એ વખતના સંજોગો હતા. કૌટુંબિક જંજાળોથી વેરાયેલી, દ્રવ્યોપાર્જનમા મશગુલ રહેલા પતિને આશ્વાસન રૂપ બનવાના સતત પ્રયત્નો કરતી, એને બહારની દુનિયામા વિકાસ સાધવાનો વિચાર કે અવકાશ નહોતો.

એ સમયના ગુજરાતી પુરૂષ વર્ગની દૃષ્ટિ સકુચિત હતી અને માત્ર આર્થિક પ્રવૃત્તિ જ એનું ધ્યેય હતું. સમાજના ઘડતર ને બંધારણ તરફ એની નજર ન્હોતી. ટૂંકમા, એના જીવનમાં અન્ય પ્રવૃત્તિઓને ગૌણસ્થાન હતું. આવા સંજોગોમાં એ સમયનો સ્ત્રી વર્ગ પ્રગતીશીલ કયાથી જ સંભવે ?

પણ આજે એ વાતને બસો વર્ષ વીતી ગયાં છે. યુગપલટો થયો છે. અહિંના ગુજરાતીઓ હવે માત્ર વ્યાપારીઓ કે શ્રમજીવીઓ જ નહિં પરંતુ સિંધના જીવનમા ઓતપ્રોત થઇ ગયેલા અગ્રગણ્ય શહેરીઓ છે. કરાચીમાં જ માત્ર આજે ગુજરાતીઓની એંશીહજારની વસ્તી છે. હવે સિંધની ગુજરાતણને અસલના જમાનાની મુશ્કેલીઓ ને જંજાળો મુંઝવતી નથી સિંધમાં અમારૂં જીવન આજે સ્થિર થયું છે. અમારે મન હવે સિંધ પરદેશ નથી અને ગુજરાતી સંસ્કૃતિ સાચવતાં, અમે આજે સિંધીઓ સાથે મળી ગયાં છીએ અમારી સામાજીક સ્થિતિ સુધારવા તરફ અમારૂં લક્ષ આજે જઇ શકે છે. આજની અમારી કન્યા માત્ર ઘર કામ શીખીને જ સંતોષ પામતી નથી; એને ઉચ્ચ કેળવણી લેવાનું મન થાય છે; ભારતની નવરચનામા પોતાનો હિસ્સો આપવાના કોડ જાગ્યા છે; એનું દૃષ્ટિબિંદુ વિકાસ પામ્યું છે, અને આર્થિક, સામાજીક ને રાજકીય પ્રવૃત્તિઓમાં એ રસપૂર્વક ભાગ લઇ રહી છે. પૂ. બાપુજીની ત્રીસની ચળવળે અમારી ઉઘડતી દૃષ્ટિને સબળ વેગ આપ્યો છે, અને એમા સક્રિય ભાગ લેતી મહાગુજરાતણ આજે સર્વદેશીય વિકાસ સાધી રહી છે.

કેળવણીની દિશામાં અમારો ઉત્કર્ષ થતો જાય છે. હાલ અમારે ત્યાં કન્યાશાળાઓ તો વીશથી પણ વધુ છે, અને માધ્યમિક કેળવણી માટે પણ અમારે ત્યાં સગવડ છે. જે શાળાના મકાનના ચોગાનમાં આપણે આજે સૌ ભેગા થયા છીએ એ શ્રીમતી ઝવેરબાઇ ડુંગરશી મહિલા વિદ્યાલય અમારી કન્યાઓને માધ્યમિક કેળવણી આપતી પ્રથમ સંસ્થા છે. આ ઉપરાંત, સહશિક્ષણની પ્રથા ઉપર ચાલતી બીજી શાળાઓમા પણ અમારી કન્યાઓ કેળવણી લઇ રહી છે "કોલેજની કેળવણી તરફ અમે હજુ ગુજરાત જેટલી પ્રગતિ સાધી

શકયા નથી, છતાંયે હર્ષની વાત છે કે અમારા સરકાર મંડળના એક મંત્રી બ્હેન ઉર્મિલા દવે સિંધમાં પહેલા ગુજરાતી સ્ત્રી-ગ્રેજ્યુએટ છે. ઉપરાંત ચાર ગુજરાતી બ્હેનો પણ આજે સ્થાનિક કૉલેજમાં શિક્ષણ લઇ રહેલ છે અને અમને આશા છે કે આવતા દાયકામાં અમારે ત્યાં ઉચ્ચ કેળવણી લીધેલી બ્હેનોનું પ્રમાણ ગણનીય થઇ જશે.

સામાજીક પ્રવૃત્તિઓમાં પણ અમારો વિકાસ ઉત્તરોત્તર વધતો જાય છે. અહિંના ગુજરાતીઓની અગ્રગણ્ય સંસ્થા ' મહાગુજરાતસભા ' માં પણ બ્હેનોની એક મહિલા સમિતિ છે. આ સિવાય અમારે ત્યાં એક સ્ત્રીઓની જ ગણાય એવી ' મહિલા મંડળ ' નામની સંસ્થા કેટલાક વખત સુધી ચાલી હતી. એ મંડળે પોતાના અસ્તિત્વ દરમિયાન અનેક પ્રકારની ચેતના પ્રસારી હતી અને સમાજની અનેકવિધ પ્રવૃત્તિઓમાં બ્હેનોને રસ લેતી કરી હતી

છતાંએ અમારો વિકાસ હજુ કચ્છરતો ગણાય. ગુજરાતી બ્હેનો જેટલી પ્રગતિ અમે કરી શકયા નહિં હોઇએ, પણ મને ખાત્રી છે કે સ્થિર અને સચોટ પગલે આગળ વધી રહ્યાં છીએ.

અમારી રાજકીય પ્રવૃત્તિઓના મંડાણ તો છેલ્લાં સત્યાગ્રહ યુદ્ધથી જ થયાં. એ પહેલાં એ વિષયમાં અમારો હિસ્સો હતો જ નહિં એમ કહું તો પણ ચાલે. અર્વાચીન જગતની એ મહાન ચળવળે અમારામાં રહેલી શક્તિઓને ખીલવી ને કરાચીની પ્રજાને, ગુજરાતી મહિલાઓના વિકસિત થયેલા માનસની જાણ થઇ. માત્ર આદર્શ ગૃહિણીઓ તરીકે જ મનાયેલી મહાગુજરાતણોને, સરકારની દમનનીતિ સામે મોરચા માંડતી, ને હસતે મ્હોએ જેલમાં જતી જોવી, એ નવીન તેમજ વિરલ દૃશ્ય હતું. સિંધની અન્ય કોમી બ્હેનો જેટલો જ ઉત્સાહ અહિંની ગુજરાતણોએ બતાવેલો હતો કદાચ આજે અમારી ધારાસભામાં કે મ્યુનિસિપાલિટીમાં અમે જઇ શકયા નહિં હોઇએ, પરંતુ એ સંસ્થાઓમાં જવાની હિંમત કરી શકીએ એવી શક્તિ તો અમે જરૂર કેળવી છે.

સ્ત્રીઓને લગતા ઘણા યે પ્રશ્નો છણીને અમારાં ઉગતાં નવજીવનને પ્રગતિશીલ બનાવવાની હવે અમોને જરૂર લાગે છે. ઉચ્ચતર અને રાષ્ટ્રીય ભાવનાઓ પોષતી કેળવણી, લગ્ન, બાળઉછેર ગૃહજીવન, સામાજીક અને રાજકીય સ્થાન અને આર્થિક સ્વતંત્રતા એવા કંઇક કંઇક વિષયો ઉપર નવીન વિચારસરણીએ ચર્ચા કરી, આપણું કાર્ય આગળ ધપાવવાની જરૂર છે.

ઉચ્ચ કેળવણીનો જરૂરીયાત ઘણી છે. પરંતુ આજે શાળાઓમા ને કોલેજોમા અપાતી કેળવણી યોગ્ય અને સાર્થક છે કે નહિ તે વિષે ઘણા યે મતભેદો છે એ ચર્ચામા હું ઉતરી શકુ એટલો મારી પાસે અત્યારે સમય નથી. છતા યે એટલું કહેવું આવશ્યક લાગે છે કે આપણી કન્યાઓને અપાતું શિક્ષણ, સર્વાંગે સંપૂર્ણ તો નથી જ. આપણી કન્યાઓ મુખ્યત્વે પુસ્તકીયુ જ્ઞાન લઇ રહી છે. સ્ત્રીસહજ ઊર્મિઓ, ભાવના ને દયાની કુમળી લાગણીઓનો વિકાસ થાય ને એમાંથી એમનું જીવન સંપૂર્ણપણે વિકસે, એવી સમજવાળી કેળવણીની આપણને બહુ જ જરૂર છે. એ તરફ આપણા કેળવણીકારોનું લક્ષ દોરવાની ખાસ અગત્ય છે.

આ વિષય ઉપર વિચાર કરતા સહશિક્ષણનો પ્રશ્ન વિચારવો જરૂરી છે. હું અંગત રીતે એમ માનું છું કે વિદ્યાર્થિનીઓની પ્રગતિને સહશિક્ષણ અવરોધક તો નથી. પણ આમાં જે સંકોચ રહેલો છે તે નષ્ટ થવાની જરૂર છે. જેટલી છૂટ ને નિર્દોષતાથી ઘરમાં ભાઇબ્હેન રહી શકે, તેટલી જ નિર્દોષતાથી વિદ્યાર્થી ને વિદ્યાર્થિની એક સાથે શિક્ષણ લઇ શકે એવા સુંદર વાતાવરણની આવશ્યકતા છે.

સામાજીક પ્રગતિને ઉચ્ચ કક્ષાએ પહોંચાડવા આપણી લગ્નસંસ્થાને નવરચનાની જરૂર છે. વ્યક્તિસ્વાતંત્ર્યના વિચારોને અનુસરી, આપણા સમાજની પુનર્રચના કરવામાં આવે તો આપણે ત્યાં લગ્નનો પ્રશ્ન સરલ થઇ જાય ને લગ્ન એ માત્ર બંધનરૂપ નહિં, પણ સ્ત્રીપુરૂષનું પરસ્પર વ્યક્તિત્વ જાગવતું એક પવિત્ર ઐક્ય થઇ રહે.

સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતા એ એક એવો જ મહત્વનો પ્રશ્ન છે. હજુ આપણે ત્યાં એ દિશામાં સ્ત્રીઓને જોઇતું સ્થાન મળતું નથી. આપણા કાયદાઓ સ્ત્રીઓને યોગ્ય વારસા હક્કો પણ આપતા નથી. વિધવાઓ પ્રત્યે પણ હજુ જોઇએ તેવું લક્ષ અપાયું નથી. તાજેતરમાં ઘણાઘણા પસાર થએલા કાયદાઓ; સ્ત્રીઓના સમાન

હકકોનો પૂરતો સ્વીકાર કરતા નથી આ દિશામા સતત પ્રયત્નો કરવાની જરૂર છે અને હવે આશા રાખી શકાય કે ધારાસભામા બીરાજતી આપણી બહેનો આ દિશામા પગલા લેશે

ભારતના પલટાતા જતા રાજકારણમા પણ હવે સ્ત્રીઓનુ સ્થાન નક્કી કરવાનો સમય આવી પહોંચ્યો છે હિંદની સ્વતંત્રતાની લડતમા આપણે બનતો સહકાર આપવો જોઇએ, ખાસ કરીને રાષ્ટ્ર ભાવના કેળવતી સ્વદેશીની ચળવળને તો આપણે સંપૂર્ણ રીતે અપનાવી લેવી જ જોઇએ. ‘હુ સ્વદેશી જ વાપરીશ’ એ સૂત્ર તો આપણી દરેક પ્રવૃત્તિઓનુ મુખ્ય અંગ રહેવુ જોઇએ સંપૂર્ણ પુખ્તવયી મતાધિકાર મેળવવા માટે પણ આપણે આપણા પ્રયત્નો ચાલુ રાખવા જોઇએ

## [ શ્રીમતી લીલાવતી મુનશીના ભાષણમાંથી ]

આજે બહેનો સમક્ષ કેટલાક મુખ્ય પ્રશ્નો પડ્યા છે છેલ્લા થોડા વર્ષોમા સ્ત્રીઓએ સામાજીક ઉપરાંત રાજકીય ક્ષેત્રમા પણ પ્રવેશ કર્યો છે એ બન્ને ક્ષેત્રમા કરેલી પ્રગતિ અને નડતી મુશ્કેલીઓના માપ આપણે કહાડવાના છે સામાજીક ક્ષેત્રના કેટલાક પ્રશ્નો થોડા વર્ષો પહેલા જે ઘણા મોટા લાગતા હતા તે આજે પ્રમાણમા નાના થઇ ગયા છે બાળલગ્નો તથા વૃદ્ધ લગ્ન હવે અપવાદ રૂપેજ થાય છે કેટલીક આગળ પડતી જ્ઞાતિઓ અને કેટલાક શહેરોમાથી તો એનો છેક નામશેષ પણ થઇ ગયો છે એક પત્નીવ્રતનો પણ હજી સુધી કાયદો નથી થયો પણ એક ઉપર બીજી કરનારા વીરલા જવલ્લેજ નીકળે છે વિધવા વિવાહ સામેનો વિરોધ પણ ઘટ્યો છે અને કેટલેક ઠેકાણે તે પણ જણાતો નથી રડવા કુટવાના ચાલ, લગ્ન પ્રસંગ ન્યાતવરા વગેરે રિવાજો છેક ઘસાઇ ગયા છે એમ કહીએ તો પણ ચાલે

છેલ્લા થોડા વર્ષોમા સ્ત્રીઓએ ખરેખરી પ્રગતિ કરી હોય તો તે રાજકીય ક્ષેત્રમા હિંદુસ્તાનની બહેનો તેમા યે ગુજરાતી બહેનો ગાંધીજી હિંદુસ્તાનમાં આવ્યા તે પહેલા કોઇ કોઇ ભણેલી ગણેલી બહેનો જાહેરમા થોડુ થોડુ કામ કરતી પણ તેમા કાર્યના અંશ કરતા શોભાનો અંશ વધારે હતો અને પુરૂષો પણ એમને ક્યાંક ક્યાંક આગળ કરતા તે એમની કાર્યશક્તિને લીધે નહિ પણ આગળ પડતા મનાવાને શોભામા થોડી સ્ત્રીઓ જોઇએ એટલા માટે સ્ત્રીઓમા કામ કરવાની ખરેખરી વૃત્તિ જાગી સત્યાગ્રહની લડત વખતે અને પુરૂષોના જેટલુ જ સખત કામ બહેનોએ એ અરસા દરમિઆન કરી બતાવ્યુ સ્ત્રીઓ ન જોખમદારી લેતા મુંઝાઇ, ન પીકેટીંગ કરતા ડરી, ન જેલમા જતા ડરી. કેટલીક વાર પુરૂષો હિંમત હારી જતા ત્યારે સ્ત્રીઓ તેમને ટકાવી રાખતી ને એ કસોટીમાથી પાર ઉતારતી સ્ત્રીઓની કિંમત જેટલી આ અરસામા થઇ એટલી પહેલા ક્યારેએ થઇ ન હતી

આ લડતને પરિણામે સ્ત્રીઓમા આત્મવિશ્વાસ પણ ખુબ જ આવ્યો જે બહેન ઘર બાર કદી એકલી નીકળી ન શકે અને જે રેલ્વેમા એકલી મુસાફરી કરતા ડરે એજ બહેન દારૂડીઆઓની વચ્ચે ઉભા રહી દારૂની દુકાને અડધી રાત સુધી ચોકી કરી શકે એ વાત શુ સૂચવે છે ? જે બહેનોએ કશી મુશ્કેલી કદી સહી ન હોય તેમણે જેલના દુ:ખો પણ સહ્યા, કોંગ્રેસ સમિતિના અધિકારની રૂએ એમણે જોખમદાર હોદ્દાઓ સારી રીતે શોભાવ્યા અને પરદેશી કાપડ પર ચોકી કરતાં એમણે ન જોઇ રાત અને ન જોયો દિવસ, અને એમની એવી એકનિષ્ઠ તપશ્ચર્યાએ સલ્તનતના વેપારના મુખ્ય પાયાને હચમચાવી નાખ્યો અરે, સ્ત્રીઓને પણ જો તક મળે, એ માટે જોખમદારી સોંપવામા આવે તો એ શુ કામ ન કરી શકે ?

બધી સ્ત્રીઓથી બધી વખતે ઘરની બહાર જઇ કામ કરવુ શક્ય હોતુ નથી આપણા દેશમા ઘણીખરી પુખ્ત ઉંમરની સ્ત્રીઓ પરણેલી હોય છે એમને ઘર સાચવવાનુ હોય, બાળકો ઉછેરવાના હોય અને પતિને ગૃહસ્થાશ્રમમા મદદ કરવાની પણ હોય આવી ગૃહસ્થાશ્રમી બધી સ્ત્રીઓ હરહંમેશ ઘરની બહાર જઇ કામ કરી શકે એવી સાધન સંપન્ન હોતી નથી વળી ઘર ચલાવવુ એ કઇ ઓછુ ઉપયોગી કામ છે એમ માનવાનુ પણ કારણ નથી સ્ત્રી ને પુરૂષ સંસાર રચના બે ચક્ર છે અને

એ બે મળી સંસાર ચલાવે તે એકબીજાની ભાગીદારીથી, એકબીજાની અપૂર્ણતાઓ પૂરી કરવાથી એ બંને જણ સગવડને ખાતર પોતપોતાના કામની વહેંચણી કરે તેથી બેમાંથી એકનું કાર્ય ઓછું ઉપયોગી ઠરતું નથી. બંનેમાં કેટલીક સામાન્ય અને કેટલીક ખાસ કુદરતી શક્તિઓ રહેલી છે અને એ શક્તિઓનો સારામાં સારો ઉપયોગ કરી શકાય એ રીતે સંસારમાં કામોની વહેંચણી થયેલી છે. દુનિઆમાં, એવું છે ખરું કે ઝાઝા પુરુષો કમાવાને લાયક હોય છે અને ઝાઝી સ્ત્રીઓ ગૃહતંત્ર સારી રીતે ચલાવી શકે છે પણ તેથી જે સ્ત્રીઓ બીજા ક્ષેત્રોમાં જઇ શકવાને માટે લાયક હોય તેમણે ન જવું અને ગૃહ સિવાય બીજા કોઇ કાર્યમાં એણે પડવું જ નહીં એવું કશું ઠરતું નથી. જેનામાં જે જાતની વિશેષ શક્તિ હોય તે ભલે પોતાને માટે અનુકૂળ કાર્યક્ષેત્ર શોધી લે અને સાધન સગવડવાળી સ્ત્રીઓ પણ પોતાના ઘરનાં ઉપરાંત બીજાં કામો કરી શકે તો તેથી નવાઇ પામવાને કંઇ કારણ નથી.

વળી આજના જમાનામાં પેલું પુરાણું સૂત્ર કે સ્ત્રીઓ કમાવા નજ જાય એ કંઇ ચાલે એવું નથી. નવા જમાનાની નવી પરિસ્થિતિથી આપણે છેક અલિપ્ત શી રીતે રહી શકવાના હતા ? આજે દેશે દેશમાં આર્થિક પરિસ્થિતિ બદલાતી જાય છે તે વખતે ગાંડી આડાઇથી ના કહો એ સ્થિતિ આપણે કંઇ બદલાવી શકવાનાં હતાં ? આમ ના હોય એ વ્યક્તિ પુરેપુરી સ્વતંત્ર કદી ગણાતી નથી અને સ્વતંત્ર ગણાવાની ઇચ્છાવાળી દરેક વ્યક્તિને જરૂર પડે કમાતા આવડવું તો જોઇએ. હવે તો જમાનો ફેરવાતાં સાથે જીંદગીની જરૂરીઆતો વધી કેળવાયલા આદર્શો વધ્યા જે ચીજો અસલ શોખની ગણાતી તે આજ શોખની ગણાય છે અને જેટલી જરૂરીઆતો વધી એટલી પુરૂષોની કમાવાની શક્તિ વધી નથી. ઘણી પરણેલી સ્ત્રીઓ કમાવા જાય છે તે શોખને લીધે નહિ પણ જરૂરીઆતને લીધે. એ ઉપરાંત સ્ત્રી કુમારી હોય કે વિધવા હોય તો એને તો જીવનનિર્વાહને માટે પણ કમાવાની ખાસ જરૂર પડે છે. અસલની સ્ત્રીઓ કુમારી રહેતી નહિ અને વિધવાઓ માટે બાઇ ભોજાઇ કે દીયર જેઠના ઘરમાં ઓશીઆળો અવતાર પૂરો કરવાની ફરજ મનાતી જે કોઇ એનું પૂરૂ કરે તે બદલામાં જન્મભરનું વૈતરૂં એની પાસે લે. આ સ્થિતિ આ જમાનામાં વધારે વાર નભી ન શકે. સ્ત્રીઓને માટે કમાવું એ યોગ્ય છે કે નહિ, એના ગુણદોષની ચર્ચામાં ઉતરીએ નહિ તો યે કેટલીક સ્ત્રીઓને માટે એ આવશ્યક થઇ પડેલું હોય છે એ વાત વિસરી જવાય એમ નથી અને ભવિષ્યમાં વધારેને માટે થશે એ વાત નક્કી છે. એટલે આવતી પરિસ્થિતિને ઓળખી એને અનુકૂળ થવું એમાં ડહાપણ વધારે છે.

આપણી સ્ત્રી જાતિની મુશ્કેલીઓ ઘણીખરી કેળવણીની ખામીને લીધે ઉભી થયેલી છે. આજની નિશાળે જતી ગુજરાતી છોકરીઓમાંથી બહુ થોડી પોતાનો વિદ્યાભ્યાસ જીંદગીમાં સારી રીતે ઉપયોગી થાય એ દૃષ્ટિએ કરે છે. બીજા પ્રાંતોની સરખામણીમાં—અરે આપણા પાડોશી મહારાષ્ટ્રની સરખામણીમાં પણ કન્યા કેળવણીમાં આપણે પછાત છીએ એ વાત આપણે શરમ સાથે કબૂલી લેવાની છે. ગુજરાતી સ્ત્રીઓ લગ્ન સિવાય બીજા કોઇ ક્ષેત્રને પોતાની કાર્યદિશા માટે જતાં અટકે છે. આજે ગુજરાતી સ્ત્રી ડોકટરની જરૂર છે પણ પૂરતી જડતી નથી. નર્સ જેવો ઉપયોગનો ધંધો કરનાર પણ આપણી ગુજરાતી બહેનો કેટલી ? એવા તો નાના મોટા ઘણાએ ક્ષેત્રો હશે કે જેમાં સ્ત્રીઓ સફળતાથી જઇ શકે. માટે આપણે એ વિશે વિચાર કર્યા વિના છુટકો નથી.

અને આ પૈસા કમાવાની વાત છોડી દઇએ તો એ ધંધાદારી નહિ એવા સાહિત્ય અને કલાના પ્રદેશોમાં આપણી કેટલી ગુજરાતી બહેનોના નામ યાદ આવે એવાં છે ? આ ક્ષેત્રો તો એવાં છે કે સ્ત્રીઓ ઘેર બેઠા પુરુષોની બરાબરી કરી શકે. તે છતાં આંગળીને વેઢે ગણાય એટલાં નામોએ આપણી પાસે આગળ ધરવાને નથી. આજે બંગાળમાં જાઓ, મદ્રાસમાં જાઓ, મહારાષ્ટ્રમાં જાઓ, આપણા જેટલી કંગાળીઅત ત્યાં નથી.

સૌથી પહેલું તો સ્ત્રીઓને જે મતાધિકાર મળ્યો એ તેનો ઉપયોગ કરવાનું સમજવાનું છે. નવા મતાધિકાર પ્રમાણે અક્ષરજ્ઞાનવાળી સ્ત્રી જેને પોતાનું નામ વાંચતાલખતા આવડતું હોય એવી સૌ બહેનોને મતનો હક્ક મળી શકે છે. આ હક્ક મળ્યાં છતાં આપણી કેટલીએ એવી બહેનો

છે કે એમણે પોતાનો અધિકાર મેળવ્યો નથી અને મળ્યો હોય તો વાપર્યો નથી પુરુષો જેટલી જ સ્ત્રીઓની સંખ્યા હોવા છતાં તમે મતનો અધિકાર જોશો તો સેકડે પાંચ ટકા સ્ત્રીઓને નહિ મળતો હોય અને તે પણ તેમની બેદરકારીને લીધે ગયા ઇલેકશન પહેલાં અમે જ્યારે મતો નોંધાવવા જતાં ત્યારે આ બાબતમાં અમને ખુબ નવા નવા અનુભવો થયેલા હતા અમે જઇએ ત્યારે કેટલીક બહેનો તો ઘરમાંથી બહાર નીકળે જ નહિ નીકળે તો કહેશે અમારે મતને શું કરવો છે ? અમારે મત જોઇતો નથી અને અમારે કોઇને આપવો નથી કોઇ કહે " ઘરવાળા આવશે ત્યારે પૂછી જોઇશ એ વખતે થયેલા અનુભવો તો ખુબ મોટા છે પણ સારાંશ એટલો કે સ્ત્રીઓને પોતાને મળેલા આ પવિત્ર હક્કનું ભાન જ નથી જો પૂરતા પ્રમાણમાં બહેનો મતદાર હોય તો પોતે ધારે એવી બહેનોને પોતાના પ્રતિનિધિ તરીકે ધારાસભામાં મોકલે જે બહેનો તમારે જોઇતા કાયદા ઘડવાની વ્યવસ્થા તો કરી શકે કંઇ નહિ તો તમે કોંગ્રેસના સભ્યોને તો ઉલટી મદદ કરી શકો પણ આપણી બહેનો આ વાત હજી સમજી ગઇ નથી આજે ધારાસભાઓમાં શું ચાલી રહ્યું છે તે પણ બહુ થોડી બહેનો જાણતી હશે બહેનોની જો એમ ઇચ્છા હોય કે એમની સમાનતા સ્વીકારવી જોઇએ તો શહેરીપણાના બધા ગુણ એમણે કેળવવા જોઇશે

સ્ત્રીઓએ રસ લેવા જેવી બીજી બાબત મ્યુનીસીપાલીટીઓની છે કેઇપણ શહેરમાં જે કંઇ ઉપયોગી કામ થાય તે ઘણાં ખરાં આજે મ્યુનીસીપાલીટીઓ દ્વારા થાય છે આગણાનો કચરો મ્યુનીસીપાલીટીવાળા સાફ કેમ નથી કરતા એ વાત જો તમારી પ્રતિનિધિ બહેન ત્યાં બેસતી હોય તો તરત તપાસ કરાવી શકાય શહેરમાં ઇસ્પીતાલો પૂરતી છે ? સુવાવડખાના બરાબર ચાલે છે ? શાક અને દૂધ સ્વચ્છ મળે એવી વ્યવસ્થા છે ? રોગચાળો ફાટી ન નીકળે ને બાળમરણપ્રમાણ ઘટે એને માટે શા ઉપાયો યોજાયા છે ? આ બધી વાતો મ્યુનીસીપાલીટીઓ દ્વારા થાય છે પ્રાથમિક કેળવણીનું મોટું ક્ષેત્ર પણ મ્યુનીસીપાલીટીઓના હાથમાં હોય છે શિક્ષિકાઓના હક્કદારો અને એમને થતા અન્યાયો તમારે દૂર કરવા હોય તો તે મ્યુનીસીપાલીટીમાં જઇનેજ તેમ કરી શકો એમ છે અને બહેનોએ વધારે ને વધારે પ્રમાણમાં મ્યુનીસીપાલીટીઓમાં જવું જોઇએ એવો મારો ચોક્કસ મત છે પણ કોણ જાણે શાથી સ્ત્રીઓનું ધ્યાન જેટલું ધારાસભાઓ તરફ દોડ્યું છે એથી અડધું મ્યુનીસીપાલીટી તરફ નથી દોડ્યું ભવિષ્યમાં બહેનો આ વિષયમાં વધારે રસ લેતી થશે એવી આશા હું પ્રગટ કરું છું

આજે આપણું નવું રાષ્ટ્રવિધાન થઇ રહ્યું છે એ વિધાનની લડતમાં સ્ત્રીઓ જો પોતાનો ફાળો નહિ આપશે તો જાહેર જીવનમાં એમનું કશું એ સ્થાન રહેશે નહિ. હક્કો માગવા એ બહુ સહેલી વાત છે પણ હક્કો મળે છે ત્યારે તે નિભાવવાનું કામ મુશ્કેલ છે

માણસની પોતાની કાર્યશક્તિથી સ્ત્રીઓ આ રાષ્ટ્રવિધાનમાં વિધાયક કાર્યો કરી ફાળો આપી શકે એમ છે સૌથી મોટો તો બાળકોનો પ્રશ્ન એમણે ઉપાડી લેવા જેવો છે આજના ને આવતી કાલના બાળકો સશક્ત થાય નિરોગી થાય એમના મન અને શરીર બંને ખીલે એમને યોગ્ય કેળવણી મળે એ નવા હિંદમાં નાની મોટી સર્વ જવાબદારીઓ શોભાવી શકવાને લાયક થાય એ બધું જોવાનું કામ માતાઓનું જો દરેક બાળક એટલો શક્તિશાળી બને કે એ ભાવિ હિંદ સ્વરાજ્યનો સ્તંભ બની શકે એવો થાય તો કેઇ પરદેશીની મગદૂર છે કે આપણા પર રાજ્ય કરી શકે ? જો દરેક બાલિકા રચનાત્મક કાર્યમાં ભાગ લેતી થાય તો આપણા દેશની પ્રવૃત્તિઓ પોષવાને કેટલી સ્ત્રીશક્તિ જડી શકે ?

દેશની માતાઓને મારે આહવાન આપવાનું છે તમે આજના યુવક યુવતીઓને જોઇતી તાલીમ નથી આપી તેઓ બોલે છે ઘણું પણ બોલે તેનાથી સોમા ભાગનું યે કાર્ય કરતી નથી જો એમના કામનો પણ એક ધારો પ્રવાહ નથી મેં કેટલાક આજના યુવક યુવતિઓને જોયા છે થોડા દહાડા થોડા મહિના તેઓ બહુ કામ કરી નાખે ખુબ દોડાદોડી કરે પછી એવા થાકી જાય આદર્યું હોય તે અધુરું રહી જાય ને વળી ફરી પાછા જાગે ત્યારે લીધેલું કામ પૂરું કરવાને બદલે કંઇક ભળતું ત્રીજું કામ ઉપાડી લે આમ કરવાથી નથી કોઇ કામ પૂરું

થયું અને કેટલા બધા પ્રયત્નો અધુરાં રહી જાય છે. શક્તિનો આ અપવ્યય એટલો બધો થયો છે કે જેનો પાર ને છેડો નથી. ને તેથી માતાઓ ભવિષ્યમાં પોતાની બાળાઓ માત્ર ભણે છે એટલું જે નહિ પણ કામ કરવાની ખરેખરી લાયકાત મેળવે છે કે કેમ તે જોવાની પણ ફરજ રહેશે.

શક્તિનો આ અપવ્યય માત્ર કંઇ આજના નોમાં નથી પણ આપણી બહેનોએ જાહેર જીંદગીમાં કંઇને કંઇ કામ કરવાના અખતરા કોઇ કોઇ વખતે કર્યા છે. પણ સખત મહેનત માગી લે તેવું કામ કદી તેઓ કરતાં નથી. તમારી આ પરિષદ પ્રવૃત્તિના પણ એવા હાલ ન થાય અને આરંભે શુરા થઇ આદરેલું અધુરૂં ન રહે એ તમારે ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

તમે બહેનો આટલે દૂર રહીને પણ સહશિક્ષણને આવકાર આપ્યો છે, તે બતાવે છે કે મહાગુજરાત કરતાં તમે પાછળ નથી. સહશિક્ષણ એ એક એવો અખતરો છે કે જે સારી રીતે સફળ થાય તો બહુ જ લાભકારી થઇ પડે. પ્રથમ આપણે ત્યાં સ્ત્રીઓ એટલે આનંદની વસ્તુઓ હોય એવી ભાવના હજી પણ જો નાનપણથી જ બાળકબાળિકાઓ એક સાથે ભણતી થાય તો તેમનામાંથી એ ભાવના દૂર થઇ જાય અને પરિણામે ભવિષ્યમાં તેઓ બંને સાથે કામ કરી શકે.

લગ્નનો પ્રશ્ન બહુ વિશાળ છે. એના જુદા જુદા અંગો છે. શારદા એક્ટ પૂરો ન થતો હોય તો તેમાં આપણો પોતાનો વાંક છે. આપણા વડેરાઓ, વડિલ, પટેલો પોતપોતાની ન્યાતમાં ચોકી રાખે તો જરૂર આવાં લગ્નો અટકી શકે. બહેનોએ પણ એ માટે મક્કમ પગલાં ભરવાં જોઇએ.

સ્ત્રીઓને વારસા હક્ક આપવા બાબતમાં વડી ધારાસભામાં કાયદો પસાર થઇ ગયો છે એ મુજબ સંયુક્ત કુટુંબમાં પતિપત્ની બન્નેને સરખો હક મળે છે. આપણે તો પત્ની તરીકેનો આપણો હક જ માગવાનો છે અને એને માટે જે લડત લડવાની છે તે આપણે પોતે જ નક્કી કરવાની છે.

સ્વદેશીની પ્રવૃત્તિમાં મને ખાસ રસ છે. મુંબઇમાં મેં આ પ્રવૃત્તિમાં યથાશક્તિ ભાગ લીધો છે ત્યાં આગે સ્વદેશી માર્કીટ સ્થપાઇ અને બહિષ્કારની લડતે જોર પકડ્યું. ખરૂં કહું તો ચળવળમાં અંતરાય નાખનાર બહેનોજ છે. એમને ત્યાં આવતા લગ્ન વિગેરે પ્રસંગોએ તેઓ સારા દેખાતા પણ વિદેશી કપડાં ખરીદે છે. આજે આપણા દેશમાં જાતજાતની સુંદર વસ્તુઓ ઉત્પન્ન થાય છે જે આપણે વાપરવી ઘટે કે જેથી આપણા ગરીબ ભૂખે મરતા ભાઇબહેનોને મદદ થઇ શકે. બ્રિટિશ રાજ આપણે ત્યાં નભી રહ્યું છે તેનું મુખ્ય કારણ પણ આજ છે. તેમને વેપારદ્વારા થતી કમાણી બંધ થશે કે તુરતજ તેઓ આ દેશ છોડી ચાલ્યા જશે. આપણી નબળાઇથીજ એઓ ટકી રહ્યા છે.

આપણે ત્યાં વૃદ્ધવિવાહ સામે પ્રબળ લોકમત ઉભો થયો છે પણ વધના કજોડા સામે હજી કંઇ થયું નથી. ૪૦-૪૫ વર્ષની ઉમરનો પુરૂષ ૧૪ વર્ષની કન્યાને પરણે એને તો અત્યારે કોઇ કહેતું જ નથી. એવા પુરૂષને જો ફરીથી પરણવું હોય તો તેણે પોતાની જ ઉમ્મરની સ્ત્રી સાથે પરણવું જોઇએ. આ બાબતમાં હું મુંબઇ ધારાસભામાં એક કાયદો લાવવાની છું કે જેથી ૧૮ વર્ષની નીચેની ઉંમરની કન્યાના લગ્ન ૪૦ વર્ષના પુરૂષ સાથે ન થઇ શકે. મને ખાત્રી છે કે મુંબઇ સરકાર એ કાયદો જરૂર અપનાવી લેશે તમે પણ તમારે ત્યાંની ધારાસભામાં આવો એક કાયદો પસાર કરાવવા કોશિષ કરજો.

વળી એક પત્નીત્વને માટે પણ ઘટતો કાયદો હોવો જોઇએ. કેટલાક પુરૂષો છોકરૂં ન થતું હોય તો ફરીને પરણે છે જે ઘણોજ ખોટો રિવાજ છે. આપણે ત્યાં પણ પારસી કે અંગ્રેજોની જેમ એક પત્ની કરવાનો કાયદો હોવો જોઇએ.

તેવી જ રીતે વિધવાઓને પુનર્લગ્નની છુટ આપતો કાયદો પણ આપણે ત્યાં હોવો જોઇએ. આથી સમાજ પરથી બોજો છુટશે અને દુઃખી વિધવાઓના આશીર્વાદ મળશે.

આજે આપણે ત્યાં આંતરજ્ઞાતીય લગ્નો તો ઘણાં થઇ રહ્યાં છે. આપણી ન્યાતોના સંકુચિત કુંડાળાં તોડવાં જોઇએ અને માત્ર જ્ઞાતિઓ વચ્ચે નહિ પણ પ્રાંતો વચ્ચે લગ્નો થવાં જોઇએ. આપણે ગમે તે પ્રાંતમાં વસતા હોઇએ પણ આખર તો આપણી હિંદુ સંસ્કૃતિ એક જ છે એવી વાત આપણાં ધ્યાનમાં લઇ જો આવાં લગ્નો વધશે તો આપણી પ્રગતિ જે અટકી ગઇ છે તે આપણે વધારી શકીશું!

### પસાર થએલા ઠરાવો

( ૧ ) શ્રી મહાગુજરાત મહિલા પરિષદનો મુખ્ય ઉદ્દેશ સમસ્ત નારી જનતાની સાધારણ રીતે તેમજ ગુર્જરી નારીજનતાની મુખ્ય શારીરિક, માનસિક, આર્થિક, સામાજીક અને રાષ્ટ્રીય ઉન્નતિ વ્યવસ્થિત અને કાયદેસર પદ્ધતિથી સાધવાનો છે. આ ઉદ્દેશને ફલિભૂત કરવા તેમજ આ મહિલા પરિષદમા જે જે ઠરાવો પાસ થાય તેને અમલી બનાવવા, વ્યવસ્થિત કાર્ય કરવા માટે બહેનોની એક કારોબારી સમિતિ નિમવામા આવે છે.

( ૨ ) કરાચીની ગુજરાતી બ્હેનોના લાભાર્થે સર્વ પ્રકારની પ્રવૃત્તિઓ ચલાવવાને મહિલા સંસ્થાને પોતાના સ્વતંત્ર મકાનની અગત્ય રહે છે. એવો આ પરિષદનો અભિપ્રાય છે. અને તેથી શહેરની બીજી સંસ્થાઓની માફક આ સસ્થાને પણ શહેરના સારા લત્તામા એક જમીનનો ટુકડો મફત આપવની કરાચી મ્યુનિસિપલ કારપોરેશનને આ પરિષદ ભલામણ કરે છે તથા મ્યુનિસિપલ સભ્યોને વિનતિ કરે છે કે આ બાબતમા પોતાના મતો આપી સાથ દે.

( ૩ ) કેળવણીના વધતા જતા ફેલાવાથી તેમજ શારદા એક્ટથી બાળલગ્નોની બદી ઓછી થતી જાય છે. પરંતુ શારદા એક્ટનો જોઈએ તેવી રીતે સંતોષકારક અમલ થતો ન હોવાથી બાળલગ્નો સીધી કે આડકતરી રીતે પ્રૂટાછવાયા થયા કરે છે. આ મહાગુજરાત મહિલા પરિષદ જુદી જુદી જ્ઞાતિના પટેલોને તેમજ સમાજના હિતચિંતક આગેવાનોને બાળલગ્નો અટકાવવા યોગ્ય પ્રબંધ કરવા અને સરકારની સાથે એ કાયદાનો અમલ કરવામાં સહકાર કરવાનો વિનતિ કરે છે.

( ૪ ) કન્યાઓની પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત હોવી જોઇએ, એવો આ પરિષદનો અભિપ્રાય છે. તેમ વળી હાલ અપાતા શિક્ષણ ઉપરાંત સામાન્ય જ્ઞાન, વ્યવહાર સમજ, ગૃહવ્યવસ્થા, બાળઉછેર તેમજ માંદાઓની માવજતનું શિક્ષણ આપવાના વર્ગો ખોલે તેમા મોટી ઉમ્મરની સ્ત્રીઓ પણ લાભ લઇ શકે એવો પ્રબંધ કરવાની ભલામણ આ પરિષદ મ્યુનિસિપાલિટીઓ તેમજ લોકલ બોર્ડોને કરે છે.

( ૫ ) પ્રાથમિક કેળવણી માટેની સંસ્થાઓમા, સ્ત્રીશિક્ષિકાઓ જ નિમાવી જોઇએ એવો આ પરિષદનો અભિપ્રાય છે, અને એ માટે યોગ્ય પ્રબંધ કરવાની, આ મહાગુજરાત મહિલા પરિષદ મ્યુનિસિપાલિટીઓ, લોકલબોર્ડો અને બીજી પ્રાથમિક કેળવણી આપતી સંસ્થાઓને ભલામણ કરે છે.

( ૬ ) જ્ઞાતિ અને પેટા જ્ઞાતિના વાડાઓ બહુ વધી જવાથી આજે લગ્ન સંબંધમાં પસંદગીનું ક્ષેત્ર બહુ જ સંકુચિત થઇ ગયું છે. તેથી પરિષદ એમ ઠરાવે છે કે સમાજે જ્ઞાતિબંધનો જેમ બને તેમ સત્વર તજવા જોઇએ, અને આતરપ્રાતીય સંબંધો તેમજ પુનર્લગ્ન ઉપરના પ્રતિબંધો દૂર કરવા જોઇએ.

( ૭ ) આપણી બ્હેનો આર્થિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરે માટે અમદાવાદમા ચાલતા જ્યોતિસંઘ જેવા ગૃહઉદ્યોગ અને હુન્નરકળાના કામો શીખવવા માટે આ પરિષદ ઓસસ્થાઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

( ૮ ) મહાત્માજીએ હરિજન પ્રવૃત્તિ તથા આરોગ્યોદ્ધાર પ્રવૃત્તિના કામ ઉપાડયા છે, તેમા કરાચીની બ્હેનોએ પોતાનો સક્રીય ફાળો આપવો જોઇએ અને હરિજન બહેનોને સવર્ણ બહેનો જેટલા જ બધી જાતના હક્કો મળવા જોઇએ એમ આ પરિષદ માને છે.

( ૯ ) આ પરિષદ એવું માને છે કે જે કેટલાક કદ્રુઆ ક્રૂર ને ખર્ચાળ રિતરિવાજો, જેવા કે પ્રેતભોજન, રડવુંકુંટવું, લાજ અને લગ્નવરા વગેરે દૂર કરવા માટે બહેનોએ સતત પ્રયત્નશીલ રહેવું જોઇએ તે સિવાય આપણો સામાજીક ઉદ્ધાર થવાનો સભવ નથી.

( ૧૦ ) જાપાને ચીનમા ખાસ કરીને બાળકો અને સ્ત્રીઓ ઉપર ગુજારેલા અમાનુષિક જુલ્મો તરફ પોતાનો તીવ્ર વિરોધ દર્શાવવા સમસ્ત પ્રજાને જાપાની માલનો સંપૂર્ણ બહિષ્કાર કરવાની આ પરિષદ વિનંતિ કરે છે.

# : : : : ગુજરાતની કલાભૂખ : : : :

વ્યાખ્યાતા : શ્રીમતી લીલાવતી મુનશી

[કરાચીમાં તેરમાં ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનને અંગે ભરાયલું કલાપ્રદર્શન ખુલ્લું મૂકતાં તા. ૩૦મી ડીસેમ્બરે કરેલા ભાષણમાંની કેટલીક કંડિકાઓ]

કલા એ કંઇ કોઇ પક્ષનો ઇજારો નથી, અને આપણા જેવા કલાકાર નહિ એવા કલાભોગીઓ માટે તો કલાના જુદા જુદા સંપ્રદાયની કંઠી બાંધી ફરવું ઇષ્ટ પણ નથી. જે હૃદયને સ્પર્શે, જે આંખને આનંદ આપે, જેમાં સંવાદિતા અને રૂપરંગનો મેળ હોય, અને સુરૂચિ જેનાથી પ્રસન્ન થતી હોય એ સૌ આપણે માટે કલા. આવી કલા 'કલાને ખાતર કલા છે' કે ઉપયોગિતા પોષે એવી કલા છે કે ભક્તિભાવભીની કલા છે કે પ્રચારપૂરતી કલા છે એવી માથાકુટમાં આપણે પડવું ખરું ?

*

પણ એક વાત ધ્યાનમાં રાખવી ઘટે ખરી. દરેક સારી વસ્તુ સમજવાને માટે માણસે કાંઇક અધિકાર પણ પ્રાપ્ત કરવાનો રહે છે. જે વસ્તુ સમજાય નહિ તે હૃદયને બહુ સ્પર્શે નહિ. સુંદરમાં સુંદર સંગીત બીનજાણકારને મન રાગડા તાણવા જેવું લાગે છે. સાહિત્યની સુંદરમાં સુંદર કૃતિનો આસ્વાદ કેળવાએલી રસવૃત્તિ વગર માણસ લઇ શકતો નથી અતિ ઉત્તમ ચિત્રકૃતિને અનઅધિકારી ધ્યાનથી જોતો સુદ્ધાં નથી.

કલાઓમાં પણ પાછા સંપ્રદાયો છે. સાહિત્યમાં, સંગીતમાં, ચિત્રમાં, શિલ્પમાં, સ્થાપત્યમાં અને સાથે સાથે નાની નાની ગૃહકલાઓમાં પણ. વસ્ત્રાલંકાર, શાકચીલું, ભરતગૂંથણ, રસોઇકલા, એવી સૌ નાની મોટી કલાઓમાં માણસથી એક ચીલે ચાલી નથી શકાતું. સૌમાં પ્રાંતીય, દેશીય અને ભૌગોલિક ભેદો અને તેમાં ય પાછા સાંપ્રદાયિક ચીલા જુદા.

*

કલાના પાછળ ગણેલા પ્રકારોને થોડીવાર બાજુએ રાખી આપણે દરેક સ્થળકાળમાં દેખાતા કલાના બે મુખ્ય ભેદોની જરૂર નોંધ લઇએ. એ બે મુખ્ય ભેદો તે કલામાં વાસ્તવદર્શન જોઇએ કે આદર્શદર્શન એ વિશેનો મૂળ મતભેદ. સંસાર હોય એવો બતાવે એ ખરી કલા કે સંસાર હોવો જોઇએ એવો વર્ણવે તેમાં વધારે કલા ? કલાવિવેચકો વચ્ચે તકરારનો આ એક જુનો પ્રશ્ન છે.

મારા નમ્ર મત પ્રમાણે તો કલા—સરસ કલા—વાસ્તવને અને આદર્શને તદ્દન છુટા પાડી દર્શાવી શકાતી જ નથી. વાસ્તવમાં આદર્શના રંગ પૂરે ત્યારે જ કલા સરસતા પામે છે. દુનીયામાં બધી વાસ્તવિકતાઓ દેખાડવા જેવી નથી હોતી અને વાસ્તવના આધાર વગરનો આદર્શ કોઇનાથી સમજાતો નથી ને હૃદયને સ્પર્શતો નથી. સાચી કલા હોય તો વાસ્તવ અને આદર્શ બંને હોય તેનાથી વધારે સુંદર લાગે છે, અને આવી કલા ઉંડી અસર કરનારી નીવડે છે.

*

પણ આ કલા શાને માટે છે ? કલા એ જીવન માટે છે કે જીવન કલાને માટે છે ? કોઇ કોઇ કલાકારો પોતાનું આખું જીવન કલાને અર્પણ કરી દે છે અને કલાશહીદ પણ બની જાય છે એવું સાંભળ્યું છે. પણ માનવસમૂહના મોટા ભાગને માટે તેમ નથી. કલા ખરેખર જીવનને માટે હોવી જોઇએ. કલા એ જીવનથી કાંઇક જુદો પદાર્થ છે એવી માન્યતા જ ભૂલભરેલી છે. ખરેખરી કલા જીવનમાં જ છે; જીવનને માટે છે. જે આદર્શો જીવાય નહીં તેને ,માત્ર સાહિત્ય વાંચ્યા તેથી કોનો ઉદ્ધાર થાય ? જો સંગીત ભાવને ન પ્રેરે તો પછી ગવૈયાના-ગળામાંથી નીકળતો કોલા-

ફક્ત માણસને ક્ષણિક મોજ જ આપે છે. જે ચિત્ર ઘરમા ને હૃદયમા સુદરતા આણે એવુ ન હોય એ ચિત્ર બજારૂ ભીંત પર શોભતુ હોય એની આપણે મન કાઇ કિમત નથી.

ને નાની નાની કલાઓનુ—ગૃહકલાઓનુ—પણ એમ જ છે. જે માનવદેહને ન શોભે તે શણગાર નહિ. કલામય રાચરચીલુ જો કોટડીમા પૂરી રાખવા માટે હોય ને વાપરવા માટે ન હોય તો એ ઘરમા હોય તો એ ઠીક અને ન હોય તોએ ઠીક. ભાત ભાતના ભરતના નમુના માત્ર પ્રદર્શનમા જોયે ને વખાણે એની કારીગિરિની શી કિમત થવાની હતી?

જો ઉપયોગિતાનુ દૃષ્ટિબિંદુ કલામા આણી શકાય તો તે માત્ર આટલા પૂરતુ, કલા-ભોક્તાઓ પૂરતુ. કલાસ્રષ્ટાઓને તો એમાથી આપણે સ્વતંત્ર જ રાખવા ઘટે છે.

*

મને લાગે છે કે “કલા કલાને ખાતર” કે “કલા ઉપયોગિતાને ખાતર” એ ભેદ પાડવા જેવો જ નથી અને પાડવો હોય તો એ ભેદ દેખાય તેટલો ઉંડો પણ નથી. ઉપયોગી હોય તે ઘણીવાર સુદર હોય છે અને ન હોય તો તે કરવુ જોઇએ એ વાત મને માન્ય છે. આજકાલ તો જીવનવ્યવહારની નાનામા નાની ચીજોને પણ સુદર-કલામય-બનાવવાનો અખતરો ચાલી રહ્યો છે અને સાબુની પેટીથી માંડીને રાજાના મહેલ સુધીની બધી ચીજોમા સુદરતા આણવાનો પ્રયત્ન ચાલુ છે. આમ ઉપયોગીને કલામય બનાવાય છે—પણ કલામય હોય એ બધુ ઉપયોગી હોય એટલે કે જેનો ઉપયોગ આપણી દૈહિક જરૂરીઆતને પોષવા જેવો થઇ શકે—એવુ નથી. સુદર કથા કે કાવ્ય કે ચિત્ર આપણને ગમે તે એની ઉપદેશ આપવાની શક્તિને લીધે નહિ પણ એની સાત્વિક આનદ આપવાની શક્તિને લીધે. પ્રકૃતિ સુદર લાગે છે. પણ ઝાડ, પહાડ, તારા એ બધા ઉપયોગી છે માટે સુદર છે એમ આપણે માનીએ છીએ ખરા? ફુલનો ઉપયોગ કરો તોએ સુદર છે, ન કરો તોએ સુદર છે. જે જે કલાકૃતિઓમા કૃત્રિમતા ન હોય, ડબર ન હોય, મનની કોઇ ઊર્મિ કે ભાવ, કે કોઇ પ્રસગનુ એ સહજ સુદર ચિત્ર હોય તો પછી એ ઉપયોગી હોય કે ન હોય તોએ એ કલાકૃતિ રહેવાની જ.

*

અને જેમ કલામા સુંદરતા છે, કલામા સ્વચ્છતા છે તેમ કલામા સાદાઇએ છે. કલાનોએ ઠઠેરો કરવામા આવે તો તેનો મુખ્ય ઉદ્દેશ મારી જાય છે. જોઇએ તે કરતા વધારે રાચરચીલુ ઘરને સામાન ભરવાની કોટડી જેવુ બનાવી મૂકે છે, જોઇએ તે કરતા ઘાડા સૂર સુદર સગીતને કર્કશ બનાવી મૂકે છે અને જોઇએ તે કરતા વધારે ગતિ નૃત્યને કુદાકુદામા ફેરવી નાખે છે. જેમ જોઇએ તે કરતા વધારે મસાલો રસોઇને બગાડી મૂકે છે તેમ કલામાએ છે. આગળ કહ્યુ તેમ કલા જેમ રસસ્પર્શક છે તેમ રૂપસ્પર્શક પણ છે. રેખાઓની શુદ્ધિ વિના સારૂ ચિત્ર ન અકાય તેમ દરેક કલા પોતપોતાના પ્રદેશમા રેખાઓની શુદ્ધિ અને સપ્રમાણતા માગી લે છે. સાત્વિક કલા રૂપદર્શી હોય, રસદર્શી કલા ભપકાદાર અને વધારે આકર્ષક હોય પણ શુદ્ધ કલા તો એ બેના સુમેળથી જ નીપજે છે

પણ એક વાત મને કહ્યા વિના ચાલે એવી નથી. ગુજરાતમા કલા-ભૂખ ઉઘડી છે એના એક નહિ પણ અનેક પુરાવાઓ આપણને હાથ લાગી રહ્યા છે. ગુજરાતી સાહિત્યે છેલ્લા થોડા વર્ષોમા ખુબ ઝપાટાભેર પ્રગતિ કરી છે અને અર્વાચીન પરપ્રાન્તીય અને પરદેશી પ્રાગતિક સાહિત્યની હારમા બેસે એવુ સાહિત્ય એણે સરજવા માડ્યુ છે. ચિત્રકલામા પણ રા. રવિશકરના સપ્રદાયે ખુબ પ્રગતિ કરી છે અને મુબઇની જે. જે. સ્કુલ ઑફ આર્ટમાથી પણ ગુજરાતીઓનો ઠીક સમૂહ એ ક્ષેત્રમા નામના મેળવી રહ્યો છે. ગુજરાતી સ્થપતિઓએ નામના ન મેળવી હોય તો પણ એ ક્ષેત્રમા તેઓ પછાત નથી. નૃત્યકલાનો શોખ તો છેલ્લા થોડા વર્ષોમા ઘણા સસ્કારી કુટુબના બાલક બાલિકાઓએ કેળવ્યો છે અને સગીતમા પડિત ઓંકાર, માસ્તર વસત અને બીજા અનેક ભાઇઓ પોતાની કલા પ્રસારી રહ્યા છે. વક્તૃત્વકલાનો વિકાસ પણ જોઇએ તેવો નહિ છતા ઠીક ઠીક પ્રમાણમા થતો રહ્યો છે

*

આપણે જે કલાઓમાં છેક પાછળ છીએ એનાં નામ પણ ગણાવવાં ઘટે છે. રંગભૂમિની કળામાં બધા પ્રાંતોને મુકાબલે ગુજરાતીઓજ પાછળમાં પાછળ હોય એમ મને લાગે છે. રસોઇ કરવાની કળામાં આપણે જરાએ પ્રગતિ સાધી નથી. ગુજરાતી સીનેમાઓ બીજા પ્રાંતોને મુકાબલે કલાની દૃષ્ટિએ ઘણા પછાત છે. સુંદર રણકાર, મીઠાશવાળી, ભાવો સંપૂર્ણપણે દર્શાવી શકે એવી ભાષા બોલવાની કળા ઉપર તો આપણે છેકજ ધ્યાન આપ્યું નથી. અને બીજી ભાષાઓ સાંભળવાની ટેવવાળા માણસોને એ ખામી ખૂબજ સાલે એવી હોય છે.

કેટલીક વસ્તુઓ જન્મથી સુંદર હોય છે, કેટલીક વસ્તુઓ પ્રયત્નથી સુંદર બને છે. રૂપાળું શરીર માણસને જન્મથી મળે પણ કસરત એને સ્નાયુબદ્ધ બનાવે છે. લાંબો કાળીનાગણના જેવો કેશકલાપ સુંદર હોય પણ વાળ ઓળ્યા વગરના હોય તો એ ઝાંખરા જેવો દેખાય છે. શિષ્ટ અને સંસ્કારી ભાષા માણસને પ્રયત્નથી જ સાંપડે છે. કુદરતદત્ત કલાશક્તિ હોય તે મહેનતથી જ સંપૂર્ણ કેળવી શકાય છે. સોમા નખાયું કલાવાનોની સ્વાભાવિક કલા સખત મહેનત અને એકલક્ષી કલાભક્તિ માંગી લે છે. અને તેથી જ ગુજરાતીઓ જે જે કલાઓમાં પ્રગતિ નથી સાધી શક્યા તે એમની શક્તિના અભાવે નહિ પણ મહેનતના અભાવે–જરૂરી એકલક્ષિતાના અભાવે–છે એ વાત પર હું ધ્યાન ખેંચવા માગું છું. ભવિષ્યમાં ગુજરાતીઓ કલાના સર્વક્ષેત્રમાં હિંદુસ્તાનના સર્વ પ્રાંતોની હારમાં રહી શકાય એવી રીતે વધારે ને વધારે પ્રગતિ સાધશે એવી આશા રાખવી વધારે પડતી નહિ ગણાય.




## સ્વદેશ

**મુંબઈની મહિલાઓની અંજલિ :** શ્રી. ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, ભગિની સમાજ, ગાંધી સેવા સેના, ભાટીયા સ્ત્રી મંડળ, દક્ષિણ બ્રાહ્મણ ભગિની સમાજ, ઇન્ડિયન વીમેન્સ યુનાઇટેડ કલબ, ગુર્જર લેડીઝ સોશીયલ કલબ વગેરે મહિલા સંસ્થાઓના આશ્રયે શ્રીમતી સ્વરૂપરાણી નેહરૂને અંજલિ આપવા માટે, મુંબઇની મહિલાઓની જાહેર સભા તા. ૨૦ મીએ માધવ બાગમાં મળી હતી. એ સભાના પ્રમુખસ્થાનેથી ભાષણ કરતા શ્રીમતી સરોજિની નાયડુએ કહ્યું હતું કે

"શ્રીમતી સ્વરૂપરાણી નહેરૂને આજે સારૂએ હિંદ પીછાને છે તેમણે રાણીનો વૈભવ ત્યાગી દેશસેવાના કંટક માર્ગ પર સ્વેચ્છાએ પગલા ભર્યાં હતાં. આજે સારાયે હિંદની માતા ચાલી ગઇ છે. તેમનુ ચિંતન એકજ હતું, "ફના થઇ જાવ પણું આપણા દેશને સ્વાધીન બનાવો" બાદશાહી જાહોજલાલીથી સ્વરૂપરાણી ફુલાઇ જતા નહિ, અને મુશીબતોના સમયમા ડરી જતા નહિ. પતિ અને પુત્રવધુના અવસાન પણ સ્વરૂપરાણીની દેશસેવાની ધગશને ધીમી પાડી શકયા નથી"

આગળ ચાલતા તેમણે શ્રીમતી સ્વરૂપરાણી નહેરૂ સાથેનો પોતાનો અંગત પરિચય વર્ણવતા જણાવ્યું હતું કે "એમની જીવનકિતાબના પાનાઓ અકથ્ય સાંસારિક દુઃખ હોવા છતા જવલંત દેશપ્રેમની કથનીઓથી ભરેલા છે" અને વધુમા જણાવ્યુ હતું કે "સ્વરૂપરાણીનું સાચું સ્મારક ત્યારે જ કર્યું ગણાય કે જ્યારે તેમને પગલે આપણે કુચકદમ કરીએ."

શ્રીમતી જયશ્રીબહેન રાયજી, શ્રીમતી કુસુમબહેન મુનશી, શ્રીમતી કીકીબહેન દેસાઇ, શ્રીમતી મુદ્રિકાબહેન અંજારિયા, શ્રીમતી બાનીબાઇ મૂળજી, શ્રીમતી સરસ્વતીબહેન, શ્રીમતી રતનબહેન મહેતા તેમજ બીજાં બહેનોએ પ્રાસંગિક અંજલિ આપી હતી જે બાદ સર્વેએ ઉભા થઇ નીચેનો ઠરાવ પસાર કર્યો હતો.

"મુંબાઇની સ્ત્રીઓની આ જાહેર સભા શ્રીમતી સ્વરૂપરાણી નહેરૂના દુઃખદ અવસાન માટે પોતાનો શોક પ્રદર્શિત કરીને તેમજ દેશની સ્વાધીનતા માટે તેમણે જે ઉદાર આત્મભોગ તથા દેશસેવા અર્પણ કરી છે તેની કદર કરી અંતઃકરણપૂર્વક અંજલિ આપે છે."

**શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, મુંબઈ.** મંડળની કાર્યવાહક સમિતિએ રાષ્ટ્રપતિ પંડિત જવાહરલાલ નહેરૂના માતુશ્રી શ્રીમતી સ્વરૂપરાણી નહેરૂના અવસાન માટે શોક દર્શાવતો નીચેનો ઠરાવ કર્યો હતો: રાષ્ટ્રપતિ પંડિત જવાહરલાલ નહેરૂના માતુશ્રી સ્વરૂપરાણીના અવસાન પામવાથી મંડળ તરફથી આજની કમીટી શોક પ્રદર્શિત કરે છે દેશસેવિકા સ્વરૂપરાણીએ પોતાના સર્વ વૈભવોનો ત્યાગ કરી દેશની અમૂલ્ય સેવા બજાવી છે. સંયુકત પ્રાંતની સ્ત્રી જનતાને પોતાના પતિ અને પુત્રે દેશની સ્વતંત્રતા માટે આરંભેલ યજ્ઞમાં તેઓ ભારે સહાય રૂપ નીવડયા છે. આવા એક અમૂલ્ય દેશસેવિકા રત્નના અવસાનથી હિન્દના સમસ્ત સ્ત્રી વર્ગને ન પૂરી શકાય તેવી ખોટ પડી છે. પરમકૃપાળુ પરમેશ્વર સદ્ગતના આત્માને પરમ શાન્તિ બક્ષો.

મંડળની કાર્યવાહક સમિતિએ બીજો ઠરાવ નીચેનો કર્યો હતો: "ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષર ભાઈશ્રી ચન્દ્રશંકર પંડયાના શોકજનક અવસાન માટે મંડળ શોક પ્રદર્શિત કરે છે. ભાઈ ચંદ્રશંકરે મંડળની સારી સેવા બજાવી છે. શરૂઆતથી જ મંડળના કાર્યક્રમોમા સારો રસ લઇ ગુજરાતી સ્ત્રીઓની ઉન્નતિ, કેળવણી અને કલ્યાણની પ્રવૃત્તિઓને વેગવંત કરવામા તેમણે સારો હિસ્સો આપ્યો.

છે. તેમણે સાહિત્ય અને સામાજીક પ્રવૃત્તિઓમાં જ પોતાનું જીવન ઓતપ્રોત કરી દીધું હતું. સદ્દગતને શ્રી. જમનાબાઇ સક્કઇ-સ્મારક અંક પ્રસિદ્ધ કરવામાં સારી મદદ આપી હતી. મંડળના તેઓ એક ખરા હિતચિંતક હતા. પરમાત્મા સદ્દગતના આત્માને શાન્તિ બક્ષો ”

**મુંબાઈમાં સ્ત્રીઓની ક્લબ :** ભગિની સમાજના આશ્રયે સામાન્ય વર્ગની સ્ત્રીઓ એક બીજાને મળી શકે અને સાથે સાથે રમતગમતનો લાભ ઉઠાવી શકે એ હેતુથી એક ક્લબ કાઢવાનું નક્કી થયું છે. એ ક્લબ ઓપેરા હાઉસ પાસે આવેલા મંગી હાઉસમા ચલાવવામાં આવશે. દર મંગળ અને શુક્રવારે ૪ થી ૭ વાગ્યા સુધી આ ક્લબ મળશે. તા, ૪ થી ફેબ્રુઆરીએ ૫ વાગે શ્રીમતી કુસુમ બહેન ફણીઆને હાથે એ ખુલ્લી મૂકાશે. ભગિની સમાજના સભ્યો માટે ફી આઠ આના છે, બીજા સભાસદો માટે રૂ. ૧ રખાયો છે. દાખલ ફી રૂ ૧ છે.

**સ્ત્રીઓ માટે આરોગ્યનું 'શિક્ષણ :** ઇન્ડિયન સાયન્સ કોંગ્રેસની સુવર્ણ જયંતિને અંગે વિદેશોથી વૈજ્ઞાનિકોની એક મોટી મંડળી હિન્દ આવી હતી એ મંડળીમાં હિન્દ આવનારાં એક માત્ર સ્ત્રીવૈજ્ઞાનિક પ્રો. વીનીફ્રેડ ક્લીસ સી. બી. ઇ., ડી. એસ. સી, એલ એલ ડી. હતા આખી મંડળીમાં એક માત્ર સ્ત્રી પ્રતિનિધિ હોવા છતાં પ્રો. વીનીફ્રેડ સૌથી વધુ ચપળ, અને આગળ તરી આવતા પ્રતિનિધિઓ પૈકીનાં એક હતા. તેમનું વ્યક્તિત્વ પણ અજબ છે, તા. ૧૭ મી ડીસેમ્બરે મુંબઇમાં બેલાર્ડ પીયર પર તેઓ ઉતર્યાં ત્યારે તેમનો સત્કાર કરવા માટે મુંબઇના બે આગેવાન સ્ત્રી દાક્તરો હાજર રહ્યાં હતા. તેમણે લંડનમાં પ્રો. વીનીફ્રેડના હાથે શિક્ષણ મેળવવાની તક મળી હતી. લંડનમા તેમની સાથે કામ કરનારી હિન્દી સ્ત્રીઓને મળવા માટે તેઓ હિન્દનો પ્રવાસ કરનાર છે. પ્રો વીનીફ્રેડ ક્લીસ લંડનની સ્કુલ ઓફ મેડીસીન ફોર વીમેનમા ફીઝીયોલોજીના અધ્યાપક છે. તેમણે એક મુલાકાતમા તેમની પ્રવૃત્તિઓની સમાલોચના કરતાં જણાવ્યું હતું. " જો તમે મારી સર્વ પ્રવૃત્તિઓનું પૃથક્કરણ કરશો તો તમને જણાશે કે, એ બધીનું કેન્દ્ર બે મુખ્ય પ્રશ્નો બનાવે છે; આંતર રાષ્ટ્રીય સહચાર અને આરોગ્ય. આરોગ્યના પ્રશ્નની ચર્ચા કરતાં તેમણે રાષ્ટ્રીય આરોગ્યની અગત્ય પર ભાર મૂકીને જણાવ્યું કે રાષ્ટ્રીય આરોગ્ય એટલે વ્યક્તિનું આરોગ્ય. એક તંદુરસ્ત વ્યક્તિ એ વધારે સારી શહેરી અને વધારે સારી સાથી છે. ઘણા લોકો પર અપચાની જે અસર થાય છે તેનું દૃષ્ટાંત લઇને તેમણે જણાવ્યું હતું કે આ તદ્દન સાની ફરિયાદને અંગે લોકોને જે સહન કરવું પડે છે તેના પરિણામો ઘણી વાર અત્યંત ભયંકર આવે છે. આરોગ્યની અગત્ય દેશો અને પ્રજાઓ હવે સમજવા લાગી છે, અને આરોગ્યનો આધાર ગૃહજીવન ઉપર જ છે. અને તંદુરસ્ત ગૃહજીવનનો સાચો આધાર ઘરમાંની ગૃહિણી ઉપર છે. તેથી, દેશની સ્ત્રીઓ સારામાં સારૂં આરોગ્ય ભોગવે એ સૌથી વધુ અને પ્રથમ અગત્યની વાત છે. આ કારણે સ્ત્રીઓને આરોગ્યને લગતું જ્ઞાન આપવા માટે દરેક દેશમાં વિશાળ યોજના થવાની જરૂર છે.

વળી સ્ત્રીઓ તંદુરસ્ત હોય તો બાળકોનું મરણ પ્રમાણ પણ ઓછું થઇ જાય. ૧૯૩૫ ના વર્ષ દરમ્યાન ગ્રેટબ્રિટનમા એક વર્ષથી ઓછી વયના ૩૫૦૦૦ બાળકો મરણ પામ્યાં. ૧૯૧૦ માં જે બાળમરણ પ્રમાણ હતું તે જો ૧૯૩૫ માં ચાલુ રહ્યું હોત તો એક વર્ષથી ઓછી વયનાં ૭૬૦૦૦ બાળકો મરણ પામ્યાં હોત પણ આરોગ્ય, તંદુરસ્તી, વધારે સારો ખોરાક, સુવાવડને લગતા કેસોનો નિકાલ કરવા માટે વધારે સારાં જ્ઞાનને પરિણામે ૪૨૦૦૦ બાળકોનાં જીવન પંદર વર્ષમાં બચાવી શકાયા છે.

આ શિક્ષણની સાથે સંબંધ ધરાવતો પ્રશ્ન સંશોધનનો છે. તંદુરસ્તી અને ખોરાકને લગતી બાબી ઘ બાબતમાં સંશોધનને દરેક સરકારે ઉત્તેજન આપવું જોઇએ. કારણ કે એ સંશોધનોને પરિણામે લાભ દેશને જ થવાનો છે." હિન્દમાં પણ આરોગ્યને લગતાં કાર્ય થવાની જરૂર પર ભાર મૂકીને. તેમણે જણાવ્યું હતું કે, એ કાર્ય હિન્દને જેઓ જાણવા-હોય તેઓએ જ કરવું જોઇએ. પાઠ્ય પુસ્તકો હિન્દીઓને હાથે જ રચાવાં જોઇએ અને તેમા ચિત્રો પણ હિન્દી જીવનનાં જ આવવાં જોઇએ, વળી એ અત્યંત સાદાં છતાં વૈજ્ઞાનિક હોવાં જોઇએ આ બાબતમાં ફિલ્મનો ઉપયોગ કરવા પ્રત્યે પણ તેમણે ભાર મૂક્યો હતો. તે પછી તેમણે ઇન્ટર-નેશનલ ફેડરેશન ઓફ યુનિવર્સીટી વીમેનના કાર્યનો

રૂપરેખા આપતાં જણાવ્યું હતું કે ૩૭ દેશો એમાં જોડાયલા છે અને એમાં સારૂં કાર્ય થઇ રહ્યું છે.

શ્રીજી એમ. બી. બી. એસ. ની પરીક્ષામાં નીચેનાં બહેનો પસાર થયા છે: અનસૂયા ઠુકરે, ખુરશેદ ઇરાની, લયલા પાટીલ, વિદ્યાલક્ષ્મી નરમે-શંકર ત્રિવેદી, કાશી પીતાંબરદાસ ઠક્કર, મીરાં કેરકર. આ બહેનો પૈકી મીસ ખુરશેદ ઇરાનીને બાલકૃષ્ણ સુદામજી પ્રાઇઝ, વાઇસરોય સીલ્વર મેડલ, મેડીકલ વીમેન ફોર ઇન્ડિયા ફંડની શિષ્યવૃત્તિ, લેડી રે સીલ્વર મેડલ તથા બાઇ હીરાબાઇ પેસ્તનજી હોરમસજી કામા ગોલ્ડ મેડલ મળ્યા છે.

**સ્ટવ–સઘડીના ભોગ :** ( ૧ ) મુંબઇમા ડંકન રોડ પર રહેતી કુલસુમબાઇ ફઇઝુલ્લા નામની ૮૦ વર્ષની મુસ્લીમ સ્ત્રી રાધતા સનડીથી દાઝી મરણ પામી ( ૨ ) ઘાટકોપરમાં વેલાબાઇ પ્રેમજી નામની યુવતી દાઝી મરણ પામી ( ૩ ) મુંબઇમાં કીંગ્સસર્કલ પર રહેતી જમનાબાઇ કાલીદાસ નામની ૧૯ વર્ષની યુવતી સ્હા બનાવતા ધાસલેટના ડબાડા દીવાનો આચ લાગતાં દાઝી મરણ પામી. ( ૪ ) જયાબાઇ મણિલાલ ત્રિવેદી નામની બાળા સઘડી પર રાધતાં સાડીને આંચ લાગી જતાં દાઝી મરણ પામી. ( ૫ ) મુંબઇમાં જરબાઇ વાડીઆ રોડ પર રહેતી પાર્વતીબાઇ મગનલાલ નામની ૪૦ વર્ષની સ્ત્રી સ્ટવ પર ચ્હા કરવા જતાં દાઝી મરણ પામી

**હિન્દુ મહિલા પરિષદ :** અમદાવાદમાં ડીસેમ્બર માસની આખરે અખિલ હિન્દ હિન્દુ મહાસભાનું અધિવેશન ભરાયું તે પ્રસંગે શ્રીમતી પદ્માવતી દેસાઇનાં પ્રમુખપદે હિન્દુ મહિલા સમેલન મળ્યું હતું. એ સંમેલનમાં બેરીસ્ટર સાવરકર અને ભાઇ પરમાનંદે હિન્દુ જાતિ તરફથી સ્ત્રીઓનું રક્ષણ થવું જોઇએ એવી આગ્રહભરી વિનંતિ કરી હતી. પરિષદે મહિલા વ્યાયામશાળાની ફરજીયાત સ્થાપના કરવા માટે પ્રાંતિક સરકારોને વિનંતિ કરતો, અપહરણના બનાવો સંબંધી ગુન્હેગારોને સખ્ત સજા કરવાની માગણી કરતો, હિન્દુ સમાજમાં જ્યાં સુધી પહેલી સ્ત્રીને છુટા છેડા ન મળે ત્યાં સુધી પુરૂષથી બીજી સ્ત્રી સાથે લગ્ન ન થઇ શકે તેવા કાનૂનની માંગણી કરતો અને પતિતા સ્ત્રીઓના દાખલા વધતા જતા હોવાથી તેમને આશ્રય આપવા માટે રૈસ્કયુ હોમ જેવા આશ્રમો સ્થાપવાની હિન્દુ મહાસભાને ભલામણ કરતા ઠરાવો પસાર થયા હતા.

**પતિનો વિયોગ સહન ન થયો :** ઉદર નિર્વાહ માટે પોતાનો પતિ પોતાનાથી ઘડીભરને માટે પણ વિખુટો પડે એ વિરહ સહન ન થઇ શકવાથી અમદાવાદમાં સરસ્વતી નવીનચંદ્ર નામની બ્રાહ્મણ યુવતીએ શરીર પર ઘ્યાસલેટ છાંટી ડીસેમ્બરની તા. ૨૮ મીએ આપઘાત કર્યો.

**હિન્દુ યુવતી ઇસ્લામી બની :** પતિની મારઝુડ વગેરેથી કંટાળીને વડોદરા રાજ્યના આણંદના પાસેના ગોશદ ગામના સુથાર વિઠ્ઠલદાસની પત્ની બાઇ પાર્વતીએ રાજીખુશીથી ઇસ્લામ સ્વીકારવાની અમદાવાદના સીટી મેજીસ્ટ્રેટ સમક્ષ જાહેરાત કરી છે.

**જીવની પર બીજી :** સિહોરવાળા જાણીતા કપોળ ગૃહસ્થ શ્રી. જગમોહનદાસના પુત્ર શ્રી. ઇજતરાયે તળુસાવાળા શ્રી. પ્રાણજીવનદાસની પુત્રી સાથે દોઢ બે વર્ષ પહેલાં લગ્ન કરેલું. તેમણે હમણાં શ્રી. ચંદ્રભુજ કોઠારીની પુત્રી પુષ્પા સાથે બીજી વાર લગ્ન કરતાં કપોળ જ્ઞાતિમાં ખળભળાટ પેદા કર્યો છે.

**વીરતાની કદર :** ૧૯૩૯ ના જુનની તા. ૧૪ મીએ હૈદ્રાબાદનાં મોતીમહાલ સીનેમામાં આગ લાગવાની કરૂણ હોનારત બની હતી. તેમાં અપૂર્વ વીરતા બતાવવા માટે અશારફુન્નીસા બેગમને બ્રિટિશ વીરતાનો ચાંદ એનાયત કરવામાં આવ્યો હતો. આ માન મેળવનાર તેઓ સૌથી પ્રથમ હિન્દી મહિલા છે. આ ચંદ્રક અર્પણ કરવાનો વિધિ ગઇ તા. ૨૦ મીએ હૈદ્રાબાદમાં ના. વાઇસરોયને હાથે થયો હતો.

**બહેનનાં અવસાનનો આઘાત :** શ્રીમતી સ્વરૂપરાણી નહેરૂના અવસાનને અંગે અલ્હાબાદના આનંદભુવનમાં રાષ્ટ્રપતિ અને તેમની બહેનો પર આશ્વાસનના સંખ્યાબંધ તારો અને સંદેશાઓ હિંદભરમાંથી તેમજ વિદેશમાંથી આવ્યા હતા. અને તેમની સ્મશાનયાત્રામાં પણ સંખ્યાબંધ માણસોએ ભાગ લીધો હતો. શ્રીમતી સ્વરૂપરાણીના અવસાનના સમાચાર સાંભળીને તેમનાં મોટાં બહેન શ્રીમતી રાજપતિ કૌલ જેઓ આનંદભુવનમાંજ રહેતા હતાં તેઓ તા. ૧૧ મીનો સવારે આનંદભુવનમાંજ અવસાન પામ્યાં હતાં.

**કમળા નહેરૂ સ્મારક હોસ્પીટલ** બાંધવા માટે સંયુક્ત પ્રાંતની સરકારે આનંદભવન નજીક વસ્તા ભાડાનાં 'લીઝ' પર જમીન આપી છે. ચાલુ માસથી ત્યાં બાંધકામ શરૂ થનાર છે.

**જર્મન-હિન્દી લગ્ન :** મીસ જી. વીટગેન્સ્ટીન નામની એક જર્મન બાળાએ મી. કે. એસ. મહેતા નામના સીવીલીયન સાથે સીવીલ મેરેજ એક્ટ મુજબ બનારસમાં લગ્ન કર્યું છે. મીસ વીટગેન્સ્ટીન તા. ૩૦ મા ડીસેમ્બરે જર્મનીથી બનારસ આવી હતી. સ્થાનિક આર્યસમાજ તરફથી તેણે હિન્દુ ધર્મનો સ્વીકાર કર્યો હતો અને પછી લગ્ન કર્યાં હતાં. તેમણે નવું નામ શ્રીમતી સુશીલા રાખ્યું છે.

**લાલાજીની પુત્રીનું અવસાન :** પંજાબ ધારાસભાનાં સભ્ય અને સ્વ. લાલા લજપતરાયના પુત્રી શ્રીમતી પાર્વતીદેવીનું ગયા માસની શરૂઆતમાં ગુજરાનવાલા ખાતે અવસાન થયું છે.

**સજામાં ઘટાડો :** લાહોરના આગેવાન સ્ત્રી કાર્યકર બેગમ ગુલામ ફાતીમાને બતાલા ખાતે રાજદ્રોહના આરોપસર છ માસ સખ્ત કેદ રૂા. ૧૦૦ દંડની સજા થઇ હતી. તેની સામે અપીલ થતાં સજા ઘટાડીને બે માસની કરવામાં આવી હતી અને દંડની રકમ ઘટાડીને રૂા. ૫૦) ની કરવામાં આવી હતી.

**મુસ્લીમ બાળાઓ માટે કોલેજ :** બંગાળ સરકારના કેળવણી ખાતાના પ્રધાનમંડળે કલકત્તામાં મુસ્લીમ બાળાઓ માટે જ એક કોલેજ સ્થાપવાનો નિર્ણય કર્યો છે. એ કારણે આવતાં વર્ષના અંદાજપત્રમાં રૂ. ૮૦૦૦૦૦ ની રકમ ફાજલ પાડવામાં આવશે.

**પતિનાં અવસાન** પછી જીવનનિર્વાહનું સાધન શોધવામાં નિષ્ફળતા મળવાને કારણે કોઇમ્બેતુરની ૨૫ વર્ષની મજુર સ્ત્રી આમુ થાપા મીત્રે પહેલાં પોતાની નવ વર્ષની પુત્રીને ગુંગળાવીને મારી નાખી પાછળથી પોતે પણ આપઘાત કર્યો હતો.

**રાણી ગ્વીદાલોને છોડો :** આસામ મહિલા સમિતિની મૌહત્તીમાં મળેલી સભામાં રાજકીય કારણોસર લાંબી કેદ ભોગવી રહેલી નાગ જાતિની કન્યા રાણી ગ્વીદાલોનો છૂટકારો કરવાની આસામના ગવર્નરને વિનંતિ કરતો ઠરાવ પસાર થયો હતો.

**ગ્રહણી બહેનોની વીરતા :** બર્માના એક ગામમાં હથિયારબંધ ધાડપાડુઓએ એક વૃદ્ધ બર્મનની ઝુંપડી પર ધાડ પાડી અને તેની પાસે પૈસા માંગ્યા. એ વૃદ્ધની મદદે ગએલા તેના પુત્રને સખત ઇજા કરવામાં આવી, એટલે પછીથી આ વૃદ્ધની ચાર પુત્રીઓ લાકડીઓ વતી આ ધાડપાડુઓ પર તૂટી પડી અને પરિણામે ધાડપાડુઓને ભાગી જવું પડ્યું.

**પ્રકીર્ણ :** (૧) ચોરીના શક પરથી પકડાયલી એક હરિજન સ્ત્રીને સખ્ત માર મારવા માટે નડીઆદના ન્યાયાધીશે એક સબ ઇન્સ્પેક્ટર અને ત્રણ સિપાઇને સજા કરી છે. સબ ઇન્સ્પેક્ટરને સાત વર્ષની સખ્ત કેદ અને રૂ. ૨૦૦૦ દંડ અને દંડ ન ભરે તો છ માસ વધુ જેલની અને સિપાઇઓને પાંચ વર્ષ સખ્ત કેદની સજા કરી છે. ( ૨ ) દક્ષિણ સાલસેટ તાલુકાના દહીસરની ગ્રામ્ય પંચાયતના સભ્ય તરીકે શ્રીમતી રમાબાઇ મલ્હારરાવ ચીટનીસની નિમણુંક થઇ છે. ( ૨ ) ( ૩ ) ડાસરામાં શ્રી. મહાલક્ષ્મી કન્યાવિદ્યાલય ખેડાના કલેક્ટરને હાથે ખુલ્લું મૂકાયું. એ પ્રસંગે મકાન માટે રૂ. ૧૩૦૦૦ ની સખાવત કરનાર શ્રી. ત્રિકમલાલ દેસાઇના પત્ની સ્વ. શ્રી. મહાલક્ષ્મીનું ચિત્ર ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. ( ૪ ) મવલની હનુમાન વ્યાયામશાળાના આશ્રયે જલગામમાં લશ્કરી તાલીમનો વર્ગ રખાયો હતો તેમાં સ્ત્રીઓ માટે ૧૦ દિવસનો નિશાન બાજીનો વર્ગ ખુલ્લો મૂકાયો હતો તેમાં ૩૨ સ્ત્રીઓ અને બાળાઓએ ભાગ લીધો હતો. મીસીસ કોલ્હાટકર અને મીસ ચિટકેને ઇનામો મળ્યા હતાં. ( ૫ ) ભગિની સમાજ સેવા મંદિરનો વાર્ષિક ઉત્સવ ગઇ તા. ૨૦ મીએ મુંબાઇ સરકારના મજુર ખાતાના પાર્લામેન્ટરી મંત્રી શ્રી. ગુલઝારીલાલ નંદાના પ્રમુખપદે ઉજવાયો.

## વિદેશ

**સ્ત્રી નવલકથાકારનું અવસાન :** 'રીટા' એવાં તખલ્લુસથી નવલકથાકાર તરીકે જાણીતી થએલી લેખિકા મીસીસ ડેસમન્ડ હમ્ફ્રેનું તા. ૭ જાન્યુઆરીએ અવસાન થયું છે. લગભગ ચાલીસ વર્ષ પહેલાંથી મીસીસ ડેસમન્ડે નામાંકિત લેખિકા તરીકે કીર્તિ મેળવી લીધી હતી. કાલ્પનિક અને

અદ્ભુત રસાત્મક નવલકથાઓથી શરૂ કરીને 'રીટા'એ પાત્રાલેખન તરફ વધારે શક્તિ વાપરવા માંડી હતી અને તેમાં અપૂર્વ સફળતા મેળવી હતી. 'પેગ ધી રેડ' તેમની સર્વોત્તમ કૃતિ લેખાય છે. એ વર્ષમાં એની દસ જેટલી આવૃત્તિ થવા પામી હતી. ઇન્વરનેસમાં તેમનો જન્મ થયો હતો ચાર વર્ષની વયે માતાપિતા સાથે તે ઓસ્ટ્રેલીયા ગઇ હતી. અને ત્યાં જ તેણે ઘણું ખરૂં શિક્ષણ મેળવ્યું હતું. યુરોપ અને આયર્લેન્ડ ઉપરાંત સ્કોટલેન્ડ વગેરે પ્રદેશોનો પ્રવાસ કરીને તેણે પુસ્તક માટે સામગ્રી ભેગી કરી હતી. તેમની બીજી કૃતિઓના 'એ વુમન ઇન ઇટ'; વીગ્નેટ્સ, ધી સીન ઓફ જેસ્પર, સ્ટેન્ડીશ, એ મેન ઓફ નો ઇમ્પોર્ટન્સ, અને સીક્રેટ પ્રોસ્ટ્રેસીસનો ઉલ્લેખ આવશ્યક છે.

**લગ્ન માટે બ્રિટનનો નવો કાનૂન :** ગયા માસથી બ્રિટનમાં જે નવા કાયદાઓ અમલમાં આવ્યા છે તેમાં મી એ. પી. હર્બર્ટનો મેટ્રીમોનીયલ કોઝીઝ એક્ટ-લગ્નને લગતો કાયદો પણ છે. એ કાયદા પ્રમાણે પતિ અને પત્ની બન્ને માટે છૂટા છેડાના કારણોનો વિસ્તાર કરવામાં આવ્યો છે. એમાં વગર કારણે ત્રણ વર્ષ સુધીનો ત્યાગ કરવામાં આવ્યો હોય તો છૂટાછેડા મળી શકે; લગ્ન પછી ક્રૂરતા બતાવાઇ હોય અથવા તો માનસિક અસ્વસ્થતા આવી ગઇ હોય અને ઓછામાં ઓછાં પાંચ વર્ષ માટે તેને અંગે સારવાર કરાવ્યા છતા તેમાં સુધારો ન થયો હોય તો છૂટાછેડા મળી શકે એવી કલમોનો સમાવેશ કરવામાં આવ્યો છે. કાયદા પ્રમાણે છૂટાછેડા માટેની અરજી લગ્ન પછી ચોક્કસ અપવાદરૂપ શરતો સિવાય, ત્રણ વર્ષ પર્યંત છૂટાછેડા માટે અરજી થઇ શકે નહિ

**સ્ત્રીઓના લશ્કરી દેખાવો :** તુર્કીના હાથમાંથી આઝાદી મેળવનારા આલ્બેનીયાએ આઝાદીના પચ્ચીસ વર્ષ પૂરા કર્યા. એને અંગે રૌપ્ય મહોત્સવ ઉજવાયો અને લશ્કરી દેખાવો કરવામાં આ યા. એ પ્રસંગે રાજા ઝોગના બહેનની સરદારી હેઠળ આલ્બેનીયાની ત્રણસો કુમારિકાઓએ લશ્કરી દેખાવો કર્યા હતા. આઠ માસ પહેલા તો આ સ્ત્રીઓ પડદાની પાછળ સંતાઇ રહેતી હતી ગયા એપ્રિલમાં રાજા ઝોગે પડદાની પ્રથાનો પ્રતિબંધ કરતા હવે તેઓ આવા દેખાવો કરી શકે છે.

———o———

પદમાં બેગા મળેલા સ્ત્રી સમુદાય, નગરોમાં વસનારો છે. જ્યારે સાચુ હિન્દ તો ગામડાઓમાં વસી રહ્યુ છે. થોડાક અપવાદો બાદ કરતાં, ગામડાંઓ પ્રત્યે દૃષ્ટિ કરનારો, કે ગામડાંઓમાં વસતી નિર્દોષ ભોળી સ્ત્રીઓને તેઓના સામાજીક કે બીજા પ્રશ્નોનો ઉકેલ સૂચવનારો સ્ત્રીવર્ગ જન્મ્યો નથી અને તેથી સ્ત્રીઓમાં જ, ગામડાંની અને શહેરની-એવો મોટો ભેદ પડી ગયો છે. આ વસ્તુસ્થિતિને જો સાચી રીતે નિવારવી હોય તો ગ્રામોદ્ધારની પ્રવૃત્તિને અપનાવી લેવાના ઠરાવો કર્યે જ ચાલવાનું નથી. એને માટે તો, પશ્ચિમની ટાપ ટીપનો મોહ છોડી દઇને, સાદું જીવન સ્વીકારી લેવામાં, તેમજ જે વર્ગનું સાચુ પ્રતિનિધિત્વ ધરાવવાની જરૂર છે તે વર્ગમા બેસીને, તેમના સુખદુઃખના ભાગી થવામા રહેલુ છે. અત્યારની પરિસ્થિતિમાં તો અખિલ ભારતીય મહિલા પરિષદનું બંધારણ, લોકશાસનયુક્ત કહેવાય છે છતા, તે સાચું લોક પ્રતિનિધિત્વ ધરાવતુ નથી એમ અમારે સખેદ કહેવું પડે છે. પરિષદને સાચી રીતે હિન્દી સ્ત્રી વર્ગની પ્રતિનિધિત્વવાળી સંસ્થા બનાવવી હોય તો, મહિલા પરિષદે એના કાર્યક્ષેત્રનો વિસ્તાર કરવો જોઇશે અને હિન્દી રાષ્ટ્રીય મહાસભાની જેમ, એને ગામડાંઓમાં લઇ જવી જોઇશે. ગામડાઓની સ્ત્રીઓના વિરાટ સમુદાયના સાથ વિના અખિલ ભારતીય મહિલાપરિષદ માત્ર શિક્ષિત શહેરી મહિલાઓનો જલસો જ બની રહેશે.

શ્રીમતી રાજકુમારી અમૃતકુંવરે એ દિશા પલટાની વાજબી સલાહ પરિષદને આપી છે. હિન્દી સ્ત્રીજનતાના વિશાળ સમૂહને નામે જો પરિષદે બોલવું જ હોય તો તેઓના જીવન વિષે અદ્યતન માહિતી ધરાવવી જોઇએ. એને માટે એ વર્ગમાં રહીને જ કાર્ય કરવું જોઇએ અને એમ કર્યાં પછી જ સમસ્ત હિન્દી સ્ત્રીજનતાને નામે બોલવાનો અધિકાર મહિલા પરિષદને પ્રાપ્ત થશે.

એક બીજો પ્રશ્ન પણ ભારતીય મહિલા પરિષદે જલદી ઉકેલી લેવા જેવો છે અને તે રાજકીય પ્રશ્નોને એની ચર્ચામાંથી, મુક્ત રાખવું એવુ બંધારણ સુધારવાનો છે. અત્યાર સુધી પરિષદે માત્ર પોતાનાં કાર્યક્ષેત્રને શિક્ષણ અને સામાજીક પ્રશ્નોની ચર્ચા પૂરતું જ મર્યાદિત રાખ્યું છે. સમય આવ્યે સ્ત્રીઓના રાજકીય અધિકારો વિષે માંગણીઓ કરવાની હદ સુધી પરિષદ જઇ શકી છે. છતાં પરિષદમાં આજની પ્રજાના પ્રાણ સમા રાજકીય પ્રશ્નોની ચર્ચાનું સ્વાતંત્ર્ય નથી. પરિષદનું એ બંધારણ હવે સુધાર્યે જ છૂટકો છે. અત્યાર સુધીની પરિષદની કાર્યવાહી જોતા, દરેક બાબતમાં પ્રગતિમાન વિચારો ધરાવતી આ પરિષદે, આ એક જ બાબતમાં પીછે હઠવાદી માનસ ધારણ કર્યું છે. પરિષદની સ્થાપનાના શરૂઆતના વર્ષો દરમ્યાન, એને રાણીઓનો સહકાર જરૂરી લાગવાને કારણે એણે ભલે રાજકીય પ્રશ્નની ચર્ચાનો બહિષ્કાર કર્યો હોય પણ હવે એ ચ લી શકે એમ નથી. છેક વૈદિક કાળથી સ્ત્રીઓ પરાધીન રહી છે. ખુદ હિન્દ આજેય એના સાત પ્રાંતોમા મહાસભાવાદી પ્રધાનમંડળોનો રાજવહીવટ' ચાલતો હોવા છતાં, પરાધીન દેશ છે. સ્ત્રી સ્વાતંત્ર્યના હિમાયતીઓ વારંવાર કહે છે કે, " સ્ત્રી ગુલામ હશે તો પુરૂષ શું સ્વતંત્ર થઇ શકશે ? " આપણે એથી પણ આગળ વધીને હવે કહેવું જોઇશે કે, " હિન્દ ગુલામ હશે તો હિન્દી પુરૂષ કે સ્ત્રી સ્વતંત્ર થઇ શકશે ? " આ પ્રશ્નનો જવાબ મહિલા પરિષદે પણ આપવાનો છે, અને એ પ્રશ્નનો જવાબ એકજ હોઇ શકે કે, હિન્દી પ્રજાની રાષ્ટ્રીય સ્વતંત્રતાની ભાવનાને હિન્દી મહિલાઓએ આ પરિષદ દ્વારા અપનાવી લેવી જોઇએ.

સ્પષ્ટ રીતે કહીએ તો, આ મહિલા પરિષદના ' બહિષ્કાર ' છતાં હિન્દી મહિલાઓના વિશાળ સમુદાયે રાજકીય પ્રશ્ન પ્રત્યેનું પોતાનું મંતવ્ય સ્પષ્ટ કરી દીધેલું છે. હિન્દી રાષ્ટ્રીય મહાસભાની હિન્દવ્યાપી પ્રવૃત્તિઓમાં, સત્યાગ્રહ અને સવિનય કાનૂનભંગની ચળવળોમા હિન્દી મહિલાઓએ જે પ્રમાણમા ભાગ લીધો છે તે જોતાં, હિન્દી સ્ત્રી સમુદાયની રાજકીય પ્રશ્ન પરત્વેની ભાવના શી છે તે વિષે કાંઇ શંકા છે જ નહિ. હિન્દના વિશાળ જનસમુદાયની રાષ્ટ્રીય સ્વતંત્રતાની માગણીમાં, હિન્દના મહિલા વર્ગની સંપૂર્ણ સહાનુભૂતિ મહાસભાના સભ્યોની નામાવલીઓમાં નોંધાયલી સંખ્યાબંધ મહિલાઓ પૂરી પાડી રહી છે. એટલે, થોડીક ગણીગાંઠી, અમલદાર વર્ગની અને ઉપલા વરની મહિલાઓની ' ઇચ્છા 'ને વશ

વર્તીને પરિષદે, રાજકીય પ્રશ્નની ચર્ચાનો અધિકાર હવે વધારે વખત નિભાવી લેવામાં કાંઇ જ ઔચિત્ય રહેતું નથી. એ કારણે પરિષદે રાજકીય પ્રશ્નની ચર્ચા માટે છૂટ આપવાની માંગણી કરતો બંધારણીય સુધારો ઉડાવી દીધો એ ખેદજનક વસ્તુ છે.

ભારતીય મહિલા પરિષદના ગયા અમદાવાદનાં અગીયારમાં અધિવેશનનાં પ્રમુખસ્થાનેથી શ્રીમતી માર્ગરેટ કઝીન્સે રાષ્ટ્રીય સ્વતંત્રતાની હિન્દી પ્રજાની માંગણીમાં, મહિલા પરિષદનો સંપૂર્ણ, સાથ અને સહકાર આપવાની ઘોષણા કરી હતી. તે પછી, શ્રીમતી રાજકુમારી અમૃતકુંવરે પણ, પરિષદને એ દિશામાં સ્પષ્ટ દોરવણી આપતાં ઉચિત રીતે જણાવ્યું છે કે, “ સ્વતંત્રતાની લડત એ હિન્દનો આજનો કૂટ પ્રશ્ન છે. અને એમ થાય એ તદ્દન કુદરતી છે. કારણ કે પરદેશી સત્તાની જંજીરોમાંથી મુક્ત થયા વિના હિન્દ પોતાનું સ્વત્વ શી રીતે બતાવી શકે ? ”

રાજકીય અને આર્થિક સુધારણામાંથી આપણે સામાજીક અને કેળવણીવિષયક સુધારાને જુદાં નહિ પાડી શકીએ. હિન્દી સ્ત્રી જનતાની સાચી ભાવના જો મહિલા પરિષદે વ્યક્ત કરવી જ હોય તો તેણે રાજકીય ક્ષેત્રને પોતાનાં કાર્યક્ષેત્રમાં સમાવવું જ જોઇશે. નાગપુરમાં આ પ્રશ્નની ચર્ચા દરમ્યાન જે જાતનું ઉગ્ર વાતાવરણ વ્યાપ્યું હતું તે અને એ ઠરાવ પર પડેલા મતોનું પ્રમાણ જોતાં એકાદ બે વર્ષમાં, આ પ્રશ્નનો યોગ્ય રીતે ફેંસલ થઇ જશે એમ માનવાને જરાય શંકા નથી

આ અને બીજા જીવનને સ્પર્શતા અનેક મહત્વના મુદ્દાઓ પર શ્રીમતી અમૃતકુંવરે સોળગોળ વાતો કરતા સ્પષ્ટ વિચારસરણી રજુ કરી છે. એ વિચારસરણી મોડી કે વહેલી પરિષદે અપનાવવી જ પડશે.

ખાદી અને સ્વદેશી સંબંધમાં સાચું કાર્ય કરવાની શ્રીમતી રાજકુમારી અમૃતકુંવરની સલાહ અપનાવી લેવા જેવી છે. તેમ અહિંસાનાં ધ્યેય વિષે તેમણે વ્યક્ત કરેલી શ્રદ્ધા સંબંધમાં શંકા ઉઠાવવાનું કોઇને કારણ નથી. એમના આખાય વ્યાખ્યાનમાંથી સાદાઇનો પ્રેરક ધ્વનિ નીકળ્યા કરે છે. અનેક રીતે પ્રેરણા આપતું એમનું વ્યાખ્યાન વારંવાર વાંચી વિચારવા જેવું છે એમ કહ્યા વિના ચાલતું નથી.

સ્વાગતાધ્યક્ષ શ્રીમતી લેડી પાર્વતીબાઇ ચીટનવીસે એમનું ભાષણ હિન્દીમાં કરીને સારી પહેલ કરી છે. રાષ્ટ્રભાષા તરીકે હિન્દ ભરમાં સ્વીકારાવા લાગેલી હિન્દીને અપનાવી લેવાનું તેમનું પગલું અનુકરણીય છે. તેમણે તેમના ટુંકા વ્યાખ્યાનમાં, ૧૯૨૦ નું નાગપુરનું હિન્દી રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન, અસહકારની નવીન રાષ્ટ્રનીતિને અંગે મહત્વનું બની ગયું તેમ મહિલા પરિષદનું અધિવેશન પણ બને એવી અભિલાષા તેમણે વ્યક્ત કરી છે. એ અભિલાષા સિદ્ધ થવાના મંડાણ નાગપુરથી થઇ ચૂક્યાં છે એમ આપણે નિઃસંકોચ કહી શકીએ.

પરિષદમાં પસાર થએલા ઠરાવો હંમેશ મુજબના જ હોઇ એ ઠરાવો આ અંકમાં આપ્યા નથી. જુદા જુદાં બહેનોએ અમારી વિનંતિથી લખેલા પરિષદને લગતા લેખોમાં એનો ઉચિત રીતે ઉલ્લેખ થઇ જાય છે. નાગપુરનું અધિવેશન આમ અનેક રીતે નવીન દિશાનું પ્રેરક બન્યું છે એ પ્રેરણા પરિષદને વિશેષ ક્રિયાશીલ બનાવો એવી આપણે અભિલાષા દર્શાવીશું.

**હરિપુરા મહાસભા**

આ અંક પ્રકટ થયા પછી, થોડા જ દિવસોમાં બારડોલી નજીક આવેલા હરિપુરામાં રચાયલા વિઠ્ઠલનગર ખાતે હિન્દી રાષ્ટ્રીય મહાસભાનું ૫૧ મું અધિવેશન ભરાશે. હિન્દની વિરાટ જનતાની ભાગ્ય વિધાત્રી એ સંસ્થાનું અધિવેશન સર્વ રીતે સફળ થાય એવી તૈયારીઓ સ્વાગત સમિતિએ કરી છે અને એમાં ગુજરાતની બહેનોનો પણ યોગ્ય હિસ્સો હશે એ બીનાથી અમને સંતોષ ઉપજે છે. હરિપુરામાં આ અધિવેશન મળે છે એટલે, બારડોલીની બહેનોએ સ્વતંત્રતાના સંગ્રામમાં આપેલા હિસ્સાનું સ્મરણ પણ થઇ આવે છે. બારડોલી સત્યાગ્રહ દરમ્યાન અને સવિનય કાનૂનભંગની લડત દરમ્યાન, બારડોલીની પ્રજાએ આપેલો ભોગ વિરલ છે. પણ એ ભોગને વધારે ભવ્ય અને વધારે વિશદ બનાવનારી તો બારડોલીની મહિલાઓ છે, એમ કહ્યા વિના ચાલતું

નથી હરિપુરાની ૫૧ મી મહાસભાએ અપૂર્વ ભોગ આપનારી વીરાંગનાઓની ભૂમિમા સ્હરીને, તેમના ભોગની કદર કરવામા આવે છે એમ કહેવુ જોઇએ

હરિપુરા મહાસભાના સુકાની તરીકે, શ્રી સુભાષચન્દ્ર બોઝની પસંદગી સર્વાનુમતે થઇ છે એ ખુશ થવા જેવી વાત છે રાષ્ટ્રપતિ જવાહરલાલની જેમ, પોતાના આયુષ્યનો મોટો ભાગ કારાવાસમા જ વીતાવનારા શ્રી સુભાષચન્દ્ર બોઝને આ પદે ચુંટીને દેશે એક યોગ્ય વીરની કદર કરી છે તે સાથે દેશની યુવાન જનતને વિશેષ કાર્ય માટે કટિબદ્ધ થવાની હાકલ પણ કરી છે તેમની આગેવાની હેઠળ દેશમા નવુ ચેતન પ્રસરે અને હિન્દ સ્વતંત્રતાની સિદ્ધિની દિશામા આગળ પગલા ભરે એવી આશા સૌ કોઇ રાખે છે

---

**સ્વ માતા સ્વરૂપરાણી**

આ મહિને અનેક અવસાનની નોંધ લેવાનો પ્રસંગ દૈવે ઉપસ્થિત કર્યો છે એ બીના સાચે જ શોક ઉપજાવે છે સાહિત્ય અને રાજકારણની દિશામા થયેલા એ અવસાનોથી સમસ્ત દેશને ખોટ ગઇ છે એમ કહ્યા વિના ચાલે એમ નથી.

આ નોંધમા સૌથી પ્રથમ ઉલ્લેખ કરવો પડે છે માતા સ્વરૂપરાણીનો. સ્વ પંડિત મોતીલાલ નહેરૂ અને રાષ્ટ્રપતિ પંડિત જવાહરલાલ નહેરૂ જેવા દેશભક્ત પતિ-પુત્રને પ્રાપ્ત કરવાનુ અહોભાગ્ય મેળવનારા શ્રીમતી સ્વરૂપરાણી પતિના કાર્યમા સાચી સહચારિણી બનનારી પુત્રવધુ કમળા અને દેશને કાજે ભોગ આપવામા પાછુ વાળી ન જોનારી પુત્રીઓ શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત અને શ્રીમતી કૃષ્ણા હઠીસીંગને પણ પ્રાપ્ત કરી શકી હતી એ બીના એમને માટે ઓછા ગૌરવની વાત ન હતી. એટલુ પૂરતુ ન હોય તેમ તેમણે પોતે પણ સ્વતંત્રતાના સંગ્રામમા પોતાની વૃદ્ધ અને લથડતી તબીયતે યોગ્ય હિસ્સો લઇ માથા પર લાઠીનો પ્રહાર ઝીલ્યો હતો એ બીના તેમના અપૂર્વ ગૌરવ અર્પી રહે છે એમના અવસાનથી દેશ સમસ્તને ખોટ જાય એ સ્વાભાવિક છે રાષ્ટ્રપતિ જવાહરલાલના એક માત્ર માતા હોવાને કારણે જ જેમનુ જીવન ધન્ય બની ગયુ હોય તે માતા સ્વરૂપરાણીએ તો અપૂર્વ લેખાય એવી સ્થિતિ ભોગવી છે એમના વિરલ વ્યક્તિત્વનો પરિચય આજ અંકમાના એક લેખમાથી મળી રહે છે એટલે એમના ગૌરવભર્યા અવસાનથી રાષ્ટ્રપતિને અને સમસ્ત દેશને ગએલી વિરલ ખોટનુ સ્મરણ કરી એમને ચિરશાંતિ મળો એવી પ્રાર્થના કરવાની રહે છે. એમના અવસાનના આઘાતથી તેમના મોટાબહેન શ્રીમતી રાજપતિ કૌલ ૭૭ વર્ષની વયે બીજે જ દિવસે આનંદભવનમા અવસાન પામ્યા આવા દુખદ પ્રસંગો, રાષ્ટ્રપતિ અને તેમના કુટુંબ પર એકી સાથે આવી પડયા છે તે બદલ સમસ્ત દેશની રાષ્ટ્રપતિ પ્રત્યે સહાનુભૂતિ છે તેમા અમે અમારો સૂર પણ પૂરીએ છીએ.

**નારીચરિત્રનો અપૂર્વ નિરૂપક**

બંગાળના જ નહિ પણ સમસ્ત ભારતવર્ષના નવલ સાહિત્યમા માનભર્યું સ્થાન પ્રાપ્ત કરી ચૂકેલા મશહુર નવલકથાકાર શ્રી. શરદચંદ્ર ચટ્ટોપાધ્યાયના અવસાનથી, હિન્દના નારી સમુદાયે, સ્ત્રી પાત્રોનુ સમભાવપૂર્વક સાચુ આલેખન કરનારો સાહિત્યકાર ગુમાવ્યો છે બંગાળી સાહિત્યને એમના અવસાનથી પડેલી ખોટ કયે દિવસે પૂરાશે તે તો કોણ જાણે, પણ હિન્દુસ્તાન ભરના સાહિત્યમા પણ નારી ચરિત્રનુ આવુ આલેખન કરનારો બીજો પ્રતિભાસંપન્ન લેખક ક્યારે પાકશે એ તો એક પ્રશ્ન જ રહે છે એમની અનેક નવલકથાઓ ગુજરાતીમા ઉતરી છે, એમની અનેક નવલકથાઓ ચલચ્ચિત્ર પર આદર પામી છે અને એથી, ગુજરાતના સાહિત્ય રસિકવર્ગમા જ નહિ પણ સામાન્ય વર્ગમા પણ શરદ બાબુનુ સ્થાન ગૌરવભર્યું થઇ ગયુ છે આથી એમના અવસાનનો શોક સારૂ ય ગુજરાત કરે એમા આશ્ચર્ય નથી એમના નારીચરિત્રોના નિરૂપણ સંબંધમા શરદસાહિત્યના ઉંડા અભ્યાસી શ્રી. સુશીલે ' કુલછાબ ' મા અંજલિ આપતા યોગ્ય જ લખ્યુ છે કે ' શ્રી. શરદબાબુની નવલકથાઓમા કોઇ પાર વગરના પાત્રચિત્રણો છે પણ એ બધામા નારીચરિત્રની એમની નિરૂપણ શૈલી તો ખરેખર જ મૌલિક અને અદ્ભુત છે એમની રેખિનોના સ્પર્શ કાળ જેવા નારીચિત્રો

પણ એવા ભાગ્યે જ હોય છે કે રોજના જીવનમા આવા ચિત્રો પગલે પગલે નિહાળવા છતા એની છુપી રહી ગએલી વિશેષતા આપણે નથી નિહાળી શકયા એ વિષે આપણને આપણા પોતાને વિષે ખેદ તથા દુઃખ થયા વિના ન રહે ” શ્રી. સુરશીરે એ નારી ચરિત્રો ઉપર ખાસો નિબંધ લખાય એમ કહ્યુ છે અમે તમને એ સૂચનાનો અમલ કરવા વિનતિ કરીએ છીએ નારી ચરિત્રના આવા સમર્થ આલેખકને અમે અમારી અજલિ આપીએ છીએ.

**સ્વ શ્રી ચન્દ્રશંકર પંડયા**

આ લખનારને પત્રકારિત્વના ક્ષેત્રમા સ્થાન અપાવનાર શ્રી ચન્દ્રશંકર પડયાના અવસાનથી ગુજરાતે એક સાચો ગુણગ્રાહક, સાહિત્યકાર ગુમાવ્યો છે ૧૯૨૭ મા કવિ શ્રી ન્હાનાલાલનો સુવર્ણ મહોત્સવ મુબઇમા ઉજવાયો તે પહેલા આ લખનારને એમનો પ્રથમ પરિચય થયો હતો અને એ પરિચય હજી કઇક ઘટ્ટ સ્વરૂપ પામે તે પહેલાજ ‘ ગુજરાતી ’ના તત્રીમડળમા આ લખનારને સ્થાન મળે એવુ પાકુ દિશાસૂચન એમણે કરી દીધુ હતુ એટલે શ્રી ચન્દ્રશકરભાઇના અવસાનથી સ્વાભાવિક રીતેજ ઘણો શોક થાય છે. શ્રી ચન્દ્રશકરભાઇની હોમરૂલ લીગ અને તે પહેલાની પ્રવૃત્તિઓ નજરોનજર જોવાની તક આ લખનારને મળી નથી છતા એને વિષે જે કાઇ વાચ્યુ સાભળ્યુ છે અને એમના પ્રત્યક્ષ પરિચયમા આવ્યા પછી તેમજ કેટલીકવાર એમની સાથે કામ કરવાના પ્રસગો મળ્યાથી, જે કાઇ અનુભવી શકાયુ છે તે ઉપરથી, પાછલા વર્ષોમા દમની બીમારીને કારણે તેમને પથારીવશ રહેવા જેવી સ્થિતિ પ્રાપ્ત ન થઇ હોત તો શ્રી. ચન્દ્રશકર આજે કોઇક જુદા જ સ્વરૂપમા હોત એમ લાગ્યા વિના રહેતુ નથી મુબઇના ગુજરાતી હિન્દુ સ્ત્રી મડળના શરૂઆતના સચાલનમા એમનો ફાળો ઘણો સારો હતો એટલે મડળે એમને અજલિ આપી પોતાની કૃતજ્ઞતા બતાવી છે એમના અવસાનથી ગુજરાતે અને ગુજરાતી સાહિત્યે એક સાચો સરકારી સેવાભાવી સજ્જન અને ગુણગ્રાહક ગુમાવ્યો છે પ્રભુ એમના આત્માને ચિરતન શાન્તિ આપો.

---

**મહાગુજરાત મહિલા પરિષદ**

કરાચીમા નાતાલના વહેવારો દરમ્યાન ગુજરાતી સાહિત્ય પરિષદનુ તેરમુ સમેલન મળ્યું હતું. એ સમેલનના સ્થાનિક સચાલકોએ કોઈ પણ કારણે પણ, એની સ્થાનિક કારોબારીમા કરાચીમા વસતી ગુજરાતી બહેનોની અવગણના કરી અને એ અવગણનામાથી કરાચીમા વસતી સરકારી ગુજરાતી બહેનોને મહાગુજરાત મહિલા પરિષદ ભરીને, સાહિત્ય સમેલનના સચાલકોએ ગુજરાતી બહેનોને કાર્યવાહીમાથી બાતલ રાખ્યા છતા, મહાગુજરાતમા વસતી ગુજરાતી બહેનો સરકારથી વચિત નથી એ બતાવવાનો નિર્ણય કર્યો એ નિર્ણય અનુસાર તા. ૩૦મી ડીસેબરે શ્રીમતી લીલાવતી મુનશીના પ્રમુખપદે, એ અધિવેશન ભરાઇ ગયુ. એનો લગનો વિસ્તૃત અહેવાલ આગળ આપ્યો છે. ઘણીવાર અનિષ્ટમાથી ઇષ્ટ પરિણામ આવી જાય છે એમ આ બાબતમા બન્યું છે. પરિષદ સમેલનના સચાલકોએ ગમે તે કારણે મહાગુજરાતની મહિલાઓની અવગણના કરી હશે પણ તેમની અવગણનાએ, મહાગુજરાતની મહિલાઓને સગઠિત થવા અને તેમનું જુદુ અધિવેશન ભરવા સુધી પ્રવૃત્ત કરી, એ શાને જ શુભ પરિણામ આવ્યુ છે. એ પરિષદના સ્વાગત પ્રમુખ શ્રીમતી સમજુબહેને મહાગુજરાતની ઘડનામા સ્ત્રીઓએ આપેલા ફાળાની યોગ્ય નોંધ લીધી છે અને શ્રીમતી લીલાવતીબહેને એમને યોગ્ય માર્ગ સૂચન કર્યું છે. આ પ્રવૃત્તિને મહાગુજરાતની બહેનો યોગ્ય રીતે ચાલુ રાખશે એવી અમે આશા રાખીએ છીએ.



રાષ્ટ્રપતિ શ્રી ગુલાબચંદ શેઠ

# ગુજરાતી અને સ્ત્રીહિતોપદેશ

“ગુણસુન્દરી”

# બાલવિભાગ

તન્ત્રી : સોમભાઇ પટેલ,
C/o ધી ન્યુ ઍરા સ્કૂલ, મુંબઈ, ૭.

વર્ષ ૮ : અંક ૩ | પુસ્તક ૮ | માર્ચ : ૧૯૫૮

## બનું જો....

બનું જો આગિયો હો રાજ !
મજાનો આગિયો હો રાજ !
તો હું ઝબુક્ ઝબકી જાઉં,
તો હું ચમકું ને બુઝાઉં,
તો હું અંધારે પલકાઉં.
મલપતો આભલે હો રાજ !
બનું જો આગિયો હો રાજ !

છો ને અંધારાં ઘેરાયે,
મુજને બીક ન લાગે જરાયે,
ઉરનાં અજવાળાં રેલાયે,
મલકતો આભલે હો રાજ !
બનું જો આગિયો હો રાજ !

મોહન

# શીરો

## ( એક જાપાની બાલ પરીકથા )

એક ઘરડો ખેડુત હતો.

આ ખેડુત અને તેની સ્ત્રી ઘણાં ભલાં અને પ્રમાણિક હતાં; પણ બાપડાં ઘણાં ગરીબ હતાં. એટલાં ગરીબ કે ખેડ કરવા માટે એમને પૂરાં ઢોર પણ ન હતાં. ફક્ત એક બળદિયો અને એક કૂતરો એ એમનો પરિવાર હતો. બળદિયો ખેડમાં કામ લાગતો અને કૂતરો એમનો ચોકીદાર હતો.

આ કૂતરો શીરો ઘણો મજાનો કૂતરો હતો. રંગે ધોળો, કાન અણીદાર ને ઉભા, ગુચ્છાદાર લાંબી પૂંછડી ને આખે શરીરે રેશમ જેવા સુવાળા વાળનાં ગુચળાં. ખેડુતનો એ બહુ લાડકો હતો. જ્યાં જ્યાં એ જાય ત્યાં શીરો એની સાથે જ હોય. જમવા બેસે ત્યારે શીરો સાથે, સૂએ ત્યારે પણ શીરો એની પાંગતે.

એક દહાડો ખેડુત ભાઇ ખેતરે ગયા. શીરો તો સાથે જ હતો. એણે તો ખેતરમાં ખેડવાનું તથા બીજું સાફ સુફીનું કામ શરૂ કર્યું. ત્યાં શીરો ભસતો ભસતો ખેડુત પાસે આવ્યો અને તેના કેડિયાની ચાળ પકડી ખેતરને શેઢે એક જગ્યાએ ખેંચી ગયો ને ત્યાં જઇ જમીન સૂંઘવા ને પોતાના પંજાવતી ખોતરવા લાગ્યો.

કૂતરાને આમ કરતો જોઇને ખેડુતને નવાઇ લાગી. એણે તો ખભા પરની પોતાની કોદાળી વતી કૂતરો જ્યાં ખોતરતો હતો એ જગ્યાએ જ ખોદવા માંડયું. જરાક વધારે ઉંડે ખોદ્યું. ત્યાં તો ત્રાંબાના એક ચરૂ જેવું જણાયું. અડખે પડખેથી ધૂળ કાઢી નાખી એ ચરૂ ખોલે છે ત્યાં તો મંડિ સોના મહોરો ભરી છે ! જૂના જમાનામાં, વર્ષો પહેલાં કોઇ શેઠિયાએ સંઘરેલી આ સોના મહોરો ખેડુતે તો ચરૂમાંથી લઇ લીધી અને ઘેર આવી સાચવીને પટારામાં મૂકી.

આ ખેડુતના પડોશમાં જ એક બીજો ખેડુત રહે. એનું ખેતર પણ આ ખેડુતની બાજુમાં જ. એ પાડોશી ખેડુતે આ બધું જોયું અને એની અદેખાઈનો પાર ન રહ્યો. એની પાસે ઠીક ઠીક ધન હતું પણ વધુ ધન લેવાની એની ભૂખ આકરી બની અને એણે પેલા ખેડુત પાસે તેના શીરાની માગણી કરી: ' ભાઇ, આજ સાંજ સુધી તમારા શીરાને જરા મારી ભેળો મોકલશો ? '

' લઇ જાઓ ને બાપુ, ઘણી ખુશીથી. સાંજે પાછો આપી જજો ' એમ કહીને ખેડુતે તો પોતાને વહાલા શીરાને વાંસે હાથ ફેરવ્યો અને પાડોશી ખેડુત સાથે એને જવાનો ઇસારો કર્યો.

પાડોશી ખેડુત તો પોતાને ખેતરે પહોંચ્યો અને એને સારું સારું ખવરાવી છૂટો રેહવ્યો. શીરો તો ખેતરને ચારે શેઢે ફરી વળ્યો. પાડોશી ખેડુત વાટ જુએ છે કે હમણાં શીરો પાછો આવશે અને કાંઇ

શુભ સમાચાર લાવશે પણ શીરો તે એવા કાંઇ સમાચાર લાવતો નથી. ખેડુત અધીરો બન્યો અને એણે શીરાનું મોઢું જમીન સાથે અડકાડી જમીન સૂંઘાડવા માંડી ને તેના પંજા વડે જમીન ખોતરવા માંડી પણ એમ પરાણે કેટલુંક થઇ શકે ? તો ય શીરાએ તો બિચારાએ થોડી ભોંય ખોદી એટલે ખેડુતે એ જગ્યાએ કોદાળી વતી ખોદવા માંડયું. જરા ઊંડું ખોદતાં કોદાળી સાથે કાંઇક ભટકાયું. ખેડુત તો એકદમ જોવા મંડયો, એણે શું જોયું ? સડેલ, ગંદી ને ગંધાતી કેટલીય મેલી ચીજોનો એક મોટો ઉકરડો !

એને તો શીરા ઉપર એવો કાળ ચડયો કે એણે પોતાની કોદાળી એના ગળા પર ઝીંકી ! ખસ, થઈ રહ્યું ! શીરાની ગરદન પર જબરો ચીરો પડયો હતો. થોડીવાર તરફડિયાં મારી શીરાએ છેવટની આંખ મીંચી. ખેડુત તો ગભરાયો પણ એ કાંઇ ભોળો ન હતો. એણે તો એક ઝાડ હેઠે ખાડો ખોદી શીરાને ત્યાં દાટી દીધો.

સાંજ પડી પણ શીરો પાછો આવ્યો નહિ એટલે ખેડુતને ફિકર થવા લાગી અને તેથી એ તો પાડોશીને ત્યાં ગયો ભાળ કાઢવા.

વાદીલા પાડોશીએ કહ્યું: ' તમારો શીરો તો મરી ગયો ! '

' અરે ! ? અરે ! ! ' ખેડુત તો એટલું બોલતાં હેઠો જ બેસી ગયો.

' હા, હા, એમાં તમારા શીરાનો જ વાંક છે. તમને ચરુ ભરીને સોના મહોરો શોધી દીધી અને મને ગોતી આપ્યો એક ઉકરડો ! '

' અરે પણ તમે કાળો કેર કર્યો ! રે મારો શીરો ! ' અને ખેડુત તો પોકે પોકે રડવા લાગ્યો.

થોડી વારે એણે છાના રહી વાદીલા ખેડુતને કહ્યું: ' થયું બાપુ ! જે થવાનું હતું તે. મારા નસીબમાં સિંહ જેવો શીરો સમાયો નહિ. હવે જે ઝાડ હેઠે તમે એને દાટયો છે તે ઝાડ તમારા ખેતરને શેઢે જ આવેલું છે. મારા વહાલા શીરાની યાદમાં એ ઝાડ મને સોંપી દ્યો તો તમારો મોટો પાડ ! '

વાદીલો પાડોશી ના ન પાડી શકયો.

ખેડુતે તો તે ઝાડ પાસે એક ચોતરો કરાવ્યો. રોજ સાંજે ત્યાં જાય, દીવો કરે ને ભગવાનને પ્રાર્થના કરે.

એમ કરતાં એક વાર એ ઝાડ સૂકાઈ ગયું. બળી ગયું.

ખેડુતે ઝાડને કપાવી નાખ્યું. ડાળી ડાંખળાનું બળતણ કરી થડને સાચવી રાખ્યું.

આ થડમાંથી એણે એક ખાંડણિયો કરાવ્યો.

ખેડુત ઘરડો હતો. એના દાંત પડી ગયા હતા. ખાવાના રોટલા ખાંડણિયામાં ખાંડી ભૂકો કરે ત્યારે ખાઈ શકે. એની સ્ત્રી એક વાર આમ ખાંડતી હતી ત્યાં દસ્તા સાથે ખાંડણિયામાં કાંઇક ભટકાયું જુએ છે તો સોનામહોરો ! એણે પોતાના વરને એ બતાવી.

'એ આપણા શીરાને પ્રતાપે. સ્વર્ગમાં રહ્યો રહ્યો પણ શીરો આપણું મંગળ ચિંતવ્યાં કરે છે ! કોઇ દેવાંશી કૂતરો !' ખેડુતની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં.

વાદીલા પાડોશીએ આ જાદુઇ અસરવાળા ખાંડણિયાની વાત જાણી લીધી. એણે એની વહુને એ ખાંડણિયો માગી લાવવા મોકલી.

આડી અવળી વાતો કરી એણે ખાંડણિયાની માગણી કરી.

ભલાં ખેડુત અને તેની સ્ત્રી કોચવાયાં તો ખરાં પણ ના ન પાડી શકયાં.

'મારે થોડુક જ ખાંડવું છે. હમણાં પાછો આપી જઇશ' એમ કહી વાદીલી પાડોસણ ખાંડણિયો ઉપાડી ગઇ.

વાદીલા ખેડુત અને તેની બૈરીએ તો ખાંડણિયામાં ભરાય એટલું ભરી ખાંડયા માંડયું.

કાંઇક ભટકાયું !

ઉતાવળાં ઉતાવળાં બંનેએ ખાંડણિયામાં જોયું. પણ શું ?

ગંદું ને ગોબરું !

બંને જણાં ભારે ખારે બળ્યાં કે એમણે તો ખાંડણિયાને ભાગીને ભૂકો કરી નાખ્યો ને તેનાં છોડિયાં બળતણ તરીકે વાપર્યાં.

સાંજ સુધી ખાંડણિયો પાછો ન આવ્યો એટલે વળી પાછો ખેડુત વાદીલા ખેડુતને ઘેર માગવા ગયો.

'એ તારો ખાંડણિયો મારા ચૂલાની આગમણમાં બળે.'

'ઠીક ભાઇ, હવે મારા એ ખાંડણિયાની રાખ તો મને પાછી આપો.'

એક સૂંડલી ભરીને રાખ એ તો ઘેર લઇ ગયો. એને મન તો એ પવિત્ર રાખ હતી.

થોડા દિવસ પછી એણે એ રાખ પોતાના ફળીના નાનકડા બગીચામાં ઉગેલા એક ફૂલ ઝાડ પર છાંટી અને આ શો ચમત્કાર !

પાનખર ઋતુ ચાલતી હતી. ઝાડવાં બધાં બોડકાં માથાંવાળાં બની ગયાં હતાં. એકકે પાંદડું યે રહ્યું ન હતું તો ફૂલનું તો પૂછવું જ શું ?

પણ આ તો પેલું ઝાડ કેવું ફાલી રહ્યું છે ! મજાનાં નવપલ્લવ શોભી રહ્યાં છે ! મજાના રંગીન ફૂલગુચ્છા લચી રહ્યા છે !

ખેડુત અને તેની સ્ત્રી તો ઝાડ પાસે ઘૂંટણિયે પડી નમી રહ્યાંઃ 'અરે શીરા ! દેવાંશી શીરા ! અમારા એકલા અટૂલા જીવનમાં આનંદની ભરતી ચઢાવી !'

આવી બધી વાતો કાંઇ છાની રહે ? થોડા વખતમાં તો આ ચમત્કારની દેશ આખામાં જાણ થઇ ગઇ. 'આવી આકરી પાનખરમાં ફૂલથી ફાલેલાં ઝાડ જોવાં એય એક લ્હાવો છે.' એમ માની કેટલાં ય લોકો ખેડુતને ત્યાં આવવા લાગ્યાં. જાણે જાત્રા ઉમટી !

રાજાને કાને વાત પહોંચી. એણે ખેડુતને રાખ લઇ દરબારમાં હાજર થવા હુકમ છોડયા.

'અમારાબગીચાનાં ચીમળાઇ ગયેલાં

ઝાડ પર તારી આ જાદુઇ રાખ વેરી એનો ચમત્કાર અમને કરી બતાવ.'

'ફાલોફૂલો સૂકાં ઝાડ !
એ સૌ શીશેના છે પાડ.'

એમ બોલીને ખેડુતે બગીચાના નાનાં મોટાં ઝાડવાં પર રાખ વેરવા માંડી અને થોડીવારમાં તો એ બધાં ઝાડ ઉપર સોનેરી રંગે શોભતાં ચળકતાં કૂપળો શોભવા લાગ્યાં ને ફૂલોના ગુચ્છ તે પર લહેરાવા લાગ્યાં! આખો યે બાગ આમ વગર ઋતુએ નવપલ્લવિત બની ગયો તથા ફૂલોનો સુગંધ ચારેમેર પમરી રહ્યો ! રાજા તો આથી ખુશખુશ બની ગયો અને હુકમ છોડયો કે આજનો દિવસ બધાંએ 'પુષ્પોત્સવ' તરીકે માણવો ! સૌએ પોતપોતાનાં કામ મૂકી દીધાં. શહેરમાંથી ને ગામડાંમાંથી નાનાં ને મોટાં રાજાના બગીચામાં ઉભરાવા લાગ્યાં. સ્ત્રીઓ અને બાળકો તો આ જાદુઇ ફેરફાર જોઇ ગાંડાંઘેલાં બની ગયાં. એમને મન તો ફૂલો મળ્યાં એટલે ભગવાન મળ્યા !

દિવસને અંતે રાજાએ એક દરબાર ભરી ભલાભોળા ખેડુતને પોશાક તથા ભેટ સોગાદથી નવાજી માનપાન સહિત તેને ઘેર પહોંચાડયો.

પણ હજી થોડુંક બાકી રહ્યું હતું. પેલો વાદીલો પડોશી વિચારવા લાગ્યો: 'હું આવા માનપાન વગરનો કેમ રહી જાઉં ?'

એણે ચૂલાની આગવણમાં, રહીસહી રાખ ભેગી કરી ને ગયો રાજા પાસે. રાજાએ કહ્યું: 'તમે ય આવા દો ત્યારે. થોડા દિવસ પહેલાં જે એક જણ અહિં આવેલો તેના તમે ચેલા જ લાગો છો કેમ ?'

'નહિ, નામદાર એ માણસ એ વિદ્યા મારી પાસેથી શીખેલો.'

'વારુ, તમે તો ત્યારે તેનાથી ચડી જશો. તમને પણ સારો બદલો મળશે' રાજાજી બોલ્યા.

વાદીલા ખેડુતે પણ પોતાની સૂંડલીમાંથી રાખ વેરવા માંડી. પણ આમ કેમ ? કોઇ ઝાડ, કોઇ ડાળી, કોઇ ડાંખળી કોળતી જ કેમ નથી ?

ફરી વાર પ્રયત્ન કરી જોયો પણ કાંઇ જ વળ્યું નહિ. વાદીલો ખેડુત ઢીલોઢફ બની ગયો. એણે તો રાખના ખોબા ભરી ભરીને ઉડાડવા માંડયા પણ એથી તો ઉલટો બાપડો મુશ્કેલીમાં આવી પડયો

એ રાખ ઉડી ઉડીને રાજા, રાણી, કુંવર કુંવરી ને બીજા દરબારીઓની આંખોમાં પડી અને ચારેકોર ગભરાટ અને નાસભાગ ચાલી રહી.

રાજા તો રાતો પીળો થઇ ગયો: 'પકડો એ બદમાશને. પૂરી દો એને બન્દીખાનામાં. નહિ જોયો હોય જગનો ધૂતારો !'

અને પછી પૂછવું જ શું ? સિપાઇઓ છૂટયા ને વાદીલા ખેડુતને તથા તેની બૈરીને પકડી મારી મારીને અધમૂઆં કરી નાખ્યાં અને બન્દીખાનામાં ખોસી દીધાં *

ગિરીશ

* સૂચિત

# મેઘો

મેઘો જાતનો ઢેડ હતો. તદન ટુંકી ધોતલી પહેરે. ફાટલું તુટલું ખમીસ પહેરે ને જુની પુરાણી ગંદી ટોપી માથે મૂકે ને હાથમાં સાવરણો લઇને વ્હેલી સવારે આંગણું વાળવા આવે

સાવરણાથી વાંકો વળીને બધાનાં આંગણા વાળી નાંખે દાતણની ચીરાંઓ હાથે વીણી લે. ને કચરાના ઢગલા કરે. આખું ફળીયું વળાઈ રહે એટલે એ કચરાના ઢગલા ટોપલામાં ભરી ગામબહાર નાંખી આવે.

ત્યારપછી જાજરૂ સાફ કરી નાંખે. આમ બધાં જ ફળીયાં એ સાફ કરી નાખે

સવારે એ આવે ત્યારે બધા ચા પીતા હોય. પણ એને ચા શાનો? એને વળી સવારમાં એ સુખ કયાંથી હોય?

બચુ ને બેબી સવારમાં દૂધ પીતાં હોય ને રમકડે રમતાં હોય ત્યારે એનાં બાળકો રડતાં હોય. કચરામાં રમતાં હોય. વિષ્ટા વાળા હાથ કરતાં હોય. ન મળે કપડાંનું ઠેકાણું કે ન મળે ખાવાનું અને ચોકખાઇનું ઠેકાણું. બધાનાં આંગણાં ચોકખા કરનાર મેઘો તો ગંદો જ રહેતો.

૧૦-૧૧ સુધીમાં બધાનાં આંગણાં વાળીને ઘેર જાય. ઘેર જઇને ખીચડી ને કઢી કે રોટલા એ જમી. લે. ને ખાટલામાં આડો પડે.

એના ઘર આગળ નાનું રૂપાળું પીંપળાનું ઝાડ હતું. તેની પાસે જ મોટો લીમડો હતો. એટલે એ ભાઇ તો લીમડાના ઝાડ તળે જ સુતો. ને ચોકખી હવાનો આનંદ લેતો.

બપોરે પાછો ઉઠી એ પોતાના કામે વળગી જતો. ને સવારનું બાકીનું કામ પુરૂં કરી નાંખતો.

સંધ્યાકાળે એ લોકોને ઘેર જતો અને જંતર મંતર કરતો. એ ભુવો હતો.

રાત પડે એટલે એ હાથમાં ટોપલો લઇ 'મેરો' માંગવા નીકળતો. કાળી અંધારી રાત હોય તો પણ મેઘો આવવાનું ચૂકે નહિં. લોકો એને જે ટુકડો નાંખે તે લઇ લેતો. હું એને પુછતો, "અલ્યા અંધારામાં સુજે છે? કોઇની હડફટમાં નથી અવાતું?" એ કહે તો, "શું કરીએ બાપલા! અમારો તો કંઇ અવતાર છે?" મેઘો ગરીબ હતો.

મેરો માંગી લાવી એના ઘરનાં જમી લેતાં, પછી મેઘો પોતાનો તંબુરો લઇને ભજન કરવા બેસી જતો. મોડી રાત સુધી ભજન કરતો ને પછી જ સુતો મેઘો ભક્ત હતો. ભજન કર્યા વગર એને ઉંઘ જ ન આવે.

પછી એ સુતો. સુતાં સુતાં એ આકાશ સામે જોતો. ઉંઘ ન આવે ત્યાં સુધી લીમડા ને પીપળાનાં પાંદડાની વચ્ચે ચળકતા તારલા એ ગણતો ને બબડતો, "આ શુક્રનો તારો-આ પુંછડીઓ તારો...." ખગોળશાસ્ત્ર તો એને મોઢે હતું. ચાંદા ને સૂરજની વાતો એ વધુ જાણતો હતો.

ચોમાસામાં એ ભર વરસાદમાં એક નાની સુપડી ને નાની સાવરણી લઇને નીકળતો. સુપડીમાં કચરો ભરતો ને ધોતો. ને તેમાંથી કંઇ નીકળે તો ત્યારે એ કહે તો, "ભાઇશાબ, કંઇ નસીબમાં હોય તો મળે. એ લેવા નીકળ્યા છે...." બોલવામાં મેઘો મીઠો હતો. પણ બધાંનો દબાયલો હતો.

હોળી વખતે એ અને એની મંડળી કીર્તનીયાં લઇને નીકળી પડતી ને પૈસા ઉઘરાવતી. નવરાત્રમાં પણ મેઘાની ટોળી ચૂકે જ નહિ.

વાર તહેવારે એ બધા પાસે લ્હાણું માંગતો. ન આપે ત્યાં સુધી એ ખસે જ નહિં. મેઘો હઠીલો હતો.

નવરાત્રે મેઘો દોરડાં વણતો, સુપડાં બનાવતો, ટોપલીઓ બનાવતો, પંખા પણ બનાવતો ને બધું વેચવા નીકળતો. મેઘો આ બધું રસ્તામાં વેચતો, મેઘો આવડતવાળો હતો.

કોઇ વખત મેઘો ઢોલકી લઇને દાંડી પીટવા નીકળી પડતો. તે વખતે અવાજ જોયો હોય તો પહાડી. મેઘો બોલવે બહાદુર હોય.

મેઘો બધાંનું કામ કરતો. બધાંને વહાલો હતો. બધાં એને યાદ કરતાં. હવે તો એ આવતો નથી. કયાં છે તેની ખબર નથી, હવે બીજો કોઇ આવે છે.

મેઘો ગયો પણ એ યાદ આવે છે.

શાન્તિલાલ દામોદરદાસ મહાજન



## ગરબાનો ચોક

નીકળ્યાં ગરબે રમવાને અમે ચોકમાં,
નીકળ્યાં નાનાં નાનાં બાળ,
ગીતડાં ગાવા રસાળ : નીકળ્યાં૦
નાના નાના હાથેથી તાલી અમે આપતાં,
નાની નાની પગલીઓ પાડી અમે ખેલતાં;
ખંજરીના સાથે ખણુણાટ,
મંજીરાંના ઝણુકે ઝણુણાટ : નીકળ્યાં૦
નાના નાના કંઠેથી ગાતાં રૂડાં ગીતડાં,
સૂણુવાને આવે છે તારલા ને પંખીડાં;
આવે છે દુનિયાના લોક,
ગાજે છે ગરબાનો ચોક : નીકળ્યાં૦

વસન્ત નાયક

# સાકરનો શોખીન

ન્હાનો બાબુ કજિયાળો ને
સાકરનો શોખીન,
ચાકરને સાકર લેવાનું
કહેતો આખો દિન.

એક દિવસ એવું બન્યું કે
સાકર આવી શેર,
બાબુભાઈએ મનમાં ધાર્યું
ખાવાની થઇ લ્હેર

માતાજીથી છાની છાની
મૂઠી ભરી એક,
ધીમેથી ગજવામાં ઘાલી
ભાગ્યો મારી ઠેક

જમી રમીને બપોરના જ્યાં
સૂતા બાબુભાઈ,
સાકરની સુગંધે દોડી
આવ્યાં કીડીબાઇ.

કીડી કાકી આવ્યાં એને
સાકરની જ સગાઇ,
નાતીલાંને ઘેર જઇને
આપી શુભ વધાઇ.

કીડીબાએ નાત જમાડી
આપી આમ ઉજાણી,
બાબુભાઇ પડખું ફર્યાં ને
એ ત્રણ ત્યાં છૂંદાણી.

ચીડ ચડી ને ચટકા ભરવા
લાગી આખી નાત,
બાબુ ઠેકાઠેક કરે ને
પૂછો મા કંઈ વાત.

સાકરનો શોખીન હવેથી
ભૂલ્યો સાકર ખાવી,
વગર દાખડે માતાજીને
જડી ગઈ આ ચાવી.

વેણીભાઇ જ. પુરોહિત

# અજવાળીયામાં

આવો ચંદ્રતણા અજવાળે,
ચંદા, કાલે રજા નિશાળે;
લેસન છોડી જલદી આવ,
પ્રજ્ઞા બેલી, કદમ બઢાવ.

આવો બટુકમણી બહાદુર,
લીલમ, માલતી, વાત સબુર;
આજે ચંદ્ર ખીલ્યો આકાશે,
તેના શીતળ રમ્ય પ્રકાશે.

સાંભળજો શીખડાવું ખેલ,
રમવામાં પડશે બહુ ગેલ;
બે ટુકડી ચમ્મારની પાવ,
પ્હેલાં લેશે નાની દાવ.

અજવાળામાં દાવ લીયે તે,
અંધારામાં દાવ દીયે તે;
રહો ઉભા, હું ' ચાલુ ' કહું,
ત્યારે રમવા લાગો સહુ.

આ મેં દૂર બતાવી ભીંત,
તે છે ટુકડી કેરી જીત;
અજવાળાના ભેરૂ બધા,
હીંમત ખંત ચપળતા-વતા.

હશે જ તો એ પહોંચી જશે,
ભીંતની પાસે ને ત્યાં થશે;
ખલાસ પ્હેલો દાવ પછી,
લેશે બીજો એજ ફરી.

જાતાં પણ જો ભેરૂ એક,
પકડાશે અંધારે સ્હેજ;
અં ધા રા વા ળા ને દા વ,
દા તો આવે એની માધ.

ચાલો બાળુ, થજો તૈયાર,
રેતાં દાવ ઘટે નહીં વાર;
ચાલો, કરો શરૂ સહુ ખેલ,
પડશે કે નહીં સહુને ગેલ ?

# અપરાધી પોપટ

રામુભાઇને નાનપણથી જ પશુ-પક્ષીઓ ઉપર બહુ જ પ્રેમ. સ્હવારના પહોરમાં એના વાડામાં જોવાતું. પોપટ પાંજરામાં બેસી રામનામ જપતો હોય. મોર ને ઢેલડ ટહુકા કરતા હોય. કાગડો એક આંખે જોતો હોય. બગલાઓ ભોળા હોવાનો દાવો કરી પક્ષાપણું બતાવતા હોય. આમ એના વાડામાં રોજ રોજ જાત જાતનાં પશુ પક્ષીઓનો શંભુ મેળો ભરાય. ને એ મૂંગા પ્રાણીઓ પણ કેવાં? સ્હવારનો પહોર થાય એટલે તો એના વાડામાં આવી શોરબકોર કરી મૂકે. પણ એ બધાં રામુના વાડામાં જ કેમ આવે? બીજા કોઇને ત્યાં તો જતાં નથી? હા, નથી જ જતાં. એનું એક કારણ છે. તે એ કે રામુ રોજ બધાને ચારો નીરે. કોઇને ન તો મારે કે ન તો ગભરાવે. ગલુડિયાં અને વાછરડાં યે છૂટથી એના વાડામાં હરે ફરે ખરે! રામુને એ મૂગાં પ્રાણીઓ ઉપર બહુ જ પ્રેમ. અરે એટલો બધો કે ગામનાં છોકરાંઓએ તો એને માટે એક જોડકણું ય જોડયું હતું. જુઓઃ

'મારી ગ્હને મોકલ રે કે રામલાના વાડામાં,
'રામલાના વાડામાં રે કે મેના પોપટ રમે,
'મેના પોપટ રમે કે ઢેલડ ને મયુર ઘૂમે,
'ઢેલડ ને મયુર ઘૂમે કે ચકલાં ચકલી ઉડે.
'મારી ગ્હને મોકલ રે કે રામલાના વાડામાં,
'રામલાના વાડામાં રે કે બગલાં પાંખો વીંઝે
'બગલાં પાંખો વીંઝે કે મારી મ્હારુ મન રીઝે,
'હું તો જવાનો (ની) રે કે રામલાના વાડામાં.

× × ×

પણ રામુને સૌથી વ્હાલો તો એક પોપટ હતો. તેને એ રોજ ન્હવડાવે ને ખવડાવે. તેને રોજ ઘણું ઘણું અને નવું નવું બોલતાં શીખવે. બધાં તેને બોલાવે રમાડે ને આનંદ પામે.

પણ આ બધાં પશુપક્ષી અને છોકરાંનો મેળો રામુના મોટાભાઇને નહિ ગમે. તે રામુને ઘણી વાર વઢે. શા માટે રોજ રોજ બધાંને અહીં ભેગાં કરે છે? બધાં કલબલ કલબલ કરી મુકે છે કે કાને પડયો બોલ પણ સાંભળવા દેતાં નથી, ને આ તારા પોપટથી તો તોબા પ્રભુ! કોઇક દિવસ હું એને ઉરાડી જ મૂકીશ. આમ એના મોટાભાઇ બબડે, પણ રામુ કયાં સાંભળે એવો હતો. રામુ સાંભળે ય નહિ અને પોપટ જાયે ય નહિ.

એમ કરતાં કરતાં એક વખત ગામમાં લાગી મોટી આગ. બધાં ઘરો ચપાચપ બળવા માંડયાં. મધરાતે આગ લાગેલી એટલે લોકો પણ ભર ઉંઘમાં. ઘણાં-તો બળી પણ ગયાં હશે. ધીરે ધીરે આગ તો રામુના ઘર પાસે આવવા લાગી. કોઇ જાગ્યું નહિ. માત્ર જાગ્યો એનો પોપટ. એણે તો બૂમ પાડવા માંડી. 'આગ લાગી' 'આગ લાગીઃ' પણ કોઇ જાગે નહિ. પોપટ પણ બૂમ પાડતો અટકે નહિ. આખરે રામુ જાગ્યો. બારણું ખોલ્યું. કોઇને ઉઠાડવા રહ્યો નહિ. પોપટને બચાવવા—તેનું પાંજરું છોડી લેવા દોડયો. પણ બિચારો નાનો ને. તે આખું ગામ બળતું જોઇ હેબતાઇ

ગયો. ચીસ પાડીને બેભાન થઇ પડી ગયો. રામુને પડી ગયો જાણી પોપટે જોરથી બૂમ પાડવા માંડી. ગળું ફાટી જાય એટલા જોરથી બૂમ પાડવા માંડી ત્યારે રામુના મોટાભાઇ જાગ્યા. તેણે બધાંને ઘરમાંથી જગાડયાં. રામુને જગાડવા ગયા. પણ રામુની પથારી ખાલી. બહાર આવી શોધા શોધ કરી તો બેભાન થઇ પડેલો મળી આવ્યો. તેને ઉંચકીને દૂર મૂકી આવ્યા. પછી તરત જ મોટાભાઇએ પોતાનાં ઘરનાં બધાં માણસને સરસામાન, ઘરેણાં ગાંઠા, પૈસાટકા વગેરેને બહાર કાઢવા રોકી દીધાં. આ બધું કરતી વખતે પોપટની બૂમ તો સંભળાયા જ કરતી હતી પણ કોઇને તેનું પાંજરું છોડવાનું સૂઝયું નહિ ! થોડીવારે રામુ ભાનમાં આવ્યો એટલે તરત જ તે પાછો પાંજરા તરફ પોપટને બચાવવા દોડયો. પણ ત્યાં તો ન્હોતો પોપટ કે ન્હોતું પાંજરું ! તેને તો અગ્નિદેવે પોતાના આવવાની રામુના ઘરનાંને જાણ કરી દેવાથી અપરાધી ગણી ભસ્મીભૂત કરી નાંખ્યો હતો.

બળવંત જીવણજી દેસાઇ

---

## બાપ કે દેશ, કોણ વધે ?

યૂરોપમાં રશિયા નામનો દેશ. એ દેશના રાજાને ઝાર કહે. એ ઝાર રાજા ખૂબ જબરો. ભલભલાંને મગતરાંની પેઠે મચરડી નાખે તેવો. રૈયતને ચૂસવામાં પણ એક્કો.

એના જુલ્મથી રૈયતને છોડાવવાને અને એને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાને થોડા જુવાનિઆઓએ પ્રયત્નો કરવા માંડયા.

એ જુવાનીઆઓમાં એક છોકરો પંદરેક વર્ષનો. એનો બાપ મોટો પૈસાદાર. ગાડી ઘોડા ને વાડી વજીફા વાળો.

પોતાનો છોકરો આવી ચેનબાજી મૂકીને દુઃખીઓનાં દુઃખ દૂર કરનારી મંડળીમાં ભળે એ વાત બાપને ન ગમી.

એક દહાડો પિતાએ કંટાળીને કહ્યું "ઓ નાદાન ! આ શા ધંધા માંડયા છે !"

પુત્ર : " ઝારને ઉઠાડી મૂકીને મજુરો અને ખેડૂતોનું ભલું કરવાના. બીજા શા હોય ? પિતાજી ! "

બાપનો પિત્તો ખસી ગયો. એમણે કાનપટ્ટી પકડીને પુત્રને કહ્યું-" છોકરા ! એ બધી વાતો જવા દેવી છે. કે ઘર છોડવું છે ? "

પુત્રે ટુંકો ને ટચ જવાબ વાળ્યો. " ઘર. "

એ છોકરો ઘર છોડીને પોતાના દેશનું ભલું કરવા દોડયો. છેવટે એણે પોતાનું ધારેલું કામ પાર પાડયું એ પુત્ર તે ટ્રોટસ્કી. રશિયાના તારણહારનો જયજયકાર થાય !

રસુલભાઈ વહોરા.

# બગ ભગત!

સરોવરના કાંઠા પર, આછા આછા પાણીમાં,-બગલાભાઇ આવીને ઉભા રહ્યા. તેમણે મનમાં વિચાર કર્યો: "આ જમાનો ઢોંગવિદ્યાનો છે. આપણે અહીં ઢોંગવિદ્યા ભણીશું તો જ શિકાર હાથમાં આવશે. નહિં તો આખો દિવસ ભૂખે મરવું પડશે!"

બગલાભાઇ હવે ભગત થઇ ગયા. તે એક પગે ઉભા રહીને ધ્યાન ધરવા લાગ્યા. જરા હાલે કે ચાલે નહિં. જાણે કોઇ તપસ્વી મહારાજ ઉભા છે! પણ બગલાભાઇ એમની તીરછી નજરથી ચારે બાજુ જોયા કરતા હતા.

સરોવરના પાણીમા માછલીઓ ઘણી જ રહેતી હતી. તે રમતી રમતી પેલા બગલાભાઇ પાસે આવી પહોંચી માછલીઓએ બગલાભાઇને ઉભેલા જોયા, તેમણે મનમાં વિચાર કર્યો: "અહાહાહાહા! સરોવરના કાંઠા પર આ...ક્યા તપસ્વી મહારાજ ક્યારના એક પગે ઉભા રહીને, જરા ય હાલ્યા કે ચાલ્યા વિના ભગવાનનું ભજન કરતા હશે!"

માછલીઓ બધી વિચારમાં પડી. બગ ભગત પણ મનમાં વિચાર કરતા હતા કે, "માછલીઓ જરા વધારે નજીક આવે તો ચડપ ચાંચ વડે તેમને હું પકડી લઉં!" બધી માછલીઓએ મનમાં દ્રઢ સંકલ્પ કર્યો: "આવા તપસ્વી મહારાજ આપણે હજી કોઇ દિવસ જોયા નથી. માટે આપણે તેમને ગુરૂ કરીએ અને તેમની કંઠીઓ બંધાવીએ! જો એ તપસ્વી મહારાજ આપણા ગુરૂ થાય તો આપણું બધાનુ કલ્યાણ થઇ જાય!"

એટલામાં માછલીઓનાં ટોળામાંની એક મોટી માછલી બોલી ઉઠી: "બ્હેનો! તમારો સર્વેનો એ તપસ્વી મહારાજ પાસે કંઠી બંધાવવાનો વિચાર હોય તો લાવો હું તપસ્વી મહારાજને પુછી જોઉં!" ત્યારે બધી માછલીઓ એકી સાથે બોલી પડી: "હા! હા! હા! અમારો સર્વેનો વિચાર એવો છે કે એ....તપસ્વી મહારાજ પાસે જ કંઠીઓ બંધાવવી છે અને તેમને ગુરૂ કરવા છે."

એ સાંભળી પેલી મોટી માછલી બગ ભગતના પગ પાસે આવી. અને તેણે પાણીની બહાર સ્હેજ પોતાનું ડોકું કાઢ્યું. બગ ભગતને પછી કહેવું શું પડે! તરતજ તેમણે લબક દઇને પોતાની ચાંચ પાણીમાં બોળી દઇને, પેલી કંઠી બંધાવવાનું કહેવા આવનાર માછલીને પોતાની ચાંચમાં પકડી લીધી. માછલી બગભગતની ચાંચમાંથી છુટવા તરફડીયાં મારવા લાગી પણ બગભગતે તેને બરાબર મજબુત પકડી રાખી હતી તેથી તેનાથી જરા યે ચસકાયું નહિં. માછલીએ પછી તો એના મનમાં જાણી લીધું કે, "નક્કી આ કોઇ તપસ્વી મહારાજ નથી પણ આ તો અમારો શિકારી બગભગત જ છે!"

માછલીના મનની ઇચ્છા મનમાં જ રહી અને હવે તેને બગભગત ખાઈ જશે એવી બીક લાગી. પણ તે માછલી સમજુ હતી. તેણે મનમાં વિચાર કર્યો કે, "આમ હું મુંગી જ રહીશ તો બીજી માછલીઓ આ...તપસ્વી મહારાજ વિશે શું જાણવાની હતી ? માટે મારી બહેનોને બે બોલ સંભળાવું તો ખરી ! એમ સમજીને તે બોલી :

" ઉજળી દેહ ને એક પગે,
એક ચિત્તે, એક ધ્યાન;
મેં જાણ્યું તપસી હશે,
પણ કાળ ભયો નિદાન ! "

"હે માછલી બહેનો ! ઉજળા શરીર વાળો, એક પગે ઉભો રહીને તપસ્યા કરનાર, એક ચિત્ત અને એક ધ્યાનમાં મગન રહેનાર એ કોઈ મહાન્ તપસ્વી મહારાજ નથી પણ એ તો આપણો કાળ બગભગત છે ! હું તો એનાથી છેતરાઈ ગઈ પણ તમે એ બગભગતથી છેતરાશો નહિં. હવે મને એ બગભગત જરૂર ખાઈ જશે ! "

અને એ શિખામણના શબ્દો સાંભળીને તરત જ પાણીમાંની બીજી માછલીઓ સરરરર સરરરર સરરરર કરતી અલોપ થઇ ગઇ ! બગભગત પછી પેલી ચાંચમાં પકડી રાખેલી માછલીને ઉંચી ચાંચ કરીને ગટ્ટ દઇને પોતાના પેટમાં ઉતારી ગયા અને પાણીમાં બીજી માછલીઓ જોવા ગયા પણ ત્યાં કંઇ મળે જ નહિં ! બગભગતે પોતાની ઢોંગી વિદ્યાના પ્રતાપે એક માછલીનો શિકાર કર્યો પણ ફરીથી બીજી માછલીઓનો શિકાર તેમનાથી થયો જ નહિં. અને માછલીઓના શિકારની આશાએ હજી પણ એ બગલાભાઇ, દરરોજ સરોવર કાંઠે આવે છે અને એક પગે ધ્યાન ધરીને તપસ્યા કરે છે. એ ઢોંગી બગભગતને જોઇને એક કવિએ કહ્યું છે કેઃ—

" મન મેલું, તન ઉજળું,
કપટી બગલો અંગ;
તેથી તો કાગડો ભલો,
તન, મન એકજ રંગ ! "

ઉજળા દૂધ જેવા શરીરવાળા પણ મેલા મનવાળા કપટી બગલા કરતાં; કાળા શરીરનો ને કાળા (મલિન) મનનો કાગડો-સારો કે તેનામાં એ બગભગત જેટલાં કપટ નથી હોતાં ! તમે એ કપટી બગતભગતને કોઇ સરોવરના કાંઠા પર જોશો ત્યારે જ તમને એ બગભગતનો ઢોંગ સમજાશે !

" દિવાકર "

# તારલા

રાસ

મીઠું મીઠું હસતા રે પેલા તારલા,
આભ માંહી તરતા રે પેલા તારલા.

દેવની આંખો તારલા,
આગીયા જેવા તારલા,
ઝીણા ઝીણા તારલા,
તીમીર નાશ કરતા રે પેલા તારલા.

નીલમ જેવા તારલા,
કાળી રાતે તારલા,
દિપક બની તારલા,
હીરા શા ચળકતા રે પેલા તારલા.

આભ બતાવે તારલા,
કમળ રૂપી તારલા,
શાન્તિ દેતા તારલા,
તેજ સુગન્ધ ફેલાવતા રે પેલા તારલા.

બાળક મિત્ર તારલા,
તન મનાવે તારલા,
હાસ્ય પ્રેરે તારલા,
બાલુડાંને ગમતા રે પેલા તારલા.

બલવંત મહેતા

## પાંચ પગથીઆં

મીઠી નીંદરમાં હું તો પડયો'તો,
રુંડું સ્વપ્નું એક આવીયું જી રે.
સુર્યના કાન્તી શા નાના એક બલકે,
આવી શીખામણો દીધી જી રે.

પહેલા પગથીયે, પ્રભાતે ઉઠતાં,
માતાપીતાને પાય લાગીયે જી રે.
બીજા પગથીયે પાઠો શીખીને
ગુરૂજીને વહાલા લાગીએ જી રે.

ત્રીજા પગથીયે શાળાનો ચાલતો
અમૂલ્ય વખત ન બગાડીયે જી રે.
ચોથા પગથીયે સાચું બોલીને
વડીલોને વહાલા થઇએ જી રે.

પાંચમા પગથીયે, હળીમળીને
દુનિયાની સાથે રહીયે જી રે.
આપી શીખામણો દોડી ગયું બલકું
મારી પથારીમાં હું એકલો જી રે.
પ્રભાતના પહોરમાં મોઢે કરીને
આજે તમોને હું શીખવું જી રે.

વાસુદેવ જાની

# કાકાની કમબખ્તી

એક હતો હાથી, તેને તેના મ્હાવતે એક નદિ પાસે આણ્યો. જાણો છો ને હાથી પાણી દેખે તો શું ન કરે ? એ તો ગાંડોતૂર થઇ ગયો. એણે તો નદિમા ઝંપલાવ્યું. મ્હાવત ઘણુ ય કરે પણ હાથી માને તેવો નહતો જરા જક્કી પ્રાણી તો ખરૂંજને જેમ જેમ તે હાથીને કાબુમા રાખવા જાય તેમ તેમ તે વધારે ને વધારે પાણીમા ધીંગામસ્તી મચાવે

મ્હાવતે વિચાર કર્યો કે હવે આ હાથીને વેચી મારવો.

બહુ બહુ કરતા હાથી ઠેકાણે તો આવ્યો, પણ આવા હાથીને સઘરે કોણ ?

મ્હાવત હાથીને લઇ ફરતો ફરતો એક ગામમા આવી ચઢયો ગામમા ઉઘાચદ કરીને શેઠ રહેતો હતો કોઇ માણસ તેને વ્યાજખી કહે તો તેને ગેર-વ્યાજખી કહી ઉપે રસ્તે દોરી જાય.

મ્હાવતે તે ગામના રાજાને પૂછયું કે હાથી જોઇએ છે ? રાજાએ વિચાર કર્યો કે હાથી તો રાખીયે પણ આવા તોફાનીને કબજે રાખનાર કોઇ જોઇએ ને ? રાજાએ સાફ સાફ ઘસીને ના પાડી પછી મ્હાવત ફરતો ફરતો ઉઘાચંદ પાસે આવ્યો અને બોલ્યો કે શેઠ, મારી પાસે એક હાથી છે. એવો હાથી તમે દુનીયાના પડમા શોધો પણ ખોળ્યો ન મળે એ હાથી આપ જેવા શેઠની પાસે જ શોભે. શેઠને વાર કયા ? પૈસા ઠીક ઠીક હતા એટલે લોકોના ના કહેવા છતાયે હાથીને તો રાખી લીધો હાથી તો લીધો પણ તેને સાચવનાર તો કોઇ જોઇએને ? ગામમા સઘળે ઠેકાણે પૂછાવ્યું પણ શેઠને તો ચારે બાજુથી ના મળી આવા જબરા હાથીને કોણ કબજે રાખે ? શેઠને તો સૂડી વચ્ચે સોપારી જેવું થયું. પેલો મ્હાવત તો જતો રહ્યો. શેઠ ગભરાવા લાગ્યા. શેઠે તેની ભારે કિંમત આપી હતી એટલે તેમને આ હાથી માથે પડયો. તે પૈસાના લોભી ગાંડા તૂર થઇ ગયા.

પેલો હાથી વેચનાર મ્હાવત પૈસા લઇને ચાલતો થયો, પણ આપણા ઉઘાચદ.કાકાની તો જીવ્યા ત્યાંસુધી કમબખ્તી ને કમબખ્તી જ રહી.

રસલીન

—•—

# લોભી શિકારી

એક શિકારી હતો. તેને શિકાર કરવાનો બહુંજ શોખ. પણ તેનામાં લોભી વૃત્તિ રહેતી. એક વખત તે શિકાર કરવાને એક ગાઢ જંગલમાં ગયો. રસ્તામાં તેણે એક સિંહનો શિકાર કર્યો. મરતી વખતે સિંહે કહ્યુ, 'ભાઈ હું તારો ઉપકાર માનું છું કારણ કે મારે મરવુંજ હતું. મને આ જંગલમાં હવે ગમતું નહોતું ત્યાં હું તારો ભોગ બન્યો. ઠીક, તેં મારા ઉપર ઉપકાર કર્યો તેનો બદલો મારે તને આપવો જોઈએ. ખરૂં ? તો જા સામે મારી બોડમાં એક શીશી પડી છે. તેમા એક પ્રવાહી છે. તે તું જેને દઈશ તેને અમર આયુષ્ય મળશે. પણ વાધો તો એટલોજ છે કે પ્રવાહી એક જણને થાય તેટલુંજ છે.'

વાધો નહિ. એમ કહીને શિકારી તો સિંહની બોડમાં ગયો અને પેલી શીશી લઈને ચાલતો થયો.

સિંહ તેની વાટ જોઈને બેઠો હતો. પણ શિકારીએ તો તેની સામે પણ જોયું નહિ અને ચાલતો થયો. તેથી સિંહ ખીજાયો અને છેલ્લો શ્વાસ લેતાં લેતા શાપ આપ્યો કે જેને તું અમર જળ દઈશ તેના જ પુત્રને હાથે તારૂં મૃત્યુ થશે. એમ કહી સિંહ મરી ગયો. શિકારી તો આ વખતે ઘણો છેટો નીકળી ગયો હતો તેને કાને સિંહના આ શબ્દો પડયા નહિ.

હવે શહેરમાં એવું બનેલું કે રાજાને કોઈ ભયંકર રોગ લાગુ પડયો હતો અને તે કેમે મટતો નહોતો તેથી પ્રધાને જાહેર કર્યું કેઃ

જે કોઇ આપણા મહારાજાનો રોગ મટાડશે તેને રૂ. ૧૦૦૦૦ ઇનામ મળશે.

શિકારીના સાંભળવામાં આ વાત આવી એટલે તેણે તો વૈદનો વેશ લીધો અને રાજદરબારમાં જઈને ઉભો રહ્યો. અને કહ્યું કે હું આપણા મહારાજાનો રોગ મટાડવાને સમર્થ છું, મહેરબાન પ્રધાન સાહેબ, આપ મને મહારાજા પાસે લઈ જશો ?

રાજદરબારમા ઝીણો ગણગણાટ થવા લાગ્યો. પછી પ્રધાને કહ્યુંઃ "પણ વૈદરાજજી જો રાજાજીનો રોગ નહિ મટે તો તમે તેને માટે શું ખમવા તૈયાર છો ?"

વૈદને (શિકારીને) પોતાના પર પૂરેપૂરો વિશ્વાસ હતો તેથી તેણે કહ્યુંઃ 'પ્રધાનજી, તેને માટે તમે જે કહો તે ખમવા હું તૈયાર છું.'

પછી પ્રધાન તેને જે ઓરડામાં રાજા સૂતો હતો તે ઓરડામાં લઈ ગયો. પછી વૈદે કહ્યુંઃ "મહેરબાન પ્રધાનજી, જરા આપ બહાર જશો ?"

પ્રધાન ઓરડા બહાર ગયો. પછી વૈદે ઓરડાનું બારણું બંધ કરીને પેલી

દવા એક પ્યાલામાં, પાણી સાથે મેળવીને રાજાને પાઈ. તરત જ રાજા છલંગ મારીને ઉભો થયો અને આસપાસ જોવા લાગ્યો પ્રધાન બહાર ઉભો હતો તે રાજાને સારો થયેલો જોઇ ખૂબ જ ખુશી થયો. પછી ત્રણે જણા રાજદરબારમાં આવ્યા. રાજાને જોઈ સૌ આશ્ચર્યમાં અને આનંદમાં ડૂબી ગયા.

પછી રાજાએ કહ્યું : ' વ્હાલા મિત્રો, આપણા જ ગામના વૈદરાજે મારો રોગ મટાડયો તે એક અભિમાન લેવા જેવી વાત છે. વળી હું મારો પ્રાણ બચાવનાર વૈદરાજનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. જાવ પ્રધાનજી, આ વૈદરાજને ખજાનચીને કહી રૂપીઆ દશ હજાર નહિ પણ એક લાખ ઇનામ તરીકે અહિં લાવી ને આપો.

થોડી વારમાં એક નોકર પ્રધાન સાથે એક પૈસાની થેલી લઇને આવ્યો અને તે રાજાએ વૈદને આપી. અને ફરીથી તેનો અનહદ ઉપકાર માન્યો અને પછી સભા બરખાસ્ત કરી.

રાજાની અચાનક માંદગી સંબંધમાં મૂળ વાત એવી હતી કે રાજાના સૌથી મોટા કુંવરને રાજ્યગાદીની બહુ લાલસા લાગી હતી. તેથી તેણે એક ભયંકર રોગના જંતુ નાંખી એક પીણું તૈયાર કરી તેના પિતાને પાયું હતું. પીણાની અસર સાંજે રાજા ઉપર થઇ એટલે કે સાંજે રાજાને સખત તાવ આવેલો. બીજે દિવસે તો વૈદે આવી તેને સાજો કર્યો તેથી મોટા કુંવરની લાલસા ફળી નહિ. એટલે તેની બધી દાઝ વૈદ ઉપર ઉતરી. બીજે દિવસે તેણે વૈદને બોલાવ્યો અને જેવું પીણું રાજાને પાયું હતું તેવું જ પીણું તેણે વૈદને પાયું. બીજે દિવસે બિચારો વૈદ લવારો કરતો તેમાં આટલું બોલીને મરણ પામ્યો, ' અરે ભગવાન ! જો મેં રૂપીઆનો લોભ ન કર્યો હોત અને સિંહે આપેલું પીણું મેં જ પાસે રાખી આ વખતે પીધું હોત તો હું અમર બનત. '

કહેવત છે કે ' વિનાશ કાળે વિપરીત બુદ્ધિ. '

લલિત ગિ. ભટ્ટ

# અદ્ભુત બંસી

ગામ આખું ઘેલું હતું, એની અને એની બંસીની પાછળ. રસ્તે જતો મુસાફર ઘડીક થંભી જતો, ચણ ચણતાં પંખીઓ થંભી જતાં, ઘાસ ચરતાં ઢોર થંભી જતાં, અને કામ કરતાં માણસો પણ થંભી જતાં, જ્યારે એ એની બંસી છેડતો ત્યારે.

એનું નામ ગોપાલ હતું. દુનિયામાં એનાં બે જ સાથી હતા. એક એની આ અદ્ભુત બંસી અને બીજી એની લાડીલી બહેન યમુના. બન્ને ભાઇ બહેન વચ્ચે અદ્ભુત પ્રેમ. એકને બીજા વગર ઘડી ભર ગોઠે જ નહિ. દરરોજ બન્ને ભાઈ-બ્હેન હાથમાં નાની લાકડી લઇ ઢોર ચરાવવા જાય, ત્યાં સીમાડે એક બાજુ ઢોર ચરતાં હોય અને બીજી બાજુ આ જોડલી કોઇ જૂના જોગી જેવા વડના છાંયા નીચે બેસી છેડાતી બંસીના સ્વરમાં મસ્ત હોય, ત્યારે બસ ! વનદેવી અને કુદરત પણ એ દૃશ્ય જોવા થંભી જતી એમ લાગતું. ઢોર ચરવાનું છોડી થંભી જતાં, વડ જરાકે હાલ્યા વગર એક ચિત્તે સાંભળતો, પવન પણ આમાં ભંગ ન થાય એમ મંદમંદ વાતો. આમ ભાઈબહેન આનંદમાં દિવસો વિતાડતાં હતાં.

એક દિવસની વાત છે.

દરરોજની માફક આજે પણ ભાઈબહેન ઢોર ચરાવવા નીકળી પડયાં છે. ઢોર ચર્યા કરે છે, વળી અટકે છે, અને કાંઇક સાંભળે છે. ભાઇબ્હેન બંસીની ધૂનમાં મસ્ત છે. એટલામાં એક નાગ–કાળો સીસમ જેવો લાંબો ભયંકર નાગ–આ બંસીના સ્વરથી ખેંચાઇને ત્યાં આવ્યો. રોજ એ નાગ આમ આવતો અને બંસી સાંભળતો. ભાઇબ્હેનને આની ખબર પડતી નહિ કારણ કે ત્રણે સંગીતની ધૂનમાં મસ્ત હોય અને વળી નાગ છૂપાઇને સાભળે એટલે એકાએક ધ્યાન ન જાય. પણ–આજ બંસી પૂરબહારમાં હતી, આજ એ હમેશ કરતાં વધુ મોહક હતી, નાગથી ન રહેવાયું, એ તદ્દન નજીક આવ્યો, ગૂંચળી વાળી ને બેઠો, ફેણ કાઢી ને ડોલવા લાગ્યો. ગોપાલ કે યમુના ને આની ખબર પડી નહિ. બંસીની ધૂનમાં ને ધૂનમાં તાલ દેવા જતાં અણચિંતવ્યો યમુનાનો હાથ નાગ પર પડયો; તદ્દન લીસું લાગવાથી યમુના ચમકી, નાગ પણ એકાએક સ્પર્શથી ચમકયો. પરંતુ તેવો જ તે યમુના પર પોતાની ધૂનમાં ભંગ પડાવવા બદ્દલ ગુસ્સે થયો અને યમુના સાવચેત થાય તે પહેલાં તેણે યમુનાને દંશ દીધો. યમુનાથી કારમી ચીસ નખાઇ ગઇ ચીસ સાંભળી સંગીત બંધ પડયું. નાગ ઝડપથી ચાલ્યો ગયો. આ બધું એક ક્ષણમાં બની ગયું. ભાઇના તો હોશકોશ ઉડી ગયા એ હૈયાફાટ રડયો. પણ હવે શું વળે ? એને પોતાની પ્યારી બંસી પર પણ ગુસ્સો ચડયો એ ઘણું અકળાયો. એનું દુનિયામાં હવે કોણ રહ્યું ? પોતાની સુખદુ:ખની ભાગીદાર

બહેન તો એને એકલો મૂકી ચાલી ગઇ હતી. એ ત્યાં સૂનમૂન બેસી જ રહ્યો. સાંજ પડી, પણ એ ન હાલે કે ન ચાલે. ઢોર બધાં પાસે આવી જાણે બધું સમજી ગયાં હોય તેમ નિશ્વાસ નાખતાં ઉભાં રહ્યાં.

એકાએક કશા ય વિચાર વગર, ભાઇએ પોતાની બંસી શોધી કાઢી. ઢોર બધાં દયામણે મોઢે એના તરફ જોતાં હતાં. એણે એમના તરફ એક વખત જોયું—પેટભરીને જોયું, જાણે હવે કદી ફરી મળવાનું ન હોય એમ જોયું અને એણે ચાલવા માડયું.

રાત સૂસવાટા નાખતી હતી. વખત પણ એને સાથ આપતો હતો આખું વન નિશબ્દ હતું. માત્ર એક બંસીના દૂર દૂર ચાલ્યા જતા સ્વર સંભળાતા હતા, જાણે કોઇ હૈયાફાટ રડતું હોય એવા

ગોપાલ તો ચાલ્યો જ જાય છે. એને તો બસ એની બ્હેન જ સાંભરતી હતી. એ આડુંઅવળું જોતો જ નથી. બસ એ ભલો, એની બંસી ભલી, એના મગજમા ઘુમરાતા વિચારો ભલા. ત્યાં અચાનક એ એક મોટી ગુફા આગળ આવી પહોંચ્યો. એને થયું, 'બહેન મને છોડીને અહિં તો નહિ આવતી રહી હોય? ચાલ જીવ, તપાસ તો કરવા દે.' એમ કરી એ અંદર પેઠો અંદર તો અંધારૂં અંધારૂ જ. કશું દેખાય જ નહિ. ગોપાલે તો અહિં પણ પોતાની બંસી છેડી. ચાલતા ચાલતાં એ એક લોઢાના દરવાજા પાસે જઇ પહોંચ્યો બરોબર દરવાજાના પ્રવેશદ્વાર આગળ જ એક કૂતરો—ભયંકર કૂતરો બેઠો હતો. એની આંખમાંથી અંગારા ખરતા એમ લાગતું, જીભ કાઢી એ હાંફતો ત્યારે દૂરથી જ એનો અવાજ સાંભળી પાસે જવાની કોઇની હિંમત ચાલતી નહિ. પણ ગોપાલને આની ખબર પડી નહિ, એ ઠેઠ ત્યાં આવ્યો ત્યાં સુધી. એ એની બસીમાં જ મસ્ત હતો. ભયંકર કૂતરાને પણ કાન તો હતા જ ને? એણે આ બંસી સાંભળી પૂછડી પટપટાવી. ગોપાલ સહિસલામત અંદર દાખલ થયો. ત્યાં અંદર તો યમરાજ બેઠેલા ગોપાલ એમને પાયે પડયો. એણે ફરી હતી તેટલી હિમ્મત એકઠી કરી બંસી બજાવી. આ વખતે બંસીની અદ્ભુતતા વર્ણવી જાય તેવી નહોતી. પાસે બેઠેલા સૌની આંખમાંથી આસુ વહેતાં હતા. પાછળ ઉભેલા કૂતરાની આંખમાં પણ આંસુ આવ્યાં. આખરે યમરાજ પોતાના હાથ વડે આંસુ ખાળતાં બોલ્યા, 'બસ, બસ, ગોપાલ,' હવે તો સહ્યું નથી જતું. તું જ્યાંથી આવ્યો ત્યાં પાછો જા, તને તારી બહેન મળશે!' ગોપાલે નમન કરી ચાલવા માંડયુ.

ગામ આખું એના વગર સૂનું પડયું હતું. ગામ આખું ખાલી ખાલી લાગતું હતું. લોકોએ એની તપાસ કરવામાં બાકી ન રાખી.

આખરે....ગોપાળ પેલા વડ તળે આવ્યો, યમુનાના મોઢા પર પાણી છાંટયું. યમુના જાણે ઉંઘમાંથી જાગતી હોય એમ આળસ મરડીને બેઠી થઇ.

બન્ને ભાઇ બહેન ફરી મળ્યાં. ગોપાલે બધી વાત કરી. યમુનાને ભાઇ

પર અત્યંત હેત ઉભરાયું. એ ઉઠીને ભાઇની કોટે વળગી પડી. બન્નેના આનંદનો પાર ન રહ્યો. ગોપાળને એની બંસી પરનું હેત ઘણું વધી ગયું. ગુસ્સો કર્યો હતો માટે જાણે માફી માગતો હોય તેમ તે બંસીની તરફ જોઇ રહ્યો.

ગોપાળ અને યમુના ગામ તરફ જવા લાગ્યાં. લોકોએ એમને જોયાં. એમના ય આનંદનો પાર ન રહ્યો. તે દિવસે ગામમા ફરીને જીવ આવ્યો. બધું ગામ ફરીને ભર્યું ભર્યું લાગવા માંડયું.

આ બધું પેલી 'અદ્દભૂત બંસી' ના પ્રતાપે !

નવિનચન્દ્ર પંડયા

---

## ચમકતું ચાંદરણું

આભ ચંદરવે રે ચમકતું ચાંદરણું
એ તો મંદ હસાવી હસે ચમકતું ચાંદરણું.
એ છે આકાશ દીવી રે ચમકતું ચાંદરણું,
એ તો અનુપમ દીપ્તી રે ચમકતું ચાંદરણું.
એ જ્યોતિની જોડ ના જડે ચમકતું ચાંદરણું,
ત્યાં પરિયોની વાતો મળે ચમકતું ચાંદરણું.
બે'ન પુછે છે બાને રે, કયું એ ચાંદરણું ?.
એની વાતોતો મુજને કહે ચમકતું ચાંદરણું.
બા કહે છે સુણ બેન રે, જો એ ચાંદરણું,
ત્યાં વસે છે વડવા રે ચમકતું ચાંદરણું;
ત્યાં ભાઇ રમે છે રે ચમકતું ચાંદરણું,
ત્યાં પરિયોના વૃંદ ઉડે ચમકતું ચાંદરણું.
બે'ન કહે છે. ચાલ બા રે જઇ જોઇ ચાંદરણું,
નહિ તો અહીં લાવીયે એ ચમકતું ચાંદરણું;
ભાઇ મળશે, મળશે રે વડવા રસ લાણું,
ઉડી પરિયો ગીત ગાશે ચમકતું ચાંદરણું.
ચાલ બા જઇ લાવી એ ચમકતું ચાંદરણું,
ઘેર આંગણુ મધ્યે રે દીપશે ચાંદરણું.

# પરબવાળો

એક હતો પરબવાળો. એનું નામ ડાહ્યો. નામ તો ખાસ્સું મજેનું. ડાહ્યો તો ખરેખર ડાહ્યો જ હતો. ડાહી ડાહી વાતો કરે. બધી યે બાબતમાં ડાહ્યો. ન્હાનો હતો પણ મ્હોટાના જેટલું એનામાં ડહાપણ. ડહાપણનો તો ભંડાર. એ તો રોજ સવારે વહેલો વહેલો ઊઠે, નાહીધોઇને પરવારે, રોટલા ને છાશનો નાસ્તો કરે ને પરબે જઇને બેસે. કોઇ વરખડાની ઘટા હેઠળ એણે પરબ માંડેલી. લીલી ઘટા ને પવનની ઠંડી ઠંડી લહેરો. જોત જોતામાં તો આંખ મીંચાઇ જાય એવી એ પરબડીની જગા. રસ્તે જતું આવતું સૌ કોઇ ત્હેની પરબડિયેથી પાણી પીવે. ઠંડાં ઠંડાં પાણીડાં. પછી મન કાંઇ ઝાલ્યું રહે ? તરત પીવાનું મન થઇ જાય. પાણી પીતા પીતા કોઇકની તો બાંય પલળે તો કોઇકના નાકમાં પાણી સોંસરૂં પેસી જાય. ઘડીભર ગમ્મત જામે. બધાંયને જોવાનું મન થાય. એવો દેખાવ થઇ રહે. શહેરનાં આળસુ લોકોના કપાળમાં આવી મઝા કયાંથી લખી હોય ! એ તો આપણા પેલા જાતે મજૂરી કરનારાઓ રોજ ને રોજ તેથી યે સરસ મઝા ઉડાવે

........બન્યું એવું કે, એક વેળા રાજાજી શિકાર કરવા ગયેલા. શિકારની શોધમાં ને શોધમાં એ તો ખૂબ ખૂબ આઘે નીકળી ગયા. ન રહ્યું ભાન કે સાન. ક્યાંથી રહે ? એમને તો એકાએક તરસ લાગી. આજુબાજુ ન મળે કુવો કે વાવ-ખાડ કે ખાબોચિયું. એમણે તો બધા લોકોને લઇને પેલા ડાહ્યલાની પરબડી ભણી ચાલવા માંડયું. એ તો બહુ બહુ ઉતાવળા ચાલ્યા. થોડીવારમાં તો આવી પહોંચ્યા ડાહ્યલાની પરબડિયે. ડાહ્યલા આગળ ખોબો ધરીને ઉભા રહ્યા. ડાહ્યલાએ તો હળવે હળવે પાણી રેડવા માંડયું. ફાનસમાં નાળચાથી ગ્યાસતેલ રેડીએ તેમ ડાહ્યલાએ તો એક તૂટેલા ડબલાથી પાણી રેડવા માંડયું. પણ રાજાજીને તો પાણી પીતાં યે ન આવડે. કયા દહાડે રાજાજીએ આમ ખોબલે ખોબલે પાણી પીધું હશે ? પણ હવે થાય શું ? એ તો જયમ ત્યમ કરીને પાણી પીવા મંડયા. અર્ધું પાણી તો ગયું જમીન પર ઢોળાઇ. ને અર્ધું તો ગયું નાકમાં પેસી. વધ્યું ઘટયું છાંટો પાણી પડયું પેટમાં. થોડી-ઘણી તરસ તો મટી. પછી રાજાજી તો ચાલ્યા પોતાના મહેલ તરફ. મહેલમાં જઇને રાણીને પાણી પીધાની વાત કહી સંભળાવી. રાણીજી કહેવા લાગ્યાં, "રાજાજી, રાજાજી, વાહ રે વાહ ! આવડું મ્હોટું રાજ ચલાવતાં ત્હમને આવડયું પણ પાણી પીતાંયે ન આવડયું?"

...ડાહ્યલો રોજ ને રોજ પરબડિયે બેસે છે. મોજમઝા ઉડાવે છે. ભાઇબંધો સાથે ધરાઇ ધરાઇને વાતો ચલાવે છે. લોકોનાં ટોળેટોળાં પરબડિએ હમેશ બેઠાં હોય છે.

....એક દિવસ રાજાજીએ મ્હોટો દરબાર ભર્યો. દેશદેશાવરના મ્હોટા મ્હોટા

માણસોને તેડાવ્યા. સૌ કોઇ પોતપોતાની જગાએ ગોઠવાઇ ગયા. રાજાજીને પેલો પરબડીવાળો ડાહ્યલો સાંભળી આવ્યો. તરત જ કર્યો હુકમ. એમને તો ક્યાં જાતે જવું છે. બોલતાંની સાથે હજારો નોકરો તૈયાર. જીભ હલાવે એટલી જ વાર. ડાહ્યલો તો બોલાવવા આવેલા માણસને જોઇ ભડકી ઊઠયો અને બોલી ઊઠયો, " માબાપ ! મ્હારો વાંક કે ગુન્હો કાંઇયે નથી ને નાહકનો શા સારૂ હેરાન કરવા આવ્યો છે ? " છેવટે ન્હાના બચ્ચાની માફક ફોસલાવી પટાવીને ડાહ્યલાને દરબારમાં લાવવામાં આવ્યો. બધા લોકો તો ડાહ્યલાને જોવા ઉંચા નીચા થઇ રહ્યા હતા. ડાહ્યલાને જોતાં જ બધા હસવા લાગ્યા. પણ રાજાજીએ તો એને પોતાની પાસે બેસાડયો. અને એ તો રાજા. રીઝે તો રાજપાટ આપી દે અને ખીજે તો બધુંયે પડાવી લે. ડાહ્યલો તો ખુશ ખુશ થઇ ગયો. રાજાજીએ તો ત્હેને સો ઘોડેસ્વારોનો ઉપરી બનાવ્યો. ડાહ્યલો હવે પરમડિયે જતો બંધ થઇ ગયો. નસીબની ખુબી એવી છે. ઘડીમાં બનાવે રાંક તો ઘડીમાં બનાવે રાજા.

હજીયે ડાહ્યલો જ્યારે જ્યારે ત્હેના ગામમાં જાય છે ત્યારે ત્યારે સૌ કોઇ ત્હેને બાદશાહ જેટલું માન આપે છે.

શાન્તિલાલ શાહ

---

# મારો પોપટ

મેં એક પોપટ પાળ્યો હતો. આહ ! શું એનો સુંદર વાન ! મેં તેને માટે ખાસ એક પીતળનું પાંજરૂં આણ્યું હતું. હંમેશા જ્યારે અમે જમવા બેસીએ ત્યારે હું તેને માટે તેનો ખોરાક પાંજરામાં મૂકી આવતો. અમારે ત્યાં કોઇ આવે તેને પોપટ પધારોજી કહેતો અને જાય ત્યારે તેને કહેતો આવજો. બધાને પોપટ બહુ જ ગમે. પોપટ તો બહુજ પાળેલો થઇ ગયો હતો. કોઇ કોઇ વખત જ્યારે તે બહાર ઉડતા પોપટના ટોળાને જોતો ત્યારે પાંજરામાં બહુ તોફાન કરતો. તે વખતે જ્યારે અમે તેને સાકરનો ગાંગડો આપતા ત્યારે તે તેનું તોફાન બંધ કરતો. એક દિવસ હું મારી ભૂલનો ભોગ બન્યો. વાત એમ બની કે એક દિવસ મેં તેને થોડાં જમરૂખનાં બટકાં નાખ્યાં. કોઇ દિવસ નહિ ને આજે હું પહેલાં હાથ ધોવા ગયો અને પાંજરૂં ઉઘાડું રહી ગયું. એટલામાં એક પોપટનું ટોળું નીકળ્યું. હજી હું બારણું બંધ કરવા જાઉં ત્યાં તો મારો પોપટ ઉડી ગયો હતો. મારૂં પીતળનું પાંજરૂં ખાલી પડયું હતું. હું રડવા જેવો થઇ ગયો.

લલિત ગિ. ભટ્ટ

# અજબ કવિતા પ્રેમ

અંગ્રેજી સાહિત્યમાં એલેકઝેન્ડર પોપ એક અચ્છા કવિ તરીકે ઠીક નામ કાઢી ગયો. એલેકઝેન્ડર કવિ જ જન્મેલો. છેક નાની વયમાંજ એણે કાવ્ય રચવા માંડેલા.

બાળકવિને કવિતા રચવાનો અજબ ચસકો લાગ્યો હતો. કવિતા લખવી એને સહજ થઇ પડી. જ્યારે જવો ત્યારે ભાઇ સાહેબ કંઈ ને કંઇ ગણુંગણુતા કે લખતા જ હોય !

એલેકઝેન્ડરને કવિતાઓ તરફ આટલો બધો ઢળી પડેલો જોઇ એના પિતાને ચિંતા થવા માંડી. એમને બાળકની આ ધુન જરાપણ નો'તી ગમતી, કેટલીયે વાર એમણે પુત્રને એ કવિતડાં કરવાનો નકામો ધંધો મૂકી દેવા સમજાવ્યો, કેટલીયે વાર હાડકાં પાંસરાં કરી નાખવાની ધમકીઓ આપી, પણ એલેકઝેન્ડરમાં તો કવિતાએ ઘર કર્યું હતું. એ તો એના સ્વભાવ સાથે તાણેવાણે વણાઇ ગએલી. સલાહો અને ધમકીથી સમજી કે ડરીને તે ઓછી જ નાસી જાય ? કવિ પોતે ઇચ્છે તોય હવે તે કવિ મટી જઇ શકે એમ નહોતું.

અનેક ચેતવણીઓ અને ધમકીઓ છતાં કવિતા લેખન તો ચાલુ જ રહ્યું ત્યારે પિતાએ ગુસ્સે થઇ પુત્રને ખૂબ માર આર્યો. રડતાં રડતાં બાળકે કહ્યુઃ

" Papa, papa, pity take
I shall never Verses make. "

( પિતાજી, પિતાજી, હૈ રે'મ રાખો.
રચું હું કદી કાવ્ય ના, મારી આપો )

આટઆટલો માર પડયાં છતાં ય જેના હોઠમાથી " પિતાજી, હવેથી કવિતા નહિ રચું " કવિતારૂપમાં સહજે સરી પડયું. એનો કવિતા પ્રેમ કેવો અજબ હશે ?

પુત્રમાં રહેલી નૈસર્ગિક શક્તિ પિતા જાણતા નહોતા. હવે તેમની આંખ ઉઘડી ગઇ ત્યારથી એલેકઝેન્ડરને કવિતા રચવા માટે માર પડતો અટકયો, એટલું જ નહિ પણ ઉલટું ઉત્તેજન મળતું થયું. કુદરતી બક્ષીસથી એ કવિતા વિકસી અને મોટપણે એલેકઝેન્ડરે કવિ તરીકે સારી ખ્યાતિ મેળવી !

મોહન ઠક્કર

# ફુલડાં !

ધરણીમાને ખોળે પોઢયાં નાજુક એ ફુલબાળ !
નમણાં નાજુક એ ફુલબાળ !
ઢંઢોળી સ્વપ્નેથી તમને તેડયાં કોણે બા'ર ?
કે'શો તેડયાં કોણે બા'ર ?

મઘમઘતાં ફુલડાંઓ બોલ્યાં: મા ખોળે હુંફાળે,
જ્યારે મા ખોળે હુંફાળે;
પોઢયાં'તાં નીરાંતે સૌએ, ન'તી તમન્ના ત્યારે,
કશીએ ન'તી તમન્ના ત્યારે.

પણ ઢંઢોળી ગઇ વાદળી ઝરમર આછી છાંટી,
આંખે આછી ઝરમર છાંટી;
અને અનિલ લહરી તોફાની પાંપણીયે અમ નાચી,
આવી પાંપણીયે અમ નાચી !

છેલ્લે આવ્યાં કિરણ સુનેરી, ગલીપચી અમને કીધી,
કિરણે ગલીપચી અમને કીધી !
ને બાએ દઇ બચીઓ બારાં રમવાની 'હા' કીધી
અમને જવાની 'હા' કીધી !

મોહન ઠક્કર

# વિલિયમ વિજેતા

અગીયારમી સદીની વાત છે. તે વખતે એડવર્ડ ધી કનફેસર એટલે ભગત કરીને એક રાજા ઈંગ્લેંડની ગાદી પર હતો.

તે નોર્મન હોવાથી નોર્મનો પ્રત્યે તેનું વલણ વધારે હતું. વળી તે ઉપરાંત નોર્મનોને મોટી પાયરીઓ આપી ઉંચે ચઢાવ્યા.

તે બહુ ખુશમિજાજી હતો. ખુશમિજાજમાં ગમે તે કરી નાખતો; પછી ભલેને તે ખોટું હોય અથવા ખરૂં હોય.

આ ટેવથી એક દિવસ તેના નોર્મંડીના ઠાકોર વિલિયમને પોતાના મરણ બાદ ગાદી આપવાનું વચન આપ્યું.

નોર્મંડી તેનું મુળ વતન હતું. તેમજ વિલિયમ તેનો સગો થતો હતો.

ત્યાર પછી એડવર્ડ ઇ. સ. ૧૦૬૬ માં મરણ પામ્યો. એટલે ઇંગ્લેંડના અમીરોએ ગૉડવીન કરીને એક મૂખ્ય અમીરના છોકરાને ગાદી પર બેસાડયો. તેનું નામ હેરોલ્ડ હતું.

વિલિયમે જ્યારે સાભળ્યું કે હેરોલ્ડ ગાદી પર છે ત્યારે તે મોટું લશ્કર લઇ ઇંગ્લેંડ ઉપર ચઢી આવ્યો. અને ઇંગ્લેંડની ગાદી પર તેનો દાવો રજુ કર્યો. આ પહેલાં નોર્થંબ્રિયાનું રાજ્ય લેવાને હેરોલ્ડનો ભાઇ ટૉસ્ટીગ અને નોર્વેનો રાજા ચઢી આવ્યા. હેરોલ્ડ તેની સામે થયો. આ યુદ્ધમા ટૉસ્ટીગ અને નોર્વેના રાજાનું મરણ થયું.

પરંતુ આ યુદ્ધ ચાલતું હતું તે દરમિઆન વિલિયમ ઇંગ્લેંડના દક્ષિણ કીનારે ઉતર્યો. તેથી દક્ષિણમાં ઇ. સ. ૧૦૬૬ ના માર્ચની ૧૪ મી તારીખે હેસ્ટીંગ્સ આગળ જબરૂ યુદ્ધ થયું. આ લડાઇમાં હેરોલ્ડ હાર્યો અને મરાયો.

જ્યારે વિલિયમે લંડનમાં પગ મુકયો ત્યારે હર્ષની ઘોષણા થઇ, અને એમ કહેવામાં આવ્યું કે, વારસદાર તરીકે ગાદી ઉપર બેસો. આ સાંભળી વિલિયમ તરવાર બહાર કાઢી બોલ્યોઃ

" નહિ, નહિ, મેં તરવારના બળે ગાદી પ્રાપ્ત કરી છે. "

આથી તે વિલિયમ વિજેતા કહેવાયો, એવું મનાય છે.

કિરતન લટકારી

----()----

# વિચિત્ર રમકડું

" બાબુ ! ઓ બાબુ ! " ઘરમાંથી બાની બુમ પડી.

" શું છે બા ! " કહેતો બાબુ રમતમાંથી ઉઠી ઘરમાં દોડી આવ્યો.

" કેમ વળી હોય શું ? હજી વખત નથી થયો ? " બાએ કહ્યું,

" શાનો વખત ! " બાબુએ કહ્યું.

" કેમ શાનો વખત ! ભૂલી ગયો ! આજે આપણા ગામમાં મેળો ભરાવાનો છે તે તું નથી જાણતો શું ? તારે જોવા આવવું હોય તો ચાલ તૈયાર થઇ જા. જો અમે બધા જવાને તૈયારી કરી રહ્યાં છીએ માટે ચાલ જલ્દી તૈયાર થઇ જા ! " બાએ બાબુને તૈયાર થવાની આજ્ઞા આપી.

" હા ! બા ! એ તો હું ભૂલી જ ગયો. મારૂં મન રમતગમતમાં તેથી એ વાત હું વીસરી ગયો. " આમ કહી બાબુ, બા સામે મંદ મંદ હસતો તૈયાર થવા માટે ચાલ્યો ગયો.

થોડીવારમા તો બાબુ નવાનવા કપડા પહેરી, માથા ઉપર સેન્ટ નાંખી તૈયાર થઇ ગયો. સઘળા જવાને માટે ઘરમાંથી બહાર નીકળી ઘરને બંધ કરી, ગામમાં જે જગાએ મેળો ભરાવાનો હતો તે જગાએ આવી પહોંચ્યા.

બાબુ તો જાત જાતનાં રમકડાં જોઇ આનંદ પામ્યો.

કેટલાક માણસો આમ તેમ લ્હેરથી ફરતા હોય તો વળી બીજા પોતાનો માલ જલદીથી ઘરાકો ઉઠાવી જાય એટલા માટે મોટા લ્હેકાથી મેળાને ગજાવી મૂકતા હતા. જાત જાતનો માલ અને બાળકોને રમવાનાં રમકડાં જોઇ બાબુ તો ખુશખુશ થઇ ગયો.

તેણે પણ થોડાંક રમકડાં ખરીદી લીધાં. બેએક કલાક ત્યાં ફરી બાબુ અને તેના માતપિતા ઘરે આવ્યાં. ઘરે આવતાંની સાથે જ આપણા બાબુભાઇ તો આણેલાં સુંદર રમકડાંઓને હાથમાં લઇ જોવા લાગ્યા. એટલામાં તેની નજર તેમાંના એક વેંત જેટલી ઉંચાઇના ઘોડાની ઉપર પડી. તેને જોતાં જ બાબુ તેને આમ તેમ ઉથલાવી બારીકાઇથી જોવા લાગ્યો.

તે ઘોડાના ચાર પગ એક રંગેલા પાટીયા પર ચોંટાડેલા હતા અને એ પાટીયાની નીચે ચાર પૈંડા આવેલા હતા અને તેથી ઘોડાને જરાક ધક્કો વાગતાં પૈંડાની મદદથી તે ચાલી શકતો. બાબુ તેને જોવામાં લીન થઇ ગયો હતો. સહસા તેની નજર ઘોડાના ડાબા કાનની અંદર આવેલી એક ચાપ ઉપર પડી. તે શું છે એ જોવાના ઇરાદાથી તેણે એ ચાંપની ઉપર આંગળી મુકી અને દાબી જોઇ. દાબતાની સાથે જ બાબુનો હાથ છોડાવી તે ઘોડો, જાણે જીવવાળો હોય અને તેને પક્ષીની માફક પાંખો હોય, તેમ તે થોડેક ઉંચે ચડી પાછો નીચે પડી પૈંડાની મદદથી થોડેક દૂર

આગળ જઇ પોતાની અસલ સ્થિતિ પ્રમાણે ઉભો રહ્યો.

બાબુ તો આ જોઇને છક્ થઇ ગયો. તે વિચારવા લાગ્યો કે નક્કી આમાં જીવ છે કારણ કે જીવ વિના તે કંઇ હાલતું ચાલતું હશે ?

અચાનક તેના મનમાં વિચાર આવ્યો કે જો હું આ ઘોડા ઉપર બેસી જાઉં, પછી મને તે લઇને ઉંચે ઉડે તો કેવી મજા આવે ! નદી, નાળાં, પહાડો વગેરે જોવાનું મળે, પણ........પણ........અરે ! હું તો ચાર-પાંચ વરસનો નાનો બાળક અને આ........મારાથી પણ નાનો ! ! મારો ભાર કેવી રીતે ઝીલી શકે ?

જો કદાચ હું એવી રીતે તેની ઉપર બેસી કોઇ બીજા માણસને પુછું કે જો હું કેવો જણાઉં છું ? રાજા થવાને લાયક છું કે નહિ ? ધારો કે કોઇ નગરનો રાજા મરી ગયો હોય તો પછી હું ત્યાં આ ઘોડા ઉપર બેસીને જાઉં તો ત્યાં જતાં જ નગરજનો મને રાજા તરીકે સ્વીકારે કે નહિ ? સ્વીકારે જ ! કારણ કે તે વખતે હું કેટલો સરસ દેખાતો હોઉં !

અરે ! આ વાત તો હું ભૂલી ગયો, એ નાનો ને હું મોટો ! અરરરરરરરર ! !

" બાબુ ! તું શું કર્યા કરે છે. આ રાત પડી, ચાલ હવે એ બધાને બાજુએ મુકી સુઇ જા. સવારે વ્હેલા ઉઠવાનું છે." અચાનક બાબુની માએ બાબુ આગળ આવી કહ્યું.

" અરે ! હમણાં જ આ બધાને અહિંથી ઠેકાણે મુકી દઉં છું, હું તો આ ઉઠયો, જો બા ! હું તારી આજ્ઞા માનું છું ! ! " વિચારનિદ્રામાંથી જાગી બાબુએ કહ્યું.

ત્યારપછી બાબુ સઘળું ઠેકાણે-મુકી સુવાની તૈયારી કરવા લાગ્યો.

× × ×

મેળામાંથી ખરીદેલા એ વિચિત્ર રમકડાંની પાછળ બાબુનું ધ્યાન ખેંચાવા લાગ્યું. ઉંઘમાં પણ તેને તેના જ વિચાર આવ્યા કર્યા.

લગભગ અર્ધી રાત થવા આવી હશે, તે વખતે બાબુને એક સ્વપ્ન આવ્યું. એ સ્વપ્નમાં પોતે પોતાના ઘર પાસે એક મોટો ઘોડો જુએ છે. તે ઘોડાને જોઇ બાબુને વિચાર આવે છે કે આ તો પેલું મેળા-માંથી ખરીદેલું રમકડું તો નહિ હોય ! ના, ના, એ ના હોય. કારણ કે તે તો આના કરતાં પુષ્કળ નાનું છે; પણ શરીરનો રંગ અને બીજું બધું તેના જેવું જ છે. આવા વિચાર કરી બાબુ તેને જોવા માટે તેની પાસે આવ્યો.

હવે બાબુએ જે ઘોડો મેળામાંથી ખરીદેલો હતો તેના જેવો જ આ હતો, માત્ર ખામી હતી એક. પગની નીચે પાટીયુ અને પૈંડા ન હતા, અને એ જાદુઇ ઘોડાને પેલા નાના ઘોડાની માફક પણ એક ચાંપ કાનની અંદર આવેલી હતી. પણ બાબુને તો આ ચાંપની ખબર

ક્યાં હતી કે એ ચાંપ દાબવાથી ઘોડો કેટલો ઉંચે ઉડશે !

બાબુને વિચાર થયો કે લાવને આ ઘોડા ઉપર બેસી જઉં પછી તો મારા પેલા આણેલા ઘોડાની માફક ઉડશે કે નહિ ? એ જોવાના ઇરાદાથી તેના ઉપર સ્વાર થયો.

પણ બાબુએ જોયું ત્યારે ન તો તે હાલ્યું કે ચાલ્યું, આથી બાબુ ખીજાયો અને હાથ લંબાવી તેનો કાન મરડયો; આથી તે કાનમાંની ચાંપ દબાઇ ને ઘોડો એકદમ ત્યાંથી ઉંચે ઉડયો. ઉડયો ઉડયો તે ખુબ ઉંચે ઉડયો. ખુબ ઉંચે ગયા પછી તે ઉંચે જવાને બદલે પૂર્વ દીશા તરફ જવા લાગ્યો.

બાબુને તો આ જોવાથી ઘણું જ આશ્ચર્ય થયું. ઘડીમાં તે ક્યાં હતો અને તે ક્યાં આવી ગયો. એ તો ચારે બાજુએ જુએ છે. પૂર્વ દીશાએ નજર નાંખે છે ત્યારે વિચારે છે. અહો ! હજુ હમણાં જ પ્રભાત થાય છે. ભાનુ ભગવાન કેવા ધીમે ધીમે ઉપર ચઢે છે. આ ચારે તરફ જોતા ઉંચા ઉંચા પહાડો, નદીઓ કેટલું સરસ દેખાય છે. મારા ભાઇબંધોને જો અહિં સાથે લાવ્યો હોત તો કેવી ગમ્મત પડત !

ત્યાં તો બાબુએ નીચે જોયું, નીચે જોતાં તેને પૃથ્વી ગોળદડા જેવી લાગી. તેને વિચાર આવ્યો કે ગઇ કાલે હું જ્યારે નિશાળે ગયો હતો ત્યારે માસ્તર સાહેબે કહ્યું હતું કે પૃથ્વી ગોળ છે. બરાબર, મેં પણ આજે આ જોઇ સાબીત કરી આપ્યું છે. અને........ઘોડો અચાનક નીચે ઉતરવા લાગ્યો અને તેથી બાબુની વિચારનિદ્રા જાગી અને તે ચમકી ઉઠયો. ઘોડો નીચે ઉતરવાનું કારણ ફક્ત તેની ભુલ થઇ હતી. ઘોડો નીચે ઉતારવાની એક બીજી ચાંપ ઉપર તેની આંગળી પડી હતી અને તેથી તે દબાવાથી નીચે ઉતરવા લાગ્યો. બાબુ વિચારવા લાગ્યો કે આ કેવી રીતે નીચે ઉતરતો હશે ? હમણાં તો ઉપર જતો હતો અને પછી પાછો નીચે ઉતરૂં છું આ કેવું !

ઘોડો આખરે નીચે ઉતરતો ઉતરતો એક નગરની ભાગોળે આવી પહોંચ્યો, અને ત્યાં ઉભો રહ્યો. બાબુએ નગરમાં નજર નાંખી તો માલમ પડયું કે ઘણા માણસો પોતાની તરફ ચાલી આવે છે. તે શું કરવા આવતા હશે એ વિચાર બાબુને થયો. થોડીવાર પછી એ માણસોએ ત્યાં આવી બાબુને વધાવી લીધો.

બાબુને વધાવવાનું કારણ એ કે થોડા દિવસ અગાઉ ત્યાંનો રાજા મરણ પામ્યો હતો અને રાજગાદી ઘણા દિવસથી ખાલી હતી. તેથી ગાદી પર કોને બેસાડવો એ એક મુંઝવણભરી વાત આવી હતી. સઘળાઓએ મળીને ઠરાવ કર્યો કે જે કોઇ કાલે સવારે ભાગોળના દરવાજામાં નગર બહારનો અજાણ્યો માણસ મળે અગર જો કોઇ નાનો બાળક પણ મળી આવે તો આપણે તેને રાજા તરીકે વધાવી લેવો.

અને આજ પ્રમાણે સઘળાઓ એ બાબુને વધાવી મહેલમાં લઇ ગયા, અને ઉપરની વાત બાબુને જણાવી. બાબુ તો ખુશ ખુશ થઇ ગયો, અને હવે પોતે રાજા થશે એ જાણી ખુબ મલકાયો.

ત્યાર પછી એક સારી નાની કન્યા સાથે બાબુનું લગ્ન કરી દરબાર ભરવામાં આવ્યો.

દરબારમાં સર્વ હાજર થઇ ગયા. પ્રધાન, દિવાન, સેનાપતિ વગેરે બાબુની, અરે ! હવે તો રાજા થયા એટલે રાજાની બાજુએ બેઠા હતા. નગરજનો છેટે બેઠેલા હતા. ત્યાં તો રાજાજી બેચાર શબ્દો સર્વને સંભળાવવા ઉભા થયા, પણ ઉભા થતાં પાસે જે ચમ્મરવાળો તેને ચમ્મર નાંખતો હતો તે ચમ્મરના થોડાક વાળ આંખ ઉપર પડવાથી બાબુ ચમકી ઉઠયો અને આંખ ખોલી ચારે પાસે જોયું તો ન મળે ચમ્મરવાળો કે ન મળે દરબાર. એ પણ કયાંય ઉડી ગયું. ' ઓ તારી ! આ ખરૂ સ્વપ્ન ! " બાબુ બોલી ઉઠયો.

" બાબુ ! ચાલ હવે ઉઠી દાતણપાણી કરી લે. " બાબુની માએ પથારી આગળ આવી કહ્યુ.

" હા ! બા ! જો આ હું ઉઠયો. " કહેતો બાબુ બાની સામે ખડખડાટ હસી પડયો.

ગોવિંદભાઇ જીવાભાઈ પટેલ

# ઠાકોરનું ભૂત

પાંચ પચીશ ઘરનું એક નાનકડું ગામ. તેના એક ઠાકોર સાહેબ. તેમનું નામ બાણરસિંહ.

ઠાકોરને પરણવાનો ઘણો શોખ. એટલે થોડા દિવસમાં તો રૂપ-રૂપનો ભંડાર એક છોકરીને પરણ્યો અને આનંદ કલ્લોલ કરવા લાગ્યો. પરંતુ તેમનો આનંદ–કલ્લોલ ઝાઝો વખત ટકી શક્યો નહિં. ઓચીંતાં ઠકરાણી સાહેબ મરણ પામ્યાં. ઠાકોરના શોકનો પાર રહ્યો નહિં. છેવટે તેમણે વિચાર કર્યો કે માણસ પાછળ જેમ સ્ત્રી સતી થાય છે તેમ હું મ્હારી ઠકરાણી પાછળ સતો થાઉં. દરબાર ભરી આ વિચાર તેમણે સર્વ લોકોને જણાવ્યો. લોકોએ આ વાત ન માની. અને તેમ કરતો અટકાવવા ઘણા કાલાવાલા કર્યા–પરંતુ આપણા ઠાકોર સાહેબે કાંઇ માન્યું નહિ.

* * *

આજે ઠાકોર સાહેબ સતો થવા નિકળવાના છે. સર્વ લોકો સ્મશાન તરફ જાય છે. સ્મશાનમાં માણસોનું ટોળું ભરાયલું છે.

થોડી વારમાં ઠાકોર સાહેબની સ્વારી સ્મશાન તરફ જવા નિકળી પડી. ઠાકોરે કસબી પીતાંબર પહેર્યું છે. આખે શરીરે કંકુ ચોપડયું છે. ગળામાં કરેણના ફુલની માળા લટકે છે.

સ્વારી સ્મશાનમાં આવી પહોંચી.

સિપાઇઓએ મોટી ચોરસ ચીતા ખડકી. એટલે ઠાકોર સાહેબ તે ચિતામાં ઠકરાણીનું શબ ખોળામાં લઇ બેઠા.

આજ્ઞા મળતાં જ ચિતા સળગાવવામાં આવી. ઢોલ તડીંગ....તડીંગ.... ધુમ....વાગવા માંડયાં. લાકડાં ઝટ ઝટ બળવા માંડયાં અને ઠાકોર સાહેબ દાઝવા માંડયા. ચીસે ચીસ પાડવા માંડયા. ઢોલોના અવાજથી ઠાકોરની ચીસો હવામાં જ મળી જતી. પુષ્કળ દાઝવાથી પાસે આવેલી એક ઝાડની બખોલમાં લાગ જોઇ ઠાકોર કુદી પડયા. કોઇનું લક્ષ તે તરફ દોરાયું જ નહિં....એટલું ઠાકોર સાહેબનું ભાગ્ય. થોડી વારમાં ચિતા બળી ભસ્મ થઇ ગઇ. સર્વ લોકો ઠાકોરની મુર્ખાઇ પર હસતાં હસતાં ચાલતાં થયાં.

* * *

હવે અહીં ઝાડની બખોલમાં ઠાકોર સાહેબ સંતાઇ રહે છે. ગોવાળો ઢોર ચરાવવા આવે અને ત્યાં વાળુ કરે ત્યારે કાંઇ કરચો બરચો પડેલો હોય તે ખાઇ ગુજરાન ચલાવે છે. સ્મશાનમાં કોઇ પીંડ મુકી જાય તે પણ સ્વાહા કરી જાય છે.

* * *

ગામમાં ઠાકોર ઠકરાણીનાં મરણ પછી, દાંડા પાણી થવા માંડયાં. આખા ગામના લોક જમવા માંડયાં. ઠાકોર સાહેબે આ વાત જાણી, ને બળવા માંડયા. ' હું તો હજી જીવતો છું અને આ લોકો

તે મારા સંઘરેલા પૈસાને પાણીને મુલે ખરચી નાખે છે. પણ કરવું શું....?'

* * *

આજે દા'ડા પાણીનો છેલ્લો દિવસ હતો. રઘુ હજામની સ્ત્રીને તેના પીયર મુકવા જવાનું હતું. રઘુ આખા ગામની હજામત કરતો, ખુદ ઠાકોર સાહેબની પણ....

રઘુએ વિચાર કર્યો કે દુધપાક માલપુડા લઇને જવું. આખા ગામનો હજામ હોવાથી ખુબ ખુબ માલપુડા દુધપાક જમી કરી રઘુભાઇ સવારમાં વહેલા જવાનો વિચાર કરી સુઇ ગયા.

સવાર થતાં હજામ રઘુએ તેની સ્ત્રીને જગાડી. બન્ને તૈયાર થઇ ગયાં. રસ્તામાં સ્મશાન ઓળંગવું પડે એટલે હજામ–અને તેની સ્ત્રી–બન્ને બહુ બીએ. પણ રઘુભાઇ તેની સ્ત્રીને આશ્વાસન આપે, અને ઉપરથી મોટી મોટી ડંફાસો મારે, પણ મનમાં બીક તો ઘણી જ લાગે.

રસ્તામાં પેલા બખોલવાળા ઝાડ આગળથી તેઓ જાય છે, એટલે ઠાકોરને લાગ્યું કે નક્કી હજામભાઇ માલપુડા દુધપાક લઇ જાય છે માટે આજે તે ઝુંટાવવું અને ખુબ ખુબ ખાવું.

ઠાકોર સાહેબ ઝટપટ નીકળ્યા, અને રઘીના ખભા પર મૂકેલા માલપુડા દુધપાક પર તરાપ મારી. દાઝવાથી ઠાકોર સાહેબનો ચહેરો તથા શરીર બિહામણું બની ગયું હતું એટલે રઘુ તો દુધપાક માલપુડા ફેંકી ભૂત જાણી ગામ તરફ મુઠીઓ વાળીને નાઠો. હજામડી મૂળ તો સ્ત્રી જાત, એટલે એ તરત જ હેબકીને મરી જ ગઇ. ઠાકોરે તો પોટલું બખોલમાં લાવી અચ્છી તરેહસે ઝાપટયું.

* * *

રઘુએ તો ગામમાં આવી, ભૂત.... ભૂત....ની બુમો પાડવા માંડી અને ગામમાં દોડવા માંડયો. લોકો સઘળા સ્મશાન તરફ ગયા. ઠાકોરે આઘેથી તેમને દેખ્યાં. ઠાકોરને તેમને બ્હીવડાવવાનું મન થયું. તેણે હુઉઉઉઉઉઉ કરતી બુમ પાડી. લોકો ભૂત જાણી ઉલી પૂછડીએ ગામ તરફ નાઠા.

ઠાકોર તેમની મૂર્ખાઈ પર હસતો હસતો બેસી રહ્યો.

* * *

હવે આ વાત જોડેના એક ઠાકોરને કાને ગઇ. એટલે તે પોતાના સિપાઇઓ સાથે સ્મશાનમાં ગયો.

બાબરે વિચાર કર્યો કે આ વખતે આવેલા રાજાને વિનવી રાજ્યગાદી મેળવી લેવી. અહિં આવી જીંદગી કહાડી શકાશે નહિં.

એવો વિચાર કરી તે સિપાઇઓ સામે દોડયો. તેના બિહામણા ચહેરાથી તેને ભૂત માની જીવ બચાવવા મુઠીઓ વાળીને નાઠા. ઠાકોરે પણ તેમની પાછળ દોડવા માંડયું.

છેવટે આપણા ઠાકોરે સિપાઇઓ તથા ઠાકોરને પકડી પાડયા, અને સર્વ હકીકત કહી. પહેલાં પેલા ઠાકોરે આ વાત માની નહીં, પણ પાછળથી તેણે તેની ગાદી મેળવી.

કોઇ સ્ત્રી પાછળ સતો થતો હશે ?

'ગજેન્દ્રપ્રસાદ ક. મહેતા



# આખરે સત્ય આગળ આવ્યું.

મી. સ્માર્ટ અને ગુડફેલો નામના બે મિત્રો હતા. એક દિવસે તેમણે કમાવા જવા વિચાર કર્યો. સ્માર્ટ લુચ્ચો, સ્વાર્થી અને વિશ્વાસઘાતી હતો. પણ ગુડફેલો સારા સ્વભાવનો અને વિશ્વાસુ હતો. તેઓ કમાવા માટે એક ગામમાં ગયા. તેઓએ એક ધર્મશાળામાં મુકામ કર્યો.

બીજે દિવસે સવારે જ્યારે તેઓ પથારીમાંથી ઉઠયા ત્યારે તેમણે સોનાના સિક્કાઓથી ભરેલી એક કોથળી જોઇ. તેથી તેઓ બહુ રાજી થયા. સ્માર્ટે કહ્યું, "આપણે આ પૈસાથી વેપાર કરીશું." પછી થોડા પૈસા રાખીને તેઓએ બાકીના બધા પૈસા ગામ બહાર એક ઝાડના પોલાણમાં સંતાડયા.

થોડા દિવસમાં મી. ગુડફેલોએ પોતાની પાસેના બધા પૈસા વાપરી નાખ્યા. પૈસા ખલાસ થવાથી તે પોતાના મિત્ર સ્માર્ટની પાસે ગયો અને કહ્યું, મારી પાસે પૈસા નથી માટે ચાલો આપણે ઝાડમાંના પોલાણમાંથી પૈસા લઈ આવીએ. સ્માર્ટ કબુલ થયો, તેઓ ઝાડ પાસે ગયા, પણ ત્યાં તેઓએ પૈસા જોયા નહિ, કારણ કે સ્માર્ટ પહેલેથી જ બધા પૈસા ઉડાવી ગયો હતો. જ્યારે ગુડફેલોએ પૈસા જોયા નહી, ત્યારે તેણે સ્માર્ટને કહ્યુ કે પૈસા ક્યાં ગયા! સ્માર્ટે કહ્યું કે તારી પાસે પૈસા ખલાસ થઈ જવાથી તું લઈ ગયો હઈશ. માટે તું જ ચોર છે. આમ કરતાં તકરાર વધી પડી.

બીજે દિવસે તેઓ ન્યાય માટે ન્યાયાધિશ પાસે ગયા. સ્માર્ટે પોતાની વાત ન્યાયાધિશને કહી સંભળાવી ત્યારે ન્યાયાધિશે કહ્યું કે, તમારા આક્ષેપનો પુરાવો આપો; સ્માર્ટે કહ્યું કે ઝાડ પુરાવો આપશે. પછી બીજે દિવસે ઝાડ પાસે જવાનું નક્કી થયું.

સ્માર્ટ પોતાના ભત્રીજાને ત્યાં ગયો, અને બધી વાત કહી સંભળાવી ત્યારે તેના ભત્રીજાએ ઝાડના પોલાણમા સંતાઈ ગુડફેલો ચોર છે એમ કહેવાનું કબુલ કર્યું. તે બીજે દિવસે ઠરાવ પ્રમાણે ઝાડના પોલાણમાં ભરાઈ ગયો.

ન્યાયાધિશ, સ્માર્ટ અને ગુડફેલો બીજે દિવસે સવારે ઝાડ પાસે આવ્યા. ન્યાયાધિશે ઝાડને પૂછયું, "કોણ ચોર છે? ત્યારે ઝાડમાંથી સ્માર્ટના ભત્રીજાએ કહ્યું, ગુડફેલો ચોર છે." ઝાડને બોલતાં સાંભળી ન્યાયાધિશને નવાઇ લાગી. આથી તેણે પોતાના સિપાઇઓને ઝાડ સળગાવવા હુકમ કર્યો. સિપાઇઓએ ઝાડ સળગાવ્યું. આથી ઝાડમાં સ્માર્ટનો ભત્રીજો ગુંગળાયો અને બૂમો મારી. આખરે સત્ય જણાઇ આવ્યું અને સ્માર્ટ ગુન્હેગાર થયો. તેથી તેને જેલમાં જવું પડયું.

કુમારી બનુબ્હેન હીરાલાલ શેઠ

---૪---

# ગુરૂ આમનાથજી

"બેટા, શહેરમાં જા, ભિક્ષા માંગી આવ."

"જી મહારાજ," શિષ્ય તૈયાર થવા લાગ્યો.

"અને જો, રાજભંડારમાંથી કેરીનું અથાણું લાવવાનું ન ભુલતો."

"જેવી ગુરૂની આજ્ઞા." ચેલાએ ગુરૂની આજ્ઞાને વધાવી લીધી અને ભિક્ષાપાત્ર લઇને તે શહેર તરફ નીકળી પડ્યો.

× × ×

"ભંડારીજી, એક યાચના છે, પુરી કરશો ?"

"ભલા માણસ, આ તો રાજાજીનો ભંડાર, અહીં કંઇ સદાવ્રત નથી !" ભંડારીએ પીડા પતાવવા માંડી.

પરંતુ શિષ્ય ગુરૂ–આજ્ઞાનો અમલ કર્યા વિના પાછો ફરે તેવો નહોતો. એણે ફરીથી પોતાની માગણી રજુ કરી. "ભંડારીજી, કેરીનું અથાણું હું મારા માટે નથી માગતો, પરંતુ મારા ગુરૂજીને માટે માગું છું."

ભલા માણસ તું પણ નકામી લમણાઝીંક કરે છે. જાણતો નથી કે આ પ્રદેશમાં આંબાનું નામનીશાન પણ નથી ? રાજકુટુંબ માટે કયાંય દુર દુરથી અથાણા માટે કેરી મંગાવવામાં આવે છે, એટલે રાજઆજ્ઞા સિવાય એમાંથી એક ચીર પણ કોઇને નજ આપી શકાય !"

"તો કૃપા કરી આપ રાજાની રજા મેળવો. મારા ગુરૂજીની આજ્ઞા પાળ્યા સિવાય હું અહિંથી પાછો શી રીતે ફરી શકું ?"

ભંડારી કંટાળ્યો. તેણે રાજાને વાત કરી.

"હશે, એમ કરતાં એના ગુરૂ એના ઉપર પ્રસન્ન થતા હોય તો આપો તેને થોડુંક અથાણું." રાજાએ પોતાની સંમતિ આપી.

ભિક્ષા લઇને શિષ્ય ગુરૂજી પાસે આવ્યો.

× × ×

એ ગુરૂ કંઇ જેવા તેવા સાધુ નહોતા. એ તો સિદ્ધ મહાત્મા હતા. નાથ સંપ્રદાયમાં એ મહાન પુરૂષ ગણાતા હતા. એમનું નામ "આમનાથજી" હતું.

તેઓ ભારે યોગી હતા. ગોદાવરી નદીના તટ ઉપર એ યોગાભ્યાસ કરતા હતા. દૈવી પ્રેરણાથી એમણે પોતાના પાંચ શિષ્યો સાથે શિરમૌલ સ્ટેટના નાહન નામના શહેરમાં આવીને અહીં જમાવ્યો હતો.

આમનાથને પાંચ શિષ્યો હતા—(૧) એતવરનાથજી (૨) ધીરજનાથજી (૩) ધરતીનાથજી (૪) જ્ઞાનનાથજી અને (૫) શાન્તીનાથજી. એ તમામને ગુરૂજીએ યોગ્ય વિદ્યાની ઉંચી તાલીમ આપી હતી.

સૌથી નાનો શિષ્ય શાન્તીનાથ ભિક્ષા લઇને આવ્યો. કેરીનું અથાણું જોઇને ગુરૂજી પ્રસન્ન થયા.

એક દિવસ બીજો દિવસ અને ત્રીજો દિવસ એજ પ્રમાણે પસાર થયો. શિષ્ય રોજ રાજભંડાર આગળ જાય અને કેરીના અથાણાની ભિક્ષા માગે, ચોથે દિવસે ભંડારી કંટાળ્યો. એણે રાજા પાસે ફરીયાદ કરી.

રાજાએ ચેલાને બોલાવ્યો અને કહ્યું "તમારા જેવા સાધુઓને પણ સંતોષ હોતો નથી. એક બે દિવસ તમારૂં માન રાખ્યું એટલે તમે તો આદુ ખાઈને પાછળ પડયા હો તેમ રોજ ને રોજ અથાણાની માગણી કર્યા કરો છો."

શાન્તીનાથ જાણે શાન્તીની મૂર્તિ હોય તેમ શાન્તીપૂર્વક બોલ્યા "રાજાજીનું કલ્યાણ થાવ. હું અથાણું મારા માટે માગતો નથી. મારા ગુરૂજી માટે માગું છું."

"એવા તે તમારા ગુરૂ કોણ છે કે જેને બીજું કંઇ નહિ અને ફક્ત અથાણાનોજ ચટકો લાગ્યો છે ?"

"મારા ગુરૂજીનું પવિત્ર નામ આમનાથજી છે." રાજા ખડખડાટ હસી પડયો. "આમનાથજી ! આંબાના નાથ ! હા હા હા હા ! આંબાના ધણી થઇને એમને આમ આંબા માટે ભિક્ષા માગવી પડે એ તો નવાઇની વાત ! તમારા ગુરૂજીને તો યોગસિદ્ધિ વરી છે તો પછી યોગબળથી પોતે આંબા કાં ઉગાડતા નથી? જાવ, અહિં અથાણું બથાણું કંઇ મળવાનું નથી !"

ગુરૂભક્ત શાન્તીનાથને આ મેણું તીરની માફક સાલ્યું. કાંઇ પણ બોલ્યા વગર તે ત્યાંથી ચાલી નીકળ્યો.

આશ્રમ ઉપર આવીને તેણે ગુરૂજીને સઘળી બીના જણાવી.

ગુરૂજી જબરા યોગી હતા. માન અપમાનને ઘોળીને પી જાય તેવા હતા. તેમણે ફક્ત પોતાનું મોં મલકાવ્યું.

પરંતુ રાજાનો ગર્વ ઉતારવાનો તેમણે નિશ્ચય કર્યો.

× × ×

જ્યારે બધા શિષ્યો સુઇ ગયા ત્યારે કમંડળમાં પાણી ભરીને પોતે આશ્રમની બહાર જંગલમાં ગયા અને પાણીનો છંટકાવ કર્યો.

ત્યાં તો જબરો ચમત્કાર થયો. જ્યાં જ્યાં પાણીનું એકેક ટીપું પડયું ત્યાં ત્યાં કેરીઓથી લચી પડતો એકેક આંબો ઉગ્યો. જ્યાં જુઓ ત્યાં બસ આંબા ને આંબા.

સવારે રાજા ફરવા નીકળ્યો. જુએ તો જ્યાં ઝાડનું એકે ઠુંઠું નહોતું ત્યાં આંબાઓની હારની હાર લાગેલી જોઇ, એ વિચારમાં પડયો, 'આ શો ચમત્કાર !'

વિચાર કરતાં એને ગઇ કાલનો પ્રસંગ નજરે ચડયો, આમનાથજીને પોતે મારેલું મેણું યાદ આવ્યું, અને આ એ મહાત્માની યોગસિદ્ધિનું જ પરીણામ હોવું જોઇએ એવી તેમને ખાત્રી થઇ.

મારતે ઘોડે એ આ આશ્રમમાં આવ્યો અને ઘોડા ઉપરથી ઠેકડો મારી ગુરૂજીના ચરણોમાં તેણે દંડવત્ પ્રણામ કર્યા.

"ક્ષમા કરો મહારાજ, મારી ભુલ થઇ." તેણે બંન્ને હાથે પ્રણામ કર્યા.

" કંઈ નહિ રાજા ! એમાં તારો દોષ નથી. આ પ્રદેશમાં આંબાનું નામનિશાન ન હોવાથી લોકોને એનો લાભ મળે એવો ઇશ્વરી સંકેત હશે."

" આ તો આપની અનન્ય પ્રસાદી છે, મહારાજ ! "

" એ તો પ્રભુની કૃપા છે. પરંતુ સાવધાન ! આ આંબાઓનો ઇજારો કદી ન આપતો. લોકો ભલે એનો ઉપયોગ કરે. "

" આપની આજ્ઞાનું બરાબર પાલન થશે, ગુરુજી ! " રાજાએ ફરીથી તેના ચરણોમાં મસ્તક નમાવ્યું.

× × ×

કહેવાય છે કે એ પ્રદેશમાં જ્યારે શમશેર પ્રકાશ નામનો રાજા થયો ત્યારે તેણે આ આંબાઓનો ઇજારો આપ્યો ત્યારથી આંબા ફળતા જ બંધ થઈ ગયા.

લોકો કહેવા લાગ્યા કે, " ગુરૂ આમનાથજીની આજ્ઞાની અવગણના કરવાનું જ આ ફળ ! "

એવા એ મહાત્મા આમનાથજી વચનસિદ્ધ હતા !*

કુ ભાનુમતિ તારાચંદ્ર અડાલજા

* હિન્દી ઉપરથી.

## ભડકેલો શેઠ

એક શેઠ હતો. તે લોકોને પૈસા વ્યાજે ધીરવાનો ધંધો કરતો હતો. કોઈને દાગીના ઉપર, તો કોઈને પગાર ઉપર. ખાતુ પાડીને પૈસા આપે. વ્યાજ પણ એવું જ ગણતો. કોઈનો દોકડો ને કોઈના બે દોકડા. પૈસાની ઉઘરાણી પણ તેવી જ. વાયદાને દિવસે દિવસમાં દશ ધક્કા ખાઈને પણ પોતાના માગતા પૈસા આણે ત્યારે જ તેનો છાલ મૂકે.

એક સિપાઈને તે વખતો વખત પૈસા ધીરતો, આ વખતે પણ એ સિપાઈ પેલા શેઠ પાસેથી થોડાક રૂપીઆ લઈ આવ્યો અને પગારનો વાયદો કર્યો. પગારની તારીખ આવી ને સિપાઈની ઉપર શેઠની ઉઘરાણી શરૂ થઈ. ઘર ખર્ચમાં પગાર વપરાઈ જવાથી શેઠને નાણાં તે આપી શક્યો નહિ શેઠે તો ખૂબ ધક્કા ખાવા માંડયા. સિપાઈ કંટાળ્યો. તેણે વિચાર કર્યો " આ શેઠ માટે કાંઈ તરકીબ રચવી જોઈએ, નહિ તો આપણી એ આબરૂ લેશે અને ફજેત કરશે. " એટલામાં શેઠ આવ્યા " ભાઈ, તમારો વાયદો થઈ ગયો છતાં તમે હજુ પૈસા આપતા નથી એ બરાબર નથી, માટે મારા પૈસા આપી દો નહિ તો હું દાવો કરીશ. " શેઠ બોલ્યા.

" શેઠ સાહેબ કાલે સવારે આઠ વાગે આવજો, હું તમારા પૈસા અને વ્યાજ આપી દઈશ " સિપાઈ બોલ્યો. શેઠ ખુશ થતો ઘેર ગયો.

બીજે દિવસ થયો. સવારના પહો-

રમાં સિપાઇ વહેલો ઉઠી એક સારા બેન્ડ વાળાને બોલાવી લાવ્યો અને કહ્યું કે "હુ સીસોટી વગાડું કે તમારે બેન્ડ વગાડવું શરૂ કરવું."

બરાબર આઠના ટકોરે પેલા શેઠ આવ્યા સિપાઇ વહેલો વહેલો સામો ગયો. ખુબ માનથી શેઠને કહેવા લાગ્યો "શેઠ સાહેબ પધારો. તમે બરાબર ટાઇમે જ આવ્યા છો" એમ કહી શેઠને પોતાના ઘરમાં લઇ જઇ સારા બીછાના ઉપર બેસાડયા. શેઠ મનમાં ખુશી થયા અને મનમાં આનંદ લાવવા લાગ્યા, મીઠી મીઠી વાતો કરવા લાગ્યા.

થોડીવારે સિપાઇએ પોતાના મકાનના બારણા આગળ જઇ સીસોટી વગાડી. ખરરર ખટ ખરરર ખટ કરતું બેન્ડ શરૂ થઈ ગયું. સિપાઇ એક સારો છરો લઇ શેઠ પાસે ગયો ને બોલ્યો "કયું એ બનીયા, ખાતા માંડી વાલતા હૈ યા નહિ. જો નહિ માંડી વાલેગા તો યે છરેસે અભી માર ડાલુગા." શેઠ ગભરાયા ને ગભરાતાં ગભરાતાં બોલ્યા "જમાદાર સા'બ ખાતું તો લાવ્યો નથી એટલે કેવી રીતે માંડી વાળું."

"શેઠ! ખાતુ ન લાવ્યા હોય તો પાવતી દે દો." સિપાઇએ ભાગી તુટી હિન્દી ભાષામાં કહ્યું.

હવે શેઠ ખુબ મુંઝાયો. બૂમો પાડવા લાગ્યો પણ બેન્ડના અવાજમાં એમની બૂમો કોણ સાંભળે ?

આખરે પાવતી લખી આપી શેઠ વીલે મોઢે પોતાને ઘેર ગયો. આખો દિવસ શેઠ ઉદાસ રહ્યો. ના પેટ ભરીને ખાધું કે ના હસ્યા. આમને આમ બીજો દિવસ થયો.

"બાપા! બાપા! પણે બેન્ડ વાજું વાગે છે, ને મોટો વરઘોડો છે. હું ત્યાં જોવા જાઉં." શેઠનો એક નાનો દિકરો બોલ્યો.

"અરે ભાઇ ! જ્યાં બેન્ડ વાગે ત્યાં તો ખાતાં માંડી વાળવાં પડે છે, માટે આપણે વાણીઆના દિકરાથી ત્યાં જવાય નહિ" ગઇ કાલના બનાવથી ભડકેલો શેઠ બોલ્યો, ને છોકરાને વાજાં જોવા જવાની ઘણી ઉમેદ હતી પણ શેઠે તેને જવા દિધો નહિ.

વિષ્ણુપ્રસાદ પ્રહ્લાદજી પંડયા

# કઠિઆરો

એક હતો કઠિઆરો. બહુ મહેનતુ. સવારમાં વહેલો ઉઠીને લાકડાં કાપવા જાય અને તે વેચી પોતાનું ગુજરાન ચલાવે. રોજના નિયમ કરતાં એક દહાડો કઠિઆરો ઘણો જ વહેલો ઉઠયો. તેથી તેને વિચાર આવ્યો કે વહેલો જઈ ખૂબ લાકડાં કાપીશ તો આજે વધારે પૈસા મળશે. અને પછી તો એ કુહાડી લઈ ઉપડયો લાકડાં કાપવા; પણ ઉતાવળમાં તે લાકડાં બાધવાની દોરી લેતાં ભૂલી ગયો.

જંગલમાં જઈ કઠિઆરે ઘણાં લાકડાં કાપ્યાં, અને પછી ઘર ભણી જવાની તૈયારી કરવા લાગ્યો. બધાં લાકડા ભેગાં કર્યાં પણ બાંધવાની દોરી ન મળે. તેથી ઘણો નિરાશ થઇ ગયો, પણ તરત જ તેણે એક લાંબી વડવાઇ કાપી અને તેના વડે ભારો બાંધ્યો અને ઘર તરફ પ્રયાણ કર્યું.

ગામની ભાગોળે એક નદી હતી. કઠિઆરો રોજ ત્યાં ભારો નીચે મૂકી આરામ લેતો, પાણી પીતો, અને પછી આગળ ચાલતો. આજે પણ તેમ કર્યું, પણ જ્યારે તે નદી ઓળંગતો હતો, ત્યારે અચાનક પેલી વડવાઇ તૂટી ગઇ અને બધાં લાકડાં પાણીમાં પડી તણાવા લાગ્યાં. પણ એક જ લાકડું તેના માથા પર રહી ગયું. પેલી વડવાઇથી હવે લાકડાં બંધાય એમ ન હતું એટલે કઠિઆરે બધાં લાકડાં તણાવા દીધાં. ઘરે જઇ કઠિઆરે તે લાકડું ચીર્યું તો તેની અજાયબી વચ્ચે તેમાથી એક મુલ્યવાન હાર નીકળ્યો. કઠિઆરો આ જોઇ રાજી રાજી થઇ ગયો. તેણે તે હાર પોતાની ભાંગી તૂટી પેટીમાં રાખી દીધો.

એક દિવસ તેને ખબર પડી કે બાજુના ગામના રાજાનો આવો હાર ખોવાય છે. તેથી તેણે તે હાર ન રાખતા રાજાને પાછો આપી આવવા ચાલી નીકળ્યો. દરબારમાં જઇ તેણે રાજાને નમસ્કાર કરી હાર આપ્યો. રાજાને પોતાનો ખોવાયલો હાર પાછો મળતાં ખુબ આનંદ થયો, અને કઠિઆરાને હાર કેમ મળ્યો તે બધી વાત પૂછી જોઇ. કઠિયારે બધી વાત વિસ્તારથી કહી સંભળાવી. કઠિઆરાની વાત સાંભળી કઠિઆરાને ગરીબ જાણી રાજાએ તેને ખુબ ધન ઇનામમાં આપ્યું.

આ બધી વાતની ખબર ચાર લુટારાને પડી. તેમણે કઠિઆનેલૂંટવાનો વિચાર કર્યો, અને કઠિઆરાના માર્ગમાં એક ઠેકાણે સંતાઇ ગયા. કઠિયારો જ્યારે આવતો હતો ત્યારે તેણે લુંટારા જોયા, અને તેથી તેને લુંટાઇ જવાનો ડર લાગ્યો. આથી તેણે એક યુક્તિ રચી. વડના થોડા પાંદડાં ભેગાં કરી તેનો એક પડિઓ બનાવ્યો અને તેને થોરના દૂધથી છલાછલ ભર્યો, અને પછી આગળ ચાલ્યો. થોડે દૂર ગયો એટલામાં લુંટારા એના ઉપર કૂદી પડયા. એક લુંટારે કઠિઆરાના હાથમાં પડીઓ જોઇ પૂછયું "આ શું છે ?"

"સીંહણનું દૂધ છે." કઠિઆરે જવાબ આપ્યો.

"ક્યાંથી લાવ્યો ?" લૂંટારે પૂછ્યું.

"રાજાજીએ ઇનામમાં આપ્યું." કઠિઆરે જવાબ આપ્યો.

"જા, જા, રાજા કંઇ ભીખારી છે તે તને પડીઆમાં આપે." લુંટારો બોલ્યો.

"એક ચોર મને રસ્તામાં મળ્યો તેણે સોનાનો વાડકો લઇ લીધો." કઠિઆરો બોલ્યો.

"ઠીક પણ આ દૂધ શું કામ આવે?" લૂંટારે પૂછ્યું.

"બળ આવે બળ. થોડું પીધાથી સીંહ જેવા બળવાન થવાય છે." કઠિઆરે યુક્તિ અજમાવી

આ સાંભળી લૂંટારે દૂધનો પડીઓ લઇ લીધો અને ચારે જણાએ થોડું થોડું દૂધ વહેંચી પી લીધું. થોડીવાર કઠિઆરો ઉભો રહ્યો અને પછી જોયું તો ચારે જણા દૂધનું ઝેર ચડવાથી મરી ગયા હતા.

કેવો યુક્તિબાજ કઠિઆરો.

ભાનુશંકર પુરૂષોત્તમ પંડયા



# બે બહેનો

દૂર દૂર એક ગામ હતું. ગામને પાદરે એક ફાટલું-તુટલું ઝુંપડું હતું. તેમાં ફક્ત એક યુવકયુવતીનું જોડું રહેતું હતું. તેઓની સ્થિતિ કફોડી હતી. તે નિરાધાર કુટુંબ હતું. ગૃહકામમાં કંકાસ થતો હતો. તેમનું નામ કાશી ને વિશ્વનાથ. વિશ્વનાથ કામે જતો. થાકીને તે આવતો ઘરમાં બરાબર કામ નહિ થએલું જોઇ તેઓ બંને વચ્ચે વાદવિવાદ થતો ને કંકાસ થતો. વિશ્વનાથ કહેતો, "હું સંન્યાસી થઇ જઇશ." આ શબ્દથી કાશી ઘણી-જ અજાણી હતી તેને એક સખી હતી. તેનું નામ ગંગા. ગંગા ભલી હતી. તેના સ્વામીનું નામ મહાદેવ. કાશી તેને સંન્યાસી વીષે પૂછતી ત્યારે ગંગા કહેતી કે, "હું સ્વામીનાથને પૂછી જોઇશ." મહાદેવે દેખાડયું. કપડું લીધું. તેને રંગથી રંગ્યું ને શરીરે વીંટાળી સંન્યાસી થઇ ચાલ્યો ગયો તે ચાલ્યોજ ગયો.

ગંગા બિચારી એકલી થઇ ગઇ, ને તેને બિચારીને ઘણું જ દુઃખ થયું. ત્યારે આ બાજુ વિશ્વનાથ બોલતોજ રહ્યો.

"બોલ્યાથી કંઇ થતું નથી, કર્યાથી વસ્તુ પાર પડે છે."

ભારતી કોઠારી

---

# અમૂલ્ય પાઠ

'ઘણુણુણુ ઘણુણુણુ' નાદ કરતી બળદ ગાડીઓ ગામ તરફ આવતી હતી. દિવસનો થાક ઉતારતા સૂરજ દાદા સરિતામાં સ્નાન કરવા ઉતરતા'તા. ફડફડફડ પાંખો ફફડાવતાં પક્ષીઓ પોતાના વ્હાલ સોયાં બચ્ચાંને મળવા અધીરાં બન્યા'તા. ગામના છોકરાઓ બહાર મેદાનમાં ગિલ્લી-દંડા ખેલતા'તા. રૂની પુણી જેવી સફેદ દાઢીવાળા રામુ કાકા પોતાનું મટકું લઇ નદીએ પાણી ભરવા જતા હતા. એમની ઉંમર જેમ વધતી હતી તેમ પેટ ઉંડું જતું હતું અને નાનું બનતું હતું. તેથી રામુ કાકાને મટકું પાણી તો બહુ જ થઇ રહેતું. જીભ ના તો પાડતી જ, છતા એમનો ગાવાનો શોખ બહુ ભારે; જેથી એ આખો યે દિવસ કંઇ ને કંઈ ગાયા જ કરતા. 'શૈદા તારો ખૂબ છે દાડો રે' ત્યાંથી માંડીને મને 'મૈંને તુજકો પ્રેમ શિખાયા' સુધીના મોઢે હતાં. પણ આ બધાં તો છોકરાઓ સાથે ગમત કરતા, ત્યારે જ એ ગાતા. જ્યારે એકલા પડે, ત્યારે તો એ

'હમને ચાકર રાખોજી, કે,
અમને ચાકર રાખોજી;
શ્યામળા ગિરિધારીલાલ ચાકર રાખોજી.'

ની જ ધુન મચાવતા.

રામુ કાકાની આ ધુન ચાલતી હતી ત્યાં તો 'સરરર્' કરતી ગિલ્લી એમના મટકા ઉપર પડી. મટકું ગયું ફૂટી. એટલામાં તો ડડબડ દડબડ દોડતા દલસુખભાઇ ગિલ્લી શોધતા આવ્યા. દલસુખભાઇ જુવે, તો તો રામુકાકાના હાથમાં મટકાનું ગળું જ રહેલું. ગિલ્લી પડી'તી તો રામુકાકાના પગ પાસે જ. પણ દલસુખભાઇની લેવાની હિંમત ચાલે ત્યારે ના! એ ભાઇ તો છેટા રહી ગિલ્લી તરફ આંખો પટપટાવે, પણ એ કાંઇ ચિલ્લી થોડી હતી, કે દલસુખભાઇ પાસે ઉડીને આવે!

રામુકાકાએ દલસુખભાઇને જોઇ લીધા. કાકા તરત જ સમજી ગયા, કે દલાભાઇ ગુંચવાયા છે. રામુકાકા તો કાકા જ હતા. એમણે ગિલ્લી લઇ તરત જ દલાભાઇને આપી દીધી અને કહ્યુ 'જાવ બેટા રમો, મજા, કરો.'

દલાભાઇ હતા તો શૈતાન અને પક્કા. પણ રામુકાકાની દાઢીએ અને 'જાવ બેટા રમો, મજા કરો' એ શબ્દોએ એમને પલાળી નાખ્યા. એટલે દલાભાઇથી ત્યાંથી શેનું ખસાય? એમની પકડાઈ તો કંઇ જુદા જ રૂપમાં ફેરવાઇ ગઇ. તેમણે ધીમેથી 'કાકા'ને પૂછ્યું, 'કાકા હવે પાણી શેમાં પીશો?' કાકાએ કહ્યુ, 'હજાર હાથવાળો બાપ પીવડાવશે તેમાં. તારે શી ફિકર? તું ત્યારે રમ અને મજા કર, બાપુ.'

કાકાના છેલ્લા શબ્દોએ તો દલાભાઇના હૃદયને હચમચાવી નાખ્યું. કાકાને જાણે એ સંપૂર્ણ વશ થઇ ગયો હોય એમ એમને લાગ્યું. એમણે તો કાકા સામે એકીટશે કયાં સુધી જોયા જ કર્યું

'આટઆટલી ગરીબાઇમાં આટલી ધીરજ, ક્ષમા અને બાળપ્રેમ જોઇ દલુભાઇ ચકિત થઇ ગયા. અત્યાર સુધી એમને તો એવો ખ્યાલ હતો, ' કે રામુકાકા તો બિચારા ઘણા જ ગરીબ છે અને હું કેવો પૈસાદાર અને ભણેલો ગણેલો છું ? ' દલુભાઇએ કાકાને કહ્યું 'કાકા આ મને 'બાપાજી' એ એક આનો ખાવાનું ખાવા આપ્યો છે, તે લો અને બીજું મટકું લાવજો. ' કાકા હસ્યા અને બોલ્યા, ' લે બાપુ, આ મારી પાસે એક આનો ઘણા વખતથી પડી રહ્યો છે. ' તારો આનો અને મારો આનો ભેગા કરી બે આનાનું કંઇ ખાવાનું લાવી બધાં છોકરાં ખાઇ જાઓ. જેથી મને મટકું મળી જશે. '

કાકાની આ ઉદારતા દલુભાઇને અસીમ લાગી. એમનું અભિમાન ઉતરી ગયું. એમને તો વાંકા વળી ગયેલા રામુકાકા ગરીબ છતાં ઘણા જ ઉદાર અને સાવ અભણ છતાં ભણેલા લાગ્યા.

દલુભાઇએ કાકાને ખુશ કરવા બે આના લીધા અને ગિલ્લી હાથમાં રાખી ઘર તરફ વળ્યા. રસ્તામાં એમને તો કાકાજ યાદ આવે. દલુભાઇએ કાકા પાસેથી 'ધીરજ, ક્ષમા અને ઉદારતા'નો પાઠ શીખી લીધો. આવો પાઠ તો એમને નિશાળના માસ્તરો, કે પોથાં થોથાંમાંથી યે મળ્યો નો'તો.

છેવટે આનાની દક્ષિણા સાથે મળેલો આ પાઠ એમને તો અમૂલ્ય થઇ પડયો. એ પાઠે તો એમને તદ્દન ફેરવી નાખ્યા અને મોટા ચારિત્ર્યવાન સજ્જન બનાવી દીધા. બધે દલુભાઇ મટી એ તો દલસુખરામ ભાઇ કહેવાવા લાગ્યા અને એમની તો વાહ વાહ થઇ રહી; પણ દલસુખરામભાઇ થયા તો પણ પેલા રામુકાકાને ભૂલાય કે ?

મહેતા નર્મદાશંકર આદિત્યરામ

# કુંભનો માનવ મેળો

ત્રિવેણીસંગમના પ્રકૃતિ-પ્રદેશમાં પ્રસરેલું અલ્હાબાદ માનવોનું એક તીર્થ સ્થળ છે. ગંગાયમુનાના એ ફળદ્રુપ પ્રદેશમાં સારી ખેતીને લીધે એ શહેરની વસ્તી ઘણીખરી વણિક, પટેલ, ખેડુત અને કણબીની છે. એ સ્થળે તે પ્રદેશના રહેવા સીઓ હિંદભરના પોતાના બંધુઓને કુંભ-ઉત્સવ અને અર્ધ કુંભ-ઉત્સવના મહામેળામાં પ્રતિ બાર વર્ષે આમંત્રે છે

શ્રાવણનો મહિનો હતો. બાર બાર વર્ષથી રાહ જોઇને બેઠેલા ઉત્સુક માનવીઓ એ કુંભ-ઉત્સવના મહામેળામાં હાજરી આપવા દેશદેશાવરથી આવતા હતા.

એ મેળા માટેની તૈયારીઓ ઘણા વખતથી થતી હતી. પ્રદેશનો વણિકવર્ગ મેળામાં સારૂં હટાણું થશે એ આશાએ ગાડું ભરી મેળાની છાપરીઓમાં માલ ઠલવતા. પ્રદેશનો મજૂરવર્ગ પણ આવા પવિત્ર પ્રસંગે પોતાની તમામ મજૂરીને તિલાંજલિ આપી, એ મેળામા મોજ માણવાને સહકુટુંબ આવ્યે જતો હતો. સટોડિયા, જુગારીઓએ પણ જુદી જુદી જગ્યાએ પોતાની છાપરીઓ નાંખી દીધી હતી, અને લક્ષ્મીના ભૂખ્યા માનવીઓને આમંત્રી તેમને ખુવાર કરતા હતા. કંદોઇ-ઓએ પણ પોતાની છાપરીઓ નાખી દીધી હતી, અને કોપરેલ તેલની મિઠાઓથી આખા મેળામાં તેની સુગંધી ફેલાવી દીધી હતી. મેળાના યાત્રાળુઓ તો જાણતા કે એ તેલની જ મિઠાઈ છે, છતાં પણ તે ખાવાને તેઓ લલચાતા.

વહેમી માણસો કંઇ કંઇ બાધા અને રાખડીઓ લઇને આવતા, અને પોતાની સ્વાર્થી વાંછનાઓની કંઇક કૃત્રિમ ક્રિયાઓથી એ પવિત્ર, સુંદર ને સરળતાભર્યા વાતાવરણને મલિન કરતા હતા.

કેટલાક બ્રાહ્મણો અને પંડયાઓ શીતળામાતાની સ્થાપના કરીને ઠેકઠેકાણે બેસી ગયા હતા ને અંધશ્રદ્ધાળુ, ભોળી સ્ત્રીઓને પ્રપંચથી છેતરતા હતા.

થોડેક આગળ ચાલતાં નાનાં બાળકોને લોભાવતી, કેટલીક વિદેશી રમકડાંની દુકાનોની હાર હતી. અજ્ઞાન બાળકો એ વિદેશી રમકડાં લઇને પણ ખુશી થતા દેખાતા હતા.

બાજુ પરના ઉઘાડા ચોગાનમાં કંઇક ગુજરી જેવું લાગતું હતું. એ ગુજરીમાં એ પ્રદેશના કારીગરોના હાથની કારીગરીના નમૂના તથા એ પ્રદેશના વેચાઉ ઢોરનું એક નાનું પ્રદર્શન હતું.

એ માનવમેદનીને છેડે બે કંઇક નવાં જ દશ્યો જોવામાં આવતાં હતાં. તેમાંનું એક મલ્લ, મદારીઓ અને જાદુગરોએ આકર્ષીને જમાવેલું માનવીઓનું મોટું ટોળું હતું. હિંદભરના ભિક્ષુકો અને પારકે પૈસે તાગડધિન્ના કરતા તપસ્વીઓ, અને લાંબા લાબા ચીપીઆઓ લઇને શંકર જેવી મોટી જટાધારી બાવાઓની જમાતનું મોટું પ્રદર્શન હતું. જનસેવાના ભાવિકો તેમને પણ પાઇ પૈસો આપતા હતા.

આની સાથે જ સંસારી વાતાવરણથી નિર્લેપ એવી કેટલીક પર્ણકુટિરો પણ હતું. તેમાં યોગ્ય તપસ્વીઓ કલ્પવાસીઓ હતાં એ કુંભના પવિત્ર સ્મરણાર્થે કોઇ કોઇ તો વર્ષોથી ફળાહાર કરી રહ્યાં હતાં. પણ આ દશ્ય વિલાસી માનવમેદનીને આકર્ષતું ન હતું.

આટલી બધી માનવમેદનીમાં એક જગ્યાએ પુષ્કળ ઠઠ જામી હતી; ત્યાં, દારૂનું પીઠું હતું. આ મેળાનો દરેક ઉપાસક છેલ્લી એ અંજલિ લીધા સિવાય પવિત્ર ગણાતું નહિ. આપણા હિંદવાસીઓનો આ માનવમેળો, જાત્રામેળો, ટુંકમાં કહીએ તો આવા મેળાઓ એટલે આપણી નૈતિક, આર્થિક, ધાર્મિક અને માનસિક અવદશાનું જ સ્પષ્ટ પ્રદર્શન; જીવનની અધમતાનું નર્યું જીવંત ચિત્ર !

વિ........ઘુ.........ત

રસ્તોગી

# માનવી શું ન કરી શકે?

પામર કહેવાતો માનવી શું નથી કરી શક્યો ? પગ ઘસડતો એ માનવી આજે ગગનવિહારી થયો છે. જળપ્રલયથી નાસતો એ માનવી આજ પાંચ પાંચ યોજન ઊંડા મહાસાગરને તળીએથી મોતી લેવાને ઝંપલાવે છે. અશક્ય એવા કાર્યને શક્ય કરવાને એ માનવી હિમાલયના શિખરો ઉપર પણ પહોંચી ગયો. સળગતા જ્વાળામુખીનો અનુભવ મેળવવા તેના ભૂગર્ભમાં તે જઇ આવ્યો. કુદરતના કોપ, વાવાઝોડું અને ધરતીકંપ એનો પણ સામનો કરવા તે તૈયાર થયો.

એજ માનવી આજે મૃત્યુથી પણ ડરતો નથી. ભયંકર અને ભીષણ એવા યુદ્ધોમાં ઉઘાડી છાતીએ નીડરતાથી ઝઝુમ્યો છે. કુદરતની અલક્ષ્ય શક્તિ વાયુ, વિદ્યુત, જળપ્રવાહ, કિરણ અને પ્રકાશ શાસ્ત્રોક્ત દૈવોને પોતાના બુદ્ધિબળથી તેણે પોતાના કાર્યો કરતા પોતાને આધીન કર્યાં છે.

ધીરે ધીરે એ ઉત્સુક અને ઉદ્યમી માનવી આજે ચંદ્રલોક જવા તૈયારી કરી રહ્યો છે. આપણે મહાભારતમાં વાંચ્યું છે કે ત્રિકાળ જ્ઞાનીઓ એક જગ્યાએ બેઠા બેઠા દેશ દેશની વાતો જાણતા. એ વાંચી આપણે હસતા અને એ વાતને અસત્ય માનતા. પણ આજે અમેરિકામાં જ બેસીને એ માનવી દુનિયાના જુદા જુદા દેશોમાં શું થાય છે તે સાંભળે છે, જુએ છે અને બતાવે છે.

પણ હા ! એ માનવી આખરે પામર તે પામર. આટલું આટલું એ કરી

શક્યો તોય એના માનવી હાથ પાછા પહોંચી નથી શક્યા. કંઇક બાકી તો છે જ. ન એ થંભાવી શક્યો એ ભયંકર મૃત્યુને, ન એ ઓળખી શક્યો એ મૃત માનવીને અને ખરી પામરતા તો ત્યાં સમાએલી છે કે ન એ નિહાળી શક્યો આ જગતનિયંતાને.

સૂર્ય પ્રભાતે ઉગે છે, સંધ્યાએ આથમે છે. ચંદ્ર રાત્રે પ્રકાશે છે. નાના મોટા થાય છે. મોટા થઈ લય પામે છે. એ ક્રમ નિયમિત ચાલુ જ છે. જરૂર એ ક્રમને નિયમિત મૂકનાર કોઇ સર્જનહાર હોવો જ જોઈએ. પછી તે ભલે હો કુદરત, પ્રભુ કે માનવી. પણ એ પામર માનવીએ તેને મૂર્તિમંત ન નિહાળ્યો. એટલું તે ન કરી શક્યો તે ન જ કરી શક્યો.

એવા ય માનવી હતા કે પોતાની ટેકને માટે સૂર્યની ગતિને પણ થંભાવી રાખતા. હેમાચાર્ય અને ભીષ્મ પિતામહનો ઇતિહાસ નથી ભૂલી ગયો. કાલે શું થશે એ આપણે નથી જાણતા. તો ય હેમાચાર્ય સૂરિએ કુમારપાળને પાટણપતિ થવાને પળેપળનો સમય કહ્યો હતો અને દુનિયાએ એ તદ્દન સત્ય નિહાળ્યું. પોતાના સંગીત માધુર્યથી એવાય માનવી હતા કે જે વર્ષા લાવી શકતા, વર્ષાને અટકાવી શકતા અને દીપાવલી પ્રગટાવી શકતા. મહર્ષિ અગસ્ત્યે સાગરનું અથાગ જળ પણ પોતાના ઉદરમાં શમાવ્યું હતું. સર્વને ભસ્મીભૂત કરતો અગ્નિ પણ કેટલાય માનવી અપનાવી ગયા. એવા ય માનવી હતા કે સ્વર્ગમાંથી દેવોને પણ નીચે ઉતાર્યા હતા, જાદુગરો પણ છે કે જે માનવીને પશુ અને પશુને માનવીમાં ફેરવી શકે છે.

પ્રમોદ કોઠારી

# ઉજાણી

કનુ અને કાન્તા એ ભાઈબ્હેન હતાં. એક દિવસ રસોડા પાસે તેમણે એક ઈંટોનું નાનું ઘર બાંધ્યું. કનુએ તેમાં બારીઓ ને જાળીઓ મૂકી. કાન્તાએ તેમાં પડદા બાંધ્યા. પછી બન્નેએ એક પતરાની પેટીમાં ધુળ ભરી બગીચો બનાવ્યો.

"કેવો સુંદર બાગ છે ?" કાન્તાએ કહ્યું: "આપણે તેમાં ઉજાણી કરીશું."

એટલામાં રસોયણે આવીને કહ્યું કે, "આપણે આવતી કાલે દરીઆ કિનારે રહેવા જવાનાં છીએ."

"કેવું સરસ !" કનુએ કહ્યું: "મારે મારી હોડીને નવો સઢ ચઢાવવો જોઇએ."

"પણ ચાલો, આપણે ઘરઘર રમવાનું પુરૂં કરીએ." કાન્તાએ કહ્યું.

"ના." કનુએ કહ્યું: "મારે મારી હોડી શોધવી છે."

"તો હું એકલી રમીશ." કાન્તાએ કહ્યું.

અને તેણે ટેબલ પર ચાહપાણીની ચીજો ગોઠવી. બા પાસેથી માગી લાવી ચોકલેટ ને બીસકુટ મૂક્યાં. થોડા ગુલાબ ને કરેણના સુંદર ફૂલ શોધી લાવી તેના પર ગોઠવ્યાં ને તેમાં નાની નાની મીણબત્તીઓ સળગાવી અને પછી આખુંયે ઘર સુંદર લાગવા માંડયું.

પણ જેવી તે ટેબલની આજુબાજુ ઢીંગલીઓ ગોઠવવા જતી હતી તેવામાં તેનાં દાદીમા આવ્યાં. તેના હાથમાં એક સુંદર નવી કુહાડી મૂકી. ને તે કુહાડી લઈ ઘરમાં દોડી.

આ બધું તે ભૂલી ગઇ.

પણ જ્યારે કાન્તા ઘસઘસાટ ઉંઘતી હતી ત્યારે એક નાનો ઉંદર રસોડામાં ઘુસી ગયો.

"હું ઘણોજ ભૂખ્યો છું." તેણે કહ્યું.

તેવામાં તેણે આ ઈંટોવાળું ઘર જોયું. તેમાં ડોકીયું કર્યું તો આખીયે ઉજાણી.

ને તે એકદમ બહાર આવ્યો. પોતાના સગાબ્હાલાઓને બોલાવી ફરીથી તે ઘરમાં ગયો. ને બધાએ ભેગા મળી, ટેબલ ખુરશી પર ગોઠવાઇ, આખીયે ઉજાણી ઉડાવી.

સવારે કાન્તાએ આવીને તે ઘરમાં જોયું તો તેમાં કંઇજ ન્હોતું.

"મને ખાત્રી છે કે કોઇક મારા ઘરમાં રહે છે." તેણે કહ્યું. પણ તેમાં કોણ રહે છે તે તે કદી પણ શોધી શકી નહિ.

જયંતિલાલ શાહ

ઇનામો અપાય છે. એ બે વચ્ચે ક્યાં મેળ ખાય છે! ઇનામમાં જાપાની વસ્તુઓ અપાઇ તેની પણ એ ભાઈ ટીકા કરતા હતા. પણ ગાંધીવાદીઓને તો ટીકાજ કરવી છે ને! આદર્શ અને વ્યવહાર વચ્ચે ફેર છે એ ક્યાં તેમને જોવું છે? અને બાળકોને વળી દેશી શું ને પરદેશી શું? એ તો અખિલ વિશ્વનું બંધુત્વ માગનારી આવતી કાલની પેઢી રહી.

સમ્મેલનમાં હાજરી આપનાર કાકા સાહેબ અને ગિજુભાઇ તો બધાને પરિચિત છે. પણ શ્રીમતી પાર્વતી દેવી ગિદવાણીને સમ્મેલનમાં ફરતાં જોવા અને બોલતાં સાંભળવા એ એક લ્હાવો હતો. એ બહેનમાં પ્રતિભા છે, કાર્યકુશળતા છે, એમના દેખાવમાં જ ન સમજાય એવું કાંઇક છે કે જેથી એ જ્યારે પાસે થઇને પસાર થતાં હોય ત્યારે તેમને માર્ગ આપવા ખસી જવાની ઇચ્છા થાય. સિંધમાં બાલકન જી બારીની પ્રવૃત્તિની સફળતાનો યશ એમને ફાળે વધું જાય છે.

આવતા અધિવેશન માટે દીલ્હીએ આમંત્રણ આપ્યું. દીલ્હી તો ભારતવર્ષની ડહેલી છે, હિન્દ સામ્રાજ્યનું પાયતખ્ત છે એટલે ત્યાં જે સમ્મેલન થશે એ તો જરૂર સાચા અર્થમાં અખિલ હિન્દ બાળ સમ્મેલન થશે એમ માનવામાં ખોટું નથી. અને છેલ્લા દિવસે ઉપસંહારના ભાષણમાં કાકાસાહેબે મુંબઇના સમ્મેલનના યોજકોને તેમના અનુભવો નિબંધના રૂપમાં લખી દીલ્હીના કાર્યકરોને મોકલી આપવાની સૂચના કરી. તે મુજબ જો અમલ થશે તો આવતું અધિવેશન ઘણું વધારે સફળ થશે—અને એમ તો અધિવેશન પણ ક્યાં સફળ નથી થયું? હું તો ફરી ફરીને કહું છું—મુંબઈનું બાલ સમ્મેલન સફળ થયુ છે

અજામિલ

## છેલ્લું પાનું

મિત્રો,

આ રહેલો બાળક અંક. વાંચ્યો?

આ અંક તૈયાર કરવામાં જે લેખક ભાઈ-બહેનોએ અને ચિત્રકારોએ મને મદદ કરી છે તેમનો હું આભારી છું.

ગુજરાતને આંગણે હમણાં જ મહારાભાનું એકાવનમું અધિવેશન ભરાઇ ગયું. તમારામાંથી ઘણાંએ એમાં હાજરી આપી હશે. તો બહુ જ ટૂંકમાં તમારાં સ્મરણો લખી મોકલશો?

તમને ગમતા વિષયો વિષે લખી શકો તો જરૂર લખીને મને મોકલશો. આ વર્ષે મારે ભાગે બાળકોના જ લેખો દર માસે આપવાની મારી ઇચ્છા છે. લખશો?

ન્યુ ઇરા સ્કૂલ,
હ્યુજ રોડ,
મુંબઈ ૭.

સોમભાઈ પટેલ

# સ્ત્રીઓ માટે પોંડના ક્રીમોની નવી બનાવટ

# સ્કીન–વીટામીન

…ડના ક્રીમો પહેલાના કરતાં ચામડી પર ઘણી-વધારે સારી અસર હવે કરે છે। …ણ કે તેમાં ઘણાખરા ખોરાકોમાં સમાવેશ પામેલું …ક પ્રકારનું–સ્કીન વીટામીન સામેલ કરવામાં …વ્યું છે.

દાક્તરોની તપાસમા એમ માલમ પડયુ છે કે …રે તમે એ વીટામીનવાળો ખોરાક ખાઓ છે, …રે ચામડીની રેષાઓને તંદુરસ્ત રાખવાનું એ …મ કામ કરે છે પણ જ્યારે એ વીટામીન …મડીપર ચોપડવામા આવે છે ત્યારે તે વધારે …ણી અસર કરે છે.

એટલે પોંડના ક્રીમોમા આ સ્કીન વીટામીન …રવામાં આવ્યું છે. પોંડના નવા 'રકીન વાટામીન' ક્રીમો હવે બધા મેળવી શકે છે. આ નવાં આશ્ચર્ય-…નક ક્રીમોને એકવાર વાપરી તો જુઓ !

**નવાં ક્રીમો માટે આ કુપન મોકલો**

…ન્ડ એન્ડ મીકુર ( ઇન્ડિયા ) લી., વીટેટ રોડ, મુંબઇ

…ડના બે ક્રીમોના નમુનાઓ મને વિના મૂલ્યે …કલી આપશો સાથે પોંડના નવા ફેસ પાવડરનો …ક નમુનો મોકલશો : ( કયો રંગ જોઇએ …ે જણાવો ) કુદરતી…ગુલાબી…કે લાલ

…મ……………………………………

…મું… …………………………………

……………………… No G. 23



**પોંડનું કોલ્ડ ક્રીમ**

તમારી નીચેની ત્વચામાં કુદરતી તેલ ઓછું પડે છે અને કરચલીઓ પડતી અટકાવે છે. અંદરના ભાગની શુદ્ધિ માટે પણ એનો ઉપયોગ કરો. હવે એમા 'રકીન વીટામીન' પણ છે

**પોંડનું વેનીશીંગ ક્રીમ**

કરચલીઓ દુર કરે છે અને બહારની ચામડીને સુંવાળી અને નરમ બનાવે છે. ચામડીને સુંવાળી બનાવવા માટે તેમજ પાવડર માટે એનો ઉપયોગ કરો. હવે એમાં 'સ્કીન વીટામીન' પણ છે

રાષ્ટ્રપતિ : જુના અને નવા



પં. જવાહરલાલ નેહરૂ : શ્રી. સુભાષચન્દ્ર બોઝ

ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ

બાળક અંક

પુસ્તક ૩૦મું    માર્ચ : ૧૯૩૮    અંક ૧ લો

# તરફદારી કરી

[ ગઝલ ]

વચ્ચે હરીફો કેરી મેં તારી તરફદારી કરી
એકાન્તમાં તેં માહરી તેથી ગિરફતારી કરી.

નાખ્યો મને તેં પાશમાં ઝુલ્ફો બનાવી બેવફા–
ના કૈં ફિકર તારી કરી યા ના ફિકર મારી કરી.

બોલે વધુ તું તેથી મેં સાંખી હજારો આફતો,
તારા બચાવ મહીં બધી બરબાદ વય મારી કરી.

ખોયો નથી મેં ખાબમાં પણ ખ્યાલ તારો, અય સનમ !
તેં જ્યારથી તારા સનાગર સાથ આ યારી કરી.

લોકોની વચમાં સાખ મારી હોય ઝાઝી ના ભલે :
પરવા મને ના કોઈની–પરવા ફક્ત તારી કરી.

રૂસ્વાતી છો આલમ બધી, રૂસ્વા નહીં તારે ઘટે,
જેની સુબેદારી નીચે મેં છે કિલેદારી કરી.

સમજી તને શકશે ન તે, બૂઝી તને શકશે ન તે,
થાવા દીવાનો તાહરો જેણે ન તૈયારી કરી.

ચાખી શકર કે શેલડી, રસથી ભરેલી પેલડી
એવા સખુનથી છે પતીલે જેની દિલદારી કરી !

પતીલ

# ભારતમાતાના મુક્તિ
# બારડોલી

પૂર્ણ સ્વરાજ માટેની હિન્દી પ્રજાની લડતમાં જે કેટલીક વિશિષ્ટતાઓ રહેલી છે તેમાં, હિન્દી સ્ત્રીઓએ એમાં આપેલો ફાળો મહત્વનું સ્થાન ધરાવે છે, એનો કોઇથી ઇન્કાર થઇ શકે એમ નથી. સદીઓની ગુલામી, પુરૂષોની શિરજોરી, રૂઢીઓ અને અજ્ઞાનના અંધકાર એ બધાં કારણોને અંગે સાવ અબળા બની ગએલી હિન્દી નારીએ, એ લડત દરમ્યાન જે ફાળો આપ્યો છે તે કોઇ પણ દેશના ઇતિહાસ માટે અજોડ અને અપૂર્વ છે. હિન્દી સ્ત્રીઓમાં આવી ગએલું એ ચેતન, મહાત્મા ગાંધીજીની લોકસમુદાયનાં હાર્દને સ્પર્શવાની અજોડ શકિતમાં રહેલું છે. એક વાર જાગેલી એ નારી, આજે હિન્દના અનેક નવાં આંદોલનોમાં અગ્રભાગ લઈ રહી છે. નવાં બંધારણ હેઠળના પ્રાંતીય કારોબારમાં પણ આજે એનો હિસ્સો છે અને મહાસભાવાદી પ્રધાનમંડળોએ પણ શકય લાગ્યું ત્યાં સ્ત્રીઓનો પૂર્ણ સહકાર લઇને, સ્ત્રી શકિતની કદર કરી છે.

પણ અહીં એ બધી પ્રવૃત્તિઓનો ઉલ્લેખ કરવાનો હેતુ નથી. અહીં તો જે પુનિત ભૂમિમાં ૫૧મી હિંદી રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન ભરાઇ રહ્યું છે તે ગુર્જરભૂમિની સ્ત્રીઓએ હિન્દના મુકિત સંગ્રામમાં આપેલા હિસ્સાની નજરનોંધ કરવાનો હેતુ સમાયલો છે.

મહાત્મા ગાંધીજી આજે કોઇ એક પ્રાંતના નથી; સમસ્ત ભારતદેશ આજે એમના પર હક્ક કરી રહ્યું છે તે છતાં, મહાત્માજીની સાચી કર્મભૂમિ થવાનું સૌથી પહેલું માન હિંદમાં ગુજરાતને ફાળે ગયું છે એમ કહેવામાં જરાય અતિશયોકિત થતી નથી. મહાત્માજીએ ગુજરાતને પસંદ કરીને, સાચે જ ગુજરાતી પ્રજાનું ગૌરવ કર્યું છે. મહાત્માજીની એ પસંદગી કેટલે અંશે વાજબી હતી તેનો નિચોડ કાઢવાનું કામ આપણું નથી. છતાં મહાત્માજીએ ગુજરાતની કસોટી કરી છે અને ગુજરાત એમની કસોટીમાંથી પાર ઉતરવા પામ્યુ છે એમ, ગુજરાતે મુકિતસંગ્રામમાં આપેલા ફાળા ઉપરથી કહ્યા વિના રહી શકાય એમ નથી.

ગુજરાતના એ ફાળામાં સૌથી મહત્વનો અને કીંમતી ફાળો ગુજરાતની બહેનોનો અને ગુજરાતના ખેડુતોનો. એ બન્ને વર્ગે જે અપાર ભોગો આપ્યા છે, જે અપાર સીતમો સહન કર્યા છે તેનો જોટો ગુજરાતમાં જડે એમ નથી. ગુજરાતમાં પણ ખેડા જીલ્લો અને સુરત જીલ્લો સારૂ માન ખાટી જાય છે; પણ આખા જીલ્લાની વાત બાજુએ રાખીએ તો ખેડા જીલ્લાનાં રાસ, બોરસદ, અને સુરત જીલ્લાનાં બારડોલી વગેરે ગામોના જવલંત આત્મભોગ આગળ તો આજે પણ આપણું માથું નમી જાય છે.

**બારડોલી!**

એ નામ જ આજે તો પ્રત્યેક ગુજરાતીના હૈયામાં રોમાંચ ખડા કરે છે. એ તાલુકો, અહિંસા અને સત્યની તાવણીમાંથી તપીને પાર ઉતરેલો એ તાલુકો, એની પ્રજાની અપૂર્વ ધીરજ અને મરણિયા થઇને જીવન સર્વસ્વનું કુરબાન કરવાની શકિતના સ્મરણોથી રોમાંચ ખડા કરે છે. હિન્દ સમસ્તની પ્રજા માટે મુકિતસંગ્રામની શરૂઆત થાય તે પહેલાં આ તાલુકાને તો આકરી કસોટીમાંથી પાર ઉતરી જવું પડયું હતું. એ કસોટીનો પ્રસંગ તે બારડોલી સત્યાગ્રહ. ૧૯૨૮ માં જમીન મહેસુલના અન્યાયી લાગતા વધારા સામે, સરદાર વલ્લભભાઇની આગેવાની હેઠળ, એ તાલુકાના ખેડુ-

સંગ્રામમાં સહર્ષ ભાગ લઇને, અપાર વેદનાઓ હસતે વદને ઝીલી લેનારી

# બારસદની વીરાંગનાઓ

એમની જ્વલંત સેવાઓને એક
ભાવભરી અંજલિ અર્પનાર:
યશેશ હ. શુકલ

તેઓએ સત્યાગ્રહ આદર્યો હતો અને એ સત્યાગ્રહ અંતે સફળ થયો હતો એ તો જાણીતી વાત છે. બારડોલીની પ્રજાએ એ પ્રસંગે બતાવેલી અપૂર્વ હિંમત, ગુજરાતની અજોડ સહનશક્તિના નમુનારૂપ છે.

એ સત્યાગ્રહમાં, બારડોલી તાલુકાની અભણ અને નિરક્ષર સ્ત્રીઓએ દર્શાવેલી હિંમત તો કેટલાય પુરુષોને શરમાવે એવી હતી. સર્વસ્વ ગુમાવી દેવાના એ પ્રસંગે, જો ઘરની સ્ત્રીઓએ પુરુષોમાં હિંમત પ્રેરી ન હોત તો કદાચ, અનેક જણે પોતાની પ્રતિજ્ઞા તોડી હોત અને સત્યાગ્રહને નિષ્ફળ બનાવવામાં તેઓ કારણભૂત થયા હોત. પણ સત્યાગ્રહના નેતાઓ ખાસ કરીને સરદારશ્રી વલ્લભભાઇ આ વસ્તુ સારી રીતે જાણતા હતા. એટલે તેમણે, એ ગામડાંની નિર્દોષ સ્ત્રીઓને બરાબર સાધી લીધી હતી; તેમને સાચી પરિસ્થિતિથી બરાબર માહિતગાર કરી દીધી હતી અને પછી તો બોલ્યું વચન તૂટે તો જીભ કાપીને મરવું પડે એવી પરિસ્થિતિ ઉપજાવી દીધી હતી. બારડોલી સત્યાગ્રહના આખાય ઇતિહાસમાંથી બારડોલીની ખેડુત સ્ત્રીઓએ આપેલા હિસ્સાની જ્વલંત નોંધ ઠામ ઠામે મળી આવે છે.

એ તાલુકાની કણબી "કોમની સ્ત્રીઓની કેટલીક વિશિષ્ટતા તેમને ગુજરાતની સ્ત્રીઓમાં વિશિષ્ટ સ્થાન આપે એવી છે. સવારથી સાંજ સુધી ઘરમાં અને ખેતરમાં પુરુષોની સામે કામ કરનારી એ બહેનોમાં એક પ્રકારની નિર્મળતા અને વીરતા છે જે બીજી કોમોમાં ઓછી જોવામાં આવે છે.' (બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ : પૃ. ૮) સત્યાગ્રહ દરમ્યાન તેમજ સવિનય કાનૂનભંગની લડત દરમ્યાન બારડોલીની સ્ત્રીઓએ જે શક્તિ બતાવી છે તેની આ કથનથી બરાબર પ્રતીતિ થઇ છે.

બારડોલી સત્યાગ્રહમાં તેમની એ નિર્મળતા અને વીરતાની જેમ કસોટી થઇ, તેમ એમની હિંમત, ધીરજ અને 'પ્રતિજ્ઞાને પવિત્ર સમજીને તેને ગમે તે ભોગે પાળવાની શક્તિની' પણ કસોટી થઇ. અમલદારોની ડરામણી, જપ્તીની કે ખાલસાની નોટીસો, પિતા, પતિ, પુત્ર કે ભાઇની ગિરફતારી, એવી કોઇ પણ પ્રકારની દમનનીતિ તેમને પ્રતિજ્ઞામાંથી ચલિત થવાને પ્રેરી શકી ન હતી. જપ્તીની ફરમાની પરાકાષ્ઠાએ પહોંચી ત્યારે દિવસો સુધી, ઢોર ઢાંખર સાથે, બારણાં બંધ કરીને સૂર્યના પ્રકાશથી વંચિત, હવા ઉજાસ વિના ઘરમાં ભરાઇ રહેવાની અતુલ ધીરજ પણ એમણે બતાવી શકી હતી. એવાં સંખ્યાબંધ દૃષ્ટાંતો બારડોલી સત્યાગ્રહના ઇતિહાસથી પરિચિત કોઇને પણ અજાણ્યાં નથી.

જાહેર સભાઓમાં કે સરઘસોમાં સ્ત્રીઓએ ભાગ લેવાના દાખલા આ પહેલાં તો બહુજ ઓછા હતા. સરઘસોમાં કે કોઇ મોરચા કરવામાં કદમ થોડી ઘણી શિક્ષિત સ્ત્રીઓ માટે જાહેરાતી રાખેલી જગામાં એમને જાહેરમાં ભાગ લેતી હશે. એ સિવાય ગામડાંની સ્ત્રીઓને

આવી સભાઓમાં ભાગ લેવાનું જાણ્યામાં નથી. પણ બારડોલી સત્યાગ્રહથી સ્ત્રીઓમાં નવું જ ચેતન આવ્યું, અને ઉજળીઆત વર્ગની જ નહિ પણ રાની પરજ જેવી પછાત કોમની સ્ત્રીઓએ પણ સભાઓમાં ભાગ લેવા માંડયો; સત્યાગ્રહનાં ગીતો લલકારવામાં અને લોકોને શૂર ચડાવવાનું કામ પણ તેઓએ કરવા માંડયું. અને એ સ્ત્રીઓને ઉત્સાહ પ્રેરવા માટે સ્ત્રી નેતાઓ પણ મળી ગઈ. સત્યાગ્રહની શરૂઆત પછી થોડા સમય બાદ, આ સ્ત્રી નેતાઓએ. સ્ત્રીઓમાં નવું જોમ પૂરવા માંડયું. "મીઠુબહેન, ભક્તિબહેન, મણીબહેન, અને સૂરજબહેને એ કામ ઉપાડી લીધું. મીઠુબહેનની પાસે લડત ઉપરાંત ખાદીનો મંત્ર તો હતો જ. જ્યાં જાય ત્યાં તેઓ ખાદી લઇને જાય અને ખાદી વેચતાં વેચતાં પણ બધે નિર્ભયતાનો ઉપદેશ આપતાં જાય. મુંબઇના મહાધનાઢ્ય પારસી કુટુંબની આ બહેન પોતાના નાજુક શરીર છતાં જ્યારે આ ગામમાં ફરવા લાગી ત્યારે લોકોને થઇ ગયું કે આ લડત એક બે ફુરતીઓમાં નહિ પતે, સરકાર પણ હઠે ચડશે અને લોકોએ પણ બરાબર કમર કસવી જોઇએ." (બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ પૃ. ૬૭)

શ્રીમતી શારદા બહેન મહેતા અને સરદાર વલ્લભભાઇ પટેલનાં પુત્રી કુમારી મણિબહેન પટેલનો પણ આ બહેનોમાં સમાવેશ કરવો જોઇએ. તેમણે પણ આ લડતમાં સ્ત્રીઓને સતત જાગૃત રાખવામાં મહત્વનો ફાળો આપ્યો હતો.

સ્ત્રીઓમાં આવેલી અજબ જાગૃતિનો ખ્યાલ 'બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ' પુસ્તકમાંના નીચેના ફકરાથી બરાબર આવી જશે: "જ્યાં મહિના ઉપર એકે સ્ત્રી જોવામાં નહોતી આવતી ત્યાં હવે ઠગલે ઠગલા સ્ત્રી દેખાતી હતી, કયાંક તો એમ થઇ જાય કે સ્ત્રીઓ વધારે હશે કે પુરુષ! દૂર દૂરનાં ગામડાંમાંથી ચાલ્યાં ચાલ્યાં સભાને સ્થાને જાય, ન જુએ બળતા બપોર કે કાળી રાત, જો કે હું ગયો ત્યારે તો શીતળ ચંદ્રિકા આખો ફાળતી હતી. અને સ્ત્રીઓ કાંઇ ઓટલા ભાંગવા કે વાતોના ચાપડા મારવા કે બચ્ચાંની કોલાહલથી સભાને અશાંત કરવા નહોતી જતી. તેઓ તો સંપૂર્ણ રસથી વલ્લભભાઇને સાંભળતી હતી, વાકયે વાકયે હોકારા પૂરતી હતી, અને કોકવાર વલ્લભભાઇના મોમાંથી પૂરું વાકય નીકળે તે પહેલાં તો બહેનોનાં મુખમાંથી આખીના શબ્દો નીકળતા મેં સાંભળ્યા છે. એક સુંદર દાખલો લઉં: જમીન ખાલસા થાય તો શું? એક બે વરસ પડતર મૂકશું, એ વાત વલ્લભભાઈ કરતા હતા. તેમાં પડતર મૂકવાની વાત તો આવી નહોતી. વલ્લભભાઇએ આરંભ કર્યો 'આપણે આપણી માતાનું દૂધ એક વર્ષ બહુ બહુ તો બે વર્ષ ધાવીએ છીએ.' એટલું બોલાયું ત્યાં તો પાછળ બેઠેલી બહેનો બોલી 'ને ધરતી માતાને તો એકે વર્ષ છોડતા નથી.'"

આવા આવા તો અનેક પ્રસંગો એ ઇતિહાસમાંથી મળી આવે એમ છે. પણ એવી નિડર હાજર જવાબી કરતાં પણ, 'પતિને જેલમાં જવું પડે તો સુખેથી મોકલશું' એવી ચીઠ્ઠીઓ સરદારશ્રીના પગ આગળ મૂકનારી બહેનો પણ કાંઇ થોડી ન હતી.

સત્યાગ્રહીનું મોટામાં મોટું લક્ષણ નિર્ભયતાનું. એ નિર્ભયતા દાખવવાના અનેક બનાવો બારડોલી સત્યાગ્રહનું ખાસ લક્ષણ હતા, અને તેમાં પણ જ્યારે વર્ષોથી દબાયલી બહેનો એવી નિર્ભયતા બતાવે ત્યારે તો તેમની હિંમત સાચે જ પરાકાષ્ટાએ પહોંચે છે એમ કહ્યા વિના રહી શકાતું નથી, મહેસુલ ન ભરવાને કારણે જપ્ત થાય તે વેળાએ કે પતિને પુત્રને ગિરફતાર કરતી વખતે, અથવા તો

ખોટી જપ્તી કરતા અમલદારને તતડાવી નાખતી વખતે અમલદાર વર્ગથી મહાય બ્હીતી રહેતી આ જાતિની સ્ત્રીઓએ જે નિડરતા બતાવી હતી તે તો કોઇ અજબ શૂરાતન ધરાવતા વર્ગને જ છાજે એવી હતી. આવી વીરતા બતાવનારી વીરાંગનાઓમાં વાલોડની બાઇ ગ્રેબી અને વાલોડના દોરાબજી શેઠ નામના વીર પારસીનાં સાસુ બાઇ નવાજબાઇનાં નામ અવશ્ય નોંધવા ઘટે. (બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ પૃ. ૧૨૧.)

આ તો ફક્ત બહારની જ સતામણીની વાત થઇ. એ સતામણીમાં નિર્દયતા હતી; એ સતામણીમાં રંજાડ હતો, એ સતામણીમાં અન્યાય હતો પણ, એ સતામણીમાં પાશવતા પણ પાછળથી ભળવા લાગી હતી. એ પાશવતાનો પ્રથમ દાખલો મઢીમાંથી મળે છે પાશવતા પર પ્રકાશ પાડનારો એ પ્રસંગ આ રહ્યો: " એક જપ્તીદાર અને તેના પઠાણો અજવાળું થતાં પહેલાં પોતાના કામ ઉપર નીકળી પડયા. આમાંનો એક પઠાણ પાછલે બારણેથી એક ઘરમાં પેસવાનો પ્રયત્ન કરતો

બારડોલીની બહેનોની જાગૃતિ આશ્ચર્યજનક હતી. આ બહેનોએ પ્રેક્ષકોના મોટાં ધાડાં કદિ જોયાં નહોતાં. આ બહેનોએ કદિ સ્વપ્ને પણ એવો ખ્યાલ નહોતો રાખ્યો કે તેમનાં પરાક્રમ જોવાને માટે આખો દેશ બારડોલીમાં ઊલટશે પણ એથી સાવ અબુધ, સૌને નિર્મળ, સરળ ભાવે મળતી અને જવાબ આપતી, દિવસે દિવસે ચડતી જતી ચાસની ભરતીમાં ઉલ્લાસ માનતી, ઘરમાં પોતાના પુરુષોને હિંમત આપતી, આખો દિવસ ઘરમાં પૂરાઇ રહી બાગબગ્ચાં અને ઢોરની સંભાળ રાખી, રાત્રે સરનારની સભાઓમાં ઊભરાતી એ વીરાંગનાઓને જોઇને કોને આશ્ચર્ય ન થાય ? અને એ અજાણ બહેનોમાં તો વળી કવયિત્રીઓ જાગી હતી. કબીરને નામે ચાલતા ભજનની એકાદ કડી લઇને તેને ચાલુ વખત ઉપર ઘટાવી દઇ તેમણે રચેલાં સત્યાગ્રહ ગીતોમાંથી એક તો વરાડ વિભાગનાં ગામે ગામમાં પ્રસિદ્ધ થઇ ગયું હતું: આ બહેનોએ હવે સ્વતંત્ર સભાઓ કરવા માંડી હતી. અને એથી પ્રચારમાં ઘણો જ વેગ આવ્યો હતો.

રાજપૂત યુગની ક્ષત્રિયાણીની યાદ આપતી હતી ( પૃ ૨૦૧, ૨૦૪, ૨૦૫ ) આવા તો અનેક પ્રસંગો એ સત્યાગ્રહમાંથી મળે છે.

બારડોલીની બહેનોની વીરતના અનેક દ્રષ્ટાંતો મળે એમ છે પણ એ બધાને ઉલ્લેખ કરવાનું શક્ય નથી એટલે બારડોલીની બહેનોએ પોતાની શક્તિની કેવી સચોટ અસર પાડી હતી તેનો એક દાખલો નીચે આપું· " આ વીરાંગનાઓ સંપૂર્ણ રીતે બાજી સમજી ગઇ અને પછી પોતાના દીકરાઓ ને ભાઇઓને તેમજ ધણીઓને પ્રોત્સાહન આપતી ગઇ અને કોઇને જરા ઢીલો દેખે કે લાગલો જ દાબી દે એક ઘણા જ મુત્સદ્દી વૃદ્ધ છે તેમને સમજાવવા માટે કલેક્ટરે બોલાવ્યા. તે તેમના થાણા પર તો ગયા નહિ પણ રસ્તામાં વાત કરીને કહ્યું કે " સાહેબ ! તમે ખરી પરિસ્થિતિ સમજ્યા નથી " ધારો કે હું પૈસા ભરી દેવાની હા કહું તો પછી ઘેર બાયડી મને ઉભો નહિ રહેવા દે ને મને રોટલો પણ ઘડી નહિ આપે ! "

આવી પ્રભાવશીલ મહિલાઓ આગળ કોનુ ગજુ ચાલે ? આ ઉપરથી, બારડોલી સત્યાગ્રહના વિજયમાં આ વીરાંગનાઓનો હિસ્સો નાનો સુનો નથી એ સ્પષ્ટ સમજાય છે. સરદારની અને પોતાના ગામની આબરૂ સાચવવામાં આવી વીરાંગનાઓનુ નિડર વ્યક્તિત્વ ઓછુ પ્રભાવશાળી નીવડયુ નથી.

બારડોલી સત્યાગ્રહ વખતે જેલ યાત્રા કરવાની બાકી રહી ગએલી મુરાદ સવિનય કાનૂન-ભંગની લડત દરમ્યાન પુરી થઇ સત્યાગ્રહના-વિજયની ખુમારી ગઇ ન હતી - તેટલામાં જ, મહાત્માજીએ હાકલ પાડી અને દેશભરમાં સમરસ સંગ્રામ શરૂ થયો એ સંગ્રામમાં પણ બારડોલી તાલુકાની બહેનો પાછળ રહે એમ થોડું જ હતુ ? એક વાર સર્વસ્વ કુરબાન કરવા તૈયાર થએલી બારડોલીથી પ્રજા પાછી દેશને ચરણે સર્વસ્વ ધરવા તૈયાર થઇ અને ગુજરાતની સ્ત્રી શક્તિની પડખો પડખ રહીને બારડોલીની સ્ત્રીઓએ પણ સવિનય કાનૂન ભંગમાં જ પલાવ્યુ, ગુજરાતના અન્ય ભાગ કરતા બારડોલીમાં સવિનય કાનૂન ભંગની લડતમાં એક બીજી વિશિષ્ટતા રહેલી હતી બારડોલીની પ્રજાએ જમીન મહેસુલ ન ભરવાની લડત શરૂ કરી હતી અને તેને અંગે જપ્તી અને જમીન ખાલસા વગેરેની ધમકીઓ અને હુકમોની ઝડીઓ વરસવા લાગી હતી પણ એ પ્રજા કાંઇ ગોછી જ ડરપોક હતી ? જમીન મહેસુલ ન ભરવાને કારણે બારડોલી તાલુકાના આગેવાન કાર્યકર શ્રી. મોરારભાઇની જમીનખાલસા કરવામાં આવી અને ખેતરની ફરતે વેડીઆઓ મુકવામાં આવ્યા તે છતાં તેમનાં બહાદુર પત્ની ડાહીબહેને સરકારી હુકમનો અનાદર કરીને ખેતરમાંથી અડદનું ઘુલ ઉતાર્યું હતુ.

પણ એ બધામા સૌથી ચડી જાય એવા પ્રસંગ તો બોરસદ અને બારડોલીના ખેડુતોએ કરેલી હિજરતનો છે. આ હિજરત એટલે સર્વસ્વનો ભોગ. બની શકે તેટલી માલ મિલકત વડોદરા રાજ્યની હદમાં ખસેડી દઇને ખેડુતોએ ઘરબાર અને જમીન છોડી દીધા અને અનેક પ્રકારના જુલ્મો અને અત્યાચારોમાંથી એ પ્રસંગે બહેનો પસાર થઇ એ તાલુકાઓની ખેડુત પ્રજાનું સ્વાર્પણ આ બહેનોએ વિશેષ જવલંત બનાવ્યું છે.

આ લડત દરમ્યાન બહેનો પર બળાત્કાર ગુજર્યાના દાખલાઓ પણ અનેક બન્યા છે. બામણી અને ઓટી ગામમાં પોલીસોએ બહેનો પર બળાત્કાર કર્યાની ફરિયાદો નોધાઇ હતી પણ કાયદાને ઘોળીને પી જનારા એ બનાવો પ્રત્યે સત્તાવાળાઓએ આંખ મિંચામણાં જ કર્યાં છે.

સવિનય કાનૂન ભંગની લડતને અંગે ગુજરાતની બહેનો માટે ગાંધીજીએ બે કામ

ખાસ સોંપ્યાં હતાં. દાંડીમાં ગુજરાત મહિલા પરિષદ ભરીને મહાત્માજીએ એ કામની સમજણ આપી હતી. આ બે કામો તે દારૂ તાડીનાં પીઠાંની ચોકી અને વિદેશી કાપડની દુકાનોની ચોકી. આ બન્ને કામો સ્ત્રીઓને સોંપવામાં મહાત્માજીનો ચોક્કસ હેતુ હતો અને એ હેતુની તેમણે દાંડી પરિષદમાં અને પછીથી ' નવજીવન ' માં સવિસ્તર સમજ આપી હતી. બહેનોને આ કામગીરીમાં પોતાનું કૌવત દાખવવાનું મળી ગયું અને તેમણે ગુજરાત ભરમાં એ કાર્ય ઉપાડી લીધું. મોટાં મોટાં શહેરો ઉપરાંત ગામડાંઓમાં પણ દારૂ તાડીનાં પીઠાંઓ ઉપર બહેનોની ચોકી બેસી ગઇ. વિદેશી કાપડની દુકાનો પર ઉભી રહીને બહેનોએ, વિદેશી કાપડની ખરીદી કરનારાઓને સમજાવવા માંડયા. આજીજીઓ કરીને દારૂ તાડી જેવી જીવનને ખુવાર કરનારી બદીમાંથી મુક્ત થવાની વ્યસનીઓને સમજણ આપવા માંડી. આને પરિણામે, કેટલાય અણુછાજતા બનાવો ગુજરાત ભરમાં બન્યા હતા. ઉચ્ચ અને કુલિન વર્ગની બહેનો પાસે હલકી માગણી કરવામાંથી પણ વ્યસનીઓ પાછા હઠયા ન હતા. એ બધા બનાવોની વિગતો નોંધવા માટે તો પાનાંઓ જોઇએ એટલે એના નિર્દેશથી જ પતાવીશ. અને આ પ્રસંગે બારડોલી અને બોરસદની બહેનોએ વેઠેલા સીતમ વિષે જ વિગતવાર ઉલ્લેખ કરીશ.

બોરસદમાં સ્ત્રીઓ ઉપર ગુજરેલા અત્યાચાર તો બ્રિટિશ શાસન માટે સદાના કલંકરૂપ નીવડે એવા છે. ૧૯૩૧ ના જાન્યુઆરીની તા. ૧૫ મીએ એ અત્યાચારનાં સાચી રીતે મંડાણ થયાં. એ દિવસે સત્યાગ્રહ આશ્રમનાં સેવિકા શ્રીમતી લીલાવતીબહેન આસરને બોરસદમાં ગિરફતાર કરવામાં આવ્યાં. એ બહેનને એક આખી રાત્રિ લોકઅપમાં પૂરી રાખ્યાં. લોકઅપમાં તેમનું નામ મેળવવા માટે એક કોન્સ્ટેબલ આવ્યો. તેને નામ આપતાં છતાં તેમણે શ્રીમતી લીલાવતી બહેનના પતિનું નામ પૂછયું. હિન્દુ સ્ત્રી પોતાના પતિનું નામ બોલી ન શકે એ સૌકોઇ સારી રીતે જાણે છે. છતાં એ નામ મેળવવા માટે આગ્રહ કરવામાં આવ્યો. તે બાદ મુંબઇનું સરનામું પૂછયું. શ્રીમતી લીલાવતી બહેને વર્ષોથી સાબરમતી આશ્રમમાં જ રહ્યાં હોય, ત્યાંનું સીરનામું આપ્યું હતું અને મુંબઇમાં પોતાનું ઘર નથી એમ જણાવ્યું. એટલે કોન્સ્ટેબલે ' મુંબઇનું સીરનામું આપતી નથી ' એમ પોલીસ સબ ઇન્સ્પેક્ટરને ફરિયાદ કરી, એટલે એ બહેનને સબ ઇન્સ્પેક્ટરે બોલાવ્યાં. ત્યાં સબ ઇન્સ્પેક્ટરે એ બહેનને ગાળ દીધી. એટલે જરા ગુસ્સાભર્યું બોલતા શ્રીમતી લીલાવતી બહેને જણાવ્યું. " આથી તે ખુરસી ઉપરથી ઉઠયો અને તેણે તેમના મોઢામાં તમાચો માર્યો. શ્રીમતી લીલાવતી બહેનને એથી બેભાન થવા જેવું લાગ્યું. પછી તેણે એ બહેનના વાળ પકડયા અને તેમને જમીન પર ચાર વખત પટક્યાં અને પછી કેટલીક વખત લાત મારી જેથી એ બહેન બેભાન બની ગયાં. આ હકીકતની કેફીયત શ્રીમતી લીલાવતી બહેને છઠ્ઠા ડેપ્યુ. કલેક્ટર સમક્ષ કહેલી છે. આ કેફિયત છતાં, આ સીતમ સામે કાંઇ પણ ચૂપ ઉચ્ચારવાને બદલે તેમને થએલી ઇજાનો " હીસ્ટીરીયા આવવાથી પછડાઇને થએલી ઇજા હોય " એમ બોરસદના પહેલા વર્ગના મેજીસ્ટ્રેટે ચુકાદામાં જણાવ્યું હતું ।

પણ આવા તો અનેક બનાવો નોંધાય. છે. ભેંસોની રખેવાળી કરતી એક ગર્ભવતી બહેનને પેટમાં લાત મારતાં ને બેભાન થઇ જવાનો બનાવ ૧૯ મી જાન્યુઆરી ૧૯૩૧ ને રોજ બન્યો હતો.

શ્રીમતી લીલાવતી બહેન પર ગુજરેલા સીતમની વાત તો સરકારે સદંતર કેવળ જૂઠ

હતી. તા. ૧૮ મી જાન્યુઆરીએ બોરસદની બહેનોએ વિરોધસભા ભરીને સરઘસ કાઢયું હતું, પણ તે સરઘસ અટકાવવામાં આવ્યું હતું અને સંખ્યાબંધ બહેનોને પકડવામાં આવી હતી.

પણ પાશવતાના નાદર નમુના જેવો એક બીજો પ્રસંગ એજ માસમાં બને છે. શ્રીમતી લીલાવતી બહેન પર ગુજરેલા સીતમ સામે વિરોધ દર્શાવવા માટે ખેડા જીલ્લા મહાસભા સમિતિએ આખા જીલ્લામાં 'સ્ત્રી સીતમ દિન' ઉજવવાનું જાહેર કર્યું હતું. એને અંગે બોરસદની આજુબાજુમાં આવેલાં રાસ, બોચાસણ, કુંઢાકુવા, સુણાવ, ધર્મજ, ભાદરણ, આંકલાવ, વાસણા, વડદલા વગેરે ઘણા ગામોમાંથી સંખ્યાબંધ બહેનો બોરસદ આવી હતી. રાસની ૭૦ બહેનો બોરસદના બજારમાંથી પસાર થતી હતી. તેમના ઉપર લાઠીધારી પોલીસ તૂટી પડી હતી. એક ૫૦ વર્ષની ડોસીનો કાન પકડી પોલીસે થાપટ મારી હતી ત્રણ વાર બહેનોને લાત મારી ગિરફતાર કર્યા હતાં એ પછી બધી બહેનો બોરસદના લાઠી ચોકમાં એકઠાં થયાં. ત્યાં પણ તેમના પર લાઠી પ્રહાર શરૂ કર્યો. આશ્રમના અનુભવી શ્રીમતી ગંગાબહેનને પોલીસે માર્યાથી તેઓ લોહી લુહાણ થયાં. એ ઉપરાંત સંખ્યાબંધ બહેનોને ઇજા થઇ હતી. અને અનેકને ગિરફતાર કરવામાં આવ્યાં હતાં આ પ્રસંગે પોલીસે ગુજારેલા અત્યાચારોએ તો હિન્દભરમાં હાહાકાર વર્તી ગયો હતો.

બહેનો ઉપર ગુજરેલા સીતમનો નીચેના વર્ણન ઉપરથી સચોટ ખ્યાલ આવશેઃ

"આઝાદ મેદાનમાં જવા માટે નીકળેલી બહેનો ઉપર એક નહિ, બે નહિ પણ ચાર વખત સખ્ત લાઠી પ્રહારો પોલીસે કર્યા હતા. બઝાર સ્ટ્રીટ, આઝાદ મેદાન અને લાઠીચોકની ઉત્તર અને દક્ષિણ બાજુ લાઠી પ્રહારો થવાનાં મુખ્ય સ્થળો હતો. સરઘસમાંથી આગલી, પાછલી અને વચલી બહેનો ઉપર લાઠી પ્રહારો થયા છે. રાઇફલના કુંદાઓથી બહેનોને હડસેલવામાં આવી છે, લાતા પ્રહાર કરવામાં આવ્યો છે અને કેટલીક બહેનોના વાળ ખેંચી તેમને નીચે પટકવામાં પણ આવી છે. આમાંથી જે બહેનોના હાથમાં રાષ્ટ્રધ્વજ હતો અને જે બહેનોએ સહેલાઇથી પોલીસને રાષ્ટ્રધ્વજ સ્વાધીન ન કરી દીધો તે બહેનોને પોલીસે પશુની માફક તૂટી પડી સખ્ત માર માર્યો છે. એક બહેનનાં અઢાર માસનાં એક બાળકને પણ માથામાં સખ્ત લાઠી પ્રહાર થએલો છે એ પોલીસની પાશવતા કેટલી હદે પહોંચી હતી તેનો સ્પષ્ટ પૂરાવો છે. પોલીસના પ્રહાર એટલા બધા સખ્ત હતા કે લાત, પાટુ, ઠટકા, કુંદાનાં ધક્કા વગેરે સહન કર્યા પછી કેટલીય બહેનો બેભાન બની ગઇ હતી. અને કેટલીક બહેનોને તો અર્ધો કલાક વિના ભાન પણ આવ્યું ન હતું. લાઠી પ્રહારથી ઇજા પામનાર બહેનોની સંખ્યા લગભગ ૨૦૦ જેટલી માલમ પડી છે તેમા લગભગ ૫૦ જેટલી બહેનોને ગંભીર ઇજા થઇ છે...આ બધામાં સૌથી વધુ દુઃખદ વાત તો એ છે કે ઇજા પામેલી બહેનોને પાણીની તરસ લાગે તો પણ તેઓને પાણી પૂરું પાડવામાં ન આવે. કેટલીક બહેનોને સખ્ત ઇજા થયેલી હોવા છતાં તેઓને તત્કાળ સારવાર માટે દવાખાનામાં કે હૉસ્પિટાલમા પણ મોકલવામાં ન આવે, અને જે બહેનોને ઇજા પામ્યા પછી પણ લૉક અપમાં રાખેલી તેઓની સારવારની પણ કાંઇ વ્યવસ્થા કરવામાં ન આવે. એ અત્યાચારોની પરાકાષ્ઠા નહિ તો બીજું શું સૂચવે છે ?" ('ગુણસુન્દરી,' માર્ચ, ૧૯૩૧)

આ છતાં સત્તાવાળાઓ તરફથી તો પોલીસ

## મહાસભાની સ્ત્રીશક્તિ



વિઠ્ઠલનગરમાં વિષયવિચારિણી સમિતિની ચર્ચામાં રસલેતી બહેનો

હરિજન કાર્ય કરતી સ્વયંસેવિકાઓ



વિઠ્ઠલનગરમાં સાફસુફીનું કાર્ય કરતી સ્વયંસેવિકા બહેનો

# વેણુ વગાડ

કા'ન વેણુ વગાડ ! કા'ન વેણુ વગાડ !
તારી લગની લાગી ! લગની લાગી.

તારી વેણુએ ધૂન મારી જાગી :
તારી વેણુએ ભૂખ મારી ભાગી :
ઊંચે આભલેથી નીર :
સાચા જીવનનું હીર :
ભીંજી વાને જાગી—કા'ન૦

તારી વેણુએ પ્યાસ મારી ભાગી :
તારી વેણુએ દિવ્યતા રેલાવી :
પરમ પ્રભા પ્રકટાવી :
અમર આત્મા હસાવી :
ઊંચે આભલેથી નીર :
સાચા જીવનનું હીર :
ભીંજી વાને જાગી—કા'ન૦

તારી વેણુએ જડતા નસાડી :
તારી વેણુએ પ્રિયતા મટાડી :
ઉષા આભની હસાવી :
સ્વર્ગ–ગંગા વહાવી :
ઉંચે આભલેથી નીર :
સાચા જીવનનું હીર :
ભીંજી વાને જાગી.

કા'ન વેણુ વગાડ ! કા'ન વેણુ વગાડ !
તારી લગની લાગી ! લગની લાગી.

મોહિનીચન્દ્ર

કરાવી રૂ. ૨૫, ૧૫, ૧૦ ના ત્રણ ઇનામો અપાય છે.

સ્વ. જયાવંતી દુર્લભરાય સ્મારક ફંડમાંથી દર વર્ષે નિબંધોની માગણી કરાય છે અને રૂ. ૩૦, ૨૦, ૧૦, ના ત્રણ ઇનામો અપાય છે.

સ્વ. શેઠી પરસતબાઇ ગોકળદાસ પારેખ, સ્મારક ફંડમાંથી દર વર્ષે વક્તૃત્વકળાની હરીફાઇ કરાવી રૂ. ૨૫, ૧૫, ૧૦ ના ત્રણ ઇનામો અપાય છે

**જમનાબાઇ સક્કાઇ લાયબ્રેરી અને રીડીંગ રૂમ.**—આ પુસ્તકાલયમા વાર્તાઓ, ઇતિહાસો, આખ્યાનો, નાટકો, જીવન ચરિત્રો, કાવ્યો, વિવિધ ગરબાવલીઓ, સામાન્ય જ્ઞાન અને મુસાફરીને લગતા પુસ્તકો સારા જથ્થામા છે, સભાસદો ઉપરાંત અન્ય કોમની બ્હેનો પણ પુસ્તકો ઘેર વાચવા લઇ જઇ શકે છે. રીડીંગ રૂમ દારોજ બપોરે ૨ાા થી ૫ ( સ્ટૅ. ટા. ) ખુલ્લું રાખવામા આવે છે.

**બાળપુસ્તકાલય**—મંડળ તરફથી સ્વ. સર જગમોહનદાસ હરજીવનદાસના સ્મારક તરીકે બાળ પુસ્તકાલય ખુલ્લું મુકવામાં આવેલું છે. આ પુસ્તકાલયમાં સભાસદ થઇ પાચથી પંદર વર્ષ લગીના છોકરા અને છોકરીઓ પુસ્તકો ઘેર વાંચવા લઇ જઇ શકે છે. ગુજરાતી અને અંગ્રેજી બાળ-સાહિત્ય સારા જથામા રાખવામા આવ્યું છે સભાસદ થવા માટે વાર્ષિક લવાજમ ફક્ત ચાર આના ભરવા પડે છે.

**ફરતું પુસ્તકાલયઃ**—મંડળ તરફથી મુંબાઇ-મા તેમ જ પરાઓમા ફરતાં પુસ્તકાલયની ૧૮ પેટીઓ દર બબ્બે મહિને ફરતી રહે છે. દરેક પેટી મા લગભગ ૪૫ થી ૫૦ પુસ્તકો રાખવામાં આવેલ છે. પુસ્તકો વાંચવાનો લાભ જે જે લતાઓમાં પેટીઓ હોય ત્યાંથી સઘળી કોમની બ્હેનો લઇ શકે છે,

**પત્રિકાઃ**—મંડળ તરફથી દર મહિનાના પહેલા અઠવાડીઆમા માસિક પત્રિકા પ્રસિદ્ધ થાય છે, મંડળના સભાસદોને કશા પણ લવાજમ વગર મોકલવામા આવે છે. ગ્રાહકોને વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે બાર આના ભરવાથી મોકલવામાં આવે છે.

## શ્રીયુત રંગીલદાસ કાપડીયાની મંડળની મુલાકાત

સ્વ. જમનાબ્હેનનું જીવન-સ્વપ્ન મુર્તિમંત થયેલું જોતા જે આનંદ થવો જોઇયે એ આનંદ આજે મને ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળને હસ્તે ચાલતા સ્ત્રી વિદ્યાલય અને અન્ય પ્રવૃત્તિઓ જોતા થયો. મંડળના રજત મહોત્સવને પ્રસગે મંડળની પ્રવૃત્તિઓનું અવલોકન મોહનં રીન્યુમા કરવાનો પ્રસંગ પડયો હતો. એ પ્રવૃત્તિઓ નજરે નિહાળ-વાની મહામુશી તક આજે સાંપડી.

" મુંબઇના ગુજરાતી હિન્દુ સ્ત્રી જીવનની મોટી ખોટ ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળે પુરી પાડી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. નાની શરુ-આત ઉપરથી જોતજોતામા મંડળે પોતાના કાર્ય-ક્ષેત્રને ખુબ જ વિસ્તૃત બનાવ્યું છે એ એના વ્યવસ્થાપકો માટે ગર્વનો વિષય હોવો જોઇયે. હિન્દમાં આજે શાળા અને કોલેજોમાં કેળવણી લેતી કન્યાઓની મોટી સંખ્યા છતાં સ્ત્રી કેળવણી-નો પ્રશ્ન એટલો જ વિકટ લાગે છે. ખાસ કરીને પરણીને ગૃહ-જીવનમા પ્રવેશ પામેલી યુવતીઓ અને પ્રૌઢાઓની કેળવણીનો પ્રશ્ન આણ ઉકેલાયો પડયો હોઇ તે આપણને મુઝવે છે. મંડળે વિદ્યાલય ખોલીને મુબઇ શહેર માટે એ પ્રશ્નનો ઉકેલ કંઇક અંશે સાધ્યો ગણાય. ગુજરાતના ગામડાઓ માટે એ પ્રયાસ માર્ગદર્શક ગણાશે. આટલી સખ્યામા એ સગવડનો મુંબઇની મહિલાઓ તરફથી લાભ લેવાતો જોઇ આનંદ થાય છે, "

" ભણેલું ભુલાય નહિ એ માટે પુસ્તકાલયની વિસ્તૃત યોજના સિવાયની કેળવણીની કોઇ પણ યોજના અધુરી ગણાય. મંડળે ફરતા પુસ્તકાલયની પોતાની યોજનાદ્વારા એ અપૂર્ણતા ટાળવાનો પ્રયાસ કર્યો છે. છતાં એને હજી ખુબ વિસ્તારવાની જરૂર છે. સ્વરાજ્ય મળ્યા પછી થશ થનારા સાચા રચનાત્મક કાર્યનું એ અંગ હશે. ચાલીએ ચાલીએ આ પુસ્તકાલયો ફરતાં થાય તો સો વિદ્યાલયો ન સાધી શકે એવી સિદ્ધિ એ દ્વારા મેળવાશે એ નિ:શંક છે. "

" લગભગ ત્રણથી ચાર હજાર જેટલી મોટી સંખ્યામાં સભાસદો મેળવવા ભાગ્યશાળી થનાર સ્ત્રી સંસ્થા માટે મુંબઇના સ્ત્રી જીવનમાં કાયાપલટ આણવા પુષ્કળ અવકાશ છે. માસિક સત્તરસો રૂપીયાના ખર્ચનો બોજો વ્હેવાની શક્તિ ખીલવનાર મંડળ એ માટે ગર્વ લઇ શકે. એની પ્રત્યેક પ્રવૃત્તિને પોષવા અને વિકસાવવા નાણાંની જરૂર તો અવશ્ય પડશે. પરંતુ એના કાર્યની ઉપયોગીતા જોતાં મુંબઇના ધનિકો એ આવશ્યકતા પુરી પાડવા પાછી પાની ન કરે એવી આશા રાખવી વધારે પડતી નથી. ગુજરાતના ગામડાઓને નડતો આર્થિક તંગાશનો પ્રશ્ન મુંબઇની સંસ્થાને નડવો ન જોઇએ. "

" એકંદરે મંડળ સુંદર કાર્ય કરી રહ્યું છે. છે. એનાં મુલ્ય પુરાં તો ભાવી પ્રજા આંકશે. એ સર્વનો યશ આજે તો એના માનદ મંત્રી બ્હેનો અને મડળની પ્રવૃત્તિઓમાં સક્રિય સહાય દેતા એમના પુરૂષ સહાયકોને ફાળે જાય છે. એમને એમના કાર્યમાં વધુ સફળતા મળે એવું ઇચ્છું છું."

૧૨–૧–૮ રંગીલદાસ કાપડીયા.

## મંડળનાં સભાસદોની દ્વિવાર્ષિક સામાન્ય સભા

મંડળના સભાસદોની એક દ્વિવાર્ષિક સામાન્ય સભા તા. ૧૭ મી માર્ચ ૧૯૩૮ ગુરૂવારે સાંજે ૩–૩૦ વાગ્યે ( સ્ટૅ. ટા. ) મંડળના હોલમાં મળશે. જે વખતે નીચેનો કાર્યક્રમ રજુ કરવામા આવશે.

### કાર્યક્રમ

૧ ગઇ સામાન્ય સભાની તથા ખાસ સભાની મિનિટ
૨ સુધારા વધારા સાથેનો મંડળના નિયમ ઉદ્દેશનો ખરડો
૩ મંડળનો વાર્ષિક અહેવાલ
૪ ઓડિટ થયેલો વાર્ષિક હિસાબ
૫ નિવૃત્ત થતા પ્રમુખ તથા કાર્યવાહક સમિતિનો આભાર
૬ પ્રમુખ તથા નવી કાર્યવાહક સમિતિની ચુંટણી ( ૧૯૩૭–૩૮ )
૭ મંડળના માનદ ઓડિટરનો આભાર

### ખાસ સૂચના

નવી કાર્યવાહક સમિતિની ચૂંટણીમાં જે કોઇ સભાસદ બ્હેન જાતે ઉમેદવારી કરવા ઇચ્છતાં હોય અથવા કોઇ બીજા સભાસદ બ્હેનનું નામ સૂચવવા ઇચ્છતાં હોય તેમણે મજકુર બાબતની લેખી જાણ પૂરૂં નામ અને સરનામા સાથે તા. ૧૨–૩–૩૮ સુધીમા મંડળના મન્ત્રીઓને કરવી.

નિયમ ઉદ્દેશની ૮ મી કલમ પ્રમાણે જે સભાસદો બે વર્ષ ઉપરની મુદતનાં હશે તેઓ જ નવી કમીટીની ચૂંટણી માટે લાયક ગણાશે.

આવી રીતે સૂચવાયલાં નામ ચૂંટણી માટે રજુ કરવામા આવશે, મત ગણી ચૂંટણીનું પરિણામ જાહેર કરવા માટે અધિકારીઓ નીમાશે.

મુંબઇ
વિઠ્ઠલભાઇ પટેલરોડ
અમરેલી હાઉસ
તા ૭–૩–૧૯૩૮

શુભેચ્છકો,
રસિકમણી છો. દેશાઈ
મંગળા મોતીલાલ ફકીરચંદ
કુસુમગવરી મંગળદાસ મુનશી
ઓ. માનદ મંત્રીઓ અને ટ્રેઝરર

નોંધઃ –હેવાલ તથા હિસાબ સભાના ચાર દિવસ પહેલાં મંત્રીના ટેબલ ઉપર ૩ થી ૫ ખુલ્લો મૂકવામાં આવશે.

# હોળી પૂજન

લેખક : અમૃતલાલ ત્રિવેદી

## ( ૧ ) હાલરડું

લક્ષ્મીઃ—સુઈજા વીર સુઈજા, બાલુડા વીર સુઈજા
તારે હાથે રામજીની રક્ષા—બાલુડા

સાસુજીની બાધા ફળી અને વાંઝીયા મેણાની કાળી ટીલી ટળી કારણ કે

સંતાન માટે વલખતી તે આશા પુરી થઈ ગઈ,
ભીતી હતી જે શોકયની તે આ ભવે તો વહી ગઈ.
અફળ રહે જો સુંદરી તો લગ્ન બીજું થાય છે,
સુને નહીં ઘર પારણું. સ્મશાન સમ લેખાય છે.

આજે હું મલકાઉં છું. એ કોના પુણ્ય પ્રતાપે ? મ્હારા સાસુજીના અને તેથી

સ્નેહની સરિતા સમી સાસુ ભુલાયે શી રીતે ?
સંતાપ વેઠયા સુખી કરવા એ ભુલાયે શી રીતે ?

જયંતઃ—ખરૂં છે ભાભી ! વહુને પેટની દીકરી અને સાસુને જનેતા જો જગતની સાસુ અને વહુઓ માનતી થાય તો જગતના અડધા કજીયા અને કલેશ આપોઆપ ઓછા થઈ જાય એમ હું માનું છું અને તેથી

સાસુ જગતની આજ વહુને દીકરીએ લેખે,
માતા ગણીને સાસુને વહુ પ્રેમથી દેખે.
કંકાસ કજીયો કયાંઇ પણ શોધ્યો વમોને નહીં જડે,
સુખ સંપત્તિ ને સંતતિ પરોપર નજર ચડે.

લક્ષ્મીઃ—સહન કરીને પણ છુપી જાણનારી અન્નપૂર્ણા જેવી વહુ કે ગંગા સમી પવિત્ર અને વિશાળ હૃદયવાળી સાસુ મેળવવી તે આપણા હિન્દુ સમાજ માટે દુર્લભ નથી પરંતુ તેના માટે માત્ર અજ્ઞાનતાના આવરણો જ, દુર કરવાની જરૂર છે.

જયંતઃ—હું પણ એમજ માનું છું. કારણ કે

સાવીત્રિ સીતા ને સરસ્વતી જે દેશમાં પાકે,
કંપી ઉઠે ત્રિલોક પણ જે સતિના શાપે.
પ્રેમાળ હ્રદયે અન્નપૂર્ણા કુટુંબને પોષે,
કર્તવ્ય ભુલી ગૃહીણી નીજ ધર્મને ખોયે ?

લક્ષ્મીઃ—નહીં જ, પરંતુ જયંતભાઈ એ પ્રતાપ કોનો ?

જયંતઃ—એ હું શું જાણું ?.

લક્ષ્મીઃ—તો પછી જાણી લ્યો કે

આંગણ રમે છે બાળ ન્હાના પ્રતાપ એ સાસુ તણો,
આદર્યું વ્રત હોળીનું એ પ્રતાપ પણ સાસુ તણો.

જયંતઃ—ભાભી ! હોળીનું વ્રત સંતાન આપે તે કેમ માની શકાય ? તમો હોળીની ઉત્પતિ જાણો છો ? વૈદિક અને ઐતિહાસીક બન્ને દ્રષ્ટિએ હોળીનું મહત્વ છે પરંતુ સંતાનની દ્રષ્ટિએ તો નહીં જ.

લક્ષ્મીઃ—તો તમો કેવી રીતે જાણી શકયા ?

જગત આખું એ કહે સંતાન હોળી માત દે,
વાંઝીયા મેણું ટળે પરિવાર હોળી માત દે.

જયંતઃ—ભાભી ! એ તો આર્યાવર્તની જગંલીના સમી આર્ય રમણીઓની અંધશ્રદ્ધા સીવાય બીજું કાંઈ પણ સાબીત કરતું નથી, કારણ કે હોળાથી વૈદીક દ્રષ્ટિએ

જંતુ વધ્યા જે ટાઢમાં નાશ તેનો થાય છે,
હવા બગડી હોય તે પણ શુદ્ધ તેથી થાય છે.

જ્યારે ઐતિહાસીક દ્રષ્ટિએ

બ્હેન હીરણ્ય કશ્યપતણી એ હોળીકા કહેવાય છે,
પ્રહલાદ કેરો કાળ બનવા હોળીકા પ્રગટાય છે.
સહાયક બન્યો જ્યાં જગત પાલક ત્યાં કહો એ શું કરે?
પ્રહલાદ પોતે પુષ્પ રોપ્યા હોળીકા સળગી મરે

મેપું' ટાણે , ઉ... , લગ્ન થયા પછી ચાર પાંચ વર્ષ સુધી મને સંતતિ ન થવાથી તમારા પિતાશ્રી તમારા ભાઇના બીજા લગ્નની તજવીજ કરવા લાગ્યા.

જયંતઃ—શું મોટાભાઇનાં બીજાં લગ્ન ? અને તે પણ તમારી હૈયાતીમાં ?

લક્ષ્મીઃ—એમાં અજાયબ શેના થાઓ છો ? એ તો આપણા સમાજમા બનતુ જ આવે છે.

જયંતઃ—પરંતુ એક પત્ની જીવતી હોવા છતાં ?

લક્ષ્મીઃ—જરૂર અને તે પણ સતાન માટે. વૃદ્ધાવસ્થામાં પુત્રના સંતાનને રમાડવાનો લ્હાવો લેવા.

જયંતઃ—એટલે શુ સતાન વિનાની સ્રીની હિન્દુ સમાજમાં કાંઇજ કિમત નથી ?

લક્ષ્મીઃ—એક કોડીની પણ નહીં

જયંતઃ—સંતાન ન થાય તેને માટે માત્ર એકલી સ્રીજ ગુન્હેગાર છે ? બીલકુલ નહીં. મારી માન્યતા પ્રમાણે તો આ બાબતમાં પુરૂષ પણ સ્રીના જેટલો જ દોષીત છે. ભાભી ! ભાભી ! કોઈ જ સમજતું નથી.

આર્ય કેરું એક પત્નીવ્રત ક્યાં ચાલ્યું ગયું ?
સુખદુઃખ સહેશું સંગમાં એ સુત્ર ક્યા ચાલ્યું ગયું ?
આ જીવનમાં નહીં તજું એ કોલ પણ ચાલ્યો ગયો ?
એક પત્નીવ્રત કેરો બોલ પણ ચાલ્યો ગયો ?

લક્ષ્મીઃ—જયંતભાઇ ! સમયના ફેરફાર સાથે એ કોલ ને બોલ બધું જ બદલાઇ ગયુ છે. આજે તો પરણ્યે સતાન થવામા એકાદ બે વર્ષનો વિલંબ થયો કે આ આશાભરી યુવતીની છાતી ઉપર હેડંબા જેવી શોકય બેસાડી દેવામા આવે છે. મારા પર ઝઝુમતું શોકયનું વાદળ ટળી ગયું તે બધો પ્રતાપ તમારા માતુશ્રીનો અને હોળીમાતાનો છે.

જયંતઃ—ભાભી ! શું તમારા પર આવતી શોકય માતુશ્રીએ અટકાવી હતી ? તો પછી માતા !

અન્નપૂર્ણા બીરદ તારૂં આજ તેં સાચું કર્યું,
દીકરી સમ વહુ સમજી શોકયનું સંકટ હર્યું.

લક્ષ્મીઃ—જયન્તભાઇ ! તમારાં માતુશ્રી તો મારા સાસુ નથી પરંતુ પૂર્વ જન્મની જનેતા છે. ભગવાન ભલોભલ આવીજ સાસુ આપે તે માગુ છું. આવી ગંગા જેવી પવિત્ર અને જેનું નામ લેતા પાપ ધોવાઇ જાય તેવી સાસુના પગ ધોઇને પીઉં તો પણ તેના ઉપકારનો બદલો વાળી શકાય તેમ નથી.

જયંતઃ—ભાભી ! શાસ્રમાં ચાર માબાપ ગણાવ્યા છે. જન્મદાતા માતા પિતા અને સાસુ સસરો. તેથી એક માતા તરીકેની ફરજ બજાવવા ઉપરાંત તેમણે વિશેષ કાંઇ પણ કર્યું નથી.

લક્ષ્મીઃ—જયન્તભાઇ ! શોકયનું સંકટ દુર કર્યા પછી તેમણે મારી પાસે હોળીમાતાની બાધા લેવડાવી કે હે હોળી માતા !

હોળી ભૂખી રહી રાત્રે હોળીનું પુજન કરીશ,
વંદન કરાવી બાળને તે પછી ભોજન કરીશ.

જયંતઃ—પરંતુ ભાભી ! હોળીપુજન સંતાન આપે તે હું હજુ પણ માની શકતો નથી.

લક્ષ્મીઃ—કેમ ન આપે વસિષ્ઠ ઋષિએ રઘુરાજાને શું કહ્યુ હતુ તે યાદ છે ? એજ કે

વસિષ્ઠ સમ વિદ્વાન પણ રાજા રઘુને એ કહે,
રજા આપો પ્રજાને કે લવલેશ ભય ના રહે;
આનંદ ઉત્સવ માણીને અગ્નિ સળગતો સૌ કરે,
રાક્ષસી સળગી મરે ને આશ અંતરની ફળે.

જયંતઃ—છતા પણ આ બાબતમા તો તમારી શ્રદ્ધા ફળી હોય તેમ મને જણાય છે. કારણ કે માણસ જો શ્રદ્ધાપુર્વક પત્થરનું પૂજન કરે તો પત્થરમા પણ પ્રભુ પ્રગટે છે.

( જય અંબે. હોળી માતાની જયના અવાજો )

આરતી.

લક્ષ્મીઃ—જય હોળી માતા જય હોળી માતા,
સંપત્તિ સંતતિ આપે માનવ ગુણ ગાતા.
—જય હોળી *

---

* ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડ મેન્યુફેકચરીંગ કંપની લીમીટેડ ૧૧૦, મેડોઝ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ, ૧ તરફથી હોળીના તહેવાર ઉપર બહાર પડેલી રેકોર્ડ નં. D. A. 5361 માં ઉપરનો સંવાદ બહાર પડયો છે જે રેકોર્ડ દરેકે વસાવી સાંભળવા જેવી છે.




## સ્વદેશ

**ગુજરાતી સ્ત્રીને સખત સજા :** શ્રીમતી લીલાવતી માણેકલાલ ઝવેરી નામની ગુજરાતી સ્ત્રી સામે અનીતિની કમાણી પર ગુજરાન ચલાવવાના આરોપસર કેસ ચાલતો હતો તેનો ચુકાદો આવી ગયો છે. તેને ૭ માસની કેદ અને રૂ. ૨૦૦ નો દંડ, અને દંડ ન ભરે તો ત્રણ માસની વધુ કેદની સજા કરવામાં આવી છે.

ગયા સપ્ટેમ્બરની ૧૮ મીએ વીજીલન્સ બ્રાન્ચ પોલીસે ૩૪૧ ગીરગામ રોડ ઉપરના મકાનને પહેલે માળે દરોડો પાડી લીલાવતીની ધરપકડ કરી હતી.

દરોડા દરમ્યાન એક બીજી સ્ત્રીને પોલીસે મોકલેલા બનાવટી ઘરાક સાથે અયોગ્ય સ્થિતિમા જોઇ હતી. લીલાવતી સામે અનીતિની કમાણી પર ગુજરાન ચલાવવાના આરોપ માટે બનાવટી ઘરાક, ટેક્ષીવાળો, એક ઇરાની વગેરેની જુબાની લેતા ના. મેજીસ્ટ્રેટે ગુન્હો પુરવાર થયેલો જણાવી આવા ગુન્હાઓ પર સખત ટીકા કરતાં જણાવ્યું કે: " આવા કેસોમા પોલીસને ખુબ મહેનત પડે છે એ જાણીતું છે અને સહેલાઇથી આવા ધંધા કરનારાઓ પકડાતા નથી.

વળી ધારાસભાએ છેક ૧૯૩૦ મા કાયદો સુધારી ત્રણ વરસની સજા કરવાની છુટ આપી એ પણ ધ્યાનમાં રાખવા જેવી વાત છે. એટલે આ કીસ્સાને અપવાદ ગણી શકાય નહિ. પછી ભલે માણસ એકજ વખત આવો ગુન્હો કરતા ઝીલાયો હોય.

વળી જવાબદારના નિવેદનમા જણાવવામા આવ્યું છે કે તેની મા મરણ પામી ત્યારે સારા પૈસા મુકી ગઇ હતી અને આવો ધંધો કરવાની તેને કોઇ જ જરૂર પડે એમ નહોતું.

પણ જુબાની દરમ્યાન ચોકખું જણાઇ આવ્યું છે કે જે ઘરમાથી એની ધરપકડ થઇ તે પહેલાના તેના નિવાસનું બે મહિનાનું ભાડું પણ તેણે આપ્યુ નહોતું. પરિણામે ઘરવાળાને જપ્તી લાવવી પડી હતી.

કાયદાએ આવા ગુન્હા સાથે સખત હાથે કામ લેવું જોઇએ અને ગુન્હો સાબીત થયેલો પૂરવાર થયો હોવાથી આરોપીને હું ૭ માસની સજા અને ૨૦૦ રૂપીઆનો દંડ અને દંડ ન ભરે તો વધુ ત્રણ મહિનાની સજા ફરમાવું છું. "

**મ્યુ. ગુલાબબાઈ ગુજરાતી કન્યાશાળા:** મુંબઇમા કાલબાદેવી રોડ પર આવેલી મ્યુનિસિપલ ગુલાબબાઇ સેન્ટ્રલ ગુજરાતી કન્યાશાળાનો હીરક મહોત્સવ ઉજવવાનો નિર્ણય થયો છે અને એને અંગે કાર્યવાહક સમિતિની નીમણુંક કરવામાં આવી છે.

**મુંબઇની વિધવા વિવાહ સહાયક** સભાના ગયા વર્ષના હેવાલ પ્રમાણે, ગયા વર્ષ દરમ્યાન ૫૪ પુનર્વિવાહ થયા હતા. તેમા મુંબઇમાં ૧૮ અને બીજા શાખાઓ મારફતે થયા હતા. સ્ત્રી સભ્યો પૈકી શ્રીમતી ભાગીરથીબાઇ નીર્ગુડેની સેવાઓની સાર્વત્રિક સભામા નોંધ લેવાઇ હતી. સભાને એક ગુજરાતી સ્ત્રી પ્રચારકની જરૂર છે.

**ગુજરાતી કુમારિકાનો આપઘાત :** મુંબઇમાં વિઠ્ઠલવાડીમા પિતા સાથે રહેતી યશુમતી ચંદુલાલ નામની ૧૬ વર્ષની કુમારિકાએ કોઇ ઝેરી એસીડ પી લેતા તેનું મરણ નીપજ્યું છે. કહેવાય છે કે યશુમતી જે રૂમમાં સુતી હતી તે રૂમના બારણા અંદરથી બંધ હતાં અને કોઇના કણસવાનો અવાજ સભળાતા ઘરના માણસો

ગી ઉઠયાં હતાં. અને બારી તોડી નાંખતાં થયુ
ની હાલત ગંભીર જણાતાં તેને હોસ્પીટલમાં
વામાં આવી હતી. આ લગ્ન ટુંક સમયમાં
હતાં.

**આંતરજ્ઞાતીય લગ્ન :** વિઠ્ઠલનગરમા મહાત્માજીની કુટિર સામે ગઇ તા. ૧૧ મીએ એક આંતરજ્ઞાતીય લગ્ન થયુ છે, ગુજરાત હરિજન સેવક સઘના એક કાર્યકર અને કવિશ્રી લલિતજીના પુત્ર શ્રી. પુરાતન બુચના લગ્ન આશ્રમમાં વસતાં શ્રી. લક્ષ્મીદાસ આસરના પુત્રી કુ. આનન્દી સાથે થયા હતાં.

**સ્ટવ સગડીના ભોગ :** ( ૧ ) વડોદરામાં, સુલતાનપુરા લત્તામા રહેતા વડોદરા રેલ્વે સ્ટેશનના પાર્સલ ક્લાર્ક શ્રી. હીરાલાલ શાહની પત્ની કુંદન, સળગતાં ફાનસમા ઘાસલેટ પૂરવા જતા ભડકો થવાથી સખ્ત દાઝી ગઇ અને તેથી મરણ પામી છે. ( ૨ ) મુંબઇમાં વ્હોરા બજાર સ્ટ્રીટમા રહેતી લક્ષ્મીબાઇ મૂળજી નામની બાવીસ વર્ષની કુંવારી સ્ત્રી સ્ટવ પર પાણી ગરમ કરવા જતા સાડીનો છેડો સળગી જવાથી દાઝી અવસાન પામી.

**ખાદી સેવિકાનું અવસાન :** નડિયાદમાં સવિનય કાનૂન ભંગની ચળવળ દરમ્યાન આગળ પડતો ભાગ લેનાર, અને હાલમા ખાદી પ્રચારનું કાર્ય મુંગે મોઢે કરી રહેલાં શ્રીમતી શારદાબહેન શહેર તા. ૧૬-૨-૩૮ ને રોજ નડિયાદમાં અવસાન પામ્યા છે.

**શિક્ષિકાઓની અગત્ય :** અમદાવાદમાં ગઇ તા. ૧૩ માર્ચે ગુજરાત પ્રાથમિક શિક્ષક પરિષદ શ્રીમતી લીલાવતી મુનશીના પ્રમુખ સ્થાને મળી હતી. તેમાં શ્રીમતી હંસાબહેન મહેતાએ પ્રાથમિક કેળવણી માટે સ્ત્રી શિક્ષકોની જરૂર સમજાવી હતી. શિક્ષકોને લગતા અગત્યના પ્રશ્નોની પરિષદમા ચર્ચા થઇ હતી. અને લગભગ તેર જેટલા ઠરાવો પસાર થયા હતા. તે પૈકી શિક્ષિકાઓ સાથે સબંધ ધરાવતા કેટલાક ઠરાવો પણ હતા. મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનીંગ કોલેજમાં પરણેલી સ્ત્રીનો પતિ હયાત હોય તો પતિની લેખી કબુલાત માગવામા આવે છે તે પોરબુ વછ દીવેલી સ્ત્રીઓ તેવી કબુલાત મેળવી શકતી નથી તેથી રદ કરવાની માંગણી કરતો અને

શિક્ષિકા તરીકે કુંવારી કે વિધવાને નોકરીમાં રાખવી અને કુંવારી શિક્ષિકા પરણે એટલે તે રાજીનામું આપે એવા અમદાવાદ મ્યુ ના ઠરાવ પ્રત્યે નાપસંદગી દર્શાવતા ઠરાવો પણ થયા હતા.

શિક્ષિકાઓની અગત્ય સમજાવતા શ્રીમતી હંસાબહેન મહેતાએ નીચેના ઉદ્ગારો કાઢયા હતા.

" પ્રાથમિક શિક્ષણ માટે આજે પુરૂષ શિક્ષકો કરતાંએ સ્ત્રી શિક્ષકોની જરૂર વધારે છે. નાના બાળકોના શિક્ષણનું કાર્ય પુરૂષ કરતાંએ સ્ત્રીઓ વધારે સારી રીતે કરી શકે વિલાયતથી કેળવણીના નિષ્ણાતો એબટ અને વુડ આવ્યા હતા તેમણે પણ એ જ સૂચના કરી છે કે પ્રાથમિક શિક્ષણનું કાર્ય સ્ત્રીશિક્ષકોને સોંપવું જોઇએ. એક માતાની ગરજ સ્ત્રીશિક્ષક વધારે સારી રીતે સારી શકે. એટલા માટે સ્ત્રી શિક્ષકોની સંખ્યા વધારવા પ્રયત્નો થવા જોઇએ. સ્ત્રી શિક્ષકોના શિક્ષણમાં કે બીજી રીતે જે કંઇ આડખીલીઓ હોય તે દૂર કરવાની ફરજ સમાજ તેમજ સરકાર બન્નેની છે. સ્ત્રીઓ ગામડામા શિક્ષક તરીકે જતા ડરે છે અથવા તો એમને ખાતાના પુરૂષ અધિકારીઓ તરફથી કે પછી શાળા કમિટિઓના સભ્યો તરફથી જે કનડગત કરવામા આવે છે એ બાબત યોગ્ય પગલા લેવાનું કામ સમાજ તેમજ સરકારનું છે. જે સમાજમાં સ્ત્રીઓ નિર્ભયતાથી પોતાનું કર્તવ્ય બજાવી શકતી નથી એ સમાજ કોઇપણ રીતે સંસ્કારી સમાજ કહી શકાય જ નહિ. સ્ત્રી શિક્ષકોની સાચી મુશ્કેલીઓને દૂર કરવાના પ્રયત્ન થશે તેને માટે કોંગ્રેસ સરકાર જરૂર ખાતરી આપી શકે. અત્રે એટલું કહું છું કે ઝીણીઝીણી મુશ્કેલીઓને મોટું રૂપ આપવાનો આ વખત નથી. આજે તો દેશભરમાં જેને કંઇ કાર્ય કરવાનું છે તેને અનેક મુશ્કેલીઓ વેઠીને જ કરવાનું છે. શિક્ષણનું કાર્ય અને તે પણ સ્ત્રી શિક્ષકનું કાર્ય આજે તો અતિ મહત્વનું છે. એ કાર્ય તમારી અંગત મુશ્કેલીઓને પણ સહન કરીને તમે કરો એ ઇચ્છું છું. "

**યુવતીના ખુનીને ફાંસી :** કોડીનાર મહાલના દેવલપુર ગામના એક મીરે બદકર્મની માગણી નહિ સ્વીકારવા માટે તેજ ગામની એક કોળણ યુવતીને પેટમાં છરી હુલાવી ખૂન કર્યું હતું. આ ગુન્હા બદલ અમરેલીની સેશન્સ કોર્ટે તેને ફાંસીની સજા ફરમાવી હતી ને તેનો અમલ તા. ૧૪ ના રોજ થવાનો હતો. આ માણસને ફાંસી આપવાની હોવાથી ગાયકવાડ સરકારનો તેજ દિવસે અમરેલી આવવાનો કાર્યક્રમ બે દિન [illegible] ઠેલાયો હતો !

**બાળલગ્ન સામે જેહાદ :** ગયા માસ દરમ્યાન ન્યુ દિલ્હીમાં મધ્યસ્થ ધારાસભાની બેઠકમાં બાળલગ્નો સામે જેહાદ પોકારતાં બે ખરડા આવ્યાં હતાં અને તેના પર ચર્ચા ચાલી હતી. શ્રી. લાલચંદ નવલરામે દેશી રાજ્યોમાં બાળલગ્ન સામે પગલાં લેવાને લગતો ખરડો ચર્ચા માટે રજુ કર્યો હતો.

આ ખરડાનો ઉદ્દેશ બ્રિટિશ પ્રજાજનોના બ્રિટિશ હદમાંથી બહાર જઇ નજીકના રાજ્યોમાં જઇ ત્યાં શારદા એકટનો ભંગ કરી, લગ્ન કરી લીધા પછી બ્રિટિશ હદમાં પાછા આવવાની પ્રથાનો અંત લાવવાનો છે. એમાં એવી પણ જોગવાઇ રાખવામા આવી છે કે એ કાયદાની શિક્ષાત્મક કલમો બ્રિટિશ પ્રજાજને દેશી રાજ્યની હદમાં જઇ કરેલા ગુન્હાને પણ લાગુ પાડવામાં આવે.

સર હેનરી ક્રેઇકે સરકારની વતી આ ખરડા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી હતી.

સર નૃપેન્દ્રનાથ સરકારે એમ ધ્યાન દોર્યું હતું કે સભા સમક્ષ આવેલો ખરડો ઘણો જ સરળ છે. શારદા એકટમાંથી થતી છટકબારીને અટકાવવા માટે તે છે અને તેમાં કોઇ ધાર્મિક કે સામાજિક સિદ્ધાંત સંડોવાતો નથી.

શ્રી. લાલચંદ નવલરાયે જણાવ્યું હતું કે મારી જાણમાં કેટલાક એવાં રાજ્યો છે કે જે આવાં લગ્નો-લગ્ન દીઠ રૂા. ૧૦૦ લઇ તેવાં લગ્નો પોતાની હદમા થવા દે છે. ખરડાને સભાએ સામાન્ય ટેકો આપ્યો હતો જેમાં સરકારનો પણ સમાવેશ થાય છે, પરંતુ કેટલાક હિંદુ અને મુસ્લીમ સભ્યો કે જેઓ રૂઢીચૂસ્તો છે તેમણે એવો આગ્રહ કર્યો હતો કે આપણે સામાજિક સુધારાઓની બાબતમાં ખૂબ સાવધાનતા પૂર્વક આગળ ચાલવું જોઇએ.

ત્યારબાદ સભાએ ખરડો મિ. થોર્ને કરેલા સુધારા સાથે પસાર કર્યો હતો. આ સુધારો એવો

મતલબનો હતો કે આ કાયદાની કલમો (૧) તમામ બ્રિટિશ પ્રજાજનો અને તાજના સેવકોને હિંદના કોઇ પણ ભાગમાં અને (૨) તમામ બ્રિટિશ પ્રજાજનો જેઓએ હિંદના કોઇ પણ ભાગમાં વતનદારીનો હક પ્રાપ્ત કર્યો હોય અને તેઓ જ્યાં હોય ત્યાં આ કાયદાની કલમો તેમને લાગુ પડે.

શ્રી. બી. દાસે પોતાના બાળલગ્ન પ્રતિબંધક કાયદામાં સુધારણાને લગતા ખરડાને સીલેક્ટ કમીટી ઉપર મોકલવાની દરખાસ્ત રજુ કરી હતી. સીલેક્ટ કમિટીમાં નીચેના નામો રજુ કર્યાં હતાં.

ધારાસભ્ય, ગૃહમંત્રી, મી. ચેટર્જી, મિ. કાનરાન સ્મીથ, મિ. એન. એમ. જોશી, મિ. એફ. ઇ. જેમ્સ, શ્રી. લાલચંદ નવલરાય, સરદાર સંતસીંઘ, સર એ. એચ. ગઝનવી. મી આસુદીન, મિ અબ્દુલ કયુમ, શ્રી. પ્રકાશ, શ્રી. ગાડગીલ, શ્રી. અસફઅલી, શ્રી. દેશમુખ, શેઠ ગોવિંદદાસ અને શ્રી. બી. દાસ.

શ્રી. દાસે ખરડા ઉપર બોલતાં જણાવ્યું હતું કે માણસે હિંદમાં સ્ત્રીજાતિ પ્રત્યે અન્યાય કર્યો છે. શારદા એક્ટને વધુ સખત બનાવવા માટે મહીલા મંડળો હીલચાલ ચલાવી રહ્યાં છે. શારદા એક્ટના ઘડનારા હરબિલાસ શારદાએ ખરડા મારફત સમસ્ત હિંદી મહિલા સમાજની સેવા કરી છે. આ ખરડાએ પણ ચકચાર જગાડી છે અને જો આ ખરડો પસાર નહીં થાય તો એ ભારે કરુણાજનક બનાવ કહેવાશે. મોટી ઉમરનો પુરૂષ બાળકીને પરણવા પછી પુખ્ત વયની સ્ત્રી સાથે લગ્ન કરી બાળકીને તરછોડે તે અટકાવવાની કલમને લગતો ટેકો છે. અગરવાલ મહાસભા અને મારવાડી મહિલા સમાજે પણ આ ખરડાને ટેકો આપનારા ઠરાવો પસાર કર્યા છે.

બુધવાર તા. ૧૬ મીની બેઠકમાં દરખાસ્ત ચર્ચા માટે રજુ થતાં સભાગૃહ બહાર સનાતનીઓએ મોટા દેખાવો કર્યા હતા. દરખાસ્ત પરનો શ્રી. બેનેરીઆનો સુધારો પ્રમુખે નામંજુર કર્યો હતો. શ્રી. દાસે ચર્ચાનો જવાબ આપતાં જણાવ્યું હતું કે લાહોરના એક કેપ્ટન ભંડારીએ શ્રી. દાસનો દરખાસ્ત સ્વીકારાતાં ધારાસભાને રૂ ૫૦૦૦ નવાજેશ કરવાનું જણાવ્યું હતું. એમણે એવી સૂચના કરી હતી કે ધારાસભાના મકાન સામે એક સ્તંભ ખડો કરી તે પર તેમની દરખાસ્તને ટેકો આપનારના નામ સુવર્ણાક્ષરે અને વિરોધ કરનારાઓનાં નામ કાળા અક્ષરે આલેખવામાં આવે! એમણે એ માટે રૂા. ૧૦૦૦ ગૃહમંત્રી પર મોકલી આપ્યા હતા. અને દરખાસ્ત પસાર થયે બાકીના મોકલનાર હતા. ત્યારબાદ દરખાસ્ત સાથે શારદા બિલ સીલેક્ટ કમિટીને સોંપવાની દરખાસ્ત પસાર થઇ હતી.

**મુસ્લીમ લગ્નની બેધારી તલવાર :** મધ્યસ્થ ધારાસભાની નવા માસમાં મળેલી બેઠકમાં

મુસ્લીમ સ્ત્રી ધર્મત્યાગ કરે તો તેની તેના લગ્ન ઉપર શી અસર થાય તેની ચોખવટ કરનારૂં અને તલાકને લગતા મુસ્લીમ લૉ (શરીયત)માં જે કલમો છે, તેને મજબુત કરનારો ખરડો જાહેર અભિપ્રાય માગવા માટે મી. કાઝમીએ દરખાસ્ત રજુ કરી હતી.

મી. અબ્દુલ કયુમે આ ખરડાને વધાવી લેતાં જણાવ્યું હતું કે આ ખરડાથી મુસ્લીમ સ્ત્રીઓને નડતું ઘણું નડતર દુર થશે અને ઇસ્લામી કાયદાના અર્થ વિષે ઘણા મતભેદો ઉભા થાય છે. જુનવાણી માણસો એમ માને છે કે સ્ત્રીના ધર્મ પરિવર્તનથી તેનું લગ્ન ફોક થાય છે. જ્યારે નવીન વિચારના માણસો એમ માને છે કે ધર્મ પરિવર્તનથી લગ્નને બાધ શા માટે આવવો જોઇએ. આને લીધે ઘણી સ્ત્રીઓ અણુગમતા લગ્નમાંથી છુટવા માટે ધર્મ-પરિવર્તન કરે છે.

સર એન. એન. સરકારે આ દરખાસ્ત ટેકો આપતા જણાવ્યું કે આ ખરડો જો કાયદો થશે તો ધર્મપરિવર્તન પછી પણ મુસ્લીમ સ્ત્રી પોતાના ધણી સાથેનો લગ્ન સંબંધ જાળવી શકશે. જો કોઇ હિંદુ સ્ત્રી મુસ્લીમ થાય તો તે પોતાના ધણીને મુસ્લીમ થવાનું કહી શકે છે, પણ જો ધણી મુસ્લીમ થવાની ના પાડે તો તે છુટાછેડા લઇ શકે છે. અને તે મુસ્લીમ પતીને પરણ્યા પછી પાછી હિંદુ ધર્મમા આવે તો આ ખરડા અનુસાર તે તેના મુસ્લીમ ધણીથી છુટાછેડા નહીં માગી શકે આ રીતે મુસ્લીમો બન્ને બાજુથી લાભ ઉઠાવવા માગે છે કે જેનો બીજી કોમ કદાચ વિરોધ કરશે.

**સ્ત્રી કેદીઓને છોડો :** જુદા જુદાં કારણો-સર, જુદાં જુદાં સ્થાનોમાં અત્યારે કેદ ભોગવી રહેતી સ્ત્રી રાજકીય કેદીઓ, શ્રી વીણા દાસ, શ્રી. અરૂણા, શ્રીમતી સુનીતિ ચોધરી, સ્વર્ણલતાદેવી, રાજલક્ષ્મી, શાન્તિ ઘોષ, કલ્પના દત્ત, રાણી ગાઇદાલો (આસામ) અને બીજી કેદીઓ પ્રત્યે ચલાવવામાં આવતા ક્રુર વર્તાવ સામે વિરોધ દર્શાવતો અને તેમને છોડી મૂકવાની માંગણી કરતો ઠરાવ નાગપુરમાં મળેલી એક જાહેર સભાએ કર્યો હતો.

**વર્ધાનો મહિલાશ્રમ :** વર્ધાની સુપ્રસિદ્ધ સંસ્થા મહિલાશ્રમનો બીજો વાર્ષિક ઉત્સવ પૂજ્ય કસ્તુરબાના પ્રમુખપદે ઉજવાયો હતો. એ પ્રસંગે પૂજ્ય કસ્તુરબાના હાથે, વિદ્યાર્થીનીઓએ તૈયાર કરેલ કલા પ્રદર્શન પણ ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. સ્ત્રીઓની ફરજો વિષે પૂ. કસ્તુરબાએ પ્રાસંગિક વિવેચન કર્યું હતુ.

**પ્રકીર્ણ :** (૧) મુંબઇ વિમેન્સ એસોસીએશનના એક પ્રતિનિધિ મંડળે, મુંબઇના ગૃહસચીવ શ્રી. કનૈયાલાલ મુનશીની મુલાકાત લઇ, વેશ્યાગિરિ અટકાવવાને લગતા કાયદામાં સુધારો કરવાની અને એના પર તકેદારી રાખવી મુંબઇ પોલીસ ખાતામાં માણસોનો વધારો કરવાની માગણી કરી છે. (૨) ના. આગાખાનના માતુશ્રી શ્રીમતી લેડી અલીશાહ અવસાન પામ્યાં છે

આદ્યતંત્રી અને સ્થાપકઃ જયકૃષ્ણ ના. વર્મા, બી. એ; એલએલ. બી., એમ. એસ. સી. ( લંડન )
હાલ દીવાન લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

| વ્યવસ્થાપક : | તંત્રી : | પ્રકાશક : |
|---|---|---|
| નટવરલાલ એ. ઠક્કર | પદ્મેશ ક. શુકલ | અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કર, |
| લુહાણામિત્ર પ્રિં. પ્રેસ. | ૪૩, કલ્યાણ બિલ્ડિંગ નં. ૧, | ૧૧૪, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, |
| વડોદરા. | ઠાકોરદ્વાર: મુંબઈ, ૪ | મુંબઈ. ૪. |

પુ. ૩૦મું ] એપ્રિલ : ૧૯૩૮ [ અંક ૨જો

## અનુક્રમણિકા



### બાલ વિભાગ—તંત્રી : સોમભાઈ પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪-૬-૦ : વિદેશ માટે શીલીંગ ૯ઃ : છૂટક નકલ આઠ આના



કમળા નહેરુ સ્મારક હોસ્પીટલ ફંડ માટે ફાળો ઉઘરાવતી
મુંબઇની સ્વયંસેવિકાઓ



રાષ્ટ્રપતિ સુભાષચન્દ્ર બોઝ મુંબઈ આવ્યા ત્યારે તેમણે માધવબાગમાં સ્ત્રીઓની સભામાં ઉદ્બોધન કર્યું હતું તે વખતનું દૃશ્ય.

ગુણસુન્દરી
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૩૭મું | એપ્રિલ : ૧૯૩૮ | અંક ૨ જો

# લાડકવાયાને

[ ઢાળ—કોઈનો લાડકવાયો ]

અસ્ત થયો અંતરનો-આતમ દીપક રે ઓલાયો,
તેજ ભર્યો મુજ નયન સિતારો પલમાં રે પલટાયો,
જઈ ક્યાં જોઉં ફરીને રે
અરે ! મુજ લાડકવાયાને ? ૧

ખમ્મા ખમ્મા કરતાં રે મારો ખોટયેથી ખોવાણો,
અમીભર્યો આશાનો રે મુજ રસ-પ્યાલો ઢોળાણો,
જઇ ક્યાં જોઉં ફરીને રે
અરે ! મુજ લાડકવાયાને ? ૨

ઝાઝાં જતને જાળવતાંયે લાખેણો લૂંટાણો,
એકલનો એક જ અંબુમુખો જીવનથી ઝૂંટાણો,
જઇ ક્યાં જોઉં ફરીને રે
અરે ! મુજ લાડકવાયાને ! ૩

રત્ન સમો મુજ રંક નસીબે શો નહીં હોય સમાણો ?
ગુણવંતો રે ગુલાબ મારો કયા કરમે કરમાણો !
જઇ ક્યાં જોઉં ફરીને રે
અરે ! મુજ લાડકવાયાને ! ૪

ખાણુદો ખળવતો બીજો સર્વદમન શો, એવો
જોમભર્યો જોરાવર શૂરો હતો અભિમન્યુ જેવો,
જઇ ક્યાં જોઉં ફરીને રે
અરે ! મુજ લાડકવાયાને ? ૫

સાવજડો સપડાતાં પડદે પડયા ઉંડા ઘા કારી,
મજ મજ બોલીભર્યો અરે મહારાજ થઇ તું હારી,
જઈ ક્યાં જોઉં ફરીને રે
અરે ! મુજ લાડકવાયાને ? ૬

ડીફા જેવું ડડઘાળું એ અંગ ઘડી શે ભૂલું !
ખોળાખૂંદણ ખેલણ મારા તું પર સઘળું ફૂલું,
જઇ કયાં જોઉં ફરીને રે
અરે ! મુજ લાડકવાયાને ? ૭

ખોળું કયાં ખંતીલા ! તુજને, કયે પથે તું પળિયો ?
કઇ દિશાએ દોડી વળનું અંતરનો ઉજળિયો !
જઇ કયાં જોઉં ફરીને રે
અરે ! મુજ લાડકવાયાને ? ૮

આવ બાપલા બાળુડા ઓ ! હસતો હડીએ બાપુ !
આવ વિસામા વહાલા ! હોંસે હૈયા સરસો ચાંપું,
જઇ કયાં જોઉં ફરીને રે
અરે ! મુજ લાડકવાયાને ? ૯

અલબેલા ! તુજ અબોલ છબીએ કહી રહી કરગરતી,
ફરી બોલ મીઠડલા મારા ! વાણી અમૃત ઝરતી,
જઇ કયાં જોઉં ફરીને રે
અરે ! મુજ લાડકવાયાને ? ૧૦

કાલાં ઘેલાં કવનો તારાં ઘડી નથી વિસરાતાં,
પ્રિય હઠીલા હૈયાના તુજ ભાવ નથી ભૂલાતા,
જઇ કયાં જોઉં ફરીને રે
અરે ! મુજ લાડકવાયાને ? ૧૧

હતી ઉજળી તુથી વહાલા ! મારી જીવનવાડી,
આશાની મુજ ફૂલવેલડી કોણે આમ ઉપાડી ?
જઇ કયાં જોઉં ફરીને રે
અરે ! મુજ લાડકવાયાને ? ૧૨

' કનક ' સરીખી કાયા પર કિરતાર અરે શે કોપ્યો ?
શે એને મુજ આંખડીએથી સદાય માટે લોપ્યો ?
જઇ કયાં જોઉં ફરીને રે
અરે ! મુજ લાડકવાયાને ? ૧૩

કુંવરણો કેસરીઓ રે હાય ! સ્મશાને સૂતો,
રક્ષા કરજો પ્રભુ ! ભળ્યો એ શાખભર્યો અવધૂતો,
જઇ કયાં જોઉં ફરીને રે
અરે ! મુજ લાડકવાયાને ? ૧૪

રતનબા વીરસિંહ ચાવડા

કન્યાશાળામાં બપોરે કલાક બે કલાક છોકરીઓને અભ્યાસની હારમાં બહાર લઇ જવામાં આવે છે તેમ તે વખતે તેઓને જે ગાડામાં બહાર લઇ જવામાં આવતી તે દરમ્યાન જ તેઓ ખુલ્લી હવા ને કસરત મેળવી શકતી. અત્યારે એ પરિસ્થિતિ છેક જ પલટાઇ ગઇ છે. સ્ત્રીજીવનમાં જે ફેરફાર થયો છે તે મુખ્યત્વે તેમની કેળવણીને જ આભારી છે. હવે શારીરિક તંદુરસ્તી ને ચારિત્ર્યબળ ખાસ કેળવવામાં આવે છે. અત્યારની કુમારિકાઓ અર્વાચીન છે ને એ અર્વાચીનતા માટે તેઓ ગૌરવ ધરાવે છે. એમની દાદીઓના શરમના શેરડા ને મૂર્છનાઓને તેઓ હસી કાઢે છે

### ઇંગ્લેન્ડમાં શાળાના વર્ગો

ઇંગ્લેન્ડમાં અત્યારે છોકરા છોકરીઓની કેળવણી એક જ પ્રકારની છે. પાંચથી ચૌદ વર્ષની વય સુધીની પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત છે. શાળાજીવનના બે વિભાગ પાડી શકાય: પ્રાથમિક ને માધ્યમિક. પ્રાથમિકના બીજા ત્રણ વિભાગ કરી શકાય. બાલમંદિર, પ્રાથમિક ને કુમારમંદિર.

### શાળામાં દાખલ થતાં પહેલાંની કેળવણી

બાળકેળવણીએ હજી હમણાં જ વિકાસ સાધ્યો છે. એના ખાસ પ્રયત્નો મુખ્યત્વે ખાનગી પ્રેરણાથી જ થયા છે. યુરોપનાં પહેલાં બાળમંદિરનો યશ ઓબરલીન ઓવન ને ફ્રોબેલ વગેરેને ફાળે જાય છે. સરકારે માન્ય રાખેલી શાળાઓ સાથે સંબંધ ધરાવતાં બાલમંદિરો તો ઘણા વખત પછી અસ્તિત્વમાં આવ્યાં. યુરોપનાં ઘણાં રાજ્યોમાં તો હજી હમણાં જ એના અસ્તિત્વની જરૂરીઆત પીછાનાઇ.

ઇંગ્લેન્ડ અને સ્કૉટલેન્ડે બાલમંદિરો સ્થાપવામાં પહેલ કરી. ઇસવીસન ૧૮૭૦ માં લોકલ સ્કુલ બોર્ડો ઉભી કરવામાં આવી ને કેળવણીમાં બાલમંદિરોને સ્થાન મળ્યું. ઇસ્વીસન ૧૯૦૫ ની સરકારી તપાસ પછી ખાસ મકાનો ને ખાસ શિક્ષકોની ઉણપ નજરે ચઢી. તે વખતની પરિસ્થિતિ બાળકોના માનસિક વિકાસને બાધક હતી એમ સમજાયું. ઇસ્વીસન ૧૯૧૮ ના કાયદાએ નાણાંની ખાસ મદદ આપી. ઇસ્વીસન ૧૯૩૪ માં આવાં બાલમંદિરમાં લાભ લેતાં બાળકોની સંખ્યા સાડા ૭ લાખ હતી; એટલે ૩ થી ૬ વર્ષ સુધીની વયનાં બાળકોના છત્રીસ ટકાને આ લાભ મળતો.

યુરોપના દેશોની અર્વાચીન પરિસ્થિતિ નીચે મુજબ છે: ફ્રાન્સમાં આવી બે પ્રકારની શાળાઓ છે, બેથી પાંચ વર્ષની વયનાં બાળકો માટે અને ત્રણ થી ૭ વર્ષ સુધીની વયનાં બાળકો માટે. પ્રાથમિક શાળામાં કિન્ડર ગાર્ટન દાખલ કરીએ તો એ શાળાઓનો ખ્યાલ આવે. એથી ૭ વર્ષની વય સુધીના બાળકોના પર ટકા બાલકોને એ શાળાઓનો લાભ મળે છે. ઇસ્વીસન ૧૯૩૬ માં ઇટલીમાં એવાં દસ હજાર બાલમંદિરો હતાં, તે ત્રણથી ૭ વર્ષ સુધીની વયનાં સાડા સાત લાખ બાલકો એટલે ૩૧ ટકાને લાભ આપતાં. બેલ્જીયમમાં આ બાલમંદિરોના જગતમાં સૌથી સરસ વિકાસ થયો છે. ૩ થી ૬ વર્ષની વય સુધીનાં બાળકોના ૭૦ ટકા એ સંસ્થાઓનો ત્યાં લાભ ઉઠાવે છે નેધરલેન્ડઝમાં ૨૮ ટકા, ને સ્વીટ્ઝરલેન્ડમાં ૫૦ ટકા છે. છેલ્લા મહાન યુદ્ધ પહેલાં રશિયામાં આવાં થોડાં જ ખાનગી બાલમંદિરો હતાં, ૧૯૨૫ પછી એમની સંખ્યામાં આશ્ચર્યજનક વધારો થઇ ગયો છે. સાઠ હજાર બાલકો વાળાં ૧૧૪૬ કિંડર ગાર્ટન મંદિરોને સ્થાને ઇસ્વીસન ૧૯૩૩-૩૪ માં ૨૭૧૫૧ કિંડર ગાર્ટન મંદિરો ઉભાં થવા પામ્યાં છે. ને ૩ થી ૬ વર્ષની વય સુધીનાં ચાર લાખ

પહેલાં ચાર વર્ષોનો જીવનના ઘડતરમાં અગત્યનો ફાળો હોવાથી ચારિત્ર્ય ચોક્કસ રીતે ઘડી લે છે—બાળકોને આશ્રિત રાખીને તેમજ ખોટાં લાડ લડાવીને આપણે તેમના કુદરતી વિકાસમાં અંતરાય નાખીએ છીએ. પરિણામે તેમના માનસ પર અવળી અસર થવાનો પાકો ભય રહે છે. આવાં બાલમંદિરો દ્વારા માબાપોને પણ ઘણું જાણવાનું મળે છે. વળી બાળકો દ્વારા શાળાનું વાતાવરણ ઘેર ઘેર ઉભું થઇ જાય છે.

## પ્રાથમિક શાળાઓ

પાંચ વર્ષની વય પછી કોઇ પણ બાળકને બાલમંદિરમાં રહેવા દેવામાં આવતું નથી. પછી તેઓ પ્રાથમિક શાળાઓમાં જાય છે ને આઠ વર્ષની વય થતાં સુધી ત્યાં ઉછરે છે.

પ્રીન્સે સ્ટ્રીટની શાળા વિશાળ સંસ્થા છે. ત્યાં ચાલીસ ચાલીસ બાળકોના વર્ગવાળા આઠ વર્ગો છે. નબળા બાંધાનાં ને અતારોગ્ય બાલકો માટે ખુલ્લા વર્ગોની ગોઠવણ પણ છે. એ રીતે ખુલ્લો પ્રકાશ ને હવા તેમને મળી રહે છે, તેમજ તેમના ઉપર ખાસ દેખરેખ પણ રાખવામાં આવે છે. સવારના નવ વાગે શાળા શરૂ થાય છે ને સાંજના ચાર વાગે બંધ થાય છે. સવારે સાડા દસે, બપોરે બારે ને સાંજે ત્રણ વાગે એમ ત્રણ રજાઓ પડે છે. દિવસની શાળા હોવાથી બાર વાગે શિક્ષકો ને વિદ્યાર્થીઓ જમવા ઘેર જાય છે. બપોરે બે વાગે શાળા ફરી ચાલુ થાય છે ને બાળકો મુખ્યત્વે રમે છે કે હસ્તકલા શીખે છે. પાઠ તો સવારે જ આપવામાં આવે છે. શિક્ષકો પાઠ બને તેટલો શાળામાં જ તૈયાર કરાવવા લક્ષ આપે છે. ફ્રોબેલીઅન કિંડરગાર્ટન કે મોન્ટેસોરી જેવી આ શાળા નથી. શિક્ષકો બન્નેનાં સારાં તત્વો અપનાવી લેવા મથે છે. એમનું શાળાનું કામકાજ સમૂહ દૃષ્ટિએ નથીઃ વ્યક્તિગત છે. ગણિતના વર્ગમાં દરેક બાલક જુદો જુદો દાખલો ગણે છે. નિબંધ પણ એજ રીતે શીખવાય છે. બાલકો પોતપોતાના વિષયો પસંદ કરે છે. કોઇ વર્ગમાં જુદી જુદી વાર્તાની ચોપડીઓ વહેંચવામાં આવે છેઃ બાલકો જાતે તે વાંચી જાય છે. એરોપ્લેઇન, રાક્ષસી મહેલ, ખેતીવાડી વિગેરે હસ્તકલાના વિભાગો છે. બાલકોની વય જોતાં આ કામ ખાસ ધ્યાન ખેંચે છે ડ્રીલના વર્ગો એવી રીતે લેવામાં આવે છે કે દરેક હિલચાલનો ચોક્કસ અર્થ હોય એથી જ બાલકો શ્રમીત થવાને બદલે તેમાં ઉત્સાહપૂર્વક ભાગ લે છે. સેંટ આલ્બન ગર્લ્સ હાઇ સ્કુલની વિદ્યાર્થિનીઓ પોતાને એવરેસ્ટ ઓળંગનાર કે માળાનાં પક્ષી કલ્પતી ને લૂંટારૂઓનો સામનો કરતાં ભાગી જતી કે ખબરદારી દાખવતી જોવામાં આનંદ પડે છે. આવી અંગ કસરત સાથે પીઆનો ચાલુ જ હોય છે તે ઘણો જ મદદરૂપ થઇ પડે છે. ડૉ. બેલાર્ડ કે પ્રોફેસર સિરીલ બર્ટ જેવી, આઠ વર્ષની વયે એક પરીક્ષા લેવાય છે ને સફળતા મેળવનાર ત્રણ વર્ષ માટે કુમાર મંદિરમાં દાખલ થાય છે

## કુમારમંદિરો

બાલમંદિર ને પ્રાથમિક શાળાઓમાં છોકરા-છોકરીઓ સાથે શિક્ષણ લે છે. પરંતુ કુમાર મંદિરો ભેગા-યા જુદાં જુદાં હોય છે. કીંગ આલ્ફ્રેડ સ્કુલ કે સેઇંટ જ્યોર્જ સ્કુલમાં ભેગા વર્ગો છે. જ્યારે કેન્ટન ટાઉનની એલ. સી સી જુનિયર ગર્લ્સ સ્કુલ જેવી સંસ્થામાં એકજ આંગણામાં જુદા જુદા મકાનમાં અગર તો જુદા જુદા માળે કુમાર મંદિર ને કુમારી મંદિર બેસે છે. આ શાળાનું મકાન પાંચ માળનું છે. ભોંયતળિયે બાલમંદિર છે પહેલો ને બીજો માળ

કુમાર મંદિર છે ને ત્રીજા ને ચોથા માટે કુમારી મંદિર છે. જુદા જુદા વિભાગમાં જુદા જુદા શિક્ષકો હોય છે. પરંતુ કુમાર મંદિર ને કુમારી મંદિરના શિક્ષકો સંબંધ સારો જાળવે છે. વિચારવિનિમય માટે અવારનવાર સભાઓ ગોઠવે છે. ખાસ પ્રસંગે યા ખાસ ભાષણ હોય ત્યારે કુમારો કુમારીઓને યા કુમારીઓ કુમારોને આમંત્રે છે. કેટલીક જુની શાળાઓમાં વિજળીની બત્તીઓને ટેલીફોન નથી એ મોટી ઉણપ છે, ત્યાં ગેસની બત્તીઓ છે. કેટલાક વર્ગોમાં બે વિભાગ પાડેલા હોય છેઃ ચાલાક વિદ્યાર્થીઓ માટે ને ઠોઠ નિશાળિયા માટે. આવા વિભાગથી શિક્ષકનું કાર્ય સરલ બને છે ને બાળકોને પણ લાભ થાય છે. એલ. સી. સી. બોર્ડ ઓફ સ્કુલનું કામકાજ ખાસ ધ્યાન ખેંચે છે. એમાં મિશ્રમંદિર છે. કુમાર કુમારીઓની કુલ સંખ્યા ૫૦૦ છે. આખીયે શાળાના ત્રણ વિભાગ કરવામાં આવ્યા છે. કનિષ્ઠ મધ્યમ ને શ્રેષ્ઠ. ફેરફારથી વિદ્યાર્થીને ફાયદો થાય તેમ લાગે તો કનિષ્ઠ વર્ગના બાળકને મધ્યમમાં મધ્યમવર્ગના બાળકને શ્રેષ્ઠ વિભાગમાં ચઢાવવામાં આવે છે. આથી ઉલટેક્રમ પણ કેટલીકવાર સ્વીકારાય છે એટલે શ્રેષ્ઠ વર્ગના બાળકને મધ્યમ યા કનિષ્ઠ વિભાગમાં ઉતારવામાં આવે છે. શ્રેષ્ઠ વિભાગમાં ચાર વર્ગો છે, ત્રણ મધ્યમ વર્ગો છે, ને બે કનિષ્ઠ વર્ગો છે. છોકરાને નોકરીઓ માટે ઠેક ઉપલે માળે એક એક જુદો વર્ગ છે. ત્યાં ઉચ્ચ શિક્ષણ માટે જે વિદ્યાર્થી યા વિદ્યાર્થિની લાયક ન હોય તેને જુદા જ અભ્યાસક્રમ માટે તૈયાર કરવામાં આવે છે. આ શાળામાં ઉચ્ચ વિભાગ પણ છે.

અભ્યાસક્રમ પણ ચાર વિભાગમાં વહેંચાયલો છે. સેઇન્ટ જ્યોર્જ, સેઇન્ટ ડેવીડ, સેઇન્ટ એન્ડ્રુઝ અને સેઇન્ટ પેટ્રિક. દરેક પોતાનો મુદ્રાલેખ ધરાવે છે. આ વિભાગથી ઉપયોગી દ્રષ્ટિબિંદુ ઉભું નીકળે છે. રમત-ગમત, સંવાદો ને અભ્યાસમાં ઉચ્ચ પ્રકારની દ્રષ્ટિબિંદુ મંડાય છે. અઠવાડિયામાં બે વાર મુખ્યશિક્ષક સામાન્ય સભા રાખે છે. ત્યાં સંવાદો ભજવાય છે ને ઉચ્ચતા અંકાય છે. અઠવાડિયામાં બે વાર સવારે પણ સામાન્યસભાઓ મેળવવામાં આવે છે કારણ કે સંખ્યા વધારે હોઇ બાલમંદિરને પણ તેનો લાભ આપવામાં આવે છે. બપોરનો સમય કલાકારીગીરી માટે ઉપયોગમાં લેવાય છે. તેના બે પ્રકાર છે. ભૂમિતિની દ્રષ્ટિએ ને વિનોદની દ્રષ્ટિએ. વિનોદકાર્યોમાં નેતરકામ, પુંઠાકામ, પુસ્તક-બંધામણ વિગેરેનો સમાવેશ થાય છે. ભૂમિતિની દ્રષ્ટિએ જે ક્રમ હોય છે તેમાંથી કન્યાઓને બાકાત રાખવામાં આવે છે. નેતરકામને પુસ્તક બંધામણ પણ તેમને સોંપવામાં આવતું નથી. પરંતુ સામાન્ય પાઠશિક્ષણ ને ડેલ્ટન યોજનાનો અમલ થાય છે ને તેમાં કાંઇજ મુશ્કેલી નડતી નથી. કુમાર ને કુમારીઓને ચોક્કસ કામ સોંપવામાં આવે છે ને એ કામ પૂરું થતાં બીજું કામ હાથ ધરી શકાય છે. બાળકો પોતાનાં સાધનોની નોંધ હંમેશાં પાસે રાખે છે. વિષયવાર નોટો પણ જુદી જ હોય છે. ખંડમાં ગીર્દી થતી જણાય તો જ શિક્ષક બાળકને બીજું કામ હાથ ધરવા સૂચવે છે. બાકી તેઓ વિદ્યાર્થીની પોતાની પસંદગીની આડે કદી આવતા નથી. વળી અમુક વિષય માટે અમુક સમય પણ નિર્ણિત કરેલો હોતો નથી.

## હિંદની પ્રાથમિક કેળવણી

હિંદની પ્રાથમિક કેળવણી અનેક ઉણપોવાળી છે. પ્રથમ તો પ્રાથમિક શાળાઓનાં મકાનો જ ભેંક નકામાં હોય છે. વળી ઘણો શ્રમ નિરર્થક જાય છે, પ્રથમ કેન્દ્રોમાં દાખલ

થયેલી સંખ્યાના પંદર ટકા પણ ચોથા વર્ગ સુધી પહોંચતા નથી. પંચ્યાસી ટકા ખરી પડે છે. એ શાળામાં મેળવેલું જ્ઞાન પણ જીવનમાં પડતાં તે વિસરી જાય છે. છોકરીઓના આંકડા તપાસવામાં આવે તો પાંચમી ચોપડી પહોંચતાં ૯૪ ટકા ખરી પડે છે. ફરજીયાત કેળવણી ન થાય ત્યાં સુધી આ દશા સુધરી શકવાની જ નથી. ઘણા વિષયો શીખવાના હોય છે એવી ફરિયાદ ઘણી વાર કરવામાં આવે છે, પરંતુ હિંદની ને ઇંગ્લૅન્ડની શાળાઓ સરખાવીએ તો એ વાત ખોટી પડે છે. હિંદી બાલકો માટે શિક્ષણની રીત જ ખોટી અખત્યાર કરવામાં આવી છે. પરીક્ષાની પદ્ધતિ પણ ઉણપોવાળી છે. વિષય વિવિધતાને બદલે પાઠ્યપુસ્તકોની પસંદગી વધારે પીડાજનક છે.

### ઇંગ્લૅન્ડની માધ્યમિક શાળાઓ

ઇંગ્લૅન્ડમાં અગિયાર વર્ષની વયે પ્રાથમિક શિક્ષણ ખતમ થાય છે. પછીની વયનાં બાળકોની કેળવણી માધ્યમિક લેખાય છે ચૌદપંદર વર્ષની વય થતામાં તે પણ ખલાસ થાય છે. આ શાળાઓના પણ ત્રણ વિભાગ છે શ્રેષ્ઠ, મધ્ય ને કનિષ્ઠ અગિયાર વર્ષની વયે દરેક કુમારીની શિષ્યવૃત્તિ માટેની પરીક્ષા લેવાય છે. તેમાંની શ્રેષ્ઠ જુદી જાય છે, વચલા શાળાની મધ્યમ વર્ગમાં મૂકાય છે ને બાકીની કનિષ્ઠ વર્ગમાં દાખલ થાય છે.

### કનિષ્ઠશાળા—ઑલ્ડ ઑફ સિનિયર સ્કૂલ

હોશિયાર કન્યાઓની જોડે અથડાવા દેવાને બદલે ઉતરતી શક્તિની કન્યાઓ માટે જુદો વર્ગ પાડવામાં આવે છે. ત્યાં પ્રાથમિક શાળાના વિષયો જ શિખવાય છે. માત્ર રાંધણકલા કે ગૃહવ્યવસ્થાના કેટલાક વિષયો વધે છે. આ શાળામાં વ્યક્તિગત ધ્યાન વધારે આપવામાં આવે છે. જો કોઇ કન્યા હસ્તકલામાં કુશળ હોય તો તેને પોતાના શોખનો વિષય હાથ ધરવા દેવામાં આવે છે. આ શાળામાં વ્યવહાર કાર્ય મુખ્ય અંગ છે. આ શાળાઓ મિશ્ર પણ હોય છે ને જુદી જુદી પણ હોય છે. પરંતુ એ વિભાગો પણ, એક જ આંગણામાં કે એક જ મકાનમાં હોય છે. મોટાં કુમાર-કુમારિકાઓ માટે વધારાના વર્ગો પણ હોય છે. ઑલ્ડ ઑફ જુનિયર મીકસ્ડ સ્કુલમાં કુમારકુમારીઓ માટે જુદા જુદા વર્ગો પણ છે. માત્ર પાટીઆના પડદાથી જ એ વિભાગો છૂટા પાડેલા છે. ખાસ પ્રસંગો એ વચ્ચેનો પડદો દૂર કરી બન્ને વિભાગોને સાથે પણ લેવામાં આવે છે. આ શાળામાં અઠવાડિયામાં ત્રણ કલાક હસ્ત-કલા માટે, ત્રણ કલાક અંગ્રેજી માટે, ત્રણ કલાક ગણિતશાસ્ત્ર માટે, એક કલાક ઇતિહાસ અને એક કલાક ભૂગોળ માટે નિયત કરેલા છે. કુમારિકાઓ ગૃહવ્યવસ્થાના જુદા વર્ગમાં પણ જાય છે. શાળામાં ન આવતા વિદ્યાર્થીઓ માટે જુદો કારીગર વર્ગ પણ છે. વિદ્યાર્થીઓ ને વિદ્યાર્થિનીઓ માટે અંગકસરત માટે ખૂબ જ, સગવડ આપવામાં આવે છે. છોકરીઓ નેટ બૉલ બાસ્કેટ બૉલ ને ટેનીસ રમે છે. સ્નાનગૃહ પણ છે. ગ્રીષ્મમાં તરવાનું શિક્ષણ અપાય છે. અગિયારથી ચૌદ વર્ષ સુધી એટલે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ છે. પરંતુ કેટલીક કુમારિકાઓ તેર વર્ષની વયે વ્યાપારી શિષ્યવૃત્તિ પરીક્ષામાં બેસે છે ને તેમાં પાસ થનારને વ્યાપારીશાળામાં મોકલી આપવામાં આવે છે ત્યાં તેઓ બે વર્ષનો બીજો અભ્યાસક્રમ પૂરો કરે છે.

### માધ્યમિક શાળા—નાર્થ હેમરસ્મીથ સેન્ટ્રલ સ્કૂલ

સિનિયર સ્કુલ કરતાં જેની બુદ્ધિ તીવ્રતર હોય તેને માટે આવી સેન્ટ્રલ સ્કૂલ છે. એનો અભ્યાસક્રમ જરા ચઢતા પ્રકારનો હોય છે.

અંગ્રેજી, ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન, કલા, ગૃહવ્યવસ્થા, સીવણ ને અંગકસરત ત્યાંના મુખ્ય વિષયો છે. કેટલાક વર્ગોમાં ફ્રેંચ પણ શીખવાય છે. ઘણી ખરી શાળાઓનો પ્રકાર ચોકકસ હોય છે. વ્યાપારી કે હસ્તકલા વિભાગ કેટલીક શાળાઓમાં બન્ને પ્રકાર જોડાજોડ ચલાવવામાં આવે છે. વ્યાપારી વિભાગમાં શૉર્ટહેન્ડ, બુકકીપીંગ ને ટાઇપરાઇટીંગ શીખવવામાં આવે છે. આમ નવા વિષયો દાખલ થવાથી વિદ્યાર્થિનીઓ પાકશાસ્ત્ર કે સંગીત જેવા વિષયો પડતા મૂકે છે. ઉદ્યોગ વિભાગમાં વિદ્યાર્થિનીઓનાં છેલ્લાં બે વર્ષ વિજ્ઞાન, કલા, સીવણ ને બીજા ઘરગથ્થુ વિષયો શીખવામાં વીતે છે. બ્રાયન રોડ પર આવેલી નૉર્થ હેમરસ્મીથ સેન્ટ્રલ સ્કુલમાં ચારસો વિદ્યાર્થી છે. તે સવારે ૯-૧૦ વાગે શરૂ થાય છે ને ચાર વાગે બંધ થાય છે. વચ્ચે ત્રણ વાર રજા પડે છે.

આ શાળામાં બન્ને વિભાગો છે. ખાસ શિક્ષણ બીજે વર્ષે એટલે તેરમા વર્ષની વયથી શરૂ થાય છે. આ ઉંમરે કોઇ વિદ્યાર્થિની ખાસ વલણ દાખવે તો તેને વ્યાપારી શાળામાં મોકલી આપવામાં આવે છે. બીજાઓએ વ્યાપારવિભાગ કે ઉદ્યોગવિભાગમાં કામ કરવું તે જાતે જ પસંદ કરવાનું હોય છે. ભવિષ્યમાં કારકુની કરવી હોય તે વ્યાપારી વિભાગનું શિક્ષણ લેવું પસંદ કરે છે. ગણિતશાસ્ત્ર ને ફ્રેન્ચ એ વિદ્યાર્થીઓ માટે ફરજીયાત હોય છે. એથી ઓછી વયનાં તમામ કુમારકુમારીઓ કલ્પના ચિત્રો દોરે છે પણ મોટી ઉંમરે તેઓને વ્યાપારી ચિત્રકલા શીખવવામાં આવે છે. શાસ્ત્રીય ચિત્રકલા વિદ્યાર્થીઓને જ શીખવવામાં આવે છે. ભરતગૂંથણ માટેની અગર તો લાકડકામ માટેની આકૃતિઓ શિક્ષકો જાતઉપી તૈયાર કરે છે. એક ખંડમાં બાર તેર ટાઇપ રાઇટરો ગોઠવેલાં હોય છે. જ્યારે ફુરસદ મળે ત્યારે વિદ્યાર્થિનીઓ ત્યાં જઇ કામ કરી શકે છે. એનું શિક્ષણ ચાર વાગ્યા પછી આપવામાં આવે છે. દરેક ક્લાસમાં ટેલીફોન હોય છે મુખ્ય ઑફીસ વિજ્ઞાનખંડમાં હોય છે. આમ દરેક વિદ્યાર્થીને ટેલીફોન કેમ કરવો તે પણ શીખવવામાં આવે છે. વિજ્ઞાનખંડમાં પુષ્કળ સાધનો ને નકશાઓનો સંગ્રહ રાખવામાં આવે છે. વિદ્યાર્થીઓની પેઠે વિદ્યાર્થિનીઓને ખાસ વિજ્ઞાનપાઠો આપવામાં આવતા નથી. પડખે એક શયનખંડ ને સ્નાનગૃહ પણ હોય છે. ઘરગથ્થુ કામકાજ શીખતી વેળાએ વિદ્યાર્થિનીઓ તેનો ઉપયોગ કરે છે. વિદ્યાર્થીઓ લાકડકામ કરે છે ત્યારે વિદ્યાર્થિનીઓ પાકશાસ્ત્રમાં રોકાય છે. વ્યાપારી શાળામાં દાખલ ન થનાર વિદ્યાર્થી સોળ વર્ષની વયે સિનિયર ઑક્સફર્ડ પરીક્ષામાં બેસે છે. એમાં ઓછામાં ઓછા પાંચ વિષયો હોય છે. અંગ્રેજી, એક વિદેશી ભાષા—સામાન્ય રીતે ફ્રેંચ, ને ગણિતશાસ્ત્ર ફરજીયાત હોય છે. જ્યારે બે ઐચ્છિક વિષયો હોય છે. તે ઉપરાંત ત્રણ બીજા વિષયોમાં પણ બેસી શકે છે એ રીતે કુલ આઠ વિષયોની પરીક્ષા થાય છે. પછી વિદ્યાર્થીઓ વિદ્યાપીઠ કે કલાભુવનમાં દાખલ થઇ શકે છે. આવી શાળાના ચાર વિભાગો પાડવામાં આવેલા છે, દરેક વિભાગના શિક્ષકશિક્ષિકાઓ જુદા જુદા છે. દરેક વિભાગમાં સિનિયર પ્રીફેક્ટસ હોય છે. આથી રમતગમત ને અભ્યાસમાં હરિફાઇ જામે છે. આખી શાળાનું કામકાજ સંપૂર્ણ શિસ્તથી વ્યવસ્થાપૂર્વક ચાલે છે.

સેકન્ડરી સ્કુલ્સ-પ્રાથમિક શાળાઓ પછીની શાળાઓના ઉપર જણાવેલા બે પ્રકાર કરતાં તદ્દન જુદા પ્રકારની હોય છે. સિનિયર કે સેન્ટ્રલ સ્કુલ કરતાં સેકન્ડરી સ્કુલનું શાળાજીવન વધારે લાંબું હોય છે. સોળ વર્ષની વયે વિદ્યાર્થિનીને શાળામાંથી

# પેટ કે પ્રેમ ?

લેખક :
શ્રી. ગિરીશ

પોતાના સાળાના દીકરા ગમનલાલનું માગું લઈ આવેલા ધારશીભાઈની સાથે ગોળ ગોળ વાતોથી આટોપી અચરતલાલ અકડે છેવટે કહ્યું : ' એ ગમનલાલને એકાદ રવિવારે અહીં મારી પાસે જ મોકલોને. "

× × ×

અને એ આમંત્રણ અનુસાર આજે ગમન પરામાં રહેતા અચરતલાલ પાસે આવ્યો હતો.

પ્રચુરણ વાતચીતો અને ચાપાણીથી પરવારી અચરતલાલે સીધો પ્રશ્ન પૂછ્યો: " તમારી માસિક કમાણી કેટલી, ગમનલાલ ? "

" અત્યારે તો મને પચાસ રૂપિયા મળે છે, મુરબ્બી ! "

" એ તો બહુ ઓછા ગણાય ખરું ! "

" પણ મુરબ્બી હજુ તો શરૂઆત જ છે અને લીલાવતી અને હું ખુશીથી સુખપૂર્વક રહી શકીશું. "

" એ તો જાણે ઠીક. પણ એ ઉપરાંત તમારે કોઈ બીજી કમાણી ખરી ? "

" લીલાવતીનો અને મારો પરિચય પહેલવહેલો વજુભાઈના લગ્ન પ્રસંગે થયેલો. "

" હું વિશેષ કમાણીનું પૂછું છું. " ગમનનું કહેવું જાણે પોતે સાંભળ્યું જ નથી એમ અચરતલાલે પોતાની વાત આગ્રહપૂર્વક પૂછી.

" વિશેષ કમાણી તો શું મુરબ્બી ! શરૂઆતમાં મળતા પચાસ રૂપિયા અત્યારની બેકારીના જમાનામાં ઓછા ન ગણાય. ઉપરાંત હું ધારું તો બીજા પચાસ પાડી શકીશ."

" હં...હં...હું એ જ પૂછું છું. લ્યો આપણે એ બધું આંકડા મૂકી ટપકાવીએ "

એમ કહેતાં અચરતલાલે પાસેના ટેબલ પર પડેલા કાગળોમાંથી એક ચબરખી લઈ પેન્સીલ વડે લખવા માંડ્યું: " બોલો. "

" હું ટ્યૂશનો આપી શકું, છુટક ભાષાંતર કામ લઈ શકું. વળી કોઈ ઠેકાણેથી મળી જાય તો પ્રુફ વાંચવાનું પણ કરી શકાય. "

" ટ્યૂશનના કેટલા ? "

" પચીસેક મૂકો "

" અને ભાષાંતરના ? "

" એ ચોક્કસ ન કહી શકાય! પણ લખોને એક ફોર્મીયાના હશથી પંદર રૂપીઆ. "

" પ્રુફ રીડીંગના કેટલા આપે. ? "

" એ તો મળવા ઉપર આધાર. "

" પણ તોય ? "

" એ કેમ કહી શકાય મુરબ્બી ? આ બધુંય કામ મળવા ઉપર છે. "

" અને આવી અચોક્કસ કમાણીમાં તમે સંસારી બનવાના કોડ સેવો છો ! ગમનલાલ, તમારા મરનાર પિતાની સાથેની ઓળખાણને દાવે મેં ધારશીભાઈની માગણી સાંભળી પણ આવી ટૂંકી કમાણીવાળા જુવાનને હું મારી દીકરી શી રીતે આપી શકું ! વળી આ ઉપરાંત ભવિષ્યમાં તમારો પરિવાર વધે તેમને પાળવા, પોષવા, ભણાવવા ગણાવવા ? "

" પણ એ તો ભવિષ્યની વાત રહી. એની ગણતરી કાંઈ આજથી થાય ? "

" કેમ આજથી નહિ ! ડાહ્યા માણસો તો જોઈને જ પગ મૂકે અને પરણે એટલે છોકરાં છોકરાં. " અચરતલાલ પાક્કા માણસ હતા. તેમણે દુનિયા જોઈ હતી એ સાહસાર

વાત કરતી વખતે શરમ રાખવામાં માનતા ન હતા.

" પણ મુરબ્બી, અમારો એકમેક તરફનો સ્નેહ......"

" એ સારી વાત છે પણ સ્નેહથી કાંઈ છોકરાં ઘૂઘરે રમે ? પેટ માગે ત્યારે પ્રેમ આવીને થાળીમાં રોટલા શાક નાખી જાય કાંઈ ? પણ છતાં...તમારી અને લીલુની મળતી પાણ જોઈ મારે તેમાં અંતરાય નાખવો નથી. ફક્ત મારે તમને ભલામણ કરવાની કે નોકરી ઉપરાંત જે ફાજલ વખત રહે તેનો સદુપયોગ કરજો. અત્યારે જુવાન છો એટલે ઘણું કામ શરીર પાસેથી, લઈ શકશો. આગળ જતાં તો બાળબચ્ચાં ને વહેવારની આળ-પંપાળ વળગશે એટલે અત્યારે મળતી કમાણી પર સંતોષ માની પ્રેમની પચરંગી સૃષ્ટિમાં પકડાઈ ન જશો. પ્રેમને હું અવગણતો નથી પણ પ્રેમ અને પેટ બેઉ સાથે. "

× × ×

ઉપરોક્ત વાતચિતને પરિણામે વખત જતાં અચરતલાલની લીલુનું ગમનલાલ સાથે લગ્ન થયું અને આશા પરિપાલણમાં થોડો પ્રાથમિક કાળ ગયા પછી લીલુ ગમનની ગૃહ-રાણી બનવા આવી લાગી.

ગમનના હર્ષનો પાર ન હતો. તેના પિતા માતા તેને નાનો મૂકી મરી ગયાં હતાં. પોતે પોતાની ફોઈને ત્યાં ઉછરી મોટો થયો હતો અને ભણ્યો હતો. " ડુંગર દૂરથી જ રળિયામણા " અથવા 'અતિપરિચયથી અવજ્ઞા' એ લોકોક્તિ અનુસાર ફોઈફૂઆના ઘરથી એટલો બધો કંટાળ્યો હતો કે તેનું દિલ પોતાના સ્વતંત્ર ઘર માટે ઝંખતું હતું. પણ ઘર એટલે કાંઈ ચાર દિવાલો થોડીક જ છે ? એ ઘરને ઘર બનાવવા માટે આત્મા મળી ગયો એટલે ગમનના આનંદનો અવધિ ન રહી.

એણે તો એક માળામાં હવાપ્રકાશવાળા બે ખંડ ભાડે રાખી લીધા. ઘરમાં જોઈતું રાચ-રચીલું આણવા માંડ્યું. ટેબલ લીધું. ખુરસીઓ ખરીદી, ઘડિયાળ આણ્યું, ફોલ્ડીંગ પલંગ વસાવ્યો, ગાદલાં ને રજાઈઓ લાવ્યો, બારીઓને રંગબેરંગી પરદાઓ નંખાવ્યા અને જેમ કોઈ ભક્ત દેવને પધરાવવા માટે બધી તૈયારી કરતો રાહ જોઈ બેસે તેમ લીલુના આગમનદિવસની પ્રતીક્ષા કરતો રહ્યો. આ બધી ભાંજગડમાં એ પોતાની ચાલુ નોકરી ઉપરાંત છૂટક વધુ કામ મેળવવા માટે સમય કાઢી શકતો નહિ અને તેથી અચરતલાલ સાથેની વાતચિત મુજબ તેની કમાણીમાં વધારો થઈ શક્યો નહિ.

દીવાળી આવી. લીલુ ધનતેરસને દહાડે પતિને ઘેર આવી. ઘરમાં કોઈ નાનુ મોટું ન હતું એટલે અગાઉથી ચિંતવી રાખ્યા મુજબ ગમને લીલુએ ખોલીમાં પ્રવેશ કર્યો કે તુરત જ કંકુ ચોખાને ફૂલો વડે એનું પૂજન કરતાં કહ્યું: " આવો કુમકુમને પગલે ! "

પછી તો દિવસો પછી દિવસો ને રાત્રિઓ પછી રાત્રિઓ વીતવા લાગી. બન્ને પ્રેમી હતાં. બન્ને જુવાન હતાં, બન્ને આશા ને ઉત્સાહ ભર્યાં હતાં અને બંને જગતની જડ નીતિથી પૂરાં જાણીતાં ન હતાં ! એમનાં ઉડ્ડયન ઉંચે ને ઉંચે ચડ્યાં ! પૃથ્વીને તો એમની પાંખો સ્પર્શતી પણ નહિ.

નાટકો જોવાં, સીનેમામાં આથડવા, ચાંદનીવાળી રાત્રિઓ દરિયાને કાંઠે રેતીના ચાદરોમાં રમતાં રમતાં માણી. જોવાં જેવાં સ્થળોની મુલાકાતો લીધી. પડોશનાં વિહારસ્થળોએ ગાડી, મોટર કે હોડીઓમાં જઈ આવ્યાં. ખર્ચ કર્યું બાકી ન રાખ્યું. બચાવે પાછું વળી જોયું નહિ.

લીલુ કોઈ કોઈવાર પોતાને પિયર જતી ને સાંજે ઘેર આવતી. આ બાપુ તેને લોભ-મણના બોધ કરતાં, ને સાંભળતી અને પતિને પહોંચાડતી.

ગમનલાલ લીલુની સ્નેહની તૃપ્તિમાં એટલો બધો મસ્ત હતો કે તેને આવી અળખામણી સાવચેતીઓ અર્થ વગરની અકાળ લાગતી. "જીવનમાં પાંચ દી આનંદે ન માણવો ! દુઃખના દિવસો શું ઓછા જોયા છે ? ભૂખે પેટે, ઉઘાડે શરીરે ને અપમાનમાં અટવાતાં ઘણો વખત વીતાવ્યો છે. અને હજુ દિવસોનો દુકાળ નથી પડયો લીલુ ! " એ કહેતો.

એ એક મહિના આવું મસ્તજીવન ચાલ્યું. દરેક વસ્તુને અંત હોય છે. દરેક વસ્તુની તૃપ્તિ હોવી જોઇએ અને તા જ તેની ભીક્ષા છે,

લીલુ આખરે તો ગણતરીબાજ બાપની દીકરી હતી એણે હળવેહળવે પતિની આર્થિક સ્થિતિ તપાસવા માંડી પણ એવે વખતે ગમન વાત જ ઉડાવતો અથવા લીલુની વાતને બીજે પાટે ચડાવી દે તો.

એક દહાડો બંને જણાં ક્યાંક ફરવા ગયેલાં ત્યાંથી મોડી સાંજે પાછા આવતાં ગમને લીલુને એક ઝાકઝમાળ રેસ્ટોરામાં આણી. ભપકાનો પાર ન હતો. કેટલાં ય યુવાન સ્ત્રીપુરુષો વિશાળ ખંડમાં ટેબલોની આસપાસ વેરાઇ ખુરસી પર બેઠાં હતાં. પંખાઓ ચાલતા હતા. સંગીત સંભળાતું હતું. હસવાના ખીલખીલાટ ચારેમેર ચાલી રહ્યા હતા. એક બાજુ ગમન લીલુ પણ બેઠાં. એક નજાત આદમી આવનારાની આજ્ઞા ઉઠાવવા આવ્યો, ગમને હુકમો છોડ્યા. પીરસણીઆ આવ્યા. ભાતભાતનાં ભોજન પીરસાયાં.

" લીલુ, આય જીવનનો લ્હાવો છે. "

લીલુ આછું હસી.

" શહેરની આ મોટામાં મોટી હોટેલ, લીલુ ! "

આંખોથી લીલુએ ગમનના કહેવાને સાંભળ્યું.

" અહીં મોટા મોટા રાજા મહારાજાઓ આવે, ઉતરે ને રહે પણ. "

ઉઠતી વેળાએ ગમનના હાથમાં બીલ આવ્યું તે ચૂકવી તેઓ બહાર આવ્યાં અને પસાર થતી એક ટેકસી રોકી તેમાં તેઓ મોડી રાત્રે ઘેર આવ્યાં.

" આજનો ખર્ચ કેટલો થયો ! " લીલુએ આજે તો હીંમત રાખી પૂછ્યું.

" તારે આપવો છે ? લાવ. " હસતાં ગમને કહ્યું.

" ના, ના, કહો, મારા સમ છે. "

" પચ્ચીસ રૂપીઆ. "

" પચ્ચીસ રૂપીઆ ? ! "

" કેમ તું નહિ આપી શકે ! ભારે પડશે ? "

" જુઓ, ગમ્મત નહિ; આ આપણું ગજું નથી. આપણે ગાડાં થઇ ગયાં છીએ. પાછું વાળી જોતાં જ નથી. પચ્ચીસ રૂપિયામાં તો આપણી આ ખોલીનું ભાડું આપતાં પાંચ રૂપિયા વધે. પચ્ચીસ રૂપીઆ આપણા બે જણના માસિક ખોરાક માટે ઘણા બધા થાય. પચ્ચીસ રૂપિયામાં એક કે બે સરસ સાડીઓ આવે. પચ્ચીસ રૂપિયામાં તો કંઇ કંઇ થાય. સાંજના બે કલાકની સહેલગાહમાં પચ્ચીસ રૂપીઆ ? ! "

" પણ એ તો જીવનનો માન્ય લ્હાવો. "

" અરે એવા લ્હાવામાં લ્હાય ઉઠી ! "

" તું આવી કેમ બની લીલુ ! ! "

" હું એવી જ છું. તમારા થનગનતા ઉત્સાહ પર ટાઢું પાણી ન રેડવા હું આજ સુધી તેમાં સાથ આપતી રહું છું પણ આજનો ખર્ચ સાંભળી હવે મારે તમારે અટ્ટીકટ્ટી-જો આવું ફરી કરશો તો. "

× × ×

તે પછી ગમને ખર્ચ કરવામાં રાખવા માંડી. પણ આજ સુધી

" મારે તારા એનું કામ નથી. મારે તારૂં કામ છે મેં તને કાંઇ વેચી નથી. "

દરમિયાનમાં લીલુએ સ્ટવ પેટાવી ચા મૂક્યો હતો

ત્યાં તો વખત થતાં ગમનલાલ ઘેર આવી પહોંચ્યો.

કોઇ દિવસ નહિ ને આજે પોતાના સસરાને પોતાને ઘેર આવેલા જોઇ તે ડઘાઇ ગયો

" આવો મીસ્ટર ગમનલાલ ! " અચરતલાલના બોલવામાં ડંખ ને કડવી મશ્કરી હતી.

" જી. "

" હું લીલુને લઇ જાઉં છુ " અચરતલાલે સીધી વાત મૂકી.

" પણુ.... ....મુરબ્બી !..."

" હવે ભાઇ મુરબ્બી અને મુરબ્બો ! હું તમારો બધી સ્થિતિથી વાકેફ છુ. મારે મારી દીકરીને અહીં દઝાઇ જવા નથી દેવી અને મારી સ્થિતિ યે કાંઇ એવી નથી કે હું તમને કાયમ આર્થિક મદદ આપ્યા કરૂં. તમે તમારે એકલા રહો. ખર્ચ કરવો હોય એ કરો ને બચાવવુ હોય એ બચાવો, તરતા થાવ ત્યારે તેડવા આવજો. પરણ્યા પહેલાં તમારી સાથે શું વાત થઇ હતી ? પ્રેમ ને પેટ બેઉનાં પલ્લાં સરખા રાખજો. એમ મે તમને કહેલું. પણ તમે તો પ્રેમનાં પલ્લાને ચડાવી દીધું બસ ! "

અને લીલુની અનિચ્છા છતાં પોતાના સિંહ સમા બાપુ પાસે તે કાંઇ બોલી નહિ તેને તેની સાથે જવું જ પડ્યું. ગમન પણ મૂગો થઇ ગયો.

ગમનની ગાડી ધીમી પડી. એણે પોતાના ખર્ચો ઓછા કર્યાં. પતી જતાં ફાજલ પડેલા વખતમાં છૂટક કામ મેળવી પૈસા કમાવા કેડ બાંધી.

અચરતલાલ એ બધું બારીકીથી જોતા એ કડવુબોલા હતા છતાં એનું અંતર પ્રેમભીનું હતું. એ પોતાની દીકરીને જરા દુભાવવા ચાહતા ન હતા છતાં એને દુઃખમાં સબડતી જોવા પણ એ તૈયાર ન હતા. એણે પોતાની બૈરીને ખાનગીમાં કહી રાખ્યું હતું " જો હું તને કહી રાખું છુ. લીલુને હળવા મળવા આવવું હોય તો એનો વર ભલે આવતો પણ એને ખાનગી કે એકાંત ન મળે એની ચોકસી રાખજે. પ્રેમને નામે વધુ ખુવારી નથી કરવી છોકરીની ! "

અને એ હુકમને અન્વયે અકકડ કુટુંબમાં ગમનલાલના આવવા પર પૂરતી ચોકસી રહેતી. એ આવતો, લીલુને અને નાના બુચાને મળતો. ચાપાણી પીતો અને બધાની રજા લઇ પાછો ચાલ્યો જતો.

લીલુ અને બુચો ગમનને દરવાજા સુધી વળોટાવવા જતાં, ગમનલાલ ભારે હૈયે એ બધાને નીરખતો ઘડેર ભણી વળતો.

મનોહર જણાતી દુનિયામાં આવા પણ આકરા ને અળખામણા જીવનપ્રવાહો છે !*

* સૂચિત



# સ્ત્રીઓ માટે પોંડના ક્રીમોની

# નવી બનાવટ : સ્કીન-વીટામીન

ઉષ્ણ પ્રદેશમાં રહેતી સ્ત્રીઓએ તેમની ચામડીની ખાસ સંભાળ શા માટે રાખવી પડે છે ?



જાણીતા વિજ્ઞાનશાસ્ત્રીઓએ તાજેતરમાં કરેલી શોધો પરથી એમ માલમ પડ્યું છે કે, 'સ્કીન વીટામીન' નામનું એક ખાસ વીટામીન ચામડીની રેખાઓને નવુંજ બળ આપે છે. એ વીટામીન વિના ચામડી ખરબચડી બની જાય છે અને કુમાશ ગુમાવી બેસે છે. વળી સખ્ત ગરમી અને તડકો ચામડીમાંથી એ સ્કીન વીટામીન સતત સૂકવી નાખે છે.

એથી પોંડના ક્રીમોમાં સતત કસોટીઓ પછીથી આ 'સ્કીન વીટામીન' ઉમેરવામાં આવ્યું છે. તાપને લીધે સુકાઇ ગયેલાં સ્કીન વીટામીનને લીધે ખરબચડી અને સુકી થઇ ગએલી ચામડી આ ક્રીમોથી પાછી કુમાશવાળી અને મુલાયમ બની અને સ્ત્રીઓએ એનો ઉપયોગ હસીહસીને કરવા માંડ્યો.

પોંડના સ્કીનવીટામીનવાળાં ક્રીમો હવે બધે મળી શકે છે. અને એની કીમત તેમજ સેન્ટ પણ એવાં જ છે. અને ડબ્બીઓ પણ એવી જ છે. એમાં 'સ્કીન વીટામીન' જેવું કીમતી તત્ત્વ ઉમેરવાથી વાપરનારની ચામડી વધારે તાજી અને સુંદર બને છે !

નવાં ક્રીમો માટે આ કુપન મોકલો

ફોન્ડ એન્ડ સીમુર (ઇન્ડિયા) લી., વીટેદ રોડ, મુંબઇ
પોન્ડના બે ક્રીમોના નમુનાઓ મને વિના મુલ્યે મોકલી આપશો. સાથે પોંડના નવા ફેસ પાવડરનો મારો જોઇતો નમુનો મોકલશો : (કયો રંગ જોઇએ તે જણાવો) કુદરતી...ગુલાબી...કે બદામી.

નામ ..............................

સરનામું ..............................

.............................. No G. 24

## પોંડનું કોલ્ડ ક્રીમ

તમારી નીચલી ત્વચામાં કુદરતી તેલ પૂરું પાડે છે અને કરચલીઓ પડતી અટકાવે છે. અંદરના ભાગની શુદ્ધિ માટે પણ એનો ઉપયોગ કરો. હવે એમાં 'સ્કીન વીટામીન' પણ છે.

## પોંડનું વેનીશીંગ ક્રીમ



કરચલીઓ દુર કરે છે અને બહારની ચામડીને સુંવાળી અને નરમ બનાવે છે. ચામડીને સુંવાળી બનાવવા માટે તેમજ પાવડર માટે એનો ઉપયોગ કરો. હવે એમાં પણ 'સ્કીન વીટામીન' છે.



જાપાન સામે લડવાને તૈયાર થયેલી
ચીનની વીરાંગનાઓ

# સ્ત્રીઓ અને શહેરી જીવન

લેખક: શ્રી. ડુંગરસી ધરમસી સંપટ

હિંદની સ્ત્રીઓ પોતાના ગૃહકામોમાં રોકાય છે. પુરુષો ધન કમાવવા માટે જુદા જુદા ધંધા કરે છે. ઘણા લાંબા સમયથી આ વિભાગો પ્રવર્તી રહ્યા છે. આથી આર્થિક નજરે તદ્દન ખોટા ખ્યાલો પડી ગયા છે. શ્રમજીવીઓની સ્ત્રીઓ હિંદમાં પણ ઘરનું કામકાજ કરે છે. છોકરાઓની સંભાળ રાખે છે. ઢોરની સંભાળ કરે છે. એમને ખાવા પીવાની સગવડ રાખે છે. પશુઓ માટે ઘાસ કાપી લાવે છે. ઘરમાં દુઝાણાની વ્યવસ્થા કરે છે. ઘરમાં દાણા ફોલે છે. ધણીને ખેતરે રોટલા અને છાશ પહોંચાડી આવે છે. ખેતરોમાં નીંદવા જાય છે. ખેતરના અનાજને સાફસુફ કરી કોઠારમાં ભરે છે. છાણના છાણાં થાપે છે. ઘર લીંપે છે. એવી રીતે સવારના ચાર વાગે વ્હેલા ઊઠીને કામ કરવામાં પ્રવૃત્ત થાય છે તે રાત્રે દશ વાગ્યા સુધી એ કામ કર્યા કરે છે. આથી એ શ્રમજીવીઓની સ્ત્રીઓનું સ્વાસ્થ્ય ઘણું સરસ રહે છે. એમને દવા દારૂની વધારે જરૂર પડતી નથી. કામકાજમાં એનું જીવન આનંદમાં વ્યતીત થાય છે.

હવે આપણી ઉજળીઆત મધ્યમવર્ગની સ્ત્રીઓની દીનચર્યા જુઓ. તે ઘણું કરી નાના મોટા શહેરોમાં વસે છે. એમને પણ ગૃહકામ તો હોય છે. પરંતુ ખેડુતની સ્ત્રી ચાર વાગે ઉઠે છે, ત્યારે મધ્યમ વર્ગની સ્ત્રી સવારના સૂર્યોદય થયા પછી જ પથારી મુકે છે. પોતાના બાળકો અને પતિ માટે આકરી ચ્હા તૈયાર કરી પીવરાવે છે. પછી ન્હાઈ ધોઈને રસોઈ ઉપર બેસે છે. અગીઆર વાગતાની અંદર તો પતિ અને બાળકોને જમાડી પોતે જમી લે છે. કામવાળી વાસણ માંજે છે. પોતે થોડું ઘરનું કામકાજ કે ચીવણ કરી નવરી થાય છે. પછી થોડુંક વાંચી ઉંઘ લે છે. પાડોશીઓ સાથે ગપ્પાં મારે છે. કુથલીઓ સાંભળે છે. સાંજના છ વાગે પતિ અને બાળકો સારૂં ચાહ કરે છે. રાત્રે સૌને રસોઈ જમાડે છે. પરંતુ બપોરના બારથી સાંજના સાડા પાંચ સુધીનો સમય એની પાસે હાથમાં રહે છે. તેમાંથી જો બે કલાક કાંઈક ગૃહ ઉદ્યોગનું કામ થતું હોય તો ધણીની થોડી આવકમાં સારો વધારો થાય. સમયનો સદ્‌ઉપયોગ એ આપણી સ્ત્રીઓ માટે કષ્ટ છે.

આપણી સ્ત્રીઓ જુની ઘરેડમાં ચાલી આવે છે. જુના રીતરીવાજોમાં ઘણા સુધારા થવાની અગત્ય એમને લાગતી નથી. કિંમતી સમયના સદુપયોગની એમને કદર નથી. અમારૂની સ્ત્રીઓ નિરક્ષર હતી. પરંતુ મજૂરી મહેનત પણ સાથે હતી. કરકસર અને સાવચણથી તેઓ પોતાના પતિની ટુંક આવકમાંથી ઘરને નીભાવતી હતી. હમણાં મધ્યમ વર્ગની સ્ત્રીઓ થોડી થોડી ભણે છે. પાંચ છ ગુજરાતી ચોપડીઓ અને બે ત્રણ અંગ્રેજી ચોપડીઓ ભણેલી મોટા ભાગની બાળાઓ હોય છે. એઓ ફુરસદના સમયમાં થોડું ઘણું નોવેલો જેવું વાંચે છે. મહેનત વગર અને ખેલ શહેરી જીવન થી એમનું સ્વાસ્થ્ય સારૂં રહેતું નથી. ડોક્ટરોની મુલાકાતો તો હમેશાં પડી જ છે. એઓ નબળી બનતી જાય છે. હિંદમાં દર વરસે લાખો સ્ત્રીઓ હાલની ભાગે કરમાય

છે. દર વરસે બે લાખ કસુવાવડોમાં મૃત્યુ પામે છે. એમનો આાળઉછેર આવડતો નથી. જેથી હિંદમાં દર હજાર બાળકે ચારસો બાળકોનું મૃત્યુ થાય છે

હિંદી સ્ત્રીઓ સ્વાસ્થ્યના નિયમો પ્રમાણે રહે, બહારની ખુલ્લી હવાની કિંમત સમજે અને ગૃહ ઉદ્યોગોમાં પ્રવૃત્ત થાય તો આ સ્થિતિના ઘણા સુધારો થાય. સ્વાસ્થ્ય રક્ષાનું જ્ઞાન આપવાની સ્ત્રીઓને ખાસ જરૂરનું છે. આપણા હિંદમાં હજી સ્ત્રીઓમાં અજ્ઞાન બહુ મોટે પાયે પ્રવર્તે છે આથી એઓ બાવા, ફકીરો, સાધુઓ અને ધર્મગુરૂઓની અંધશ્રદ્ધામાં ફસાય છે. એઓ ભારે વહેમી બને છે. વહેમોમાં રહીને ચિંતા ભોગવે છે. અખિલ હિંદમાં માત્ર ત્રણ ટકા સ્ત્રીઓ અક્ષરજ્ઞાન ધરાવે છે. ઇંગ્લંડ, જર્મની, ફ્રાન્સ, અમેરિકા અને જાપાન વિગેરે દેશોમાં લગભગ ૯૦ ટકા સ્ત્રીઓ અક્ષરજ્ઞાન ધરાવે છે. હિંદમાં અજ્ઞાનને લીધે સ્ત્રીઓ સ્વાસ્થ્ય અને પ્રજોત્પત્તિના નિયમો જાણતી નથી. તેને લીધે રોગ, દુઃખ અને અસ્વાસ્થ્યથી તે પીડાય છે. અગાઉની સ્ત્રીઓ આષધીઓના ગુણદોષો જાણી સાધારણ દર્દો માટે ગોળીઓ કે ફાકીઓ ઘરે બનાવી જાણતી હતી, હવેની સ્ત્રીઓને મન ડોકટર એજ ઇશ્વર છે

મોટાં શહેરોમાં મારા અનુભવના થોડા મધ્યમ વર્ગના કુટુંબોના દાખલા નજરે અનુભવવામાં આવ્યા છે. એ આ ઠેકાણે મૂકવામાં ટાંકવાથી અપ્રાસંગિક થશે નહિ. આ ઉપરથી આપણે ઘણું શીખવાનું રહે છે

૧ મુંબઇમાં એક મધ્યમ કુટુંબ એક ઓરડીમાં રહે છે. ઓરડીનું ભાડું આઠ રૂપિયા આપે છે. ધણીનો પગાર ચાળીસ રૂપિયાનો છે પોતાની સ્ત્રી અને બે બાળકો છે. સ્ત્રીને ત્રણ વખત ઉપર કસુવાવડ થઇ છતાં ઘરનું કામ સ્ત્રી કરે છે. તેની ચામડી પીળી પડી ગઇ છે. રાત્રે રોજ તાવ આવે છે. છતાં રસોઇ વગેરે ઘરનું કામ કરી આપે છે. ધણીની કમાણીમાંથી માંડ માંડ પુરૂં કરે છે. સ્ત્રી માટે કયારેક ધર્માદા દવાખાનામાંથી દવા લાવે છે. રોજ ૦ા શેર દૂધ લે છે તે ચાહમાં ખપી જાય છે. બીમાર સ્ત્રીને દૂધ મળતું નથી.

૨ એક કુટુંબ ત્રીજે દાદરે એક ખોલીમાં રહે છે. ધણીની આવક પચીસ રૂપિયાની છે. સંડાસની બગલમાં ખોલી પાંચ રૂપિયાની ભાડે રાખી છે. ખોલીમાં હવા અજવાળાની તાણ છે. માખીઓ મચ્છરો અને માકણોથી ખોલી ભરેલી રહે છે. પાતળા અને ટુંકા કદના ત્રણ બાળકો છે, એમને સારો પોષણ જેટલો ખોરાક મળતો નથી. છોકરાઓને હમેશાં ખાણું, ગડગુમડ થયાં કરે છે. સ્ત્રીને બધકોશનું દર્દ રહે છે, માથું હમેશાં દુઃખતું જ હોય છે. પુરૂષને પણ હમેશાં વારંવાર તાવ આવી જાય છે

૩ એક ધનવાનનું ઘર છે બીજે માળે પોતાના માળામાં સહકુટુંબ રહે છે. ઘરમાં વૃદ્ધ માતા, શેઠાણી અને ત્રણ બાળકો છે. ઘરમાં રિદ્ધિસિદ્ધિ ઠીક છે. પરંતુ સ્વચ્છતા નથી. નિયમિતતા કે આરોગ્ય સંબંધી જ્ઞાન નથી. ઘરમાં નોકરો ચાકરો છે. છતાં જ્યાં ત્યાં કચરો પડયો રહે છે, વાસણોમાં ચીકાશ માંજયા પછી પણ રહે છે. ફાટેલાં લુગડાં પહેરે છે અને પછી કાઢી નાખે છે. પરંતુ એને સરખા કરવાનું સુઝતું નથી. ઘરમાં ફરનીચર છે પરંતુ તેના ઉપરે ડાઘા અને સાંધામાં ધુળ ભરાયલી રહે છે. ઘરમાં રસોઇયો છે, પરંતુ સરખી દેખરેખના અભાવે અંધાધુંધી પ્રવર્તે છે. કયારે રસોઇ ખૂબ વધી પડે છે. તો કયારેક કોઇ ચીજની અછત રહે છે. છોકરાઓની કોઇ પૃચ્છા કરતું નથી. શેઠાણી સવારે દર્શને જાય છે. વધુ આળસમાં સમય

કાઢે છે. ઘરમાં ચાલુ બીમારી રહે છે. ડૉક્ટરની મોટરને દરરોજ એક આંટો તો જરૂર હોય જ.

૪ આ પણ ધનવાનનું ઘર છે. એમાં પણ પૂરતી છત છે. ઘરધણી બે સમય ખાવા અને સૂવા આવે છે. ઘરમાં કોઈ પૂછનાર કે દેખરેખ રાખતો નથી. શેઠાણી ભોળા અને આળસુ છે. પાંચ છોકરાં એક બીજા સાથે લડે છે. શેઠાણી એમને ગાળો ભાંડે છે. પણ છોકરાં બીલકુલ મચક દેતાં નથી. મોટા છોકરાને એક નોકરે ખરાબ ટેવો પાડેલી જેથી એનું શરીર નબળું રહે છે. બીજાં છોકરાંઓ જમવા વખતે થોડું ખાય છે. બાકી બજારમાંથી દહીંવડા, સકરપુરી, ભજીયાં ખરીદી મજાહ કરે છે. ભણવા જાય છે. પણ ત્યાં જતાં ખૂબ રસ લે છે. શેઠાણી સવારના નવ વાગે ઉઠે છે. દાતણ કરી ચાહ પી વળી અશક્તિને લીધે બીછાને પડે છે. શેઠાણીની વિધવા મા સાથે રહે છે. તેની દેખરેખથી ઘરનો કારભાર ચાલે છે. સૌ સારાં રહે છે.

૫ આ અતિ ધનવાનનું ઘર છે. ઘર નહિ. બંગલો છે. પોતે મોટા મીલ માલેક છે. મજુરોની કમાણી ઉપર તાગડધીન્ના કરે છે. ઘરે ત્રણ ચાર મોટરો છે. શેઠાણી શેઠ અને ત્રણ બાળકોનું કુટુંબ બન્યું છે. શેઠાણી જાહેરમાં ભાગ લે છે, થોડું ઘણું અંગ્રેજી ભણ્યાં છે. ફેશનના કીડા છે. ઊંચી મંડળમાં ફરવાનું ભારે ગમે છે. શેઠને પોતાને ઘર તરફ જોવાની ફુરસદ નથી. ને ધંધા ઉપર ધ્યાન આપે છે. શેઠાણી બાળકોને ધવરાવતાં નથી. શેઠાણી અંગ્રેજી નવલો વાંચવાનો શોખ ધરાવે છે. શેઠને રેસના ઘોડાઓનો શોખ તે માટે પુનામાં ખાસ તબેલો રાખ્યો છે. એમના એ ગમે ઘોડાઓના ઉપર દેખરેખ રાખનાર એક અંગ્રેજ જોકી છે. પંદર વીસ સેવકો ઘોડાઓની નોકરી કરવા રાખ્યાં છે.

# દેવનું વરદાન

( ઢાળ :—હયો હયો મોતી વેરાયલ ચોકમાં )

આજ મ્હારે દિલડે નવી વસંત પાંગરી
ઊઘડ્યાં આતમનાં ચંદનદ્વાર રાજ
આજ મ્હારે દિલડે વસંત નવી પાંગરી
આજ સૃષ્ટિ જૂના અંધાર સૌ સરી ગયા
ચાંદની રેલે છે તેજના અંબાર રાજ
આજ મ્હારે દિલડે વસંત નવી પાંગરી ૧
આજ મ્હારાં હરિયાળાં આશાવેલ પાંદડાં
પાંદડે પ્રગટ્યા સૌરભના સાર રાજ
આજ મ્હારે દિલડે વસંત નવી પાંગરી. ૨
દેવનાં છટાયાં સંજીવન છાંટણાં
આજ ઝમે હૈયે ચેતનની ધાર રાજ
આજ મ્હારે દિલડે વસંત નવી પાંગરી. ૩
આજ ઘેરા ઊંડા વિષાદ ઓસરી ગયા
હૈયામાં ઊઠે છે ઊર્મિઓ હજાર રાજ
આજ મ્હારે દિલડે વસંત નવી પાંગરી. ૪
આજ ધખ્યાં ધોમ જે ભવે વીસરાઈ ગયાં
આજ સૌમ્ય શીતળતાનો સંચાર રાજ
આજ મ્હારે દિલડે વસંત નવી પાંગરી. ૫
આજ જૂની જડતા સરી ઉર આભથી
ઊછળે રસનો મ્હેરામણ અફાટ રાજ
આજ મ્હારે દિલડે વસંત નવી પાંગરી ૬
આજ ભરે હૈયું ઉછાળા આભથી
ઊભરે જોબનના જોમનો જુવાળ રાજ
આજ મ્હારે દિલડે વનત નવી પાંગરી ૭
આજ અસ્ત પામ્યાં અશક્યતાનાં વાદળાં
આજ દેવે ઊઘાડ્યો બળનો ભંડાર રાજ
આજ મ્હારે દિલડે વસંત નવી પાંગરી. ૮
આજ વિશ્વપ્રેમનો પરાગ પથરાઇ ગયો
આજ ચઢ્યાં હૈયે અભેદનાં તાન રાજ
આજ મ્હારે દિલડે વસંત નવી પાંગરી ૯
આજ ઉર કુંજે વિરાજતા શ્રીહરિ
આજ પ્રલય પામ્યાં પુરાણાં પાપ રાજ
આજ મ્હારે દિલડે વસંત નવી પાંગરી. ૧૦
આજ દેવે મોંઘેરું વરદાન આપિયું
" દીલડે દીલડે વસંત પ્રગટાવ " રાજ
આજ મ્હારે દિલડે વસંત નવી પાંગરી ૧૧

વિવિત્સુ

# સ્ત્રીત્વનું ગૌરવ

શ્રીમતી ઉષાદેવી મીત્રની મૂળ વાર્તાને ગુજરાતીમાં ઉતારનાર
**શ્રી. જમિયત કૃ. પંડ્યા**

હુંફાળા વાયુને ગોદમાં દબાવીને વર્ષા ધીમે ધીમે વરસી રહી હતી. મેઘથી આકાશ છવાઈ ગયું હતું અને માટીની મીઠી સુગંધી હૃદયને પ્રફુલ્લ કરતી હતી. એ વેળા ડહોળા ગયેલા એક જીર્ણ ઘરમાં શુષ્ક અને મ્લાનમુખી ગિરિજા સુતી હતી.

બારણેથી કંકુએ હાક મારી, અને તેણે ઉઠીને બારણું ઉઘાડ્યું.

"કેમ, હવે તો તબીયત સારી છે ને ?"

"હા." કહેતાં ગિરિજા નીચે બેઠી, બેઠી નહીં પડી; જાણે કે કોઈ અસહ્યભાર–ગરિમાઈનો, જીવનનો, કે પછી જવાબદારીનો–તેને નીચેને નીચે દબાવી રહ્યો હતો.

"ઘણો આરામ છે કાકી ! તમારી આપેલી દવા તો જડીબુટી જેવી છે. જુવોને, શરીર ઠીક છે ત્યારે તો આટલાં બધાં કપડાં સીવી નાખ્યાં."

તેનું પહેલાંનું જીવન ગમે તેટલું સારું હો. પણ અત્યારે તો કપડાંની નજીવી પેદાશ પર જ તેને નિભાવવાનું હતું. એ જીવન અતીવ કઠણ અને અસુખમય હતું. વર્તમાનમાં તો તે દુઃખીણી જ હતી. આખો દિવસ અને રાત પરિશ્રમ કરવો અને મહોલ્લાનાં માણસોનાં કપડાં સીવવાં, ઉપરાંત તેઓને ત્યાં લગ્ન વિવાહ જેવા પ્રસંગોમાં હોંશે કામ કરવું: આ સિવાય બીજી કોઈ આવક તેને નહોતી. આ ઘરમાં રહેતાં તેને એક યુગ વીતી ગયો હતો.

એક અંધારી રાતે ગિરિજાને આ ઘરથી અને ઘરના દેવતા પરિચયનો આરંભ કરવો પડ્યો હતો. અને તેજ રજનીએ તેના મત્ત સંસાર-કોકિલાના ટહુકાર સમા મધુ-સંસાર–ને તે ભૂલવા મથી રહી હતી જો કે વર્તમાનજ તેનું વાસ્તવિક જીવન હતું છતાં તેનામાં એ ભૂલી જવાની શક્તિ નહોતી.

આ જીવનમાં પણ જો તેને કોઈ પણ શાંત્વના દેનાર હોય તો તે માત્ર નિર્મળા જ હતી. નિર્મળાની જરૂરીઆતોને પૂરી પાડવી, દુઃખ ભોગવીને પણ તેને આરામમાં રાખવી એ જ માત્ર અત્યારનું દુઃખિયારી ગિરિજાનું ધ્યેય હતું.

કંકુએ કહ્યું:

"હદ ઉપરાંતનું કામ ન કર્યાં કર બ્હેન ! જરા શરીરની પણ દયા રાખ."

ગિરિજાએ એક ફિક્કું હાસ્ય કર્યું. આથી વધારે વહાલ લાવીને પાડોશણ બોલી:

"તું હસે છે, દીકરી ! પણ હું સાચું કહું છું કે એક દિવસ તું જરૂર પસ્તાઈશ. આવું અધીર તો ક્યાં ય જોયું કે સાંભળ્યું નથી. જુવાન છોકરી મોજ કરે અને 'મા' રાત દિવસ મહેનત કર્યા કરે."

"તે પણ ક્યાં બેઠી રહે છે કાકી ! રોજ કોલેજમાં જાય છે."

"હું એ જ કહેવા માગું છું કે, હવે તેને ભણીને શું કામ છે ! મહેનત મજુરી કરીને ભણવાનો ખર્ચ પુરો પાડતાં તો મા મરવા પડી છે. અને તે [illegible] પહેરીને કોલેજમાં જાય છે. ધીઃ ધીઃ આ ઠીક ન કહેવાય. તેને કોલેજમાં મોકલવાનું બંધ કરી દે. તું પારકાં ઉતરેલાં કપડાં પહેરે,

લુખું સુકું ખાય અને તેને રાજરાણી બનાવી દે. એવું અંધેર ક્યાંય ચાલ્યાં હશે છે ? આખા ગામમાં આ વાત ચાલે છે. "

" એકની એક છોકરી, કાકી ! અને તેને આ દરિદ્રાવસ્થામાં ઉછેરી છે. કૉલેજમાં ભણવાનો ખર્ચ તો કાંઇ એટલો બધો નથી. અને કપડાંનો તો થઇ થઇ અને શું ખર્ચ થવાનો હતો ? "

" હવે છાની રહે, ખાલી બચાવ ન કર. તું સમજુ હોય તો પહેલી તકે તેનાં લગ્ન કરી નાંખ. ભણાવી ગણાવીને મડમ બનાવે કાંઇ આપણાં દાળીઆ પાકવાનાં નથી. મને તો આશ્ચર્ય થાય છે કે આવડી મોટી ઉમર-લાયક દિકરીની માને ઉંઘ પણ કેમ આવે છે ? તારે સમાજના નિયમ તો પાળવા જ જોઇએ નહીં તો કોઇ તારૂં પાણી પણ નહિ પીએ. "

ગિરિજા કહેવા ઉત્સુક હતી કે: " જો સમાજ હદ કરી શકે છે તો તો રક્ષા પણ તેણે જ કરવી જોઇએ. કોઇના વ્યક્તિત્વ પર તે પોતાનો અધિકાર જમાવવા જાય છે, તો તેના દુઃખ પર પણ ધ્યાન આપવું જોઇએને ? " આ ઉપરાંત પણ તે ઘણું કહેત છતાં તે મુંગી જ રહી, એટલે પડોશણ આગળ બોલી:

" ગયે વર્ષે મ્હેં તને કેટલી વખત કહ્યું કે ગૌરીશંકરના છોકરા સાથે તેને પરણાવી દે. હું તેને સમજાવી લેત. અને તે હા પણ પાડત "

" કોણ પેલો ગાડીયો ગૌરીશંકરનો છોકરો ? " ગિરિજા અચાનક બોલી ઉઠી.

" તો પછી ક્યાંનો રાજકુમાર પરણવા આવવાનો છે ? પાછળ થતી નિંદાથી તો કાન પાકી જાય છે તું જાણે છે કે તે કાયમ છોકરાઓ સાથે જ ફર્યા કરે છે ! "

" પણ તે ખરાબ ચાલની નથી, કાકી ! "

" ના, ના, સાવિત્રી છે ! "

છતાં ચૂપ જ રહી.

" હું તેને પૂછી જોઉં ? "

" શું. "

" નિલાંબર સાથે પરણવા માટે ? "

" ના. " માત્ર આટલું જ બોલીને ગિરિજાએ વાત પતાવી.

( ૨ )

પ્રફુલ્લ કમલિની જેવી મસ્ત નિર્મલા, ગાતી ગાતી આવી પહોંચી અને બોલીઃ—

" મી. મહેતા આવ્યા હતા, મા ? "

કામ કરતી ગિરિજા ત્યાં આવી અને તેની સાથે જ ઉભેલ પ્રવીણને જોતાં જ બોલી,—

" ક્યારે આવ્યો પ્રવીણ ! "

" કાલે આવ્યો મા ! બાપુજી પણ સાથે જ આવ્યા છે. અહીં મહીના માટે એક બંગલો ભાડે રાખી લીધો છે. "

પ્રવીણ ધનવાન પિતાનો પુત્ર છે. તે કૉલેજની હોસ્ટેલમાં રહીને જ અભ્યાસ કરે છે. નિર્મળા અને તે બન્નેય બી. એ. નાં છાત્ર છે. જ્યારે જ્યારે તેણે ભેટ સોગાદો આપેલી ત્યારે માત્ર શરમથી જ નહીં પણ એક અસહ્ય અપમાનથી ગિરિજાનું ચિત્ત વિદ્રોહી બની જતું નિર્મળા તો હસીને તેનો સ્વિકાર કરતી. વારંવાર ગિરિજા તેનો અસ્વીકાર કરવા ચાહતી અને કહેતી કે:—

" ભાઇ ! હું ક્યાંક ગાંડી થઇ જઇશ "

ત્યારે પ્રવીણ હસીને જવાબ આપતો:

" મા !...તમે નિમુને કેમ કાંઇ કહેતાં નથી ? તે મને ડઝનબંધ રૂમાલો ભરી ભરીને આપે છે. તેને ત્યાંમે જરીયે વારતાં નથી. પરંતુ ફૂલવેલ ગૂંથવા બેસી જાય છે. ત્યારે શું હું તમારો પુત્ર નથી ? અને વળી આતે શી એવી અમુલ્ય ચીજ "......વિગેરે વિગેરે. અને આથી છેવટે ગિરિજાને ચૂપ જ રહેવું પડ્યું.

" બાપુજીને વાત પૂછી જોઈ છે મા ! " પ્રવીણ લજ્જાળુ સ્વરે બોલ્યો. ગિરિજા તેના મોઢા સામું જોઈ જ રહી. ઘરમાંથી નિર્મળા અંદરના ખંડમાં ચાલી ગઈ.

" તમારા લગ્નમાં તે સંમત છે બેટા ? "

" હા, મા ! એટલા જ ખાતર તેઓ અહીંયાં આવ્યા છે. "

આવી ખુશીની વાત સાંભળવા છતાં સુશીલ ગિરિજા કાંઈ જ ન બોલી ત્યારે પ્રવીણ કાંઈક આશ્ચર્ય પામતાં બોલ્યોઃ

" શું આપ સંમત નથી ? "

" હું તો એ વિચારું છું બેટા કે તેઓ છેવટ સુધી આ વિચાર કાયમ રાખશે કે ! "

" ચોક્કસ એ બાબતમાં તમે નિશ્ચિંત રહો મા ! હજી સુધી તો તેઓ પરાણે પણ રાજી છે, અને જ્યારે હા પાડી જ છે ત્યારે તેઓ બેવચની નહીં જ બને. "

ગિરિજાનું હસવું મ્લાન બની ગયું. તે બોલીઃ—

" ધનવાનોનાં વચન ક્યારેય મૂલ્યવાન હોય છે ! દીકરા ! "

" શું બોલો છો ? તેઓ માણસ નથી ! "

" અવશ્ય-પરંતુ જવાદો......ના, ના, જવા......" બોલતી બોલતી દિશા વાચવૃત્તિઓ અનુસરતી ગિરિજા ત્યાંથી ચાલી ગઈ.

તે દિવસ હજુ સાંભરે છે. જ્યારે આ ગરીબ છોકરીનાં માત્ર તમે જ આધાર હતાં, તેમના મદદગાર હતાં. ! મારાં માતા જતીને તમે મને આશ્રય આપ્યો હતો. નિર્મળા તો ત્યારે પેટમાં હતી. એ દિવસને યાદ કરું છું અને...... "

" જવાદે એ વાત દીકરી ! માણસ માણસના કામમાં નહીં આવે તો કોણ આવનાર હતું ! તારો ન્હાની ઉંમર અને તેમાંય ગભરાં ! ગાંડી ! તેં તો પણી ઝુશીલતો વેઠી છે પણ એ બધુંય હવે ભૂલી જા. "

( ૩ )

ધનવાનોના અને ગિરિજાના આનંદમાં કાંઈ જ ફેર નહોતો. પણ્યા પરિશ્રમને લીધે તે હાંફી રહી હતી. જોનાર તો તરત વિચારે કે હમણાં હમણાં જ તેનો શ્વાસ બંધ થઈ જશે !

પ્રવીણ ધનવાન તો હતો જ, પણ નિર્મળાનો વિવાહ નહોતાની રીતે જ ઉજવવાનો હતો. ત્યારે સામેના માંડવામાં એવી બધું જ ઊભરું હતું. અહીંયાં રોષ હરખાઈ નહોતા, ત્યારે સામેના માંડવામાં બેન્ડ વાજાં વાગતાં હતાં, ત્યાં મોટી મોટી દેગો ચડી હતી ત્યારે અહીં ભોજન માટે કાંઈ જ ચિંતા

તે પાછી ફરી અને બોલી.

" પણ છે શું કહેતો ખરી !

" હું...એમ...કહું...છું. " બોલતાં બોલતાં તે ચૂપ થઇ ગઇ વિસ્મય બનેલી નિર્મળા માનું મોઢું જ તાકી રહી. પોતાની ઉંમરભરમાં માતાને આટલી વિવશ અને સંકોચ ભરી તેણે કદી જોઇ નહોતી.

" બોલ મા ! શું કહે છે ? " કહેતી નિર્મળા તેની પાસે બેસી ગઇ.

ગિરિજા ચૂપ જ રહી. જે વાત તેના સ્ત્રીત્વપર કે માતૃત્વપર અસર કરનારી હોય તે, તે શી રીતે કહી શકે ! તેના નામની સાથે અસતિ શબ્દ જોડી દેવામાં આવ્યો. આ વાત તે પોતાની પુત્રીને શી રીતે કહી શકે ? છતાં પણ તેને બહાર જતાં રોકવી હતી. તેણે અનુરોધ કરતાં કરતાં કહ્યું.

" બેન ! હમણાં બહાર ન જતી ત્યાં તારે માથે ભયંકર વજ્ર લટકી રહ્યું છે, અપમાનનું અને ઘૃણાનું. હમણાં પંદર દિવસ મહિનો બહાર ન જતી નિર્મળા ! "

" શાથી ? "

સંકોચપૂર્વક ગિરિજા બોલીઃ

" કારણ કે તારી માતા સમાજભ્રષ્ટ છે. ત્હારૂં કોઇ સ્વાગત નહીં કરે. છતાં અપમાન કરનાર ઘણા છે. હવે તો ત્હારી માતાનો પરિચય...એક..."

નિર્મળા તરત ઉભી થઇ ગઇ અને બોલીઃ

" ચૂપ થઇ જા મા ! મારી માતાનો પરિચય માતા તરીકે જ બસ છે. વધારે પરિચયની મારે જરૂર નથી "

" પણ જગતને તે પરિચયની જરૂર છે, નિર્મળા ! અને પ્રમાણ મારે તારી માતા પાસે કશું જ સાધન નથી બેટા ! "

" તેને જો પ્રમાણની જરૂર હોય તો ભલે હોય, પરંતુ એક અપરાધીની માફક પ્રમાણના બોજા પાછળ પોતે સતિ તરીકેનો દાવો ન તો મારી મા કરશે કે ન તો હું કરીશ. તારો પરિચય માત્ર તુંજ છે. ચાહે દુનિયા વિશ્વાસ કરે યા ન કરે. "

" અરે ! પણ તું જવા જ માગે છે ? "

" નથી સમજી શકતી મા ! કે તારૂં પહેલાંનું સાહસ ક્યાં ગયું ? તું શા માટે મને રોકી રહી છે ? આટલા દિવસો તું સમાજ સામે સગર્વ માથું ઉંચકતી હતી તે તારી આત્મનિર્ભયતા આજે ક્યાં ચાલી ગઇ !"

ગિરિજા ફીકકું હસી અને બોલી.

" પરંતુ, સ્ત્રી માટે એ એક એવી લજ્જા છે નિર્મળા, ના, ના, હું ભૂલું છું; અગર તે લજ્જાને સ્ત્રી સહન પણ કરી લે છતાં માતાને માટે તો એ એક અમોઘ વજ્ર છે. એ વજ્ર નીચેથી માથું કાઢી લેવું અસંભવ નહીં હોય પણ કષ્ટ સાધ્ય તો હશે જ.

( ૫ )

કઇક મહિનાઓનો આ વાત પર પડદો પડી ગયો.

હવે તો ગિરિજા સુખી છે. નિર્મળા પણ બી. એ. પાસ થઇ ગઇ છે. ગિરિજાએ મોટા પાયાપર દરજીની દુકાન ખોલી છે. બેચ પુરતા નોકરો પણ રાખ્યા છે. પોતે માત્ર દેખરેખ રાખે છે. કોઇ આર્થિક ઉપાધી રહી નથી.

એક દિવસ અચાનક રેલીફિન ઓફીસમાં પ્રવીણ અને નિર્મળાનો ભેટો થઇ ગયો. તે કાંઇ કામે ગયો હતો અને નિર્મળા પરિણામ જોવા આવી હતી પ્રવીણ હવે વકીલાત કરતો હતો. તેના પિતા ગુજરી ગયા હતા.

તે નિર્મળા પાસે આવીને ઉભો રહ્યોઃ

" માએ તો ક્ષમા આપી છે, નિર્મળા! શું તું ક્ષમા નહીં આપી શકે ? "

નિર્મળાએ તો નહિ પણ જાણે તેની અર્ધ ખુલ્લી આંખોએ તેને માફી આપી હશે. પ્રવીણને ખૂબ સંતોષ થયો. તે બોલ્યોઃ

" જાણતો જ હતો કે મારી નિર્મળા મને માફી આપશે જ. ક્યાં સુધી ક્રોધ કરશે ? એટલે જ તને જોઇને હું દોડી આવ્યો. "

ફરીથી થોડી વાર રહીને તે બોલ્યો

" મ્હેં બધી તપાસ કરી હતી. તમારા સંબંધમાં જે કાંઇ રામચંદ્રે કર્યું હતુ તે માત્ર જુઠું હતુ અને તે જ દિવસથી હું તમારી શોધમાં લાગી ગયો હતો. "

આ શબ્દો સાંભળતાં જ નિર્મળાના કોઇ સુખસ્વપ્ન પર જાણે કાળો નાગ આળોટી પડયો હોય તેમ તે ઉભી થઇ ગઇ અને બોલી

" કદાચ રામચંદ્રે કહેલી વાત સાચી હોત તો તમે તમારી વિવાહિત પત્નીને છોડી દેત, નહીં ? "

" નિર્મળા! આખરે તો આપણે આપણા સમાજમાં જ રહેવું છે ને! એને મારી ભૂલ ન સમજીશ. પરિસ્થિતિનો વિચાર કરવો જોઇએ. "

તે તેની સામે જ આંખો ઉઠાવી અને બોલી·

" પરંતુ મને પણ મારા વ્યક્તિત્વનું અભિમાન છે. મને પણ માન છે, સ્વમાન છે."

" જવા દે એ વાતઃ હું તો મારી ગૃહલક્ષ્મીને લેવા આવ્યો છુ. "

" પ્રવીણ! આવીશ, પણ તે દિવસે આવીશ, કે જે દિવસે ગમે તેવી પરિસ્થિતિ પણ મારા સ્ત્રીત્વનું ગૌરવ ખંડિત નહિ કરી શકે તે દિવસે જ આવીશ. "

કહી, તે પાછું વાળીને જોયા સિવાય નીચે ઉતરી પડી



## કેટલાં સ્મરણ મધુરાં ?

( હરિગીત )

સ્મરણાં મધુરાં સ્નેહીનાં ઉરવલ્લરી ડોલાવતાં,
આવે ઝપાટા કાળના દિલતારને ધ્રુજાવતાં;
આશા અનેરી ભાવીની દિલ શુષ્કમાં રસપ્રેરતી,
ચપલાસમી ચાલી જઇ જીવન બગીચો વેડતી. ૧

જીવન ઉષા શુભ સ્વપ્નમાં આનંદ મગ્ન બનાવતી,
ધાઢી નિશા અંધારની સુખ સોણલાં ઉચ્છેદતી;
પ્રિય વત્સનાં મૃદુ પ્રેમમાં જીવન સુધા રસબસ થતું,
ખીલ્યું ન વણસ્યું સુકુલ ત્યાં પ્રભુ અંકમાં વિરામતું. ૨

મનોરમા મગળજી શાસ્ત્રી

# એરે ફુલવેણીની અમને બહુ રઢય લાગી

( ગરબી )

વાસન્તી વાડીને યૌવનની લ્હેરો,
મ્હેંદી ડીંચે ગુલાબના ફુલ મ્હારા સાહેબા,
એરે ફુલડાંની અમને બહુ રઢય લાગી.

હઈડાંમાં ડીંચી, રહી સૌરભ શું સીંચી,
મનમોહ્યું ગુલાબની કળીએ હો સાહેબા,
એરે કલિકાની અમને બહુ રઢય લાગી.

રામણાંની સૌરભને સ્મૃતિઓના સોહાગ,
મ્હેકે મધુમાલતીના ફુલ મ્હારા સાહેબા,
એરે ફુલડાંની અમને બહુ રઢય લાગી.

ચંપેરી સોણલાંને ચંપેરી ફુલડાં,
ઉરને ઉપવન હિલોળે મ્હારા સાહેબા,
એરે ફુલડાંની અમને બહુ રઢય લાગી.

જીવનની ઝમકે ને યૌવનની ધમકે,
મ્હેક મ્હેક કરે શું કેતકીના ફુલ મ્હારા સાહેબા,
એરે ફુલડાંની અમને બહુ રઢય લાગી.

જીવનફુલ બાગે ને અજબ સોહાગે,
જોઈ શું મોગરાનાં ફુલ મ્હારા સાહેબા,
એરે ફુલડાંની અમને બહુ રઢય લાગી.

આશાના રંગોને સ્મૃતિના તરંગો,
મ્હેક મ્હેક કરે બકુલના ફુલ મ્હારા સાહેબા,
એરે ફુલડાંની અમને બહુ રઢય લાગી.

એરે ફુલડાંની . ફુલવેણી ગુંથાવે,
હઈડે પછી અમને ગુંથાવો મ્હારા સાહેબા,
એરે ફુલવેણીની અમને બહુ રઢય લાગી.

[illegible]

# નજીવાં વાત

લેખક : શ્રી રસિક ચી. ત્રિપાઠી

૧૯૩૦ ની સાલ હતી રોજ રોજ વર્તમાનપત્રો કૈં ઑર સમાચાર આફ્રિકાવાસી હિન્દીઓ માટે લાવતાં વેપાર । રોજગાર નરમાનરમ ચાલતા.

રમેશ આ અજ્ઞાનબાળા તરફ દયાની લાગણીથી જોઇ રહ્યો છેવટ એક ન્હાના ટેબલને અઢેલી ઊભેલી એ નેટિવ બાળાને ગાલ પર પ્રેમભરી ટપલી મારતા તેણે કહ્યુ, " મૂરખ ! ત્હને એ નહિ સમજાય ! "

" ત્હમે જ મ્હોટા જાણનારા હશો ! "

બાળાના આ કટાક્ષનો પ્રત્યુત્તર રમેશે તેને બાહુપાશમાં જકડી કપોલ પર બે ચાર ચુંબનની ઝડી વર્ષાવીને આપ્યો

રમેશના સ્નેહાર્દ્ર નયન સામે બાળા વિવશ થઇ જોઈ રહી !

× × ⁄×

રમેશને પેમ્બામાં આવ્યે આજ પાંચ વર્ષ થયાં છે હિંદમાં લવિંગની નિકાસ કરવા એ હેતુથી તેના શેઠે આફ્રિકામાં એક પેઢી ખોલી અને તેની વ્યવસ્થા સારૂં રાજનગરની પેઢી ઉપરથી માસિક ૪૦૦ શિલિંગના વેતનથી તેને આફ્રિકા મોકલવામાં આવ્યો. થોડા સમયમાં કાર્યદક્ષતાથી તેણે પોતાની શાખા સારી સ્થિતિમાં લાવી મૂકી પણ......આખો દિવસ ગુજરાતના પાટનગરમાં સર્વ જગતનાં ગપ્પાં મારતાં જેણે વીતાવ્યો હોય એને આવા પેમ્બા જેવા પરદેશી ન્હાનકડા ગામમાં કેમ ગમે ? તેના હિજરાતા હૈયાને સાન્ત્વન આપનાર કોઇ જ ન્હોતું. કયાંથી હોય ? પણ રમાનો મોહ શું સહન કરવાની શક્તિ નથી આપતો ? પેટને ખાતર આ વેદ તેણે સ્વીકરી. પોતાનાં માબાપની મૌનદર્શિત સંમતિએ એ પેમ્બા આવ્યો એક ન્હાના પણ સુઘડ મકાનમા એણે વાસ વસાવ્યો.

તેના ગૃહકાર્યમાં મદદ અર્થે કોઇ જાણીતા મજૂરને એક નેટિવની બાળા તેની તહેનાતમાં રજૂ કરી હતી. જરુરિયાતને બંધન નથી હોતાં, એ ન્યાયે તેણે પોતાની અણુગમાની લાગણી ભૂલાવી એકાકીપણામાં એકનો ઉમેરો થયો. ધાર્યા કરતા છોકરી ચાલાક નીવડી ને બે-ત્રણ વર્ષના સહવાસમાં એ બાળા હબસીની દીકરી હતી એ વાત રમેશને મન ભૂલાઇ ગઇ.

ને બનતું આવ્યુ છે તેમ એકાન્ત સહવાસે ધીરે ધીરે રમેશના હૃદયમાં એ નાનીશી બાળા માટે કૈંક લાગણી જન્મી કાલિદાસે ય કહ્યું છે કે **कामार्ता हि प्रकृति कृपणा......।** તેનુ આફ્રિકન નામ બદલી તેણે તેનું નામ 'નીલુ' રાખ્યુ. તે ચાલાક હતી, ચબરાક હતી, મોનો સહેજ ઠીક હતો, કાળી હતી, પણ કામણ કરે તેવી હતી અજ્ઞાન હતી, પણ સમજુ હતી. અને જગતમાં ઓછા એની વિદ્વતા કરતાં એના કામણને વ્યાવહારિક સમજણથી જ ઉજમાળું છે ! વિદ્વતા ને ચારિત્ર્યના લૂખાં સરોવરમાં ડૂબકાં મારવામાં મોજ માણનારા જગતમા થોડા !

કરવો પડશે. શેઠ બિમાર થઇ ગયા છે!" નીલુ વિચારમાં પડી ગઇ. કોપી પીવાઇ રહી ત્યાં સુધી તેના મુખમાંથી એક શબ્દ સરખો પણ ન નીકળ્યો. "કેમ નીલુ, વિચારમાં પડી ? બોલતી પણ નથી ?"

"ના ના. વિચાર શેના ? પણ ત્હમે ન જાવ તો ન ચાલે ?"

"અહીં પૈસા કોણ આપે ? ખાવું ક્યાંથી ?"

"ઓ હો ! એટલું તો ત્હમને કોઇ ગમે તે પેઢીવાળો આપે ત્હમારા મિત્ર મનહરની પેઢીમાં ત્હમારી માગણી તે દિવસે થઇ હતી. તે ત્હમે જ મ્હને કહ્યું હતું."

"અરે, એ જગ્યા તો કયારની પુરાઇ ગઇ, ત્હને ખબર નથી, અત્યારે તો બધે નોકરી માટે ફાંફા જ મારવાનાં છે."

"પણ મ્હને તો લઇ જશોને ? હું આવીશ, મ્હને અહીંતો કોઇ રોકનાર નથી."

"અરે, એવું તે વળી બનતું હશે ?"

"કેમ ન બને ?"

"ન બને; ત્હને અમારા દેશનો ખ્યાલ નથી."

"તો અહીં રહો ! પણ મ્હને મૂકીને તો હું ત્હમને જવા નહિ જ દઉં !"

"પણ ત્હને મેં કહ્યું નહિ ? અહિં રોટલો કોણ આપે ? આપણને બેને ! તું કમાઇ લાવીશ ?" "હા."

"હા ? હા ! સમજે નહિ, ને હા, હા !" રમેશ ચીઢાઇને બોલ્યો.

"હા, હા, હું બીજે કામ કરી ત્હમારે માટે કમાઇ લાવીશ પણ તમે ન જાવ ! ત્હમારા ઉપર તો મ્હેં મ્હારૂં જીવન ઓવારી નાંખ્યું છે. ત્હમે તો મ્હારી આશા છો ! મ્હારૂં અહીં કોણ છે ? મ્હારાં માબાપ તો કયારનાં ગયાં; હવે તો માત્ર ત્હમે જ છો, તેય જશો ? મ્હારા જીવન રણનાં મીઠા મ્હેરામણ, મ્હને ન તરછોડશો. આપણી પ્રેમસરિતાને આમ અધવચ ન સુકાવો ! હું તો જગતમાં ત્હમને જ જોઉં છું. ત્હમારી છું. ત્હમે મ્હારા થયા. એક વાર થયા. સદાના થાવ ! મ્હને લઇ જતાં શરમાવ છો ? એવું તો નથી ને ?" નીલુના મુખમાંથી, અજ્ઞાન જણાતી નેટિવ બાળાના મુખમાંથી, જાણે કવિતા ઝરી ! તે ગળગળી થઈ ગઇ.

"રમેશ તો આભો બની ગયો !

"અરે, નીલુ ! પણ એમાં આ બધું શું ? આ ભાષણ શું ? આ ત્હને કયાંથી આવડયું ? કોણે શિખવ્યું ? ત્હને..."

"ત્હમે...તે હવે આખર..."

"હજુ કહું છું કે તું સમજતી નથી. ત્હને લઇ જવામાં શરમ શેની ? પણ અમારા દેશમાં ત્હારાથી રાજ્યના કાયદા પ્રમાણે ન અવાય, ત્હારે ને મ્હારે બન્નેને જેલમાં જવું પડે માટે તો હું કહું છું કે ત્હારી વાત બને એવી નથી. હવે સમજી ?"

"હા, સમજી ! સમજી ! બ્હાનાં ન કાઢો. છોકરાં ન સમજાવો ! આપેલાં વચન ત્હમે આમ વિસારશો એવું ન્હોતું ધાર્યું. કુવામાં ઉતારી દોરડું અધવચ આમ ન તોડીએ ! ન તોડીએ, મ્હારા નાથ ! આ ગરીબની અરજી દિલમાં ધરો, તેને છોડી ન જાઓ ! ત્હમારે માટે આકાશ પાતાળ એક કરી ત્હમારે જોઇશે તે હું લાવી આપીશ. પણ ત્હમે ન જશો !"

"સારૂં, સારૂં ! જોઇશું. હવે અત્યારે ને અત્યારે મ્હેં ઓછુ જ બધું નકકી કરી નાંખ્યું છે ?" એમ કહી નીલુને મીઠા મીઠા બોલથી રમેશે ઠંડી કરવાનો પ્રયત્ન કર્યો પણ નીલુના નીલમ સરિખા શુદ્ધ અંતઃકરણમાં રમેશનાં આ લીલાનાં કૌતુક ન શમ્યાં, તે ન શમ્યાં !

× × ×

રમેશે આખી રાત સામાન બાંધવામાં ગાળી. સવારે તેને દેશ પ્રતિ પગલાં માંડવાનાં હતાં. એક મિત્રની મોટર તેનો સામાન વગેરે ફેરવવામાં મદદ અર્થે આવવાની હતી. સવારના ૬ાા નો સમય હતો. પણ આજે નીરુ ત્યાં ન્હોતી. તેને શોધવાના રમેશે ઘણા પ્રયત્નો કર્યા તેને ત્યાં ખબર કહાવી પણ કશોય ન હતી. તેણે જવાની ઉતાવળમાં મોટર મારી મૂકવાનો નિશ્ચય કર્યો. "નીરુના રમેશે" નીરુના એકલા મિલન વિના જતા રહેવાનો વિચાર કર્યો ! મોટર ચાલુ કરી, ત્યાં તો સ્વર સંભળાયો. " ઊભા રહો ! ઊભા રહો ! હું આવું છું ! "

પણ મોટર તો ચાલી. નીરુ પાછળ દોડી. મોટર ઝડપ લે તે પહેલાં તેણે મોટરની પાછળ લટકાવેલું પૈડું પકડ્યું ને તેમાં ચડી ગઈ. મોટરે ઝડપ વધારી તેણે મોટરની પાછળ રાખેલી બારીઓમાંથી બૂમો પાડી, પણ મોટર ચાલવાથી થતા અવાજમાં હો કે મિત્રના સાથેની વાતચીતના ઘોંઘાટમાં હો, ગમે તેમ રમેશે તેની એક પણ બૂમ ન સાંભળી !

કેટલીક મિનિટ પછી રમેશને એક ધક્કો થયો હોય એવું લાગ્યું, પણ વાર્તાલાપમાં મશગુલ હોવાથી તે અવાજની ફીકરને પરવા ન કરી.

પાછળના પૈડા ઉપર બેઠેલી નીરુને પોલિસે સડક ઉપરથી પસાર થતાં જોઈ. કોઈક લેડિઝ ઉઠાવી ચોરી કરવા માટે મોટરમાં ચડી છે એમ માની પોલિસે દોડીને હાથમાંનો દંડો માર્યો; ને નીરુના હાથને વાગવાથી, મોટરના પૈડાની તેની પકડ ઢીલી થતાં તે જમીન ઉપર પટકાઈ પડી. ત્રીસ માઈલની ઝડપે જતી મોટરમાંથી પડતાં રસ્તા ઉપર માથું પછડાતાં તે બેભાન થઈ ગઈ.

રમેશ આજે અમદાવાદ આવી પહોંચ્યો. બહુ દિવસે તેણે રાજનગર નવીન લેબાશમાં જોયું. રહાજે મિત્ર સાથે એલિસબ્રિજ પર ફરવા નીકળ્યો. રસ્તે જતા ફેરિયા પાસેથી "ગુજરાત સમાચાર" ખરીદ્યું. તેમા તેણે એક બીના નીચે પ્રમાણે વાચી:

એક અજબ કિસ્સો !

નિષ્ઠુર હિન્દીને પ્રેમાળ આફ્રિકન બાળાની કરુણ પ્રેમકહાણી !

નિરાશામાં બાળાએ કરેલો આપઘાત !

વાંચતાં જ રમેશ પુલના સળિયા પકડી સજ્જડ થઇ ગયો ! તેની આંખોએ તમ્મર આવ્યાં.

"કેમ, રમેશ શું થયું ? આ સમાચાર વાંચી આઘાત થયો !" મિત્રે પ્રશ્ન કર્યો.

"ના, ના, મ્હને તો વાયુનું દર્દ છે, તે અશક્તિને લીધે પણ કેટલીકવાર આવું થઇ આવે છે. બાકી પેલી તો નજીવી વાત !"



## સાથ

વિજન અરવ કુંજે ફૂલના ચારૂ પુંજે
લલિત નિલવણીમાં વૃક્ષની ગુંથણીમાં
મૃદુલ પવન આવી જોર આછું સમાવી
સુખદ લહર રૂપે વ્હેં જતો ત્યાં અનૂપે.
સઘન ધવલ વ્યોમે સોમ શું તેજ શોમે
સરલ શીતલ રેલી સૂર્ય સી તાપ ઠેલે.
સુદર શિખર-જોડી-સોડમાં આભ તોડી
સુમન સમ મજાની રાજતી વાદળી શી !

કદિક સુઇ જવાનું ત્યાં જ હોવે સદાનું
જીવન કવન ગાતાં તોય હૈયે પ્રશાતા
લગીર સુજ ન હોવે, એ ન સૈયા જ સ્હોવે
જીવનતણી સખીના સ્નેહલા સાથ વિના.

સુહેદ



પ્રો. ધોંડો કેશવ કર્વે

## કર્વે વિદ્યાપીઠને નામે જાણીતી થએલી અને સ્ત્રી કેળવણીના પ્રખર હિમાયતી;

શિક્ષણના તે કંઇ જોગ સાંભળ્યા હશે? તેમાં યે સ્ત્રીઓની કેળવણીને વાસ્તે વળી જોગ લેવાનો કોઇને ગમે? પુરુષો ભલે બડી બડી વાતો કરે અને સ્ત્રીકેળવણીના હિમાયતી અને રસિયા મનાવાનો દાવો કરે, પણ દિલમાં ઊંડે ઊંડે પોતાના સ્વાર્થની જેટલી ચિંતા પુરુષને હોય છે તેટલી ચિંતા સ્ત્રીશિક્ષણની એ દિલમાં હોય છે ખરી? એના દિલમાં તો એમજ થાય કે જો રહેવાનો સુંદર મહેલ હોય તો પાને ઊંચે ઊંચે માળે રહે, અને સ્ત્રીને ભોંયતળીયે રાખે, અને ધારે તો એવી જ સ્થિતિ યોગ્ય છે એમ સિદ્ધ કરે મનુ ભગવાને સ્મૃતિમાં સ્ત્રીની પદવી બાંધી ત્યારથી તે આજ સુધીમાં સ્ત્રીસન્માન કેટલું વધ્યું છે? આ બાબતનો વિચાર કરવા જેવો છે

સંજોગો જોતાં, હાલમાં સ્ત્રીશિક્ષણનો પ્રચાર ગુજરાતમાં ઠીક ઠીક થઇ રહ્યો છે, પણ મહારાષ્ટ્રની સરખામણીમાં ગુજરાત પછાત કહેવાય તે વિષે મતભેદ ભાગ્યે જ હોય વસ્તીનું પ્રમાણ કે કેળવણી પામેલ સંખ્યા તપાસવાની કંઇ જરૂર નથી પણ જોવાનું એ છે કે સ્ત્રીશિક્ષણની ભૂખ કોને છે અને તે ભૂખને શમાવવા મહેનત કોણ ઉઠાવે છે, પ્રગતિ કોણે કરી છે અને કોણ આગળ છે, એ વિચારીએ તો ગુજરાતને શરમાવાનું જ છે મનુષ્ય શરીરને રાતદિવસ હવા પાણી ને ખોરાકની કેટલી બધી જરૂર છે? એટલી જ જરૂર સમાજ શરીરની કેળવણીની નથી? અને સમાજનાં મુખ્ય અંગ તો પુરુષ અને સ્ત્રી એ બેમાંથી એકને કેળવણીની ખાસ જરૂર છે અને બીજાને જેવી હોય તેવી ચાલે એમ કદિ કહી શકાય? પુરૂષને તો કમાવાનું, એટલે એને શિક્ષણ જોઇએ જ, પણ સ્ત્રીને તો કમાવાનું નહિ ઘરકામ કરવાનું એટલે એમ ચાલે આવા ખોટા ખોટા ખ્યાલ રજુ કર્યા કરતાં પુરુષ જો ખુદના હિતથી પોતાના સ્વાર્થનો એકરાર કરે તો એ વધારે સ્તુતિપાત્ર ગણાય

હવે મૂળ વાત ઉપર સ્ત્રી-શિક્ષણનું સ્વપ્નદર્શન નહિ પણ વ્યવસ્થિત સ્વરૂપ અને રૂપરેખા સૌથી પ્રથમ રજુ કરવાનું માન મહારાષ્ટ્રના એક કેળવણીકારને ફાળે જાય છે આજથી પંદરેક વર્ષ પહેલાં એ પુરૂષને સુઝ્યું કે

વાર રજુ કરવામાં મને જરાયે સંકોચ નથી લાગતો.

એ જ અરસામાં જાપાનમાં એક મહિલા વિદ્યાપીઠ સ્થપાઇ હતી. તેમાંથી પ્રેરણા મેળવી આ કાર્યધુરંધરે સ્ત્રીઓ વાસ્તે જોઇતા સાચા શિક્ષણની રૂપરેખા ઘડી બતાવી. આપણા દેશમાં કન્યા કેળવણી અને વિશેષે કરીને સ્ત્રી કેળવણીનો પ્રશ્ન અત્યંત વિકટ છે. સમાજનાં રૂઢિરિવાજનાં નડતર હજુ ઉભાં છે; સરકાર પરદેશી છે, એટલે એના દિલે સ્ત્રી શિક્ષણની દાઝ શેની હોય? સ્ત્રી શિક્ષકોની તાણ છે. સ્ત્રીઓ વિષે આપણી કલ્પનાઓ હીન છે. ઘર ચલાવનાર એક યંત્ર છે, તેનું નામ સ્ત્રી; સંતાનો ઉછેરનાર એક યંત્રવત્ સેવક છે, તેનું નામ સ્ત્રી. સ્વાર્થ આગળ પુરૂષની આંખે આથી વધારે સારા વિચાર શેના આવે? આવી હીન દશામાં સમાજ પડેલો છે. સમાજને પ્રગતિમય કરવાનો હોય તો સ્ત્રી વિષે પુરૂષે પોતાના વિચાર બદલવા જ પડશે. સ્ત્રીઓ પણ મનુષ્યો છે. પુરુષ જેવી જ સ્વતંત્ર વ્યક્તિઓ છે. એમની પાસે પણ ઇશ્વરદત્ત અખૂટ શક્તિ છે. બુદ્ધિનો કે શક્તિનો ઇજારો પુરૂષને એકલાને જ મળ્યો નથી. જાપાન વિદ્યાપીઠના સંચાલકોને પણ સ્ત્રીઓ વિષેની હીન કલ્પનાઓ દૂર કરવા લડવું પડયું હતું. સ્ત્રીઓનું ઘરમાં તેમજ સમાજમાં વિશિષ્ટ સ્થાન છે. એમની કેળવણી એવા હેતુથી ઘડાવી જોઇએ કે તેઓ એમનું સ્થાન સંભાળી લેવાને યોગ્ય થાય. તેમના શિક્ષણ બાબતે ત્રણ વસ્તુઓ ન વીસારવી જોઇએ. એક, સ્ત્રીઓ મનુષ્યો છે, વ્યક્તિઓ છે, એટલે એ વ્યક્તિઓનો વિકાસ થાય તેવું શિક્ષણ તેમને મળવું જોઇએ. બીજું: ગૃહસંસારને દીપાવે અને અજવાળે તેવી પત્ની અને માતા બને તેવા શિક્ષણની વ્યવસ્થા થવી જોઇએ. ત્રીજું: ગૃહજીવન અને રાષ્ટ્રજીવન એ પરસ્પર સંકળાયેલાં છે અને જેમ ગૃહતંત્રમાં તેમની જવાબદારી સ્પષ્ટ છે, તેવીજ રીતે દેશના ઉદ્ધાર અને આબાદીમાં તેમને શિરે જવાબદારી છે તે ફરજ અદા કરતાં શીખે એવું જ્ઞાન મળવું જોઇએ. એવા શિક્ષણની વ્યવસ્થા કરતાં એક વાત હંમેશ એ યાદ રાખવી કે સર્વ શિક્ષણ માતૃભાષાદ્વારા આપવું. એને લીધે, પરદેશી ભાષા પહેલેથી ભણવાનો અને પરદેશી ભાષાની 'મદદથી બીજું' બધું જ્ઞાન મેળવવાનો નાહકનો શક્તિનો વ્યય અટકશે, અને પરિણામે શિક્ષણ શુદ્ધ, સરળ અને ત્વરિત બનશે. શિક્ષણમાં સંસ્કારબળ વધે તે લક્ષ ન ભૂલાવું જોઇએ. ગૃહજીવનની વિવિધતામાં જે ઉપયોગી થઇ પડે તેવા વિષયોનો અભ્યાસ રાખવોજ જોઇએ. દૃષ્ટાંત તરીકે, ગૃહઉદ્યોગ, ગૃહઆરોગ્ય ઘરવૈદુ, બાલમાનસ, બાલઉછેરનો અભ્યાસ હોવો જોઇએ. તે ઉપરાંત પુરૂષની સમાનકોટિએ પહોંચવા જ્યાં સ્ત્રીશક્તિ તૈયાર હોય ત્યાં પુરૂષના જેવાજ ઉચ્ચ અભ્યાસનો પૂરો અવકાશ—અનુકૂળતા—કરી આપવી. આવા સિદ્ધાંતો ઉપર પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ કેળવણીની તેમણે રૂપરેખા તો રજુ કરી; પણ પછી? પછી શ્રીયુત કર્વેને લાગ્યું કે બેસી રહેવામાં સાર નથી. ચારેક માસ પછી વિદ્યાપીઠનો આરંભ કર્યો. વિના-દ્રવ્યે આ કામ કેમ ચાલશે? અંધારામાં ફાંફાં મારવા જેવું આ કરવા બેઠા છે. આવી ટીકાઓ થવા લાગી. પણ શ્રીયુત કર્વેના દિલમાં તો સંકલ્પ થઇ ચૂક્યો હતો. સંકલ્પને સિદ્ધ કરવા જીવનભર ફકીરી લેવા તે તૈયાર હતા. આવો સત્ય સંકલ્પ હોય, અને તેની પીઠે આવો અદ્‌ભુત ત્યાગનો પ્રતાપ હોય ત્યાં કાર્ય કદિ અટકે? એવા કાર્યમાં નિરંતર ઇશ્વરનો સાથ હોય છે. એટલેજ આટલાં વર્ષો પછી, સરકારની મદદ વગર, આપણે પૂનામાં એ મહિલા વિદ્યાપીઠના વૃક્ષને ફુલ્યું ફાલ્યું જોઇ શકીએ છીએ. સંસ્થાને નાણાં

રહુનોનો સંબધ બાંધવા તૈયાર નથી એ હું જાણું છું. મને લાગે છે કે પ્રાથમિક શિક્ષણ પુરું કર્યા બાદ વેપારનું, કે બીજું શાસ્ત્રીય શિક્ષણ રાખવાનો પ્રબધ કર્યો હોય તો વધારે સારું."

"આપણા લોકની રહેણી કરણી વિશે તમારા મન ઉપર શી અસર થઇ ?"

"આપણે અહીં સંસ્થાનવાસી કહેવાઇએ જેવો આપણો વસવાટ છે તેવો જ ગોરા લોકનો છે. એ લોક વ્યવસ્થામા, સુઘડતામા, સ્વચ્છતામાં, આરોગ્ય જાળવવામાં આપણને ચઢી જાય તેવા હોય છે એમના વસવાટમા આવુ, નિરોગી, સ્વચ્છ, સુદર વાતાવરણ હોય છે; તેવું વાતાવરણ જો આપણે રાખીએ તો આપણે સારી રીતે રહી જાણીએ છીએ તેમ કહેવાય વળી અહીં તો આપણા લોક પાસે પૈસાનું સાધન છે, સંસ્થાનનું સ્વતંત્ર વાતાવરણ છે, એટલે આપણા લોક સારી રીતે જીવન ગાળતાં શીખ્યા છે પણ આપણામાં એક એવો વર્ગ છે કે જેને જીવન કેમ ગાળવું તેની સમજ નથી કે સમજવા જેટલી દરકાર નથી. એમનાં કઢંગાં જીવનથી આપણી સંસ્કૃતિને હાનિજ થાય છે. ગોરા લોકના સંસર્ગમા રહેવાનું એટલે આપણે વધારે સારી રીતે જીવન ગાળતાં શીખવાનું છે. મે કહ્યા તેવા લોક તો હિંદમાં પણ એવા જ બેડોળ જીવન ગાળનારા હોય છે" "ત્યારે યુગાન્ડા વિશે તેમ શુ કહો ?"

હા ! એ વાત ખરી છે, તમે પરોક્ષ લોકો, અને તેમાંયે યુગાન્ડામાં વસતા ગુજરાતીઓ તો આમેહુબ સુદર જીવન જીવી જાણે છે. એમની રીત આકર્ષક ખરી"

"મહારાષ્ટ્ર કરતાં ગુજરાતમા સ્ત્રી-કેળવણી પછાત કેમ રહે છે ?"

"જુઓ, મહારાષ્ટ્રમાં અમારે તો ગરીબાઇ સાથે લડવાનું. અમારા લોક ગરીબ, અને તેમાં કેળવણીનાં સાધન મળ્યાં એટલે કન્યા કેળવણી તરફ તેમનું લક્ષ પ્રથમથીજ દોરાયું. શિક્ષણ પામેલી કન્યાને, ઘર સારૂ મળે, વર સારો મળે, અને કંઇ નહિ તો પોતે પોતાનો નિભાવ કરવાનું તો જાણતી થાય એટલે મોટી ઉમ્મરે તેને મુઝવણ ન થાય. આને લીધે અમારી કન્યાઓ ઉચ્ચ શિક્ષણ લેવા હંમેશ તત્પર હોય છે. ત્યારે તમારા ગુજરાતમાં તો જુદીજ વાત હોય છે ગુજરાતીઓ પૈસે ટકે વધારે સુખી. સાધન પણ ગુજરાત પામે વધારે. તમારે ત્યાં કન્યાઓ પ્રાથમિક કેળવણી લે છે, જ્યાં સગવડ છે ત્યાં માધ્યમિક શિક્ષણ પણ લે છે, પણ ઉચ્ચ કેળવણી મેળવવાનો વખત થાય ત્યારે તેમના લગ્નનો વખત થાય એવું બની જાય છે એટલે લગ્ન થાય પછી કેળવણીનું તો પતી જાય છે. મોટી વય થતા સુધી લગ્ન ન કરવુ એવું માનનારા, વર્તનારા પણ છે, ત્યારે તેમને પોતાનું સ્થળ છોડી, કન્યાને બીજે સ્થળે, મુબાઇ, પૂના જેવા સ્થળ આગળ અભ્યાસ માટે મોકલવાની હિમ્મત નથી મહારાષ્ટ્રમાં તેથી ઉલ્ટું છે. તમારે સાધનની—કે દ્રવ્યની ખામી નથી. રીતરિવાજ આડે આવે છે ગુજરાતીઓ એ દૂર કરે તો જરૂર અમારા કરતાં તો આગળ વધે."

શ્રીયુત કર્વેનો આ મત ભલે ગળે ઉતરે તેવો ન હોય પણ એમનું કહેવું સાવ ખોટું નથી. એટલે જ ખરું જોતાં ગુજરાતને એવો કોઇ ફકીર કેળવણીકાર જોઇએ કે જે સ્ત્રી શિક્ષણના મંદ મંદ ચાલી રહેલ કાર્યને વેગમાં મૂકી દે. ગયા વરસના ધર્મ યુદ્ધમાં સ્ત્રી શકિતનાં અદ્ભૂત દર્શન કર્યાં પછી, આ દિશામાં પ્રસ્થાન કરવાનુ કોઇ ગુજરાતીને મન વસે તો કેવાં ધનભાગ્ય ! *

* ૧૯૩૧ ની આખરમા પ્રો કર્વે દક્ષિણ આફ્રિકાના પ્રવાસે ગયા હતા તે પ્રસંગે આ લેખ લખાયલો હોઇ, એમાંના વર્ષો અને પ્રસંગોનો ઉલ્લેખ તે વર્ષના હિસાબે થએલો છે.

મુંબઇમાં ગુજરાતી સ્ત્રી સમાજ માટે, શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ અને શ્રી ભગિની સમાજ જેવી સંસ્થાઓ, સ્ત્રીઓ માટે આવા હુન્નર ઉદ્યોગોદ્વારા થોડીઘણી કમાણી કરવાની સારી સરખી તક પૂરી પાડે છે. અમદાવાદમાં જ્યોતિસંઘે ટૂંક સમયમાં જ આ દિશામાં જાણવાજોગ પ્રવૃત્તિ કરી છે. એ સંસ્થાઓને આ દિશામાં મળેલી સફળતા સ્ત્રીઓ માટે આવી યોજનાઓ વધારે ને વધારે પ્રમાણમા થવી જોઇએ એમ પૂરવાર કરે છે.

ગયા માસ દરમ્યાન મુંબઇના ઠાકુરદ્વાર રોડ પર શ્રી પાથારે પ્રભુ મહિલા સમાજ તરફથી ભરાયલું સ્ત્રીઓના કલા કૌશલ્યનું પ્રદર્શન જોતાં જ એક વાર ફરીથી આ વિચારો જાગૃત થયા. ઇ. સ. ૧૯૧૫મા સ્થપાયલી આ મહિલા સંસ્થાએ પાથારે પ્રભુ મહિલા સમાજમાં સામાજીક જાગૃતિ લાવવામાં સારો ફાળો આપ્યો છે. અને અત્યાર સુધીમાં એ દિશામાં સસ્થાએ સારૂં અને સંગીન કાર્ય કર્યું છે.

રંગોળી અને ભરતગૂંથણ આદિ કળાઓમાં પ્રભુ મહિલાઓની સિદ્ધિ વિષે ઝાઝું કહેવા જેવું નથી. રંગોળી ની બાબતમાં તો પ્રભુ મહિલાઓને કોઇ નહિ પહોંચે એવું ઘણીવાર સાંભળ્યું હતું અને કલાની ઉચ્ચતર સીમાએ પહોંચેલી રંગોળી જોવાનું સદભાગ્ય મળ્યું પણ હતું એટલે એ પ્રદર્શનમાં પાથારે પ્રભુ મહિલાઓની કલા જોવાના આશયથી ગયો અને એ મહિલાઓની કલા માટે પ્રશંસાના ઉદગારો કાઢયા વિના રહેવાતું નથી.

છેક ૧૯૧૫ મા સ્થપાયલી આ સંસ્થા ૧૯૩૮ માં જ પ્રથમ પ્રદર્શન ભરી શકી એ જરા આશ્ચર્ય ઉપજાવે એવી વાત છે. અને પ્રદર્શનની રચના, પ્રદર્શનની વ્યવસ્થા વગેરે જોતાં પહેલું જ પ્રદર્શન હશે એમ ભાગ્યે જ જાણી શકાય એમ હોઇ આ પ્રદર્શનની સફળતા ખાસ ઉલ્લેખવા યોગ્ય છે.

પાથારે પ્રભુ મહિલાઓની જ અનેક પ્રકારની હસ્તકલાની કૃતિઓનો એમા મોટો ગંજ ખડકાયો હતો એમાં જીવનના રોજબરોજ વ્યવહારમાં ઉપયોગી થઇ પડે એવી વસ્તુઓથી માંડીને તે કીંમતી ભરતગૂંથણવાળા પોશાકો, અને ગૃહશણગાર તરીકે દીપી ઉઠે એવી ચિત્રકૃતિઓ તેમજ અન્ય કલાકૃતિઓ સારૂં સ્થાન લઇ જતી હતી. ફેન્સીવર્ક, હાથે બનાવેલાં રમકડાં, વિવિધ શણગાર સજીને રમકડાંઓનું ભરેલું પ્રદર્શન, કાગળ અને કાપડમાંથી બનાવેલાં વેણી, ફુલહાર અને બીજા શણગારો આબેહુબ લાગતા હતા અને વિવિધ જાતના ફળોના આબાદ નમુના રજુ થયા હતા. રેશમી, ગરમ અને સુતરાઉ કાપડ પર પેઇન્ટીંગ, ભરતગૂંથણના નમુના, જલરંગી અને તૈલરંગી ચિત્રકલા કૃતિઓ, ફોટોગ્રાફો, ચાક અને કોલસાથી દોરેલા સ્કેચો, શીવણના વિવિધ નમુના, આમ હસ્તકળા અને ઉદ્યોગ વિવિધ ક્ષેત્રોને સ્પર્શતા સંખ્યાબંધ નમુનાઓ પ્રદર્શનમાં રજુ થયા હતા. એનું વૈવિધ્ય ધ્યાન ખેંચે એવું હતું ને એની કારીગરી મનને આકર્ષે એવી હતી.

પણ આ બધામાં જુદો જ તરી આવતો વિભાગ રંગોળીનો હતો. આ રંગોળીઓ જોતાં પ્રભુ મહિલાઓની એ દિશાની વિશિષ્ટતાનો મને ખ્યાલ આવ્યો અલબત આ પ્રદર્શનમાં રજુ થયેલી રંગોળી અસાધારણ કલાકૃતિઓ ન હતી. એનાં કરતાં ચઢીયાતી કલા મેં અગાઉ નિહાળી છે અને તેય અનેકવાર, છતાં આ વિભાગમાં મહારાણી અહલ્યાબાઇ હોલકર, શ્રી. સુભાષ બોઝ, સ્વ. પંડિત મોતીલાલ નહેરૂની પ્રતિકૃતિઓ આબેહુબ ઉતારાઇ હતી. એ સીવાય પાણીમાં દોરેલાં બીજાં કેટલાક દ્રશ્યો પણ આકર્ષક હતા અને લોકશાસનવાદના આ જમાનામાં પાથારે પ્રભુ મહિલાઓમાં નામ શહેનશાહ અને શહેનશાહબાનુ પ્રત્યે ભક્તિ ધરાવનારી મહિલાઓ પણ છે એ સમ્રાટ છઠ્ઠા જ્યોર્જ અને મહારાણી એલીઝાબેથની રંગોળી જોતાં મારા મનમાં થયું !

પહેલું જ પ્રદર્શન આટલું સફળ થાય એ ઓછું ન કહેવાય. વળી, પ્રત્યેક વિભાગના સ્ટોલો ઉપર વસ્તુની સમજણ આપવા માટે બ્હેનો જ સ્વયંસેવિકાઓ તરીકે બેઠી હતી અને પ્રદર્શનની યોજના શરૂઆતથી તે અંત સુધી બ્હેનોની જ સીધી દેખરેખ અને વહીવટ હેઠળ હતી એ બીના પાથારે પ્રભુ મહિલાઓ માટે જરૂર ગૌરવ લેવા જેવી કહી શકાય.

આ પ્રદર્શનમાં રજુ થયેલી કૃતિઓમાથી મોટો ભાગ તો તે તે કલાકૃતિની સર્જકનો કલાશોખ



# પુસ્તકોની દુનિઆમાં



પ્રિયબહેન ચરા

બે મહિના ખાલી ગયા પછી, ત્રીજે મહિને આ પત્ર લખુ છુ એનો તુ રોષ કરે છે પણ એમ કર્યા વિના છૂટકો જ નહતો ફેબ્રુઆરીનો મહિના પરિષદ અંક હતો અને માર્ચનો બાળક અંક હતો એટલે મારા પત્રો મુલતવી રાખવા પડયા, પણ એનુ પરિણામ તારા કરતા મારે વધારે શોષવુ પડે છે એ આ લખતી વખતે પુસ્તકનો જે મોટો સંગ્રહ ખડો થયો છે તે જોઇને હુ અનુભવી રહ્યો છુ

નાટક નવેલકથા કવિતા વિવેચન આમ વિવિધ ક્ષેત્રોનુ સાહિત્ય એમા પડ્યુ છે અને બધાય સાહિત્યનુ જાણે એકીકરણ કરતા હોય એવા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના અગિઆર પુસ્તકો તો હુ જુદા જ મોકલુ છુ એ આ પત્રની સાથે જ તને મળશે આ સામટા પુસ્તકોમાથી પ્રત્યેક વિભાગમા એકાદ એકાદ પુસ્તક તો સારુ સ્થાન લઇ જાય એવુ જરૂર મળી આવે છે

આ બધામા નાટક વિભાગ સૌથી વિશેષ સમૃદ્ધ છે એમ મારે કહેવુ જોઇએ. એમા બે તો ગુજરાતના બે જાણીતા લેખકોની કૃતિઓ હોઇ ખાસ સ્થાન લઇ લે છે ત્રીજુ ગુજરાતના એક પ્રખર સાક્ષરની પ્રસ્તાવનાને અંગે લક્ષ ખેચી રહે છે તો ચોથુ, આપણા પડોશી પ્રાંત મહારાષ્ટ્રની કૃતિ ગુજરાતમા રજુ કરતુ હોઇ ધ્યાન ખેચે છે

કવિ-નાટયકાર ચન્દ્રવદનની પ્રવૃત્તિ હમણા પુસ્તક પ્રકાશનો પાછળ સારી રોકાયલી છે મહિનામા જાણે એકાદુ પ્રકાશન તેમનુ ખરુ જ હજી તેમના કથાકાવ્ય ' રતન 'ની છાપ ભુલાઇ નથી ત્યા તો ગુજરાતના વીર કવિ ' નર્મદ 'ના જીવન પ્રસગો આલેખતુ તેમનુ નાટક નર્મદ '[1] પ્રકાશન પામી ચૂક્યુ અને એ ' નર્મદ 'નો પરિચય કરાવવા આજે બેસુ છુ ત્યા તો એના બીજા ત્રણ પુસ્તકો ' સતાકુકડી ' ' પ્રેમનુ મોતી અને બીજા નાટકો ' અને મુગી સ્ત્રી' મારી પાસે આવીને પડયા છે આમ એમનો પ્રવાહ સારા વેગથી ચાલી રહ્યો છે પણ અહી તો તને નર્મદ ' વિષે જ થોડુ ક કહેવા ધારુ છુ

ગુર્જરસુન્દરી ના દીપોત્સવી અકમા આ નાટકમાથી એક આખો અંક પ્રકટ કર્યો હતો અને તે વખતથી જ તુ આખુ નાટક વાચવા તલપાપડ થઇ રહી હતી એ હુ જાણુ છુ અને તારા હાથમા આવતા જ તુ સૌથી પ્રથમ એ પૂરુ કરશે એ પણ હુ જાણુ છુ માત્ર ૧૦૨ પાનામા નર્મદના જીવનમાથી મહત્વના પ્રસગોને ભાઇ ચન્દ્રવદને એમા ઘણી સુદર રીતે ગૂથી લીધા છે અને એમા અવારનવાર નાટકના લેખક તરીકે તેમનુ પોતાનુ પાત્ર લાવવામા તેમણે નવાજ પ્રકારનુ આયોજન બતાવ્યુ છે

સુરત, રાદેર અને મુબઇ એ ત્રણ સ્થળોના કવિશ્રીના મહત્વના જીવન પ્રસગો લખવામા તે તે સ્થળના વાતાવરણને આબેહુબ જાળવવામા આવ્યુ છે, અને ભાષા અને સ્વભાવમા સુરતી ઉચ્ચાર અને રંગીલાપણુ પણ એમા સારા ઉતર્યા છે નર્મદા સાથેના કવિના પુનર્લગ્ન વહેલાનો પ્રસગ, અને ઓગણીસ ચોવીસ વર્ષ પછી, ટેક છોડીને નોકરી સ્વીકારવા જતા કવિનો હૃદયભેદક પ્રસગ કોઇના પણ હૃદયને સ્પર્શે એવા છે અને ' જય જય ગરવી ગુજરાત 'નુ શ્રવણ કરતા કવિની આખ મિચાય છે એ પ્રસગ તો નર્મદે અધુરુ મૂકેલુ કૈંક ચ કાય કરવાનુ આપણે બાકી રાખ્યુ છે તેનુ સચોટ ભાન કરાવે છે

સુધારક નર્મદ વીર નર્મદ, વિચારક નર્મદ મર્દ નર્મદ કવિ નર્મદ આમ નર્મદના જીવનના અનેકવિધ લક્ષણોને આ નાનકડા નાટકમા

---

[1] નર્મદ, લેખક શ્રી ચન્દ્રવદન ચીમનલાલ મહેતા, પ્રકાશક મડળ, ૧૧ મો રસ્તો, ખાર મુબઇ, કિ રૂ ૧-૦-૦

કૃતિ ઠીક ઠીક પ્રમાણમા ચઢિઆતી છે એજ નિસંકોચ કહી શકાય.

મહારાષ્ટ્રના જાણીતા નાટ્યકાર આચાર્ય પ્રહ્લાદ કેશવ અત્રેના ' ઘરા બાહેર ' નો ગુજરાતી અવતાર ' ઉંબર બહાર ' ૪ સ્ત્રી જીવનના પ્રશ્નની ચર્ચા કરે છે એટલે અમે તેને વિશેષ આગ્રહ પૂર્વક વાચવા ભલામણ કરીશુ મુબઇમા એ નાટક ભજવાતુ મે જોએલુ અને એમા … વરના નાણ-સોના અભાવથી વર્તનથી કટાળીને અસહાય બનેલી સ્ત્રી, ગૃહનો ત્યાગ કરનારી સ્ત્રી આખરે વાસર માતા તરીકે એ જ ઘરમા પુન પ્રવેશ કરવાને તૈયાર થાય છે આટલા … પરથી આખાય નાટકની રચના થઇ છે અને એમા આપણા આધુનિક સમાજના અનેક તત્વોનો સારો સમુચ્ચય થઇ ગયો છે ભાઇ પાધ્યાનુ ભાષાતર પણ મૂળને સારો ન્યાય કરે છે

અને પોતાને જો આમા કાઇ ન ગમ્યુ હોય તો તે મૂળ કૃતિનુ રૂપાતર છે મૂળ મરાઠી વાતાવરણ રખાયુ હોત તો કૃતિની અસર વધારે સારી પડત એક પ્રાતના લોકોને બીજા પ્રાતની પરિસ્થિતિ અને સસ્કારથી પરિચિત કરવા માટે મૂળના સ્વરૂપમા જ જો તે કૃતિને ઉતારવામા આવી હોય તો તે વધારે અસરકારક થઇ પડે છે

ત્રણ નવલકથાઓ અને નવલિકાના બીજા ત્રણ મળી નવન સાહિત્યના સાત પુસ્તકોમાથી ખાસ તરી આવે એવા તો બે જ છે પણ તેમા ય વધારે લાબુ આયુષ્ય ભોગવે એવી તો એક જ કૃતિ અને તે ભાઇ જયચદ્ર શેઠની નવલિકાઓ ' કૈલીનુ ઘર ' આટલુ આ વિભાગના પુસ્તકો પર સામાન્ય કહી શકાય

અમારી સારી છાપ પાડી બેઠેલા કોઇ લેખકની નવી કૃતિ આવે છે એટલે હૈયુ થનગની ઉઠે છે પણ કેટલીકવાર આની સારી અસર જ એની કસોટી પણ આકરી કરી મૂકે છે અને એમાથી જો એ લેખક પાર નથી ઉતરતા તો આપણને નિરાશા મળે છે. ' પચાસ વર્ષ પછી 'ની પ્રેરક કલ્પનાના લેખક શ્રી રામનારાયણ ના પાઠકની નવી નવલકથા ' આવતીકાલ '૫ વાચતા મને આવી જ નિરાશા મળી અજલિ ગ્રથમાળાના ત્રીજા વર્ષના ત્રીજા પુસ્તક તરીકે પ્રકટ થએલી આ કૃતિ લેખકની આગલી કૃતિની સમીપમા પણ ભાગ્યે જ ટકી શકે એવી છે અને સમાજવાદ અને મજુર સૃષ્ટિની છાપાઓના પાના પરની ચમકને લેખકે એટલુ બધુ મહત્વ એમા આપી દીધુ છે કે, અવાસ્તવિકતાની પરાકાષ્ઠા એમા આવી જાય છે એમા કેટલીય વાતો એવી છે કે જે મજુરોના રાજ રૂપ દેખાતા રશિયામા પણ શક્ય નથી બની તો એની પ્રધાન હિંદમા આમાની કેટલી કલ્પનાઓ સાચી પડે એ તો ભાઇ પાઠકની કલ્પના જાણે ! બધીય વસ્તુને નિરૂપણ કરવામા એમની ભાષા અને કલા સારી પાવરધી બનેલી એમાં દેખાય છે

સોરઠી લોક સાહિત્યના રસિયાઓને, ; લોક સાહિત્યના જુના ઉપાસક શ્રી રાયચુરાની ત્રીજી સોરઠી લોક નવલકથામા ચારણોમા રા' ગારિયો' ને નામે જાણીતા ચુડાસમા વશના વામનસ્થળીના ' ગૃહરાજ '૬ ના જીવનનો સારો પરિચય થાય છે સોરઠનો એ મહાન શકર ભક્ત રાજવી હતો અને તેના સબધમા અનેક પ્રકારની ગેરસમજ થએલી એ બધીનુ ઐતિહાસિક માહિતીઓ ભેગી કરીને એમા નિરસન કરવામા આવ્યુ છે અને એમાં આલેખાયલા પાત્રોમા ઉજળીબાઇ અને રૈણુ એ ચારણી સાસુ વહુની જોડી તો વાચકો ભૂલાવાની નથી સુરજબા, ગૃહરાજ અને પૃથુ સોલકીનુ આલેખન પણ સારુ છે અને આખીય નવલકથાનો પ્રવાહ સારો વહે છે લોક સાહિત્યના શોખીનોને તો આ નવલકથા જરૂર રૂચી જશે.

પ્રખ્યાત રશિયન નવલકથાકાર ડોસ્ટોય-વસ્કીના Crime & Punishment નુ ગુજરાતી સયોજન ' પિનાકીન '૭ નામે પ્રકટ થયુ છે

---

૪ ઉંબર બહાર અનુવાદક શ્રી મૂળશંકર પાધ્યા અને ગ્રથમાળા કાર્યાલય, ૩૭૪, વેતાળ પેઠ, પુના ૨. કિમત ૦-૧૨-૦

૫. આવતીકાલ લેખક શ્રી રામનારાયણ ના પાઠક પ્રકાશક અજલિ ગ્રથમાળા અમદાવાદ કિ. અઢી રૂપિયા.

૬ ગૃહરાજ લેખક ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા, સોલ એજન્ટસ આર આર શેઠની કુ મુબાઇ કિ રૂ ૧-૮-૦

૭ 'પિનાકીન' ગુજરાતી સયોજન કરનાર શ્રી સુમનલાલ ન તલાટી, સ્વસ્તિક ગ્રથમાળા

કવિના હૃદયમાં એ અસર અનેરી ઉર્મિઓ ઉપજાવે છે અને કવિતાનું ઝરણું સ્ફુરી રહે છે આ સંગ્રહમાંની પ્રત્યેક કૃતિમાંથી આવી ઉર્મિલતા મળી આવશે અાંના પાવડીઆ જેવી વિશ્વ મશહુર નર્તકીના નૃત્યનો થનગનાટ જેમ કવિના હૃદયને મુગ્ધ કરી શકે છે તેમ પં. મોતીલાલ નેહરૂ કે નરસિંહરાવ દીવેટીયાનું અવસાન પણ કવિના હૃદયને હચમચાવી મૂકે છે.

'આશ્રમ બારણે' 'શૈશવનાં સ્મરણો' 'પિતૃ ચરણે' 'નિર્દોષ અજ્ઞાન' 'નવસર્જન' 'કલ્યાણ પન્થે' જેવી કૃતિઓ તો વાચનારાની લાગણીને પણ અનેક રીતે સ્પર્શે છે એ ને આમાંની કેટલીય કૃતિઓ તો વારંવાર ગુંજ્યા કરવાનું મન થાય એવાં સંવેદનો ઉપજાવે છે

'રાસપુંજિ મા' માં[12] કવિત્વના ચમકારા ક્વચિત જ જણાય છે જ્યારે વિષયોની પસંદગી વિવિધતા ભરી હોવા છતાં એમાં નવીનતાનો કે નવી ભાવનાઓનો અભાવ છે. છે કે એ બધામાં પણ સિપાઇડા, રણભેરી, 'સંધ્યા' જેવી કૃતિઓ ધ્યાન ખેંચે એવી છે

લગ્ન કે એવા મંગલિક પ્રસંગોએ ગવાતાં આપણાં પ્રાચીન લોકગીતો એક તરફથી ભૂલાતાં જાય છે, ત્યારે બીજી તરફથી એ ગીતોને અપભ્રંશ વાળાં અને દોષિત ગણાવીને તેને સ્થાને નવાં ગીતો દાખલ કરવાનો પ્રયાસ કેટલીક તરફથી થઇ રહ્યો છે ખરી વાત તો એ છે કે, રાગ, ઢાળ અને ભાવની દૃષ્ટિએ આપણાં ઘણાં પ્રાચીન લોકગીતો, અર્વાચીન જોડકણાંઓ કરતાં વિશેષ મહત્વનાં છે. માત્ર તેમને સારી રીતે સંસ્કારવાની જરૂર છે એ જરૂર પણ કેટલાંક ગીતોની બાબતમાં શ્રી મેઘાણી જેવાએ પૂરી પાડી છે. એટલે, 'માંગલિક ગીતમાળા'[13] જેવા નવા સંગ્રહો કેટલે અંશે આવકારદાયક છે તે વિચારવાનું રહે છે અલબત્ત, જ્યાં ફટાણાંઓએ જ સ્થાન જમાવ્યું છે ત્યાં આવાં ગીતો દાખલ થાય તો કાંઇ ખોટું નથી.

'કમળદળ' માં[14] પુરાણી ઢબનાં ભક્તિ રસનાં કાવ્યો છે, પણ એમાંનું કવિત્વ જોડકણાંથી આગળ વધતું નથી

ગુજરાતમાં સાહિત્ય સભાઓ તો અનેક છે પણ સાચી દિશામાં સાહિત્યકાર્ય કરતી અને એ રીતે સાહિત્ય સભા તરીકે પોતાના નામને સાર્થક કરતી સાહિત્ય સભા એક જ છે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી બે ચાર સાહિત્ય સભાઓ વિના ગુજરાતમાં સતત સાહિત્ય કાર્ય કરતી કોઇ સંસ્થા નથી એમ સખેદ કહેવું પડે એમ છે અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા એ બધામાં અપવાદરૂપ છે. વર્ષભરમાં પ્રકટ થતાં પુસ્તકોનું વાર્ષિક અવલોકન કરાવવાની સભાની પ્રવૃત્તિ જેમ સાહિત્યરસિકોમાં ખૂબ રૂચિકર થઇ પડી છે તેમ વર્ષભરમાં સાહિત્ય સભા તરફથી યોજાતાં વ્યાખ્યાનો તેમજ સભાની ઇતર પ્રવૃત્તિઓની નોંધ લેતી, કાર્યવહી[15] પ્રકટ કરીને પણ સભાએ સારૂં સાહિત્ય કાર્ય કરવા માંડ્યું છે. એમ કહેવું જોઇએ સભા તરફથી પુસ્તક પ્રકાશનનું કાર્ય પણ ચાલે છે.

૧૯૩૬-૩૭ ની કાર્યવહીમાં શ્રી. ડોલરરાય માંકડે કરેલી 'ફદનો વાઙ્મયની સમીક્ષા ઉપરાંત જુદા જુદા વિષયો ઉપર જુદા જુદા વિદ્વાન વક્તાઓએ આપેલાં ૮ વ્યાખ્યાનો, વાર્ષિક વ્યાખ્યાન, અને રવ. રણજીતરામ સુવર્ણચંદ્રક અર્પણ વિધિ પ્રસંગે શ્રી ચન્દ્રવદન મહેતાએ આપેલ જવાબ એટલાનો અને સભાની પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે.

લલિત વાઙ્મય, લલિતેતર વાઙ્મય અને બાલવાઙ્મય આવા ત્રણ વિભાગોમાં પુસ્તકોનું અવલોકન કરીને ઉપસંહારનો ચોથો વિભાગ સમીક્ષામાં લેખકે પાડ્યો છે. શ્રી. માંકડના અવલોકનમાં વિવેચકની ઝીણી દૃષ્ટિ દેખા દે છે અને વિવેચનમાં આવશ્યક કડકાઇ વાપર્યા છતાં તેમણે

[12] રાસ પૂંજિમા. લેખક વજીનજભી ચતરામ નરભેરામ અધ્વર્યું, વલસાડ,

[13] માંગલિક ગીતમાળા કર્તા પ્રકાશક. લવજી કરશન ભગત, અમરેલી, કાઠિયાવાડ, કિં. ૦-૧૦-૦,

[14] કમળદળ લેખક. નારાયણલાલ પુ. સુખડીયા, ચાણસ્મા કિં ૦-૪-૦,

[15] ગુજરાત સાહિત્ય સભા-અમદાવાદ, કાર્યવહી. ૧૯૩૬-૩૭. પ્રકાશક : માનદ્ મંત્રીઓ, ગુજરાત સાહિત્ય સભા, કાર્યાલય, વલ્કન ઇન્સ્યુરન્સ કંપનીની ઓફીસ સેન્ટ્રલ બેંક બિલ્ડીંગ, ગાંધીરોડ, અમદાવાદ કિં બાર આના.

સર્વોત્તમ છે એમ ઠસાવવા પ્રયત્ન કર્યો છે. સ્ત્રી કેળવણીની અર્વાચીન પદ્ધતિ એમને દોષિત લાગી છે. વર્ણાન્તર હાનિકારક લાગ્યું છે. બાલ વિવાહની તરફેણ કરી છે. એમણે કરેલાં અનેક વિધાનો માટે જરૂર વિરોધ દર્શાવી શકાય, પણ એ બધાં વિધાનો એમણે જે રીતે રજુ કર્યાં છે તે રીતે એ વિચારણા જરૂર નામી લે છે. નવીન સંસ્કૃતિનો વિરોધ કરનાર આ પુસ્તક હોવા છતાં આપણા સમાજશાસ્ત્રીઓએ એનો વિરોધ કરવા ખાતર પણ આનો અભ્યાસ કરવો આવશ્યક છે.

'વૃદ્ધ લોકોને માટે કસરતો '[૧૯] એ પુસ્તિકા માં નામમા તાવવા મુજબનો કસરતો સાદી અને સરળ ભાષામા સમજાવાઇ છે. શકય ત્યાં આકૃતિએ પણ આપી છે.

બાલ સાહિત્યમા સ્થાન પામતી ૧૨ નાની મોટી પુસ્તિકાઓ[૨૦થી૩૧] છે. તેમાં એક ગીત અને બીજી વાર્તાઓ, પ્રવાસ, જીવનસ્મરણો વિગેરેને સ્પર્શે છે

---

૧૯ વૃદ્ધ લોકોને માટે કસરતો: અનુવાદકઃ ડૉ. સાકરલાલ કે યાજ્ઞિક, ચિત્રશાળા પ્રેસ, પુના, કિં પાચ આના.

૨૦ બાળગીતાવલી: લેખક, કેશવ હ. શેઠ, પ્રકાશક જશભાઇ પુ. દેસાઇ બુકડેપો, નડીયાદ કિં. સાડાત્રણ આના.

( ૨૧ ) ઉદયપુર મેવાડ : લેખક : નટવરલાલ પ્ર. બૂચ; ( ૨૨ ) વિવિધ માહિતી સંગ્રહ : લેખક વિષ્ણુભાઇ; ( ૨૩ ) ગિરીશભાઇની વાર્તાઓ : ભાગ ૨ જો લેખક ગિરીશભાઇ, શ્રી. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર કિં. દરેકના પાચ આના, ( ૨૪ ) શેકસપીઅરનાં કથાનકો : લખનાર : રમણલાલ નાનાલાલ શાહ, વડોદરા કિં. રૂા. ૧; ( ૨૫, ૨૬, ૨૭, ૨૮ ) ફોરમ ૧ થી ૪: લેખક : શારદાપ્રસાદ વર્મા, યુગાન્તર કાર્યાલય સુરત, કિંમત દોઢ આનો, બે આના, અઢી આના અને ત્રણ આના ( ૨૯ ) બાલચિત્રો લેખક : વૈકુંઠ મો. ઠાકોર, આપણી બાલ ગ્રંથમાળા ભરૂચ, કિંમત ૦-૩-૦. ( ૩૦ ) છીપોલીઓ : ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ ૦-૧-૦ ( ૩૧ ) સરળ બાલબોધ રચનાર શિવલાલ છ. ચોટેયા, નડિઆદ કિં. ૦-૧-૦.

ગુજરાતમાં કવિ નવલકથાકાર તરીકે જાણીતા થએલા શ્રી. કેશવ હ. શેઠના અનેક રાસો ગુજરાતણોને કંઠે છે. તેમણે, બાળકોને માટે ગીતો રચીને, બાલ સાહિત્યની દિશામાં પ્રવેશ કર્યો છે. બાલકોને સુલભ ભાવનાઓ, પ્રાર્થના, હૃદયગીત આદિ વિવિધતા ભર્યાં ગીતાનો એક ખંડ, સુરજ, ચંદ્ર, તારા વિવિધ ઋતુઓ અને તેને લગતાં ગીતોનો બીજો ખંડ એ બે ખંડ કરવાં કાંઇક ઉચ્ચતર ભાવનાઓ ગુંજતાં ગીતાનો ત્રીજે ખંડ મળીને લગભગ પચાસેક ગીતોના ભાવની વિવિધતા સાથે બાલસુલભ કુમાશ અને માર્દવ પણ છે. શ્રી. કેશવભાઇના આ બાળગીતો જરૂર પ્રિય થઇ પડશે.

શ્રી. દક્ષિણામૂર્તિ બાલ સાહિત્ય વાટિકાનાં ૨૮, ૨૯ અને ૩૦ પુસ્તકો આગલાં પુસ્તકોનાં જેવી જ વિવિધતા ભરી વાચન સામગ્રી પૂરી પાડે છે. શ્રી. બૂચે ઉદેપુર-મેવાડનો ઐતિહાસિક પરિચય કરાવ્યો છે. જ્યારે શ્રી. વિષ્ણુભાઇએ સંગ્રહેલી વિવિધ માહિતીએ મોટેરાંઓની પણ કસોટી કરાવે એવી છે. ગિરીશભાઇએ દુનિયાના જુદા જુદા દેશોમાથી ઉતારેલી બાળવાર્તાઓ બાળકોની રસવૃત્તિને પોષવામાં સારો સાથ આપશે.

જગતભરનાં સાહિત્યમાં અનોખું સ્થાન પામી ચૂકેલા મહાકવિ શેકસ્પીઅરનાં સાત નાટકોમાંથી શેકસપીઅરનાં કથાનકો તૈયાર કરવામાં આવ્યા છે, એ કિશોરોમાં વધારે પ્રિય થઇ પડશે એવી આશા રહે છે. 'બાલજીવન 'ની ભેટ તરીકે એ પુસ્તક અપાયું છે.

હિંદના મહાન નરવીરો, સાધુસંતો, દેશનેતાઓ અને જ્યોતિર્ધરો જેવી વિભૂતિઓનો પરિચય કરાવતી શ્રી. શારદાપ્રસાદ વર્માની પુસ્તિકાઓ પહેલી આવૃત્તિને વટાવીને બીજી આવૃત્તિઓ પામે છે. એમાથી પહેલીની તો ચોથી આવૃત્તિ થાય છે. એજ એની લોકપ્રિયતાનો પુરાવો છે. બાકીની ત્રણે પુસ્તિકાઓ પણ બાળકો માટે ઉપયોગી વાચન પૂરું પાડે છે.

તા. ૨૨-૩-૩૮

યશવંત ર. શુક્લ




સ્વદેશા

સ્ત્રીઓ અને સ્થાનિક સ્વરાજ : "સ્થાનિક સ્વરાજખાતામાં સ્ત્રીઓ માટે કામ કરવાનું ઘણું મોટું ક્ષેત્ર છે. તેઓએ આગળ આવીને વહીવટ ચલાવવાની જવાબદારી લેવી જોઈએ" એમ મુંબઈ સરકારના સ્થાનિક સ્વરાજ ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલે મુંબઈનાં સ્થાનિક સ્વરાજ ખાતાંના ઇન્સ્ટીટ્યુટના વિદ્યાર્થીઓ સમક્ષ કહ્યું હતું. આ સંસ્થામાં માલ્વ ગોનો નામની સૌથી પ્રથમ સ્ત્રી, વિદ્યાર્થીની તરીકે લેવાઈ છે તે બદલ તેમણે ખુશાલી વ્યક્ત કરીને તેનું અનુકરણ કરવાની બીજી સ્ત્રીઓને સલાહ આપી હતી.

સુધારક લગ્ન : ( ૧ ) ડૉ. સુમન્ત મહેતા અને શ્રીમતી શારદાબહેન મહેતાનાં પુત્રી શ્રી. ઇન્દિરાએ સીવીલ મેરેજ એક્ટ પ્રમાણે ભાવનગર રાજ્યના મુખ્ય ઇન્જીનીયર શ્રી. ઉપેન્દ્ર ભટ્ટ સાથે સીવીલ મેરેજ એક્ટ પ્રમાણે મુંબઈમાં લગ્ન કર્યું. શ્રીમતી ઇન્દિરા બહેન બી. એસસી. હોવા ઉપરાંત બે વર્ષ પર્યંત સર દોરાબ તાતા ગ્રેજ્યુએટ સ્કુલ ઓફ સોશીયલ વર્કસનો પોસ્ટ ગ્રેજ્યુએટ અભ્યાસ કરી ત્યાંનો ડિપ્લોમા મેળવ્યો છે. ( ૨ ) કાઠિયાવાડના વડનગરના નાગર યુવક શ્રી. અરવિંદ ઉમિયાશંકર વસાવડાએ મુંબઈ યુનિ. ના ગ્રેજ્યુએટ અનાવલા જ્ઞાતિના શ્રીમતી કુસુમ નરોત્તમ દેસાઈ સાથે લગ્ન કર્યું.

સ્ટવ-ઝાપટીના ભોગ : ( ૧ ) મુંબઈમાં ગીરગામ રોડ પર ઠાકુરદ્વાર નિવાસમાં રહેતી અનુબાઈ ચંદનારામ નામની ૨૨ વર્ષની યુવતી સ્ટવ સળગાવતાં ભડકો લાગતાં દાઝી મરણ પામી. ( ૨ ) મુંબઈમાં હનુમાન ગલીમાં રહેતી કુસુમબાઈ મુકુંદ નામની ૩૨ વર્ષની ઉમરની સ્ત્રીની સાડી સળગી જતાં તે ગંભીર દાઝી ગઈ હતી. ( ૩ ) મુંબઈમાં ખાડિલકર રોડ પર આચાર્યના ઘર રહેતી મથુરાબાઈ નરોત્તમદાસ નામની સ્ત્રી દાઝીને મરણ પામતાં તેણે ઘાસલેટ છાંટી બળી મરી આપઘાત કર્યાનો ચુકાદો જ્યુરીએ આપ્યો હતો.

રાષ્ટ્રપતિ સુભાષબાબુ : હરિપુરા મહાસભાનું કામકાજ પતાવીને રાષ્ટ્રપતિ શ્રી સુભાષ ચંદ્રબોઝ મુંબઈ આવ્યા હતા. તે પ્રસંગે તેમના સત્કાર માટે વિવિધ સમારંભો યોજાયા હતા. તેમાં સ્ત્રીઓએ સારો ભાગ લીધો હતો. માધવબાગમાં સ્ત્રીઓની ખાસ સભા શ્રીમતી હંસાબહેન મહેતાના પ્રમુખપદે યોજાઈ હતી તેમાં અનેક સંસ્થાઓનો સત્કાર હતો. એ સભામાં રાષ્ટ્રપતિએ જણાવ્યું હતું કે—

" આ માન તમો મહાસભાનેજ આપો છો. હું તો એક સામાન્ય સેવક છું. મહાસભા વિષે હું બે શબ્દો કહીશ. મહાસભા સ્વતંત્રતા પ્રાપ્તિ માટે છેલ્લા ૫૩ વર્ષ થયાં બ્રિટિશ સલ્તનત સાથે લડી રહી છે તેમની શાસન સત્તા આપણા હાથમાં આવે એજ આ લડતનો હેતુ છે. સ્વરાજ સ્થાપ્યા પછી આપણી દરિદ્રતા, મૂર્ખતા અને બદીઓ દૂર કરી પછી પણ સાચું આઝાદી સંપાદન કર્યા પછીજ થઈ શકે.

આ કાર્યમાં સ્ત્રીઓ પણ પુરુષોના સાથે હિસ્સો આપી શકે છે. ભારતની મહિલાઓએ જગતને બતાવી આપ્યું છે કે તેમના આપ્યાં બલિદાન વગર હિંદ આજે એટલું આગળ વધી ન શક્યું હોત.

આપણું આખરી ધ્યેય તો પૂર્ણ સ્વરાજ સિદ્ધિનુંજ છે. જ્યાં સુધી સ્વરાજની પ્રાપ્તિ નહિ થાય ત્યાં સુધી આપણે જંપીશું નહિ. આત્મભોગ આપશો, બલિદાન આપશો, પરંતુ તમારી પવિત્ર ફરજમાંથી પાછા પડશો નહિ. મને શ્રદ્ધા છે કે દુનિયાની મહિલાઓની જેમ હિંદની મહિલાઓ

પણ સ્વતંત્રતાની લડતમાં જોડાઈ જશે અને ખભે ખભા મીલાવી ગુલામીની લડતનો સામનો કરશે ત્યારે હિંદ સંપૂર્ણ સ્વતંત્ર થશે ૨૦ વર્ષ પહેલા જે પરિસ્થિતિ હિંદ તેમજ દુનીઆની હતી તે આજે નથી અારે પરિવર્તનો થઇ રહ્યા છે તેમાથી તમારે જેટલુ મેળવવુ હોય તેટલુ મેળવી લેજો "

**પતિદેવ!** પત્નીના ચારિત્ર્ય પર શક જવાને બહાને નારાયણ દગડુ નામના પતિએ તેની પત્નીના નાક પર છરી ચલાવી હતી એ ભાઇ સાહેબ અત્યારે પોલીસના પહેરામા છે

**ગુજરાતી બહેને લગ્ન વિચ્છેદ લીધો** ગુજરાતના જાણીતા કવિ અને નાટયકાર શ્રી ચન્દ્રવદન ચીમનલાલ મહેતાના પત્ની શ્રી વિલાસિકા મહેતાએ ગયા જાન્યુઆરી મહિનામા વડોદરાની ન્યાયાધીશીમા પોતાના લગ્નવિચ્છેદ માટે દાવો માડયો હતો. એની સુનાવણી ગઇ તા૦ ૧૦ મી માર્ચે નીકળી હતી. ફરીયાદીએ પ્રતિવાદી ઉપર પોતાના લગ્ન પછી તરત જ આજ દશબાર વર્ષથી ત્યાગ કર્યાનો આરોપ મુકયો હતો શ્રી ચતુરભાઇ ગોપીભાઇ ધ્રુવ તથા શ્રી પ્રીજરતનલાલ અકકડે જુબાનીમા પ્રતિવાદીને કવિ તરીકે અને ધુની તરીકે ઓળખાવ્યા હતા અને કહ્યા વિના હીમાલય ચાલ્યા જવાની તેમજ પત્ની સાથે નહિ રહેવાની વાત કરતા જણાવ્યા હતા પ્રતિવાદી શ્રી ચન્દ્રવદન મહેતા તરફથી બચાવ કરવા કોઇ હાજર રહ્યુ નહોતુ તેમજ એ જાતે પણ હાજર રહ્યા નહોતા

શ્રી વિલાસિકા મહેતા તરફથી વકીલ શ્રી નાગકુમાર મકાતીએ સાક્ષીઓની તપાસ કરી હતી દાવાની સુનાવણી બાદ જ્યુરીએ લગ્નવિચ્છેદ આપવાની તરફેણમા ચુકાદો આપ્યો હતો. તે દિવસે ન્યાયાધીશે ચુકાદો મુલત્વી રાખ્યો હતો પણ પાછળથી તેમણે ચુકાદો આપતા લગ્નવિચ્છેદની માગણી સ્વીકારી હતી.

**બાળલગ્ન માટે દંડ** બોરસદ તાલુકાના બેટાસીના ઠક્કર ઝવેરલાલ મોતીવાલાના ૧૫ વર્ષના પુત્રનુ લગ્ન કાનવાડીના ઠક્કર ત્રિભુવનદાસ ગરબડદાસની ૧૩ વર્ષની પુત્રી સાથે તા. ૨૦-૫ ૩૭ ને થએલુ. એને અંગે બાળલગ્ન પ્રતિબંધક કાયદા અનુસાર ગુજરાત પાટીદાર મંડળના મંત્રીએ ફરિયાદ માડતા પેટા જીલ્લા મેજીસ્ટ્રેટે વરના અને કન્યાના માબાપ ને દરેકને રૂ ૩૦૦ નો દંડ કર્યો હતો ફરિયાદીને બદલા તરીકે તેમાથી રૂ ૨૫ આપવાનો પણ હુકમ થયો હતો એક બીજા લગ્ન નાપા મુકામે થયા હતા ત્યા વરના બાપને, કન્યાના માબાપને તેમજ ગોરને જુદી જુદી રકમની દંડની સજા થઇ હતી અને રૂ ૪૦ ફરયાદીને બદલા તરીકે અપાવવામા આવ્યા હતા

**ભિખારણની સમૃદ્ધિ** સિંધ હૈદ્રાબાદની એક ભિખારણના ઘરમાથી રૂ ૭૦૦૦ની કિંમતના ચાંદીના તેમજ બીજા રૂ ૧૦૦૦૦ ની કિંમતના સલામી સીક્કા મળી આવ્યા છે તેને બે દીકરાઓ સાથે ચોરીના આરોપસર ગિરફતાર કરવામા આવી છે

**કુ મૈના પરાંજપે** શિકારપુરની શેઠ સીતલદાસ કોલેજમા ફીઝીકસના અધ્યાપક તરીકે એક સ્ત્રીની નિમણુંક થોડાક સમયપર થઇ છે જાણીતા શિક્ષણશાસ્ત્રી પ્રો અમ આર પરાજપેના પુત્રી ડૉ. મીસ મૈના પરાજપે એ સ્થાને નીમાયા છે. કુમારી મૈનાએ ૧૯૩૧ મા ફીઝીકસ અને ગણિત શાસ્ત્ર સાથે મુંબઇ યુનીવર્સીટીની બી એસસી ની પદવી લીધી હતી. અને ૧૯૩૩ મા એજ યુનીવર્સીટીની એમ. એસસી ની પદવી મીટરીઓલોજી ના વિષય સાથે લીધી હતી. ૧૯૩૫ મા સપ્ટેમ્બરમા તેઓ વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ ગયા હતા અને લંડનની ઇમ્પીરીયલ કોલેજમા મીટરીઓલોજીના વિષયમા તેમણે વધુ અભ્યાસ કર્યો હતો ડૉ. સન્ટની દેખરેખ હેઠળ તેમણે બે વર્ષ અભ્યાસ કરીને તેમનો મહાનિબંધ પૂરો કર્યો હતો અને પરિણામે લંડન યુનિવર્સીટીએ તેમને પી એચ ડી અને ડી આઇ, સી ની પદવીઓ એનાયત કરી હતી

**સ્ત્રીઓનુ અપહરણ કરનારી એક ટોળી** પંજાબમા પોલીસના પંજામા સપડાઇ છે લાહોર, શેખપુરા, ફિરોઝપુર, અમૃતસર, મુલતાન, અંબાલા કર્નાલ અને બીજા ગામો મળીને કુલ ૪૫ જેટલા બદવા બદમાશે આવા ગુન્હા કરવાના આરોપસર પકડાયા છે અન્ય ગાતમાથી અપહરણનો ભોગ બનેલી ૧૬ સ્ત્રીઓનો પત્તો લાગ્યો છે આ સ્ત્રીઓને ભોળવીને પંજાબમા વેચી દેવામા આવી હતી.

**સ્ત્રી કેદીઓને છોડો** બંગાળમા જે રાજદ્વારી કેદીઓ જેલની દિવાલો પાછળ સબડે છે તેમા ૭ રાજદ્વારી સ્ત્રી કેદીઓ છે કોમીલા ખાતે સ્ટીફન્સ ખુન કેસમા સજા પામેલી સુનીતિ ઘોષ અને શાન્તિ ચૌધરી ચિત્તાગોગ ધાડ કેસમા




હિન્દુ સમાજમા લગ્ન એ એક પવિત્ર બંધન લેખાય છે અને તેથી, લગ્નવિચ્છેદ મરણ પર્યંત એ બંધન અભેદ્ય રહેવુ જોઇએ એવી હિન્દુ કાયદાની યોજના છે હિન્દુ ધર્મ શાસ્ત્રોમા ચોક્કસ સંજોગોમા એ લગ્નબંધન ફોક થઇ શકે એવી કેટલીક ઉક્તિઓ હોવા છતા, આપણા સમાજમા પ્રચલિત પરંપરાને વશ રહીને હિન્દુ કાયદામા લગ્નનું ધાર્મિક સ્વરૂપ જ સ્વીકારાયેલુ છે અને તેથી, ગમે તેવા સંજોગોમા પણ હિન્દુ ધર્મ પુરઃસર થયેલું લગ્ન ફોક થઇ શકતું નથી પતિ કે પત્ની વચ્ચે ગમે તેવુ વૈમનસ્ય હોય પતિ કે પત્ની વચ્ચે ગમે તેવુ વચનુ કે તિરસ્કારનુ અંતર હોય છતા એ ' લગ્ન ' સદાને માટે લગ્ન જ રહે છે એક મૃત્યુ જ એમા ફૂટ પાડી શકે

પણ, જેમ અનેક બાબતોમા આપણા હિન્દુ શાસ્ત્રોમા સ્ત્રીઓને અન્યાય કરવામા આવેલો છે તેમ આપણા પુરુષ રચિત ધર્મશાસ્ત્રોને આધારે ઘડાયેલા હિન્દુ કાયદામા પણ સ્ત્રીને જ અન્યાય થયેલો છે. લગ્નના ધાર્મિક બંધનમા સ્ત્રી અને પુરુષ એક સરખી રીતે જોડાય છે. આપણા ધર્મ શાસ્ત્રો અનુસારની સર્વ પ્રતિજ્ઞાઓ સ્ત્રી અને પુરુષ બન્ને લે છે છતા એ પ્રતિજ્ઞાના પાલનની સંપૂર્ણ ફરજ એક માત્ર સ્ત્રી ઉપર જ રહે છે સપ્તપદીની અગ્નિ સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાના પાલનની સંપૂર્ણ જવાબદારી તો એકલી સ્ત્રીની જ રહે છે કારણ કે, આ પ્રતિજ્ઞાઓ છતા, પુરુષ એનો છડેચોક ભંગ કરી શકે છે તે ફાવે તેમ અને ત્યા વિહરી શકે છે, અને તેની ઇચ્છામા આવે તો પ્રથમ પત્ની જીવત હોવા છતા બીજી પત્ની પણ કરી શકે છે. હિન્દુ કાયદો કે હિન્દુ સમાજ તેને એમ કરતા વારતો નથી. પણ સ્ત્રીથી એમાનુ કાઇ થઇ શકતું નથી. પતિએ તજી દીધી હોય અથવા તિરસ્કારી કાઢી હોય છતા સ્ત્રીએ તો તેના મૃત્યુપર્યંત પતિને જ વફાદાર રહેવાનું છે કાયદો બહુ બહુ તે તેને મામુલી જીવન નિર્વાહની જોગવાઇ કરી આપે છે અને તેય મોટે ભાગે તો એવી મામુલી ઠરાવાઇ અપાય છે કે સ્ત્રીનો નિર્વાહ પણ એમાથી પૂરતો થઇ શકતો નથી. આવી વિષમ રચનાને પરિણામ, આપણા સમાજમા અનેક પ્રકારનુ વૈમનસ્ય વ્યાપતુ જાય છે અને આપણી લગ્ન સંસ્થા પણ અનેક સડાઓનો ભોગ બની ગએલી છે.

ગુજરાતમા અનેક [illegible] છડેચોક એક પત્ની જીવતી હોય તે છતા [illegible] કેટલા [illegible] નથી. [illegible] પત્ની કરવાની છૂટ છે તો કેટલાક જ [illegible] ની છૂટ ન હોવા છતા પણ સમાજનો [illegible]નુસાર બીજી એક પત્નીને તજી દઇને બીજી [illegible] ફ્રેન્ચ થાવ છે તાજે-તરના થોડા વર્ષોમા આવા [illegible]તિકિસ્સાઓ બનેલા છે અને [illegible] કિસ્સાઓ પૈકી કેટલાકમા તો આપણે શિક્ષિત અને સંસ્કારી કહીએ એવા સ્ત્રી પુરુષો સંડોવાયલા છે એવી સ્થિતિમા ત્યજાયલી સ્ત્રીઓના જીવનનો કોઇ વિચાર કરતુ નથી. એક સામાન્ય મનુષ્ય તરીકેની હરકોઇ લાગણી તેમનામા પણ હોય છે એ વસ્તુનો પણ કોઇ વિચાર કરતુ નથી.

આવા અને બીજા અનેક કિસ્સાઓમા લગ્ન વિચ્છેદની સગવડ હોય તો કેવુ સારૂ ? એવા આપણો સુધારક વર્ગનો મત થતો જાય છે પરંપરાથી ચાલી આવેલી રૂઢીઓના ગુલામ બની ગયેલા લોકોને આ વિચાર જ કમકમા ઉપજાવતો

વિના નહિ રહે. ગુજરાતી સાહિત્યમા વિદ્વાના ભડાર તમા દિ બા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ ૮૦ વર્ષની વયે મુબઇમા અવસાન પામ્યા તેમની વિપુલ સાહિત્ય સેવા માટે તો આ નોધમા ઉલ્લેખ સરખો પણ નહિ થઇ શકે છતા ગુજરાતી સાહિત્યના સશોધનની પ્રાતિમા એમના જેટલી જીવટ રાખનારી બીજી કોઇ વ્યકિત જનાવાના નથી ગુજરાતી ભાષા પ્રત્યે તેમને અપાર પ્રેમ હતો સસ્કૃત સાહિત્યના અનેક ઉત્તમ નાટકાને તેમણે ગુજરાતીમા ઉતાર્યાં છે તેમના ગુજરાતી અનુવાદો એમના મૌલિક સર્જન જેટલા જ અમુલ્ય છે જીવનના અત પર્યંત તેમણે ગુજરાતી ભાષાની અને સાહિત્યની સેવા કરી છે

એમના અવસાનને બીજે જ દિવસે અમદાવાદમા એમના ખાસ મિત્ર અને જુની પેઢીના એક સાક્ષર શ્રી ડાહ્યાભાઇ પિતાબરદાસ દેરાસરી પણ ગયા સ્વ દેરાસરી પણ વિવિધ પ્રકારની સાહિત્ય સેવા માટે જાણીતા હતા ભુસ્તર વિજ્ઞાન વિષે તેમનુ સારૂ જ્ઞાન હતુ અને ' બુલબુલ ' અને ' ચમેલીને ' એ કાવ્યોના રસિક કવિ તરીકે તેમનુ સ્થાન ઘ ઉચુ હતુ. વળી સમાજ સેવાના કેટલ કાર્યો પણ તેમનો ફાળો હતો

સાક્ષરોની પહેલા જ એક ત્રીજા કરતા જુદી જ કોટિના એક સાક્ષર આપણે ગુમા યા. તે અનેક ઐતિહાસિક નવલકથાઓના લેખક સ્વ. શ્રી. નારાયણ વિસનજી ઠક્કર મુબઇના સુપ્રસિદ્ધ સાપ્તાહિક 'ગુજરાતી' ની અનેક ઐતિહાસિક ભેટા, ઉપરાત સખ્યાબધ નવલકથાઓ તેમણે લખી હતી. વળી, નિબધ, કાવ્ય, એમ જુદી જુદી દિશામા પણ તેમણે સારી સાહિત્ય સેવા કરી હતી. ઇતિહાસ વિષય તેમનુ જ્ઞાન ઘણુ ઉડુ હતુ

અને સર પ્રભાશકર પટ્ટણીના અવસાનથી એક સાહિત્ય રસિક અને અભ્યાસશીલ રાજપુરૂષ મહાગુજરાતે ગુમાવ્યો. હિન્દના ગણ્યા ગાઠયા મુત્સદ્દીઓમા એમનુ સ્થાન હતુ. ભાવનગર રાજ્યને ખિલવવા માટેના તેમના પ્રયત્નો આજે તેમની સેવાઓની સાક્ષી પૂરે છે. સ્ત્રીકેળવણીના વિષયમા તેમને સારો રસ હતો. અને કવિતા વગેરે રચવાનો તેમજ વાચનનો પણ તેમને ઘણો શોખ હતો.

મુબઇના જાણીતા સોલીસીટર શ્રી. મોરારજી કામદાર કરૂણ મોટર અકસ્માતનો ભોગ બની ગયા એમના અવસાનથી પણ એક કવિ અને સમભાવી હૃદય આપણે ગુમાવ્યુ છે. એમના પત્ની શ્રીમતી રમીબાઇ કામદાર ગુજરાતી સમાજમા સમાજ-સેવિકા તરીકે જાણીતા છે

ગુજરાતમા સગીતના શાસ્ત્રીય પ્રચારમા અપૂર્વ હિસ્સો આપનારા સ્વ. નારાયણ મોરેશ્વર ખરેના જવાથી પણ ગુજરાતે ઘણુ ગુમાવ્યુ છે અમે આ સર્વ અવસાનોથી, એમના કુટુબીજનો પર આવી પડેલી આપત્તિમા અમારી સહાનુભૂતિ વ્યકત કરીએ છીએ.

સુણો રાય તમે મારી વાત
માથે ઊગી દુઃખની રાત
ભાગ્ય પલટાયે આવ્યો આજ
વાત કહું તે સુણજો રાજ !

રાજ લેવાનો લાગ્યો લોભ
મનમાં નવ જરીએ ક્ષોભ
મહિપતિ બનવાને માટ
ધાર્યો ઘડવા તમારો ઘાટ.

અહીંથી દૂર ઘણું એ ગામ
કુંદનપુર એનું છે નામ
સુજનસિંહ રાજાનું રાજ
ત્યાંનો હું તો છું યુવરાજ.

શીખવ્યું કોણે એને આજ
કે બનવું તારે મહારાજ
બોલાવી અહીંઆ આવાર
કાઢો એને હકની બ્હાર.

રાજાને હું એક જ સુત
પણ જનમે સાચો રજપૂત
રઘુવીરસિંહ છે મારૂં નામ
સેનાપતિનું કરતો કામ.

માની સુણીને એવી વાત
ભાન ભૂલ્યા'તા મારા તાત
એમને અંગે લાગી ઝાળ
બોલાવ્યો મુજને તતકાળ.

હતી સાવકી મારે માત
એના મનની કહું શી વાત ?
હતું ના કંઇ એને સંતાન
બાપુના વળી કાચા કાન.

ક્ષણની પણ કરી ના મેં વાર
ચાલ્યો વિના કીધે વિચાર
શંકા ના ઉરમાં લવલેશ
કે જાવું પડશે દેશ વિદેશ.

એક દિ' ચડાવ્યું એણે આળ
રાય ! જૂઓ તમારો બાળ
કરતો કરતુક શા વિકરાળ
તમારો બનવાનો એ કાળ,

પિતા પાસે પહોંચ્યો તતકાળ
પાયે લાગી બોલ્યો હું બાળ
છે તો બાપુ ! કુશળ-ક્ષેમ
વળી માતાજી પણ દિસે તેમ.

એવે બોલી સાવકી માત
બેટા! ભૂંડી કીધી વાત
પણ અરે હું છું લાચાર
તારે જવું એ નિરધાર.

ચાલી નીકળ્યો હું હદબહાર
જન્મભૂમિને કરી જુહાર
આવી પહોંચ્યો છું હું આજ
તમારી સનમુખમાં મહારાજ!

લાગ્યો હું માતાને પાય
મારે નયને આંસુ ન માય
બાપુ-ચરણે ઢાળી શીશ
એમની માગી મેં આશીષ.

સુણી તમારી ઝાઝી ખ્યાત
કીધી મેં આ મારી વાત
ચહું સેવા તમારી પાસ
આવ્યો છું ઉર ધરીને આશ.

નીકળી ત્યાંથી આવ્યો ઘેર
મનમાં વિચારૂં સઘળી પેર
આભેથી ઉતરી આવી વીજ
વાવ્યા કોણે વિષનાં બીજ?

રણવીરની સુણી સઘળી વાત
સુંદરરાયને લાગ્યો આઘાત
"ભલે આવ્યો તું કુમાર!
ઓછું ના આણીશ લગાર.

નાવી નીંદર આખી રાત
ઝંખું કયારે થાય પ્રભાત
વખત જતાં લાગે શી વાર
એવે ઊગ્યું કાળ-સવાર

સુખેથી રે'જે તું મારી પાસ
રક્ષક સ્થાપું તું ને ખાસ:
મારે ના એકે ફરજંદ
તું જ આજથી મારો નંદ."

જઈને અશ્વશાળા મોઝાર
કર્યો અશ્વ મારો તૈયાર
પછી લીધાં સૌ મેં હથિયાર
તલવાર, બરછી, ને કટાર.

રાયને લાગ્યો રણવીર પાય
આનંદ ઉરમાં અધિકો થાય
વળતાં બોલ્યો એણી વાર
"રાય! તમારો માનું ઉપકાર."

વખત જતાં લાગે ના વાર
આજે કરવો શો વિચાર?
થયા રાય ત્યાં ખૂબ પ્રસન્ન
વળી આપ્યું એને ધડપણ.

કરી મનમાં એવો નિરધાર
બોલાવ્યો એક દિ' દરબાર
સુભટ, સામંત ને સરદાર
વળી મહાજનના જન બેચાર

વિચારી રાયે મનમાં વાત
છે એ સાચો રજપૂત જાત
નેકીથી કરતો સૌ કામ
સ્થાપું એને મારે ઠામ.

ઊભા થઇને બોલ્યા રાય
ઉરમાં આનંદ આજે ન માય
રઘુવીરને આપ્યું સિંહાસન
સોહાવશે મારૂં આસન.

સોંપું રાજદંડ એને હાથ
સાક્ષી રાખીને જગનાથ
મારા પ્રતિનું જેવું માન
કરજો સૌ એવું સનમાન

જનાજન કરે હર્ષ પુકાર
ખરે રાય થયા ઉદાર
રૂડું કીધું આજે કાજ
ઘણું ઘણું જીવો મહારાજ!

[illegible] દિનકરરાય મહેતા

# જોગ ધોધ

હિંદમાં મહેસુર નામે રાજ્ય છે. કુદરતના સૌન્દર્યથી તે ભરપૂર છે. તેમાં વળી " જોગ ધોધ " ( ગેરસપ્પા ધોધ ) નામે જાણીતો ધોધ સૌન્દર્યમાં, એક અનેરી ભાત પાડી અનેક લોકોને આકર્ષે છે.

એક અણજાણીતી " શરાવતી " નદી અંબુતીર્થના શિખરમાંથી નીકળી વળાંક લેતી, લાંબા, ટૂંકા, પહોળા ને સાંકડા પટે વહેતી, સાધારણ પર્વતની ટોચ પરથી લગભગ આઠસો ફીટની ઉંચાઇએથી પડતું મૂકી કાવેરીને મળે છે.

અર્ધા માઇલના પટે પર્વતને ચારબાજુથી કોતરી ચાર ધોધ રૂપે તે પડે છે. પડતી ને આખડતી રૂ જેવાં નદીનાં ફીણમાંથી મેઘધનુષ્યના રંગો ચમકાવે છે.

જ્યારે આટલે ઊંચેથી શરાવતીનું પાણી પડે છે, ત્યારે પાણીનાં ઝીણાં ઝીણાં બિન્દુઓ ખૂબ આકર્ષક લાગે છે.

ને વળી બિન્દુઓની ઉપર સૂર્યનાં કિરણો પડે છે, ત્યારે એનો દેખાવ મોહક ભર્યો અને મનહર લાગે છે.

ચાર ચાર માઇલ સુધી પોતાના સંગીતનાં સૂરો તે સંભળાવે છે. કેટલાંય એને જોવા સ્વપ્નાં સેવે છે. કેટલાંય ઊંઘમાંથી ઝબકી ઊઠી તે સાંભળવા આતુર બને છે અને કવિની દૃષ્ટિએ તો કવિતામાં એ જુદો જ માલમ પડે છે કેટલાંક તો એની સામા બેસી, એકલિન બની સુખદુઃખ ભૂલી કોઇ અગમનું રટણ કરે છે.

ખીણના પથ્થરો પણ પોતાની લીલીછમ જેવી ઓઢણી ઓઢી, એના આલ્હાદક અવાજ અને ઠંડા પાણીની અંદર નાહી આનંદ અનુભવે છે.

ઉંચાઇમાં જોગનું સ્થાન પહેલું છે. એની કીર્તિ વિશ્વમાં વિખ્યાત છે. મહેસુરના રાજ્યને એનું સાચુ અભિમાન છે.

છોટુ પટેલ.

આઘે ચાલ્યા ત્યાં એક નિર્મળ નદી ખળખળ કરતી વહી જતી હતી. અમે આખો દિવસ રખડી રખડીને થાકી ગયા હતા. અમે નદિમા ન્હાવા પડયાં, પાણીમાં છબછબીયા કર્યાં, મસ્તીતોફાન કર્યું, અને આનંદમા ને આનંદમા ઘણો વખત પસાર થઇ ગયો.

નદિની બંને બાજુએ સુદર ઝાડો આવેલા હતા એક જણાએ કહ્યું કે " આ નદિનું પાણી આપણે ન પીએ, તો તો આવ્યાનું પ્રમાણ શું ?" અમે બધાએ તેના વિચારને વધાવી લીધો અને અમે દોડીને પાણી પીધું, એની મીઠાશ તો હજીયે સાભરે છે.

પાછું રખડવાનું શરૂ કર્યું પણ દિશા ઘર તરફની રાખી હતી. પાપા ખૂંદતા ખૂંદતા ઘેર આવ્યાં ત્યા તો ભૈરવી રાતના પંખીઓને આમંત્રણ આપી દીધું હતું.

રૂપસિંહ એમ મકવાણા

મધ્યમવર્ગની સાદાચાર કરોડ સ્ત્રીઓને ગૃહકામ સિવાય બીજું કાંઇ કામ નથી. એમના હાથમાં પુષ્કળ સમય ફાજલ રહે છે. દરરોજ પાંચથી ૭ કલાક એઓ નિવૃત્તિ મેળવે છે. પારકી કુથલી, દિવસે નિદ્રા વિગેરેમાં તેઓ આ ફાજલ સમય વ્યતિત કરે છે. હિંદના પુરૂષોમાં પુષ્કળ બેકારી છે. મધ્યમવર્ગને માટે ભારે કપરો સમય છે. આ વખતે સ્ત્રીઓ એમને ખૂબ સહાય આપી શકે તેમ છે. પોતાની લાજ સૌ કોઇ છુપાવી રાખે છે. પરંતુ મારા જાતીય અનુભવ ઉપરથી જણાવું છું કે મધ્યમવર્ગ બહુ દીન અને દુઃખી છે. એમને લોકના લાજ મર્યાદામાં રહેવું છે. પરંતુ બેકારી અને ગરીબાઇને લીધે એઓ ભારે વિપત્તિમાં આવી પડયાં છે. દિનપ્રતિદિન આ દુઃખ ચેપી રોગની પેઠે વધે છે.

આ જમાનો કામ કરવાનો છે. ઉદ્યોગી અને ચીવટવાળી સ્ત્રીઓને માટે પુષ્કળ કામ પડ્યું છે. સ્ત્રીઓ પોતાના ફાજલ સમયનો ઘણો સરસ સદુપયોગ કરી શકે તેમ છે. પાંચ પચીશ રૂપિઆની મુડીથી તેઓ ઘણાં સરસ નમુનાઓ બનાવી બજારમાં વેચી શકે છે. પોતાના વહાલાં પતિ, પુત્ર અને બંધુઓની બેકારીના સમયમાં કુટુંબના નિર્વાહના ભારમાં સારી સહાયક બની શકે છે. સંસાર રૂપી ગાડાને તાણવા માટે પતિની સાથે બીજી ધુંસરીમાં જોડાઇ શકે છે. આપણો દેશ રાજકીય રીતે પરાધીન અને પરતંત્રી છે. તેવીજ રીતે આર્થિક વિષયોમાં પણ આપણે પરતંત્ર છીએ.

જગતમાં પ્રાચીનકાળમાં આપણો દેશ હુન્નર ઉદ્યોગો, લલિત કળાઓમાં બહુ પ્રગતિશીલ હતો. આપણે ત્યાં ગૃહઉદ્યોગથી ઘણી સુંદર, સરસ અને ટકાઉ વસ્તુઓ બનતી હતી. આપણાં બહાદુર ખલાસીઓ, મજબુત નાના વહાણોમાં બેસી જગતના સમુદ્રો ખુંદી વળતા હતા. આપણાં સાહસિક વેપારીઓ પરદેશોના હજારો બંદરોમાં ઘુમી વળતા હતા. આપણા હોંશિઆર કારીગરો બારીક, મુલાયમ અને ટકાઉ ભાતદાર કાપડ તૈયાર કરતા હતા. ખાંડ પણ મૂળ આપણા દેશમાં જ બનતી હતી. લોઢાનો ઉદ્યોગ પણ વિકસતો હતો. આપણા દેશનું રેશમ જગતના સુધરેલા દેશોમાં પ્રખ્યાતિને પામ્યું હતું. છતાં યુરોપીયનોએ પોતાના હાથમાં સત્તા આવતાં આપણાં દેશમાં બનતા માલ ઉપર મોટી જકાતો નાંખી એને વિલાયતમાં આવતો બંધ કરી દીધો. યુરોપમાં યંત્રયુગ આવતા યંત્રોમાં બનેલી, સમૂહરૂપે પેદા કરેલી વસ્તુઓને સત્તાના બળથી હિંદમાં ભરી મૂકી. આપણા ઉદ્યોગોનો નાશ કરી નાંખ્યો. આપણે દરેક ચીજ માટે પરદેશોની વસ્તુઓ ઉપર આધાર રાખતાં થયાં. આ ઐતિહાસિક સત્ય છે.

ગૃહઉદ્યોગોથી જ હવે હિંદની બેકારી ટળી શકે તેમ છે. ગૃહઉદ્યોગો ગમે તેવા યંત્રોની સાથે ટકી શકે છે એ હવે નિર્વિવાદ છે. આપણે ત્યાં હવે ઉદ્યોગોને રક્ષણ મળે તેવી જકાતો છે. હિંદી સરકારને પોતાના મોટા લશ્કરી ખર્ચને પહોંચી વળવા માટે મોટી જકાતો નાખવી પડી છે. આથી આપણાં ગૃહઉદ્યોગોને ઠીક પોષણ મળે તેમ છે. આપણી સ્ત્રીઓ બુદ્ધિમાન છે. જરા ઉત્સાહ આપવાથી ઉત્તમ વસ્તુઓ બનાવી શકે છે. મારા અનુભવથી જણાય છે કે જે વસ્તુઓ બનાવવા માટે કાચો માલ સગવડ અને સોંઘીસ્તો મળી શકતાં હોય, જેને માટે શહેરોમાં સારી ખપત હોય અને જે સાધારણ નાના યંત્રોની મદદથી બની શકતો હોય તે માલ ગૃહઉદ્યોગથી બનાવી પરદેશી માલની સાથે હરિફાઇમાં ઉતારી શકાય છે. આપણી સ્ત્રીઓના નવરાશના સમયમાં આ ગૃહઉદ્યોગની વસ્તુઓ બનાવવી એ સારૂં કામ છે.

હોવાથી, તેઓ વધારે કમાઇ શકતી નથી. આ સિવાય કાશ્મીરની સ્ત્રીઓ રેશમનાં કીડા પણ ઉછેરે છે. ઉનના ધાબળા પણ બનાવે છે.

આપણે ત્યાં દરેક ઉદ્યોગ શરૂ કરવા પહેલાં એની શક્યતાઓ, કાચા માલની મીલન, બજારો કેટલી દૂર છે તેની ગણત્રી કરવી પડશે. સૌ છુટા પોતાની મરજી પ્રમાણે ગમે તે ઉદ્યોગો શરૂ કરે તેથી કાંઇ ફાયદો થાય નહિ. પરંતુ સારા અર્થશાસ્ત્રીઓ મળીને સ્થાન, દેશ, કાળ, વસ્તુ વિગેરે ચોકસી કરીને યોજીત યોજના અને પ્લાન પ્રમાણે કામ કરવાથી બહુ ફાયદો થાય તેમ છે. બની શકે તો સ્વીડન, નોર્વે અને હોલાન્ડની પેઠે સહકારી સંસ્થાઓની મારફતે આવા ઉદ્યોગોની વ્યવસ્થા થાય તો અતિ ઉત્તમ વાત છે. ઉપલા દેશોની પ્રજામાં ગૃહઉદ્યોગોનું કામ ઘણું સરસ છે. પરંતુ લોકો જે પ્રમાણે એકબીજા સાથે મળીને પરસ્પર સહકારથી કામ કરે છે તે અદ્દભૂત છે. આપણે ત્યાં પણ એવી ઉન્નત સંસ્કાર ભાવના જાગૃત થશે ત્યારે આપણી પ્રજાની ઉન્નતિ થશે.

સ્વીટ્ઝરલેંડમાં ઘડીઆળો બનાવવાનો હુન્નર ગૃહઉદ્યોગ તરીકે ચાલે છે. ત્યાં રેશમના વસ્ત્રો અને સોનેરી જરીનો ઉદ્યોગ પણ સારો ચાલે છે. એ સર્વમાં સંપૂર્ણ સહકારી ભાવનાથી કામ સેવાય છે. ફ્રાન્સનો ફુલોના અત્તરોનો ઉદ્યોગ, દારૂ ગાળવાનો ઉદ્યોગ એ પણ સુંદર સહકારી ભાવનાથી ચાલે છે. પરંતુ સર્વેથી સરસ સહકારી ભાવના સ્વીડન, નોર્વે અને હોલેંડમાં ખીલેલી છે. ત્યાંના દુધ, માખણ, કાગળનો માવો વિગેરે દરેક ઉદ્યોગમાં સ્ત્રી પુરૂષો હળીમળીને સાથે કામ કરે છે. દરેક ઉદ્યોગની વિશાળ, પદ્ધતિસર અને શાસ્ત્રીય રીતે સ્થાપના થઇ છે. કાચો માલ મેળવવાની, તેનો પાકો માલ બનાવવાની અને પરદેશોમાં વેચવાની સર્વે ગોઠવણો આ સહકારી મંડળો મારફતે થાય છે. ત્યાં હજારો સહકારી સોસાઇટીઓ છે. બધી પરસ્પર સાંકળથી જોડાયલી છે. સરકારી સહાનુભૂતિથી રક્ષાયલી છે.

જાપાનનો દાખલો લ્યો. ત્યાંના દરેક ઉદ્યોગમાં પ્રજા જાહેર ખાતાઓ, રાજ્ય અને રેલ્વે તથા સ્ટીમર ખાતાઓનું અદ્વૈત છે. એ ઉદ્યોગોમા બની શકે તેટલો વિભાગ ગૃહઉદ્યોગો તરીકે તૈયાર થાય છે. તે પછી નાનાં નાના ટુકડાઓ જે ગૃહઉદ્યોગો મારફતે તૈયાર થયા હોય તે સર્વે એક નાના ગામડાઓની વચ્ચમાં યન્ત્રો સાથેનું મોટું કારખાનું સ્થાપવામાં આવે છે. અનુભવી સરકારી સલાહકારો યોગ્ય તજવીજ અને સરવે કરાવીને પછી સ્થાન નકકી કરે છે. ત્યાં ગામડાઓની વચ્ચે કારખાનું સ્થપાય છે. દાખલા તરીકે બનાવટી રેશમનું કારખાનું છે. હવે બનાવટી રેશમ જુના ફાટેલા ચીંથડા, લાકડાનો વહેર, વિગેરે રદી વસ્તુઓમાંથી બને છે. આ વસ્તુઓ ભેગી કરવાનું કામ ગામડાઓના લોકો કરે છે.

એઓ લાકડાનો વ્હેર કે પાઇન લાકડાંના ટુકડાં કે રદી ચીંથરા ભેગાં કરીને બનાવે છે. એ માવો તેઓ કારખાનાઓને વેચે છે. જાપાનનો બનાવટી રેશમનો ઉદ્યોગ આજે જગતમાં પ્રથમ નંબરે છે. જગતની બનાવટી રેશમની પેદાશનો સાઠ ટકા ભાગ જાપાન એકલો બનાવે છે. જાપાનના ઝુંપડાઓ પાસે વિશાળ શેતુરના વૃક્ષોના જંગલો આવેલાં છે. એ ગ્રામ્યવાસીઓની માલેકીનાં છે. એ વૃક્ષો ઉપર રેશમના કીડા ઉછેરે છે. એ કીડાઓ રેશમની લાર પોતાના મોઢામાંથી બહાર કાઢીને એના કોશેટા બનાવે છે. એ કોશેટાઓને ગરમ પાણીમાં બોળી ગામવાસીઓ રેશમ કાઢે છે. ખૂબ વિસ્તારમાં એ ઉદ્યોગ ફેલાયલો છે. દિવાસળીનો ઉદ્યોગ પણ એટલો જ વ્યાપક છે. ગ્રામ્ય ઉદ્યોગ છે. એ બધા ગ્રામ્ય ઉદ્યોગો કારખાનાઓ સાથે સંબંધ ધરાવે છે. આપણે ત્યાં કેવા ગ્રામ્ય ઉદ્યોગો અને ધંધાઓ પસંદ કરવા યોગ્ય છે તે ક્રમશઃ ચર્ચીશું.

———x———

તો સૌ રીતસર ચાલ્યા કરતું પરંતુ દુનિયાનો એક એવો અબાધિત નિયમ છે કે જ્યારે બન્ને સમાન બળનાં સત્વો ભેગાં થાય છે, ત્યારે તેમની વચ્ચે જે જાતનું ઘર્ષણ પેદા થવા પામે છે તે કરતાં પણ વધારે ઘર્ષણ જ્યારે આ સત્વો અસમાન-ત્તાઓછાં બળ-વાળાં હોય છે, ત્યારે થવા પામે છે, બન્ને વચ્ચે વધુ અણરાગ ઉપજે છે.

પુષ્પાનો વર મધુસૂદન ત્રીશ વર્ષની વયનો હતો. તેના ભાગ્યમાં ઓછી વિદ્યા હતી એમ કહો કે તેની બુદ્ધિ ઓછી હતી એમ કહો, પરંતુ તે ફક્ત ગુજરાતી સાત ચોપડીથી આગળ વધી શક્યો નહિ. ઓછા ભણતરના કારણે તેને ગુમાસ્તાગીરી કરવી પડતી હતી થોડા વખતમાં તો તે નામું, લેવડદેવડ વગેરે દુકાને બેસીને શીખી ગયો હતો, અત્યારે તેને માસિક રૂપિયા પાંત્રીસનો પગાર મળતો હતો. તે સ્વભાવે સાદો, ભોળો, વ્યવહારમાં જરા ઊણો તથા એક ઇન્દ્રિયના જ્ઞાનવાળો જેને કહી શકાય તેવો હતો. છતાં એ પોતાના નસીબજોગુ તો કમાઇ ખાતો હતો. તેના મોટાભાઇ રમેશની વય ચાલીશ વર્ષની હતી. તે ઊંડી દૃષ્ટિવાળો હતો. ચાલાક હતો. નાના-ભાઇ ઉપર તેનું અપાર હેત હતું. તેના દિલમાં કદી ભેદભાવે પ્રવેશ કર્યો ન હતો. તે ગ્રેજ્યુએટ હતો. એક મિલમાં તે સેક્રેટરી હતો. તેને રૂપિયા સોનું માસિક વેતન મળતું હતું.

આમ બન્ને ભાઇઓની આર્થિક સ્થિ-તિમાં ચોકખો દેખીતો ફેર હોવા છતાં, તેઓ અન્યોન્યને પૂરા પ્રેમથી ચાહતા હતા અને બન્ને ભેગા જ રહેતા હતા, પરંતુ ઘરમાં દેરાણી જેઠાણીના કારણે કાંઇ કાંઇ ખટપટ થવા લાગી હતી.

પ્રમોદાના દિલમાં કોઇ કમનસીબ પળે એવું ઊગી નીકળ્યું હતું કે ,ગમે તેટલી તોયે હું તો સેક્રેટરીની પત્ની કહેવાઉં, મારો ભાયડો રૂપિયા સોનો મહિનો લાવે, તો પછી પુષ્પા જેનો વર સવારથી સાંજ સુધીની ગુમાસ્તાગીરીમાં માંડ પાંત્રીસ રૂપરડી લાવે તેને મારી સાથે સરખામણી કરવાનો શો હક છે ? આમ તેના દિલમાં તેની દેરાણી પ્રત્યે સાહજિક ભેદભાવ દાખલ થયો હતો. આ ભેદભાવે ધીમેધીમે મોટું સ્વરૂપ લેવા માંડ્યું હતું. તેથી જ તેણે પુષ્પાને સહેજસહેજમાં તતડાવવાની શરૂઆત કરી હતી, પુષ્પા ગરીબ સ્વભાવની હતી. મધુસૂદન તેને પોતાના મોટા-ભાઇથી જુદું રહેવું ન પડે, ઘરમાં એક કુટુંબમાં સંપ જળવાય અને ન્યાતમાં ખોટું ન દેખાય, તે માટે પુષ્પાને દબાવી જેઠાણી સામે જરાયે માથું ઊંચું કરવા દેતો નહિ.

બીજી બાજુ રમેશ તટસ્થ રહેતો. દેરાણી જેઠાણીની વાતમાં બની શકે ત્યાં સુધી વચ્ચે કંઇ પણ બોલવું થાય, ત્યારે દોષ વત્તોઓછો પણ બન્ને જણનો હોય, કારણ કે બે હાથ વિના તાળી પડે જ નહિ, એવો વિચાર તેનો પોતાનો હોવાથી તે કદી વચ્ચે પડતો નહિ તથા કોઈ પક્ષને કંઇ પણ કહેતો નહિ. પ્રમોદા જરા ખંધા સ્વભાવની હતી એટલે રમેશની આ પ્રકારની તટસ્થતાના ગુણનો લાભ લઇને પુષ્પા ઉપર શિરજોરી કરવામાં તે ફાવી જતી હતી અને પુષ્પા દબાઇ જાય તેમ તે તેને વધુ દબાવ્યે જતી હતી.

ઘડીભર તો પુષ્પા કંઇ બોલી નહિ; પરંતુ તેની આંખમાંથી આંસુ ખરી પડ્યાં. આ જોતાં જ જેમ અગ્નિમાં ઘી હોમાતાં ભડકો થાય તેમ પ્રમોદાના ક્રોધરૂપી અગ્નિમાં પુષ્પાનાં આંસુએ ઘીની ગરજ સારી , અને ભડકો થતાં પ્રમોદા ભભૂકી ઊઠી.—

"એમાં રોવા શાની પડે છે ! એક તો વળી મોટાનાનાનો વિચાર કરતી નથી, જેમ તેમ બોલવુ છે અને ઊલટો ચોર કોટવાલને દંડે."

તો સૌ રીતસર ચાલ્યા કરતું પરંતુ દુનિયાનો એક એવો અબાધિત નિયમ છે કે જ્યારે બન્ને સમાન બળનાં સત્ત્વો ભેગાં થાય છે, ત્યારે તેમની વચ્ચે જે જાતનું ઘર્ષણ પેદા થવા પામે છે તે કરતાં પણ વધારે ઘર્ષણ જ્યારે આ સત્ત્વો અસમાન-વત્તાઓછાં બળ-વાળાં હોય છે, ત્યારે થવા પામે છે. બન્ને વચ્ચે વધુ અણરાગ ઉપજે છે.

પુષ્પાનો વર મધુસૂદન ત્રીશ વર્ષની વયનો હતો. તેના ભાગ્યમાં ઓછી વિદ્યા હતી એમ કહો કે તેની બુદ્ધિ ઓછી હતી એમ કહો, પરંતુ તે ફક્ત ગુજરાતી સાત ચોપડીથી આગળ વધી શક્યો નહિ. ઓછા ભણતરના કારણે તેને ગુમાસ્તાગીરી કરવી પડતી હતી થોડા વખતમાં તો તે નામું, લેવડદેવડ વગેરે દુકાને બેસીને શીખી ગયો હતો, અત્યારે તેને માસિક રૂપિયા પાંત્રીસનો પગાર મળતો હતો. તે સ્વભાવે સાદો, ભોળો, વ્યવહારમાં જરા ઊણો તથા એક પ્રચ્છિમના જ્ઞાનવાળો જેને કહી શકાય તેવો હતો. છતાં એ પોતાના નસીબજોગુ તો કમાઇ ખાતો હતો. તેના મોટાભાઇ રમેશની વય ચાલીશ વર્ષની હતી. તે ઊંડી દષ્ટિવાળો હતો. ચાલાક હતો. નાના-ભાઇ ઉપર તેનું અપાર હેત હતું. તેના દિલમાં કદી ભેદભાવે પ્રવેશ કર્યો ન હતો. તે ગ્રેજ્યુએટ હતો. એક મિલમાં તે સેક્રેટરી હતો. તેને રૂપિયા સોનું માસિક વેતન મળતું હતું.

આમ બન્ને ભાઇઓની આર્થિક સ્થિતિમાં ચોકખો દેખાતો ફેર હોવા છતાં, તેઓ અન્યોન્યને પૂરા પ્રેમથી ચાહતા હતા અને બન્ને ભેગા જ રહેતા હતા. પરંતુ ઘરમાં દેરાણી જેઠાણીના કારણે કાંઇ કાંઇ ખટપટ થવા લાગી હતી.

પ્રમોદાના દિલમાં કોઇ, કમનસીબ પળે એવું ઊગી નીકળ્યું હતું કે ગમે તેટલી તોયે હું તો સેક્રેટરીની પત્ની કહેવાઉં. મારો ભાયડો રૂપિયા સોનો મહિનો લાવે, તો પછી પુષ્પા જેનો વર સવારથી સાંજ સુધીની ગુમાસ્તાગીરીમાં માંડ પાંત્રીસ રૂપરડી લાવે, તેને મારી સાથે સરખામણી કરવાનો શો હક છે ? આમ તેના દિલમાં તેની દેરાણી પ્રત્યે સાહજિક ભેદભાવ દાખલ થયો હતો. આ ભેદભાવે ધીમેધીમે મોટું સ્વરૂપ લેવા માંડ્યું હતું. તેથી જ તેણે પુષ્પાને સહેજસહેજમાં તતડાવવાની શરૂઆત કરી હતી. પુષ્પા ગરીબ સ્વભાવની હતી. મધુસૂદન તેને પોતાના મોટા-ભાઇથી જુદું રહેવું ન પડે, ઘરમાં એક કુટુંબમાં સંપ જળવાય અને ન્યાતમાં ભોઠું ન દેખાય, તે માટે પુષ્પાને દબડાવી જેઠાણી સામે જરાયે માથું ઊંચું કરવા દેતો નહિ.

બીજી બાજુ રમેશ તટસ્થ રહેતો. દેરાણી જેઠાણીની વાતમાં બની શકે ત્યાં સુધી વચ્ચે કંઇ પણ બોલવું થાય, ત્યારે દોષ વત્તોઓછો પણ બન્ને જણનો હોય, કારણ કે બે હાથ વિના તાળી પડે જ નહિ, એવો વિચાર તેનો પોતાનો હોવાથી તે કદી વચ્ચે પડતો નહિ તથા કોઇ પક્ષને કંઇ પણ કહેતો નહિ. પ્રમોદા જરા ખંધા સ્વભાવની હતી એટલે રમેશની આ પ્રકારની તટસ્થતાના ગુણનો લાભ લઇને પુષ્પા ઉપર શિરજોરી કરવામાં તે ફાવી જતી હતી અને પુષ્પા દબાઇ જાય તેમ તે તેને વધુ દબાવ્યે જતી હતી.

બિચારી પુષ્પા કંઇ બોલી નહિ; પરંતુ તેની આંખમાંથી આંસુ ખરી પડ્યાં. આ જોતાં જ જેમ અગ્નિમાં ઘી હોમાતાં ભડકો થાય તેમ પ્રમોદાના ક્રોધરૂપી અગ્નિમાં પુષ્પાનાં આંસુએ ઘીની ગરજ સારી અને ભડકો થતાં પ્રમોદા ભભૂકી ઊઠી:—

"એમાં રોઇ શાની પડે છે ? એક તો વળી મોટાનાનાનો વિચાર કરતી નથી, જેમ તેમ બોલવું છે અને ઊલટો ચોર કોટવાલને દંડે."

થાય ત્યાં સુધી અગાશીમાં પોઢીને સમિરની શીતળ લહરીઓ અનુભવી રહ્યો હતો.

પુષ્પાએ પથારી કરી. આજે તેનું મુખ પણું ખિન્ન દેખાતું હતું. મુખારવિંદ ઉપર વિષાદની કાળી રેખાઓ સ્પષ્ટ અંકાયેલી લાગતી હતી.

તેણે મધુસૂદનને અગાશીમાંથી અંદર સુઇ રહેવા માટે બોલાવ્યો. મધુસૂદન અંદર ગયો અને પથારીમાં એક બાજુ પડયો. પરંતુ પુષ્પા—તેના અર્ધા શયનની ભાગીદાર આવી નહિ. તે પથારીની કિનારી પર ટૂંટિયું વાળીને બેઠી. પાઅર્ધો કલાક પસાર થઇ ગયો પરંતુ તે ન સૂતી. જ્યારે પુષ્પાએ મધુસૂદનને સુઇ રહેવા માટે બોલાવ્યો હતો, ત્યારે તેના અવાજથી જ મધુસૂદન કળી ગયો હતો કે આજે પાછો દેરાણીજેઠાણીને ઝઘડો થયો છે. પણ નહૂટકે, જરરવગર કંઇ પણ બોલવું જ નહિ એ વિચારે એ ચૂપ જ રહ્યો; જ્યારે પુષ્પા અડધા કલાક સુધી પથારીની કિનારી પર બેસી રહ્યા છતાં સુઇ ગઇ નહિ, ત્યારે મધુસૂદન પાધરો જ પથારીમાંથી ઊઠીને બેઠો થયો; તેણે પુષ્પાનો ખભો હલાવ્યો, તેના હાથ ઝાલ્યા અને તેને પૂછવા લાગ્યો:—

" તને થયું છે શું ? કેમ સૂતી નથી ? "

પુષ્પાએ કંઇ પણ જવાબ ન આપ્યો. તેણે બીજી વખત પણ એ જ પ્રશ્ન કર્યો; પણ જવાબ ન મળ્યો, ત્રીજી વખત પણ એનો એ સવાલ તેણે કર્યો; છતાં જવાબ ન મળ્યો તે ન જ મળ્યો.

અંતે હારીને મધુસૂદને એક યુક્તિ અજમાવી. આ યુક્તિ તેને કામદેવે કરી હતી. પ્રણયરસ એ અન્ય તમામ રસોમાં એવો ચડિયાતો, અનોખો અને શક્તિમાં અસામાન્ય છે કે એની આગળ ભલભલો બીજો રસ હાર ખાઇ જાય છે. એનું કારણ કદાચ એ પણ હોય કે એ રસના આસ્વાદન માત્રથી જ બીજા તમામ રસોનું તથા એ રસોના ભોકતાઓનું મર્જન થતું હશે !

મધુસૂદને પુષ્પાને ઊંચકીને એના અણુમણાટ છતાં પોતાના ખોળામાં બેસાડી અને ધીમે રહીને એક મીઠું ચુંબન કર્યું. પુષ્પા જાણતી હતી કે આખરે વાત કર્યા વિના સિદ્ધિ નથી. તો બહુ ખેંચ પકડવામાં માલ નથી. તેણે નમ્ર વદને સ્મિત કર્યું. તેના મુખ ઉપરની રેખાઓ પુલકિત થઇ. તે બોલી:

" જુઓ, તમે તો કાન બહેરા કરીને બેઠા છો, પણ મારાથી હવે ખમી શકાતું નથી. "

" કેમ, તને શું દુઃખ છે ? " મધુસૂદને તો જાણે પોતે સાવ અજાણ્યો હોય તેવો પ્રશ્ન કર્યો.

" તમે તો કંઇ જાણતા નથી, એમ ને ? " કહીને તરત જ પુષ્પાએ પોતાના હાથ ઉપરનું ગોળ ચાઠું બતાવ્યું.

" હેં ! " મધુસૂદન ચમક્યો. " પણ શું થયું, તે તો કહે ! "

" શું કહું મારું કપાળ ! " તેણે કપાળે હાથ દીધો. "

" ના, એમ નહિ, સાચેસાચી વાત કહે. " મધુસૂદને તરત જ જાણે કંઇ અસાધારણ બનાવ બન્યો હોય તેમ બીકમાં પુષ્પાને નીચે મૂકી દીધી અને સવાલ કર્યો. મધુસૂદનની આંખો જાણે તપી, તેનું વહાલ ઊભરાયું અને તેણે પાછી પુષ્પાને હૃદયસરસી ચાંપી.

" વાત તો હું તમને રોજ કહું છું પરંતુ તમે માનો છો ક્યાં ? " પુષ્પાએ પ્રતિપ્રશ્ન કર્યો

" વાત માનું તો આપણે જુદા રહેવું

"અને આજે તો ભાભીએ હદ જ કરી છે."

"કેમ ?" મધુસૂદને ઉદાસીનતા મિશ્રિત ઉત્સુકતાની વૃત્તિથી પ્રશ્ન કર્યો, કારણ આજની હદપાર ગયેલી ઘટનાનું ખરું પ્રકરણ અહીં જ શરૂ થાય છે. એમ તેને પુષ્પાની બોલવાની લઢણ ઉપરથી માલમ પડતું હતું.

"કેમ શું ? દેખતા નથી ચાઠું પડ્યું છે તે ?" પુષ્પાએ પેલો કાળો ડાઘ બતાવતાં સામો પ્રશ્ન કર્યો.

'તે ભાભીએ ડામ દીધો છે ?' મધુસૂદનના મનમાં સહેજ શંકા ગઈ અને એ શંકા ખરી પડવાની તેને ધાસ્તી લાગતી હતી.

'ત્યારે !' શંકાને ખરી પાડતાં પુષ્પા બોલી.

"જુઓ, બાબત આમ બની. આજે એ સાસથી ભાભી મને ટાઢું નિયમિત આપે જ જાય છે. ટાઢી રોટલી, ટાઢી દાળ, ટાઢા ભાત, ટાઢું શાક પણ કોઈ કોઈ વખત. કેટલીક વખત તો ટાઢી રોટલીઓ સવારે પણ મને આપતાં ભાભી અચકાતાં નથી.

"અને આજ મને રાંડને શું સૂઝ્યું કે મેં એ ટાઢું ખાવાની ના પાડી. ભાભીનો મિજાજ ગયો. તેમના ચહેરા ઉપરથી હું પામી ગઈ હતી કે આજે શું નું શું યે કરી બેસશે. મારે પણ જોવું હતું કે એ શું કરે છે ? કારણ જ્યાં સુધી તમારા બહેરા કાનના પડદા ઉઘાડે તેવો ત્રાસ એ મારા ઉપર ન વર્તાવે, ત્યાં સુધી તમે મને એમના ત્રાસમાંથી મુક્ત કરો નહિ એવી મને ખાત્રી છે.

"હું ખાવા બેઠી એટલે ત્રણ દિવસની વાસી રોટલી એમણે મારા ભાણામાં મૂકી. મેં એમને કહ્યું કે આ ત્રણ દિવસની વાસી રોટલી મારાથી હવે નહિ ખવાય. ભાભીએ કરડાકીમાં પૂછ્યું કે શું કરવા નહિ ખવાય ? તારો ભાયડો કેટલા રૂપિયા લાવે છે તે આટલો બધો છણકો કરે છે ? આમ ભાભીએ મને મહેણું માર્યું એટલે મારાથી ન રહેવાયું અને મારાથી બોલાઈ જવાયું:–ભલે મારો ભાયડો થોડું લાવતો હશે તો અમે થોડું ખાઈશું પરંતુ તમારી જોહુકમી મારાથી નહિ વેઠાય.

અને ભાભીનો મિજાજ ગયો. ભોગજોગે આ વખતે જે સગડીમાં શાક થયેલું તે સગડીમાં કોલસા ઓલવ્યા વગરના હતા. ભાભીએ આ ધગધગતા કોલસા સાંડસીથી લઈને પોતાના એક હાથે મારો એક હાથ પકડી રાખી ને બીજા હાથ ઉપર ચાંપીને દબાવ્યા. મારી ચામડી બળતાં મારાથી બૂમ પડાઈ ગઈ.

"એનું હૃદય આ વખતે રાક્ષસી-થયું હતું. મારી કારમી ચીસથી ઘોડિયામાં ભાભીનો નાનો બચુ જાગી ગયો. એટલે હું તેના પંજામાંથી છૂટી અને ઉપર આવતી રહી હજુ સુધી ભાભીએ મને ખાવા નથી આપ્યું. ખાવા માગવાની મારી હિંમત પણ નથી રહી."

"અરે રામ !" મધુસૂદને નિઃસાસો નાખ્યો.

"ત્યારે શું આખરે જુદા થવું જ પડશે ?" તે ગણગણ્યો *

---

* અમદાવાદ–નવચેતન સાહિત્ય મંદિર તરફથી લેખકના આ મહિનામાં પ્રકટ થતા દશ લઘુ નવલોના 'હિંમત' નામના સંગ્રહમાંથી.



# યુદ્ધની વાર્તા

લેખક :
શ્રી. ગિરીશ

શહેરથી અલગ વસેલા એક પરામાં નાજુકડા પાંચસાત બંગલાઓ એકબીજાને શોભાવતા ઊભા હતા. એક બંગલામાં ડા. છાયા રહેતા હતા.

ડા. છાયાને છોકરાં ન હતાં તેથી કે કોણ જાણે કેમ એમને અને એમનાં ઘરવાળાંને બાળકો તરફ બહુ હેત અને મમતા હતાં. જે બાળકોને ઘેર મારપીટ કરવામાં આવતી કે ધુત્કારી કાઢવામાં આવતાં તે તો દિવસનો ઘણો ખરો ભાગ છાયાભાઈને ઘેર જ પડયાં રહેતાં અને બીજાં સાબાપનાં મોઘાં બાળકો પણ છાયાભાઈના બંગલા તરફ વારંવાર દેખાતાં. ખાસ કરીને સાંજે જ્યારે છાયાભાઈ પોતાની સરકારી નોકરી પરથી પાછા આવે ત્યારે પડોશનાં બધાં બાળકો એમની આસપાસ એકઠાં થતાં અને છાયાભાઈ તેમને ભાતભાતની વાર્તાઓ તેમ જ દુનિયાના અવનવા સમાચારો તેમને સમજાય તેવી રીતે ને સહેલી ભાષામાં વારાફરતી કહેતા. સૌને એમાં ભારે રસ પડતો.

કોઈ કોઈ છોકરાઓ પણ પોતપોતાને મન ફાવે તે વાતો કરતાં. એ વેળા આ દુનિયા, તેની રચના, સૂર્ય, ચંદ્ર, તારાઓ, વરસાદ, ધુમ્મસ, ઠંડી, ગરમી, પ્રાણી સૃષ્ટિ, એ બધાં પર બાળકો બહુ રમુજ ઉત્પન્ન કરે એવી રીતે પોતપોતાનાં ચર્ચાં માંડતાં. છાયાભાઈને એ બધી રમૂજોનું અવલોકન કરવામાં પણ ભારે મજા આવતી.

તે સાંજે વાર્તાનું વાતાવરણ જામ્યું હતું. છાયાભાઈ ઇતિહાસમાંથી વીણીવીણીને લડાઈમાં શૂરવીરતા દાખવનાર શ્રી પુરુષોનાં શબ્દચિત્રો દોરતા હતા ત્યાં પાટી આવીને તાજી આવેલી ટપાલ આપી ગયો. છાયાભાઈ આવેલી ટપાલ વાંચવા થોડી મિનિટ અટક્યા. બે ત્રણ કાગળો હતા તે વાંચ્યા અને એક છાપું હતું તે પર નજર ફેરવી તે સંકેલી પોતાના પગ નીચે દબાવતાં બોલ્યાઃ 'આપણા...શહેરના જુવાનસંગજી...ની રણભૂમિ પર પડયા ! ભારે હિંમતબાજ ને શૂરવીર ! '

છોકરાનું મગજ તો અધુરી રહેલી વાર્તા માટે તલપાપડ હતું ત્યાં બાળકો ન સમજાય તેવું કંઈક છાયાભાઈ બોલ્યા તેથી છોકરાઓ જરા ડઘાયાં. કોઈ ઊંચું ને મજબૂત કદ, આંખો, નાક, કાન, કે રૂપ વગરનું જાણે કે એમની સામે આવી ઉભું ! ન તો છોકરાંને તેથી કંઈ આનંદ થયો, ન તો દુઃખ; ફક્ત આશ્ચર્ય થયું.

ઘડીભર કોઈ બોલ્યું નહિ

' પણ જુવાનસંઘજી બાપુ પડયા તે પાછા ઉઠયા ખરાને ! ' નંનકે પૂછવાની હીંમત કરી.

' એટલુંયે સમજતો નથી ? એમ પડે તે ઉઠે નહિ ! લડાઈમાં પડ્યા એટલે લડાઈમાં મરાયા–મરી ગયા. મરી ગયેલા ઉઠે ? ' લલિતા કરીને 'એક જરા ૧૨–૧૩ વર્ષની છોકરી જે ટોળાને છેવાડે બેઠી હતી તેણે જવાબ દીધો.

હવે સૌના શીવાઈ ગયેલા મ્હોં ઉઘડતાં હતાં.

' છાયાભાઈ મારે લડાઈમાં જવું છે. ' સાત વર્ષના મધુએ પોતાના મગજમાં બૂટ્ટો ઉડયો તે કહી નાખ્યો.

' તું આટલો નાનકડો લડાઈમાં ન જઈ



**શ્રીમતી રાધાબાઇ સુબ્બારાયન**
મધ્યસ્થ ધારાસભામાં સભ્યપદ
મેળવનારા પ્રથમ હિન્દી મહિલા



ચાલુ જુનના મહિલા પરિષદમાં ભાગ લેવા આવેલી
પ્રતિનિધિ બહેનો

શકે.' પાંચ વર્ષના ત્રિગુણે પોતાનો મત મૂક્યો.

'ભાયાભાઇ, લડાઇ એટલે શું? અમને એવી વાર્તા કહો!' પોતાની બાની શાલ ઓઢીને આવેલી અને એક કોરે ભીંતને અઢેલીને બેઠેલી મલ્લિકા નામની એક સાંઠીકડા જેવી પાતળી છોકરીએ પોતાના બહુ ઝીણા ને ધીમા સાદે કહ્યું.

ભાયાભાઇ બધું સાંભળતા હતા. તેમને આ સવાલે બોલવાનો મોકો આપ્યો અને તે તેમણે ઉપાડી લીધો: 'સાંભળો, આપણાં મલ્લિકાબેન પૂછે છે કે લડાઇ એટલે શું? હું તમને કોઇવાર લડાઇની વાર્તા કહું છું. માણસ એકબીજાને કટારી કે ખંજર હુલાવી દે, તલવારથી એકબીજાનું ગળું વાઢી નાખે, અણીદાર ભાલા સામસામા છાતીમાં ખોસી દે, બંદૂકની ગોળીઓ સામસામી છોડી એકબીજાને વીંધી નાખે કે તોપોના ગોળા વડે પરસ્પરનાં છાતગોટલાં ઉડાડી મારે ત્યારે તેઓ એકબીજા સાથે લડાઇ કે યુદ્ધ કરે છે એમ કહેવાય. આવું કરવામાં છેવટે જે ફાવે તેણે લડાઇમાં જીત મેળવી ગણાય. આવું કરનારાઓને કોઇ કાંઇ કહે નહિ. કોઇ વારે પણ નહિ. કારણ કે લડાઇમાં તો એમજ થાય એવું સૌ માને અને વળી હવે તો લડાઇની રીત આગળ વધી છે. દરિયામાં ડૂબકી મારનારી આગબોટો દરિયા પર ફરતી બીજી આગબોટોને તળીએથી અગ્નિનો ગોળો મારે ને આગબોટને ડૂબાવી દે. આકાશમાં ઊડતા વિમાનો અદ્ધરથી અગ્નિગોળા ફેંકે અને જમીન પરના માણસોના ફુરચે ફુરચા ઊડી જાય. અરે, છેક છેલ્લે તો દુશ્મનના મુલકમાં ઝેરી હવાની પખાલો ઠલવી માણસોના કચ્ચરઘાણ વાળવાની રીત પણ શોધાઇ છે."

"પણ માણસો પોતાના જેવા જ બીજા માણસોને આમ શા સારૂ કાપી નાખે, વીંધી નાખે, ડૂબાવી દે?' મલ્લિકાએ પૂછ્યું.

'પોતાના દેશ ખાતર, પોતાના રાજા ખાતર.' ભાયાભાઇએ કહ્યું.

પછી તો બધાં ટાઢાબોળ બની ગયાં. 'દેશ' અને 'રાજા' એ બે શબ્દો છેક નાનપણથી ભારે ગંભીરતા ને ભવ્યતા સહિત તેમના કાન પર આવ્યા હતા. તેઓ કાંઇ એ સમજતા ન હતા પણ 'દેશ' અને 'રાજા' શબ્દો સાંભળતા વેંત જ કોઇ ન કળી શકાય તેવી જડતા સૌમાં આવી ગઇ.

ભાયાભાઇએ એ જડતા દાબવા આગળ ચલાવ્યું. 'જુઓ, બાળકો, કદાચ મારે પણ એક લડનાર તરીકે લડાઇના મેદાન પર દુશ્મનો સામે જવું પડશે અને તમારે સૌએ વળાવવા આવવાનું. કેમ ત્રિગુણભાઇ, મારે માટે હાર-તોરા લાવશો ને!

બધાં છોકરાં 'અમેય આવશું,' 'અમેય લાવશું' એમ બોલવા લાગ્યાં.

પણ મલ્લિકાએ પૂછ્યું: 'ભાયાભાઇ, તમે લડવાનું કહ્યું, પણ દુશ્મન કેવો હોય? એને શીંગડાં હોય?'

એક છોકરી તરત બોલી ઊઠી. 'શીંગડાં તો હોય જ ને! નહિ તો એ દુશ્મન શાનો કહેવાય! ખરૂં ભાયાભાઇ!

ભાયાભાઇ જરા મૂંઝાયા. એમને સૂઝ ન પડી કે આ સવાલનો જવાબ શો દેવો!

ભાયાભાઇએ જરાવારે કહ્યું, "શીંગડાં-શીંગડાં તો...દુશ્મનને ન હોય."

ત્યાં તો સવિતા ટહુકી: 'ન હોય, ન હોય, શીંગડાં ક્યાંથી હોય! દુશ્મન આપણા જેવોજ હોય!'

વળી જરાક અટકીને પાછી બોલી: 'ફક્ત દુશ્મનમાં આત્મા ન હોય!

સવિતાનાં વાક્યો કોઇ કાંઇ સમજ્યાં હોય એમ લાગ્યું નહિ.

થોડીવારે નંદે પૂછ્યું: 'પણ માણસ લડાઇમાં મરતા શી રીતે હશે? આમ.. પડતા?' અને એણે મોઢા ભેર ત્યાંથી પડી જવાની ક્રિયા કરી બતાવી,

'લડાઇમાં પડવું એટલે લડાઇમાં મરવું. એક જણ બીજા જણને જીવથી મારી નાખે ત્યારે મરનારો પડ્યો કહેવાય.' છાયાભાઇએ સમજાવ્યું.

'જુવાનસંગ બાપુ અહીંથી ગયા ત્યારે તે અમારે ઘેર આવ્યા હતા. તે વારે તેમણે મારે માટે બદૂક લેતા આવવાનું કહેલું' ત્રંબકે કહ્યું:

'પણ હવે તે કેવી રીતે લેતા આવશે? એ તો પડયા!' લલિતા બોલી.

'એટલે દુશ્મનોએ એમને મારી જ નાખ્યા એમ ને?' ત્રંબકે પૂછ્યું.

"હા, મારી નાખ્યા. જીવ લઇ લીધો." છાયાભાઇએ લલિતાની વાતને ટેકો આપ્યો.

બાળકો ફાટી આંખે ઓરડાના અવકાશમાં જોઇ રહ્યાં. એમની વાણીમાં મૌન ભર્યું હતું. એમના અંતરમાં વ્યથા ઉભરાતી હતી.

સાંજ પૂરીપૂરી નમી ગઇ હતી. પશ્ચિમમાં પથરાયેલી સંધ્યાની રતાશ ઓસરી જતી હતી. હવામાં ભાર ભર્યો હતો અને એવી જ રીતે આ એક મોટા અને ઘણા નાનાની મળેલી મંડળીનાં હૈયાં પણ દુઃખભારે ભરાયેલાં હતાં.

ત્યાં પાસેના લીમડા પરના પંખીઓમાં જબરો કોલાહલ મચી રહ્યો

કોઇનો અવાજ આવ્યો: 'મારો મારો, ઝાડ પરના પંખીઓના માળામાંથી શિકાર શોધવા પેલો ઘોઘર બિલાડો ઝાડે ચડ્યો જણાય છે!'

અને એ સાંભળી મંડળીનાં સૌ નાનાં મોટાં એ ઝાડ ભણી દોડ્યાં.



# મોરલાને!

( તારલા રે! આવ મ્હારે અંબોડલે એ ઢાળ )

મોરલા રે! આવ મ્હારે આંગણીએ,
મ્હારે આંગણીએ,
કંઇ મધુ માંડણીએ:
મોરલા રે! આવ મ્હારે આંગણીએ.

મ્હેં તો શેરી વળાવી સજ્જ કરી, આવ રે! મોરલિયા!
મ્હેં તો બિછાવી હૈયાની પાંખડી, આવ રે! મોરલિયા!
ત્હારે વધામણે રાત આખી જાગી, આવ રે! મોરલિયા!
ત્હારે મનામણે નીંદર મ્હેં ત્યાગી, આવ રે! મોરલિયા!

એકલો ના આવતો તું,
લાવજે સલુણી ઢેલડને સંગ:
કળા કરીને નાચજે તું,
જમાવજે અજબ ત્હારો રંગ:

મોરલા રે! આવ મ્હારે આંગણીએ,
મ્હારે આંગણીએ,
કંઇ મધુ માંડણીએ:
મોરલા રે! આવ મ્હારે આંગણીએ.

રમણીક કીશનલાલ મ્હેતા

# ઇંગ્લેન્ડમાં કન્યાકેળવણી

લેખક : શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ
બી. એ. એલએલ બી.

[ ગયા અંકથી ચાલુ ]

સેન્ટ જ્યોર્જ સ્કૂલ, હાર્પેન્ડન હર્ટ્સમાં છોકરા છોકરીઓ સાથે અભ્યાસ કરે છે: ઉપલા વર્ગમાં બારથી ૧૯ વર્ષ સુધીના ને નીચલા વર્ગમાં ૬ થી ૧૨ વર્ષની વય સુધીનાં બાળકોને દાખલ કરવામાં આવે છે

લંડનથી છત્રીસ મિનિટના રસ્તે દરિયાની સપાટીથી ચારસો ફૂટ ઉંચે સુંદર સ્થળે આ શાળા આવેલી છે. આજુબાજુ પાંત્રીસ એકર છૂટી જમીન છે. તેમાં બગીચાઓ ને રમતગમતનાં મેદાનો છે ત્યાંનાં મકાનોમાં એક ધર્મમંદિર, એક પુસ્તકાલય, વિજ્ઞાનશાળાઓ, કલાભુવનો ને વિદ્યાપીઠના વર્ગો છે સ્નાનગૃહો, વ્યાયામવર્ગો, રમતગમતો માટે પેવીલિયનો કોર્ટસ ને સાધનસંપન્ન સેનિટોરિયમ પણ છે આખી શાળામાં વિજળીની સગવડ છે છોકરા છોકરીઓ માટે છાત્રાલયો છે. છોકરાઓ માટે એક વિભાગ સભાગૃહ, છોકરીઓ માટે બીજું સભાગૃહ અને છોકરાછોકરીઓ માટે એક ભેગું સભાગૃહ પણ છે. છોકરા છોકરીઓ જેમ સાથે અભ્યાસ કરે છે તેમ સાથે જમે પણ છે. શિક્ષકો ઉંચા પ્લેટફોર્મ પર બેસે છે, ઇંગ્લીશ શાળાઓની રૂઢિ મુજબ જમતાં પહેલાં સ્ટેટલીમાં પ્રાર્થના કરવામાં આવે છે.

છોકરાઓ બાગકામમાં રોકાયેલા હોય છે ત્યારે છોકરીઓને પાકશાસ્ત્રનું શિક્ષણ આપવામાં આવે છે અને છોકરાઓ જ્યારે લાકડકામ કરે છે ત્યારે છોકરીઓ સીવણકામ કરે છે. બીજા તમામ વર્ગો ભેગા લેવામાં આવે છે. અંગકસરત માટે પણ ખાસ નિયત સમય હોય છે. છોકરાછોકરીઓના શારીરિક બંધારણ માટે પણ એકસરખું ધ્યાન આપવામાં આવે છે. પાંત્રીસ એકર જમીનમાંથી લગભગ ત્રીસ એકરમાં તો બગીચા ને રમત ગમતની સગવડો છે.

શાળાની વાર્ષિક ફી ૧૨૦ કે ૧૨૬ ગીની છે જે બાળકો ઘેર સૂઈ જાય છે તેમની પાસે ઓછું લવાજમ લેવામાં આવે છે. એવાં બાળકોનાં માબાપોને સંસ્થાના સંચાલકો ભાડે આપે તેવાં નજીકના મકાનોમાં રહેવું પડે છે.

સામાન્ય સરકારી શાળાઓ કરતાં આવી સ્વતંત્ર શાળાઓની ફી ઘણી જ વધારે હોય છે. શિક્ષણ ફી ચાર પાઉન્ડથી સાડાદસ પાઉન્ડ સુધી લેવાય છે. પબ્લીક શાળાઓમાં ફી વય કે વર્ગ પ્રમાણે જુદી જુદી હોય છે. ચેલ્ટનહામ લેડીઝ કોલેજમાં આઠ વર્ષની અંદરના બાળકોની સત્રની પાંચ ગીની ફી લેવાય છે; આઠથી સાડાદસ વર્ષની વય સુધી ૯ ગીની અને સાડાદસથી સાડાતેર વર્ષની વય સુધી ૧૦ ગીની લેવામાં આવે છે. એથી વધારે ઉંમરના વિદ્યાર્થીઓની ફી બાર ગીની છે. પરીક્ષા માટેના વર્ગોની ફી ૧૪ ગીની છે. છાત્રાલયનું સત્રનું લવાજમ ૨૬ થી ૩૬ ગીની હોય છે.

બ્રાઇટનની રોડીન સ્કુલ છોકરીઓ માટે છે. સવારના નવથી સાડાબાર સુધી તેમાં વર્ગો લેવાય છે સાડાબારથી દોઢના ગાળામાં છોકરીઓ જમી લે છે, પછી ચાર વાગ્યા સુધી

તેઓ છૂટાં હોય છે. આ પ્રમાણે બપોરનો આખો વખત ઘરમાંની કે મયદાની રમતોમાં ગાળી શકાય છે. કેટલાક તરવામાં કે દરિયા કિનારે ફરવામાં વખત ગાળે છે. દરિયા કિનારો શાળાથી એક જ મિનિટમાં જવાય એટલો દૂર છે. સાંજે ચાર વાગે ફરી વર્ગો શરૂ થાય છે; સાડાસાતે શાળા બંધ થાય છે.

આ શાળા પ્રથમ ૧૮૮૫ માં સ્થપાઇ હતી. વિદ્યાર્થીઓની શાળા પેઠે વિદ્યાર્થીઓને પણ સામાન્ય કેળવણી આપવા એની શરૂઆત કરવામાં આવી હતી. બરાબર મધ્યમાં એક મોટું મકાન છે જેમાં તમામ વર્ગોનો સમાવેશ કરવામાં આવ્યો છે. વળી વિશાળ સભાગૃહ, વ્યાયામમંદિર, વિજ્ઞાનખંડો, પુસ્તકાલય, સ્ટુડિયો, સંગીતશાળા, કલાભુવન ને બીજા ખંડો પણ એમાં જ આવેલા છે. વિજ્ઞાનવિભાગમાં ત્રણ પ્રયોગશાળાઓ છે, ત્યાં ફીઝીક્સ ને કેમીસ્ટ્રી શીખવાય છે. એક નાની પ્રયોગશાળામાં વધારે અભ્યાસ માટે સગવડ છે. શિક્ષકો માટે પણ જુદો ખંડ હોય છે.

ઘણાખરા વર્ગોમાંથી દરિયા પર નજર પડે છે. ઉપલા વર્ગ માટે ચાર છાત્રાલયો છે. મધ્યના મકાન સાથે તેમને ઝૂલતા ઝરૂખાથી જોડી દીધેલાં છે. પાંચમા નંબરના મકાનમાં નવથી તેર વર્ષની બાલાઓ રહે છે તે જરા જુદું છે. તેમાં રમતગમતનો એક ખંડ બરાબર સમુદ્રની સામે જ છે. એક જમવાનો ખંડ, એક દિવાનખાનું, વિશાળ વર્ગો, સંગીતશાળા ને એક કલાભુવનનો પણ એમાં સમાવેશ છે. દરેક છાત્રાલયમાં એક મુખ્ય ને બે બીજા ગૃહપતિઓ હોય છે. ધર્મમંદિરમાં દરેકને ફરજીઆત હાજરી આપવી પડે છે.

પૂરતાં સાધનસામગ્રીવાળું એક સેનેટોરિયમ એક મેટ્રન ને બે નર્સોની સંભાળ નીચે અસ્તિત્વ ધરાવે છે. તે બીજાં મકાનોથી જરા દૂર છે. તેમાં સંસ્થાની દરેક વિદ્યાર્થીનીની વાર્ષિક એક વાર સંપૂર્ણ શારીરિક તપાસ કરવામાં આવે છે.

નેટબૉલ, ક્રીકેટ વિગેરે માટે વિશાળ મયદાનો છે. ટેનીસ માટે હાર્ડ કોર્ટ ને ઘાસ કોર્ટસ છે. ગરમ સ્નાનગૃહ છે ક્રીકેટ ને ટેનીસ માટે ખાસ શિક્ષકો રોકવામાં આવે છે.

આ શાળામાં વિષયોની ઘણી જ વિવિધતા છે. કલા, સંગીત, વિવાદ વ્યાપારી વિષયો, નૃત્ય, ચિત્રકલા, વ્યાયામ, તરવાનું, બાગકામ, સમૂહસંગીત, હસ્તકલા, સુતારકામ, ધાર્મિકજ્ઞાન, તેમજ અંગ્રેજી, ફ્રેંચ, લેટીન, ઇતિહાસ, ભૂગોળ ફીઝીક્સ વિગેરે શાળાના વિષયોનો પણ તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે. સીવણ ને ગૃહવિજ્ઞાન પણ છે. એક વર્ગ લંડન ચેમ્બર ઑફ કોમર્સ માટે પણ વિદ્યાર્થીનીઓને તૈયાર કરે છે. આ પ્રમાણે શારીરિક અને માનસિક દૃષ્ટિએ વિદ્યાર્થી જીવનની સમતુલા જળવાય છે.

છોકરીઓની શાળા કરતાં છોકરાઓની શાળામાં વ્યવહારૂ જ્ઞાન માટે એક વધારાનો વિભાગ હોય છે. તેમ જ કન્યાશાળાઓ કુમારમંદિરો જેવી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકયાં નથી. આ શાળામાં કુલિન કુટુંબોની કન્યાઓ આવે છે. કેટલાંક માબાપો બાર વર્ષની વય સુધી પોતાનાં છોકરાંને ઘેર ભણાવે છે જ્યારે કેટલાંક પોતાનાં બાલકોને કુશળ શિક્ષકોના હસ્તક મૂકવાનું પસંદ કરે છે. બાર વર્ષની વયે કન્યાઓને કાં તો સરકારી કન્યાશાળાઓમાં કે પ્રેપરેટરી સ્કુલ્સમાં મૂકવામાં આવે છે.

## રાત્રિશાળાઓ અને વ્યાપારીશાળાઓ

ત્રીજા પ્રકારની શાળાઓમાંની કેટલીક થોડા કલાક કામ કરે છે; જ્યારે કેટલીક સંપૂર્ણ સમય ઉપયોગમાં લે છે. રાત્રિશાળાઓ પ્રથમ વિભાગમાં આવે. પ્રથમ સામાન્ય

શાળાઓની કેળવણીમાં રહેતી ઊણપ દૂર કરવાના હેતુથી એવી શાળાઓ સ્થાપવામાં આવી હતી પરંતુ અત્યારે તો તેમનો અભ્યાસક્રમ વિવિધ ને વિશાળ બની ગયો છે.

આખા સમયની વ્યાપારી શાળાઓ છોકરા તેમજ છોકરીઓ બન્નેને માટે છે. આવી શાળાઓમાં બે વર્ષનો અભ્યાસક્રમ છે. પ્રથમના ત્રણ મહિના અજમાયશ ખાતે ગાળવામાં આવે છે. એ ગાળામાં જો વિદ્યાર્થિની એ અભ્યાસક્રમ માટે લાયક ન જણાય તો તેને બીજે મોકલવા તેનાં માબાપોને સૂચના કરવામાં આવે છે. તેર વર્ષની વયે આ કન્યાઓ વ્યાપારી શિષ્યવૃત્તિની પરીક્ષામાં બેસે છે. જે શિષ્યવૃત્તિ મેળવવા ભાગ્યશાળી નીવડે છે તેમને પ્રથમ વર્ષ માટે આઠ પાઉન્ડ ને બીજા વર્ષ માટે બાર પાઉન્ડ નિભાવ ખાતે શિષ્યવૃત્તિ મળે છ સમયનો બે તૃતિયાંશ ભાગ ધંધાદારી શિક્ષણ ખાતે વ્યતીત થાય છે. બાકીના ભાગમાં અંગ્રેજી, ગણિત થોડુંક વિજ્ઞાન ને કલા ખાતે ઉપયોગમાં લેવાય છે આમ ત્યાં મુખ્યત્વે ધંધાદારી શિક્ષણ અપાય છે જ્યારે સેન્ટ્રલ સ્કુલમાં સંસ્કૃતિક અને સામાન્ય જ્ઞાન મળે છે ત્યાં વિદ્યાર્થીઓ એકતૃતિયાંશ સમય ધંધાદારી શિક્ષણ લેવામાં ગાળે છે બેરેટ સ્ટ્રીટ ટેકનિકલ સ્કુલના અભ્યાસક્રમમાં સીવણ, ભરત, ગૂંથણ, વેષ્ટીબંધન, પાકશાસ્ત્ર, ગૃહશૃંગાર, પોષાક પરનું અર્થશાસ્ત્ર વિગેરે વિષયોનો સમાવેશ થાય છે.

## હિંદની કન્યાકેળવણી

હિંદમાં ૬ થી ૧૬ યા ૧૮ વર્ષની વય સુધીનાં બાલક બાલિકાઓના શિક્ષણનો પ્રબંધ કરવામાં આવેલો છે. પરંતુ એમાં ઇંગ્લેન્ડના જેવા વિવિધ વિભાગો નથી. અત્યારે તો પ્રાથમિક, માધ્યમિક ને થોડાક ઔદ્યોગિક શિક્ષણક્રમ જે યોગ્ય ક્રમે બાળક લાગ્યું છે કે નહિ તે જોવાની કોઇને પડી નથી. માત્ર શાળામાં દાખલ થઇ પરીક્ષા પસાર કરે એટલું જ. દરેકના જુદા જુદા વલણ પ્રમાણે જુદા જુદા પ્રકારનું શિક્ષણ આપવાનો પણ પ્રબંધ નથી. વિવિધ દિશાઓમાં પ્રયાસ આદરે એવા શિક્ષકો પણ તૈયાર નથી. પ્રજાની જરૂરીઆતને પહોંચી વળે એવા રાષ્ટ્રીય જીવનમાંથી આ શાળાઓ ઉગી નીકળી નથી. એ તો માત્ર ખાનગી પ્રયાસોનું દરિદ્રાઇનું કોમી ઝર્યાનું કે ક્વચિત્ સરકારી પ્રયત્નોનાં પરિણામ છે. 'સત્યાગ્રહના જમાનામાં પૂરી નીકળેલી રાષ્ટ્રીય શાળાઓને જાહેર પ્રજાનો જોઇતો ટેકો મળવા પામ્યો નથી. આર્થિક મદદ યા મરીબાઇના ડંખથી વિદ્યાર્થીઓનો ઉત્સાહ પણ મંદ પડી ગયો છે. સરકારે ને બીજી સંસ્થાઓએ આર્થિક સહાય ઓછી કરી નાખવાથી જે સાધનો હતાં તે પણ જલદી અદ્રશ્ય થવા લાગ્યાં છે.

આખું ય વાતાવરણ નિરાશામય છે. કેળવણીની જવાબદારી ઉપાડવા કેળવણીની ચોક્કસ નીતિ અખત્યાર કરવી જોઇએ એમ નહિ થાય તો કેળવણીની તમામ પ્રગતિ કુંઠિત થઇ જશે એ ચોક્કસ વાત છે. કેળવણીના ચોક્કસ નીતિની ઊણપ તો થોડાં વર્ષો પહેલાં હતોંય કમીટીએ પણ દાખવી હતી.

"કેળવણીમાં સુધારો યા વિસ્તાર પૈસા ઉપર આધાર રાખતો નથી. પૈસાની જરૂર નથી એમ નહિ પરંતુ ચોક્કસ યોજનાની વધારે જરૂર છે. દરેક પ્રકારે નિરર્થકતા દૂર કરવા કમર કસવાની જરૂર છે. પગલે ને પગલે નવું જ બંધારણ ઘડવાની જરૂર જણાય છે."

છતાં આ પ્રશ્ન ગંભીર દિલે ઉપાડી લેવામાં આવ્યો નથી—નીચેના આંકડાએ એ નિરર્થકતા સિદ્ધ કરવા બસ થશે.

| પ્રાંત | છોકરાઓનું પ્રમાણ | | | છોકરીઓનું પ્રમાણ | | |
|---|---|---|---|---|---|---|
| | વર્ગ ૧લો | વર્ગ ચોથો | વર્ગ પાંચમો | વર્ગ પહેલો | વર્ગ ચોથો | વર્ગ પાંચમો |
| | ૧૯૨૮–૨૯ | ૧૯૩૧–૩૨ | ૧૯૩૨–૩૩ | ૧૯૨૮–૨૯ | ૧૯૩૧–૩૨ | ૧૯૩૨–૩૩ |
| મદ્રાસ | ૧૦૦ | ૨૬ | ૧૧ | ૧૦૦ | ૧૩ | ૬ |
| મુંબાઇ | ૧૦૦ | ૪૦ | ૩૬ | ૧૦૦ | ૨૪ | ૧૭ |
| બંગાળ | ૧૦૦ | ૧૩ | ૧૦ | ૧૦૦ | ૩ | ૨ |
| યુ. પી. | ૧૦૦ | ૨૩ | ૧૭ | ૧૦૦ | ૯ | ૬ |
| પંજાબ | ૧૦૦ | ૨૮ | ૧૮ | ૧૦૦ | ૨૦ | ૧૭ |
| બર્મા | ૧૦૦ | ૧૫ | ૮ | ૧૦૦ | ૯ | ૩ |
| બિહાર અને ઓરીસ્સા | ૧૦૦ | ૧૧ | ૯ | ૧૦૦ | ૩ | ૨ |
| મધ્યપ્રાંતો | ૧૦૦ | ૪૬ | ૧૨ | ૧૦૦ | ૧૯ | ૪ |
| આસામ | ૧૦૦ | ૩૭ | ૩૨ | ૧૦૦ | ૨૫ | ૧૭ |
| સરહદ પ્રાંત | ૧૦૦ | ૨૦ | ૧૩ | ૧૦૦ | ૨૦ | ૧૦ |
| દિલ્હી | ૧૦૦ | ૨૬ | ૮ | ૧૦૦ | ૨૦ | ૧૭ |
| બ્રિટીશ હિંદ | ૧૦૦ | ૨૧ | ૧૪ | ૧૦૦ | ૧૦ | ૬ |

હમણાં હમણાં જ આ હકીકતને પહોંચી વળવા કેટલાક પ્રાંતોમાં પ્રયાસ થવા લાગ્યા છે. કેળવણીની પુનઃરચના માટે અવિરત પોકારો થયા જ કરે છે. એ પુનર્ઘટનામાં હિંદ સરકારે પણ અગત્યનો ભાગ ભજવ્યા વિના છૂટકો નથી.

હર્તોગ કમીટીના હેવાલ પછી કન્યા કેળવણીમાં કંઇક સુધારો થવા પામ્યો છે. શાળામાં જતી વિદ્યાર્થીનીઓની સંખ્યા વધી છે. હવે એ વિદ્યાર્થીનીઓનું વિદ્યાર્થી-જીવન લંબાવા માંડ્યું છે. ઇસ્વી સન ૧૯૨૭ માં ૧૫૬૫ મેટ્રિક વિદ્યાર્થીનીઓ હતી તે ૧૯૩૪ માં વધી ૫૦૦૦ થવા પામી છે, ગ્રેજ્યુએટની સંખ્યા ૧૮૮ થી ૬૦૦ ઉપર ગઇ છે. વિદ્યાર્થીનીઓની સફળતા પણ વિદ્યાર્થીઓની કક્ષામાં જ ટકી છે.

મજબ આર્થિક મંદીને લીધે કેટલીક પ્રાંતિય સરકારો પ્રાથમિક દશામાં સહશિક્ષણનો અખતરો કરવા પ્રયત્નો આદરી રહી છે. અત્યારે ચાલીસ ટકા કન્યાઓ છોકરાઓ સાથે જ ભણે છે. સહશિક્ષણની ભાવના આ દેશમાં માત્ર શિષ્યો માટે જ છે: શિક્ષકોએ તે અપનાવી લીધી નથી. છોકરાઓની શાળામાં છોકરીઓને કેવળ દયાથી જ દાખલ કરવામાં આવે છે. સારી કન્યાશાળાઓમાં છોકરાઓને દાખલ કરવામાં આવે તો પરિણામ વધારે સારું આવે એમાં શંકા નથી.

મકતાબ, પાઠશાળા, ટોલ, મદ્રેસા આદિ કોમી સંસ્થાઓ આપણી કેળવણીની યોજનામાં નડતર રૂપ છે. સર જ્યોર્જ એન્ડરસનના શબ્દોમાં કહીએ તો વિદ્યાર્થીઓની મોટી સંખ્યા જીવનનાં કુમળાં વર્ષો આવી કોમી સંસ્થાઓના સાંકડા વાતાવરણમાં ગાળે તે હિંદના વિકાસની આ પળે બીલકુલ ગેર-વ્યાજબી છે.

વળી હિંદની કન્યાઓ પાસે વૈવિધ્ય પણ નથી. અત્યારની ભણતી છોકરીઓનો મોટો ભાગ મુખ્યત્વે શિક્ષિકાઓ થાય છે. ખાસ વલણ, ખાસ હોંશિયારી, યોગ્ય તક વિના લેડીઝ જાય છે. અત્યારે તો હિંદની શાળા-

ઓમાં અભ્યાસક્રમની વિવિધતાની જરૂર છે. વ્યાપારી, કલાત્મક, ઔદ્યોગિક ને બીજા પ્રકારનાં શિક્ષણો અપાવા પ્રબંધ થવો ઘટે છે. છોકરાઓની પેઠે છોકરીઓને પણ આવી શાળાઓમાં સ્થાન મળવું જોઈએ.

રમતગમત પર પણ વધારે ધ્યાન આપવાની જરૂર છે. શારીરિક કેળવણીને ખોરાક ઉપર લક્ષ અપાવું જોઈએ. ઘરકામ ને શાળાના કામનો બોજો ઓછો કરવાની અગત્ય છે. ગમ્મતનો વખત, પ્રવાસો, રમતગમતો ને બીજી સામાજિક ને શારીરિક પ્રવૃત્તિઓમાં વ્યતીત થવો જોઈએ.

સર જૉન એન્ડરસનના શબ્દોમાં કહીએ તો પોતાની યુવાન જનતાની શારીરિક અને માનસિક કેળવણી તરફ બેપરવા રહે એવું જગતમાં એક પણ સંસ્કૃતિમય સામ્રાજ્ય નહિ હોય. ઊગતી પ્રજા માટે શું થઈ શકે એ જર્મનીએ જગતને બતાવી આપ્યું છે. એ નીતિ સફળ થશે કે નિષ્ફળ જશે એ અત્યારથી કહી શકાય તેમ નથી. પરંતુ એની અસર તો સર્વેને કબૂલવી પડે છે ને એનો પાઠ સમજ્યા સિવાય સિદ્ધિ નથી.

## ખોડવાળાં ને નબળાં બાળકોની કેળવણી

ઇંગ્લેન્ડમાં કેળવણી ફરજિયાત છે એટલે ખોડવાળાં ને નબળાં બાળકો માટે પૂરતી જોગવાઈ કરવામાં આવેલી છે. અંધશાળાઓ, બહેરાં મૂંગાંની શાળાઓ, અલ્પ દૃષ્ટિવાળાં માટે, અર્ધબધીર બાળકો માટે, તેમ અપંગો માટે પણ જુદી જુદી શાળાઓ છે. ખાસ ધ્યાન ખેંચે એવી બીના તો એ છે કે આ બધી મિશ્રશાળાઓ છે. આ શાળાઓમાં બાળકો સાથીદાર થઈને જ આવે છે. કેટલાક બસ કે ટ્રામ દ્વારા મફત આવે છે. એ ખર્ચનો પ્રબંધ શાળાઓ કરે છે. ઘણી ખરી શાળાઓમાં બપોરના ખાણાનો પ્રબંધ કરેલો હોય છે. જે માબાપો સમર્થ હોય તેમને દિવસના ચાર પેન્સ આપવા પડે છે. વર્ગનું કામકાજ વ્યક્તિગત હોય છે એટલે કોઈ પણ બાળકને પાછળ પડી જવાની બીતિ રહેતી નથી. વ્યવહારુ જ્ઞાન આપવા તરફ ખાસ આગ્રહ હોય છે. આ શાળાઓ દિવસે ચાલુ રહે છે ને શિક્ષણ મફત આપવામાં આવે છે. ન્યુ મીડલટન શાળામાં છોકરા છોકરીઓ માટે છાત્રાલયો પણ છે.

આ શાળાનાં છોકરાંની પ્રગતિ ખરેખર અજબ છે. વિદ્યાર્થી જ્યારે શાળામાં દાખલ થાય છે ત્યારે તેને બોલતાં કે લખતાં ભાગ્યેજ આવડતું હોય છે. પરંતુ જ્યારે તે શાળા છોડે છે ત્યારે તે બોલી કે લખી તો શકે છે પણ સાધારણ રીતે વાંચી પણ શકે છે. પ્રશ્નોત્તરીમાં પણ રસપૂર્વક ભાગ લઈ શકે છે. માનસિક ઊણપવાળાંની શાળાઓમાં દાખલ થતી વખતે બાળકો ગમે તે પ્રકારે પોતાનો મનોભાવ દર્શાવે છે પરંતુ બોલી શકતાં નથી. જીભ હોઠ કે વદનના બીજા અંગ પર એમનો જોઈતો કાબૂ હોતો નથી

અગિયાર વર્ષની વય પછી આ શાળાઓમાં છોકરા છોકરીઓને છૂટાં પાડવામાં આવે છે. પાઠ જેમ બને તેમ વ્યવહારને તાદૃશ બનાવવાની શિક્ષકોની ફરજ રહે છે. દર મહિનામાં એક વાર દાક્તરી તપાસ થાય છે. કેટલેક સ્થળે પખવાડિક દાક્તરી તપાસ પણ હોય છે. ખાસ દવાખાનાંઓમાં નર્સોને પણ રોકવામાં આવે છે ને તેઓ બાળકોની ખાસ સંભાળ રાખે છે. હિંદની પેઠે છોકરી છોકરી છે માટે આવી સંસ્થાઓમાંથી તેને બાકાત રાખવામાં આવતી નથી. હિંદમાં નાણાંની તંગી છે કેળવણીકારોને સરકાર એટલી તો ઓછી મદદ આપે છે કે આવાં અપંગો માટે વિશાળ પાયા પર કેળવણી શરૂ કરવાનું મુશ્કેલ છે.

આપણા દેશમાં બહુ જ થોડા માણસો

સમજે છે કે ઇન્દ્રિયના રોગોથી આપણા સમાજમાં ત્રાસ વર્તાય રહ્યો છે. માનસિક ઉણપ માત્ર કેરી જન્મનું જ પરિણામ નથી. ઘણાં અપંગોને ઇંદ્રિયના રોગો વારસામાં મળેલા હોય છે. આવું જન્મઝેર ત્રણ ચાર પેઢી સુધી ઉતરે છે.'

ઇંગ્લેન્ડમાં આવાં દર્દી માટે પહેલી સન ૧૯૧૬ માં રૉયલ કમીશનનો હેવાલ પ્રગટ થયો. ત્યારબાદ યુરોપના ઘણાખરા દેશોમાં તે નાબુદ કરવા કાયદા કરવામાં આવ્યા. એવાં દર્દી નાબુદ કરવા મફત દવાખાનાં ચાલુ કરવામાં આવ્યાં છે. સામાજીક ને વંશપરંપરાગત આરોગ્ય ઉપર ખાસ શિક્ષણ આપવા પ્રબંધ થયો છે. અવરોધના ઉપાયોનું પણ સંપૂર્ણ જ્ઞાન અપાય છે.

એકલા લંડનમાં આવાં ભયંકર દર્દીની તપાસ ને માવજત માટે વાર્ષિક ૮૫૭૦૦ પાઉન્ડ ખર્ચવામાં આવે છે. માનસિક ઉણપની માવજતે માટે ૨૩૦૦૦૦ પાઉન્ડ ખર્ચાય છે ને તે ઉપરાંત મેન્ટલ હૉસ્પીટલો તો જુદી. જ્યાં વાર્ષિક માથાદીઠ ૭૭ પા. ૧૭ શિ. ૫ પેન્સ ખર્ચ આવે છેઃ એકલાં ઇન્દ્રિયનાં દર્દી માટે વાર્ષિક ૪૩૪૯૦૯ પાઉન્ડ ઇંગ્લેન્ડમાં ખર્ચ થાય છે.

આવાં છોકરાં છોકરીઓને ખાસ શિક્ષણ આપવા માટે જે પ્રબંધ કરવામાં આવ્યો છે તેનો ખર્ચભાર પણ કર ભરનારને શીર ચઢે છે. સામાન્ય ને ઉણપવાળાં બાળકોનું માથાદીઠ ખર્ચ નીચે મુજબ આવે છે.

**પ્રાથમિક શાળા**

| | |
|---|---|
| સામાન્ય બાળકો | ઉણપવાળાં બાળકો |
| ૧૬-૭૫ પાઉન્ડ | ૩૯-૬ પાઉન્ડ |
| અંધ બાળકો | બહેરાં બાળકો |
| ૬૭-૮' પાઉન્ડ | ૭૭-૮ પાઉન્ડ |

સામાન્ય બાળક પ્રાથમિક શાળામાં લગભ સાતેક વર્ષ ગાળે છે, એ ગાળાનું બાળક દી વાર્ષિક ખર્ચ લગભગ ૧૫૦.૭૫ પાઉન્ડ આવે છે. અંધબધીર અને માનસિક ઉણપવાળા બાળકનું અનુક્રમે ખર્ચ ૮૮૧ પાઉન્ડ ૬૭૭-૨ પાઉન્ડ ને ૩૩૬-૬ પાઉન્ડ આવે છે.

આમ ઇંગ્લેન્ડમાં આવાં બાળકો માટેની ખાસ શાળાઓ ચાલે છે. હિંદના લોકોએ ખાસ ધ્યાન આપવું જોઇએ કે તેમણે માત્ર નાગરિકો માટે જ કાયદા ઘડવાના નથી, પરંતુ ભવિષ્યના નાગરિકોના જન્મસિદ્ધ હકકો સલામત રાખવા માટે પણ કાયદેસર પગલાં લેવાનાં છે. તો જ આપણે સુંદર ભૂતકાળના ઉજ્જવલ વારસાને નભાવી રાખીશું ને વારસાગત આરોગ્યને ઉંચી કક્ષા પર મૂકી શકીશું. નહિ તો માનવતાની કચરાપેટીમાં આપણે દબાઇ મરીશું.

બેલઘોરીયામાં આવેલી બોધન શાળા હિંદનું એક જ બાલમંદિર છે. જોકે બહેરાં કે અંધ માટે થોડી ઘણી સંસ્થાઓ છે. આ દેશની એવી સંખ્યાના પ્રમાણમાં એ નહિવત જેવી જ લેખાય.

## ઇંગ્લેન્ડમાં ગ્રામ્યકેળવણી

ગામડાંમાં ખાનગી શાળાઓની પુનર્ઘટનાની પ્રગતિ ધીમી છે. એ પ્રદેશની આર્થિક સ્થિતિ પર સઘળો આધાર છે. કેટલીક જગાએ કામચલાઉ મકાનો ઉભાં કરવામાં આવ્યાં છે પરંતુ તે નભાવવાની પણ એ સ્થાનિક સંસ્થાઓ પાસે જોગવાઇ નથી. રાષ્ટ્રીય સરકાર આવી સંસ્થાઓને કેવી રીતે મદદ મળે તેવી યોજના વિચારે છે, પરંતુ છૂટી છવાયી વસ્તી એ પ્રગતિનું બીજું નડતર છે. વળી પ્રજાનો એક ભાગ એ યોજનાની તદ્દન વિરૂદ્ધ છે. જુનિયર સ્કુલનાં છોકરાં સિનિયર સ્કુલમાં ચઢે તો ઔદ્યોગિક-

વલણને જોર મળે ને પરિણામે શહેરી માનસ કેળવાય એટલે એવી પડની મૂકે એ તેમનો સખત વધિ છે. તેથી પ્રસેક્સ જેવાં પરગણાંએ સિનિયર સ્કુલો ન હોય ત્યાં વ્યવહાર શિક્ષણના ધામો ખોલ્યાં છે. આવા-ડિામાં અઠી દિવસ આમળ વધેલા વિદ્યાર્થીઓ તેનો લાભ ઉઠાવે છે.

આવી ગામની શાળાઓમાં પણ સહશિક્ષણ તો છે જ. એમનો અભ્યાસક્રમ પણ લગભગ એક જ પ્રકારનો છે. કોઇ કોઇ સ્થળે સ્થાનિક જરૂરીઆતો પૂરતા ફેરફાર સ્વીકારવામાં આવ્યા છે. અમુક વિસ્તાર માટે અમુક શાળા નિયત કરેલી હોય છે.

ઇંગ્લેન્ડનાં ગામડાં હિંદનાં ગામડાં કરતાં તદ્દન જુદા જ પ્રકારનાં છે. એમની વચ્ચે સરખામણી જ થઇ શકે તેમ નથી. ત્યાં કોઇ સ્થળે બંધિયાર પાણી તો નજરે પડતું જ નથી પછી કાદવ તો થાય જ ક્યાંથી ! રસ્તાઓ એટલા બધા ચોખ્ખા હોય છે કે બાળકો સાયકલ પર બેસી મોજથી નિશાળે આવે છે. વળી ગામની કાઉન્સીલ માબાપો સાથે એ શરતે એ સાયકલો પણ ભરત પૂરી પાડે છે. એકાદ સિનિયર સ્કુલમાં એક ઉતરતો વિભાગ પણ હોય છેઃ તેમાં એ વિભાગનાં નાનાં છોકરાંને દાખલ કરવામાં આવે છે. આ શાળાઓ મજબૂત રીતે પણ કરકસરથી બાંધવામાં આવેલી હોય છે. મકાનો છૂટાં ને હવાઉજાસવાળાં હોય છે. શાળાના આંગણાની મધ્યે વિશાળ મેદાન હોય છે. તેની બે બાજુએ સામસામા વ્યવહાર જ્ઞાન માટે બે વિભાગ બાંધેલા હોય છે. એક હુન્નરશાળા તરીકે વપરાય છે ને બીજામાં ગૃહવિજ્ઞાન શિખવાય છે. બીજી એક બાજુમાં વર્ગોના ખંડ આવેલા છે. વર્ગોને ઉઘાડી શકાય એવાં બારણાં-વાળી વેને અનેક બારીઓ હોય છે. એકે એક ખંડ પૂરતા હવાઉજાસ ને સૂર્યપ્રકાશ આવે તેવો હોય છે. મકાનો માટે જેમ બને તેમ ઓછી મૂડી ખરચાય એવું ખાસ લક્ષ રાખવામાં આવે છે. તેથી જ આ શાળાઓમાં દિવાનખાનાં ને ભોજનગૃહો હોતાં નથી. વ્યવહાર જ્ઞાનના ખંડો એમ બેવડી ગરજ સારે છે. લગભગ દરેક શાળામાં નાસ્તો અપાય છે. શાળાનું રસોડું પણ હોય છે ને કેટલીક શાળાઓમાં ગૃહવિજ્ઞાન માટે ખાસ જુદો ખંડ હોય છે.

આઇ સિનિયર સ્કુલમાં બરાબર બાર વાગે બાળકો બહાર નીકળી આવે છે, પોતાનાં ટેબલો ઉઘાડે છે ને ખુરસીઓ ગોઠવે છે. છોકરીઓ ખાવાનું પીરસે છે ને વાસણો માંજી નાખે છે. શિક્ષકો જુદા ખંડમાં જરા મોડા ભોજન લે છે. શિષ્યો ને શિક્ષકો એક જ પ્રકારનું ભોજન લે છે. ખોરાક સાદો ને પુષ્ટિકારક હોય છે. નાસ્તા માટે ત્રણ પ્રકારની ટીકીટો રાખવામાં આવેલી છે તે બાળકોને પ્રથમથી આપવામાં આવે છે. રોજીંદી ટીકીટ, અઠવાડિક ટીકીટ ને કૌટુંબિક ટીકીટ. અઠવાડિક ટીકીટ માટે દરેક બાળકે એક ટીકીટે એક શિલિંગ આપવાનો હોય છે. રોજીંદી ટીકીટવાળાને દિવસના ત્રણ પેન્સ આપવાના હોય છે. એક જ કુટુંબના એકથી વધારે બાળકો હોય તો અઠવાડિયાની એક શિલિંગની ટીકીટ દસ પેન્સમાં આપવામાં આવે છે. ખરું જોતાં નાસ્તા માટે આ રકમ ઓછી જ નજીવી છે. ગરીબોને તો આટલી રકમ પણ ભારે પડે. એટલે તેની ખોટ કેળવણીના કરમાંથી યા તો ઉપજમાંથી કાઢી વાળવામાં આવે છે.

આ શાળાઓનો હેતુ બાળકોને જેમ બને તેમ સુખી બનાવવાનો છે. આ શાળાઓનું ઘર જેવું ને વાત્સલ્યભર્યું વાતાવરણ જ ખાસ ધ્યાન ખેંચે છે. શાળાની તમામ પ્રવૃત્તિઓમાં બાળકો ખૂબજ ઉત્સાહપૂર્વક રસ લેતાં થાય એવી રીતે જ તેઓ કેળવાય છે.

આ દરેક શાળાને ઘણો મોટ એક

બનાવેલો હોય છે તેમાં ફુલઝાડ ને શાકભાજી ઉછેરવામાં આવે છે. બાળકોની મહેનતથી જ એ પોષાય છે. છોકરાંઓ ફળઝાડ વાવે છે ને ફળ થાય ત્યારે ઉતારી લે છે. ને બાલિકાઓ તેનો રસ બનાવે છે. 'આપ સિનિયર સ્કુલ'નો બગીચો અજબ છે. આ શાળાઓમાં બાગકામ એક મુખ્ય અંગ છે. 'બેન્ડર્ડ' એડીઆ સિનિયર ' સ્કુલમાં પહેલા વર્ષમાં ફુલઝાડ ઉગાડવાનું શીખવવામાં આવે છે. બીજે વર્ષે શાકભાજી ને ત્રીજે વર્ષે બન્ને જાતનું કામ થાય છે. બેન્ડર્ડની યોજના ખાસ વ્યક્તિત્વ ધરાવે છે. કેટલીક વાર દરેક બાલકને એક એક વિભાગ આપવામાં આવે છે ને કેટલીક વાર તેઓ બબ્બેના જૂથમાં કામ ઉપાડી લે છે.

આમ વ્યવહાર જ્ઞાન અગત્યનો ભાગ ભજવે છે. સ્ટોમાર્કેટની શાળા કલાજીવન માટે વિખ્યાત છે. લાકડકામમાં વિદ્યાર્થીઓ સીગારેટનાં ખોખા, દીવીઓ, શાળા વિગેરે બનાવે છે. ગ્રીષ્મસદન ને શાળાનો લોખંડનો દરવાજો પણ બાળકોએ જ બનાવેલો છે. છોકરીઓ સાદડી ભરવાનું, ગૂંથવાનું, કાપવાનું, વણવાનું, સીવવાનું, ભરવાનું વિગેરે વિવિધ કામો કરે છે.

દરેક વર્ગમાં વીસ છોકરા ને વીસ છોકરીઓ એમ ચાલીસ વિદ્યાર્થીઓ હોય છે જ્યારે છોકરાઓ લાકડકામમાં રોકાય છે ત્યારે છોકરીઓ સીવણકામ કરે છે અગર તો જ્યારે છોકરાઓ બાગકામ કરે છે ત્યારે છોકરીઓ પાકશાસ્ત્ર ઉપર ધ્યાન આપે છે. અંગ્રેજી ઇતિહાસ, ગણિત, ભૂગોળ વિગેરે વિષયો સાથે શીખવાય છે. કેટલીક શાળાઓમાં છોકરીઓ જુદી પાટલીઓ ઉપર બેસે છે પરંતુ તેનું કારણ તેમની પોતાની લજ્જાળુતા જ છે.

આ શાળાઓના કેટલાક શિક્ષકો પ્રમાણપત્ર ધરાવતા હોય છે જ્યારે કેટલાક એવાં પ્રમાણપત્રો મેળવ્યા વિનાનાં પણ હોય છે. કેટલીક શાળાઓમાં આવા શિક્ષકો માટે પણ અભ્યાસનો પ્રબંધ કરવામાં આવેલો છે. પરંતુ આવાં સ્થળો ગણ્યાં ગાંઠયાં છે. ખાસ કરીને શિક્ષિકાઓને જ એનો લાભ આપવામાં આવે છે. છોકરીઓ પણ અગિયાર વર્ષની વય થતાં એ વર્ગમાં દાખલ થઇ શકે છે, ત્રણ વર્ષ સુધી શાળાનો અભ્યાસ કરી ચૌદથી ઓગણીસ વર્ષની વય થતાં સુધીના પાંચ વર્ષ તે આ અભ્યાસક્રમ તૈયાર કરે છે. પ્રમાણપત્ર વિના શિક્ષિકાઓ થવું હોય એવી છોકરીઓને આ શિક્ષણ આપવામાં આવે છે. પોતે જે શાળામાં હોય તેમાં જ, અગર તો બીજે તેઓ શિક્ષણ આપવાના પ્રયોગો આદરે છે. પરંતુ ટ્રેઇનીંગ કૉલેજની વિદ્યાર્થીનીઓ પેઠે એમની વ્યવહાર પરીક્ષા થતી નથી. પાંચ વર્ષની આખરે તેઓને જે પરીક્ષા આપવાની હોય છે તે ઑક્સફર્ડ એક્ઝામીનેશન તરીકે ઓળખાય છે. એમના પરીક્ષકો લોકલ બોર્ડના સભ્યો હોતા નથી પરંતુ વિદ્યાપીઠના સભ્યો હોય છે. સાત વિષયોની પરીક્ષા લેવામાં આવે છે. પાંચ વર્ષ અભ્યાસ કરનાર છોકરીઓને સીધા પણ કૉલેજમાં દાખલ કરવામાં આવે છે.

## હિંદની જરૂરીઆત

હિંદમાં આવી ગામડી શાળાઓની વધારે જરૂર છે તેઓ સારી રીતે સાધનસંપન્ન ને વ્યવસ્થિત હોવી જોઇએ વળી છોકરા ને છોકરીઓ બન્ને માટે તેમાં સગવડ હોવી જોઇએ. વળી સ્થાનિક જરૂરીઆતો ઉપર ખાસ ધ્યાન અપાવું જોઇએ. ખેતી, ગૃહઉદ્યોગ ને બીજા ઘરગથ્થુ ઉદ્યોગો માટે ખાસ ગોઠવણ થવી જોઇએ. આપણા કેળવણીકારો આ વાત ધ્યાનમાં લેશે તો ભવિષ્ય જરૂર ઉજળું થશે. બંગાળની કેટલીક શાળાઓમાં ગ્રામ્યઉદ્યોગો, બાગકામ ખેતી વિગેરે દાખલ પણ કરવામાં આવ્યા છે. બાગકામ તો આપણે દરેકે દરેક શાળામાં દાખલ કરીએ. એથી ઘણો જ લાભ થશે.

આવા ગ્રામઉદ્યોગો લક્ષમાં રાખી ઘણીજ થોડી શાળામાં સ્થાપવામાં આવેલી છે. આંગળીને વેઢે ગણાય તેટલી પણ તેમની સંખ્યા નથી. ઉપમાનના બગીચા પાંચ પાંચ છોકરાઓની ટુકડીઓએ કરેલા કામનું પરિણામ છે. પંજાબમાં મોગામાં પણ આવી જાતની શાળાઓનાં મંડાણ થયાં છે ને શિક્ષકોને ગામની આગેવાની લેવા તૈયાર કરવામાં આવે છે. ગ્રામ્યજીવન માટે વિદ્યાર્થીઓને રસ ઉત્પન્ન થાય એ બીના ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે. ગ્રામ્યઉદ્યોગોમાં એ ખાસ કુશળતા પ્રાપ્ત કરે એ માટે લક્ષ અપાય છે. ભવિષ્યનાં એમનાં જીવન એ રીતે ઉંચી કક્ષાનાં ને સુખી નીવડે એવી ધારણા સેવવામાં આવે છે

સુરત ને બીરભુમની શાળાઓ પણ એજ પ્રકારની છે. ત્યાં વણાટ, રંગકામ ખેતી, સુતારકામ, ડેરી વિગેરેનું કામકાજ શીખવવામાં આવે છે. ખેતીનો અભ્યાસ ફરજીયાત છે. રામકૃષ્ણ મીશને સેરીમામાં સ્થાપેલી કન્યાશાળામાં કન્યાઓ માટેનો એક અખતરો અજમાવી જુએ છે. પરંતુ આવી શાળાઓની સંખ્યા ગણીગાંઠી છે. વળી ઘણી ખરી છોકરીઓ માટેજ છે. છોકરીઓ માટે ભાગ્યે જ મળતી છે. પશ્ચિમના ઘણા દેશોમાં ગ્રામ્યોદ્યોગો માટે જે બની રહ્યું છે તેની સાથે આ પ્રયત્નોની સરખામણી પણ કરી શકાય તેમ નથી.

## ભવિષ્ય.

ઉકેલાં થોડાંક વર્ષોથી નવીન ભાવનાનો જન્મ થયો છે ને શારીરિક ને માનસિક કેળવણી પ્રતિ ધ્યાન ખેંચાયું છે. રાષ્ટ્રીય પુનઃરચનામાં કેળવણીની પુનર્ઘટના પર લક્ષ અપાવું જોઇએ એ માન્યતા ઘર પામી છે. ખાસ ફેરફારોની જરૂર ધ્યાનમાં લેવાય છે. હવે માત્ર અમલ કરવાનો જ બાકી છે. નવી મજબૂત નીતિ ગ્રહણ કરવા સુધારાનાં ઘણાં પગલાં ચર્ચાઇ રહ્યાં છે. પ્રજા ને સરકાર બન્નેએ એક સામટી ધગશે કામ કરવાની જરૂર છે. વિદ્યાર્થીઓના સાચા જીવનની કેળવણીની સંપૂર્ણ વિચારણા થવી અગત્યની છે. વ્યક્તિસ્વાતંત્ર્ય સાચવે એવા પ્રશ્નો સેવાવા જોઇએ છોકરા છોકરીઓને દરેક પ્રકારની તક મળે એવો પ્રબંધ થવો ઘટે છે. વ્યક્તિસેવા દરેક પ્રયાસોનું કેન્દ્ર હોવું જોઇએ તો જ જીવન પ્રશ્નનો ઉકેલ આવશે.

જુદી જુદી કોમો ને ભિન્ન જાતિને સરખી તક મળવી જોઇએ તોજ પોતાના વલણ મુજબ દરેક જણ પોતાનો જીવનમાર્ગ સ્પષ્ટ કરી શકે. દરેક છોકરા છોકરીને સત્ય હકીકતથી વાકેફ કરવાં જોઇએ. વર્તમાનપત્રો ને રેડીઓ ઉપર યોગ્ય અંકુશ મૂકવા જોઇએ. શાળાની દિવાલોએ પારદર્શક બની વિદ્યાર્થીઓને ભવિષ્યનું વિશાળ જીવન જીવવા સ્વતંત્ર બનાવવા જોઇએ. વળી સાચું સુખ શેમાં છે તે શોધી કાઢવા બાળકોને લાયક બનાવવાં ઘટે છે. અત્યારે ઐક્ય નથી તેથી જ કૌટુંબિક જીવન વેરાઇ જાય છે ને સમાજમાં અવ્યવસ્થા પ્રસરે છે. આપણે માત્ર માનસિક ઉન્નતિ સાધીએ છીએ પરંતુ વ્યવહાર જ્ઞાન આપતા નથી ને તેથી જ આખા સમાજને પક્ષાઘાત લાગુ પડ્યો છે. વળી શરૂઆતથી જ દરેક બાળકને આધ્યાત્મિક દષ્ટિએ કેળવવાની જરૂર છે. સમસ્ત જીવન એક છે એ ભાવના પ્રથમથી જ અમલ થવી જોઇએ. ममवांशो, जीवलोक जीवभूतः सनातन। એ સૂત્રને જીવનવ્યાપી બનાવવું ઘટે. સહકારી સંબંધની ભાવના ઊભી કરવી જોઇએ. જીવનના દરેક પ્રકારમાં મૂળભૂત એકતા જ છે એ ભાવના દરેક કેળવણીકારે મૂર્તિમંત કરવી ઘટે છે.

(સંપૂર્ણ)

# વિરહિણીનાં વ્રત

આભને ઓવારે સખિ ! ઉગ્યો ચાંદલીઓ
જોવાને ચાલ આજ જઈએ રસપૂર્ણિમા,
પૂર્ણિમાની પાંખડીએ પુણ્યતેજ ઝરતું;
અંજલિયે ચાલ આજ ઝીલીએ રસપૂર્ણિમા.

એકલ હાથે ઝીલવાં કોને દેવાં દાન ?
રસ ભાગી વિણ હૃદયના કોણ સૂણે રસગાન !
એવી રસપૂર્ણિમાને એટલું જ કહી દે !
નાથ વિણ નયન આંસુ ઢળીએ રસપૂર્ણિમા.

ચંદ્ર પૂજન, કોયલ કૂજન, વસંતનાં વનગાન;
રસ સરવરનાં સ્નાનને નૃત્ય, ત્યજ્યાં પરિધાન;
પ્રેમ ભરી પૂર્ણિમાને એટલું જ કહી દે !
રાજ વિણ રાતભર રડીએ રસપૂર્ણિમા.

પૃથ્વીની રસપૂર્ણિમા વિરહિણી વ્રત હાણ;
ચંદ્ર ઉગ્યો નહિં ઉરનો પૂર્ણિમા નહિં પ્રાણ;
પૃથ્વીની પૂર્ણિમાને એટલું જ કહી દે !
રાજમિલન આંગણું ઉજળજે રસપૂર્ણિમા.

ચંદ્રિકા મુજ ચોકમાં રસ ઢોળી વહી જાય;
નાથ સૂનાં નયનો મહિં વિષમય અંજન વાય;
એવી એ પૂર્ણિમાને એટલું જ કહી દે !
આમંત્ર્યા વિણ નહિં વહીએ રસપૂર્ણિમા.

આભલાને આરે સખિ ! ઉગ્યો ચાંદલીઓ,
રમવાને ચાલ આજ જઈએ રસપૂર્ણિમા.

નારાયણ છોટાલાલ દ્વિવેદી

# વાણી અને વર્તન

લેખિકા : શ્રીમતી હીરાબહેન કે. મોદી

શ્રીકાન્તે કોલેજમાં પગ મૂકતાંજ અરવિંદાને જોઈ. અરવિંદા સુધારક કુટુંબની યુવતી હતી તેના વિચારો રચનાત્મક અને ધ્યેયસિદ્ધ હતા. સ્વભાવે તે મળતાવડી હોવાથી તેને ઘણા મિત્રો હતા. શ્રીકાન્ત તેમનામાંનો એક હતો. પણ સૌ તેને સિદ્ધાન્તવાદી કહી દૂર રાખતા પોતાની અંગત વાતોમાં તેને ઓછા લાવતા કારણ કે તે સ્પષ્ટવક્તા હોઈ બધાને રીતસરનું કહી દેવામાં અચકાતો નહોતો. અરવિંદા સાથે તે અંગત વાતોમાં ઉતરતો નહિ. છતાં અરવિંદાના હૃદયમાં શ્રીકાન્ત માટે અતૂલ માન હતું.

રવિવારે 'ફીસ્ટ' હતી. મિત્રવૃંદ શીતળ લીમડાની છાયા નીચે ખુરશીઓ નાખી વાતો વિનોદમાં બેઠું હતું. શ્રીકાન્ત અનેક કલ્પના ચિત્રો દોરતો બધાની વચ્ચે મુક બેઠો હતો. "શ્રીકાન્ત તારૂં ધ્યેય કલ્પનાઓમાં જ પરિણમશે કે નવીન સમાજ સર્જનમાં તારો કંઈ ફાળો નોંધાશે? અમારાં તો નસિબ જકડાઈ ગયાં છે પણ તું તો ધારે તે દાખલો સમાજમાં બેસાડી શકે. વળી તારા વડિલનું તને પીઠબળ છે." શ્રીકાન્તના ખાસ મિત્ર રમેશે આ ટકોર કરી. રમેશમાં એક ખાસ ગુણ હતો. ફાવે તેમ બોલનારો, રમુજી, અને નિખાલસ મનનો છતાં કોઈ વિચારણીય બાબત કોઈને ન કહેવા જેવી હોય તો વર્ષોનાં વર્ષો સુધી એ ગુપ્ત રાખી શકતો. અને એજ ગુણને લીધે તે શ્રીકાન્તની મિત્રતા ટકાવી શક્યો હતો. રમેશની ટકોરનો શ્રીકાન્તે લાક્ષણિક ઢબે જવાબ આપ્યો.

"તું ગમે એટલાં હથિયારો ચાકો વાપરતા શીખ. પણ એટલું ખાતરીથી માનજે કે શ્રીકાન્ત એટલે વાણી અને વર્તન એક, જુદું નહિ. હું કલ્પનાની ઇમારત બાંધીશજ નહિ તો ક્યાંથી તૂટી પડશે? સાચી ઇમારત બાંધવાની મારામાં શક્તિ નહિ હોય ત્યાં સુધી ઝુંપડીમાં રહેવાની શક્તિ હું કેળવી શકું છું." શ્રીકાન્તનો સચોટ જવાબ સાંભળી મિત્રમંડળ સ્તબ્ધ બની ગયું! રખે વધારે ઓછું બોલાઈ જતાં શ્રીકાન્ત પોતાના પર ચીડાઈ જશે એમ ધારી રમેશે વાત બદલવાનો વિષય શોધ્યો.

અરવિંદાએ રમેશની મૂંઝવણનો લાભ લીધો. "શ્રીકાન્ત, ઝુંપડીમાં રહેવા જેટલી શક્તિ તમારા જેવી આદર્શ સુધારક વ્યક્તિ કેળવી શકે તો શું ઇમારત બાંધવા જેટલો પુરૂષાર્થ ન સાધી શકે?"

મિત્રો ઉત્કંઠાથી શ્રીકાન્ત સામે જોઈ રહ્યા. શ્રીકાન્ત ક્ષણભર મુંઝાયો. કોઈનેએ નહિ ગણકારનાર યુવક એક યુવતીના વચનથી મ્લાન થયો. અનાયાસે એકજ જવાબ તેને સુઝી આવ્યો. "માણસ પરિસ્થિતિનો ગુલામ છે પણ પરિસ્થિતિ ઉત્પન્ન કરનાર પણ માણસજ છે. હીરના પારખાં વખત આવેજ હોય. અલબત! ઇમારત બાંધવા પુરૂષાર્થ કરૂં પણ સ્વપ્નાં સેવે તે શ્રીકાન્ત નહિજ." શ્રીકાન્તે કહ્યું અને અરવિંદાના હૃદયમાં આ શબ્દો કોતરાઈ ગયા. ઘણા સમયથી શ્રીકાન્તના હૃદયને સમજવા મથતી અરવિંદાએ સહસા આજે શ્રીકાન્તનું હૃદય ઓળખ્યું.

શ્રીકાન્તને સાહિત્યનો ખૂબ શોખ હતો. એમાં તે મનોજ રસ લેતો. કોઈ કોઈ વખત

પોતાના જીવનનું ધ્યેય લક્ષમાં રાખી નિડરતાથી ચેઓ ફેંકતો. 'બી. એ. ની ડીગ્રી પાસ કરી જેવા રીતે કોલેજમાં પોતાના ચારિત્રની છાપ વિદ્યાર્થીઓ અને પ્રોફેસર ઉપર બેસાડી તેવીજ રીતે સાહિત્યની આલમમાં તેણે અનોખી છાપ પાડી હતી. કોલેજ જીવનને તેણે ચેતનવંતુ બનાવી દીધું હતું. સાહિત્યનો તે આત્મા મનાતો.

કોલેજમાં રજાઓ પડી. સાથે સાથે શ્રીકાન્તનું કોલેજ જીવન પણ સમાપ્ત થયું. વિયોગના દુઃખને સહન કરતા મિત્રો છૂટા પડયા.

વિનોદલાલ સુધારક કુટુંબના નબીરા ગણાતા. આખા સમાજના તે અગ્રગણ્ય નેતા ગણાતા. કોઇપણ સામાજીક કાર્યમા તેમનો ફાળો તો હોયજ. ન્યાતે નાગર અને સારી પાયરીની નોકરી એટલે સમાજમાં ખૂબ જ માન મેળવતા. વીસ રૂપીઆની કારકુનીથી ચડતાં ચડતાં બસો રૂપીઆના ડેપ્યુટીનું માન તેમણે મેળવ્યું હતું. આચરે પંદરેક વર્ષોથી તેઓ સમાજના સળગતા પ્રશ્નોમા ખૂબજ રસ લેતા હતા. ન્યાતીનું તે નાક ગણાતા ઉગતા યુવાનોના તે અગ્રેસર હતા. કેટલાએ સજ્જનો તેમની પીઠબળથી સમાજમાં જાહેર કામ કરવા પ્રેરાતા. વિનોદલાલનું પ્રેરણાબળ તેમને અજબ લાગતું. સમગ્ર સમાજ સુધારાના કેન્દ્રરૂપ વિનોદલાલ તરફ અપૂર્વ માનથી જોતો. નાગર સિવાય અન્ય કોમો પણ તેમની સલાહ સિવાય કોઇ પણ કાર્ય આદરતી નહિ. કોઇ પણ કાર્ય માટે જાહેર સભા ભરાતી તો સેંકડે નવ્વાણું વખત વિનોદલાલને જ પ્રમુખસ્થાન મળતું એમ કહીએ તો ચાલે. આજની જુની અને નવી પ્રણાલિકાઓના સમર્થનમાં છીન્નભીન્ન થઇ ગએલા સમાજમાં મહાન સુધારક અને ચેતનરૂપ વિનોદલાલ જ ગણાતા. તેમનું કુટુંબ પણ એમને પગલે ચાલનારું હતું.

તેમને ત્રણ પુત્રો હતા. રજનીકાન્ત, મહેશચંદ, અને શ્રીકાન્ત. શ્રીકાન્ત સૌથી નાનો પચીસ વર્ષનો યુવક હતો. હાલમાં જ કોલેજ છોડી વતનમાં આવેલા શ્રીકાન્તને માટે નોકરી શોધવા જવું પડે તેમ નહોતું. વળી તેમ કરવાની ઉતાવળ પણ નહોતી. કારણ કે વિનોદલાલ સારી લાગવગ ધરાવનારા હોવાથી વાત કરતાં જ શ્રીકાન્તને માટે નોકરી તૈયાર જ હતી

વિનોદલાલને લખવાનો શોખ અજબ હતો. તેમની કલ્પનાઓ ગગનગામી હતી. પોતે વખત આવે કેટલું વર્તનમાં મુકી શકશે તેનો અડસટ્ટો કાઢયા વગર પોતાની લેખીનીને દોડાવ્યે જતા. સમાજમાં માન પામતી તેમની મુરેચ્છાઓ લેખો દ્વારા ફેલાવ્યે જતા. અને સમાજને નવીન યુગમાં ડોલતો બનાવી દેતા. શ્રીકાન્ત ઘણીવાર પિતાને વિનયપૂર્વક હદમાં રહીને લખવાનું કહેતો પણ વિનોદલાલ આવી જ રીતે પ્રતિષ્ઠા મેળવવાની પોતાની લાલચને રોકી શકતા નહિ. ઉપરાંત પોતાના જેવું રત્ન પોતાના કુટુંબમાં પાકે તેની રાહ જોયા કરતા શ્રીકાન્તનાં લેખોએ કંઇક આશા વ્યક્ત કરી હતી તે ઉપરથી શ્રીકાન્તમાં તેઓ ભવિષ્યમાં ખૂબ આશા રાખી બેઠેલા. પોતાની માફક પુત્રની કીર્તિ સમાજમા ઝગઝગતી જોવાની અભિલાષા સેવતા વિનોદલાલ પોતાનો કામ ધપાવે રાખતા. પંદર વર્ષની તેમની જવલંત કારકીર્દીમાં આત્મભોગ લેઇ પણ ખર્ચવાનો સદ્ભાગ્યે તેમને પ્રસંગ પ્રાપ્ત થયો નહોતો. પારકે રોટલે ઝાડી ઢેર કહેનારા સ્વાર્થાન્ધો ઘેરઘેર નથી શું ? પણ વિનોદલાલને એ પૈકાના ગણવા જેવી કોઇને શંકા નહોતી.

શ્રીકાન્તને ઘેર આવ્યાને અઠવાડીઉં થયું હશે: એકાદ બીજા અઠવાડીઆ પછી ગામમાં એક જાહેરસભા ભરાવાની હતી. કામ બહુ મોટા પાયા પર હતું. કાર્યક્રમ તૈયાર થઇ

ગયો હતો. અનેક સુધારાઓને તેમાં સ્થાન આપવાનું હતું. કેટલાક નવા ધારાધોરણ તૈયાર કરવાના હતા. આ બધું કાર્ય વિનોદબાલાની દેખરેખ નીચે અને તેમને ત્યાં જ થતું. ઘણા સામાજીક પ્રસંગો આ વખતે ચર્ચવાના હતા. પણ મુખ્ય વિષય "વિધવાઓનું સમાજમાં સ્થાન અને હાલના સમયમાં તેમને આપવી જોઈતી સ્વતંત્રતા" એ હતો. આખી જીંદગી આવાં જાહેર કામોમાં ગામ લઈ લઈને કરાવી ગયેલા વિનોદબાળે આ વખતે શ્રીકાન્તને આ વારસો આપવા નક્કી કર્યું અને એક સુંદર ભાષણ ગોઠવી રાખવા શ્રીકાન્તની આગળ પોતાના મનની વ્યક્ત કરી. શ્રીકાન્ત કુશાગ્રબુદ્ધિનો અને સમયસૂચક હતો. તેણે વિચાર કર્યો આ વિષય ઉપર પોતે નહિ બોલી શકે એમ પિતાને વિનયપૂર્વક જણાવ્યું. પણ વિનોદબાળને તો આવી સુંદર તક જવા દેવી અને વડીલની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ શ્રીકાન્તનું વર્તન આસમાન જમીન એક થતાં હોય એવું લાગ્યું ને શ્રીકાન્તને ખૂબ જ ઠપકો આપ્યો. ઉપરાંત જણાવ્યું કે 'મારું કુટુંબ જે અત્યારે એક સુધારક કુટુંબ મનાય છે તેને તું લાંછન લગાડે છે. મારા જેવા જ વિચારો હું મારા પુત્રોમાં જોવા માગું છું.'

શ્રીકાન્તે નમ્રતાથી કહ્યું, 'પિતાજી, હું આ બાબત ખૂબ વિચાર કરીને બોલીશ. હજુ આ જાહેર સભાને એક અઠવાડીઆની વાર છે. તો ત્યાં સુધી મને તક આપો. મારો છેવટનો નિર્ણય હું આપને એક દિવસ અગાઉ જણાવીશ. પણ એટલું યાદ રાખજો કે જેટલું વર્તનમાં મૂકી શકાય એટલું જ બોલવું એ વ્યાજબી છે. પછી આપની મરજી."

શ્રીકાન્ત પોતાની રૂમમાં ગયો. મૂંઝવણમાં આવેલા તાજા શ્રીમંત પુત્રને

ચિન્તાએ ઘેર્યો. તેનું આનંદી અને પુલકીત માનસ વિચાર તરંગમાં ફસાયું. "પિતાશ્રીની આજ્ઞા માની મારે આ ભાષણ આપવું કે નહિં? મારામાં એવી જાહેર હિંમત છે? બેધડક બોલી જવું એમાં તો કંઇ નહિ, પણ એવો પ્રસંગ ઉપસ્થિત થાય તો! તો શું હું તો બોલું એજ પાળું. પિતાશ્રી એ વિચારને મળતા થશે! વિધવાઓને હાલના સમયમાં આપવી જોઇતી સ્વતંત્રતા એટલે? એટલે તો પુનર્લગ્નની છૂટ બીજું શું? પિતાશ્રી આવા સુધારા ઘણા વખતથી કરે છે. આ પ્રશ્ન હાલનો તાજો જ છે. એ શું પુનર્લગ્નને આવકારે ખરા? ત્યારે આવકારે નહિં તો મોટા કેમ થતા હશે! આપણે તો બોલીએ એજ નિશ્ચય! બીજું શું......"

વિચારમાળા તૂટી માળાનો મેર રમેશ આંખ આગળ ખડો થયો. "કેમ ફરવા નથી આવવું! કોલેજ તેં તો સદાને માટે છોડી. હવે શાનાં સ્વપ્નાં રચે છે! પરણવાનાં? કે કુંવારાને પરણાવવાનાં? ચાલ ચાલ ઉઠ. મોડું થાય છે." રમેશે કહ્યું.

"રમેશ, તું ભલે આવ્યો, આજે તુ બીજે ગામ હોત તો કદાચ હું તાર કરત. એકજ ગામમાં વસતા મિત્રની કિંમત આજે હું આંકતાં શીખ્યો." શ્રીકાન્તના ચ્હેરા પર આજે કંઇક હર્ષનાં ચિન્હ દ્રષ્ટીગોચર થયાં.

"તો તો આ બેઠો, બોલ. આજે ફરવા નથી આવવું? તારા જેવો નિડર ચિન્તામાં ફસાય એ પણ જોવા જેવું નાટક છે!" રમેશે પોતાની હંમેશની રીત પ્રમાણે ટોકાર કરી.

"રમેશ, આ હસવાની બાબત નથી. આ તો રાજરમત જેવું છે. મારો કસોટીનો [illegible] આટલો જલદી ઉપસ્થિત થશે એવો [illegible]ને ખ્યાલ એક મહિના પહેલાં હોત તો હું [illegible]ીને નપાસ થાત. કોલેજ જીવન જેવું [illegible]ન જ હું તો ક્યાંય જોતો નથી."

"પણ એ ફીલસુફી રહેવા દઇ મૂળ વાત પર ક્યારે આવીશ? કોઇનું સગપણ આવ્યું છે?"

"સગપણ આવે તો તો મારે પસંદગી જ કરવાની બાકી એમાં ચિન્તા શાની હોય!"

"તો પછી ઘરસંસાર તો માંડ્યો નથી. પછી નથી-બૈરી, નથી છોકરાં, અને આમ પારકી ચિન્તા માથે ઓઢી ઓરડીમાં શું ભરાયો છે! બોલ, શું છે?"

શ્રીકાન્તે રમેશને અથથી ઇતી સુધી વાત સમજાવી. હસમુખો રમેશ ગંભીર બન્યો. અને મિત્રને મદદ કરવા યુક્તિઓ ગોઠવવા લાગ્યો. થોડીવારે રમેશ બોલ્યો. "શ્રીકાન્ત! આમાં ગભરાવાનું શું છે? તું જો વાણી અને વર્તન એકજ રાખવા માગતો હશે તો કોનું ગજું છે કે તેમાં અંતર નાખશે! તારું ધ્યેય તારે પકડી રાખવું."

"પણ મારું ધ્યેય એટલે તારી માફક ચલિત ધ્યેય નહિ. મારે તો જીવન સાથે વણાઇ જતું ધ્યેય. મારા ભવિષ્યનો વિચાર હજુ મેં કર્યો નથી; ત્યાં આ પ્રશ્ન ચર્ચી જનતાને હાથે ચઢી હું શું કરવાનો! લોકો મારી સામે આંગળી ચીંધશે કે **પેલો વિધવા વિવાહનો હિમાયતી** અને એમ ઉપલકીઆ હિમાયતી થઇ મેં શું બાંધ્યું?"

"એટલે! તુ કહેવા શું માગે છે એ સ્પષ્ટ કરને? પ્રમુખસ્થાન ન લેવું હોય તો તબીયત મારી નથી બ્હાનું કાઢી સુઇ જા. અને ભાષણ ન આપવું હોય તો અગત્યનું કામ આવ્યું છે કહી અહીંથી પોબારા ગણ."

"ના, ના, રમેશ! એમ નથી. મારું હૃદય તને સમજાવવું પડે એમ નથી. મારું ધ્યેય એકજ છે. સિદ્ધાંત એજ મારો આદર્શ છે. મારે આ કાર્યને પરિણામે કંઇ ભોગ આપવો પડે તો હું નથી ધારતો કે પિતાશ્રી

તેમાં સંમત થાય તેમ, આ સ્પષ્ટ વાત હવે !"

"સમજ્યો ! આ જ માટે મારી પાસે એટલોજ બચાવ છે કે રમેશ તને જીંદગી પર્યંત મદદ આપવા બંધાએલો છે અને હું તો કહું છું કે જનતાને એવી મંત્રમુગ્ધ કરી નાખ કે વિરોધીઓ પણ તારાં ગુણગાન કરવા બેસી જાય."

એકેક કલાક સુધી ગંભીરતાથી આ બન્ને મિત્રોએ વિચાર કર્યા પછી નિશ્ચય કર્યો કે ભાષણ તો આપવુંજ કસોટીઓ એવી કયાં વારમાં બેઠી છે કે એ વખતે આવીને ઉભી રહેશે ' આમ કહી બન્ને મિત્રો છુટા પડયા.

જાહેર ભાષણનો નક્કી દિવસ આવી લાગ્યો. સેંકડો માણસો એક વિશાળ મેદાનમાં જોવા મળ્યાં શ્રીકાન્ત આજે પ્રમુખસ્થાને છે જાણી એના નવા અને જુના ઓળખીતાઓની સંખ્યાનો પાર ન રહ્યો. વળી રમેશે કેટલાએ કૉલેજના મિત્રોને પ્રથમથી ખબર આપી બોલાવેલા. સિદ્ધાંતને અમલમાં મૂકતાં પાછી પાની ન કરવાની દૃઢ પ્રતિજ્ઞા લેતા યુવકના મુખ ઉપર આજે ઓર તેજ ચમકી રહ્યું. તાળીઓના ગડગડાટ વચ્ચે ચારિત્રશાળી યુવકે પ્રમુખસ્થાન શોભાવ્યું ગંભીર ઓછાબોલો, અને બોલે એટલું જ પાળનારો આદર્શ યુવક આજે શું બોલશે, કેવું બોલશે વિગેરે જાણવાના ઉત્સુકોની વચ્ચે શરદપૂર્ણિમાના ચંદ્રની જેમ શોભતો શીતલ, સૌમ્ય સુધા વરસાવતો ઉભો રહ્યો. શ્રીકાન્ત એકવચની છે અને પ્રતિજ્ઞાનો પાલનહાર છે તેની આજે કસોટી થશે એ સુત્રને અનુસરતા કૉલેજના તેના કેટલાએ સહાધ્યાયીઓ આતુર હૈયે શ્રીકાન્તની બરાબર સામે બેઠા. આજે યુવતીઓનો તો સભામાં પાર જ નહોતો. કોણ જાણે કોઈ દિવસ નહિ ને આજે આટલી બધી લલનાઓ જાણે શ્રીકાન્તની કસોટી જોવા ન આવી હોય તેમ માનવસાગરમાં ભરતીનો મારૂક ઉમરાઈ.

વિનોદલાલને તો આજે હર્ષનો પાર જ નહોતો. પાસે બેઠેલા કેટલાક અનુભવીઓએ તો વખાણ પણ સંભળાવી દીધાં કે "વાહરે વાહ બાપ તેવા બેટા" કેટલાએ કટાક્ષમાં ગણગણ્યા, "આખું કુળ તરી ગયું !" શ્રીકાન્ત કુંવારો હતો પણ મોટા બે ભાઈ પરણેલા હતા. ભાભીઓનું સ્થાન સમાજમાં આગળ પડતું હતું હોય એમાં નવાઈ પણ નહિ. કારણ બન્ને સુધારક કુટુંબની સારી કેળવાએલ યુવતીઓ હતી. કેટલાક પુરોભાગે વસતા શ્રીમંતોએ તો પોતાની કન્યાઓને આજેજ શ્રીકાન્ત સાથે જોડી દેવા સંકલ્પ રચ્યા. કારણ કે આવો જમાઈ શોધતાં મળી શકે એમ નહોતું. આમ એકજ ચંદ્રમાંથી સેંકડો મનુષ્યો સુધાનું પાન કરવા લાગ્યા. શ્રીકાન્તે બોલવાની શરૂઆત કરી માનવ સમુદાયે ચુપકીદી ધારણ કરી શ્રીકાન્ત એક કલાક છટાથી ભારપૂર્વક જાણે એકએક શબ્દ અમલમાં મૂકતો હોય તેમ બોલ્યો. શ્રોતાઓ વિસ્મય બની ગયા ! જુવાનીઆઓનાં લોહી ઉછળી રહ્યાં અને મધ્યમવર્ગે અંતઃકરણમાંથી વાદરહના શબ્દોથી શ્રીકાન્તને વધાવી લીધો.

આખા શરીરે પરસેવાથી રેબઝેબ થએલો યુવાન, અનુપમ સૌન્દર્યથી શોભતો ભાષણ ખલાસ થતાં બેસવાનું સ્થાન લે છે, એટલામાંજ એક અવાજ આવ્યો. "હજુર ! પાંચ મિનિટ હજુર ! વાણી અને વર્તન વચ્ચે કેટલું અંતર છે તે જોવાની હું તક સાધું છું. અને સિદ્ધાંતને મૂર્ત સ્વરૂપમાં જોવાને તલસતી રહી છે તે આંખોને અત્યારે જ જાતાની આપવા તમને કાલ આપું છું." આ શબ્દોની સાથે અપૂર્વ સૌંદર્યથી ઓપતી, ગૌર સ્વસુરતમાં સજ્જ થએલ એક

5

યુવતીએ ધવલ મોગરાનાં પુષ્પોની માળા શ્રીકાન્તના ગળામાં પહેરાવી અને સંકોડે ઉભી રહી. કોઇ કંઇ સમજી શક્યું નહિ. વિજયની માળા પહેરેલા યુવકને વધુ આનંદિત કરવા એક ખુણામાંથી 'તાળીઓના ગડગડાટ જોરથી થઇ ગયા

ગ્રીવીઅસની પરીક્ષા પાસ કરેલ એક સુધારક કુટુંબની યુવતી આટલાં માણસોની વચ્ચે શ્રીકાન્તને વિજયમાળા પહેરાવે એ ઘટના આશ્ચર્યકારક તો લાગે જ. ઉપરાંત એ આલ્હાદદાયક પણ હતું. આ તે વિજયમાળા હતી કે વરમાળા ? સૌ સ્તબ્ધ બની એક બીજા સામે અર્થસૂચક દૃષ્ટિએ જોવા લાગ્યા. પણ કશી અટકળ બાંધી શક્યા નહિ. આ વખતે વિનોદલાલના મનમાં કેટલો આનંદ હશે તેની કલ્પના વાંચક જ કરી લે.

એક પછી એક વક્તાઓનાં ભાષણો ખલાસ થયાં. સભા બરખાસ્ત થાય તે પહેલાં રમેશ ઉઠ્યો. પ્રથમ વિધવા વિવાહની દરખાસ્તને વખાણી લઇ પ્રસંગ આવે યુવાનોને તે અપનાવી લેવાની હાકલ કઇ છેલ્લે જનતાને જાહેર કર્યું કે " આજદીન સુધી નહિ બનેલ આદર્શ દાખલો સમાજમાં કોઇએ સિદ્ધ કરી બતાવ્યો હોય તો તે એકનો એકજ યુવક શ્રીકાન્ત છે. અરવિંદા બ્હેનના આ સ્તુત્ય પગલાનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. પ્રભુ આવાં યુગલો વધેલી તકે જોડી દઇ સમાજમાં આદર્શ પ્રભુતા પ્રસરાવો એજ અભ્યર્થના. દંપતીને મારાં હાર્દિક અભિનંદન !" રમેશનું છેલ્લું વાક્ય પુરું થતાં પહેલાં તો એક પછી એક કેટલાએ મિત્રો અને ઓળખીતાઓએ અભિનંદનના વરસાદ વરસાવ્યા. શ્રીકાન્ત પોતે પણ ન સમજી શક્યો કે આ બધું શું છે ? આ અભિનંદન શા ? યુવકોના હર્ષનાદથી અને ગોંધાયેલી યુવતીઓના કિલકિલાટથી માનવ–મહાસાગર ખળભળી રહ્યો.

વિનોદલાલના મુખ ઉપર કેવી પ્રસંશા અત્યારે ઝળકી રહી છે તે જોવાની કોઇને ફુરસદ નહોતી. કારણ કે બધાંનું લક્ષ્યબિંદુ અત્યારે આ નવીન યુગલજ હતું.

પચીશેક યુવકો આ વખતે એક ખુણામાં કંઇ મસલત કરી રહ્યા હતા. શ્રીકાન્તની નજર ત્યાં ગઇ. રમેશને હાથની નિશાની કરી બોલાવ્યો. " આ બધું શું છે ? તું કહેતો-તોને કે હું તારી સાથેજ છું ને તું તો તરકટ રચી દૂર ભાગે છે. " શ્રીકાન્તે રમેશને ઠપકો આપ્યો. " હું જરા બીજી વ્યવસ્થામાં હતું. હું આ આવ્યો. " એમ કહી રમેશે બે યુવકોને બોલાવી કાનમાં વાત કરી. એજ વખતે એક મોટો ગાલીચો આવ્યો. પુષ્પના હાર ભરેલા થાળ આવ્યા, શ્રીફળ કંકુ આવ્યાં, શ્રીકાન્ત અને અરવિંદાને ગાલીચા પર બેસાડ્યાં, બન્નેના નજીકનાં સગાંને તેમની નજીકમાં બેસાડ્યાં. વેરવીખેર થએલી સભાને ફરી બેસાડી દેવા અને શાન્તિ સ્થાપવા કેટલાક વોલંટીઅરો નીકળી પડ્યા. સભાનું સાજન બની ગયું અને થોડીજવારમાં એક વિદ્વાન પંડિતે બંનેને ચાંદલા કરી, શ્રીફળ આપ્યાં અને ફુલહાર પહેરાવ્યા, તેમજ સગાંવ્હાલાંને ફુલહાર છડી આપ્યાં, દરેક જણને ચહા નાસ્તો આપી પાર્ટી કરી. સભાએ ખરા અંતઃકરણથી તેમાં ભાગ લીધો અને પાનબીડાં આપી સભા બરખાસ્ત કરી.

" શ્રીકાન્ત ! મેં ન્હોતું ધાર્યું કે તું આટલી હદે પગલું ભરશે ! મારા જીવનમાં જો કોઇ કડવો પ્રસંગ મેં અનુભવ્યો હોય તો તે આજે. " ગુસ્સે થએલા વિનોદલાલે કપાળ પરથી પરસેવો લુછતાં કહ્યું.

" બાપાજી ! એક સાચા સમાજ સુધારકના મોંમાંથી આ શું નીકળે છે ? મને આશ્ચર્ય એ લાગે છે કે આપની શાબાશી

સાંભળવાને આતુર બનેલો હું આ શું સાંભળું છું ! એક કલાકથી હું મારી રૂમમાં આંટા મારું છું અને ઉત્સુકતાથી રાહ જોઉં છું કે હમણાં પિતાશ્રી મને બોલાવશે અને મારા આદર્શ પગલાંને વધાવી લેશે. તેના બદલામાં હું શું સાંભળું છું ? " દૃઢ અને નિડર જવાબ શ્રીકાન્તે દીધો.

" શ્રીકાન્ત, વાતો તો સૌ કરે પણ તમારા એમજ વધે છે. પ્રખ્યાતી મેળવવી તે કંઈ સહેલું છે ? પગ પગ પર ફડાકો લેનાર તારા જેવો મૂર્ખ કોણ હશે ? આજે હું મોં બહાર કાઢી શકતો નથી ! "

" ત્યારે શું અત્યાર સુધીનું તમારું વર્તન સમાજને છેતરવા ખાતરનું હતું ? તો આપે એ બાબતનો પ્રથમ જ વિચાર કરવો જોઈતો હતો. અને મને ચેતાવવો જોઈતો હતો. વાણી અને વર્તન વચ્ચે આટલું અંતર હશે એ મને ખ્યાલ ન આવ્યો. હવે આપ મને શું કહેવા માગો છો ? "

" પણ શ્રીકાન્ત ! તને શું કન્યાઓની ખોટ હતી કે તારે વિધવાની સાથે લગ્ન કરવું પડે ? એના પિતાએ ચાર વરસ ઉપર જ મને આવી જાતનો સંબંધ સ્વીકારવા આગ્રહ કરેલો, પણ તુકાઉ જવાબ આપી કોઈ બીજા ઠેકાણે તારો સંબંધ કરવાની હું ગોઠવણ કરી રહ્યો હતો ત્યાં તેં આજે મને નીચું જોવડાવ્યું. સમાજની તો મને ગાંઠી ફીકર નથી પણ શ્રીમનલાલનું ખાધું થયું. મારા જેવાનો છોકરો શું આવી રીતે પરણે ? શ્રીકાન્ત તને હું શું કહું ! "

" પિતાજી ! અરવિંદા વિધવા છે તેની મને અત્યારે જ ખબર પડે છે આ બાબતમાં

મેં કોઇ દિવસ તેની સાથે ચર્ચા કરી નથી. આ બધું કેવી રીતે થયું છે તે હું જાણતો નથી. પણ મને પૂર્ણ સંતોષ થાય છે કે સમાજને હું છેતરતો નથી. જે સિદ્ધાંતને ખાતર હજારો માણસની વચ્ચે હું ઉભો રહ્યો જેને માટે મેં માનવંતું પ્રમુખસ્થાન પ્રાપ્ત કર્યું, અને જે સિદ્ધાંતની ખાતર પિતાજીની આબરૂ, સૌ ઘણી શોભાવવા હું વિધવા વિવાહનો પ્રશ્ન ચર્ચવા ઉભો થયો, તેજ સિદ્ધાંતની ખાતર શું હું અરવિંદાનો સ્વીકાર કરતાં અચકાઉં ! વળી મેં કંઇ ચોરી છુપીથી કામ નથી કર્યું. પણ મારા જેવા, તમારા જેવા અને બીજા વિવિધ મંતવ્યો સેવનાર માણસોની વચ્ચે મેં સ્વયંવર રચ્યો છે. હું નથી ધારતો કે આપને સમાજમાં મારે લીધે મોં છુપાવવું પડે. પિતાશ્રી ! આપ વિચારશો કે પંદર પંદર વર્ષથી આપ જે પ્રશ્નને છણી રહ્યા છો તે પ્રશ્નને અપનાવી મેં અનેક સુધારકોના માર્ગ ખુલ્લા કર્યા છે. તેમાં ખોટું શું કર્યું છે ? સમાજોન્નતિના ઘાતક બની સમાજનો વિશ્વાસઘાત કરવો તે કરતાં સમાજને ઉન્નત દશામાં લાવવો એ વધારે શોભાસ્પદ છે."

વિધવા વિવાહનો હિમાયતી પુત્રનાં વચન સાંભળી સ્તબ્ધ બની ગયો. થોડીવારે રમેશ આવ્યો. શ્રીકાન્તે આ બધી ગોઠવણ રમેશની હશે એમ માનેલું પણ રમેશે ખુલાસો કર્યો કે "અરવિંદાની જ આ બહાદુરી છે. માળા આરોપી ત્યારે જ અમે એનો અર્થ સમજેલા."



# ૩૮નાં ગુજરાતી વાઙ્મયની સમીક્ષા

"ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, તરફથી ૧૯૩૮ની સાલના ગુજરાતી વાઙ્મયની સમીક્ષાનુ કામ શ્રી. મંજુલાલ રણછોડલાલ મજમુદારને સોંપવામાં આવેલ છે. તો આથી ગુજરાતના લેખકો અને પ્રકાશકોને વિનંતી કરવાની કે તેઓ પોતાના પુસ્તકો શ્રી. મજમુદારને નીચેના સરનામે મોકલી આપી સભાને આભારી કરશેઃ—

શ્રી. મંજુલાલ ર. મજમુદાર,
ચૈતન્યધામ, પ્રતાપગંજ,
વડોદરા :"

કાર્યમાં ઉત્તેજન આપવું જોઇએ. ગ્રામ્ય વિસ્તારોમાં વિદ્યાર્થીગૃહો સાથે શિક્ષકોના નિવાસની વ્યવસ્થાનો પણ જોગવાઇ થવી જોઇએ. ગામડાની બાળાઓને તાલીમ આપવાની બાબતમાં એક વસ્તુ પર ખાસ ભાર મૂકવાનો આગ્રહ કરવામાં આવ્યો છે અને તે એ કે એ બાળા, તાલીમ લઇ લીધા પછી ગામડાંમાજ જઇને શિક્ષણ આપવાનું કાર્ય કરે એવું તેને પ્રોત્સાહન આપવું.

સમિતિની આ ભલામણોના અમલ માટે હવે સરકાર શા પગલાં લે છે તે જોવાનું રહ્યું.

## [૩] પચ્ચીસ વર્ષમાં મુંબઇનું સ્ત્રીશિક્ષણ

અર્વાચીન હિન્દના ઇતિહાસમાં, છેલ્લાં પચ્ચીસ વર્ષો દરમ્યાન થયેલા ફેરફારો રાજકીય, સામાજીક અને શિક્ષણવિષયક વિકાસને અંગે ઘણાજ મહત્વના છે. હિંદે એ વર્ષો દરમ્યાન રાજકીય ક્ષેત્રમાં પ્રગતિની કૂચ કરી છે તે સાથેજ, કેળવણીના ક્ષેત્રમાં પણ જાણવાજોગ પ્રગતિ થઇ છે. છતાં આપણી એ સિદ્ધિઓમાં અસંતોષકારક તત્વો ઘણા છે એ ભૂલવું ન જોઇએ.

૧૯૧૨ થી ૧૯૩૭: એ પચ્ચીસ વર્ષોમાં મુંબઇ ઇલાકામાં કેળવણી વિષયક જે પ્રગતિ થઇ છે તેમાં સ્ત્રી કેળવણીની પ્રગતિના આંકડા આપણને વધારે પુલકિત કરે એવા છે. ૧૯૧૧-૧૨ માં કોલેજમાં શિક્ષણ લેતી બાળાઓની સંખ્યા માત્ર ૧૭૭ ની હતી. ૧૯૩૫-૩૬ માં એ સંખ્યા વધીને ૧૩૮૨ ની થવા પામી છે.

માધ્યમિક શાળાઓમાં શિક્ષણ લેતી બાળાઓની સંખ્યા ૧૯૧૧-૧૨ માં માત્ર ૫૩૧૫ ની હતી. તે ૧૯૩૫ ૩૬ મા ૨૭,૮૧૨ સુધી પહોચી છે અને પ્રાથમિક શાળાઓમાં શિક્ષણ લેતી ૬૩૦૫૯ બાળાઓ હતી તે સંખ્યા વધીને ૭,૭૭૯૮૯ ની થવા પામી છે.

માત્ર શિક્ષણ લેતી બાળાઓના આંકડાઓ જોતાં આ સ્થિતિ સંતોષકારક લાગે, પણ, જુદાંજ દ્રષ્ટિબિંદુથી જોતાં, એજ વિભાગોમાં શિક્ષણ લેતા તરૂણોની સંખ્યા અને વસતી જોતાં આ આંકડાઓ જરાય સંતોષ આપે એવા નથી. આ રીતે જોતાં, કોલેજોમાં જતા સો વિદ્યાર્થીઓની નોંધણીમાં માત્ર ૧૦ બાળાઓ હોય છે. જ્યારે માધ્યમિક શાળાઓ અને પ્રાથમિક શાળાઓમાં, છોકરાઓના કરતા છોકરીઓની સંખ્યા છેક ચોથા ભાગનીજ રહે છે.

આ આંકડાઓનું અવલોકન કરીને, વિચાર કરતાં સ્પષ્ટ લાગે છે કે, જ્યાં સુધી પ્રાથમિક શાળાઓમાં શિક્ષણ લેતી બાળાઓની સંખ્યા છોકરાઓના જેટલી જ ન થાય ત્યાં સુધી, અક્ષરજ્ઞાન પ્રચારની અસરકારક યોજનામાં વિક્ષેપજ પડયા કરવાનો.

હજી સંખ્યાબંધ ગામડાઓ પ્રાથમિક શાળાઓ પણ ધરાવતાં નથી. ૧૯૧૧-૧૨ માં કેળવણી ખાતાએ દર વર્ષે ૫૦૦ પ્રાથમિક શાળાઓ સ્થાપવાની નીતિ જાહેર કરી હતી. જો એ નીતિનું ચુસ્ત રીતે અનુસરણ થયું હોત તો અત્યાર સુધીમાં ૧૨૦૦૦ જેટલી વધુ પ્રાથમિક શાળાઓ સ્થપાઇ ચુકી હોત પણ માત્ર ૬૦૦૦ શાળાઓ જ આ પચ્ચીસ વર્ષોમાં સ્થાપી શકાઇ છે. આજ સ્થિતિએ જો ગાડું ગબડયા કરશે તો પ્રત્યેક ગામને પ્રાથમિક શાળા મળતા બીજાં ૫૦ વર્ષો લેઇશે.

## [૪] થાણા જીલ્લામાં સ્ત્રીજાગૃતિ

મુંબઇથી થોડાક જ માઇલના અંતરે આવેલા થાણામાં થાણા જીલ્લાની બીજી મહિલા પરિષદ એપ્રિલની શરૂઆતમાં મળી ગઇ. એની કાર્યવાહી પર નજર કરતાં એની કેટલીક વિશિષ્ટતા જણાઇ આવે છે. પાલઘરમાં ૧૯૩૬ ના માર્ચ માસમાં એની પહેલી પરિષદ મળી હતી તે પછી પરિષદનો પ્રચાર ચાલુ રહ્યો અને આ બીજી પરિષદમાં જીલ્લાના જુદા જુદા તાલુકાઓમાથી ૫૦૦ જેટલી બહેનો પ્રતિનિધિ તરીકે આવી, એ મહારાષ્ટ્રના એક જીલ્લામાં સ્ત્રીઓની જાગૃતિ કેટલી છે તેનું સારૂં સૂચન કરે છે.

બીજી ધ્યાન ખેંચનારી વાત એ હતી કે પરિષદને લગતું સર્વ કાર્યસંચાલન પુરૂષોની જરા પણ સહાય લીધા વિના, સ્ત્રીઓએજ સંભાળી

અધિકારી બીનઅધિકારી સભ્યોની એક કમિટી નીમી અને કાયદામાં તાત્વિક ફેરફારો કરવાની સૂચના કરવી. આ સભા એવું માને છે કે અત્યારનો હિંદુ સમાજ એટલો કેળવાયલો છે કે કાયદામાં છૂટક છૂટક નાના નાના ટુકડામાં સુધારાથી તેને સંતોષ થશે નહિ, તેથી સિદ્ધાંતો અને નિયમોના વિશાળ દૃષ્ટિથી તલસ્પર્શી ફેરફાર કરવાનો વખત આવી પહોંચ્યો છે."

ત્યારબાદ પ્રમુખસ્થાનેથી અમદાવાદ પાસે આવેલા માણસા સંસ્થાનમાં રાજ્ય અને ખેડૂત પ્રજાવર્ગ વચ્ચેની તકરારોને અંગે ખેડૂતોએ આદરેલી, સત્યાગ્રહની ચળવળ દાબી દેવા માટે રાજ્યના પોલીસ અને બીજા અમલદારોએ માણસાની ખેડૂત સ્ત્રીઓ પ્રત્યે જે પશુબળ વાપર્યું છે અને સંખ્યાબંધ સ્ત્રીઓને માર મારી ઘાયલ કરવામાં આવી છે, તે ક્રૂર અને અમાનુષી વર્તન પ્રત્યે અત્યંત વિરોધ અને ખેદ જાહેર કરતો અને તેને અંગે ત્રાસ કરવા માટે જવાબદાર અધિકારીઓને શાસન કરવા પોલીટીકલ એજન્ટને વિનંતિ કરતો ઠરાવ રજુ કર્યો હતો, જે પસાર થયો હતો.

## [૬] વિજ્ઞાનનાં ક્ષેત્રમાં હિન્દી સ્ત્રીઓ

" આપણા દેશની સ્ત્રીઓને વૈજ્ઞાનિક સંશોધનનાં કાર્ય માટે યોગ્ય સગવડો મળે અને શિષ્યવૃત્તિઓ વગેરે દ્વારા તેમને એ કાર્યમાં પ્રોત્સાહન મળે તો દુનિયાના અન્ય ભાગોમાં, સ્ત્રીઓ જે પ્રકારનું સંશોધન કાર્ય કરે છે તેનાં કરતા હિન્દની સ્ત્રીઓ જરાય ઉતરતું કાર્ય કરશે નહિ."

કલકત્તામા ગયા જાન્યુઆરી માસમા હિંદી વૈજ્ઞાનિક મહાસભાનું અધિવેશન એની રૌપ્ય જયંતીને અંગે મળ્યું હતું અને વિજ્ઞાનની પ્રગતિને ઉત્તેજનારી બ્રીટીશ એસોસીએશનના સહકાર સાથે વૈજ્ઞાનિક વિષયોની મંત્રણાઓ ચાલી હતી. તેમાં, હિંદી મહિલાઓએ, વૈજ્ઞાનિક વિષયો પરના નિબંધો લખીને તેમજ ચર્ચામાં ભાગ લઇને જે અભ્યાસવૃત્તિ બતાવી છે તે ઉપરથી શ્રી. રવીન્દ્ર મોહન દત્ત ઉપનું વિધાન 'મોડર્ન રીવ્યુ'માં કરે છે.

આ અધિવેશનમા દુનિયાના જુદા જુદા ભાગના નામાંકિત વૈજ્ઞાનિકોએ હાજરી આપી હતી. તેમાં હિન્દની ઘણી સ્ત્રી વૈજ્ઞાનિકોએ નિબંધો વાંચ્યા હતા અને ચર્ચાઓમાં પણ રસભેર ભાગ લીધો હતો.

વૈજ્ઞાનિક પ્રશ્નોને લગતા અનેક વિષયો પર ચર્ચા કરવામાં તેમણે સારો હિસ્સો આપ્યો હતો અને ઘણી સ્ત્રીઓ પ્રતિનિધિઓ તરીકે એમાં જોડાઇ હતી. એ રીતે અધિવેશનને એમણે સારી સફળતા આપી હતી.

વળી આ અધિવેશનની એક વિશિષ્ટતા એ હતી કે, વનસ્પતિશાસ્ત્રના એક પેટા વિભાગના અધ્યક્ષસ્થાને એક મહિલા હતાં. વનસ્પતિ શાસ્ત્રના નિષ્ણાત કોઇમ્બેતુરવાળાં ડૉ૦ (મીસ) ઇ. કે. જાનકી અમ્મલને આ માન મળ્યું હતું.

રસાયણ શાસ્ત્ર, ભૌતિક શાસ્ત્ર, ભુગોળ, માનસશાસ્ત્ર, પ્રાણી વિજ્ઞાનશાસ્ત્ર, વનસ્પતિ શાસ્ત્ર એમ જુદા જુદા વિભાગોમા પરિષદ વહેંચાઇ ગઇ હતી. એ પ્રત્યેકમા સ્ત્રી વૈજ્ઞાનિકોએ નિબંધો રજુ કર્યા હતા.

એવા નિબંધો રજુ કરનારી સ્ત્રી વૈજ્ઞાનિકોની નામાવલી જાણવા જોગ થઇ પડશે: શ્રીમતી વિભા મજમુદાર (કલકત્તા), મીસ કે. વી. કંટક (મુંબઇ), મીસ એ. જોસફ (મુંબઇ), મીસ પી. દેવી (બેંગલોર), મીસીસ પી. અન્નપૂર્ણા (બનારસ), મીસ મેરી માથેન (બેંગલોર). મીસ કે. ટી. ગવાંકર (મુંબઇ), મીસ આર. કર્ણાટક (બેંગલોર), મીસ એન. શામા રાવ (બેંગલોર), મીસ વાડીંગ્ટન (મદ્રાસ), મીસ આર. ઘોષ (કલકત્તા), મીસીસ ઇ. મેકફારલેન (કલકત્તા), મીસીસ શ્યામા ચાકની (કલકત્તા), ડૉ૦ મીસ ઇ. કે. જાનકી અમ્મલ (કોઇમ્બતુર), મીસ ચીન્ના વીરકી (લખનૌ); મીસ વી. ટી. કમલમ (મદ્રાસ), મીસ કે. પી. નલિની (મદ્રાસ), મીસ જી. મહાદેવન (મદ્રાસ), મીસ બી કે. ધીરાન (લાહોર), મીસ સી. ટી. રત્નાવતી (મદ્રાસ).

# શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, મુંબઈ

## મંડળની વ્યવસ્થાપક સમિતિ અને હોદ્દેદારો

( જુન સને ૧૯૩૮ થી મે ૧૯૪૦ સુધી )

મંડળનો કારોબાર ચલાવનાર નવી ચૂંટાયેલ વ્યવસ્થાપક સમિતિની પહેલી બેઠક તારીખ ૨૫-૭-૧૯૩૮ રોજ મળી હતી અને નીચે પ્રમાણે હોદ્દેદારોની ચૂંટણી કરવામાં આવી હતી. બાદ સાધારણ સભામાં પ્રમુખની ચૂંટણી થઈ હતી.

### વ્યવસ્થાપક સમિતિ અને હોદ્દેદારો

**પ્રમુખ**

શેઠ શ્રીમતી લક્ષ્મીબાઈ જગમોહનદાસ

**ઉપપ્રમુખો**

શેઠ સૌ લીલાવતી ફીરાભાઈ પ્રેમચંદ
શેઠ સૌ તારાબહેન ચુનીલાલ મહેતા
સૌ તારાબેન માણેકલાલ પ્રેમચંદ
સૌ કળાવતી ભવાનીદાસ મોતીવાળા
સૌ. કાન્તાબહેન વ્રજજીવનદાસ શેઠ

**માનદમંત્રીઓ અને ખજાનચી**

શ્રી રસિકમણી બાળમુકુંદરાય દેસાઈ
શ્રી મંગળાબહેન મોતીલાલ ફકીરચંદ
સૌ. કુસુમગૌરી મંગળદાસ મુનશી

**મદદનીશ મંત્રી**

શ્રી વિદ્યુતમા સુંદરલાલ પાઠક

**સમિતિના સભ્યો**

સૌ. ગંગાબહેન ગોવર્ધનદાસ પટેલ
શ્રી રતનબહેન લક્ષ્મીદાસ મહેતા
સૌ ઉર્મિલા કાંતિલાલ પારેખ
શ્રી ચિત્રાબહેન મુગટલાલ મુનીમ
સૌ જેઠીબહેન હરસિદ્ધભાઈ દીવેટીયા
સૌ વિદ્યાબહેન કૃષ્ણલાલ મુનશી
સૌ. મંગળાગૌરી ચુનીલાલ સેતલવાડ
શ્રી મધુમતીબેન પરમસી ઠાકર
કુ વિજયાકુમારી રણછોડદાસ વોરા
સૌ. સુલોચના મોહનલાલ મોદી
શ્રી. સરસ્વતી પ્રતાપરાય જમદ
સૌ ઇન્દુમતી કાંતિલાલ ઠાકોર
શ્રી લલિતાબહેન લક્ષ્મીચંદ ધમાણીયા
સૌ ભાનુમતી હીરાલાલ કાપડીયા
સૌ તારાબહેન બાબુલાલ ઝવેરી
સૌ નર્મદાબહેન મનુભાઈ ઠાકર
સૌ વીરમતી કેશવલાલ મણીઆર
શ્રી જમનાબાઈ માધવલાલ મુનશી
સૌ કમળાવતી નટવરલાલ ખંભાતી
સૌ. કમળાવતી ધરમદાસ સામળદાસ

મંડળના પેટ્રનો ( મુરબ્બીઓ )ને વ્યવસ્થાપક સમિતિમાં બેસવાનો અધિકાર છે પણ તેઓ સમિતિની સભાઓમાં હાજરી આપવાની ઇચ્છા

આપું નાટક દિલ બહલાવવામાં સારો ફાળો આપી જાય તેવું છે. ઉપરાંત બે નાટકો પૈકી 'સનાતન ધર્મ' નાટક, ધર્મને નામે માનવતાને પણ ભૂલી જનારી અંધશ્રદ્ધા પર સચોટ કટાક્ષ કરે છે. નાગપુર નજીકના જનોડી ગામમાં બનેલા એક સાચા કિસ્સાને આધારે એની ગૂંથણી હૃદય સ્પર્શી એવી રીતે થઈ છે.' ઉપરનું 'કલ્યાણ' નાટક નવી જ ભાત પાડે છે. અને દેશને કાજે ખપી જનાર વીરની કથા આલેખે છે. લેખકની નૈસર્ગિક કાવ્ય શક્તિને લીધે એ નાટક સારી રીતે ખીલે છે.

આ સંગ્રહ સાથે જોડેલો પ્રવેશક 'દેડકાંની પાચશેરી' જેવી કૃતિઓને પરિહાસ કરીને ટેકડી કરનારાઓ સમક્ષ લેખકનું 'બચાવનામું' રજુ કરે છે. તેમાં યુરોપીય દેશોમાં જીવંત વ્યક્તિઓને નાટકના તખ્તાપર રજુ કરવાના થએલા પ્રયોગોનાં દૃષ્ટાંતો આપીને તેમજ એના સમર્થનમાં પશ્ચિમના વિદ્વાનોની વિચાર સરણીને રજુ કરી સચોટ જવાબ આપ્યો છે.

'સંતાકુકડી'[2] ૬૪ પાનાનું સળંગ નાટક છે અને તેમાં આપણી દેશની પ્રાથમિક શિક્ષણની પદ્ધતિપર હૃદયવેધક કટાક્ષ કરવામાં આવ્યો છે. અર્વાચીન પ્રકારની નૂતન શિક્ષણ પદ્ધતિથી બાળકોને શિક્ષણ આપતી શાળાઓનો પ્રચાર હમણાં હમણાં વધ્યો છે ખરો પણ હજી મોટા ભાગની શાળાઓમાં તો શિક્ષણને નામે બાળકો પર અત્યાચાર જ ગુજરે છે એનું સચોટ બયાન લેખકે, એક દેશી રાજ્યની ગામડી નિશાળની ભૂમિકા લઇને કર્યું છે. એની સાથે જોડેલો પ્રવેશક, લેખકના અનેક શાળાઓનાં નિરીક્ષણની અસર વ્યક્ત કરે છે અને આવી શિક્ષણ પદ્ધતિમાં ફેરફારની આવશ્યકતાનું સૂચન કરે છે.

ત્રીજું 'મુગી સ્ત્રી'[3] નવું ફારસ છે અને એની ખરી મઝા એ વાંચવામાં નહિ પણ એને ભજવાતું જોવામાં જ છે એમ મારે કહેવું જોઇએ. મેં એ બે ત્રણ વાર મુંબઇમાં ભજવાતું જોયું છે અને તેથી એમાંના ફારસનું સાચું સ્વરૂપ મારા સમજવામાં આવી શક્યું છે. એની સાથેનો 'ફારસ રસ' વિષેનો પ્રવેશક ફારસને લગતાં સાહિત્ય વિષે સારૂં માર્ગદર્શન કરાવે છે.

આ નાટકોથી ગુજરાતનું નાટક સાહિત્ય સાચેજ સમૃદ્ધ બન્યું છે. શ્રી. ચન્દ્રવદનનો આ દિશાનો ફાળો ગુજરાતી સાહિત્યમાં હવે તો સૌ કોઇને દેખી જાય એવો થયો છે એમ પણ વિના સંકોચે કહેવું જોઇએ.

નવલિકા અને નવલકથા સાહિત્યનાં ચાર પુસ્તકોમાં એક મહત્વનું સ્થાન લઇ જાય છે. નૂતનયુગના યુવાન કવિઓમાં આગળ પડતું સ્થાન ધરાવનારા શ્રી. સુન્દરમ્ એટલે ભાઇ ત્રિભુવનદાસ લુહાર એક અચ્છા નવલિકાકાર છે તને જો યાદ હોય તો 'ખોલકી' નામની 'ત્રિશૂલ'ની વાર્તા વાંચીને તેં મને એ 'ત્રિશૂલ' કોણ છે એ પૂછાવેલું. તે વખતે હું એ શ્રી. 'સુન્દરમ્' છે એ જાણતો હતો પણ તને મેં એ વાત જણાવેલી નહિ. આજે આ પુસ્તકદ્વારા 'ત્રિશૂલ' એટલે ભાઇ 'સુન્દરમ્' એ બીના પ્રકટ થાય છે.

એમની આઠ ટૂંકી વાર્તાઓ 'હીરાકણી અને બીજી વાતો'[4] એ નામે પ્રસિદ્ધ થઇ છે. એમાંની 'પુનમડી' અને 'ગટ્ટી' એ બે વાર્તાઓ 'કૌમુદી'માં વાંચેલી ત્યારેજ, ઘણી અસરકારક લાગેલી, અને એમની 'ખોલકી' વાંચીને તો હું મુગ્ધ જ થઇ ગએલો. એમાંના નર્યા. વાસ્તવ દર્શન પ્રત્યે કેટલાકોએ સૂગ બતાવી છે. પણ મારા જેવા અનેકને એ વાર્તાએ 'ત્રિશૂળ'ના નવલિકાકાર તરીકેનાં ઉજ્જવળ ભાવિની ઘણી આશાઓ બંધાઇ છે. અલબત્ત આ સંગ્રહમાં 'ખોલકી'ને સ્થાન નથી મળ્યું. પણ એમાં 'ભીમજીભાઇ' અને 'હીરાકણી' એ બે તદ્દન અપ્રસિદ્ધ અને આખા સંગ્રહના લગભગ અર્ધાં જેટલાં પાનાં રોકતી બે વાર્તાઓ તો આપણાં નવલિકા સાહિત્યમાં નવી જ ભાત પાડે

---

૨ સંતાકુકડી : લેખક શ્રી. ચન્દ્રવદન ચીમનલાલ મહેતા, ૧૧ મો રસ્તો ખાર. કિં. રૂ. ૧.

૩ મૂગી સ્ત્રી : લેખક ઉપર પ્રમાણે. કિં. રૂ. ૦-૧૨-૦.

૪. હીરાકણી અને બીજી વાતો : લેખક: સુન્દરમ્. પ્રકાશક: વોરા એન્ડ કું. પબ્લિશર્સ લિમીટેડ, ૮. રાઉન્ડ બિલ્ડીંગ કાલબાદેવી, મુંબઇ ૨. દોઢ રૂપિયો.

આયુર્વેદનું અમૂલ્ય ઔષધ અને

બાળકોની જીવનદાત્રી.

## કાઠીયાવાડી બાલામૃત સોગઠી

( રજીસ્ટર્ડ )

બચ્ચાંઓને થતા દરેક દર્દોને મટાડી તેમને તંદુરસ્ત, દીર્ઘાયુષી અને રૂષ્ટપુષ્ટ બનાવે છે. આ સોગઠીનું સેવન કરનાર બાળકો આરોગ્ય, આનંદ અને નવચેતન પામ્યા છે. કીંમત ડબી ૧ ના બાર આના. વી. પી. પી. જુદું.

વૈદ્ય એન. એચ. મહેતા.

કાઠીયાવાડી બાલામૃત સોગઠી ડીપો.

ભાવનગર ( કાઠીયાવાડ )

કરોળીયા આપણા રોજના વ્યવહારમાં આવે છે, પણ તેના જીવન સંબંધી આપણે કશુ જ જાણતા હોતા નથી તો

## કરોળીયાનાં કાવતરાં

લેખક:

રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા.

કિંમત ૦-૬-૦

આ ગ્રંથમાં કરોળીઓ કોને કહેવો, જાત જાતના કરોળીયા, કરોળીયાનો વ્યવહાર વગેરે કરોળીયા સંબંધી જાણવાજોગ માહીતી રસીક ભાષામાં આપેલી છે. માટે આજેજ લખો.

લુહાણામિત્ર પ્રિં. પ્રેસ.

ટાવર પાસે, વડોદરા.

બચ્ચાંને બળવાન અને નિરોગી રાખવા અફીણ ન આપશો. પરંતુ અફીણ વગરની

" સમુદ્ર મંથન છાપની " ( રજીસ્ટર્ડ )

# ભાવનગરી-બાળાગોળી

હમેશા પાવી. કીંમત ૧૦૦ ગોળીની બા. ૧ ચાર આના. એકથી ચાર બાટલી સુધી પોસ્ટેજ પાંચ આના વધુ બનાવનાર વૈદ્ય દુર્લભદાસ નરોત્તમદાસ, ઠે. સી. પી ટેંક રોડ, મુંબઇ નં. ૪

નરોત્તમ ઔષધાલય

—— સંતતિ વિના સંપત્તિ નકામી છે ——

સ્ત્રીઓ માટે ખાસ ઉપયોગી અને વંધ્યત્વ વિનાશક

## [ ખદિરાદિઘૃત—ખેરનું ઘી. ]

આ ઘી સ્ત્રીઓના દર્દો જેવાં કે, માસીક ઋતુની અનિયમિતતા, ખોટી ગરમી લોહી વિકાર, કસુવાવડ, રતવાથી બગડતાં બચ્ચાં, પ્રદર, લોહીવા, અધુરા માસે બાળકનો થતો જન્મ, સગર્ભાવસ્થામા તાવ, અશક્તિ, કેડનો દુઃખાવો, ગર્ભાશયનો સોજો વિગેરે દરદોને મટાડી ગર્ભનું પોષણ કરે છે. છોડ હોય તો પાલવે છે અને ગર્ભાશયને ગર્ભધારણ યોગ્ય બનાવે છે. કીંમત રતલ ૧ ના રૂપીયા બે. અરધા રતલનો રૂપીઓ [illegible]

છે. 'ભીમજીભાઈ'નું પાત્ર લેખક એટલું સચોટ આલેખ્યું છે કે, આપણા સાહિત્યમાં એ લાંબા કાળ સુધી સ્મરણીય રહેશે મહાત્માજીના ચુસ્ત અનુયાયી બનીને, તેમણે આદરેલા એકેએક વ્રતોને જીવનમાં વણી લેવાનો પ્રયત્ન કરતા 'ભીમજીભાઈ' આખરે તો માનવ હતા એ માનવતાના અંશોને કે લાગણીઓને પરાણે દબાવીને મહાત્મા બનવા મથતા ભીમજીભાઈને વિજયા માનવ બનાવે છે. એને અંગે અનેક યુક્તિઓ રચે છે અને અંતે લેખક કહે છે તેમ "એક આત્માનું, એક કહીશું કે બે કે અનેક આત્માઓનું ?–મરણ થતું અટક્યું" વાર્તાનો એ અંત ઘણો નૈસર્ગિક લાગે છે. વિજયાએ ભીમજીભાઈની મનોવૃત્તિને અજબ કુનેહથી પારખી કાઢી હતી એમ કહેવું જોઈએ

'હીરાકણી' પણ સામર્થ્યવાળી વાર્તા છે પૌરુષના આદર્શ સમો અર્જુન અને સાચા પૌરુષની કદર કરનારી પણ પુરુષત્વને નામે દંભ કરનારાઓ પ્રત્યે તિરસ્કાર સેવનારી નીડર સ્ત્રી ત્વના મૂર્તિમંત સ્વરૂપ સમી હીરામણી એ બે પાત્રોને કેન્દ્રસ્થ રાખીને લખાયેલી આ નવલિકા 'સ્ત્રી રત્ન' લેખાતા અર્જુનને હીરામણી કેવા સામર્થ્યથી જીતી લે છે અનુ રસિક અને કલાત્મક આલેખન કરે છે એ બન્ને પાત્રોના વિકાસ માટે પ્રફુલ્લ અનુકૂળ વાતાવરણ પૂરું પાડે છે અને અંતે પ્રણયાદની આન્તરિક ઇચ્છાની પરિપૂર્તિ થાય છે આ બન્ને વાર્તાઓ એની કલાત્મક ગૂંથણીને લીધે ઘણી હૃદયંગમ બને છે

'પૂનમડી' અને 'મઢી' પણ એવીજ સફળ કલાકૃતિઓ છે 'પૂનમડી'માં ગ્રામ્યજનોના ભોળા નિર્દોષ હૃદયોનો અજબ જેવો પરિચય થાય છે 'મઢી' પણ એવીજ નિર્દોષ ગ્રામ્યતાને કારણે ઘણી મનોરમ લાગે છે 'ગોપી' 'યા નસીબ'માં અને 'મિલનની રાત'માં માનવસહજ લાગણીઓનો સારો આવિર્ભાવ થયો છે જ્યારે 'લૂંટારા'ના નાના પ્રસંગમાં પણ લેખક કહાસ ભર્યો છે

શ્રી સુન્દરમની આ વાર્તાઓ માનવજીવનની સૂક્ષ્મમાં સૂક્ષ્મ લાગણીઓને ઘણીજ કુશળતાથી વ્યક્ત કરે છે અને હાસ્ય અને કરુણાનો ઘણોજ અજબ સંયોગ તેઓ કરી શકે છે એમ આ નવલિકાઓ વાંચ્યા પછી લાગે છે આ લેખકની એમની વધુ નવલિકાઓની રાહ જોઈશું

'ગાઝવાના જળ'ની કેટલીક સફળ નવલિકાઓના લેખક, શ્રી સોપાનની બે કાંઈક મોટી કહેવાય એવી નવલિકાઓનો સંગ્રહ એક પ્રકારના વૈદિકાવેકાની પરાકાષ્ઠાનું[૫] સૂચન કરતી લાગી જાય છે 'અખંડ જ્યોત'માંની બે વાર્તાઓ 'નરહરિ અને ચન્દ્રિકા' તેમજ 'વસંત અને નિરંજન' 'લગ્ન જીવનના પ્રમધર્મની જ્યોત'ના દર્શન કરાવતી હોવાનું સૂચન થયું છે પણ લેખકની સચોટ ભાષા શૈલી સાધનભૂત ન થઈ હોત તો એ નવલિકાઓ વાંચતા પણ કંટાળો આવત એટલી હદે એમાં સત્ય અને અહિંસાની કઠોરતાનું આલેખન થયું છે 'નરહરિ અને ચન્દ્રિકા'ના પાત્રો અપવાદરૂપે આપણા સમાજ માંથી મળી આવે એટલું સ્વીકારી લીધા પછી પણ, વાર્તામાં કેટલીક એવી ક્ષતિઓ જણાઈ આવે છે કે વાર્તા તરીકે એને સારું સ્થાન આપવાને દિલ થતું નથી. વળી, એકવાર પરણેલી, સમજણી જેવી વયે, માબાપની કુળ પ્રતિષ્ઠાને શોભાવવાના ઇચ્છાશયથી પરણેલી તરુણી પતિ સાથે મેળ ન મળતા, વર્ષોમાં જ તેનાથી જુદી રહીને સ્વતંત્ર કાર્યક્ષેત્ર સ્વીકારી લે અને તે દરમ્યાન, કર્ણોપકર્ણ સાંભળેલી વાતો પરથી એક કસાયેલા કાર્યકર પ્રત્યે આકર્ષાય એમાંથી પત્ર વ્યવહાર ચાલે તે પણ લગ્નની માગણી કરતો એ બધું સ્વાભાવિક નથી લાગતું અને હજી હિન્દુ સમાજમાં ગમે તેની પરિસ્થિતિમાં પણ જીવતે પતિએ, સ્ત્રી બીજા પુરુષ સાથે લગ્ન કરી શકતી નથી, એ સામાન્ય સત્યનો પણ લેખકને ખ્યાલ રહ્યો લાગતો નથી આમ અનેક રીતે પહેલી વાર્તા ઘણી અસ્વાભાવિક લાગી જાય છે એની સરખામણીમાં બીજી વાર્તા 'વસંત અને નિરંજન' વધારે સ્વાભાવિક છે એટલું જ નહિ પણ તેમાં વાર્તા કલાના અંશો પણ સારી રીતે જળવાઈ રહ્યા છે વળી વસ્તુનો વિકાસ તેમજ એટલી સ્વાભાવિક રીતે થયો છે કે, વાર્તા હૃદય પર સારી છાપ પાડી જાય છે

---

૫. 'અખંડજ્યોત' લેખક : સોપાન · અંજલિ ગ્રંથમાળા, અમદાવાદ કિં દોઢ રૂપિયો,

ભાઇ સોપાનની લેખન પ્રવૃત્તિ જેમ જેમ વધતી જાય છે તેમ તેમ તેમના વિચારમંથનમાં પુનરાવૃત્તિ થતી હોય એમ લાગી આવે છે. એ વસ્તુ અટકે તો તેમની પાસેથી વધારે સારી કૃતિઓની આશા આપણે રાખી શકીએ.

ગ્રામ્ય જીવનને સ્પર્શતા લગભગ બધા પ્રશ્નોની સમીક્ષા કરતી લાંબી, અતિલાંબી ચાર ચાર ભાગ જેટલી મોટી 'ગ્રામલક્ષ્મી' નવલકથા શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇએ લખી તે પછી, ગ્રામજીવનના પ્રશ્ન પરત્વે નવલકથા લખવા જેવું કાંઇ જ રહ્યું નથી એમ કહેવામાં કાંઇ ખોટું નથી. અલબત્ત, રમણલાલ કરતાં નવીન દૃષ્ટિએ કોઇ એ પ્રશ્નની છણાવટ કરવા ધારે તો કરી શકે પણ, એમ કરનારની કલમમાં રમણલાલને ઝાંખા પાડે એવો પ્રભાવ હોવો જોઇએ જ. એ નહિ હોય તો નવલકથા શુષ્ક બની જવાનો પૂરતો સંભવ છે.

દારેસલામમાં અધ્યાપક તરીકે કાર્ય કરતા શ્રી. મણીભાઇ કાલિદાસ પટેલની નવલકથા 'ગ્રામ દેવતા'૬ વિષે આવી જ અસર મારા પર પડી છે અને તને પણ એ વાચતા આવાજ વિચારો આવશે સાડી ચારસો પાના જેટલી લાંબી આ નવલકથાની શૈલી એક તો સાવ જુના પ્રકારની છે. તેમાં વારંવાર ઉપદેશ આપવાની વૃત્તિ પણ લેખકને થઇ આવે છે એટલે નવલકથા લેખનની કળા જેવું તો એમાં કાંઇ જણાતું જ નથી. છતાં ગ્રામ્ય જીવનના પ્રશ્નની ચર્ચા એમાં ઠીક ઠીક કરવામા આવી છે. સામાન્ય પ્રકારના વાચકોને નવલકથા વાંચવી ગમે એવી છે.

'સતી જસમા'૭ એ નાનકડી નવલકથામાં શ્રી. ભીમભાઇએ સતી જસમાનાં જીવન ચરિત્રને સારો ઉઠાવ આપ્યો છે. સરળ શૈલીએ એની લખાવટ થઇ હોવાથી, વાર્તાનો પ્રવાહ પણ સારો જળવાઇ રહે છે.

'નર્મદ'નું નાટક તેં ગઇ વખતે જ વાંચ્યું પણ એ વીર કવિની લેખિનીમાં કેટલું જોમ હતું, એની વિચારણા કેટલી ક્રાંતિકારી હતી અને એના વિચારોને રજુ કરવાની શૈલી કેટલી પ્રભાવશાળી હતી તેનો તને ખ્યાલ આવે એવું એક પુસ્તક તને મોકલું છું. નર્મદની કવિતાઓમાંથી જુદા જુદા વિષયની કવિતાઓ તારવીને એક સુંદર સંગ્રહ અગાઉ અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ પ્રગટ કર્યો હતો. તે "નર્મદનું મંદિર : પદ્ય વિભાગ." અત્યારે એજ સભા તરફથી નર્મદની સંખ્યાબંધ ગદ્ય કૃતિઓમાંથી જુદા જુદા વિષયોની વરણી કરીને, "નર્મદનું મંદિર : ગદ્ય વિભાગ"૮ પ્રકટ કરવામાં આવ્યો છે. લગભગ છસો પાનાના આ ગ્રંથનું સંપાદન, એજ સભા તરફથી, નવલકથા જેટલું રસિક અને પ્રેરક નર્મદનું જીવનચરિત્ર લખનાર, શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ દ્વારા થયું છે. એટલે એ વધારે વ્યવસ્થિત રૂપ પામ્યું છે એમ કહેવું જોઇએ. નર્મદની ગદ્ય કૃતિઓના સંગ્રહ સમું 'નર્મ ગદ્ય' અત્યારે લગભગ અપ્રાપ્ય છે. એ કારણે, અને નર્મગદ્યમાં ન સ્થાન પામેલી કેટલીય કૃતિઓમાંથી પણ સંખ્યાબંધ અવતરણો આ કૃતિમાં સંગ્રહાયાં છે એ કારણે આ ગ્રંથનું મહત્વ ઘણું વધી જાય છે.

જુદા જુદા આઠ વિભાગો આ સંગ્રહના પાડવામાં આવ્યા છે. અને એથી જુદા જુદા વિષયો પરના નર્મદના વિચારો સહજમાં જાણવાનું શક્ય બને છે. આજથી સો વર્ષ પર થઇ ગએલા ગુજરાતના એક પ્રખર જ્યોતિર્ધરની વિચાર સરણી કેટલી ક્રાન્તિકારી હતી તેનો ખ્યાલ આમાંના કેટલાક વિચારો વાંચતાં આવી શકે છે. આજે પણ એમાંના કેટલાક વિચારો તો ક્રાન્તિકારી લાગ્યા વિના રહેતા નથી. ગુજરાતી પ્રજાને સતત પ્રેરણા આપ્યા કરતું આવું વિચારધન જેમ બને તેમ વધારે ફેલાવો પામે એવું કોઇપણ ઇચ્છે.

ગુજરાતી રંગભૂમિની અધોગત દશાથી જેમનું હૈયું સખ્ત આઘાત પામ્યું હતું અને જેમણે એ

---

૬ ગ્રામદેવતા : લેખક : મણિભાઇ પટેલ, દારેસલામ. કિં. ૧-૮-૦.

૭ સતી જસમા : લેખક : શ્રી. ભીમભાઇ વસાણાકર, સ્ત્રી સાહિત્ય મંદિર, સુરત કિં. ૦-૬-૦

૮ નર્મદનું મંદિર : ગદ્ય વિભાગ : સંયોજક : વિશ્વનાથ મગનલાલ. ભટ્ટ, પ્રકાશક : ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, કિં. ૩ ૨-૮-૦

રંગભૂમિને સુધારવાના આદર્શો સેવ્યા હતા તે ગુજરાતના આદ્ય નાટ્યકાર સ્વ દિ બા રણછોડભાઇ ઉદયરામની શતાબ્દી થોડા જ સમય પર ઉજવાઇ એ શતાબ્દી ઉજવવા માટે નિમાયેલી સમિતિ તરફથી ગુજરાતભરના જુદા જુદા વિદ્વાનોના સ્વ રણછોડભાઇના સાહિત્ય-જીવનનું નિરૂપણ કરતા લેખોનો સંગ્રહ કરીને 'શતાબ્દી સ્મારક ગ્રંથ'[૯] પ્રકટ કરવામા આવ્યો છે એમા સ્વ રણછોડભાઇની અનેકવિધ સાહિત્ય પ્રવૃત્તિને ચર્ચતા કેટલાક મનનીય લેખોને સ્થાન મળેલું છે વળી, સ્વર્ગસ્થના 'રસપ્રકાશ' નામના અપ્રકટ ગ્રંથમાંથી 'રસ' વિષેનુ જુદા જુદા રસોની મીમાંસા કરતુ પ્રકરણ, ઉપરાત, બીજા કેટલાક અવતરણો, પ્રશસ્તિઓ વગેરે પણ એમા ઉચિત રીતે સ્થાન પામ્યા છે સ્વ રણછોડભાઇના જીવન અને સાહિત્ય સેવા વિષે વિવેચન કરતા લેખો પણ એમા ઠીક ઠીક છે અને અભ્યાસીઓને એ બધી માહિતી અને વિવેચના ઘણી ઉપયોગી થઇ પડે એવી છે આ ગ્રંથ દ્વારા સ્વર્ગસ્થ સાક્ષરને ઉચિત રીતે અંજલિ અપાઇ છે એમ કહેવુ જોઇએ

હિન્દી સરકારના નવા શાસનધારા મુજબ, પ્રાંતિક શાસન શરૂ થયુ અને હિન્દમા સાત પ્રાંતોમા મહાસભાવાદી પ્રધાનમંડળોની રચના થઇ તેને પરિણામે સાહિત્યને પણ ઠીક ઠીક ફાયદો થવા પામ્યો છે રાષ્ટ્રીયતાને પરિપોષતુ કેટલુય સાહિત્ય આપખુદ શાસન હેઠળ જપ્ત થયુ હતુ તે મહાસભાવાદી પ્રધાનમંડળોને હાથે મુક્તિ પામ્યુ છે અને તેથી કેટલુક વિચારપ્રેરક અને મનનીય સાહિત્ય પુન પ્રકાશન પામ્યુ છે આવી છૂટી પામેલો એક નિબંધ ગુજરાતીમા પુન પ્રકાશ પામ્યો છે મહારાષ્ટ્રમા ક્રાન્તિકારી વિચારક તરીકે પ્રખ્યાત થયેલા વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકર એના મૂળ લેખક છે 'આપણા દેશની સ્થિતિ'[૧૦] નામના માત્ર ૧૧૨ પાનાના નિબંધમા તેમણે આપણી આજની દીનહીન દશાના કારણોની સૂક્ષ્મ આલોચના કરી છે ૧૮૮૦ મા આ નિબંધ જપ્ત કરવામા આવ્યો હતો આજે સત્તાવીસ વર્ષે એના પરનો પ્રતિબંધ ઉઠયો છે આજે આટલા વર્ષે પણ આ નિબંધ વાચનારને પ્રેરણા આપ્યા વિના નહિ રહે મરાઠીમાથી એનુ ગુજરાતી ભાષાતર પણ સારૂ થયુ છે

હિન્દના યુવાનોમાં માનભર્યું સ્થાન પામેલા અને હવે તો રાષ્ટ્રપતિ પદે પહોચેલા શ્રી સુભાષ ચંદ્ર બોઝનુ જીવનચરિત્ર પ્રત્યેક હિન્દી માટે પ્રેરક છે ભાઇ બદ્રુમાર યાજ્ઞિકે એમના 'સુભાષ બાબુ'[૧૧] નામના નાનકડા પુસ્તકમા એમના જીવનના મહત્વના પ્રસગોને સારી રીતે આલેખી લીધા છે

ગુજરાતનો ઇતિહાસ અને પ્રાચીન સાહિત્યના સશોધનની પ્રવૃત્તિઓ માટે જાણીતી શ્રી ફાર્બસ ગુજરાતી સાહિત્ય સભા તરફથી પ્રકટ થયેલી બે કૃતિઓ, અભ્યાસીઓ માટે ઉપયોગી થઇ પડે એવી છે મહાત્મા કબીરના મુખ્ય સિદ્ધાંત, તેમની વિચાર ધારા ગુજરાતમા તેનો પ્રચાર અને ગુજરાતી સાહિત્ય પર તેની થયેલી અસર એ બધાનુ 'કબીર સપ્રદાય'[૧૨] મા સારૂ નિરૂપણ થયુ છે અને શ્રી. કિસનસિંહ ચાવડાએ એની પાછળ સારો શ્રમ લીધેલો જણાઇ આવે છે બીજુ પુસ્તક 'ગુજરાતનુ પ્રાકૃતિક અને વ્યાપારી ભૂગોળવિજ્ઞાન'[૧૩] શ્રી. મોતીલાલ મહેતાને હાથે તૈયાર થયુ છે તે પણ અભ્યાસીઓ માટેજ ઉપયોગી છે સામાન્ય વર્ગમા આ બન્ને પુસ્તકો રૂચિકર થઇ પડવા મુશ્કેલ છે

---

૯ સ્વ. સાક્ષરશ્રી દિ. બ. રણછોડભાઇ ઉદયરામ શતાબ્દી સ્મારક ગ્રંથ : સંપાદક શતાબ્દી સમિતિ, નેશનલ બિલ્ડીંગ સેન્ડહર્સ્ટ રોડ વેસ્ટ ગિરગામ. મૂ રૂ. અઢી.

૧૦ આપણા દેશની સ્થિતિ મૂળ લેખક : વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકર અનુવાદક ડૉ. સાકરલાલ હ. યાજ્ઞિક પુના કિ આઠ આના.

૧૧ સુભાષબાબુ લેખક બદ્રુમાર યાજ્ઞિક મુબઇ કિ ચાર આના.

૧૨ કબીર સપ્રદાય લેખક કિસનસિંહ ગો ચાવડા.

૧૩ ગુજરાતનુ પ્રાકૃતિક અને વ્યાપારી ભૂગોળ વિજ્ઞાન લેખક મોતીલાલ મિ. મહેતા પ્રકાશક (બન્નેના) શ્રી. અબાલાલ બુ. જાની, શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુબઇ કિ. અનુક્રમે રૂ. ૧ અને બાર આના

નામના મહાન અંગ્રેજી ગ્રંથનો સુવાચ્ય અનુવાદ છે. જ્યારે 'લીંબુ અને તેની જાતના ફળોનો ઉદ્યોગ '૨૭ એ નાનકડું પુસ્તક આપણા ખેતી પ્રધાન દેશ માટે તો ઘણુંજ ઉપયોગી થઇ પડે એવું છે. બેકારીના આ જમાનામાં આવા આવાં ફળોની ખેતી તરફ આપણા યુવાનોનું ધ્યાન જાય તો કાંઇ ખોટું નથી

'પ્રજા જીવનની દૃષ્ટિએ દૂધ અને ઘી '૨૮નું સ્થાન કેટલું મહત્વનું છે તે ડૉ. હરિપ્રસાદનાં નાનકડાં વ્યાખ્યાનમાંથી બરાબર જાણવા મળે છે. જ્યારે હાલમાંજ અવસાન પામેલા સ્વ દેરાસરીની આખરી પ્રસાદી રૂપ 'ગુજરાતીઓએ હિન્દી સાહિત્યમાં આપેલો ફાળો '૨૯' ગુજરાતી સાહિત્યકારો વિષે નવીજ માહિતી પૂરી પાડે છે.

આમ સોસાયટીનાં પુસ્તકો વૈવિધ્યવાળાં છે અને અનેક રીતે ઉપયોગી પણ છે.

તા. ૨૩-૪-૩૮

[illegible]

---

૨૭. લીંબુ અને તેની જાતનાં ફળોનો ઉદ્યોગ : લેખક શ્રી. મગનલાલ ગજ્જર કિં. ચાર આના.

૨૮. પ્રજાજીવનની દૃષ્ટિએ દૂધ અને ઘીનું મહત્વ : વ્યાખ્યાતા : ડૉ. હરિપ્રસાદ વ. દેસાઇ. કિં. બે આના

૨૯. ગુજરાતીઓએ હિંદી સાહિત્યમાં આપેલો ફાળો : લેખક : શ્રી. ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી, કિં. ચાર આના. સર્વના પ્રકાશક : શ્રી. હીરાલાલ ત્રિ. પારેખ, આસી. સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર, સોસાયટી, અમદાવાદ.

અંાપ'નામક્રમ, શ્રીમતી દુરાવુલ ફિગહસન, રાજ-કુમારી અમૃતકુંવર એ ત્રણ બ્હેનોને સ્થાન મળ્યું છે.

**મીસ આવિ જે. કામા:** નાગપુરની સીવીલ સ્ટેશન મ્યુનિસીપલ સમિતિના પ્રમુખ તરીકે, નાગપુરનાં સ્ત્રી ધારાશાસ્ત્રી મીસ આવિ જહાંગીર કામાની ચૂંટણી કરી છે. મધ્યપ્રાંત અને વરાડમાં મ્યુનીસીપલ પ્રમુખપદે ચૂંટાનાર તેઓ સર્વથી પ્રથમ મહિલા છે. કુમારી આવિ કામાની ઉમર ૩૭ વર્ષની છે. નાગપુર યુનિવર્સિટીમાંથી તેઓ ઝળકતી કારકીર્દી સાથે એમ. એ. એલએલ. બી થયાં હતાં. અને નાગપુરમાંજ તેમણે ધારાશાસ્ત્રી તરીકે વકીલાત શરૂ કરી તેમાં પણ તેમને સારી સફળતા મળી હતી.

સર ફીરોજશાહ મહેતાના તેઓ દૌહિત્રી થાય છે. મધ્ય પ્રાંત અને વરાડના છુટેલા કેદીઓને મદદ આપનારી સંસ્થાના તેઓ માનદ મંત્ર-નચી પણ છે.

**ઉંચે કુદવાનો રેકાર્ડ:** કુમારી ફના લાયન્સ નામની એક ૧૭ વર્ષની તરૂણ વિદ્યાર્થિનીએ કરાંચીમાં આગ્ય સ્કુલના રમતગમતના વાર્ષિક મેળાવડામાં ઉંચે કુદવાની હરિફાઇમાં ૫ ફુટ ૧/૨ ઇંચ જેટલો ઉંચો કુદકો મારીને હિંદી સ્ત્રીઓના ઉંચે કુદવામાં એક નવો રેકાર્ડ કર્યો છે. આમ કરીને ગયે વર્ષે એજ તરૂણીએ પોતે કરેલો ૪ ફીટ ૯ ૧/૨ ઇંચનો રેકાર્ડ પણ તોડયો છે.

મીસ આવિ જહાંગીર કામા

**મ્હૈસુરમાં ધ્વજ સત્યાગ્રહ:** મ્હૈસુર રાજ્યમાં શિવપુરી ખાતે ગયા માસમાં મ્હૈસુર રાજ્ય કોંગ્રેસનું ખાસ અધિવેશન ભરાયું. એ પ્રસંગે રાષ્ટ્રધ્વજ ફરકાવવાની જીલ્લા મેજીસ્ટ્રેટે મનાઇ કરી. એ મનાઇનો ભંગ કરીને ત્યાં સત્યાગ્રહ આદરવામાં આવ્યો. એમાં મ્હૈસુરની સ્ત્રી નેતાઓએ ભાગ લીધો છે. અને આગે કેટલાંક બહેનો ગિરફતાર થયાં છે. તે પૈકી બેલારીનાં શ્રીમતી સીદામ્માને ગિરફતાર કરી ૨૧ દિવસની સાદી કેદની અને શ્રીમતી લલિતા સ્વામીને કોર્ટ ઉઠે ત્યાં સુધીની સજા કરવામાં આવી છે.

**સ્ત્રી કેળવણી માટે એક લાખ:** મશહૂર વિજ્ઞાન શાસ્ત્રી સ્વ. સર જગદીશચંદ્ર બોઝનાં વસિયતનામા અનુસાર તેમનાં પત્ની લેડી. અબલા બોઝે સ્ત્રી કેળવણી માટે એક લાખ રૂપિયાનું ટ્રસ્ટ કર્યું છે.

**શ્રીમતી કમળા રોય:** સામાન્ય રીતે, લગ્ન પછી ઉચ્ચતર શિક્ષણ મેળવવાનું સ્ત્રીઓ માટે અશક્યવત લેખાય છે. છતાં શિક્ષણની ઝંખના જ હોય તો, કાંઇ પણ અશક્ય નથી એવું જ્વલંત દ્રષ્ટાંત કલકત્તાનાં શ્રીમતી કમળા રોયે પુરૂં પાડયું છે.

૧૯૩૨ માં કલકત્તા ખાતે બેથુન કોલેજીયેટ સ્કુલમાંથી તેઓ મેટ્રીક થયાં અને એજ વર્ષના મે માસમાં તેમનું લગ્ન મનીલા ખાતેની ફીલીપાઇન્સ યુનીવર્સીટીના અધ્યાપક ડૉ. ધીરેન્દ્રનાથ રોય સાથે થયું એટલે અભ્યાસ છોડીને તેઓ પતી સાથે મનીલા ગયાં.

પણ શિક્ષણની ભુખ તેમને હતી એટલે મનીલા પહોંચ્યા પછી તરત જ તેઓ ફીલીપાઇન્સ યુનીવર્સીટીમાં જોડાયાં અને વીજ્ઞાનના વીષયમાં નિષ્ણાત થવાની પ્રવૃત્તિ સ્વીકારી.

૧૯૩૬ માં બોટની (વનસ્પતિશાસ્ત્ર) માં તેમણે બી. એસ. સી.ની પદવી વિશિષ્ટતા સાથે મેળવી. તે પછી, અમેરીકાની મીશીગન યુનીવર્સીટીમાંથી બદલીના અધ્યાપક તરીકે મનીલા આવેલા પ્રો. એચ. એચ. બોર્ટલેટના હાથ હેઠળ તેમણે પાણીમાં થતી વનસ્પતીઓને લગતો ખાસ સ્નાતકનો અભ્યાસક્રમ લીધો.

તે પછી તેમણે પતી સાથે ચીન અને જાપા-

**મધ્યસ્થ ધારાસભામાં પ્રથમ સ્ત્રી સભ્ય :** મધ્યસ્થ ધારાસભામાં પહેલી જ વાર હવે એક સ્ત્રી સભ્યે સ્થાન લીધું છે, મદ્રાસના એક મહાસભાવાદી સભ્ય મી. જ્યોર્જ જોસેફનું થોડા જ સમય પર અવસાન થતાં, તેમની એ ખાલી પડેલી બેઠક માટે, મદ્રાસનાં જાણીતાં શ્રીમતી રાધાબાઇ સુબ્બારાયને મહાસભા પક્ષ તરફથી ઉમેદવારી કરી હતી. તેમની સામે, અન્ય કોઇએ ઉમેદવારી ન કર્યાથી, તેમને મધ્યસ્થ ધારાસભા માટે ચૂંટાયેલાં જાહેર કર્યા છે.

શ્રીમતી રાધાબાઇ, મદ્રાસનાં મહાસભાવાદી મંડળોમાં સારી રીતે જાણીતાં છે. મદ્રાસ સરકારના પ્રધાનમંડળના જ એક સભ્ય ડૉ. સુબ્બારાયનનાં તેઓ પત્ની છે એથી જ નહી પણ, તેમણે પોતે જાહેર સેવાકાર્યમાં સારો ફાળો આપેલો છે અને સમય આવ્યે તેઓ આપે જ છે.

કુમારમંગલમ નામના એક નાનકડા રાજ્યના તેઓ જમીનદારીણી છે મદ્રાસ યુનીવર્સીટીનાં તેઓ બી. એ છે ઉપરાંત ઓક્ષફર્ડની સમરવીલે કોલેજમાં પણ તેમણે શીક્ષણ લીધું હતું.

રેડક્રોસને લગતા તેમજ શીશુકલ્યાણનાં કાર્યમાં તેમણે સારો ભાગ લીધો છે. વળી અખીલ ભારતીય મહીલા પરિષદનાં મદ્રાસ વિભાગનાં તેઓ અગ્રગણ્ય સભ્ય છે. તેમજ મદ્રાસ અને હટીની લેડીઝ ક્લબમાં પણ સારો રસ લે છે. મદ્રાસ યુનિવર્સીટીની અનેકવીધ પ્રવૃત્તિઓમાં તેમણે સક્રીય ભાગ લીધો છે. અને તેને અંગે સેનેટ, એકેડમીક કાઉન્સીલનાં અને સીંડીકેટનાં તેઓ સભ્ય છે. સાઇમની ટ્રસ્ટ બોર્ડના તેમજ અંધો માટેની મદ્રાસની એસોસીએશનના વ્યવસ્થા કે મંડળનાં તો સભ્ય છે.

હિન્દનું ભાવિ ઘડવા માટે નીમાયલી ગોળમેજી પરિષદનાં તેઓ ૧૯૩૦-૩૧ મા સભ્ય હતાં. અને મધ્યસ્થ મતાધિકાર સમિતિમાં પણ તેઓ ચુંટાયાં હતા.

અત્યાર સુધીમાં મધ્યસ્થ ધારાસભામાં કોઇ પણ સ્ત્રી સભ્યે બેઠક ધરાવી નથી. એટલે સ્ત્રીઓને સ્પર્શતાં પ્રશ્નોમાં સ્ત્રીઓનું દ્રષ્ટિબિંદુ સ્પષ્ટ કરવામાં ઘણીવાર હાજત નડતી હતી. એ દ્રષ્ટિબિંદુ ચમત્કારિક જ રહી જતું હતું. હાલમાંજ, બાળલગ્ન પ્રતિબંધક શારદા કાયદામાં સુધારો કરનારાં શ્રી. બી. દાસના બીલ ઉપર ચર્ચા ચાલી ત્યારે, એક સ્ત્રી સભ્ય નીમાવા વિનંતી કરવામાં આવી હતી. અને શ્રીમતી રાજકુમારી અમૃતકુંવરને એ સ્થાને નીમવામાં આવશે એવી દરેક સંભાવના હતી. પરંતુ સરકારી નીમણુંકનો સ્વીકાર કરવા બાબતમાં મહાસભા પક્ષનો વીરોધ હોઇ, એ નીમણુંક કોઇ સ્ત્રીએ સ્વીકારી ન હતી.

હવે શ્રીમતી રાધાબાઇ સુબ્બારાયનની ચુંટણી થતાં તેઓ મધ્યસ્થ ધારાસભામાં સ્થાન લેશે અને સ્ત્રીઓના દ્રષ્ટિબિંદુનું યોગ્ય પ્રતીનીધીત્વ તેઓ ત્યાં જાળવશે એવી આપણે આશા રાખીએ.

**શ્રીમતી સુબ્બારાયનનું સન્માન :** મધ્યસ્થ ધારાસભામાં ચુંટાયલાં પ્રથમ સ્ત્રી સભ્ય શ્રીમતી રાધાબાઇ સુબ્બારાયને તા. ૧૧ મી એપ્રિલે મધ્યસ્થ ધારાસભાની બેઠકમાં સ્થાન લીધું હતું. તેજ સાંજે દિલ્હીના સ્ત્રી સમાજ તરફથી તેમનું સ્વાગત કરવામાં આવ્યું હતું શ્રીમતી હન્નાહ સેન એ સમારંભના પ્રમુખ સ્થાને હતાં. મધ્યસ્થ ધારાસભાના કેટલાક સભ્યોએ તેમને આવકાર આપ્યો હતો. અને આભાર દર્શન થઇ શ્રીમતી રાધાબાઇએ હિન્દનું ભાવિ હિન્દની મહિલાઓ સાથે સંકળાયલું હોવાનું જણાવી હિન્દના નારીસમુદાયને લાભકારી નીવડે તેવાં ધારાધોરણો ઘડવાનું ધારાસભાઓ પર દબાણ લાવવાની ફરજ હિન્દી સ્ત્રીઓને માથે રહેલી હોવાનું જણાવ્યું હતુ

**બાળલગ્ન પ્રતિબંધક કાયદામાં સુધારો** કરતાં મી. દાસનાં બીલને બન્ને સભાઓની મંજુરી મળ્યા પછી ના. ગવર્નર જનરલે પણ એને મંજુરી આપી છે. એટલે એ બીલે ૧૯૩૮ના ૧૯મા ધારાનું રૂપ ધારણ કર્યું છે અને તા. ૯મી એપ્રિલથી તેનો અમલ શરૂ થયો છે એ બીલને મંજુરી આપવા માટે એના ઘડનારા મી બી. દાસે ના. વાઇસરોય અને હિન્દી સરકારનો આભાર માની જણાવ્યું હતું કે "હવે પ્રાંતીય સરકારો અને દરેક મેજીસ્ટ્રેટોની એ ફરજ છે કે તેમણે ૧૯૩૮ના ૧૯મા ધારા દ્વારા બધાં બાળલગ્નો અટકાવી દેવાં. બધાજ સામાજીક કાર્યકરો તેમજ સ્ત્રી સંસ્થાઓને હું અપીલ કરું છું કે તેમણે પોતપોતાના ક્ષેત્રમાં

હુઘરામાઉત ખાતે તેણે છાવણી નાખી હતી. તેઓ જે સ્થાને છાવણી નાખી પડી છે તે છાવણીની આસપાસ જંગલી પહાડીની જાતીઓ રહે છે.

**સ્ત્રી ઇજનેરની પ્રતીભા :** આવતા મેથી ઓક્ટોબર મહીનાઓમા ગ્લાસગો ખાતે આખી શહેનશાહતની ચીજોનું પ્રદર્શન ભરાનાર છે એમા સ્ત્રીઓનો એક ખાસ વીભાગ રહેવાનો છે. એ મુખ્ય વીભાગની બાધકામની યોજના વીખ્યાત સ્ત્રી-ઇજનેર મીસ મારગરેટ બ્રોડી એ. આર આઇ બી. એ કરી છે. પાચે હજાર પાઉંડને ખર્ચે બંધાયલું ફેશન થીએટર યોજનાર પણ આજ સ્ત્રી-શીલ્પી છે. આ પ્રદર્શનમા બ્રીટીશ બનાવટના કાપડમાથી જ બનાવેલા જુદા જુદા પોશાકો વગેરેની ડીઝાઇનો રોજબરોજ બનાવવામા આવશે

**સ્ત્રીઓથી પીઠામાં ન જવાય :** અમેરીકામા ઘણા સમયથી સ્ત્રીઓ માટે એક કાયદો ચાલતો આવેલો છે બારમા-દારૂના પીઠામાં-જઇને સ્ત્રીઓથી દારૂ પી ન શકાય આ પ્રતીબંધ સામે કાયદાના આધારે ઘણા સમયથી લડત ચાલતી હતી. આખરે, ન્યુજર્સીની અદાલતોએ એ પ્રતીબંધને માન્ય રાખતો નીર્ણય કર્યો છે.

**મેક્ષીકોનો એક વીચીત્ર રીવાજ :** મેક્ષીકોમા એક વીચીત્ર રીવાજ છે. પણ એ રીવાજ સ્ત્રીઓને ઉમ્મરની બાબતમા ઘણી સારી જેવી છુટ આપે છે જન્મની નોધણી બાબતમા સત્તાવાળાઓ બહુ સખ્તાઇ વાપરતા નથી એને પરીણામે, સામાન્ય રીતે એવો રીવાજ પડી ગયો છે કે, છોકરીની ઉમ્મર સાત આઠ વર્ષ સુધીની થાય ત્યા સુધી, તેના જન્મની નોધ કોઇ કરાવતું નથી. અને એ પછી પણ જ્યારે એ નોધ કરાવવામા આવે છે ત્યારે જાણે તે તેજ દીવસે જન્મી હોય એવી તારીખ નોધાય છે.

આથી લગ્ન વયની થતા તેને તેની ઉમ્મર છુપાવવી પડતી નથી. હોય એના કરતા સાત આઠ વર્ષની નાની વય તે જણાવી શકે છે. અને જો કોઇ એ વાત ખોટી છે એમ કહે તો તેની સામે બદનક્ષીની ફરીયાદ માંડી નોંધણી પત્રકમાથી સાબીતી તરીકે તારીખ બતાવી શકે છે.

**કેનીયાની ધારાસભામાં સ્ત્રી સભ્ય :** કેનીયાની ધારાસભાની ચુંટણી હાલમા જ થઇ છે. એમા એક સ્ત્રી સભ્યની ફતેહ થઇ છે. ન્યાન્ઝા વીભાગમાથી લેડી સીડની ફરારની ચુટણી થતા ઠીકઠીક સનસનાટી ફેલાઇ છે.

લેડી સીડનીના હરીફ ઉમેદવાર ચી કોલવે હારવે ન્યાન્ઝાના એક જુનામા જુના વસાહતી છે. અને ધારાસભાના જુના સભ્ય છે છેલ્લા સત્તર વર્ષથી તેઓ ધારાસભામા બેઠક ધરાવતા હતા

કેનીયાની ધારાસભામા સૌથી પ્રથમ સ્ત્રી સભ્ય થવાનું માન પણ લેડી સીડની લઇ જાય છે

**લશ્કરી તાલીમ લેતી તુર્કી સ્ત્રીઓ .** તુર્કીમા સ્ત્રીઓ માટે લશ્કરી -તાલીમની યોજના કરવામા આવી છે એ પ્રકારની તાલીમ લેતી સ્ત્રીઓ માટે, કમાલ આતાતુર્કે હમણા જ નવા ધારાધોરણો કર્યા છે,

એમા સૌથી પહેલુ ફરમાન એવુ છે કે, લશ્કરી ભરતીમા દાખલ થએલી સ્ત્રીઓએ પછી તે ગમે તે વયની હોય, પણ તેમણે તેઓના અમલદારોને બરાબર પુરૂષોની જ ઢબે ચપળતાથી સલામ કરવી જોઇશે. લશ્કરી તાલીમ લેતી સ્ત્રીઓ, સત્તાવાળાઓની ધારણા પ્રમાણે પાલનનુ શીસ્ત કરતી નથી એવી ફરીયાદ થવાને કારણે આ ફરમાન કરવામાં આવ્યુ છે.

બીજા નવા ફરમાનોમા એક અગત્યનો હુકમ, સ્ત્રીઓને રૂપરંગની ટાપટીપ કરવાની મનાઇ કરે છે. કોઇ પણ પ્રકારની ટાપટીપ સ્ત્રીઓથી થઇ નહી શકે. લશ્કરી પોશાક પરીધાન કરેલી કોઇ પણ સ્ત્રી પછી તે ફરજ ઉપર હોય કે ન હોય તેનાથી જરા સરખુ પાવડર પણ મોઢે નહી લગાડી શકાય. આમ કરવાનો પહેલો જ ગુન્હો થયો હોય તો તે માટે દંડની સજા છે. અને બીજી વાર જો એ ગુન્હાનું પુનરાવર્તન થાય તો પછી જેલની સજા ભોગવવાની રહેશે.

# આંખ

" અરે, આંખ કેમ મીંચી દે છે? જરા હસ તો ખરી, શું દિવેલિયું મોં કરીને ઉભી છું!

જો પાછી આંખો બંધ કરી ખરી, તને કેટલા વખત કહું, બરાબર આંખ ખુલ્લી રાખવી છે કે નહિ?"

" નહિ રાખું જા, મારી આંખો બંધ થઇ જાય તેને હું શું કરૂં?"

" બસ, તારે ખુલ્લી રાખવી જ પડશે."

" કેમ ગૌતમ શેની ધમાલ છે?"

" મોટાભાઇ જુઓને, મારે આ તનુનો ફોટો પાડવો છે ને એ સરખી ઉભી રહેતી નથી."

" મોટાભાઇ, ગૌતમ કહે છે આંખ ખુલ્લી રાખ, આંખ ખુલ્લી રાખ, પણ મારાથી મીંચાઇ જ જાય તેને હું શું કરું?"

" અંજાઇ જ જવાય ને, તાપ કેટલો કડક છે ને તેમાં વળી આ સફેદ અગાસી, ચાલો નીચે."

" પણ મોટાભાઇ એમ આંખ મીંચાઇ કેમ જતી હશે?"

" આ સફેદ ડોળામાં કાળો ભાગ જોયો? તેની વચ્ચે આ નાની સરખી કીકી-બારી. તે અંધારામાં ખુલી જાય અને બહુ પ્રકાશ હોય ત્યારે એકદમ નાની થઇ જાય. એથી પણ વધારે પ્રકાશ હોય તો તો આંખો મીંચાઇ જ જાય. એમ મીંચાય નહિ તો હદ ઉપરાંત પ્રકાશ અંદર જઇ અંદરના નાજુક ભાગોને નુકશાન કરે.

એ બારીની પાછળ કેમેરાના લેન્સની માફક ક્રીસ્ટેલાઇન લેન્સ હોય છે. તેની પાછળ રેટિના. આખું જગત આ નાની કીકીમાં સમાઇ જાય છે. ફક્ત પ્રકાશની જરૂર. કેમેરામાં ફીલ્મ પર છાપ પડી જાય છે તેમ આંખમાં રેટિના પર છાપ પડી જાય છે. પણ રેટિના પરની છાપ ભૂસાઇ જાય તેવી હોય છે. રેટિનાની બહારની બાજુ પર કાળો પડદો હોય છે અને અંદરની બાજુ પર હજારો જ્ઞાનતંતુના છેડા

## ' કૂતરો બિલાડીનો દુશ્મન શાથી થયો ? '

તમને કદાચ નવાઈ તો લાગશે જ; છતાં જૂના જમાનામાં ' કૂતરો ' અને ' બિલાડી ' એકબીજાનાં દોસ્તો હતાં. બન્ને સાથે ફરે, રમે અને મજા કરે.

તે વખતે એક કૂતરો અને એક બિલાડી ફરવા ગયાં. ચાલતાં ચાલતાં પહોંચ્યાં એ તો જંગલમાં. ત્યાં એક ઝાડ એવું, કે, તેના ઉપર સોનાનું સફરજન લટકે. કૂતરાએ આ સફરજન જોયું. એની ઈચ્છા એ લેવાની થઈ પણ એનાથી ઝાડ પર શેનું ચડાય ?

કૂતરો બિલાડીને કહેવા લાગ્યો, ' જો તું મારો ભાગ કરે, તો એક વસ્તુ દેખાડું. ' બિલાડી કહે, ' કૂતરાભાઈ, જરુર. આટલી આટલી આપણી દોસ્તી; છતાં તમને શંકા છે ? '

કૂતરો કહે, ' જો, પેલું સોનાનું સફરજન. જા લઈ આવ. ' બિલાડી તો ઝાડ પર ચઢી ગઈ અને પેલું સફરજન તોડી લીધું. બિલાડી તો બહુ પક્કી- એટલે ઝાડ પરથી ઉતરેજ શેની ? કૂતરો તો નીચે આમ તેમ ફરે અને ભસે. છેવટે એણે તો પરશુરામની માફક પ્રતિજ્ઞા કરી, ' કે બિલાડીને દેખું, ત્યાંથી મારી નાખું. '

આ વારસો કૂતરાઓમાં ચાલુ જ છે; તેમ બિલાડીમાં બિલાડીનો વારસો ચાલુ જ છે. જેથી હજી પણ તેમને વેર છે અને તે વેર રહેશે.

હેમન્ત કોટક

---

## મેઘ રાજા

મેઘ મેઘ રાજા,
ખૂબ બનાવ્યા ખાજા;
ખાઈને થયા તાજા,
મેઘ મેઘ રાજા.

મેઘ મેઘ રાજા,
ખૂબ વાગે વાજા;
મોટરોના ઝાઝા,
મેઘ મેઘ રાજા.

મેઘ મેઘ રાજા,
મૂકશો ન માઝા;
રાખો અમ સાજા,
મેઘ મેઘ રાજા.

મહેન્દ્ર મેઘાણી

કંઇ આપે એવી નથી. તેઓ દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ કરી જીત મેળવી અહીં આવ્યા હતા. મોર્લેમિન્ટોના સુધારા સંતોષ આપે એવા ન હતા. તેથી તેમણે અસહકારનો કાર્યક્રમ હિંદને આપ્યો, અને લોકોને અહિંસક લડતનો માર્ગ બતાવ્યો. વિદેશી માલ, કોર્ટો, કોલેજો, દારૂના પીઠા, અને ધારાસભાઓનો બહિષ્કાર લોકોએ કર્યો અને હજારો માણસો જેલમાં ગયાં. દેશમા ખુબ ચેતન આવ્યું, અને દર વર્ષે મહાસભા મળતી ત્યારે વધારેને વધારે દેશ જાગૃત થતો ગયો. દેશમા નવો યુગ આવ્યો.

ઇ. સ. ૧૯૨૯ માં મહાસભાએ લાહોર મુકામે પંડિત જવાહરલાલના પ્રમુખપદે સંપૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ કર્યો. પછી હિંદને મનાવવા અને છેતરવા ગોળમેજી પરીષદ લંડનમાં ભરાઇ. આ પહેલાં દાંડીની કુચ કરી ગાંધીજીએ મીઠાનો કાયદો તોડયો હતો. પછી ગાંધી ઇરવીન સુલેહ થઇ. અને ગાંધીજી મહાસભા તરફથી લંડન ગયા, પણ ત્યાંથી આવ્યા પછી બીજીવાર લડત શરૂ થઇ અને આખા હિંદમાં સરકારે ધરપકડો અને લાઠી ચાર્જ કરી દમનનીતિ ચલાવી.

હમણાં ઇ. સ. ૧૯૩૫ નું નવું રાજબંધારણ અસ્તિત્વમાં આવ્યું છે. અને મહાસભાના બળનો સરકારે સ્વીકાર કર્યો છે. હિંદના ઘણાં પ્રાંતોમાં મહાસભાનાં પ્રધાન મંડળો રચાયાં છે, અને તેઓ લોકકલ્યાણનાં કાર્યો કરી રહ્યાં છે. આ વર્ષે મહાસભાની ૫૧ મી બેઠક શ્રી સુભાષબાબુના પ્રમુખ પદે હરીપુરામાં મળી ગઇ.

મહાસભા દિવસે દિવસે વિજયને માર્ગે પ્રયાણ કરી રહી છે.

વિક્રમસિંહ શુરજી.

કંઇ આપે એવી નથી તેઓ દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ કરી જીત મેળવી અહીં આવ્યા હતા. મોર્લેમિન્ટોના સુધારા સંતોષ આપે એવા ન હતા. તેથી તેમણે અસહકારનો કાર્યક્રમ હિંદને આપ્યો, અને લોકોને અહિંસક લડતનો માર્ગ બતાવ્યો. વિદેશી માલ, કોર્ટો, કોલેજો, દારૂના પીઠા, અને ધારાસભાઓનો બહિષ્કાર લોકોએ કર્યો અને હજારો માણુસો જેલમાં ગયાં. દેશમા ખુબ ચેતન આવ્યું. અને દર વર્ષે મહાસભા મળતી ત્યારે વધારેને વધારે દેશ જાગૃત થતો ગયો. દેશમા નવો યુગ આવ્યો.

ઈ. ... ૧૯૨૯ માં મહાસભાએ લાહોર મુકામે પંડિત જવાહરલાલના પ્રમુખ પદે સંપૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ કર્યો. પછી હિંદને મનાવવા અને છેતરવા ગોળમેજી પરીષદ લંડનમા ભરાઇ. આ પહેલાં દાંડીની કુચ કરી ગાંધીજીએ મીઠાનો કાયદો તોડયો હતો. પછી ગાંધી ઇરવીન સુલેહ થઇ. અને ગાંધીજી મહાસભા તરફથી લંડન ગયા, પણ ત્યાંથી આવ્યા પછી બીજીવાર લડત શરૂ થઇ અને આખા હિંદમાં સરકારે ધરપકડો અને લાઠી ચાર્જ કરી દમનનીતિ ચલાવી.

હમણા ઇ. સ. ૧૯૩૫ નું નવું રાજબંધારણ અસ્તિત્વમાં આવ્યું છે. અને મહાસભાના બળનો સરકારે સ્વીકાર કર્યો છે. હિંદના ઘણાં પ્રાંતોમાં મહાસભાનાં પ્રધાન મંડળો રચાયાં છે, અને તેઓ લોકકલ્યાણનાં કાર્યો કરી રહ્યાં છે. આ વર્ષે મહાસભાની ૫૧ મી બેઠક શ્રી સુભાષબાબુના પ્રમુખ પદે હરીપુરામાં મળી ગઇ.

મહાસભા દિવસે દિવસે વિજયને માર્ગે પ્રયાણ કરી રહી છે.

વિક્રમસિંહ શૂરજી.

# મોર ને ઢેલ

એક ગામની પાદરે નાનો સુંદર બાગ હતો. તે બાગમા એક મોર ને ઢેલ રહેતાં હતાં. મોર જ્યારે નાચ કરતો હતો ત્યારે એનો દેખાવ સુંદર જણાતો હતો. એનાં પીંછામાં ઝીણા ગોળ ચાંદા જણાતા હતા. એની કળા પંખાના આકારમા એના શરીર પર ભભકાભેર શોભતી.

એ પોતાના દેખાવડાપણા માટે મગરૂર હતો. ઢેલ બીચારી એના આગળ ઝાંખી પડી જતી. મોર અને ઢેલને સાથે જોનારને ઘણી વાર એમ લાગતું કે કુદરતે આ જોડું બરાબર ઘડ્યું નથી. પણ ઇશ્વર સુંદર રૂપ સાથે કેટલીક વાર ગર્વ મૂકયો છે, અને સાધારણ રૂપ સાથે કોઈ ઉત્તમ ગુણ મૂકયો હોય છે. તેમ આ જોડાને વિષે હતું. મોર ગર્વિષ્ઠ હતો; ઢેલ સ્નેહાળ હતી. બાગમાં છોકરાં રમવા જતાં ત્યારે મોર કળાથી મલકાતો, પોતાના રૂપથી ફુલાતો, ને દૂર ઉભો રહેતો. છોકરાં પાસે જાય તો એ પોતાની મોટાઇમાં દૂર જતો. ઢેલ તેમ નહોતી કરતી. છોકરાં પંપાળે તો તે તેમને પંપાળવા દેતી; છોકરાં જ્યાં જાય ત્યા તે જતી; ને તેમની સાથે તે ખુશીથી રમતી. તે મગરૂર નહોતી. કારણ કે તેને સુંદર ચાંદા નહોતા, તેને પંખા જેવી કળા નહોતી, ને તે મોરના જેવી પંચરંગી નહોતી. છોકરાં ખવડાવે તે મઝેથી ખાતી. છોકરાં તેને જોઇ રાજી થતાં. મોરના જેવી તે આડી નહોતી; તેથી તે છોકરાંને બહુ વહાલી થઇ પડી.

દિવસ જતાં શિયાળો આવ્યો. ઝાડ પરનાં પાંદડા ખરતા ગયાં ને મોર ને ઢેલનાં પીંછાં પણ ખરતાં ગયાં મોર ને ઢેલ છેક બોડા થઇ ગયાં. તેથી બંનેનું રૂપ ઘણું બદલાઇ ગયું. પીંછાં જતાં બંનેને ટાઢ વાવા લાગી. બંને માંદાં જેવાં ને ઉદાસ બની ગયાં.

બોડા શરીરવાળો ને ઉદાસવાળો મોર છોકરાંઓએ જોયો ત્યારે તેમણે તેની મશ્કરી કરી. તેઓ તેને હસ્યા ને ખિજવવા માડયાં. મોર આથી રડવા જેવો થઇ ગયો. ઢેલ મૂળથી જ સ્નેહાળ હતી. છોકરાં એની તરફ માયાળુ બન્યા. એને તેમણે અગાઉની માફક જ પંપાળી. તેઓ કહેતા કે તું કદ્રૂપી થઇ છે; છતાં, અમે તને ચાહીએ છીએ. તને મોરના જેવો ગર્વ નથી. તું સ્નેહાળ છે. તારામાં રૂપ નથી. પણ ગુણ છે.

ગોવિંદભાઈ પટેલ

---

## ટૂચકા

આજે સવારથી જ અનિલને મુંઝવણ થયા કરતી કે કંઇ પાઠ તૈયાર કર્યા નથી ને માસ્તર પૂછશે તો જવાબ શો આપવો. એ બ્હીતો બ્હીતો નિશાળે ગયો. છાનોમાનો પોતાની જગ્યાએ બેસી ગયો. ઘંટ વાગ્યો અને માસ્તર આવ્યા. બધા ચોપડી ઉઘાડીને બેઠા અને માસ્તર સવાલ પૂછવા લાગ્યા. ભૂગોળ વિષે તેમણે સૌથી પ્રથમ અનિલને જ સવાલ પૂછ્યો

માસ્તર—અનિલ ! કહે જોઇએ ઑલ્જીરિઆમાં કઇ ભાષા બોલાય છે ?

અનિલ—( જરા બ્હીતાં ) સાહેબ ઑલ્જીરીઆમાં તો 'ઑલ્જીબ્રા' ભાષા બોલાય છે.

× × ×

## પડઘો

એક અમેરિકન અને એક સ્કૉટલૅન્ડનો વતની સ્કૉટલૅન્ડના ઉચ્ચ પ્રદેશની તળેટીમાં વિહરતા હતા. એક પર્વત પાસે આવીને પોતાની હોશિયારી બતાવવા સ્કૉટે અમેરિકન સાભળી શકે તેમ મોટેથી કંઈ કહ્યું. થોડીવાર પછી તરત જ તેનો 'પડઘો' તેમને સંભળાયો એટલે સ્કૉટે અમેરિકનને કહ્યુ " તમારા દેશમાં આવું કંઇક છે ? જુઓ અમારા દેશમાં તો પર્વતો પણ પ્રત્યુત્તર આપે છે."

અમેરિકનને આથી જરા ખોટું લાગ્યું. તેણે પોતાના દેશનું માન જાળવવા કહ્યુ "અમસ્તો ગર્વ શાનો કરે છે. અમારે ત્યાં તો રૉકી પર્વતની તળેટીમા જ્યારે હું ફરવા જાઉં છું ત્યારે ત્યાં બે ચાર દિવસ રહું છું. રાત્રે ઉંઘતા પહેલાં પર્વત તરફ જોઇ હું કહું છું કે આઠ વાગ્યા, ઉઠવાનો વખત થયો. બરાબર સવારે આઠ વાગે રૉકી પર્વત મને 'આઠ વાગ્યા ઉઠવાનો વખત થયો' કહીને જાગૃત કરે છે."

વિદ્યુત્ રસ્તોગી

# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

ઘરાજમ ર। ૪ ૬૦૦ ]    સ્ત્રી ઉપયોગી સચિત્ર માસિક    [ હિન્દ બહાર ૧૦ શીલીંગ

તંત્રી ધનેશ હ. શુક્લ    સપ્ટેમ્બર ૧૯૩૭ થી ફેબ્રુઆરી, ૧૯૩૮    કાર્યાલય ૧૧૪ વિઠ્ઠલભાઇ પટેલ રોડ મુંબઇ, ૪

વર્ષ ૧૫ મું  પુસ્તક ૨૯

## અનુક્રમણિકા

### ફોટો ચિત્રો

## ચિત્રકાર-ફોટોગ્રાફર



## રાસ-કાવ્ય



## લેખ

## વાર્તા-સ્કૅચ યા નાટક



## પ્રકીર્ણ



## લેખક-લેખિકા યા સંપાદક

આજે વ્હેતો હૃદયરસ તે પ્રેમનો નેત્રમાંથી
વર્ષા કેરી ઝરમર સમાં, અશ્રુ ઉનાં દડે છે.
—રે ! રે ! માતા, સરલ-હૃદયા, માત, સંબોધવાને
'માતા' એ તો શબ્દ ગુરુ છે—માવડી તારૂં ધૈર્ય—

ઓચિંતીઁ તે બાળક મુખપાસથી
થઇ ઉભી, નિશ્ચયના બળેથી
અપૂર્વ કો તેજ મુખે છવાયું

ઘડી થંભ્યાં અશ્રુ નયન મહીં; સુસ્મીત વદને
નિશાને થંભાવી, હૃદય ધડકે, સસ્મીત વદીઃ
—વસેલી એ સ્મીતે પરમ સુખની રેખ મધુરી
અનેરી ભાવિની—અજબ સ્ફુરતી દેહ વસતી.

"આ જન્મે અપ્રાપ્ય આવો રૂપાળો !
ચાલ્યો, હાવે ના ફરી આવવાનો !
એ તો જાશે સ્વર્ગ નિર્દોષ બાલ !

કિંતુ હું ક્યાં મુજ હૃદય તો પાપ પૂરે ભરેલું:
હું તો હાવે જીવિત લગીયે, સાથ એની રહીશઃ
સ્મૃતિ કેરા પુનિત પટમાં બાલની સ્મર્ણ-મૂર્તિ
નિત્યે તાજી અનુભવીશ હું, આંસુ સારીશ સ્નેહે,
આંસુ વાટે જીવન સઘળું મુકવી નાખીશે હું;

ને જો મારા—પાપનું—પાશ્ચીતએ —

તો તો મારાં બળીઁ જઇ બધાં પાપ સ્વર્ગે જઇને
મીઠા એના મૃદુ નીરજ-શા મુખને હું ચૂમીશ.

' આનન્ત '

મોટો હોદ્દો પણ ધરાવે છે. સોવિયટ યુનિયનની લગભગ બધી સ્ત્રીઓ જાણે છે કે એક સ્ત્રી-જાણીતી લેખિકા, ઘણાં વર્ષોથી સ્વીડનમાં સોવિયટ એલચી તરીકે કામ કરે છે.

સમાન હકો એટલે એમ નથી સમજવાનું કે પુરુષ અને સ્ત્રી એ બંને જાતિ માટે એક સરખા કાયદા અને રિવાજ. એતો દિવા જેવું ચોકખું છે કે એક જાતિની પ્રચંડ બહુમતીને બીજી જાતિની ભારે બહુમતી કરતાં અમુક જ વ્યવસાય વધારે માફક આવી શકે છે. શારીરિક બળના સર્વમાન્ય તફાવત અને અમુક ઉદ્યોગો તરફની એક બીજાની વધારે પડતી વલણનું જ આ પરિણામ છે. બંને જાતિની જુદા જુદા વ્યવસાયોની પસંદગી આ વિલક્ષણતાઓ અને રસની ભિન્નતાને આભારી છે. પરંતુ સોવિયટ યુનિયનમાં સ્ત્રીને ગમે તે ધંધો પસંદ કરતી અટકાવવાનો કોઇ પણ જાતનો કાયદો નથી.

સ્ત્રીઓની મુક્તિ એજ કાંઇ સોવિયટ યુનિયનમાં સામ્યવાદની મહાન સિદ્ધિ નથી પરંતુ માતા અને તેના બાળકની ઉત્તમ બરદાસ્ત એજ સૌથી ઉત્તમ સિદ્ધિ છે. માનવ જાતના ઇતિહાસમાં અભૂતપૂર્વ એવી રીતે સોવિયટ યુનિયનમાં માતૃત્વનું રક્ષણ થાય છે. માર્ક્સના સિદ્ધાંતને સંપૂર્ણ રીતે અનુસરતા લેનિને જે પ્રમાણે પૂર્વે કર્યું હતું તે જ પ્રમાણે તેના અનુયાયી સ્ટેલીન એ વાત પર પૂરેપૂરું ધ્યાન આપે છે કે માતૃત્વની ઉમદા ફરજ સ્ત્રીને ગુલામીમાં ન જકડે અને સ્ત્રીને ગમે તે ધંધો કરવામાં આડખીલીરૂપ ન નીવડે. સોવિયટ યુનિયનમાં તબીબી ધ્યાન અને બરદાસ્તની સર્વ સામગ્રી સહિત અસંખ્ય પ્રસૂતિગૃહો સ્થાપવામાં આવ્યાં છે; આ ગૃહોમાં સોવિયટ સ્ત્રીઓ કોઇ પણ જાતની ફીના પૈસા આપ્યા વગર પોતાનાં બાળકોને ધરતી પર જન્મ આપે છે. આ પ્રસૂતિગૃહો દરેક અર્વાચીન પદ્ધતિએ પ્રસૂતિ સમયે અનિવાર્ય રીતે આવી પડતાં કષ્ટોનું નિવારણ કરે છે અને ત્યાંનું વાતાવરણ જ એવું હોય છે કે માતાના લાગણીભર્યા અનુભવોનો ભાર જ ઓછો થઇ જાય છે.

પ્રસૂતિગૃહોમાં માતાઓ પાસે વાયરલેસ ઇયરફોન તો શું પણ તદુપરાંત પોતે પ્રસૂતિગૃહમાં જ્યાં સુધી રહે ત્યાં સુધી ઘરનાં કુટુંબીજનો સાથે સંપર્કમાં રહી શકે એટલા માટે ટેલીફોનની વ્યવસ્થા પણ હોય છે. આ વસ્તુ નિહાળીને મોસ્કોમાં પ્રસૂતિગૃહોની મુલાકાતે આવનારા પરદેશીઓ વિસ્મયમાં ગરકાવ થઇ જાય છે. આ બધું તો ફક્ત માતૃત્વની બરદાસ્તની શરૂઆત પૂરતું છે. બીજા દેશની સ્ત્રીઓએ જાણવું જોઇએ કે સોવિયટ યુનિયનમાં મજૂરીએ જતી સ્ત્રીને બાળક જન્મે તે પહેલાં બે મહિનાની અને પછીના પણ બે મહિનાની પૂરા પગારે રજા મળે છે. આ બધો સમય દરમિયાન એની નોકરીની જગ્યા મુકરર કરી મૂકવામાં આવી છે કે નહિ એ વસ્તુ પર કાયદો પૂરતું ધ્યાન આપે છે. વધારામાં બાળ ઉછેર માટે માતાને અમુક રકમ મળે છે અને બાળકની જિંદગીના પ્રથમ વર્ષ માટે તેના પોષણાર્થે એને માસિક એલાવન્સ મળે છે. જ્યાં સ્ત્રી કામ કરતી હોય ત્યાં તેને પોતાના બાળકને સ્તનપાન કરાવવા માટે દર ત્રણ કલાકે અર્ધો કલાકની છૂટી મળે છે. માતા જ્યારે કામે જાય ત્યારે તે પોતાના બાળકને creche (દિવસે બાળકોની સંભાળ રાખવાની જગ્યા) માં મૂકી જાય છે જ્યાં તેની કાળજીપૂર્વક સંભાળ રાખવામાં આવે છે. જ્યારે બાળક મોટું થાય છે ત્યારે તેને બાલમંદિરમાં મૂકવામાં આવે છે, ત્યાં તે આઠ વરસનું થાય ત્યાં સુધી તેની કાળજીભરી બરદાસ્ત કરવામાં આવે છે. નવમે વરસે તેને પ્રાથમિક શાળામાં

# પ્રેમલગ્નના પડદા પાછળ

[ પ્રેમને નામે થતાં લગ્નોની પાછળ છુપાયલા
ઇતિહાસનાં પાના ઉકેલતી એક એકાંકી નાટિકા ]

લેખક : શ્રી મૂળજીભાઈ પી શાહ

## દૃશ્ય પહેલું

પાત્રો : કુમુદ : એક શ્રીમંત કુમારિકા
અંબુજ : એનો ઉમેદવાર
મોરલી : અંબુજનો મદદનીશ
ઊર્મિ : એક સેવાભાવી યુવક

સમય : ગ્રીષ્મની સન્ધ્યા
સાંજના છ

સ્થળ : આર્યવિજય લૉજ

[ રૂપ રૂપના ભંડાર જેની પાસે ભર્યા છે એવી એક લાવણ્યમયી યુવતી એક ખાટલા ઉપર બેઠી છે. વસ્ત્રપરિધાનની એની કલા કદી અપ્સરાને પણ ભૂલાવે એવી છે. માથું ઉઘાડું છે. અંબોડે બાંધેલી વેણી કંઇક કરમાયલી હોય એમ જણાય છે. મ્હેંક મ્હેંક થતી અત્તરની ખુશબો સારા યે ખંડમાં પ્રસરી રહી છે. એના વદન ઉપર કરૂણા મિશ્રિત દર્પનાં આછાં ઘેરાં છાંટણાં છંટાયાં છે. એની સામેની ખુરસી ઉપર એક પીઢ યુવક બેઠો છે. યુવક ઊંચો, સહજ જાડો, રમતરંગી અને ખાદીધારી છે. એના હાથમાં એક સીગારેટ સળગી રહી છે અને મ્હોંમાંથી ધુમાડો નીકળી રહ્યો છે. બીજો યુવક ભોંય ઉપર બિસ્તર બીછાવી બેઠો છે. એ બાંધી દડીનો અને સહેજ ઘઉંવર્ણો છે અંદર વાતચીત ચાલી રહી છે. એક ફ્રૉટ પાટલુનમાં સજ્જ થયેલો સેવાભાવી યુવક કોઇ ન જુએ એમ ઓથે છુપાઇ વાતચીત સાંભળે છે. ]

કુમુદ : અંબુજ ! ત્હમે મ્હને અહીં લાવ્યા, હું આવી, હવે ?

અંબુજ : હવે શું ?

કુમુદ : કેમ !

[ લૉજમાં કામ કરતો એક છોકરો થાળીમાં પૂરી તથા શાક લઇ પ્રવેશ કરે છે. ]

અંબુજ ( કુમુદને ) : લે કુમુદ ! જમી લે.

કુમુદ : મ્હારે નથી જમવું.

અંબુજ ( મોરલીને ) : તો જા મોરલી ! સ્ટેશન ઉપર જા, ત્યાં ફ્રુટની દુકાન છે. ત્યાંથી થોડાં ફ્રુટ લઇ આવ.

[ મોરલી ઊભો થઇ કોટ ટોપી પહેરી હાથમાં ઝોળી લઇ જાય છે. ]

અંબુજ ( છોકરાને ) : જા છોકરા ! બાજુ પર થાળી ઢાંકી દે.

[ છોકરો બાજુ પર થાળી ઢાંકી જાય છે. ]

અંબુજ : કુમુદ ! સૌંદર્યમૂર્તિ કુમુદ ! આપણે પરણી જઇએ તો ?

કુમુદ : કેટલી વખત કહ્યું કે ત્હમે મ્હને નથી ગમતા ?

અંબુજ : કુમુદ ! શાન્ત થા. લે પાણી આપું ?

[ ઊભો થઇ એક ખૂણામાં મૂકેલા લોટવામાંથી એક પ્યાલામાં પાણી કાઢે છે. ]

કુમુદ : ( સ્વગત ) જાણે આફ્રિકાનો હબસી !

અંબુજ : લે કુમુદ ! પાણી !

[ કુમુદ પાણી પી પ્યાલો નીચે મૂકે છે. અંબુજ પાછો ખુરસી ઉપર બેસી જાય છે.]

કુમુદ : અંબુજ ! ત્હમે મ્હને અહીં શા માટે લાવ્યા !

અંબુજ : ત્હને મ્હારી સાથે લગ્નબંધનથી બાંધવા.

ત્હેં મ્હને આપ્યું જ શા માટે ? અને આપ્યું તો પુરૂષ રૂપે કાં નહિ ?

અંબુજ : ( કટાક્ષથી ) પુરૂષ થતું હતું કેમ ? તું પુરૂષ થઇ હોત તો પણ તું મ્હારી જ માફક કોઇ કન્યકાને આવે જ રસ્તે મૂકત. આ જન્મે ઇશ્વરની સ્તુતિ કર. આવતે જન્મે એ ત્હને પુરૂષ ઘડશે.

કુમુદ : ( સહજ ગુસ્સામાં ) અંબુજ ! અંબુજ ! ત્હારી ગંભીર ભૂલ થાય છે. બધાંનાં હૈયાંનાં માપ ત્હારે ત્રાજવે ન તોલ. બધાંનાં અંતરને ત્હારે ચરમે ન જો ! સમજી લે કે જગતમાં સરળપણું બધું ય સૌંદર્ય તમ જેવા કાજે નથી હોતું. ( ખિન્નતાથી ) મ્હારી આશાની ઇમારત જમીનદોસ્ત થતી જાય છે. (સ્વગત) ઓ બાપુ ! બાપુ ! ત્હમને ખબર તો પછી જ હશે કે ત્હમારી લાડકી દીકરી નાસી ગઇ; પણ જ્યારે ત્હમને એમ ખબર પડશે કે એ કયા કારણસર નાશી ગઇ ત્યારે ત્હમને કેટલો બધો આઘાત થશે ! ત્હમારી કીર્તિ ! રોજ કેંકની મોટરો ત્હમારે દ્વારે અથડાય ! ઓ પ્રભુ ! હું કયાં આ હવસીને પનારે પડી ?

અંબુજ ! કુમુદ ! જરા વિચારીને બોલ. દિવાલોને પણ કાન હોય છે.

કુમુદ : દિવાલોને કાન હોય છે એટલું જ ને ? મુખ તો નથી ને ? અને જો મુખ હોત તો આ સાંભળી એટલું તો જરૂર પોકારી ઉઠત કે અંબુજ ! તું ઠગ છે, દગાબાજ છે, લૂંટારો છે.

અંબુજ : (બેપરવાઇથી) બોલી નાંખ–ત્હારે જે કંઇ બોલવું હોય તે.

કુમુદ : હું બોલી રહી છું–મ્હારે જે બોલવું હતું તે. બળતું હૈયું કેમ ન બોલે ! ત્હેં મ્હારાં અંતરમાં આગ લગાડી છે. કલંકિત થઇ કોને જીવવું ગમે ?

અંબુજ : કલંક ! કલંક વિનાનાં જીવન-શા કામનાં ? તું જોતી નથી ? કે જગતમાં અહોનિશ જેમાંથી અમૃત વરસે છે તે ચન્દ્રમા પણ કલંકિત છે.

કુમુદ : (નિશ્વાસ નાંખી) વિશ્વાસઘાત ! બેવફાઇ ! કયાં જાઉં ?

[ ઊર્મિ પ્રગટ થાય છે. અંબુજ અને કુમુદનું ધ્યાન એના તરફ ખેંચાય છે. ]

ઊર્મિ : ( અંબુજ તરફ દૃષ્ટિ કરી ) મીસ્ટર ! જરા આમ આવજો.

અંબુજ : ( એની પાસે જઇને ) કેમ ?

ઊર્મિ : ત્હમારૂં કામ છે.

અંબુજ : ઊભા રહો ! જરા આવું છું.

[ ઊર્મિ મ્હોં ફેરવી ઉભી રહે છે. ]

અંબુજ : ( કુમુદ પાસે જઇ ધીમેથી ) કુમુદ ! જો હું ત્હને ન્હોતો કહેતો કે દિવાલોને પણ કાન હોય છે. એણે સાંભળ્યું હોય એમ લાગે છે.

[ ઊર્મિ પાસે જાય છે ]

અંબુજ : Hallo mister ! [ ઊર્મિ એની સામું જુએ છે. ] કેમ ? શા કારણસર આવવું થયું ?

ઊર્મિ : મને ત્હમારા ઉપર શંકા જાય છે.

અંબુજ : શી ?

ઊર્મિ : વધારે ન પૂછો તો સારૂં. ત્હમે આ સ્ત્રી સાથે એની ઇચ્છા વિરૂદ્ધ લગ્ન કરવા માગો છો, નહિ ?

અંબુજ : ત્હમારે બીજાની વાતમાં માથું મારવાની જરૂર ?

ઊર્મિ : હું અહીંના તરૂણમંડળનો મન્ત્રી છું. મ્હારૂં નામ ઊર્મિ.

અંબુજ : તે હશો !

ઊર્મિ : મ્હને ત્હમને પૂછવાનો બધો જ હક્ક છે. એક બાળાનું અપાતું બલિદાન અટકાવવું એ પ્રત્યેક મનુષ્યની ફરજ છે.

[ મોરલી પ્રવેશે છે. આ દૃશ્ય જોઇ એ સ્તબ્ધ બને છે. ]

કુમુદ : Coming, your father

[ ઊર્મિ બહાર જાય છે. અંબુજ બારણું વાસી આવે છે.

અંબુજ ( સ્વગત ) : આવે તો ગજબ કરવા માંડ્યો છે. મનની મુરાદો મનમાં જ સમાઈ જશે કે શું ! ( પ્રગટ ) કુમુદ ! ત્હારા બાપુ આવે છે કે ?

કુમુદ : હા ! ( સિંહણશી ગર્જતી ) અંબુજ ! શું કરું કે મ્હારી પાસે પિસ્તોલ નથી, નહિ તો અંત આણત.

અંબુજ , કોનો ? ત્હારો ?

કુમુદ : ( ઉગ્રતાથી ) કોનો ? ત્હારો અને મ્હારો. હું જાત ત્હને સાથે લઈને જ– જેમ તું મ્હને લઈને આવ્યો તેમ.

અંબુજ : ( અટ્ટહાસ્ય કરી ) : પિસ્તોલ નથી એટલું જ સારું છે; પણ પછી મોરલીનું શું થાત ?

કુમુદ : મોરલી ? મોરલી જેલની દિવાલો પાછળ બેસી મ્હારાં સ્મરણગીત ગાત.

અંબુજ : જેલની દિવાલો પાછળ ?

કુમુદ : ત્હમારો મંદદનીશ ખરો ને ?

[ બારણે ટકોરા પડે છે. ]

અંબુજ : કોણ ?

[ 'ઉઘાડો ' અવાજ આવે છે. અંબુજ ડરીને બારણું ઉઘાડે છે. એક પચાસેક વર્ષની ઉમ્મરનો ગૃહસ્થ અંદર દાખલ થાય છે. એનું મુખ ખૂબ ગંભીર દીસે છે લૉંગ કોટ, ખભા ઉપર ખેસ, માથે પાઘડી અને બારીક કિનારનું બારીક ધોતિયું એણે પહેર્યાં છે એના હાથમાં ચાંદીની મુઠવાળી લાકડી છે.]

કુમુદ : કોણ બાપુ !

[ અંબુજ ઓરડીમાંથી બહાર જાય છે. શંભુપ્રસાદ બારણાં બંધ કરે છે. પાઘડી અને ખેસ ઉતારી નીચે મૂકે છે. લાકડી બારણા ઉપર મૂકે છે અને કુમુદની સામેની ખુરશી ઉપર બેસે છે. ]

શંભુપ્રસાદ ( ખિન્ન સ્વરે ) : કુમુદ ! બેટા ! ત્હને આ શું સુઝયું ? ત્હારા ઘરડા બાપની આબરૂ......

કુમુદ : બાપુ ! ન કરવાનું હું કરી ચૂકી છું.

શંભુપ્રસાદ : મ્હેં એ કળી લીધું છે. હવે કોઈ ઉપાય ?

કુમુદ : શો થશે ?

શંભુપ્રસાદ : બેટા ! ત્હેં અંબુજ સાથે લગ્ન કરવાની ઇચ્છાથી આ પગલાં ભર્યાં છે ?

કુમુદ : ના ! પણ પાપ ધોવાની ઇચ્છાથી.

શંભુપ્રસાદ : ( સહજ વિચાર કરી ) તો તું એની સાથે લગ્નથી કાં નથી જોડાતી ?

કુમુદ : ખરું કહું બાપુ ! હું એને નથી ચહાતી, મ્હારું ભોળપણ, મ્હારી જુવાની અને મ્હારા સૌંદર્યનો એણે દુરૂપયોગ કર્યો છે.

શંભુપ્રસાદ : પણ હવે એની સાથે પરણ્યા સિવાય ત્હારો છૂટકો નથી.

કુમુદ : બાપુ ! હું તો એ કાળમુખાનું મુખ જોવા પણ નથી માગતી. પાપમાંથી છૂટવાની આશાએ મ્હેં અહીં આવવું યોગ્ય ધાર્યું હતું પણ એ તો મ્હને લગ્નના બંધનથી બાંધવા માગે છે.

શંભુપ્રસાદ : બેટા ! મ્હારી તો દશા સૂડી વચ્ચે સોપારી જેવી છે. નહોતી મને ખબર કે અમૃતરના રસ્તા ભય ભરેલા હોય છે. મ્હેં તો ત્હારા ઉજ્જવળ ભાવિની આશા રાખી હતી, પણ બેટા ! ત્હારા જીવનનો ઉત્કર્ષ થવાને બદલે પતન થયું. ત્હારો વાંક નથી કહેતો. આજ ચોતરફથી બૂમો પડે છે કે કેળવણીથી કન્યાઓ મનસ્વી થઈ જાય છે, પણ એમાં દોષ કોનો ? કેળવણી આપનાર

### દૃશ્ય ત્રીજું

પાત્રો : અંબુજ
કુમુદ
ઊર્મિ
સિપાઇ

સ્થળ : અનાથાલય

સમય : મધ્યાહ્ન

[ એક ખાટલામાં કુમુદ માથે હાથ ટેકવી લગતી સૂતી છે. સામે એક આરામ ખુરશી ઉપર અંબુજ ચીરૂટના ધુમાડા કાઢતો બેઠો છે. ]

અંબુજ : ( ધીમે સાદે ) કુમુદ ! પેલા ઊર્મિએ તો આપણને અહીં પણ ન જંપવા દીધા. અનાથાલયના મંત્રી ઉપર એનો કાગળ ત્રણ દિવસથી આવ્યો છે. આપણી બધી જ બાજી પકડાઇ જશે.

કુમુદ : ( નિશ્વાસ નાંખીને ) ઓ પ્રભુ ! શું થવા બેઠું છે ?

અંબુજ : ( વિનમ્ર ભાવે ) હવે તો કોઈ થઇ શકે એમ નથી; અને જલદી લગ્ન ન કરી લઇએ તો ત્હારા બાપની આબરૂનું શું ? ( મ્હોં જરા કડવું કરી ) તું કેમ નથી સમજતી ?

કુમુદ : ( બેઠી થતાં સ્વાગત ) મ્હારા બાપની આબરૂનું શું ! ( પ્રગટ ) મી. અંબુજ ! શું મ્હારે સારૂ તમે જ લખાયા છો ? ( એક નિશ્વાસ નાંખી ) શા માટે જબરજસ્તીના સોદા કરો છો ?

અંબુજ : ( ઊભો થઇ બેપરવાઇથી ) તો તું જાણે ! હું તો જાઉં છું.

કુમુદ : ( ગભરાઇ થઇ ) એમ શું કરો છો ! હજુએ દાવપેચ રમવાના બાકી છે ?

અંબુજ : (ચીરૂટ બુઝાવી નાંખી દેતાં) હું ખરૂં કહું છું. ત્હને ખોટું લાગે છે.

કુમુદ : ( વ્યગ્રતાથી ) અંબુજ ! હું વિષમ દશામાં મુકાઇ છું. તમે મુકી છે. આ દશામાં ઓરત શું કરી શકે ? શું જિંદગીમાં ભૂલની પરંપરા થયે જ જવાની ? અંબુજ ( જરા આવેશમાં ) ભલે ત્હારી ઇચ્છા પાર પડે. ( સહેજ અટકી ) ભલે હું ત્હારી પત્ની બનું...ભલે...તું મ્હારો પતિ બને—જગતની દૃષ્ટિએ; ન મ્હારા અંતરથી કે નં પ્રેમની દૃષ્ટિએ.

[ એની આંખમાંથી આંસુ ખરે છે, નિજ સાડીના પાલવડે એ પોતાનાં આંસુ લૂંછે છે. ]

અંબુજ : ( આરામ ખુરશીમાં બેસતાં સ્વગત ) આજે મુજ આશાભૂરનના પાયા નંખાયા, ( પ્રગટ ) કુમુદ ! તું મ્હારી થઇશ એટલા જ શબ્દો મ્હારે માટે બસ છે–પછી તે ગમે તે દષ્ટિએ.

કુમુદ : છતાં ય એક શરતે,

અંબુજ : શી ?

કુમુદ : ત્હારી પહેલી પત્ની ને એનાં બાળકોને જુદાં રાખવાની.

અંબુજ : એ કેમ બને ?

કુમુદ : કુમુદના સૌંદર્યના બદલામાં એટલો ત્યાગ કંઇ જ વિસાતમાં નથી.

અંબુજ : ( સ્વગત ) ત્યારની વાત ત્યારે છે. ( પ્રગટ ) મારૂં કુમુદ ! જેવી ત્હારી મહેચ્છા ! છતાં ય કુમુદ ! આપણા આ લગ્નને દુનિયા પ્રેમલગ્ન તરીકે પીછાનશે. દંભ કર્યા સિવાય...

[ ઓરડીનાં બારણાં ખૂલવાનો અવાજ આવે છે. ]

આ શું !

[ ઊર્મિ અને એક સિપાઇ દાખલ થાય છે. ]

અંબુજ : ( સ્વગત ) નસીબ એ કમલા આગળ જ હોય છે !

ધુન આવી જ રીતે નંખાય. તું મ્હને ચાહીશ કે નહિ પણ દુનિયાની નજરે તો આપણે શીરીંફરહાદ કે રોમીઓ જુલીએટ તરીકે ઓળખાઇશું; અને આટલી મ્હોટી મહત્તા આપણને મળે એ ઓછા ગૌરવની વાત નથી. આપણે દંભ કરીએ છીએ પણ તે પ્રેમનો દંભ છે.

કુમુદ (પોતાની આંખો ઉપર હાથ મૂકી): પ્રેમલગ્નના પડદા પાછળ શું શું નહિ થતું હોય !*

[ દીપિકા ઉપર ઢળી પડે છે. ]

( પડદો )

*લેખકના પ્રગટ થનાર નાટ્ય સંગ્રહ "મેઘ ધનુષ્ય"માંથી.



## અંતરની દર્શની

કોઇ મને જીવનસંજીવની આપો
હો રાજ ! મારૂં જીવન વેરાયું ચોકમાં.
કોઇ મને અંતરની દર્શની આપો
હો રાજ ! મારૂં જીવન વેરાયું ફોકમાં.

દશ દીશ સાગર ઊછળે અવકાશી અકિનાર,
ચોકે રહી નવ તાગવા કીધો સહેજ વિચાર.
કોઈ મને જીવન સંજીવની આપો
હો રાજ ! મારૂં જીવન વેરાયું ચોકમાં.

ખોજ સુની આકાશની ન્યાળી શોધ્યું ન મેં
એવી અંતરખોજ કાં રહે છે રાતદિને.
કોઇ મને અંતરની દર્શની આપો
હો રાજ ! મારૂં જીવન વેરાયું ફોકમાં.

અજવાળાં નિરખ્યાં નહીં, અવલોક્યાં ન તિમિર,
ઢોળાયાં નયનો હવે, સૂતો આતમ-વીર.
કોઈ મને જીવન સંજીવની આપો
હો રાજ ! મારૂં જીવન વેરાયું ચોકમાં.
કોઈ મને અંતરની દર્શની આપો
હો રાજ ! મારૂં જીવન વેરાયું ફોકમાં.

"સુંદર"

# મોન્ટેસોરી પદ્ધતિ શા માટે?

લેખિકા : શ્રીમતી માલતી દવે

સૂજન જુની કહેવત છે કે જગતમાં બાળક પ્રભુનો અવતાર છે. બાળકનો આત્મા નિર્દોષ છે, એ નિર્દોષતા ને અમીભરી આંખો જોઇ કેટલાય કવિઓએ, કલાપ્રેમીઓએ, એને ગાયા છે. તેઓના આનંદમાં કલ્પનાઓ મેળવી છે. બાળકોની કાલી ભાષામાંથી કેટલાઓને પ્રશ્નવરના સંદેશ સાંપડયા છે. બાળક આનંદનું સ્થાન છે, તેની અનેક જાતની મસ્તીઓથી તે વાતાવરણને અદ્ભુત બનાવી મુકે છે. તેજ બાળકના શિક્ષણ ઉપર માબાપો ઘણોજ ઓછો વિચાર કરી રહે છે. આજનું નિર્દોષ બાળક એ આવતી કાલે પોતાની જવાબદારીનો સર્વ ભાર ઉપાડતું થશે. કુમળા ઝાડને જેમ વાળવું હોય તેમ વાળી શકાય છે, તેવીજ રીતે બાળકને પણ જેવા સંસ્કાર આપવા માગીએ તેવા સંસ્કાર તે બાળવયમાં ગ્રહણ કરી શકે છે.

ઘણાં માબાપો બાળકને બાળમંદિરમાં મોકલે છે, તે ભણવવા માટે નહિ પરંતુ ફકત તેઓ પોતાનો સમય શાંતિથી પસાર કરે અને તેમની મસ્તીથી બચે તે ખાતર બાળકને રડાવી કકળાવી મોકલે છે. પણ બાળક શાળામાં શું કરે છે? કોની સાથે શિખે છે? શું રમે છે? તેનો શિક્ષક કેવા માનસનો છે, તે વિચારવાનો જરા પણ ખ્યાલ રાખતા નથી. ફકત તેમનો એજ આશય હોય છે, કે બાળક ક્યારે જલદી લખતાં વાંચતાં શિખે. એટલા જ પુરતું તેઓ થોડું ધ્યાન આપે છે

બાળક બિચારું શાળામાં જઇ અનેક જાતની બ્હીકથી બ્હીધા કરે છે. તેના કુમળા મગજ ઉપર અનેક જાતની અજ્ઞાનતા ઉદ્દભવે છે અને કુમળુ બાળક અકાળાસે કરમાય છે.

આપણે પાશ્ચાત્ય દેશોની શિખવવાની કળાનું અનુકરણ કરીએ છીએ, પરંતુ બાળકનું ખીલી નિકળતું માનસ જોવાની દરકાર આપણે કરતા નથી,—જો કે એમ તો ન કહી શકાય કે બાળકને આપણે કેળવણી આપતા નથી.

આખુંય યુરોપ અત્યારે બાળશિક્ષણ ઉપર સંપૂર્ણ વિચાર કરી તે વિચારો અમલમાં મુકે છે. તેઓ જાતજાતના પ્રયોગો કરી અનેક જાતની નવી પ્રવૃત્તિ, નવિન શિક્ષણ પદ્ધતિઓ દાખલ કરી બાળકના માનસને ખીલવે છે. અને અત્યાર સુધીમાં એકલા ઇટાલીના ડૉ. મોન્ટેસોરીનો પ્રયોગ ફળદાયી ને આશાવંત નિવડયો છે. બાળકને જો સઘળાં સાધન ને સગવડ મળે તો તેની બુદ્ધિ આપોઆપ જ ખીલી ઉઠે છે. અને તેનો વિકાસ સાધી શકે છે. બાળક નિરોગી આનંદી ને સુંદર વ્યક્તિ બને અને સમાજ ને દેશમાં ઘણો સારો ફાળો આપી શકે એટલા જ ખાતર મોન્ટેસોરી પદ્ધતિથી બાળકને શિખવવામાં આવે છે.

અત્યારે આપણી શાળાઓમાં શિખવવાની વર્ષો પહેલાંની પદ્ધતિથી બાળકના મગજમાં બુરો જ વિકાસ સાધે છે. નિશાળની એક જ જાતની દોરવણીથી તેજ ગોખણપટ્ટીને તેના તેજ પાઠો બાળકને ભણતર તરફ અભાવ ઉત્પન્ન કરાવે છે. અને બાળક નિશાળને નામે બ્હીયે છે. સાચી કેળવણી મહેલાઇથી

# આ નવા ક્રીમમાં
# "ચામડીનું જીવનતત્વ" છે
## જેના શિવાય ચામડી સુંદર બની શકે નહીં.



ગરમ દેશોમાં તડકો, અને ગરમી સુકો પ-
ચામડીમાંનું જીવનતત્વ-સ્કીન વિટામીન' સુક
નાખે છે, એટલે એ દેશોમાં વસતી સ્ત્રીઓ
પોતાની ચામડીની ખાસ કાળજી રાખવાની જ-
છે, પણ પ્રાણીશાસ્ત્રીઓએ સૌંદર્ય જાળ-
રાખવાની અસરકારક રીત શોધી કાઢી i

'સ્કીન વિટામીન' વિના ચામડી ખડબચડી બ-
છે, તાજગી ગુમાવે છે અને ઘરડી લાગે
પોન્ડ્ઝ ક્રીમમાં આ 'સ્કીન વિટામીન'
સમાવેશ કરવામાં આવ્યો છે અને ન-
ક્રીમની અજમાયશ પછી ઘણી સ્ત્રીઓ
તેના વખાણ કર્યા છે,



**પોન્ડ્ઝ કોલ્ડ ક્રીમ**

ચામડીમાં કુદરતી તેલ રેડે છે, ચામડીને સ્વચ્છ કરે છે. તેમાં હવે 'સ્કીન વિટામીન' આવે છે.



**પોન્ડ્ઝ વેનીશીંગ ક્રીમ**

ખડબચડી ચામડી દુર કરી સુંવાળી બનાવવા અને પાવડરના બેઝ તરીકે તેનો ઉપયોગ કરો. હવે તેમાં 'સ્કીન વિટામીન' આવે છે

નવાં ક્રીમ માટે આ કુપન મોકલો.

પોન્ડ્ઝ પો. ઓ. બોક્ષ ૧૪૪, મુંબઇ.

પોન્ડ્ઝના બે ક્રીમોના નમુનાની ટયુબ મફત મને મોકલવા મહેરબાની કરશો. સાથે પોન્ડ્ઝના ફેસ પાઉડરનો સારો જેવો નમુનો મોકલશો.

નામ..........................................................

સરનામું......................................................

No, G, 26

આ નવા ક્રીમથી-અમુલ્ય 'સ્કીન-વિટામીન પાણું' મળે છે. અને ચામડીને અગાઉ કરત વધારે તાજગીભરી અને સુંદર બનાવે છે.

નવા ક્રીમ પહેલાંના જેવાંજ લેબલવાળી એજ બાટલીમાં એજ કીમતે દરેક દેકાણેથી મળે છે

મેળવી શકાની નથી અને તેનો અંત પણ હોતો નથી. બાળકની કેળવણી પણ એવાજ પ્રકારની હોય છે, કે આપણે જેને સંસ્કાર કહીએ છીએ. આપણે ધીરજ શાંતિ ને બુદ્ધિ પૂર્વક બાળકના માનસને કેળવવાનું છે. અને તેના મન ઉપર સચોટ ને સાચી છાપ પાડવાની હોય છે. ધીરજથી જ બાળક ઉંચા પ્રકારના સંસ્કાર ને કેળવણી પ્રાપ્ત કરી શકે છે.

આપણે ધારીએ છીએ એટલા પ્રમાણમાં ઘણાં બાળકોની શાંતિ જાળવવાનું ને એક જ પ્રકારનું શિક્ષણ આપવાનું સ્હેલું નથી હોતું. દરેક બાળક એક જ બાબતમાં રસ લે છે એમ નથી હોતું, પણ અમુક બાળકને શેમાં રસ પડે છે, તે જાણવાની ખાસ જરૂરીઆત હોય છે. બાળકના ઘણાં જ બારીક અવલોકન પછી તેના માટે લાંબા વખત સુધી વિચાર કરી શિક્ષક બાળકના અભ્યાસના પ્રકારનો નિર્ણય કરી શકે છે. બાળકને એક સામટા ખુબ પ્રશ્નો પૂછવાના નથી; શિક્ષકની મરજી પ્રમાણે વસ્તુઓ આપવાની નથી; પણ બાળકની આગળ ખુબ બધાં સાધનો મુકી બાળકની પસંદ કરવાની શક્તીઓ જોઇ શિક્ષક બાળકની ખરેખરી જરૂરીઆતો સમજી શકે છે. બાળ મંદિરોમાં એમ ન જ હોય શકે કે બાળક આવે કે ત્યારથી જ ચોક ને પાટીયું લઇ બેસી જાય.

એક વખત બાળકને પોતાની પસંદ કરેલી વસ્તુમાં એવો રસ પડી જાય છે, કે તે આજુબાજુની દુનિયા ભૂલી જાય છે. અને તેનું મન હમેશ તેમાંજ ગુંથાયલું રહે છે અને તેમાં તેની શોધક બુદ્ધિ કંઇ કંઇ નવું શોધી કર્યા જ કરે છે. અને તેની શક્તિઓ આપો આપજ વિકાસ પામે છે. શિક્ષકે તે એટલું જ ધ્યાન રાખવાનું હોય છે, કે બાળકનું એક કામ હાસરીયું આવ્યું ને બીન ઉપયોગી ન હોવું જોઇએ. અને એ બરાબર કરી રહે એટલે બીજા કામો તેને બતાવી શકાય છે, એટલે તે કામો આનંદ ઉત્સાહથી કરે છે. એજ તેના સેશન-પાત્ર હોય છે.

## ઝુલવું હોજી

પ્રભુધને પાદ મારે, ઝુલવું હોજી;
આત્મારામ મારે ઊડવું હોજી.
આશાનું ઓઢણું ઓઢવું હોજી,
હૈયાહિંડોલ મારે હુલવું હોજી.
કોયલને કંઠ મારે કૂજવું હોજી,
ચંદ્રને ચાંદ મારે ચૂમવું હોજી.
ઝૂ લ વું હોજી ઝૂ લ વું હોજી,
પ્રભુધને પાદ મારે ઝુલવું હોજી

મોહિનીચન્દ્ર

એજ રીતે સુધ કનાથી સ્વચ્છતાથી ને એકાગ્રતાથી, મન-ગમતા વિષયોમાં પ્રવિણ બનતા રહે છે. તેના સંસ્કાર કેળવાય છે. અને તેઓ અનેક કામમાં મસ્ત રહે છે. બાળકમાં સર્જન-શક્તિ ઘણી જ હોય છે. ને તેની ઇચ્છા પ્રમાણે રમવાથી તે અનેક જાતની શોધક શક્તિઓનો વિકાસ કરી શકે છે. તે એક માટીના ગેળા-માંથી અનેક જાતની અવનવી આકૃતિઓ બનાવે છે. અવનવા ચિત્રો દોરી શકે છે. બાળકના વિકાસને માટે શું શું કરી શકાય એજ મોન્ટેસોરી શિક્ષકોએ વિચારવાનું હોય છે.

બાળકને નિર્દોષ વાતાવરણમાં સ્વતંત્રપણે એમની રીતે અને એમની ગતિએ ખીલવી શકે એજ ઉદ્દેશ મોન્ટેસોરી પદ્ધતિનો હોવો જોઇએ; અને બાળકને ખુશીઅમ, બાગમાં કે ખુલ્લી હવામાં ફરવા લઇ જઇ એમાંથી સર્જન શક્તિ,

મંશોધનવૃત્તિ અને કલ્પનાવિકાસને સિંચન મળે છે. બાળકને સ્વતંત્ર રીતે વિચરવા દેવાથી કલ્પના શક્તિ પોષાય છે.

બાળમંદિરની યોજના કેટલાક અંશે એમ ઘડવામાં આવેલી હોય છે, કે સ્વતંત્ર શાંતિભર્યું, વ્યવસ્થિત અને સંસ્કારી વાતાવરણ હોય તેમાં શિક્ષણ લેતાં બાળકોમાં કેટલાક સુંદર તત્વો આપોઆપ જ આવે છે. આવા સંસ્કારી અને સ્વતંત્ર વાતાવરણમાં બાળકોને પોતાનું કામ જાતે કરવાનું મન થાય છે. ને તેની ટેવ પડી જાય છે. બાળકને પરતંત્ર વાતાવરણમાંથી દૂર રાખવામાં આવે તો તેની સ્વાશ્રયી બનવાની વૃત્તિને ખુબ પોષણ મળે છે.

બાળકને મોન્ટેસોરી પદ્ધતિથી શિખવવાનો ખાસ ઉદ્દેશ એટલો જ હોય છે, કે, બાળક તો એક સ્વતંત્ર વ્યક્તિ છે. અને શિક્ષકે બાળકના સ્વભાવ, ટેવો, આન્તરિક શક્તિઓ, કલ્પના બુદ્ધિ વગેરેનું અવલોકન કરી તેના વિકાસ અર્થે જોઇતું પ્રોત્સાહન, સ્વતંત્રતા અને સમજ આપવા જોઇએ.

એવી રીતે બાળકનો કુદરતી રીતે વિકાસ થઇ શકે છે. આ રીતે બાળકનું માનસ સંપૂર્ણ રીતે ખીલે છે અને ભવિષ્યમાં પોતે ઉચ્ચ પ્રકારનું જીવન જીવી શકે છે.



## રાસરસિયણ

આવો સાહેલી રાસ ખેલીએ રે લોલ
રાસમાં વસેલ દિવ્ય સ્નેહ જો—આવો.
આત્માનાં દ્વાર રૂડાં ખોલીએ રે લોલ
રેલવીએ સ્નેહની સરિત, જો—આવો.
સ્નેહનાં સુધા-સલિલ સીંચીએ રે લોલ
માનવની મરુકુંજ માંહ્ય જો—આવો.
ચાંદાનાં તેજ આવો ઝીલીએ રે લોલ
ઝીલીએ વિશદ વિશ્વ રાસ જો—આવો.
રૂપેરી આભ રૂડું શોભતું રે લોલ
જાણે પ્રભાને હોય પૂંજ જો—આવો.
તારલાને ચન્દ્ર રાસ ખેલતા રે લોલ
ચાંદનીના ચોકની મોઝાર જો—આવો.
આવો એ સૂરવાણી ઝીલીએ રે લોલ
રસ ભર નિહાળી એના રાસ જો—આવો.
ચાંદો હસે ને હસે તારલા રે લોલ
રાસથી હસે સારૂં વિશ્વ જો—આવો.
આવો રસિયણ સહુ રાસની રે લોલ
આવો સૌ ગુર્જરી ગુણવાન જો—આવો.

સ્વ. વામનપ્રસાદ અંબાલાલ ભટ્ટ

# પ્રમિલાનો પત્ર

મરાઠીના આધારે લખનાર : શ્રી. કનુ મહેતા

પ્રિય બ્હેન

તારો સવિસ્તૃત પત્ર મળ્યો; અને એ શાંતપણે વાંચી વિચારી જોયો. તારા એ કાગળનો આજે સવિસ્તર પ્રત્યુત્તર આપું છું એ તને મળ્યા પછી મારા વિષેની તારી ગેરસમજુતી દૂર થશે. અને બની શકે તો તું મારા માતપિતાનું પણ યોગ્ય પ્રકારે સમાધાન કરજે.

લગ્ન કરવા હું કેમ તૈયાર નથી. એનું કારણ તેં જાણવા માગ્યું; મારા પિતા તરફથી એ સંબંધી તને બધું કહેવામાં આવ્યું હશે, પરંતુ એ બધુ એમની રીતે જ, અને એટલે જ આ પત્રમાં હું એજ હકીકત મારી રીતે, મારી દ્રષ્ટિએ કહું છું.

લગ્ન કરવા તો હું આજે એક પગે તૈયાર થઇ રહી છું. પરંતુ માતાપિતા જે વર પસંદ કરી લાવે તે વર સાથે તો નહીં જ. જેના પર મારો પ્રેમ છે તેને જ પરણવા હું તૈયાર છું; અને મારો એ નિશ્ચય મેં પત્રદ્વારા તેમજ રૂબરૂ પણ પિતાજીને જણાવી દીધો છે. પરંતુ મારો એ નિર્ણય જાણ્યા પછી તેમની મારા પ્રત્યેની વર્તણુંક નવાઇ ઉપજે એટલી વિચિત્ર બની ગઇ છે.

ખરું જોતાં પુખ્તવયના અવિવાહિત તરુણ તરુણીઓને લગ્ન જેવા જીવનના અતિ મહત્વના પ્રશ્ન પરત્વે વિચાર અને વર્તનનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય હોવું જ જોઇએ; ચાર દિવસ ચાલનારા વસ્ત્રોની બાબતમાં પણ માણસ તેની જાત, ભાત અને સિલાઇ વિષે ઠીક ઠીક કાળજી ધરાવે છે; તો પછી લગ્ન જેવા ગંભિર વિષયમાં માતાપિતા પોતાની પસંદગી ઠોકી બેસાડવામાં કેમ ડહાપણ માને છે એ સમજી શકાતું નથી. આજે હું તેમની વીસ વરસની સુશિક્ષિત, સંસ્કારી પુત્રી પોતાના ભાવી પતિને પસંદ કરવાને તેમના મતે નાલાયક જણાઇ છું. લગ્ન જેવા ગંભીર પ્રશ્ન પરત્વે માથું મારવામાં 'માબાપનું અપમાન કર્યું', કુળને કલંક લગાડયું અને સમાજમાં ઉચું માથુ લઇ જીવવા જેવું રહેવા નથી દીધું' વિગેરે વાતો કહી તેઓ મને દીણી રહ્યા છે.

'બ્હેન ! તમે માનો છો કે મારા માતાપિતાને મારા હીતની ઉંડી કાળજી હરહંમેશ છે અને હોય જ આ વાત મારે કબુલ છે, પરંતુ ત્યારે તેમની ઉમર લાયક બ્હાલસોઇ પુત્રીના હક્ક અને ભાવનાની અવગણના કરી તેને દાબી દેવામાં તેઓ કયું હીત સાધી રહ્યા છે તે મને સમજાતુ નથી. શું આ રીતે તેઓ તેમની વ્હાલી પુત્રીને સુખી કરવા ધારે છે !

બાળક ઘોડીઆમાં પડયુ પડયું તીણા સ્વરે ચીચીઆરીઓ પાડી રહ્યુ છે, પાણ સમા પ્યારા બાળકનું દુખ જોઇ માતા આકુળ-વ્યાકુળ થઇ રહી છે, તે દોડા દેડ કરે છે. ઘડીકમાં પ્યારા બચ્ચાના કાનમાં કકડતા તેલના ટીપા નાખે છે. ઘડીમાં પેટની આંકડી માની વાતહર ગોટલી પાય છેઃ પાડોશની રામુડોશી પાસે ચૂંક ચોળાવે છે અનેક ઉપાયો કર્યાં છતાં દરદનુ સાચું કારણ તેને સમજાતું નથીઃ તેના પરના પ્રેમને લીધે તે અર્ધ ગાડી બની જાય છે; અપાર વત્સલ્યથી ઉભરાતા પ્રેમે બાળકને ગોદમા લઇ તેને સ્તનપાન કરાવે છે; પણ બાળક તો કોઇ વાતને નહિ ગણકારતાં જોસ બંધ રડયા જ કરે છે, અને અપાર, અમાપ પ્રેમ છતાં માતા બાળકને શાંત કરવામાં નિષ્ફળ જ જાય છે.

બ્હેન ! મારી બાબતમાં પણ આ બાળકની જેમ જ બની રહ્યું છેઃ માતા પિતાનો અમાપ પ્રેમ મને સુખી નહિ કરી શકે, પેલા બાળકની જેમ તેઓ તેમની રીતે મને સુખી કરવા મથે છે સાચા દર્દથી તેઓ અજ્ઞાત હોઈ તે જ હિતાભૂલ તેઓ કરી રહ્યા છે, જેવી ભૂલ પેલા બાળકની માતાએ કરી.

'એશદ શ્રીમંત, કુળવાન અને નાત જાતમાં આગળ પડતા ગણાય એવા પતિને પામું તો જ' હું સુખી થઈ શકું આવી માતા પિતાની માન્યતા છે; મારી પસંદગી તેમને ભૂલ ભરી લાગે છે. 'સંસારમાં માત્ર પ્રેમથી પેટ ભરાતું નથી પૈસો પણ જોઈએ જ; ચાર દીનની ચાંદનીની જેમ પ્રેમની કળા જગતની આંધીધૂંધીમાં અથડાતી ઝાંખી થવા માંડે છે અને છેવટે પેલા અમાસના ચંદ્રની જેમ એ કળાનો સંપૂર્ણ ક્ષય થતા જીવનમાં ઘોર અંધકાર પ્રસરે છે; પ્રમિલા કેળવાએલ છે એ ખરૂં, બુદ્ધિમાન છે એ સાચું. પરંતુ જગતનો વ્યવહાર કેટનો દુઃખદાયક છે તે પ્રમિલાના શિક્ષણ અને બુદ્ધિની સીમા બહાર છે. સંસાર રથનું ચક્ર તેના માર્ગમાં આવેલા ખાડા ખડીયામાં ક્યાં ખોટવાઈ જશે તે બિચારી તે શું જાણી શકે ? વિચિક્ષણ પુરૂષ જાતિનો હજી તેને શું અનુભવ હોય ! તેમનું પ્રેમ નાટક તેમના ઇચ્છીત પાત્રને પ્રાપ્ત કરતાં સુધી જ ચાલે છેઃ એ પ્રાપ્ત થતાં સ્નેહ જેનામાં પ્રેમ નાટક પૂર્ણ થાય છે; અને પછી...સરળ અને ભોળી ઓના નસીબમાં જીવનભરની હૈદેશા જ રહી જાય છે.' આ અને આવા જ પ્રકારની વાતો રાત દિવસ મારે કાને નાખ્યા કરી મારા નિશ્ચયમાંથી ચગાવવાને માતાપિતા મથી રહ્યા છેઃ પ્રમિલાએ તેની હઠ છોડી દઈ તેની સામે બાજઠ પર બેસાડે તે વરને વરમાળા આરોપવી એમ તેઓ કહે છે. પોતાને સુધારક કહેવડાવનાર પિતા જુનવાણી માનસને ધારણ કરી શામ દામની છળભરેલી નીતિ પોતાની પુત્રી પર અજમાવી રહ્યા છે.

મારી પસંદગીના પ્રેમલગ્નના વિરોધી તમે બધા કેમ થઈ રહ્યા છો એ મને સમજાતું નથી. આજ પર્યંત પ્રમિલાને જે વાતાવરણ, શિક્ષણ અને સંસ્કારથી પાળી પોષી અને જે, રીતે ઉછેરી, તેના પરિણામ રૂપે તેમાંથી નીપજતી વિચારસરણી પ્રમાણે તે પોતાનું ભાવિ નક્કી કરે તેમાં તેનો શો દોષ ? રાજાઓના રાજમહાલયમાં જે સુખ નથી મળતું તે ગરીબની ઝુંપડીમાં પતિ પત્ની જો સંપૂર્ણ પ્રેમથી એક બીજાને ચાહી શકે તો મેળવી શકે છેઃ આવું શીખવવામાં આવ્યા પછી આજે શ્રીમંતાઈ અને દુનીયાને દેખાડવાના માન મરતબા ને ખાનદાની જેવા કહેવાતા ગુણો તરફ પુત્રી દુર્લક્ષ કરી પ્રેમને જ મહત્વ આપે તો તેને સારૂ કોણ જવાબદાર હોઈ શકે !

અમારી બે વચ્ચે કેવો અને કેટલો પ્રેમ છે તે ઓ મારી બ્હેન !......હું કેમ કરી સમજાવું ! ઇશ્વરે હૃદયદ્વાર ઉઘાડી શકાય તેવું બનાવ્યું હોત તો પ્રેમીઓ તેમની એટલા ભક્તિભાવથી પૂજા કરત જે કોઈ ભક્તોએ કદાચ કરી નહીં હોય. અમારા ભાવિ જીવનની નૌકા, અમારા સ્થિર, સ્નિગ્ધ અને અમર પ્રેમની સહાયથી સંસારના ગમે તેવા વાવાઝોડા અને તોફાનની સામે પણ ટક્કર ઝીલી પોતાનો માર્ગ કાપશે એ હું તમને કેમ કરી સમજાવી શકું !

તમે કહો છો કે માતા પિતાએ આપણને દીનરાત સુખ દુઃખ વેઠી પાળ્યાં પોષ્યાં અને મોટા કર્યાં તો એમના સંતોષની ખાતર પણ આપણે એક વખત પ્રેમને બાજુએ મૂકવો જોઈએઃ પણ બ્હેન, તે કેમ બને ! કોઈ કોઈ વ્યક્તિઓના મન જ ફોટો-છબી પાડવાની પ્લેટ જેવાં હોય છેઃ તેમાં એક

વખત એક મૂર્તિની છાપ પડી તે પડી, બીજી મૂર્તિને પછી ઉતારી શકાની નથી મારું મન પણ એવા જ પ્રકારનું છે.

તારા પત્રમાંની કેટલીક વ્યવહારપૂર્ણ વાતો સુંદર લાગે છે. ' જગત આપણી ઇચ્છા મુજબ ચાલતું નથી. પરિસ્થિતિના પ્રચંડ પ્રવાહને નમીને માર્ગ આપવામાં જ ડહાપણ છેઃ તેની સામે થતાં તો દુખ અને મુશ્કેલીઓની ઉંડી ખાઇઓ વચ્ચે ગબડી પડવાનુ હોય છે. ભાવનાઓની સિદ્ધિ અર્થે જગતમાં જીવવું ઇચ્છવા યોગ્ય છે પણ તેનો અવ્યવહારૂ અતિરેક ઘણી વખત દુઃખદાયક થઇ પડે છે.' બ્હેન ! તમારૂ આ વ્યાવહારિક તત્વજ્ઞાન જરૂર વિચારવા જેવું હશે. પરંતુ પ્રેમ સંબંધી હું મારા વિચારો તો પણ ફેરવી શકતી નથી. ' પ્રેમમાં હું પાગલ બની ગઇ છું ' એવો તારો આક્ષેપ ખરેખર ખોટો છે. શુદ્ધ પ્રેમ પાગલ નહિ પણ પવિત્ર છેઃ તે સુરા નહિ પણ સુધા છે. મનુષ્ય જીવનમાં પ્રેમનું મહત્વ કેટલું છે તે હુ સમજી ચૂકી છું. કારણ જે પ્રેમ હું અનુભવી રહી છું એણે મને મોહ નહિ પણ ત્યાગની પ્રેરણાઓ આપી છે.

મારા વર્તનથી પિતાજીને ઉપજતા દુ:ખની મને જરાય પરવા નથી એમ કહેવું ભૂલભરેલું છે ઉલટું હું તો આ સ્થિતિ થવા બદલ અતિ દુખદાયક મુંઝવણ અનુભવી રહી છું. પિતાજીને ખાતર હું આ જન્મ ખુશીથી અવિવાહિત રહી શકીશ પણ મારી ઇચ્છા વિરૂદ્ધ મારૂં લગ્ન તો નહિ જ થવા દઉં.

જેને લગ્નનું વચન આપી ચૂકી છું, અરે ! હૃદય આપી ચૂકી છું તેને હવે છેહ દેતાં પૂર્વે હું મરવાનું પસંદ કરીશ. પુરૂષ સ્વભાવ હું જાણું છું. એવા ઘણાય દાખલા મેં જોયા છે જેમાં યુવકોએ યુવાન બાળાઓને પ્રેમને નામે છેતરી હશે પરંતુ ત્યારે સામે એવા પણ ઘણાંય દાખલા મારી જાણમાં છે જેમાં યુવતીઓએ પણ ભાવનાશાળી અને પ્રેમાળ યુવકોને ભગ્ન હૃદય બનાવી તેમનાં જીવન ધૂળધાણી કર્યાં છે. અમે આ પ્રકારના પ્રેમી નથી એવો મને આત્મવિશ્વાસ છે. અમારો પ્રેમ તમારા કહેવા પ્રમાણે પાણીના પરપોટા કે રબ્બરના ફુગા જેવો ક્ષણિક નીવડશે તો પણ તેને હુ મારૂં દુર્દૈવ સમજીશ તે બદલ કોઇને કિંચિત્ પણ દોષ દઇશ નહિ.

સ્નેહ લગ્નનો પ્રયોગ આપણા સમાજને અનુકુળ નથી, એમ કહી આપ મુરબ્બીઓની નિગાહબાની નીચેના લગ્નોની તરફેણ કરો છો પરંતુ આજે તો સૌ કોઇ જોઇ શકે છે કે એવા લગ્નોમાં સેંકડે નેવું લગ્નો એક યા બીજા કારણે નિષ્ફળ નીવડે છે. આવી

પરિસ્થિતિમાં તરુણ તરુણીઓની ભાવનાઓની, કે શિક્ષણ અને સંસ્કારની અવગણના કરી, લાકડે માંકડું વળગાડી દેવાની પદ્ધતિથી દૂર રહેવામાં જ સમાજનું હીત છે.

માતા કહે છે, દીકરી ! એક વખત લગ્નની વરમાળા પહેર્યા પછી જરૂર ભાવિ પતિ પ્રત્યે પ્રેમ ઉદ્દભવવા માંડે છે. હવે બ્હેન, તમે જ કહો, આજે આવી મનોવૃત્તિ કેળવવાથી શું આપણો લગ્ન સંસાર સુખી થઇ શકે ખરો ? પિતા કહે છે 'બેટી ! લગ્નમાં પ્રેમનો કંઇ અર્થ જ નથી; લગ્ન એટલે વ્યવહાર; વ્યવહારથી દૂર એવાં લગ્નો કદી સફળ થતાં નથી.' માતાપિતાની આવી વાતો કેટલી અસત્ય છે એ તો તમે જરૂર સમજી શકશો; માતપિતા ગમે તેમ માને પણ એટલું તો હવે ખરું જ છે કે આપણી લગ્નસંસ્થામાં આ યુગને આવશ્યક એવા મહત્વના ફેરફારની અનિવાર્ય જરૂર છે જ.

બ્હેન ! તે દિવસે ત્રિવેણીના લગ્નનો જોયેલો તમાશો આજે પણ યાદ કરું છું ત્યારે મને કંપ છૂટે છે; વરકન્યા પક્ષ વચ્ચે નાણાંની લેવડદેવડ સંબંધી પડેલો ઝઘડો, પાછી જવા તૈયાર થએલી જાનને કરેલા મનામણાં, બીભત્સ ગીતો, આ બધાય વચ્ચે બિચારી ત્રિવેણીનો તો કોઇએ ભાવ જ પૂછ્યો ન હતો; તેને બિચારીને તો તેનાથી વયમાં ગણી ઉમરના પતિ સાથે ઇચ્છા કે અનિચ્છાએ ચુપચુપ પરણી જવું પડ્યું; કયા સુખની આશાએ ! તે તો એ જાણે; અને છતાં ય આવા લગ્નો એક નહીં પણ અનેક આપણા કહેવાતા શિક્ષિત સમાજ વચ્ચે ધમધોકાર ચાલી રહ્યા છે.

'બ્હેન ! બે વર્ષ પહેલાં જ પિતાજીને તેના એક સુધારક મિત્ર મળવા આવેલા, તેણે મારા લગ્ન સંબંધી પિતાજીને પૂછ્યું. પિતાજીએ શું કહ્યું તે તું જાણે છે ! તેમણે કહ્યું: 'પ્રમિલા શિક્ષિત અને પુખ્ત વયની થઈ ચૂકી છે, તેનો વર પસંદ કરવાનું હું તેને જ સોંપવા ઇચ્છું છું.' ઓહ, આ સાંભળતાં ત્યારે મને કેટલો પૂજ્યભાવ પિતાજી પ્રત્યે ઉદ્દભવ્યો હતો ? પરંતુ આજે જ્યારે હું એ સ્વતંત્રતાનો ઉપયોગ કરવા બહાર પડી છું ત્યારે તેઓ પોતે જ મુખ્ય વિરોધ ઉઠાવી રહ્યા છે. 'પ્રેમ હોય એટલે શું ભિખારડાને પરણાવી દઉં ?' તેમનો આ જવાબ સાંભળી આજે મને થાય છે કે શું ત્યારે શિક્ષણ, સ્વાતંત્ર્ય ને સંસ્કાર વિગેરે વાતોમાં જ પૂર્ણ થતું હતું ? પ્રેમ શું માત્ર પુસ્તકોમાં આલેખવાનો જ વિષય છે ? પુત્ર પુત્રીને દેવાતું સ્વાતંત્ર્ય શું રંગભૂમિની જ વાતો છે ! ખરેખર, આને અમારા પાલકનો દોષ કે અમારું દુર્દૈવ તેજ મને સમજાતું નથી.

જો સાચેસાચ વસ્તુસ્થિતિ આમ જ હોય, જો તરુણ બાળા અને યુવાનોની ભાવનાઓ પર છૂરી જ ચલાવવી હોય તો સૌથી પહેલાં આજે તમારી શાળા અને કોલેજો બંધ કરી દો. પુત્રપુત્રીને અપાતી કેળવણીમાં તમારી રીતે મહત્વના ફેરફાર કરી નાખો. મર્જીએલા વાર્તા, નાટકો, કાવ્યો અને નોવેલો જપ્ત કરો અને નવામાં પ્રેમ પછી લગ્ન ને બદલે લગ્ન પછી પ્રેમ કરવાની રીતિનો પ્રચાર કરી, તેવી રીતે બાળકોને ઉછેરો.

નહિ તો હવે બાજી હાથથી જવા બેઠી છે, અને જશે. કહેવું કંઇ ને કરવું કંઇ, બોલવું કંઇ ને ચાલવું કંઇ, એવી વાતોથી તો હવે કોઇ ઉતરશે નહિ.

બ્હેન ! પત્ર વાંચી તને કંટાળો આવશે. પરંતુ મારું હૃદય તો તારી પાસે ખૂલ્લું કરી હું જરૂર મારો ભાર હળવો કરું છું. પ્રિયજન પાસે દુઃખ હળવું ન કરું તો ક્યાં કરું ! અને કોઇ નહીં તો કેવળ તું જ જો મારા પ્રત્યે સહાનુભૂતિ બતાવીશ તો પણ હું સંતોષ માનીશ.

લી. તારી, 'પ્રમીલા'

———x———

# કા'નજીએ દિલડાં ડોલાવ્યાં

[ ઢાળ : કે રેલભ્ભ રમવાને આવ્યાં ]

કે કા'નજીએ દિલડાં ડોલાવ્યાં
જીવન નવાંજ કાંઇ પાયાં
કે કા'નજીએ દિલડાં ડોલાવ્યાં.

રસનો મ્હેરામણ ઉલટી રહ્યો સખિ
મોરલીમાં ગીત જેવી ગાયાં
કે કા'નજીએ દિલડાં ડોલાવ્યાં.

થંભી ગયાં છે ઘેરાં જમનાનાં નીર ને
ઉરનાં ઉડાણુ યે ભેદાયાં
કે કા'નજીએ દિલડાં ડોલાવ્યાં.

મીઠો એ સૂર રહ્યો વનવનમાં વિસ્તરી
સૃષ્ટિને તીર સ્વર્ગ આવ્યાં
કે કા'નજીએ દિલડાં ડોલાવ્યાં.

જડને ચેતન ભરેલી સૃષ્ટિ રહી સાંભળી
રસનાં ઘેને સૌ ઘેરાયાં
કે કા'નજીએ દિલડાં ડોલાવ્યાં.

નયનોમાં નૂર શાં સુહાગી ભરેલ કે
હૈયામાં ચેતન પથરાયાં
કે કા'નજીએ દિલડાં ડોલાવ્યાં.

શ્યામ છબિ ત્હોય વિશ્વમોહન પ્રભાભરી
ચન્દ્રીનાં તેજ જંખવાયાં
કે કા'નજીએ દિલડા ડોલાવ્યાં,

હૈયાને ગોખ દિવ્ય નૂર એક રેલતાં
જીવને અભેદ પથરાયાં
કે કા'નજીએ દિલડાં ડોલાવ્યાં.

વિવસ્તુ

# બલિદાન

લેખક :
શ્રી. શાન્તિલાલ ભાઈશંકર ભટ્ટ

સૂર્ય નારાયણ પશ્ચિમમાં લગભગ ડુબતા જણાતા હતા. સોનેરી આકાશ પૃથ્વિ ઉપર આછો પ્રકાશ પાડતું હતું. રાત્રિનો સમય નજીદીક આવતો જણાવાથી પક્ષીઓ પોતપોતાના માળા તરફ કલ્લોલ કરતા ધસારો કરી રહ્યાં હતાં. લોકો ઉતાવળા પગે ઘર તરફ જતા જણાતા હતા. જોત જોતામાં સૂર્ય નારાયણ સંપૂર્ણ અદ્દશ્ય થયા અને શહેરની દરેક ગલીમાં રાત્રિનું સામ્રાજ્ય પ્રસરેલું જણાતું હતું. આ વખતે એક યુવક ગલીમાંથી પસાર થતો માલમ પડતો હતો. તેનો ચહેરો ઘણો જ ચિંતાતુર હતો. તેની ઉમર આશરે વિશેક વર્ષની હતી. તેનાં કપડાં લગભગ ફાટી ગયેલાં હતાં. પરંતુ બારીક નિરીક્ષણ કરતાં સ્હેજે જણાઈ આવતું કે તે કોઈ ખાનદાન કુટુમ્બનો હતો. તે કેળવાયેલ અને વિદ્વાન હતો.

તે ફરતો ફરતો ગલીના એક ઉંડલા મકાન પાસે આવીને ઉભો. ગલીમાં તદ્દન અંધારૂં હતું. અને કોઈ પણ નજરે પડે તેમ નહોતું. " ચંદ્રકાન્ત, ઓ ચંદ્રકાન્ત, " તેણે જરા ધીમેથી બારણું ખખડાવતાં બૂમ મારી. અંદરથી કોઈ પણ જવાબ મળ્યો નહિ. તેણે ફરી બૂમ પાડી " માજી, ઓ માજી, " આ વખતે બારણું વિચિત્ર અવાજ સાથે ઉઘડ્યું. "અરે હજુ દિવો પણ કર્યો નથી !" તેણે જરા ઉતાવળા થઈ કહ્યું. " માજી " તેણે ધીરેથી કહ્યું, " હજુ દીવો પણ નથી કર્યો, બ્હેન ક્યાં છે ? "

તેની મા ઘણી જ ગુસ્સે થયેલી જણાતી હતી નેમ તેના મ્હોપરથી સ્હેજે કળી શકાતું હતું. " શું મારૂં કપાળ સળગાવું ? મીણબત્તી પણ ક્યાં છે, દિવાસળી પણ ક્યાં છે ? લોકોને ઘેર તે કેટલા દિવસ એમ ભીખ માગે પાલવે. ભીખને પણ હદ હોયને ? " તેણે અંતરનો ઉભરો ઠાલવતાં કહ્યું. મા જમીન ઉપર બેસી ગઈ, " ત્હારો બાપ તો મરતો ગયો અને મારતો પણ ગયો. મ્હારૂં તો રોજ શેર શેર લોહી બળી જાય છે. "

" શું કરે છે ચંપા ? " તેણે તેની બ્હેન તરફ ફરતાં કહ્યું.

" દિવો કરૂં છું. મ્હારી બેનપણીને ત્યાંથી એક મીણબત્તી માગી લાવી છું " તેની બ્હેને કહ્યું.

તેનો ભાઈ માંદગીને બિછાને પડ્યો હતો. તેણે મોટાભાઈને જોઈને ઝીણા અવાજે કહ્યું– " ભાઈ–મ્હને બહુ ભૂખ લાગી છે. નારંગી લાવ્યા છો–મ્હેં તમને દ્રાક્ષનું પણ કહ્યું હતું તે ભૂલી ગયા બા તો ભાખરી–રોટલી આપે છે–પણ મ્હારાથી ક્યાં ખવાય છે ? "

તેણે ઉંચે આકાશ તરફ નજર કરી. તારાઓ તેની આ સ્થિતિમાં હસતા જણાયા– આસપાસ બધે જોયું તો અંધકાર રૂપી નિરાશા જણાઈ. પિતાનું મૃત્યુ તેના દુર્વ્યસનોને લીધે થયેલું દેવું–પોતાની પૈસાના અભાવે નિરાધાર સ્થિતિ–માંદગીને બિછાને ભાઈ ભૂખે–અને વગર દવાએ મૃત્યુની રાહ જોતો–આ બધું જોતાં તેને અંધારાં આવવા લાગ્યાં. તે એકદમ દાદર પરથી નીચે ઉતર્યો. તેને કાંઈ પણ ભાન નહોતું. તે નસીબ જ્યાં લઈ જાય ત્યાં જવા તત્પર થયો હતો.

લગભગ નવેક વાગ્યાનો શુમાર હશે. તે એક ગલીમાં આવેલા નીચા એક ઘાટના

# ઉષ્ણ પ્રદેશમાં

# વાળની માવજત ખાસ જરૂરી છે.



સૂર્યનો પ્રખર તાપ જ્યાં ટાલ અને વાળના મૂળને સુકવી તેને બરછટ કરી નાંખતો હોય ત્યાં તમારે તમારા વાળની ખાસ સંભાળ લેવી જરૂરી છે.

૧. ધૂળ તેમજ પસીનો દૂર કરવા અને વાળમાં કુદરતી ચળકાટ લાવવા દર અઠવાડિએ

## ટોમકો કોકોનટ ઓઇલ શેમ્પુ

વડે વાળ ધોવાનું રાખો. શેમ્પુ નાંખ્યા બાદ ગરમ પાણી લઇ વાળને ખૂબ ચોળો અને પછી ઠંડા પાણીથી સાફ કરો. આ શેમ્પુમાં શીકાકાઇ વાપરવામાં આવે છે કે જે વાળને સુંદર અને સ્વચ્છ બનાવે છે તેમજ કોપરેલ તેલ ટાલ અને વાળની કુદરતી ચીકાશ કાયમ રાખે છે.

## ૨. ટોમકો સુગંધીદાર કોકોનટ હેર ઓઇલ



દરરોજ ત્રણજ મીનીટ માથામાં ઘસવાથી લોહીનું ભ્રમણ સુધારી તમારા વાળને ભરાઉ તેમજ રેશમ જેવા સુંવાળા અને ચકચકીત બનાવશે.

ઉપરની બન્ને બનાવટો ટાળેલાં તાજાં મલબારી કોપરા પીસી તેમાંથી નીકળતાં તાજાં સાફ કરી વાસ કાઢેલા કોપરેલમાંથી બનાવવામાં આવી છે. આ ભુની દમે બનતી બન્ને ચીજોને ટોમકો લેબોરેટરીઝમાં ઊંચામાં ઊંચી રસાયણિક પદ્ધતિએ બનાવવામાં આવી છે




**ધી તાતા ઓઇલ મીલ્સ કું. લી.**

**મુંબઈ અને તાતાપુરમ્**

ટોમકો સેલ્સ ડીપાર્ટમેન્ટ
પો. ઓ. બોક્સ નં. ૫૨૮
**મુંબઇ.**

મકાન પાસે આવીને ઉભો. આસપાસ તદ્દન અંધારૂં હતું. કોઇપણ માણુમનો અવરજવર જણાતો નહોતો. મકાનની અંદર બારણાની ફાટમાંથી જોયું તો એક ઝાંખો દિવો સળગી રહ્યો હતો. અને એક યુવાન છોકરી બેઠી બેઠી રસોઇ કરતી હતી. તે કેટલી ઉંમરની હશે તે કળી શકાય તેમ નહોતું. તેણે ફાટેલું વસ્ત્ર પહેર્યું હતું. તેના શરીર પર અલંકાર જણાતા નહોતા. તે ખુબસુરત નહોતી તેમ કદરૂપી પણ નહોતી. સાધારણ હતી, પરંતુ જો સારો ખોરાક અને સભ્ય પોશાક મળે તો દેખાવડી જરૂર દેખાય તેમ હતું.

તેણે બારણું ખખડાવ્યું અને કહ્યું– "સરયુ–જરા ખોલ તો."

ક્ષણ વારમાં બારણું ઉઘડયું અને તે છોકરી ઉબર પર આવી ઉભી: "ઓહો નરેંદભાઇ અત્યારે ક્યાંથી!" તેણે સ્હેજ વિચાર કરતાં કહ્યું.

"સુધીર ક્યાં છે? હજુ નથી આવ્યો?" તેણે જરા ખેદ દર્શાવતાં કહ્યું.

"ના ઘેર નથી–તમે જાણો છો જ ને તે કોઇ નોકરીની શોધમાં ફરે છે. પણ હજુ કંઇ પત્તો લાગતો નથી. તે બિચારો બહુ જ ફાંફાં મારે છે પણ કોણ જાણે પ્રભુ કેમ તેના ઉપર કોપાયમાન લાગે છે તે સમજાતું નથી." તેણે મજાળ નેત્રે કહ્યું. "તમે પણ કેમ ઘણા દિવસથી જણાતા નથી? તમે નોકરી ઉપર ચડી ગયા?" તેણે જરા શ્વાસ લેતાં કહ્યું. "સુધીર તમને દરરોજ યાદ કરે છે. કેટલીક વખત તો મ્હને તેની બહુ જ દયા આવે છે. પણ લાચાર. હું શું કરી શકું? અને નરેન્દ્રભાઇ ખરું પૂછાવો તો ફાટેલાં વસ્ત્રથી અને ખોરાક વિના તો કેટલા દિવસ સુધી ચલાવી શકુ. મ્હને જરા પણ તે બાબતમાં ઓછું નથી લાગતું. પરંતુ લેણુ-દારો જ્યારે આવીને વચનબાણો મારી જાય છે અને કેટલાક તો અપશબ્દો પણ સંભળાવી જાય છે ત્યારે બહુ લાગી આવે છે–" એમ કહેતાં તે બિચારી રડી પડી.

"તું ડાહીને ભણેલી થઇ આમ ગાંડ-પણ શું કરે છે" નરેન્દ્રે તેને આશ્વાસન આપતાં કહ્યું. સૌ સારાવાના થશે. ધીરજની જરૂર છે. ઠીક ત્યારે હું જાઉં છું." નરેન્દ્રે કહ્યું.

"પણ જરાક તો થોભો, સુધીર હમણાં આવતો જ હશે."

"તેને ગયે તો બહુ વાર થઇ છે." તેણે કહ્યું.

"ના ના, મ્હને જવા દોને, તે આવશે તો પણ મ્હારૂં કામ સરે તેમ લાગતું નથી. તું જાણે છે ને મ્હારે જરા પૈસાની ખાસ જરૂર પડી છે. પણ તે કયાંથી આપવાનો છે કારણ કે તે પણ મ્હારા જેવો જ છે. એટલે આ વખતે માગવું પણ વ્યાજબી નથી." નરેન્દ્રે સ્હેજ નિસાસો નાંખતાં કહ્યું.

તે વળી જરા થોભ્યો અને બોલ્યો– "સરયૂ ત્હેં અભ્યાસ છોડી દીધો લાગે છે."

"મ્હને તેમ કરવાની ફરજ પડી." સરયૂએ કહ્યું "ભણતર પાછળ પૈસાની જરૂર પડે. વળી માજી ઘરમાં સખત મંદવાડમાં છે. એટલે મ્હારે ન છૂટકે નિશાળ ત્યાગી રસો-ડામાં દાખલ થવું પડયું છે.'

"ખાવાની કેટલી વાર છે" પાછળથી અવાજ આવ્યો. "પાછી વાતોએ વળી! વાતોડી!"

"હા, થઇ ગયું છે." સરયૂએ જવાબ આપ્યો અને તે અંદર દોડી ગઇ, નરેન્દ્ર પણ નિરાશ થઇ ચાલતો થયો.

તે ફરીથી પાછો ધોરી રસ્તા ઉપર આવી ઉભો. ક્યાં જવું અને શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. ઘેર પાછો જાઉં, ના ના ભાઇ ખાવા માગશે ત્યારે શું આપીશ?

કંઇ પણ લીધા સિવાય એમને એમ તો ઘેર કેમ જવાય! તે દરેકનો દેવાદાર હતો. તેનું દેવાદાર કોઇ નહતું. કોને ત્યાં જવું અને યાચના કરવી? એ ચિંતાએ તેને કોરી ખાવા માંડયો.

"કોણ નરેન્દ્ર! અત્યારે અહિં ક્યાંથી"—તેના મિત્ર અમૃતપ્રસાદે બૂમ મારી. આવ, આવ જરા ચહાપાણી તો કરીએ. અમૃતપ્રસાદ તવંગર હતો. પૈસાની તેને કિંમત નહોતી. તેણે ચાહ તથા પુરીનો ઓરડર આપ્યો. નરેન્દ્રને ભૂખ્યો ભાઇ સાંભરી આવ્યો પરંતુ તેણે વિચાર્યું કે જો હું કંઇપણ નહિ લઉં તો તેને માટે પ્રયાસ કરતો પણ અટકી પડીશ. એમ ધારી તેણે ચાહ તથા પૂરી ખાધાં. અને બન્ને છૂટા પડયા. નરેંદ્ર અમૃત પાસે કંઇ માગણી કરી શક્યો નહિ. તેને તે ઠીક ન લાગ્યું. તેની જીભ ન ઉપડી.

હવે તેને માટે એક જ સ્થાન હતું અને તે તેના મિત્ર નંદવદનનું ઘર. તે નંદવદનને ત્યાં જવા ઉપડયો. નંદવદનના મકાનની બારી બંધ હતી. તેણે બૂમ મારી તો જવાબ મળ્યો કે તે નથી. બે કલાક પછી આવશે. તેણે આમ તેમ આંટા મારવા માંડયા. રાત ઘણી વીતી ગઇ હતી. અને હવે તો તેને પોલીસની દખલગીરીનો પણ ભય લાગવા માંડયો. તે આમ તેમ ફરી બે કલાક પછી ફરીથી પાછો નંદવદનના મકાન પાસે આવ્યો. તેણે બારી ખુલ્લી જોઇ. બારણું જરા હેલતાં ઉઘડી ગયું. તે આશ્ચર્ય પામ્યો કે બારણું આટલી રાત્રે એની મેળે કેમ ઉઘડયું. તેણે ધાર્યું ભૂલથી ઉઘાડું રહ્યું હશે. તે નીસરણી ઉપર ચડી નંદવદનના સૂવાના ઓરડા પાસે ગયો. ઓરડામાં અંધારું હતું. તેણે દિવાસળી સળગાવી તેના પ્રકાશથી ઓરડામાં જોયું તો ભયથી કંપી ઉઠયો. તેણે ઓરડામાંનું રાચરચીલું અવ્યવસ્થિત જોયું. નંદવદનના ગળા ઉપર શસ્ત્રના ઘા તથા પથારી લોહીના ખાબોચીયાથી ભરેલી દીઠી. તે જીવ લઇને નાઠો. તેને ભય ઉપજ્યો કે નક્કી જો કોઇ દેખી જશે તો મ્હને જ ખુની તરીકે પકડશે. અને હું નાહક માર્યો જાઇશ. તે ઉતાવળે પગલે ગલીની બહાર જતો હતો તેવામાં તેનો મિત્ર અમર મળ્યો.

"અરે નરેંદ્ર હજુ અહિં જ ભટક્યા કરે છે; હજુ ઘેર ગયો નથી?" તેણે કહ્યું.

નરેંદ્ર કંઇ જવાબ આપ્યા સિવાય ઉતાવળે ચાલવા લાગ્યો. તેના ભયમાં ઉમેરો થયો. અમરે તેને નંદવદનની ગલીમાંથી નિકળતો જોયો હતો. કદાચ તે કહેશે અને હું પકડાઇ જઇશ. વિચારમાં ને વિચારમાં તે એક ફૂટપાથ સાથે અથડાઇ પડયો અને તેને સખત વાગ્યું તેનામાં ચાલવાની શકિત પણ નહોતી પરંતુ જીવ બચાવવાની ખાતર પરાણે સાહસ કરવા લાગ્યો. તેણે નાસી જવાનો વિચાર કર્યો પણ તેની પાસે એક પાઇ પણ ન હતી. તેની વિધવા મા, માંદગીને બિછાને પડેલો ભાઇ અને બ્હેનની શી દશા થશે! વળી પાછો વિચાર થયો કે અહીં રહીને પણ શું મદદ કરી શકીશ? જો પકડાઇશ તો તેમની દુર્દશામાં એક વધારો થશે. છેવટે તેણે નાસી જવાનો જ નિશ્ચય કર્યો. રસ્તામાં સરયૂનું ઘર આવ્યું. અંતરની ઉર્મિએ તેને ત્યાં જવા દોર્યો. તે ત્યાં ગયો. છેવટના એક વખત મળવાનો વિચાર થઇ આવ્યો.

"સરયૂ—સરયૂ"—તેણે ધીરેથી બૂમ પાડી. સરયૂ હજૂ પણ ઉંઘી નહોતી. તેને નરેંદ્રની સ્થિતિનો જ વિચાર થયા કરતો હતો એટલામાં જ નરેંદ્રનો અવાજ સાંભળીને ખડખડાટ ન થાય તેમ તે સાવચેતીથી ઉઠી બારણું ઉઘાડી ઉભી. "નરેંદ્ર, તમે જબરા ભવિષ્યવેત્તા જણાઓ છો," તેણે કહ્યું. તે વિચારમાં પડયો.

"હું તમારું કહેવું સમજ્યો નહિ"—તેણે નમ્રતાથી કહ્યું.

"અરે હું એમ કહું છું કે તમે શી રીતે જાણ્યું કે તમને અત્યારે અહિં આવવાથી લાભ થશે!" સરયૂએ કહ્યું.

"હા—પણ તમે શા લાભની વાત કહો છો તે કહો ત્યારે સમજાયને!" નરેન્દ્રે જરા ગંભિરતાથી કહ્યું.

"તમે અંદર આવો પછી બધી હકીકત કહીશ" સરયૂએ કહ્યું. બન્ને ખડકીમાં બેઠાં.

સરયૂએ સોડમાંથી નોટોનું બંડલ કાઢી નરેંદ્ર સામે ધરતાં કહ્યું—"સુધીરે આ તેને આપવાનું કહ્યું છે. મ્હેં બધી હકીકત તેને સમજાવી છે."

નરેંદ્ર ચકીત થયો. તેણે નોટો હાથમાં લીધી અને ગણી. સો રૂપીઆની તે હતી. "તમે કયાંથી લાવ્યાં?" તેણે આશ્ચર્યપૂર્વક કહ્યું.

"પિતાજીના વખતના એક શખ્સ પાસે માગતા રૂપીઆ હતા તે ઘણે વર્ષે ભાઇનું નામ પૂછતો આવી આપી ગયો છે." સરયૂએ જરાક સ્મિત કરી કહ્યું.

નરેંદ્ર શું કહેવું તેનો વિચાર કરતો હતો. તેને તો એમજ લાગતું કે હવેના વખતમાં સ્નેહ કે દાન જેવી વસ્તુજ રહી નથી, પણ આ બનાવ પરથી તેને જણાયું કે હજુ તેના સંસ્મરણો કયાંક જણાય રહ્યાં છે. તેણે વિચાર કર્યો કે મ્હારે માટે દશ રૂપીઆ પૂરતા છે બાકીના હું માજીને આપી દઇશ. તે તેને બે ત્રણ માસ સુધી તો જરૂર ચાલશે. ત્યાર પછીની સંભાળ તો હું ઇશ્વરને જ સોંપી જઉં છું." "હા. એક વાત તો રહી જ ગઇ" તેણે કહ્યું. "જો સરયૂ, જગત ભલે મને ઘાતકી કે ખૂની ગણશે પરંતુ તું તો મ્હને તેવો નહિ જ ધારે ને! કેમ ખરૂં ને?" એમ કહી તેણે નિઃશ્વાસ નાખ્યો.

સરયૂ તો અવાક બની ગઇ. તે કશું સમજી શકી નહિ પરંતુ તેના અંતરમાં કંઇક ભય ઉત્પન્ન થયો.

નરેંદ્રે ઉભા થઇ ચાલવા માંડયું. "પરંતુ તમે કયાં જાવ છો?" તેણે પાછળથી આંસુ લોતાં કહ્યું.

"નસીબ જયાં દોરે ત્યાં." નરેંદ્રે ખિન્ન અવાજે જવાબ આપ્યો અને ઉતાવળે ચાલતો થયો. સરયૂની આંખમાં આંસુ આવ્યાં અને તે કાષ્ટની પૂતળી સમી નરેંદ્રના માર્ગનું નિરીક્ષણ કરતી ઉભી રહી.

## વિધિનું વિધાન

મેંલી મહિયરનો માંડવો રે લોલ
વેલી વરે છે ઋતુ રાજ રે
વાયો વંટોળ ઘોર વાદળાં રે લોલ
નવશે નંદાય સુભાગ તાજ રે
સજની વિદાય એક વેલડી રે લોલ

ચંદા વિહોણી શરદ ચાંદની રે લોલ
સિંધુડે શોધતી સંબંધ રે
રાહુ રસ પૂજને ન ઓકશે રે લોલ
બળતી ગોરંભશું સુગન્ધ રે
સજની વિદાય ફુલ વેલડી રે લોલ.

ઓઢી ઉદાસે સાન્ધ્ય ઓઢણી રે લોલ
વિધિનું કારમું વિધાન રે
ચૂંસે સૌન્દર્ય એનાં આંસુડે રે લોલ
માણીગર માણવાની આણ રે
સજની વિદાય મુગ્ધ વેલડી રે લોલ

ગંભા સ્વરૂપ નામ નિર્મળું રે લોલ
સો યે અપૂજ્ય એનાં અંગ રે
વગડે ખીલી વિદાય વેલડી રે લોલ
વિરમે વેણુમાં સુર ગંગ રે
ઢળતી અકાળ બાળ વેલડી રે લોલ

સ્વ. વામનપ્રસાદ અંબાલાલ ભટ્ટ

ત્યારબાદ કેટલો ય સમય વિતી ગયો. નરેંદ્ર તો ન આવતો પણ તેના સમાચાર પણ બંધ પડયા. સરયૂ મુંઝાવા લાગી.

૨

"સરયૂ—સરયૂ, સાંભળતી નથી કેમ

બ્હેરી પણ છે. બારણું ઉઘાડ—જોતી નથી સાસરીઆના માણસો મળવા આવ્યા છે ?" તેની માએ જરા કર્કશ અવાજે કહ્યું.

"શું છે, જરા આરામ લેવા બેઠાં તોપણ સુખ નહિ"—તેણે બારણું ઉઘાડતાં જરા ગુસ્સો દર્શાવ્યો.

"લે આ સારાં કપડાં પહેરી લે—અને જો આ ઘરેણાં હું પાડોશમાંથી તારે માટે માગી લાવી છું તે જરા પહેર તો કંઇક ઠીક દેખાઇશ." તેની માએ જરા ધીરે અવાજે કહ્યું.

"એમાં ઠીક શું દેખાવું છે; ઠીક હોય કે તો પણ વરવિક્રય ક્યાં નથી કરવો પડતો. હું કાંઇ પહેરવા માગતી નથી—જેને પરણવું હશે તે પરણશે." તેણે બેપરવાઇથી જવાબ આપ્યો.

"અરે એમ ઓકરમત કરે એ તે કાંઇ ચાલે. શું અમને ન્યાત બહાર મૂકાવવાં છે—તારી ઉમર માટે તો હું કાંઇક કાંઇક જૂઠાણું ચલાવું છું. પરંતુ હવે તો મોટી દેખાય છે. પોલ તે ક્યાં સુધી ચાલે.

આપણી પાડોશમાં સુરેશ રહે છે તેની માએ તારાં લગ્ન કરાવ્યાં છે. તેઓને મોટી ઉમરની કન્યાની જરૂર છે અને વિશેષમાં કાંઇ પૈસા આપવાના નથી."

નરેન્દ્રના અત્યાર સુધી કંઇ સમાચાર ન આવવાથી તે કદાચ મરી ગયો હશે અગર તેણે આપઘાત કર્યો હશે એમ મન વાળી સરયૂ બેઠી હતી. લગ્ન નક્કી થયાં. સરયૂએ રાજીખુશી બતાવી.

આજે સરયૂના લગ્નનો દિવસ છે. ઘરમાં ધામધુમ થઇ રહી છે. જાન પણ આવી પહોંચી. સરયૂની સખીઓ તેને વસ્ત્રાભૂષણ પહેરાવે છે, એટલામાં જાન તરફથી એક માણસ આવ્યો અને સરયૂની મા સાથે એકાંતમાં વાત કરવા લાગ્યો. સરયૂની માનું મ્હોં ઉતરી ગયા જેવું લાગ્યું. જાન પક્ષના માણસોએ પૈસા કઢાવવાનો પેતરો રચ્યો લાગતો હતો. તેમણે ચારસો રૂપીઆની માગણી કરી નહિ તો વર પાછો લઇ જવાની ધમકી આપી. સુધીર તથા તેની માના મનમાં ગભરાટ પેઠો. હવે શું કરવું ? આ વખતે ચારસો રૂપીઆ ક્યાંથી લાવવા !

૩

સરયૂની મા તો સ્ત્રીજાતિના સ્વભાવ મુજબ ઘરમાં બેસી રડતી હતી. બહાર જાનના માણસો-જવાબની રાહ જોતા હતા. સુધીર પણ વિચારમાં પડયો હતો. ઘેરથી આવેલો વર પાછો જાય ન્યાતમાં આબરૂ જાય. નાક

"કોણ સુધીર, અત્યારે ક્યાં જાય છે! કેમ સારૂ ખૂશીમાં છે ને." નરેંદ્રે બહુજ ધીમા અવાજે કહ્યું.

સુધીર પોતે ક્યાં જાય છે ને કેમ જાય છે તે નરેંદ્રને સમજાયું.

"સારૂ, જઇ આવ." નરેંદ્રે જવાબ આપ્યો. "હું અહિંજ ઉભો છું. પછી મ્હને મળજે."

વર પક્ષના માણસો કંઇ પણ જવાબ ન મળવાથી રિસાઇને પાછા ચાલ્યા ગયાં હતા. જાનનાં માણસો પણ પોતાને જમવાનું નહિ મળવાથી રોષે ભરાયા.

પાંચજ મીનીટમાં સુધીર પાછો ફર્યો. નરેંદ્ર પણ ત્યાંજ ઉભો હતો.

"મ્હારી માગણી નામંજૂર થઇ. વળી વિશેષમાં અપમાનકારક શબ્દો સાંભળી પાછો આવ્યો છું." સુધીરે કહ્યું. "તેણે બીજા માણસ સાથે નક્કી કરી દીધું છે."

"ચાલ સુધીર, એમાં હિંમત શું હારી જાય છે! હું તને પૈસા અપાવું." નરેંદ્રે જરા સ્મિત કરતાં કહ્યું.

સુધીર જરા વિચાર કરી બોલ્યો, "નરેંદ્ર મ્હારી મશ્કરી શું કામ કરે છે! હું ખરેખર અત્યારે દુઃખી છું. તું ક્યાંથી લાવી આપવાનો છે!"

નરેંદ્રે કાંઇપણ જવાબ નહિ આપતાં પાસેથી જતી ગાડી ઉભી રખાવી. બન્ને તેમાં બેઠા. દશ મિનિટમાં ગાડી પોલીસ સુપ્રી. ના બંગલે આવી પહોંચી સુધીર જરાક ગભરાવા લાગો. નરેંદ્રે તેનો હાથ દાબ્યો અને કહ્યું. "મૂર્ખાઇ કરીશ નહિ. તું જાણે છે હું આ જીંદગીથી ઘણોજ કંટાળી ગયો છું. ભૂખ સહન થતી નથી. ખુલ્લે મોંએ ફરાતું નથી. જીવન અકરૂં થઇ પડ્યું છે, આપઘાત કર-

વાનોજ વિચાર કરતો હતો પરંતુ સરયૂના લગ્નની ખબર પડતાં પ્રત્યક્ષ નહિ તો આત-રીક્ષ રીતે પણ બે આશીર્વચનો આપવાજ આવ્યો હતો. મ્હેં છૂપી રીતે બધી હકીકત જાણી છે. જે મિત્રને–જે સરયૂને ખરા અંત-રથી ચાહું છું તેને મદદ કરતાં પ્રાણ જાય છે એમ સમજીને મારૂં મૃત્યુ ગતે જશે. સમજ્યો ? પોલીસ સુપ્રી સાહેબ આગળ હાએ હાજ કરજે." એમ કહી ટૂંકાણમાં તેણે બધી હકીકત સુધીરને સમજાવી.

" પણ તું મિત્રદ્રોહી, ઘાતકી,—" બસ કર, મ્હારે તારૂં કશું સાંભળવું નથી. " નરેંદ્રે જરા કડકાઇથી કહ્યું.

સુધીરે પોલીસને હકીકત જણાવી જમા-દાર નરેંદ્રને સાહેબ પાસે લઇ ગયો. તેની દાયરી કરવામાં આવી. નંદવદનના ખૂની તરીકે તેને જેલમાં લઇ જવામાં આવ્યો. સરકારે જાહેર કર્યા મુજબ નરેંદ્રને પકડવા બદલ સુધીરને રૂા. ૧૦૧૦) હજાર ઇનામ આપવામાં આવ્યું.

સુધીરે નરેંદ્ર સામે જોયું. તેણે સામું સ્મિત કર્યું. જાણે એમ ન કહેતો હોય કે જે જીંદગી તે ગુજારતો હતો તે કરતાં આ મૃત્યુને તે વધાવી લે છે તેમ આનંદી દેખાવા લાગ્યો.

સુધીર થરથરતા પગે ઘેર આવ્યો. આ વખતે વરપક્ષવાળા રિસાઇ ઘેર ચાલ્યા ગયા હતા. સરયૂનું લગ્ન બંધ રહ્યું હતું. ઘરમાં બધે શૂન્યકાર છવાયો હતો. તેની મા એક બાજુ રડયા કરતી હતી. સુધીરના નાના ભાઇએ કહ્યું. " ભાઇ હવે કશી ચિંતા નથી–સરયૂના લગ્ન મુલતવી રહ્યાં છે. તે તો પેલી મુંગી છોકરી સાથે પરણ્યો. "

સુધીર આ સાંભળી અવાચક બની ગયો. " અરે પ્રભુ તું શું કરવા બેઠો છે ! નરેંદ્ર મ્હેં તને નાહક મારાઓના હાથમાં સોંપ્યો. મિત્ર મિત્રના હાથેજ મરાશે. વિધાતા ત્હારી ગતિને કોણ જાણે છે ? " સુધીરે ઉંડો નિશ્વાસ નાખ્યો.

" શું કહ્યું ! " એમ કહેતાં દરેક સુધીરને વિંટળાઇ વળ્યાં. માત્ર સરયૂજ પોતે બેઠી હતી ત્યાંથી ન ઉઠી. તે સમજી ગઇ. બેભાન થઇ ભોંય પર પડી. તે દિવસે રાતના શબ્દો યાદ આવ્યા. " સરયૂ–બીજા ભલે મ્હને ઘાતકી કે ખૂની માને પણ તું તો નહિ માનેને ! "

---

## કેમ ?

[ પૃથ્વી ]

બધો દીપક કેમ શય, પ્રિય, હોલવાઇ, અરે ?
બુઝયો મરુત વાળતાં કરથી પાલવે એ ખરે !
અરે, મધુરું પુષ્પ આ ક્યમ સૂકાઇ આવું થયું ?
બળેથી જકડી દીધું વિરહદગ્ધ દેપાયકું !
અને અવિતસ્રોતમાં જલ વિના શું પક્ષી ભમે ?
બાંધ્યો અતીવ લોભથી જલપ્રવાહને બન્ધ ર્હે !
ગયા તૂટી ય તાર શું મધુરવી વીણાના બધા ?
અખણ્ડ સૂર કાઢતાં અતીવ તાર એ તાણતાં !*

રસિક ચિ. ત્રિપાઠી

---

* રવિબાબુના એક સૂત્ર ઉપરથી.

તેમણે છેવટે પોતાની સમ્મતિ જણાવી હતી એવું 'બૉમ્બે ક્રોનીકલ' પત્રે જણાવ્યું છે. જે વસ્તુ અનિષ્ટ હોય તેની પ્રત્યેની આપણી અસમ્મતિ નિષ્પ્રયોજન હોય અથવા આપણી અસમ્મતિની અસર થાય એવું ન હોય તેટલા માટે તેને સમ્મત થવું એ એક પ્રકારની નબળાઈ છે એવું અમારું માનવું છે શ્રી કૃષ્ણારામને આ લગ્ન નાપસંદ હતું તો તે પોતાનો વિરોધ કાયમ રાખી શક્યા હોત અને તેમાં ભાગ ન લેતે એટલું તો જરૂર કરી શક્યા હોત તેને બદલે આ લગ્ન ખૂબ ધમાલ અને ઠાઠમાઠથી કરવામાં આવ્યાં હતાં તેમાં શ્રી કૃષ્ણારામ હાજર હતા એટલું જ નહિ પરંતુ તેમણે એ લગ્નનિમિત્તે ભભકાદાર ગાર્ડન પાર્ટી આપી હતી ! નિરુપાયે સમ્મત થવાના આ ચિહ્ન ન જ ગણાય.

શ્રી ચિન્તામણી ( લીડરના તંત્રી ) સર તેજ બહાદુર સપ્રુ ઑન. શ્રી આર શુક્લ, ન્યાયમૂર્તિ યુ એસ. બાજપાઈ પ્રોફેસર અમરનાથ ઝા, મીસ્ટર અને મીસીસ ભોગાનાથ ઝા, ડૉક્ટર ભટ્ટાચાર્ય વગેરે અલાહાબાદના અનેક સ્થાનિક અને સુશિક્ષિત સ્ત્રીપુરુષો આ લગ્નમાં અને પાર્ટીમાં હાજર હતાં એ ખરેખર આપણને દુઃખ અને શરમ ઉપજાવે એવી બીના છે આ લગ્નવિધિ બનારસના બે અતિવિદ્વાન પંડિતોએ કરાવ્યો હતો એમ છાપામાં પ્રસિદ્ધ કરવાનો હેતુ આવા અનિષ્ટ લગ્નને પ્રતિષ્ઠા આપવાનો હશે ?

આ લગ્નના સંબંધમાં છાપાઓમાં એક બીજી બાબત પ્રત્યે ખાસ ધ્યાન ખેંચવામાં આવ્યું છે અને તે શ્રી લલનપ્રસાદની પ્રથમ પત્નીએ કાઢેલા ઉદ્ગાર સંબંધી છે ' મ્હારા પતિના નવા ઘરસંસારમાં રહીને એક હીન દાસી તરીકે સ્થાન મળે તો પણ હું સંતુષ્ટ છું " એવા શબ્દો આ બિચારી નિર્દોષ બાઈએ કાઢેલા, છાપાઓમાં પ્રકટ થયા છે અને આ શબ્દો એ હિન્દુ સ્ત્રીની ઉન્નત આદર્શ પતિપરાયણતા અને સતીત્વની ઉચ્ચ ભાવનાના નમૂના તરીકે અતિ પ્રશંસાત્મક વાક્યો સાથે છાપાઓમાં પ્રકટ કરવામાં આવ્યા છે આ બાબતમાં અમારો ભિન્ન મત છે અમે નોંધવા માગીએ છીએ પતિના સુખદુઃખના સમભાગી થવું, પોતાનાં સુખસગવડનો પતિના સુખની ખાતર ભોગ આપવો, પતિના સુખ માટે દુઃખ કષ્ટ વેઠવું, પતિની ઇચ્છાને, પોતાની ઇચ્છાઓ, આકાંક્ષાઓ અને અભિલાષાઓ દબાવી દઈને પણ આધીન થવું—આ બધાં પતિપરાયણ હિન્દુ સ્ત્રીનાં મુખ્ય લક્ષણ ગણાય છે એ અમે સ્વીકારીએ છીએ. જો કે પતિની કોઈ પ્રકારની ફરજ ગણવામાં આવતી નથી અને એવા સ્વાર્થત્યાગની આશા પતિ પાસે રાખવામાં પણ આવતી નથી પરન્તુ એ બાબત અહીં પ્રસ્તુત નથી

પરંતુ આ પ્રકારના સ્વાર્થત્યાગની પણ હદ હોય છે- હોવી જોઈએ પતિ પોતાને તરછોડી બીજી મનગમતી કન્યા સાથે ફરી લગ્ન કરે તેમાં પહેલી પરિણીત સ્ત્રી વિરોધ ન કરે, માર્ગમાં અડચણ ન નાખે અને પોતે એ આવી પડતી દુઃખદ સ્થિતિ ધૈર્યથી અને શાન્તિથી સહન કરી લે એ પણ સમજાય તેવું છે પરન્તુ એવી રીતે પોતાનો વિના વાંકે ત્યાગ કરનાર પતિના નવા સંસારમાં તેની હીન દાસી " થઈ રહેવાની ઇચ્છા એ કોઈ પણ સ્ત્રીના સ્વમાનનો ભંગ કરનાર ગણવું જોઈએ અને એવી સ્વમાનહીન સ્ત્રી પ્રશંસાને નહિ પણ કેવળ દયાને પાત્ર ગણાવી જોઈએ શ્રી લલનપ્રસાદના પ્રથમ પત્ની કદાચ આજના જમાના મુજબના સુશિક્ષિત નારી નહિ હોય જૂના સંસ્કાર, પતિના ગૃહમાં સ્ત્રીઓના સ્થાનના જૂની પ્રથા મુજબના વાતાવરણમાં એ ઉછરેલા હશે, એટલે એમની આ વૃત્તિ સમજાય તેવી છે, અને તે માટે તેમને દોષ દેવા જેવું નથી પરન્તુ જાહેર છાપાઓ આ વૃત્તિની પ્રશંસા શા માટે કરે છે, તે સમજાતું નથી. નિર્દોષ, ત્યક્તા સ્ત્રી, જીવનમાં પતિસુખ, ઘરબારનું સુખ, સમાજમાં પ્રતિષ્ઠા વગેરે બધું ગુમાવે, આર્થિક વિટંબણા વેઠે અને તે ઉપરાંત પોતાની એક કિંમતી મિલ્કત-પોતાનું સ્વમાન-તે પણ ગુમાવે એવી શું આ છાપાના તંત્રીઓની ઇચ્છા છે ? અમે નથી ધારતા કે આજની કોઈ શિક્ષિત સ્ત્રી ઉપર જણાવ્યા તે સંજોગોમાં પતિની ' હીન દાસી ' થઈને રહેવાની મનમાં પણ કલ્પના કરે શા માટે કરે ? એની વૃત્તિ તો એવી હોવી જોઈએ કે જે પતિએ એનું જીવન નષ્ટ કર્યું, જેણે એને વિના વાંકે તરછોડી તેણે લગ્નની પવિત્ર પ્રતિજ્ઞાઓનો

ભય આચરણ વગેરેમાથી મુક્તિ આપવા માટે લગ્નવિચ્છેદની જરૂર છે તેટલી જ—કદાચ તેથી પણ વધારે—આવા લગ્નો અટકાવવા માટે પણ લગ્નવિચ્છેદના કાયદાની જરૂર છે એ સ્પષ્ટ સમજાય તેવુ છે જે સજોગોમા આ લગ્ન થયુ છે તેવા સજોગોમા આ લગ્નવિચ્છેદ થઇ શકે જ નહિ, અને લગ્નવિચ્છેદ થાય નહિ તો એવા લગ્નો પણ થઇ શકે નહિ—એટલે આવા લગ્નોનો ભય ટાળવા માટે અમે લગ્નવિચ્છેદની હિમાયત કરીએ છીએ.

( જ્યોતિર્ધર ) ૭૧૦

## [ ૨ ] ફેલોશિપ સ્કુલનું કલાપ્રદર્શન

સહશિક્ષણ પદ્ધતિ વિષે તરફેણમા અને વિરોધમા સખ્યાબધ દલીલો હજી આજેય થયા કરે છે, છતા એ શિક્ષણપદ્ધતિનો લાભ હમણા હમણા વધારે પ્રમાણમા લેવામા આવે છે અને બાલક બાલિકાઓના શિક્ષણવિકાસમા એ પદ્ધતિથી ચોક્કસ પ્રકારનો લાભ થાય છે એ બાબતમા હવે ઝાઝી શકા રહી નથી અલબત્ત, દોષ જ જોવા જનારાઓ તો ગમે તેમાથી તે જડી આવે એમ છે પણ સામાન્ય દ્રષ્ટિએ એનો વિચાર કરવામા આવે તો એમા દોષ કરતા લાભ વિશેષ છે એમ માલમ પડી આવ્યા વિના નહિ રહે

મુબઇમા સહશિક્ષણની પહેલ કરનારી જે શાળાઓ છે તેમા ફેલોશીપ સ્કુલનુ સ્થાન આગળ પડતુ જ નહિ પણ પ્રથમ આવે છે એ શાળાએ નવીન પદ્ધતિથી શિક્ષણનો પ્રયોગ શરૂ કર્યો એને દશ વર્ષ થઇ ગયા અને તેથી એપ્રીલ માસની આખરે એ શાળાએ દશ વર્ષનો ઉત્સવ ઉજવ્યો હતો એ ઉત્સવને અગે યોજાયલા કાર્યક્રમમા શાળાની છેક નાની મોન્ટેસોરી વર્ગની વિદ્યાર્થિનીઓથી માંડીને ઉપલા ધોરણની વિદ્યાર્થિનીઓએ પણ ભાગ લીધો હતો એમા એ બાલિકાઓની વિવિધ પ્રકારની કળા અને બુદ્ધિનો વિકાસ થયેલો સ્પષ્ટ જણાઇ આવ્યો હતો રમતગમતો, નાટ્ય પ્રયોગો, વેશવિધાનની કળા વગેરેમા બાલિકાઓની બુદ્ધિનો વિકાસ સ્પષ્ટ આગળ તરી આવતો હતો કેટલીક બાબતમા તો, બાળકો કરતા બાલિકાઓની શક્તિનો વિકાસ વધારે સારી રીતે થયેલો જણાઇ આવતો હતો

એ ઉત્સવને અગે, મોન્ટેસોરી વર્ગના બાળકોથી માંડીને તે છેક ઉપલા વર્ગના વિદ્યાર્થીઓના હસ્તકલા ઉદ્યોગના તેમજ ચિત્રકળાના પ્રદર્શનમા જે જુદા જુદા નમુનાઓ રજુ કરવામા આવ્યા હતા તે નમુનાઓ પણ ઉપલા વિધાનને પુષ્ટિ આપે એવા છે મોન્ટેસોરી વર્ગની નાની નાની ત્રણ, ચાર અને પાચ વર્ષની બાલિકાઓએ દોરેલા ચિત્રો, તેમણે બનાવેલા માટીના રમકડા અને બીજા અનેક પદાર્થો, તેમણે ગૂથેલી નાની નાની થેલીઓ બાળકોના હાથને યોગ્ય તાલીમ આપવામા આવી હોય તો કેવી કલા સર્જાઇ શકે છે તેનો ખ્યાલ આપતી હતી વળી, એ બધી વસ્તુઓ ચોક્ખી હતી એ બાળકોને આવી વસ્તુઓ તૈયાર કરવામા કેવી ચોક્ખાઇ રાખવી જોઇએ તેનુ સૂચન કરે છે

આ બધી વસ્તુઓને કલાયુક્ત રીતે ગોઠવીને પ્રદર્શનમા રજુ કરવામા આવી હતી. એના કરનાર બાળકનુ નામ અને વય એની સાથે જોડેલા હતા એ રીતે એ વસ્તુ તૈયાર કરનાર બાળકના વિકાસનો અચ્છો ખ્યાલ આવી શકતો હતો

ચિત્રકળાના વિભાગમા રજુ થએલી સખ્યાબધ કૃતિઓ, એ વિભાગમા બાળકોએ સુદર વિકાસ સાધ્યાની પ્રતીતિ કરાવે છે વળી આ વિભાગમા રજુ થએલી કૃતિઓનો મોટો ભાગ બાલિકાઓની જ કૃતિનો હતો એ ખાસ નોંધ યોગ્ય બીના કહેવાય. પ્રાયમરી ધોરણની બાલિકાઓએ, તેમની કલ્પનાને સારી વિકસાવી હતી તેમણે, રગલાકડીથી દોરેલા વિવિધ ચિત્રો, અને વિવિધ આકૃતિઓ, નાની વયમા પણ તેમની નિરીક્ષણશક્તિ કેટલો વિકાસ પામી છે તેનુ સૂચન કરતી હતી નાના બાળકોના પ્રદર્શનો વિલાયતમા ઘણા ભરાય છે એવા પ્રદર્શનમા આમાની કેટલીક કૃતિઓ તો જરૂર સ્થાન લઇ જાય એવી હતી

પણ ચિત્રકળા વિભાગમા રજુ થએલી કેટલીક કૃતિઓ તો રગની અજબ મીલાવટને કારણે ઉચ્ચતર પ્રકારની કલાકૃતિઓ બની રહી હતી ખાસ કરીને, મજુલા, શીલા એ બહેનોની કૃતિ

નોંધવાનો તેનો કાર્યક્રમ છે. સરકારી ખાતાંઓ ખાસ કરીને વિગ્રહ કચેરીના સહકાર સાથે એ સંસ્થા કામ કરી રહી છે. એ સંસ્થાના પ્રમુખ લેડી લંડનડરી, અને વિગ્રહ ખાતાના પ્રધાન મી૦ હોર બેલીશાએ થોડા સમય પરજ આ બાબતમાં મંત્રણાઓ પણ કરી હોવાનું જણાવામાં આવ્યું છે.

લેડી લંડનડરીની સંસ્થાને ટેકો આપનારી જાણીતી વ્યક્તિઓમાં માર્સીશ હેક્ટર મુનરો ફ્રગ્યુસન, કમાન્ડર ઇન ચીફ લેડી લેડિસબરો, લેડી બીડલટન, લેડી વોન ડલીફ્ટ, લેડી રોકબરી લેડી કાસીલોસ અને બીજી સમાજમાં નામાંકિત સ્થાન ધરાવનારી મહિલાઓ છે. એ સંસ્થાનું મુખ્ય મથક દક્ષિણ કેનસીંગ્ટન ખાતે ક્રોમવેલ રોડ પર આવેલું છે.

કમાન્ડન્ટ મેરી એલનની સંસ્થા "સ્ત્રીઓનું અનામત સૈન્ય "ને નામે ઓળખાય છે. એના અનુયાયીઓમાં સમાજની સારેખમ વ્યક્તિઓના નામો ઓછા છે પણ, એના સામાન્ય સભ્યોની સંખ્યા ઘણી મોટી છે અને એ પૈકીની ઘણીઓએ તો આપત્તિના સમયે, તેઓની મોટરો અને એક જણે તો તેનું વિમાન પણ આ સંસ્થાના ઉપયોગ માટે આપવાની તત્પરતા દાખવી છે.

આ સંસ્થા તરફથી ભરતી થયેલી સ્ત્રીઓને કવાયત શિખવાય છે. રીવોલ્વર અને રાઇફલનો વપરાશ કેમ કરવો તેની તાલીમ આપવામાં આવે છે. મોટરો કેમ હાંકવી અને વીમાનો કેમ ઉડાવવાં તેની પણ તેઓને તાલીમ આપવામાં આવે છે.

વળી, કમાન્ડન્ટ મેરી એલનની યોજના દેશભરનાં એરોડ્રોમોનાં નિષ્ણાત તાલીમબાજો દ્વારા, સંખ્યાબંધ સ્ત્રીઓને, વિમાની ઉડ્ડયનની તાલીમ આપવાની પણ છે. પશ્ચિમ ઇંગ્લાંડમાં આ કાર્ય માટે સંખ્યાબંધ સ્ત્રીઓની ભરતી પણ થઇ ગઇ છે.

કમાન્ડન્ટ મેરી એલનના જ શબ્દોમાં કહીએ તો "સંખ્યાબંધ સ્ત્રીઓએ પાઇલોટો તરીકે નામ નોંધાવ્યાં છે. તેઓ કેમ ઉડવું તે શિખશે. વિમાનોનાં યન્ત્રો કેમ સમારવાં તેમજ તેની જાળવણી કેમ કરવી તે પણ તેઓ શિખશે. વળી એ બધાં ઉપરાંત લડાયક કાફલાની સાથે લડાઇ વિમાનોમાંથી પાયલોટોને પણ બચાવી લેશે.

લડાયક કાફલામાં સ્ત્રીઓ સ્થાન લે એવી અપેક્ષા રાખવામાં આવી નથી. પરંતુ મીકેનીકો, સંદેશવાહકો, એમ્બ્યુલન્સના વિમાનોના પાયલોટો તરીકે, કટોકટીના સંજોગોમાં તેઓ ઘણી જ સહાયભૂત થઇ પડશે.

ઇગ્લાંડભરનાં એરોડ્રોમો પર અંકુશ ધરાવતી સ્વેઇટ કોરપોરેશના તાલીમ ખાતા સાથે અનામત સ્ત્રી સૈન્યની સૈનિકાઓને તાલીમ આપવા માટે યોજના કરવામાં આવી છે.

તાલીમ પાછળ થતું ખર્ચ અમે આપીશું. અને અમારા સભ્યો, પાછળથી અઠવાડીયાંના અમુક શીલીંગના હિસાબે તે અમને ભરી આપશે, જેઓ એ તાલીમ માટે યોગ્ય નહિ લાગે તેઓને એ પૈસામાંથી થોડોક ભાગ પાછો આપવામાં આવશે.

પણ આવી તાલીમ આપવાની શરૂઆત કરવામાં આવે તે પહેલાં, સ્ત્રીઓની કડક વૈદકીય પરીક્ષા કરવામાં આવશે. આ વર્ગ માટે વિદ્યાર્થીઓની સંખ્યા જેમ વધારે થશે તેમ તાલીમ આપવાનું ખર્ચ ઓછું આવશે."

આ વિમાની બાળાઓની પ્રથમ ટુકડીને પ્લીમથ અને હાઇડન ખાતે એક્ષેટરમાં તાલીમ આપવામાં આવશે.

આ ઉપરાંત સ્ત્રીઓને તાત્કાલિક સહાય, ગેસ માસ્કના વપરાશને લગતી સુચના, બીજી કવાયતો તેમજ એમ્બ્યુલન્સનું કામકાજ વગેરેની પણ તાલીમ આપવામાં આવશે.

આ દિશામાં એક ત્રિજી સ્ત્રીએ પણ યોજના કરી છે:

ભાવિ સંગ્રામના સમયમાં અગત્યના ખતપત્રો, વૈદકીય રાહતનાં સાધનો, ઘવાયલા સૈનિકો, શત્રુ પક્ષની હરોળ પાછળના ફોટોગ્રાફ વગેરે લઇ જનારી વિમાનોની ટુકડીઓ ! અને એમાં પાયલોટો તરીકે વિમાની વિગ્રહની તાલીમ પામેલા પુરૂષ પાયલોટો નહિ પણ યુનિફોર્મ સજ્જીત સ્ત્રી પાયલોટો અને નિરીક્ષકોને સ્થાન મળે:

એ એકવીસ વર્ષની મીસ હર્સુંલા વોલ્ફ્રનનું સ્વપ્ન છે. રીનદામની માર્શિઓનેસ ડાઉનરોન્ડની એ ભત્રીજી થાય. વિમાની સંરક્ષણ સંઘની સ્ત્રીઓની આવી ટુકડી રચવા માટે વિમાન ખાતાના પ્રધાનમંડળનો સહકાર મેળવવાની તેની ઉમેદ છે.

## [ ૬ ] ચીન જાપાન વિગ્રહમાં સ્ત્રીઓ

હવા મોલાન, એટલે કે ચીનની જોન ઓફ આર્કના ઉપનામથી ઓળખાતી ચેન ચીનની સરદારી હેઠળ, ચીનની સ્ત્રીઓની એક ટુકડી જાપાનીઓના આક્રમણનો ભારે સામનો કરી રહી છે.

જર્મન અને રશિયન તોપખાનાં, હથિયારબંધ ગાડીઓ અને ટેંકોથી સજ્જેલા માર્શલ ચાંગ કાંગ કેય શેકનાં લશ્કરની સાથોસાથ, ઉત્તર ચીનમાં આ ટુકડી લડી રહી છે.

એ રીતે એક બીજી ટુકડી ચીનની હરોળની પાછળ પડીને જાસુસી કરી રહેલા જાપાની જાસુસો સામે સામી જાસુસીનું કામ પણ બાળાઓની ટુકડીઓ કરી રહી છે.

આ સ્ત્રી સૈનિકોની ભરતી સત્તરથી ચાળીસ વર્ષની વયની સ્ત્રીઓમાંથી કરવામાં આવી છે. રાઇફલ અને દારૂગોળો તેમનાં વ્હાલાં શસ્ત્રો છે. આખા ચીનમાંથી આ સૈનિકાઓની ભરતી કરવામાં આવે છે.

દુશ્મનોના આક્રમણથી આફતમાં આવી પડેલા દેશ માટે, ચીનની બહાર વસ્તી ચીનની સ્ત્રીઓને પણ કાંઇક કરી છૂટવાની તમન્ના જાગી છે અને તેમણે ચીનને આર્થિક સહાય મોકલવા માટે અનેક પ્રકારના પ્રયત્નો આરંભ્યા છે. ચીનના વિગ્રહને અંગે કાઢવામાં આવેલાં ફંડો ભરાવવા માટે અનેક પ્રકારની યોજનાઓ ચીનાઇ તરુણીઓ કરી રહી છે.

આ જાહેરમાં પીનાંગમાં વસતી એક ઓગણત્રીસ વર્ષની સુંદર ચીનાઇ તરુણીએ નવીન પ્રકારની ઇચ્છા જાહેર કરી છે. દશ હજાર ડોલર જેટલી કીમતમાં ચીનાઇ બોંડ ખરીદનાર કોઇ પણ ચીનાની 'ગૃહિણી' થવાની તેણે તત્પરતા દાખવી છે.

આ તરુણી શાંગહાઇમાં જન્મેલી છે. નર્તકી તરીકે તેણે કીર્તિ મેળવેલી છે. ચીન અને સીઆમનો તેણે પ્રવાસ કરેલો છે.

તેણે જાહેર કર્યું છે કે, 'દશ હજાર ડોલરની કીંમતનાં બોંડ ખરીદનાર કોઇ પણ ચીનાની પહેલી બીજી, ત્રીજી કે પછી ગમે તેટલામી પત્ની થવા તે તૈયાર છે. પછી એ ચીનો વૃદ્ધ હોય કે યુવાન, અપંગ કે સુંદર હોય તેની તેને પરવા નથી. મારી માતૃભૂમી માટે કાંઇક પણ કરી શકવાનો એટલો જ માર્ગ મારી પાસે છે.''

એક બીજી ચીનાઇ તરુણી મીસ લી વેંગ મોએ વળી જુદો જ માર્ગ અખત્યાર કર્યો છે. તેણે વિગ્રહ રાહત ફંડ માટે લોટરી શરૂ કરી છે. ૨૫૦૦૦ પાઉંડની એ લોટરી જીતનારને પરણવાનું તેણે જાહેર કર્યું છે. મીસ લી વેંગમો સુશિક્ષિત છે અને અનાથ છે. આટલો આત્મભોગ આપતાં માટે તે ગૌરવ અનુભવે છે.

મલાયાના ચીની ભાષાના પત્રોમાં આ બે ચીનાઇ તરુણીઓના આત્મભોગોની ભારોભાર પ્રશંસા કરવામાં આવી છે.

## [ ૭ ] રાજમાતા મેરીની આત્મકથા

રાજમાતા મેરીએ તેમની આત્મકથા લખી છે અને છુપી રીતે એ છપાઇ પણ ગઇ છે. એની નકલો અત્યારે બ્રિટિશ સંગ્રહસ્થાનના એક ખંડમાં તાળામાં પુરવામાં આવી છે.

સમ્રાટ પંચમ જ્યોર્જના અવસાનથી રાજમાતા મેરીને ભારે ગમગીની રહેવા લાગી હતી. એ ગમગીની દૂર કરીને કાંઇક શાન્તિ મેળવવાને સારૂ તેમણે જીવનકથા લખવાની શરૂઆત કરી હતી.

માર્લબરો હાઉસના તેમનાં અભ્યાસ ખંડમાં રોજ તેઓ એકલાં બેસતાં. જીવનમાં બની ગયેલા હજારો પ્રસંગોના સ્મરણો તેઓ તાજાં કરતા અને એ બધા રોમાંચક પ્રસંગોને ઘણી જ સજીવતાથી અને માનવતાની લાગણીથી તેઓ કાગળ પર ટપકાવી લેતા. શાહી કુટુંબના કોઇ પણ સભ્યે લખેલાં સ્મરણો કરતા આ સ્મરણો અનેરી ભાત પાડનારા છે.

આ આત્મકથામાં રાજમાતા મેરીના અસંખ્ય ખાનગી કાગળો છે તેમ શાહી કુટુંબને લગતા અનેક દસ્તાવેજો પણ છે આ બધા પત્રોને વ્યવસ્થિત રીતે ગોઠવવાનું તેમજ છાપવા યોગ્ય વિગતો



# પુસ્તકોની દુનિયામાં



પ્રિયબહેન યશ,

તું ઘણીવાર ફરિયાદ કરે છે કે ગુજરાતી સાહિત્યમાં વિવેચનની શાખા સાવ પાંગળી છે. એવી ફરિયાદ કરતાં તેં એક બે વાર તો એમ પણ લખી નાખેલું કે, ગુજરાતમાં શું વિવેચકોનો દુકાળ પડયો છે ?

તારી એ ફરિયાદ ઘણે અંશે વાજબી છે. અલબત્ત, પંદર વીસ વર્ષો ઉપર હતી તેના કરતાં અત્યારે પરિસ્થિતિ સુધરી છે અને આપણા તરુણ સાહિત્યકારોમાંથી, વિશ્વનાથ, નવલરામ, પ્રો. રાવળ, વગેરે વિવેચકો તરીકે આગળ આવતા જાય છે. છતાં હજી એ દિશામાં સંતોષકારક વિકાસ થયો નથી, એમ કહ્યા વિના ચાલતું નથી.

પણ એ આશા હવે ફળવા માંડે એવાં ચિહ્નો સ્પષ્ટ થવા લાગ્યાં છે. કારણ કે, થોડાંક વર્ષો પર તો સાવ અશક્ય જેવું લેખાતું તે હવે બનવા લાગ્યું છે. કવિતા-વિવેચન કે નિબંધ જેવા સંગ્રહોનું પ્રકાશન હાથ ધરવાની હિંમત પાંચેક વર્ષ પર તો ભાગ્યે જ કોઇ પ્રકાશક કરી હોત. ગાંઠના ગોપીચંદન કરીને અથવા તો કોઇ માતબર સંસ્થાના પ્રકાશન તરીકે જ એવાં પ્રકાશનો થઇ શકતાં થાં હવે વિવેચનાત્મક લેખોના સંગ્રહનું પ્રકાશન એક પ્રકાશન સંસ્થાએ કર્યું છે એ જરૂર અભિનંદનની વાત છે તેમ એ પ્રયાસ આવકારવા યોગ્ય પણ છે.

હાલની તરુણ પેઢીના અભ્યાસી લેખકોમાંના કદાચ સૌથી આગળ પડતું સ્થાન લઇ જાય વા ભાઇ વિશ્વનાથ મગનલાલ ભટ્ટના ચૌદ વિવેચક લેખોના સંગ્રહ 'સાહિત્યસમીક્ષા'[1] વિષે આ ઉલ્લેખ કરું છું.

---

1. સાહિત્યસમીક્ષા: કર્તા: વિશ્વનાથ મગનલાલ ભટ્ટ, નૂતન પ્રકાશનમંદિર, ખાનકોર નાકા, અમદાવાદ મૂલ્ય અઢી રૂપિયા.

નિષ્પક્ષ અને નિડર વિવેચક તરીકે શ્રી વિશ્વનાથે ટૂંક સમયમાં જ સારી પ્રતિષ્ઠા જમાવી દીધી છે અને તેમના વિવેચનો, સ્વતંત્ર સર્જનો જેટલાં જ રસિક અને મનનીય હોય છે. એમના અત્યાર સુધીમાં જુદે જુદે સમયે લખેલા લેખોમાંથી, વિવિધતા પૂરતા પ્રમાણમાં જળવાઇ રહે એવી રીતે ચૌદ લેખો ચૂંટીને આમાં સંગ્રહ્યા છે. સાહિત્ય અને કલાની મીમાંસા કરતી 'તત્ત્વચર્ચા' નો, એક નર્મદયુગનાં સાહિત્ય પર વેધક પ્રકાશ પાડતો બીજો અને સમકાલીન સાહિત્યની સ્થિતિ દર્શાવતા લેખોનો ત્રીજો વિભાગ પાડીને પુસ્તકની રચના કરવામાં આવી છે. એમની પ્રગલ્ભ શૈલી સાથે ઊંડો અભ્યાસ એ લેખોને અભ્યાસ યોગ્ય બનાવે છે.

સમગ્ર પુસ્તકનાં નવનીત રૂપ, 'વિવેચનનો આદર્શ' એ સર્વ પ્રથમ લેખ, ઘણો જ ઉત્તમ છે. એમાં શ્રી. વિશ્વનાથે, વિવેચક અને વિવેચન વિષેનાં પોતાનાં મંતવ્યનું સચોટ નિરૂપણ કર્યું છે. વિવેચક થવા માટે લેખકનામાં હોવી જોઇતી સૌન્દર્ય દૃષ્ટિ; અને ઊંડો અભ્યાસ એ પછી, જે સાચું લાગે તે સ્પષ્ટ રીતે કહેવાની નિડરતા અને હિંમત એ બધાનું એમાં એટલી સચોટ રીતે પૃથક્કરણ કરવામાં આવ્યું છે કે, સામાન્ય લેખક તો વિવેચક બનવાની હિંમત જ નહિ કરે. એ આખો ય લેખ, કોઇ પણ ભાવિ વિવેચકને માર્ગ દર્શક થઇ પડે એવો છે.

એ લેખમાં રજુ થએલા આદર્શને લક્ષમાં રાખીને જ શ્રી. વિશ્વનાથે આમાંના લેખો લખ્યા છે. અને એ આદર્શની પરિપૂર્ણ સિદ્ધિએ તેઓ નહિ પહોંચ્યા હોય તો પણ એની ઘણી નજીક પહોંચવાનો એમનો પ્રયાસ હોવાનું તો એ વાંચનારને સ્પષ્ટ રીતે જણાઇ આવે છે.

પ્રથમ વિભાગમાંના આ ઉપરાંતના બીજા ત્રણ લેખોમાં, 'જીવનનો ઉલ્લાસ ?' એ લેખમાં, શ્રી. મુનશીના "અર્વાચીન સાહિત્યનો પ્રધાન સૂર: જીવનનો ઉલ્લાસ' એ સંસદ-

કરેલું છે. એમાંના યોગ્ય કટાક્ષો આજે પણ આપણા દાંત કટાવે એવા છે. અનુવાદો અને ભાષાંતરોની ઉપયોગિતા વિષે પણ એમણે રજુ કરેલા વિચારો મનન કરવા જેવા છે.

પ્રો. હવે તરફથી આપણે અર્વાચીન સાહિત્ય વિષે કાંઇ જાણવા નહિ પામીએ ? અથવા એમની વિદ્વત્તાનો કોઇ અન્ય રીતે હવે લાભ નહિ મળે ?

ત્રીજું પુસ્તક તો ત્રીજી જ ઢબનું છે. ગુજરાતના વિદેહ અને સદેહ સાક્ષરો-લેખકોનાં રેખાચિત્રો સાથે તેમનાં સાહિત્યની સમીક્ષા કરવાનો એ સફળ પ્રયાસ છે 'પ્રસ્થાન'માં, 'સાહિત્યને ઓવારેથી'૩ એ શીર્ષક હેઠળ પ્રો. શંકરલાલ શાસ્ત્રીએ આ લેખો લખવા માંડેલા ત્યારેજ તે અને ગમી ગએલા અને એક બે લેખો વિષે તો તેં પણ મને સૂચન કરેલું એ ઉપરથી તે લેખો તને ગમેલા એમ મારૂં માનવું છે.

આમાં સંગ્રહાયલા રેખાચિત્રો, એ સાવ સામાન્ય જીવનરેખા વ્યક્ત કરનારાં શબ્દચિત્રો નથી પરંતુ, નાયકનાં સંસ્કાર અને સાહિત્યસેવા ઉપરથી, વ્યક્તિ તરીકે જે છાપ પડી હોય તેનું વિશિષ્ટત્વ વ્યક્ત કરતા એ રેખાચિત્રો છે. એથી, ચરિત્ર નાયકનાં જીવનની સંસ્કૃતિ તેમજ તેની સાહિત્ય સેવાની દૃષ્ટિનો પરિચય થઇ શકે છે.

સામાન્ય રીતે રેખાચિત્રો એ ગુણદર્શનોજ બની જાય છે. પણ પ્રો. શાસ્ત્રીનાં આ પુસ્તકમાંના રેખાચિત્રો ગુણદર્શનો જ નથી એમાં તો જે સાહિત્યકાર વિષે લખાણું છે તેનું સચોટ વિવેચન છે. એટલે, પૂરતો સમભાવ દાખવીને પણ નજરે તરી આવતા દોષોને તેમણે છૂપાવ્યા નથી. લગભગ બધા રેખાચિત્રોમાં આવું સ્પષ્ટ કથન દૃષ્ટિ ગોચર થાય છે અને તેથી, એ વાચતા કંટાળો ઉપજતો નથી.

ગુજરાતી સાહિત્યનો અભ્યાસ જે સમયે વધતો જાય છે તે સમયે, જુદા જુદા લેખકોનો પરિચય કરાવતા આવાં પુસ્તકો જરૂર ઉપયોગી થઇ પડે એમ છે.

પુસ્તકના બે ખંડ પાડીને લેખકે એક ખંડમાં દિ બ. કેશવલાલ ધ્રુવ; પ્રિન્સિપાલ આનંદશંકર ધ્રુવ, મુનશી, નાનાલાલ કવિ, રામનારાયણ પાઠક, મોતીભાઇ અમીન જેવાઓનાં વિશિષ્ટત્વનું દર્શન કરાવ્યું છે જ્યારે બીજો વિભાગ 'અર્ધ્ય' રૂપ હોઇ એમાં નરસિંહ મહેતા, કવિ નર્મદ, છોટમ, કલાપી, વ્રજલાલ શાસ્ત્રી, કલાપી, રણછોડભાઇ વગેરેની સાહિત્ય સેવાઓનું દિગ્દર્શન કરાવ્યું છે. વળી, દિ બ. કેશવલાલ ધ્રુવનાં વિદ્યાર્થી જીવન અને સાહિત્ય જીવનના લેખો તો એમની સાહિત્ય સેવાનો ખ્યાલ આપવા માટે ઘણા ઉપયોગી છે.

તને કદાચ વાંચીને નવાઇ લાગશે, છતાં લખું છું કે શ્રી. વિજયરાય વૈદ્યના વિનોદી લેખોનો સંગ્રહ હમણાં પ્રકટ થયો છે. તું કદાચ એ માનવા પણ તૈયાર નહિ થાય. પણ આ સાથેનું 'નાજુક સવારી'૪ પુસ્તક લઇને આરામ ખુરસી પર બેસી જજે, એટલે બરાબર બે સવાબે કલાક તારૂં મોઢું આછાં આછાં સ્મિતથી મલક્યા કરશે. એ પૂરૂં કર્યા પછી પણ, એમાંના કોઇક કોઇક લેખો યાદ આવતાં મોઢું મલકી ઉઠયા વિના રહેવાનું નથી એની તને ખાત્રી આપું છું.

'વિનોદકાન્ત' એજ શ્રી. વિજયરાય વૈદ્ય, એટલું પ્રથમ જણાવી દઉં. એમણે એ પુસ્તકનું નામ પણ એમના પોતાના દેખાવ જેવું 'નાજુક' રાખ્યું છે. પણ એમણે, 'આ ચોપડી' વિષે જે કૈંક લખ્યું છે તેમાં એનો ખુલાસો સારી રીતે થઇ જાય છે.

સામાન્ય રીતે શ્રી. વિજયરાય એટલે શુષ્ક અને કિલષ્ટ શૈલીના લેખક: એમની વાક્ય કે શબ્દ રચના પણ કેટલેક વખતે તો કર્ણકઠોર લાગે એવી અને કેટલીકવાર વાંચતાં કંટાળો પણ આવે. સામાન્ય રીતે એમનાં વિવેચનોમાં અને બીજાં લખાણોમાં એ દૃષ્ટિગોચર થાય છે. અલબત્ત, પ્રવાસ ડાયરી કે બીજાં નાનાં લખાણોમાં તેમની હલકી-નાજુક શૈલી રુચિકર થઇ પડે એવી હોય છે અને તેમાં કેટલીય વાર તેમના નર્મ-વિનોદી સ્વભાવનો પણ પરિચય થાય છે. એ સાવ નિર્દોષ વિનોદ કે નર્મ

---

૩. સાહિત્યને ઓવારેથી : કર્તા ; શ્રી શંકરલાલ જં. શાસ્ત્રી, જુનાગઢ. મૂ. રૂા. ૨-૪-૦

૪ નાજુક સવારી: લેખક: 'વિનોદકાન્ત' પ્રકાશક: વિજયરાય ક. વૈદ્ય, કૃષ્ણનગર, ભાવનગર. કિં. દોઢ રૂપિયો.

કોઇક નવીન તત્વ હોય છે. જીવનની આસપાસની સૃષ્ટિનાં નિરીક્ષણમાંથી, તેમને નવમિકાનું વસ્તુ જડી આવે છે અને અનેકની મૂળ લાગણીઓને તેઓ એવી કુનેહભરી રીતે વાચા આપે છે કે, એમની વાર્તાના પાત્રો પ્રત્યે વાચકની સહાનુભૂતિ પ્રકટયા વિના રહેતી નથી.

' એક સુખી કણ્ણાની,' ' કમુ અને કામિની ' અને ' પંચાતન ' કૌપેજ જીવનની જુદી જુદી લાગણીઓ વ્યકત કરતી નવલિકાઓ છે તો ' નતૈયા ' અને ' ત્રણ આંસુ' બે 'મા કોલેજીયનોની ટીખળ વૃત્તિનો સારો પરિચય થાય છે.

' પશ્ચીડીયા 'મા વ્યક્તિ પરત્વેની અંધ શ્રદ્ધા પર સચોટ કટાક્ષ કરવામા આવ્યો છે. જ્યારે ' રમેશ ' એક નગ્ન સત્યનું ભાન કરાવે છે કે સાચા સેવક માટે તો જેની સેવા કરવાની છે તેના જીવનમાં ઓત પ્રોત થઇ જવાનું જ અને તેનામા તેના જેવા જ થઇને રહેવાનું આવશ્યક છે. ' નંદિની ' એ માતૃવાત્સલ્યના વિજયનું અપૂર્વ સૂચન છે. ' ચમીનું ભૂત ' અને ' વસતો ' પણ મઝાની વાર્તાઓ છે.

તને કઇ વાર્તાઓ વધારે ગમી એ લખશે ?

ટૂંકી વાર્તાઓનો એક બીજો સંગ્રહ આ સાથે મોકલ્યો છે. એ સંગ્રહમાની વાર્તાઓમાં શ્રી. ઉમાશંકરની વાર્તાઓ જેવી કલા નથી. તેમ, ઉમાશંકર જેવી એ લાગણીઓને વાચા પણ આપી શકતી નથી. પણ એવી સરખામણી બાદ રાખતાં, એમાં માનવતાના જે અંશો ઠેર ઠેર દૃષ્ટિગોચર થાય છે તે જોવા, ,' અભિષેક '[૧]માની વાર્તાઓ, વાંચવી ગમે એવી છે.

એના લેખક શ્રી આનંદેશ ઉર્ફે વિનોદરાય હ ભટ્ટ, નવલિકા લેખનની દિશામા સારી પ્રગતિ સાધતા જાય છે. કેટલીકવાર તેઓ ઉપદેશ આપવા મંડી જાય છે ત્યારે તેમની કળા ખામીવાળી બની જાય છે. અને વાર્તાવાચનમા પણ ત્યાં ' કંટાળો આવે છે. પણ, તેમનાં વસ્તુની પસંદગી અને તેને રજુ કરવાની ખુબી કેટલીકવાર આનંદ આપી દે છે.

આ સંગ્રહમાંથી, ' અધુરું જીવ્ન ', ' ચંદનની મધુરજની ' ' નવી મા ' અને ' વાત્સલ્યનો અભિષેક, ' સચોટ આલેખનો છે અને એમાં આપણી સામાજીક પરિસ્થિતિનું દર્શન પણ સારું થાય છે. ' શીનેમા મેનેજર ' અને ' ચિત્તરંજન ' એ વાર્તાઓ ઉપલી કરતાં ઉતરતી કક્ષાની છે. ' તડકા છાયા ' અને ' વહેમનાં વહેણુ 'માં કદાચ તને બહુ મઝા નહિ પડે. બધાની રૂચિ એકસરખી નથી હોતી. તેમ બધી વસ્તુ એકસરખી પણ નથી હોતી.

આપણી આજની સ્થિતિનો જ્યારે જ્યારે વિચાર કરવામાં આવે છે ત્યારે ત્યારે સૌથી પ્રથમ, આપણી કેળવણીની પદ્ધતિનો ખ્યાલ આવે છે. આપણી ગુલામીના મૂળમાં આ પદ્ધતિ છે એમ આજે ઘણા દેશનેતાઓનું માનવું થયું છે અને તેથી, આપણા દેશની કેળવણીની પદ્ધતિમાં ક્રાન્તિકારી ફેરફારો કરવાની જરૂર સર્વત્ર સ્વીકારાઇ છે એટલું જ નહિ પણ એ દિશામાં પ્રયત્નો પણ થવા લાગ્યા છે. મહાત્માજીએ કેળવણીનો રાષ્ટ્રની પુનર્ઘટનાની દૃષ્ટિએ વિચાર થવો જોઇએ એવો આગ્રહ રાખ્યો છે અને તેને અંગે વર્ધા યોજના તૈયાર થઇ છે. આમ આપણો કેળવણીનો પ્રશ્ન ખૂબ ચર્ચાનો વિષય બની રહ્યો છે

આજે સમયે, આપણા દેશ સિવાયના પ્રગતિમાન દેશોમાં આ પ્રશ્ન પરત્વે શી સ્થિતિ પ્રવર્તે છે, ત્યાં કયા પ્રકારની શિક્ષણ પદ્ધતિ ચાલે છે અને એ દિશામાં એ દેશોએ શા શા પ્રયોગો અને સિદ્ધિઓ કર્યો છે તે જાણવાનું ઘણું જ અગત્યનું થઇ પડયા વિના રહે. આ દૃષ્ટિએ વિચારતાં શ્રી. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર તરફથી પ્રકટ થએલાં, "પશ્ચિમના દેશોની કેળવણી '૭-૮ને લગતાં બે પુસ્તકો, ઘણા જ આવકારવા યોગ્ય લેખાવાં જોઇએ.

---

૧. અભિષેક : લેખક : આનંદેશ : ( વિનોદરાય હ. ભટ્ટ ) પ્રકાશક. શ્રી. ચાંપશી વિ. ઉદ્દેશી, ૨૫, પોલોક સ્ટ્રીટ, કલકત્તા. રૂા. ૧-૮-૦.

૭-૮ પશ્ચિમના દેશોની કેળવણી : પુસ્તક: પહેલું અને બીજું: મૂળ લેખક: ડૉ. ગજાનન શ્રીપત ખેર. ભાષાંતરકર્તા: ગોપાળ ગજાનન વિદ્વાંસ: શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર, બે પુસ્તકોના અઢી રૂપિયા.

જવાનો પ્રયત્ન કરવામાં અથવા તો પોતાને પત્નીના જેટલી નીચી કક્ષાએ ઉતારીને પછી સાથોસાથ આગળ ધપાવવામાં આવ્યો છે એટલું એક આવકારદાયક સૂચન આ પુસ્તકમાંથી મળી રહે છે.

તારા કોસેજજીવનના · અનુભવની કસોટીએ આ ' દીપિકા 'ને તું ચઢાવીશ ?

' આજની તથા આવતીકાલની માતાઓ 'ને કે ' બાળઉછેર 'ની પ્રવૃત્તિમાં રસ લેતી બહેનોને ' બાળકોની માવજત '[10] ઉપયોગી થઇ પડશે. ' ગુણસુન્દરી 'ની એક ભેટ તરીકે, ડૉ. અમૃતલાલ પટેલ કૃત ' બાળઉછેર ' નામનું પુસ્તક અપાયું હતું. તે પછી, આ વિષય પર વર્ષો બાદ બીજું પુસ્તક પ્રકટ થાય છે એ આવકારદાયક છે. ' બાળકોની માવજત ' સંબંધી એમાંથી શકય તેટલી સર્વ માહિતી મળી રહે છે. બાલમંદિરોમાં રસ લેતી તારા જેવીને પણ પુસ્તક ઉપયોગી થઇ પડશે.

' નફાકારક હુન્નરો '[11] નામ ઉપરથી જ સૂચન કરે છે તેમ જુદા જુદા હુન્નરો, હુન્નર ઉદ્યોગનાં શિક્ષણની સંસ્થાઓ વગેરેનો પરિચય કરાવે છે. જ્યારે ' ફળબાગસર્જન 'માં[12] એના લેખક શ્રી. ભાનુપ્રસાદ લ. દેસાઇ ખેડુતો કે બાગ કામના રસિયાઓ માટે ઉપયોગી માહિતી પૂરી પાડે છે. ' વનસ્પતિ વર્ધન અને ' ફળબાગ સંયોજન ' વિષે ઉપયોગી વિવેચન કર્યાં બાદ તેમણે, આંબો, મોસંબી, સંત્રા, દ્રાક્ષ, લીંબુ, ચીકુ, દાડમ, વગેરે ફળો, તેમજ શાકભાજી વગેરે માટે જોઇતાં ખાતર અને ઉછેર સંબંધમાં ઉપયોગી માહિતી આપી છે.

---

૧૦. ' બાળકોની માવજત : ' લખનાર: રઘુનાથ ગંગારામ કદમ, ના. વૈદકીય અમલદાર, દામનગર ( કાઠિયાવાડ ) કિં. રૂ. ૨-૦-૦.

૧૧. નફાકારક હુન્નરો : ( ભાગ ૧ લો ) મૂળજી કાનજી ચાવડા, સીનુગરા, અંજાર-કચ્છ, કિંમત ૨ રૂપિયા.

૧૨. ફળબાગ સર્જન : લેખક: શ્રી. ભાનુપ્રસાદ લ. દેસાઇ, જામનગર : મૂ. સવા રૂપિયો.

શ્રી દક્ષિણામૂર્તિ બાલ સાહિત્ય વાટિકાનાં ત્રણે પુસ્તકો એ માળાની હમેશની વિવિધતા જાળવી રાખે છે. [13]પહેલું પુસ્તક, સોમાભાઇનાં બાળકોને રુચિ જાય એવાં બાળકાવ્યો આપે છે તો [14]બીજા પુસ્તકમાં શ્રી. ગિજુભાઇના શાન્તિનિકેતનમાં અભ્યાસ કરતી તેમની પુત્રી સુશીલાને લખેલા પત્રો રજુ થયા છે. એ પત્રોમાં વૈવિધ્ય સાથે ભરપૂર જ્ઞાન પડયું છે. અનેક બાળકોને એ પત્રો વાંચવામાં લહેર આવશે. ત્રીજું પુસ્તક[15] ' ટારઝન 'ની કથાનો ત્રીજો ભાગ છે અને આગળના બે ભાગ જેવીજ રસિકતાથી એને બાળકો વધાવી લેશે એમાં શંકા નથી.

બાળ સાહિત્યની બીજી બાર પુસ્તિકાઓમાં[16] થી ૨૭ આકર્ષક રૂપરંગ અને બાળકોને રુચી જાય એવી શૈલીથી શ્રી. નાગરદાસ પટેલ દ્વારા સંપાદિત થતી બાલ વિનોદ માળાની પુસ્તિકાઓ પુ. ૨૫ ' મેનાવતી ' ૨૬ અલકા, ૨૭ ભેલવાળો, ૨૮ કાગ મંત્રી અને ૨૯ ધરતી માતા વિવિધતા ભરી છે તેમ બાળકોને જ્ઞાન સાથે

---

૧૩. સોમાભાઇનાં કાવ્યો : લેખક : સોમાભાઇ ભાવસાર:

૧૪. સુશીલાને પત્રો : લેખક : ગિજુભાઇ,

૧૫. ટારઝન ભાગ ૩ : અનુવાદક : શંકર શાહ. ત્રણેના પ્રકાશક : શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. ત્રણેની કિંમત પાંચ આના.

૧૬ થી ૨૭ : મેનાવતી, અલકા, ભેલવાળો, કાગમંત્રી, ધરતી માતા, બાળવિનોદ માળાનાં પુસ્તકો ૨૫, ૨૬, ૨૭, ૨૮, ૨૯ સંપાદક શ્રી. નાગરદાસ ઇ. પટેલ, મલાડ. મૂલ્ય દરેકનાં ત્રણ આના. રાણા પ્રતાપ, અમારી, વાર્તાઓ ખંડ ૧, ગલુડીયાં : અશોકબાળ પુસ્તકમાળા પુ. ૧ થી ૪. સંપાદક ઉપર પ્રમાણે મૂ. અનુક્રમે ત્રણ આના, છ આના અને ત્રણ ફોરમ લહરી ૯ તારા મંડળ, ૧૦ સમાજ સેવકો, ૧૧ વિસરાતી સ્મૃતિ, ૧૨ જીવન પ્રસંગો: સંપાદક: શારદાપ્રસાદ વર્મા, યુગાન્તર કાર્યાલય, સુરત. કિં. અનુક્રમે ત્રણ આના, અઢી આના, બે આના અને અઢી આના.




## સ્વદેશ

**પ્રથમ પારસી સ્ત્રી શિલ્પી:** મુંબઈની જાણીતી કલાશાળા, સર જે. જે. સ્કુલ ઓફ આર્ટમાં પાંચ વર્ષ પર્યંત અભ્યાસ કરીને પારસી તરુણ કુમારી સીલ્લુ જાલ વીરજીએ, શિલ્પકળાની ઉપલી પરીક્ષા સૌથી પ્રથમ આવીને પસાર કરી છે અને મોડેલીંગનો ડીપ્લોમા મેળવનાર તેઓ સર્વ પ્રથમ પારસી મહિલા છે.

મીસ સીલ્લુ વીરજીની શાળાની કારકીર્દિ ઘણી જ્વલંત છે. જુદી જુદી પરીક્ષાઓમાં સફળ થઈને તેમણે અનેક શિષ્યવૃત્તિઓ અને ઇનામો મેળવ્યાં છે. શિલ્પકળાના વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ જવાનો તેમનો ઇરાદો છે.

**હિન્દી નર્તકીનું સન્માન:** બર્લિનના આંતરરાષ્ટ્રીય ઓલીમ્પીક સમારંભમાં પ્રથમ આવવાનું માન મેળવનાર અને બીજાં અનેક ઇનામો મેળવનાર, હિન્દી નર્તકી શ્રીમતી મેનકા અને તેમની નૃત્ય મંડળીને મુંબઇના નાગરિકો તરફથી મુંબઇના મેયર શ્રી સુલતાન એમ ચીનોઇના પ્રમુખપદપણે જાહેર રીતે સત્કારવામાં આવ્યા હતાં. શ્રી. હંસાબહેન મહેતા, સર જે. જે. સ્કુલ ઓફ આર્ટસના પ્રિન્સિપાલ શ્રી. ગ્લાડ વગેરેએ શ્રીમતી મેનકાની નૃત્યકળાના ગુણગાન ગાયાં હતાં. શ્રીમતી મેનકાએ આભાર માની તેમને વિદેશમાં થએલા અનુભવોનું બયાન કર્યું હતું. અને હિન્દમાં રાષ્ટ્રીય નૃત્ય મંડળ સ્થાપવાની જાહેરાત કરેલી હતી.


મીસ સીલ્લુ જાલ વીરજી

**શ્રીમતી ક્ષમા રાવ:** મુંબઇના સુવિખ્યાત દાક્તર રાવનાં પત્ની અને ટેનીસની રમતમાં નિષ્ણાત મીસ લીલા રાવનાં માતા શ્રીમતી ક્ષમા રાવને ઔંધનાં સંસ્કૃત કાર્યાલયે પંડિતાની પદવી એનાયત કરી છે. શ્રીમતી ક્ષમા રાવ સંસ્કૃતનાં વિદુષી છે અને તેમણે સંસ્કૃત ભાષામાં કાવ્યો તથા નવલિકાઓ લખેલાં છે, તેને અંગે તેમને આ પદવી આપવામાં આવી છે

શ્રીમતી ક્ષમા રાવ, સંસ્કૃત ભાષાના વિદ્વાન સ્વ. શંકર પાંડુરંગ પંડિતનાં પુત્રી છે, હિન્દની રાષ્ટ્રીય સવિનય કાનૂનભંગની ચળવળનું તેમને 'સત્યાગ્રહ ગીતા' એ નામે સંસ્કૃત કાવ્યમાં સારૂં બયાન કર્યું છે. વળી 'કથા પંચકમ્' નામે પાંચ સંસ્કૃત વાર્તાઓનો સંગ્રહ પણ તેમણે પ્રગટ કરેલો છે.

ગયે વર્ષે ત્રિવેન્દ્રમમાં મળેલી પૂર્વની ભાષાઓની પરિષદમાં તેમણે હાજરી આપી હતી તે પછી લખેલાં સંસ્કૃત કાવ્યે સારી પ્રશંસા મેળવી હતી. શ્રીમતી ક્ષમા રાવ સંસ્કૃત ઉપરાંત અંગ્રેજીમાં પણ સારી વાર્તાઓ અને નાટિકાઓ લખે છે, મરાઠીમાં પણ તેમની કેટલીક વાર્તાઓ પ્રકટ થએલી છે. વળી તેમણે તેમનાં મુંબઇનાં નિવાસસ્થાનમાં નાનકડી રંગભૂમી રચી છે. અને ત્યાં વારંવાર દેશ બે કલાકના પ્રયોગો યોજ્યા છે. રંગભૂમીની સુધારણા પરત્વે પણ આમ

**રીઝર્વ બેંક માટે સ્ત્રી ઉમેદવાર :** રિઝર્વ બેંકના ડીરેક્ટરોની લખનૌ વિભાગની આગામી ચુંટણીમાં પહેલીજ વાર એક સ્ત્રીએ ઉમેદવારી કરી છે. આ ઉમેદવારી કરનાર બહેન પંજાબ યુનિવર્સીટીનાં ગ્રેજ્યુએટ છે. તેમનું નામ શ્રીમતી દમયંતી ખન્ના છે. તેઓ જાણીતા બેંકર કુટુંબનાં છે.

**શ્રીમતી ભગવતીદેવીનું અવસાન :** બનારસના પ્રખ્યાત વિદ્વાન શ્રી. શિવપ્રસાદ ગુપ્તાનાં પત્ની શ્રીમતી ભગવતીદેવી ચાર મહિનાની ગંભીર માંદગી પછી ગઇ તા. ૧૭ મી એ અવસાન પામ્યાં છે. શ્રીમતી ભગવતીદેવીની મહેમાની ચાખવાનું માન મહાત્મા ગાંધીજી, કવિવર ટાગોર, સ્વ. દેશબંધુ દાસ, સ્વ. લાલાજી, શ્રીમતી સરોજિની નાયડુ, સ્વ સર જગદીશચંદ્ર બોઝ જેવા મહાન પુરૂષોને મળ્યું હતું. તેમને ત્યાં અનેક મહત્વની મંત્રણાઓ થતી. શ્રીમતી ભગવતીદેવીએ ખૂબ પ્રવાસ કર્યો હતો. ૧૯૨૯ માં તેઓ પતિ સાથે યુરોપ પણ ગયાં હતાં.

**મીસીસ એલીસ ક્લીધરનું અવસાન**

પૂર્વ અને પશ્ચિમની ફિલ્સુફીનાં અને જુદા જુદા ધર્મોના ઉંડાં અભ્યાસી, અને મેડમ એચ. પી. બ્લેવત્સ્કીનાં શિષ્યા મીસીસ એલીસ લેટન ક્લીધરનું ગઇ તા૦ ૪ થી મેએ અવસાન થયું. ૧૮૮૭ માં થીઓસોફીકલ સોસાયટીનાં સ્થાપક મેડમ એચ. પી. બ્લેવત્સ્કી હિન્દથી લંડન ગયાં હતાં. ત્યાં મીસીસ ક્લીધરે તેમનાથી મુગ્ધ થઇ તેમનું શિષ્યાપદ સ્વીકાર્યું હતું.

મીસીસ ક્લીધરે પછી તો તીબેટમાં દશ વર્ષ સુધી અભ્યાસ કર્યો હતો અને મેડમ બ્લેવત્સ્કી તેઓ છેવટ સુધી વફાદાર રહ્યાં હતાં. હિંદ તેમણે, તેમની આધ્યાત્મિક જન્મભૂમિ માની હતી અને ૧૯૧૮ માં હિંદ આવીને તેમણે મેડમ બ્લેવત્સ્કીનાં જીવન અને કાર્ય વિષે ત્રણ પુસ્તકો લખ્યાં છે.

એમાંનાં પ્રથમ પુસ્તક એચ. પી. બ્લેવેત્સ્કી એ ગ્રેટ બીટ્રેયલ 'માં ડૉ૦ એની બીસાન્ટ અને બીશપ લેડબીટરના સમયનાં ગોટાળાઓની સખત ઝટકણી કાઢી છે. બીજા પુસ્તકમાં મેડમ બ્લેવેત્સ્કીનાં જીવન અને માનવજાતિ માટેનાં તેમના કાર્યનું વિવરણ કરવામાં આવેલું છે. અને ત્રીજા



મીસીસ ઇન્ગો સાયમન

તીરમાંથી અચુક નિશાન છોડવાની દુનિયાભરની હરિફાઇમાં પ્રથમ આવીને એ દુનિયાની ચેમ્પીયન સ્ત્રી નિશાનબાજ જાહેર થઇ છે.

કર્યો છે. મી. લાલનપ્રસાદ પરિણિત છે અને તેમનાં પ્રથમ પત્ની જીવે છે. લાંબા સમય સુધી યુનિવર્સીટીની કારકીર્દિ દરમ્યાન બન્ને વચ્ચે પ્રેમ પ્રસંગ ઉદ્ભવ્યો હતો અને તેને પરિણામે આ લગ્ન સંબંધ યોજાયો છે.

નારાયણ કન્યા પાઠશાળા ખુલ્લી મૂકવાની ક્રિયા થઇ હતી. તેમણે જણાવ્યું હતું કે, જેવી રીતે રથને સરળતાથી હાંકવા માટે બે ઘોડા જોડવાની જરૂર છે તેવી રીતે દુનિયાના પ્રગતિમાન દેશો જોડેની દોડમાં પાછળ રહી ગયેલા દેશને માટે બન્ને જાતિઓને એક હરોળમાં મૂકવાની જરૂર છે. દેશની સ્ત્રીઓની ખેદજનક સ્થિતિ જોઇને મને ખૂબ દુઃખ થાય છે. તેઓ પોતાના ઘરના અંધારા ખૂણામાં નકામો વખત ગુમાવે છે. વધુ દુઃખ તો એ છે કે આ દેશની માતાઓ પોતાના પુત્રોને આગળ ધપાવવાને બદલે તેમને શૌર્યભર્યાં કામો કરવામાંથી રોકી રાખે છે, જ્યારે બીજા દેશની માતાઓ પોતાના પુત્રોને યુદ્ધ ભૂમિ પર મોકલે છે. એમની પાસેથી તમારે પાઠ લેવાનો છે.

**સ્ત્રીઓની જેલ માટે રેડીયો સેટની ભેટ:** જેલમાં રેડીયો ? અને તેય સ્ત્રીઓની જેલમાં ? ખરેખર એ પ્રયાસ પ્રશંસનીય છે. ગમે તે કારણોસર કારાવાસની યાતનાઓ વેઠતી એ સ્ત્રીઓનાં દીલ બહેલાવવાની આટલી પણ જોગવાઇ થાય એ સાચે જ ખુશ થવા જેવું છે.

વેલોરની પ્રેસીડન્સી જેલમાં આ રેડીયો હમણા મુકવામાં આવ્યો છે. શ્રીમતી સરસ્વતી ખાલચંદ નામનાં એક બ્હેને આ રેડીયો સેટ ભેટ આપ્યો છે.

## વિદેશ

**શ્રીમતી ધનવંતી રામરાવને વિદાય :** નવ નવ વર્ષો સુધી, હિન્દથી દૂર, લંડનમાં રહીને, ત્યાંનાં હિન્દીઓની અનેકવિધ પ્રવૃત્તિઓમાં તેમજ, સ્ત્રીઓને સ્પર્શતી સંખ્યાબંધ પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લેનાર એક હિન્દી મહિલાને સંખ્યાબંધ સ્ત્રી સંસ્થાઓએ વિદાય આપી છે. વિદાયના એ સમારંભમાં, તેમની કુશળ કામગીરી પર પ્રશંસાના પુષ્પો વેરાયાં હતાં.

આ સન્માન મેળવનારી હિન્દી મહિલા તે શ્રીમતી ધનવંતી રામરાવ લંડન ખાતેની હિન્દી કચેરીવાળા, શ્રી. રામરાવના એ પત્ની દક્ષિણ આફ્રિકાના એજન્ટ જનરલ તરીકે શ્રી રામરાવની નિમણુંક થતાં તેમને હવે લંડન છોડવું પડ્યું. એ પ્રસંગે તેમને આ સત્કારનું માન મળ્યું હતું.

અનેક સ્ત્રીસંસ્થાઓનાં સંચાલનમાં શ્રીમતી ધનવંતીનો આગળ પડતો હીસ્સો હતો. લંડનમાં હિન્દી સ્ત્રીઓના પ્રશ્નો વિષે પ્રજામતને જાગૃત રાખવા અને તેને અંગે કરવું પડતું કાર્ય કરવામાં તેઓ હંમેશાં તત્પર રહેતાં. તેમને વિદાય આપવાનો સમારંભ, બ્રિટિશ કોમનવેલ્થ ઓફ ઇન્ડિયા લીગ તરફથી યોજવામાં આવ્યો. એમાં લગભગ ૨૬ જેટલી સ્ત્રીઓ સંસ્થાઓએ સાથ આપ્યો એમાં કેટલીક સંસ્થાઓ આંતરરાષ્ટ્રીય હતી, તો કેટલીક સ્થાનિક પણ હતી સમારંભના પ્રમુખસ્થાને મીસીસ કારબેટ એશબી હતાં.

મીસીસ કારબેટ એશબીએ શ્રીમતી ધનવંતી રામરાવને અંજલિ આપતાં કહ્યું: "આપણા કાર્યમાં સાથ આપનારી ઘણી જ નામાંકિત સ્ત્રીઓમાંની એકને આપણે આજે વિદાય આપીએ છીએ. માતભૂમિથી દૂર રહીને પરદેશમાં વાસ કરતી કોઇકજ સ્ત્રી એવી હશે કે જેની અનેકવિધ પ્રવૃત્તિઓની કદરરૂપે છવ્વીસ જેટલી સંસ્થાઓ તેને વિદાય આપવાને એકત્ર થાય. શ્રીમતી ધનવંતી રામરાવે, આપણી સમક્ષ, હિંદી સ્ત્રીઓનું દ્રષ્ટિબિન્દુ હમેશાં સ્પષ્ટતાથી રજુ કર્યું છે. હિંદની સ્ત્રીઓ વિષે કાંઇક પણ જ્ઞાન મેળવવામાં તેમણે આપણને અહીં લંડનમાં સહાય કરી છે. એટલું જ નહિ પણ તેમણે તેમના કીમતી સમર્પણનો ભોગ આપીને, અનેક સ્ત્રી સંસ્થાઓને હિંદી પ્રજા અને હિંદી સ્ત્રીઓ વિષે જ્ઞાન આપીને આપણને ઉપકૃત કર્યાં છે.

લેડી હનેંગે શ્રીમતી ધનવંતી રામરાવને હિન્દી સ્ત્રીઓની પ્રતિનિધિ તરીકે ઓળખાવી. દક્ષિણ આફ્રિકામાં પણ તેઓ મિત્રાચારીની ભાવના ફેલાવે એવી આશા પ્રકટ કરી હતી.

શ્રીમતી ધનવંતી રામરાવે સર્વેનો આભાર માન્યો હતો.

**સ્ત્રી વિમાનીની મુરાદ:** પાંચ દિવસ પર્યંત રોજના વીસ કલાક હવામાં રહીને, કોઇ પણ બ્રિટિશ વિમાનીએ કદી પ્રયત્ન ન કર્યો હોય એવું દર્શનીય વિમાની ઉડ્ડયન કરવાની યોજના મીસીસ એડી કર્બી ગ્રીન નામની સ્ત્રી વિમાનીએ કરી છે.

પાંચ દિવસ અને સાડાસત્તર કલાકમાં લંડનથી કેપટાઉન અને ત્યાંથી પાછા લંડન આવવાનો—રેકોર્ડ કરનાર સ્ત્રી વિમાનનું આ સાહસ નાનો પણ

નવીજ ઢબના બ્રિટિશ એન્જીનવાળા વિમાનમા દુનિયાનો પ્રવાસ કરવાનુ છે

ઉડ્ડા રેકોડ વેળા તેમની સાથે ફ્લાઇંગ ઓફીસર આર્થર ક્લાઉસ્ટન હતા આ વખતે જાણીના પાયલોટ મી૰ સી ડબ્લ્યુ એ રેકોટ તેમની સાથે રહેશે

**વિમાની રેકોર્ડ તોડયો** કરીબ થોભ્યા વગર માર્સેલ્સથી સતત ઉડ્ડયન કરીને ફ્રેન્ચ સ્ત્રી વિમાની મેડમ એલીઝ એથ લાયને આબાહન પહેલા ચાને મીસ એમીલીયા ઇયરહાર્ટે ૩૯૩૦ કીલોમીટર સુધી સતત ઉડવાનો સ્ત્રીઓનો સ્થાપેલો રેકોર્ડ તોડયો છે

**બ્રિટનમા સતતિસવર્ધન** એક બાજુથી હિંદ જેવા દેશમા સુશિક્ષિત સ્ત્રીઓએ અને આગેવાન સમાજ સુધારકોએ વસતીમા પારાવાર વધારો થઇ રહેલો હોવાથી સતતિનિયમનની હિમાયત કરવા મંડી છે અને એને અંગે જોરશોરથી પ્રચાર કરવા માડયો છે ત્યારે જર્મની ઇટાલી જેવા નાઝી અને ફેસીસ્ટ દેશોએ સતતિ સવર્ધનની યોજનાઓ મોટા પ્રમાણમા કરવા માડી છે એમા હવે બ્રિટનનો પણ જાણે ઉમેરો થતો હોય એમ લાગે છે

બ્રિટનમા હમણા હમણા બાળકોનુ જન્મ પ્રમાણ ઘણુ ઘટી ગયું છે અને તેથી બ્રિટિશ સરકાર ઘણીજ ચિંતાતુર બની છે આ જન્મ પ્રમાણ ઘટવાના કારણોની સરકાર તપાસ કરી રહી છે ત્યા બ્રિટનની જાણીતી સામાજીક કાર્યકર મીસ સીલ્વીયા પેંકહર્સ્ટે બાળકોના ઉછેરને ઉત્તેજન આપવાની તૈયારી આરંભી છે

મીસ સીલ્વીયા પેંકહર્સ્ટ એમ માને છે કે નીચેની યોજનાથી આ પ્રશ્નનો ઉકેલ આવી જશે.

દરેક બાળકના જન્મ સાથે સરકારે પૌં ૨૦ ની રકમ આપવી

સુવાવડ પછી માતાઓને રહેવા માટે આરોગ્ય પ્ર૰ ગૃહોની મફત યોજના કરવી

માતા સુવાવડને કારણે સુવાવડખાનામા હોય ત્યા તે પછી આરોગ્ય ગૃહમા હોય તે દરમ્યાન કુટુંબની સભાળ રાખવા માટે યોજના કરવી

અને સુવાવડના દરેક કિસ્સામા નિષ્ણાત



**મીસ ચીંહા ચીણુન રૂઆંગ**
સીઆમમા બાગકોક ખાતેની ચુલાલોંગકોર્ન યુનિવર્સીટીના તાજેતરમા થએલા પદવીદાન સમારંભમા આ તરૂણીને ફાર્મેસીનાં ઘણાખરા પારિતોષિકો મળ્યાં હતા

દાક્તરોની સહાય અને સેવા મળે એવી વ્યવસ્થા કરવી જોઇએ.

મેંસ સીલ્વીયા કહે છેઃ વર્ષોથી હું બાળકહીક સહાય કરવાની હિમાયત કરતી આવેલી છું. અને હવે તો મને એમ લાગે છે કે એ સૂચનાને અમલમાં મુકવાનો સમય આવી ગયો છે. માબાપો ઝાઝાં બાળકોનો નિભાવ કરી શકતાં નથી એ કારણેજ બાળકોનું જન્મ પ્રમાણ ઘટતું ચાલ્યું છે.

**દુનિયામાં સ્ત્રીઓનો દરજ્જો :** દુનિયાના જુદા જુદા દેશોમાં અત્યારે અમલમાં રહેલા રાષ્ટ્રીય કાનૂનો અને તેની કલમો અનુસાર, સ્ત્રીઓનો કાયદેસરનો દરજ્જો શો છે તેની તપાસ કરવા માટે ગયા સપ્ટેમ્બર માસમા રાષ્ટ્રસંઘની એસેમ્બ્લીએ એક સમિતિની નિમણુંક કરી હતી. આ સમિતિની બેઠક હમણા જ જીનેવામાં મળી ગઇ છે.

એ સમિતિની બેઠકમાં સામાન્ય મંત્રીએ સભ્યોનો સત્કાર કરતા, સમિતિએ ચર્ચવાના પ્રશ્નોનો ઉલ્લેખ કર્યો હતો અને સ્ત્રીઓની આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ તરફથી આવેલાં નિવેદનો રજુ કર્યાં હતાં તે પછી સમિતિએ તેના કાર્યની રૂપરેખા દોરીને, અભ્યાસમાં સમાવવા યોગ્ય વિષયોની યાદી તૈયાર કરીને કામકાજની શરૂઆત કરી હતી.

**ફ્રાન્સની સ્ત્રીઓને નવા અધિકાર :** ફ્રાન્સમાં પરણેલી સ્ત્રીઓને કેટલીક વધુ છુટછાટો આપતો જે કાયદો હાલમાં પસાર થયો છે તેને. અંગે સાસુઓની કમનશીબીની શરૂઆત થઇ હોય એમ લાગે છે. અત્યાર સુધી સાસુઓ ઘરમાં જે જાતનું સામ્રાજ્ય ભોગવતી હતી તેવું, મન ફાવે તેવું વર્તન હવે સાસુઓથી થઇ શકશે નહિ

પરિણિત સ્ત્રીઓને સ્વતંત્રતા આપતું આ બીલ જ્યારે પસાર થયું ત્યારે ફ્રેન્ચ પાર્લામેન્ટના કેટલાક સભ્યો જેમણે એની તરફેણમાં મત આપ્યો તેઓ સમજતા હતા કે આ રીતે પત્નીની સાસુઓનાં વર્તન પર આપોઆપ અંકુશ મુકાઇ જાય છે.

આ કાયદાને અંગે બોર્ડો ખાતે એક અજબ આમયથી કેસ પણ ચાલી ગયો અને તેમાં આ પૂર પાર થઇ શક્યું છે.

એક ફ્રેન્ચ પત્નીનો પતિ ઇચ્છતો હતો કે તેની માતા તેઓની સાથે જ રહે. પત્નીએ આની સામે વાંધો લીધો અને છેવટે તેણે અદાલતનો આશ્રય લીધો. પત્નીની દલીલો આ હતીઃ

" મારા પતિએ અમારો નિવાસ તેની માતાને ઘરે રાખ્યો છે. હું આ નિર્ણયનો વિરોધ કરૂં છું. નવા કાયદાની ૨૧૩ મી કલમ મને અધિકાર આપે છે તો આપ એવું ફરમાન કરશો ? "

યુવાન પતિને અદાલત સમક્ષ હાજર કરવામાં આવ્યો અને ન્યાયમૂર્તિએ તેને જણાવી દીધું કે, તેની પત્નીનું કહેવું તદ્દન ખરૂં છે. તેણે તરત જ નવું મકાન શોધીને તેની પત્ની સાથે એકલા રહેવું જોઇએ.

**રૂમાનીયામાં સ્ત્રીઓને અધિકાર :** રૂમાનીયામાં હાલમાં નવું બંધારણ પસાર થયું છે. એ બંધારણ અનુસાર, રૂમાનયાની સ્ત્રીઓને મતાધિકાર સંબંધમાં જ નહિ પણ વિશાળમાં વિશાળ અર્થમાં નાગરિક તરીકેના તેમજ પુરૂષોના જેવાં જ ધોરણે રોજી રળવાના સમાન અધિકારો પણ બક્ષવામાં આવ્યા છે.

આ પ્રસંગને સ્ત્રીઓની રાજકીય મુક્તિ માટેની એસોસીએશને અને નેશનલ કાઉન્સીલ ઓફ વીમેન-તરફથી યોગ્ય રીતે ઉજવવામાં આવ્યો હતો. એક સભાનાં પ્રમુખસ્થાને મેડમ એનેના ભાસનેટ હતાં બીજી સભાનાં પ્રમુખસ્થાને પ્રીન્સેસ એરેક્ષાડ્રીના, કેન્ટા સુઝેન હતાં.

રૂમાનીયાની સ્ત્રીઓએ લાંબા સમયની લડત પછી આ અધિકારો મેળવ્યા છે.

**સ્ત્રીઓનું કમીશન :** નોર્વેમાં સામાજીક પ્રશ્નોને લગતા પ્રધાનમંડળે ઘરકામ કરતા કામદારોની સ્થિતિ સંબંધમાં કાનૂન ઘડવાની શક્યતા વિષે અભ્યાસ કરવા માટે પાંચ સ્ત્રીઓનું એક કમીશન નીમ્યું છે. એમાં એક સ્ત્રી ધારાશાસ્ત્રી છે; એક ગૃહિણી છે; અને એક ઘરકામ કરનાર કામદારોના સંઘની પ્રમુખ છે.

**સીનોરા ઇસાબેલ પીચરા :** રશિયાના સરમુખત્યાર સ્ટેલીનના તંત્ર હેઠળ અત્યારે તિરસ્કારાઇ રહેલા, એક જમાનાના રશીયન નેતા લીઓ

ત્રોટસ્કીના પક્ષના કહેવાતા નેતા હોવાના આરોપ સર બાર્સીલોનામા સીનોર પીયરો પુરૂષોની જેલમા સજા ભોગવી રહ્યો છે ત્યારે એની પત્ની, સીનોરા ઇસાબેલ પીયરો બાર્સીલોનામા કેટેલોનિયન સરકારની સ્ત્રીઓની જેલ ચલાવી રહી છે સીનોરા ઇસાબેલ ઘણી પ્રભાવશાળી મહિલા છે એના હાથ હેઠળ ૨૮ વોર્ડરો અને મદદનીશો છે અને તેના હાથ હેઠળની સ્ત્રી કેદીઓની સખ્યા ૨૮૭ જેટલી છે આ બધી સ્ત્રી કેદીઓ રાજકીય ગુન્હાઓ સર સજા પામેલી છે અથવા તો રાજકીય ગુન્હાઓના આરોપસર તેઓની તપાસ હજી થનાર છે આ જેલની બારીઓને સળીયા નથી. તેમ એના બારણાઓ પર સશસ્ત્ર પહેરો પણ નથી માત્ર એના દરવાજા પર બે પોલીસ પહેરો ભરે છે સીનોરા ઇસાબેલ પીયરોના હાથ હેઠળની કેદીઓમાથી ૬૦ સ્ત્રીઓ તેના પતિના પક્ષની સભ્યો તી

**રશિયામાં રોજી રળતી સ્ત્રીઓ** સોવીયેટ રશિયામા રોજી રળતા કામદારોની કુલ સખ્યામાથી ૩૫ ટકા કરતા સહેજ વધારે ભાગ સ્ત્રીઓનો છે એમ ગયા વર્ષના પ્રકટ થયેલા આકડાઓ પરથી જણાય છે

મોસ્કોમા પ્રસિદ્ધ થયેલા એ આકડાઓ કહે છે કે, ૧૯૩૦ ના વર્ષમા ઉદ્યોગ ધધામા રોકાયલી સ્ત્રીઓની સખ્યા ૯૦૫૭,૦૦૦ ની હતી.

એમાથી ૩૨૯૮,૦૦૦ જેટલી સ્ત્રીઓ તો મોટા ઔદ્યોગિક કારખાનાઓમા રોકાયલી હતી ૧૧,૫૦,૦૦૦ જેટલી સ્ત્રીઓ શિક્ષણ સસ્થાઓમા કામ કરતી હતી. ૭,૨૫,૦૦૦ જેટલી સ્ત્રીઓ આરોગ્યની સંસ્થાઓમા કામ કરતી હતી જ્યારે ૪,૭૦,૦૦૦ જેટલી સ્ત્રીઓ આવજાવના વ્યવહારના કામોમા રોજી રળતી હતી

જુદા જુદા વ્યવસાયોમા અને વેપારોમા સ્ત્રીઓને વિશાળ પાયા પર તાલીમ આપવામા આવે છે તેને પરિણામે રશિયામા અર્ધા લાખ જેટલી સ્ત્રીઓ દાક્તરો છે અને એક લાખ જેટલી સ્ત્રીઓ ઇજનેરો છે

**અમલદારોની પત્નીઓ માટે** બલ્ગેરી અમલદારોની પત્નીઓને હવે પછી, સરકારી કે ખાનગી નોકરી કરવા દેવામા આવશે નહિ અમલદાર પત્ની તરીકેના દરજ્જાને આ છાજતું નથી એમ ધારીને આ પ્રતિબધ મુકવામા આવ્યો છે. વળી આવી પત્નીઓ તેઓના ઘર અને બાળકોની સભાળ લેવા માટે પૂરેપૂરી સ્વતત્ર છે એ જોવાને પણ વિમાન ખાતાના પ્રધાન જનરલ લુકેવ આતુર છે

**બેલ્જીયમમા કુટુંબ નિર્વાહ** બેલ્જીયમમા નિર્વાહના ભથ્થાને લગતી પ્રથાનો ૧૯૩૭નો કાયદો ધીમે ધીમે ૫૫૨૮૨ કામદારો સિવાયના બીજા કામદારોને પણ લાગુ પાડવામા આવે છે અને મુશ્કેલીઓ હોવાથી ધીમે ધીમે એનો અમલ વિસ્તરતો જાય છે. કાયદાનો અતીમ હેતુ નાના બાળકોવાળા સર્વ કુટુબોને નિર્વાહભથ્થુ મળે એવી જોગવાઇ કરવાનો લાગે છે

સાબીહા ગોકસેન

**સાબીહા ગોકસેન** તુર્કીના સરમુખત્યાર કમાલ આતાતુર્કની દત્તક પુત્રી, તેત્રીસ વર્ષની વયની છે અને તુર્કીના વિમાની દળમા તે પાયલોટ મેજરનો હોદ્દો ધરાવે છે બ્રિટન-અમેરિકાના વિમાની નિષ્ણાત ડીક બેધમ એને ઘણી જ ચપળ તરુણી તરીકે ઓળખાવે છે એનુ નામ સાબીહા ગોકસેન.

બેધમ કેનેડામા વિમાનો બનાવવાનુ મોટુ કારખાનુ ચલાવે છે બ્રિટનનુ વિમાની પ્રધાનમડળ તેના જ વિમાનો વાપરે છે છેલ્લા થોડાક સમયથી, યુરોપના સત્તર દેશોમા લશ્કરી વિમાની ક્ષેત્રોમા નિરીક્ષણ કરીને તાલીમ આપવાની પદ્ધતિ વિષે સલાહ આપવા તેઓ ફર્યા છે

ઘણા ઘણા નિષ્ણાત વિમાનીઓ અને તાલીમ બાજોને તેઓ એ દરમ્યાન મળ્યા પણ, તુર્કીની

આ વિમાની બાળાના જેટલો પ્રભાવ તેમના પર કોઇ પાડી શક્યું નથી.

તેમણે એક મુલાકાતમાં આ બાબતમાં કહ્યું: આજે વીમાની ઉડ્ડયન કરતી કોઇ પણ સ્ત્રી વિમાની કરતાં પ્રમુખ આતાતુર્કની પુત્રી વધારે કુશળ પાયલોટ છે. નિષ્ણાત પુરૂષ પાયલોટની પણ તે બરાબરી કરી શકે એમ છે. વિમાની ફોજની સરદારી ધરાવતી તેજ એક માત્ર સ્ત્રી દુનિયાભરમાં છે.

અને આજે તે ચાળીસ જેટલા પુરૂષોને પાયલોટ્ યવા માટેની વિમાની તાલીમ આપે છે. તેમને કડક શિસ્તમાં રાખે છે. આમ ફરજ દરમ્યાન તે કડક રહે છે પણ ફરજ પર ન હોય ત્યારે તે આનંદી, ઉત્સાહી અને હસમુખી છે.

**તુર્કીની માતાઓ માટે ચંદ્રક :** તુર્કીમાં છ કે તેથી વધુ બાળકોની માતાને પાઉંડ ૮-૧૦-૦ કીંમતનો ખાસ તૈયાર કરેલો ચદ્રક આપવામાં આવશે.

હાલમાંજ જે આંકડાઓ પ્રકટ થયા છે તે ઉપરથી એમ જણાય છે કે તુર્કીશ પુરૂષો કરતાં તુર્કી સ્ત્રીઓ વધારે જીવે છે.

**પચાસ વર્ષની કેદ :** ટેક્સાસમાં હ્યુસ્ટન ખાતે મીસીસ લીલી મે કરટીસ નામની બાઇને પોતાનાં નવ નિદ્રાધીન બાળકોમાંથી છ ને મારી નાખવા માટે બધું મળી ૫૦ વર્ષની કેદની સજા ફરમાવવામા આવી છે. એ સ્ત્રીએ ગુન્હાનો એકરાર કર્યો હતો. શાન્તિથી ચુકાદો સાંભળીને તે પોલીસ પહેરા હેઠળ જેલમાં ચાલી ગઇ હતી.



# નોંધ

**મહાસભાની કારોબારીનો સુયોગ્ય નિર્ણય**

મધ્યપ્રાંતના મહાસભાવાદી પ્રધાન મંડળના ધારાસભ્ય શ્રી એમ. વાય શેરીફને હાથે હિન્દી સ્ત્રીત્વની અવગણના કરનારો એક પ્રસંગ બની ગયો હતો દશ વર્ષની નિરાધાર હરિજન બાળા ઉપર બળાત્કાર ગુજારવાના આરોપસર લાંબી મુદતની સજા પામેલા એક સુશિક્ષિત મુસ્લીમને સજાની એ મુદત પૂરી થતા પહેલા જ, પોતાના હાથમાની સત્તાની રૂઇએ, ક્ષમા આપીને તેમણે મુક્ત કરી દીધો હતો આથી મધ્યપ્રાંતમાજ નહિ પણ આખાં હિન્દમા ભારે ઉહાપોહ થવા પામ્યો હતો બળાત્કાર જેવા પાશવી ગુન્હા માટે સજા પામેલા શખ્સ પ્રત્યે દયા બતાવવાનો એ પ્રસંગ જ સાચી રીતે ન હતો એને માટે ગમે તેવા સબળ કારણો હોય છતા, માનવતાના સિદ્ધાંતની વાતો પણ આવા કિસ્સાઓમા નૈતિક રીતે વાજબી ન ગણાય શ્રી શેરીફને, પોતાની સત્તાનો દુરૂપયોગ થયાની મોડી મોડી પણ ખાત્રી થઇ અને તેમણે એને માટે દિલગિરિ જાહેર કરી એ ઉપરથી કદાચ એમને મહાસભાની સર્વોપરિ સભા માફ કરશે એમ ધારવામા આવતુ હતુ પણ સ્ત્રીત્વના આવા અપમાનની સામાન્ય રીતે અવગણના ન થઇ શકે સ્ત્રીત્વના ચારિત્ર્યનુ જો આમ અપમાન થવા દેવામા આવે તો મહાસભાના કારોબારને લાંછન લાગે અને તેથી, કાયદાની દૃષ્ટિએ શ્રી શેરીફને આવા ગુન્હેગારને માફી આપવાની સત્તા ભલે હોય, પણ નૈતિક દૃષ્ટિએ તો તેમનો ગુન્હો માફ થઇ શકે એમ હતુ જ નહિ

કલકત્તામા થોડા જ સમય ઉપર મળેલી મહાસભાની કાર્યવાહક સમિતિ સમક્ષ આ પ્રશ્ન સવિસ્તર રજુ થયો હતો અને એને અંગે યોગ્ય તપાસ કર્યાં પછી પણ, શ્રી શેરીફનુ પગલુ કેટલે અંશે વાજબી કે ગેરવાજબી છે તેની તપાસ કરવાનુ કાર્ય કલકત્તાના ન્યાયમૂર્તિ સર મન્મથનાથ મુકરજીને સોંપવામા આવ્યુ હતુ તેમની તપાસનો અહેવાલ મુંબઇમા ગયા માસમા મળેલી કારોબારીની બેઠકમા રજુ થયો હતો તે હેવાલમા પણ નૈતિક રીતે શ્રી શેરીફને પૂરતા દોષિત ઠરાવવામા આવ્યાથી, કારોબારીએ તેમને, તેમના હોદ્દાનુ રાજીનામુ આપવાનુ ફરમાન કર્યુ હતુ આ ફરમાનને માથે ચઢાવીને શ્રી શેરીફે પોતાના પ્રધાનપદનુ રાજીનામુ આપી દીધુ છે અને મધ્ય પ્રાંતના ના. ગવર્નરે એનો સ્વીકાર પણ કર્યો છે

આમ રાષ્ટ્રના ગૌરવને ખંડિત કરનારા હરકોઇ પ્રસંગે, આવા સખ્ત પગલા લેવાવા જ જોઇએ એમ અમને લાગે છે આ બનાવના જેવો જ, પણ જરા જુદી રીતનો બનાવ સરહદ પ્રાંતમા પણ બનેલો છે અને તે કિસ્સાની તપાસ હજી થનાર છે તે કિસ્સામા પણ જો કારણભૂત પ્રધાન દોષિત ઠરશે તો યોગ્ય પગલુ લેવાને મહાસભાની સર્વોપરિ સત્તા નહિ ચૂકે એવી આપણે આશા રાખીશુ દરમ્યાન મધ્ય પ્રાંતના બનાવ સંબંધમા મહાસભાની કારોબારીએ લીધેલા સુયોગ્ય પગલા માટે તેને આપણે અભિનંદન આપવા જોઇએ

**'શિક્ષણ અને સંસ્કારને લજવનારૂં લગ્ન'**

ગુજરાતમા ખૂબ ખૂબ ચર્ચાસ્પદ નીવડેલા, 'મનુ વિનોદિની' લગ્ન વિષે નોંધ લખવા અમે આજ મથાળુ આપ્યુ હતુ હાલમા જ અમદાવાદ ખાતે થએલા એક

લગ્ન માટે પણ અમારે એજ શીર્ષકનો ઉપયોગ કરવો પડે છે. અલ્હાબાદના 'લીડર' પત્રના ઉપતંત્રી, શ્રી. કૃષ્ણરામ મહેતાનાં પુત્રી, કુ. મનોરમા મહેતાએ શ્રી. લાલનપ્રસાદ સિંહ નામના સનદી અમલદાર સાથે આર્યલગ્ન વિધિ અનુસાર લગ્ન કર્યાં. શ્રી. મનોરમા સુશિક્ષિત છે. એમ. એ. ટી. ડી. છે. શિક્ષણ શાસ્ત્રની આ ઉચ્ચતર પદવી લઇને તેઓ હમણાં જ વિદેશથી પાછાં ફર્યાં છે. અને શ્રી. લાલનપ્રસાદ સિંહ પણ સનદી અમલદાર હોઇ સુશિક્ષિત છે. આમ આ બન્ને સુશિક્ષિતોએ, કાયદાના બંધનમાં જકડાયલી એક સ્ત્રીને ગંભીર અન્યાય કર્યો છે. શ્રી. લાલનપ્રસાદ-સિંહની પ્રથમ પત્ની હયાત છે. એ પત્ની હોવા છતાં તેમણે હાઉસ જીવનમાં શ્રી મનોરમા પ્રત્યે પ્રેમ કેળવ્યો અને આખરે એ બન્ને વચ્ચેના કહેવાતા પ્રેમે લગ્નનું રૂપ લીધું અને આર્યસમાજ પદ્ધતિએ તેમને એવું લગ્ન કરવામાં સહાય કરી. આવાં લગ્નો હમણાં હમણા વધતા જાય છે અને તેમાંય શિક્ષિત યુવતીઓ આવાં લગ્નોમાં સાધનભૂત બને છે ત્યારે અમને ઘણોજ ખેદ થાય છે. હિન્દુસમાજમાં સ્ત્રીઓને થઇ રહેલા અનેક અન્યાયો સામે, સુશિક્ષિત સ્ત્રીઓએ જ્યારે લડવાનું છે, અવિરત કાર્ય કરવાનું છે ત્યારે, શિક્ષિત સ્ત્રીઓ, કાયદાને અંગે સાવ નિરાધાર બનેલી સ્ત્રીનાં જીવનમાં દાવાનળ સળગાવવા તૈયાર થાય છે ત્યારે તેઓ તેમનાં શિક્ષણ અને સંસ્કારને લજવી રહ્યાં છે એમ કહ્યા વિના બીજો છુટકો નથી.

આજ લગ્નની ચર્ચા કરતો એક લેખ, અમે 'જ્યોતિર્ધર'માંથી આ અંકના 'ફુલવેણી' વિભાગમાંથી ઉતાર્યો છે. આપણા સમાજ શાસ્ત્રના ઉંડા અભ્યાસી, શ્રી. ગટુભાઇએ એક પત્ની જીવતી હોવા છતાં બીજી પત્ની કરવાના પ્રસંગો વિષે ઉલ્લેખ કરીને, એમાં કેટલીક મનનીય બાબતો રજુ કરી છે અને આર્ય સમાજ પદ્ધતિના લગ્ન કાયદાની ક્ષતિઓ યોગ્ય રીતે બતાવી છે.

**'બાલ વિભાગ'ના નવા તંત્રી**

'ગુણસુન્દરી'ના 'બાલ વિભાગ'નું સંપાદન કરતા અમારા સ્નેહી મિત્ર ભાઇ સોમાભાઇ પટેલ આ અંકથી, એ કાર્યભાર છોડી દે છે એ જણાવતાં અમને ભારે ખેદ થાય છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી, ભાઇ સોમાભાઇએ 'બાલ વિભાગ'નું સંપાદન એવી કાળજીપૂર્વક કર્યું હતું કે એ વિભાગે અમારા વાચક વર્ગમાં સારો આદર મેળવ્યો હતો. 'બાલ વિભાગ' ઉપરાંત દર માર્ચ મહિને વિવિધ સાહિત્યથી ભરેલો 'બાળક અંક' તૈયાર કરવામાં પણ તેઓ ભારે પરિશ્રમ ઉઠાવતા હતા. હવે તેઓ તેમના અનેકવિધ વ્યવસાયમાં આ કાર્ય પરત્વે પૂરતી કાળજી રાખી શકે એમ ન હોવાથી એ કાર્યભારમાંથી મુક્ત થાય છે. અમે અત્યાર સુધીમાં અમને આપેલા સહકાર માટે તેમના આભારી છીએ.

શ્રી. સોમાભાઇને વિદાય આપતાં જેમ ખેદ થાય છે તેમ તેમને સ્થાને, 'બાળ વિભાગ'નાં સંપાદનની જવાબદારી સ્વીકારનારા અમારા મિત્ર શ્રી. નાગરદાસ ઇ. પટેલનો સહકાર મેળવતાં અમને આનંદ થાય છે. બાલ સાહિત્યના જે જુના જોગીઓ છે તેઓમાંના એક ભાઇ નાગરદાસ છે અને તેમની બાલ સાહિત્યની સેવા ઘણી મોટી છે, તેમના બાલ માનસના ઉંડા અભ્યાસનો લાભ આમ સુલભ બન્યો છે એ આનંદની વાત છે.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી નાગરદાસ ઈ પટેલ
મલાડ

વર્ષ ૮ અંક ૬ | પુસ્તક ૮ | જૂન : ૧૯૩૮

## રામ અને શામ!

દેવ કેરે ધામ,
એક હતો જામ;
મૂક્યો ઊંચે ઠામ,
માંહે ભર્યાં દામ.

પછી આવ્યો રામ,
એણે કર્યું કામ;
હૈયે રાખી હામ,
લીધા બધા દામ!

સામે મળ્યો શામ,
એણે ભરી વામ;
ઝટ ઝાલ્યો રામ,
રામે મૂકી ફામ.

દઈ દીધા દામ!
ઊંઘ્યો ચારે યામ!

ધા ઉમિયાશંકર ઠાકર,

---

ધામ–ઠેકાણું, જામ–પ્યાલો, દામ–પૈસા,
હામ–હિમ્મત, ફામ–યાદ, યામ–પ્હોર,

## ઘડી ગમ્મત

રાગ વિના ગાવું ફ્રુસ.
ધણી વિના ધાડ ફ્રુસ.
દાંત વિના ખાવું ફ્રુસ.
બાયલાનો બોલ ફ્રુસ.
ગોલાની લડાઈ ફ્રુસ.
ભવાયાની ગાળ ફ્રુસ.
ખીચડીનું ખાણું ફ્રુસ.
લાકડાનો ઘોડો ફ્રુસ.
બ્રાહ્મણનું ન્હાવું ફ્રુસ.
ઉનાળાનો રેલો ફ્રુસ.
પરાળનું તાપણું ફ્રુસ.
ભિખારીનું માન ફ્રુસ.
મૈસુરની દાળ ફ્રુસ.
કણકીનો લોટ ફ્રુસ.
જીન વિના ઘોડો ફ્રુસ
કાચબાની ફ્રોટ ફ્રુસ
લાગણી વિના સ્નેહ ફ્રુસ.

ચન્દ્રકાન્ત નરસિંહભાઈ પટેલ

# નથુ શેઠ

એક હતો બ્રાહ્મણ. ઘણો જ ગરીબ. એની ગરીબાઇનો પાર નહિ. ખાવા પીવાના યે સાંસા.

અધૂરામાં પૂરું એને સાત છોકરાં. શું ખવરાવે ને શું પહેરાવે ? માગીને થાકે તો યે પૂરું થાય નહિ.

એક ઢાંકે ત્યા બીજું ઉઘાડું રહે ! એની ચિંતાનો સુમાર નહિ ને દુ:ખનો પાર નહિ.

' હવે તો ભોળા શંભુને શરણે જાવ, ' એની સ્ત્રીએ એને સલાહ આપી. ' એ ભોળાનાથ આપણાં દળદર ફેડશે. '

બ્રાહ્મણને પણ એ સલાહ ગળે ઊતરી. એણે જવાબ આપ્યો :

' આ શ્રાવણ મહિનો આવ્યો છે એટલે તારી ઇચ્છા છે તો ભોળા શંભુની આરાધના કરીએ અને કેંક એમની કૃપાદ્રષ્ટિ થઇ જાય તો આપણાં ભવોભવનાં દુ:ખ ટળે. '

' શ્રી ભોળાનાથ ભગવાન સૌ સારાં વાનાં કરશે. ' બ્રાહ્મણીએ જણાવ્યું. ' પરમ દિવસે જ પડવો છે. નાહીધોઇને ભોળાશંભુનું નામ લઇને એમની સેવામાં બેસી જાવ. '

' ભલે. '

શ્રાવણ મહિનો બેઠો ત્યારથી જ બ્રાહ્મણે મહાદેવના દહેરામા બેસીને પૂજા કરવા માંડી

સવારના પહોરમાં વહેલો ઊઠે. નાહીધોઇને માટી લઇ આવે. આખો દિવસ એના નાનાં નાનાં સેંકડો શંકરના લિંગ બનાવે ને દરેકને માથે આખા ચોખા ચોડે.

વખત મળે તો ડાંગર ફોલીને ચોખા કાઢી રાખે.

એક બાજુ કપડું પાથરી રાખે આ કપડામા મંદિરમા આવતું જતું મૂઠી ાખા કે ચપટી દાળ અથવા પાઇપૈસો નાખે.

ગામડું ગામ એટલે અવરજવર પણ ઓછી રહે. સાંજ પડે ત્યારે ખીચડી રવા જેટલા દાળચોખા માંડ એકઠા થાય. ચાર છ પૈસા પણ આવે. પૈસા નાખ-ાાર થોડા.

ગામના ભાવિક માણસોમાં નથુશેઠનું નામ આગળ પડતું. એ રોજ મંદિરમાં તય અને મહાદેવજીની પૂજાપાત્રી કરે.

નથુશેઠના બાપદાદા અહીંયાં આવેલા. એમના દાદાનું નામ નારણજી.

નારણજી દોરી લોટો લઇને આવેલા.

એ આ ગામમાં રહ્યા. શરૂઆતમાં ફેરી કરવા માંડી.

વખત જતાં એમની પાસે બે પૈસા એકઠા થયા. અને પછી તો એમણે કરવા માંડી ધીરધાર. વ્યાજ, તેનું વ્યાજ ને વ્યાજનું વ્યાજ લેવા માંડયાં. એક રામે લંકા લીધી તો બાર રામ શું ન કરે ! નારણજીના રામ ને દામ વધવા લાગ્યા.

આજે નથુશેઠ પાસે બાપદાદાનો વારસો લાખોનો થયો હતો, છતાં એમના લોભને થોભ ન હતો.

એવા એ નથુશેઠ હતા.

શ્રાવણ મહિનો અધવાચોં હતો, ભગવાન શંકર લીલી ભાંગના ઘેનમાં આનંદમસ્ત હતા. દેવી પાર્વતી ભગવાન પાસે ઊભાં હતાં અને જરાક વધારે વિજયાનું પાન કરવા શંકર ભગવાનને આગ્રહ કરતાં હતાં.

એવામાં એમની નજર પેલા દરિદ્રી બ્રાહ્મણ ઉપર પડી.

કઠણ હૈયાના પુરુષો કરતાં સ્ત્રીઓનાં હૃદય કોમળ હોવાથી ઘણાં જલદી દ્રવી જાય છે અને એમને દયા પણ જલદી આવે છે.

દેવી પાર્વતીને પણ આ દરિદ્રી બ્રાહ્મણને જોઈને દયા આવી. એમણે ભગવાન શંકરને ભલામણ કરી:

' પેલો બ્રાહ્મણ આપણા દહેરામાં આવીને બેઠો છે. બિચારો બહુ ગરીબ લાગે છે. એના ઉપર કૃપા કરો ને એનું દળદર ફીટાડો. '

' જેવી તમારી ઇચ્છા, દેવી ! ' ભોળા શંકરે જવાબ આપ્યો અને બૂમ મારી: ' ગજાનન ! ઓ ગજાનન ! '

અને એ સાંભળીને પુષ્કળ લાડુ ખાવાથી જેની ફાંદ હદબારની લચી ગઇ છે એવા શ્રી ગણપતિ ભારે પેટે ધીરે ધીરે આવ્યા અને પિતાજીને વંદન કરી બોલ્યા: ' આજ્ઞા, પિતાજી ! '

' પેલો બ્રાહ્મણ બહુ દિવસથી આપણી પૂજા કરે છે માટે એને કાલે સવા લાખ રૂપિયા આપજે. '

' આજ્ઞા પિતાજી ! ' કહીને પોતાની સુંઢ ઊંચી કરી સુપડા જેવા કાન ફફડાવતા ગણપતિ પોતાને સ્થાનકે ગયા. શું કરવું તેનો એમણે વિચાર કર્યો એમની પ્રેરણાથી આ બધોયે સંવાદ સારે નસીબે કહો કે માઠે નસીબે કહો પણ નથુ શેઠે સાંભળ્યો.

એમની ચપળતા વધી પડી !

' ઓ હો હો ! આ ગરીબ બ્રાહ્મણને આવતી કાલે આ દુંદાળો સવાલાખ રૂપિયા આપશે અને બ્રાહ્મણ બચ્ચો લખેસરી થઇ જશે ! એને પૈસા તે પહેલાં આપણે અક્કલનો ઉપયોગ કરીને એને શા સારુ બાંધી ન લઈએ ? '

આમ વિચાર કરી નથુશેઠ સાંજે પેલા બ્રાહ્મણને ઘેર ગયા.

કોઈ દિવસ નહિ ને આજે નગરશેઠ પોતાને ઘેર ચાલી ચલાવીને એ જોઇ બ્રાહ્મણ તો રાજી રાજી થઈ ગયો. એના આનંદનો પાર રહ્યો નહિ.

'આપનાં પગલાં અમારે ત્યાં કયાંથી!' કહીને પુષ્કળ આદરમાન દઇને એણે નગરશેઠને બેસાર્યા.

'જુઓને કિરપાશંકરભાઇ!' નગરશેઠ બોલ્યા 'જે છે તે અહીં થઇને જતો હતો ત્યારે એમ થયું કે લાવને જે છે તે કિરપાશંકરભાઇને મળતો જાઉં. તમે સમજ્યાને!'

'મોટી કૃપા થઇ.' બ્રાહ્મણે હાથ જોડીને જણાવ્યું.

'જુઓને કિરપાશંકરભાઇ! આ તમે પૂજા કરવા બેસો છો તે શું મળે છે? આઠ બાર આનાના પૈસા એકઠા થાય છે?' શેઠે પૂછયું.

'ના રે શેઠ! બે અઢી આના મળે તો બહુ થઇ ગયા! બસેરેક ખીચડી થાય તે જુદી. અને શેઠસાહેબ! મારા ઘરનો વરો તો તમે જાણો છો ની!"

'શો કળજગ આવ્યો છે! કિરપાશંકરભાઇ! પહેલાંના જેવા લોક હવે નથી રહ્યાં!'

'હાસ્તો શેઠ! આ કળિકાળમાં ધર્મનિયમ પર આસ્તા ઘટતી ચાલે છે.'

'ખરી વાત છે કિરપાશંકરભાઇ! જે છે તે તમારી વાત ખરી છે. તમે સમજ્યાને? જુઓને એમ કરોને, જે છે તે કાલે તમને જે મળે તે મને આપજો. એના બદલામાં તમને આ પાંચ રૂપિયા આપું છું તે લો.

એમ કહીને શેઠે પાંચ રૂપિયા આપવા માંડયા. એ જોઇને બ્રાહ્મણને વહેમ પડયો. કૈં પણ કારણ સિવાય નથુશેઠ પૈસા આપે એ ન મનાય એવી વાત હતી.

નથુશેઠ એકાએક કેમ વરસી પડતા હતા? એવું તે શું હતું? કૃપાશંકરે વિચાર કરવા માંડયો.

બ્રાહ્મણને મૂંગો જોઇ શેઠે કહ્યું:

'તમારું મન કચવાતું હોય તો જે કહેવાય તે હશ લેજો! પછી છે કૈં!"

'ના પણ આપને કૈં તસ્દી અપાય! જે મળે તે—'

'હવે મહારાજ! લોભ જવાદોને! પચીસ રૂપિયા આપશું.'

'પણ—'

'હવે પણ ને બણ, જાવને મારા ભાઇ! જે છે તે પચાસ રૂપિયા રોકડા આવતી કાલે લઇ જજો અને તમને જે મળે તે મને આપી દેજો. તમે સમજ્યાને!' નથુ શેઠે આગ્રહ કર્યો.

'પણ શેઠ!'

'જુઓ મહારાજ! બહુ લોભ ના કરો! અતિ લોભ તે પાપનું મૂળ. જાવ તમે રાજી થાવ. જે છે તે સો રૂપિયા આપીશું. બોલો હવે તો રાજી થયાને!'

બ્રાહ્મણને શંકા પડી કે એવું તે શું હતું કે નથુશેઠ ચાલી ચલાવીને સો રૂપિયા આપવા આવ્યા હતા! સાંજસુધીમાં મળી મળીને બશેર અઢીશેર ખીચડી અને દસબાર પૈસા મળે! બીજું તે શું હાથીઘોડા મળવાના હતા! એના બદલામાં આ નગરશેઠ ઘેર આવીને સો રૂપિયા આપતા હતા!

એને વિચાર કરતો જોઇ નથુશેઠે પોતાની રકમ વધારી. હા ના કરતાં છેવટે પાંચસો રૂપિયા આપવાનું કહ્યું અને એના બદલામાં બ્રાહ્મણે પોતાને જે કંઈ બીજે દિવસે મળે તે નથુશેઠને આપવાનું કબૂલ કર્યું.

નથુશેઠ બ્રાહ્મણને પોતાને ત્યાં તેડી ગયા અને પાંચસો રૂપિયા તરત જ ગણી આપ્યા. એમને શંકા હતી કે વખતે બ્રાહ્મણ ફરી બેસે તો આવતો લાભ માર્યો જાય.

બ્રાહ્મણને પણ પાંચસો રૂપિયા મળ્યા એટલે એ તો રાજી રાજી થઇ ગયો. એનો અને બ્રાહ્મણીનો હરખ તો માય નહિ. ભોળો શંભુ એમના ઉપર રીઝયો હતો ! આખણ મહિનાની એની ભક્તિ ફળી હતી !

સવારના પહોરમાં બ્રાહ્મણ નહાઇ ધોઇને મારી લઈને બેઠો. એક બાજુ કપડું પાથર્યું. બીજી બાજુ ગાદી તકિયો નખાવીને નથુશેઠ પણ બેઠા. કઇ વખતે ગણપતિ આ ગરીબ બ્રાહ્મણને સવાલાખ રૂપિયા આપી દેશે તે શી રીતે ખબર પડે !

વાટ જોતાં જોતાં સાંજ પડી પણ પૈસાનો પત્તો ન હતો. સવાલાખ રૂપિયા હજી આવ્યા ન હતા. કપડામાં બશેર ખીચડી છે આઠ દસ પૈસા એકઠા થયા હતા.

સાંજનો વખત થયો એટલે શંકર ભગવાને પાર્વતીને બોલાવ્યાં અને વિજયા લાવવા કહ્યું.

વિજયા પીતાં પીતાં ભોળા શંભુને યાદ આવ્યું કે પોતે ગઇ કાલે પેલા બ્રાહ્મણને સવાલાખ રૂપિયા આપવાનું ગણપતિને કહ્યું હતું.

પૈસા આપ્યા હોય તો બ્રાહ્મણ આ રીતે બેસી ન રહે.

એમણે બૂમ મારી:

'ગજાનન ! એ ગજાનન !'

દડબડ દડબડ દોટ મૂકતા આમથી તેમ ફાંદ હલાવતા ગણપતિ આવ્યા અને ભગવાન શંકરને નીચા નમીને પ્રણામ કરીને બોલ્યા:

'આજ્ઞા, પિતાજી !'

'પેલા બ્રાહ્મણને પૈસા આપ્યા ?'

'થોડા પહોંચાડયા છે' ગણપતિએ જવાબ આપ્યો. 'બાકીના પહોંચાડવાની તજવીજ કરું છું. પિતાજી !'

'ઠીક છે, પણ આજે આપી દેજે ગરીબ બિચારો હેરાન ન થાય.'

'આજ્ઞા પિતાજી !' કહીને ગણપતિ સુપડા જેવા કાન ફફડાવતા ચાલ્યા.

ગણપતિએ કરેલી પ્રેરણાથી એ સંવાદ પણ નથુશેઠે સાંભળ્યો.

સાંજ પડી. આરતી થઇ પણ પૈસાનું ઠેકાણું ન હતું.

'આમ કેમ !' નથુશેઠ વિચાર કરવા લાગ્યા. 'હજી તો પૈસાનું કંઇ ઠેકાણું નથી. મારા તો પાંચસો રૂપિયા ગયા ! આ ગણપતિએ તો ફસાવી માર્યા જો ! હવે શું થાય ! લાવને ગણપતિનેજ પૂછું કે ભાઇ ! વાતો તો મોટી મોટી કરો છો પણ હજી બ્રાહ્મણને પૈસા તો આપ્યા નહિ. વાતોનાં જ વડાં કરો છો કે શું ?'

એને વિચાર કરતો જોઇ નથુશેઠે પોતાની રકમ વધારી હા ના કરતાં છેવટે પાચસો રૂપિયા આપવાનું કહ્યુ અને એના બદલામા બ્રાહ્મણે પોતાને જે કં બીજે દિવસે મળે તે નથુશેઠને આપવાનું કબૂલ કર્યું.

નથુશેઠ બ્રાહ્મણને પોતાને ત્યાં તેડી ગયા અને પાંચસો રૂપિયા તરત જ ગણી આપ્યા એમને શ કા હતી કે વખતે બ્રાહ્મણ ફરી બેસે તો આવતો લાભ માર્યો જાય

બ્રાહ્મણને પણ પાચસો રૂપિયા મળ્યા એટલે એ તો રાજી રાજી થઇ ગયો એનો અને બ્રાહ્મણીનો હરખ તો માય નહિ ભોળો શંભુ એમના ઉપર રીઝયો હતો ! શ્રાવણ મહિનાની એની ભક્તિ ફળી હતી !

સવારના પહોરમા બ્રાહ્મણ નહાઇ ધોઇને માટી લઇને બેઠો એક બાજુ કપડું પાથર્યું. બીજી બાજુ ગાદી તકિયો નખાવીને નથુશેઠ પણ બેઠા કઇ વખતે ગણપતિ આ ગરીબ બ્રાહ્મણને સવાલાખ રૂપિયા આપી દેશે તે શી રીતે ખબર પડે !

વાટ જોતા જોતા સાજ પડી પણ પૈસાનો પત્તો ન હતો સવાલાખ રૂપિયા હજી આવ્યા ન હતા કપડામા બશેર ખીચડી છે આઠ દસ પૈસા એકઠા થયા હતા.

સાજનો વખત થયો એટલે શંકર ભગવાને પાર્વતીને બોલાવ્યાં અને વિજયા લાવવા કહ્યુ

વિજયા પીતા પીતા ભોળા શંભુને યાદ આવ્યું કે પોતે ગઇ કાલે પેલા બ્રાહ્મણને સવાલાખ રૂપિયા આપવાનું ગણપતિને કહ્યું હતું.

પૈસા આપ્યા હોય તો બ્રાહ્મણ આ રીતે બેસી ન રહે.

એમણે બૂમ મારીઃ

'ગજાનન ! ઓ ગજાનન !'

દડબડ દડબડ દોટ મૂકતા આમથી તેમ ફાદ હલાવતા ગણપતિ આવ્યા અને ભગવાન શ કરને નીચા નમીને પ્રણામ કરીને બોલ્યા

'આજ્ઞા, પિતાજી !'

'પેલા બ્રાહ્મણને પૈસા આપ્યા ?'

'થોડા પહોચાડયા છે' ગણપતિએ જવાબ આપ્યો 'બાકીના પહોંચાડવાની તજવીજ કરૂ છુ. પિતાજી !'

'ઠીક છે, પણ આજે આપી દેજે ગરીબ બિચારો હેરાન ન થાય'

'આજ્ઞા પિતાજી !' કહીને ગણપતિ સુપડા જેવા કાન ફફડાવતા ચાલ્યા.

ગણપતિએ કરેલી પ્રેરણાથી એ સવાદ પણ નથુશેઠે સાભળ્યો

સાજ પડી. આરતી થઈ પણ પૈસાનુ ઠેકાણુ ન હતુ.

'આમ કેમ !' નથુશેઠ વિચાર કરવા લાગ્યા 'હજી તો પૈસાનુ કે ઠેકાણું નથી મારા તો પાંચસો રૂપિયા ગયા ! આ ગણપતિએ તો ફસાવી માર્યા જો ! હવે શું થાય ! લાવને ગણપતિનેજ પૂછું કે ભાઇ ! વાતો તો મોટી મોટી કરો છો પણ હજી બ્રાહ્મણને પૈસા તો આપ્યા નહિ વાતોના જ વડાં કરો છો કે શું ?'

અને એ તો ગયા ગણુપતિ પાસે અને બોલ્યાઃ 'કેમ ગણુપતિદાદા ! તમે તો કહેતા'તા કે હમણાં ગોઠવણુ કરું છું અને રાત તો પડી ગઇ તો પણુ પેલા બ્રાહ્મણુને પૈસા આપ્યા નહિ. હવે તે ગોઠવણુ ક્યારે થવાની ?'

ગણુપતિએ જવાબ જ ન આપ્યો.

નથુશેઠે ફરીથી પૂછ્યુંઃ

'કેમ મહારાજ ! જવાબ પણુ નથી આપતા ? નાહકનો મને ગરીબ વાણિયાને ફસાવી માર્યો !'

પણુ ગણુપતિ મૂંગા રહ્યા.

નથુશેઠને પોતાના પાંચસો રૂપિયા છાતીએ લાગ્યા

એ ચિડાયા અને પોતાની શુધસાન ગુમાવી

એમણે ગણુપતિની ફાંદમાં લાત મારી.

ગણુપતિ પડી ગયા. એમની ફાંદમાં નથુશેઠનો પગ ભરાઇ ગયો !

જરા પણુ શું કે ચાં કર્યા સિવાય ગણુપતિ તો બેઠા પોતાના ગોખલામાં. એમની ફાંદમાં નથુ શેઠનો પગ ભરાએલો તે એમનો એમ જ રહ્યો.

ગણુપતિ બેઠા એટલે નથુશેઠ પડ્યા લોંયે.

એમણે પગ કાઢવા ઘણાં યે ફાંફાં માર્યાં પણુ પગ શાનો નીકળે !

નથુશેઠ ઘણું યે મથ્યા, આમ કર્યાં તેમ કર્યાં ને કળવળ ઘણી કરી પણુ પગ કેમે કર્યો નીકળ્યો નહિ.

નથુશેઠ આખરે થાક્યા. એમણે ગણુપતિને વિનવણી કરીઃ 'ભગવાન ! મારો વાંક માફ કરો. મને જવા દો.'

'ભલા માણુસ !' છેવટે ગણુપતિ બોલ્યા. 'તને કોણે કહ્યું હતું કે તું વચ્ચે પડ્યો ! અમારે ત્યાં કંઇ ટંકશાળ છે તે પૈસા આપ્યે રાખીએ ? તું વચ્ચે પડ્યો છે તે હવે બાકીના રૂપિયા તું પૂરા કરી આપ ને બ્રાહ્મણુને પહોંચાડ એટલે તારો પગ છૂટશે.'

'બાપજી ! મારું એટલી રકમ આપવાનું ગજુ નહિ.' શેઠે કરગરવા માંડ્યું.

'એ બધું જવા દે. મને બધી ખબર છે. તારાં માણુસોને બોલાવ ને છાનોમાનો આ બ્રાહ્મણુને બાકીની રકમ પહોંચાડ.'

'એ સિવાય મારો પગ નહિ છૂટે ? બાપલા !'

'મથીને મરશે તો પણુ નહિ'

નથુશેઠે જેયું કે પોતે કેવો ફસાયો હતો. તરત જ એમણે એક લાખ ચોવીસ હજાર ને પાંચસો રૂપિયા મંગાવીને કિરપાશંકર મહારાજને આપ્યા ત્યારે એમનો પગ છૂટ્યો અને સાજા સમા ઘેર પહોંચ્યા.

અને કિરપાશંકર ઉપર તો ભગવાન ભોળા શંભુની ભારે કિરપા થઇ. એનાં બૈરી છોકરાં નાચવા ને કૂદવા લાગ્યા.

નાગરદાસ ઇ. પટેલ

## પ્રકાશ અને અવાજ

*વિજળી અને મેઘગર્જના એકીસાથે થાય છે છતાં આપણે કેમ એકીસાથે જોઇ અને સાંભળી શકતા નથી ?*

વિજળી અને મેઘગર્જના ખરી રીતે તો એકીસાથે જ ઉત્પન્ન થાય છે છતા આપણે વિજળી પહેલા જોઇએ છીએ અને ગડગડાટ પછી સાભળીયે છીએ વિજળી અને ગડગડાટ જ્યારે ઘણે દૂર ઉત્પન્ન થાય છે ત્યારે આપણે વિજળીનો ચમકારો જોયા પછી કેટલીકવારે ગડગડાટ સાભળીયે છીએ આમ થવાનુ કારણ વિજળીની અથવા પ્રકાશની અસાધારણ ગતિ છે પ્રકાશની ગતિ એક સેકન્ડના ૧,૮૬,૦૦૦ માઇલની છે જય રે અવાજની ગતિ ઘણીજ ધીમી છે અને તે એક સેકન્ડના ૧૧૦૦ ફુટની છે આ ઉપરથી એટલુ તો ચોક્કસ સમજાશે કે ઘણે દૂરથી પણ પ્રકાશ આખના પલકારામા આવી જશે જ્યારે અવાજને આવતા ઘણુ જ વખત લાગશે વિજળી અને ગડગડાટ જ્યારે આપણા માથા ઉપર કે પાસેજ હોય છે ત્યારે આપણને વિજળીનો ચમકારો અને ગર્જના લગભગ એકી સાથે આપણે જોઇ અને સાભળી શકીશુ એ કોઇ વખત તમે કોઇને દૂર પર્વત ઉપરથી અથવા તો દરિયામા દૂર વહાણ ઉપરથી કોઇને બધુક ફોડતા જોયો હશે તો તમને બધુક ફુટવાનો પ્રકાશ પહેલા દેખાયો હશે અને તે પછીથી થોડીવારે બધુક ફુટવાનો અવાજ સભળાયો હશે આમ થવાનુ કારણ ઉપર પ્રમાણે છે એટલે કે પ્રકાશની ગતિ અવાજની ગતિ કરતા અસાધારણ વધારે છે અને તેથીજ આખો કાનના કરતા પ્રકાશને વહેલો જોઈ શકે છે અને કાન ઘણો મોડો અવાજ સાભળી શકે છે

પુરૂષોત્તમ હ. પટેલ બી એસ સી

---

## સૌથી પહેલાં ગણી જોઉં

શિક્ષક : મનુ ! તને તારા મોટાકાકા સો રૂપિયા આપે તો સૌથી પહેલાં તુ શુ કરે ?

મનુ : એકેએક રૂપિયો ખખડાવી ને ગણી જોઉ ખાટા રૂપિયા આપતા મે એમને જોયા છે !

# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ





આદ્યતંત્રી અને સ્થાપક : શ્રી. જયકૃષ્ણ વર્મા, હાલ દીવાન સાહેબ લુણાવાડા રાજ્ય.

વ્યવસ્થાપક :
નટવરલાલ એ. ઠક્કર
ધિ લુહાણામિત્ર પ્રિં. પ્રેસ,
વડોદરા

તંત્રી :
યજ્ઞેશ હ. શુક્લ
તંત્રી : બાળવિભાગ :
નાગરદાસ ઇ. પટેલ

પ્રકાશક :
અંબાલાલ બિ. ઠક્કર
'ગુણસુન્દરી' કાર્યાલય
૧૧૪, વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબઈ, ૪

ગુણસુન્દરી



**શ્રીમતી શારદાબહેન મહેતા**

એમનાં જીવન સંભારણાં પુસ્તક રૂપે પ્રકટ થયાં છે તે ગુજરાતની છેલ્લી અર્ધસદીનાં સ્ત્રીજીવનનો જીવંત ઇતિહાસ આલેખે છે

ગુણસુન્દરી
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૩૦મું — જુલાઈ : ૧૯૩૮ — અંક ૫ મો

# ચેતન યુગ

૧

કાળતણી ઘટમાળ ફરે છે,
નયણે સોનલ સ્વપ્ન તરે છે;
ને છૂપાયે
બાદલ છાયે,
અસ્તાચળ પાછળ કળજુગ;
ચંપકવરણાં કિરણે-કિરણે, ચમકે નૂતન ચેતન યુગ :

૨

યુગદૃષ્ટાની હાકલ વાગે,
જ્વલન્ત જીવનજ્યોતિ જાગે;
ને અનુરાગે
તપસ્યા-ત્યાગે,
ભારતની આશા ઊગે;
ઊગે મંગલ ઉષા ગુલાબી, ચપળાશા ચેતનયુગે :

૩

યુગવિધાયક લખ લડવૈયા
મુક્તિસિન્ધુ ઝૂકાવે નૈયા;
છોડો શય્યા
બોલો ભૈયા !—
'જીવો જનની જૂગે જૂગ :'
ભારતના ભડ ભરત ગોત્રજો ! ચલો વધાવા ચેતનયુગ. +

કેશવ હ. શેઠ

---

+ મે માસની તા. ૨૫-૨૬ મીએ સાઢાસાલ મુકામે સાઢાસાલ જંત્રાલ અને અહીજુના
ા ખડાયતા વણિક એકડાનું દ્વિતીય યુવક સંમેલન મળ્યું હતું તેના પ્રમુખસ્થાનેથી શ્રી. કેશવ હ.
ે યુવાનોને પ્રેરક ઉદ્બોધન કર્યું હતું. તે ભાષણના અંતભાગમાંથી આ પ્રેરક કાવ્ય ઉતાર્યું છે.

# હિન્દી મહિલાઓના વિશાળ સમુદાયનાં હિતને

## અખિલ ભારતીય મહિલા

# કાયાપલટ

અખિલ ભારતીય મહિલા પરિષદની બેઠક પ્રસંગે મળેલા થોકબંધ સંદેશાઓ વાંચતાં મને ખૂબ જ આઘાત થયો હતો. મને લાગ્યું કે ઘણા ખરા સંદેશાઓ શબ્દચાતુર્યથી છીછરા બનેલા હતા. હું તો એમ માનું છું કે સંદેશાઓ આખરે તો સંદેશા જ છે પણ મહિલા પરિષદ માટે તે અગત્યના હતા અને કેટલાક સાચે જ પ્રેરણાત્મક અને હાર્દિક હતા પણ પાછળથી પરિષદમાં થયેલાં ભાષણોએ મારો આ ભ્રમ ભાંગ્યો, કારણ કે ચર્ચામાં સરસ ભાષણનો ફાળો આપવાની તમન્ના, વાકછટા અને છીછરા પણું અહીં પણ સ્પષ્ટ દેખાતાં હતાં. મહિલા પ્રવૃત્તિ નિષ્ક્રીયતાના વમળમાં સપડાયાનું આ સૂચક ચિન્હ તો નહોતું ને ? આનો અર્થ શું એવો થાય છે કે અત્યાર સુધી કરેલી પ્રગતિ ભાવિ માર્ગ નક્કી ન કરે એવી ધ્યેય વિહોણી હતી ? આવા આવા અનેક પ્રશ્નો ઉદ્ભવે છે.

અગિયાર વર્ષની કારકીર્દિમાં મહિલા પરિષદે ઘણું સુંદર કાર્ય કર્યું છે. લેડી ઇરવીન કોલેજ, શારદા એક્ટ કે મતાધિકારના પ્રશ્નો પરત્વેની સફળ ઝુંબેશ વિ૦ નક્કર સિદ્ધિઓ ઉપરાંત પરિષદે, હિંદની તમામ કોમો અને વર્ગની સ્ત્રીઓમાં જાગૃતિ અને સંગઠનની ભાવના ચોક્કસ રીતે જમાવી છે. વાર્ષિક અધિવેશન ઉપરાંત પ્રતિ વર્ષે મળતી ૩૭ પ્રાંતીય પરિષદોદ્વારા તેણે આટલી સુંદર પ્રગતિ કરી છે. હું તો એમ પણ કહું કે પરિષદને મળેલી સફળતા એવી છે કે તે કોઇ પણ સંસ્થાના અસ્તિત્વને ધન્ય બનાવે.

*  *  *

### પંડિત જવાહરલાલના ટીકા પ્રહારો

પણ મારો મુદ્દો તો એટલો જ છે કે આ સિદ્ધિઓ—એકતા અને જાગૃતિ—નાં ફળ હજુ લણવાનાં છે. પણ આપણે 'થીયરી' અને ભાષણખોરીનો આશરો જ્યાંસુધી લેતા રહીશું ત્યાંસુધી મને શંકા રહે છે કે, મહિલા ચળવળ માટે સ્પષ્ટ બનતો હવે પછીનો માર્ગ અનુસરવાને આપણે હજી તત્પર નથી. થોડાક મહિનાઓ પર હિન્દી રાષ્ટ્રીય મહાસભાના એ વખતના પ્રમુખ પંડિત જવાહરલાલ નહેરૂએ પોતાની ટીકાઓ દરમીયાન મહિલા પ્રવૃત્તિના માર્ગપલટાની જરૂરીયાત પર આપણું લક્ષ્ય ખેંચ્યું હતું. મને યાદ છે ત્યાંસુધી પંડિતજીએ પરિષદ માટે બે મુદ્દાઓ રજુ કર્યા હતા. પ્રથમ તો તેમણે એવો દાવો કર્યો હતો કે હિંદી મહિલાઓમાં આવેલી જાગૃતિ આ સંસ્થાને નહિ પણ માત્ર મહાસભાની પ્રવૃત્તિઓને આભારી છે. આ દાવાના સમર્થન માટે તેમણે એવો આક્ષેપ કર્યો કે મહિલા પરિષદ એક અમીરી સંસ્થા હતી. વ્યક્તિગત રીતે પંડિતજીનો દાવો સ્વીકારવાને હું તૈયાર છું. આજે પણ હું માનું છું કે છેલ્લા દાયકા દરમીયાન હિંદી સ્ત્રીઓમાં આવેલી જાગૃતિ મહિલા પરિષદ કરતાં મોટે ભાગે મહાસભાને જ આભારી હતી, સાથે સાથે હું એ પણ જણાવી દઉં કે આ જાગૃતિમાં મહિલા પરિ-

# લક્ષમાં રાખીને, મહિલા પ્રવૃત્તિમાં વેગ લાવવો હોય તો

## પરિષદનાં બંધારણમાં

# થવો જોઇએ

**અખિલ ભારતીય મહિલા પરિષદની કાર્યવાહીમાં રાજકારણને હજી પણ સ્થાન મળતું નથી; એ હકીકત અંગે હમણાં હમણાં સારો ઉહાપોહ થઇ રહ્યો છે. તેમાંય હિન્દી રાષ્ટ્રીય મહાસભા તરફથી, પૂર્ણ સ્વરાજની લડતમાં અસંખ્ય સ્ત્રીઓએ ભાગ લીધા પછી એ પ્રશ્ને ઉગ્ર સ્વરૂપ લીધું છે અને મહિલા પરિષદને જો જીવંત સંસ્થા બનાવવીજ હોય તો ઉપલા અને સુશિક્ષિત મધ્યમ વર્ગની સ્ત્રીઓ ઉપરાંત, આમ વર્ગની મહિલાઓમાં તેણે પ્રવૃત્તિનો ક્ષેત્ર-વિસ્તાર કરવો જ જોઇએ એવો મત વધવા લાગ્યો છે. આ લેખમાં એ જ મતનું ભારપૂર્વક સમર્થન કરવામાં આવ્યું છે. અને એ મત પ્રદર્શન કરનાર મહિલા પરિષદનાં જ એક અગ્રગણ્ય કાર્યકર છે એ બીના વિશેષ નોંધ યોગ્ય છે.**

લેખિકા:

રાણી લક્ષ્મીબાઇ રાજવડે

બ્હેનોનો પણ કંઈ ઓછો ફાળો નથી. મહાસભાની ચળવળ જ એવા પ્રકારની હતી કે આવી જાગૃતિ તેના દ્વારા સિદ્ધ થયા વિના નહિ રહે.

સામાજીક સુધારણા અને કેળવણીના ક્ષેત્રમાં કાર્યના લાંબા અને કંટાળાભર્યા કાર્યક્રમને અમલમાં મૂકવા મથતી સંસ્થા જનસમુદાયને કદી હચમચાવી શકે નહિ; અથડામણો, કરુણ પ્રસંગો અને આત્મભોગના ઉન્નત દૃષ્ટાંતો પૂરા પાડતી રાજકીય ચળવળ જ રાષ્ટ્રને જાગૃત કરે એ સ્વાભાવિક છે. મહાસભાએ માત્ર હિંદી મહિલાઓને જ જાગૃત કરી નથી એણે તો સમસ્ત હિંદના સામાજીક બંધારણને ખૂબ જ હચમચાવી મૂક્યું છે એટલે સ્ત્રીઓમાં પણ અજબ ચેતન પ્રગટ્યું છે. પણ મહાસભાની મુખ્ય રાજદ્વારી પ્રવૃત્તિઓ અને રાજદ્વારી હદ વટાવીને જીવનના તમામ ક્ષેત્રોને સ્પર્શતી આ જાગૃતિ વચ્ચે અસંગતતા છે ? મને તો આમાં અસંગતતા બિલકુલ જણાતી નથી. રાજદ્વારી ક્રાન્તિ આપણી તમામ સામાન્ય પ્રવૃત્તિઓમાં નવયુગના આદર્શનો સત્કાર જ માગે છે. સંગીત અને સ્થાપત્ય કળા જેવા દૂર દૂરના ક્ષેત્રોમાં પણ તે પથરાય છે. કેળવણી અને સામાજીક સુધારણા પર તે હલ્લો કરે છે, ઔદ્યોગિક પેદાશને નવું જોમ આપે છે. ટૂંકમાં રાષ્ટ્રજીવનના અંધારામાં અંધારા ખુણાઓને તે એકાએક અજવાળે છે.

* * *

### મહાસભા અને મહિલા પરિષદ

એટલે હિંદની મહિલાઓમાં આવેલી જાગૃતિ સીધી અને આડકતરી રીતે બૃહદ્અંશે મહાસભાને આભારી છે એવા પંડિતજીના દાવાને હું માન્ય રાખું છું. પણ મહાસભા અને મહિલા પરિષદના ઐતિહાસિક સામ્ય પર હું પંડિતજીનું ધ્યાન ખેંચું છું. આ સામ્ય જોતાં તેમનો બીજો પ્રહાર અસ્થાને છે એ સ્પષ્ટ બનશે. પંડિતજી કહે છે કે મહિલા પરિષદ એક અમીરી સંસ્થા છે, આનો જવાબ એટલો જ છે. ૧૯૨૨ પહેલાં મહાસભા

પણ આવી જ સંસ્થા હતી અને ૧૯૧૨ પછીથી પણ તેની દોરવણી બુદ્ધિમાન અમીરો અને મધ્યમવર્ગના હાથમાં હતી ખુદ મહાસભાના આ પ્રમુખ પણ એક બુદ્ધિમાન અમીર છે અને ગમે તેટલો જનસમ્પર્ક આ સીમાચિન્હો રદ કરી શકે તેમ નથી એમ પણ કહેવાની હું હિંમત કરું છું. કોઈ પણ ચળવળની તેના કાર્યકરો અને નેતાઓની દૃષ્ટિથી કીંમત આંકી મૂળ પ્રશ્નને ગુંચવવો એ વ્યર્થ અને તત્ત્વવિહોણું છે એમ હું માનું છું.

* * *

## સામુદાયિક સમ્પર્કની અગત્ય

છતાં મહિલા પરિષદના સહકાર્યકરોને પણ હું ચેતવણી આપું છું કે જો આપણે ધારીએ તો પંડિત જવાહરલાલ નહેરૂની આ ટીકાને પરિષદ માટે ખૂબ જ અગત્યની બનાવી શકીએ. નેતાઓ કેવા હોવા જોઈએ એ પ્રશ્ન ખાસ અગત્યનો નથી પણ લડતનો પ્રકાર જ મુખ્યત્વે અગત્યનો ગણાય. જો પંડિતજી એમ કહેવા માંગતા હોય કે નેતાઓનું વર્ગીયસ્થાન લડતને નબળી બનાવે છે તો મને દહેશત છે કે પંડિતજી આપણા કાર્યકરોને ન્યાય આપતા નથી પણ જો તેઓ એમ કહેવા માંગતા હોય કે નારી ચળવળે હિંદના સ્ત્રીસમુદાય સાથે સમ્પર્ક સાધ્યો નથી તો મને લાગે છે કે મહિલા પરિષદ સામેની તેમની આ ટીકા વજનદાર અને અગત્યની છે મહિલા લડતના નેતાઓ અને કાર્યકરો એશઆરામ ભોગવતા વર્ગોમાંથી આવ્યા છે એ હકીકત પાકગ્ર મહાસભાના, ખાસ પ્રમુખ, પણ એજ વર્ગના છે એ કથન કરતાં વધુ તથ્ય કંઈ જ નથી. પણ એક વાત સ્પષ્ટ છે કે મહાસભાએ જનતા સાથે અજબ સમ્પર્ક જમાવ્યો છે. દરેક લડતની સફળતાની મુખ્ય ચાવી આજ છે ગમે તેમ પણ મહાસભા આમ સમ્પર્કની અગત્ય બરાબર સમજી રહી છે અને તે આ દિશામાં સતત પ્રયાસો કરી રહી છે. બીજા હાથ પર હિંદની આગેવાન મહિલા સંસ્થા હોવાનો દાવો કરતી મહિલા પરિષદને હજુ સુધી આમ વર્ગની સ્ત્રીઓના સંપર્કની અગત્ય બરાબર સમજાઈ નથી.

* * *

હવે આપણે એ ટીકાની શક્યતાઓ વિચારીયે ભારપૂર્વક મારે જણાવવું પડશે—અને આ આપદ કેટલેક અંશે નિરાશાને આભારી છે. હિંદની મહિલાઓના સમૂહની અગત્યની જરૂરીઆતો પૂરી પાડવાનો મહિલા પરિષદ કે ચળવળનો ઇરાદો ન હોય તો પરિષદનું ભાવિ ઉજ્જવળ નથી. અનુભવે આપણને શીખવ્યું છે કે સંસ્થાઓ ખરા ખોટાની નિર્માલ્ય સિદ્ધાંતચર્ચાઓમાંથી નહિ પણ અગત્યની જરૂરીયાતોમાંથી જ જન્મે છે; આ જરૂરીયાતો જ્યાં સુધી પૂરી પડે છે ત્યાં સુધી જ તે જીવે છે; અને સત્તાધીશ અને તવંગરોની મદદ જેવા બહારના કારણોસર જો તે જીવતી હોય તો તે મરવા માટે જ. પણ આ પ્રશ્નની ચર્ચા અત્યારે અસ્થાને છે. દેશભરની જુદી જુદી શાખાદ્વારા મજબુત જડ નાખીને ઉભી થયેલી આ સુંદર સંસ્થા બહારના સંજોગો—જે આજે તેના અસ્તિત્વ માટે થોડે અંશે પણ જવાબદાર છે—ને કારણે અકાળ અવસાન ન પામે એવું જો આપણે ઇચ્છતા હોઈએ, અને હિંદી મહિલાઓમાં તેનું સ્થાન અચળ રહે છે એમ જોવાની તમન્ના હોય તો મહિલાઓની આજની જરૂરીઆતોના પાયા પર તેને વિશાળ બનાવવી ઘટે.

મહિલા પરિષદની મારા જેવી થોડીક બહેનો આજ દૃષ્ટિબિન્દુથી પંડિત જવાહરલાલ નહેરૂની ટીકાને વધાવી લે છે. મહિલા પરિષદે અત્યાર સુધી મેળવેલી સિદ્ધિઓ વર્ણવવાનો આ લેખનો હેતુ નથી ભૂતકાળની સિદ્ધિઓનું

એમ થયા કરે છે કે મમત્વાયત્તંત્રના ભાવિ સ્થાન પછીથી રાજસ્થાનો મર્યાદિત રાજકીય પ્રવૃત્તિઓ ચલાવતી સારી સંસ્થાઓને જરૂર આવકારશે.

મહિલા પરિષદની આંતરિક એકતા માટે પણ રાષ્ટ્રીય રાજકારણમાં ઝંપલાવવાની હીમાયત કરવાની જરૂર છે. રાજકીય ક્ષેત્રની પ્રવૃત્તિઓથી પરિષદની ખ્યાતિ વધશે એટલું જ નહિ પણ હિંદના વિશાળ જનસમુદાયની લોક લાગણી ઝીલવાથી સંસ્થાના પાયા વધુ મજબુત બનશે સ્વાતંત્ર્ય કે વ્યક્તિત્વ ગુમાવ્યા વિના સંસ્થાની નસોમાં રાજકીય જીવનનું લોહી વહેવા માંડતાં તે વધુ જુવાન અને તાકાતવાન બનશે અને જેની સેવા કરવાની છે તે સમુદાયથી વિખુટા પાડવાની પછી દહેશત રહેશે નહિ. હિંદી પરિસ્થિતિને પરિષદે સાનુકુળ બનવું જ રહ્યું. મહિલા પરિષદ જેવી મહાન સંસ્થાએ પોતાનું જીવનતત્વ સામાન્ય પ્રજાના સમુદાય પાસેથી ખેંચવું રહ્યું.

*　　*　　*

**શું પસંદ કરશો ?**

એટલે મહિલા પરિષદ કે પછી અન્ય મહિલા સંસ્થાઓએ નજદીકના ભવિષ્યમાં એ પગલાં લેવાં પડશેઃ (૧) વાતાવરણ મુજબ અન્ય તત્વો ઉપરાંત રાજકીય હકીકતો પર તેને લક્ષ આપવું પડશે એટલું જ નહિ પણ રાષ્ટ્રના રાજકીય પ્રશ્નોના ઉકેલ માટે રચનાત્મક ફાળો આપવાનો રહેશેઃ (૨) સામાજીક અને કેળવણીના ક્ષેત્રોમાં કામ કરતા મંડળોને વિસ્તારવા પડશે.

આ બે પગલાં મને લાગે છે કે મહિલા પ્રવૃત્તિને વેગ આપી શકશે. કાં તો આપણે આ બોજો ઉપાડવા તત્પર બનીયે અથવા ધીમે ધીમે અદૃશ્ય બનીયે. આખરી પસંદગી આમાંથી જ કરવાની છે અને તેના પર ભાવી અવલંબે છે.

---x---

## નિસર્ગ અને નારી

નારી વિષે કુદરતી નિરખંત સર્ગ
ન્યાળ્યો નિરંજન ! તને વિરલો જ. ભર્ગ
આત્માતણો ઉછળતો નિરખી, રૂપે તેં
ન્યાળ્યો ન જે વિવિધ રંગ નિહાળતાં, તે
સૌન્દર્યલક્ષ્મી ઘડી ને ઘડી અગ્નિજ્વાળા,
વર્ષા ઘડીક ઘડી ને વળી હીમવાળા
મારૂત, પાવક વળી જગ બાળનારા
લ્હેણી લીધો રણ અને ઘડી તે ફુવારા
હે સત્યદર્શક નિરંજન ! તે અગાધ
નિસર્ગના સ્વરૂપને નિરખી પ્રગાઢ
શાંત સ્વરૂપ લટકાવતા વીજળી શી
સ્ત્રીમાં ખરે ! નયનને નવદીશ દીધી.
સ્ત્રીમાં નિસર્ગ રમણીય અસીમ ચારૂ
જોતાં થશે ન જગનું મન શુદ્ધ ન્યારૂં ?

" સરોદ "

કદાચ તે ભૂલી ગયા હશે કે તેને મા ન હતી

તે છ વરસના બચ્ચાને પોતાની છાતી સાથે ચાંપીને કંપતા કંપતા લાવી હતી. 'ઓહો! ખૂબ હેત છે!' લોકો વ્યંગમાં કહેતા!

આ પછી તે માંદો પડયો હતો. તેને તાવ આવતો. એને પૂછવા છતાં, દરવાજો ખખડાવવા છતાં જવાબ શા માટે ન આપ્યો! છોકરાએ ડૂસકાં ભરતાં કહ્યું હતું કે–" તેનાથી ચોપડીમાં ચેપાઈ ગયો હતો " આ કારણ સાંભળીને તે ખિલખિલાટ કરીને જોરથી હસી હતી ..

'બા...' બાળકે બૂમ મારી વળી તે ગભરાઈને ઊભી થઈ.

'શું છે બેટા?'

'પાણી.'

તેણે ઊઠીને તેને પાણી પાયું. બધાં ઊંઘી ગયાં હતાં, પણ તેનો બાળક લાલ અંગારા જેવી આંખોને મીંચતો તડફડી રહ્યો હતો.

'બા' તેણે બૂમ પાડી.

'હ. બેટા...'

'ત્યાં શું છે?' આકાશ તરફ તેણે આંગળી ચીંધીને પૂછયું.

'ત્યાં?'–તેણે અલક્ષિત દૃષ્ટિથી જોઈને પૂછયું–'ત્યાં?'

'હા બા ..ત્યાં!'

'ત્યાં સ્વર્ગ છે!' તેણે ઉતાવળે કહ્યું. તેનું હૃદય ધબકી રહ્યું હતું.

'હા, દાદા પણ એમ જ કહેતા હતા. જ્યારે તું ગુસ્સો કરીને ચાલી ગઈ હતી ત્યારે મેં એમને પૂછેલું કે 'બા કયાં છે?' તો એમણે કહ્યું–' આકાશમાં. હું ખૂબ રડતો હતો, ત્યારે તું પણ રોઈ હઈશ! આટલા દિવસ સુધી તને હું યાદ ન આવ્યો?'

'આવ્યો હતો' તેની આંખના ખૂણામાં આંસુ છલછલ છલકતાં હતાં.

'અને રોતી પણ હતી?'

'હા...ખૂબ રોતી હતી'

'બા! પહેલાં તો તું કાળી હતી...' તેણે નવી માનો હાથ પોતાના હાથમાં પકડી કહ્યું–' હવે ગોરી કેમ થઈ ગઈ?'

'સ્વર્ગમાંથી પાછી ફરીને! બેટા, હવે સૂઈ જા.'

'સૂઈ જાઉં બા?'

'હા, બેટા!' તે તેને થાબડીને સુવડાવવા લાગી. તેણે પોતાનો ગાલ ફરી તેના ગાલ પર રાખ્યો અને ધીરેથી ગાયું.

'દીન દુઃખી જનના પોકાર ઉપર
જે હંમેશ દોડી જાય છે......'

તેની આંખો જરા મળી ગઈ. થોડીવારમાં તે સૂઈ ગયો. તેના હોઠ ફરકી રહ્યા હતા. શ્વાસ થોડો ગરમ હતો...તે હસી રહ્યો હતો.

× × ×

ટન્–એક વાગ્યો.

વિમાતા બેઠી થઈ. તે બાળકને જોઈ રહી હતી. તેણે જોયું કે બાળકનું મોં હસતું હતું. વળી હોઠ ફરકયા અને હાસ્ય ચાલ્યું ગયું. તે ચૂપ હતો, પણ તેની આંખમાંથી આંસુ વહેતાં હતાં તેના મો પર આંતરિક રુદનના ભાવો સ્પષ્ટ દેખાતા હતા. એમ લાગતું હતું કે તેને કંઈક કહેવું છે.

વિમાતાના સાથળ પરનું કપડું આંસુથી ભીંજાઈ ગયું તેણે બાળકના માથા પર હાથ ફેરવ્યો, કેમ જાણે ભયને તે ભગાડવા મથતી ન હોય

માથું કંઈક ઠંડું હતું. પરસેવાનાં ટીપાં ઝગમગી રહ્યાં હતાં. તેનો તાવ ઉતરવા આવ્યો હતો. તે ઉભી થઈ અને બાળકને ફૂલની જેમ ઉઠાવી લીધું.

તેનું કપડું નીચે સરી પડયું. જાણે બેભાન થઈ હોય તેમ તે પૂજાના ઓરડા તરફ ચાલવા લાગી. તેણે તેને ત્યાં સુવરાવી દીધો. બુદ્ધની છબી બાળકના કપાળ) સાથે

અડાડી. તેણે અનુભવ્યું, જે છાયા તેનો પીછો પકડી રહી હતી, તે દરવાજા પર ઊભી હતી, પણ અંદર આવતી ન હતી. તેણે ધીરે ધીરે ગાયું.

'સખી મારાં બંધન માં તોડ...'

બાળકે આંખ ઉઘાડી—

'બા....'

બાળકે અવાજ કર્યો.

એની તન્મયતામાં ભંગ પડ્યો.

'બેટા !'

'હરણાં મને ખૂબ બીક લાગતી હતી.'

'બેટા, તારે ડર શેનો ?'—

તેણે એ કહેવા માટે હોઠ ઉઘાડ્યા, પણ અવાજ ન નીકળ્યો. વિવશતાનાં આંસુઓ ટપ–ટપ ટપકી રહ્યાં. બહાર નોમનો ચંદ્ર ચમકી રહ્યો હતો.

'ડર શેનો? હું તો આ રહી !'

'હા બા, તું તો છો. સારુ, બા હું નાનો હોત તો શું કરત ?' તે એકાએક બોલ્યો. પોતાના બાળકને ખુશી કરવાને માટે તેણે કેટલીક વાતો ગોઠવી રાખી હતી. ને, બીજાઇ ગયા પછી તે તેને ખુશી કરવા યત્ન કરતી હતી, તે તેને યાદ આવ્યું.

## ઉજળ્યાં આતમનૂર !

ઉ જ ળ્યાં આ ત મ નૂ ર
આજ મુજ ઉજળ્યાં આતમનૂર !

માત ભોમીની સેવા કરવા
ભાવ ભર્યા મુજ ઉર,
પાંગરતું યૌવન પોકારે
સ્નેહ–શૌર્યના સૂર ! આજ૦

દ્વેષ, મમત્વ ને માન મૂકીને
ભરી ભક્તિ ભરપૂર,
જગાવવા નિજ દેશપ્રેમને
આજ કાલ સુમધુર ! આજ૦

યુગયુગનાં બન્ધન ફેડીને
ધરવા મુક્તિનૂર,
દેહ ધરેલો સાર્થક કરવા
નથી નથી દિન દૂર. આજ૦

આંધી હતી અજ્ઞાન તણી ત્યાં
ઉભર્યાં આજે નૂર,
જડ જગ કેરાં પાપ જળાવવા
શું આવ્યા કો સુર ! આજ૦

રસિક ચિ ત્રપાઠી

'તું !'—ગભરાઇને તે બોલી.

'હું જ્યારે કહેતી કે 'રોતો નહિ' ત્યારે તું માથું હલાવીને કહેતો કે 'રોઉં છું.'

બાળક થોડું હસ્યો.

'નાનો હતો ત્યારે હું કેટલો મોટો હતો ?'

'આટલો.' તેણે પોતાના હાથ પહોળા કરી બતાવ્યું.

'આટલો ?'

બાળકે પોતાના નાની હથેળીવાળા હાથ પહોળા કરતાં કહ્યું.

'હા બેટા !'

'અને બા ગઇ સાલ મેં શું કર્યું હતું ?'

'મારી પાસેથી છેરી લઇ ગયો હતો અને તે બંબા નીચે ખૂબ ધોઇ હતી.'

'બા...પીડા થાય છે'—એકાએક તેણે ચીસ પાડી.

'ક્યાં દુઃખ થાય છે, બેટા ?'

'અહીં... ...અહીં' એમ કહીને તેણે ચારે તરફ હાથ ફેરવ્યા.

ભયભીત થઇને નવી માએ જોયું તો છાયા કંઇક હાલી.

'સુનીતા માસીને બોલાવો, બા...'

બાળકનું ગળું ઘરર–ઘરર કરતું હતું. તેણે ડરીને એક વાર છાયા તરફ અને એકવાર બાળક તરફ જોયું.

દૂર ઘંટ પડયો—ટન્.. ટન્.. બે વાગ્યા હતા.

× × ×

તેણે ફરીવાર બાળકને ઊંચકયું.

' ક્યાં લઇ જાય છે બા ? ' તેણે પૂછ્યું.

' ચૂપ ' તેણે ધીરેથી કહ્યું. તે સુનીતાના ઓરડા તરફ જઇ રહી હતી. તેણે સુનીતાને જગાડી,

' સુનીતા '—તેણે કહ્યું

' હં. '

' જા છાણ લઇ આવ '

તે આશ્ચર્યથી જોઇ રહી, પણ બોલી નહિ. તે છાણ લઇ આવી. વિમાતાએ જમીન લીંપી અને તે પર બાળકને સુવાડી દીધું.

' બેટા, તને બીક શા માટે લાગતી હતી ? ' તેણે કોમળ સ્વરે પૂછ્યું.

' મને ? ' તેણે ગભરાઇને ચોમેર જોયું.

સુનીતા કંઇક કંઇક સમજતી હતી. તે રડવા લાગી

' સુનીતા !'–તેણે બૂમ મારી.

સુનીતાએ જોયું, દરવાજા તરફ આંગળી કરીને તેની બહેન ધીજાઇ રહી હતી.

' તમે જાઓ, આ મન્દિર–ગૃહ છે, રોઇને તેને અપવિત્ર ન કરો જો રોવું હોય તો જાવ, નહિ તો છાનાં છાનાં બેસી રહો '

તેનું મોં અજ્ઞાન જ્યોતિથી દીપ્ત થઇ રહ્યું હતું. સુનીતા ઊઠી, પણ ત્યાં જ જકડાઇ ગઇ. તેનાં આંસુ રોકાઇ ગયાં.

' તને બીક લાગે છે ? ' તેણે ફરી બાળકને પૂછ્યું.

' હા ! ' કષ્ટથી તેણે કહ્યું

વિમાતાએ વિખરાયેલા મનને સંભાળ્યું—તે જાણતી હતી કે જે વાત દુનિયા કરી શકતી નથી તે તેનું ગીત કરી શકે છે. તેણે થંભી થંભીને ગાયું, ધીરે ધીરે, પોતાના ગીતનો પ્રભાવ જોઇ જોઇને.

બાળક જાગ્યું અને હસી પડયું, તેણે ગાન બંધ કર્યું.

' હવે મને બીક નથી લાગતી બા !" તે બોલ્યો.

' મને એમ લાગ્યું કે આકાશમાંથી કાળી કાળી લાંબી બી નીચે ઉતરી. તેણે મને તારી કનેથી લઇ લીધો. હું રડતો હતો, પણ એણે મોં બંધ કરી દીધું અને એક ખૂબ ઊંચા જાંબુના ઝાડ પર ઘાંતિયામાં બાંધીને લટકાવી દીધો. બા ! એ કોણ હતું ? '

તે એકાએક હાંફવા લાગી, એનું પીળું મોં શાહી જેવું કાળું થવા લાગ્યું—

' સીતારામ !...બા હતો '–થોડા શબ્દોમાં નથી માતા બોલી.

' જો તે આવે છે, બા હું નહિ જાઉં–તે ' તેનું ગળું ઘરર ઘરર થવા લાગ્યું. શ્વાસોચ્છ્વાસ જલદી ચાલવા લાગ્યો.

' જા બેટા સીતારામ બા પાસે જા. તે મારા કરતાં સરસ છે–એનો ખોળો મોટો છે. એ તને મારશે નહિ. ' તેણે બાળકના માથામાં બચી ભરી.

' બા. ' એનું ગળું રુંધાઇ ગયું હતું.

' બા તું દેખાતી નથી. ' તે આર્ત સ્વરે બોલ્યો. તેની આંખો ફાટેલી હતી.

' જા બચ્ચા સીતારામ બા પાસે જા ! તેને લાગ્યું કે છાયા તેની પાસે આવી છે.

' જા બચ્ચા...' સાહસથી તેણે કહ્યું.

# હાં હાં રે કોયલ રાણી રીસાણી

( ગરબી )

હાં હાં રે કોયલ રાણી રીસાણી,
સૂનાં ઉંબરને ઉરની અમરાઇ,
કોયલ રાણી ! કરશો ફરી ન શું ટહુકડા ?
હાં હાં રે કોયલ રાણી રીસાણી.
જીવન-વનમાં ક્યાં તે ગયાં છુપાઇ,
વાયદા કર્યા રે કાળના ટુંકડા ? !
હાં હાં રે કોયલ રાણી રીસાણી.
સૂના વસન્ત સ્વપ્નોના સોહાગ,
હમને અર્પું ન અર્પું શું જીવનના ટુકડા ?
હાં હાં રે કોયલ રાણી રીસાણી.
સુનાં વજને સુનાં ઉરનાં વૈકુંઠ,
કોયલ ! હારા સુણશું ફરી ન ટહુકડા ?
હાં હાં રે કોયલ રાણી રીસાણી.
અનતતાની એકલ વાટે ટહુકાર,
કાળજડાંના કોડો શું મોટે અધુંકડા ?
હાં હાં રે કોયલ રાણી રીસાણી.
ઉરે ધામ જીવન ધરતી હાંફતી,
'કોયલ ! હારા ક્યાંરે ઉડી ગયા ટહુકડા ?
કોયલ તું તો રસરામણું સર્જનહારનું,
કોયલ ! તું તો છે મ્હારૂં જીવન-કાવ્ય.
ટહુકા હારા આધે જણે ને વળી ટુંકડા,
હાં હાં રે કોયલ રાણી રીસાણી.
મનોમંદિર સૂની ઝુલેકે કે મંજરી,
મુંગી મ્હારી ભોળડીને ઉરે રુવે શંકડાં.
હાં હાં રે કોયલરાણી રીસાણી.
હાં હાં રે કોયલ રાણી રીસાણી,
ભોળલડીને કોણ મનાવવા જાય,
હું તો ઝુરૂં ઝુરૂં ને ઝંખુ ટહુકડા !

ऋतूनां कुसुमाकरः

અનુપૂર્તિ- [ વિનોદાત્મક.—
હાં હાં રે કોયલરાણી રીસાણી,
ભાભલડી કોનું તે જીવન-કાવ્ય,
કોના જીવન ખુરાંના વેરાય ભુકડા ?
હાં હાં રે કોયલરાણી રીસાણી,
નિશા તિમિરમાં નવ લખ તારલા,
કોયલ ઉડી તો ભોળશે ભાવાં ટુકડા ! ]

ऋतूनां कुसुमाकरः

## શહેરોનાં હિતનાં સામાજીક અને આર્થિક પ્રશ્નોની ચર્ચા કરી તેનો તોડ લાવવા માટે, પરસ્પરના ઝઘડાનો કોર્ટે ચઢયા વિના પંચદ્વારા નિકાલ લાવવા માટે જોઇએ છે ઠામઠામ નાગરિક મંડળો

લેખિકા : શ્રીમતી શારદાબહેન મહેતા

શહેર સુધરાઇનું કામ સમાન્ય રીતે મ્યુનિસીપાલીટીને હસ્તક હોય છે. શહેરની સ્વચ્છતા, સામાન્ય આરોગ્ય, પ્રાથમિક શિક્ષણ, એ પ્રશ્નો મુખ્યત્વે મ્યુનિસિપાલિટીના ગણાય છે; અને મ્યુનિસિપાલિટીમાં પ્રજાએ ચુંટી કહાડેલા પ્રતિનિધિઓ મોટે ભાગે કામ કરે છે. છતાં સુધરાઇનું કામ અધૂરું અને ખામી ભરેલું જ જોવામાં આવે છે. મુખ્ય કારણ એ છે કે મતદારો અને પ્રતિનિધિઓ વચ્ચે અરસપરસ મેળ નથી હોતો. એ જાતની નાગરિક જાગૃતિ આપણા સમાજમાં નથી. મતદારોએ પોતાની માગણીઓ અને જરૂરીઆતો પ્રતિનિધિઓ સમક્ષ મૂકવાં જોઇએ. આ પરિસ્થિતિ રહેતી નથી. અને શહેરની જરૂરીઆતોના પ્રશ્નો ગુંચવાતા રહે છે. તેનો ઊકેલ લાવવા માટે શહેરીઓના મંડળોની આવશ્યકતા છે.

જે શહેરમાં આપણે રહેવાનું અને કામ કરવાનું હોય તેને સ્વચ્છ અને આનંદદાયક સ્થળ બનાવવાનો પ્રયત્ન કરવો એ દરેક શહેરીની ફરજ છે. અને તેટલા માટે શહેરનાં થોડાક સ્ત્રીપુરૂષોએ એકઠાં મળીને એક નાગરિક મંડળ રચવું જોઇએ: અને શહેરના હિતના દરેક પ્રશ્નો આર્થિક અને સામાજીક, તે મંડળમાં ચર્ચીને તેનો તોડ લાવવા પ્રયત્ન કરવો જોઇએ. શહેરના અરસપરસના ઝઘડાનો નિકાલ કોર્ટે ચઢયા વિના પોતાનું પંચ નીમીને પતાવવા જોઇએ. પાણીની અગવડ હોય, રસ્તાઓ અસ્વચ્છ રહેતા હોય, બાજરૂ વિગેરેની અગવડો હોય, રમતગમતનાં મેદાનો બાળકો માટે ના હોય, શાળાઓમાં ખામીઓ હોય, શ્રમદારોને માટે રહેવાનાં ઘર ગંદાં ન્હાનાં અને વસવાટ માટે અયોગ્ય હોય એ સઘળાનો પૂરો અભ્યાસ અને તજવીજ કરીને પોતપોતાના પ્રતિનિધિઓ મારફત તેનો ઊકેલ લાવવા માટે મંડળ દ્વારા પ્રયાસ કરવો જોઇએ. નાગરિક મંડળો સુધરાઇની સ્પર્ધા માટે નથી પણ પૂરક છે એ વસ્તુ સુધરાઇના સભ્યોએ યાદ રાખવી જોઇએ. આ ઉપરાંત શહેરનાં વાહનોનો વહીવટ સુધારવા, તેમજ શહેરમાં થતા અકસ્માતોના બચાવ માટે પણ આ મંડળોએ ઉપાય કરવા જોઇએ. શહેરના ગરીબમાં ગરીબ લોકો ઉપર પોલીસનો, ઇનકમ ટેક્સ ઑફિસોનો, સુધરાઇ ઑફિસોનો તેમજ ઇતર અધિકારીઓના ત્રાસ હોય તો તે ઘેર ઘેર પોળે પોળે અને લત્તે લત્તે ફરીને જાણી લેવા જોઇએ. ઉપર બતાવેલાં કામો કેટલાંક મોટાં શહેરોમાં છૂટાં છવાયાં થોડા ઘણા પ્રમાણમાં થાય છે—પણ બરોબર પદ્ધતિ પ્રમાણે આખાએ જનસમુદાયને લાભ થાય એવી રીતે થતાં નથી. તેથી શક્તિ, વખત, અને પૈસાનો નકામો દુરુપયોગ થાય છે.

શહેરમાં ઉદ્યોગ ધંધામાં શાન્ત વાતાવરણ રહે, દરેકે દરેક શહેરીની ફરિયાદ સાંભળીને તેનો તોડ લાવવાનો તાત્કાળિક ઇલાજ લેવાનો પ્રયત્ન કરે એ આ મંડળની ફરજ હોવી જોઇએ. એક પણ શહેરીને અન્યાય થતો જોવામાં આવે તો એના પાડ પાડોશીએ તેને ન્યાય અપાવવા માટે મંડળનો આશરો તરત શોધવો જોઇએ. અને મંડળમાં એવા ઉદ્યમી સભ્યો હોવા જોઇએ કે ફરિયાદ સાંભળીને તરત જ કમર કસીને તેનો નિવેડો લાવવાનો

પ્રયત્ન કરે લોકોના રોજ રોજના સુખને માટે મંડળ તત્પર છે એ છાપ મળ્યો ઉપર પડવી જોઇએ—જાતે શ્રમ લઇને, તસ્દી વેઠીને શહેરીની મુશ્કેલીઓ દૂર કરવાને દરેક સભ્ય પોતે અને આખું મંડળ તૈયાર છે એ છાપ પડવી જોઇએ પછી એ સ્વચ્છતાની, આરોગ્યની, વૈદકીય મદદની, શાળાઓની, કચેરીઓની, વાહન વહીવટની, નાણાંના વ્યાજ વગાવની, લ્હેણુ દેણાની કે અકસ્માતનો હોય અથવા સામાજીક જુલ્મ ની હોય—જે જે પ્રશ્નોમાં શહેરીનું હિત સમાએલું હોય તેનો લાગવગ કે મોટા ન્હાનાનો ભેદ વિચાર્યાં વગર માત્ર, હિત કરવાની ખાતર પ્રશ્ન ઉપાડવા એ એવાં મંડળોનું કર્ત્તવ્ય છે

આ મંડળોનો પ્રભાવ એવો પડવો જોઇએ કે બીજી સંસ્થાઓ પણ પોતાના કામમાં ઉદાસી ન રહી શકે અને ચીવટ રાખીને પ્રમાણિક પણે કામ કરતી થઇ જાય.

આ પ્રકારના મંડળોમાં શિક્ષિત સ્ત્રીઓ બહુ સુંદર કાર્ય કરી શકે તેમ છે. સુરતમાં આવું એક નાગરિક મંડળ હાલમાં નીકળ્યું છે, અને શહેરીઓનો વિશ્વાસ મેળવીને એ કામ કરે છે સ્થાપિત સંસ્થાઓ, અને હિતો એ શંકાની દૃષ્ટિથી એ મંડળ તરફ જોવું ના જોઇએ. ઊલટું સહુના સહકારથીજ એનું કાર્ય થાય એવાં પગલાં લેવાવાં જોઇએ. બહેનો આ કામમાં વધારે ને વધારે સંખ્યામાં જોડાય એ પ્રાર્થના જેવું છે. કેમકે શહેરસુધારણાનાં અને પ્રગતિના કામ સાથે સ્ત્રીઓ એટલે માતાઓનો સંબંધ ઘણો વધારે છે. શિક્ષિત બહેનો ને મ્હારી વિનંતિ છે કે આ કાર્યમાં સહુ પોતાનો વખત અને શક્તિનો લાભ વધારે પ્રમાણમાં આપે.



## હિંડોળે

( રાસ )

ઉરના હિંડોળે ઝુલાવજો, બ્હેન !
ઉરના હિંડોળે ઝુલાવજો.
કંપે ન ડાળ કોય,
ભીતિ ન ઉર હોય;
એવાં અશોકતરુ વાવજો, બ્હેન !
ઉરના હિંડોળે ઝુલાવજો.
હૈયાનાં હીર વણી,
દોરી અખંડ કરી;
પ્રેમળ પાણીડાં પીવાડજો, બ્હેન !
ઉરના હિંડોળે ઝુલાવજો.
મીઠાં આ કાલ મધુ,
ફૂલ્યાં જો ફૂલ વધુ;
ધીરે ધીરે એ શોભાવજો, બ્હેન !
ઉરના હિંડોળે ઝુલાવજો.
આશા અમર લહી
જીવન સફલ વહી;
રોગદના ફંદ વિસરાવજો, બ્હેન :
ઉરના હિંડોળે ઝુલાવજો

वसन्तात्मज

આર્થિક પરાધીનતામાંથી મુક્તિ મેળવવા અને પુરુષોના જેવાં જ કાર્ય માટે પુરુષોના જેટલી જ રોજીનો અધિકાર મેળવવા માટે

# સ્ત્રીઓની લડત

છેલ્લા દોઢસો વર્ષોની પ્રવૃત્તિનો ઇતિહાસ રજુ કરનાર ' **શ્રી. યજ્ઞેશ હ. શુક્લ**

સ્ત્રીત્વના વિકાસની ચળવળને જો વેગવાન બનાવવી હોય તો સૌથી પ્રથમ સમસ્ત દુનિયાની સ્ત્રીને આર્થિક પરાધીનતામાંથી મુક્ત કરવી જોઈએ એ વસ્તુસ્થિતિનું ભાન સ્ત્રી-સ્વાતંત્ર્યની પ્રવૃત્તિના પુરોગામીઓનાં લક્ષમાં શરૂઆતથી જ થવા પામ્યું હતું અને તેથી સ્ત્રીપ્રવૃત્તિની ચળવળમાં આર્થિક સ્વાતંત્ર્ય માટેની લડતને આગળ પડતું સ્થાન મળવા પામ્યું છે. છેલ્લા દોઢસો વર્ષો દરમ્યાન સ્ત્રીઓએ પોતાના વ્યક્તિત્વનો સ્વીકાર કરાવવા માટે જે લડત ચલાવી છે તે જો આર્થિક સ્વાતંત્ર્યમાં થોડો ઘણો પણ વધારો થવા પામ્યો ન હોત તો માત્ર નામની જ ફતેહ મેળવી શકી હોત. શહેરીપણાના અને મિલ્કત ધરાવવાના દરેક હકનો ઇન્કાર કરતી કાયદાની પ્રથાએ સ્ત્રીઓને પૂરેપૂરી નિરાધાર બનાવી મૂકી છે એવા સંજોગોમાં ત્યજાયલી પત્નીઓ માટે અનાચાર કે આર્થિક ગુલામી વિના ભાગ્યે જ બીજો કોઈ વ્યવહારુ માર્ગ રહી શકે.

ઔદ્યોગિક ક્રાન્તિ પહેલાં દેશનાં આર્થિક જીવનમાં સ્ત્રીઓનો હિસ્સો જરૂર હતો; અલબત્ત કાંઈક હળવા પ્રમાણમાં પત્નીઓ તરીકે, અનેક પ્રકારના ગૃહઉદ્યોગોનો તે આશ્રય લઈ શકતી કૌમાર્ય દશામાં ઘરની વિવિધ પ્રવૃત્તિઓ ઉપરાંત ખેતરોમાં કે બીજી ઘરબનાવટની વસ્તુઓ દ્વારા તેઓ આર્થિક રીતે સહાયભૂત થઈ શકતી, પણ મધ્યયુગથી ઔદ્યોગિક ક્ષેત્રમાંથી તેઓની પ્રતિષ્ઠા ડગમગવા લાગી જો કે ઉ

ઉદ્યોગોની પુનર્ઘટનામાં તેમનું સ્થાન જરૂર હતું. બ્રિટનમાં ૧૫૬૨ ના ક્વીન એલીઝાબેથના કાયદા હેઠળ, ગરીબ સ્ત્રીઓને ઘરગથ્થુ નોકરીઓમાં પ્રવેશવાની ફરજ પાડવામાં આવતી એમ નહિ થાય તો જેલમાં પૂરવાની પણ તેમને ધમકી અપાતી પણ સત્તરમી સદી પછી, કાંતણ, વણાટ, ચામડાં કેળવવાનો ઉદ્યોગ, વગેરેની જુની ગૃહઉપયોગની કળાઓ ઘરમાંથી નીકળીને નિષ્ણાતોનાં કારખાનાંઓમાં પ્રવેશવા લાગી આ બધા ગૃહઉદ્યોગોમાં રચીપચી રહેતી મધ્યમ વર્ગની સ્ત્રી માલેતુજાર વર્ગની એશઆરામી સ્ત્રીની કોટિમાં આવવા લાગી એ છતાં કોઈ પણ દેશના આર્થિક જીવનમાં સ્ત્રીના સ્થાનનો પ્રશ્ન તો ઠેઠ ઓગણીસમી સદી સુધી ઉપસ્થિત થવા પામ્યો ન હતો

રોજી રળવાના અધિકારનો દાવો એ સ્વતંત્ર આવક રળવાની તક મેળવવા કરતાં કાંઈક વધારે મૂળભૂત વસ્તુ મેળવવાનો દાવો હતો. જીવનશાસ્ત્રની દૃષ્ટિએ સ્ત્રીની ઉપયોગિતાનો સમાજે કદિ ઇન્કાર કર્યો નથી તેમ એક સર્જક તરીકે તેની આર્થિક ઉપયોગિતાનો ઇન્કાર કરવાને પણ તેને કાંઈ કારણ મળ્યું નથી પરંતુ શહેરીપણાના હકના સ્વીકાર, વધારે વિશાળ કેળવણી માટે દાવો કરનારાં બળો, બૌદ્ધિક રીતે વધારે સચેત અને મહત્ત્વાકાંક્ષા ધરાવતી સ્ત્રીઓને તેઓની શક્તિઓનો પૂરેપૂરો અમલ કરવાની માગણી કરવા આજે પ્રેરી રહી છે. સ્ત્રીઓ દાક્તરો થવા માગે છે,

સગવડો અને હરકતો સામે તેમને હડતાળો પાડવી પડે છે, જેમાંની છેલ્લી ઘણી મોટી હડતાળ ૧૯૩૪ માં પડી હતી, અને આ બધી પરિસ્થિતિ, મજુર સંઘો, દુકાનધારાઓ અને કારખાનાંઓના મર્યાદાઓ હોવા છતાં અસ્તિત્વમાં રહેવા પામી છે.

છતાં ૧૮મી સદીની આખરે જ્યારે કારખાનાંની પ્રથા પ્રથમ દાખલ થઈ ત્યારે ઔદ્યોગિક કાર્યમાં ઘણા ઓછા આનંદ કે અભિમાન રહી શકે એમ હતું.

પણ પછી પરિસ્થિતિ એ આવી કે સોંઘામાં સોંઘી મજુરી મેળવવા પ્રત્યે માને કોની દૃષ્ટિ કેન્દ્રિત થઈ. નિરાધાર કે અનાથ સંસ્થાઓમાંનાં ગરીબ બાળકો એ બધામાં ઉત્તમ થઈ પડતાં, પરંતુ અર્ધા ભૂખ્યાં બાળકો મળતાં બંધ થયાં વા અપૂરતાં થયાં ત્યારે તેમનું સ્થાન લઈ શકે એવી સ્ત્રીઓ નીવડી.

આવી સ્ત્રીઓએ પોતાની પસંદગીથી ઉદ્યોગમાં કંઈ પ્રવેશ કર્યો નથી. કુટુંબને અને પોતાને ભૂખમરામાંથી ઉગારવા માટે એના વિના બીજો કોઈ પણ ઉપાય તેઓ પાસે રહેવા પામ્યો ન હતો. ઘણીવાર તો પિતા કે પતિ એમાંથી કોઈ ન હોય ત્યારે જીવનનિર્વાહ માટે તેઓ નોકરી મેળવી શકતી. તે વખતે મજુરી પણ સંગઠિત ન હતી. કામદાર સંસ્થાઓની મનાઈ હતી અને હરિફાઈને પરિણામે રાખી શકાય તેટલી ઓછી રોજી રખાતી હતી.

એવા સંજોગોમાં પુરૂષો કરતાં સ્ત્રીઓને ઓછી રોજી મળતી. ૧૮૩૮ના સરકારી હેવાલમાં લેંકેશાયરના મીલ ઉદ્યોગમાં પુરૂષ કામદારો માટે વધારેમાં વધારે પગાર ૨૨ થી ૮½ પેન્સ અને સ્ત્રીઓ માટે ૮ થી ૮½ પેન્સ મળે છે. આ પ્રમાણે લગભગ સાતું થઈ ગયું હતું અને એ બરાબર હોવાનું માનવામાં આવતું હતું.

અને આને વાજબી ઠરાવવા માટે જે દલીલો કરવામાં આવતી હતી તે પણ પરંપરાથી ચાલતી આવેલી હતી. સામાન્ય રીતે સ્ત્રીઓને કોઈ કુટુંબનો નિર્વાહ ચલાવવાનો હોતો નથી એવી ધારણા રાખવામાં આવતી હતી. પણ એ ધારણા, સાચી રીતે તો ખોટી જ હતી. વળી, લગ્ન અને સગર્ભાવસ્થાને લીધે તેનું કામ ઓછું નિયમિત અને આધારભૂત હોવાની દલીલો પણ થતી. તેઓનું શારીરિક બળ સામાન્ય રીતે ઓછું હતું. યંત્રોનો વપરાશ જેમ જેમ વધતો ગયો તેમ તેમ આ દલીલની અગત્ય ઓછી થતી ગઈ એ ખરૂં. છતાં ૧૯૧૯ ના સ્ત્રીઓની નોકરીને લગતી કમીટીના હેવાલમાં જણાવ્યું છે તે પ્રમાણે "વૈજ્ઞાનિક સાધનોની પ્રગતિને પરિણામે, બળનું સ્થાન ચપળતાએ લેવા માંડયું છે તેથી સ્ત્રીઓનું ભાવિ ઔદ્યોગિક ક્ષેત્ર, શારીરિક બળની ઓછપથી ભાગ્યે જ મર્યાદિત થશે. કારણ કે એ મર્યાદા હવે દૂર થતી જાય છે." એજ સમિતિના નિરીક્ષણ ઉપરથી, ઔદ્યોગિક કામકાજમાં પુરૂષના હાથનું અદ્વિતીયપણું હોવાની વાત, મોટે ભાગે તાલીમની બાબત હોવાનું જણાવામાં આવ્યું છે.

પણ સો વર્ષ પહેલાં પોતાની કુદરતી શક્તિઓ પુરવાર કરવાની સ્ત્રીઓને ઘણી ઓછી તક મળતી. કારખાનાંઓ અગવડનાં ધામ સમાં હતાં. કારખાનાંઓના કાયદાઓનો વિરોધ કરતાં લીનન મીલોના માલીકોએ એવો વિરોધ કર્યો હતો કે ૧૨૦ થી ૧૪૦ ડીગ્રી સુધીના વાતાવરણમાં કામ કરવાનું સ્ત્રીઓ માટે વધારે સારૂં છે. ૧૮૩૮ માં એક સ્કોટીશ કોટન મીલમાં સ્ત્રીઓને કેવી પરિસ્થિતિમાં કામ કરવું પડતું હતું તેનું, પાર્લામેન્ટના એક સભ્ય જોન રોબેકે તેની પત્ની સમક્ષ વર્ણન કર્યું હતું "બધીય યુવતીઓને,—કેટલીક તો બાળકોની માતાઓ

પણ હતી—રોજ બાર કલાક ખડા રહેવાની ફરજ પડતી...કેટલાક ઓરડાઓમાં તો ગરમી અસહ્ય રહેતી દુર્ગંધ જીવલેણ હતી; અને એ બધુ પણ રૂના 'ફલુ' ભરેલાં વાતા વરણમાં હું લગભગ મૂર્છાવશ થયો." બાર કે કદાચ ચૌદ જ કલાકો પર્યંત આમ કામ કર્યાં પછી એ કામદારો ઘીચોઘીચ ભરેલી, જીવતાં નર્કાગાર સમી, પાણી, વિજળી કે આરોગ્ય જાળવવાના કોઇપણ સાધનનાં અભાવ વાળી કોટડીઓમાં જતી. આવી મુશ્કેલીઓમાં ઘરકામ સાથે મજુરી કરવાનો બેવડો પરિશ્રમ કરી રહેતી સ્ત્રીઓ જીવતી રહી શકતી એજ અજાયબ થવા જેવી બીના છે.

એથી, કારખાનાંઓની પ્રથા દાખલ થઇ ત્યારથી જ સ્ત્રીઓનું કામ પુરૂષોના કામ કરતાં ઉતરતા પ્રકારનું ગણાતુ. તેઓની તબીયત તેથી જ ખરાબ હતી. અને સ્વભાવ અંકુશમાં રહે એવો લેખાતો તેમની પાછળ સૈકાઓની પરાધીનતા હતી. માતૃત્વની જવાબદારીની સદીઓ હતી ઘણી ખરી સ્ત્રીઓને તેઓના બાળકોના નિર્વાહ માટે વહીતરૂ કરવું પડતું. ૧૮૪૪ માં કારખાનાના એક નિરીક્ષકના હેવાલમાં જણાવ્યું હતું: "રાત્રિના અને દિવસના પણ વધુ કલાકો કામ કરવા માટે રોકવામાં આવેલા માણસોમાં મોટો ભાગ સ્ત્રીઓનો હતો. સ્ત્રીઓની મજુરી સસ્તી હતી. કુટુંબના પોષણ માટે કાંઇક વધુ મળે એવી આશામાં કે એકાદ સારો પોશાક કરાવી શકાશે એવી મૂર્ખતામાં વધારે સખ્ત શારીરિક શ્રમ કરવાને સ્ત્રીઓને સહેલાઇથી લલચાવી શકાતી."

એટલે ઉદ્યોગમાં સ્ત્રીઓનો પ્રવેશ કરજીયાત કાળમેઢાંઓના રૂપનો હતો. ૧૯૩૬ ના પુરૂષો તેમની નોકરીઓ સ્ત્રીઓ પચાવી પાડે એની જેટલી ફરિયાદ કરે છે તેના કરતા જરાય ઓછી ફરિયાદ સો વર્ષ પહેલાંના ૧૮૩૪ ના પુરૂષો કરતા ન હતા અનેક શહેરોમાં સ્ત્રીઓની મજુરી સામે હુલ્લડો થયા. એક મજુર પુરૂષે તો પ્રિન્સ કોન્સર્ટને ફરિયાદ કરવાની સુદ્ધાં સૂચના કરી હતી. ડબલ્યુ. આર. ગ્રે નામના એક ગૃહસ્થે તો એની સામે એક કડક નિબંધ પણ લખી નાખ્યો હતો. ૧૮૪૧ માં "કારખાનાઓમાંથી ધીમે ધીમે બધીય સ્ત્રીઓને ખેંચી લેવી," એવી અરજી પુરૂષ કામદારોના એક પ્રતિનિધિમંડળે મી. ગ્લેડસ્ટનને કરી હતી. એ અરજીમાં જણાવવામાં આવ્યું હતું કે "ઘર, તેની દેખરેખ અને તેનું કામકાજ એજ સ્ત્રીનુ સાચુ ક્ષેત્ર છે" નેપોલીયન સાથેના વિગ્રહો પછી શહેનશાહતનો વિસ્તાર થયાથી અને સસ્થાન વા સ્ત્રીઓ મોટા પ્રમાણમાં વસાહત કરી આવ્યાથી વસતીમાં પુરૂષો કરતાં સ્ત્રીઓનો વધારો તો આજે દેખાય છે તેવો તે દિવસે પણ દેખાતો હતો. સ્ત્રીઓએ, જ્યારે પુરૂષોને સ્થાન ભ્રષ્ટ કર્યાં ન હતા ત્યારે પણ, રોજ સવારે, મોટા પ્રમાણમાં સ્ત્રીઓ મીલોમાં રોજીએ જતી જ હતી, એથી, પ્રમાણિક પુરૂષોના મોઢામાંથી રોટલો છુટવી લેતી. પૂરતી રોજી રળતી સ્ત્રીઓથી ઇંગ્લાંડ ભરેલું છે એવી વાત કરવી એ નર્યો ભ્રમ જ છે

એટલે ઔદ્યોગિક નોકરીઓમાં પુરૂષો અને સ્ત્રીઓ અગાઉ કદિ ન થઇ હોય એવી હરિફાઇમાં ઉતરી પડયાં અને એનું પરિણામ એ આવ્યું કે સ્ત્રીઓ માટે નોકરીનું ક્ષેત્ર મર્યાદિત કરવાનો અને જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં તેઓની હરિફાઇ કરવાની શક્તિ ઘટાડી નાખવાનો પ્રયત્ન થયો.

પણ એટલું જ પૂરતુ ન હતું., તે દિવસોમાં ઔદ્યોગિક મજુરીની પરિસ્થિતિ ઘણી ખરાબ હતી. અનિવાર્ય ગણાય અને મનાય એવી પરિસ્થિતિમાં પણ, સામાજીક

પણ ગઈ સદીના વચગાળાથી આવા વિચારનો સખ્ત વિરોધ થવા માંડ્યો. ૧૮૭૨ નું કામ કરવાના કલાકો ઓછા કરવાને લગતું બીલ દાખલ કરવામાં આવ્યું ત્યારે ચળવળમાં સ્ત્રીઓએ બિલકુલ ભાગ ન લીધો અને સ્ત્રી ચળવળના નેતાઓએ જાતીય ભેદભાવ ઉપર મૂકવામાં આવેલા અંકુશો સામે વિરોધનો પોકાર ઉઠાવ્યો. એમ્મા પેટરસનના પ્રયત્નોને પરિણામે સ્થાપવામાં આવેલો સ્ત્રીઓનો મજુર સંઘ ( ૧૮૭૭ ) પુરૂષ અને સ્ત્રીઓ માટે સમાન વર્તાવનો આગ્રહ રાખતો અને સ્ત્રીઓને તેઓનો સ્વતંત્ર મજુર સંઘ સ્થાપવાની પ્રેરણા કરતો. ૧૮૮૨ માં ચૌદ વર્ષથી ઓછી વયની છોકરીઓને લુહાર કામ કરવાની મનાઇ કરતો કાનૂન થયો. તે વેળા, છોકરાઓ માટે પણ આવા જ પ્રકારનો અંકુશ મૂકવાની માગણી કરવામાં આવી. ૭ વર્ષ પછી, સ્ત્રીઓની મજુર કાઉન્સીલવાળા કલેમેન્ટીના બ્લેકે મજુર કાઉન્સીલમાં એવી માગણી પેશ કરી કે " જ્યાં, પુરૂષોના જેવું જ કામ સ્ત્રીઓ કરતી હોય ત્યાં, તેઓને સરખો જ પગાર મળવો જોઇએ. ' એ દરખાસ્તને ટેકો આપનાર મીડલેન્ડઝ ટ્રેડ ફેડરેશનવાળા મીસીસ જગીન્સે જણાવ્યું કે, એક સરખા પગાર વિના સ્ત્રીઓને સંતોષ થવાનો નથી. પણ ૧૮૮૫ ના કોલ માઇન્સ રેગ્યુલેશન ( એમેન્ડમેન્ટ ) એક્ટ વખતે આ વિવાદે ખૂબ ચર્ચા જગાડી, અને ૧૯૨૪માં કારખાનાઓને લગતા કાયદાએ એ વિવાદ પરાકાષ્ટાએ પહોચ્યો. સ્ત્રી અને પુરૂષ મજુરો માટે સરખા પગારની ચળવળ, વર્તમાનપત્રોમા પણ જોશભેર ઉપડી નવી રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ પણ વિકાસ પામી, વળી, અનેક વ્યવસાયોનાં દ્વાર સ્ત્રીઓ માટે બંધ થયાથી પણ એ ચળવળને વધારે વેગ મળ્યો.

છેક હજી સુધી આ પરિસ્થિતિ ચાલુ રહી છે. લગ્ન થતાં સ્ત્રીઓને નોકરી પરથી રજા મળે છે. કારખાનાઓમાં પણ તેમની સામે અંકુશ છે. સરખાં કામ માટે ઓછો પગાર આપવામાં આવે છે. હજુય માનૃત્વ અને સ્ત્રીસન્માનની ભાવનાનાં પવિત્ર ઓઠાં હેઠળ સ્ત્રીઓને રોજી રળવાના પ્રયત્નોમાં અવરોધ કરવામાં આવે છે.

પણ ૧૯૩૩ પછી એક વાત શક્ય બની છે. થોડાં જ વર્ષો પર જે વ્યવસાયોમાં સ્ત્રીઓનો પ્રવેશ શક્ય લાગતો ન હતો તેના મોટા ભાગમાં સ્ત્રીઓ સ્થાન મેળવી શકી છે. મુત્સદ્દીગિરિ અને ધર્મસંસ્થા આ બે પ્રકારનાં સ્થાનોનાં દ્વાર અંગ્રેજ સ્ત્રીઓ માટે બંધ છે. છતાં રશિયા, સ્પેન, નોરવે, અમેરિકા અને બલ્ગેરીયામાં રાજદ્વારી ખાતાઓની કામગીરીમાં સ્ત્રીઓ માટે સ્થાન થયાં છે. બલ્ગેરીયાની રાજદ્વારી નોકરીમાં મેડમ સ્ટેન્સી ઓફ ( લેડી મુઇર )ને સ્થાન મળ્યું અને વોશીંગ્ટન ખાતે બલ્ગેરીયામાં એલચીખાતામાં તેમની નિમણુંક થઇ. કોઇ પણ જાતના મત્તાવાર હોદ્દાના નામ વિના, મીસ ગર્ટ્રુડ બેલે કામચલાઉ મદદનીશ રાજકીય અમલદાર તરીકે, મહાવિગ્રહ દરમ્યાન ઇરાકમાં મુખ્ય બ્રિટિશ પ્રતિનિધિ તરીકે કામ કર્યું હતું. ૧૯૩૩ ના જુલાઇની તા ૧૫ મીએ યુનાઇટેડ મેથડીસ્ટ ચર્ચીઝની પ્રથમ પરિષદે સ્ત્રીઓના પ્રધાનમંડળની નવી પ્રથાનો સ્વીકાર કર્યો. હજી સ્ત્રીઓ શેરબજારમાં પ્રવેશ કરી શકતી નથી સ્ત્રીઓ માટે એ વ્યવસાય પ્રતિકૂળ લેખાય છે. બીજી બાજુએ સ્ત્રી ઇજનેરો, સ્ત્રી વિમાનીઓ વગેરે ઠીકઠીક સંખ્યામાં છે. મીસીસ હેમીલ્ટન નામનાં એક સ્ત્રી બ્રિટિશ બ્રોડકાસ્ટીંગ કોરપોરેશનનાં ડીરેક્ટર છે. જોકે સ્ત્રી એનાઉન્સરની નિમણુંક માટેનો પ્રથમ પ્રયોગ પડતો મૂકવો પડ્યો હતો, કેમ્બ્રીજમાં યુનિવરસીટીનાં વસતી ગૃહોના ઇન્સ્પેક્ટર તરીકેનો હોદ્દો એક સ્ત્રી

પણ પિરોજબાઇ જતી પણ તેઓ હસતા અને તેના તરફ થૂંકતા.

પછી એક વાર પિરોજબાઈ, એક સખાવતીબાઇ પાસે ગઇ. તેને ત્રણ હજાર રૂપીયાની લોન માટે માંગણી કરી. ફરીથી નાના પાયા પર કારખાનું ચલાવવાની તેની મુરાદ હતી. પણ સખી દિલની એ બાઇએ પણ નકાર ભણ્યો. તેણે કહ્યું કે " પિરોજબાઇ, તમે હવે ઘણાંજ ઘરડાં થયાં. તમારાથી કાંઇ કામ ન થઇ શકે. પણ આ લ્યો, થોડાંક પૈસા લઇ જાવ. તમારૂં ભરણ પોષણ કરવા માટે એ પૂરતા થશે, તમારૂં જીવન હવે એમ પસાર કરો. આ બક્ષીસ તરીકે લઇ જાવ. કારખાનાંની વાત હવે ભૂલી જાવ, "

*

પણ પિરોજબાઇ એવા નાણાંને શાની અડકે ! તે ચાલી ગઇ. પણ થોડા સમય પછી તે પાછી આવી. તેની આંખોમાં તે વખતે વિચિત્ર પ્રકારનું તેજ ઝગઝગતું હતું. તે બાઇ ને તેણે ફરી આજીજી કરી. એ ત્રણ હજાર રૂપીયા તો તેને મન તેના જીવન કરતાં પણ વધારે મહામુલા હતા અને જો એ રૂપિયા નો હવે પણ તેને નકાર ભણવામાં આવશે તો તો પછી ખુન ઉપર છે. જીવનનો તે અંત લાવી દેશે. આ કાંઇ ધાકધમકીથી નાણાં કઢાવવાનો કિમિયો ન હતો. તેના અંતરમાંથી આ અવાજ ઉઠતો હતો.

અને એ સખીબાઇનું દિલ પીગળ્યું. તેણે ત્રણ હજાર રૂપિયા પિરોજબાઇને આપ્યા. અલબત, એ રૂપિયા લોન તરીકે ઉછીના આપ્યા હતા. જોકે એ પાછા આપવાની એ બાઇને તો મુદલે આશા ન હતી. કારણકે બધીય પરિસ્થિતિ પિરોજબાઇની વિરૂદ્ધ હતી. અનેક કારખાનાંઓ અત્યારે ચાલુ થઇ ગયાં હતાં. પણ એ નાણાં આપતાં એ બાઇના દિલમાં જરાય આંચકો લાગ્યો નહિ કારણકે એટલી રકમમાંથી, એક જાન બચાવી શકાયો હતો.

એ પૈસા આપ્યાને છ માસ વીતી ગયા હતા. ગઇ કાલે જ પિરોજબાઇ, એ સખી દિલની બાઇ પાસે આવી હતી. તેના હાથમાં એક કવર હતું અને તેમાં હજાર હજારના ત્રણ ટુકડા હતા. હસીને તેણેએ કવર પેલી બાઇના હાથમાં મૂક્યું અને એ પછી કાંઇ ખાસ વધુ કહેવા જેવું રહ્યું નથી.

પિરોજબાઇ હવે શરબત પણ બનાવતી હતી. તેના એક પરિચિત મારફતે તેણે, એક વૃદ્ધ પુરૂષને એ શરબતની એક બાટલી વેચી હતી. એ શરબત તો તેણે પીધું: પણ એ વૃદ્ધથી એના દામ ચૂકવી શકાય એમ નહતું. રૂપિયાનો એ બાટલો હતો. એને માટે વારંવાર ઉઘરાણી કરવામાં આવી. કારણ કે યંત્રો વગેરે ખરીદ્યા પછી ત્રણ હજારમાંથી પિરોજબાઇના હાથમાં કાંઇ ફાજલ રહેવા પામ્યું ન હતું. અલબત્ત, જુનું દેવું પણ એમાંથી ભરપાઇ કરી દેવામાં આવ્યું હતું.

*

ઘણી ઉઘરાણી કરી ત્યારે આખરે પેલા વૃદ્ધે કહ્યું કે તેની પાસે બે રૂપિયા નથી. પણ, તેણે આયરીશ સ્વીપસ્ટેકની ટીકીટ ખરીદેલી છે. એમાંથી બે રૂપિયાનો હિસ્સો પિરોજબાઇને આપવા તે તૈયાર છે.

પિરોજબાઈએ એ કબૂલ રાખ્યું. ' નહિ મામા કરતાં કાણો મામો સારો ' એ કહેવતનો તેણે આશ્રય લીધો. પણ બે રૂપિયાના એ હિસ્સામાં તો જેણે શરબતની બાટલી વેચાવી હતી તે મિત્રનાં કમીશનનો પણ અર્ધો ભાગ રહેતો હતો.

એ પણ પિરોજબાઇએ કબૂલ્યું. આ

પાડવાનું તો તેનું દિલ સમજતું જ ન હતું. તેની પાસે જ્યારે પૈસા હતા ત્યારે લાખો રૂપિયા તેણે સખાવતમાં આપી દીધા હતા એટલે હવે તેનો ભાગ એક રૂપિયાનો જ રહ્યો હતો એમાં પણ વળી બે ભાગ પડયા. તેના બે ઘણા જ ગરીબ મિત્રોએ આજીજી કરી અને ચાર ચાર આનાના બે ભાગ પિરોજબાઇએ તેઓને આપ્યા.

આમ એનો હિસ્સો આઠ આની જ રહ્યો, પણ સદ્ભાગ્યે એનો ઘોડો લાગી ગયો. સવા બે લાખ રૂપિયાનું ઇનામ લાગ્યું. શરતના બે રૂપિયા ન આપી શકનાર વૃદ્ધ પુરુષે તે દિવસથી ઇશ્વર પર રોષની ઝાડી વર્ષાવવી શરૂ કરી.

પણ પિરોજબાઇ તો હસે જ છે. પંદર હજાર જેટલો ચોકખો નફો તેને રહ્યો હતો એમાંથી અર્ધો ભાગ તેણે તેની પરણવા યોગ્ય વયની બે ભત્રીજીઓને આપી દીધો. બાકીની રકમ સંભાળવાનું કોઇ કહે છે ત્યારે પિરોજબાઇ હસે છે " અરે ભાઇ, ઇશ્વર ઉપર બેઠો છે તે હું સારી રીતે જાણું છું. પિરોજબાઇને તેણે યાદ કરી છે, હવે તે ફરી પિરોજબાઇને ભૂલી શકે એમ નથી."*

* 'સન્ડે સ્ટાન્ડર્ડ' માંથી.



# આતમનો ચંદ્રરાજ રમણે ચઢયો

[ ઢાળ : સ્નેહીનાં સોણલા આવે સાહેલડી ]

અંતરનાં આભ આજ ઉઘડયાં સાહેલડી
આતમનો ચન્દ્રરાજ રમણે ચઢયો
ઓળા દુઃખ શોકના સરકયા ગાહેલડી
ઉરમાં ઉજાશ બોધ ઝળકી રહ્યો.
ઉચાટ ઉરના ઓસર્યા કલહ થયા સૌ શાન્ત
ઘેરાં અંધારાં સર્યાં
મ્હારા થાકેલા જાગ્યા આવ્યું રે સાહેલડી. આતમનો...૧

જતી રહી અધીરાઇને, વહી ગયાં વૈષમ્ય
શામ્યાં વેર ને રૂસણાં
મ્હારૂં હૈયું તો કુશળ ક્ષેમ રે સાહેલડી. આતમનો ૨

ઇચ્છાઓ અળગી થઇ, મટી ગઇ જંજાળ .
ઊંડી શાન્તિ પ્રસરતી
મ્હારે અંતર કેરે ઊંડાણું રે સાહેલડી. આતમનો...૩

ઉજળી અંતરની ગુહા, ચાંદની રેલી છાય
ભેદ બધા નીકળી ગયા
મ્હારી વૃત્તિ અભેદમાં ન્હાય રે સાહેલડી. આતમનો...૪

હૃદય પદ્મની મધ્યમાં વિલસે નંદકુમાર
અપૂર્વ આ ખેંચાણુ શાં ?
મ્હને ખેંચે શાં વ્હાલમનાં વ્હાલ રે સાહેલડી. આતમનો ..

બધી પુરાણી વાસના બળી થઇ ગઇ ભસ્મ
પડ પડ અંતરનાં કર્યાં
ધોઈ ધોઇને વિશુદ્ધ રહે સમસ્ત રે સાહેલડી. આતમનો...૬

વ્હાલમને નયને થકી વહે સુધાનાં પૂર
ધરાય ના મુજ દીલડું
સુધા પીતાં બન્યું ચકચૂર રે સાહેલડી. આતમનો...૭

ઇચ્છું અળગા ના થજો કદિ હૃદયના નાથ
સાન્નિધ્યે વિલસી રહું
મ્હારા હૈયાની એક જ આશ રે સાહેલડી. આતમનો...૮

# અર્ધસિદીનાં ગુજરાતનાં સ્ત્રીશિક્ષણ અને સ્ત્રીજીવનનો



શ્રીમતી શારદાબહેન મહેતા

# જીવંત ઇતિહાસ

શ્રીમતી શારદાબહેન મહેતાના 'જીવન સંભારણાં' નું અવલોકન કરનાર

શ્રી. યશેશ હ. શુક્લ

આજથી પચાસ-સાઠ વર્ષો પરની ગુજરાતની પરિસ્થિતિનો ખ્યાલ ધરાવનારને ગુજરાતનાં આજનાં સ્વરૂપથી ખરેખર આશ્ચર્ય ઉપજ્યા વિના નહિ રહે. તેમાંય તે વખતનાં ગુજરાતનાં સ્ત્રીજીવનમાં અને આજનાં ગુજરાતી સ્ત્રીજીવનમાં તો ક્રાન્તિકારી પલટો થએલો જ લાગે. આવા ક્રાન્તિકારી પલટાનો યશ મુખ્યત્વે મહાત્મા ગાંધીજી અને હિન્દની સ્વતંત્રતા માટેની તેમની પ્રવૃત્તિઓને ઘટે છે. છતાં એ જાતની જાગૃતિ માટે લોકમાનસને થોડે ઘણે અંશે તૈયાર કરવામાં કારણભૂત જે વ્યક્તિઓ છે તેમાં, ગુજરાતનાં સ્ત્રીજીવનનાં જ નહિ પણ સમસ્ત હિન્દના સ્ત્રીજીવનના પ્રતીકસમાં શ્રીમતી વિદ્યાબહેન નીલકંઠ અને શ્રીમતી શારદાબહેન મહેતા જેવાં પુરોગામીઓનું સ્થાન આગળ પડતું છે. અને શ્રીમતી વિદ્યાબહેન અને શ્રીમતી શારદાબહેનને, તેમના નવવિકાસમાં સૌથી વધુ સહાય કરનાર રૂઢિચુસ્ત જનસમાજની ટીકા-નિંદાઓની પરવા રાખ્યા વિના, પોતે માની લીધેલા સિદ્ધાંતો અને વિચારણાઓ અનુસાર આગળ વધવાનો માર્ગ સુગમ કરનાર શ્રીમતી વિદ્યાબહેન અને શારદાબહેનના માતાપિતા તેમજ તેમના પતિઓ અને સાસરાના કુટુંબીઓનો ફાળો જરાય ઓછો આંકી શકાય એમ નથી.



શ્રી શારદાબહેન ૧૯૮૨ (૨૦૧૫)

કારણ કે, જો એ લોકોએ, પ્રચલિત રૂઢીને જ વશ રહેવાનું અને લોકનિંદાથી ડરીને, નવવિચારનો અને સ્ત્રીશિક્ષણનો આદર્શ અમરામણે મૂકવાનું પસંદ કર્યું હોત, તો ગુજરાતમાં સ્ત્રીશિક્ષણનો અને સંસ્કારજીવનનો જે વિકાસ આજે દૃષ્ટિગોચર થાય છે, અને સ્ત્રીજાગૃતિનાં જે પૂર આજે વહતાં લાગે છે તે, આટલે અંશે તો ભાગ્યેજ દૃષ્ટિગોચર થાત.

આમ ગુજરાતના નાગર કુટુંબની બે મગી બહેનોએ ગુજરાતનાં સ્ત્રીજીવનનાં વિકાસનાં મૂળ રોપ્યાં છે. એટલું જ નહિ, એ વિકાસનો માર્ગ અવરોધાઇ ન જાય, અને પોતાના પતિ અને કુટુંબીજનો તરફથી તેમને જે જ્ઞાનનો વારસો મળ્યો છે તે વારસાનો લાભ સમસ્ત ગુજરાતની તેમની બહેનોને મળે, તે માટે સ્ત્રીશિક્ષણની અનેક સંસ્થાઓ સ્થાપવામાં અને તેને સફળ રીતે ચલાવવામાં પણ, તેમનો હિસ્સો નાનો સુનો નથી. વળી, ગુજરાતમાં સમાજસુધારાનાં વિચારોનાં બીજ વવાયાં હતાં પણ, એ વિચારોને આચારમાં મૂકીને, વિચાર તેવા આચારનું દૃષ્ટિબિંદુ મોખરે રાખીને, Charity begins at home, નું વિરલ દૃષ્ટાંત પણ, એમનાં કુટુંબોમાંથીજ, ગુજરાતને મળી આવે છે. અને આ બધાં સાથે, સ્વાભાવિક રીતે જ, જોઇની સંસ્કારિતા, તો એ કુટુંબોમાં વંશપરંપરાથી ઉતરી આવેલી હતી એ સંસ્કારિતા હંમેશાં જળવાઇ રહે એવા પ્રકારનું શિક્ષણ, એ બન્ને બહેનોને, તેમના સૌભાગ્યમાંથી જ, જાણે ગળથૂથીમાં જ પવાયું હતું. આજે પણ, એ સંસ્કારિતાની બાબતમાં ગુજરાતમાં આ બન્ને બહેનોનાં કુટુંબો પ્રત્યે આંગળી ચીંધ્યા વિના નહિ રહી શકાય.

મારાં આ કથનનાં પ્રમાણો જેને જોઇતાં હોય તેને, હું શ્રીમતી લેડી વિદ્યાબહેન રમણભાઇ નીલકંઠ, અને તેમનાં જ બહેન, શ્રીમતી શારદાબહેન સુમન્ત મહેતાનાં જીવન અને કાર્યનો અભ્યાસ કરવા વિનવીશ. ગુજરાતમાં જ નહિ, હિન્દભરમાં આ બન્ને બહેનોની કારકીર્દિ સુવિદિત છે. તેમણે ગુજરાતના સ્ત્રીજીવનને ઉન્નત કરવા માટે અને ગુજરાતમાં સ્ત્રીકેળવણી અને નવવિચારનાં બીજ વાવીને તેને વિકસિત કરવા માટે કરેલા પ્રયત્નો હિન્દુસ્તાનના સ્ત્રીજીવનના ઇતિહાસમાં સ્મરણીય રહેશે. એટલું જ નહિ, તેમની એ પ્રવૃત્તિઓને પૂરેપૂરાં અંશે પાર પાડવામાં સર્વ રીતે મદદ કરવા માટે, તેમજ અનેકવાર તો નવી નવી દિશાઓમાં તેમને માર્ગદર્શન કરવા માટે, તેમના પતિ સ્વ. સર રમણભાઇ અને શ્રી. ડૉ. સુમન્ત મહેતા તરફથી, અનેક અગવડો વેઠીને પણ કરી આપવામાં આવેલી સરળતા તો વિરલજ છે. કેટલા પતિઓ આવી સરળતા પત્નીઓને કરી આપતા હશે ? આજના આગળ વધેલા કહેવાતા યુગમાં પણ કેટલા પતિઓ જાતે અગવડ વેઠીને, પોતાની પત્નીઓને, આત્મવિકાસની અને તે સાથે સમસ્ત સ્ત્રીજાતિના વિકાસની ઉજ્જવળ પ્રવૃત્તિમાં રોકવા પ્રયત્ન કરતા હશે ? આવા પતિઓ–પુરૂષો અત્યારે વિરલ જ છે એમ કહ્યા વિના રહેવાતું નથી.

આ બધી દૃષ્ટિનો વિચાર કરતાં, શ્રીમતી શારદા બહેન મહેતાનાં '**જીવનસંભારણાં**' ને હું તો, ગુજરાતનાં છેલ્લાં ૫૦–૬૦ વર્ષોનાં સ્ત્રીજીવનનો જીવંત ઇતિહાસ જ કહીશ. કારણ કે, ગુજરાતમાં સ્ત્રીકેળવણીનાં સાચાં મંડાણ, શ્રીમતી વિદ્યાબહેન અને શારદાબહેનથી જ થયાં મુંબઇ યુનિવર્સીટીમાંથી, ગ્રેજ્યુએટ થનાર સૌથી પ્રથમ ગુજરાતી સ્ત્રી એ પણ આ બે બહેનો જ. એમણે જ, ગુજરાતી બહેનો માટે ઉચ્ચતર શિક્ષણનો અને "" દ્વારા સહશિક્ષણનો પણ માર્ગ ખુલ્લો : એટલું જ નહિ પણ, પોતે લીધેલા જ્ઞાનનો

પ્રકાશ લેવા માટે, બીજી અનેક બાળાઓને ઉત્તેજી તેમને માટે, એવું શિક્ષણ મેળવવાનાં સાધનો–શાળા પાઠશાળાઓ ઉભાં કર્યા અને સ્ત્રીઓની ઉન્નતિ માટે કરવાં જોઇતાં સર્વ કાર્યમાં આગેવાની લઇને, અનેક બાળાઓને શિક્ષિત અને સંસ્કારી બનાવી.



વિદ્યાબહેન શારદાબહેન

ગ્રેજ્યુએટ થઇને તરત ૧૯૦૧

'જીવન સંભારણા'ના આમુખમાં, શ્રીમતી શારદાબહેન કહે છે તેમ

"ઓગણીસમી સદીના અંતિમ ભાગની એટલે વિક્ટોરીઅન યુગની શાન્તિ 'જે રાણીજીના રાજ્યથી સ્થિર થઇ અને સુખી થયા'–એ મન્તવ્યના સમયથી માંડીને વીસમી સદીના 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'ના વૈપ્લવિક યુગ સુધી આવી પહોંચેલા લગભગ પાંચ દશકા પાંચ દાયકામાં જીવન વીતેલું હોવાથી, ગુજરાતની સામાજીક, કેળવણી વિષયક અને રાજકીય પ્રવૃત્તિમાં જે અનેક વહેણો એ વર્ષો દરમીયાન વહી ગયાં તેમાં પ્રત્યક્ષ ભાગ લેવાના પ્રસંગ મળ્યા, અને સંજોગ વશાત ભિન્ન ભિન્ન પ્રકારના અનુભવો થયા."

એ સર્વ અનુભવોનું, નિખાલસ રીતે અને વાંચનાર સૌ કોઇને નવું માર્ગદર્શન મળે એ રીતે 'જીવન સંભારણા'માં બયાન કરવામાં આવ્યું છે છેલ્લાં ૫૦–૫૫ વર્ષોની ગુજરાતની દરેકોઇ પ્રવૃત્તિમાં–સામાજીક કે રાજકીય–શ્રીમતી શારદાબહેને આગળ પડતો ભાગ લીધો છે એ સુવિદિત છે એટલે એ પ્રવૃત્તિઓનાં અનેક વહેણોનો એમને અંગત અનુભવ છે. એ અંગત અનુભવોનું તેમણે 'સંભારણા'માં ઘણું સારું બયાન આપ્યું છે અનેક વાર તેમણે નિખાલસ મતમ ઉચ્ચારવામાં કડુ સત્યનો ઉપયોગ પણ કર્યો

કે એવા પ્રસંગેના અતિ વિસ્તારમાં ઉતર્યા વિના જ, એ સઘળા પ્રસંગોનો નિર્દેશ કરવો અસ્થાને નહિ ગણાય. શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક, ગુજરાતના જાહેર જીવનના એક અગ્રગણ્ય કાર્યકર્તા હતા. ગુજરાતની રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં તેમનો ભાગ અને તેમનું કાર્ય અસાધારણ હતું. શ્રીમતી શારદાબહેન અને ડૉ. સુમન્ત સાથે તેમને લગભગ ઘરઘરૂ જેવો સંબંધ થઇ ગયો હતો. તેમની કાર્યપ્રણાલિથી તેઓ મગ્ન થયાં હતાં. અને તેમના એક સાચા પ્રશંસક બન્યાં હતાં, અને હજી છે. છતાં, શ્રી ઇન્દુલાલના અસ્થિર સ્વભાવને અંગે આદરેલાં અનેક કામો, અધવચથી જ રખડતાં રહેતાં એ બીનાનો કટાક્ષ કડવો લાગે એવો ઉલ્લેખ કરવાનું તેઓ ચૂક્યાં નથી.



શારદાબહેન : ૧૯૦૨
મેટ્રિક્યુલેટ થયા પછી તરત

હિન્દુ સ્ત્રીઓની ‘ગુજરાત ભગિની સમાજ’ની શરૂઆતની પ્રવૃત્તિ પછી એમાં આવી ગએલી શિથિલતા વિષે તો એના કરતાં પણ વિશેષ કડવો ઘૂંટડો તેઓ આપે છે. છઠ્ઠીમાં અને ત્રીસમાં પ્રકરણમાં ભગિની સમાજના મંદ કાર્યનો અને એની પત્રિકાઓને અંગે પાછળથી વેઠવા પડેલા નાણાંનો ઉલ્લેખ કરતાં થતી વેદનાઓ એમાં આલેખાઇ છે. ડૉ. સુમન્ત મહેતાની વડોદરા રાજ્યમાંની નોકરીને અંગે, રાજ્યના અમલદારો અને રાજકુટુંબ સાથે પણ તેમને પાડ સંસર્ગમાં આવવું પડેલું.

એને અંગે પણ કડું લાગે એવી છતાં સત્ય એવી ઘણી ઘણી વિગતો એમણે બહાર આણી છે. સર મનુભાઇ મહેતા સાથે, વહેવાઇનો સંબંધ હોવા છતાં, તેમના ખુશામતપ્રિય સ્વભાવ અને રાજ્યની વફાદારી જાળવવા માટે તેમના તરફથી થએલા રાજ્યની આબકારી નીતિના બચાવ સંબંધમાં પણ તેમણે ઘણીજ નિખાલસતાથી સત્ય કથન કહ્યું છે. આવી આવી નિખાલસ બાબતોનો ઉલ્લેખ કરતાં પાર આવે એમ નથી. એ નિખાલસ કથનને અંગે તો શારદાબહેનનું જીવનવૃત્ત વધારે ઉપયોગી થઇ પડ્યું છે.

‘સંભારણાં’ની વિશેષ વિગતોમાં ઉતરતાં પહેલાં હવે એક અંગત વાતનો ઉલ્લેખ કરી લેવાની આવશ્યકતા માનું છું. પૂ. શારદા બહેનના આ ‘જીવનસંભારણાં’એ અનેક નવી વાતોનું મને પોતાને જ્ઞાન આપ્યું છે. પૂ. વિદ્યાબહેને, તેમના મણિમહોત્સવ વખતે લખેલાં સ્મરણો પરથી તેમજ, ‘ગુણસુન્દરી’ માટે તેમણે, લખેલાં થોડાંક સંભારણાંઓ પરથી, તેમણે શિક્ષણ મેળવવામાં વેઠેલી હાડમારીઓનો ખ્યાલ જેમ આવતો હતો તેમ, સ્ત્રીશિક્ષણને અને સ્ત્રીજીવનને ઉન્નત બનાવવાના ઉચ્ચ આદર્શને ખાતર, તેમના પતિ, રમણભાઇએ વેઠી લીધેલી અગવડો અને વિદ્યાબહેનને, શારદાબહેનને તેમજ બીજી બહેનોને

અને ખાસ કરીને પતિની સહાનુભૂતિ, ઉદારતા, વિરોધ ઇત્યાદિ કારણે આગળ વધી શકતી નથી... આ વસ્તુ ભવિષ્યની પ્રજાએ જાણી લેવાની ખાસ જરૂર છે. ને પુરુષો પોતાની સ્ત્રીઓને આગળ ધપવાની અને પોતાની સ્ત્રીઓ સેવા કરે એવી ખરેખરી હાર્દિક ઇચ્છા રાખશે અને તેમના કામમાં સરળતા કરી આપશે તો કોઇ નહિ તો પોતાના પતિને ખુશ કરવા માટે તો જરૂર જ સ્ત્રીઓ સમાજનાં કામ ઉપાડી લેશે. સ્ત્રીઓને પુરુષોનો ટેકો અને મદદ આ દિશામાં જરૂર જોઇએ છે, એ હું જાતિ અનુભવ ઉપરથી કહું છું."

'જીવન સંભારણાં'માંથી, ડૉ. સુમન્ત, શારદાબહેનનાં જીવનવિકાસનાં કાર્યમાં કરી આપેલી સરળતાનો ખ્યાલ આવી શકે છે. શારદાબહેનને તેમની પ્રવૃત્તિઓમાં રચ્યાપચ્યાં રહેવા દેવા માટે, ડૉ. સુમન્તે અનેક અગવડો વેઠી છે. નબળી તબીયતના સમયમાં પણ તેમણે જાતે નિભાવી લીધું છે અને જીવનનાં ઘણાંય વર્ષો તો બન્નેએ જુદાં જુદાં શહેરોમાં—વડોદરા ને અમદાવાદમાં પોતપોતાનું સ્વતંત્ર કાર્ય કરવામાં જ ગાળ્યાં છે. આ બધી વિગતો જ્યારે 'સંભારણાં'માં વાંચવાનું મળે છે ત્યારે, ડૉ. સુમન્તે, શારદાબહેનને કરી આપેલી સરળતા કેટલી ઉદાત્ત ભાવનાવાળી છે તે સ્પષ્ટ થાય છે. સ્ત્રી ઉન્નતિ માટે, જો ડૉ. સુમન્તના દિલમાં લાગણી ન હોત, તે સાથે જીવનનું એક પુરું લક્ષ્ય પોતાનું સુખ મેળવવાનું જ નથી પણ પોતાનાં કરતાં વિશાળ સમુદાયનાં સુખમાં જ પોતાના સુખનો સમાવેશ થાય છે એવી વિનમ્ર ભાવનાથી પ્રેરાયલી તેમની લાગણી ન હોત તો પૂ. શારદાબહેન કહે છે તેમ સાચે જ તેમનાથી જરા પણ કામ થાત નહિ. આવી ઉદાત્ત ભાવનાવાળા, ડૉ. સુમન્તનું પણ, ગુજરાતનું સ્ત્રીજીવન આ રીતે ઋણી છે એનો મુક્તકંઠે સ્વીકાર કરવો જોઇએ.

સ્ત્રીઓનાં કાર્યમાં પુરુષોએ માથું મારવું ન જોઇએ, એવી માન્યતા ધરાવનારો એક ઉદ્દામ વર્ગ આજે પેદા થતો જાય છે. તેમને પણ આ દૃષ્ટાંત માર્ગદર્શક થઇ પડે એમ છે. અલબત્ત, સ્ત્રીઓ જ્યાં સ્વતંત્ર રીતે કામ કરતી હોય, કરવાને શક્તિશાળી હોય, ત્યાં, તેમનાં કામમાં માથું મારીને, તેમનાં સ્વતંત્ર વ્યક્તિત્વને રૂંધી નાખવાના પ્રયાસ જો પુરુષો તરફથી થતા હોય તો તેનો જરૂર વિરોધ કરવો ઘટે: પણ જ્યાં, સ્ત્રીત્વના વિકાસમાં શક્ય હોય ત્યાં પુરુષો માર્ગદર્શક બનીને એમાં સહાયભૂત થવા ઇચ્છતા હોય ત્યાં, એવી સહાય કે માર્ગદર્શન સ્વીકારવામાં સંકોચ રાખવો ન જોઇએ. સ્ત્રી અને પુરુષ બન્નેના સહકારથી કાર્ય કેટલું ઉન્નત થઇ શકે છે તેનો ખ્યાલ શારદાબહેન અને વિદ્યાબહેનનાં જીવન પરથી સારી રીતે આવી શકે એમ છે.

[ ૨ ]

લક્ષ્મી અને સરસ્વતીનાં સુભગ મેળ ધરાવતાં ર. બ. ભોળાનાથ સારાભાઇના સંસ્કારી કુટુંબમાં શારદાબહેનનું બાળપણ વિત્યું હતું. સરદાર ભોળાનાથ સારાભાઇ તેમના માતામહ થાય. "એ કુટુંબ તેમના પોતાના આચાર વિચારને લીધે ઘણું જ સંસ્કારિત થયું હતું. ઉચ્ચ નાગર કુટુંબ, લક્ષ્મી અને સરસ્વતીનાં પ્રસાદવાળું, એટલે પછી એમાં શી ઉણપ હોય ?" એમનાં વિશાળ સંયુક્ત કુટુંબમાં શારદા બહેનનું બાળપણ વીતેલું હોવાથી, એ કુટુંબની સંસ્કારિતાનો જીવનપર્યંત ટકી રહે એવો વારસો શારદાબહેનને મળ્યો હતો. એ જ કુટુંબના પુત્રીને હાથે શારદાબહેનને બાળપણની બધીય તાલીમ મળી હતી. નાના પગારમાં કુટુંબનો સંસાર ચલાવવાની શારદા બહેનનાં માતુશ્રીની આવડતનો શારદાબહેનને લાભ મળ્યો હતો અને તેને કારણે ડૉ. સુમન્તે

વડોદરા રાજ્યની નોકરીનો ત્યાગ કર્યા પછી, ઘણા જ નજીવા પેન્શન પર વર્ષો સુધી કુટુંબનો ભાર વહન કર્યો કર્યો છે. આમ બાળપણમાં માતા અને માતામહના કુટુંબના સંસ્કારની ઘેરી છાપને લીધે, તેમનું જીવન પણ ઉન્નત બન્યું. સામાન્ય શિક્ષણ અને ધર્માદિ સંસ્કારનો લાભ પણ માતા દ્વારા જ મળેલો અને મોટી બહેન વિદ્યાબહેનનાં વિલાયત જઈ આવેલા એને કારણે ન્યાતબહાર ગણાતા મહીપતરામના પુત્ર રમણભાઈ સાથે લગ્ન કરવાને અંગે થયેલી કનડગતથી, સુધારાના વિચારોનાં બીજ પણ તેમનાં મનમાં મજબૂત રીતે વવાયાં. એને પરિણામે, ભવિષ્યમાં અનેક સુધારાનાં પગલાં પ્રથમ લેવાનું માન તેમને ફાળે ગયું. અને એવે વખતે લોકલાગણીને કે નિંદાને સહન કરી લેવાનું અપૂર્વ બળ પણ તેમનામાં હતું એ આવા આવા નાનપણના સંસ્કારોનો જ પ્રતાપ એમ કહેવામાં કાંઈ પણ અતિશયોક્તિ થતી નથી.

મુંબઈ યુનિવર્સીટીની કોઈ પણ પરીક્ષા કોઈ ગુજરાતી છોકરીએ આપી ન હતી એટલે, પંદર વર્ષની નાની વયે વિદ્યાબહેનને માથે ઘર પડયા છતાં, રમણભાઈએ ખૂબ પરિશ્રમ કરીને વિદ્યાબહેનને અભ્યાસ કરાવ્યો અને મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનીંગ કોલેજને અંગે છોકરીઓની જે હાઈસ્કૂલ ચાલતી હતી તેના દ્વારા ત્રણ છોકરીઓને મેટ્રીકની પરીક્ષા માટે તૈયાર કરાવી, 'એક વિદ્યાબહેન, બીજાં શ્રી. [illegible] અને ત્રીજી એક પારસીની છોકરી, ' એમાં ' વિદ્યાબહેન અને શારદા-બાઈ બહુ સારી રીતે પાસ થયાં ' આથી કેળવણીમાં રસ લેનાર સર્વ કોઈ ખુશ ખુશ થયાં. એ ખુશાલીમાં વિશેષ નોંધ યોગ્ય બીના એ હતી કે, " ઘરના કામકાજ સાથે રસોઈ પાણી વગેરે બધાં કામ સાથે અટકી મહેનત કરવી એ કોઈ રમત વાત નહોતી "

ગુજરાતીઓની ઉદાસીનતાને પરિણામે આ પ્રસંગ પછી પણ, છોકરીઓને માધ્યમિક શિક્ષણ આપવામાં જોઈએ તેટલો વેગ મળ્યો ન હતો. છતાં એ પછી, એ માર્ગ ખુલ્લો થયો હતો એ તો નક્કી જ. એ માર્ગે જ આગળ વધીને શારદાબહેને પણ માધ્યમિક શિક્ષણ લીધું

મેટ્રીક થયા પછી કોલેજ જીવનનો આરંભ કરતાં શારદાબહેનને ઠીક ઠીક મુશ્કેલી વેઠવી પડી. અલબત્ત, વિદ્યાબહેને, ગૃહસંસારની જવાબદારી અદા કરતાં કરતાં પણ કોલેજમાં દાખલ થઈને, કોલેજનો માર્ગ ખુલ્લો કરી આપ્યો હતો પણ વિદ્યાબહેન પરણેલાં હતાં અને શારદાબહેન તો કુંવારાં હતાં એટલે તેઓ કોલેજમાં જતાં સમાજમાં ભારે મોટો ખળભળાટ થઈ ગયો. તે સમય એવો હતો કે દશબાર વર્ષની કુંવારી ભાગ્યે જ માલમ પડે. અને શારદાબહેનની ઉંમર તો ચૌદ વર્ષની છતાં તેઓ કુંવારાં હતાં એટલે તેમના કોલેજ પ્રવેશથી ઘણો જ ઉહાપોહ અને ટીકા નિંદા થવા લાગ્યાં તે વખતનું વાતાવરણ જ એવું હતું. કોલેજમાં તે વખતનાં વાતાવરણનો ખ્યાલ નીચેનાં ફકરા-પરથી આવી શકશે.

" અમારી બેઠક છોકરાઓની બેન્ચોથી જરા દૂર જુદી મૂકવામાં આવતી. પ્રોફેસર વર્ગમાં દાખલ થાય પછી જ અમે દાખલ થઈએ અને કાં તો પુસ્તકમાં નજર રાખીએ અથવા આખું કલાક પ્રોફેસર તરફ નજર માંડીને બેસી રહીએ. અથવા તો નોટબુકમાં લખ્યા કરીએ. આ જ અમારો ક્રમ. વર્ગમાં કોણ કોણ છે તે તરફ નજર સરખી કરીએ નહિ એટલે માત્ર હાજરી પૂરતી વખતે કેટલાનાં નામ કાને પડે, બાકી ખબર પણ ના પડે કે કોણ કોણ વિદ્યાર્થી છે. ગ્રેજ્યુએટ થયા પછી, ઘણા કોઈ અમારી સાથે ભણતા હતા એમ કહે છે પણ અમે એ છોકરાને ઓળખી શકીએ નહિ.

કારણ જરા ઓળખાણ કરવાનો પ્રયાસ કરેલો જ નહિ. કોલેજમાં ભણતી વખતે કોલેજના જીવનનો લાભ જે છોકરાઓને મળે તેનો સોમો હિસ્સો એ અમને ના મળે. માત્ર વિદ્યા-પ્રાપ્ત કરવી એ જ ધ્યેય પાર પડે, બીજું કાંઇ નહિં; કેમ કે પ્રોફેસરના કે બીજા વિદ્યાર્થી ભાઇઓના સંસર્ગમાં જરા પણ આવીએ નહિ. પ્રોફેસર વર્ગમાંથી ઊઠીને ચાલવા માંડે એટલે અમે પણ તેમની પાછળ જ ચાલી જઇએ અને અમારે માટે રાખેલા ઇલાયદા ઓરડામાં જઇને નવરાસનો વખત ગાળીએ. આટલો સખત નિયમ પાળતાં છતાં લોકોએ ટીકા કરવામાં બાકી નહોતી રાખી, એટલું જ કે એની ટીકા સાંભળવાને અમે તૈયાર જ હતાં-અમને કાંઇ જ એની અસર થતી નહિ. છોકરાઓએ પણ કનડગત કરવામાં બાકી નહોતી રાખી. કાંઇ કાંઇ નનામા કાગળો આવે-અમારી બેઠકની ખુરસીઓ પાડી નાખે-ડેસ્ક ઉપર ગમે તેવા લખાણો કરે ! અમારે આવવાની સડક ઉપર ગમે તેવા લખાણ કરે, બેઠક ઉપર કૌવચ નાખીને પજવણી કરે ! આ બધું તો સહન કર્યું. પણ છેવટે જ્યારે મ્હારાં લગ્ન વખતે છોકરાઓએ તોફાન કરવા માંડ્યું ને વિઘ્નો નાખવાની ધમકી આપી ત્યારે મનને બેશુમાર દુઃખ થયું-છતાં હિંમત રાખી અને કર્તવ્ય કર્યા કર્યું. નીચું માથું રાખીને અભ્યાસ તરફ જ લક્ષ રાખીને પહેલું વર્ષ પસાર કર્યું પછી તો ગાડું ચીલે ચડ્યું અને બધા ચેતી ગયા કે આમાં કંઇ સાર નથી. પ્રીન્સીપાલે પણ એકાદ બે વખત સખત ચાટકણી કહાડી. છેવટ ઇન્ટરમીડીએટનાં વર્ગમાં જ્યારે આવ્યાં ત્યારે છોકરાઓએ પોતાની વર્તણૂંક બદલી અને અમે પણ નિશ્ચિત થયાં-બાકી ત્યાં સુધી તો કોલેજમાં જવું એ તો મોટો ત્રાસ હતો.” ( પૃ. ૩૧-૩૨ )

આજે કોલેજમાં શિક્ષણ લેવા જતી વિદ્યાર્થીનીને કદાચ આ વાંચીને હસવું આવશે. પણ, ત્રીસ પાંત્રીસ વર્ષ પર ગુજરાતમાં આ પરિસ્થિતિ પ્રવર્તતી હતી અને તેનો ભોગ, આજે ગુજરાતનાં સમાજજીવનને અને સ્ત્રીજીવનને ઉજાળી રહેલાં બહેનોને થવું પડ્યું હતું એ બીનાનો એનાથી સચોટ ખ્યાલ આવી શકશે. તે સમયે કોલેજમાં જતાં વિદ્યાર્થિઓની હીન મનોદશાનો જેમ એમાંથી ખ્યાલ આવે છે તેમ, તે સમયનાં સંકુચિત વાતાવરણનો પણ એ સ્પષ્ટ ચિતાર રજુ કરે છે. કોઇપણ દિશામાં નવું કાર્ય શરૂ કરનારાઓ માટે મુશ્કેલીઓનો સામનો કરવાનું અનિવાર્ય જ હોય છે. એ વિના સાચું કાર્યજ થઇ શકતું નથી. એવી મુશ્કેલીઓ પાર કરીને જેઓ ધ્યેયની સિદ્ધિ કરી શકે છે તેઓજ સાચા કાર્યકરો. પુરોગામીઓના માર્ગમાં રહેલાં આ કંટકોનો શારદાબહેન જેવાંએ સામનો ન કર્યો હોત અને એ ટીકા નિંદા અને કનડગતોથી કંટાળી જઇને ધ્યેય સિદ્ધિના માર્ગને પડતો મૂક્યો હોત તો તેમનું જીવન આજે કોઇ મંભારત પણ નહિ, પણ તેમણે અનેક મુશીબતોનો સામનો કરીને પોતાનાં લક્ષ્ય પ્રત્યે દૃષ્ટિ કર્યે રાખી અને પરિણામે આજે ગુજરાતનાં સ્ત્રીજીવનને ઉન્નત કરનારાં એક પુરોગામી સ્ત્રીનેતા તરીકે ગુજરાત તેમને વંદે છે.

શિક્ષણ મેળવવામાં પડેલી મુશ્કેલીઓ જાતે વેઠેલી હોવાથી, તેમના પછીની બાળાઓને શિક્ષણ પ્રાપ્તિમાં કેટલી મુશીબત વેઠવી પડશે તેનો તેમને ખ્યાલ આવ્યો હતો. અને તેથી તેમણે ગ્રેજ્યુએટ થયા પછી, પણ કોઇને કોઇ રીતે સ્ત્રીશિક્ષણના કાર્યને વેગ મળે એવી પ્રવૃત્તિઓના વિચારો કર્યા કર્યા હતા અને જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે એ વિચારોને આચારમાં મૂકવાના સફળ પ્રયત્ન કર્યા હતા. કોલેજમાં હતા તે દરમ્યાન જ તેમનાં લગ્ન એક સુધારક લેખાતાં કુટુંબમાં જ, જ્ઞાતિ-સમાજના રોષનો ભોગ બનીને પણ, સુમન્તભાઇ સાથે થયાં હતાં અને લગ્ન પછી, લગભગ સાડાચાર વર્ષો પર્યંત વધુ અભ્યાસ માટે સુમન્ત ઇંગ્લાંડ ગયા હતા. તે દરમ્યાન એકજ વાર બન્નેને મળવાનો

પ્રસંગ મળ્યો હતો. પણ સાડાચાર વર્ષોના ઇંગ્લાંડના નિવાસ દરમ્યાન નિયમિત પત્રવ્યવહાર દ્વારા બન્નેનો પરિચય વધ્યો હતો અને પરસ્પરમાં અજબ શ્રદ્ધા હોવાને કારણે, બન્નેનો સંસાર માયા મદચારમાં પરિણમ્યો હતો

બી. એ. ની પરીક્ષા તેમણે અને વિદ્યાબહેને સાથે જ પસાર કરી. આમ, ગુજરાતનાં પ્રથમ ગ્રેજ્યુએટો થવાનું માન આ બે બહેનોને ફાળે ગયું. એમાં ય, શારદાબહેન કરતાં વિદ્યાબહેને તો ઘણા જ વિષમ સંજોગોમાં એ પદવી પ્રાપ્ત કરી હતી. વિદ્યાબહેન જે વેળા ગ્રેજ્યુએટ થયાં તે વેળાં, ત્રણ બાળકોનાં માતા હતાં. "ત્રણ નાનાં છોકરાં, સહુથી મોટી બાળકી તે ચાર વર્ષની, બીજી ત્રણ વર્ષની અને છોકરો એક બે વર્ષનો. આ ત્રણ છોકરાંની બરદાસ કરવાની– તેમાં વચ્ચે છોકરાં મૂળથી જરા નબળાં એટલે માંદાં સાજાં રહે. પર તપાસવાનું, અભ્યાસ કરતાં હોય ને છોકરાં પજવે એ બધું વેઠીને માત્ર એક લક્ષ રાખેલું કે દુઃખ વેઠીને પણ આદર્યું પૂરું કરવું." આવી ભાવનાથી આજે કોઈ સ્ત્રી કાર્યસિદ્ધિ કરવાને તત્પર થાય એવાં દૃષ્ટાંત તો વિરલજ મળવાનાં.

આ બધા સમયનાં વાતાવરણનો 'સંભારણાં'માંથી ઘણો સારો ખ્યાલ આવે છે. તે સાથે, તે સમયનાં રાજકીય તથા સામાજીક વાતાવરણનો, એને અંગે ચાલતી અનેકવિધ પ્રવૃત્તિઓનો, અમદાવાદની સ્ત્રી સંસ્થાઓની–સોશ્યલ ક્લબ અને સોશ્યલ ઇન્સ્ટીટ્યુટની પ્રવૃત્તિઓ વગેરેનો શરૂઆતનાં પાનાંઓમાં ઘણો સારો ચિતાર મળે છે. રૂઢીચુસ્ત વર્ગના સંકુચિત માનસનો પણ એમાંથી ખ્યાલ આવે છે અને આજે જે સામાન્ય ગણાય છે એવા સરખા જેવા પ્રયોગોને ઉદ્દેશીને પણ 'નાગરનારીઓ 'ગ નિર્દંશ કરવાનું વાતાવરણ તે વખતે હતું, એ બધાનો ખ્યાલ એમાંથી આવી શકે છે

શારદાબહેનની પ્રવૃત્તિઓનું કાર્યક્ષેત્ર, અમદાવાદ, વડોદરા અને મુંબઇ એ ત્રણ શહેરોમાં મુખ્યત્વે વહેંચાયેલું છે. એમાં અમદાવાદ અને વડોદરાને તેમનાં કાર્યનો લાભ સૌથી વિશેષ મળ્યો છે. વડોદરા કરતાં અમદાવાદમાં તેમનાં સ્વતંત્ર કાર્યનો વિકાસ ઘણો સારો થયેલો છે અને આજે અમદાવાદની આગળ પડતી અનેક સ્ત્રીશિક્ષણ સંસ્થાઓ શારદાબહેનના જ પરિશ્રમનાં ફળરૂપે છે એ સંસ્થાઓના વિકાસ પાછળ તેમણે ઉઠાવેલી મહેનતનો જ્યારે જ્યારે વિચાર આવે છે ત્યારે ત્યારે, એક માતાને એના બાળકને ઉછેરવામાં પડતા પરિશ્રમનો ખ્યાલ આવે છે.

ઝનાં અનેક અગવડો વેઠીને, શ્રીમતી શારદા-બહેને સ્ત્રીઉન્નતિ અને સ્ત્રીશિક્ષણને લક્ષમાં રાખીને, પોતાનું કાર્ય કર્યું છે અને એ રીતે પોતે મેળવેલા જ્ઞાનના દીપકનો પ્રકાશ બધે ફેલાવ્યો છે. શિક્ષણ મેળવીને તેનો વિનિયોગ બીજાઓને શિક્ષણ આપવા માટે કરવામાં જ તેનું સાચું સાર્થકય રહેલું છે એનો ખ્યાલ શારદાબહેનના આ પ્રયાસો સચોટ રીતે આપે છે. વળી નોંધવાયોગ્ય વાત એ પણ છે કે, એકલાં શિક્ષણ પુરતી એમની પ્રવૃત્તિ મર્યાદિત નથી રહી. કોઇ સુખદ પળે, તેમનામાં જનસેવાની ભાવના જાગૃત થઇ અને તમણે સ્ત્રીશિક્ષણ ઉપરાંત ગરીબો, અનાથો અને બીજા અનેક નિરાશ્રિતોની સહાયનો તેમજ સામાન્ય પ્રજાજનના વિકાસની પ્રવૃત્તિઓનો પણ પ્રચાર કરેલો છે. છપ્પનીયા દુકાળ વેળા, ગિરમીટીયાઓના પ્રશ્ન વેળા, ગુજરાતના રેલસંકટ વેળા અને રાજકીય જાગૃતિના બીજા અનેક પ્રસંગોએ તેમણે પોતાનાં જીવનને તેઓની સેવામાં સમર્પણ કરી દીધું છે અને એને અંગે વેઠવી પડતી અનેક યાતનાઓ તેમણે હસતે વદને સહી લીધી છે. આ સઘળા પ્રસંગોનો ખ્યાલ ' સંભારણાં 'ના અનેક પ્રકરણો આપી દે છે.

વડોદરાના વસવાટ દરમ્યાન, ડો. સુમન્ત મહેતા, ના વડોદરા નરેશની નોકરીમાં હતા. તેને અંગે, રાજકુટુંબ સાથે ઘણો સારો સબંધ બંધાયો હતો. વડોદરાના એક માત્ર સ્વતંત્ર પ્રકૃતિના વિદ્વાન સ્વ. સર રમેશચંદ્ર દત્ત સાથે પણ તેમને સારો સંબંધ હતો. ઉપરાંત અબ્બાસ સાહેબ, ગુજરાતના આગેવાન સાહિત્યકારો, મહાત્મા ગાંધીજી એ બધાના ગાઢ સંસર્ગમાં તેઓ આવ્યા હતાં અને એ સર્વ મહાનુભાવોના સંસર્ગનાં સ્મરણો પણ એમાં આ લેખાયાં છે. સ્વ. રમેશચંદ્ર જેવાના જીવનની પડેલી અસરોનો પણ તેમણે એકરાર કર્યો છે અને એ સંબંધને પરિણામે, જ્યારે જ્યારે તક મળી છે ત્યારે ત્યારે, જાહેર પ્રજાના ઉપયોગની કોઇ પણ પ્રવૃત્તિમાં એ સંબંધનો જો ઉપયોગ કરી શકાતો હોય તો જનકલ્યાણની શુદ્ધ ભાવનાથી તેનો ઉપયોગ કરવાને તેઓ ચૂક્યાં નથી. આ બધી બાબતોનું ' સંભારણાં 'નાં પાનાંઓ સચોટ ચિત્ર રજુ કરે છે.

આ બધી પ્રવૃત્તિઓનો વિસ્તારથી ઉલ્લેખ કરવા માટે પાનાંઓ જોઇએ; એટલે ' જીવન સંભારણાં 'નાં મુખ્ય મુખ્ય અંગોનો ઉલ્લેખ કરીને જ મેં સંતોષ માન્યો છે. એમણે સ્થાપેલી સ્ત્રી સંસ્થાઓ અને તેનાં સંચાલન માટે ઉઠાવેલી જહેમતો વિષેના પ્રકરણો જરૂર વાંચી મનન કરવા જેવાં છે. આપત્તિના સમયમાં પણ, જીવનને આનંદી રાખીને, માથે આવી પડેલા દુઃખો સહન કરી લેવાં જોઇએ એ તેમનાં જેવા સુશિક્ષિત સન્નારી સારી રીતે સમજી શકે. ગુજરાતના જલપ્રલય દરમ્યાન જે ભયંકર રેલ વડોદરામાં આવી હતી તેમાં તેઓ સકુટુંબ સપડાયાં હતાં. એ વખતનું એમનું બયાન જરૂર કરૂણા ઉપજાવે એવું છે એ વર્ણન આજે પણ વાંચીને આપણી આંખ ભીની થયા વિના નહિ રહે.

રાષ્ટ્રીય જીવનમાં એમનો હિસ્સો ગુજરાતને અપરિચિત નથી. એ પ્રસંગના વાતાવરણનો, બારડોલી સત્યાગ્રહનો, ખેડા સત્યાગ્રહનો એ બધા, ગુજરાતના રાજકીય જીવનના મહત્વના બનાવોનો પણ એમણે સારી રીતે ખ્યાલ આપ્યો છે.

સામાજીક સુધારણાની દિશામાં એમણે પાડેલા અનેક ચીલાઓનું ભાન તો એની વિગતો ' સંભારણા ' માં વાંચી, ત્યારે જ થયું. આ બધી વિગતોના અભ્યાસ પછી, ' સંભારણાં 'નું મૂલ્ય ઘણુંજ વધી જાય

છે. ગુજરાતનાં ૫૦–૬૦ વર્ષોનાં સંસ્કાર-જીવન, સમાજજીવન અને સ્ત્રીજીવનનો ખ્યાલ મેળવવા માટે, 'જીવનસંભારણાં' એક ઉત્તમ પુસ્તકની ગરજ સારે છે.

કર્વે વિદ્યાપીઠ અને મુંબઈ યુનિવર્સિટી સેનેટમાંનાં શ્રીમતી શારદાબહેનનાં કાર્યનો પણ ઉલ્લેખ કરવો જોઈએ. અમદાવાદ મ્યુનિસિપાલીટીમાં પણ તેમણે કરેલા કાર્યની નોંધ લેવી જોઈએ. અખિલ ભારતીય મહિલા પરિષદ અને તેને અંગે ગુજરાતમાં એ પરિષદની પ્રવૃત્તિઓના વિકાસમાં તેમણે આપેલો હિસ્સો પણ આપણે ભૂલી શકીએ એમ નથી. આ બધી અનેકવિધ જાહેર પ્રવૃત્તિઓમાં સતત રચ્યાંપચ્યાં રહેવા છતાં, તેઓ કુટુંબ જીવનને કે સંસાર જીવનને ભૂલ્યા નથી. એક વત્સલ માતા તરીકે અને પતિની સાચી સહચારિણી તરીકે તેમણે જીવનને ધન્ય બનાવેલું છે.

'જીવનસંભારણાં'માં શારદાબહેનના અનુભવનું જે નવનીત નીતરે છે તેનો તો માત્ર ઉલ્લેખ કરીને જ સંતોષ માનવો પડે છે. તેમણે તેમના અનુભવને અંગે જે કેટલાંક બોધક વાક્યો આમાં સમાવ્યાં છે તે તો ગુજરાતના કોઈ પણ જાહેર કાર્યકર માટે વિચારણીય છે. જીવનની લીલીસૂકીઓમાં પણ, ધીરજ ધારીને, પોતાનાં કાર્યને વળગી રહેવામાં જ સાચી જીવનસિદ્ધિ રહેલી છે એનો બોધ શારદાબહેનનાં જીવનમાંથી મળે છે.

શારદાબહેને જેવું ધન્ય જીવન જીવ્યું છે અને હજીય તેઓ જીવે છે તેવું ધન્ય જીવન જીવવાનું ગુજરાતમાં બહુ ઓછાંને સદ્ભાગ્ય મળ્યું છે. શારદાબહેન હજીય ગુજરાતને વધુ પ્રેરણા આપવાને દીર્ઘાયુષ્ય ભોગવે અને તેમના અનુભવનું વધુ નવનીત ગુજરાતને ચરણે ધરતાં રહે એવી પ્રાર્થના સાથે 'જીવનસંભારણાં'નો સત્કાર કરવા સૌ કોઈને વિનવું છું.



## [૧] સ્ત્રીઓને થતા અન્યાયોની તપાસ કરો

હિન્દુ સમાજમાં અને કાયદામાં સ્ત્રીઓને જેટલો અન્યાય થયો છે તેટલો બીજા કોઇ પણ સમાજ કે કાયદામાં થયો નથી એ નરી હકીકત છે પૂર્વકાલિન ઋષી-મુનીઓએ અને મનુમહારાજે ઘડેલા એ કાયદાઓ આજે પણ લગભગ, જે સ્વરૂપમાં એ ઘડાયા તેજ સ્વરૂપમાં અસ્તિત્વ ભોગવે છે. અલબત્ત, કેટલીક બાબતમાં, નહિ જેવા સુધારા છે પણ તેથી એ કાયદાનાં સ્ત્રીઓને ગંભીર અન્યાય કરનારાં સ્વરૂપમાં જરા પણ પલટો થવા પામ્યો નથી

જે સમયે, એ કાનૂનો ઘડાયા તે સમયનાં વાતાવરણમાં અને વ્યક્તિસ્વાતંત્ર્યની ભાવનામાં આજે ક્રાન્તિકારી ફેરફાર થઇ ગયો છે. એ ફેરફારોને અનુલક્ષીને પણ, એ કાયદામાં પરિવર્તન કરવાની જરૂર છે અને એવી જરૂરીઆત આપણા સમાજ સુધારકોએ વારંવાર કરી છે પણ ખરી, પણ સમાજના રૂઢિચૂસ્ત વર્ગની લાગણીને મોટે ભાગે પંપાળનારી રાજસત્તાએ એ કાયદાઓમાં મુક્ત રીતે સુધારણા કરવા તરફ પ્રવૃત્તિ કરી નથી. પરિણામે, કેટલાક થાબડભુબડ સુધારા વિના પરિસ્થિતિ જેમની તેમ રહેવા પામી છે.

એ પરિસ્થિતિને ભાંગી દેવાનો સમય હવે આવી પહોંચ્યો છે. વર્ષોથી સ્ત્રીઓ જે અન્યાયો ભોગવી રહેલી છે તેમાંથી સ્ત્રીઓને મુક્તિ મળે એવા પ્રયત્નો સત્વર હાથ ધરવાનો હવે સમય છે. અને સાત પ્રાંતોમાં, મહાસભાવાદી સરકારનું શાસન હોઇ, તેના દ્વારા પાકું મધ્યસ્થ સરકાર પર દબાણ લાવીને સ્ત્રીઓને પારાવાર અન્યાયમાંથી મુક્તિ મળે એવો કાયદો કરાવવાની પ્રવૃત્તિ હાથ ધરવી જોઇએ.

સંયુક્ત કુટુંબની સ્ત્રીની હાલત, તેને માત્ર સારૂ પોષણ પૂરતો જ અધિકાર હોવાથી ઘણી કફોડી છે. તેમ, લગ્નની બાબતમાં પણ ગંભીર અન્યાયનો ભોગ સ્ત્રીઓજ થઇ રહી છે. લગ્નની બાબતમાં વર કે વધુની સમ્મતિ સામાન્યતઃ લેવામાં આવતી નથી. અને પરિણામે, વય અને સંસ્કારનાં કજોડાં ઘણીવાર બને છે. તેમાં લગ્નની પવિત્ર ભાવનાને તિલાંજલિ અપાઇ જાય છે અને અનેકના સંસારમાં રોજની હૈયાહોળી સળગ્યા કરે છે.

આવી સાંસારિક પરિસ્થિતિમાં હમણાં હમણાં એક નવો પ્રવાહ વહી રહ્યો છે. લગ્નનાં કાયદેસરનાં બંધનમાં, જીવન પર્યંત તો સ્ત્રીનેજ જકડાઇ રહેવાનું હોય છે. પુરૂષ, એ બંધનમાંથી ઇચ્છામાં આવે ત્યારે છુટી શકે છે. કહેવાતા અસંતોષ કે સ્નેહના વા અન્ય કોઇ પણ બહાને પુરૂષ ધારે ત્યારે પ્રથમ પત્નીને વરીને બીજી પત્ની કરી શકે છે અને કાયદાને અંગે પ્રથમ પત્નીને, લગ્નવિચ્છેદનો કે એવો કોઇ અધિકાર ન હોવાથી, તેને જીવનભર એ બંધનમાં જકડાઇ રહેવાનું હોય છે અને ત્યકતાના જીવનની અવદશાનો વિચાર તો કોઇને પણ કંપાવી મૂકે છે.

આવા એક પત્ની પર બીજી પત્ની કરવાના બનાવોમાં આપણી શિક્ષિત બહેનોજ મોટે ભાગે સાથ આપી રહી છે, એ વળી, એક વિશેષ દુઃખદ હકીકત છે. બહેન વિનોદિનીએ આપણા ગુજરાતમાં આંખે ચઢે એવી રીતે આવા બનાવનાં પગરણ માંડયાં. એટલુંજ નહિ પણ તેમણે પોતાનાં શિક્ષણ-સંસ્કારને લજવતાં પગલાંનો બચાવ કર્યો: એ પછી તો છેક હમણાંજ થએલાં કર્વે વિદ્યાપીઠનાં જી. એ. શ્રીમતી બકાબહેનનાં લગ્ન સુધીના બનાવો આપણી શિક્ષિત બહેનોએ, પોતાનીજ બહેન જેવી, અનેક પ્રથમ પત્નીઓનાં 'હૈયામાં હોળી સળગાવવામાં ફાળો આપ્યો છે. શ્રીમતી બકાબહેને, અનેક સંસ્કારી સજ્જનો અને સ્નેહીઓની વિનવણીઓને ઠોકરે મારીને આ પગલું ભર્યું' છે. એમાં તેમણે, પોતાનીજ સ્વજાતિનો દ્રોહ કર્યો છે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ થતી નથી.

એક રીતે એમ પણ લાગે છે કે હવે આવા બનાવો વધારે પ્રમાણમાં બને. એથી, આપણા સમાજની આંખ ઉઘડશે. સ્ત્રીઓને લગ્નજીવનમાં પણ અન્યાય કરનારા કાયદામાં સુધારણા કરવાની પ્રેરણા થશે.

આવા અને બીજા અનેક પ્રસંગોમાં બીજી પત્ની કરનાર પતિ તરફથી કહેવાયા એમ કહેવામાં આવે છે કે ત્રણે એની પ્રથમ પત્ની છુટાછેડા કરે શ્રી બકાબહેનને જે પરિણિત પુરુષ સાથે લગ્ન કર્યું છે તેનું કહેવું પણ એવું હતું પણ હિંદુ કાયદા અનુસાર હિંદુ સ્ત્રીને લગ્નવિચ્છેદનો અધિકાર નથી એ બીના તેઓ સારી રીતે જાણે છે અને એથી જ આવા પ્રકારની સૂચના થાય છે જો સામે જ, તેઓ લગ્નવિચ્છેદ આપવાની તરફેણમાં હોય તો વડોદરા રાજ્યમાં આવો કાયદો અસ્તિત્વમાં છે ત્યાં વસવાટ કરી એ કાયદાનો લાભ લેવા માટે આવશ્યક પરિસ્થિતિ ઉત્પન્ન કરીને, તેમણે એમના પ્રથમ પત્નીને પોતાના પતિ તરીકેના અધિકારમાંથી મુક્ત કરી હોત અને તે પછી જ, શ્રીમતી બકાબહેન સાથે લગ્ન કર્યાં હોત એટલે એવું સૂચન કરવામાં પણ પ્રથમ પત્નીની વધુ અવગણના કરવાનો જ ભાવ રહેલો હોવાનું માની શકાય

આવા કિસ્સાએ, બ્રિટિશ હિંદમાં લગ્નવિચ્છેદના કાનૂનની જરૂરીઆત અવશ્ય દર્શાવે છે લગ્નવિચ્છેદનો કાનૂન થતાં જ કેમ જાણે કે આપણા સંસારની ધુળધાણી થઈ જશે, એવો ભય, રૂઢીચુસ્ત વર્ગ તરફથી બતાવવામાં આવે છે પણ તેઓ એક વસ્તુ ભુલી જતા હોય એમ લાગે છે લગ્ન વિષેની આપણી ભાવના એવી ઉન્નત છે— અલબત્ત એ હવે શબ્દોમાં જ રહી છે આચારમાં તો અધોગત સ્થિતિમાં પહોંચી ગઈ છે—કે અમે તેવી નજીવી બાબતમાં લગ્ન વિચ્છેદનો આશ્રય લેવાનું આપણા સમાજની સ્ત્રીઓ પસંદ નહિ કરે પણ જ્યારે પરિસ્થિતિ જ એવી હોય કે એનો આશ્રય લીધા વિના છૂટકો જ નથી ત્યારે, એવો કાયદો જરૂર તેમને રાહત આપી શકશે. અત્યારે વ્યક્તિઓની જે અસહ્ય દશા થઈ રહી છે તેમાંથી, તેઓને બચાવવા માટે પણ આવા કાયદાની જરૂર છે

આવી રીતે છૂટક છૂટક કાયદાઓની સુધારણાના પ્રયાસ કરવા છતાં લગ્ન વારસો, મિલકત વગેરેને લગતા કાનૂનોનો સમાવેશ થઈ જાય, એવો એક સર્વગ્રાહી કાયદો—જે સ્ત્રીઓને થઈ રહેલા સર્વ અન્યાયો દૂર કરે—કરવા તરફ પ્રવૃત્તિ કરવાનું વધારે ઇચ્છવાજોગ લાગે છે અખિલ ભારતીય મહિલા પરિષદનાં છેલ્લા અધિવેશનના પ્રમુખ શ્રીમતી રાજકુમારી અમૃતકુંવરે આવી જ સૂચના કરેલી છે તેમની એ સૂચના માર્ગદર્શક થઈ પડે એવી છે

મહિલા પરિષદના છેલ્લા અધિવેશનના પ્રમુખ સ્થાનેથી તેમણે કહ્યું હતું

કાયદાને અંગે આપણને નડતી હરકતો દૂર કરવા માટે જરૂરી કાયદો કરવાની આપણે લાંબા સમયથી માગણી કરી રહ્યા છીએ આઠ પ્રાંતોની લોકપ્રિય સરકારો આપણી ઝુંબેશને નિરર્થક બરાડા રૂપે ગણશે નહિ એવી મને ખાત્રી છે પરંતુ આપણે તેમની સમક્ષ આપણી સંગીન દરખાસ્તો રજુ કરવી જોઈએ અને આપણા સભ્યો પૈકી કેટલાકે આ બાબત હાથ ધરી છે એથી મને ખુશાલી ઉપજે છે આના સંબંધમાં હું સૂચના કરવા ઇચ્છું છું મને આશા છે કે તમે એના પ્રત્યે સમભાવથી વિચાર કરશો ચાલુ કાયદાઓમાં સુધારો કરવાનો પ્રયત્ન કરવાને બદલે લગ્ન, વારસો, મિલકત વગેરે માટે યોગ્ય કાનુનોનો સમાવેશ થઈ જાય એવો જ એક સમગ્ર કાયદો તૈયાર કરવાનું શું વધારે સરળ નહીં થઈ પડે ?'

શ્રીમતી રાજકુમારી અમૃતકુંવરની એ સૂચના જરૂર આવકારવા યોગ્ય છે અને તેવી તો અમદાવાદમાં થોડા જ સમય પર આવો કાયદો ઘડવા માટે સરકાર પાસે તપાસ કરાવવા કમીશન નિમવાની માગણી કરવામાં આવી હતી તે વધારે ઉપયુક્ત થઈ પડે છે અમદાવાદમાં મળેલી એ જાહેર સભામાં, સ્ત્રીઓને થઈ રહેલા અન્યાયો વિષે વિવેચનો કરીને એવી માગણી કરવામાં આવી હતી કે "પૂર્વે હિન્દુ ઋષિ મુનીઓએ સામાજીક કાયદાઓ ઘડ્યા, ત્યાર પછી દેશમાં વ્યક્તિ સ્વાતન્ત્ર્ય અને આત્મનિર્ણયની ભાવનામાં ઘણી પ્રગતિ થઈ છે અને સમાજના દ્રષ્ટિબિંદુમાં ઘણું પરિવર્તન થયું છે, તેથી અત્યારના હિન્દુ સમાજની જરૂરીઆતને અનુરૂપ થાય તેવા ફેરફાર હિન્દુ કાયદાઓમાં કરવાની આવશ્યકતા છે આ ફેરફાર એવા થવા જોઈએ કે તેને પરિણામે સ્ત્રીઓના હક સંબંધીના મૂળભૂત સિદ્ધાંતોનું પાલન થાય, આ ફેરફારો કરવા માટે મુંબઈની ધારાસભાના સભ્યોને વિનંતિ કરવામાં આવે છે કે તેમણે નામ. ગવર્નર

## [૩] સ્ત્રીઓનું વિશાળ કર્તવ્ય

સ્ત્રીઓ, અગત્યના પ્રશ્નોની ચર્ચા કરે, અને એ ચર્ચા જ્યાં સુધી સત્ય અને અહિંસાના ધ્યેયને સુસંગત રહે ત્યાં સુધી, કોઇ એનો વિરોધ કરી શકે નહિ. રાજકીય પ્રશ્નોમાં જો સ્ત્રીઓ રસ લેવા માટે તો તેઓએ જાહેર પ્રજાની નીતિનું ધોરણ શુદ્ધ કરવાના હેતુથી જ એમ કરવું જોઇએ. રાજકારણ જો ગંદી રમત હોય તો આપણે તેને શુદ્ધ બનાવવી જોઇએ.

આજે આપણાં દૃષ્ટિબિંદુને સમાન રીતે વ્યક્ત કરતા શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત પ્રધાન-પદે છે. તેઓ સારી રીતે સમજે છે કે, તેઓ તેમની સખ્યાબંધ બહેનોનાં પ્રતિનિધિ છે. આપણે આવી ઘણી ઘણી વિજયાલક્ષ્મીઓની જરૂર છે. એટલે આપણું કાર્ય કેટલું અગત્યનું છે અને આપણે તે પરિપૂર્ણ કરવા માટે કેટલો પ્રયત્ન કરીએ છીએ તે આપણે પોતે જાણી લેવું જોઇએ.

ગરીબોના સેવક તરીકે, અહિંસા અને સત્યના સાચા પુરસ્કર્તા તરીકે આપણે ગરીબોને સહાય કરી શકીએ. આપણે આપણી સરકારને, આપણા દેશને, આખી દુનીયાને સહાય કરી શકીએ. દુન્નીનીયાના વિજયનો રાષ્ટ્રસંઘ સ્વીકાર કરે ત્યારે આપણે શાન્ત શી રીતે રહી શકીએ? સ્ત્રીઓએ એકી અવાજે, જાગૃત થઇને, કોઇપણ પ્રકારનાં શોષણનો સખત વિરોધ કરવો જોઇએ અને એ રીતે અશાન્ત જગતમાં શાન્તિ લાવવા પ્રયત્ન કરવો જોઇએ.

સ્ત્રીઓને જે અનેક મુશીબતો વેઠવી પડે છે, તેમાં, કાયદાને અંગેની અને નાગરિક અધિકારોને લગતી કેટલીક મુશ્કેલીઓ છે. આપણે સ્ત્રીઓએ, આપણા નાગરિક તરીકેના અને કાયદાને અંગેના અધિકારો શા માટે ગુમાવ્યા? સ્ત્રીઓએ પોતામાં-આત્મવિશ્વાસ ગુમાવ્યો અને પરિણામે તેઓએ અધિકારો પણ ગુમાવ્યા. સ્ત્રીને એમ લાગ્યું કે શારીરિક રીતે નબળા છે અને પછી તો જીવનનાં પ્રત્યેક ક્ષેત્રમાં તે નબળી છે એમ માનવાની તેને ફરજ પાડવામાં આવી. શારીરિક નબળાઇ, શા માટે તેના નાગરિક તરીકેના અધિકારોની બાબતમાં મુશ્કેલી ખડી કરે છે? એનું કારણ એટલું જ છે કે, બળ ઉપર જ આ વિશ્વની રચના છે અને બળીયાના બે ભાગ જેવો ધાટ છે એટલે સત્ય એજ ખરું બળ છે એમ કરવાનું સ્ત્રીઓનું કાર્ય છે, પણ એમ કરવા માટે સૌથી પ્રથમ સ્ત્રીઓએ આત્મવિશ્વાસ મેળવવો જોઇએ.

સ્ત્રીઓનું, ગૃહિણી તરીકેનું કાર્ય આમ કહીને હું ઉતારી પાડવા માંગતી નથી, કારણ કે પત્ની અને માતા તરીકે તો તેનું સૌથી સૌથી પ્રથમ કર્તવ્ય છે પણ જીવનની પરિસમાપ્તિ એટલામાજ થઇ જતી નથી. દેશ પ્રત્યે પણ તેનું વિશાળ કર્તવ્ય છે અને દુનિયા પ્રત્યે તેની એથીય વિશેષ જવાબદારી છે.

(મહિસુર રાજ્યની મહિલા પરિષદની બેંગ-લોર શાખા તરફથી શ્રીમતી રાજકુમારી અમૃતકુંવરે કરેલાં ભાષણમાંથી).

## [૪] ફ્રેન્ચ સ્ત્રીપત્રકાર મેડમ ટેબોય

પત્રકારત્વના ધંધામાં પડેલી દુનીયાભરની સ્ત્રીઓમાં, ચોંકાવનારી છુપી રાજદ્વારી બાતમીઓ મેળવનાર તરીકે જાણીતી થએલી ફ્રેન્ચ સ્ત્રી પત્રકાર મેડમ જનેવીવ ટેબોય, યુરોપના રાજદ્વારીઓમાં અને મુત્સદીઓમાં ખુબ પંકાઇ છે દુનીયાભરની નામાંકિત સ્ત્રી પત્રકારોમાં, એનું સ્થાન બીજું આવે છે. પ્રથમ સ્થાન મેળવનારી મહિલા ડોરોથી થોમ્પસન છે.

પત્રકાર તરીકે મેડમ ટેબોયએ એટલી અજબ સિદ્ધિ મેળવેલી છે કે, તેનાં લખાણો પ્રત્યેક મુત્સદી રાજદ્વારી અને જાહેર પુરૂષ ખંતથી વાંચે છે. રાજ-દ્વારી મંડળોમાં તેની લાગવગ અજબ જેવી છે. તેણે મેળવેલી માહિતીઓ અસાધારણ રીતે સાચી હોય છે.

૧૯૩૬ માં ફ્રાન્સ અને જર્મની વચ્ચે વિગ્રહ થતો અટકી ગયો તે તેણે પ્રકટ કરેલી માહિતીને

આભારી હતો જર્મનીએ મોરોક્કોમા લશ્કર મોકલ્યુ હતુ તેની કોઇને ખબર ન હતી. મેડમ ટેબોયએ એની વિગતો પ્રકટ કરી નાખી અને ફ્રાન્સ ચેતી ગયું. ફ્રાન્સનુ નૌકા સૈન્ય મોરોક્કો દોડી ગયુ અને પરિણામે જર્મન લશ્કરને પાછા હઠવું આવી રહેલુ પડયુ.

અને બ્રિટનના વિદેશ મંત્રીના હોદ્દા પરથી સર સેમ્યુઅલ હોરને પદભ્રષ્ટ થવુ પડ્યું એ પણ મેડમ ટેબોયને આભારી છે બ્રિટિશ પ્રધાનમંડળના જાણવામા પણ આવે તેના ત્રણ અઠવાડિયા અગાઉ તેણે હોર-લાવલ કરારની વિગતો પ્રગટ કરી હતી



મેડમ જીનીવીવ ટેબોય

મેડમ ટેબોય એક ફ્રેન્ચ ધંધાદારીનાં પત્ની છે અને બે બાળકોના માતા છે

એમનો જન્મ ૧૮૯૪ મા પેરીસ ખાતે થયો હતો એસમ્પશનની કોન્વેન્ટમા તેમણે પ્રથમ શિક્ષણ લીધુ હતુ સોળ વર્ષની વયે તેમણે સોરબોન અને કોલેજ ઓફ ફ્રાન્સમા શિક્ષણ પુરૂ કર્યું હતુ તે પછી દસ વર્ષ સુધી લુવરેમા સીમીટીક અને ઇજીપ્શીયન પ્રાચીન વસ્તુઓનો અભ્યાસ કર્યો હતો અને જુદી જુદી લીપીઓ ઉકેલતા શીખ્યા

રાષ્ટ્રસંઘની શરૂઆત થઇ ત્યારથી તેની પ્રવૃત્તિમા તેમણે ખુબ રસ લેવા માડયો હતો અને તેની બેઠકોમા ઉત્તરોત્તર રસ ધરાવ્યો હતો.

૧૯૨૪ મા 'લા પીટી ગીરોન્દી 'ના રાષ્ટ્રસંઘના ખાતમીદાર તરીકે તેમની નિમણુક થઇ. તે પછી માર્સેલ્સના પત્ર 'લા પીટીટ માર્સેલ્સ 'મા તેઓ જોડાયા તેમા પણ એ જ કાર્ય તેઓ કરતા હતા ૧૯૩૨ મા આગેવાન રાજદ્વારી ખાતમીદાર તરીકે 'લાઉવ્રે' પત્રમા જોડાયાં અને હજી આજેય તેઓ એ પત્રમા માનભર્યું સ્થાન ધરાવે છે. તેઓ જે રાજદ્વારી વિચારો એ પત્રમા પ્રકટ કરે છે તે બીજા દેશોના અનેક પત્રો ઉતારીને તેને મહત્વનુ સ્થાન આપે છે

અનેક સામયિકોમા તેમના રાજદ્વારી ખાતમીઓથી ભરેલા લેખો પ્રસિદ્ધ થાય છે.

પત્રકારત્વમા મળેલી આ સિદ્ધિએ તેમને એક ગ્રંથકાર તરીકે પણ અપૂર્વ સફળતા અપાવી છે -

યુરોપની રાજકીય પરિસ્થિતિ વિષે વેધક પ્રકાશ પાડતુ એક પુસ્તક તેમણે હમણાજ લખ્યુ એનુ નામ 'બ્લેક મેઇલ ઓર વોર' પેન્ગ્વીન બુકસના પ્રકાશનોમા પ્રકટ થએલી એ પુસ્તકની, બ્રિટનમા બેસુમાર નકલો ખપી રોજની ત્રણ હજાર નકલો લેખે સાત અઠવાડીયામા તો એ પુસ્તકની ૧,૨૦,૦૦૦ નકલો ખપી ગઇ પુસ્તક પ્રકાશન અને વિક્રયના ઇતિહાસમા આ એક રેકર્ડ કહેવાય

એટલા સમયમા એની ત્રણ આવૃત્તિઓ થઇ ગઇ અને છતા રોજની એની માગ પણ વધતીજ ગઇ

હીટલર અને મુસોલીનીની પ્રવૃત્તિઓ સબંધમા એ પુસ્તકમા કોઇ અનેરી અગમવાણી ઉચ્ચારવામા આવી છે નવલકથાઓના પુસ્તકો કરતા પણ આ પુસ્તકનુ વેચાણ ચઢી જાય એવુ થવાથી, પુસ્તક પ્રકાશનની દીશામા પણ મેડમ ટેબોયએ નવીજ દિશા ઉઘાડી છે

- આ પુસ્તકની જેમ જેમ નવી આવૃત્તિ થતી ગઇ તેમ તેમ આતરરાષ્ટ્રીય પ્રશ્નોમાં જ નતા નવા બનાવોને ચર્ચતુ એક એક પ્રકરણ મેડમ ટેબોયએ એમા ઉમેર્યા કર્યું પુસ્તકની પ્રથમ આવૃત્તિ પ્રકટ થઇ ત્યારે બ્રિટનના વિદેશ મંત્રી તરીકે કેપ્ટન એન્થની એડન હતા પણ તેમને તરતજ રાજીનામુ આપવુ પડયુ બીજી આવૃત્તિમા એડનના રાજીનામાને લગતી પરિસ્થિતિની સચોટ સમીક્ષા કરવામા આવી હતી. અને ત્રીજી આવૃત્તિ પ્રકટ થતા હીટલરે ઓસ્ટ્રીયાને કેમ હજમ કર્યું તેનુ બયાન તેમા ઉમેરાઇ ગયુ

આમ પ્રત્યેક નવી આવૃત્તિ વેળા, મેડમ ટેબોયએ પુસ્તકને સજીવ રાખવા માટે અદ્યતન બનાવોની એમા ચર્ચા કરી હતી

# [ ૫ ] આંતરરાષ્ટ્રીય મહિલા સંસ્થાનો સુવર્ણ મહોત્સવ

સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે તેમજ સામાજીક પ્રગતિ માટે કામ કરી રહેલી જુદી જુદી સંસ્થાઓને એકત્ર કરીને સમગ્ર સ્ત્રીપ્રવૃત્તિનું સંગઠન કરવાના ઉદ્દેશથી યુનાઇટેડ સ્ટેટસમાં ઇ. સ. ૧૮૭૮ માં આંતરરાષ્ટ્રીય મહિલા સભા ( International council of women )ની સ્થાપના થઇ હતી. એ સંસ્થા આ વર્ષમાં પચાસ વર્ષનો સુવર્ણ મહોત્સવ ઉજવે છે. સુવર્ણ મહોત્સવને અંગેનું સભાનું ખાસ અધિવેશન આવતા જુલાઇ માસમાં એડીનબરો ખાતે મળનાર છે.

આ મહોત્સવને સફળ બનાવવા માટે ગ્રેટબ્રિટનની રાષ્ટ્રીય સ્ત્રી સભાની સભ્યો અત્યારથી જ ભારે જહેમત ઉઠાવી રહી છે. અધિવેશનમાં આવનારા દુનિયાભરના સભ્યો માટે અનેક પ્રકારની ગોઠવણો કરવામા આવે છે અને એને અંગે અનેકવિધ કાર્યક્રમ પણ યોજાઇ રહ્યો છે.



ડૉ. લેડી રૂથ બાસ્કર

આ કાર્યમાં ઉત્સાહભેર ભાગ લઇ રહેલી વ્યક્તિઓમાં આગળ પડતું સ્થાન આ વખતના ગ્રેટ બ્રિટનની રાષ્ટ્રીય સ્ત્રી સભાના પ્રમુખ લેડી રૂથ બાસ્કર લઇ જાય છે. આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભાની સુવર્ણ જયંતીની બેઠક માટેની નિયામક સમિતિનાં તેઓ પ્રમુખ છે.

ઘણાં વ્યવસાયી જીવનમાંથી પણ સમય ફાજલ પાડીને, જાહેર સેવાની પ્રવૃત્તિમાં લેડી રૂથ બાસ્કર પડેલાં છે. તેઓ બીજી જે અનેક લાયકાત ધરાવે છે તે ઉપરાંત સારી તાલીમ પામેલાં દાક્તર છે અને દાક્તરી પદવી ધરાવે છે. છેલ્લા મહાવિગ્રહ દરમ્યાન, રૉયલ ફ્રી હૉસ્પીટલમાં તેમણે મદદનીશ તરીકે સેવા આપી હતી. પાછળની તેમણે લીસ્ટર ઇન્સ્ટીટ્યુટ અને મેડીકલ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટમાં સંશોધન કાર્ય કર્યું હતું. વળી તેઓ ઇન્ડસ્ટ્રીયલ સાઇકોલોજીનાં નેશનલ ઇન્સ્ટીટ્યુટનાં પણ સભ્ય છે. ગયે વર્ષે જ ગર્ભપાતના બનાવો વિષે સરકારે તપાસ સમિતિ નીમી છે તેમાં તેમને સભ્ય બનાવવામાં આવ્યાં છે.

તેઓ ઘણાં જ સારાં વક્તા છે; જાહેર આરોગ્ય અને પ્રજાનાં પોષણના પ્રશ્નોમાં તેમજ ખાસ કરીને સંધિવાની સારવારનાં પ્રશ્નમાં ઘણો જ રસ લે છે. શહેનશાહતની રૂમેટીઝમ કાઉન્સીલનાં સભ્ય તરીકે તેમને થોડા જ સમય પર નિમવામાં આવ્યાં છે.

આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભા એ દુનિયાભરની સ્ત્રી સંસ્થાઓનો સંઘ છે. સર્વ જાતિ અને ધર્મની સ્ત્રીઓનું એમાં પ્રતિનિધિત્વ છે. જીવન અને વિચારણાની જુદી જુદી દિશાઓના અનેક આદર્શો પરત્વે એ કામ કરે છે. શરૂઆતથી નાની સંસ્થા તરીકે આ સંસ્થાની સ્થાપના થઇ પણ એની ૫૦ વર્ષની કારકીર્દી દરમ્યાન એનો ઉત્તરોત્તર વિકાસ થવા પામ્યો છે અને આજે જુદા જુદા દેશોની ચાલીસ જેટલી રાષ્ટ્રીય સ્ત્રી સભાઓ એ સંઘની સભ્ય છે. વળી આ રાષ્ટ્રીય સ્ત્રી સભાઓ પણ જુદી જુદી અનેક શાખાઓ અને સ્થાનિક કાઉન્સીલોની બનેલી છે અને એ રીતે, આ મુળ આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભામાં અનેક વિચારો ધરાવતી સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ જળવાઇ રહે છે. લગભગ ચાર કરોડ સ્ત્રીઓથી પણ વધારે મોટી સંખ્યામાં એ સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ ધરાવે છે.



લશ્કરી પોષાકમાં સજ્જ થએલી આલ્બેનીયાની સ્ત્રીઓ

ઉત્સવ આલ્બેનીયન સ્ત્રીઓએ ઉજવ્યો છે.

આ કાયદાની કલમો ઘણી સખ્ત હોવા છતાં, આલ્બેનીયાના રૂઢીચુસ્ત મુસ્લીમોનો મોટો ભાગ તેઓનાં ઘરમાંથી સ્ત્રીઓને બહાર જ નીકળવા દેતો નથી. રૂઢીના ગુલામ બનેલા મુસ્લીમ પતિઓ અને પિતાઓએ તેઓની પત્નીઓ અને પુત્રીઓ પરદા કે બુરખા વિના બહાર નીકળવાની મનાઇ કરી. સદીઓથી કાળા બુરખા પાછળ ઢંકાયલાં આલ્બેનીયન સ્ત્રીઓનાં મુખારવિંદ સૂર્યનો પ્રકાશ નીરખી શકે એ તેમને પાલવતું નથી.

એમાં વળી એક નવી આપત્તી ઉભી થઇ. આલ્બેનીયન સ્ત્રીઓને નિરક્ષરતાના અંધકારમાંથી દૂર કરીને તેમને જ્ઞાન આપવા અને લખતાં વાંચતા શીખવવા માટે આખા આલ્બેનીયામાં ૬૨૫ જેટલા શિક્ષકોને ખાસ તાલીમ આપીને મોકલવામાં આવ્યા છે. આ શિક્ષકોનું કામ પણ

[ અનુસંધાન જુઓ પાન ૨૮૦ ]



# પુસ્તકોની દુનિયામાં



પ્રિય બહેન ચંદા,

ત્રણ નવલકથા અને નવલિકાઓનો એક સંગ્રહ આટલો નાનો આ વખતનો ફાલ તને રવાના કરું છું પણ એમ કરતાં પહેલાં, આ પત્રમાં નહિ ઉલ્લેખાયેલા એક ઘણાજ ઉપયોગી પુસ્તક વિષે તને થોડુંક કહી દઉં હું જે પુસ્તક વિષે કહું છું તે શ્રીમતી શારદાબહેન મહેતાનાં 'જીવન સંભારણાં'[1] 'શારદા' માસિકમાં આ 'સંભારણાં' તું વાચતી હતી એ હવે એક પુસ્તક રૂપે પ્રસિદ્ધ થયાં છે એનાથી તારા જેવીને ઘણું ઘણું નવું જાણવાનું મળશે મને પોતાને તો એ ઘણાં રસિક લાગ્યાં છે અને એમાંથી મને ઘણું નવું જાણવાનું મળ્યું છે એટલે એ પુસ્તક ગમે ત્યાંથી પણ મેળવીને તું વાંચી લેજે હું તો તને આગ્રહ કરું છું કે તું એ વસાવીજ લેજે એ પુસ્તક વિષે 'ગુણસુન્દરી'ના ચાલુ અંકમાં મેં એક વિસ્તૃત લેખ લખ્યો છે તે તરફ તારું ધ્યાન ખેંચું છું એ પુસ્તક વિષે એથી વધુ કાંઈ આ પત્રમાં કહેવાની ઇચ્છા નથી

લોકસાહિત્યના અખંડ ઉપાસક અને રાષ્ટ્રીય શાયર તરીકે ગુજરાતના સુપરિચિત શ્રી ઝવેરચંદ મેઘાણીએ થોડા સમયથી નવલકથાઓના ક્ષેત્રમાં સફળ પ્રવેશ કરેલો છે એ તું સારી રીતે જાણે છે આ વર્ષે તેમણે નવલકથામાં પણ ઇતિહાસના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો છે એટલે કે ઐતિહાસિક નવલકથા લખી છે તેમના તંત્રીપદે પ્રકટ થતા 'ફુલછાબ'ની ચાલુ વર્ષની ભેટ તરીકે, પ્રકટ થએલી તેમની નવલકથા 'સમરાંગણ'[2] લગભગ

---

1 જીવન સંભારણાં · લેખિકા · શ્રીમતી શારદાબહેન મહેતા, એલીસબ્રીજ, અમદાવાદ સોલ એજન્ટસ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી વડોદરા. કિં ૨ ૨ ૮-૦

2 સમરાંગણ લેખક, ઝવેરચંદ મેઘાણી, 'ફુલછાબ' કાર્યાલય, રાણપુર કિં દોઢ રૂપિયો.

પોણીત્રણસો પાનામાં સોરઠી તવારીખના થોડાક જાજ્વલ્ત પાનાઓ છેડે છે

'સમરાંગણ' એટલે ભૂચર મોરીના યુદ્ધની સનસનાટીભરી કથા પિતાથી તરછોડાયેલા, એક વીરના વીરત્વની શૌર્યકથા અને વીર માતાના ધાવણનો પરચો બતાવનારી વાત્સલ્યગાથા

અત્યારનું જામનગર અથવા નવાનગર ઇ સ ૧૫૪૫ ના અરસામાં નાગની બંદરને નામે ઓળખાતું ને સમયની આ કથા છે નાગનીનું રાજ સતોજામ કરતા અને તેના વજીર જેસો વજીર હતા એ જેસા વજીરની પત્નીએ લગભગ ચાળીસેક વર્ષની આધેડ વયે પુત્રને જન્મ આપ્યો હતો એ પુત્ર કુબડો હતો તે કારણે જેસા વજીરે તેને તિરસ્કાર્યો હતો અને આધેડ વયની વજીરાણીના લાંબા ટીંચા સ્તનોને ધાવતા એ પુત્ર નાગડાને સતા જામે એકવાર 'બોરાજ્યનો' કહીને મહેણું માર્યું હતું એ મહેણાના જવાબમાં જ નાગડો મા બાપની છાયા છોડી જાય છે નાગડો બાવાઓની જમાતમાં જઈ યુદ્ધકળામાં પ્રાવીણ્ય મેળવે છે અને અંતે ભૂચર મોરીના યુદ્ધમાં પોતાનું વીરત્વ બતાવીને 'બોરાજ્યનો' હોવા છતાં વીર માતાનું ધાવણ પોતે ધાવેલો હોવાનું સાબીત કરે છે આ કથાનું મુખ્ય વસ્તુ છે પણ એ મુખ્ય વસ્તુના વિકાસ માટે, બીજા અનેક પ્રસંગોની એમાં ખિલાવટ કરવામાં આવી છે

ગુજરાતના છેલ્લા મુસ્લીમ સુલતાન મુઝફ્ફર અને તેનાં જીવનના પ્રસંગો, ગુજરાત પર સ્વામિત્વ મેળવવાના મુગલોના પ્રયાસો અને, પોત પોતાની સ્વાર્થ વૃત્તિને કારણે, બેવફાઈ અને દગાબાજી બતાવનારા સરદારો અને ઠાકોરોના કાવાદાવા વગેરેનું એમાં પ્રસંગાનુસાર બયાન કરવામાં આવ્યું છે, પણ એ બધામાં ખાસ તરી આવે એવું પાત્ર છે રાજુલનું રાજુલને વીરતાની પ્રતિમા

સરાણી ચીતરીને શ્રી મેઘાણીએ એક પ્રેરક પાત્ર ગુજરાતને આપ્યું છે. એની સાથેનો નાગડાનો પ્રણય પ્રસંગ પણ સારો આલેખાયો છે. નાગડા અને તેના મિત્ર અને સતાજમના પુત્ર અજેજમની વીરતાનો પરચો પણ એમાંથી સારો થાય છે. પુત્રની વીરતા જોઈને જેસો વજીર પણ છેવટે મુગ્ધ થાય છે અને નાગડાને પોતાના પુત્ર તરીકે ઓળખાવવામાં ધન્ય માને છે. નાગડાની માતાને પણ પોતાનું ધાવણ સાર્થક થયાનો સંતોષ થાય છે.

શ્રી. મેઘાણીએ ટુંકા વસ્તુને પણ ઘણી સારી રીતે બહલાવ્યું છે અને નવલકથાના રસિકો માટે એક સુંદર ઐતિહાસિક વાર્તા સુલભ બની છે.

બીજી એક નવલકથા ઐતિહાસિક વાર્તા જ છે પણ એમાં કળાના તત્વો ઘણાં ઓછાં છે. ઐતિહાસિક નવલકથાઓ ભેટ તરીકે આપવાની શરૂઆત 'ગુજરાતી' પત્રે કરી હતી. એ પ્રથા હજી સુધી 'ગુજરાતી' પત્રના સંચાલકોએ ચાલુ રાખી છે. પણ, પહેલાંના જેવી નવલકથાઓ હમણાં અપાતી નથી એ હકીકત છે.

આ વખતની ભેટ 'રક્તપિપાસુ રાજકુમારી'[૩] પાલીતાણાના ઇતિહાસમાંથી કથાવસ્તુ લઈને લખવામાં આવી છે. 'શત્રુંજયનો શ્યામ'ને નામે ઓળખાયલા શ નવઘણ બીજા પછી પાલીતાણાની ગાદી પર આવેલા સરતાનજી તેના સહોદર બંધુ ઉનડજી, તથા તેમનાં સાવકાં ભાઈ બહેન જસી અને અણુજીનાં પાત્રો આ નવલકથામાં મોખરે આવે છે. પણ એ બધામાં એક નવું જ પાત્ર પાલીતાણાના કારભારી પદ્મસિંહ સંઘવીની પુત્રી પાટલદેવીનું છે. આખી કથાનું વસ્તુ, સરતાનજીની સાવકી બહેન જશવંત કુમારીની સ્વાર્થલોભી અને તેને કારણે વેર અને ઇર્ષ્યાગ્નિથી બળતી વૃત્તિનાં અનિષ્ટોનો ચિતાર રજુ થએલો છે. એ ઇર્ષ્યાનો ભોગ પાટલદેવી પણ થાય છે. અને પાલીતાણાના ઇતિહાસમાં એક કલંકકથા ઉમેરાય છે.

નવલકથાની શૈલી એકદમ જુની ઘાટીની અને વર્ણનો અતિ વિસ્તારવાળાં હોવાને કારણે નવલકથા તદ્દન સામાન્ય પ્રકારની બની ગઈ છે. વળી ઘણીવાર વર્ણનોનું પુનરુચ્ચારણ થયા કરે છે એટલે પણ જોઈએ એવો વિકાસ થઈ શકયો નથી અને લગભગ ૩૬૦ પાનાં જેટલો વિસ્તાર થવા છતાં નવલકથાનો રસ પ્રવાહ જળવાઈ રહ્યો નથી. લેખકનામાં જો સારી શક્તિ હોત તો ઉનડ અને પાટલદેવીનાં પાત્રો ગુજરાતનાં જીવંત ઐતિહાસિક પાત્રો બનત.

ત્રીજી નવલકથા એક સામાજીક નવલકથા છે અને હમણાં જ અવસાન પામેલા મશહુર બંગાળી નવલકથાકાર સ્વ. શરદચંદ્ર ચટ્ટોપાધ્યાયની એક કૃતિનો એ અનુવાદ છે. એનું નામ 'બડી દીદી'[૪] શરદબાબુને બંગીય જનતાએ નવલકથાકાર તરીકે સૌથી પ્રથમ આ કૃતિથી ઓળખ્યા હતા. એ નવલકથા 'ભારતી' નામના એક સામયિકમાં નનામી પ્રકટ થતી હતી અને એની લખાવટ વગેરે એટલાં સુંદર હતાં કે સૌ કોઈએ એના લેખક કવિવર રવીન્દ્રનાથ ટાગોર જ છે એમ માની લીધું હતું. પણ જ્યારે કવિવર રવીન્દ્રનાથ ટાગોરે પોતે જ 'ભારતી'ના સંપાદકને આ સુંદર કૃતિના લેખકનું નામ પ્રકટ કરવા આગ્રહ કર્યો ત્યારે બંગાળે જાણ્યું કે આ નવલકથાના લેખક શ્રી. શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય છે. એ પછી તો શરદબાબુએ નવલકથાકાર તરીકે બંગાળી સાહિત્યમાં સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી લીધી.

આ નવલકથાને અંગે અત્રેનાં વર્તમાનપત્રોમાં થોડીક ચર્ચા ચાલી રહી છે તેનો સહેજ ઉલ્લેખ કરી લઉં. આ નવલકથા અત્યારે જે સ્વરૂપમાં પ્રકટ થઈ છે તે તો બીજી આવૃત્તિ છે. એની પ્રથમ આવૃત્તિ વર્ષો પર પ્રકટ થએલી. અને તે વખતના એ પુસ્તકના પ્રકાશક પાસેથી, આ વખતના પ્રકાશકે એના હક્કો ખરીદી લઈ નવેસરથી એનું પ્રકાશન કર્યું છે. પણ આખાંય પુસ્તકમાં તેમણે જરાય ઉલ્લેખ કર્યો નથી. તેમ એના અનુવાદક શ્રી. સુશીલની પણ પરવાનગી મેળવી નથી.

---

૩. 'રક્તપિપાસુ રાજકુમારી': લેખક: શ્રી. જેઠાલાલ દરજીવન મહેતા, 'ગુજરાતી' પત્રની ઓફિસ, સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ કોટ, મુંબઈ, કિં. રૂ. ૩-૦-૦.

૪. બડી દીદી: અનુવાદક: સુશીલ: મેસર્સ એમ. એમ. ઠક્કરની કું. ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨, મૂ. પોણા બે રૂપિયા.

પ્રકાશકોનું આ મમત્વ કેટલે અંશે રીતે વાજબી ઠરાવી શકાય એમ નથી. પ્રકાશકોએ એ વાતની ખાની કરવી જોઈતી હતી કે પ્રથમના પ્રકાશક પાસે આ પુસ્તકના સર્વાધિકાર છે કે કેમ. નહિતર અનુવાદકને ગંભીર અન્યાય થઈ જાય છે અહીં એવો અન્યાય થયો છે અને તેમાં આ પુસ્તક જાણે પ્રથમવાર જ પ્રકાશન પામતું હોય એમ ઠસાવવાનો પ્રયાસ કર્યો એ પણ એટલું જ અનુચિત છે તે સાથે બસોથી પણ ઓછા પાનાના પુસ્તકનું મૂલ્ય પણ વધારે લાગે છે

'બડી દીદી' ને નવલકથા કહેવા કરતા મોટી નવલિકા કહેવી જ વધારે ઉચિત થઈ પડશે એમા વિધવા થયા પછી પિતાના ઘરમા સર્વ વ્યવસ્થા સંભાળી રહેલી માધવી મોટીબહેનના જીવનની ઉદાત્ત ભાવનાનું દર્શન થાય છે તેમ ઉચ્ચ વર્ગના જમીનદાર કુટુંબના પરાશ્રયી યુવાન સુરેન્દ્રનાથના બિસ્કરીભર્યાં અને સર્વ કોઈ વાતમા પારકાના જ આશ્રય પર નિભનારા તરુણની મનોદશાનો ચિતાર છે આ બે પાત્રોને સાથે રાખીને, બીજા નાના નાના પણ સારી છાપ પાડી જતા પાત્રોનું સુરેખ આલેખન શરદબાબુએ આ નવલકથામા કર્યું છે

શરૂઆતમા જ, શરદબાબુની કલાનો પરિચય કરાવતી પ્રસ્તાવના શ્રી ભલરાકર વ્યાસે લખેલી છે, તે વાચી જજો એનાથી શરદબાબુના પાત્રાલેખનનો તેમજ, બડી દીદીના પાત્રોના વિકાસનો સારો પરિચય થશે શ્રી વ્યાસે ઉંડા અભ્યાસી જેવી એ પ્રસ્તાવના લખી છે એમ તને લાગ્યા વિના નહિ રહે

પાછળના ભાગમા શ્રી રમણિક મેઘાણીએ લખેલ શરદબાબુ । જીવન અને સાહિત્ય, શરદબાબુની જીવનલીલાનો તેમજ તેમની સાહિત્ય સેવાનો ખ્યાલ આપવામા ઉપયોગી થઈ પડે એમ છે

'ગુણસુન્દરી'મા વારંવાર આવતા નાના-સુરેખ અને ઊર્મિશીલ કાવ્યો-ગીતોના લેખક તરીકે, શ્રી મોહિનીચંદ્રને તુ પિછાને છે પણ કવિતા લખવામાથી નવલિકા લખવા તરફ તેઓ ક્યારથી ઢળી ગયા એમ તુ 'દિગંત' વાચતાં પૂછી નાખશે એમ મને લાગ્યા કરે છે સત્તર વર્ષોથી શ્રી મોહિનીચંદ્ર ગુજરાતનાં અનેક સામયિકોમા કવિ તરીકે ઝબકે છે પણ હજી તેમનો કાવ્યસંગ્રહ પ્રકટ થયો નથી ગદ્યસ્થ દુનિયામા તેઓ આ 'દિગંત'થી[૫] પ્રથમ પ્રવેશ કરે છે અને તેમના એ પ્રવેશને આપણે આવકારવો ઘટે

'દિગંત'મા દશ વાર્તાઓ સંગ્રહવામા શ્રી મોહિનીચંદ્રે અનેક નવીનતાઓ દાખલ કરી છે એ નવીનતાઓ હાલ લખાતી બીજી કોઈ નવલિકાઓમા દૃષ્ટિગોચર થતી નથી દરેક વાર્તાની શરૂઆતમા વાર્તાના સારબોધ જેવી કવિતા પંક્તિઓ અને નાન્દીરૂપ ગદ્ય પ્રસ્તાવના એમણે મૂકી છે એ વાચતા લેખક ઊર્મિશીલ કવિ છે એથી વિશેષ પ્રતીત થાય છે વળી એનુ અર્પણ નામ સંસ્કરણ વગેરે પણ એક નવલિકાકાર કરતા લેખક કવિ વિશેષ છે એ વાતની જ પ્રતીતિ કરાવે છે આ બધા નવા તત્ત્વો તેમની નવલિકાઓને બહલાવે છે કે કેમ એ એક પ્રશ્ન જ છે મને પોતાને એમા બહુ આવકારવા યોગ્ય કાઈ લાગ્યુ નથી કદાચ તને લાગે પણ ખરૂ એ અંગે તુ મને નિખાલસ રીતે તારો મત જણાવજે

ટુકી વાર્તાના સ્વરૂપઘડતર વિષે શ્રી મોહિનીચંદ્રે 'બિલિપત્ર' શીર્ષક નીચે પોતાનુ મંતવ્ય સ્પષ્ટ કર્યું છે એ નવલિકાની કલાના વિવેચન કરતા નવલિકા વિષેનુ લેખકનુ મંતવ્ય જ વ્યક્ત કરે છે એમ કહેવુ જોઈએ

દિગંત માની દશ વર્તાઓ લેખકના આ દૃષ્ટિબિંદુએ જ કસોટીએ ચઢાવીએ તો તે કેટલે અંશે પાર ઉતરશે ? અલબત્ત તેમણે જેમ કહ્યુ છે તેમ લઘુ વાર્તા એટલે 'બનાવ, લાગણી અને રસ આ જ વ્યાખ્યાને પ્રધાનપદ] લક્ષમા રાખીને જો આ વર્તાઓ વિષે કહીએ તો એમા બનાવ અને રસ કરતા લાગણીનુ પ્રાધાન્ય ઘણુ જ છે

વળી, વાર્તાઓમા કરુણા જમાવવા માટે પાત્રોને એક પછી એક મૃત્યુનો જ ભોગ બનાવવા

---

૫ દિગંત લેખક શ્રી મોહિનીચંદ્ર નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬, ભદ્ર અમદાવાદ કિં રૂા ૧-૪-૦

માં આવ્યાં છે. એથી કરૂણા જામવાને બદલે જુદી જ અસર થાય છે. 'ચાર આખો' નો આવી રીતનો અંત અસરકારક નથી લાગતો; તેમ એમાંના પ્રસંગોની ઘટના એટલી સામાન્ય પ્રકારની છે કે, વાર્તા સામાન્ય પ્રકારની બની જાય છે, એનો વિસ્તાર પણ એની કલાને ખામી ભરી બનાવે છે. 'દેરાણી જેઠાણી', 'ખેડુત', 'રજા', 'દાતમુનાળી' અને 'ગંગા' એ વાર્તાઓ અનુક્રમે સારી લખાઇ છે. તને એ વાર્તાઓ કેવી લાગી તે જરૂર લખજે.

એજ તા. ૨૩-૬-૩૮.

યશવંત શુક્લ



[ ફૂલવેણી : અનુસંધાન પાન ૨૭૬નું ]

દરેક અંશે મુશ્કેલ બન્યું છે. પત્નીઓને શિક્ષણ આપવું એ તો નરી મૂર્ખાઇ છે એમ જણાવીને કેટલાય રૂઢીચૂસ્ત પતિઓએ, એ શિક્ષકોને ઘરમાં પણ પેસવા ન દીધા.

છતા, રાજ્યે કરેલા કાયદાનો લાભ પણ સારા પ્રમાણમા ઉઠાવવામાં આવ્યો છે. અસંખ્ય સ્ત્રીઓ પડદો ફગાવીને, છુટથી હરફર કરવા લાગી છે, અને તેમણે પ્રથમ સંવત્સરી ઉજવી છે. એ ઉત્સવમાં દેશમાં આ ક્રાન્તિકારી પરિવર્તન કરનારી રાજા ઝોગની બહેનોના વિશાળ દ્રષ્ટિબિંદુની મુક્ત કંઠે પ્રશંસા કરવામા આવી છે.

આ નવી જાગૃતિને પરિણામે, સ્ત્રીશિક્ષકોને તાલીમ આપનારી સંસ્થા સ્થપાઇ છે. સ્ત્રીઓની સામાજીક સ્થિતિ સુધારવા માટે અને તેઓને નવા કાયદાને અંગે મળતા દરજ્જા વિષે જ્ઞાનપ્રચાર કરવા અને નવી સંસ્કૃતિથી તેમને પરિચિત કરવાનો આ સંસ્થાનો હેતુ છે, અને આ બધામાં પશ્ચિમની કેળવણીથી અને સંસ્કૃતિથી રંગાયલી રાજા ઝોગની બહેનો આગળ પડતો ભાગ લે છે એ કહેવાની આવશ્યકતા જરૂર રહે છે.

હમણાંજ રાજા ઝોગનાં લગ્ન થયાં. એ લગ્નનાં ઉત્સવમાં સ્ત્રીઓએ ખુલ્લે મોઢે ભાગ લીધો અને રાજદંપતીને સ્ત્રીઓએ લશ્કરી ઢબે સલામી પણ આપી.




સ્વદેશ

**હિન્દુ સ્ત્રીઓ અને લગ્નવિચ્છેદ :** હિન્દુ સ્ત્રીઓને ચોક્કસ સંજોગોમા લગ્નવિચ્છેદના અધિકાર આપતુ બીલ, મધ્યસ્થ ધારાસભામા રજુ કરવાની નોટીસ, એક સભ્ય ડૉ. જી. વી. દેશમુખે આપી છે આ સૂચિત બીલનુ નામ 'હિન્દુ સ્ત્રીઓના વારસાના અધિકારનો ખરડો' એવુ રહેશે. એના ઉદ્દેશ અને હેતુઓને લગતા નિવેદનમા જણાવવામા આવ્યું છે કે, હિન્દમા હવે વારવાર એવા બનાવો બનવા લાગ્યા છે કે જેમાં પતિએ ઉપજાવેલી ચોક્કસ પરિસ્થિતિમા પરિણિત હિન્દુ સ્ત્રીનુ જીવન અસહ્ય બની જાય છે હિન્દુ પત્ની એ માનવવ્યક્તિ છે. એનો સ્વીકાર કરીને આમાની કેટલીક હરકતો દૂર કરવાનો બીલનો હેતુ છે આ ખરડો એવું સૂચવે છે કે, લગ્ન પછી કોઇપણુ સમયે જો પતિ વધ્ય બને અને તે ન સુધરી શકે એવી સ્થિતિમા આવી જાય તો, પતિ ધર્મ બદલે તો, પ્રથમ લગ્ન ચાલુ હોય છતા જો પતિ ફરીવાર લગ્ન કરે તો અથવા તો પતિએ સતત ત્રણ વર્ષો પર્યંત તેનો ત્યાગ કર્યો હોય તો હિન્દુ સ્ત્રી તેના પતિથી ફારગતી માગવાને અધિકારી બને છે

**મુબઇ યુની ની નવી પદવીધર સ્ત્રીઓ :** મુબાઇ યુનિવરસીટી તરફથી જુદે જુદે સમયે લેવાયલી પરીક્ષાઓનાં પરિણામો ગયા માસ દરમ્યાન પ્રકટ થયા છે તેમા બહેનોની ઠીક ઠીક સખ્યા પસાર થઇ છે.

**એમ એ** ની પરીક્ષા બીજો વર્ગ (૧) શેરાન સોરાબ ખંભાતા (૨) અક્કા કુલકર્ણી, (૩) ચપાવતી વાસુદેવ કેતકર, (૪) આદુ જહાનબક્ષ દસ્તુર, પાસ વર્ગ (૧) કુસુમ એસ નવલકર, (૨) રોઝ મેરી મીસ્કવીટા, (૩) સુલોચના ચુનીલાલ ભટ્ટ, (૪) સુશીલા ધરમદાસ મહેતા, (૫) મનોરમા મહાજે, (૬) મણી નોબલ, (૭) એમીલી તેવીસ, (૮) એમીલીઆના પાઇસ, (૯) દેવી સહાની, (૧૦) બાળા તારાખાવ

**બીજી એલએલ. બીઃ** બીજો વર્ગ: (૧) રૂમી આરલીક. (૨) તરલવા એસ દીક્ષિત, (૩) સુવિદ્યા જી. પડયા

**પાસ :** પીરોજ એન. એન કાપડીયા.

**બી. એ. :** પસાર થએલી ગુજરાતી બહેનો નીચે મુજબ છે: બીજો વર્ગ: (૧) તારિકા લલિતાપ્રસાદ દવે, (૨) મધુરબાળા હરિલાલ મોદી, (૩) મધુરી રતિલાલ શાહ, (૪) ચકુંતલા ચૈતન્ય પ્રસાદ દીવાન, (૫) સુમિત્રા કૃષ્ણલાલ દેસાઇ, પાસ વર્ગ : (૧) સરોજ બાલમુકુંદ દેસાઇ,



શ્રીમતી સરસ્વતી

રામકૃષ્ણ મેડીકલ એજ્યુકેશન સોસાયટીનાં મંત્રી, જેઓ જીનીવામાં ભરાનારી તબીબી પરિષદમાં હાજરી આપવા ગયા છે.

( ૨ ) નારામની ઇન્દુકાન્ત ત્રિવેદી, ( ૩ ) મંદાકિની મોહનલાલ દવે, ( ૪ ) સુલોચના મોતીલાલ ગાંધી, ( ૫ ) ઊર્મિ નારાયણ ત્રિવેદી.

બી. એ. ની પરીક્ષામાં સૌથી પ્રથમ નંબરે આવવાનું માન સેન્ટ ઝેવીયર્સ કોલેજની વિદ્યાર્થિની મીસ આયરીન એન. ડી. સીલ્વા લઇ ગઇ છે. તેને ડયુક ઓફ એડીનબરો સ્કોલરશીપ મળી છે.

**કર્વે વિદ્યાપીઠની પરીક્ષાઓનું પરિણામ:** શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી હિન્દી સ્ત્રીઓની વિદ્યાપીઠની ગયા માર્ચ અને એપ્રિલ માસમાં લેવાયેલી પરીક્ષાઓના પરિણામ તા. ૨૧ મી મે એ જાહેર થયા હતા. જી. એ. ની પરીક્ષામાં કુલ ૮૧ વિદ્યાર્થિનીઓ બેઠી હતી. તેમાંથી ૬૩ વિદ્યાર્થિનીઓ પસાર થઇ છે, આમાં ૧૧ બીજા વર્ગમાં ૩૪ ત્રીજા વર્ગમાં અને ૧૮ પાસ વર્ગમાં આવી છે. બીજા વર્ષની પરીક્ષામાં ૭૧ વિદ્યાર્થિનીઓ બેઠી હતી તેમાંથી ૫૧ પસાર થઇ. ૧૬ બીજા વર્ગમાં, ૨૦ ત્રીજા વર્ગમાં અને ૧૫ પાસ વર્ગમાં આવી છે. પહેલા વર્ષની પરીક્ષામાં ૮૯ વિદ્યાર્થિનીઓમાંથી ૬૫ પાસ થઇ. તેમાં ૨૧ બીજા વર્ગમાં, ૩૪ ત્રીજા વર્ગમાં અને ૧૦ પાસ વર્ગમાં આવી. પ્રવેશિકા પરીક્ષામાં ૨૯૧ વિદ્યાર્થિનીઓમાંથી ૧૪૭ પાસ થઇ. તેમાં ૨૬ બીજા વર્ગમાં, ૬૨ ત્રીજા વર્ગમાં અને ૫૯ પાસ વર્ગમાં આવી હતી.

**શિક્ષિત તરૂણી 'શોક' બની!** કર્વે વિદ્યાપીઠનાં સ્નાતક અને થોડા સમયથી શિક્ષિકા તરીકે કામ કરનાર વાયડા વણિક કોમનાં શ્રીમતી બકાબહેન પારેખે, શ્રી. અરવિંદ ઠાકોરદાસ તારકસ નામના મુંબઇ યુનિવર્સિટીના એમ. એ. એલએલ બી, અને શાહ લીટલ એન્ડ કંપનીની સોલીસીટરની પેઢીમાં 'આર્ટીકલ્સ' ભરતા સુરતી નાગર વણિક યુવાન સાથે મે માસમાં લગ્ન કર્યું છે. શ્રી. તારકસના પ્રથમ પત્ની શ્રીમતી મુક્તાબહેન ત્રેવીસ વર્ષની વયનાં છે અને ચારેક વર્ષ પર જ તેમણે તેમની સાથે સ્નેહલગ્ન કર્યાં હતાં.

**શાન્તિલાલ પરણી ગયો!** વિમળા પ્રકરણને નામે રાધનપુરી સમાજમાં ખૂબ ચકચારભર્યાં બનેલાં શ્રી શાન્તિલાલ-સીતા વચ્ચેનાં લગ્ન આખરે થઇ ગયાં છે. રાધનપુરથી દૂર મારવાડનાં ખૂણામાં આ લગ્ન થયાં છે. રાધનપુરનાં મહાજનના મનાઇ હુકમ છતાં સીતા અને શાન્તિલાલનાં આ લગ્ન થયાં છે અને વિમળાનું નસીબ આ રીતે ફૂટી ગયું છે.

**ગુજરાતણનો આપઘાત:** મુંબઇમાં સીક્કા નગરમાં શાન્તાબાઇ મહીપતરામ નામની ૧૯ વર્ષની ગુજરાતણે કપડાંપર ઘાસતેલ છાંટી તેના પર દીવાસળી ચાંપી આપઘાત કર્યો. તેણે જણાવ્યું હતું કે તે કાળી હતી એટલે પતિને ગમતી ન હતી તેથી તેણે આપઘાત કર્યો છે. જ્યારે તેના પતિએ તે રસોઇ સારી કરતી ન હતી એટલે ઠપકો આપતાં રડતી હતી અને તેથી ઝઘડો થતો હતો એવું કારણ જણાવ્યું હતું.

**દિકરીને વેચનાર પિતાને દંડ:** ધુળીયાના એક હિન્દુને પોતાની પુત્રીને અનીતિના હેતુસર રૂ. ૩૦૦૦ માં વેચી નાખવાના આરોપસર મુંબઇના વડા ઇલાકેદાર મેજીસ્ટ્રેટે તકસીરવાર ઠરાવીને તેને એક વર્ષની સજા અને રૂા ૧૫૦ ના દંડની,સજા કરી હતી. કહે છે કે આ જવાબદાર પોતાની સગીર પુત્રીને મુંબઇ લાવીને વેચવાનો પ્રયાસ કરતો હોવાની પોલીસને ખબર પડી એટલે વીજીલન્સ બ્રાંચ પોલીસે તેને પકડવાનો ગાળો રચ્યો અને બનાવટી ઘરાક દ્વારા રૂા. ૩૦૦૦ નું વેચાણ કરવાનું સાટું થયું. બાળાના પિતાએ રૂા. ૩૦૦૦નો ચેક લઇ પાકી રસીદ આપી બાળાનો કબજો આપતાં તેને પકડવામાં આવ્યો હતો. ચુકાદો આપતાં વડા મ. મેજીસ્ટ્રેટે સખ્ત ટીકા કરી જણાવ્યું હતું કે: "કુમારી વયની બાળાઓને મુંબઇ લાવી વેચી નાખવાના બનાવો શહેરમાં સામાન્ય થઇ પડયા છે. કાયદામાં એ ગુન્હાને ગંભીર લેખી દશ વર્ષની સખ્ત સજા કરવાની જોગવાઇ કરવામાં આવી છે. આ બનાવમાં જવાબદારને સખ્ત સજા થવી જોઇએ. જવાબદારને પોતાની પુત્રી પ્રત્યે અંશમાત્ર પણ પ્રેમ હોય એમ લાગતું નથી. એક પિતા આવી રીતે પોતાની પુત્રી અન્નવસ્ત્રાને વેચી દે એ તો વિચિત્ર જ કહેવાય."

**ત્યક્તાઓને રક્ષણ?:** એક પત્ની અને સંતાન હોવા છતાં ફરીથી લગ્ન કરવાનો પવન હાલમાં શિક્ષિત યુવાનો અને યુવતીઓમાં ઘણો ફેલાઇ રહેલો હોવાથી, ત્યક્તાઓને રક્ષણ મળે એવી રીતનું એક બીલ મુંબઇ એસેમ્બલીમાં રજુ કરવાની દરખાસ્ત મુંબઇ એસેમ્બલીના મહાસભાપક્ષમાં શ્રીમતી લીલાવતી મુનશીએ રજુ કરી

છે તેમજ ધારાસભામા લગ્નવિચ્છેદને લગતુ ખીલ રજુ કરવાની નોટીસ ગુજરાત પ્રાતિક મહાસભા સમિતિના મત્રી અને મુબઇ ધારાસભાના સભ્ય શ્રી ભોગીલાલ લાલાએ આપી હતી

**સુરત જીલ્લામા સ્ત્રી કોન્સ્ટેબલો** સુરત જીલ્લામા મદ્ય નિષેધની પ્રવૃત્તિ સફળ બનાવવા સરકારે નવીન યોજના રજુ કરવાનુ નક્કી કર્યુ છે બારડોલીમા શરાબબધી સફળ થાય તે માટે સ્ત્રી ગુન્હેગારોની બરાબર જડતી લઇ શકાય તેઓ છટકી ન જઇ શકે એ અર્થે સ્ત્રી કોન્સ્ટેબલો નીમવામા આવનાર છે બારડોલીમા એવી છ સ્ત્રી સિપાઇ અને એક ઉપનાયક નિમાશે. આબકારી સુપરિન્ટેન્ડન્ટ આ નિમણુક કરશે મુબઇ ઇલાકામા આ યોજના સૌથી પ્રથમ છે

**ભારત સેવિકા સમાજનો બીજો વાર્ષિકોત્સવ** ગઇ તા ૧૫ મીએ પુનામા ઉજવાયો હતો તે પ્રસગે ઓન મી લઠ્ઠે શ્રી એન એમ જોશી શ્રી એન વી ગાડગીલ, શ્રી કે એમ જેધે શ્રી અમૃતલાલ વિ ઠક્કર, શ્રી એન એસ ઠાકુર અને ડૉ સી જી એસ. મહાજની હાજર રહ્યા હતા. પ્રમુખસ્થાને શ્રીમતી હસાબહેન મહેતા હતા હિન્દ સેવક સમાજના પ્રમુખ પડિત હૃદયનાથ કુઝરૂએ તેમનો પરિચય કરાવ્યો હતો તે પછી, શ્રીમતી હસાબહેન મહેતાએ સામાજીક કાર્યકરોને પદ્ધતિસર તાલીમ આપવાની જરૂર પર ભાર મૂક્યો હતો અને તરુણ શિક્ષિત બાળાઓને ભારત સેવિકા સમાજમા જોડાવા વિનતિ કરી હતી હિન્દ સેવક સમાજના અનુભવી સજ્જનોના માર્ગદર્શન હેઠળ એ સસ્થા દેશસેવાની તક આપે છે તેમણે કહ્યુ ' હાલની સમાજ રચનાને સ્થાને જ્યારે નવી સમાજ વ્યવસ્થા આવશે ત્યારે સ્ત્રી, પુરુષની સાથોસાથ પોતાનુ વાજબી સ્થાન મેળવશે અને ત્યારે એ સ્પષ્ટ થશે કે ગૃહ એજ કાઇ સ્ત્રીઓનુ એક માત્ર ક્ષેત્ર નથી ''

**હૈદ્રાબાદ રાજ્ય મહારાષ્ટ્ર મહિલા પરિષદનુ** પ્રથમ અધિવેશન હૈદ્રાબાદના બ્યગીના શ્રી કાર્વેકર શ્રીમતી કાશીબાઇ ફિરોદીકરના પ્રમુખપણે લાતુરમા મળ્યુ હતી તેમા પુખ્તવયની સ્ત્રીઓની કેળવણી માટે, બાળકો માટે મફત અને ફરજીયાત શિક્ષણની સગવડ માટે તેમજ વારસા કાયદામા સુધારો કરવા માટે માગણી કરવામા આવી હતી.

તાલુકાઓમા તેમજ જીલ્લાઓમા સુવાવડ ખાતા કાઢવાની પણ પરિષદે માગણી કરી હતી.

**પુનર્લગ્ન અને બદનક્ષી** એક વિધવાએ અમુક પુરુષ સાથે પુનર્લગ્ન કર્યુ છે એમ કહેવાથી બદનક્ષી થાય છે કે કેમ એ પ્રશ્નની ચર્ચા પુનાના જીલ્લા અને સેસન્સ જજ સમક્ષ થઇ હતી એક કેસમા ચુકાદો આપતા ના. જજે જણાવ્યુ હતુ કે, જ્યા સુધી જ્ઞાતિ પ્રથા એનો વિરોધ કરતી ન હોય ત્યા સુધી એમા અનૈતિક કાઇ જ નથી પણ જ્યા એવા લગ્ન હલકા ગણાતા હોય અને એવા લગ્ન કરનારાઓને જ્ઞાતિજનો પણ હલકી દૃષ્ટિએ જોતા હોય ત્યા એક વિધવાએ પુનર્લગ્ન કર્યુ છે એમ કહેવુ એ બદનક્ષીભર્યુ કહેવાય તાલુકામા અડીલાજી વાન્કેને ખાસ મેજીસ્ટ્રેટે બદનક્ષીના આરોપસર રૂા ૧૦૦ નો દડ વા એક માસની સાદી કેદની સજા કરી હતી તે સજા સામે અરજ કરવામા આવતા ઉપરો અભિપ્રાય ઉચ્ચારવામા આવ્યો હતો અરજદારે સુદરાબાઇએ, એક તાલુકાના ભાવડી ગામના પોલીસ પાટીલ વિરુદ્ધ તુકારામ સાથે પુનર્લગ્ન કર્યુ છે એવા કથનના સમર્થનમા ફોટો રજુ કર્યો હતો હવે સુદરાબાઇ ફરિયાદીની પત્નીના ભાઇની વિધવા હતી, એટલે જ્ઞાતિ રિવાજ અનુસાર તેઓ બન્નેથી લગ્ન થઇ શકે એમ જ ન હતુ એટલે ફરિયાદીએ તેઓ પરણ્યા છે એમ કહ્યુ તે નાલેશીભર્યુ છે રજુ કરવામા આવેલી છબી પણ બનાવટી હોવાનુ મેજીસ્ટ્રેટે જણાવ્યુ હતુ સેસન્સ જજે ખાસ મેજીસ્ટ્રેટે કરેલી સજા મજુર રાખી હતી

**ગભરૂ બાળા પર બળાત્કાર** કરાચીમા પાચેક વર્ષની એક યુરોપીયન બાળા પર બળાત્કાર ગુજારવા માટે એક સરકારી અમલદારના નોકરને સીટી મેજીસ્ટ્રેટે ત્રણ વર્ષ નવ માસ સખત જહાની સજા કરી છે

**બાલલગ્ન માટે મનાઇ** અજમેરના સીટી મેજીસ્ટ્રેટે ત્યાના એક શેઠને તેમની સગીર પુત્રીના લગ્ન એક સગીર છોકરા સાથે કરવાની મનાઇ કરતો હુકમ કર્યો છે એ ઇન્જકશન કાઢવામા આવ્યુ ત્યારે શેઠ નજીકના રાજ્યમા કિશનગઢ ખાતે ગયા હતા એટલે તારથી અદાલતે તેમને આ હુકમની ખબર આપી હતી.

**પ્રથમ પત્ની અશિક્ષિત હતી એટલે** અમરાવતીના હમણા જ ગ્રેજ્યુએટ થએલા મી. ઠાકલકરે વિમળ ટીકે નામની હમણાં જ મેટ્રીક થએલી એક શિક્ષિત તરુણી સાથે લગ્ન કર્યું છે. મી. ઠાકલકરની પ્રથમ પત્ની હયાત છે પણ તે અશિક્ષિત છે એટલે તેણે આ પગલું ભર્યું છે.

**અપહરણ માટે સજા :** બે સ્ત્રીઓનું અપહરણ કરીને પંજાબમાં તેઓનું વેચાણ કરવાના આરોપસર ગુન્હેગાર ઠરાવીને જબલપુરના હેડ ક્વાર્ટર્સ મેજીસ્ટ્રેટે મુનશીસિંહ, અને સૂરજનારાયણને ચાર વર્ષ સખ્ત કેદની અને વિશ્વનાથને ૯ માસની સખ્ત કેદની સજા કરી હતી. સજા કરતાં મેજીસ્ટ્રેટે એવી ટીકા કરી હતી કે, "આવા પ્રકારના ગુન્હાઓ આખા સમાજ માટે ભયંકર હોઇ તેના તરફ આંખ આડા કાન ન કરી શકાય. અને અનીતિ માટે સ્ત્રીઓનો આમ વેપાર ચાલે એનો તો જેમ બને તેમ વિરોધ કરવો જ ઘટે." સંયુક્ત પ્રાંતો અને મધ્ય પ્રાંતોમાંથી સ્ત્રીઓના અપહરણ કરીને પંજાબમાં તેઓનું વેચાણ કરવા માટે ૧૬ જણ સામે કેસ ચાલતો હતો. એ આંતર પ્રાંતીય કેસના ફાંટારૂપ આ કેસ હતો. આરોપી વિશ્વનાથે રામકાલી અને રામપ્યારી નામની બે સ્ત્રીઓનો પરિચય સુરજનારાયણને કરાવ્યો હતો અને તેની સાથે અલાહાબાદ જવાને લલચાવી હતી. પણ આ સ્ત્રીઓને પંજાબમાં નરસીપુર ખાતે મુનશીસિંહને ઘેર લઇ જવામાં આવી હતી અને ત્યાં તેનું વેચાણ કરવામાં આવ્યું હતું. મુસમ્મત રામકાલી બે વાર છટકી ગઇ હતી. બીજી વાર તે જ્યારે છટકી ગઇ ત્યારે તે જબલપુર આવી અને પોલીસને તેણે બધી બાતમી આપી દીધી.

**બે પત્ની જીવે છે છતાં લગ્ન :** અહમદગઢ રાજદ્વારી ધાડ કેસના એક કેદી ચૌધરી રોરગંજ જેને હાલમાંજ મુક્તિ મળી છે તેણે, પોતાની પ્રથમની બે પત્નીઓ જીવતી હોવા છતાં કુમારી નિર્મળા નામની ગ્રેજ્યુએટ યુવતી સાથે લગ્ન કર્યાંથી પંજાબભરમાં સખ્ત રોષની લાગણી ફેલાઇ છે અને પંજાબી સ્ત્રીઓએ પણ તેનાં આ પગલાં સામે સખ્ત વિરોધ દાખવ્યો છે.

**માતા સ્વરૂપરાણીનું સ્મારક :** હુબીકેશમાં, માતા સ્વરૂપરાણી નહેરૂનાં સ્મારક નિમિત્તે કૉંગ્રેસ હાઉસ બાંધવાનો નિર્ણય કરવામાં આવ્યો છે. કાશી કામળીવાળા બાબા મણિરામે સ્મારક ફંડમાં રૂા. ૧૧૦૦ ભર્યાં છે. અને મહંત પરશુરામે મકાન બાંધવા માટેનો સામાન અને એક વીઘુ જમીન ભેટ આપી છે.

**કાનપુરનાં સ્ત્રીપોલીસ :** કાનપુરની મીલોમાં હડતાળ પડી હોવાથી, સ્ત્રી કામદારો પણ હડતાળમાં જોડાઇ છે. એટલે કાનપુરમાં ખાસ સ્ત્રી પોલીસ રોકવામાં આવી છે. આ સ્ત્રી પોલીસ ખાખી કુરતાં, ધોળી ઇજાર અને ભુરા ઉપરણા સાથે ૫૫ શુ-જોડા અને હાથ પર ધોળા પટા સાથે મીલોના દરવાજાઓ પર રાખવામાં આવી છે.

**અયોધ્યાના રાણી** જગદંબાદેવી ગઇ તા. ૨૦ મી એ કરૂણ સંજોગોમાં અલાહાબાદ ખાતે અવસાન પામ્યાં છે, રાણીની તબીયત નાદુરસ્ત થતા, તેમને દવાની જગાએ કોઇ ઝેરી ચીજ ભૂલમાં અપાઇ ગઇ હતી. પણ દાક્તરી સહાય મળ્યા છતાં તેઓનું અવસાન નિપજ્યું હતું. દાદુબા સાહેબને નામે ઓળખાતા અયોધ્યાના રાજાની બે રાણીઓ પૈકીનાં રાણી જગદમ્બા દેવી બીજાં હતાં. પતિએ તેમને દત્તક, લેવાની સત્તા આપતા હાલ તેમનો દત્તક પુત્ર ગાદીએ છે. સંયુક્ત પ્રાંત એસેમ્બ્લીની છેલ્લી ચુંટણીમાં રાણી જગદમ્બાએ મહાસભાવાદી ઉમેદવારને પરાજય આપ્યો હતો પણ તેમણે બેઠક ન લેતાં તેમની જગા ખાલી પડેલી જાહેર કરીને નવી ચુંટણી કરવામાં આવી હતી.

**જામીન પર છૂટયાં :** દિલ્હીનાં આગેવાન કોંગ્રેસ કાર્યકર શ્રીમતી સત્યવતી દેવીને જામીન પર છોડવાની અરજી મંજુર રખાતાં લાહોર મહિલા જેલમાંથી તેમને છોડવામાં આવ્યાં છે. તેઓ ઉપલી અદાલતમાં લડવાનો ઇરાદો રાખે છે. દિલ્હી પાસેના મંડી ગામમાં રાજદ્રોહી ભાષણ કરવા માટે તેમની પાસે રૂા. ૫૦૦ ના જામીન મંગાયા હતા. તે ન અપાય તો એક વર્ષની કેદની સજા ભોગવવાની હતી. તેમણે તે જામીન ન આપતાં જેલ સ્વીકારી હતી.

**સ્ત્રી કેળવણીકારનું અવસાન :** લખનૌની સ્ત્રીપ્રવૃત્તિમાં તેમજ મહાસભાની પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લેનાર અને જાણીતાં સ્ત્રી કેળવણીકાર

શ્રીમતી કલ્યાણીદેવી એમ. એ., બી. ટી., નુ કલકત્તામા તેમના નિવાસસ્થાને થોડા જ સમય પર અવસાન થયુ છે શ્રીમતી કલ્યાણીદેવી લખનૌની મહિલા વિદ્યાલય ઇન્ટર કૉલેજના વાઇસ પ્રિન્સિપાલ હતા

તેમણે કલકત્તાની બેથ્યુન કૉલેજ અને કૉલેજીએટ સ્કૂલમા તેમજ બ્રહ્મોકન્યાશાળામા શિક્ષણ લીધુ હતુ તેમની વિદ્યાર્થીજીવનની કારકીર્દી ધણી જ્વલત હતી ૧૯૨૫ મા બેથ્યુન કૉલેજ માથી તેઓ ગ્રેજ્યુએટ થયા અને તે બાદ બી ટી. ની પદવી મેળવવા માટે તેમણે ડાયોસેશન કૉલેજમા પ્રવેશ કર્યો લખનૌ યુનિવર્સીટીની એમ એ ની પરીક્ષા તેમણે આ વખતે જ પસાર કરી હતી અને તેઓ સર્વમા પ્રથમ આવ્યા હતા વધુ અભ્યાસ માટે તેઓ યુરોપ જવાની તૈયારી કરતા હતા એટલામા તો તેમને ક્રુર કાળે ઝડપી લીધા છે

બી ટી ની પરીક્ષા પસાર કર્યા પછી તેઓ લખનૌની મહિલા વિદ્યાલય કૉલેજના વાઇસ પ્રિન્સિપાલ તરીકે કામ કરતા હતા. યુક્ત પ્રાતની સ્ત્રીઓની આ અગ્રગણ્ય શિક્ષણ સસ્થા સાથે અગીઆર વર્ષનો તેમનો સબધ રહ્યો એટલા સમયમા એક કેળવણીકાર તરીકે તેમણે સારી પ્રતિષ્ઠા મેળવી હતી. વિદ્યાર્થીનીઓમા તેઓ ઘણા જ પ્રિય હતા અને કૉલેજમા અનેક સુધારણાઓ કરાવવામા તેમનો આગળ પડતો હીસ્સો હતો

સ્વભાવે તેઓ ઘણા જ શાત હતા પરતુ જાહેર સેવાની તેમનામા ખુબ તમન્ના હતી. લખનૌની સ્ત્રીઓની જાહેર પ્રવૃત્તિમા તેઓ સક્રીય ભાગ લેતા હતા અને સમાજ સેવાનુ કાર્ય કરવા હમેશા તત્પર રહેતા. તેમની વિદ્યાર્થીનીઓને પણ તેઓ એ દીશામા કાર્ય કરવા પ્રેરતા. હિન્દી રાષ્ટ્રીય મહાસભાની પ્રવૃત્તિમા પણ તેઓ સારો રસ લેતા હતા મહાસભાનુ અધિવેશન લખનૌમા ભરાયુ ત્યારે સ્વયસેવકોની તાલીમ વગેરેમા તેમણે સારો હીસ્સો આપ્યો હતો. લખનૌમા હમણા જ ભરાયલા ઔદ્યોગિક ખેતીવાડી વિષયક પ્રદર્શનમા પણ તેમણે સારો ફાળો આપ્યો હતો

એકસો સોળ વર્ષના વયોવૃદ્ધ મહિલા ઢાકા જીલ્લામા બક્ષાબાદ ગામે ૧૧૬ વર્ષની વયના આ બાઇ હમણા જ અવસાન પામ્યા એમનુ નામ શ્રીમતી સુખદામયી દાસી નવાઇ જેવી વાત તો એ છે કે ૧૧૬ વર્ષ જેટલી વય થવા છતા તેમની તબીયત ઉપર વૃદ્ધાવસ્થાની કાઇ અસર થઇ ન હતી. મરણ પામતા પહેલા એક માસ ઉપર તો તેઓ ઘરનુ બધુ કામકાજ કરી શકતા હતા અને આમતેમ હરફર પણ કરી શકતા હતા વળી તેમની આખો પણ ઘણી સાબુત હતી


શ્રીમતી સુખદામયી દાસી

નહાનમા 'સતિ' પતિના અવસાનથી અત્યત આઘાત પામીને નહાન નજીક આવેલા કીર્તિ ગામની એક સ્ત્રીએ પોતાના ૬ અને ૭ વર્ષના બે બાળકો સાથે પતિની ચિતામા ઝપલાવી મૂકીને જીવનનો અત આણ્યો છે મૃત્યુ પામેલા પુરૂષનુ શબ સ્મશાનમા લઇ જવાની તૈયારી થતી હતી તેજ વેળાએ આ સ્ત્રીએ ત્યા બેઠી થએલી મેદનીને પતિની ચિતામા બાળકોને લઇને બળી મરવાનો પોતાનો નિરધાર જાહેર કર્યો હતો પછી સ્મશાનમા તેણે જાતે જ પતિની ચિતા સળગાવી અને પ્રથમ બે બાળકોને સળગતી જ્વાળામા પધરાવીને પછી પોતે ઝપલાવી મૂક્યુ હતુ પોલીસે આવીને સત્તર ગામ લોકોને આ ગુન્હો કરવામા સહાય કરવના આરોપસર ગિરફતાર કર્યા હતા

હિન્દમા શિશુસરક્ષણ બગાળ ઇલાકા ની સભાની બેઠક લેડી સિંહાના પ્રમુખપદે



મીસ એલીન વોઘન
[ અરુણરત્ન શધિકાઓમાં યુનાઇટેડ
. . નાં માર્શલ તરીકે કામ કરે છે

. કત્તામા ગયા માસમા મળી હતી તેમા મીસીસ મીરીયન બારવેલે હિન્દમા શિશુસંરક્ષણના ચાલુ કાયદાની અપૂર્ણતાઓ પર ભાર મૂક્યો હતો. શિશુ સંરક્ષણની ચળવળના વિકાસનુ ટુકામા અવલોકન કરીને, મીસીસ બારવેલે જણાવ્યુ હતું કે, આજે બધા સુધરેલા દેશોમા બાળકોના સંરક્ષણ માટે ખાસ કાનૂનો છે. પણ હિન્દમા આવા પ્રકારનો ખાસ કાનૂન, કલકત્તા, મુંબઇ, મદ્રાસ અને કરાચી એટલામા જ છે એ પછી તેમણે એ પ્રાંતોમાં ચાલતા કાયદાઓમા પણ શી ખામીઓ છે તેનુ બયાન કર્યું હતુ.

**છોકરી છોકરાના વેશમાં** ફરીદપુરની એક છોકરી મેટ્રીકની પરીક્ષામા નાપાસ થઇ. પછી એનો પત્તો ન લાગ્યો એટલે લોકોએ એમ માની લીધુ કે તેણે નદીમા ડુબી જઇ આપઘાત કર્યો છે પણ ખરી વાત તો એ હતી કે રાજબાડી ખાતે સબ ડીવીઝનલ ઓફિસરના એક કારકુનના ઘરમાથી તે પુરૂષના પોશાકમા મળી આવી છે છોકરીએ કરેલા નિવેદન પરથી એમ જણાય છે કે પરીક્ષામા છોકરી નાપાસ થઇ તેના બાપ એટલા બધા ગરીબ હતા કે તેનાથી વધુ ભણી શકાય એમ ન હતુ એટલે તેણે આપઘાત કરવાનો વિચાર કર્યો પણ તેણે એ વિચાર બદલ્યો અને ગરીબ માબાપને મદદરૂપ થવાય તે માટે ક્યાંક નોકરી કરવા જવાનો વિચાર કર્યો તેણે છોકરાનો વેશ પહેર્યો અને એમ તે ચાલી નીકળી બાર ચૌદ માઇલ ચાલ્યા પછી તે થાકી ગઇ એટલે ટ્રેનમાં ચઢી બેઠી અને રાજબારી ખાતે ઉતરી પડી પેલા કારકુને એને જોઇ, કોઇ અનાથ છોકરો હશે માની તેને પૂછપરછ કરી પોતાને ઘેરે લઇ ગયો ત્યા વધુ પુછપરછ થતા તે ઓળખાઇ ગઇ. આથી ફરીદપુર ખાતે ખબર આપવામા આવી અને તેને વધુ ભણવાની સગવડ કરી આપવામા આવી

**શીખ વીરાંગના** . લાહોર જીલ્લાના ત્રિગ ગામમા એક શિખ તરૂણીએ સશસ્ત્ર ધાડપાડુઓનો સામનો કર્યો હતો એમ જણાય છે કે એક રાતે એક શિખ જાટના ઘર પર ધાડ પડી એ ધાડપાડુઓ પૈકીના એક શિખ ધાડપાડુને એ ઘરમાની એ સ્ત્રીએ પકડ્યો અને તેના વાળ પકડી તેને સખ્ત માર્યો. એટલામા બીજા ધાડપાડુઓ આવી પહોચતા સ્ત્રીએ બૂમ પાડી એટલે ધાડપાડુઓ ભાગી ગયા

**છોટાંવહુજી રત્નપ્રભાનું અવસાન :** વૈષ્ણવ સમાજમા ખળભળાટ મચાવનાર નર્તકી હસા ઉર્ફે સ્વ દામોદરલાલજીના છોટાવહુજી રત્નપ્રભાદેવી મસુરીમા અવસાન પામી છે. હસા એક પહાડીની પુત્રી હતી નાનાપણથી નર્તકીનુ જીવન ગાળતી હતી. તેર વર્ષની વયે દિલ્હી ખાતે તેણે પોતાનો ધધો શરૂ કર્યો હતો તેમા રૂપમાં અનેક તાલેવત વેપારીઓ અને સત્તા અને લક્ષ્મીવાળા રાજા મહારાજાઓ એની પાછળ લોભાયા હતા ૧૯૩૩ મા શ્રી નાથદ્વારાની મોટી ગાદીવાળા વૈષ્ણવોના પૂજ્ય આચાર્ય શ્રી ગોરધનલાલજી તિલકાયતના પુત્ર શ્રી દામોદરલાલજી નૈનિતાલ ગયા હતા તે વેળા તેમને હસા સાથે પરિચય થયો અને તે ઉપર

પ્રેમ અને લગ્નમાં પરિણમતાં વૈષ્ણવ સમાજમાં ભારે ઊહાપોહ થઈ ઉદેપુરના મહારાણા અને વૈષ્ણવ સમાજના વિરોધને પરિણામે રત્નપ્રભા વહુજીને નાથદ્વારા લાવવાનું દામોદરલાલજી માટે શક્ય બન્યું ન હતું એ લગ્નના આઘાતથી ગોસ્વામી શ્રી ગોવર્ધનલાલજીનું અવસાન થયું અને તે પછી થોડા જ સમયમાં દામોદરલાલજીનું પણ અવસાન થયું હતું

લગ્ન પર કર લેવાનું શક્ય છે કે કેમ તેની વિચારણા મદ્રાસ સરકાર કરી રહી છે લગ્ન સંબંધથી જોડાનારાં પક્ષોના દરજ્જા અને વર વધુ બન્નેને જે દાયજો કે ભેટ મળે તેના પ્રમાણ મુજબ વેરો ઉઘરાવવાની યોજના છે આવો વેરો લેવાનો જ જો વિચાર થશે તો જૂનવાણી લોકો તરફથી એનો સખ્ત વિરોધ થવા સંભવ છે

**શ્રીમતી વી ટી લક્ષ્મી** મદ્રાસ વીમેન્સ એસોસીએશનના મદ્રાસ ખાતેના મધ્યસ્થ રાહત આશ્રમમાં કાર્યકર તરીકે એસોસીએશને મીસીસ વી ટી લક્ષ્મીની પસંદગી કરી છે તેને મદ્રાસ સરકારે મંજુરી આપી છે અત્યાર સુધી આ હોદ્દાપર ઇગ્લાંડની કાર્યકર સ્ત્રીઓ જ આવતી મીસીસ લક્ષ્મી પહેલાં બેંગલોરની કમળાબાઈ મહર્ષિ હાઇસ્કુલના પ્રિન્સિપાલ હતાં

**કોચીનની ધારાસભા** માટે હમણાં જ અર્નાકુલમ ખાતે સ્ત્રીઓનું મતદાર મંડળ ઉભું કરવામાં આવ્યું હતું તેના તરફથી મીસીસ એ એન મેનન સભ્ય તરીકે બીન હરીફ ચુંટાયાં છે

**કુમારી કનક રોય** કુમારી કનક રોય બર્મામાં સૌથી પ્રથમ સ્ત્રી બંગાળી દાક્તર છે બર્મા સરકારની દાક્તરી શાળાની એલ એમ પી ની છેવટની પરીક્ષા તેમણે હમણાં જ પસાર કરી છે અને તે પણ બધાય વિષયોમાં ઊંચે પ્રથમ આવ્યાં છે વળી તેમણે એક બીજો પણ રેકોર્ડ કર્યો છે આ શાળાની શરૂઆત થઈ ત્યારથી તે અત્યાર સુધીની કોઈ પણ પરીક્ષામાં કોઈ પણ વિદ્યાર્થીએ ન મેળવેલા એટલા માર્ક્સ આ વિદ્યાર્થિનીએ મેળવ્યા છે



કુ કનક રોય



એમને રીઝર્વ બેન્કના ડીરેક્ટર થવું છે

લખનૌના જાણીતા બેરીસ્ટર કુકુ મનીના બ્હેન શ્રીમતી દમયંતી ખન્નાએ તેમના વિસ્તારમાંથી રીઝર્વ બેંકના ડીરેક્ટર બનવા માટે ઉમેદવારી કરી છે આવી ઉમેદવારી કરનાર તેઓ સર્વ પ્રથમ મહિલા છે

શાળાજીવન દરમ્યાન તેમની કારકીર્દી ઝળહળત રહી છે મેડીકલ સ્કુલ તરફથી અપાતા છયે સુવર્ણ ચંદ્રકો તેમણે મેળવી લીધા છે

પ્રકીર્ણ (૧) સ્ત્રી પર હુમલો કરવા માટે ધીમાપ્પા અમીનાપ્પા નામીને બીજાપુરના જીલ્લા અને સેસન્સ જજે ત્રણ વર્ષની સખ્ત કેદની સજા કરી છે (૨) નાની બાળાઓ માટે શાળા તરીકે ઉપયોગમાં લેવા સારૂ મદ્રાસના આરોગ્ય ખાતાના પ્રધાન ડૉ ટી એસ રાજને શ્રીરંગમ ખાતેનું તેમનું મકાન ભેટ આપ્યું છે (૩) ભરૂચની દશાલાડ જ્ઞાતિના પંચે પોતની જ્ઞાતિની વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ આપતો ઠરાવ કર્યો છે

બનાવો સામાન્ય કહી શકાય તેનો તો સમાવેશ થઇ શકે એમ નથી કારણ કે તેમ કરતા તો એ યાદી ઘણી લાંબી થઇ જાય આ નામાવલિમા કર્વે યુનિવર્સીટીમા જ એ થયેલા એક બહેનનુ નામ અમારે ઘણી જ દિલગિરિ સાથે ઉમેરવુ પડે છે એ બહેન શ્રીમતી બકાબહેન પારેખ છે તેમણે થોડા સમય સુધી મુબઇના શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મડળમા, અને શ્રી માડર્ન સ્કુલમા શિક્ષિકા તરીકે કામ કર્યું હતુ સદ્‌ભાગ્યે, તેમણે લગ્ન કર્યું તે પહેલા એ બન્ને સસ્થાઓ સાથેનો સબધ છૂટી ગયો હતો નહિતર એ બે સસ્થાઓના નામો પણ, એમની સાથે થોડે અંશે અંશે ગવાત શ્રીમતી બકાબહેન પારેખ, વાયડા વણિક કોમના છે અને તેમની સાથે લગ્ન કરનાર શ્રી અરવિંદ ઠાકોરદાસ તારકસ, સુરતના નાગર વણિક છે બેન બકાબહેન કર્વે વિદ્યાપીઠના સ્નાતક છે તેમ, શ્રી. અરવિંદ તારકસ, મુબઇ યુનિવર્સીટીના એમ. એ, એલએલ. બી છે અને અત્યારે મુબઇની સોલીસીટરોની પેઢી, મેસર્સ લીટલ એન્ડ કપનીમા 'આર્ટીકલ્સ' ભરે છે આમ આ બન્ને સુશિક્ષિત યુવક યુવતીએ સમાજ માટે અનિષ્ટ દષ્ટાત પૂરૂ પાડીને, તેમના શિક્ષણનો દુરુપયોગ કર્યો છે શ્રી તારકસે, ચારેક વર્ષ પર જ, તેમની જ્ઞાતિના શ્રીમતી મુક્તાબહેન સાથે લગ્ન કર્યું હતુ અને તે સ્નેહ લગ્ન હતુ અત્યારે શ્રીમતી મુક્તાબહેનની ઉમર તેવીસ વર્ષની છે તેમની ત્યક્તા તરીકેની સ્થિતિનો જરા સરખો પણ ખ્યાલ શ્રીમતી બકાબહેને કર્યો હોત તો તેઓ આ લગ્ન ગ્રંથથી જોડાતા પહેલા જરૂર વિચાર કરતા અમારા જાણવામા આવ્યુ છે તે મુજબ શ્રી અરવિંદ અને બકાબહેન વચ્ચે શ્રી અરવિંદે પ્રથમ લગ્ન કર્યું તે પહેલાનો પરિચય હતો. કારણ કે શ્રી. અરવિંદ પ્રથમ લગ્ન પહેલા શ્રી બકાબહેનને શિક્ષણ આપવા જતા હતા. એ બન્ને વચ્ચે ત્યારથી જ સ્નેહ જેવી કોઇ લાગણી ઉત્પન્ન થવા પામી હશે કે કેમ તે તો ઇશ્વર બન્ને જ જાણે પણ, એ પરિચય પછી, શ્રી. અરવિંદે પ્રથમ લગ્ન કર્યું તે પછી તેઓ બન્નેએ એકમેક પ્રત્યે સ્નેહનુ આકર્ષણ અનતા પહેલા ઘણો જ વિચાર કરવો જોઇતો હતો સ્નેહને નામે આવી રીતે લગ્નબધનને અવગણવામા શિક્ષણની જરાય શોભા રહેતી નથી અને શિક્ષણ આપવાનુ પવિત્ર કાર્ય કરતા કરતા આવો પરિચય પાડવામા શિક્ષક કે શિષ્યાની શોભા નથી, એ બીનાનુ તેમને કેમ ભાન રહ્યુ નથી એજ આશ્ચર્ય ઉપજાવે છે તે છતાય, જો શ્રી બકાબહેન અને શ્રી અરવિંદ વચ્ચે સાચો જ પ્રેમ ઉત્પન્ન થવા પામ્યો હોય તો તેઓએ એ પ્રેમને ખાતર જ પોતાના દૈહિક સુખનો ત્યાગ કરવામા જ, સાચી ફિદાગિરિ બતાવી કહેવાત પણ પ્રેમના ઓઠા હેઠળ, આવા અનિષ્ટ પગલાનો હવે કોઇ બચાવ થઇ શકે એમ નથી

'વિમળા પ્રકરણ 'ને નામે, રાધનપુરી સમાજમા ખૂબ ચર્ચાસ્પદ નીવડેલા, સીતા–શાન્તિલાલ લગ્ન પણ થઇ જવા પામ્યા છે રાધનપુરના મહાજને આ લગ્નની મનાઇ કરી હતી. અને મુબઇના તેમજ બહારના સર્વ શિક્ષિત ભાઈઓ બહેનો આવા લગ્ન પ્રત્યે ઘણા અણગમો બતાવી હતી છતા એ સર્વેની અવગણના કરીને, કે જેમા શિક્ષણ લેતા, શાન્તિલાલ નામના યુવકે, પ્રથમ પત્નીને તજીને, બીજી પત્ની કરી છે આ આખા ય પ્રકરણ સબધમા અમે અગાઉ નોંધ કરી ગયા છીએ, એટલે આવા પગલા સબધમાં વિરોધ નોંધાવીએ છીએ.

આ ૮ પ્રશ્ન ઉપર 'મોડર્નરીવ્યુ' જેવા દુનિયાભરમા પકાયેલા, અગ્રેજી માસિકના વિદ્વાન તત્રીએ પણ મનનીય વિચારો દર્શાવ્યા છે એ નોંધ આ અકના 'ફૂલવેણી' વિભાગમા ઉતારવામા આવી છે આવા બનાવોનો અત લાવવાનો એક જ ઉપાય છે અને તે કે માત્ર એક પત્ની લગ્ન જ કાનૂન સર કરી શકે એવો કાયદો કરવો લગ્નવિચ્છેદથી આવા લગ્નનો ભોગ બનેલી ત્યક્તાઓને રાહત મળી શકે ખરી પણ હજી લગ્નવિચ્છેદનો કાનૂન થાય તો પણ તેનો લાભ, મોટા ભાગની સ્ત્રીઓ લેશે કે કેમ તે શકાસ્પદ છે કારણ કે એટલી હદે હજી આપણે ત્યાંનો પ્રજામત કેળવાયો નથી. એને માટે વર્ષો જોઇશે

મુંબઇના વડા ઇલાકેદાર મેજીસ્ટ્રેટે, પોતાની

**પિતા કે પિશાચ?**

પુત્રીનુ રૂા ૩૦૨૦) મા વેચાણ કરનાર મુસ્લીમાના એક પિતાને એક વર્ષની કેદ અને રૂ. ૧૫૦૦ ના દંડની સજા ફરીને એક અનિષ્ટનો સારી રીતે વિરોધ કર્યો છે અનીતિના હેતુસર આવી રીતના વેચાણો છાનાં છપના કેટલાય થઇ રહ્યા હશે પણ એવા કિસ્સાઓ ઘણા થોડા પકડાવા પામે છે આ કિસ્સાની વિગત એવી છે કે, ધુળીયાનો એક હિન્દુ પોતાની સગીર પુત્રીને મુબઇ લાવી વેચવાની કોશિષ કરતો હોવાની પોલીસને ખબર પડતા વિજીલન્સ બ્રાચ પોલીસે તેને

# શબ્દચોરસ

[ લખનાર : વલ્લભદાસ ગોરધનદાસ કાપડીઆ ]

| ૧ | ૨ | ૩ | ૪ |
|---|---|---|---|
| વ સં ત | ચા દ ર | લં ગ ર | હી સા બ |
| સં ગી ન | દ રા ખ | ગ મ ત | સા હે બ |
| ત ન માં | ર ખ ડું | ર ત ન | બ બ લો |

| ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|
| સુ ર ત | ના ગ ર | ત ર ત | બં દુ ક |
| ર ક મ | ગ મ ત | ર મ ણુ | દુ કા ન |
| ત મ રૂં | ર ત ન | ત ણુ છ | ક ન ક |

| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|
| ચી મ ન | ર મ ત | પ લં ગ | મ ગ ર |
| મ ગ ર | મ ગ ર | લં ગ ર | ગ મ ત |
| ન ર ક | ત ર ત | ગ ર મ | ર ત ન |

| ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
|---|---|---|---|
| ખ ડ ક | સા બ ર | જ લ સો | બ દા મ |
| ડ ગ લો | બ ળે વ | લ વ જી | દા ડ મ |
| ક લો લ | ર વ જી | સો જી ત્રા | મ મ રા |

## જગોશેઠ

એમનું નામ તો ખરું જગજીવનદાસ હતું. પણ સૌ કોઈ એમને જગાશેઠ કહીને બોલાવતું.

ગામમાં એમની શાખ હતી, ડહાપણમાં એમની ગણતરી હતી.

એ જે કરે તે બહુ વિચાર કરીને કરતા. પ્રેમજી પરોતના જેવું બાર બાર મહિના વિચાર કરીને સાંઢના શિંગડામાં માથું મૂકે એવા એ ન હતા.

પ્રેમજી પરોતની વાત નીકળી એટલે એ પણ કહી લેવું જોઈએ કે એમણે સાંઢના શિંગડાંમાં માથું શી રીતે મૂકયું: એ તો એવું થયું કે પ્રેમજી પરોત રોજ નર્મદામાં નહાવા જાય. આ તરફના ઘાટ ઉપર નહાય, ધુએ, અને પૂજા કરવા બેસે. પૂજા કરતાં કરતાં એમની નજર રેત ઉપર પડે

રેતમાં એક સાંઢ બેઠો બેઠો વાગોળ્યા કરે. પ્રેમજી પરોતનું પૂજા કરવા બેસવું અને સાંઢનું રેતમાં બેઠાં બેઠાં વાગોળવાનું શરૂ કરવું: બેઉ એક સાથે થાય. આમ ને આમ રોજ ચાલ્યા જ કરે.

અને સાંઢનાં શિંગડાંનો વળાંક તો એવો સુંદર કે પ્રેમજી પરોતની પૂજા પૂજાને ઠેકાણે રહે અને એમને સાંઢની શિંગોટીના જ વિચાર આવે.

શી મઝાની શિંગોટી છે! બરાબર ગોળ. એમાં માથું નાખ્યું હોય તો આખાદ આખું શરીર એમાંથી સોંસરૂં નીકળી જાય! વાહ શિંગોટી!

આમ ને આમ બાર મહિના નીકળી ગયા. પ્રેમજી પરોત રોજ સાંઢને જુએ ને રોજ એમને એની શિંગોટી સોંસરૂં શરીર કાઢવાનો વિચાર આવે.

આજ નહિ કાલ કરીશું કરીને પરોત મન વાળે પણ છેવટે એમણે એ કામ તરત જ કરવાનો નિર્ણય કર્યો.

એમણે સામે કિનારે જઈને વાગોળતા સાંઢને પંપાળ્યો. ધીરે રહીને એનાં શિંગડાંમાં માથું ઘાલ્યું.

અધું શરીર સોંસરૂં નીકળ્યું હશે ત્યાં તો સાંઢ ઊઠયો. એ ભડકયો. એણે પ્રેમજી પરોતનો અદ્ધર પ્રયોગ પૂરો થવા ન દીધો.

એ ઊઠયો એટલે પ્રેમજી અદ્ધર તોળાયા. સાંઢ તો જાય નાઠો.

એનાં શિંગડામાં ભરાયલા પરોત બૂમેબૂમ પાડે એમને છુટા કરવા કોઈની હિંમત ચાલે નહિ. છેવટે એક છાતીયલ કોળીએ સાંઢને ઊભો રાખ્યો ને પરોતને છોડાવ્યા.

પરોતનું શરીર ખૂબ ખૂબ છોલાયું હતું.

સૌ પૂછેઃ 'અરે પરોત, આ શું કર્યું? તમે પણ શું જોઈને સાંઢના શિંગડામાં માથું ઘાલ્યું? જરાક તો વિચાર કરવો હતો, ભાઈ!'

'તે ભાઇ ! તમારે ફાવે તો આપો એ રાઇના પાડ (ભાવ) તો વહી ગયા !' શેઠે કહ્યું. 'આજનો ભાવ તો સવા રૂપિયાનો છે. તમને પરવડે તો આપો.'

અને એટલામાં ગુલાબખાંની સવારી આવી પહોચી. એણે પેલા સાગરિતોને અટકમાં લીધા અને એમને ધમકી આપી એટલે એમણે ચોરનાં નામ આપ્યાં.

ગુલાબખાંએ ચોરને પકડયા ને એને શાબાશી મળી.

આમ જરા પણ ગરબડ કર્યા વિના જ જગાશેઠ પોતાનું કામ કરતા.

એક ચોરને તો એમણે આબાદ બનાવેલો.

એમના ઘરમાં વીંછી નીકળેલો તે એક ડબીમાં પૂરી દીધેલો ને ડબી ગોખલામાં મૂકેલી.

ભોગજોગે તે જ રાત્રે એમના ઘરમાં ચોર પેઠો અને જગાશેઠને એની ખબર પડી.

એમણે ધીરે રહીને ઉજમ શેઠાણીને જગાડયાં ને પૂછયું: 'પેલા હીરા આજે આવ્યા તેનું પડીકું કયાં મૂકયું છે ?'

'તમને પણ શી અધીરાઇ આવે છે !' શેઠના પૂછવાની મતલબ જાણીને ઉજમ શેઠાણી બોલ્યાં. 'એ પડીકું તો મેં પેલા ગોખલાવાળી ડાબલીમાં મૂકયું છે.'

'આવું કીમતી હીરાનું પડીકું તે એમ ગોખલામાં રખાતું હશે ! આપણી મજૂસ શી ખોટી !'

'હવે સવારે રાખી દઇશું ઠેકાણે. જરા છાનામાના ઊંઘવા તો દો.'

'પણ એવી મોંઘી ચીજ એમ રઝળતી રાખિયે નહિ.' શેઠે શિખામણ આપી.

અને બેઉ જણ શાંત રહ્યા.

ચોરે એમની વાત સાંભળી.

મોંઘી કિંમતના હીરાની વાત સાંભળી એના મોઢામાં પાણી આવ્યું.

એ ગયો છાનોમાનો હીરા લેવા. એણે જાણ્યું કે હજારોની દોલત મળશે.

ધીરે રહીને એણે ડાબડી શોધી કાઢી ને ઉઘાડી પડીકું લેવા અંદર હાથ નાખ્યો ત્યાં તો એની આંગળીએ વીંછીએ ડંખ માર્યો.

વીંછી ખીજાઇ ગયો હતો એટલે એણે એવા તો જોરથી ડંખ લગાવ્યા કે ચોર તો બિચારો વેદનાનો માર્યો રડી પડયો.

અને વીંછીના ડંખની વેદના ! જેણે વેઠી હોય તે જાણે. જાણે અંગારો ચંપાયો હોય એવી કાળી વેદના એના આંગળાંમાં ઊઠી. પણ એ શું કરે ?

એણે બહુજ ધીરેથી ફૂંક મારવા માંડી.

અને એ જેવો આવ્યો હતો તેવો લીલે તોરણે પાછો ગયો

ગુલાબખાં જમાદારે બીજે દિવસે સવારે વીંછી ઉતારવા આવ્યો ત્યારે એને પકડયો અને પ્રદતી સજા કરાવી.

એ કરતાં સવાયો પ્રસંગ તો તે પછી બની ગયો. એમાં તો એમણે અજબ હિંમતથી અને ફક્કડ યુક્તિથી ચોરને પકડેલો.

એમની હિંમત પણ જેવી તેવી નહિ. ઘરમાં ચોર પેસે પણ એ સુખિયો જીવ જરાયે ગભરાય નહિ. બૂમબરાડા પાડવા કે લોકોને નાહકના જાગી રાતે હેરના કરવાનું એમને ગમે જ નહિ.

એ વાત આ રીતે બની:

જગાશેઠના ઘરમાં એક વખત ચોર પેઠો. શેઠને એની ખબર પડી.

એમણે ઉજમ શેઠાણીને જગાડયાં ને કહેવા માંડયું:

'આજે તો મને સ્વપ્નું આવ્યું.'

'કેવું સ્વપ્નું?' શેઠાણીએ પૂછયું.

'બહુ મઝાનું. સ્વપ્નામાં મને ભગવાનનાં દર્શન થયાં. ભગવાને મને કહ્યું કે માગ માગ, માગે તે આપું.' શેઠ કહેવા માંડયું.

'તે તમે શું માંગ્યું?' શેઠાણીએ સવાલ કર્યો.

'મેં તો માગ્યુ કે હે ભગવાન! મારે દીકરો નથી તે દીકરો આપો.' ભગવાન બોલ્યા: 'ભલે, આજે રાતના તારા ઘરમાં દીકરો આવશે. તું એને બોલાવજે, મે કહ્યું: 'ભલે. અને મેં માનતા માની કે ભગવાન દીકરો મોકલે તો એની એક હજાર એકસો આઠ પ્રદક્ષિણા ફરીશ'

'ભલે ભલે. આપણું ઘર અજવાળે એવો દીકરો ભગવાન મોકલશે એથી રૂડું શું!'

'ઊઠ, ઊઠ દીવો કર. ભગવાને દીકરો મોકલ્યો લાગે છે.' શેઠ બોલી ઊઠયા.

અને ઉજમ શેઠાણીએ ઊઠીને દીવો કર્યો.

ચોર તો આ બેઉ જણની વાત સાંભળતો હતો. એણે જોયું કે આવા શેઠના દીકરા થઇને રહેવામાં મઝા પડશે. એણે નાસવાનો પ્રયત્ન ન કર્યો.

'ખરી વાત! ભગવાને જુવાનજોધ દીકરો મોકલ્યો છે.' દીવાના અજવાળામાં ચોરને જોઇને ઉજમ શેઠાણી બોલી ઊઠયાં.

શેઠ સફાળા ઊઠયા ને 'આવ મારા દીકરા!' કહીને ચોરને ભેટયા.

'ઝટ ઝટ પૂંજાપો લાવ. મારે માનતા પ્રમાણે ભગવાનની પૂજા કરવી છે.' શેઠે પૂંજાપો મંગાવ્યો.

પોતે જઇને સૂતર લાવ્યા.

ચોરને એક થાંભલા પાસે ઊભો રાખ્યો. એની પાસે ભગવાનની મૂર્તિ મૂકી અને પૂજા કરી.

સૂતરનો એક છેડો ચોરના હાથમાં આપ્યો ને શેઠે પ્રદક્ષિણા ફરવા માંડી.

પ્રદક્ષિણા ફરતા જાય ને બોલતા જાય:

बहु तंतयो मल्लथंतः

એમ ને એમ એ પ્રદક્ષિણા ફરતા ગયા ને સૂતર વીંટતા ગયા.

ધીરે ધીરે એક હજાર એકસો ને આઠ પ્રદક્ષિણા ફરી રહ્યા. એમાં ખાસ્સા અઢી ત્રણ કલાક નીકળી ગયા.

જેમ જેમ સૂતર વીંટાતું ગયું તેમ તેમ ચોરનાં બંધન વધતાં ગયાં. શેઠની યુક્તિ એ ન સમજ્યો ને આબાદ ફસાયો.

એના હાથ બરાબર જકડાઈને થાંભલા સાથે બંધાયા હતા. એનાથી પ્રયત્ન કરવા છતાં છૂટી શકાયું નહિ.

સવાર થયું ને શેઠે ગુલાબખા જમાદારને બોલાવ્યો.

એણે ચોરનો કબજો લીધો.

શેઠનો મંત્ર ચોરને ભારે થઈ પડયો. એમ ને એમ તો જગાશેઠે ભારે ધાક બેસાડી દીધેલી. એમના ઘરમાં પગ મૂકવાની કોઈની હિંમત ચાલે નહિ.

અને ચોર પણ એમના ઘરમાં જવામાં જીવનું જોખમ સમજતા થઈ ગયા.

જગાશેઠને તો એ જોઈતું હતું.

નાગરદાસ ઇ. પટેલ

---

## જાણવા જેવું

**માછલીઓ ઉપરથી કાળી અને નીચેથી સફેદ કેમ હોય છે ?**

માછલીનો રંગ ઉપરથી કાળો અને નીચેથી સફેદ હોવાથી તેનો બચાવ સહેલાઈથી થઈ શકે છે. મોટી માછલીઓ દરિયાને તળીયેથી પોતાના શિકાર માટે ઉંચે શોધ કરે છે, તે વખતે એ આકાશનો સફેદ પ્રકાશ જોઈ શકે છે. એવે વખતે એકાદ નાની માછલી ઉપરથી જોઈ શકતી નથી કારણ કે તેનો નીચેનો ભાગ સફેદ છે. અને તેથી તે સહિસલામત પસાર થઈ જાય છે એવી જ રીતે પેલી મોટી માછલી પાણીની સપાટી ઉપર હોય અને પોતાના ભક્ષને માટે નીચે જુએ છે. તો દરિયાને તળિયે કાદવ કીચડને લીધે પણ એને પાણી કાળું દેખાવાનું. એ વખતે એક નાની માછલી તેની નીચેથી પસાર થઈ તો પણ તેના ઉપરના કાળા રંગને લીધે મોટી માછલીને એ દેખાશે નહિ અને સહિસલામત નીચેથી પસાર થઈ જશે. આવી રીતે ઉપર નીચેના જુદા જુદા રંગને લઈને નાનાં જળચર પ્રાણીઓનો બીજાં મોટાં જળચર પ્રાણીઓથી બચાવ થઈ શકે છે. કુદરતે તેમને જૂદા જૂદા રંગ આપવામાં પણ તેમના રક્ષણનો ખુબ વિચાર કર્યો છે.

**જાનવરો માંદાં પડે છે ત્યારે ડૉકટર સિવાય તેઓ શી રીતે ચલાવી લેતાં હશે?**

એવું સાબીત થયું છે કે જાનવરો માંદાં પડે છે ત્યારે શું કરવું એનું અદ્ભુત જ્ઞાન તેઓને હોય છે. માણસો કરતાં કુદરતે તેને આ બાબતમાં વધુ જ્ઞાન આપ્યું છે. એ જાણીતી વાત છે કે ગોરીલા વાંદરા જ્યારે પોતાનો હાથ કે બીજું કોઈ અંગ થાકતું થાય ત્યારે તેને કચરી નાખે છે અથવા તો તે ભાગનો નાશ કરે છે. દાખલાઓ એવા પણ છે કે જેમાં જનાવરો અમુક જાતના છોડ પસંદ કરી ખાય છે અને તેનાથી તેમને સંપૂર્ણ આરામ થાય છે કુદરતે એનામાં એવી શક્તિ અને બુદ્ધિ મૂકયાં છે કે જેનાથી પોતાની જાતની સંભાળ માંદગીમાં એ લઈ શકે છે.

પુરૂષોત્તમ ઠ. પટેલ
બી એસસી




'કિર્લોસ્કરનાં હાસ્યચિત્રો' નામથી જે માળા કુમારમાં બે વર્ષથી ચાલુ થઈ છે તેમાંનું આ અંકમાં પ્રસિદ્ધ થએલું કાર્ટૂન 'કર્મયોગ' અહીં નમૂના દાખલ આપ્યું છે. કાર્ટૂન સાથે જ મહારાષ્ટ્રના પ્રખ્યાત લેખક શ્રી. ના. સિ. ફડકેએ તેનો અર્થબોધ સ્પષ્ટ કરવા લખેલી લેખમાળા પણ દર વખતે અપાય છે, અને આ વખતે, નિંદા અને સ્તુતિ એ બે સ્ત્રીઓની મોહ અને ભ્રમજાળ વચ્ચેથી કયા વિવેકપુરઃસર મનુષ્યે કર્મયોગ સાધવો તેનું નિરૂપણ કરતી કંડિકા આપી છે. હિમાલયના મણિમુકુટશા એવરેસ્ટનું નામ જ આનંદથી કલ્પના સૃષ્ટિ ઊભી કરે છે. આ અંકમાં એને પદાક્રાન્ત કરવાના છેલ્લા પ્રયાસની રૂપરેખા આપી છે, જ્યારે 'માથું દુખે છે'નો લેખ આપણી કાયમની ફરિયાદનું બિલકુલ સહેલું નિરસન બતાવે છે અને 'બટાટાનો જ ખોરાક' પણ એક વિશિષ્ટ ગુણધર્મ ધરાવતા ખોરાકની આપણાથી અજાણ હકીકતો રજૂ કરે છે. 'વનવગડાંતરે વાસી'માં આ વખતે ધમાલિયું, તોફાની, ઘડ્યા વિના અને સૌથી મોટું બીજ જ્યાંથી ડાગ પામી-દોયો રજૂ થાય છે. એ વિશૃંખલ પક્ષીનો પરિચય આપતી 'વનચર'ની કલમનો આસ્વાદ તમે જતો કરો તે માની જ કેમ શકાય? . . . અને આ તો માત્ર 'કુમાર'ના પહેલી નજરે આગળ તરી આવતા લેખોનો પરિચય પણ ને પૂર્ણભૂમિ પાછળ જે અનેકવિધ સામગ્રી ખડકાઈ છે તે તો ગદ્દિનાઅરનો ખોરાક બની રહે છે. અને, 'કુમાર'ની વાચનસામગ્રીને તો આજે નહિ પણ અનેક મુક્ત વિવેચકોએ પણ અનેરી ગણાવી છે, એટલે એ વિષે મૌન જ બહેતર છે.

❑ ફોટોગ્રાફીના મુદ્રણમાં હિન્દી તત્ત્વો સાથની ઊંચી કલામયતા આણીને ક્રાન્તિ કરનાર કુમાર પ્રિન્ટરીએ આ વરસમાં કેટલાક નવા અને સુંદર નમૂના બહાર પાડ્યા છે. વખતે તમારા હાથમાં યે થોડા ઘણા આવ્યા હશે.

❑ 'અજવાળી રાત'ની જેવા પરિપત્રની જાહેરાત તમે નથી ભૂલ્યા, ખરું? હવે વધુ વખત હમને એ યાદ નહિ કરાવે.

**'કુમાર'નું નવું વર્ષ જાન્યુઆરીથી જ શરૂ થઇ ગયું છે**

**લવાજમ દેશમાં રૂ. ૬ : પરદેશમાં ૧૨ શિલિંગ અગર રૂ. ૯-૮-૦**



# 'નવચેતન'

**એપ્રીલ : ૩૬ ના અંકથી દર**
**માસે ૧૦૮ પાનાનું વાંચન ને**
**અનેક ચિત્રો આપે છે.**

.... .... ....

**આ નવા, દળદાર ને આકર્ષક**
**" નવચેતન "ના જરૂર**
**ગ્રાહક થાઓ.**

વાર્ષિક રૂ. ૬ાા　　હિંદ બહાર રૂ. ૮ાા　　છુટક રૂ. ૦ાા

લખો " નવચેતન " ઓફીસ
૨૫, પોલોક સ્ટ્રીટ, કલકત્તા.

## કર્વે વિદ્યાપીઠનો પદવીદાન સમારંભ



શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરશી હિન્દી સ્ત્રીઓની વિદ્યાપીઠનો પદવીદાન સમારંભ ગઈ તા. ૨૭મી જુને મુંબઈમાં થયો હતો એ પ્રસંગે લેવાયલુ ચિત્ર શ્રી કનૈયાલાલ મુનશીએ માંગલિક પ્રવચન કર્યું હતુ.

ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ વાર્તા અંક

પુસ્તક ૭૦મું ઓગસ્ટ : ૧૯૩૮ અંક ૧ લો

# પૂજારિણી

( મુક્તધારા )

હાની કેશકલા ન સમારી હજી રજનિએ
અરુણ ન આવ્યો હજી ક્ષિતિજને ગોખ;
વહી રહી પૂજારિણી મંદ મંદ પગલીએ
પગલીએ ભાવનાના ભર્યા ઘોકેઘોક!
દેહલતા પર ઓઢી બહુરંગી ઓઢણીમાં
પૂર્યાં રંગ સ્વપ્ન મેઘધનુષ્ય ચિંત;
આભૂષણો અણમૂલાં પર્યાં અંગ પાંખડીએ
પૂજારિણી ચાલી જાય પૂજવા હિમંત!

૨

કરકમળમાં ધર્યો રૂપેરી પૂજનથાળ
થાળમહીં ભર્યાં ઉરઆશાઓનાં ફૂલ;
હૃદયની ઊર્મિ જેમ અબિલ ગુલાલ લીધાં
અક્ષત કેસરકેરાં કોણ કરે મૂલ!
ગુલછડી જેવી નરી નાજુકના અંગે વહી
અણુઅણુ માંહી ભર્યાં તેજના ફુવાર;
વદને તરંગ લજ્જાકેરા રમી રહ્યા હિમે
શરમના નયનને પોપચે છે ભાર!

૩

હૃદયે કવિત ભર્યું લોચનથી કાવ્ય ઝરે
મૃદુ હોષ્ઠે ભરી સ્મિતલહરી અપાર;
પૂજારિણી જીવનનું કલ્યાણ યાચવા ચાલી
વિશ્વંભર પાસે કોનો માગશે ઉદ્ધાર ?
કૂલકળી જાગે નહિ જોઈ ન લે દિશ કોઈ
જોઈ ન લે પરિચિત મન્દિરની વાટ;
એવી બીકે નીરવ ને નમણી પગલી ભરે
ભક્તિકેરાં પૂર ચઢયાં હૃદયને ઘાટ !

૪

પૂછે કોઈ, પૂજારિણી જાઓ કહીં આશાભર્યાં
પ્રભુકેરા મન્દિરીએ માંડયા શું પ્રયાણ ?
પૂજાથકી વિશ્વેશ્વર રિઝશે તો માગશો શું
ઉદ્ધાર તમારો કે જગતનું કલ્યાણ ?
સ્વાર્થી બની સ્વકલ્યાણ આશાસિદ્ધિ વાંચ્છશો કે
પોતાના જ પાપનો શું માગશો પ્રલય ?
પૂણ્યજ્યોત સ્વહૃદયે એકલાં શું યાચશો કે
ટાળશો એકલડાં શું સ્વઆત્મનો ભય ?

૫

એવું નહિ માગો દેવી ! સર્વસ્વની આશાસિદ્ધિ
માગો એવું, કરો આખા જગનું કલ્યાણ;
જગતનાં પ્રાણીમાત્રકેરા પાપતણો ધ્વંશ
આખા વિશ્વે પથરાયે પૂણ્યનો ઉદ્યાન !
ઉદ્ધાર કાં એકલાયે નહિ બનો પૂજારિણી
જાણો ન શું જનસેવા પ્રભુસેવા એજ ?
યાચીશ હું સર્વસ્વને કાજ દઈ દેયઅર્ઘ્ય
ચાલી, પૂજારિણી બોલી એવું કંઈ સ્હેજ !

ઉમેદભાઈ પટેલ

# ખોવાયલી ચંપલ

લેખક

શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ

મારી મન શાન્તિ જો કશાથી પણ નાશ પામતી હોય તો તે માત્ર ચંપલ ખોવાઈ જવાને લીધે જ. કોઈ પણ ચંપલ જોડી મારા પગમાં બે-ચાર મહિના ટકતી નથી. એમ કેમ થતુ હશે એનો કોયડો હું હજી ઉકેલી શકયો નથી, પણ એમ થાય છે જ એ એક હકીકત છે. એટલે એક જોડી ચંપલ ખોવાઈ અને તુરત નવી જોડી ખરીદી એવો જ ક્રમ ચાલ્યા કરે છે ઉતાવળનું કામ હોય, સત્વર બહાર જવાનુ હોય, અને કપડાં પહેરીને બારણા પાસે આવું ત્યાં તો...

આજે પણ તેવું જ થયું હતુ ! મારી ચંપલો રોજની જગ્યા પર નહોતી !

ચંપલ ખોવાય એટલે અડવાણે પગે બહાર જવાને બદલે મારી પત્ની સુનંદાની ચંપલ પહેરીને બહાર જવાનો મારો હમેશનો શિરસ્તો હતો પ્રભુએ અમારા બેઉના પગ સરખા જ સાંચામાં ઢાળ્યા હોઈને એ એક જાતનો લાભ જ હતો. અને તેટલા માટે કન્યાની પસંદગી કરનારાઓને મારી એ સલાહ છે કે જેઓને ચંપલો ગુમાવવાની ટેવ પડી હોય તેમણે કન્યાના મુખ સામે જોવાને બદલે તેના પગનું કદ જોઈ લેવું એ વધારે લાભદાયક બાબત છે

મેં બારણા પાસે આવીને આમ તેમ જોવા માંડયું. અરે, મારી ચંપલો નહોતી, અને સુનંદાની ચંપલો પણ રોજની જગ્યાએ જોવામાં આવતી નહોતી !

એટલે ! તેની ચંપલો પણ ખોવાઈ ગઈ કે શું ?

તેની ચંપલો ખોવાઈ જવાથી મને જે આનંદ થયો તે મારી ચંપલો ખોવાઈ જવાના દુઃખ કરતાં વધારે હતો પોતે કદી કશું ખૂએ જ નહિ એવી અભિમાનિની સ્ત્રીની ચંપલ ખોવાય એટલે મારા જેવા તેના પતિને કેમ આનંદ ન થાય ?

મેં હાક મારી· " સુનંદા ! "

પહેલી હાક સાંભળીને " હો "- કાર કરે તે પત્ની શાની ?

બીજી હાકે સગડીમાં કોલસા નખાતા હોવાનો અવાજ સંભળાવામાં આવ્યો

ત્રીજી હાકે કોલસાનો ડબો જમીન ઉપર પાછો મૂકાતો જણાયો.

અને ચોથી હાકે ?

પણ ચોથી હાકે તો હું રસોડાના દ્વારમાં જ દાખલ થઈ ચૂકયો હતો

ગૃહકાર્યમાં મગ્ન બનેલી ગૃહિણી મારી નજરે પડી હાથમાં પકડેલા ચીપિયાથી તે સગડીમાંના કોલસા બરાબર ગોઠવતી હતી માથાના કેશ પર રાખનાં અસંખ્ય પરમાણુ ચોંટી ગયાં હોવાથી કેશનો નૈસર્ગિક કાળો રંગ જ્યોત્સ્નામય રજનીના કાળા રંગની સાથે હરીફાઈ કરી રહ્યો છે એમ મને લાગ્યુ. હાથે કોલસાના કાળા ડાઘ પડયા હતા, તેને હું કમળ પર બેઠેલા ભ્રમરોની તુલનામાં મૂકવા ગયો પણ કવિતા દેવીએ મને યારી આપી નહિ !

" સુનંદા ! "

" શું છે ? "

" તારી ચંપલો ક્યાં ? "

" જાઓ, મારી ચંપલો મળશે નહિ !" હાથમાંનો ચીપિયો દૂર ફેંકીને તે કાંઈક રોષથી જ બોલી:

" તમે વારંવાર ચંપલો ખોઈ નાખો છો, અને પછી મારી ચંપલો પહેરી જાઓ છો. એથી મારી ચંપલો ઢીલી ને મોટી થઈ જાય છે એટલે ફાવતી નથી. તમારે તો રોજનું થયું; જાઓ મારી ચંપલો આજે નહિ મળે. '

" પણ તારી ચંપલો છેજ નહિ ને ! તે પણ ગુમાવી લાગે છે ! '

એ સાંભળીને સુનંદાએ ત્રાંસું જોયું, પણ મારો આનંદ માતો નહોતો. " કેમ હવે બોલાતું નથી ? રોજ રોજ મને કહ્યા કરતી હતી કે તમે ચંપલો ખોયા કરો છો, પણ હવે તારી ચંપલો કેમ ખોવાઈ ? આજે તો મારી અને તારી બેઉની ચંપલો ગુમ થઈ છે ! રોજ ટકટક કર્યા કરતી'તી કે મારી ચંપલો મોટી કરી નાખો છો–ઢીલી કરી નાખો છો; પણ હવે લેતાં જાઓ ! "

" પણ મારી ચંપલો ખોવાઈ જ નથી ને ! "

મારા અંતરમાં પ્રકાશ પડયો ! હું સમજી ગયો કે સુનંદાએ પોતાની ચંપલો છુપાવી દીધી છે–હું તેની ચંપલો પહેરી જઉં નહિ, તેટલા માટે !

મેં ગંભીર ચહેરો કરીને કહ્યું: " ત્યારે ચંપલો ખોવાઈ નથી, પણ છુપાવી દીધી છે, એમ ને ? "

અને સુનંદાના મુખમાંથી હાસ્ય સરકી પડ્યું. મારી ખાત્રી થઈ ચુકી કે મારો આનંદ અકારણ હતો.

મેં સ્વરમાં નમ્રતા દાખવતાં કહ્યું· " જો, મારી ચંપલો ખોવાઈ ગઈ લાગે છે. હું રોજ બારણા પાસે મૂકતો, આજે ત્યાં નથી. '

" જરા ધ્યાન રાખતા હો તો કાંઈ ન ખોવાય. "

" પણ સુનંદા ! આ ઉપદેશ આપવાનો વખત નથી, જરૂરીયાત પૂરી પાડવાનો વખત છે. મારે તો ઉતાવળે બહાર જવું છે, અડવાણે પગે કેમ જઈ શકું ? આજને માટે તારી ચંપલો આપ, પછી કોઈ વાર નહિ માગું. આજ તો..."

" જાઓ ત્યારે નવી લેતા જજો. "

" પણ મોચીની દુકાન સુધી તો અડવાણે પગે જવું પડે\ને ? અને ખુલ્લે પગે હું ચાલી શકતો નથી. "

" તો તમે જાણો. મારી ચંપલો તો તમને મળવાની જ નથી. તમારી ચંપલો ખોઈ બેઠા, અને વળી મારી પણ ખોઈ નાખો; હજી પરમ દહાડેજ નવી લાવી છું. "

" એમ શું કરે છે સુનંદા ? એક દિવસ માટે–નહિ, એક કલાક માટે તો આપ."

" ઉં હું ! "

એવો ઉદ્ગાર કાઢીને સુનંદાએ એવી કોઈ છટાથી ડોકું હલાવ્યું કે જાણે ચંપલોની બાબતમાં મારી સાથે જરાય વધુ વાતચીત કરવાની તેને ફુરસદ નથી !

જતાં જતાં મેં પાછું વાળીને જોયું. સુનંદાએ સૂચવ્યું: " જોઈએ તો મોચીની દુકાન સુધી બાજરૂમાં જવાની ચંપલો પહેરતા જાઓ ! "

" વારુ, વારુ. "

છેવટે બાજરૂમાં જવાની અર્ધી તૂટેલી ચંપલ જોડી મને ઘરબહાર નીકળવામાં મદદગાર થઈ.

બહારનું કામ પતાવીને હું જ્યારે પાછો ઘેર આવ્યો ત્યારે સુનંદા જમવા માટે મારી રાહ જોતી હતી. સસ્તી દેખાવડી અને ટકાઉ

(દુકાનદારના અભિપ્રાય મુજબ) ચંપલ ખરીદવાનો આનંદ મારા વદન પર ઝળકી રહ્યો હતો

ચંપલ કાઢતાં હું અભિમાનપૂર્વક કહેવા લાગ્યો "કેમ કેવી છે ચંપલ ?"

"સરસ, પણ ખોવાશે તો ?"

"તો ય શી ફીકર છે ? ફક્ત આઠ આનામાંજ ખરીદી છે '

"અને જતી વખતે પેલી જુની ચંપલ પહેરી ગયા હતા તે ક્યાં ?"

"હેં ?" હું જરા ગભરાયો

"મોચીની દુકાને ભૂલી આવ્યાને ? મારી ખાત્રી જ હતી કે તમે તે ઘેર પાછી લાવવાના નથી મારી નવી ચંપલ મેં આપી હોત, તો પણ તે તમે ખોઈ આવવાના જ હતા ! કેવા ભૂલકણા સ્વભાવના છો ? હવે આ નવીએ ક્યાંક ભૂલી આવજો, એટલે પત્યું !"

તે દિવસે પ્રિયાવિરચિત ચંપલ-કાવ્યનાં ઘુંટડા પીને હું બેભાન બની ગયો.

અપરિણીત વાચકોને એમ લાગતું હશે કે પ્રેમકલહનાં બીજ કાવ્યાત્મક હોય છે, પણ એવી માન્યતામાં ભૂલ છે અમારા કલહનું કારણ ચંપલરૂપી બીજ હતું તમે કદાચ કહેશો કે પગમાંની ચંપલ પગમાં જ રાખવાનું એ પરિણામ છે, પણ તેનો મારો જવાબ એ છે કે નવપરિણીતનો પગમાંની ચંપલ માથા પર ચઢાવવાનો મોહ ટાળી શકાતો નથી અને એક વાર માથે ચડાવેલી ચંપલ કદાપિ નીચે ઊતરતી નથી '

× × ×

નવી ચંપલ જોડી ખરીદ્યાને પંદર દિવસ વીતી ગયા હતા પંદર દિવસમાં ચંપલ જરાએ બગડી નહોતી છતાં રોજ રોજ મારા મનમાં થયા કરતું હતું કે ક્યાંય ખોવાઈ જશે તે નહિને ? પણ આજે તો મને તે ખોવાઈ જવાનો ખરેખર ભય લાગ્યો હતો

વાત એમ હતી કે આજે સાંજે એક સગાને ત્યાં મોટા લગ્નસમારંભમાં જવાનું હતું ત્યાં એકઠા થએલા માણસોની ચંપલો, સ્લીપરો અને બૂટોની ભારે ગીર્દી જામશે એવી મારી ખાત્રી હતી એવે વખતે ચંપલો ખોવાઈ જાય એ બહુ સ્વાભાવિક હોય છે

મેં સુનંદાને કહ્યું "હું લગ્નસમારંભમાં ન આવું તો નહિ ચાલે ?"

'વાહ ! એમ તે થાય ? જવું જ પડે !'

"તું તો જવાની છે કહેજે કે મારું માથું દુખતું હતું એટલે આવી શક્યો નહિ "

"પણ એવું જૂઠું શા માટે બોલવું ?"

'પણ હું આવીશ, તો ચંપલ ગુમાવીને જ પાછો આવીશ ?"

'તેટલા માટે હું જૂઠું બોલવાની નથી, અને એમાં ચંપલ ખોવાય શાની ? કોઈની નજરે ન પડે એમ એકાદ સારો ખૂણો જોઈને ચંપલ મૂકીએ તો બસ ચંપલને માટે લગ્નસમારંભ જવા દેવાય ? જરા ચંપલો સાચવતાં શીખો હવે, કહું છું કે હું નહિ આવું તો નહિ ચાલે ? પણ બધા ય મારા પહેલાં તમારી પૂછગાછ કરશે, એટલે ગયા વિના નહિ ચાલે આજે ચંપલ ખોવાવાની બીકે લગ્નપ્રસંગે જવા દેવાની વાત કહો છો, કાલે બૈરી ખોવાયાની બીકથી બહારગામ જવાનું એ માંડી વાળશો !' પોતાની વક્તૃતાની પણ અજમાયેશ કરતી સુનંદા આગળ બોલી 'બપોરે વીણા મને અને તમને આવવાનું ખાસ કહી ગઈ છે, એટલે આપણે બેઉએ જવું જોઈશે જ, અને હું કાંઈ તમારે માટે જૂઠું બોલવાની નથી "

અને સુનંદા તો મારા પહેલાં નીકળીને ચાલી. પાછળથી હું લગ્ન સમારંભને સ્થાને જઈ પહોંચ્યો તો મને લાગ્યું કે

ન આવ્યો હોત તેજ સારું હતું. મોટરો અને ગાડીઓની લાઇન બંધાઇ ગઇ હતી. બેઠકના દિવાનખાનામાં જવાના જીનાની આસપાસ તરેહ તરેહના જોડા, બૂટ અને ચંપલોનું પ્રદર્શન ગોઠવાઇ ગયું હતું. તે જોઇને હું જરા ગુંચવાયો. કોઇ મિત્રોએ અને સગાઓએ મને જોઇને "જેજે" અને "નમસ્કાર" કર્યા, તે મેં સામા હાથ જોડીને સ્વીકાર્યા, પણ મારું ચિત્ત તેમાં નહોતું, એટલે મેં તેમને ઓળખ્યા નહિ. મારું ચિત્ત તો ચંપલ ન ખોવાય તેવી જગ્યાએ તેને મૂકવામાં રોકાયું હતું અને એવી જગ્યા મારી આંખો શોધી રહી હતી. ઉંટે બ્હીતાં બ્હીતાં એક ફાટેલી સ્લીપર જોડીની પાછળ મારી સુંદર ચંપલો ગોઠવીને હું દાદર ચડયો.

દિવાનખાનામાં પેમલાજ મંગલાષ્ટકની છેલ્લી કડી "કુર્યાત્ સદા મંગલમ્" સાંભળી પછી પાન–ગુલાલ–અત્તર વહેંચાયાં તે લીધાં. ભોજનનું નિમંત્રણ મળ્યું તે સ્વીકાર્યું અને તુરત તીખરાતી ગીર્દીમાં હું એકદમ જીના તરફ દોડયો.

ઘણાયને "જે જે" કર્યા, ઘણાયની કુશળતા પૂછી, પરંતુ મારું ધ્યાન ચંપલોની પાછળ લાગેલું હતું. હું નીચે ઉતર્યો અને...ઓસારીની ! ચંપલો ચપલાની જેમ નાસી ગઇ કે શું ? પેલી ફાટેલી સ્લીપરો ત્યાંજ હતી, પણ બાજુમાં મારી ચંપલો નહોતી !

ચંપલો શોધવા માટે મેં આમ જોયું, તેમ જોયું, તે કદાચ સ્થાનભ્રષ્ટ થઇ હશે એમ માની દૂર પણ જોયું. પણ કયાંય તેનું દર્શન જ ન થયું !

માણસ વિવેકબુદ્ધિને જરા દૂર હડસેલે કે તુરત તેને નવી નવી કલ્પનાઓ સૂઝે છે.

ચંપલોના આ મોટા ઢગલામાંથી હું એકાદ જોડી ચોરી જઉં–નહિ, નહિ, લઇ જઉં તો હરકત શી ? મારી જ જોડી શું કોઇ ઉપાડી ગયું નહોતું ? આ વિચાર મારા મસ્તકમાં આવતા જ તેનો અમલ કરવાની હું તૈયારીમાં હતો.

એટલામાં એક અવાજ મારે કાને આવ્યો. "કેમ; ચંપલો જડતી નથી ને ? મારી ચંપલો પણ કયાં ગઇ તે સમજાતું નથી ! લગ્ન સમારંભમાં આવ્યા એટલે આવું જ થાય !"

મેં પાછું વળીને જોયું તો એક ઠીંગણો માણસ પોતાની ચંપલો શોધતો દેખાયો મને લાગ્યું કે તેની નજર મારા પગ ઉપર જ લાગી રહી છે !

એટલે પગમાં જે ચંપલો આવી તે પહેરીને હું એકદમ બહાર સટકયો અને પેલાને કહ્યું "મારી ચંપલો તો જડી, ભાઇ !"

ઘર તરફ જતાં ચંપલો ગયાનું દુઃખ ન લાગતાં મને એક પ્રકારનો અનનુભૂત આનંદ થતો હતો; કારણ કે કદી ન અનુભવેલું ચંપલ ચોરી લેવાનું ધૈર્ય આજે મારામાં આવેલું મેં જોયું હતું. વળી મેં ઉપાડેલી ચંપલ મારી ખોવાયલી ચંપલ કરતાં જરા સારી હતી અને વળી બંધ બેસતી પણ હતી.

વિશેષમાં જો સુનંદા મને ચંપલ વિષે કોઇ પ્રશ્ન કરે તો હું તેનો સણસણતો જવાબ આપવાની સ્થિતિમાં હતો !

ઘેર ગયો પણ તે હજી આવી નહોતી, હું તેની રાહ જોતો બારણામાં ઊભો. તે દેખાઇ એટલે મેં તેની તરફ વિજયની ખુમારીથી નજર કરી.

તેનો ચહેરો ચિંતાયુકત દેખાતો હતો. ચંપલ સંબંધી કશો પ્રશ્ન તેણે મને પૂછયો

નહિ, એટલે મેં જ તેને હસીને કહ્યું " સુનંદા ! મારી ચંપલ ખોવાઇ ! "

કશું ન બોલતાં તે સીડી ચડીને ઉપર આવી ત્યારે જ મારી નજર તેના અડવાણા પગ ઉપર પડી અને મારા મુખમાંથી ઉદ્‌ગાર નીકળ્યો " શું તારી ચંપલ ખોવાઇ ? "

સુનંદાની ચંપલ ખોવાઇ તેના આનંદમાં હું દેહભાન વિસરી ગયો હતો, એટલામાં અંદર ગએલી સુનંદા બોલી " આજ મારી ચંપલ ! તે મારી પહેલાં ઘેર કયાંથી આવી ? પોતાની ચંપલ ગુમાવીને મારી ચંપલ ઘાલીને ઘેર આવ્યા લાગો છો ! મારે અડવાણે પગે આવવું પડ્યું તે જોયું ને ! "

રસ્તે ચાલતાં કોઇ માણસનો પગ લપસે અને તે પડે, તે વખતે જ તેના ઉપર હસી પડનાર બીજા માણસનો પગ કેળાની છાલ ઉપરથી લપસી પડે, એવી જ તે વખતે મારી સ્થિતિ થઇ *

* મરાઠી ઉપરથી.



## કોણે ઠલવ્યો ?

[ રાસ ]

કોણે ઠલવ્યો રે કોણે ઠલવ્યો,
મુક્તાફળનો થાળ આ કોણે ઠલવ્યો ?
વેગળી વસન્તના ઝીણેરે ટહુકા,
ઉરનો રસાળ આ કોણે ઠલવ્યો ?

આગણે ઉજાસ શા ? અન્તરે પ્રકાશ આ,
મનનો મહેરામણ આ કોણે મૂલવ્યો ?
ઉરને હિન્ડોળ ઝુગે નયણાને ઓલ,
કીકીને હામણ આ કોણે ઠલવ્યો ?

અગમનિગમ સન્તાકુકડી રમવા
ફીણી મહી કોણે ન્હોતર્યો ?
પ્રાણમાં પડછન્દ શી ગેબીએ બોલનો,
સુણુ સુણુ ને ઉર ટહુકો ભર્યો ?

પોપચાંના પ્રકાશની બારીથી,
અમૃત-ચોર કોણ ઉર ઉતર્યો ?
પીઉં પીઉં ને મ્હારી વાધે રસની તૃષા,
કોણે કટોરો એ મુખડે ધર્યો ?

એની વાસળીને-સૂર-ઉરે ચન્દનીનાં પુર,
ઉર ચન્દનીનો ચોક કોણે મોતીએ પૂર્યો ?

ઋતૂનાં કુસુમાકરઃ

# જગદંબા

( ઢાળ : હારે પ્યારી રાધે જો પેલા નન્દકુમાર )

આવ્યાં સખી લેને જગદંબા રમવાને રાસ
ભાવ કહું કોને ઉજળ્યાં જો અવનિ આકાશ;
રૂપનો અંબાર મા સુંદડી શી ફરફરે,
ટમકે તારલિયાની ભાત.....................આવ્યાં૦ ૧

માના લલાટમાં કુંકુમનો ચાંદલો,
હૈયામા મોતનનો હાર.....................આવ્યાં૦ ૨

કંકણ ખખડાટથી નાચે ઉર મોરલો,
લળી લળી દેતો તાલ.....................આવ્યાં૦ ૩

ઝાંઝર ઝણકારથી વિશ્વ બધું ગાજતું,
પડઘા દિગન્તમાં સુણાય.....................આવ્યાં૦ ૪

માની અમી ભરેલ દષ્ટે છલકી રહે,
શાન્ત સુખી હૈયામા આશ.....................આવ્યાં૦ ૫

ગરબામાં ઘૂમતાં મા વિશ્વને ઘૂમાવતાં,
દીવડે જો દિવ્ય ઝબકાર.....................આવ્યાં૦ ૬

દેવી હલકથી શો ગરબો ગવડાવતાં,
હૈયાના ઝણઝણંત તાર.....................આવ્યાં૦ ૭

વીરતાની પ્રેરણાનાં પાન મા કરાવતાં,
દેતાં અભયનાં દાન.....................આવ્યાં૦ ૮

મૈયાને વ્હાલ હૈયું થન્ન થન્ન નાચતું,
જાગંતા થાકેલા પ્રાણ.....................આવ્યાં૦ ૯ ×

વિવિત્સુ

× પ્રગટ થતી " રાસ પાખડી "માંથી

## વિમાનમાંથી મશીનગન ચલાવતી વીરાંગના



અર્વાચીન સ્ત્રી માટે પણ સાહસભર્યું કાર્ય તુર્કીના સરમુખત્યાર કમાલ આતાતુર્કની દત્તક પુત્રી મીસ સાબીહા ગોકસેન કરી રહી છે. પાયલોટ તરીકે તે સુવિખ્યાત છે અને તુર્કીની વીમાની ફોજની તે સભ્ય છે અને તેમાં લેફટેનન્ટની પદવી ધરાવે છે. ખુદીનો બાળવો

# જુઓ ને રૂઓ

લેખક
શ્રી. કેશવ હ. શેઠ

રાતપાળીવાળી નર્સો ઇસ્પિતાલના એક અલાયદા ખંડમાં આરામ ખુરશીની બેપરવાહ પડી હતી–શાદી ઝનાનાની રૂપરમણીઓ હિંડોળેથી જેમ આરામ લેતી પડી હોય તેમ.

—પણ આજ રોજના જેવી સ્ફૂર્તિ કે તાજગી કોઇના મુખારવિંદ પર તરતી નહોતી. નમતો પ્હોર હતો અને નમતા પ્હોર જેવી નિસ્તેજતાથી આખો ખંડ છવાયેલો લાગતો હતો; ર્હાય તેવા સુનકારમાં પણ કિલકાર ભરી દેનાર એક હસમુખી નર્સની ગેરહાજરી આજ સૌને સાલતી હતી.

એનું નામ મિસ મણિ. તે ગંભીર માંદગી ભોગવતા એક શેઠની મ્હાવજત માટે તેને ત્યાં રોકાઇ હતી.

શેઠ નવનીત નાણાવટી શહેરનો પ્રતિષ્ઠિત પુરુષ હતો. ઇસ્પિતાલના મુખ્ય બાનુ ડાક્તર પર તેની ચિઠ્ઠી જવાથી, એ બિમાર શેઠની સારવાર વાસ્તે મિસ મણિને એને ત્યાં મોકલવામાં આવી હતી

ઇસ્પિતાલની સંખ્યાબંધ નર્સોમાંથી મિસ મણિને જ પસંદ કરીને શેઠને ત્યાં બાનુ ડાક્તરે મોકલેલી, તેનું કારણ સબળ હતું: કેવળ બાનુ ડાક્તર નહિ, પણ ઇસ્પિતાલના મોટા નાના સમગ્ર સ્ટાફની આંખોને, મણિના અવતારમાં કોઇ નાઇટિંગેલનાં દર્શન થતાં. નામ મણિ છતાં તમામ દીઓ એને 'દયાદેવી' કહીને બોલાવતા.

નાનકડો દીવો આખા મન્દિરને ઝગઝગાટ બનાવી દે છે અને નાની ધૂપસળી આસપાસના વાતાવરણમાં મઘમઘાટ ફેલાવે છે; એવાં પરમોગી એ ઘૃતદીપક ને ધૂપસળીની કોઇ અદેખાઇ નથી કરતું; એમજ મિસ મણિના માયાળુ ને દયાળુ સ્વભાવની તથા સેવા સુશ્રુષાના પ્રભાવની અદેખાઇ એક પણ આંખને થતી નહોતી–સૌ એની પ્રસરતી પ્રતિષ્ઠાની પ્રશંસા કરતાં. મણિ સૌના દિલમાં સગી બ્હેનના ભાવે પ્રતિષ્ઠિત થએલી જાણે પ્રેમળ પ્રતિમા જેવી લાગતી ઇસ્પિતાલનાં મુખ્ય બાનુ ડાક્તર તો પહેલા ખોળાની પુત્રી હોય એટલું બધું વ્હાલ એના પર વરસાવતાં હતાં. એમણે ઘણીવાર ને ઘણાં જણ આગળ મગરૂરીપૂર્વક આ ઉદ્ગાર ઉચ્ચાર્યા હશે, કે 'મિસ મણિ નામનું રત્ન અનાથાશ્રમના ઉકરડે ઉછરેલું છે, છતાં સંસ્કાર કેટલા સુન્દર!'

૨

એવી સંસ્કારશોભન નર્સ નવનીત શેઠની માવજતમાં રોકાઇ હતી. નવનીતલાલ નાણાવટી કુટુમ્બનો નબીરો હતો. શરાફ બજારમાં ધીરધારની ધીકતી પેઢી ચાલતી. શહેરમાં આલિશાન હવેલી હતી અને શહેર બહાર ભવ્ય બંગલો હતો. તે ગાડી વાડી ને બહોળાકરથી વૈભવસમૃદ્ધ હતો ટોકરીના એક જ રણકારે તહેનાતમાં બબ્બે નોકરોને 'જી હુજૂર' કહેતા હાજર રહેવું પડે, એવો એનો રૂઆબ હતો. માણસોની આટલી તાબેદારી છતાં પોતાના બિમાર પુત્રની માંદગીમાં સારવાર–સેવા કરવા માટે નર્સ વયોવૃદ્ધ બા આઠે પ્હોર તત્પર રહેતાં, રાતની રાતો ઉજાગરા વેઠતા તે ખડે જ હોય–

આંખનું મટકું સરખું માંડયા સિવાય નવનીતની પથારી પાસે તે બેઠા જ હોય—તે ઠેઠ મિસ મણિના હાથમાં ચાર્જ સોંપાયો ત્યાં સુધી.

મણિ દર્દીના ઓરડામાં દાખલ થઇ ત્યારે બિછાના આગળ પુત્રવત્સલ માતા બેઠાં હતાં. પાસે દવાની શીશીઓ ને પડીકાં પડયાં હતાં. રકેબીમાં ફોલાયલી મોસમ્બી ને કાળી દ્રાક્ષ દેખાતાં હતાં. બાજુ પર ઉકળી ને ગળફા ઝીલનારી થૂંકદાની પડી હતી. દર્દીની આસપાસ ભમતી માખોને પીંછીવડે ઉરાડતાં માતુશ્રી ઉસિકા આગળ બેઠાં હતાં, તે વખતે મણિ અન્દર દાખલ થઇ અને દુઃખભારે લદાયલો ઉદ્‌ગાર દર્દીના મુખમાંથી નીકળ્યોઃ—

'ઓહ્ !'

'બેટા !' માતાનો મધુર બોલ સાંભળીને નવનીતે પોપચું ખોલ્યું અને જેનું ધાવણ પીને પોતે 'નવનીત' બન્યો હતો તે વ્હાલસોઇ માતા સામે તેણે જોયું—જોયું ન જોયું ને આંખો મીંચી દીધી. થતી અસહ્ય વેદના ન ખમાતી હોય તેમ તેણે પડખું ફેરવ્યું. પુત્ર ખાતર મરી ફીટવા તૈયાર, એવી માતાએ, ખસી ગએલા ઉસિકાને સરખું કીધું નવનીતે ફરીથી કારમી ચીસ પાડી. હજારો વીંછીની ડંખવેદનાએ પડતી ચીસ જેવી એ ચીસથી માતાનું હૈયું જાણે ચીરાઇ જતું ન હોય એમ મણિને લાગ્યું. સામે વિષ્ણુની છબી વડે દિવાલ શોભતી હતી. અશ્રુભીની માતૃઆંખો, એ છબી પર ઢળી. તેના હોઠ ફફડયાઃ—

'દીનદયાળ ! ગમે તો મને અબઘડી ઉપાડી લે; પણ મારા નવનીતને સાજોસગો ઉઠાડ. જોઇએ તો મારાં સઘળાં પુણ્યવ્રત...'

'ઓ મા !' દર્દી રાડ પાડી ઉઠયો.

'આ'રહી બેટા ! શું થાય છે તને ?' માથે હેતાળ હાથ ફેરવતાં માતા પૂછતાં હતાં—બેટાને શું થતું હતું ? નવનીતને ભૂતકાળની ભૂતાવળ ભડકાવી રહી હતી, તે માતાથી કેમ સમજાય ? નવનીત એને સમજાવી શકે પણ શી રીતે ?

'કર્મયોગે લક્ષ્મીજી પ્રસન્ન થવાં, તે એક વાત; સદ્દકર્મે લક્ષ્મીદેવીના લાડીલાં બનવાની લાયકાત ભોગવવી તે બીજી વાત; બદ્દકર્મે લક્ષ્મીરાણીને દાસી બનાવવી એ દુર્ભાગીની વાત—નવનીત શું દુર્ભાગી હશે ?' નૈસર્ગિક રીતે જ મણિને આવા તરંગો થવા માંડયા. પણ એવા અનિષ્ટ તરંગો પ્રત્યે તરત જ એને ઘૃણા છૂટી. દયાદેવીની દિલસિતારી ઝણઝણી ઉઠીઃ 'મહાન પિતા એને વેળાસર સાજોતાજો કરે.'

—અને નવનીતનું કલ્યાણ વાંછતી મણિએ દર્દીની સારવારનો ચાર્જ લીધો.

૩

દર્દીની માવજતમાં રહી મણિને બરાબર બે અઠવાડિયાં વીત્યાં—માત્ર બે જ અઠવાડિયાં; એટલી ટૂંકી મુદતમાં નવનીતનો લાંબો મંદવાડ લગભગ દૂર થઇ ગયો. મૂઝારો મટી ગયો હતો. જીર્ણજ્વર જતો રહ્યો હતો. ખાસ દર્દ જેવું કશું જ રહ્યું નહોતું—સિવાય સામાન્ય અશક્તિ.

આથી નવનીત ખરેખર નવાઇ પામતો હતો. સ્વપ્ને પણ ખ્યાલ નહિ, એટલી ટૂંકી મુદતમાં પોતે સ્વાસ્થ્ય પ્રાપ્ત કરી શકયો, એમાં કાંઇક જાદુઇ ચમત્કાર તેને ભાસતો હતો. તેને તરેહવાર તર્કવિતર્ક થતા. હમેશાં માતા પ્રભુપ્રાર્થના કરતી હતી; શું પ્રાર્થનાને બળે પોતે એકદમ સાજો થઇ ગયો હશે ? એમ નહિ તો એક મણિના જ હાથમાં પોતાની નાડી બરાબર આવી હોય—તેણે કેવીક રામબાણ દવા દીધી હશે ? કે પછી અંગ પર મણિનો મૃદુ હાથ ફરવાથી ને તેના વ્હાલસોયા મધુમધુરા શબ્દો વડે જ સાજો થઇ

જવાયું હશે ! ન ઉકલી શકે એવો આ એક રૂપ પ્રશ્ન નવનીતને મૂંઝવ્યા કરતો હતો તે વખતે મણિ એના ખંડમાં દાખલ થઈ અને હવે હરિપતાલમાં પાછા જવાની તેણે રજા માગી —

' નથી લાગતું કે હવે મારી જરૂર હોય ' સર્વાંગ નીતરતી સરળતાએ વિદાય માગતી મણિ નવનીત સામે ખડી રહી નવનીતે હાજરજવાબ પકડીને કહ્યું

' હજી તો મને અશક્તિ ઘણી છે, મિસ ! બેચાર દિવસ વધુ રોકાવું પડશે. ' ખાલી ખુરસી પોતાની પાસે ખસેડી, તેના પર મણિને બેસવાનું કહી, નવનીતે ઉદાર ભાવનાં વેણ ઉચ્ચાર્યાં —

' મારે ત્યાં ત્યારે કેટકેટલી રાતોના ઉજાગરા થયા છે, હવે બેચાર દિવસ અહીં જરા આરામ લો. '

આરામ લેવાનો ઉદાર ભાવ દર્શાવતો નવનીત આશાતુર લોચને મણિ સામે મીટ માંડી રહ્યો વિલક્ષણ ટેવથી ટેવાયલી એની જૂની આંખો મણિની સુડોળ ને ઘાટીલી દેહલતા પરથી કેમે કરી ખસતી નહોતી મણિ પર અખંડિત લાવણ્યનું નિર્વિકારી સૌન્દર્ય નીતરતું હતું. અંગમાં મનોમુગ્ધકર લાવણ્ય છલકાતું હતું. આંખમાં નિર્મળ અમી અને હૃદયમાં સેવા ને સુશ્રુષાની પવિત્ર લાગણી ફિસરાતી હતી હોઠમાં શુનશુના ટહુકાનું માધુર્ય હતું અને વદન હમેશાં સ્મિત હાસ્યે હસતું જ હોય માંદગી વખતે મણિ વિષે થયેલ સ્વાનુભવ આજ તાજા સ્વરૂપે અનુભવતો નવનીત ઉત્તરની અપેક્ષાએ એની સામે જોઈ રહ્યો હતો અને મણિએ યથોચિત હસી કહ્યું —

' તમે આરામ લેવાનું કહો છો, પણ મને તો કામથી જ આરામ મળે છે. '

હકીકત ખોટી નહોતી નવનીતને એની કાર્યચપળતાનો અનુભવ સારી પેઠે થયો હતો—જળકુકડે તરવરતાથી તરવરતી જાણે સોનેરી માછલી ! સેવાસુશ્રુષાના સમયે મણિની કર્તવ્ય–ચપળતા એવી અજબ હતી. આજ એની કદરદાની કરવા નવનીત ટમટમી રહ્યો હતો ઇચ્છા મુદ્દલ નહિ છતાં ' શેઠસાહેબ 'ના આગ્રહભર્યા દબાણથી તેની મહોલાતમાં મણિને ફરજિયાત રોકાવું પડ્યું.

૪

મધરાત વીતી હશે, પણ નવનીતનાં નેત્રોમાં નિદ્રાદેવી પધારતાં નહોતાં. મહોલાતને મોભારીએ કાળું ઘુવડ અપશુકનિયાળ શબ્દો ઉચ્ચારતું હતું. તે શબ્દો જાગ્રત નવનીતે સાંભળ્યા ઘુવડના શબ્દે તેને ભૂતકાળ સાંભર્યો. ચક્ષુ સમક્ષ મૃતપત્નીની છાયા ખડી થઈ. પોતાના અર્ધાંતમ્ય હમને પાપે સગર્ભા પત્ની પરલોકવાસી થઈ હતી તે કરુણ ઘટના તેને મૂંઝવવા લાગી મૂડીનો મદ અને શ્રીમંતાઈની સત્તાએ શી તજે રહેલ આઈ–પીમાઈ ગએલા પોતાના સમજણી આશાભીઓ એને ભડકાવતા દેખાયા તેણે આંખો ચોળી, ફરી સ્વસ્થ થયો પોપચાં મીંચ્યાં કે તરત આગ્ય અક્ષરો વંચાયા —

' લક્ષ્મી '

વીજળીની વેગે એ અક્ષરો સરકી ગયા, નવા અક્ષરો વંચાયા—

કુચ્છન્દ '

વાયુની ઝડપે એ અક્ષરો પણ અલોપ થયા ને નવું વંચાયું:—

' વ્યભિચાર '

એક પિયરિયાળ વિધવા, ખોળામાં બાળકી કન્યાને લઈ, શેરીને ઠાકઠુકી ફરતી દીઠી. નવનીત ખુબ ભાંગ્યો, ગભરાયો, બેફામપણે પલંગમાંથી ઉઠીને બેઠો થયો તેની ફરની ફરી, સામેના ખંડમાં દોડી ગઈ, જ્યાં પુત્રની

પરિતાતાના અવતારે સમી મણિ આજ ઘણે દિવસે ગાઢ નિદ્રાને ખોળે પડી હતી.

બિમાર હાલનમાં, પોતાની સારવારના સમયે, નવનીતને, મણિમાં માતૃવાત્સલ્યનો અને લાડકી ભગિનીના નિર્દોષ ઉમળકાનો અનુભવ હરપળે થતો હતો–પણ એ તો બિમાર હાલતમાં; નવનીત હવે તો નવે અવતાર આવ્યો હતો, અને જૂના સંસ્કારો સંચીને તે સાજો થયો હતો! એટલે બિમાર હાલતની પાત્રતા હવે પલટાઈ ગઈ હતી અને પાત્રતા પલટાયા પછીની પરિસ્થિતિ તો ભર્તૃહરિએ સચોટ શબ્દોમાં વર્ણવી છે: "સ્વાતિનક્ષત્રે ખુલ્લી છીપમાં મેઘબિન્દુ પડે તો સાક્ષાત મુક્તાફળ બને; એક પાત્રતા તે આ; એ જ મેઘબિન્દુ કમળપાત્રે પડે તો મોતીના કણ જેવું જળબિન્દુ ચળકે: આ બીજી પાત્રતા; એ જ પાણી, કમળ ને સ્વાતિ સરખા જ રાતા રંગના અંગારધિકયા તવા પર ટપકે તો તે એવું ચચણી જાય કે તેનું નામોનિશાન રહે નહિ." અવતારે તો નવનીત તેનો તે હતો, મણિ તેની તે હતી; તફાવત એટલો જ, કે મણિ મૂળ સ્વરૂપે સ્વાતિબિન્દુ હતી, ત્યારે નવનીત હવે બન્યો હતો ધિકતા અંગારે તપેલો લોખંડનો તવો! તે આરતેથી ઊઠયો, માતૃવાત્સલ્ય અને બ્હેનના ઉમળકાવડે જેણે મરતો બચાવ્યો હતો તેના ખંડ ભણી એનાં પાગલ પગલાં પડ્યાં–કેવળ ચૂપકીદીથી; લગીર પણ ગણસારો ન થાય એવી સુમર્યાદાથી.

મણિની પથારી પાસે પહોંચતાં જ તેણે કૌતુક દીઠું. કમળદંડ જેવા બે કોમળ કરનું સંપૂટ કરી મણિ જાણે વન્દન કરતી ન હોય, એમ સ્મિતે ફરકતા વદને તે પથારીમાં સૂતી હતી. જોઈને નવનીતની નસેનસમાં નવીન તાજગી ફરી વળી: 'શું તે પોતાને જ આદર દેતી હશે?' વિચારચક્રાવે ચડતો નવનીત ખુશાલ ચિત્તે પાછો વળ્યો, પોતાના પલંગ પર જઈ બેઠો અને ત્યાંથી જ બોલ્યો:—

'મિસ!'

સદૈવ જાગ્રત રહેતા એક મગજતન્તુએ, ધીમી બૂમ સાંભળતાં જ મણિને જગાડી દીધી. મુખ આગળ આવેલી વાળની લટને ફૂંક મારતી તે ક્ષણવારમાં સ્વસ્થ થઈ જઈ પથારીમાંથી ઊઠીને ઊભી થઈ. સામેના ખંડમાં નવનીતને સૂતેલો નહિ પણ બેઠેલો જોઈને પૂછ્યું:

'મને બોલાવી'તી?'

'હા; તું જાગતી હતી? આમ આવ, મણિ!'

'હું તો ભરઊંઘમાં હતી–કેવું મજાનું સ્વપ્ન જોતી'તી.' મણીએ નવનીત પાસે જતાં કહ્યું. 'સ્વપ્ન' શબ્દ સાંભળતાં જ નવનીતની ભ્રમણા ટળી કે મણિ બે હાથ જોડીને પોતાને વન્દના નહિ જ કરતી હોય.

'સ્વપ્નમાં કોનાં દર્શન કરતી'તી?' નવનીતે પૂછ્યું.

'દયાની દેવી–મિસ ફ્લોરા નાઇટિંગેલનાં–કેવી પૂજ્ય પ્રતિમા? મધરાતના વેષમાં, હાથમાં દીવો લઈને દર્દીઓની પથારીઓ પાસે ઘૂમતી મિસ ફ્લોરા! એના સ્ટેચ્યુના છત્રે રેડક્રોસના નિશાનવાળી ફરકતી ધજા તો કાનમાં એવા સુન્દર સેવામંત્રો ભરે છે!' મણિનો હર્ષ આવાં સ્વપ્નદર્શનથી માતો ન્હોતો. તે હર્ષાવેશમાં આવી જઈ વાતો કર્યા કરતી હતી, તેનું એને ભાન થયું. વાતનો વિષય બદલીને નવનીતને પૂછ્યું:—

'પણ મને કેમ બોલાવી'તી? કહો, શું જોઈએ?'

'નિદ્રા.'

'હજી ઊંઘ્યા જ નથી?' મણિ વિચારમાં પડી.

'ઊંઘ આણવાની દવાનો વિચાર કરે છે, મિસ?'

'કારતો વળી; આમ ઉજાગરો થાય તે

## ૫

મુગ્ધાવસ્થાનો રંગ શ્વેત કલ્પાયો છે: જેવાં શ્વેત વસ્ત્રો પર, કામરૂપ ડાઘવાનો રંગ પણ ડાઘ પડ્યા સિવાય. મણિ પૂરી અનુભવમાંથી નવનીતની મ્હોલાત છોડીને પાછી કન્યાપણાનું ગુલગુલ બની ચૂકી હતી. મણિના વિસ્મય જેવું ઊજળું પરોઢ પ્રકટ્યું, ને ઉષાએ ગુલાબી રંગ ટોવ્યા: પરન્તુ જે ક્ષણથી મણિની પીઠ ફરી, ત્યારથી આખી મ્હોલાત-પોતાનું સુભગ જીવન-નવનીતને સૂનુંસૂનું લાગતું.

નવેક દિવસના મહામનોમન્થનને અંતે નવનીતને નુસખો સૂઝ્યો. 'તાકીદ'ની એક ચિઠ્ઠી લખીને મોટર સાથે શોફરને હૉસ્પિટાલમાં મોકલ્યો-મણિને તેડી લાવવા.

[illegible] હતો. આથમતો તડકો જમીન પર ઢાળેલો હતો. લાલ પાણીનો [illegible] મણિની વાટ જોતો નવનીત, [illegible] તરફ બેઠો હતો, અને મોટરના હૉર્નનો અવાજ કર્ણગોચર થયો. નવનીતે ઇવનિંગ પેરિસન ટચી મઘમઘતો રૂમાલ મ્હોં પર ફેરવ્યો ને આવનારને આદર દેવા ઊભો થયો.

વિકારીની સંમુખ આવતી [illegible] જેવી મણિ માળ પર ચડી, આસન પર બેઠી, પૂછ્યું: 'ઉતાવળનું શું કામ પડ્યું જ ભાઈ ?'

'અહીંથી જતી વેળાએ તેં એવી ઉતાવળ કરેલી, કે તારી સેવા નિમિત્તે મ્હારે ખાસ કાંઈક આપવું જોઈએ તે રહી જ ગયું હતું...'

'કેમ વળી! પગાર તો સૂરતે મળી ગયો છે!'

'ખરું, પણ સેવાનું સંભારણું તો દેવું જોઈએ ને? કહે, ભેટમાં શું આપું?'

'મને તમારો ભાવ.'

નવનીત 'ભાવ' શબ્દ સાંભળીને ભાવની જ લાગણીથી ઉશ્કેરાયો. તેને વિકલ્પ થયો. 'તે મૃતવિધવા મ્હારી પત્ની ન્હોતી, સ્નેહરાણી હતી: એના સંસર્ગથી કરુણાર્દ્ર બને તે મારી પુત્રી થાની?' નવનીત નિશ્ચય પર આવ્યો.

'ભેટમાં ભાવ સિવાય બીજું કંઈ જ નહિ જોઈએ, મણિ?'

'જી; કેમ કે એક એ જ વસ્તુ એવી છે, કે સંભારણા નિમિત્તે હમેશાં ટકી રહે.'

'તો આ ભાવભીનું હૃદય ભેટવા ક્યારનું ટમટમી રહ્યું છે.'

નવનીત નરપશુ બન્યો. મણિ નામની પવિત્ર પુષ્પકળીને ચૂંથી નાખનારો વરૂ બન્યો. મણિને ગોઝારી ભૂજ વચ્ચે ભીડી લીધી. એકાએક આવા અત્યાચારનો સ્વપ્ન પણ જેને ખ્યાલ ન્હોતો, એવી મણિ વિષમ સ્થિતિ ક્ષણમાત્રમાં સમજી ગઇ. એનામાં અજબ શૂરાતન ઉભરાયું. તેણે હાથનાં એક જ તરછોડે નબળા નવનીતની ભૂજાને મરડી નાખી—

'છોડી દે, બેવકૂફ!' કહીને મણિએ રાવણહથ્થો લાફો એવો લગાવ્યો, કે નફ્ફટ નરપશુ જમીન પર પટકાઇ પડ્યો. મણિ હવે વિફરી હતી—ચંડિકા બની હતી; પોતાની ઊંચી એડીના બૂટ, જમીન પર પડેલા નવનીત પર દબાવીને એવી લાત લગાવી, કે ઊઠવા જતો નવનીત ફરીથી નિસાસ સાથે શ્રીફળ પેઠે અફળાયો—

અને મણિ બાજુપર ઊભી હતી, તેની પાસે જવા તે ઉઠવા મથતો હતો, ત્યારે જ તેને ભાન થયું કે પોતાનું ડાબું અંગ પક્ષાઘાતના [illegible] સપડાઇ ગયું છે!

'કાળખૂન!' મણિ ગાજી: 'રૂખી મરતા નહિ આવડ્યું? ન્હોતું રહેવાતું તો પરણવું હતું! આપઘાત તો સહેલાઇથી કરી શકત.'

# જ્યોત શું ઝળી રહી રે !

( આશા ભર્યાં અમે આવીયાં—એ રાગ )

વ્હાલાં હૈયાના ઓરડે,
મારાં જોગીનાં નયને સુહાય;
વ્હાલાં વદને વસ્યાં રે !

ઉંચે આકાશ આ ચાંદની,
મારા ઉરે ઉરે પથરાય;
હેતમાં હૈયાં હસ્યાં રે !

આકાશ નીલું નિર્મળું,
શાંતી સ્વાતિ ઝરન્તો સોમ;
મુક્તા મહેરામણે રે !

દીવો ઉજ્વળો દેવળે,
તેજ આપે ચેતનનાં એમ;
તાર ત્યાં રણઝણે રે !

ખીલે કમલ જો રાતનાં,
ઝીલે શીળાં શશીનાં તેજ;
શત શત પાંદડીએ રે !

ઉરે ગુંજાય કે ગાણલાં,
મધુકાલે માણેલાં એજ;
પટોળે ભાતો પડી રે !

કાચી કસુંબલ ચાપડી,
એના રંગે રેલાયે રતાશ;
વાદળી વરસે ઝરી રે !

હીરે * અમુલખ ઓપતાં,
જેના રંગે ન ક્યાંહી કચાશ
કસબી કારીગરી રે !

વેરી વિરહની વેદના,
તોય વસમી ન લાગે કેમ;
ભેદ એ કળણું નહીં રે !

આશા અંધારમાં આવતી,
ઝગે જ્યોતિ એ ઉરની નેમ;
જ્યોત શું ઝળી રહી રે !

વસન્તાત્મજ

---

* રેશમથી.



# શ્યામમૂર્તિ

લેખક
શ્રી. સુરેશ ગાંધી

એક નાનકડા ગામના એક ગરીબ ઘરમાં આજ લગ્નોત્સવની ધામધુમ મચી હતી. શ્યામાના આજ વિવાહ થવાના હતા, અને તેની માસી તેને આ અકિંચન ઘરમાંથી કોઈ પરાયાના, ઘરમાં મૂકવાની તૈયારીમાં પડી હતી.

આજુબાજુની પડોસણોને બોલાવાઈ હતી, અને એ દરેક પોતપોતાના વસ્ત્રાભુષણો, અને વેશપરિધાનો લઈને ગરીબ ઘરની આ શ્યામાને શણગારવામાં પડી હતી.

આ વૈશાખ માસ ચાલતો હતો, અને ગૃહઆંગણમાં પાંગરેલા તુલસીકુંડમાંથી મધુર સૌરભ આવી વાતાવરણને પવિત્રતાથી સંમાર્જિત કરી ચાલી જતી હતી. બહાર ઢોલીએ જોરજોરથી દાંડી પીટવાનુ શરૂ કર્યું હતું, અને વરપક્ષના માણસો હવે નજિકમાં જ આવી લાગ્યા હતા એ ચોકકસ હતું.

ત્યાં તો શરણાઈવાળાઓએ મધુર સરોદે સ્વાગતગીતનો આરંભ કર્યો, અને વરપક્ષના કેટલાક સુશોભિત વસ્ત્રાલંકારોમાં સજ્જ થયેલા માણસો અને વરરાજા આવી લાગ્યા. માસીએ ઝટપટ બહાર આવી એ બધાને સન્માનથી માંડવા નીચે બેસાડયા.

લગભગ બધી તૈયારીઓ હવે થઈ ગઈ હતી. બાજુની પડોશણ સરયુએ પોતાના સોનાના કંકણ શ્યામાને પહેરાવી દીધાં, અને કપોલમાં સીંદૂરની આડ કરી, પમપાનીએ અળતો લગાવી દીધો. શ્યામા કુરૂપા હતી તોય કંઈક સુંદર, મનમોહક લાગવા માંડી. નવસંસારમાં પગલાં માંડવા કન્યા હવે યોગ્ય થઈ ગઈ હતી.

સરયુએ શ્યામાને એક રંગીન બાજઠ ઉપર બેસાડી દીધી અને પછી નીરખી નીરખીને એને જોવા લાગી.

વેશપરિધાનમાં,-શૃંગારસજાવટમાં ક્યાંય ખામી તો રહી નથી ગઈ ? સ્ત્રીસહજ કુતુહલતાથી, કંઈક આનંદની મસ્તીથી તે આ સાક્ષાત કાલીમાતાના શ્યામસ્વરૂપને જોઈ રહી હતી. ત્યાં તો માસીનો ઉગ્ર સ્વર સંભળાયો.

ઓરડામાં આવી ઘાંટો પાડી માસી બોલ્યાં " હવે કેટલીવાર છે સરયુ ? બહાર વરપક્ષના માણસો અધિરા બન્યા છે, અને તમારું તો કંઈ ઠેકાણું નથી " ચંડિકાસ્વરૂપ માસી અત્યારે ક્રોધમાં બોલતાં હતાં.

સરયુ સમય પારખી ગઈ. હસતાં હસતાં એણે કહ્યું " કંઈ વાર નથી માસી. શ્યામાને જરા શ્વેત પાનેતર ઓઢાડી લઉં. કંઈ ખામી તો નથી લાગતીને ? તમે જરા જુઓ તો ખરાં !"

"એના રૂપમાં ક્યાં ખામી જ હતી ! બ્રહ્માએ એને ઘડીને હાથ ધોઈ નાખ્યા છે. એક ગામડો ઘરેણાંથી આ રૂપને લાદી દઈશ તો પણ અંધારું ને અંધારૂ જ રહેવાનું છે " આટલું બોલી એક તિરસ્કારયુક્ત દૃષ્ટિ શ્યામા તરફ ફેંકી માસી ત્યાંથી ચાલ્યાં ગયાં.

શ્યામા કંઈ જ બોલી નહિ. એની મોટી શ્યામ આંખોમાંથી બે ત્રણ અશ્રુબિન્દુ ગાલ ઉપર ટપકી પડયાં. કોઈ વેદનામૂર્તિ જેમ, એ કુલનું મૌન ધારણ કરીને બેસી રહી.

ત્યાંતો શીરબ્રોરે ખૂબ ઉગ્રસ્વરૂપ પકડયું;

ગોરમહારાજના ધાંટા સંભળાવા લાગ્યા, અને સરયુ ઉતાવળથી કન્યાને લગ્નમંડપમાં ખેંચી ગઇ.

માસી કોઇ ચિત્તભ્રમિત સ્ત્રીની જેમ અહિંથી તહિં દોડતી હતી. ઘરમાં કોઇ પુરુષ ન હોવાથી આ લગ્ન પ્રસંગનું કામકાજ બધું એકલે હાથે એને જ પતાવવાનું હતું. બધાના મેણા ટુંબા ખાવાનું, બધાની તબીયત સાચવવાનું અને વરરાજાની ચરણરજ જેમ દમાતા રહેવાનું

કેટલીયે મુશ્કેલીઓ, વર પક્ષના ધમપછાડાઓ ઝઘડાઓ, ટપાટપીઓ, વાગ્યુદ્ધો, અને રુદનના કરુણ દૃષ્યો પછી શ્યામાનું પાણીગ્રહણ કાર્ય થયું, અને એનો નવવધુ તરીકે સ્વીકાર થયો ત્યારે જ માસીના ખોળીયામાં જીવ આવ્યો. જાણે કોઇ મહાન ગીરિશિખરનો ભાર એના માથા ઉપરથી હવે ઉતરી ગયો ન હોય, એમ આનંદની, સંતોષની, એક આછી ઊર્મિ એના કરચલી પડેલા મોઢા ઉપરથી ફરી ગઇ.

બીજે દિવસે જાનને વિદાય કરવાનો સમય આવી પહોંચ્યો. શ્વસુરગૃહે વિદાય થવાની તૈયારીઓ થઇ ગઇ, માસીએ વરરાજાની ' માથે ચડાવી, અને શ્યામાને

ઊં-બાએ પોતાની સરખી અને ચિરપરિચિત

વેરી પી. વિ-

તારી એક એના -વવા લાગ્યા

મનમાં મનમા એ પ્રાર્થનાનું હૃદય લઇને બોલી " ભગવાન તમે શું મારી પરીક્ષા લઇ રહ્યા છે ? " અને એની આંખોમા અશ્રુબિંદુ ગુંથાઇ ગયાં.

વિદાય લેતી વેળાયે એ માસીના પગમાં પડી ત્યારે એ આંસુઓનો અભિષેક ત્યાં ઠલવાઇ ગયો. ગદ્‌ગદિત કંઠે માસી બોલીઃ " સર્વ શુભદાતા તારૂં કલ્યાણ કરે " અને વિદાયનો છેલ્લો પડદો ઉંચકાઇ ગયો. વરરાજાની સ્વારી રવાના થઇ ગઇ.

× × ×

જાનને જેમ તેમ વિદાય કર્યા પછી જ્યારે બધો કોલાહલ શાંત પડી ગયો, અને પાડોસણો નિજ નિજને ગૃહે ચાલી ગઇ, ત્યારે અત્યંત થાકથી પરશ્રમિત થયેલાં માસી પોતાના સૂના ઘરમાં થોડીક રખડતી માટલીઓ વચ્ચે એક ફાટેલી સાદડી પાથરીને બેઠાં. અર્ધમીંચેલી આંખોએ એ નિદિધ્યાસનમાં પડી ગયા વારંવાર એક પછી એક પ્રસંગો એના સ્મરણપટ પર આલેખાઇને ભુંસાવા લાગ્યા. શ્વેતરંગી રેશમી પાનેતરના છેડા પોતાના વસ્ત્રના છેડા સાથે બાંધીને કોઇ અજાણ્યો માણસ એની શ્યામાને ઢસડી જતો હતો. એ એણે જોયું. એ શ્યામાની આંખોમાં આંસુ હતા, વેદના હતી, જીવનનો થાક હતો, છતાં એ તેના માટે કશુંયે કરી શકે એમ નહોતી. એ નિઃસહાય હતી. ભલે તેને ઢસડી જતા—આ માબાપ વિનાની છોકરીને. તેને સંભાળવાવાળું કોણ હતું ? કોણ એ—

એ વૈભવમાં અને આનંદોત્સવમાં આ ગરીબડી, કંગાલ, દુઃખી માસીને પત્ર લખવાનું ભૂલી ગઈ હશે. કોઈ કોઈવાર એના હૃદયમાં એમ પણ થતું કે શ્યામાના પત્રની આશા હવે કયે મોઢે રાખવી ?

જ્યારે એ એના ઘરમાં હતી ત્યારે શું સુખ પામી શકી હતી ? કેટકેટલા મેણા, ટુંબા, ઉપાલંભો, અને માનવતાહિન ત્રાસજનક દુઃખથી એને પોતે રીબાવતી હતી ?

જ્યારે જ્યારે એ આવા પ્રકારની વિચારશ્રેણીમાં ડુબી જતી ત્યારે એના અંતરની વેદના ઉગ્રરૂપ પકડતી એને અંતરતલે થતું કે શ્યામાને એણે ખૂબ અન્યાય કર્યો હતો, અને હવે પોતાના જીવનમાં એકલા પરિતાપ અને આંસુ સિવાય બીજું કંઈ નહોતું.

બીજું એક વર્ષ પણ એમજ ચાલ્યું ગયું, પણ વરપક્ષના ધનિક આવાસ તરફથી માસીની તૂટીફૂટી ઝુંપડી તરફ એક પણ મીઠી દૃષ્ટિ થઈ નહિ. જાણે શ્યામા કોઈ એવા અજાણ્યા સ્થળે ચાલી ગઈ હતી જ્યાંથી એ કદાચ પાછી ફરી શકશે કે કેમ એવી ઉગ્ર શંકા માસીને થઈ.

એક વખત ફરી વાર એણે જુગલદાદાને વિનીતભાવે પ્રાર્થના કરી જોઈ.

" કલકત્તા જઈને તમે શ્યામાને તેડી લાવોને ? "

" હું ક્યાં જાઉં ? " જુગલદાદા બોલ્યા. " નથી એ કુબેરપતિના આવાસની ખબર, કદાચ એ લોકો કોઈ અજાણ્યા સ્થળે રહેવા ચલ્યા ગયા હોય, અને હું ભટકતો જ રહું. "

માસી સારી રીતે જાણતા હતા કે જુગલદાદા આ બધું વ્યંગમાં બોલતા હતા. એના અંતરમાં જ્યારે પુત્રીભીગ્નની વેદના જાગી હતી ત્યારે એ એને ડામતા હતા.

" તમારે જવું જ પડશે જુગલદાદા, એ ક્યાંય પણ હોય, ભલે પાતાળમાં હોય, કાલીનાગ માથે વેગ કરીને પણ તમારે એને અહિં લઈ આવવી પડશે. "

જુગલદાદા કંઈક નરમ પડયા, માસીના મોઢા ઉપર છવાયેલી આ દુઃખની વેદના એમનાથી છૂપી નહોતી. એ બોલ્યા " ભલે ત્યારે કાલેજ પ્રસ્થાન કરું છું. "

× × ×

પંદર દિવસ પછી જુગલદાદા શ્યામાને લઈને માસી પાસે આવ્યા. ત્યારે માસીને લાગ્યું કે અત્યારની અને પહેલાની શ્યામા વચ્ચે એક યુગનું પરિવર્તન થઈ ગયું છે.

એના ગાત્રે ગાત્રમાંથી જાણે ચેતન ઓસરી ગયું હોય, એમ નિરાશા અને વેદનાનો ઢગલો થઈને એ માંડ માંડ માસીની સમિપમાં ઉભી હતી. ગાલમાં ખાડા, મોઢા ઉપર જ્યાં ત્યાં ડામની નિશાનીઓ, કપાળમાં કોઈ ઊંડા રૂઝાઈ ગયેલા ઘાની ખાડ, ઊંડી ઉતરી ગયેલી આંખો, ઓહ ! શું શું સીતમો અને કષ્ટો એના ઉપર નહિ નાખવામાં આવ્યા હોય એ જ માત્ર વિચારવાનું બાકી હતું. એનું જીવન અત્યારે એક કરૂણ કાવ્ય જેવું હતું જેના ભાવ એના મોઢા ઉપર પથરાયેલા હતા. રડી રડીને થાકી ગયેલી, એ આંખોમાંથી જાણે પ્રકાશ પણ ચાલ્યો ગયો ન હોય એવું લાગતું હતું.

નૂતનસંસારના પ્રથમ સોપાન માંડીને જ્યારે એ માસીને ગૃહેથી નીકળી હતી ત્યારે આ આશાએ, આ મનોરથોએ, મહત્વાકાંક્ષાઓની આવી જ કોઈ દર્દભરી પગથીએ ઉભી હતી શું ?

માસીને ફરીવાર એ દૃશ્ય યાદ આવ્યું જ્યારે તે તેના રેશમી શ્વેતરંગી પાનેતર સાથે છેડાછેડી બાંધીને કોઈ તેને દૂર સુદૂર ઉપાડી જતું હતું. જે શ્રદ્ધાએ, જે વિશ્વાસે

જ્યારે એ માતા બનશે, પુત્ર પુત્રીઓથી એનું ઘર ઉભરાઈ જશે, ત્યારે શું એજ મારામારી, એજ મારતોડ, એજ કલંકકથા લંબાયે જવાની?

મામીને, પોતાનો લગ્નસમય યાદ આવ્યો. જ્યારે એ લગ્નગ્રંથીથી જોડાઈ શ્વસુરગૃહે સીધાવી હતી, અને પ્રથમના મેઘ ઘેરાયેલા દિવસો, દુઃખો, યાતનાઓ મુશ્કેલીઓ, બધુંયે એણે મુંગેમોઢે સહન કર્યું હતું. અને પછીથી—અને પછીથી એ વિધવા બની પણ એમ ન થયું હોત તો કદાચ સુખ અને સમૃદ્ધિમાં મહારાણીપદે ન બેઠી હોત એની શી ખાત્રી?

અવિરત મંથનોની પરિક્રમ્મામાંથી જેવી એ ઉઠીને ઉભી થઈ કે તરત જ કોઈ પોસ્ટમેને એના ઘરમાં પ્રવેશ કર્યો, અને તારનું એક પરબીડીયું આપી તે ચાલતો થયો.

આ આરતીનો સમય હતો. સંધ્યા પાન ચાવીને બેઠી હતી, અને મંદિરના પૂજારીએ શંખના ઘેરનાદ કરી વાતાવરણને ભરી દીધું.

મામી ઝટપટ ઘર છોડી મંદિરમાં આવી. એને ખબર હતી કે જુગલદાદા મંદિરના શ્રદ્ધાળુ ભક્ત હતા, અને આરતી સમયે આવવાનો એમનો નિયમ હતો.

જુગલદાદાને પોતાના ઘરમાં આરામ ખુરશી ઉપર બેસાડીને મામી એમના ચરણમાં તાર મૂકી બોલ્યા.

" વાંચો તો એમાં શું લખ્યું છે ? "

ઝટપટ તારનું પરબીડીયું ખોલી દાદાએ અત્યંત આશ્ચર્ય સાથે તાર વાંચ્યો; " શ્યામાને તેડવા જમાઈરાજ કાલે વાહન લઈને આવે છે. "

અને પછી તારને હવામાં ઉછાળી એક મોટા અટ્ટહાસ્યથી તેમણે ઓરડો ભરી દીધો અને કહ્યું,

" તમારા જમાઈરાજના સત્કારની તૈયારીઓ કરો, મામી. "

" હું પણ એજ વિચાર કરી રહી છું. મારે શું કરવું ? હવે તમે જ કહો "

" કંઈ નહિ એના ચરણ પ્રક્ષાલીને તમારા મસ્તક ઉપર મૂકો, અને શ્યામાને એને સ્વાધીન કરી દો. જો જો છેડાછેડીની ગાંઠ બરાબર બાંધજો જેથી છૂટી જાય નહિ, અને શ્યામા દોડીને તમારી રસોડમાં ભરાઈ જાય નહિ." જુગલદાદા વ્યંગમાં પ્રહાર કરતા બોલ્યા.

" આવા સમયે મેં તમારી પાસેથી આવા શબ્દોની આશા નહોતી રાખી. "

મામીએ કહ્યું " મારું દુઃખ, મારી વેદના, મારી વર્તમાન અવસ્થા એ બધા તરફ કંઈક સહાનુભૂતિ રાખીને તો બોલો ? "

જુગલદાદા કંઈ પણ બોલ્યા નહિ, મૌનની કોઈ અખંડ પ્રતિમા જેમ એ બેઠાજ રહ્યા. એમનામાં જે પ્રતિભા, જે સ્વમાન, જે ગૌરવ, જે તેજસ્વિતા હતી એ બધી એકરૂપે પ્રકાશી ઉઠી.

મામીથી થોડે દૂર દુઃખથી પથારીમાં પડીપડી શ્યામા એ બધો વાર્તાલાપ સાંભળતી હતી. એણે સૂતાં સૂતાં ચારે કોર દૃષ્ટિ ફેરવી. બધે અંધારું ફરી વળ્યું હતું. એને જ્યોતિમાર્ગ બતાવે એવું કોઈ હતું જ ક્યાં ?

ધ્યાનભંગ થઈ મામી બોલ્યા, 'કેટલા વાગે વાહન આવશે ?'

" સવારના નવ વાગે " એટલું બોલી જુગલદાદા મામી સામે કરજોડામણ કરી ચાલ્યા ગયા.

× × ×

બીજે દિવસે મામીની સૂચના મુજબ શ્યામાએ વહેલાં વહેલાં ઉઠીને નાહિ લીધું,

અને કેશકલાપને સુગંધી તેલ નાખી હોળી લીધો. એણે કપોલમાં કુમકુમની આડ કરી, અને પગપાનીએ અળતો લગાવી દીધો, પોતાના ઉતારામાં ઉંચા વસ્ત્રો જે એ કલકત્તાથી લઇ આવી હતી એ એણે પરિધાન કરી લીધા. અને પછી એના સ્વામીનાથના પગલાની માર્ગપ્રતીક્ષા કરતી બેઠી.

બરાબર નવના ટકોરે જમાઇરાજનો ટાંગો આવીને માસીના દ્વાર પાસે ઉભો રહ્યો. માસીએ ઘોડાનો હણહણાટ સાંભળ્યો, અને દૂરથી દ્વાર ઉપર ઉભેલા જમાઇરાજને જોયા.

શ્યામાએ માસીના પગમાં પડીને કહ્યું "મારા સ્વામીનાથ મને તેડવા આવ્યા છે. મારા સૌભાગ્ય સાથે મને જવાની રજા આપો, માસી!"

માસીએ શ્યામાનું માથું પકડીને એનું મોઢું ઊંચું કર્યું જોયું તો એ બન્ને વિશાલ નયનોમાં છલછલ આંસુ હતા, વેદના હતી, કારુણ્યની પરાકાષ્ટા હતી. ધરાઇ ધરાઇને શ્યામાનું મુખ જોઇ લેવાનો આ છેલ્લો અવસર હતો, દૃષ્ટિ ફેરવી ફેરવીને એણે શ્યામાની કૃશ, સુઘટિત દેહલતા જોઇ લીધી અને છેવટે એ દૃષ્ટિ શ્યામાના કપાળમાં એક ઊંડો ઘા પડ્યો હતો ત્યાં આવીને સ્થિર થઇ ગઇ.

ઘા જોઇને માસીના અંતર ઉપર જાણે જોરથી કોઇએ હથોડાનો ઘા કર્યો ન હોય એવી પારાવાર સંવેદના, દુઃખ, અને માનવતા ત્યાં જન્મી. એનું અંતર આજ શુદ્ધ સ્વરૂપે શ્યામાને જોઇ શકતું હતું. એ કેટલું પવિત્ર, નિર્મલ, અને પારદર્શક હતું!

શ્યામાને પકડી મૂકી જેમ કોઇ સાંકડી શિકારને પારધિની જાળમાંથી છોડાવતા હોઉ, એમ દ્વાર ઉપર જઇને એણે જમાઇરાજને કહ્યું

"શ્યામા હવે તમારા ઘેર નહિ આવી શકે, મારા ઘરના દ્વાર તમારા સાર સદા માટે બંધ છે."

અને પછી પાછી ફરી શ્યામાને પોતાની પ્રેમાળ ગોદમાં સંતાડી લેતા કહ્યું "તું તો મારા અંધારા ઘરની દીવડી છે, હું ભિખારિણીનું તું રતન છે, શ્યામા!"

શ્યામા ગદ્ગદિત થઇ એની માસીની વત્સલ ગોદમાં પડી રહી. આજ એના અંતરનો આનંદ સમાતો નહોતો.

છત્તીસગઢની એક રસિક લોકકથા

# અપરમાનાં હેત

લેખિકા : સૌ. શ્રીમતી મજમુદાર

એક હતો રાજા, અને તેને એક જ રાણી. રાણી ઉપર રાજાનું અથાગ વ્હાલ. તેને દેવના ગર્ભ જેવા ત્રણ કુંવર છે.

એક દિવસ રાજા રાણી બેઠાં છે. સુખ-ચેન કરે છે. એટલામાં રાણીના મનમાં એકાએક કંઇ તરંગ આવ્યો.

રાણીએ કહ્યું : " મહારાજ ! મારે તમારી પાસે કંઇક માગવું છે. તમે તે આપવાનું વચન આપશો તો જ હું માગીશ. નહીં તો મારે કંઇ માગવાનું નથી. "

રાજાજી બોલ્યા—" દેવી ! મારા રાજ પાટ, મારા મહેલ મિનારા, મારું સર્વસ્વઃ અને આખો. હું જ તારો છું તો પછી શું કામ માગતાં અચકાવ છો ? "

એટલે રાણી બોલી, " પ્રભુ એવું ન કરે. પણ કદાચ તમારી સામે ઊભેલી હું મરી જાઉં તો બીજી રાણી ન લાવવાનું તમે મને વચન ના આપો ? કારણ કે આપણે બારમા રૂપાળા ત્રણ કુંવર છે ! ".

રાજાના મનમાં જરા ઓછું આવ્યું. પ્રેમાળની પ્રીતમાં આવી શંકા ઉપજે તે પણ તેમને દુઃખ આપે છે.

રાજાએ તરત કહ્યું, " ઓહો હો ! માગી માગીને એટલું જ માગ્યું ? એમાં શું ના અપાય તેવું હતું ? જાવ તમારી માગણી કબૂલ છે. "

" પણ, " રાજા બોલ્યા " કંઇ નહીંને તમને આવો વિચાર ક્યાંથી આવ્યો ? આવું માગવાનો કંઇ અર્થ ? "

રાણીની આંખમાં હેતનાં આંસુ ઊભ-રાયાં: તે લૂછી, પોતાના મનની વાત કહેવા માંડી:—

" રાજાજી, આપણા રાજમહેલની અગાસી છેને તેના છાપરાની પાંખ નીચે રૂપાળો " ચકલા–ચકલીનો, એક માળો "* હતો, તેમાં તેમનાં બચ્ચાં કિલકિલાટ કરતાં હતાં. હું રોજ એ અગાસી ઉપર ચડતી અને એ માળા પાસે જઇ ઊભી રહેતી. બધાં બચ્ચાં ભેગાં મળીને કલ્લોલ કરતાં.

એક દિવસ બિચારી ચકલીને એક શિકારીએ મારી નાખી. અને બચ્ચાં મા-વિહોણાં થયાં. ચકલો યે રોજ શોકાતુર રહેતો.

છતાં, તે બચ્ચાંની બહુ જ કાળજી રાખતો. થોડા દિવસ ગયા ને ચકલાએ બીજી ચકલી આણી. નાનાં બચ્ચાંની સંભાળ નવી

---

* " સરસ્વતીચંદ્ર ભાગ પહેલા "માં લક્ષ્મીનંદન શેઠને સરસ્વતીચંદ્રના ગૃહત્યાગ પછી ચંદ્રકાંત મળે છે; ત્યારે "બાપુ અને ચકલીનો માળો" એ નામવાળી અપરમા સંબંધની વાત ગોવર્ધનરામભાઇએ, ચંદ્રકાંતના મુખમાં મૂકી છે; તે દૃષ્ટાંતનું મૂળ આ લોકકથામાં જણાય છે, તે દૃષ્ટિએ આ લોકકથા રસિક છે.

માએ રાખવા માંડી પણ બે જ દિવસ થયા અને બચ્ચાં મરણ પામ્યાં !

મેં દાસી પાસે બચ્ચાં મંગાવ્યાં, દાસી તરત જ લઈ આવી.

પણ રાજાજી ! શું તે ખરેખરા મોતે મરી ગયાં હતાં ? ના, ના, એ તો નવી માના કારસ્તાન હતાં બચ્ચાંને કટોરામાં ઝેર ખવરાવ્યાં. એટલે એ મરી ગયાં. એટલા માટે જ મેં તમારી પાસે વરદાન માગ્યું–"

શકુનીના બચ્ચાંની વાત સાંભળી રાજા ખુશ થયો અને ફરી ન પરણવાનું વચન આપ્યું.

થોડા દિવસ ગયા અને રાણી અચાનક ગુજરી ગઈ. આખા રાજમાં અને રાજકુટુંબમાં શોક છવાઈ ગયો. રાજાને તો રાણી વગર ચેનજ પડતું નથી. એનો માયાળુ સ્વભાવ સંભારે છે અને શોકમાં દિવસ કાઢે છે એમ કરતા થોડાં વરસ ગયાં.

"દુખનું ઓસડ દહાડા" તેમ વખત જતાં બધાનો શોક ઓછો થયો એક દિવસ દિવાને અને યોદ્ધાએ રાજાજીને વિનંતી કરી

"મહારાજ ! રાણી વગર આપનો રાજમહેલ સૂનો સૂનો લાગે છે. હવે તો બીજાં રાણીજી લાવો "

રાજા પોતાનું આપેલું વચન ભૂલી ગયો, અને બીજા લગ્નની હા પાડી

લગ્ન લેવાયાં, રાજાજી જાન લઈ પરણવા ચાલ્યા.

ત્રણે કુંવરો પણ સાથે ચાલ્યા લગ્ન થઈ ગયાં મંગળફેરા ફરાયા રાજારાણી પરણી રહ્યા.

પરંતુ એજ કુંવરીને પરણવા બીજો રાજા આવ્યો હતો તેણે યુદ્ધની તૈયારી કરી રાજાને ગુસ્સો થયો અને કુંવરને સામો લડવા મોકલ્યો કુંવર ખૂબ બહાદુરીથી લડ્યો. છેવટે પેલો રાજા હાર્યો અને કુંવર જીત્યો

રાજારાણી પોતાની રાજધાનીમાં આવ્યાં છે. થોડા દિવસ તો નવી રાણીએ સુખચેનમાં દિવસો કાઢ્યા પણ ત્રણે કુંવરને જોઈ મનમાં એ રોજ બળતી અને વિચારતી કે,

"જ્યારે રાજા નહીં હોય અને કુંવરો જીવતા હશે તો મને કોઈજ કશામાં ગણશે નહીં

"એક રાજા થશે બીજો દિવાન થશે અને ત્રીજો સેનાપતિ થશે એટલે રાજકુટુંબમાં પણ મને કોઈ પૂછશે નહીં અને મારે ભીખ માગીને પેટ ભરવું પડશે માટે કોઈ યુક્તિ કરી, ત્રણે કુંવરોનું કાસળ કાઢી નાખું તો નીરાંત થાય "

અને એ વખત ક્યારે આવે તેની અધીરાઈથી એણે રાહ જોવા માંડી.

લગ્ન વખતે જે રાજાને હરાવ્યો હતો તેણેજ ફરી યુદ્ધની તૈયારી કરવા માંડી.

રાજાને આ સાંભળી ચિંતા થઈ. એણે ત્રણે કુંવરોને શહેરની ફરતી ચોકી કરવાનું કહ્યું

ત્રણે કુંવરોએ વારાફરતી ચાર ચાર કલાક ચોકી કરવાનું નક્કી કર્યું

પહેલાં મોટા કુંવરે ચોકી કરી. પછી વચલાનો વારો આવ્યો અને છેવટે નાના કુંવરનો વારો આવ્યો, ત્યારે રાજમહેલ આગળ એણે એક શિયાળની ચીસ સાંભળી.

શિયાળ શહેરમાં આવીને ચીસ પાડે તે અપશુકન મનાય છે.

કુંવર શિયાળ પાસે ગયો અને મારવા તરવાર ઉગામી પણ એટલામાં શિયાળે માનવી જેવા અવાજે કહ્યું.—

"નાના કુંવર, તું એમ ના માનીશ કે હું ખરાબ હેતુથી બૂમ પાડું છું. પણ આપણા રાજાની કમનસીબી માટે બોલી પાડું છું. આજે રાતે ચાર વાગે એક ઝેરી નાગ એમને કરડશે. પણ જો તમારે રાજાજીનો

જીવ બચાવવો હોય તો એમના ચાપનખંડમાં જાવ અને બનતી મહેનત કરો. "

આ સાંભળી કુંવર બ્હીકથી ગભરાયો. અને તરતજ ત્યાં ગયો. રાજારાણી નિરાંતે નિદ્રા લેતાં હતાં. પાછલી રાત હતી, એટલે દીવો પણ ઝાંખો ઝાંખો બળતો હતો.

કુંવરે ઉપરની છતમાંથી એક નાગ આવતો જોયો. એણે તરતજ તેને મારી નાખ્યો. પણ તેના લોહીનો એક છાંટો નવી માની છાતી ઉપર પડયો.

આ લોહીનો છાંટો શી રીતે લેવો તેના વિચારમાં કુંવરને સવાર થવા આવ્યું તેની ખબર ના રહી. છેવટે જીભ ઉપર રૂમાલ લીંટી એ ટીપું લુછી નાંખ્યું.

તરતજ રાણી ઝબકીને જાગી. જોયું તો કુંવરને દીઠો. એને થયું: " આજ બરાબર લાગમાં આવ્યો છે. "

રાણીને જાગેલી જોઇ કુંવર ઝૂઝી ઉઠયો. એ તો કંઇ પણ બોલ્યા વગર બ્હાર ચાલ્યો ગયો.

રાણી તો આ તકની રાહજ જોતી હતી. એણે તરતજ રાજાને જગાડયો અને કહ્યું: " જોયું, તમારો નાનો કુંવર: અત્યારમાં અહીં આવ્યો હતો અને મને જાગેલી જોઇ એટલે નાસી ગયો. આમ મને પજવશે તે નહીં ચાલે. તમે અત્યારે ને અત્યારે એનું માથુ ધડથી જુદું કરાવો. "

રાજા, આ સાંભળી ખૂબ ગુસ્સે થયો. એણે દિવાનને બોલાવ્યો અને કુંવરનો વધ કરવાનો હુકમ કર્યો.

દીવાન તો આ સાંભળીજ રહ્યો. એને થયું કે, રાજા, સાચું બોલે છે કે ખોટું ? એ તો ત્યાં સ્થિર જ થઇ ગયો. ' દીવાનને શાંત ઉભેલો જોઇ રાજા વધારે ગુસ્સે થયો અને કહ્યું, " જાવ, જલદી જઇ કુંવરનું માથુ લઇ આવો.

દીવાન રાજાને નમન કરી ધીમે પગલે ત્યાંથી ગયો. રાજાનો હુકમ એટલે તો માનવો જ જોઇએ. કુંવર પાસે જઇ તેને રાજાનો હુકમ કહી સંભળાવ્યો.

મોટા કુંવરે કહ્યું, " દીવાનજી મારી વાત સાંભળો. હું પિતાજી પાસે જઇ આવું ત્યાં સુધી તુમે ના રોકાવ ?

દીવાને હા પાડી.

કુંવર રાજા પાસે ગયો. રાજાએ આવવાનું કારણ પૂછ્યું. કુંવરે કહ્યું: " પિતાજી ! કોઇ પણ માણસને જ્યારે શિક્ષા કરીએ, ત્યારે એની પ્હેલાં તપાસ કરવી જોઇએ. નીકર પોપટ અને ગણિકાની વાતમાં આવે છે, તેવું થશે.

" પણ, તે વળી શું છે ? કહે જોઉં !" રાજાએ કહ્યું.

કુંવરે વાત કહેવા માંડી:—

એક ગામમાં એક ગણિકા રહેતી. એની પાસે એક પોપટ તે એને જીવથી એ વ્હાલો.

પોપટને એકવાર ગંગાસ્નાન કરવાનું મન થયું. એણે ગણિકા પાસે રજા માગી. પરાણે પરાણે ગણિકાએ રજા આપી.

પોપટે એક સોપારી ચાંચમાં લીધું. અને ઉડતો ઉડતો રાતે પ્રયાગ પ્હોંચ્યો.

સવારે ચાર વાગે ઉઠી, ત્રિવેણી સંગમમાં સ્નાન કરી એણે તેમાં સોપારી પધરાવ્યું.

ગંગામૈયા એના ઉપર પ્રસન્ન થયાં. પોપટને એક અમરફળ આપી આશીર્વાદ દીધો.

પોપટ ચાંચમાં ફળ લઇ ઘેર આવ્યો. ફળ ગણિકાને આપ્યું. ગણિકા તો ફળ જોઇ બહુજ ખુશી થઇ. એને વિચાર થયો કે જો આ ફળ રોપું તો બીજાં ખૂબ ફળ થાય અને બધાં ખાય.

સવારે ઉઠી એ ફળ બાગમાં રોપાવ્યું. થોડા વખત પછી ઝાડ ઉગ્યું. અને એને ફળ આવ્યાં.

એક દિવસ એક મોટું પાકું ફળ જમીન ઉપર પડ્યું. તે નાગે થોડું કરડી ખાધું હતું.

ગણિકાએ એ પાકું ફળ જોયું. એ જ્યાં એને મોમાં મૂકવા જાય છે, ત્યાં એક દૂબળો કુતરો આવ્યો. ગણિકાએ એને કકડો ફળ ખાવા નાખ્યું.

ખાતાની સાથેજ કુતરો તરફડીને મરી ગયો. આ જોઈ ગણિકા બહુજ ગુસ્સે થઈ. 'પોપટે મને મારી નાખવા જ આ ફળ આપ્યું છે !' એણે તો ગુસ્સામાં ને ગુસ્સામાં પોપટને દેવતામાં ફેંકી દીધો !

પોપટ બિચારો દાઝીને મરી ગયો.

બીજે દિવસે ગણિકાએ ગામમાં ઢંઢેરો પીટાવ્યો. "આ ફળ ઝેરી છે માટે કોઈએ ખાવું નહીં."

આજ શહેરમાં એક લુહાર અને એની બે સ્ત્રીઓ રહેતાં. જેની સાથે એ પરણ્યો હતો તે એને ગમતી ન્હોતી એટલે બીજી સ્ત્રી આણી હતી. એની સાથે આનંદમાં દિવસ કાઢતો, પણ પ્હેલી સ્ત્રીને રોજ મારતો. અને આખો દિવસ એની પાસે ગધ્ધાવૈતરું કરાવતો.

જે દિવસે પોપટ મરી ગયો. તે જ દિવસે એણે એને ખૂબ મારી અને ઘરબ્હાર કાઢી મૂકી.

સ્ત્રી દુઃખની મારી, પેલું ઝેરી ફળ ખાવા ગઈ. છાનેમાને એ ફળ એ લઈ આવી અને ખાધું.

પરંતુ આશ્ચર્ય ! આખી રાત ગઈ તોયે એ જીવતી રહી; અને એક નવયૌવના સ્ત્રી બની ગઈ !

લોકોએ આ વાત જાણી, બધાએ પૂછ્યું: "તું શાથી આવી સુંદર બની ગઈ ?"

સ્ત્રીએ કહ્યું. "મેં તો મરવા માટે પેલું ઝેરી ફળ ખાધું. પણ તેનાથી ઉલટું આ રૂપ મને મળ્યું છે !"

જ્યારે ગણિકાએ આ વાત જાણી, ત્યારે એને થયું " સાચે જ, આ તો અમરફળ છે. " એ ધણી પસ્તાઇ અને પોપટને સંભારી માથાં કૂટવા મંડી; પણ હવે શું વળે ? "

વાત પૂરી થઇ. ને બીજો કુંવર ત્યાં આવી પહોંચ્યો.

રાજાએ પુછ્યું " તું કેમ આવ્યો ? "

કુંવરે કહ્યુ, " પિતાજી ! કોઇને પણ શિક્ષા કરતાં પ્હેલા એની બરાબર તપાસ થવી જોઇએ. નહીં તો " રાજા અને બાજ " જેવું થશે "

રાજાએ પૂછ્યું: " વળી તારી વાત કેવી છે ? કહે જોઉં. "

કુંવરે વાત શરૂ કરી.

" આગાઉના વખતમાં એક રાજા હતો, એની પાસે એક સુંદર બાજ. રાજાને શિકારનો ઘણો જ શોખ.

એક દિવસે રાજા પોતાના રસાલા સાથે શિકારે નિકળ્યો; જોડે પેલો બાજ પણ હતો.

શિકાર કરતાં કરતાં એક ગાઢા જંગલમાં આવી પ્હોંચ્યો. બપોર થઇ ગયો છે, તાપ સખત પડે છે. રાજાને તો પાણીની તરસ લાગી.

અનુચરો ચારે બાજુ તપાસ કરી આવ્યા; પણ ક્યાંયે પાણી દીઠું નહીં !

રાજાને તરસે પીડાતો જોઇ, બાજ આકાશમાં ઉડ્યું. પણ એ યે નિરાશ થઇ ને પાછું આવ્યું.

પાણીની તપાસ કરતાં કરતાં એક અનુચરે ઝાડમાંથી પાણી પડતું જોયું. વરસાદનું પાણી છે એમ જાણી પાંદડાનો પડીયો બનાવી તે ઝીલી લીધું; અને રાજા તરફ તે લઇ ગયો.

રાજા તરસથી રઘવાયો થયો હતો. દરબારીને પાણી લઇ આવતો જોયો કે તરત જ એ સામો દોડયો. પણ રસ્તામાં જ બાજે ઝાપટ મારી, પડીયો ઢોળાવી નાંખ્યો !

રાજાએ રીસમાં ને રીસમાં બાજને મારી નાખ્યું, અને અનુચર સાથે પાણી લેવા ફરી ઝાડ પાસે ગયો. પાણી ક્યાંથી આવે છે એ જોવા ઉંચે જોયું તો એક ઝેરી સર્પ ઝાડની ડાળીએ વીંટળાયો છે અને તેના ઝેરનાં ટપકાં નીચે પડે છે !

રાજાને તરત જ પોતાનો જીવ ઉગારનાર બાજ યાદ આવ્યું. પણ હવે તો એ મરી ગયું હતું. એ ખૂબ પસ્તાયો !

બન્ને કુંવરોની વાત સાંભળી રાજા કંઇક શાંત પડયો. એણે પૂછ્યું, " તમારે શું જોઇએ છે ? "

બન્ને કુંવરો બોલ્યા, " પિતાજી ! નાનાભાઇનો વધ કરવાનો હુકમ કર્યો છે. તે પહેલાં એની તપાસ કરવાની અમારી વિનંતી છે. "

આ બન્ને કુંવરોને પાછા આવતાં વાર લાગી એટલે દીવાન નાના કુંવરને લઇ ત્યાં આવી પ્હોંચ્યો.

નાના કુંવરે કહ્યું: " પિતાજી ! જે માણસ વગર વિચાર્યું કામ કરે છે તે પાછળથી પસ્તાય છે. 'એક " મુસલમાન અને તેના કુતરા "ની વાતમાં આવે છે તેવું થાય.

જુના સમયમાં એક ગામમાં એક મુસલમાન રહે. તેની પાસે એક વફાદાર કુતરો. કુતરો એને પ્રાણથીયે વ્હાલો.

એક વાર એ જાત્રાએ નીકળ્યો અને રસ્તામાં અધવચ પૈસા ખૂટયા.

એ એક શહેરમાં ગયો, અને એક હિન્દુ વેપારી પાસેથી એક હજાર રૂપીઆ લીધા. અને સાનમાં કુતરો મુકયો.

એક વખત રાતે, હિન્દુ–વેપારીના ઘરમાં ચોર આવ્યા. ચોર ઘરેણાં લુગડાંની પેટીઓ લઇ ચાલતા થયા અને તળાવની વચ્ચે નાંખી દીધી કુતરાએ આ બધું જોયું

સવાર પડી અને બધાં ઉઠયાં ત્યારે જાણ્યું કે ઘરમાં ચોરી થઇ છે. વેપારીએ પોલીસમાં ખબર આપી

પોલીસ ઓફીસરોએ ચોરની ખુબ તપાસ કરી. પણ કંઇજ પતો લાગ્યો નહીં.

છેવટે વેપારી નિરાશ થયો. અને પોતાના નસીબને રડવા લાગ્યો. પણ કુતરો વેપારી પાસે આવી ભસવા મંડયો અને ઘેરથી તળાવ અને તળાવથી ઘેર એમ આવજા કરવા માંડી.

વેપારીએ કુતરાની પાછળ માણસ મોકલ્યા. કુતરો તળાવ પાસે આવ્યો અને તરીને વચમાં ગયો. આવું બે ત્રણવાર કર્યું.

આથી માણસોએ તળાવની વચમાં જઇ જોયું તો બધી પેટીઓ દેખાઇ. ચોરાયેલો બધોયે માલ ત્યાંજ હતો. પેટીઓ લઇ માણસો ઘેર આવ્યા. આમ કુતરાને લીધે વેપારીનો બધો માલ પાછો આવ્યો.

વેપારીએ ખુશ થઇ મુસલમાન ઉપર કાગળ લખ્યો " તમારા પૈસા કુતરાની વફાદારીમાં વળી ગયા છે. " અને એને ગળે કાગળ બાંધી જવા દીધો.

કુતરો પોતાને ઘેર આવવા નીકળ્યો. એ અડધે રસ્તે આવ્યો અને પોતાના શેઠને સામેથી આવતા જેયા ત્યે આનંદમાં આવી ગયો. પૂંછડી હલાવતો હલાવતો શેઠ પાસે ગયો.

મુસલમાન, હિંદુ વેપારીને પૈસા આપવા જતો હતો. કુતરાને સામે આવતો જોઇને એને થયું કે, " આ લુચ્ચો છાનો માનો નાસી આવ્યો લાગે છે. પૈસા આપ્યા પછી આવ્યો હોત તો મેં મારું વચન પાળ્યું ગણાત. હવે વેપારી મને જુઠો માનશે. આવા કુતરાને તો તરતજ મારી નાખવો જોઇએ. " એમ વિચારી કુતરાને એક તલવારને ઝટકે મારી નાખ્યો. ગુસ્સો શમ્યા પછી એણે ગળામાંનો કાગળ વાંચ્યો અને પોતાના વફાદાર કુતરા માટે ખુબજ રોયો !

ત્રણે કુંવરોની વાત સાંભળી રાજા શરમ અને ગુસ્સાથી રાતો ચોળ થઇ ગયો. અને કુંવરોને પૂછ્યું " તમે આ બધી વાતો મને શા માટે કહી ? "

નાના કુંવરે કહ્યું, " પિતાજી ! આપના કહ્યા પ્રમાણે હું જ્યારે પાછલી રાતે ચોકી કરતો હતો. ત્યારે આપના મહેલ આગળ એક શિયાળની ચીસ સાંભળી. એને અપશુકન માની હું મારી નાંખવા ગયો.

પરંતુ એ શિયાળે મને માયાળુ અવાજે કહ્યું, " વહાલા રાજકુંવર ! હું આપના પિતાજીના કમનસીબ માટે ચીસો પાડું છું. કારણ કે એમને નાગ કરડશે અને સવાર પહેલાં મૃત્યુ પામશે. આ સમાચારે મને ચમ કાવ્યો. ' શું કરવુ ? તેની સમજ પડી નહીં. છેવટે જીવના જોખમે પણ આપના શયનખંડમાં આવ્યો. ત્યાં મેં છતમાં એક કાળો ચાદી જેવો નાગ દીઠો. તેને મેં તરત જ મારી નાંખ્યો તેના લોહીનું એક ટીપું માતાજીની છાતી ઉપર પડ્યું. હું બહુજ દીલગીર થયો કે હવે એ ઝેરી ટીપુ માતાના પ્રાણ લેશે. એટલે મેં મારી જીભ ઉપર રૂમાલ વીંટાળી એ ટીપુ લઇ લીધું. એમ કરતાં મા જાગી ઉઠયાં. એમને જાગેલાં જોઇ હું બ્હીને ત્યાંથી નાસી ગયો. બસ આટલો જ મારો વાંક

" હવે આપની ઇચ્છા મારો શિરચ્છેદ કરવાની હોય તો હું તૈયાર છું. બીજાનું ભલું કરવા જતાં મારું મૃત્યુ થશે તો એમાં મારું ગૌરવ વધશે. "

રાજાએ જ્યારે આ વાત જાણી ત્યારે એને નવાઇ લાગી

નવી રાણીએ જાણી જોઇનેજ આ તરકટ ઉભું કર્યું છે એમ રાજાને લાગ્યું. એણે તરતજ દીવાનને હુકમ કર્યો, " આ ધર્તાળુ

ગણીને હમણાંને હમણાં મારા રાજમહેલમાંથી બહાર કાઢો, અને શિરચ્છેદ કરો."

કુંવરોએ રાજાને તેમ કરતાં વાર્યા; રાજમાતાનો વાંક માફ કરાવ્યો.

પછી રાજાએ બપોરે દરબાર ભર્યો અને ઢંઢેરો પીટાવ્યો કે, "પ્રજામાંથી કોઈએ પણ પોતાને એક બાળક હોય તો પછી ફરી લગ્ન કરવાં નહીં। જો કોઈ આ હુકમને નહીં માને તો એની બધી મીલ્કત જપ્ત કરવામાં આવશે અને એને રાજકેદી તરીકે શિક્ષા કરવામાં આવશે."

અપરમાનાં એવાં હેત જગજાહેર થયાં: સંસારમાંથી અપર–મા જ નિકળી જાય તો કેમ

* છત્તીસગઢની એક લોકકથા ઉપરથી. જુઓ "આન્ધ્ર હિસ્ટોરિકલ સોસાયટી જર્નલ," ૧૯૩૨

*———*

## ઠંડી ક્રૂરતા

[ નિર્જન વનવગડે—એ રાહ ]

નિર્મળ મન, મમતાવિણ હૈયે બાળક જન્મતું, હો બ્હેન !
જીવન ગુંજતું, હો બ્હેન !
માતપિતા-અન્તર આનન્દે મઘમઘ પ્રિમકે, હો બ્હેન !
જીવન એવાં વહે, હો બ્હેન !

મલક મલક મુખડું અને નિર્મળ એનાં નેન
કુમળા અવયવધારી એ, ઉચ્ચારે ના વેણ.
નિરખી નિરખી જનની-હૈયે હર્ષ ઘણો વધે, હો બ્હેન !
જીવન એવાં વહે, હો બ્હેન !

માનવના જીવનમહીં હર્ષશોકની માળ
હસતું મુખડું એક દિન બને શોકથી મ્લાન.
અમૃત ભરીયાં પણ બનતાં દુઃખીયાં, કારમો જ્યાં બ્હેન !
મરણ-પંજો પડે, હો બ્હેન !

જીવન ભરતું સુખથી જન્મી મોંઘું બાળ
મરતું રહેશે બાળ એ: કેવો કાળપ્રભાવ ?
રમતાં રમતાં પળમાં માતતણા અંકે ઠરે, હો બ્હેન !
જીવન પુરું કરે, હો બ્હેન !

શાને જન્મી જગતમાં મરવા બાળક રહાય ?
શાને મોંઘા મધુર રંગ ક્ષણમાં સૌ વિલાય ?
પડકુ મસ્તક લ્હોયે બોલ ગાઢો એ ના વદે, હો બ્હેન !
જીવન કેવાં હશે ? હો બ્હેન !

વિવિધ રંગી જીવનમાં વિવિધ રમત રમાય
જન્મી, જીવનધારી ને મૃત્યુ પામે બાળ.
મલકી ક્ષીણમાં, ઠંડક તનમાં બાળક જો મરે, હો બ્હેન !
હૃદય વિખરાં કરે, હો બ્હેન !

"ચન્દ્રિક"

# પ્રેમમાં વ્હેમ

લેખક
શ્રી જનાર્દન પ્રભાસ્કર

' વરવણુ અગે તો લડી પડયાં '
—પ્રો. બ. ક. ઠાકોર

' વિવેક કરવાનો આ વખત નથી ! મંજુલા મને ઉપદેશ આપવાનો વ્યર્થ શ્રમ લઇશ નહિ ! મે હવે પાકો નિશ્ચય કરી દીધો છે ! '

' નિશ્ચય શાનો ! કહે તો ખરી ! '

' મંજુલા, આજે હું આ ઘરમાંથી બહાર પડીશ તે પાછો પગ નહિ મૂકું ! આ મારૂં સત્તાનું ઘર આજથી પારકુ થઇ જશે ! '

' પણુ એક વિવાહિત સ્ત્રીએ આમ કરવું યોગ્ય ગણુાય ખરૂં ! '

' અને પુરૂષોએ ? '

' પણુ પ્રભાકરે એવું શું કર્યું છે તે તો કહે ! '

' અં...હં. '

' એટલે શું કારણુ સિવાય ઘર છોડીશ ? '

' કારણુ તો છે જ ! પણુ પતિની વાત કરવા જેવુ બીજું શું ખરાબ હોઇ શકે ! ' આમ કહેતાં કમલાના ચહેરા પર કલેશની છાયા છવાઇ ગઇ.

' કારણુ કહેવું નથી તો મને શા માટે તેડી ! '

' કેમ એટલે ? હું ઘર છોડીને જાઉં છું. એ તદ્દન એક યોગ્ય કારણુને લીધે જાઉં છુ એની તને ખાત્રી કરી આપવા માટે '

' તો કહી નાખને ખરૂં કારણુ પ્રભાકર તારી સાથે લડયો છે ? '

' નહિ. '

' તો તને લાગી આવે એવું કંઇક બોલ્યો છે ? '

' તેમ પણુ નહિ ! '

' ત્યારે ? '

' મંજુલા, હવે તે મારી સાથે સારી રીતે વર્તતા નથી. તેને ગમું નહિ એવી શું હું ખરાબ છું ? '

' પ્રભાકરે એમ કહ્યું છે ? '

' આવી વાતો સ્પષ્ટ જ કહેવાની જરૂર છે ? મનુષ્યના વર્તનમાં જે ફેરફાર નજરે પડે છે તે ઉપરથી જ એ જણાઇ આવે છે '

' પણુ તેના વર્તનમાં તને એવો શો ફેરફાર જણાયો ? '

' એમ કહીએ તો મારી સાથે તે અત્યંત પ્રેમલ રીતે વર્તે છે; પણુ બીજાંઓ સાથે પણુ તે એવી જ રીતે વર્તે છે. મારૂં તેમને ખાસ મહત્વ નથી. હંમેશ પોતાના સ્નેહી–મિત્રોની ફરતે ! '

' કમલા, જે મનુષ્ય સારા સ્વભાવનો હોય છે તે બધાંની સાથે પ્રેમથી જ વર્તે છે. પ્રભાકર એક મૂલ્યવાન માણેક છે. તેની સાથે બે શબ્દો બોલીને પોતાનું મન રીઝવવા માટે અનેક માણુસો આતુર હોય છે, ત્યારે તેમની સાથે તોછડાઇ રાખવી ઠીક કહેવાય ? '

' મંજુલા, માત્ર પુરૂષો સાથે જ તેમનો સ્નેહ હતે તો મને એટલું ખરાબ ના લાગતે ! પણુ—'

' પણ શું ? '

' સ્ત્રીઓ સાથે પણ તેમની ગાઢ મિત્રતા !'

' અરે, હું તે જ કહું છું ને ? તેનો સ્વભાવ સારો છે, માટે જ સ્ત્રીઓ તેની સાથે આત્મીયતાથી વર્તે છે, એનું તો તારે ઊલટું અભિમાન રાખવું જોઈએ. તેની વર્તણુક માયાળુ છે, તેથી તો તેની સાથે મેરાં છોકરાંઓ પણ નિર્ભય રીતે બોલી શકે છે !'

' મંજુલા, આજે શું થયું તેની તને ખબર છે કે ? '

' તું કહે નહિ ત્યારે ક્યાંથી ખબર ? '

' લે ત્યારે કહું–' ઑફિસમાંથી ઘેર આવીને ઉતાવળમાં મને કહ્યું કે ' કમલા, કપડાં પહેરી લે ! ' મેં પૂછ્યું ' કેમ ? ' તો કહ્યું કે–પ્રમિલા પાનવાળાનું 'આપણી વિવાહપદ્ધતિ' એ વિષયપર વ્યાખ્યાન છે, મંજુલા, આ પ્રમિલા પાનવાળા કોણ એની તને ખબર છે ?'

' એટલી પણ મને ખબર નથી ! એ કોણ છે ? '

' અને એજ પ્રમિલા એમની પત્ની થવાની હતી ! પણ ભાઈએ મને બતાવ્યા પછી તેમનો વિચાર બદલાયો અને મારી સાથે લગ્ન થયાં. '

' પછી તું ભાષણમાં નહિ ગઈ ? '

' તેના ભાષણમાં ! ઓછાવત્તા પ્રમાણમાં તે મારી શોક્ય જ નહિ કહેવાય ? એક સમયે બસે મનમાં ને મનમાં પણ તેમનો એકમેક પર પ્રેમ નહોતો ? '

' પ્રેમ, છટ્ છટ્ ! પ્રમિલા પર પ્રેમ હતે તો તારી સાથે તે પરણતે જ નહિ. '

' તે ખરું છે, પણ તેની અને એમની મુલાકાત જ થાય નહિ એવો મારો વિચાર ! તેથી મેં વ્યાખ્યાનમાં જવાની ના પાડી અને તેમણે પણ જવું નહિ એવી મેં હઠ પકડી. અને તેથી જ—'

' વચ્ચે જ કેમ અટકી ગઈ ? શું થયું તે કહે ને ? '

' અમે લડી પડ્યાં ! '

' તેની સાથે તું લડી ? '

' હા, હું ઘણી ઘણી લડી ! ત્યારે તેમણે કહ્યું, ' કમલા, તું આટલી બધી વહેમી અને દુષ્ટ વિચારોની બનતી જાય છે, અથવા મારી પસંદગી ભૂલભરેલી હતી એમજ મારે કહેવું પડશે ! ' '

' પ્રભાકરનું કહેવું શું ખોટું છે ? '

' મંજુલા, તું પણ તેમના જ પક્ષની જણાય છે ! '

' હું કોઈના પણ પક્ષની નથી. ખરી બાજુ બધાને જ ગમે, ખરું ને ? '

' ત્યારે હું જ ખોટી ? '

' કમલા પતિપત્નીનો ક્રોધ એટલે પાણીનો પરપોટો. તે પાછો પાકો ફુટી નીકળે પણ ટકે નહિ. અમસ્તી ગમે તેવા સંશયની જાળ ગૂંથીને તેમાં ભેરવાઈ જવામાં તને શાનો આનંદ થાય છે ? કમલા, પતિ સાથે સ્હેજ બોલાચાલી થતાં ગૃહત્યાગ કરવા તૈયાર થનાર તારા જેવી સ્ત્રીને શું કહેવું. એ તો હજી સારું છે કે આપણે ત્યાં છૂટાછેડાનો કાયદો નથી ! '

' મંજુલા તું તો બધો મારો જ દોષ જુએ છે. તે મારાપર ગુસ્સે થયા છે. અમારી વિચારસરણી પરસ્પર સ્વભાવ વિરોધી છે. એમ હોય ત્યાં ઘરમાં શી રીતે રહેવાય ? '

કમલાના આવા વિચિત્ર સ્વભાવ માટે પોતાના મન સાથે જ વિચાર કરતી મંજુલા સ્તબ્ધ રહી. એટલામાં પ્રભાકર આવ્યો, અને તેણે કહ્યું, મંજુલાબ્હેન, ક્યારે આવ્યાં ? '

' હમણાં જ એ આવી કેવું થયું પાનવાળાનું વ્યાખ્યાન ? ' '

' આમ તો તે સુન્દર બોલી. પણ

ભાષણમાં કોઈ મુદ્દાનું ઠેકાણું નહિ ! કમલા, તું ત્યાં હાજર હોવી જોઈતી હતી. તેં એવો જવાબ વાળ્યો હત ! શ્રીમતી પાનવાળાના ભાષણ પછી બીજાઓનાં ભાષણો પણ ત્યાં થઈ રહ્યાં છે અને શ્રીમતી પાનવાળા છેલ્લે તેનો જવાબ પણ આપશે ! પરંતુ તું ત્યાં નહિ હોવાથી મને ત્યાં બેસી રહેવું ગમ્યું નહિ. મારી કેટલી બધી નિરાશા થઈ ! કમલા, તું મારા પર ગમે તેટલી રીસાય તો પણ મારાથી તારી સાથે નિષ્ઠુર નહિ જ થવાય !'

અને પ્રભાકરના આ શબ્દોથી કમલાની કલિકા ખીલી નીકળી ! તેણે કહ્યું, 'હું કેવી ગાંડી ! વાતમાં પડતાં ચહા લાવવાનું પણ ભૂલી ગઈ.' અને તે ઘરમાં ગઈ.

મન્દ-મધુર હાસ્ય કરતો પ્રભાકર બોલ્યો, 'મંજુલા બ્હેન, આ કેટલી નાદાન ભોળી છોકરી છે ! તું જ જો કે, એને રીસાતાં વાર નહિ અને મનાતાં પણ વાર નહિ ! એનું છોકરવાદપણું હજી ગયું નથી.'

ચહા પીધા પછી કમલાના આગ્રહથી તેઓ ત્રણે જણાં સિનેમા જોવા ગયાં. મંજુલા સિનેમા જોતી હતી, પણ તેના મનમાં કમલાના ચમત્કૃતિપૂર્ણ સ્વભાવનું તિરસ્કારમિશ્રિત કૌતુક થયા કરતું હતું.



તે પછીના થોડા દિવસ રહીને રાધી નોકરડીએ ઉતાવળા ઉતાવળા આવીને કહ્યું, "બા, હું ઘેર જાઉં ?"

"કેમ, અત્યારે કામ કરતાં કરતાં અણચિંતવ્યું ઘર કયાંથી સાંભર્યું ?"

"એ બોલાવવા આવ્યા છે. મને મોઇને ગાંભર્યું નહિં કે મારા જેલાની આજે વરસગાંઠ છે."

"તું ય છોકરાની વરસગાંઠ કરે છે ?"

"તમારા જેવાનાં સેર્વા રહીએ અને એવું ન જાણીએ બા !"

"તે કોણુ તેડવા આવ્યું છે ?"

"મારા ઘરવાળા" જુવાન નોકરડીના મુખ પર જાણે ગુલાલ છંટાયો.

આ ઘરવાળીના મુખ પરની આનંદ લહરીઓનું નૃત્ય જોઇ ઉલ્લાસ ઝંખવાઇ ગઇ. પોતે પણ કોઇકની ઘરવાળી હતી. સંસ્કારી શબ્દોમાં ગૃહિણી હતી પણ તેને આટલો પતિનો ગર્વ નહોતો. પતિ પ્રત્યે આટલો આદર નહોતો. કોણ ઉત્તમ ? પત્ની કે ઘરવાળી ?

"તે એમને અહીં બોલાવને."

"એમને તો મારી સાથે આવતાં શરમ આવે છે."

"એમ." હસતાં હસતાં ઉલ્લાસે કબાટ ઉઘાડવા માંડ્યું.

"ત્યારે હું જાઉં ?"

"આ પાંચ રૂપીઆ લેતી જા." કબાટમાંથી પાંચ રૂપિઆ કાઢી તેણે રાધી તરફ ફેંક્યા.

રાધીએ જાણ્યું કે કાંઇક કામ આવી પડ્યું. તે કામથી કંટાળી નહોતી. કામ ઉપર તો એનું જીવન હતું. પણ જેલાની વરસગાંઠને દિવસે પણ વૈતરું ? રૂપિઆ વીણતી વીણતી તે બોલી.

"શું લાવું ?"

"તારા જેલાની વરસગાંઠમાં વાપરજે."

રાધીનું હૈયું નાચી ઉઠયું. તેણે મનમાં ને મનમાં ઉલ્લાસને આશિષોથી શણગારી દીધી.

એક વખત ઉલ્લાસ કબાટમાં મૂકેલી ચોપડીઓને સરખી રીતે ગોઠવતી હતી ત્યાં કોક પુસ્તકમાંથી એક પત્ર સરી પડયો: "પૂજ્ય પિતાશ્રી," એટલા શબ્દો વાંચી તેની જિજ્ઞાસા સતેજ થઇ. તેને પોતાના સાવકા પુત્ર પ્રત્યે ન સમજાય તેવી લાગણીઓ થતી હતી. પોતે તેનાથી વયમાં નાની હતી છતાંય તેના હૈયામાંથી માતૃત્વનું અમીઝરણું નિર્ઝરતું હતું. કેટલીક અપરિચિત વ્યક્તિઓને વંદન કરવાનું મન થાય છે, કેટલીકને મિત્ર તરીકે સ્વીકારી લેવાની ઇચ્છા થાય છે, કેટલીક વ્યક્તિ તરફ ને આદર કે ન તિરસ્કાર એવો ભાવ પ્રગટે છે, ને કેટલીક વ્યક્તિઓ ઘૃણા માગી લે છે. ઉલ્લાસ પોતાના સાવકા પુત્રની બુદ્ધિની, ઉદારતાની વાતો નોકરો પાસેથી પ્રેમપૂર્વક સાંભળતી. તેણે શકુન્તને જોયો નહોતો. બધાજ કહેતા હતા કે "શકુન્તે કુટુમ્બને ત્યાગી દેશસેવાનો અંચળો ઓઢયો છે." તેને દેશભક્ત પુત્રના દર્શનની આતુરતા હતી. અને કયારેક એ અહીં આવશે એવી આશા હતી. ઘરમાં શકુન્તની એકેય છબી નહોતી. શકુન્તે છબી પડાવી નહોતી કે તેના પિતાએ પડાવેલી છબીને પુત્ર સાથે જ વિદાય કરી હતી ? ચન્દ્રાનન કયારેય શકુન્તને સંભારતા નહિ, કોઇની જીભ પર એ નામ ઉચ્ચારાતું જણાતું ત્યારે તે ગુસ્સે થઇ જતા.

તેણે પત્રને ઉકેલવા માંડયો.

પૂજ્ય પિતાશ્રી,

સાંભળ્યું છે કે તમે લગ્ન કરવાના છો? આ વયે ? મારી માતાની સ્નેહાળ મૂર્તિ આટલી બધી ત્વરાથી ભૂલી ગયા ? ઇશ્વર તમને સન્માર્ગે દોરે.

તમારો શકુન્ત.

ઉલ્લાસની આંખ સામે કોઈ અદ્‌ભુત યુવકની આકૃતિ ચિતરાઈ ગઈ. તેની બીજી જ પળે તે સજીવ થઈ ગઈ.

"માતા, હું તમારો અપરાધી છું" તે આકૃતિ ગરીબડા મુખે બોલી.

"તું અપરાધી ? તેં કયો અપરાધ કર્યો ?" ઉલ્લાસે વાચા ખોલ્યા વગર વાત શરૂ કરી.

"મેં તમારું બલિદાન અપાવવા દીધું. મેં તમારું જીવન વેડફાઈ જવા દીધું. હું દેશભક્ત છું. તમને ઉગારી લેવાની મારી ફરજ હતી."

"પણ તું કોઈ ફરજ બજાવતાં જ આ ફરજ ચૂક્યો હઈશ."

"તે ગમે તેમ થયું. મારે કોઈ પણ રીતે તમારું લગ્ન અટકાવવું જોઈતું હતું."

"મને મનગમતો પતિ ન મળ્યો પણ પુત્ર તો મળ્યો જ ! પતિના પરાક્રમથી રાચવાની તક ન મળી તો કાંઈ નહિં, પુત્રના પરાક્રમોને હું સહર્ષ વધાવી લઈશ."

"માતા, માતા, તમે તો કોઈ દેવી છો"

"હું માત્ર તારી માતા છું. મહાન તો તું છે."

"હું મહાન ! મેં એવું કાંઈ કર્યું નથી."

"લોકો કહે છે."

"લોકો કહે છે કે હું મહાન છું ! દેશસેવા બધા કરે છે તેમ હું કરું છું, હું મહાન કેવી રીતે થયો ?"

"મહાન થનારને પોતાની મહત્તા સમજાતી નથી. શકુંત ! હું તારા પગની ભૂખી છું."

"માતા."

"દીકરા."

કંઈક અવાજ થયો ને ઉલ્લાસ ઝબકી. તેનું જાગૃત સ્વપ્ન પવનની લહેરમાં ઊડી ગયું. તેણે વિચાર્યું હમણાં હું કોની સાથે વાત કરતી હતી ? પુત્ર સાથે ? પુત્ર મને માતા તરીકે સ્વીકારશે ? ફરી કંઈક અવાજ થયો ને તે ચમકી. તેને અન્ધકારની અતિશય બીક લાગતી હતી. તેને સૂઝતું નહોતું કે તેમની રૂપરેલછા કઈ રીતે મટાડવી. પોતાના રૂપને ક્યાં મૂકી આવવું કે તે શોધી પણ ન શકે. તેને

એક ભયંકર વિચાર આવ્યો. પોતે કુરૂપ બની જાય તો ? કલ્પનાસૃષ્ટિમાં માનવી બધું ય થઇ શકે છે. પુરુષ એકલે હાથે રાક્ષસ સેનાનો નાશ કરી શકે છે, અનેક રૂપસુંદરીના સ્નેહનો માથી થઇ શકે છે. સ્ત્રીનું પણ તેમજ. તે ઇન્દ્રભુવનની અપ્સરા બની જાય છે. કોક પુરુષોત્તમની પ્રેરણા બની વિશ્વને આશ્ચર્ય ચકિત કરી શકે છે. આચારમાં કેવળ શૂન્ય.

અને તે દિવસે ચન્દ્રાનને ઉલ્લાસને વાત વાતમાં કહ્યું, "શકુંત આવ્યો છે" તેમણે પુત્રનું નામ કેમ ઊચ્ચાર્યું તે શી રીતે કહી શકાય ?

"શકુંત આવ્યો છે ! ક્યાં છે ?"

"તને આટલી બધી લાગણી કેમ થાય છે !"

"હું એની માતા થાઉં છું." અઢાર વર્ષની ઉલ્લાસે હિંમતપૂર્વક કહ્યું.

"ગાંડી !"

"પણ તે ક્યાં છે ?"

"શહેરથી પાંચ ગાઉ દૂર ગામડામાં."

"ત્યાં કેમ ?" માતાએ પ્રશ્નોની પરંપરા કાઢી.

"ગ્રામ સુધારણા માટે." રૂપ લોભીએ સૌન્દર્ય પૂજન આદર્યું.

"તે એને મળવા આવવાનો વખત ન હોય તો આપણે ત્યાં જઇએ."

"એવા રખડુ માટે જવાની કંઇ જરૂર નથી."

ઉલ્લાસને રસિકતા અને કોમળતાના અવતાર ચન્દ્રાનન કઠોર હૈયાના જણાયા.

"મેં કવિતા લખવા માંડી છે."

"મારા ઉપર જ લખી હશે."

"લખી છે તો તારા ઉપર જ ! પણ કંઇ સહેજમાં સમજાય નહિં."

"તમારી નોકરીમાં ખલેલ નથી પડતી ?"

"કવિતાઓથી નોકરીમાં ખલેલ આવે ?"

"કેમ નહિ ? કલ્પનામાં રમતી કવિતા અધિકારને અંધકારમાં મૂકી આવે તો ?"

"મેં પહેલાં સાંભળ્યું હતું કે તું કવિતાની રસિયણ છે."

"કવિતાની રસિયા કોણ હોતું નથી ? સર્વનેય મર્યાદા હોય છે. મર્યાદા પૂરી થઇ એટલે અટકવાનું."

"તું તો જબરી તત્વવેત્તા છે."

"તમને હું શું શું છું તે બધું જ જણાશે."

ને ચન્દ્રાનન ઉલ્લાસની વધુ નજિક ગયા. ઉલ્લાસ સમજી ગઇ. એક પળમાં તેને કાંઇક વિચાર આવ્યો ને તે ઉત્સાહી બની ગઇ.

"તમે વાળ ઉભા કેમ હોળો છો ?" ઉલ્લાસે લટુકાં કરતાં કહ્યું.

"કેવા લાગે છે ?"

"સેંથી સરસ લાગે." એટલું કહી ઉલ્લાસ ઝડપથી દાંતિયો લઇ આવી. ચન્દ્રાનનના વાળ હોળવા લાગી. ચન્દ્રાનનને એ ગમ્યું અને તેમણે ધીમે રહીને ઉલ્લાસના હાથ પર ચૂંટી ભરી. ઉલ્લાસ રીસાઇ ગઇ.

"કેમ રીસાઇ ગઇ ?"

"મારે તમારી પાસે રહેવું જ નથી. જાદુ કરે તેવો મનોહર ચાળો કરી તેણે રૂસણું જારી રાખ્યું."

"પણ તને થયું શું ?"

"મારે મારા પિયર જવું છે. આજ કેટલાય વખતથી ગઇ નથી."

"તે જવું હોય તો જજોને ! એમાં રીસાઇ શા માટે જાય છે ?"

તે દિવસે ઉલ્લાસે ચન્દ્રાનનને પ્રેમમાં ડૂબાવી

દીધો. પુત્રને મળવા સારુ મા પતિને કૃત્રિમ પ્રેમથી છેતરતી હતી.

* * *

નમતી સન્ધ્યાને વંદન કરી સ્વયંસેવકો દેશગીત ગાતા હતા. ત્યાં કોઈક આવ્યું.

" ભાઈ, શકુંતભાઈ ક્યાં છે ? " કોઈ સુંદર યુવતી સ્વયંસેવકને પૂછતી હતી.

" શકુન્તભાઈને મળવું છે ? ક્યાંથી આવો છો ? "

" દૂરથી. " યુવતીએ ટૂંકો જવાબ આપ્યો. લાંબો જવાબ આપવા જેટલું તેનામાં બળ નહોતું. તેનું હૈયું ધબક ! ધબક ! ધબક ! ધબકતું હતું.

" બેસો, બોલાવી લાવું. " સ્વયંસેવકે આસન આપી ચાલવા માંડ્યું.

થોડીવારે સ્વયંસેવક એક ગૌરવદનના પ્રતાપી યુવકને તેડીને આવ્યો. યુવતીએ આવનાર યુવકને સન્ધ્યાના ડૂબતા ઝીણા પ્રકાશમાં ધારી ધારી ધરાઈને જોયો. તેના હૈયામાં હિમાલયની શિતળતા પ્રગટી.

" કેમ બ્હેન ! "

" તમે આ દળના નાયક છો કે ઉપનાયક ? "

" સ્વયંસેવકોને નાયક અને ઉપનાયક શા માટે હોય ! સઘળા જ સેવાના અભિલાષી હોય ત્યાં વર્ગ શા માટે ? હા, વ્યવસ્થા માટે એવું કાંઈક કરવું પડે. " શકુન્તે કહ્યું. તે સેવાદળનો નાયક તો હતો જ.

" તમારું નામ ? "

" શકુંત. "

" મારું નામ સ્વયંસેવિકા તરીકે નોંધશો ? "

શકુંતે યુવતી તરફ આંખ ઊંચી કરી જોયું. તે ક્યારનો જ તેને જોતો હતો.

" તમને થોડાક પ્રશ્નો પૂછું તો હરકત નથી ને ? "

" ના. "

" તમે કૌમાર સેવો છો ? "

યુવતીએ વિચાર કરીને કહ્યું, " હું પરણેલી છું. "

" તમારા પતિ તમે સ્વયંસેવિકા તરીકે જોડાઓ તેવું ઇચ્છે છે ? "

" ના. "

" તમારું નામ ? "

" મારું નામ ઉલ્લાસ. "

શકુન્તના હૈયામાં કાંઈક ખળભળાટ થયો. ઉલ્લાસ નામ તેણે ક્યાં સાંભળ્યું હતું ? તે સ્મૃતિને કસવા લાગ્યો.

તમારા પતિનું નામ ? તમને સંકોચ નહિ થાયને ? શકુંતે પૂછ્યું. પૂછવામાં તેનો આશય હતો.

" ના. મારા પતિનું નામ ચન્દ્રાનન, પુત્રનું નામ શકુંત, હું તમારી માતા ! "

" મા. " શકુન્ત ઘૂંટણ વાળી બેસી ગયો. તેણે ઉલ્લાસના પગને હાથની ચૂડ મારી દીધી.

'મા ! મા !' વિહ્વળતાથી તે ફરીફરીને બોલ્યો.

માતાએ પુત્રના વાળમાં આંગળાં પરોવ્યાં ને મનગમતા પતિ માટે સંગ્રહેલો સ્નેહ પુત્રના મસ્તકે અભિષેક્યો. આકાશમાં સન્ધ્યાએ સુખભરી નિંદ લીધી.

# કોયડો

[ અનર્ગલ સંવાદમાં ગૂંથેલી વસ્તુપ્રધાન વાર્તા ]

લેખક : ડૉ. મોહિનીચન્દ્ર



કૌટુંબનું શલ્ય કાઢો ના,
નવું કૌટુંબ બનો પોતે !
પ્રેમના ઢાંકણે પાપ
ઢાંકવાનું તજો જાતે.



"પ્રેમી દમયંતિકાએ પછી શું કર્યું ?"

"શું કરે, કપાળ ? ચૂપચાપ પરણી ગઈ."

"હેં..."

"ત્યારે બીજું કરે શું ?"

"પરણી ગયા સિવાય બીજો રસ્તો જ ન હતો."

"ના."

"ના એટલા માટે કે એ લગ્ન કર્યા વગર તેનો છૂટકો ન હતો."

"છૂટકો ન હતો, એટલે એમને કે સામે થવાની તેની શક્તિ ન હતી. તો પછી આટલી મોટી વાતો શું કામ કરતી હતી ?"

"શું કામ કરતી હતી, એની તો મને શી ખબર ! પણ એની નજદીક હું એટલી આવી છું તેટલા પરથી હું તને ખાત્રીપૂર્વક કહી શકું છું કે તે તેમ ન કરે તો બહાર મોઢું બતાવવાની તેની શક્તિ ન હતી."

"એમ તું શા ઉપરથી કહી શકે છે ?"

"નજદીકના સહવાસમાં આવી છું તે ઉપરથી."

"એટલે ?"

"એટલે, એ સઘળી ખાનગી વાત છે."

"શું એ ખાનગી વાત છે ?"

"હા."

"એમાં ખાનગી શું ?"

"તું એ નહિ સમજી શકે."

"અરે, સમજી શકીશ, જણાવ તો ખરી."

"તો ત્યારે સાંભળ."

"પણ જો, પહેલાં પેલાં બારણાં બંધ કરીને આવ. પછી હું તને બધી હકીકત કહું."

"બારણાં બંધ કરું નહિ, તો નહિ ચાલે ?"

"ના."

"શા માટે ?"

"અરે, વાયુ પણ વાત બહાર લઈ જાય છે !"

"તે તો ગમે તે છિદ્રમાંથી પણ આવશે."

"મારે તો કહું છું કે પાસે આવ અને કાનમાં કહું એટલે ઝાઝો ભય રહે નહિ."

"વાયુ પણ બહાર વાત લઈ જાય ! ઓ બાપ ! એવી તે શી વાત છે, મારા ભાઈ !"

"તે હું જણાવીશ ત્યારે તને ખબર પડશે ને !"

"લે, આ આવી ત્યારે."

"બારણાં વાસી આવી ?"

"હા."

"જો પાસે આવ."

"લે આ પાસે આવી.

ચીનના ગ્રામ્યસંસારની હૃદયંગમ કથા

# સીઝવ્યાની

રજુ કરનાર:
શ્રી. ચન્દ્રેશ હ. શુક્લ

[ ચીનના ગ્રામ્યજીવનની આ વાર્તાના મૂળ લેખક સુન સી ચેન ચીનના સૌથી તરુણ અને બુદ્ધિમાન લેખકો પૈકીના એક છે. ૧૯૦૬માં ચેકીયાંગ પ્રાંતમાં તેમનો જન્મ થયો હતો. લોકોને પ્રાચીન કથાઓ કહેનારા કથાકારોને સાંભળીને, છેક બાળપણમાં તેમને સાહિત્યમાં રસ ઉત્પન્ન થયો. બાળપણમાં જ તેમણે કલમ ચલાવવાની શરૂઆત કરી અને છેક નાની વયમાં જ તેમની કેટલીક ચોપડીઓ પ્રગટ થઇ હતી. તેમના શરૂઆતનાં જીવનનાં સ્મરણો મુખ્યત્વે આંતરવિગ્રહને લગતાં છે એટલે તેમની કૃતિઓમાં પણ મુખ્યત્વે એવા ઝઘડા અને વિવાદોને જ સ્થાન મળી જાય એ સ્વાભાવિક છે. ' The Field of War ' 'War' ' અને ' After War ' એ ત્રણ પુસ્તકોથી તેઓ ઘણા જ જાણીતા થયા છે.

તેમણે ૯ નવલકથાઓ લખી છે. ચીનના યુવાનોના તેઓ માનીતા લેખક છે. એ છ નવલકથાઓ આ રહી: " Beaton Gold; " 'To Dairen;' 'The King of flower;' 'Miss Fong Herwa,' ' Heart of Woman ' અને ' Woman of the Night ' છે. ઉપરાંત વીસ વર્ષની વયમાં તો અપ્ટન સીંક્લેર અને મેક્સીમ ગોર્કી જેવાની સાહિત્ય સેવાનો ઊંડો અભ્યાસ ...ન કરતા ગ્રંથો, Life of Shelly, Critique of English Literature અને East Indian Stories એ પુસ્તકો તેમણે લખી પ્રગટ કર્યાં છે. પશ્ચિમનાં સાહિત્ય વિષે તેમણે પાઠ્યપુસ્તક પણ ...યું છે.

ચીનની નવલકથાઓમાં ક્વચિત જ જણાય એવાં પ્રકારનાં ઘણાં તત્વો સુનની કથાઓમાં છે. ગ્રામ્ય જીવનનો તેમને પૂરેપૂરો પરિચય છે અને તેથી ગ્રામ્યજીવનના ચિતાર માટે તેમની નવલિકાઓ ...જ વખણાય છે. તેમની પાછળની કૃતિઓમાં સામાજીક પ્રશ્નોની ચર્ચા થઇ છે: એમાં વાસ્તવવાદનો વિકાસ થયો છે અને તેમનું લખાણ વાચનારને હલાવી મૂકે, તેના પર પ્રભુત્વ સ્થાપે એવી ઉચ્ચતર કક્ષાએ પહોંચી જાય છે. ચીનાઇ સાહિત્યમાં લગભગ આ ગુણ તેમના સિવાય બીજા કોઇમાં વિકસતો નથી.

તેમના ઉદ્દામવાદને કારણે ૧૯૩૫ના જાન્યુઆરીમાં પીપીંગ ખાતે કુમીન્ટાંગ સત્તાવાળાઓએ તેમને ગિરફતાર કર્યા હતા. અને ' એકરાર ' કરીને છુટકારો મેળવતાં પહેલાં તેમને ત્રણ માસ પર્યંત જેલમાં રહેવું પડ્યું હતું. ગિરફતારી પ્રસંગે સુન પીપીંગ કેટલીક યુનિવર્સિટીઓમાં ચીનાઇ અને પશ્ચિમનાં સાહિત્ય વિષે વ્યાખ્યાનો આપતા હતા. ૧૯૩૪ના નવેમ્બર-ડીસેમ્બર અને ૧૯૩૫ના જાન્યુઆરીમાં ...તાત્વાના ...ગમાં ગિરફતાર થએલા ખસો લેખકો, કલાકારો, વિદ્યાર્થીઓ અને અધ્યાપકોમાં ...ગાઢ નહિ સ્પર્શેલા પ્રશ્નને સ્પર્શે છે. મૂળ ચીનાઇ...નેનો અત્રે ગુજરાતી અનુવાદ રજુ થાય છે. ]

" એમ તું શા ઉપરથી કહી શકે છે ? "

" નજદીકના મહવાસમાં આવી છું તે ઉપરથી. "

" એટલે ? "

" એટલે, એ સઘળી ખાનગી વાત છે. "

" શું એ ખાનગી વાત છે ? "

" હા. "

...ો આહ આવ્યો પડી રહી હતી.

...ી પણ તેની હિંમત ચાલતી ન હતી.

...જાંબુડા-લાલ પર્વતની તળેટીમાં

" અરે કેવી

વિધવા વાગ આ બધી ટીકાઓનું તાત્પર્ય સમજી શકી નહિ તે તો પાત્રોમાં બાવી થએલી વાનીઓ જોયે જતી હતી અને પરાણે મોઢુ હસતુ રાખી રહી હતી એક વાર પણ આ બધી ટીકાઓથી તે ગુસ્સે થઇ નહિ પણ આહ આઓ આ બધુ સાંભળતી હતી, ધ્રૂજતી હતી, અને વધારે સ્પષ્ટ સાંભળી શકાય તે માટે દિવાન આગળ લપાઇને પડી રહી હતી તેને જે લાગણી થતી હતી તે શરમની, ભયની કે રોષની કે માત્ર શોકની છે એનું ખુદ તેને ભાન ન હતુ, પરંતુ જાણે ભારે પથ્થરનો બોજો તેને કચડી રહ્યો હોય અને લાલ લાલ તપાવેલા લોખંડના સળીયાથી તેના હૃદયને ડામ દેવામાં આવ્યો હોય એવું તેને લાગતુ હતું થોડા જ દિવસ ઉપર નશીબમાં લખાયુ હશે તે થશે એમ તેણે હિમતભેર કહ્યુ હતુ પણ હવે તેને ચિન્તા થતી હતી લપાઇ લપાઇને તે બધી વાતચીત સાંભળતી હતી

છેવટે વયોવૃદ્ધ મુખી સાહેબ બોલ્યા

" સ્પષ્ટ કહીએ તો આ કાંઇ બહુ ગંભીર વાત નથી વયમાં આવેલી બાળા લગ્ન પહેલાં એ કુદરતી જ નથી શુ ! પણ યુવાન સાથે પ્રેમ કરવો, છુપી રીતે, કોઇની પણ જાણ વિના અને યોગ્ય વિધિઓ વિના એ તો કોણ જ માફ કરી શકે ? '

" બરાબર છે ! " વેપારી વૃધ્ધે સુર પૂર્યો આ તો ભૂતકાળમાં કરેલા પાપો માટે જ માતા ઉપર આવો પ્રસંગ આવી પડે આવી પુત્રી તો તમારા કુટુમ્બના નામ માટે જ કલંકરૂપ છે એવું કાંઇ નથી આખાય તાલુકા ગામ માટે એ તો કલંકરૂપ છે આપણે ત્યાં ચાલતી આવેલી રૂઢી પ્રમાણે આવા પ્રકારના ગુન્હા માટે તો મોતની જ સજા હોય છે, એ તમે શું ક્યાં નથી જાણતા ? તણુ કે મ ?









કોઈ જ અર્થ તો નથી. એટલે તમે કહો છો તેમ તેને અહીંથી તરત જ કાઢી મૂકવી એ જ બહેતર છે. "

આમ, આ બેએ ચુકાદો આપ્યો એટલે બીજા મહેમાનોએ પણ એમાં જ પોતાનો સૂર પૂરાવ્યો. આ નિર્ણયનો સર્વાનુમતે સ્વીકાર થયો. બીજા, ફિક્કો, શ્રમિત થઈ ગએલો વિધવા વાગ્નેનો ચહેરો સ્મિતથી મલકી ઉઠયો. ત્રણે ડાહ્યા પુરુષોને તેણે પ્રણામ કર્યા અને બીજા સર્વનો આભાર માન્યો. પણ લપાઈને આ ચુકાદો સાંભળી રહેલી આહ આઓ આ નિર્ણયથી જરાય આનંદ ન પામી મોતના પંજામાંથી તેને ઉગારી લેવામાં આવી હતી, એ બીનાનું તેને ભાન હતું. મૃત્યુનો સંભવ તેને કંપાવી રહ્યો હતો. જો કે એનો ઉંડો ભય સેવી રહેવા જેટલી તે બીરૂ ન હતી. પણ ગામમાંથી હદપાર થવું, માતાને છોડી જવું અને ફરી કદિ તેનું દર્શન સુદ્ધાં ન કરવું, નાના વ્હાલસોયા ભાઈને છોડી જવો, અને કોઈ અજ્ઞાત અનિશ્ચિત ભાવિમાં ઝંપલાવવું એ તો તેને મૃત્યુ કરતાં પણ વધારે લાગતું હતું. શોકથી તેનો દેહ કંપતો હતો; જાણે હમણાં તૂટી પડશે, હમણાં કચ્ચરઘાણ વળી જશે, હમણાં એની ધીમી ધીમી કચ્ચરો ઉડી જશે એમ તેને લાગ્યું. કાંઈક ભેદી વસ્તુ તેને ભાવિ જીવન પ્રત્યે કંપારી છૂટાવી રહી હતી.

એ એક મહિના પહેલાં, એપ્રિલની શરૂઆતમાં એ પ્રસંગ બન્યો હતો. દિવસ ખુશનુમા હતો, લોકો ભારે ઘેલા બની જાય એવો એ દિવસ હતો.

નજીકના જ યુ ગામમાંથી બપોર પછી આહ આઓ પોતાના ઘર તરફ પાછી ફરતી હતી. આવો ખુશનુમા દિવસ કદી ઉગ્યો નથી એમ તે દિવસે આહ આઓને પણ લાગ્યું.

તેના દેહમાં કોઈ નવા જ પ્રકારની ઉષ્મા જણાતી હતી જાણે નવજીવન મળ્યું હોય એમ તેના દેહમાં નવો જ જુસ્સો જણાતો હતો. પાનખરના સુકાયલાં વૃક્ષોએ નવી કુંપળો ધારણ કરી હતી, એટલે બધે લીલું છમ લાગતું હતું વૃક્ષોમાં નવજીવન આવ્યું હતું. પક્ષીઓ પણ આનંદ કિલ્લોલ કરતાં મધુર ગીતો ગાતાં હતા. જાણે આખીય દુનિયા તરૂણ, તાજી, ખુશનુમા, ખીલતી જાગતી અને આશાભરી લાગતી હતી પણ એ શાને માટે ? તેને ખબર ન હતી. છતાં એનો વિચાર કરતી તે ધીમી ધીમી ચાલી રહી હતી. અંતરની કોઈક જ્વાળાથી જાણે તેનો ચહેરો બળતો હતો. તરત જ તેને તેના દેહનું ભાન થયું. એની ઉષ્મા તેના પોશાક વાટે પણ બહાર નીકળી રહી હતી.

" આહ આઓ..." દૂરથી તેને કોઈએ હાકલ પાડી. સ્તબ્ધ થઈને, સહેજ ભય પામીને તે થોભી. પાઈનની ઘટાઓમાં આંખો ખેંચી જોયું અને અંતે ખાડા ટેકરાવાળા માર્ગ પર પણ નજર કરી જોઈ પણ કોઈ તેની નજરે પડયું નહિ તેના માથા ઉપર બાજની એક જોડી કુંડાળા ફરતી હતી. તેણે આગળ ચાલવા માંડયું.

" આહ આઓ..." ફરીથી કોઈકે બૂમ મારી, પણ આ વખતે એ બૂમ ઘણી જ નજીકથી આવી હતી. તે થોભી; તેને વધારે મુંઝવણ થઈ. કોઈ તેની નજરે પડયું નહિ અને તેણે ફરીથી ચાલવા માંડયું. એટલામાં ફરીથી તેને કાને એ જ અવાજ આવ્યો: પણ આ વખતે એ અવાજ ઘણો જ નજીકથી આવતો હતો. " આહ આઓ, એ તો હું છું ! " ઝડપથી તે પાછી ફરી અને જોયું તો લીલી ઝાડીઓમાંથી એક માથું ડોકાતું હતું. પછીથી લાંબો રેશમી

જ્જ્જ્ઞે પહેરેલા એક યુવાનની આખીય આકૃતિએ તેને દેખાવ દીધો. લાલ બટનવાળી મુંકગ ટોપી તેણે પહેરી હતી. વીનેક વર્ષનો એ તરુણ હશે. દેખાવમાં પણ કાંઇ કાઢી નાખવા જેવો ન હતો. તેનો ચહેરો ઘણોજ આનંદી લાગતો હતો આઇ આગ્નોએ તેને ઓળખી લીધો. નજીકના ગામના વેપારીનો તે પુત્ર હતો. આઇ સીયાનને નામે તેને તે ઓળખાતી હતી

" અરે તુ છે કે ! " આઇ આગ્નોએ કહ્યું. " તેં તો મને ભારે બ્હીવડાવી દીધી. તું અહીં ક્યાંથી ફૂટી નીકળ્યો ? " છતાં તેને એ સમયે જોવાથી આઇ આગ્નોને જરાય અસંતોષ થયો હોય એવું લાગ્યું નહિ

" હું ? હુ તો શહેરમાંથી આવતો હતો ત્યાં દૂરથી મે તને આવતી જોઇ એટલે તને બનાવવા માટે આ ઝાડીઓમાં હું સંતાઇ ગયો. " આઇ સીયાને જવાબ આપ્યો.

" બદમાશ–લુચ્ચા ! " આનંદથી જાણે લપડાક લગાવવા ઇચ્છતી હોય તેમ તેણે હાથ ઉંચો કર્યો. " આમ તે બ્હીવડાવવાનું હોય ! "

" હું ક્ષમા માગું છું, આઇ આગ્નો ! સાચા દિલથી તમારી ક્ષમા માગું છું. પણ સાચી વાત તો એ છે કે મારે તમને ઘણી જ અગત્યની વાત કહેવાની છે. "

" શું છે એ ? "

પણ યુવાન ધીમો પડી ગયો. " હું. હું..." એમ તે માત્ર બબડી શક્યો. પંઝીથી તેણે આઇ આગ્નોનો હાથ પકડ્યો.

" અરે પણ છે શું ? ' આઇ આગ્નોએ હાથ ખેંચીને પાછા હઠવા પ્રયાસ કર્યો પરંતુ કોઇક કારણે તેના પગ પાછા હઠતા હતા. તેનું શરીર ધ્રુજ્યું: કેમ જાણે કાંઇ આંચકો લાગ્યો ન હોય ! ફરીથી તેના શરીરમાં જાણે ઉંમા લાગી હોય એમ તેને થયું. તેના શરીરમાંથી બધુંય બળ હરાઇ ગએલુ લાગ્યું. તેણે આઇ આગ્નોની કમરે હાથ વીંટાળ્યા; તેને પોતાના તરફ ખેંચી અને પછી બીજી ઝાડીઓમાં તે આઇ આગ્નોને ખેંચી ગયો. કોઇ પણ રીતે તે એનો વિરોધ ન કરી શકી. તેનું મગજ જાણે કામ કરતુ ન હતું. તેઓ આગળ જતાં હતાં તેનું ભાન ન હતું. તેના મોઢામાંથી જરા સરખો અવાજ નીકળતો ન હતો. તેને માત્ર એટલું જ લાગતું કે તેનું અંતર અસાધારણ રીતે આનંદમાં આવી ગયું હતું.

પાંદડાંથી બીજ આચ્છાદાયેલા એક વૃક્ષની ડાળી હેઠળ તેઓ બેઠાં. તેનું માથું સીયાનના ખભા પર ટેકાયુ હતું. તેની આંખો મીંચાયલી હતી. તેનો શ્વાસ ઝડપથી ચાલતો હતો. ધબકારા મારતાં તેના હૃદય ઉપર સીયાનનો હાથ ધીમેથી ફરતો હતો. સીયાનના હોઠ જાણે તેના હોઠ સાથે ભીડાયા હોય એમ તેને લાગ્યુ અને અચાનક એવી લાગણી તેના દિલમાં થઇ ગઇ કે જે તેણે કદી અનુભવી ન હતી.

ઉપર ઉડતાં પક્ષીનો અચાનક ફફડાટ થયો. એનાથી તે ચોંકી ઉઠી તેને એક પળભર ભાન થયું કે દુનિયાનું અસ્તિત્વ છે. તે કંપી ઉઠી. " આઇ સીયાન ! માતા મને મારી નાખશે. "

" તું ચિંતા ન કર. મારામાં વિશ્વાસ રાખ; આના જેમ હંમેશને માટે બધુય આશ્ચર્યજનક થઇ જશે. "

તેનો અવાજ ધ્રૂજતો હતો અને અગાઉ કદી ન અનુભવેલી લાગણીઓએ તેને આવેગમાં ઘેરી લીધી હતી. આઇ સીયાને તેને ચુમીઓ ભરી, ગાલ પર, હાથ પર, ગળાં પર. મુંગે મોંએ તે આનંદ મેળવી રહી.

પછી જ ઉશ્કેરાયલી હાલતમાં ;

મોડી તે વરે પછી ફરી તને શુ થયુ છે, દીકરી !" વિધવા માતાએ તેને સવાલ કર્યો 'તાર આવ્યો છે ?' તેણે કપાળ પર હાથ ફેરવ્યો વિખરાયલાં વાળની લટો કપાળ પર આવી ગયેલાં હતાં તને ઠંડી તો લાગી નથીને ?

અરે ના રે મને તો કાંઇ થયુ નથી મને જરા ઠીક લાગતુ નથી એટલુ જ ' જાણે આત્મગત જ બોલતી હોય તેમ તે થોડુક બબડી પછી પથારીમા પડી ને સૂઇ ગઇ લાંબો સમય સુધી ને સ્થિર સૂઇ રહી અધાપિ જોખમે ભય અને ભાવિનો તેને ખ્યાલ હતો છતાં તે એટલુ પણ જાણતી હતી કે ફરીને તે આહ સીયાનને મળશે અને તેય ગમે ત્યારે તે ઇચ્છતો હશે તો મળે જ !

કાઇક ભયંકર બનાવની તેને આ શંકા હતી એને માટે તેણે તૈયારી કરી રાખી હતી આહ સીયાન સાથેની પ્રત્યેક મુલાકાત પછી તેમનુ પાપ ખુલ્લુ પડી જશે એ જોવાની તે રાહ જ જોતી અને તેને ધીક્કાર આપવા કોઇ જ આવતુ નથી એ જાણીને તેને આશ્ચર્ય થતુ છતાં બન્નેને પકડાઇ જાય, તેને એક જ વાતનો સંતોષ હતો તેનો બાળક તેનુ રક્ષણ કરશે, તેની મજામાં હિસ્સો લેશે, અને એ અરામાં જ આ શરમજનક સ્થિતિમાં જે કાંઇ ભાવિ તેના માથા પર લટકે તે સહન કરવામાં તેને બળ મળ્યુ અને જેનો સતત ભય સેવ્યા કર્યો હતો તે બન્યુ પણ ખરુ અલબત્ત એ જે પ્રકારે બન્યુ તેના સંજોગો તેણે ધાર્યા તેવા ન હતા વિધવા વાંગે આ ભવ્ય મિજબાની આપી તેના ત્રણ જ દિવસ પહેલાં એ બનવા પામ્યુ.

લાન પર્વતની પાછળ એક નાની ટેકરી હતી તેનુ નામ વર્ષોથી ભુલાઇ ગયુ હતુ એના અર્ધે માર્ગે પગથીઓથી છવાયેલુ એક મંદિર તે પર્વતદેવનુ હતુ આજુબાજુનાં જંગલો એક જમીનદારની માલિકીના હતાં એટલે એમાં પ્રવેશ કરવાની હિંમત કોઇક જ કરી શકતુ વળી અત્યંત શાંત એ સ્થાન હતુ એટલે જ પ્રેમીઓનુ એ આરામસ્થાન હતું

તે દિવસે લાઓ તેઇ નામનો કઠિયારો લાકડાં ચીરવા માટે એ જંગલમાં ઘુસી ગયો હતો ઘણાં લાકડાં કાપીને તેણે ભારો તૈયાર કર્યો હતો મંદિરની પાછળની દિવાલ પર અસ્ત થતા સૂર્યના લાલ કિરણો વેરાતાં હતાં ત્યારે તે જવાની તૈયારી કરતો હતો. દૃશ્ય એવુ મનોહર હતુ કે તે જોવાને તે લલચાયો એટલે દરવાજા આગળ તે બેસી પડયો પાઇપ સળગાવીને પીવા લાગ્યો અને આકાશ તરફ સ્થિર ચિત્તે જોઇ રહ્યો

પણ આ અવાજ શાનો આવતો હતો ?

# ઍંચરની વહુ

લેખક :
શ્રી. સીતારામ જે. શર્મા

'ઍંચરની વહુ ! ઓ અલિ ઍંચરની વહુ ! ક્યાં ગઇ રે ? સાંભળતી નથી કે...?'

ઘરને આંગણે ખાટલા પર બેઠાં બેઠાં દાતણનો કૂચો કરતાં કંકુ ડોશીએ બૂમો પાડવા માંડી. લગભગ અડધી શેરી સાંભળે એવો ડોશીનો ઘાંટો હતો, અને કર્કશતાને લીધે એ ખૂબ ભયંકર લાગતો હતો.

ને ટાઢથી ધ્રૂજતી હોય તેવી જણાતી એક છોકરી બહાર આવી.

એની ઉંમર બહુ બહુ તો નવ અને દસની વચ્ચે હશે. છતા તેણે નાનકડી ઘાઘરી પર ઉંમર લાયક સ્ત્રીઓની માફક સાડલો પહેર્યો હતો.

ને હજુ તો પુરી પાંચ ગે પોતાની પાસે આવી રહે, ત્યાર પહેલાં તો ડોશીએ ત્રાડ પાડી: 'જરા મૂંઝું ઠીક મૂંઝું. જ્યારે ને ત્યારે ડાચું ઉઘાડું ને ઉઘાડું ! અહિં વહુ થઇને આવી છે હમજી ? શ...તારી માએ તે તને એટલું એ શીખવ્યું નથી !'

વાઘને જોઇને બકરીનું બચ્ચું થરથરી ઉઠે તેમ પેલી નાનકડી રીસની શી છોકરી કંપવા લાગી. અને તુરત જ એણે લોટા પવાલાં માંજતાં માટીવાળા થયેલા હાથે લાજ કાઢીને ઉભી રહી. હજી તો જેના દેહેથી પુરું ધાવણ પણ છૂટ્યું નહોતું, એવી એ બિચારી નિર્દોષ, અબુઝમણ્ડુ બાળકીએ ગામની આગળ 'વહુ' બનવા માટે સાડીના છેડામાં મુખ છૂપાવ્યું, ત્યારે જાણે મારા એ હિંદુ સમાજની સંસ્કૃતિ શરમથી મુખ છૂપાવી દેતી હોય તેવું લાગ્યું.

કંકુ ડોશી પોતાની એ પુત્રવધુની જે માતાને ગાળો દઇ રહ્યાં હતાં, તે બાઇને કેટલી સીફારસો કરાવીને પોતાના બાવીસ વરસના ઍંચરીઆનો કુંવારો દોરો ઉતારવા માટે એની દીકરીને માગી લીધી હતી.

અને 'માગી લીધી' હતી એટલે બારસો રૂપીઆ એક હજારની એની કીમત ચૂકવી હતી !

પરંતુ દીકરો પરણાવ્યા પછી કંકુ ડોશી એ બધી જૂની વાત ભૂલી ગયાં હતાં, અને સાસુપદનો લ્હાવો લેવા માટે એ બિચારી નાનકડી કપુને 'ઍંચરની વહુ' કહીને જ બોલાવતાં !

કેમ જાણે એનું નામ દેવાથી કહેવાથી કે પોતાના દીકરાની વહુ છે એ વાત દુનિયા ન જાણે એનું એમને દુઃખ હોય, કે પછી પૈસા ખર્ચીને ખરીદી લાવેલી એ ઉછરતી ઢીંગલી પરનો પોતાના બાવીસ વર્ષે પરણેલા પુત્રનો માલિકી હક્ક મટી જવાનો એમને ડર હોય !

સવારમાં ઉઠીને હજુ લોટા પવાલાં માંજવા બેઠી હતી, એટલામાં ડોશીની રાડારાડ સાંભળીને માટીવાળા હાથે બહાર આવી, અને સાસુએ ધમકાવ્યાથી લાજ કઢવા ગઇ એટલે સાડલાને માટીના ડાઘ પડ્યા. તે જોતાં જ ડોશીની આંખ ફાટી 'શ...અભાગિ ના મુરની !

ઓટલામાં બેસાડીને પૂછ્યું: 'કેમ બહેન ફાવે છે ને ?'

ચંચળના એ પ્રશ્નનો જવાબ કમુની આંખમાંથી નીકળી રહેલાં આંસુડાંએ આપ્યો.

આશાક ડોશી પરિસ્થિતિ સમજી ગઇ એટલે તેણે કહ્યું: 'નાનાં બાળક છે એટલે તમને જોઇને એમ કરે છે.' ને પછી તેમણે બે'ચરની વહુને કહ્યું: ' જાઓ દીકરા ઉપર જઇને મારી છીંકણીની દાબડી લઇ આવો '

એના ગયા પછી કંકુ ડોશીએ ડાપણાં કરવા માંડ્યાં: ' મારે તો દીકરી જેવી છે; એનાથી મારે શું વધારે છે ? હું તો મારી દીકરી કાંતા જેવી તેને ગણું છું. '

' ભગવાનનો ! તમારે ક્યાં બે પાંચ દીકરા ને અને બે પાંચ વહુરો ઘરમાં આવડે છે ? ' ગચકે ડોશીની વાતને પુષ્ટિ આપી.

' તોયે બે'ન આ પોળની રાં...તો એવી છે કે કંઇની કંઇ વાતો કરે છે કદાચ તમારા મોઢે ય એ વાત આવી તો હશે "

' ના બા, હું તો મારા કામમાંથી જ નવરી થતી નથી '

' તો ઠીક, બાકી આપણી ન્યાતની બાયડીઓ તો પરણુ તોબા ! એમનો તો જ્યાં ટંટો ન થતો હોય ત્યાં ટંટો કરાવવો અને કોઇનું ભલું જોઇને દાઝવું એ જ ધંધો છે. '

' હશે મા, સહુ પોત પોતાનાં કર્યાં ભોગવશે. ' કહીને ચંચળ ઉઠી.

*

તે પછી થોડા જ વખતમાં કંકુ ડોશી બરાડા પાડતાં સંભળાયાં.

' રાં...અભાગીયાના ઘરની, તારા બાપનું નખ્ખોદ જાય, મારી આગળ શું રડતાં હતાં ? મારૂં ન્યાત જાત્યમાં ખોટું દેખાડવા આવી છે ? '

તે સાથે જ : ' ઓ બાપરે, મરી ગઇ રે, હવે કદી એવું નહિં કરૂં...' એવી કમુની રાડોથી પોળનું વાતાવરણ ગાજી ઉઠ્યું.



યુનીવર્સીટીનું બીજું અગત્યનું કાર્ય વાતાવરણ ઊભું કરવાનું છે આ સસ્કારી વાતાવરણ પ્રોફેસરો, શિક્ષકો અને વિદ્યાર્થીઓના સુમિલન અને વાર્તાલાપમાંથી જન્મે છે. માત્ર જ્ઞાનવર્ધન અર્થે નહિ પણ સત્યની સિદ્ધિ અર્થે જ્ઞાનપ્રાપ્તિના ઉચ્ચ આદર્શથી તેઓ પ્રેરાયલા છે.. આવું વાતાવરણ ઊભું કરવા માટે યુનિવર્સિટી માટે સાધન સગવડો અને પૈસા જોઇએ તમારાં સાધનો વધે અને સરકારી માન્યતા મેળવવાની તમારી આકાંક્ષા સિદ્ધ થાય તેમ હું ઇચ્છું છું.

*

હવે સ્નાતકોને: નવા જમાના અને નવીન હિલચાલના તમે પુરોહિત થશો. હિંદી નારીત્વ તેની જૂની શૃંખલાઓ તોડીને બહાર નીકળતું જાય છે. નિરક્ષરતાનો લોપ થાય છે સામાજિક અને ગૃહજીવનની અસમાનતાઓ ઝપાટાબંધ અદૃશ્ય થતી જાય છે. તમારે માટે કેટલાંક ક્ષેત્રો ખુલ્લાં છે અને વધુ હવે ખુલશે પણ તમે જીવનના જે જે ક્ષેત્રમાં જાવ ત્યાં આ વિદ્યાપીઠનો સંદેશો લઇ જશો તો તમે સંસ્કાર અને પ્રેરણામૂર્તિ બનશો. વર્તમાન યુગનું નારીત્વ સ્વાતંત્ર્ય, આર્થિક સ્વાતંત્ર્ય અને વ્યક્તિગત કારકીર્દીને ઝંખે છે અને તેમાં કશું ખોટું નથી; પણ આ નવા પ્રવાહના જુસ્સામાં હમ અને ગૃહજીવન પુરુષસાથની જીવનમૈત્રીમાં આવશ્યક એવા સંયમને રખે વિસરતો. પુરુષ અને સ્રીની સમાનતામાં હું સંપૂર્ણપણે માનું છું, પણ જીવનના જે મૂળભૂત તત્ત્વો છે તેને ભૂલી શકતો નથી. આ તત્ત્વો શીખવે છે કે સ્રી-પુરુષની સ્વાર્થી વૃત્તિઓને અન્યોન્યમાં બલીદાન આપી દેવાથી જીવનમાં જે સુમેળ જામે છે તે સુમેળ સિવાય આ બધી કારકીર્દીઓ અને વ્યક્તિગત સાધના એ ખાલી ફોતરાં છે.

[ શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી હિન્દી સ્રીઓની વિદ્યાપીઠના પદવીદાન સમારંભ પ્રસંગે કરેલું માંગલિક પ્રવચન ]

## [ ૨ ] પુખ્તવયની સ્રીઓનાં શિક્ષણનો પ્રશ્ન

[ મુંબઇ સરકારે થોડાજ સમય પર પુખ્તવયના સ્રી પુરુષોને જ્ઞાન આપવાની યોજનાઓ વિચારવા માટે એક સમિતિ નીમી હતી. એ સમિતિનો હેવાલ થોડાજ સમય પર પ્રકટ થઇ ગયો છે. એ અહેવાલમાં પુખ્તવયની સ્રીઓમાં શિક્ષણનો પ્રશ્ન, એક જુદાજ પ્રકરણદ્વારા સમિતિએ ચર્ચ્યો છે. સ્રીશિક્ષણના પ્રશ્નની અગત્ય જોતાં એ પ્રકરણ આખુંય અત્રે ઉતારવામાં આવ્યું છે. ]

માતાઓના સહકાર વિના, વિશાળ પ્રમાણમાં અક્ષરજ્ઞાનનો પ્રચાર થવાની આશા ઘણી ઓછી રાખી શકાય તેથી પુખ્ત વયની સ્રીઓને શિક્ષણ આપવાનો પ્રશ્ન સામાન્ય કરતાં વધુ અગત્યનો છે.

એટલે એને માટે જે યોજના વિચારાઇ છે તે પુરુષ તેમજ સ્રી કાર્યકરોનો બન્નેનો ઉપયોગ કરવાને લગતી છે. ગામડાઓમાં કામ કરવા માટે પૂરતા પ્રમાણમાં તાલીમ પામેલી સ્રીઓ મળવી મુશ્કેલ છે અને તેથી ઘણાં કેન્દ્રોમાં, સ્રીઓએ પુરુષોનાં શિક્ષણ માટે કરવામાં આવેલી સગવડોનો લાભ લેવો પડશે અથવા તો પોતાના સ્થાનિક મંડળોમાંથી બીનતાલીમ પામેલી શિક્ષિત સ્વયંસેવિકાઓને હાથે તાલીમ લેવી પડશે.

સામાન્ય રીતે જ્યાં શક્ય હોય ત્યાં સ્રીઓને સ્રીઓ દ્વારાજ શિક્ષણ અપાવું જોઇએ. પુરુષ શિક્ષક, સ્રીને લખતા વાચતા શીખવી શકે, પરંતુ પુખ્ત વયની સ્રી વિદ્યાર્થિનીઓ સાથે તે કદિ પણ ગાઢ પરિચય કે વિશ્વાસ મેળવી શકે નહિ, અને એ તો શિક્ષણને સફળ બનાવવા માટે આવશ્યક છે. જ્યાં સ્રીઓ મિશ્ર વર્ગોમાં હાજરી આપવા ઇચ્છતી હશે ત્યાં પણ યોગ્ય સમય મેળવવાની મુશ્કેલી રહેશે. કારણ કે, સ્રીઓને ગૃહજીવનની ફરજોને લગતી ખાસ જવાબદારીઓ છે. છતાં પુરુષો અને સ્રીઓ એકજ વર્ગોમાં હાજરી આપી શકે એવા સંજોગો હોય તો ઘણો સમય નાણાં અને શક્તિનો બચાવ થઇ શકે.

અક્ષરજ્ઞાન આપવાના પ્રાથમિક તબક્કામાં તો સ્રીઓ અને પુરુષો બન્ને માટે એક સરખી જ પદ્ધતિ હોય છે અને ઘણીવાર પ્રારંભમાં

માટે સરખો શીવણ વર્ગ કે હસ્તકળા હુન્નરનો વર્ગ, સ્ત્રીઓને એમાં હાજરી આપવા લલચાવે છે. જ્યારે શીવણવર્ગ ચાલતો હોય તે દરમ્યાન સ્ત્રીઓ માટે સારી પણ આકર્ષક વાર્તા વાંચી સંભળાવવામાં આવે; એ પછી આરોગ્ય, શીશુ કલ્યાણ, પોષણ, સામાન્ય રોગો; ચેપી રોગો અને તેની અટકાયત વગેરે ઉપયોગી વિષયો પર પાઠ જેવી વાર્તાલાપ પણ યોજી શકાય. પ્રત્યેક શહેરી પછી તે સ્ત્રી હોય કે પુરૂષ, નાગરિક તરીકેની તેની જવાબદારી શી છે તેના તરફ વારંવાર ભાર મુકવામાં આવવો જોઇએ. વારસાની બાબતમાં સ્ત્રીઓને શા અધિકાર છે, અસ્પૃશ્યતા, બાળલગ્ન, અનેક પત્નીત્વ અને પડદા વગેરેના અનિષ્ટો પર પણ વિવેચનો થાય. સ્થાનિક પોલીસ, રેલ્વે, ગ્રામ કેમ ચાલે છે, રસ્તાઓના વપરાશને લગતા નિયમો શા છે એ બધી માહિતી પણ સ્ત્રીઓને આ વર્ગોમાં આપી શકાય. વર્ગોમાં જ્ઞાન જેમ જેમ વધતું જાય તેમ તેમ વધારે ગંભીર વ્યાખ્યાનોની યોજના પણ કરી શકાય.

અક્ષરજ્ઞાનપ્રચારના આ કાર્યમાં સહકાર આપવા માટે પ્રત્યેક વ્યવસ્થિત સ્ત્રી સંસ્થાઓને સ્વયંસેવકો અને કાર્યકરો મોકલવાને જણાવવું જોઇએ અને સ્ત્રી સંસ્થાઓના સભ્યોને સ્ત્રીઓમાં અક્ષરજ્ઞાન પ્રાપ્તિની ઝંખના પેદા કરવા માટે સખ્ત કાર્ય કરવા આગ્રહ કરવો જોઇએ. અખિલ ભારતીય મહિલા પરિષદની પેટા શાખાઓ, નેશનલ કાઉન્સીલ ઓફ વિમેન સાથે જોડાયલી સંસ્થાઓ, સેવાસદન તેમજ બીજી સંસ્થાઓ આ દીશામાં ઘણું ઉપયોગી કાર્ય કરી શકે.

વળી ઘરે ઘરે જઇને સ્ત્રીઓને આવા વર્ગોમાં હાજરી આપવાનુ ઉત્તેજન આપે એવી સ્ત્રી કાર્યકરોની પણ જરૂર રહે છે. આવી સ્ત્રીઓ નવા વર્ગો કાઢવા જેવા વિસ્તારો પણ શોધી શકે. આ બધી યોજનાઓ કરતા સરકારે જેમ બને તેમ વધારે પ્રમાણમાં સ્ત્રી દાક્તરોને સહાય કરવી જોઇએ. આરોગ્ય જળવાઇ રહે એવા પ્રકારની ટેવો પાડવાને લગતું જ્ઞાન, ગામડાંની સ્ત્રીઓને આપવાની ખાસ જરૂર રહે છે.

ઉદ્યોગોમાં કામ કરી રહેલી સ્ત્રીઓને શિક્ષણ આપવાનો પ્રશ્ન ખાસ મુશ્કેલીભર્યો છે. સ્ત્રી મજુરને કારખાનામાં તેનું કામ કરવાનું હોય છે. તે ઉપરાંત મજુરીએ જતાં પહેલાં અને જઇ આવ્યા પછી તેણે ઘરે કામ કરવાનું હોય છે. તેનું કામ આથી સહેલું નથી. એટલે આ બાબતમાં એકજ ઉકેલ લાગે છે અને તે એ કે, કંપનીના મકાનમાં, કંપનીના કામ કરવાના સમયમાંજ નક્કી કરેલા ચોક્કસ સમયે આવા વર્ગો ચલાવવા દેવાની કંપનીના માલીકોને વિનતી કરવામાં આવે. જો કે એનો છેવટનો ઉકેલ તો આર્થિક ધોરણ સામાન્ય રીતે ઉંચું થાય તેના પરજ રહેલો છે.

## [ ૩ ] ગામડાંની સ્ત્રીઓમાં કાર્ય કરો

[ બ્યા. શ્રી. મોરારજી દેસાઇ ]

ઘરમાં આવીને કેમ વાપરવું કરવું એ મને સુઝતું નથી. માણસ ગમે તેટલો હોંશિયાર હોય પણ ઘરમાં ભાષણ કરવાનું આવે ત્યારે તેને સુઝ ન પડે. મારી દશા આજે એવી થઇ છે, હું અહીં અનેકવાર આવ્યો છું અને તમારી સાથે મેં ચર્ચા કરી છે. પ્રધાન થયા પછી પણ એક વાર આવ્યો હતો

ગામડાંની બહેનોને કંઇ કહેવાનું હોય ત્યારે હું બહુ રસપૂર્વક કહી શકું છું. એનું કારણ ગામડાંમાં સ્ત્રીઓને શાની સામે લડવાનું છે તેની તમને ખબર હોતી નથી, તેથી હું ત્યાં ડહાપણથી વાત કરી શકું; પણ તમારે ત્યાં તો સ્ત્રીઓના પ્રશ્નમાં ખુબ કામ ગાજ છે અને તમારી સાથે ચર્ચા કરનારા પણ તમને તે સમજાવે છે; તેથી તમારી સમક્ષ સ્ત્રીઓના પ્રશ્ન પર વાત કરતાં મને મુંઝવણ થાય એમાં નવાઇ નથી.

ગામડાંની સ્ત્રીઓને તમે કેવી રીતે ઉપયોગી થઇ શકો એનો જવાબ હું આપું તેના કરતાં તમે પોતે ગામડાંમાં જઇને રહો તો તમને સર્વ સમજ પડે અને તમે તેનો નિકાલ પણ કરો માં

ટોલ સ્રીઓ જ કાઢશે. કારણ કે બીજી વસ્તુ-ઓનો ઉકેલ તે સારી રીતે કાઢી શકે છે. ખૂબીની વાત તો એ છે કે જ્યારે ત્યારે શુકનના કામમાં તો કન્યાને આગળ ધરાય છે કારણ કે સ્રી એ શક્તિનું સ્વરૂપ મનાય છે. પણ જ્યાં હકની બાબત આવી કે તે અપશુકનનું સ્વરૂપ બની જાય છે.

અજ્ઞાન જેમ વધતું ચાલ્યું તેમ તેમ પુરુષોમાં પણ સ્વાર્થ સિવાય કંઇ દેખાયું નહિ. પોતાનો સ્વાર્થ સાધવામાં એ સ્રીને અપંગ બનાવીને પોતે પણ અપંગ બન્યો. આજે હિન્દુસ્તાનમાં પુરુષ અપંગ છે, નામર્દ છે એનું કારણ સ્રીની શુરવીરતાનો એણે નાશ કર્યો છે તે છે. એને લીધે જ આ આપણે ગુલામ બન્યા. પહેલાનાં જમાનામાં રજપુતો શુરાતનમાં મશહુર હતા. એ સમયનો ઇતિહાસ જોતાં આપણને માલુમ પડશે કે, એ વખતે રજપૂતાણીઓ એમના કરતાં વધારે શૂર હતી. બાયલા ધણીને તે ચલાવી લેતી નહિ. યુદ્ધમાંથી ડરીને પાછા આવેલા ધણીને તે હાંકી કાઢતી અને એનું રાજ્ય કારભાર પણ તૈયાર રહેતી. આથી પુરુષ વધારે શૂરવીર બનતો.

આજે જોખમના કામમાં સ્રી પુરુષને અટકાવે છે અને તેથી તે વધુ નિર્બળ બને છે. સમજુ માણસો આ રોગ કાઢવા પ્રયાસ કરે છે, પણ બહાર વાતો કરવામાં પુરુષ જેટલી મનની સ્પષ્ટતા બતાવે છે તેટલું સાફ દીલ ઘરમાં બતાવતો નથી. સ્વાર્થ આગળ માનેલા સિદ્ધાંતો ભૂલી જાય છે. જો એમ ન હોય તો આજે સત્યમાં બધા માને છે, પણ પોતાને કાર્ય કરવાનું આવે છે ત્યારે તે ભૂલે છે અને ખોટું કરે છે.

પુરુષને સુખસગવડ પર કાપ પડતો જણાય ત્યારે તે ખીજાઇ જાય છે અને સ્રીને હેરાન કરે છે. આવે પ્રસંગે માત્ર તિરસ્કાર બતાવવાથી પુરુષની નિર્બળતા નહિ જાય. પણ સ્રી મક્કમતા બતાવે તો બન્ને વધુ મજબુત બને અને બન્નેનો સંબંધ પણ સારો બને.

ઘણીવાર બજેટ વધારવાની વાત આવે ત્યારે મને ધક્કો લાગે છે અને એના ફાયદા વિષે શંકા થાય છે પણ બહુ ખાધ બગડે ત્યારે એવી આપ-ણામાં વિચાર પરિસ્થિતિનું ભાન નથી થતું એટલે એની જરૂર રહે છે. વહેવારમાં આ બે વચ્ચે મેળ કેમ સાધવો તે શાસ્રનું નહિ પણ સમજનું કામ છે.

હિન્દમાં સ્રીઓ ખુબ નિર્બળ છે, છતાં બીજા દેશોની સ્રીઓ કરતાં તેઓ પોતાના આત્માને વધુ ઓળખે છે અને તેમની સંસ્કૃતિ પણ તેમના કરતાં વધુ સારી છે. સ્રીઓ પોતાના હકને માટે ખૂબ જોરથી લડે તો હું તેમાં જરૂર મદદ કરું; એમાં ભૂલ હોય તો પણ. હું માનું છું કે એ ભૂલ બહુ આગળ નહિ વધે. આજે તમે જે રસ્તો લીધો છે એનાથી નુકસાન હોય તો પણ મારે તમને મદદ કરવી એ મને વાજબી લાગે છે. પણ એમાં એક વસ્તુ ધ્યાનમાં રાખો. કદાચ બોલવામાં હું શૂરવીરતા બતાવું, પણ મારી ભૂલનો અર્થ એવો ન કરવો કે સ્રીઓ પ્રગતિ કરે એનો હું વિરોધી છું.

આ પ્રમાણે જો જાહેર કાર્યના દરેક ક્ષેત્રમાં પુરુષો કરે અને સ્રીઓ ન કરે પણ મક્કમ રહે અને કષ્ટ સહન કરીને ચાલે તો જે સ્વાતંત્ર્ય અને પ્રગતિ આપણે માગીએ છીએ તે જલદીથી સિદ્ધ કરી શકીશું. આપણે દુનિયાને દાખલો બેસાડી શકીશું. આપણે જે કાર્ય કરવા તૈયાર થઇએ તેમાં કષ્ટ સહન કરવાની આપણી તાકાત પહેલી જોવી. જોખમ વહોરતાં તાકાત વધશે. એ માટે જે તૈયાર ન હોય તે પ્રગતિ ન કરી શકે. કષ્ટ વિના કોઇ વસ્તુ ન મળે. કષ્ટ સહન કરતાં તમે નહિ અટકાય એવી મને શ્રદ્ધા છે, પણ આપણે અણધાર્યું જોખમ ધારીને અટકી જઇએ છીએ તેમ ન અટકતાં સહન કરવા તૈયારી કરવી. કેટલીવાર એ સંકટને ભૂલી પણ જવું.

આમાં તમને અસંગતતા લાગશે. હું માનું છું કે આવી સૂચના આપવામાં એ મુશ્કેલી રહે છે. માણસ ગમે તેટલું ડહાપણ બતાવે તેની પરીક્ષા તો કામ કરતી વખતે થાય છે. સફળતાનો આધાર તેના પર જ છે. તેથી મને બોલતાં સંકોચ થાય છે. હું માનું છું કે બોલવાથી શક્તિ ઓછી થાય છે. બોલવાની જરૂર પડે, પણ બોલવા કરતાં માણસે કામમાં વધુ મશગુલ રહેવું અને તેની કાળજી વધુ રાખવી.

સ્ત્રીઓના પ્રશ્નો માટે ઊંડા પાયા વિના મક્કમતાથી તમને અન્યાય લાગે ત્યાં સામે થાવ અને કષ્ટ સહન કરવા તૈયાર થાવ તો સમાજ સુધારણા મુશ્કેલ નથી. કાયદા માટે ઘણીવાર કહેવાય છે કે એનાથી માણસને રક્ષણ મળે છે, પણ રોજબ-રોજના જીવનના પ્રશ્નો માટે કાયદા ન હોઈ શકે, અને કાયદાથી આવા સુધારા ન થાય એ માટે ઝુંબેશમાં ફેરફાર કરવા પડે. મરજીયાત દુઃખ સહન ન કરે અને કામ ન કરે અને એવી તાકાત વાળા માણસો ને આગળ ન કરે ત્યાં સુધી ગમે તેટલા કાયદા હોય છતાં સ્ત્રીઓની અત્યારની દશા કાયમ રહેશે. માટે કાયદા પર આધાર ન રાખતાં સ્ત્રીઓની શક્તિ વધારવા માટે આપણે વધારે પ્રયાસ કરવો.

ગામડાની પરિસ્થિતિ આથી જુદી નથી પણ ગામડાંની સ્ત્રીએ એ આ બધું નહિ જોયેલું હોવાથી ગામડાની પ્રજા શહેર કરતાં ભોળી હોય છે. તેથી તે ઉતરપઈડ નહિ કરે અને તેથી એના પ્રશ્નો સમજવામાં તમને મુશ્કેલી નહિ પડે.

શહેરના માણસોને ગામડામાં જવા મુશ્કેલ પડે. જ્યોતિસંઘ આદિની જેમ ગામડામાં ન ચલાવી શકાય ત્યાં અહીંના જેવા સાધનો ન મળે. પણ જ્યાં સુધી ત્યાં આમ ન ચલાવાય ત્યાં સુધી કંઈ નહિ થાય. ગામડામાં લોકો પોતાના ફાયદાની વાત પહેલી જુએ છે. તેથી તમે તમારા પ્રશ્નો માટે અહીં કરતાં ગામડામાં વધારે સારું કાર્ય કરી શકશો. પણ એ કામ નિરસ છે. જેમ દેશને માટે લડવાનું કામ રસિક નથી, છતાં પણ આપણી ધગશ તેને રસિક બનાવે છે તેમ આજે સ્ત્રીઓ એવી ધગશથી કામ કરે તો એ સ્ત્રીશક્તિ આગળ પુરુષને હાર્યા વિના છૂટકો નથી. એ હારમાં બન્નેને ફાયદો છે. એમાં મારા વર્ગનો ફાયદો છે એટલે આ કહું છું.

સ્ત્રી મજબુત ન થાય ત્યાં સુધી પુરુષ વધારે મજબુત થાય એ આશા ફોગટ છે. એમાં શંકા નથી. મારું ચાલે તો અત્યારે ચાલતી છોકરાઓની તમામ શાળાઓ બંધ કરી દઈને તેમાં સ્ત્રીઓની શાળાઓ શરૂ કરાવી દઉં. પણ એ શક્ય નથી. સ્ત્રીઓ ગામડાઓમાં જઈને એ માથે લે તો બને. અત્યારે તમારું પ્રધાનમંડળ હોવાથી તમને એ કાર્યમાં જરૂર મદદ મળશે.

[ અમદાવાદમાં જ્યોતિસંઘની બહેનો સમક્ષ તા. ૧૨ મી જુલાઈએ આપેલા વ્યાખ્યાનમાંથી ]



રશે. પતિઓની ઇચ્છા હોય તો તેઓ ફરી લગ્ન કરી શકે છે

શ્રીમતી સત્યવતી દેવી જેલમાં રાજકોટના આંદોલન સંબંધમાં પકડાયેલા દિલ્હીનાં જાણીતા સમાજવાદી સ્ત્રીકાર્યકર શ્રીમતી સત્યવતી દેવીએ હાઇકોર્ટને કરેલી અપીલ રદ થતા તેઓ સજા ભોગવવા માટે પોલીસને શરણે થયા હતા અને દિલ્હીથી લાહોરની સેન્ટ્રલ જેલમાં તેમને ખસેડવામા આવ્યાં છે

સામાજીક સુધારણાના ખરડાને ટેકો સીમલામા શ્રીમતી રાજકુમારી અમૃતકુંવરના પ્રમુખપદે મળેલી સ્ત્રીઓની સભામાં મધ્યસ્થ ધારાસભામાં તેમજ પ્રાંતિક ધારાસભાઓમા રજુ થએલ સામાજીક સુધારાને લગતા ખરડાઓ પ્રત્યે સ્ત્રીઓની લાગણી રજુ કરી હતી અને એક પત્નીવ્રત અને છુટાછેડા માટે સ્ત્રીઓને સમાન હક હોવા જોઇએ" એવો અભિપ્રાય સભાએ વ્યક્ત કર્યો હતો અખિલ ભારતીય મહિલા પરિષદની છ માસીક સભા ચાલુ માસની આખરે વડોદરામા મળેલ છે તેમા આ ખરડા પર ચર્ચા થવાની હતી.

સ્ત્રીવૈજ્ઞાનિકને બહુમાન કલકત્તાની વિક્ટોરીયા ઇન્સ્ટીટ્યુટના ગણિતશાસ્ત્રના અધ્યાપિકા, શ્રીમતી વિભા મજુમદાર એમ. એ ને કલકત્તા યુનિવર્સીટીની પ્રેમચંદ રાયચંદ શિષ્યવૃત્તિ આપવામાં છે આ શિષ્યવૃત્તિ મેળવનારા તેઓ સર્વ પ્રથમ સ્ત્રી વૈજ્ઞાનિક છે અત્યાર સુધીના શિક્ષણ દરમ્યાન પણ તેમની કારકીર્દી ઘણી ઝળહળતી રહી છે

શ્રીમતી વિભા મજુમદાર, બારીસાલની સરકારી હાઇસ્કુલના નિવૃત્ત મુખ્ય શિક્ષક શ્રી દ્વિજેન્દ્રમોહન સેનગુપ્તના પુત્રી છે અને બોઝ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટવાળા ડૉ. આર સી. મજુમદાર, જેઓ એક નામાંકીત વિજ્ઞાનશાસ્ત્રી તરીકે આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા ધરાવે છે તેમના પત્ની થાય છે

શ્રીમતી વિભા મજુમદાર, બોઝ ઇન્સ્ટીટ્યુટમા પોતાના પતિની જ દેખરેખ હેઠળ સંશોધન કાર્ય કરી રહ્યા છે અને તેમણે તેમના વિષયને લગતા કેટલાક મૌલિક નિબંધો પણ લખ્યા છે હિન્દી વિજ્ઞાન મહાસભાની લ્યુઅીશીની બેઠકમા ફીઝીક્સ અને ગણિતશાસ્ત્રના વિભાગમાં 'થીયરી ઓફ એબસોર્પ્શન ઇન આયોનાઇઝડ ગેસ' એ વિષય ઉપર તેમનો મૌલિક નિબંધ વંચાયો હતો કેમ્બ્રીજ યુનિવર્સીટીના પ્રો. એ. સી. એડીંગ્ટનના પ્રમુખપદે ગયે વર્ષે અલાહાબાદમા એસ્ટ્રોફીઝીકલ પરિષદ ભરાઇ હતી તેમા હાજરી આપવાનુ તેમને ખાસ આમંત્રણ મળ્યુ હતુ. એ પરિષદમા તેમણે એડીંગ્ટનના સિદ્ધાંત સંબંધમા મનનીય નિબંધ વાચ્યો હતો

બે વર્ષ પર જ તેમણે ગણિતશાસ્ત્રનો વિષય લઇને પ્રથમ વર્ગમા આવીને એમ. એ. ની પરીક્ષા પસાર કરી હતી. સફળ થએલા સર્વ ઉમેદવારોમા તેઓ ત્રીજા નંબરે આવ્યા હતા. એ પછી તેમણે ડૉ મજુમદાર સાથે લગ્ન કર્યાં હતા હાલમા તેમની વય ૨૧ વર્ષની છે



શ્રીમતી વિભા મજુમદાર

આમ પોતે વૈજ્ઞાનિક હોવા છતા, શ્રીમતી વિભા મજુમદાર બંગાળી સાહિત્યના પણ અભ્યાસી છે. યુનિવર્સીટીની ઇન્ટર મીડીએટ પરીક્ષામા તેઓ સાતમે નંબરે આવ્યા હતા, જો કે સંસ્કૃત અને ગણિતમા તો તેમનો નંબર પહેલો જ હતો અને માટે તેમને અનેક ઇનામો મળ્યાં હતા એક તો તેમને સરકારી સીનીયર શિષ્યવૃતી મળી હતી બંગાળામા સૌથી વધુ માર્ક્સ મેળવનાર સ્ત્રીવિદ્યાર્થી માટેનો નાગેન્દ્ર ચંદ્રક તેમને મળ્યો હતો અને એ ઉપરાંત સંસ્કૃતમા પ્રથમ આવવા માટે પાર્વેદ અને શારદાપ્રસાદ પારિતોષિકો મળ્યા હતા

૧૯૩૦ મા તેઓ બી. એ. થયા હતા તે પણ ગણિતશાસ્ત્રમા ઓનર્સ મેળવી અને બીજે નંબરે આવીને એ પ્રસંગે તેમને સૌ ઉમેદવારોમા સર્વ